# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ રૂ. ૪-૪-૦ ] (સ્ત્રીઉપયોગી સચિત્ર માસિક) [ હિન્દ બ્હાર રૂ. ૫-૧૩-૦
તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા સપ્ટેમ્બર ૧૯૨૯ કાર્યાલય :
ઉપતંત્રી : યજ્ઞેશ હ. શુક્લ થી ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ.
ફેબ્રુઆરી ૧૯૩૦

## વર્ષ ૭મું : પુસ્તક ૧૩મું

## અનુક્રમણિકા

## લેખક, લેખિકા યા સંપાદક

# ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ

લવાજમ રૂ. ૪-૪-૦ ] (શ્રી ઉપયોગી સચિત્ર માસિક) [ હિન્દ બ્હાર રૂ. ૫-૧૩-૦

તંત્રી : જયકૃષ્ણ ના. વર્મા
ઉપતંત્રી: યશેશ હ. શુક્લ

માર્ચ ૧૯૩૦
થી
ઓગસ્ટ ૧૯૩૦

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

વર્ષ ૭ મું

## અનુક્રમણિકા

### ફોટો-ચિત્રો: ૭૯

## લેખક-લેખિકા યા સંપાદકઃ ૭૪



**નારીયુગનાં નિશાન**

આ પરિષદમાં મળેલી વિધવિધ દેશની સ્ત્રીઓએ પોતપોતાના સ્વાતંત્ર્ય-ધ્વજ ફરકાવ્યાં હતા

આંતર-રાષ્ટ્રીય સ્ત્રી-પરિષદ, બર્લીન




મિસિસ રામરાવ, મિસિસ જીનરાજદાસ, મિસિસ ચટ્ટોપાધ્યાય

બર્લીન પરિષદમાં હિંદના પ્રતિનીધિઓ




પુસ્તક ૧૩ મું ] સપ્ટેંબર ૧૯૨૯ [ અંક ૧ લો

# વીરપસલી*

ભવરણમાં ભમતાં રમતાં વાયુ વગડાના વાયા જોને;
ઉડતો રસતરશ્યો ફુલભમરો શોધે શીતળ છાયા જોને:

કદિ કદિ સુણે ધીમી અગમ્ય બ્રહ્મબંસરી:
સુણી સુણી ઉડે દૂરે સૂરે સૂરે જ સંચરી:
ઠર્યો જઇ બજન્ત જ્યાં અનન્તસિન્ધુ ખંજરી:
દીઠી મીઠી મીઠી મહેંકતી મધૂપ મંજરી:

ભવરણમાં ભમતાં ભમરાને વસન્તવાયુ વાયા જોને;
રણુકિણી અમૃતવલ્લરી શું લાગી રમતાં માયા જોને:

શીળી શીળી મૃદુ મૃદુ હસે મધુર ચન્દની-
ઝીલી ઝીલી ખીલી કળી, રસિક-ચિત્તરંજની:
વીણી વીણી શુભ્ર રસે ગુંથેલ "રાસમંજરી"-
ધરે પદામ્બુજે મધૂપઃ સ્વીકારજો સુન્દરિ!

શીલ સુન્દરિ! જગમન્દિરનાં; તુજ કુંજે રાસ વવાયા જોને;
ફલિત ફુલ જે તારાં, તુજવણ સમર્પું રસમાયા! કોને?

કેશવ હ. શેઠ

* નવરાત્રિ ટાંકણે પ્રસિદ્ધ થનારે "રાસમંજરી"નું સમર્પણ—કે. હ. શેઠ.

# શ્રાવણનાં સરવડિયાં

આવ્યાં શ્રાવણનાં સરવડિયાં રેઃ
મ્હારી આછેરી ચુંદડી ભીંજાય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

હું તો પાણીડાં ભરવાને નીસરૂં રે,
જાઉં કે નહિ જાઉં એમ કરૂં રેઃ
મનનો નહિ નિશ્ચય થાય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

હમણાં હજી ખુલ્લું આકાશ હતું,
કે'વા રમ્ય ને કુંળા પ્રકાશવતું:
ત્યાં તો વાદળી એક જણાય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

જઇ કુવાને કાંઠડે બેડું ભરૂં,
લઇ શિરપરે જ્યાં પાછી ફરૂં:
ત્યાં વાદલડી ટપકાય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

મ્હારી આશાની વાદળી આવે ચઢી,
કાળી તોય છે રુપેરી રેખે મઢીઃ
કદિ વરસે ન વરસતી કયાંય હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

મેઘ ને આશા બેઉ સરીખડાં રે,
ઘડીમાંહે શ્રીમંત — ગરીબડાં રેઃ
હમણાં તડકો જરીવારે છાંય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

એવી વાદળીનાં પાણી ટપકી રહ્યાં,
મ્હારે માથેનાં બેડલાં છલકી રહ્યાંઃ
ભીંજે ચુંદડી ને હૈયાં ભીંજાય રે હો બ્હેની !
શ્રાવણનાં સરવડિયાં રે !

જનાર્દન પ્રભાસ્કર



# પારકાને પનારે

## કિંવા

## મતલબી દુનીયા !

લેખકઃ રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા,
'વીરના વાતો'ના કર્તા.

( ૧ )

"નાથ ! બચ્ચાંને આવાં ખોટાં લાડ ન લડાવો. મુંબાઇમાં તો ઠીક પણ દેશમાં રહેવાનું થાય ત્યારે......"

"ગાંડી રે ગાંડી ! તે વખતની વાત તે વખતે. કેમ જાણ્યું કે પછીના ભાગ્યમાં મુંબાઇ જેવા કોઇ શહેરમાંજ જીવન ગાળવાનું નહિં લખ્યું હોય ?"

તીજોરીમાંથી નોટોનું એક બંડલ કાઢી તેમાંથી દસ રૂપીયાની એક નોટ પોતાની પુત્રી પુષ્પાને આપતાં ચંપકલાલે ઉપરના શબ્દો ઉચ્ચાર્યા અને મમતાભરી નજરે પુષ્પા તરફ જોઇ રહ્યો.

"મારી બા તો એવીજ છે ! એને પૈસા બહુ ગળે વળગે છે નહિં બાપુ ?" મોઢે ચડાવેલી પુષ્પાએ નોટ લેતાં લેતાં છણકો કર્યો અને પિતાની કોટે વળગી પડી. "આજે હું રામા સાથે જઇને પેલી સાત રૂપિયાની કેંદર ડોલી લઇ આવીશ. એની સાથે રમવાની એવી મજા આવશે,......એવી મજા આવશે......"

ગંગાના મનમાં કંઇ કંઇ વિચારતરંગો ચાલતા હતા. એણે એક ઉંડો નિસાસો નાંખ્યો.

નોટનું બંડલ કોટના ગજવામાં ગોઠવીને ચંપકે બહાર જવાની તૈયારી કરી એટલામાં દાદર ઉપર 'ચંપકલાલ રતનલાલ' નામની બૂમ પાડતાં કોઇનાં પગલાં સંભળાયાં. જુએ તો તારવાળો.

ગંગા ચમકીઃ તાર કોનો હશે ?

ચંપકે તાર લઇને ફોડયો, વાંચ્યોઃ—

In great difficulty, Please eend five thousand by telegram.

*Keshavlal.*

"બહુજ ભીડમાં છું. તારથી પાંચ હજાર રૂપીયા મોકલશો.

કેશવલાલ"

વિચારમાં ને વિચારમાં તે કોચ ઉપર બેસી ગયો. હાથની આંગળીઓ વચ્ચે પકડેલા તારવાળા કાગળ ઉપર શૂન્ય દૃષ્ટિ રાખીને તે ઉંડા વિચારમાં ઉતરી પડયો.

"કોનો તાર છે ?" ગંગાએ તાર તરફ આંગળી ચીંધી અને આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

"મોટા ભાઇનો" ચંપકની વિચારમાળા ચાલુ હતી.

"શું લખે છે ? બધા સાજાતાજા તો છે ને ?" ગંગાની આતુરતા વધવા લાગી.

ઇચ્છા ન હોવા છતાં ચંપકથી બોલાઈ જવાયું, "પાંચ હજાર રૂપીયા મંગાવે છે."

"પાંચ હજાર! હજી તો એ મહિના પહેલાં તમે ત્રણ હજાર મોકલ્યા હતા. એમ વારે ઘડીએ ક્યાંથી મોકલાય?"

"ત્યારે બીજું શું થાય? એની આબરૂ જવા દેવાય?"

"આબરૂ હોય તો પછી અવળા ધંધા શા માટે કરે? અને તમે તે એમ ને એમ ક્યાં સુધી આપ્યા કરશો? એણે કદિ તમને મદદ કરી છે?"

"અમે તેમ તો પણ એ મોટા ભાઇ છે." કહેતાં ચંપક હેમ ઉપરથી ઉઠ્યો અને તાર-ઘડી વાળીને ગજવામાં મુકતા એ દાદર તરફ જવા લાગ્યો.

"ત્યારે તમે મોકલશો જ?" ગંગાએ કચવાતા મને પ્રશ્ન કર્યો.

"હા, હા, હા. સા...બૈરાંની જાત! સમજે કંઇ નહિ અને નાહક અદેખાઇથી બળી જાય." દાદરના પગથીયાં ઉતરતાં ચંપક બબડ્યો, અને ગંગાને પુષ્પાંજલી (!) આપી.

નીચે ગાડી જોઇને ઉભેલા શોફરે ચંપક-લાલ શેઠને જોતાંજ તેને સલામ કરી અને હેન્ડલ મારીને મોટરને તૈયાર બનાવી. શેઠ બેઠા અને ભુંગળાનો ભોં ભોં અવાજ કરીને લોકોને ચેતવણી આપતો ગોફર મોટર દુકાન તરફ હાંકી ગયો.

[ ૨ ]

ચંપકલાલ અને કેશવલાલ બન્ને ભાઇઓ હતા. એક નાનો અને બીજો મોટો. પરંતુ બન્નેના સ્વભાવમાં જમીન આસમાનનો ફેર હતો.

કેશવલાલ કપટી, ખંધો અને સ્વાર્થ-સાધુ હતો. સ્વાર્થ હોય ત્યારે કેશવના પગમાં પડતાં પણ ન શરમાતો. પરંતુ કામ સરે પછી તેને લાત મારવા પણ તૈયાર થતો. એણે કલકત્તામાં ધંધો જમાવ્યો હતો. એ ચાર ભાગીદારોને રડાવ્યા હતા. છતાંય નવા નવા લોભી લાલાઓ તેની જાળમાં ફસાવા આવ્યા કરતા અને એ પારકે પૈસે પરમાનંદ કરતો. આ જમાનામાં તમને બોલતાં આવડતું હોય, જીભ છુટી રાખી હોય, કપડાંલત્તાની ટાપ-ટીપ અને ખોટો આડંબર કરતાં આવડતું હોય, ઘરમાં ભલેને ઢમઢોલ અને માંહિ પોલ જેવું હોય છતાં તમારી પાસે પુષ્કળ પુંજી છે એવો ડોળ નીભાવવાની પ્રવિણતા તમારામાં હોય તો તમારો બેડો પાર સમજવો. કેશવ-લાલમાં આ બધી આવડત હતી—કુદરતે કદાચ નહિં આપી હોય, છતાં તેણે એ આવડત કેળવી હતી એમાં તો શંકા નથી.

આપ કપટકળાનો પ્રયોગ કરતાં બીજાને ફસાવવા જતાં કોઇ વખતે માથાનો મળી જાય તો એ પોતે ફસાઇ જતો અને એ વખતે આબરૂના કાંકરા થતા અટકાવવાને ખાતર તે પોતાના નાના ભાઇ ચંપકલાલ તરફ નજર કરતો એક જ વાર. તારથી પૈસા મંગાવવા: તાર એટલે જરૂરીયાત—કંઇ મહત્વના કે ભય-ભરેલા સંજોગની નિશાની! અને ભોળો ભાવ-ભીનો ચંપકલાલ પોતાના ભાઇની મુંઝવણના પ્રસંગે એનો વ્હારે ધાતો અને ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એને તારથી નાણાં મોકલતો.

ચંપકલાલ સીધો સરળ અને નીતિવાન હતો. લોકો કહેતા કે એના મ્હોંમાં સાકર ભરી છે અને તમે એને વાત કરતાં જૂઓ તો એ વચનો સાવ સાચાં લાગે. પોતાની મીઠી હુન્નરથી એ ભલભલાને વશ કરી લેતો. મુંબ-ઇમાં આવ્યો ત્યારે એક કટલરીવાળાને ત્યાં પરચુરણ કામ કરવા સાધારણ નોકર તરીકે રહ્યો હતો. આદમીને બનાવવાનો માલ નીજ-ગાની ઝડપથી તે કાઢી લાવતો એટલું જ નહિ, પરંતુ મ્હોં જોઇને ટીપું કરેલો હોય

તેમ ગ્રાહકને રૂચે તેવીજ કંઠેલાટી તેને બતાવતો. શેઠ એની આ પરીક્ષક બુદ્ધિથી પ્રસન્ન થયા અને એને ' સેલ્સમેન ' બનાવી વકરા ઉપર રાખ્યો. પોતાની ખરી આવડત બતાવવાની એને તક મળી.

પછી તો ઓફીસોમાં ઓર્ડર આપવો હોય તે કામ પણ ચંપકલાલ જ કરે. ઓફીસવાળાઓની કૃપા એણે સંપાદન કરી અને જો તે જૂદો વેપાર ખેડવા માંગતો હોય તો બીજા વેપારીઓ કરતાં વિશેષ સગવડો તેને આપવાની ઓફીસવાળાઓએ ઇચ્છા બતાવી.

ચંપકલાલનું ભાગ્ય ચમક્યું. એણે પોતાની કટલરીની દુકાન કાઢી.

થોડાજ સમયમાં મહાભારત યુદ્ધ જામ્યુ અને વિદેશી માલના ભાવ બમણા અને ચાર ગણા થઇ ગયા. સુભાગ્યેજ જે ઓર્ડરો એણે મુકેલા તેમાંજ અનાયાસે એને અણધાર્યો લાભ થયો અને કટલરી બજારમા ગુમાસ્તો ગણાતો ચંપકલાલ જોતજોતામા લક્ષાધિપતિની ગણનામાં ગણાવા લાગ્યો.

એણે એક મોટર રાખી. પોતાની એકની એક પુત્રી પુષ્પાને માટે એક બાઇ રાખી. ઘરે કામ કરનાર ઘાટી રાખ્યો. જૂના જમાનાની ખોલીને બદલે આલીશાન મકાનનો એક આખો માળ ભાડે રાખી લીધો અને ઘરમાં ભપકાદાર રાચરચીલું વસાવ્યું.

એની મીઠી જીભને લીધે ગ્રાહકો એના તરફ આકર્ષાતા, એના ચોખ્ખા વ્યવહારને લીધે વેપારીઓ એને જેટલું ધીરતા, એની કાર્યકુશળતાને લીધે બજારમાં એની સલાહ લેવાતી અને એની દુકાન દિવસે દિવસે વધારે ને વધારે જામતી જતી.

મધ જુએ ત્યાં માખીઓ આકર્ષાય તેમ ચંપકલાલની સારી સ્થિતિ જાણી તેના સગા વ્હાલાઓ કંઇકંઇ બ્હાને મુંબઇ આવતા અને પડયા પાથર્યા ત્યાં રહેતા. ચંપકલાલને ધંધા આડે કંઇ વિચાર કરવાની ફુરસદ ન્હોતી મળતી.

[ ૩ ]

આજે ચંપકલાલનું આખું કુટુંબ મા, બાપ, બ્હેનો અને બનેવીઓ—મુંબઇ આવ્યું હતું અને ઘરમાં કલબલાટ થઇ રહ્યો હતો.

ગંગા મનમાં બધું સમજતી. જ્યારે ૩૦ રૂપરડીમાં પોતાનો પતિ મુંબઇમાં નોકરી કરતો ત્યારે એનો કોઇ ભાવ ન્હોતું પુછતું. એ વખતે ગરીબ બીચારી ગંગા સાસુ સસરાના હાથમાં દબાયલી, નણંદોના મેણાટોણાં ખાતી આખો દિવસ વૈતરું કરતી છાનાં આંસુ પાડી દિવસો વિતાડતી હતી. એ વખતે કોઇ એની દયા ન્હોતું ખાતું. બલ્કે સત્તાનો જહાંગીરી કોરડો એના ઉપર ફેરવતાં અને એને કાયર કરીને મનમાં રાચતાં.

આજે એજ બધાં એના ભરીભરીને વખાણ કરવા મંડી પડયાં છે. જે નણંદો ઘડીવાર પણ પગવાળીને બેસવા ન્હોતી દેતી તેજ નણંદો ' ભાભી, તમે રહેવા દ્યો, ' કહીને હોંસે હોંસે એના હાથમાંથી કામ ઝુંટવી લ્યે છે. જે પુષ્પા જરા રડતી તો પણ તેને માર પડતો અને ' મરી જાતે રાંડ 'ના તિરસ્કારજનક વચનો સાંભળવાં પડતાં તેજ પુષ્પાને હસાવવા રમાડવામાં નણંદ અને નણદોઇ, સાસુ અને સસરો ગાંડાઘેલા બની જતા હોય એવું નાટક ભજવે છે !

ગંગા આ બધું જોઇ મનમાં નિશ્વાસ મુકતી. ' કેવી મતલબી દુનીયા ! સૌ પૈસાનું જ સગું છે ને ? ' તે બબડતી અને પોતાના પતિના ભોળપણને લીધે મનમાં ને મનમાં મુંઝાઇ મરતી.

બધા મુંબઇની મોજ માણવા આવ્યાં હતાં એટલે સવારના પ્હોરમાં નાસ્તા પાણી કરી મોટરમાં મુંબઇના આકર્ષક સ્થળો જેવા

નીકળી પડતા તે ઠેઠ જમવા ટાણે પાછા આવતા, અને તૈયાર ભાણા ઉપર બેસી જતા. ગંગા બિચારી બધાની સગવડ સાચવવામાં, સૌનું મન રાખવામાં અડધી થઇ જતી.

નણંદોએ ભાભીને નીચોવવાનો વિચાર રાખ્યો હતો. બપોરે જરા નવરા પડયાં એટલે ' ભાભી ! તમારો કબાટ તો ઉઘાડો ! જોઇએ તો ખરા અમારા ભાઇએ તમને કેવા પરેબાં લુગડાં અપાવ્યાં છે ! '

સાસુ સસરાની શરમને લીધે નણંદોને ના કહેવાય તેમ ન્હોતું. ગંગાએ કબાટ ઉઘાડ્યો અને જેમ ગીધપક્ષી મડદું સુંઘવા મંડી જાય તેમ બધી નણંદો આખો કબાટ સુંઘવા મંડી પડી.

" ભાભી ! આ શ્રીકૃષ્ણગરની ભરેલી સાડી બહુ સારી છે હોં ! મારા અંગ ઉપર બરાબર શોભે એવી જ છે ! " એક નણંદે ' હે દાતા ! ' નું મંગળાચરણ કર્યું.

" અને આ ફરાક તો પુષ્પાને હવે ટુંકા પડતાં હશે. મારી ' બનશી ' ને બરાબર થઇ રહે તેવાં જ છે ! " બીજી નણંદે આડકતરી સૂચના કરી.

" તમે ય શું મોટા બ્હેન એવા કિનારેદાર કપડામાં જીવ ઘાલો છો. ચંપકભાઇ તો ભાણેજ અને ભાણીને નવા કપડાં તથા દાગીનાથી શણગારીને જ મોકલશે ! " પડોશીએ નવો મુદ્દો ઉઠાવ્યો.

ગંગા સમજી ગઇ. અને તેટલો કમ ધારવા વિના આ ' બ્હેન બા 'ઓ છોડે તેમ નથી એવી તેની ખાત્રી થઇ. સાસુ સસરાનું ફરમાન થાય અને તેને મીલીટરી કાયદાની માફક આધીન થવું પડે તેના પહેલાં જ તેણે બને નણંદો મરાય એટલા કપડાંનો તેમના મ્હોં આગળ ઢગ કર્યો. બાકી મરનો રાજ હસતો ઝુલ જેવો થઇ ગયો '

મહાભાએ મોતી અને હીરા જડીત દાગીના તીજોરીમાં હતા. ' તીજોરીની ચાવી તમારા ભાઇ પાસે છે ' એમ કહીને દાગીના દેખાડવાની પીડા ગંગાએ પરબારી પતાવી દીધી.

ગંગા ઉપરના પોતાના અધિકારનું પ્રદર્શન કરી એ કાફલો મુંબઇ ઉઠાવવાની તૈયારી કરવા લાગ્યો અને બજારમાંથી ખરીદીની શરૂઆત થઇ. છેવટને દિવસે તો ચંપકલાલને પણ પોતાના ધંધાને ઉંધતો રાખીને તેમની સાથે કાપડ મારકીટ, ચોકસી બજાર, ઝવેરી બજાર વિગેરે સ્થળે ફરવું પડયું. ભાણેજો માટે અને ભાણીઓ માટે, બ્હેન માટે અને બનેવી માટે, કાકા મામાના બાળબચ્ચાં માટે એમ કપડાલત્તાં અને દાગીનાની ખરીદી થઇ. ચંપકલાલ સાથે હોવાથી તે દરેક સ્થળે પોતાને ખાતે લખાવીને માલ ખરીદ કરતો જતો એટલે કેટલા રૂપીયાનો આંકડો થયો તે જોવા જાણવાની કોઇને દરકાર ન્હોતી. ' સેતો ભૂસે ' એ ન્યાયે સૌ સંભારી સંભારીને પોતાની જરૂરીયાતો એક પછી એક રજુ કરતા અને ઉદાર મનનો ભોળો ચંપક સૌને રાજી રાખવાનો પ્રયત્ન કરતો.

પરંતુ ડોશીના મનમાં હજી એક ઉણપ રહી ગઇ હતી. " અરે, આ બધા તમે તમારૂં કર્યા કરો છો, પણ ત્યાં સમાજદાસને ઘેર ખાતું ઢાંકવું પડશે તેનો કંઇ વિચાર કર્યો ! બધા સગાઓ પીળી ખાશે કે મોટે ઉપાડે મુંબઇ જઇ આવ્યાં અને બટકું હલવો કે સુતરફેણી આપી જવાનો તો વિવેક ન સૂઝ્યો ! "

અને જોતજોતામાં એક લીસ્ટ તૈયાર થઇ ગયું. કાગળ ઉપર નદિ-પુરાંને એની યાદી કરવામા કાગળ અને પેન્સીલની મદદ લેવી પડે, ડોશીનો તો મોઢે મોઢેજ એક પછી એક નામોની હારમાળા રજુ કરે અને એમાં એકે નામ ન ભુલી જવાય ! નગીનદાસ ગુલાબદાસ જગજીવનદાસના માણસ ખાતે પૂજ ખરાંગીને હસ-

વાના પડીકાનો નાનો શો ઢગ મોટરમાં ખડકાવીને એ કાકલો ઘેર આવ્યો. ગંગા આ બધું જોઇને આશ્ચર્ય બની ગઇ.

મુંબઇ છોડતી વખતે બધાએ પુષ્પાના હાથમાં બબ્બે રૂપીયા મુકવાનો વિવેક કર્યો. " ચાલ, દેશમાં આવવું છે ? તારી બા કરતા પણ તને વધારે લાડ લડાવીશું " એમ પુષ્પાને કહી પુષ્પાની ફોઇઓએ પોતાનો પુષ્પા પ્રત્યેનો પ્રેમ પ્રદર્શિત કર્યો અને " વહુ, દીકરા, સંભાળીને રહેજો. શરીર સાચવજો "નો ઉપદેશ કરતા ગંગાના સાસુ સસરા ગળગળા થઇ ગયા. ' કમાઉ દિકરો માબાપને વ્હાલો ' એ કહેવતનો ગંગાને સાક્ષાત્કાર થયો.

[ ૪ ]

ચંપકને ધંધા આડે ભવિષ્યનો વિચાર કરવાનું સુઝતું નહોતું. પૈસાના લોભમાં તેણે વિસ્તારી દીધેલી વેપારની બાજી રહેલાઇથી સંકેલી લેવાય તેમ ન્હોતું. તે વધારે ને વધારે ઉપાધિમાં પડતો ગયો. ધીરે ધીરે ચિંતા અને મુંબઇની ધમાલીયા જીંદગીની તેના શરીર ઉપર અસર જણાવા લાગી.

ગંગાએ મુંબઇ છોડવા બહુ સમજાવ્યો, પણ શી રીતે છોડાય ? ચંપકના વ્યક્તિત્વને લીધે ચાલતા વેપારની પાછળથી શી દશા થાય ?

એક દિવસ એને કંઇ ઉર્મિ થઇ આવી અને પોતાના વેપારની કેટલીક જાણવા જેવી વાતો એણે ગંગાને જણાવી. પોતાની પત્ની અને પુત્રીના સુખને માટે પોતે આ ઉપાધિ વ્હોરી રહ્યો છે એમ પણ ઉમળકાપૂર્વક તેણે જણાવ્યું અને પોતાની પત્નીને અત્યંત પ્રેમપૂર્વક આલિંગન આપીને તે દુકાને જવા નીકળ્યો.

ગંગાના હર્ષનો પાર ન રહ્યો. તેને ભવિષ્યના અનેક સુખદ સ્વપ્નાં આવવા લાગ્યાં.

પરંતુ ભવિના પેટમાં કોણ પેસી શકે છે ? એ આનંદ આજેજ અત્યંત શોકમાં ફેરવાઇ જશે એવી તેને શી ખબર ?

* * *

" મહેતાજી ! જરા સોડા મંગાવો તો ! આજે જીવ મુંઝાઇ જાય છે, છાતીનાં પાટીયા ભીંસાતાં જણાય છે."

મહેતાજીએ સોડા લાવવા માણસ દોડાવ્યો જોતજોતામાં દુકાનના માણસો ભેગા થઇ શેઠની સારવાર કરવા મંડયા. સોડા આવ્યો, પરંતુ તે પીએ તે પહેલાં તો ચંપક શેઠના પ્રાણ નીકળી ગયા.

ડોકટરે અભિપ્રાય આપ્યો કે હાર્ટફેલ થવાથી—હૃદય બંધ પડી જવાથી શેઠનું મૃત્યુ થયું છે !

મહેતાજીએ ઘેર ટેલીફોન કરાવી મોટર મંગાવી. શેઠના શબને તેમાં નાંખી ઘેર લાવ્યા. ગંગાનો સાદ ફાટી ગયો. તેણે કપાળ કુટયું. તેનો સૌભાગ્ય સૂર્ય સદાને માટે આથમી ગયો હતો !

ઘરમાં રડારોળ થઇ રહી. ગંગા અને પુષ્પા ચંપકલાલના શબને બાઝી પડયાં અને ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યાં.

દુકાનના નોકરો અને ચંપકના ગામવાળા મુંબઇમાં વસતા તેના જ્ઞાતિજનોએ તેના મૃતદેહને સ્મશાનમાં લઇ જઇ અગ્નિસંસ્કાર કર્યો, અને તરતજ દેશમાં તેના માબાપને અને કલકત્તા તેના ભાઇને તારથી મૃત્યુના માઠા સમાચાર મોકલ્યા.

* * *

ત્રીજે દિવસે ચંપકના માબાપ અને ભાઇ પોકેપોક મુકતા આવ્યા, અને લોકાચાર પ્રમાણે આખો માળો—અરે આખો મહોલ્લો ગજાવી મુકયો. પોતાની લાગણી જાહેર કરવાની આ જરી પુરાણી રીતનો તેમણે પૂરેપૂરો વેષ ભજવ્યો.

કહેવાય છે કે દુનિયામાં બે આંખની શરમ છે. એ આંખો સામી ન હોય એટલે એની જરાય શરમ ન લાગે-મનમાં જરાય સંકોચ પણ ન થાય. જે જે વેપારીઓનું ચંપકલાલ પાસે લેણું હતું અને જેણે જેણે તેને માલ ધીર્યો હતો તે તેનું અવસાન થતાં ઉઘરાણી અને તકાદો કરવા લાગ્યા. દુકાનમા એટલી સીલ્લક ન્હોતી. માલ હતો પરંતુ તેથી બધાનું મન મનાવી શકાય તેમ ન્હોતું. મ્હેતાજીએ ચંપકના માબાપ પાસે આ હકીકત રજુ કરી.

" એમાં મુંઝાવા જેવું શું છે? દુકાનમાં જે માલ પડ્યો હોય તે લેણદારોને વરાડે સોંપી દ્યો! તેમનું મન ન માને તો ભલે ધાર્યું કરે!" ચંપકના મોટાભાઇ કેશવલાલે પોતાની હમેશની નીતિ મુજબ તડને ફડ જવાબ આપી દીધો.

મહેતાજી આશ્ચર્યચકિત બન્યો. એક વેપારીના મોઢામાં આવા શબ્દો શોભે? અને તે પણ ચંપક શેઠ જેવા નીતિપરાયણ પુરુષના ભાઇના મ્હોંમા!

ગંગા આ સાંભળી રહી હતી. પોતાના સદ્દગત પતિની પ્રતિષ્ઠાને ધોકો પહોંચે એ તેને મરવા જેવું લાગ્યું. ખુણામાં બેઠેલી એ બાળ વિધવાએ પોતાની કેડે ખોસેલો ચાંદીના ઝુડવાળો ચાવીનો ઝુડો મ્હેતાજી તરફ ફેંક્યો અને મંદસ્વરે બોલી, " મહેતાજી, આ તીજોરીમાં હોય તે લઇ લ્યો. એમની આબરૂ જવા ન દેશો. એમના આત્માની શાંતિ થાય એટલે બસ. મારૂં જે થવાનું હશે તે થશે. પણ દુનિયામા એમનું નામ વગોવાવું ન જોઇએ."

મહેતાજી બિચારો આ પવિત્ર પ્રેમાળ પત્નીના ઉચ્ચ આદર્શોનો વિચાર કરતો શું કરવું તેની મુંઝવણમા પડ્યો.

કેશવલાલ સાવધ બન્યો. શિકારી જેમ શિકાર ઉપર તરાપ મારે તેમ તેણે હાથ લંબાવી ચાવીનો ઝુડો ઉપાડી લીધો.

" મહેતાજી! ચાલો હું દુકાને આવું છું. એમાં બૈરાંઓ ન સમજે." કહી કેશવલાલ ઉઠ્યો અને મહેતાજીને લઇ દુકાને આવ્યો.

વેપારીઓનું મોટું ટોળું દુકાન ઉપર એકઠું થયું હતું. કેશવલાલે કાવરું મ્હોડું રાખીને કહ્યું, " શેઠીયાઓ! ચંપકલાલે ઘરમાં વાલની વીંટી કે રાતી પાઇ પણ રહેવા દીધી નથી. જે હોય તે આ દુકાનમા છે. આપ જોઇએ તો એની નોંધ કરી લ્યો, સૌ વરાડે વહેંચી લ્યો."

" તમે વેપારી થઇને આ શું બોલો છો ભાઈ? આખી દુકાન વેચો તો પણ રૂપિયાની એક આની જેટલું ચુકવાય તેમ નથી. તમે એના ભાઇ છો. તમારે કોઇ પણ રીતે પતાવટ કરવી જોઇએ." વેપારીઓએ ખળભળાટ મચાવી મુક્યો.

" ભાઇ થયો એટલે કંઇ ગુન્હેગારી કરી? મને એની સાથે કંઇજ લેવાદેવા નથી!" કેશવલાલનું ખરૂં પોત પ્રકાસ્યું.

વેપારીઓનું માથું ફર્યું. " ત્યારે દીવાળું કાઢવું છે એમ કહોને!"

" હા, હા, એકવાર નહિ પણ સાતી સાતવાર દીવાળું. કહો હવે શું કહેવું છે?" કેશવલાલ નફટ બન્યો.

" થયું, દુકાન બંધ કરો. તમારા જેવા સ્વાર્થી ભાઇઓ હોય તો દુનીયા રસાતાળ જાય. જરાય આબરૂની પણ કયાં તુલના છે!" એવા એવા ઉદ્ગારો કાઢતા વેપારીઓ બબડતા બબડતા ચાલ્યા ગયા અને આખા બજારમાં વાત ફેલાઇ ગઇ કે ચંપકલાલની દુકાનનું દીવાળું નીકળ્યું.

[ ૫ ]

કેશવલાલ ખુંવાખુંવા થતો ઘરે આવ્યો. જોઇ તરીકે પોતાની સત્તા ચલાવતો હોય તેમ તાડુકીને તે બોલ્યો, " બા, વહુને કહી દે કે

જરા આમન્યતા રાખતા શીખે. સાદ્યું. દેખતાં અને તે પણ ખુણામાં બેઠા હેવાય. તેણે તાજી સાથે વાત કરવી અને કેવરૂપ આપ્યું. ગાછ્યા વિના ચાવીનો ઝુમ્મટાની માળા રાખતા એ ડહાપણ ક્યાંથી આમ ફાટયું ફાટયું બોલો દિ કાઢવાનો છે.બી જીંદગી શી રીતે જશે ! હોય તે વેપર્યું અને ભાઇને પણ આ ઓછી અહીં એ? !" શબ્દબાણ ફેંકીને—મ્હોં મચકોડી નણંદ ચાલી ગઇ અને ગંગાના અંતના કોપાધાન જાગ્યું.

કરત " અરેરે ! દુનિયા આટલી બધી મતલબી ? સાં ભાઇ વારેઘડીએ હજારો રૂપીયા મંગાવતા હતા, જે ભાઇએ આખી તીજોરી પોતાને હાથ કરી હતી તેજ ભાઇ આવું નિષ્ઠુર વર્તન રાખે ? જે નણંદ ' ભાભી, ભાભી ! ' કરીને ભડધે વચને બોલ્યો બોલ ઝીલી લેતી, જે નણંદે વારંવાર મનમાની વસ્તુઓ પોતાની પાસેથી મેળવી હતી તેજ નણંદ આજે આમ મેણાટોણાથી મારા હૃદયને વીંધી નાખવા-અરે મારા અંગને ઢાંકવા પુરતા વસ્ત્રો આપવાનો પણ વિરોધ કરવા તત્પર થાય છે ? જે સાસુસસરા 'કમાઉ દિકરો વ્હાલો' ગણી પોતાના નાના પુત્ર પાછળ ગાંડા થતાં હતાં અને વારંવાર પૈસા મંગાવી સુખી જીંદગી ગાળતા હતા તેજ સાસુસસરો અત્યારે પોતાને સહન કરવું પડતું બધું દુઃખ અને પોતાને થતો અન્યાય મુંગે મોઢે જોયા કરે છે ? મતલબી દુનિયાનાં ઓ માનવીઓ ! તમને પ્રભુએ હૃદય જેવું કંઇ આપ્યું છે કે નહિં ? ના, ના, હું શું છું, મતલબ—સ્વાર્થસાધના એજ તેમનું ધ્યેય—એજ તેમનો ધર્મ છે ! વાહરે મતલબી દુનિયા !

પરંતુ વાત આટલેથીજ અટકી નહિં. નિર્દોષ બાળક પુષ્પા ઉપર પણ સંસ્કારો પીનવા લાગ્યા. ' આવડી મોટી થઇ તોય વાસણ માંજતાં કે પાણી ભરતાંય આવડે છે ? તારા જેવડી છોડી તો બેડે પાણી ભરે ! કાલે ઉઠીને સાસરે જઇશ ત્યાં શી વલે થશે ? સાસુ કહેશે કે મોટા ઢોરાયા જેવડી કરી, પણ માબાપે કંઇ શીખવ્યું જ નથી ! ' એવા એવા વાક્પ્રહારો થવા લાગ્યાં અને મુંબઇના વાતાવરણમાં રહેલી, બાઇના હાથમાં રમેલી અને માબાપના લાડમાં ઉછરેલી પુષ્પાને પજવવા લાગ્યા. એ બિચારી બીજું શું કરે ? વિધવા માની ગોદમાં ભરાઇને ફરીયાદ કરે. અને પારકે પનારે પડેલી વિધવા માતા પણ શું કરે ? પુત્રીને ફોસલાવી પટાવી બને તેટલું કામ કરવા સમજાવી એના માથે વાત્સલ્યભર્યો હાથ ફેરવતાં છુપાં આંસુડા પાડે ! ગરીબ બિચારી ગંગા !

* * *

" કાકી ! પુષ્પા બ્હેનનું વેવિશાળ થયું ! " કપાળમાં કંકુનો ચાંદલો તથા ચોખા ચોડેલો અને હાથમાં સાકરનો ખોબો ભરેલો એવો કેશવલાલનો પુત્ર બીજા હાથે મોંમાં સાકરનો ગાંગડો મુકતાં બોલ્યો, અને ખડખડ હસી પડયો.

ગંગા ચમકી. પુષ્પાનું વેવિશાળ ? અને તે પણ પોતાની સંમતિ વગર ? આતુરતાથી એણે પુછ્યું, " કોની સાથે ? "

" પેલા મોહન મંકોડીના તીકલા સાથે !" અને પુનઃ ખડખડ હાસ્ય કરીને છોકરો ચાલ્યો ગયો.

" તીકલો ? પેલો ચાર ચોપડી ભણતાં ભણતાં માસ્તરને તોબા પોકરાવનાર, કુતરા સાથે કુસ્તી કરનાર, રખડેલ ત્રીકમલાલ સાથે પુષ્પાનું વેવિશાળ ? ઓ પ્રભુ આ હું શું સાંભળું છું ? એના કરતાં બિચારીને કુવે નાંખી દીધી હોત તોય સારૂં. ઓ ક્રુર કેશવલાલભાઇ ! આ તમને શી કુમતિ સુઝી ! "

પરંતુ આ તેનો બબડાટ અરણ્યરુદન

સમો હતો. તેને કોણ ગણકારતું હતું ? બધી સત્તા કેશવલાલના હાથમાં હતી.!

પરંતુ ગંગાની ધીરજનો અંત આવ્યો. તેણે બંડ જમાવ્યું. સાસુ જેઠાણી અને નણંદ પાસે તેણે પોતાની ફરીયાદ રજુ કરી અને સાફ જણાવી દીધું કે ' હું પુષ્પાની મા છું–એ વેવિશાળમાં મારી સમ્મતી નથી–મારી રજા વિના કોઇથી એનું વેવિશાળ કરી નજ શકાય !'

કેશવલાલના કાને આ શબ્દો પડતાંજ તેનો પીત્તો ઉછળ્યો. ' હમણાંજ, એને ધમકાવીને ધાકમાં દબાવી દઉં ' એવું મન થયું પરંતુ તરતજ બીજો વિચાર સુઝ્યો, ' ગામમાં હોહા થશે તો આજ સુધીનો ભેદભરમ ભાંગી જશે અને પોતાનું પોત પ્રકાશમાં આવશે ' આ વિચારે તેને અકળાવ્યો.

ફરીથી તેણે કપટકળાનો આશ્રય લીધો.

હાવકું મ્હોં રાખીને તે યુક્તિપૂર્વક બોલવા લાગ્યો, " વહુ, બેટા ! તમે તો સમજુ છો. આપણા કુળને શોભે તેવું ઘર આપણે શોધવું જોઇએ. મોહન મંકોડીની ખાનદાની સાત પેઢીથી પંકાય છે. એવું ઘર આપણા નસીબે ક્યાંથી ? અને મુરતીઆમાં પણ કંઇ કહેવા જેવું નહિ. કાલે સવારે ઉમરલાયક થશે કે દુકાનનો વહિવટ સંભાળી લેશે. આપણે કંઇ મુર્ખા નથી કે એમ ને એમ સારું કરી નાખીએ. અમે તો તેલ જોઇએ, તેલની ધાર જોઇએ, અમને શોધેશોધ આના ખાત્રી થવી હોય તોજ ગોઠવણ કરીએ. બોલ બોલાઇ ગયા પછી હવે ફરાય ? તો તો નાક જાય અને અમારે બધાને અફીણ ખાઇને મરવાનો વારો આવે. "

ગળમાં માછલી ફસાય તેમ આ મીઠા શબ્દોમાં ગંગા ફસાઇ–ખરેખર ફસાઇ નહિ, પણ ફસાવવામાં આવી. જાળમાં પુરાયલી હરીણીને મુક્તિનો કોઇ માર્ગ ન મળતાં તે જેમ શાંત બની જાય તેમ ગરીબ બિચારી ગંગા હવે બીજો ઉપાય ન જોવાથી ભાગ્યને દોષ દઇ કપાળ કુટી મુંગી મુંગી બેસી રહી.

* * *

થોડા દિવસ પછી ગંગાએ સાંભળ્યું કે મોહન મંકોડી સાથે કેશવલાલને કંઇ સંબંધ હોવાથી તેને રાજી રાખવા કેશવલાલે નિર્દોષ પુષ્પાની આહુતી આપી હતી. પારકાને પનારે પડેલી પુત્રીના આવાજ હાલ થાય એનો ગંગાને સાક્ષાત્કાર થયો.

* * *

પુષ્પાના લગ્ન થઇ ગયાં, મૂર્ખ અજાણ પતિ મોટા કુળના મિથ્યાભિમાનમાં પુષ્પાને પુષ્પાંજલી (!) આપતો અને વિધવા માતાની એક પુરી પુત્રી પોસ પોસ આંસુ સારતી પોતાને આવા સ્થળે નાંખનાર ઉપર છુપા શ્રાપ વરસાવતી.

* * *

ગરીબ બિચારી ગંગા ! દરણાં દળીને, પાણી ભરીને વાસીદું વાળીને, આખા ઘરનો વેઠ કરીને જે બટકું રોટલો મળે તેનાથી પેટનો ખાડો પુરીને પોતાના દુઃખી દિવસો નિર્ગમન કરે છે અને જ્યારે જ્યારે પારકે પનારે પડેલી પોતાની અને પોતાની પુત્રીની દીનહીન દશાનો વિચાર આવે છે ત્યારે તેના અંતરમાંથી ઉંડા નિશ્વાસો સાથે ઉદ્દગારો નીકળી પડે છે–' વાહરે મતલબી દુનિયા ! '–' વાહ સ્વાર્થી સંસાર ! '






લેખક : રા. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર.

મુલીકાકીના ૧ 'ભાંગ્યું ભાગ્યું' એ સૂરતના જમાનામાં નવરાત્રિના ગરબાના દિવસોમાં તો એમજ કહેવાનું મન થઇ જાય કે 'સોહામણી સૂરતની વાટ એક દિન સોહાવજો હો રાજ.!' મગર અફસોસ ! સંસ્કૃત મિશ્રિત મરાઠીમાં કહીએ તો **ગેલા તો દિવસા.** આજે સૂરતની વાટ સોહામણી નથી પણ સૂની છે–વીજળીની બત્તીબાઇએ એ વાટને સોહાવી છે છતાં યે !

નવરાત્રિના દિવસો હતા. આપણે જાણીએ છીએ તેમ મકનકાકાએ સૂરતની 'મીનીહીપાલીટી.'ની બેઠક હાથ કીધા પછી એવો એક પણ જાહેર કે ખાનગી મેલાવડો નહિ હોય જેમા ભાગ લેવા કાકા–કાકીને ઇજન નહિ મળ્યું હોય. હોળીની ઘીસના વરરાજાના સાજન માજન થી માંડીને નવાબઝાદા મીર નસરુલ્લાખાનના 'ખુસ્લામ મંઝીલથી નીકળતા તાબૂતના વાઘોની સાહગારી જોવા આવવા સુધીના નિમંત્રણોનો એમને ત્યાં ટેકરો થતો; એટલે નવરાત્રિના દિવસોમાં સુરતના એક પરામાં એક કંસારાને ત્યાં થનાર ગરબામાં કાકા–કાકીને નોતરૂં ના હોય એ બનેજ કેમ ? એક વખત હિલ્લોળે ચડે તો ઈંદ્રાસનને પણ ડોલાવી મારે એવી મધુરકંઠી કંસારણોનો ગરબો અને તેમાંયે સૂરતની પ્રખ્યાત ગરબા ગાનારી રાધા અને એની સાસુ વડોદરાવાળી ઇચ્છા એ બે જ્યાં ગરબામાં ઉતરવાની વાત ફેલાઇ હોય ત્યાં સૂરતીઓના ઉત્સાહનું પૂછવુંજ શું ? ઘણી વખત રસિક સૂરતીઓએ જોયુ હશે કે રઝાકમિયાં અને છોટુમિયાં–બે હરીફ વાજાવાળાઓની વાજાંની 'કુસ્તી' ચાલતી હોય ત્યાં લોકોનાં ટોળાંને વીખેરી નાંખવા આવેલું પોલીસનું 'ઢગડું' પણ બે ઘડી તાનમાં આવી જઇ 'લોઇંટ' થઇ જાય તો ઇચ્છા અને રાધા એ બે–સાસુ વહુ–જ્યાં ગરબામાં ભાગ લેનાર હોય ત્યાં ગરબાની લહેજતની તો માત્ર કલ્પનાજ કરવાની હોય ! અને એ વાત પણ ખરી કે આ સાસુવહુ એકજ ગરબામાં ભાગ્યેજ સાથે થઇ જતાં. હાથે ચઢેલો આવો વિરલે પ્રસંગ જતો કરે એવાં ન હતાં અરસિક મકનકાકા કે ન હતાં કાકી–દુઃખમાં મુદ્દાં ! કાકા કાકીનાં ત્રણ ગેણીઆં નદુ મદુ ને મટ્ટુ પણ ગરબો જોવા જવાનાં જોતરામાં જોડાયાં. સૂરતના આબાલ વૃદ્ધ સૌને એ નવરાત્રિના ગરબાં માણવાનો શોખ ! હું પોતે પણ ખરો રસ્તો !

૧ આ સગપણની મને અંગત માહીતી નથી. લોકોક્તિ એવી છે.

કાકાએ મોટી રેશમી કીનારનું નાગપોરી ધોતીઉં, સફેદ આલપાકાનો પડદાવાળો ડગલો અને ભારે વજનની લાલ પેચની પાઘડી પહેર્યાં હતાં. ફુલીકાકી એ અતલસની સાડી અને કાંચળી ચઢાવ્યાં હતાં અને ફઇબાએ આ ખાસ પ્રસંગ નિમિત્તે 'અનાવિલ બાઇઓ પહેરે છે તેવી વિધવાઓ પણ પહેરી શકે એવી રેશમી મધીઆ સાડી અને ચોળીનો ઠઠેરો કીધો હતો. બે બળદના સીગ્રરામનાં ડાળાંમાં અમારૂં મેજરૂં પહોંચ્યું ગરબાવાળા કંસારાને ત્યાં. લોકોની ગીરદી પુષ્કળ હતી. એ ગીરદીને ધસી આવતી રોકવા બે બાજુએ જાડા વાંસની 'આડી' ભરી દેવામાં આવી હતી, અને ત્યાં દેખરેખ રાખવા પોલીસના માણસો બેસાડવામાં આવ્યા હતા. ગરબાની બરાબર મધ્યમાં કાગળના ફૂલપાન અને વાવટા ઉડી રહ્યાં હતા. પ્રકાશને માટે ઠેર ઠેર ઝુમ્મરો અને કીટસનના દીવાઓ લટકાવવામાં આવ્યા હતા. ગીરદીમાંથી રસ્તો કાઢી અમે આવ્યાં ત્યારે બે નાની છોકરીઓએ ગરબાની શરૂઆત કરી દીધી હતી.

'આવો આવો હેડીઆ ! કંઇ મોડા મોડા ?' કંસારા મહાજને અમને આવકાર આપ્યો અને બૈરાંઓને બૈરાંઓના ટોળામાં અને મને તેમજ મકનકાકાને એક મોટી પાટ ઉપર ગાદી તકીઆં બીછાવેલાં હતાં ત્યાં બેસવાની ગોઠવણ કરી આપી.

'મોડા તો મોડા પણ આઇવા કેની ? હું કરીએ, કામકાજવાલા માનસ પુછરા એટલે બહાર રખરવાની હલરીની ફુરહદ કાંથી કાંઢવી, પન મેં જાયનું કે નઇ જઇહું તો ખોટું લાગહે કરીને આઇવા.'

હવે આ કાકાનું અર્પુંજ હતું. એને ગરબા સાંભળવાની દોઢમણની ચોળ હતી, પણ પ્રેસ્ટીજનો પારો ધમ્મ દઇને ઉતરી ના પડે તેથી એમણે આમ 'ઓફીશ્યલ એટીકેટ'નો આશ્રય લીધો હતો, પણ મકન કાકા જેવા શહેર સુધરાઇના સભ્ય સમાન 'મોટા માણસ' જે બોલે તે કંસારા મહાજનને મન સવાવીસજ હતું.

'તમો સાહેબની તો એમ જેવા પર ફીરપા જોઇએ!' ફરી કંસારા મહાજને વિવેક કીધો. દરમ્યાન ગીરદીનો ઘોંઘાટ વધ્યે જતો હતો. લોકોને રાધા કે ઇચ્છા જોઇતી હતી. તેઓ તો એનેજ સાંભળવા આવ્યા હતા, કાંઇ મીંદડીની જેમ ચીસ પાડતી નાની નાની છોકરીઓને નહિ.

'મિયાંઉ–' ગીરદીમાંથી એક બિલાડી બોલાવી એટલે બીજો કૂતરાની માફક ભસ્યો. ત્રીજાએ ગધેડાની માફક 'હોંચી હોંચી' કરી ભુંકવા માંડ્યું. ગરબો ગવરાવનાર બાળાઓ માટે આ કસોટી હતી. રાધા સ્ત્રીઓના ટોળામાં બેઠી બેઠી પાન ચાવતી હતી તેણે કહ્યું 'અલી છોકરીઓ ! ગભરાતી ના ! ભસતા કૂતરા ને ભૂંકતા ગધેડાથી ડરીએ તો ગામમાં રહેવાય નહિ મારી મા !'

'પન તીઆરે તમને ઉઠતા હું થાય છે ! ગાઇ લાખોની એકાદ કે હો ના જીવને ટાઢક થાય' ટોળામાંથી એકે કહ્યું.

'અરે એતો બાર વાગે ઉઠહે, તો લગીન બેઠી બેઠી પાન ચાઇવા કરહે.' બીજાએ ચોક પૂર્યો. રાધા અને ઇચ્છા બન્ને હસ્યાં. કારણ કે એ વાત ખરી હતી. રાતના બાર વાગ્યા સુધીનો ગરબો રગશિયાં ગાડાંની ચાલે ચાલતો પણ પછી રંગત જામતી; તે પહેલાં બીજાં બૈરાંઓ ગરબો ગાવાની હોંસ પૂરી કરી લેતાં; એટલે રાધા કે ઇચ્છા ગરબામાં મોડાં ઉતરે તેને માટે પ્રેક્ષકો સિવાય કોઇને વાંધો નહતો, પણ આજે તો લોકો જીદે ચઢ્યા

'ઇચ્છા, ઇચ્છા!' ટોળાંએ બૂમ પાડી

'રાધા, રાધા!' ટોળામાંથી ફરી અવાજ આવ્યો.

આખરે ઇચ્છા ઉઠી અને ટોળું શાંત પડ્યું. પહેલાં તો એણે આટલાં મોટા ટોળાંને માટે કોઇ પણ જાતની વ્યવસ્થા ના રાખી અને સ્ત્રીઓને ભયભિત સ્થિતિમાં મૂકી દેવાં માટે ગરીબ બિચારા કંસારા મહાજનને ગરબામાં લઇ નાખ્યો.! આખાં ટોળાંએ ઇચ્છાનો આ ગરબો વધાવી લીધો અને શીઘ્ર કવિની માફક ત્યાં ને ત્યાં ગરબો જોડી કંસારા મહાજનને એક 'બેઠો' લેવા માટે ટોળાને સાનંદાશ્ચર્ય થયું. ત્રણ ચાર સુંદર ગરબા ગવડાવી ઇચ્છા બેઠી એટલે રાધા ઉઠી. એ આજે કાંઇ અજબ તાનમાં આવી હતી. મધરાતની નિરવ શાંતિમાં એના ગરબાએ લોકોને મુગ્ધ કીધા; અને હવે તો કંસારણોમાંથી બે ચાર મુખ્ય ગાનારીઓ પણ ગરબામાં જોડાઇ હતી એટલે લોકોનો ઉત્સાહ પરાકાષ્ટાએ પહોંચ્યો. કૃષ્ણ અને ગોપી બનેલી બે કંસારણોએ દાણુલીલાનો ગરબો ગવરાવ્યો ત્યારે તો ફુઇબાનોએ ઉત્સાહ ઉછળી પડી ગરબાને તાલ આપવા લાગ્યો. ભલભલા મૃદંગના બજવૈયાને પણ શરમાવી દે એવી બરાબર માપસર પડતી એક સરખી તાલીઓ, વીણાને પણ શોભા આપે એવા મંજુલ સ્વરે ગવાતો અને ઝીલાતો ગરબો અને પ્રકાશથી જાણે બ્હીતી હોય તેમ છેટે ઉભી આ સ્વર્ગીય આનંદની મોજ ચાખતી રાત્રિદેવીની હરીફાઇ કરતી હોય એવી મોજીલા સુરતી ટોળાંની દીવાના પ્રકાશમાં યે પ્રસરી રહેલી શાંતિ–'ઇંદર સભા'ના સભ્યો પણ 'ઓ હો હો' કહી નાંખે એવું તે દૃશ્ય હતું! રાધાનો છેલ્લો ગરબો આ હતો.

'તમે ગોકુળના છો નંદલાલા
હરિ કૃષ્ણ કહાન બંસીવાલા–

રાધાનો આ પ્રખ્યાત ગરબો ગવાવો શરૂ થયો ત્યારે તો પ્રેક્ષકોનાં હૃદયના ધબકારા સાંભળી લો એટલી શાંતિ હતી. પણ કંસારા મહાજનની જશરેખા ટુંકી હતી. રાધાના ગરબાથી મુગ્ધ થયેલો એક મવાલી વાંસની 'આડી' કુદાવી રાધા તરફ દોડયો એટલે તો ગરબામાં ભંગાણ પડયું અને બ્હીનેલી હરણીઓની માફક ગરબામાં ઉતરેલી સ્ત્રીઓ આમતેમ નાસવા લાગી. પણ રાધા કાંઇયે ગભરાયા વિના 'ટટણખાર' ઉભી હતી. અનેક ગરબાઓમાં ભાગ લેનારી એ ગાનારીએ તો એવા કંઇકવાલીઓને જોઇ નાંખ્યા હતા. રાધાને કમરેથી પકડી પેલો મવાલી એક 'ભુઇચ્ચ કરતો કે બોસ્સો' લે તે પહેલાં તો તેણે પેલાને એક એવા તો જોરથી થપ્પડ મારી કે ગરબાના તાનમાં મશગુલ થઇ આંખો મીંચી ગરબો સાંભળતા સિપાઇનાં 'દગડાંઓ' ગરબડ સાંભળી એકદમ ચમકી ઉઠી પેલાને પકડવા દોડયા તેના હાથમાં પેલો બેઠો ઝીલાઇ ગયો! પકડાતાં પકડાતાં પણ પેલા મવાલીએ રાધાનાં લૂગડાંના છેડાને ચૂમ્યો. પોલીસની ગમે તેટલી મહેનત છતાં બહાર ઉભેલું આખું ટોળું 'આડી'ને તોડી ફોડી અંદર ધસી આવ્યું અને મારપીટ અને હો હા શરૂ થઇ.

'હહરીનાને આ હું હુંયજું!' કહી કંસારાઓએ પેલાં મવાલીને અચ્છી રીતે ટીપી નાંખ્યો.

'અજી દિલ લગા તો બોસા લે લિયા, અભી પીટના હો ઉતનાં પીટો, તુમારાં બાપકા માલ હય'! પેલા મવાલીએ નફટાઇથી હસતા હસતા કહ્યું, એટલે તો લોકોને વધારે શૂર છૂટયું. આખરે અર્ધોએક કલાકમાં પોલીસની બીજી વધુ મદદથી 'આગ' કાબુમાં આવતા જર્મનસીલવરનાં પ્યાલા રકાબીની લહાણી શરૂ થઇ; મહોલ્લાની કેટલીક ઓઓ

તો મામલો વીફરતાંજ સૌ સૌને ત્યાં પલાયન કરી ગઇ હતી તે મામલો શાંત થયલો જોઇ લહાણી લેવા પાછી ફરી પણ બિચારા કંસારા મહાજનના આજે ભોગ હતા.

'હવે એમ મોરો જંશનો લાડવો લેવા નીકયલો તે બરાબર બંદોબસ્ત રાખતા હું થતું હતું! કોન હદરીનો અવે પછી બેરાંને રાત પરે ગરબા કૂટવા મોકલે છ તે તો જોઉં! જે વાત લાઇવોં તે!'

આમ ચિત્ર વિચિત્ર રીતે લોકોએ બિચારા કંસારા મહાજનની 'છાંબડી' બેસાડી દીધી. રાધાએ અને ઇચ્છાએ પણ એને ઠપકો આપ્યો અને ત્યાં ને ત્યાં સોગંદ ખાધા કે રસ્તાની વચ્ચે ગરબો હોય ત્યારે જેને ત્યાં ગરબો હોય તેણે પૂરતો બંદોબસ્ત નહિ રાખ્યો હોય તો તેને ત્યાં ગરબો ગવરાવવા કદીએ જવું નહિ. સુરતના નવરાત્રિના ગરબાઓના રળિયામણા દિવસોના અસ્તનાં અનેક કારણોમાંનું એક કારણ આ મવાલીશાહી પણ છે. એ જે હો તે હો પણ આટલા બધામાંથી મકનકાકાએ તો કંસારા મહાજનને આવા સુંદર ગરબાઓનો આનંદ આપવા માટે એમની પોતાની 'સ્પેશ્યલ સ્ટાઇલમાં' મુબારકબાદીજ આપી અને લગભગ રડુ રડુ થઇ ગયલા મહાજનને ફુઇબાએ પોતાની દિલસોજી બતાવી આખરે લહાણીનો કાર્યક્રમ ખલાસ થતાં 'હદરીના મવાલીએ બધો ધાન બગારી લાઇખો' કહી મકનકાકા પણ પોતિયું ખંખેરી ઉભા થઇ ગયા અને અમે સૌ ઘેર આવી આપણા પારસીભાઇઓ કહે છે તેમ 'ઘોંટાઇ ગયા.'

*  *  *

સવારના છએક વાગ્યા હશે. એ સમયે આરતીનો ઘંટાનાદ મારે કાને અફળાયો; હું જાગ્રત થયો અને સ્વપ્નમાં માણેલા સંસારનું સ્મરણ થતા મેં આસપાસ જોયું તો ન મળે મકનકાકા કે ન મળે કાકી–ફુઇબા !!! ત્યારે હું ક્યાં? મારા જેવા સંસાર સ્વપ્નનો અનુભવ લેતા માનવીથી એ પ્રશ્નનો ઉકેલ સુલભ નથી!!!

---

સુરેશને લાગ્યું કે સુશીલા ઘણોજ ખર્ચ કરે છે. એટલે એક દિવસ તે ડાયરી લઇ આવ્યો અને તેની સાથે રૂ. ૨૦ આપી તેણે કહ્યું: "જો હવે આ ડાયરીમાં એક બાજુએ હું આપું તેટલા રૂપીઆ લખજે અને બીજી બાજુએ એનું શું કર્યું તે લખજે."

બે અઠવાડીયાં પછી સુરેશે ડાયરી જોઇ તો એક બાજુએ લખ્યું હતું: 'બીલ પેટે મળ્યા રૂ. ૨૦.'

સામી બાજુએ લખ્યું હતું: "બધા ખર્ચાયા."

× × × ×

"તમે કોઇ વખતે જેલમાં ગયા છો કે?" મેજીસ્ટ્રેટે ગુન્હેગારને પૂછ્યું.

"નહિ સાહેબ, કદિયે નહિ." ગુન્હેગારે રડતાં રડતાં કહ્યું.

"ના, બા, રડ નહિ; હવે તું ત્યાં જઇ શકશે." બીજાએ આશ્વાસન આપ્યું.



**શ્રી. લીલી ગોલ્ડરબીટર**

અમેરિકામાં (ગાલ્વેસ્ટન, ટેક્ષાસમાં) થયેલી સૌંદર્યની હરિફાઇમાં વીએનાની આ રૂપસુંદરી પ્હેલું ઇનામ જીતી ગઇ છે.

# રંગરેલ

( રાગ : " મેંદી રંગ લાગ્યો રે ! " )

નેનન નેહ વરસી રહી, સખિ !
અંતર ઉછળે ઉલ્લાસ રે:
રંગરેલ રાચી રહી રે !

કાલીંદીનો રૂડો કાંઠડો,—
અહીં ખેલે ગોવાળ બાળ રાસ રે:
રંગરેલ રાચી રહી રે !

ઘેલુડાં કીધાં આહીરડે,
જાણે ટાળી દે તનડાંની શુધ રે:
રંગરેલ રાચી રહી રે !

બાળક, યુવાન ભલા ગાંડાં ગણ્યાં,–
પણ ઘેલાં શાં લાગે સૌ વૃદ્ધ રે:
રંગરેલ રાચી રહી રે !

વહો ગોવાળીઓ કાનુડો,
વાય બંસી બેસી તરુ ડાળ રે:
રંગરેલ રાચી રહી રે !

બંસીના નાદમાં શું રે મૂક્યું,—
એણે ઘેલા કીધા છે ગોવાળ રે:
રંગરેલ રાચી રહી રે !

ગાયો ચરન્તી ઉભી રહી,
વળી થંભ્યાં કાલીંદીનાં નીર રે:
રંગરેલ રાચી રહી રે !

પશુ પંખી સૌ થંભી ગયાં,—
પેલો ચંદ્ર થોભ્યો થઇ સ્થિર રે:
રંગરેલ રાચી રહી રે !

લાગી લાખેણી મોહિની,
એની સેરે ભરેલ જાદુ જાળ રે:
રંગરેલ રાચી રહી રે !
પ્રેમે ભક્તિમાં ડૂલ્યા તેને
આપે શાન્તિ યશોદાનો બાળ રે:
રંગરેલ રાચી રહી રે !

(સ્વ.) શાન્તિલાલ છોટાલાલ શાહ. *

---

* અમને જણાવતાં અત્યંત દિલગીરી થાય છે કે ભાઇ શાન્તિલાલ શાહ માત્ર ૨૧ વર્ષની યુવાન વયે તા. ૩૧ મી જુલાઇએ અવસાન પામ્યાં છે. એ ભાઇ ઉગતા કવિ–ચિત્રકાર હતા. સાહિત્ય પ્રત્યે તેમને અત્યંત પ્રેમ હતો. એમનાં અત્યાર સુધીમાં પ્રકટ થયેલાં તેમજ અપ્રકટ કાવ્યો ઉપરથી એ ભાઇ ભવિષ્યમાં ઘણી સારી કવિતાઓ કરી શકતે એવી આશા થાય છે. એ ભાઇનાં અપ્રકટ કાવ્યોનો લાભ ' ગુણસુંદરી 'નાં વાચકોને મળશે ભાઇ શાન્તિલાલનાં માતાપિતા તેમજ બાલવિધવા પ્રત્યે અમારી સહાનુભૂતિ છે. પ્રભુ એ ભાઇના આત્માને શાશ્વત શાન્તિ આપો ! — ઉપતંત્રી.



# સનત્—કુમારી

## (એક નાટિકા)



લેખક: ડૉ. મંજુલાલ જમનારામ દવે,
એમ. એ., પી. એચ. ડી., ડી.લીટ.

પાત્રો:

ઉદયસિંહ: ચિતોડના રાણાજી.
મીનળદેવી: સનત્ તથા માનસિંહની માતા.
સનત: } ઉદયસિંહના પૌત્રો.
માનસિંહ: }
કુમારી: માનસિંહની પ્હેલી પત્ની
નાનો રણધીર: માનસીહનો પુત્ર.
વૈદરાજ, દ્વારપાળ, સેવિકાઓ, ભિક્ષુકો, ઇત્યાદિ.

### અંક પહેલો:

પ્રવેશ પ્હેલો: કિલ્લાને દ્વાર.

સેવિકાઓ (અંદરથી): દરવાજો ખોલો! દરવાજો ખોલો!

દ્વારપાળ (અંદરથી): કોણ છે! શા માટે તમે આવ્યાં ને મને જગાડ્યો? નાને દરવાજે થઇને જાવ' જાવ ત્યાંથી—તે ઉઘાડો છે!... બીજાં ઘણુંય નાનાં દ્વાર છે!...

સેવિકા (અંદરથી): દરવાજાના ઉમ્બરનો પથ્થર તથા પગથીઆં ધોવા અમે આવ્યાં છીએ; ઉઘાડો, ઉઘાડો,...

બીજી સેવિકા (અંદરથી): અરે, મોટમોટાં કાર્યો થવાનાં છે! મોટમોટા સમારંભો!...

ત્રીજી સેવિકા (અંદરથી): અરે જબરી ગમ્મત જામવાની છે! ઉઘાડો, જલદીથી ઉઘાડો!

સર્વ સેવિકાઓ: ખોલો! ખોલો!

દ્વારપાળ: થોભો, થોભો, દ્વાર મ્હારાથી ઉઘડી શકશે કે નહીં તે હું નથી જાણતો. કદીય તે નથી ઉઘડ્યું. સ્હવાર થતાં સુધી ને અજવાળું આવતાં સુધી થોભી જાવ...

પ્હેલી સેવિકા: બ્હાર પુષ્કળ ઉજાસ છે; આ તેડોમાંથી સૂરજ નારાયણ જોઇ શકાયછે.

દ્વારપાળ: આ રહી મોટી કુંચીઓ... અરે, અરે! કેવો વિચિત્ર અવાજ થઈ રહે છે! મને મદદ કરો—મદદ કરો!

બધી સેવિકાઓ: અમે ખેંચીએ છીએ, ખેંચીએ છીએ ..

બીજી સેવિકા: નહીં ઉઘડે, નહીં ઉઘડે...

પ્હેલી સેવિકા: જો, જો, આ ઉઘડે; ધીમે ધીમે આ ઉઘડે !

દ્વારપાળ: પણ કેવો ભયંકર અવાજ થઇ રહે છે ? સારોય મહેલ હમણાં જાગી ઉઠશે.

બીજી સેવિકા ( ઉમ્મર પર ઉભી ): અરે, બારણે તો કેટલો બધો પ્રકાશ પ્રકટી રહ્યો છે !

પ્હેલી સેવિકા: સાગર પર સૂર્ય–ઉદય થઇ રહ્યો છે !

દ્વારપાળ: જુવો ઉઘડ્યો;...દરવાજો ફટાર ઉઘડી ગયો !

( બધીજ સેવિકાઓ ઉમ્મર ઓળંગતી દેખાય છે ).

પ્હેલી સેવિકા: પ્હેલો ઉમ્મરનો પથ્થર હું સાફ કરીશ.

બીજી સેવિકા: આ બધું તો કદીય પૂરેપૂરું સાફ નહીં થઇ શકે...

બીજી સેવિકાઓ: પાણી લાવો ! પાણી લાવો !

દ્વારપાળ: હા, હા, પાણી રેડો, પાણી રેડો,...સારાય સાગરનાં પાણીએ પખાળી રહો, અને છતાંય કદીય તે સાફ નહીં થઇ શકે... તમે તે કદીય સાફ નહીં કરી શકો...

પ્રવેશ બીજો:

એક વનપ્રદેશ.

( ઝરણાની સમીપ બેઠેલ કુમારી નજરે પડે છે. માનસિંહ પ્રવેશે છે ).

માનસિંહ: આ વનમાંથી હવાં બ્હાર નીકળવું મુસ્કેલ છે. શોધ્યો ય રસ્તો જડે એમ નથી લાગતું. પ્રભુને મ લુમ કઇ દિશાએ એ શિકાર મને - આણી રહ્યો. મેં ધાર્યું કે મેં તેના પ્રાણ હણ્યા. અને આ રહ્યાં લોહીનાં ચિન્હોય. પણ હવે તો તે ક્યાંય નથી દીસતો. અને હું ય સાવ ભુલો પડ્યો છું...દૂર ને દૂર તેની વાંસે–તેની પુંઠે પડીને. કુતરાઓય મ્હારા મ્હારી ભાળ નથી કાઢી શકતા. પાછાં પગલાં ભરૂં ?...પણ, આ શું ? કોઇકના રૂદનનો અવાજ સંભળાય છે...અરે, અરે ! પેલા ઝરણાને આરે કોણ છે એ ?...કોઇક ન્હાની બાલા જલઝરણને કિનારે બેઠી છે...(માનસિંહ ખોંખારો કરે છે ) તે મને નથી સુણતી દીસતી, તેમ હુંય તેનું મુખ નથી જોઇ શકતો. ( પાસે આવે છે, ને કુમારીને ખભે હાથ મૂકે છે ) કેમ તું રડે છે ? ( કુમારી સફાળ ઉઠે છે, ને ત્યાંથી ન્હાસી જવાનું કહે છે ) બ્હીશ મા. કશીજે બ્હીકનું ત્હારે કારણું નથી. સાવ એકલી અહીં તું શા માટે રડી રહી છું ?...

કુમારી: મને અડકશો મા ! મને અડકશો મા !

માનસિંહ: બ્હીશ મા...હું તને કંઇજ નહીં કરૂં...અરે, તું કેવડી બધી સુન્દર છે !

કુમારી: મને અડકશો મા ! મને અડકશો મા !...નહીંતર હું પાણીમાં પડતું મૂકીશ !

માનસિંહ: હું તને નથી અડકતો...જો, આ ઉભો હું આઘે-આ ઝાડને પડખે. ત્હારે બ્હીવું ન જોઇએ...કોઇએ તને કંઇ ઇજા કરી છે ?

કુમારી: અરે, હા, હા, હા,...( ઉંડૂં આક્રંદી રહે છે ).

માનસિંહ: કોણ હતું એવું ભૂંડું જે તને આટઆટલું રંજાડી રહ્યું ?

કુમારી: તેઓ બધાં જ ! તેઓ બધાં જ !

માનસિંહ: શા માટે ? કેવી રીતે ?

કુમારી: હું તે નહીં કહી શકું ! હું તે નહીં કહું !...

માનસિંહ: આવ, આમ રડ ના...ક્યાંથી તું આવે છે ?

કુમારી: હું ભાગી આવી છું, છૂટી આવી છું,...ભાગી આવી છું હું !...

માનસિંહ: હા, પણ ક્યાંથી ?

કુમારીઃ હું ભૂલી પડી છું !...ભૂલી !... અરે, અહીં ભૂલી...અહીંની હું નથી તહીં હું નથી જન્મી...

માનસિંહઃ તું કયાંથી આવે છે? તું કયાં જન્મેલ ત્યારે ?

કુમારીઃ અરે, અરે ! દૂર, અહીંથી ઘણે-ઘણે દૂર !...

માનસિંહઃ જલને છેક તલીએ શું પેલું ચળકે છે ?

કુમારીઃ કયાં ?–અરે, તેણે આપેલ એ તો મુગટ છે–મ્હારો સુવર્ણો કિરિટ...રડતે રડતે પડી ગયો...

માનસિંહઃ મુગટ ?-કોણે તને એ કિરિટ આપેલ !–લાવી આપું તને પાછો તે ?

કુમારીઃ નાં, નાઃ મ્હારે નથી જોઇતો–નથી, નથી, નથી જોઇતો મ્હારે એ મુગટ ! એથી તો જલદી મરી જવું સારૂં છે–એકદમ પ્રાણ ત્યજી દેવા...

માનસિંહઃ જરાય મુસ્કેલી વિના હું તેને બ્હાર આણી આપીશ...પાણી કંઇ એવડાં ઉંડાં નથી...

કુમારીઃ મ્હારે તે નથી જોઇતો ! અને જો તમે તેને બ્હાર આણશો, તો તેને બદલે હું જાતે પાણીમાં પડતું મૂકીશ...

માનસિંહઃ ના, ના, ત્યારે તો છો રહ્યો તે ત્યાં...બાકી ખરૂં પૂછાવે તો જરીય તકલીફ વિના તે પાછો લાવી શકાય તેમ છે... કેટલો બધો સુન્દર એ મુગટ છે.!–તને ભાગી આવ્યે ઝાઝો વખત થયો ?

કુમારીઃ હા, હા, હા...કોણ છો તમે ?

માનસિંહઃ રાજકુમાર માનસિંહ છું હું–ચિતોડના વૃદ્ધ રાણા ઉદયસિંહનો પૌત્ર...

કુમારીઃ અરે, કયારનાં ય તમને પળીઆં આવી ગયાં દીસે છે !

માનસિંહઃ હા, થોડાક આ લમણાની આજુમાંના વાળ ધોળા થઇ ગયા છે...

કુમારીઃ અને તમારી દાઢી પણ ..મ્હારા તરફ શા માટે આમ તાકીને જોઇ રહો છો જો ?

માનસિંહઃ હું ત્હારાં નેત્રો જોતો હતો ...કદીય તું તેમને મીંચતી નથી શું ?

કુમારીઃ હા, હા, રાતે તેમને મીંચું છું...

માનસિંહઃ આવડી ચકિત કાં જણાય છે તું ?

કુમારીઃ તમે કોક રાક્ષસ છો ?

માનસિંહઃ એમ કાં ? બધાં મનુષ્યોના સમો હું પણ એક મનુષ્યજ છું...

કુમારીઃ અહીં કયાંથી આવી ચ્હડયા ?

માનસિંહઃ મને તેની જાણ નથી...વનમાં હું શીકારે નીકળેલ ને એક ભુંડની પુંઠે પડેલઃ ત્યાંથી દૂર રસ્તો ભુલી અહીં આવી ચ્હડયો–તું ઘણી નાની જણાય છે. કેટલાં વર્ષ થયાં તને ?

કુમારીઃ મને ઠંડી વાજતી લાગે છે...

માનસિંહઃ મ્હારી સાથે આવશે તું ?

કુમારીઃ ના, ના, હું અહીંજ રહીશ...

માનસિંહઃ તદ્દન એકલું અહીં ન રહેવાય. આખ્ખી રાત અહીં ન રહેવાય...ત્હારૂં નામ શું ?

કુમારીઃ કુમારી.

માનસિંહઃ એકલા તને બ્હીક લાગશે. કેવાં ય અહીં ભયાનક પ્રાણીઓ હશે ! સારીય રાત...તદ્દન એકલી શકય નથી તે ! કુમારી, આવ, હાથ ત્હારો દે જો મને...

કુમારીઃ અરે, મને અડકશો મા ! ..

માનસિંહઃ આમ રડ ના...હું તને દૂરોથી નહીં અડકું...માત્ર મ્હારી સંગાથે ચાલ... રાત બહુ અંધારી ને શરદી ભરી થશે...ચાલ મ્હારી સાથે...

કુમારીઃ કિયે રસ્તે તમે જાવ છો ?

માનસિંહઃ હું તે નથી જાણતો હું ય ભુલો પડયો છું.

(જાય છે.)

પ્રવેશ ત્રીજો:

કીલ્લાનો એક ખંડ.

ઉદયસિંહ ને મીનળદેવી બેઠેલ જણાય છે.

મીનળ: આ પ્રમાણે એ એના ભાઇ સનતને લખે છે:-"... એક સાંજે જંગલમાં રસ્તો ભૂલી ભમતો હતો ત્યાં ઝરણાની નજદીક રડતી એને મેં જોઇ. તેની જાત, તેની વય, તેનું નામ, તેમ તે કોણ છે ને કયાંથી આવે છે, એ કશું જ હું નથી જાણતો, તેમ તેને તે વિષે પૂછવાની હીંમત સુદ્ધાંતે નથી કરી શકતો. કારણ કોક અજબ ભય તેને ચિત્ત પેસી ગયો જણાય છે, જેથી જ્યારે જ્યારે તેને એવું કંઇક પૂછું છું કે તરતજ તે ચોધાર આંસુ ખેરી રહે છે, અને કારમો ભય ઉપજાવી રહે છે...ઝરણાની નજદીક હું આવ્યો ત્યારે સોનાનો તેનો મુકટ શિરપરથી માંડ સરી પડેલ જણાયો. ઉપરાંત અંગે તેણે રાજકુમારીને યોગ્ય વસ્ત્રો સજ્યાં હતાં એ જો કે વનના કાંટા ને ઝાંખરાં થકી તે કયાંક કયાંક ઉઝરડાયો ને ફાટેલાં જણાતાં...આજ છ મહિના થયાં હું તેની સાથે પરણ્યો છું, અને અત્યાર સુધી તેને વિષે કંઇજ જાણી શકયો નથી. દરમ્યાન, ઓ વ્હાલા સનત, -(તું ને હું જો કે એકજ પિતાના પુત્રો નથી છતાં ય હું તને સગા ભાઇ કરતાં વિશેષ ચાહું છું)-તું મ્હારા પુનરાગમનને માટે તૈયારી કરી રાખજે...હું જાણું છું કે આ તો ગને રાજી-ખુશીથી માફ કરી રહેશે પણ મને રાણાજીનો ભય છે, આપણા પરમ વંધ દાદાજીનો; તેમની અનેકશઃ મમતા છતાં મને તેમનો ભય છે, કારણ મેં આ લગ્ને કરીને તેમની બધીજ રાજકિય યુક્તિઓને નષ્ટ ભ્રષ્ટ કરી નાંખી છે, અને કુમારીનું સૌન્દર્ય સુદ્ધાંતે મ્હારી આ મૂર્ખાઇ તેમની દૃષ્ટિમાં ઓછી દોષપાત્ર નહીં ઠેરવી રહે. આમ છતાં પોતાની જાતની કુંવરીની જેમ કુમારીનું સ્વાગત કરવા તેઓ સંમત થાય, તો આ પત્ર પ્હોંચ્યાની ત્રીજી સ્હાંજે સમુદ્રને માપતા આપણા બુરજની ટોચે એક દિપક પ્રકટાવજે...એને હું મ્હારા તુતકપરથી જોઇ શકીશ. અને તેમ નહીં તો હું લાંબે ને લાંબે દૂર પણી રહીશ ને પુનઃ કદીય દેખા નહિ દઉં...!" બોલો, હવે શું કરવું?

ઉદયસિંહ: કંઇજ નહિ. વિધિનું નિર્મેલ જ કદાચ તેણે કર્યું હશે...તેને હાથ તેજ બનવાનું હશે...હું આટલો વૃદ્ધ થયો છું છતાં ય ક્ષણેકે મ્હારામાં મેં સ્પષ્ટ નથી નીરખ્યું, તો પછી બીજાનાં કૃત્યોનો ન્યાય હું કેવી રીતે આપી શકું? ..આંખો બંધ ન થાય ત્યાં સુધી હમેશ કાંઇ ને કાંઇ ભૂલ તો મનુષ્ય કરતો જ રહે છે. બાકી, માનસિંહે જે કાંઇ કર્યું તે આપણને માત્ર વિચિત્ર લાગે છે, એટલું જ. પાકટ વયનો છતાં તે એક નાદાન છોકરાની માફક ઝરણા નજદીક રડતી એક નાનકડી છોકરીને પરણી બેઠો!...આપણી નજરે આ વિચિત્ર જણાય, કારણ વિધિની ઘટનાની આપણે અવળી બાજુ જોઇ શકીએ છીએ ..અને આપણી પોતાની ય અવળી બાજુ ..અત્યાર લગી બાકી તે મ્હારી સલાહ પ્રમાણે વર્ત્તતો; મ્હારો ય વિચાર તેને સુખી કરવાનો હતો ને તેથી જ મેં તેને કહ્યું હતું કે તે રાજકુમારી ઉર્મિલાનું માગું કરે... તેનાથી એકાન્ત સહન ન્હોતું થઇ શકતું, ને તેમાંય એની માનસીના મરણ પછી વારંવાર તે એકલો ઝૂર્યા કરતો. ઉર્મિલા સાથેનું તેનું લગ્ન વર્ષોનાં યુદ્ધો તથા યુગોના કલહોનો અંત આણતે .. પણ તેમ તેણે ન ઇચ્છયું. તો ભલે જેમ તેણે ઇચ્છયું તેમ થવા દો. મેં કદી ય વિધિની વચમાં વિક્ષેપ નથી મૂકયો; અને પોતાનું ભવિષ્ય મ્હારા કરતાં તે વધારે સારી રીતે જાણે છે. ઉપરાંત, પ્રયોજનહીણું તો કોઇ વસ્તુ વા પ્રસંગ બનતાંજ નથી ને!

મીનલઃ હમેશ તે ડાહ્યો, ગંભીર ને દઢ મનનો હતો... એને ઠેકાણે સનત હોત તો હું સમજી શકત... પણ એ...આવડી વયે... કોને આપણી વચમાં આણવા માંગે છે ? રસ્તા પરથી ઉંચકી આણેલ એક અણજાણી છોકરીને ?...એની વહુના મરણ પછી તો માત્ર તેના છૈયાની ખાતર, નાનકડા ચેલકા રણધીરની ખાતર જ તે જીવન જીવી રહ્યો હતો; અને કંઇક તેની ફરીથી લગ્ન કરવા ઇચ્છા થતી તો તે તો આપણી સૌની વારંવારની ટોકણીને લીધે...અને હવાં...જંગલમાંની એક નાની છોકરી !... બધું જ શું તે ભૂલી ગયો ?...આપણે શું કરી શકશું ?...

( સનત પ્રવેશે છે )

ઉદયસિંહઃ કોણ આવે છે અંદર ?

મીનલઃ એ તો સનત છે. રડે છે તે...

ઉદયસિંહઃ તુ છે સનત ? જરા પાસે આવ, પ્રકાશમાં...જેથી હું તને જોઇ શકું...

સનતઃ દાદાજી, માનભાઇના પત્ર સાથેજ આ બીજો પત્ર મને મળ્યો–મ્હારા મિત્ર અજિતનો. તે મરણપથારી પર પડયો છે, ને મને ઝંખી રહ્યો છે...મૃત્યુ પ્હેલાં મ્હારૂં મુખ જોવા તે તલપી રહ્યો છે...

ઉદયસિંહઃ માનભાઇના આવ્યા પ્હેલાં જ ત્હારે જવાનો વિચાર છે ?...બાકી ખરૂં પૂછે તો ત્હારો મિત્ર પોતે માને છે તેટલો માંદો નથી જ...

સનતઃ પણ તેના કાગળના શબ્દેશબ્દમાંથી મરણના પુકાર સંભળાઇ રહે છે... તે લખે છે કે અમુક દિવસે જરૂર તે મરણ શરણ થશે...અને મુસાફરી ઘણી લાંબી છે. અને માનભાઇની વાટ જોઉં તો ત્યાં જવામાં અસંત મોડું થઇ જાય...

ઉદયસિંહઃ છતાંય થોભી જવું ઠીક છે, સનત. એનું અહીં આવ્યું આપણને શા માટે સજ્જ કરે છે તે કોણુ કહી શકે ?. ઉપરાંત, અહીં ત્હારા પિતા, ત્હારા એ મિત્ર કરતાં, સવિશેષ ગંભીર માંદગીને વશ નથી શું ? પિતા ને મિત્રની વચમાં તું કોને વધુ પસંદગી આપશે ?... (જાય છે.)

મીનલઃ જોજે, આજ સાંજે બુરજની ટોચે ઝગઝગતું પેલું ફાનસ ટીંગવાનું ન ચૂકતો, સનત !...

( સૌ જાય છે ).

### પ્રવેશ ચોથોઃ

### કિલ્લા આગળ.

( મીનલદેવી ને કુમારી પ્રવેશે છે ).

કુમારીઃ આ વાડીઓમાં તો અંધારૂં ઘોર છે. અને કેવાંક આ વન, લાંબાં ઘાડાં વને સારાય મહેલ ફરતાં પથરાયાં છે !...

મીનલઃ હા. હુંય અહીં પ્હેલવ્હેલી આવી ત્યારે આમજ ચોંકી હતી...સર્વ કોઇને તે કારમું લાગી રહે છે. એવી પણ કેટલીક જગાઓ અહીં છે, જ્યાં સુરજનુ કિરણુ સુદ્ધાં તે પ્રવેશી નથી શકતું...પણ ધીમે ધીમે સૌ અણગમો દૂર થાય છે...આજ લગભગ ચાળીશ વર્ષ થયાં મને આવ્યે...પણ આ સામી બાજુએ જો, સાગરનો પ્રકાશ તું જોઇ શકશે.

કુમારીઃ નીચે કંઇક અવાજ થાય છે...

મીનલઃ હા, કોક આપણી તરફ આવતું લાગે છે...અરે, એ તો સનત છે...ત્હારી રાહ જોઈ જોઇને બિચારો થાકી ગયો જણાય છે...

કુમારીઃ તેણે આપણને નથી દીઠાં હજી.

મીનલઃ મને લાગે છે તેણે આપણને જોયાં છે, પણ શું કરવું–કઇ દિશાએથી અહીં આવવું–તેની તેને જાણ નથી...સનત, સનત તું છે ત્યાં ?

સનતઃ હા, મીનલબા ! સાગર તરફ હું વળતો હતો...

મીનળઃ અમે પણ; અમે ય પ્રકાશની

ોધમાં હતાં. બીજે બધે કરતાં અહીં કંઇક વધુ પ્રકાશ છે; અને છતાંય સાગર અંધારઘેરો લાગે છે...

સનતઃ આજ રાતે તુફાન થશે. દર રાતે હમણાંનું તુફાન થાય છે, અને છતાંય અત્યારે સાગર કેટલો બધો શાન્ત છે ?...અજ્ઞાનમાં માણસ કેટલાય દિવસ નિજ આગમનને મુલતવી રાખે, નહીં ?

કુમારીઃ જુવો, બંદર પરથી કંઇક ઉપડતું જણાય છે...

સનતઃ મોટું જહાજ છે એ તો...તેના દીવા ભારે પ્રકાશવાળો ઝગે છે. હમણાંજ જણાશે, જેમ જેમ નજદીક આવશે તેમ તેમ.

મીનલઃ મને ખબર નથી આપણે તેને જોઇ શકશું...સાગર પર હજીય ધુમસ વર્તી રહ્યું છે...

સનતઃ પણ ધીમે ધીમે તે ઓછું થતું જાય છે...

કુમારીઃ હા; પ્હેલું મને પ્રકાશ જણાય છે-પૂર્વે મ્હેં તે ન્હોતો દીઠો ..

સનતઃ દીવાદાંડી છે તે; બીજીઓ ઘણી છે, પણ આપણાથી અત્યારે નથી જોઇ શકાતી...

કુમારીઃ છેક દૂર ઉવાડમાં એ જહાજ હવાં પ્હોંચી ગયું દીસે છે...

સનતઃ પરદેશનું જણાય છે...આપણા અહીંના કરતાં બહુજ મોટું...

કુમારીઃ એજ જહાજ મને અહીં લાવી રહ્યું હતું...

સનતઃ બહુજ ઉતાવળે તે ધપે છે...

કુમારીઃ એજ જહાજ મને અહીં લાવી રહેલ...એટલીજ ઉતાવળે ..તેના શબ્દ મને જાણીતા છે...

સનતઃ રાતે એને તોફાન નડશે, કદાચ.

કુમારીઃ શા માટે આજ રાતના તે ઉપડે છે? ...કદાચ તે ડુબી પણ જાય...

સનતઃ રાતે સપાટાબંધ પછી શું ?

( મૌન )

મીનલઃ કેમ કોઇ બોલતાં નથી ?... .. અન્યોન્યને તમારે કંઇજ કહેવાતું નથી હવા ? ...ચાલો, ત્યારે આગણામાં પ્રવેશીએ...સનત કુમારીને માર્ગ દાખવ. હું જરા નાનકડા રણધીરને જોઇ આવું...( જાય છે ).

સનતઃ સાગરપર હવાં કંઇજ દેખાવાતું નથી...

કુમારીઃ મને બીજા દીવા જણાય છે.

સનતઃ તે બીજી દીવાદાંડીઓના છે... સાગરનો ઘુ ઘુ અવાજ સંભળાય છે ?... પવન ચ્હડે છે હવાં...આ રસ્તેથી ચાલો નીચે જતાં રહીએઃ મને હાથ દેશે ત્હારો ?

કુમારીઃ જો, જો, મ્હારા બન્ને હાથ ભરેલા છે...

સનત હું ત્યારે ત્હારું કાંડું પકડીશ, કારણ રસ્તો સાવ સીધો છે ને આસપાસ અંધારું ઘેર છે...કદાચ હું આવતી કાલે જઇશ...

કુમારીઃ અરે !...ક્યાં ?...શા માટે તું જાય છે ?. ( જાય છે )



શિક્ષકઃ " કેમ તમે મને હસતા હતા કે ? "

વિદ્યાર્થીઓઃ " ના, સાહેબ. "

શિક્ષકઃ " ત્યારે આ ઓરડામાં એવું હસવા જેવું બીજું શું છે ? "

# ચાંદની

ચાંદની ચમકી રહીને ઉર મલકી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે,

ઉંડા સાગરમાં ભરતી આવી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

દશે દિશાએ અમૃતહેલીઓ વરસી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

માનવમેદની મંદમીઠું હસી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

કઠણ ધરણી વેશ નવો ધરી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

ઝીણી તારલીઓ મધુરતા રેલી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

ભૂરી વાદળીઓ ભવ્યતા પાથરી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

આખા બ્રહ્માંડમાં ચેતના વ્યાપી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

તેમાં પ્રીતમની સૂક્ષ્મજ્યોત પ્રગટી રહી રે,
પૂનમ ચાંદની ચમકી રહી રે.

મોહિનીચન્દ્ર




લેખકઃ શ્રી. રમણિક અ. મહેતા.

અનેક વર્ષો પર્યટન કરી તે સંન્યાસી પાછો ફર્યો હતો. ગામની પડોશમાં એક મનોહર બાગ હતો. બાગમાં વિવિધ તરૂઓ, રંગ બેરંગીન પુષ્પ ઝાડ અને લત્તા કુંજ હતા. આ મનોહર બાગમાં એક સમાધિ મન્દિર હતું. તે સન્યાસી સમાધિ પાસે આવી ઉભો રહ્યો. એકાગ્ર દૃષ્ટિથી તે પ્રતિમાને નિરખવા લાગ્યો. એને જોતાં જોતાં તેના મનમાં ભાવતરંગ ઉઠવા લાગ્યા.

એ પ્રતિમા તે તેની પોતાનીજ પ્રતિમા હતી. સંગે મરમરની તે પ્રતિમા હસતી ન હોય એમ તેને જણાયું. ભાવોની ઉદ્વિગ્નતામાં તે સન્યાસી પ્રતિમાને સંબોધન કરી કહેવા લાગ્યોઃ—

"તું પાષાણ છે. તું ગિરિની પ્રતિમા થઇ બેઠો છું. કેવું સાદૃશ્ય! ત્હારૂં બાહ્ય આવરણ તો બરાબર ગિરિને મળતું આવે છે. લેશ માત્ર પણ ફરક નથી. છતાં તારામાં હૃદયનો અભાવ છે. તું રોઇ શકતી નથી, અટ્ટહાસ્ય પણ કરી શકતી નથી. તને પ્રસન્નતા કે પીડાનો અનુભવ થતો નથી. સંસારનાં અનેરાં સુખ મને છોડીને ચાલ્યાં ગયાં. સુખને થોભાવી શક્યો નહિ. કે જતાં અટકાવી શક્યો નહિ છતાં આ શરીરપર કેવું અપુર્વ મમત્વ હતું. આ શરીરની સ્મૃતિ માટે મેં તને નિર્માણ કરાવી. પણ તું કેવળ શરીરની આકૃત્તિ છે. તારામાં એ સ્પન્દન નથી, ઉચ્છ્વાસ નથી. નથી તારાથી આંસુની ધારે વર્ષાવાતી કે નથી પ્રસન્નતાની છાંય તારા મુખે ક્રીડા કરતી.

સન્યાસી ઉપર પ્રમાણે કહેતો હતો પણ તે પ્રતિમા તો મૌન્યજ હતી.

સન્યાસીએ પર્યટન કરવાનું મુકી દીધું. તે પોતાના સમાધિ મંદિરનો પૂજારી બની ગયો. તેના મનમાં એમ થઇ આવ્યું કે—જોઉં તો ખરો કે આ સમાધિ મંદિર પર કોઇ આવીને આંસુ વહેવરાવે છે.

ગામમાં વાત ચાલી કે એ સમાધિ મંદિરમાં કોઇ પ્રભાવશાલી સન્યાસી આવ્યો છે. ગામના લોકો પણ હવે સન્યાસીના નિવાસથી તે પ્રતિમાને કોઇ શક્તિશાલી દેવ માની પૂજા અર્ચના કરવા લાગ્યા. કોઇ આવીને માનતા રાખવા લાગ્યા. કોઇ પુષ્પ ચઢાવી પૂજા કરવા લાગ્યા. સન્યાસીનું પણ જીવન ત્યાં વ્યતીત થવા લાગ્યું; સન્યાસી ત્યાં ઝાઝી વાર રહેતો નહિ. ગામની કોઇ પરિચિત વ્યક્તિથી તે છુપાતો હતો. બહુ માણસો આવે તો

બાગમાંની ઓરડીમાં નિર્જન બેસી રહેતો. આમ કરતાં ઘણા દિવસો વહી ગયા.

[ ૨ ]

લતા તે ગામની એક છોકરી હતી. ગામના એક સુશિક્ષિત યુવક સાથે તેનાં લગ્ન થઇ ગયા હતાં. તે સદા માંદી ને માંદી રહ્યા કરતી હતી. તેની માતાએ તેને માટે બાધા રાખી હતી. આજ તેને સમાધિ મંદિરમાંની પ્રતિમાનું પૂજન કરવાનું હતું. તેને તે સન્યાસીની વિભૂતિથી કલ્યાણ પ્રાપ્તિ જરૂર થશે એવો તેને વિશ્વાસ હતો. આથી તેણે લતાને આજ પૂજા કરવા જતાં સાથે તેડી જવાને બોલાવી હતી.

લતા પોતાની સખીને લઇને તે બગીચામાં આવી. તેની માતા પણ સાથે હતી. સમાધિ પાસે આવતાંજ તેની સ્મૃત્તિને કંઇક આઘાત થયો. તેણે જોયું કે આબેહૂબ ગિરિની પ્રતિમા છે. તે પ્રતિમા તરફ એકાગ્ર ચિત્તથી જોવા લાગી; જોતાં જોતાં તેની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

લતાની આ સ્થિતિ જોઇ તેની સખી મંજરી ગભરાઇ. તેને સમજ નહિ પડી કે એકાએક લતાને શું થઇ આવ્યું: તેણે ગભરાટમાં તેને પુછ્યું. " લતા ! આમ કેમ ? તને શું કંઇ થાય છે આમ બેબાકળી શાથી બની ગઇ ? "

લતાની મા તે સમાધિની પૂજા કરી રહી હતી. મંજરીએ ફરીથી પૂછ્યું. " કેમ તારી તબિયત આજે ઠીક નથી ? કેમ કંઇ બોલતી નથી ? હેં બોલતો ખરી. "

લતાનું મન વિચારના વમળમાં ગરકાવ હતું. ભૂતકાળની બીના તેની સ્મૃત્તિને આઘાત કરતી હતી. લતાએ એક નિશ્વાસ નાખી કહ્યું, " મંજરી ! આ કોનો બાગ હતો તે તું જાણે છે ? આ કોની મૂર્ત્તિ છે તેની તને ખબર છે ? તેં ગિરિનું નામ સાંભળ્યું છે ખરૂં ? "

મંજરીએ નકાર દર્શાવવા ડોકું ધુણાવ્યું ને ચુપ રહી.

લતાએ કહ્યું. " આ બાગ ગિરિનો હતો. ગિરિ એક શ્રીમંત માણસ હતો. સુખપ્રાપ્તિને માટે વિલાસિતામાં તે ડૂબ્યો રહેતો હતો. તેની એ લાલસા કદિ તૃપ્ત થતી નહી. એક દિવસે ભોગજોગે આ બાગમાં હું ફુલ વીણવા આવી હતી. ગિરિની દૃષ્ટિ મારાપર પડી. એકાન્ત જોઇ તેણે મને રોકી અને કહ્યું: " લતા ! તું તો મોટી અને રુહાણી થઇ ગઇ લાગે છે "

હું ગભરાઇ કારણ કે ગિરિના નામથી ગામની સઘળી સ્ત્રીઓ કાંપતી હતી ! મારા મ્હોંમાંથી શબ્દો બ્હાર નીકળ્યા નહિ. હું પત્થરના પૂતળાની માફક અવાક્ ઉભી રહી. મારી આ સ્થિતિ જોઇ ગિરિએ ફરીથી કહ્યું: " કેમ લતા ! તું બોલતી નથી ? શું તું ગભરાઇ છે. ? "

મેં પ્રત્યુત્તર આપ્યો: " તમારાથી ગભરાય નહિ એવું ગામમાં કોણ છે ? "

" તો શું હું એવો પિશાચ છું કે મારા નામથી સઘળાં બ્હીએ છે ? "

હું નાદાન હતી. મને કંઇ ભાન ન હતું. મેં જવાબ આપ્યો, " એમજ હશે, નહિ તો તમારા નામથી સઘળા શા માટે કંપી ઉઠે ? "

કોણ જાણે તેના મનમાં શું થઇ આવ્યું કે તે એકાએક ઘુંટણીએ પડી કહેવા લાગ્યો ! " લતા ! લતા ! તું સરળ બાળિકા છે. તને સંસારની મલિનતાનો સ્પર્શ થયો નથી. તારૂં હૃદય તાજાં વિકસેલાં ગુલાબની માફક વિશુદ્ધ અને હૃદયરંજક છે જો તારા જેવું હૃદય મને મળે તો મારી સદાની અતૃપ્તિ દૂર થશે; મારૂં જીવન પલટો ખાઇ સુધરશે ! લતા !

લતા ! હું ખરેખર અભાગી છું. મારા હૃદયનો અગ્નિ શીતળ પડતો નથી. હું આટલો હીણાઉં છું તેનું કારણ છે મારૂં આ સંસારમાં કોઇ નથી. મારે માટે કાંઇ આંસુનું ટપકું સુદ્ધાં પાડે તેમ નથી."

એટલું કહી ગિરિએ ઉભા થઇ લમણે હાથ મૂકયો. મેં કહ્યું, "તમે કેટલાને માટે આંસુ સાર્યાં છે કે કોઇ તમારે માટે આંસુ સારે ?"

ગિરિ વિચારના ઉંડાં વહનમાં તણાતો હોય તેવી તેની મુદ્રા દેખાઇ. કોઇ પ્રકારના પશ્ચાતાપનો ડંખ તેનું હૃદય અનુભવતું હોય એમ જણાયું. તે પશ્ચાતાપના આવેગમાં થોડી વાર પછી કહેવા લાગ્યો: "લતા ! લતા ! આજે તેં મારી આંખનું પડળ દૂર કર્યું છે, તેં મારી જ્ઞાનચક્ષુને ઉઘાડી છે. આખરે તો આ દેહ બળીને ભસ્મીભૂત થવાની છે. નથી તેનું કંઇ રહેવાનું ચિન્હ. માટી માટીમાં મળી જશે. અને યાદ કરનાર કોઇ નહિ હોય. આ જીવન અત્યાર સુધી પાણીની રેલની માફક ચાલ્યું ગયું. જીવન શું આમ વૃથા વેડરી નાંખવાને માટે હશે ? નહિ, તેનો કોઇ હેતુ હોવો જોઇએ લતા ! લતા ! મને ક્ષમા કર. હું આજથી એ હેતુની શોધમાં ચાલી નીકળીશ."

હું કુતુહલ-વૃત્તિથી એની વાત સાંભળી રહી. પછી ઘેર ચાલી ગઇ. થોડા દિવસ પછી સાંભળ્યું કે ગિરિના જીવને પલટો લીધો છે. હું એકાદવાર ફરી બાગમાં ગઇ હતી પણ તેની નજરે પડી નહતી; છતાં મેં જોયું કે તેના જીવનની આશા મરી ગઇ છે કે તેના હૃદયમાં કાંઇ બિષણ આશા અને ત્યાગ વચ્ચે દ્વંદ્વ મચી રહ્યું છે.

[ ૩ ]

પરિવર્તન સંસારમાં પળેપળે થયાં કરે છે. બીમાંથી રોપો, રોપામાંથી વૃક્ષ, બાળકમાંથી યુવક, યુવકમાંથી પુખ્ત મનુષ્ય એમ પરિવર્તન થયા કરે છે. ગિરિના મનનું પણ પરિવર્તન થયું. તેણે દૂર દેશથી શિલ્પકળામાં નિપુણ કારીગરોને બોલાવ્યા. ગિરિના એજ બાગમાં એજ ઠેકાણે ગિરિના સ્મૃતિચિન્હ તરીકે તેની મૂર્તિ ત્યાં સ્થાપન કરવામાં આવી. એમાં એણે ઘણા પૈસા ખર્ચ્યા ત્યાર પછી એણે દેશ અને તિર્થયાત્રા કરવાનો નિશ્ચય કર્યો. તે સમયે તેને મળવા ઘણાં માણસો ગયાં પણ *હું કોણ જાણે કેમ ગઇ નહિ. આ બધી વાતનું* મને આજે સ્મરણ થઇ આવ્યું.

મંજરી ક્ષણભર નીચું જોઇ રહી. લતા તરફ મર્મભરી દૃષ્ટિથી જોઇ કહ્યું, "મને કંઇ થોડી ઘણી આ વાતની ખબર પડી હતી. પણ મારાં લગ્ન થવાથી હું સાસરે ચાલી ગઇ હતી."

લતાની આંખ્યોમાં ઝળઝળીયા આવ્યાં. તે મૌન્ય ઉભી રહી.

મંજરીએ પોતાની સ્નિગ્ધ દૃષ્ટિ તેના પર રોપી કહ્યું: "સખી ! ખરૂં કહું ? એના પ્રત્યે તારી ઘૃણા ન હતી. પણ એ અનુરાગ હતો."

લતા માથું નીચું કરી ઉભી રહી.

એટલામાં લતાની મા પુજાનો થાળ લઇ ત્યાં આવી; આવતાંની વાર તેણે કહ્યું: "લતા ! બેટા! આજ તો તે સન્યાસી અહીં કંઇ જણાતા નથી. પુજા કર્યા પછી આશિર્વાદ કોણ આપશે ? ચાલ્ય આપણે પાછાં જઇએ. કોઇ બીજે દિવસે આવીશું."

સન્યાસી વૃક્ષની ઘટામાં બેસી આ સર્વ દૃશ્ય જોઇ રહ્યો હતો અને આ સર્વ વાતચીત સાંભળી રહ્યો હતો. તેના મનમાં પણ અવનવા ભાવ અંકુરિત થતા હતા. ભૂતકાળની ઘટના દૃષ્ટિ સમક્ષ ખડી થતી હતી. આ કેવું અનેરૂં દૃશ્ય હતું ? જે યુવતિ એમ કહેતી હતી કે આંસુ કોણ સારશે તેજ આજે આંસુ

સારતી હતી. તેના મનમાં એમ થઇ આવ્યું કે હવે છુપાઇ રહેવાની જરૂર નથી. લાવ ત્યાં તેમની સમક્ષ જઇ ઉભો રહું.

સન્યાસી ત્યાં જઇ ઉભો રહ્યો. સર્વે જણે ભક્તિપૂર્વક નમસ્કાર કર્યા. સન્યાસીએ પોતાની શાંત અમિભરી દૃષ્ટિ લતા પર ફેંકી કહ્યું, "લતા! તે દિવસે સર્વ જણ આવ્યાં પરંતુ તું આવી નહિ. તેથી મારી તીર્થયાત્રા અપૂર્ણ રહી અને મારે અહીં પુનઃ આવવું પડ્યું. તું આજ આવી એટલે યાત્રા પૂર્ણ થશે. જા ઇશ્વર તારૂં કલ્યાણ કરે. તારી મનોવાંછના પૂર્ણ કરે. આજ પછી હવે ફરીથી હું અહીં નહિ આવું. તિર્થાટનમાંજ દિવસ વ્યતિત કરીશ."

લતાની માતાના હાથમાંથી પુજાનો થાળ પડી ગયો અને તે વિસ્મયતાથી બોલી ઉઠી. "કોણ ગિરી?"*

* એક વાંચેલી અંગ્રેજી વાર્તાના સ્મરણ પરથી યોજીત.

## શ્રીમતી સરોજિની નાયડુ

અમેરિકા અને યુરોપની સફળ મુસાફરી કરી પાછા ફરેલાં ભારત કોકિલા શ્રી. સરોજિની નાયડુને સન્માનવા માટે મુંબઇનાં ગુજરાતી હિન્દુ સ્રીમંડળ, ભગિનિ સમાજ, પાટીદાર સ્રીમંડળ, વગેરે મંડળોના આશ્રમે ગયા માસમાં મારવાડી વિદ્યાલય હોલમાં લેડી લક્ષ્મીબાઇનાં પ્રમુખપદે સ્રીઓની એક સભા ગોઠવવામાં આવી હતી. શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેએ જણાવ્યું હતું કે અમેરિકા અને યુરોપની સફળ મુસાફરી કરી દેવી સરોજિનીએ ભારતની સ્રીઓની જ નહિ પરંતુ અખિલ ભારત દેશની મહાન સેવા બજાવી છે. દુનીઆની નજરે તેમણે ભારતની સ્રીઓને ઉંચી ચઢાવી છે. લેડી લક્ષ્મીબાઇએ પણ દેવી સરોજિનીએ કરેલી સેવાની પ્રસંશા કરી હતી. બાદ દેવી સરોજિનીએ પોતાનાં સંસ્મરણો કહેતાં નીચેનો પ્રેરણાત્મક સંદેશ પાઠવ્યો હતોઃ—" અમેરિકાની અને આખી દુનીઆની સ્રીઓ, તમે તમારો સંપૂર્ણ અધિકાર મેળવી દેશને સ્વતંત્ર કરવાની પવિત્ર ભાવના પૂર્ણ કરો એમ ઇચ્છી રહી છે. દુનીઆની સ્રીઓની પડખે તમારે ગુલામો તરીકે નહિ પરંતુ સમાન તરીકે ઉભા રહેવાનું છે. હિન્દમાં તમારે તમારી જાતિ માટેજ સામાજિક કાર્ય કરવાનું નથી પરંતુ દેશને સ્વતંત્રતા બક્ષવાની લડતમાં તમારે તમારો સંપૂર્ણ હિસ્સો આપવાનો છે. જ્યાં જ્યાં હું ગઇ છું ત્યાં ત્યાં સ્રી અને પુરૂષ બન્નેને પોતાનાં સ્વદેશનાં કલ્યાણ કાર્યમાંજ મચેલાં મેં જોયાં છે. અમેરિકાની સ્રી ધર્મે પ્રોટેસ્ટંટ પંથની હોય કે કેથોલીક પંથની હોય, કાળી હોય કે ગોરી હોય પરંતુ સૌથી પહેલી અમેરિકન છે અને સ્વતંત્ર શહેરી તરીકે તે ગૌરવ લીએ છે. હિન્દી સ્રીઓએ પણ જ્ઞાતિ જાતિના ભેદોને ફગાવી દઇ વિદેશી ગુલામીમાંથી માતૃભૂમિને મુક્ત કરવા કટીબદ્ધ થવું જોઇએ. દુનીઆની સ્રીઓનાં આંતરરાષ્ટ્રીય એલાયન્સમાં હિન્દી પ્રતિનિધિઓએ ફરકાવેલો ધ્વજ તમારે ઉડતો રાખવાનો છે. સામાજિક અનિષ્ટો દુર કરી તમારે રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં ભાગ લેવો જોઇએ. કેનેડાની સ્રીઓ કેનેડાના ખેડુતોએ હાથે વણેલું અને કાંતેલું કાપડજ ખરીદે છે. મહાત્મા ગાંધીજીએ ખાદીનો ઉપદેશ આપ્યાથી તેઓ પ્રત્યે કેનેડાની સ્રીઓનો પૂજ્યભાવ ઘણો વધ્યો છે. હિન્દી સ્રીઓએ વિદેશી કાપડ પહેરતાં શરમાવું જોઇએ. સ્વદેશી કાપડ અને માલ વાપરવાની પ્રતિજ્ઞા લ્યો અને હિન્દની સ્વતંત્રતાની લડતમાં યાહોમ કરો."

# પુનમ ચાંદલો*

[ વહેલા આવજો, હો લાલ: એ ઢાળ. ]

પુનમ ચાંદલો, હો રાજ,
આભ અગાશીએ ઉગ્યો:
સાથે ચાંદની, હો રાજ,
શોભા શી બની, હો રાજ.—

પુનમ ચાંદલો, હો રાજ,
દીવડો આકાશી એ ઉગ્યો:
ધોળ્યાં ગગનને, હો રાજ,
વાડી વનને, હો રાજ.—

પુનમ ચાંદલો, હો રાજ,
ગગનના ગરવા ગોખે ઉગ્યો:
ધરણને ધોળતો, હો રાજ,
અમી અંધોળતો, હો રાજ.—

પુનમ ચાંદલો, હો રાજ,
ચમકતો ચંદન ચોકે ઉગ્યો:
હૈયાં ઠારતો, હો રાજ,
સુખડાં સારતો, હો રાજ.—

પ્રેમલ ચાંદલો, હો રાજ,
માનવ મંદિરિયામાં ઉગ્યો:
ઘરઘર ચાંદની, હો રાજ,
શોભા શી બની, હો રાજ.—

સ્નેહલ ચાંદલો, હો રાજ,
ઉછળતો દિલદરિયામાં ઉગ્યો:
છલકે પ્રીતડી, હો રાજ,
અમીથી મીઠડી, હો રાજ.—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા

* અપ્રસિદ્ધ " રાસમુકુટ "માંથી.



# ડાહ્યા દીવાના*

લેખક : શ્રી. યશવન્ત મ. દેશાઇ, બી. એ.

શ્રાવણની સંધ્યા હતી.

સંધ્યાનાં માધુર્યથી ઉલ્લાસી બનેલા વાતાવરણમાં ઝરમર મેહુલો વરસતો હતો. તેનું મીઠું ટપકતું ગીત મેખી અને દિવ્ય પડછંદા પાડી, મંગળ ભાવિ સૂચવતું, ગુંજી રહ્યું હતું.

અને તે ગુંજનને અમારી કર્ણેન્દ્રિયથી પીતા પીતા, તેનાં ઉન્માદથી અમારી કલ્પનાને પોષતા, અમે અમારી સફર કરતા હતા.

અમારા ભિન્ન વ્યવહારક્ષેત્રમાં અમે ત્રણે સંપૂર્ણ રીતે પારંગત હતા. અને તેને લીધે અમારી દુનિઆમાં અમે કીર્તિ અને માન સંપાદન કર્યાં હતા. જરા ટુંકામાં પતાવીએ તો અમે અમારી જગતની અને અમારી નજરમાં " ડાહ્યા " હતા.

સ્ટેશન ઉપર અમારો અકસ્માત મેળાપ થયો હતો. ભાગ્યવશાત્ અમે ત્રણે એક બીજાને સારી રીતે ઓળખતા. કારણ કે પ્રજાનાં ' સરકારી ' વર્ગમાં અમે પ્રખ્યાત હતા.

તેજસ્વી આંખ, તેની વચ્ચે દીપતું તીણું નાક, તે બન્ને ઉપર શોભતું વિશાળ રેખાંકિત કપાળ મનોરદાસનાં બેઠી બાંધણીનાં શરીરમાં વ્યક્તિત્વની છાપ પાડતાં. જરાક ખરબચડાં કપડામાં સજ્જ થયલા અમારા એ મિત્ર, વિદેશનાં નામાંકિત વિશ્વવિદ્યાલયમાંથી રસાયણ શાસ્ત્ર અને પ્રકૃતિ શાસ્ત્ર ( Physics ) ની ઉચ્ચ ડીગ્રીઓ લઇ આવ્યા હતા અને હમણાં અમારા રાજ્યની સરકારી કોલેજમાં વિજ્ઞાન શાસ્ત્ર શીખવતા હતા. તેમની ભારી કાળી પાંપણો વડે મને અને અમારા ત્રીજા સાથીને તીવ્ર દૃષ્ટિએ જોઇ, તે બોલ્યા, " હું તો આ રજાઓમાં ગોપાલગિરિની વનકુંજોમાં જાઉં છું "

હું આ સાંભળી ચમક્યો, ' આ તો ખરેખર ઘણુંજ આશ્ચર્યકારક છે. હું પણ આ રજામાં ત્યાંજ જાઉં છું. હું ધીમે અવાજે બોલ્યો, કારણ કે મારો અવાજ જ એવો હતો. મારા પહેરવેશ અને બહારની આકૃતિ ઉપરથી ઘણા એમ સહજ ધારી લેતા હશે કે સામાન્યત : હું ઘણો ગંદો રહેતો હઇશ. મારી નબળી આંખો સાથે શાશ્વત મૈત્રી જમાવનાર ચશ્માનાં કાચ ઉપર બેદરકારીથી ધૂળ રહી ગઈ હશે અથવા તો તેની દાંડી કાનના ભાગમાં બરોબર મૂકી પણ નહિં હોય આઠી દાઢીને નિયમિત કઢાડી નાંખવાની કોઇક વેળા મેં

* [ નોંધ ખ્રીસ્તી ધર્મની પુરાણ કથાઓમાં ભગવાન જીસસનાં જન્મ કાળ વેળાની ત્રણ ડાહ્યા પુરૂષોની વાતો ઘણી જાણીતી છે. તેમાંથી પ્રેરણા પામી William Locke નામના લેખકે " A Christmas Mystery " અને Wilber Hall નામના લેખકે " The Three Wise Men " લખી છે. એ વાર્તાઓ ઉપરથીજ મને આ નવલિકાની કલ્પના સૂઝઇ છે. ]

તંસ્દી ન પણ લીધી હોય, અથવા મારા માથા ઉપરનાં વાળ ખરેખર સાફ ન પણ રખાયા હોય. તે બધું ગમે તેમ હોય પરન્તુ તેની નીચે એક કવિનો આત્મા છૂપાયો છે એ વાત નિઃશંક છે. સાથે સાથે વળી સાહિત્યનાં વિવેચનની પણ મારામાં ઠીક શક્તિ છે એવી મારી એકલાનીજ નહિ પરન્તુ ઘણાં સાહિત્ય-રસીઆઓની માન્યતા છે. " એ ગોપાલગિરિમાં તો હમણાં ઉત્સવનાં દીવસ હશે કેમ ખરૂંને ?" મનોરદાસ બોલ્યા.

"હા. હા. આ ગોકુળ આઠમ એટલે તો આપણા રસજીવનનો રસોત્સવ" મેં અર્ધ કાવ્યમાંજ જવાબ આપ્યો. અત્યાર સુધી તો અમારા ત્રીજા ખીરાદર ચૂપજ રહ્યા હતા. નામદાર કાન્તિલાલ અમારા રાજ્યમાં એક અગ્રણી વ્યક્તિ લેખાતા કારણ કે અમારા રાજ્ય વહીવટમાં તેમની દીર્ઘ દૃષ્ટિ અને અનન્ત સક્તિની ઘણી ઉંડી અને ચીરસ્થાયી અસર થતી. લોકોમાં તેમજ રાજ્યકર્તામાં તે ઘણી કીર્તિ પામ્યા હતા. પરન્તુ તેમનાં એકાન્ત જીવનની આજુબાજુ લોકોની રસભરી કલ્પનાએ, સત્ય-અસત્યભરી વાતો ગોઠવી દીધી હતી. એમની વૃદ્ધ આંખો જગત તરફ એક થાકીને કંટાળી ગયેલા મુસાફરની દ્રષ્ટિએ જોતી. શ્રમ અને ચિંતાની રેખાઓ ખેતરમાંનાં ચાસની જેમ તેમનાં મુખ ઉપર સ્પષ્ટ રીતે દેખાતી. સીગારેટનો ધૂમાડો કહાડતાં તેમણે પોતાનું મૌન-તોડવાનો પ્રયત્ન કર્યો. અમને એમ લાગ્યું કે અમારી વાતમાં એમને પણ કાંઇક રસ અને કુતૂહલતા મળે છે. તે બોલ્યા "હું પણ ગોપાલગિરિજ જાઉં છું. આ કેટલું વિચિત્ર ?"

"અને હું ધારું છું કે આપણે સાથેજ મુસાફરી કરીશું !" વિદ્યાનશાસ્ત્રીએ પોતાનો વિચાર બતલાવ્યો.

નામદારને કંઇક યાદ આવ્યું. તે અમારા તરફ જોઇ બોલ્યો, " હા રેલ્વે કંપનીએ મને આખો ડબ્બો મુસાફરી માટે વાપરવાની સગવડ કરી આપી છે અને આપણે ત્રણે તેમાંજ મુસાફરી કરીશું તો ખરેખર આપણા આનન્દમાં વધારો થશે. "

ટ્રેન આવી. અને નામદારનાં આમંત્રણને અમે બન્નેએ માન આપ્યું.

જ્યારે ટ્રેનની બહાર રસીલી કુદરત ખીલી રહી હતી, ત્યારે અમે ગોપાલગિરિ તરફ સફર કરતા હતા.

[ ૨ ]

કૃષ્ણનાં ઇતિહાસે હિંદુ જીવનનાં ઘડતરમાં અગત્યનો ભાગ ભજવ્યો છે. હિંદુ ગૃહજીવનની મધુરતાનાં, તેની ગરબીઓ, રાસ અને ગીતોમાં, હિંદુ સંસ્કૃતિનાં સુન્દર પુષ્પની પાંખડીએ પાંખડીએ કૃષ્ણદેવનાં રસ અને લીલા, તેમની ભક્તિ અને ફીલસુફી ભરેલાં છે.

ત્હેના બંસીનાદનાં સ્મરણમાં લીન બની, ઘણાયે દુઃખી હૃદયો પોતાનું દુઃખ વિસરી હજુ ય આનંદી બને છે, તત્વવેત્તાઓ એનાં જીવનમાં રસ ઉપરાંત કંઇક નૂતનતા, કુતુહલતાનો અનુભવ મેળવે છે.

ત્હેની બાલ્યાવસ્થાનાં ગોકુળનાં તોફાન આ જમાનાનાં બાળકોમાં નવું જીવન પ્રેરે છે; ત્હેનાં યુવાકાળનાં પ્રેમપ્રસંગો યુવાનોમાં શુદ્ધ પ્રેમની ચીનગારી ચેતાવે છે; ત્હેની વૃદ્ધાવસ્થાની ગીતા-ફીલ્સુફી, વૃદ્ધોમાં ભક્તિભાવના રેડે છે.

ત્હેની બ્રહ્મબંસરીના સૂર હિંદુ હૃદયને હજી ય આંજી નાખે છે !

આથીજ ગોકુળ આઠમનો તહેવાર હિંદુસ્તાનમાં હોંશ અને ઉમંગભેર ઉજવાય છે.

અને અમારા સુન્દરનગરમાં પણ એમજ હતું. નિશાળોમાં, કોલેજોમાં, સરકારી અને બીજી ઓફીસોમાં ચાર-પાંચ દીવસની સામટી રજા પડતી. અમારા નગરની આજુબાજુનાં

પ્રદેશોમાં અને ખાસ કરીને ગોપાલગિરિની રમ્ય વનકુંજોમાં રસોત્સવનાં પરબ મંડાતા. સુન્દરનગરનાં લોક બહારગામ જઈ, સગાં સ્નેહીઓ સાથે આનંદલ્હાવ લૂંટતા.

સુન્દરનગરથી થોડે દૂર આવેલાં "ગોપાલ ગામે" સ્ટેશનેથી ઉતરી પાંચેક માઇલ ઘોડા ગાડીમાં મુસાફરી કરી, ગોપાલગિરિ પહોંચાતું. ગોપાલગિરિની રમ્ય કુંજો સાથે ઘણીએ ધાર્મિક–પૌરાણિક દંતકથાઓ જોડાયલી હતી. આથી ગોકુલોત્સવનાં દીવસોમાં ઘણાં લોકો ત્યાં જઇ યાત્રા કરવાનું પુણ્ય ગણતા.

અમે ત્રણ મહાપુરૂષોનાં મગજમાં આ વખતે અમારી રજામાં ગોપાલગિરિ જવાનુંજ ઠર્યું હતું. આ પહેલાં અમે ત્યાં અમારી સમજણી અવસ્થામાં ભાગ્યેજ ગયા હઇશું. પ્રઘા મહાપુરૂષો લોકોમાં બહુ ભળતા નથી ખરૂં ને ?

જનતાની એ અંધ શ્રદ્ધા તરફ મનોરદાસ વિજ્ઞાનીને યોગ્ય શંકાની દ્રષ્ટિએ જોતા. ટ્રેનમાં બકરાંની માફક પુરાયલા લોકોનો ખ્યાલ આણી, ટ્રેન શરૂ થયા પછી થોડી વારે તે બોલ્યા, "આ વિકાસ અને પ્રગતિનાં સુધરેલા જમાનામાં પણ આ બધા વ્હેમ અને ધાર્મિક ભાવનાને લીધે, લોકો ગોપાલગિરિ તરફ આંખ મીચીને દોડાદોડ કરે એ શું વિચિત્ર નથી ? અદ્દભૂત નથી ? આ બધી દોડદોડીનું કારણ એજ કે આજે કૃષ્ણનો જન્મ દીવસ છે." તેનાં હાવભાવમાં મને ક્રોધ જણાયો.

પરન્તુ નામદાર કાન્તિલાલ તરતજ તે ક્રોધને શાન્ત કરતા બોલ્યા, "મને લાગે છે કે તમે પોતે પણ એવીજ આ મુસાફરી આદરી રહ્યા છો ?"

"હા ! અને હૃદયની કોઈ શક્તિ મને તેમ કરવા પ્રેરે છે તેનો સહેજ ઝાંખો ખ્યાલ પણ મને નથી આવતો; અને," તેમણે આકાશ તરફ દૃષ્ટિ ફેંકી કહ્યું: "આ વર્ષાદનાં તોફાન તરફ તો જુઓ !, આ મુસાફરી તો આપણને તોબા પોકરાવશે !"

અમે બધા હતાશ થયા, કારણ સન્ધ્યાનાં રંગ તો રાત્રીનાં અંધારામાં ક્યારનાં ભળી ગયા હતા. ઘનઘોર કાળાં વાદળાંઓ અને વીજળીનાં ચમકારા અમને ભયભીત કરી રહ્યા હતા.

પરન્તુ વિજ્ઞાનશાસ્ત્રી મનોરદાસ આજે કંઇક હંમેશનાં રંગમાં ન હતા. તે પોતાનો રોષ અમારી સમક્ષ ખાલી કરવા લાગ્યા "અને આજે ગોકુળોત્સવ છે માટેજ મારે મારી પ્રયોગશાળા બંધ કરી, મારા મૂર્ખા નિશાળીઆઓને રજા આપવી પડી. મારા સુંદર પ્રયોગોને મુલતવી રાખવા પડયા. !"

આ હું અત્યાર સુધી અનિશ્ચિતપણે સાંભળ્યા કરતો હતો. મારૂં કાવ્યમય માનસ તો આ બધા રેડીઅમ, ઇલેકટ્રોન, વગેરે વિજ્ઞાનની કલ્પનાઓને નાદાનોનાં જ રમકડાં લેખતું. પરંતુ એ રમકડાને લીધેજ તેને લગતી નવી શોધખોળોને લીધેજ મનોરદાસે મહાન્ ખ્યાતિ મેળવી હતી. તેમનું ઉપરનું વાક્ય સાંભળી મારૂં કાવ્યશીલ મગજ પાકી આવ્યું. હું કટાક્ષમાં બોલ્યો: "જો પ્રયોગોજ ઘણા અગત્યના લાગતા હતા, તો શા માટે તમે એ ટેસ્ટટ્યુબ અને વીજળીની બેટરી સાથે લેબોરેટરીમાં ગોંધાઇ ન રહ્યા ?"

"તે પ્રશ્ન મને પણ મુંઝવી રહ્યો છે. મને પોતાનેજ એ સમજાતું નથી"

"એટલે ?"

"એટલે એમ કે મારી પ્રયોગશાળામાં રહી વિજ્ઞાનની શોધ કરવાને બદલે શા માટે આ ધમાલમાં હું પણ જોડાઉં છું એજ મને સમજાતું નથી."

"મને પોતાને પણ એ એક કોયડા સમાન છે." મેં પણ મનોરદાસની વાતમાં સુર પૂર્યો,

"હું નથી સમજતો કે શા માટે આ વર્ષે હું ગોપાલગિરી તરફ જાઉં છું:

નામદારનું પણ તેમજ હતું.

વસ્તુતઃ હું તો મારી બ્હેનનાં બચ્ચાંઓનાં ત્રાસથી ચાર દીવસ બચવા માટે ન્હાસી જતો હતો. કારણ બચ્ચાંઓજ સર્વ અનર્થનું મૂળ છે એવી મારી શ્રદ્ધા હતી. (કદાચ ઘણા 'ડાહ્યા' અને મોટા માણસોની પણ એવી શ્રદ્ધા હશે એમ મને ખાત્રી છે.) નામદાર કાન્તિલાલ પ્રજાની ધાંધલથી કંટાળી ગયા હતા; તે ભાગ્યવશાત્ કદાચ ગોપાલગિરિમાં કોઇ એકાન્ત ખૂણો મળે તો ત્યા વિશ્રામ લઇ, જગતની ધાંધલથી દૂર કંઇક નિવૃત્તિ મેળવવાની હોંશે ગોપાલગિરિ તરફ ખેંચાયા હતા. અને બિચારા મનોરદાસ—સરકારે કોલેજ બંધ રાખી એટલે એને પ્રયોગશાળાનાં વિયોગમાં ઝૂરવા કરતાં, નવી જગ્યાએ રખડી રસાયણ કે પ્રકૃતિનાં કોઇ નવા તત્વની શોધમાંજ રાચવાની મઝા પડતી.

છતાં પણ વિચિત્ર અદ્ભુતતા તો એ છે કે અમે ત્રણ "ડાહ્યા" પુરુષો એક્કી સાથે અણધાર્યા ગોપાલગિરિ જતા હતા. અને શ્રેત્રીનાં તોફાની વખત સિવાય બીજો કોઇ પણ વખત અમને આં જવા માટે મળી શક્યો ન હતો.

એ રહસ્ય અમારે મન અણઉકેલ્યું હતું.

અમે એક બીજા સામું વિસ્મયતાથી જોવા લાગ્યા; અમારા ત્રણેના મનમાં એક જાતનું તોફાનજ જાગ્યું હતું.

પરન્તુ બહારના વાતાવરણમાં પણ તેના કરતાં વધારે ભયંકર તોફાન શરૂ થઇ ચૂક્યું હતું. વર્ષાદ મૂસળધાર પડવા માંડ્યો હતો. વિજળીનો ચમકારા નિશાના ઘોર અંધકારમાં ક્વચિત્ ક્વચિત્ પ્રકાશ નાંખી, અમારા દેહમાં કારમી બ્હીક ફેંકી જતા હતા.

અને એ તોફાનમાં અમે સીધા ગોપાલગિરિ કેવી રીતે પહોંચશું? એ પ્રશ્ન પણ અમને ધ્રુજારી છૂટાવતો હતો.

પવનના ફુંફાડા જોરથી આવવા લાગ્યા. અમારી 'બેગ'માંથી ગરમ ગલપટા અમે અમારી ડોકની આજુબાજુ વીંટાળી દીધા, અમારા બનુસ કહાડી, અમે તેનાથી અમારાં શરીરને ઠંડીની પીડા ખમતાં બચાવ્યાં.

પોતાના બનુસને સંકોરતા સંકોરતા, મનોરદાસ બોલ્યાઃ "હજુ આપણને આ મુસાફરી પુરી કર્યા પછી ગાડીમાં પાંચેક માઇલ જવું પડશે. અને આ વર્ષાદ અને તોફાનમાં આપણે ગોપાલગિરિ કયારે પહોંચીશું? ખરેખર, હવે મને લાગે છે આ મુસાફરી આદરી એ આપણી મૂર્ખાઇજ છે!"

"કવિતામાં તો મને વર્ષાદનાં તોફાનનાં વર્ણન ઘણાં ગમતાં, પણ હમણાં મને લાગે છે કે હું ન્યૂમોનીઆથી મરી જઇશ" હું ગભરાટથી બોલ્યો.

"એ તો જ્યારે નિર્માયું હોય ત્યારે મરવાનું તો બધાને છે" પોતાની સીગારેટમાંથી ધૂમાડો કહાડી, સૂચનભર્યું ધીમું કટાક્ષ સ્મિત કરી, નામદારે પ્રારબ્ધવાદ રજૂ કર્યો.

"મને કાંઇ મરણની બ્હીક નથી, વિજ્ઞાનનાં ઉસ્તાદ મનોરદાસે પોતાની હીંમત બતાવવા પ્રયત્ન કર્યો, "મૃત્યુ એ તો ફકત યાંત્રિક ક્રમ છે. પરન્તુ હું તો આ ઉપાધિ અને મુશ્કેલીભરી મુસાફરીથી કંટાળી ગયો છું."

"એ તો જે થવાનું હશે તે થશે જ" પાકો પ્રારબ્ધવાદ બોલ્યો.

[ ૩ ]

એની વાતચીત કરતા અડધા દીવાના થયલા ત્રણ "ડાહ્યા" પુરુષોને સાથે લઇ, સુસવાટ કરતી ગાડી, તોફાની વાતાવરણમાં દરેક ક્ષણે ગોપાલ ગાગની નજીક જતી હતી.

ગોપાલ ગામનું સ્ટેશન આવ્યું અને ટ્રેન થોભી.

તે એક ન્હાનું ફ્લેગ-સ્ટેશન જેવું હતું. એક જૂના થાંભલા ઉપર ઝીણો દીવો બળતો હતો. પરન્તુ તેનું તેજ ઘણું ઝાંખુ હોય, વાતાવરણ અંધકારભર્યું અને ગેબી લાગતું. જાણે તે સ્થાન ભૂત-પિશાચોનાં નિવાસ માટેજ સર્જાયું હોય. પ્લેટફોર્મ ઉપર કાદવ અને પાણી બન્ને હતાં—અને પૂરતાં ન હોય તેમ મેઘરાજા પણ આજે જમીન ઉપર પાણી છાંટવામાં ઘણા ઉદાર થઇ ગયા હતા.

સ્ટેશન ઉપર રેલ્વેના એક બે નોકરો હતા. ઉતારૂઓમાં અમે ફક્ત ત્રણ જ જણા હતા. ગોપાલગિરિમાં આ દીવસોમાં ઘણી ભીડ હોય છે. પરન્તુ અમારા જેવા મહાજનોની જેમ સામાન્ય જનતા રાતનાં દસ વાગે ગોપાલગામ સ્ટેશનથી તે ગોપાલગિરિ સુધી મુસાફરી કરવાનું યોગ્ય ધારતી નથી. ખરેખર ! **મહાત્માનાં ચેતાંસિ.........?**

સ્ટેશનની બહાર નામદારના હુકમથી એક ગાડી આગળથીજ હાજર થઇ હતી. ગાડીવાને પોર્ટરની મદદથી અમારો સામાન ગાડીમાં મૂક્યો. અમારા આવવાથી તેને આનંદ થયો હોય એમ લાગ્યું કારણ કે તેણે તો એમજ ધારેલું કે નામદાર આવા તોફાનમાં ગોપાલગિરિ આવવાની તસ્દી નહિં લે.

તેણે અશિષ્ટ પણ કાનને પ્રિય એવી ભાષામાં અમને જણાવ્યું કે આજે હંમેશ કરતાં વર્ષાદ ઘણો છે. ખરૂં જોતાં તો શ્રાવણની વદ આઠમનો એ મહિમા ગણાય છે. પરન્તુ હજુ સુધી રસ્તા ચોકખા છે એટલે અમને ખાસ મુશ્કેલી નડશે નહિ એવી એણે અમને ખાત્રી આપી તેથી અમે કાંઇક સંતોષ પામતા ગાડીમાં બેઠા. ગાડી ચાલવા માંડી. વર્ષાદનો જોરથી પડવાનો અવાજ, અમારા હૈયામાં તોફાની ધ્વનિ ભરી, અમારા જીવનનાં ભાવી વિપ્લવ માટે નવો ઉત્સાહ રેડતો હતો.

[ ૪ ]

પરન્તુ એ મુસાફરી પૂરી થવા નિર્માઇજ ન હતી. બે એક માઇલ સુધી તો અમે તોફાની વાતાવરણમાં પણ આનન્દનું આસ્વાદન કર્યું. જાહેર જીવનની ધમાલમાંથી અથવા તો યાંત્રિક જીવનની શૃંખલામાંથી છૂટા થઇ કુદરતની અનેરી રસ-લહરી અનુભવતાં, હૈયામાં આનન્દ, શાન્તિ અને સ્વાતંત્ર્યની ઉર્મિઓ ઉછળતી હતી.

પણ તે ક્ષણભંગુર હતું. ઉર્મિના ઉછાળા ઉંચે કૂદે તે નીચે પડવાનેજ ને ?

ગાડીવાને ગાડી એકદમ થોભાવી. નીચે ઉતરી અમારી પાસે આવી જણાવ્યું કે સડક ઉપર બાજુનું એક મ્હોટું વડનું ઝાડ પવનના તોફાનથી પડી ગયું છે, એટલે ગાડીથી આગળ જવાય એમ નથી.

અમે બહાર નીકળ્યા.

સડક ઉપર આડા પડેલા મહાવૃક્ષ અને અમારી ગાડી તરફ અમે ભય અને બ્હીકથી જોવા લાગ્યા.

"હવે શું કરશું ?" મનોરદાસ પહેલાં બોલી શકયા.

"અહીંથી ગાડીનું એક ફાનસ લઇ ચાલી લઇએ તો ? " નામદાર લશ્કરી અમલદારની જેમ બોલ્યા.

"પણ" વિઠાનીએ બ્હાનું બનાવ્યું, "આવા સખત વર્ષાદ અને પવનનાં સુંસવાટામાં મારા સંધિવાવાળા પગોથી કાંઇ ચલાય નહિં."

"ત્યારે શું કરશું ?"

અમે ત્રણે મુંઝાયા. દુનીયાને દોરનાર અમે ત્રણ નામાંકિત ડાહ્યા હતા. પરન્તુ આ

સંકટ સમયે શું કરવું એ નક્કી કરી શક્યા નહિ. પરન્તુ અભણ ગાડીવાને એ સંકટનું નિવારણ કર્યું.

જરાક દૂર કાંઇ ઝાંખા દીવા જેવું પ્રકાશતું હતું, તે એણે જોયું. ભયના માર્યા અમે એ ન્હોતા જોઇ શક્યા. અમને આખી રાત ત્યાં પડી રહેવા જણાવ્યું. અને સવારનાં તો કોઇ પણ જાતની મદદ એ મેળવી શકે.

ગાડીનો એક દીવો અમારા હાથમાં લઇ અમે ત્યાંથી તે દીવા તરફ જવા નીકળ્યા. ગાડીવાને ઘોડાને છોડી, એક ઝાડ નીચે બાંધી આખી રાત ગાડીમાંજ જેમ તેમ સૂઇ રહેવાનો વિચાર કર્યો.

અમારી આસપાસ સર્વત્ર અમને નિર્જન વન જણાયું. મૃત્યુના જેવી શાન્તિ ત્યાં પથરાઇ રહી હતી. પરન્તુ એવામાં દક્ષિણ બાજુનું આકાશ કંઇક ખૂલ્યું અને ત્યાં પ્રકાશતા ઝીણા તારાઓનાં તેજ અમે જોઇ શક્યા. વાતાવરણનું ગેબી તત્વ, કુદરતની અશાન્તતા તથા વાવાઝોડાં અને તોફાનમાં મૂકાયલો કોઇ પણ માણસ સ્હેજે અમાનુષિ શક્તિઓનો વિચાર કરે તેમ અમને પણ થયું. વિજ્ઞાનશાસ્ત્રી ભયભીત થયા હતા, તે ચાલતાં ચાલતાં બોલ્યાઃ "હું તો વિજ્ઞાનની શક્તિઓમાં માનનારો રહ્યો અને Super natural—અમાનુષિમાંની લોકોની માન્યતાને તો હું ઘણી વખત બુદ્ધિવાદથી પર લેખું છે. પરન્તુ આજે તો મારા મનમાં તોફાન છે. મારી સાધારણ બુદ્ધિ કહે છે કે આ બધું કુદરતી છે; જ્યારે મારૂં મન એમજ કલ્પે છે કે કોઇ ગેબી શક્તિ આપણા ઉપર રાજ્ય કરતી આપણને ભમાવે છે. મને સમજાતું નથી કે આપણું અહીં શું થશે?"

"શું આપણે ધર્મ પુસ્તકોમાં નથી વાંચતા કે જે ઇશ્વરે આપણે માટે નિર્મ્યું હશે, તેનાથી બીજું કાંઇ પણ આપણા ઉપર વીતશે નહિં જ." અમારા પ્રારબ્ધવાદી મિત્ર બોલ્યા.

"એ તો બધા ધતીંગ છે." વિજ્ઞાનશાસ્ત્રીનો નાસ્તિક અવાજ બોલ્યો. પરન્તુ તેને તરતજ માર્મિક જવાબ મળ્યોઃ "અને આપણે બધાં?"

[ ૫ ]

થોડુંક ચાલી અમે તે ઝાંખા પ્રકાશતા દીવાની નજીક આવી પહોંચ્યા. અંધારામાં જેવું દેખાય તેનાં ઉપરથી અમે અનુમાન કરી શક્યા કે કોઇ ગરીબ કુટુંબનું આ નિવાસસ્થાન હશે.

ઘરનું બારણું અંદરથી બંધ હતું. પાસે આવી અમે બારણું ઠોક્યું. અમને કશો પણ જવાબ મળ્યો નહિ.

થોડીવાર રહી અમે પાછું ઠોક્યું. પરન્તુ અમારા અવાજની અસર અંદર સૂતેલાઓનાં મન ઉપર જરા પણ થઇ હોય એમ અમને ન લાગ્યું. પરન્તુ તરતજ અમે ઘરમાંથી નીકળતી એક કારમી ચીસ સાંભળી. અમાનુષિ તત્વની આગળ રસ્તે થયેલી વાતચીતને લીધે અથવા તો તે ચીસમાંનાં ગર્ભિત દર્દને લીધે અમારી છાતી ધડકવા લાગી. નિર્જન વનનો અમારામાંથી કોઇને પણ અનુભવ ન હતો. તેમાં આવું ભયંકર તોફાની વાતાવરણ; એ બધામાં સંભળાયલી આ કારમી ચીસથી અમે પણ થોડો બીધા પરંતુ અમારી પ્રેરણાબુદ્ધિ (Instinct) દુઃખી માનવને મદદ કરવા થનગની રહી.

બારણા ઉપર જોરથી હલ્લો કરી, તેને તોડી અમે અંદર પેઠા. અંદરનો ભાગ જોવાથી અમને તે કુટુંબની ગરીબાઇનો વધારે ખ્યાલ આવ્યો. અમે જેવા અંધારના ઓરડામાં પેઠા કે તરતજ ઘરનાં અંદરનાં ભાગમાંથી પહેલાં કરતાં પણ એક વધારે ભયંકર ચીસ સંભળાઇ. અમને લાગ્યું કે

કોઇ માનવી અસહ્ય વેદનાથી પીડાય છે. અમારામાંથી ત્યાં જવાની કોઇની હીંમત ચાલી નહિ. કારણ કે મારા અને વિજ્ઞાનીનાં મનમાં ભૂત-પ્રીગેરેની ધૂન વાતાવરણને લીધે ભરાઇ હતી. પરન્તુ નામદાર બહાદુર હતા. જાહેર જીવનમાં એણે ઘણા મોરચા માંડયા હતા. એટલે અમારા હાથમાંથી દીવો લઇ તે અંદર ગયા.

થોડી વારે પાછા આવી તેણે કહ્યું: " એક સ્ત્રીએ બાળકને જન્મ આપ્યો છે. " અમે ત્રણે અંદર ગયા.

અમે ત્રણ ડાહ્યાઓ આ નવા જન્મેલા દેહ તરફ વિસ્મયતાની દ્રષ્ટિએ જોઇ રહ્યા. અમારા વિજ્ઞાનશાસ્ત્રીએ ઘડીઆળ કહાડી જોયું તો તેમાં ૧૨॥ થઈ ગયા હતા.

ઓચીંતો હું બોલી ઉઠયો " આ તો કૃષ્ણ જન્મનો વખત થયો. "

" અને આપણને પણ પ્રભુએ આ પુત્ર આપ્યો છે. આપણામાં પણ આજે નવી શક્તિ, નવી ભાવના જાગૃત થઇ છે. " શ્રદ્ધાળુ નામદાર જાણે સમાધિમાં પ્રભુ સાથેનાં તાદાત્મ્યથી નીપજતા આનંદમાં આવી બોલ્યા.

અમે તે બાળક સામે ફરી જોતા હતા.

મને કંઇ યાદ આવ્યું. હું બોલ્યો:—

"Suffer little children to come unto me and forbid them not; for of such is the kingdom of God." (નાનાં છોકરાંઓને મારી પાસે આવવા દો. તેમને રોકો નહિ. કારણ કે તેવાઓનેજ માટે પ્રભુનું રાજ્ય છે.) નામદાર બોલ્યા: " Unless ye be as little children ye shall not enter the kingdom of God. "

કંઇક વિચિત્ર, કંઇક ગેબી સૂચનભર્યું બન્યું હતું. અમારી આંખમાંના જૂના પડળ દૂર થયાં હતાં. અમારી દ્રષ્ટિમાંનાં તેજમાં, નવીનતા, કરૂણતા, પ્રેમ અને ભક્તિ ભર્યાં હતાં. અમારી મોટાઇની ખૂમારી અમે ભૂલી જઇ, નમ્રતાથી તે બાળક તરફ અમે જોતા હતા.

વિજ્ઞાની બોલ્યા: " ખરેખર કોઇ પ્રેમાળ અને દયાળુ શક્તિ આપણને અહીં દોરી લાવી છે."

સંસ્કૃતિ રચાઇ છે તેમ અમે પ્રેરણા બુધ્ધિથી કુદરતી રીતે પ્રેરાઇ તે સ્ત્રી પર આવેલી આફતમાં તેને મદદ કરવાનાં શક્ય પ્રયાસો કરવા લાગ્યા. અમે કેવી રીતે અગ્નિ સળગાવી બળતણ તૈયાર કર્યું, કયાંથી અમે પાણી મેળવ્યું, કેવી ઉતાવળથી હું અમારી ગાડી આગળ દોડી જઇ અમારી બેગ અને બનુસ વીગેરે લઇ આવ્યો, એ બધું હવે અમને બરાબર યાદ નથી. પરન્તુ એ તો ચોક્કસ કે નામદાર કાન્તિલાલ જે હુકમ કરવાને જ સર્જાયા હતા તે ફરમાવતા અને અમે બે તાબે થતા.

પહેલેથીજ અમને લાગ્યું હતું કે સ્ત્રીનું બળ ઘટતું જતું હતું, તેથી તે વધુ વખત જીવી શકશે નહિ. આથી તે ગરીબ ઘરમાંની પથારી આગળ જ્યારે જીવન અને મૃત્યુ ખેલ રમતાં હતાં ત્યારે આ પ્રસુતિવેદના શું છે તે અમે જાણી શકયા. જીવનનો એક મહા અગત્યનો પ્રશ્ન અમે તેજ સમયે જાણ્યો હતો.

જેવો બાળકના જન્મ સાથે તેનો રડવાનો અવાજ સંભળાયો કે તે બેભાન માતાના શરીરમાં મૃત્યુની છેલ્લી ઝણઝણી વાગી રહી. ત્રણ ચાર વખત શ્વાસ જોરથી ઉંચો નીચો થતાં તેનો આત્મા ચાલ્યો ગયો. તે મૃત્યુ પામી.

તે બાળકને ગરમ પાણીથી અમે ધોયું. કોઇ નર્સે જે કામ કર્યું હતે તે બધું અમે કર્યું. અમારા ગરમ બનુસમા તેને વીંટાળી, અમારા ગરમ કોટની તેને માટે પથારી પાથરી અમે તેને સુવાડ્યું. અને અમારા થર્મોસમાંનાં

દૂધમાં એક રૂમાલને ભીંજવી, તેનાં ઓઠ ઉપર ચુસવા માટે મૂક્યો.

"પ્રસવવેદનાથી પીડાતી કોઇ સ્ત્રી અહીં સુતી છે આપણે તેને મદદ કરવી જોઇએ કારણ કે તે બેભાન થઈ પડી છે. તમને કોઇને એવા સમયની સારવારનો ખ્યાલ છે ?"

મેં અને મનોરદાસે ભય સુચવતાં માથાં હલાવ્યાં. ત્રણે જણા એક બીજા સામું જોવા લાગ્યા બધાની આંખમાં નિરાશા હતી.

જ્ઞાનનાં ભંડાર સમા અમે ત્રણે જગતના ડાહ્યા પુરૂષોમાં ખપી જતાં હતા. પરન્તુ કુદરતે અને જીવનની આ સામાન્ય ઘટના આગળ અમે ત્રણે જણ અજ્ઞાન, નિરાશ અને શરમભર્યા ઉભા હતા.

"મારી પત્નીને તો છોકરાંજ ન્હોતાં. અને હવે ઘણા વર્ષથી તો મરણ પામી છે." વિજ્ઞાની મનોરદાસ બોલ્યા.

"અને મેં તો સ્ત્રીઓથી આખી જીંદગીભર દૂર ન્હાસ્યા કર્યું છે." મેં જણાવ્યું.

"અને મને આ જગતનાં રાજ્યકારણની ઉપાધિમાં તેઓનો વિચાર કરવાની મુદ્દલ ફુરસદ મળી નથી. પ્રભુ મને માફ કરો !"

એ બધા શબ્દોમાં નિરાશાવાદની ફીલસુફી તરતી હતી.

[ ૬ ]

પરન્તુ માનવમનમાં પ્રભુએ એવી ઘણી સ્વભાવસિદ્ધ પ્રેરણાબુદ્ધિ ( Instincts ) મૂકી હોય છે કે જેથી આફત અને ભયના સમયમાં ઓચીંતા જ તેને દૂર કરવાની યુક્તિઓ સુચવાય છે. "હા" નામદાર બોલ્યા; તેના શરીરનો થાક ઉતરી ગયો હતો. તેનું મન એક મહાપ્રશ્નના નિરાકરણથી શાંતિ પામ્યું હતું. "એ ખરૂં છે, આપણને આજે પુત્ર મળ્યો છે. આપણામાં આજે નવી શક્તિ, નવી ભાવના જન્મ પામી છે."

અમને પ્રભુએ કાંઇ નવું ઇનામ બક્ષ્યું હોય તેવા આનંદ સાથે અમે તે બાળકને અમારી સાથે બહારના જગતમાં લઇ ગયા.

અમે ત્રણે એકાન્ત બાળક વિનાનાં ડાહ્યા પુરૂષો જીવનની સુંદર અને સાદી ઘટનાઓથી અને અમારા વિશ્વબંધુઓના દયાળુ માર્ગોથી દૂર ન્હાસતા હતા: અમારા પુસ્તકો અને અવ્યવહારૂ જ્ઞાનમાં અમારા જીવનનાં વર્ષ વીતાવતા હતા. પરન્તુ કોઇ પરમ શક્તિએ કૃષ્ણજન્મના દિવસે અમને નવું જ્ઞાન આપ્યું હતું, જગત સાથે જીવવાની નવી દષ્ટિ આપી હતી, નવી આશાની પ્રેરણા પીવડાવી હતી.

## દુનીઆની સૌથી ધનિક બાલિકા:

અમેરિકાના કરોડપતિ કાર્નેલિયસ વાન્ડરબિલ્ટની પૌત્રી ન્યુયોર્કની ગ્લોરિયા વાન્ડરબિલ્ટ દુનીઆની સૌથી ધનિક બાલિકા છે. અત્યારે તે માતા-પિતા વિનાની છે. તેની સંપત્તિ પોણાચાર કરોડની છે. એક ટ્રસ્ટ દ્વારા તેનું લાલનપાલન થાય છે. તેના લાલનપાલનમાં માસિક રૂા. ૧૫૦૦૦ ખર્ચાય છે. સુવર્ણના પાત્રોમાં તે જમે છે; અતીવ મૂલ્યવાન વસ્ત્રો પહેરે છે. હજારો રૂપીઆનાં રમકડાં દર માસે ખરીદાય છે. તેનાં રક્ષણ માટે બે મોટા ડીટેકટીવો રાખવામાં આવ્યા છે. કારણ કે એ બાલિકાના મરણની રાહ જોનારો વર્ગ ઘણો છે. હજી તેના શિક્ષણનો પ્રારંભ થયો નથી




લેખકઃ રા. "પ્રસાદ"

આ મારા લતામા આવો ત્યારે મારાં મીસીસ તરફ તમારૂ ધ્યાન ન ખેંચાય તે બને જ નહિ. "જમના બ્હેન, મંગળા થયાં" "ચંપા-બ્હેન, શણગાર થયા" ની વરધી આપતાં, "જે જે" ની ગર્જના કરતાં, જમના અને ચંપાની આગળ આગળ એકાદ કમાન્ડરની અદાથી ચાલતાં દેખાય, તે જ શ્રીમતી કંચનગૌરી.

કંચનને દેવદર્શનનું લપ માબાપને ત્યાંથી જ વળગેલું. શીયાળાની કડકડતી ઠંડીમાં પણ સવારમાં નાહીને "મંગળા" કરી આવે. નરેદ વાગે શણગાર થાય ત્યારે પણ રાંધતી હોય તો કપડું બદલીને દોડે. આનું પરિણામ એકજ હોઇ શકે અને તે એ જ કે દશ વાગ્યાની અંદર રસોઇ થઇ શકે નહિ અને મારાથી રોજ નિયમસર નોકરી ઉપર જવાય નહિ. દરરોજ તો હું આ સહન કરી લેતો પણ એક દિવસે તો વાત વધી પડી. હંમેશાં મંગળા કરવા જતાં સુધીમા તો અડધી રસોઇ થઇ જતી, પણ તે દિવસે નવ વાગ્યા ત્યાં સુધી તો કંચનનોજ પત્તો ન હતો. ઘણી વાર દાળ ભાત જમીને રોટલી તૈયાર ન હોવાથી રોટલી વિના ચલાવી લેતો, પણ આજે તો ચુલો જ ઠંડો હતો. ઘણી વખત કંચનની સાથે મારે, પણ અગીઆરસ, શીવરાત્રી, રામનવમી, જન્માષ્ટમી વિગેરે કરવુ પડતું, તેથી રખેને આજે પણ તેવુ કોઇ પર્વ હોય ધારી મેં પંચાંગ જોયું પણ તેવું કાંઇ નીકળ્યું નહિ.

છેવટે સવાનવ વાગે મીસીસનો ઘાંટો સંભળાયો. કોઇની સાથે વાત કરતાં તે બહાર બારણા પાસે ઉભાં હતાં. વાતો ખૂટતી ન હતી તેથી મને વિચાર થયો કે જઇને ઘડીઆળ બતાવું કે વાતો કરવાનો હવે વખત રહ્યો ન હતો, પણ કોઇના દેખતાં તેમને ન બોલાવવાનો તેમનો સખત મનાઇ હુકમ હતો, તેથી આપણે ચુપકીદી પકડી. છેવટે સાડાનવ વાગે કંચન ઘરમાં દાખલ થઇ.

"કેમ, આજે શીવરાત્રી છે, કે અગીઆરસ છે, કે છે શું ?" મેં પ્રશ્ન કર્યો.

"એમ કેમ પૂછો છો ?"

"ત્યારે આજે શું ભૂખ્યા જ નોકરી ઉપર જવાનું છે ? પોણાદસ તો થયા, અને પા કલાકમાં તે તું શું રાંધવાની હતી ?"

"આજે રવિવારે શાની નોકરી ? થાય છે. દાળ ઓરું છું."

"પણ આજે કોણે કહ્યું કે રવિવાર છે ? આજે તો હજી શનીવાર થયો, શનીવાર."

"હેં !" કંચને ગભરાઇ જતાં કહ્યું. રવિવાર સમજીને તે ધીરે ધીરે કામ કરતી હતી, પણ શનીવારનું નામ સાંભળતાંજ તે ખરેખર ગભરાઇ ગઇ. પણ સંકટ સમયે સ્ત્રીઓ ગભરાઇ ન જતાં સાંકળ ખેંચી શકે છે તેમ તેણે સ્ટવ ઉપર તપેણી ચઢાવી થોડો શીરો શેકી નાંખ્યો અને મને જમાડી વિદાય કર્યો.

તે દિવસે ખરું જોતાં તો મારે બપોરે હોટલમાં નાસ્તો કરી લેવો પડયો. સાંજે ઘેર આવી બહુ વિચાર કર્યો કે આવી તકલીફ ક્યાં સુધી ભોગવવી ? અચાનક મને સત્યાગ્રહનો વિચાર સ્ફુરી આવ્યો. બારડોલી જેવા નાના તાલુકાએ બ્રિટીશ સલ્તનતને નમાવી, ગુજરાત કોલેજના વિદ્યાર્થીઓએ શીરાઝ જેવા જોહુકમી પ્રિન્સીપાલને નમાવ્યો, તો હું કંચનને કેમ નમાવી ન શકું ?

[ ૨ ]

તેજ રાત્રે મેં કંચનને નોટીસ યાને ચેતવણી આપી.

"જો કંચન, તું રોજ દર્શન કરવા દોડે છે અને રસોઇનું ઠેકાણું પડતું નથી, તે મને જરાયે ગમતું નથી. કાલથી ત્હારે દર્શન કરવા જવું નહિ, પણ ઘેરજ પ્રભુની આરાધના કરવી."

"એ જરાયે નહિ બને. હું તો મારે જવાની. ભગવાનનાં દર્શન કરવાની ના પાડો છો અને અવતાર તો હિંદુ જાતમાં લીધો છે ! તમે તે હિંદુ છો કે કોણ છો ?"

"મારે એ બધું સાંભળવું નથી. બસ ત્હારે દર્શન કરવા બીલકુલ જવું જ નહિ, નહિ તો જોવા જેવી થઇ જશે."

"ઓહોહો ! શું કરી નાખશો ?"

"બસ સત્યાગ્રહ કરીશ, અસહકાર કરીશ, હડતાલ પાડીશ." મેં કહ્યું.

"એટલે ?" કંચને કટાક્ષમાં પૂછયું.

"ત્હારો સંપૂર્ણ બહિષ્કાર ! બોલવા ચાલવાનો પણ વહેવાર બંધ !"

"ખાશો શું ?"

"તેની ત્હારે શી પંચાત ?"

"ઠીક ત્યારે, ગમ્યો થાય તે કરી લેજો." કંચનગૌરી તરફથી નોટીસનો જવાબ મળ્યો. તે જ દિવસથી બલ્કે તે જ ઘડીથી મેં બોલવા ચાલવાનો વહેવાર પણ તદ્દન બંધ કર્યો. જમવા માટે લોજમાં ગોઠવણ કરી. ધોતીયું નાહીને હાથેજ નીચોવી નાખવા માંડયું. પીવાની જરૂર પડે તેમ પાણીનો લોટો પણ જાતેજ ભરી લાવતો. આવી રીતે સત્યાગ્રહ અને હડતાલનાં પગરણ મંડાયાં.

[ ૩ ]

શરૂઆતમાં મને જેટલી તકલીફ પડતી, તેટલીજ કંચનને ક્ષોભ થતો. જાતેથી હું પાણી લઇ જાઉં, મારું ધોતીયું મારે હાથેજ નીચોવી નાંખું, એ બધું જોઇ કંચનના સખીમંડળમાં ચકચાર જાગી. કંચનને તેનું કારણ પૂછયું અને આ પ્રશ્ન વધુ ચર્ચવા તે જ સાંજે જમના કાકીના પ્રમુખપણા નીચે તેમની જ રૂમમાં તેઓએ મીટીંગ બોલાવી. કંચને પોતાની ફરીયાદ રજુ કરી અને મેં જે હઠ લીધેલી તેનો પણ તેણે રીપોર્ટ કર્યો. મારી હઠમાં જમના કાકીને કાંઇક વજુદ લાગ્યું અને છેવટે સમાધાની કરવાનો ઠરાવ વધુ મતે પસાર કરી જમના કાકીએ મીટીંગ બરખાસ્ત કરી.

સમાધાની કરવા જમના કાકી પોતે જ મારી પાસે આવ્યાં.

"તારી હઠ ખોટી છે," તેમણે કહ્યું. "આસ્થા હોય તો બિચારી દેવ દર્શન કરવા ના જાય? પણ ત્હારે જમવાનું રોજ મોડું થાય છે તે થવું ન જોઇએ, માટે જો ત્હારે તેને દર્શન કરવા જવા દેવી અને તેણે દસ વાગ્યાની અંદર રસોઇ તૈયાર કરવી. પછી કાંઇ વાંધો છે?" જમના કાકીએ વચલો તોડ કાઢયો.

દર્શનનું કાયમ રહેવાથી આજે નહિ તો મહીને બે મહીને પણ પાછી અસલ સ્થિતિ ભોગવવી પડશે એ ધાસ્તીથી મેં જમના કાકીની સમાધાનીની શરતો સ્વીકારી નહિ. જમના કાકીએ ઘણી હઠ લીધી. પણ છેવટે સમાધાની પડી ભાગી.

[૪]

હવે મેં કંચન સામે મોરચા માંડયા. કંચન પણ મારા જેટલી જ હઠીલી હતી. તે પણ નમતું આપે તેમ ન હતી. અચાનક એક સાંજે મનહરલાલ અને સરલા તેમના ત્રણ ચીરંજીવીઓ સાથે અમારે ત્યાં મહેમાન તરીકે પધાર્યાં. તેમને માટે ચાની વ્યવસ્થા કંચન ન કરે તો મારે કરવી એવો નિશ્ચય મેં કર્યો. કંચન પણ તેવો જ નિશ્ચય કરીને બેઠી હોય તેમ લાગ્યું કારણ તે પણ ઉઠીજ નહિ. છેવટે મેં ઉઠીને સ્ટવ સળગાવવા માંડયો. મને સ્ટવ સળગાવતો જોઇ મનહરલાલને હજારો તર્ક વિતર્ક થયા હશે. પણ જ્યારે ત્યારે ખબર તો પડવાની જ, જાણી ચા બનાવવામાં હું મસ્ગુલ થયો.

દરરોજ તો હું બહાર જ ચા પી લેતો તેથી કઇ ચીજ ક્યાં છે તેની મને ખબર નહિ. છેવટે છાજલી ઉપર લીપ્ટનનો ડબ્બો તો દેખાયો. તેની બાજુના ડબામાં ખાંડ હોવી જોઇએ એવું મેં અનુમાન બાંધ્યું અને તે સાચુંજ પડયુ. તે ડબ્બામાંથી ખાંડ લઇ નાંખી અને લીપ્ટનના લેબલવાળા ડબામાંથી ચા નાખી. પણ અહીંજ મારી ભૂલ થઇ. કંચને તે ડબામાં તો મીઢીઆવળનાં પાંદડાં ભરેલાં, પણ રાતને વખતે જોયા વિનાજ મેં ચા સમજીને તે નાખ્યાં. મનહરલાલ વળી મશાલાવાળી ચાના શોખીન હતા, તેથી જોડે જ મશાલાની શીશી હતી તેમાંથી મશાલો નાખ્યો. ચા તૈયાર થયા પછી બધાને આપી અને મારૂં માથું દુઃખતું હોવાથી મેં તો એકને બદલે બે પ્યાલા ચડાવ્યા.* કંચનને ચા કોણ આપે, પણ સરલા બ્હેન તેને જઇને એક પ્યાલો આપી આવ્યાં; પણ મારા દેખતાં તેણે તે ખાળમાંજ ઢોળી દીધી. કદાચ તેણે સામો મારો પણ બહિષ્કાર કર્યો હશે!

મીઢીઆવળની એક ખાસીયત એવી છે કે પાંદડાં વીણીને નાખ્યાં હોય તો એકલો જુલાબ થાય, પણ સાથે ડાંખળી પણ નાખવામાં આવે તો જુલાબ સાથે ચૂંક પણ સંભજક આવે. આનો પ્રત્યક્ષ અનુભવ અમને બધાને (કંચન સિવાય) અડધા કલાક પછીજ થયો. મને તો વધારેજ, કારણ મેં તો બે પ્યાલા પીધા હતા. મને તો આંકડી ઉપર આંકડી આવવા માંડી. કબાટમાંથી પેનકીલર કાઢીને પીધું પણ કાંઇ વળ્યું નહિ. ઝાડા પણ પાંચ સાત થઇ ગયા. મનહરલાલ સરલાબ્હેન અને તેમના ચીરંજીવીઓની પણ એજ દશા હતી. હું તો પથારીવશજ થઇ ગયો.

[૫]

છેવટે કંચનથી ન રહેવાયું. તે ઉઠીને

* ચામાં સ્વાદફેર તો લાગ્યો પણ મેં દુધનો વાંક ધાર્યો. મનહરલાલ તો પારકે ઘેર ચા પીને ટીકા શી રીતે કરી શકે?

ગઇ અને જમના કાકીને ત્યાંથી ગોળીઓની શીશી લઇ આવી અને બધાંને બે બે ગોળી આપી. છેવટે હૃદય તો આર્યમહિલાનું ને! મારી પાસે આવીને મને પણ બે ગોળીઓ પાવા માંડી પણ આપણે તો અસહકાર હતો!

" નહિ રખતી રે નહિ રખની,
દવા કી ગોલી નહિ રખની!"

મેં ગાવા માંડયું, કંચન ગભરાઇ. " આ શું બબડો છો? આ ગોળી ખાઇ જાઓ!"

" ભલે કાયાના કટકા થાય,
અમે લીધી પ્રતીજ્ઞા પાળશું રે!"

મેં જરા ખુંખારીને લલકારવું શરૂ કર્યું. કંચનને મારામાં ગાંડપણનાં ચિન્હો દેખાવા લાગ્યાં. મને સન્નીપાત થઇ જશે એવી તેને ચોક્કસ ધાસ્તી લાગી. તેણે વધુ નજીક આવી મારા માથા ઉપર હાથ ફેરવવા માંડયો.

" આટલી ગોળી મારે ખાતર નહિ ખાઓ?" તેણે ગળગળે સાદે પૂછ્યું.

" કબુલ છે?" મેં સામો પ્રશ્ન પૂછ્યો.

" શું?" તેણે પૂછ્યું.

" મારી શરતો!" મેં જવાબ આપ્યો.

" કબુલ, કબુલ–હજારવાર કબુલ–આ ખાઇ જાઓને, એટલે થયું."

કંઇક હર્ષના આવેશમાં હું બેઠો થઇ ગયો અને દવા પીધી.

તેજ રાત્રે અમે બધાએ કંચનનાજ હાથની બનાવેલી રસોઈ ખાધી. મનહરલાલને અને સરલાબ્હેનને અમારી વિચિત્ર વર્તણુકનો ખુલાસો કર્યો અને આવી રીતે અમારા યુદ્ધનો અંત આવ્યો.

અને કંચન પણ હવે કદીએ દર્શનનું નામ સંભારતી નથી.



## ૧૦૦ વર્ષ જીવવું છે?

વિદ્વાન જાપાનીઓએ ૧૦૦ વર્ષ સુધી જીવવા માટે નીચેના ૧૧ નિયમો નક્કી કર્યા છેઃ—

(૧) ખુલ્લી હવાવાળી જગ્યામાં બની શકે તેટલો વધુ વખત રહેવું.
(૨) રાત્રિ પડયા પછી જેમ બને તેમ વહેલાં સુઇ જઇ સવારમાં વહેલું ઉઠવું.
(૩) ઓછામાં ઓછા છ કલાક અને વધુમાં વધુ સાત કલાક નિંદ્રા લેવી. રાત્રે મકાનમાં બત્તી ન હોવી જોઇએ અને બારી બારણાં ખુલ્લાં રહેવાં જોઇએ.
(૪) ચાહ કે કાફી વધુ ન પીવી, અને દારૂ કે બીડી સીગારેટ તો મુદ્દલ ન પીવાં.
(૫) માંસાહારીએ દિવસમાં એકજ વખત માંસ ખાવું.
(૬) સહન કરી શકાય તેટલાં ગરમ પાણીથી રોજ સ્નાન કરવું.
(૭) ઢીલાં વસ્ત્રો પહેરવાં.
(૮) સપ્તાહમાં એક દિવસ તદ્દન આરામમાંજ ગાળવો.
(૯) કામ-ક્રોધને ઉત્તેજન ન આપવું. મગજમારીનું કામ બહુ ન કરવું.
(૧૦) લગ્ન કરવું, વિધવાઓ અને વિધુરોએ પણ પુનર્વિવાહ કરવો.
(૧૧) બહુ ગરમી લાગતી હોય એવા મકાનનો ત્યાગ કરવો.




લેખક : શ્રી. રમણલાલ પી. ભટ્ટ

કાન્તિલાલ ઉવાચઃ " એ શું બોલ્યા ? વિધવા વિવાહ ! મને શું તમે વિધવા વિવાહમાં ઉતેજો છો ? માફ કરજો સાહેબ, આ શરીરમાં પ્રાણ છે, ત્યાં સુધી તો એવું નહિ જ બને. "

રાત્રિના દસ વાગી ગયા છે. એક સુશોભિત મકાન ઇલેકટ્રીક લાઇટના શુભ્ર પ્રકાશથી શુભ્ર બની ગયું છે. એ મકાનના એક ખંડમાં પરસ્પર વાતચિત થતી માલુમ પડે છે. બોલનારમાંની એક વ્યક્તિ કાન્તિલાલ નામધારી હતી.

કાન્તિલાલના ઉપર્યુક્ત શબ્દો સાંભળી અન્ય વ્યક્તિ બોલી: " ભાઇ, તમે આટ આટલા ગરમ કાં થઇ જાઓ છો ? આજ-કાલ જ્યાં જુઓ ત્યાં વિધવા-વિવાહનો પ્રચાર થઇ રહ્યો છે. હવે એ સમય તો ગયો, કે જ્યારે એ વિવાહમાં અક્ષમ્ય પાપ સમજાતું હતું. હાલ તો એમાં કાંઇએ હાનિ હું દેખી શકતો નથી. "

" ભાઇ, માફ કરો. પરન્તુ હું તો એ સમજી શકતો જ નથી, કે મારી પાસે આ શબ્દો બોલવાની ધૃષ્ટતા પણ તમે શી રીતે કરી શકયા ? " કાન્તિલાલે કહ્યું.

" આપ ભલે એને ધૃષ્ટતા કહો. પરન્તુ હું તો મારા કર્તવ્યનું પાલન કરી રહ્યો છું. અને એ કર્તવ્ય પાલન કરતાં કરતાં પુનઃ પુનરપિ હું આપને આગ્રહપૂર્વક કહું છું, કે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોં ધોવા જવા કરતાં કપાળ ધરવું ઉત્તમ છે. કહ્યું છે કે

" સંપત ગઇ તે સાંપડે,
ગયા વળે છે વ્હાણ,
ગત અવસર આવે નહિ,
ગયા ન આવે પ્રાણ. "

માટે આ અવસર ખાલી ન જવા દેતાં આપ એ કામ કરી લો. આપને આવું પાત્ર ફરી મળશે કે કેમ એ શંકાસ્પદ છે." અન્ય વ્યક્તિએ જવાબ આપ્યો.

પરન્તુ આ સાંભળી કાન્તિલાલનું મુખ તો લાલચોળ બની ગયું, અને એકદમ અત્યંત કડક સ્વરે બોલ્યાઃ " મને લાગે છે, કે તમ લોકોની બુદ્ધિ બ્હેર મારી ગઇ છે. મહેરબાની કરી તમારી એ વાત એટલેથી જ અટકાવો. પુનઃ પુનરપિ હું આપને પ્રાર્થના પૂર્વક કહું છું, એ વાત મારી પાસે મા કહો. "

"ભલે, જેમ તમારી ઇચ્છા." કહી એ વ્યક્તિ મકાન બહાર નીકળી આવી અને પોતાને માર્ગે જવા માંડી. જતાં જતાં માર્ગમાંજ બીજા બે નવયુવકો સાથે એને મુલાકાત થઇ. અને એકે પૂછ્યુંઃ

"કેમ, ભાઇ! શું પરિણામ આવ્યું?"

'પરિણામ શું? કાન્તિલાલ તો વજ્ર-મૂર્ખ છે. વિધવા વિવાહ એની સમજમા ઉતરી શકતોજ નથી. આપણે શું? એને બે ઠોકર વાગશે તો આપોઆપજ અક્કલ આવશે. ઠીક, આવજો ભાઇ." કહી એ વ્યક્તિએ ચાલવા માંડયું. બીજી દિશાએ ઉભય નવયુવકોએ પણ પ્રયાણ કર્યું. અને ધીરે ધીરે એક મકાન પાસે આવ્યા. એકે મકાનમાં પ્રવેશ કર્યો, અને એક દાદરો ચઢી માળ ઉપરના એક ખંડમાં આવ્યો. એ ખંડમાં એક સર્વાંગસુંદર યુવતિ ખુરશી પર બેઠી બેઠી એક પુસ્તકનાં પાના ફેરવી રહી હતી આવેલા નવયુવકને દેખી એ યુવતિ બોલીઃ "કેમ, શું થયું?"

નવયુવક પોતાની ટોપી ઉતારતાં બોલ્યો, "શું થવાનું હતું? ન માન્યું."

આ સાંભળી યુવતિનું મુખ મલિન થઇ ગયું. એને આ યુવકની વાત ઉપર વિશ્વાસ ન પડ્યો, એટલે પુનઃ પૂછ્યુંઃ "શું, ન માન્યું?"

યુવક બોલ્યોઃ "ના. ના. ન જ માન્યું. માનવા જેટલીયે અક્કલ તો જોઇએ ને!"

પુસ્તકનાં પાનાં ફેરવતાં ફેરવતાં યુવતિ બોલી. "તો હવે કાંઇ ઉપાય?

"હું શું બતાવું!" યુવકે જવાબ વાળ્યો.

"બિચારી મનોરમા નિરાશ થશે" યુવતિએ કહ્યું.

"તો શું થાય! એ માને ત્યારે ને!" યુવકે જવાબ આપ્યો.

"એ તો અન્યાય થાય છે. જ્યારે એ પોતેજ વિવાહ કરવા તૈયાર છે, ત્યારે એને અવિવાહિત રાખવી એ મહા પાપ નથી?"

"ભલે મહા પાપ હોય, કે અલ્પ પાપ હોય, પણ એનો ઉપાય શો? એના પિતાની ઇચ્છા સિવાય આપણે શું કરી શકીએ?"

"પરન્તુ એનું પરિણામ સારૂં તો નહિ જ આવે ને!"

"એ તો નિઃસન્દેહ જ છે."

"અરે, એ તો મને કાલાવાલા કરી કહેતી હતી, કે કોઇ પણ રીતે મારા પિતાજીને કહી મારો વિવાહ કરાવો. અને જ્યારથી વિધવા-વિવાહ એણે જાણ્યો ત્યારથી તો એને એજ ધુન લાગી રહી છે. વળી એને દુઃખ પણ શું ઓછું છે? રાત દિવસ બિચારી દાસીની માફક કામ કરે છે. નહિ સુખે ખાવાનું, કે પીવાનું. કોણ જાણે એણે તે બિચારીએ શાં શાં પાપ કર્યાં હશે, કે આ ફલ ભોગવી રહી છે."

"પરન્તુ એમાં કરવું શું? એ કાંઇ પથરો નથી કે ઉપાડી લવાય."

"પથરાને તો ઉપાડી લાવવો અઘરો પડે. પણ એને તો–એવા ચૈતન્ય ને તો, કે જે સ્વયમ ચાલવાને ઇચ્છુક છે, તેને તો ઉપાડી લાવવી સરલ છે." યુવતિએ કહ્યું.

"પણ એ કોણ કરે? પ્રતિષ્ઠિત માણસ તો એવું ન જ કરી શકે ને!" યુવકે જવાબ આપ્યો.

"હું તો એને એજ સલાહ આપીશ કે, તું કોઇની સાથે ચાલી જા." યુવતિએ કહ્યું.

ભવાં ચઢાવી યુવક બોલ્યોઃ "તરલા! આ તું શું કહે છે? ઘણી શરમની વાત છે, કે મારી સામે તું આમ વદે છે."

તરલા પોતાનાં નયનો નીચાં ઢાળી બોલી. "શું કરૂં! જીવ બળે છે, મને તો કાંઇ સુઝતું જ નથી; પુરૂપ માત્ર તો એમ જ સમજે

છે, કે સ્ત્રીઓને હૃદય નથી, નેત્ર નથી, કે કાને નથી; એ કાંઇ દેખી શકતી નથી; સાંભળી શકતી નથી, કે ઇચ્છાએ કરી શકતી નથી. બસ જ્યાં અમને ખેંચે ત્યાં અમારે ખેંચાવું પડે છે. અમે ચૂં ચાં પણ કરી શકીએ નહિ–કરી શકવા સમર્થ જ નથી–કે અધિકાર નથી."

યુવક બોલ્યોઃ "વાહ! તું તો બડી પણ્ડિતા થઇ ગઇને! ઠીક!! તારી સખીને તું એમ સલાહ આપીશ કે, કોઇની સાથે નાસી જા! વાહ રે વાહ!! કેવી સુન્દર સલાહ!! આનું જ નામ મિત્રતા કે? આને જ મિત્રતાનો હક અદા કરવો કહેતા હશે કેમ?!

"તો છેવટે શું આ પ્રકારે કષ્ટ જ ભોગવતી રહે?' તરલાએ કહ્યું.

"એ તો ભોગવ્યેજ છુટકો." યુવકે જવાબ આપ્યો. સુખ ભોગવવાનો યત્ન કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે. એણે એ કર્તવ્ય કરી લીધું. એને માટે એટલું જ બસ છે; હવે એ પ્રયત્ન નિષ્ફળ નિવડ્યો તો એણે એટલેથી જ સમજી લેવું જોઇએ કે એના ભાગ્યમાં સદા દુઃખજ છે."

યુવતિ બોલીઃ "એક મૂર્ખ પિતા જો પોતાની પુત્રી માટે એવું જ ઇચ્છે તો..."

એને વચમાંજ અટકાવી યુવક બોલ્યોઃ "ઇચ્છે તો શું? ઇચ્છે છેજ. માત–પિતા જે અને જેવું ઇચ્છે, તે અને તેવું કરી પણ શકે છે. કન્યાને પોતાની જ ઇચ્છાનુસાર કાર્ય કરવાનો અવસર ક્યાં મળે છે?"

"હા." તરલાએ કહ્યું. "આજ સુધી એ પ્રસંગ કદિ આવતો ન હતો. પણ હવે, જ્યારે સ્ત્રીઓને કેળવણી દેવામાં આવે છે, ત્યારે એમની ઇચ્છા ઉપર પણ ધ્યાન અપાવું જ જોઇએ, નહિ તો એ કેળવણી પણ વ્યર્થજ છે. એમને કેળવ્યા છતાં, પુરૂષોને પોતાની ઇચ્છા–અનુસારજ જો કાર્ય કરવું હોય, તો તો ઉત્તમજ છે, કે સ્ત્રીઓને મૂર્ખજ રહેવા દેવી. નહિ તો શિક્ષિત સ્ત્રીઓ માટે એવી આશા રાખવી કે આંખ–કાન બંધ કરી સદા પુરૂષની ઇચ્છા પ્રમાણે જ ચાલવું એ ભૂલ છે. એ બેઉ વાત એક સાથે તો કદાપિ નજ ચાલી શકે."

તરલાનાં આ વાક્યોનો સર્વ મર્મ યુવક સમજી ગયો. એણે વિચાર્યું ઠીક છે. અને કહ્યું: "તરલા, તારી વાત યથાર્થ છે પરન્તુ એ સમયને હજી વાર છે. એ પ્રસંગે આવશે પરિવર્તન સદા ક્રમશઃ જ થાય છે–ક્રાન્તિમાં એકદમ ઉતાવળથી ઉંધું છતું થઇ જાય છે. જે વાત તું કહે છે તે ક્રાન્તિમાં બનવા જેવી છે. આપણી બાબતને એની જોડે કાંઇ સંબંધ નથી."

"તો મનોરમાને મારે શો જવાબ દેવો?"

"એજ, કે તારો પિતા માનતો જ નથી."

"કદાચ તે મને પૂછે, કે 'ત્યારે મારે શું કરવું?' તો શું કહેવું?"

"તો તારે એવીજ સલાહ આપવી કે જેમ કેટલીક શિક્ષિત અને સમજુ સ્ત્રીઓ ધૈર્યથી કષ્ટ સહન કરે છે તેમ તમારે યે સહન કરી લેવું. આજ પણ હજારો સ્ત્રીઓ સામાજિક કુરીતિયોના ફલસ્વરૂપ અનેક કષ્ટો સહન કરી રહી છે, છતાંયે પોતાના કુલને કલંક લગાડનારૂં એક પણ કૃત્ય કરતી નથી. અને એ સ્ત્રીઓ, સ્ત્રીઓ નહિ, પરન્તુ દેવીઓ છે. મનોરમાએ પણ એ દેવીઓનું અનુકરણ કરવું જ જોઇએ."

[ ૨ ]

× × × × અને એક દીર્ઘ નિઃશ્વાસ સાથે મનોરમાએ કહ્યું–"બ્હેન, તરલા! એ જીવન કરતાં તો મૃત્યુ ઉત્તમ છે."

તરલાઃ "નિઃસન્દેહ, પરન્તુ મૃત્યુથી આત્મહત્યા તો થવાની જ ને! ત્યારે આત્મહત્યા કરવી એ તો કાયરનું કામ છે. જે કષ્ટ

સહન કરવાની શક્તિ ન રાખી શકે, તે આત્મહત્યા કરે. મનુષ્યનો સર્વોત્તમ ગુણ તો એજ હોવો જોઇએ કે ધૈર્યથી સર્વ કષ્ટો સહન કરી લેવાં. કષ્ટ પડવા છતાં પણ વિચલિત ન થવું જોઇએ, અર્થાત એક પણ કાર્ય એવું ન કરવું જોઇએ કે જેથી કુલને કલંક લાગે."

"હા બ્હેન, ઉપદેશ દેવો સરલ છે—કહી બતાવવા કરતાં કરી બતાવવુંજ અઘરૂં છે." કેમકે—

"પ્રસુતિની પીડા રે, વંઝા તે શું જાણે?" મનોરમાએ કહ્યું.

"અને એટલા માટે જ ઉપદેશક કરતાં ઉપદેશ ગ્રહણ કરનારનું સ્થાન ઉત્તમ છે. સંસારમાં ઉપદેશક સુધારો કરી શકતા નથી; પરન્તુ ઉપદેશ ગ્રહણ કરનાર સુધારો કરી શકે છે." તરલાએ કહ્યું.

"ત્યારે બ્હેન; ધાર કે હું નિરૂપાયે કદાચ કુકર્મ કરી બેસું તો પિતાજીની શી સ્થિતિ?" મનોરમાએ પૂછ્યું.

"ઘણી જ ખરાબ." તરલાએ જવાબ દીધો. "પરન્તુ સાથે સાથે તમારેયે એટલું ખાસ ધ્યાનમાં રાખવું કે તમારી સ્થિતિ કાંઇ સુધરે નહિ. લોકો તેમને વગોવતા પહેલા તો તમને વગોવશે. એટલું જ નહિ પણ સંસારમાં તમે સુખ પણ પામી શકશો નહિ. જેટલું કષ્ટ તમે હાલ ભોગવો છો એથી વધારે કષ્ટ તમારે ત્યારે ભોગવવું પડશે. માટે હાલ તો સર્વોત્તમ વાત એજ છે, કે શાન્તિથી સર્વે તમાસો જોયા કરો. અને ધૈર્ય રાખી કષ્ટ સહ્યા કરો."

આ સાંભળી મનોરમાની આંખોમાં આંસુ આવી ગયાં અને એ ગદ્ગદ કંઠે બોલી: "જો આજ મારી માતા જીવતી હોત, તો મારે આ પ્રસંગ ન આવત. ત્યારે હું કોઇ પણ પ્રકારે વિવાદ કરવા માટે ઉદ્યત ન થાત. પરન્તુ આ દશામાં-બ્હેન-આ દશા? ઘરમાં એકલી. પિતાજીની આ દશા કે સીધે મ્હોંએ તો વાતજ ન થાય, રાત દિવસ લુંડીની માફક કામ કરવું-ત્યારે તુંજ બતાવ કે શું કરૂં?"

"તારે સાસરે શું કામ નથી જતી?"

"બળ્યો આ અવતાર. બ્હેન તે તો મને બોલાવતાજ નથી. એક વખત તેણે લોકલજ્જાએ મને બોલાવવા મોકલ્યું, તો પિતાજીએ ના કહી, કે ઘરમાં કોઇ બીજું માણસ નથી." મનોરમાએ કહ્યું.

"ત્યારે ઘરમાં તારે એટલું બધું તે કયું કામ કરવું પડે છે? એક નોકર છે, એક દાસી છે, ઇશ્વરનો આપ્યો ભણ્ડાર ભરપૂર છે. અને ચાવી તો તારા હાથમાં જ છે. એથી પછી બીજું શું ઇચ્છે છે?" તરલાએ પૂછ્યું.

"નોકર ચાકર તો બ્હેન, ઉપર ઉપરનુંજ કામ કરે છે. સિવાય ભોજનાદિ સર્વે કામ તો મારે શિર છે. પોતાનું સુખદુઃખ કાંઇ દાસ દાસિયોને ઓછું કહેવાય છે? આખા દિવસના કામકાજથી કંટાળી રાત્રે સર્વે નિદ્રાને વશ થાય; હું યે નિદ્રાને વશ થવા ઇચ્છું છું, છતાં મને નિદ્રા આવતી નથી. આખી રાત્રી ઉઘાડી આંખે જ ગુજારૂં છું. બ્હેન, શું કહું? ન કહેવાનું યે તમને કહેવાઇ જાય છે. મારા પિતાજી પણ વ્યભિચારથી મુકત નથી. દરરોજ રાત્રે દસ અગિઆર વાગતાં એક વેશ્યા મારે ત્યાં આવે છે અને રાત્રિનો કેટલોક વખત તેની સાથે ગુજારે છે. બોલ, હજી કાંઇ કહેવું છે?" અશ્રુભરી નયને મનોરમાએ કહ્યું.

આ વાત સુણતાં તો તરલા સ્તબ્ધજ થઇ ગઇ. શું કાન્તિલાલ આવો પાપી છે! એણે વિચાર્યું. આવો નીચ છે!! ઘરમાં જુવાન પુત્રી વૈધવ્ય સેવે અને એ શું વેશ્યા સાથે મોજ માણે છે!!!

મનોરમા, તરલાનો મુખભાવ જોઇ રહી. પોતાની વાતનો સારો પ્રભાવ પડયો જાણી પુનઃ આગળ બોલવાનું ચાલુ રાખ્યું: "બ્હેન, હવે તુંજ બતાવ, કે આ પરિસ્થિતિમાં હું કેટલા દિનો ગુજારી શકું ? હું કઇ રીતે ઘરમાં રહી શકું ? અથવા મારા ઠેકાણે જો તુંજ હોત તો તું શું કરત ?"

"બ્હેન !" તરલાએ ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું: "તારી વાત બધીયે સત્ય છે. તારો પિતા માનવ નહિ, રાક્ષસ છે. પરન્તુ ખેદ તો માત્ર એટલોજ છે, કે સામાજીક બન્ધનોમાં સ્ત્રીઓ એટલી તો જકડાઇ ગઇ છે, કે એમને સૂડી વચ્ચે સોપારી છે. એક તરફ કૂવો છે, ત્યારે બીજી તરફ ખાઇ છે. બન્ને તરફ દુઃખ જ છે."

"ત્યારે બ્હેન, એ માર્ગે જવા માટે તો હું તૈયારજ છું. ખાઇ અને કુવો પ્રાણ લેશે, બીજું શું કરશે ? અને આ કષ્ટ સહ્યા કરવા કરતાં પ્રાણ દેવો, એ હું તો ઉત્તમ માનું છું." મનોરમાએ કહ્યું

"પણ મોત તે કાંઇ આપણા હાથમાં છે ? મોત માગ્યું મલતું હોય તો તો જોઇએ શું ?"

"ત્યારે એજ મોટી વાત છે ને ! કેટ કેટલી વખત તો એમ થાય છે, કે ભલે નર્કયાત્રા કરવી પડે; પણ આત્મહત્યા કરી લેવી. ત્યારે તમે કહો છો, કે એ તો કાયરનું કામ છે. મારે કાયર નથી કહેવડાવવું." મનોરમાએ આવેશભર્યાં શબ્દો ઉચ્ચાર્યાં.

"બ્હેન, આકળી મા બન. આપણી હિન્દુ નારિઓનું ગૌરવ એમાં જ છે, કે સર્વે સહન કરવું પણ મુખથી એક પણ શબ્દ કાઢવો નહિ."

"એ શું ગૌરવ છે ? આપણે શકિતહીન છીએ, અબલા છીએ. અને એટલા માટે જ કષ્ટ સહ્યા છતાં વિવશ છીએ. સંસાર એને ભલે ગૌરવ માને હું નથી માનતી. ગૌરવ તો ત્યારેજ સમજાશે, કે જ્યારે આપણે પુરુષોની માફક સબળ બની, કષ્ટ સહન કરીશું." મનોરમાએ કહ્યું.

"ના. બ્હેન ! ના. ધાર કે તું નાસી જાય, કોઇની સાથે ચાલી જાય કે કુકર્મ માટે તૈયાર થાય, તો પણ સંસારની એકે શકિત તને રોકી શકતી નથી; પરન્તુ જો તું શાન્તિથી-ધૈર્યથી કષ્ટ સહન કરે તો એમાં તો તારું-તારા કુળનું ગૌરવ જ છે." તરલાએ કહ્યું.

"બળ્યું એ ગૌરવ હોય ત્યાંથી." એક દીર્ઘ નિશ્વાસ સાથે મનોરમાએ એ શબ્દો ઉચ્ચાર્યા.

[ ૩ ]

સાંજના પાંચ વાગી ચૂકયા છે. કાન્તિલાલ પોતાના ખંડમાં બેઠા બેઠા મિત્રો સાથે વાર્તાલાપ ચલાવી રહ્યા છે. એક મિત્ર કહી રહ્યો છે: "કાન્તિલાલ, ઉત્તમ વાત તો એ જ છે કે તમારે વિવાહ કરી લેવો. તમારી વિધવા પુત્રી ઝૂર્યા કરે, તે કરતાં તો તમે ઘરમાં બીજી ગૃહિણી લાવો એ હજાર દરજ્જે સારૂં છે."

"વિવાહ ! હવે તે શું વિવાહ કરું ?" કાન્તિલાલે કહ્યું.

"કેમ ? તમારી વય કેટલી છે ? બહુ બહુ તો ચાલીસ વર્ષની હશે. પણ તમને ખબર છે, ભાઇ ! કે એટલી ઉંમરમાં તો મઝાથી વિવાહ થઇ શકે છે."

"ચાલીસ તો શું પણ હું તો પીસ્તાલીસ સુધી પહોંચ્યો છું."

"ભલેને પીસ્તાલીસ. પણ એ તો એમ જ કહેવાય. ચાલીસ પીસ્તાલીસમાં તફાવત શો ?"

"અરે ભાઇ, મારૂં માનો તો તો કરી જ દોને વિવાહ !" બીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"હા. ભાઇ, હા. કહો. છો તે ખરૂં. પણ દુનિઆનો કાંઇ ડર છે કે ?" કાન્તિલાલે કહ્યું.

"ડર શાનો ? એ ઉમરમાં જો કોઇ વિવાહ ન જ કરતું હોય, તો તો આપણું નામ આગળ આવે. પણ એ ઉમરમા તો કેટલાયે લોકો વિવાહ કરે છે." એકે કહ્યું.

"અરે, એમ તે કાંઇ દુનિયાથી ડરાય?" બીજાએ ઉમેર્યું.

છેવટે થાકીને કાન્તિલાલે જવાબ આપ્યો. કે "તો તૈયાર થાઉં, પણ કદાચ મારો પુત્ર મનહર ન માને તો ?"

"મનહર શું કામ ન માને ? એમાં તેનું શું બગડે છે ? તે તેની જાતે પરદેશ પડ્યો કમાઇ ખાય છે. એ કાંઇ તમને કામ લાગે છે ? કદાચ વર્ષમાં બે દિવસ આવે યે ખરો ને ન યે આવે. તેને તમારી ચિન્તા થઇ કે પિતા એકલા છે ! પોતાની સ્ત્રીને એકે વખત તમારી સેવા માટે મૂકતો ગયો ! ભાઇ, આજ તો સર્વે સ્વાર્થનાં સગાં છે. તમારે આ પુત્રી ન હોત તો તમારી શી અવસ્થા થાત ?" ત્રીજાએ કહ્યું.

"વાત તો સાચી. એક વખત મેં અહિં રાખવા કહ્યું, પણ પૂરા પંદર દિવસે ન રાખી અને તેડી ગયો." કાન્તિલાલે કહ્યું.

"પણ એ બિચારો યે શું કરે ? એને યે ઘરમાં એક સ્ત્રીની આવશ્યકતા તો ખરીજ ને ?" બીજાએ કહ્યું.

"અને એટલા માટેજ કાન્તિલાલ, જો તમે વિવાહ કરી લો તો સર્વે ઉપાધિ ટળી જાય." ત્રીજાએ કહ્યું.

"ત્યારે જો તમારા સર્વેની એજ ઇચ્છા હોય તો હું તો તૈયાર જ છું." કાન્તિલાલે હકારમાં જવાબ આપ્યો.

"તમે તો કોઇ અજબ પુતળું છો ભાઇ !" પહેલા એ સ્હેજ મશ્કરીના રૂપમાં જણાવ્યું. "અમે તો ક્યારનાયે કહી રહ્યા છે, કે વિવાહ કરો. પછી ઇચ્છા શી ?"

"હા. પુત્રીનો જીવ પણ બળ્યા કરતો મટશે. એ પણ ઘરમાં એકલી છે, તો એનેયે વાતચીતનું ઠેકાણું મળશે. મને તો એની દશાપર બહુ જ દયા આવે છે કોણ જાણે કેમ, ઇશ્વરે એના ઉપર આટલો કોપ ઉતાર્યો !" કાન્તિલાલે કહ્યું.

"ખૂર, એ તો બનનાર બન્યા કરે છે, એમાં કોઇનો શો દોષ ?" આશાજનક શબ્દો પ્રથમ માણસ વદ્યો.

"અરે, પેલા સીતારામજી પંદરેક દિવસ પર આવ્યા'તા." કાન્તિલાલે વાત કરતાં જણાવ્યું.

"કોણ સીતારામજી ?"

"હા. હા. એની બ્હેન તરલાને મનોરમા સાથે સારો પરિચય છે."

"પણ એમનું આગમન શા કારણે થયું હતું ?"

"મને સલાહ દેવા, કે મનોરમાનો વિવાહ કરી દો."

"એમ ?"

"મને તો એકદમ ક્રોધ થઇ આવ્યો. અને મેં તો તેમને ચોકખું ઝાડી દીધું, કે આવી વાત મને કહેતાં શરમાતા નથી ? અરે, એ તો કહેતા'તા કે મનોરમાની પણ એવી ઇચ્છા છે."

"વાહ !"

"ત્યારે તમારે મનોરમાને પૂછવું તો હતું ?"

"શું ?"

"કે, તું વિવાહ કરવા તૈયાર છે ?"

" અરે, તમે પણ ગાંડુજ છોને ! મારાથી મારી જ પુત્રીને એમ તે પૂછાય ? વાહ ! અક્કલ, વાહ ! ! "

" સમ્ભવ છે, કે સીતારામને તરલા મારફત મનોરમાએ કહાવ્યું હોય. "

" હું નથી માનતો કે એમ બન્યું હોય, છતાં યે કદાચ બન્યું હોય, તોપણ આપણાથી એવું કામ થાય ? પુત્રી તો ગમે તે કહે. "

" ઠીક છે ! આજની પુત્રીઓ કાંઇ થોડું ઘણું ભણી, એટલે થઇ ચુક્યું. એ કોઇને પૂછવાનીજ નહિ. એમનો મિજાજ આસમાને પહોંચવાનો. મનોરમાએ ક્યાં સુધી અભ્યાસ કર્યો છે ? "

" મેટ્રીક સુધીનો. "

" બસ, ત્યારે તો નક્કીજ. એણે વિવાહની વાત પ્રગટ કરી હોય, તો એમાં આશ્ચર્ય નથી. "

" ભલે, એ વાત પ્રગટ કરી હોય. પણ તેમાં સીતારામજી દ્વારા કહેવડાવવાની જરૂર હતી ? સ્વયમ્ મનેજ શું કામ ન કહે ? "

" ભલા, તમને તે તમારી પુત્રી એ બાબત શી રીતે કહી શકે ? "

" ત્યારે એ સીતારામજીની બ્હેને તો એથી યે વધુ અભ્યાસ કર્યો છે. તેની શી મતિ ? "

" ઘણીજ ખરાબ, ભાઇ, ખરૂં જોતાં તો સ્ત્રીઓને ભણાવવીજ ન જોઇએ. અને ભણેલી સ્ત્રીઓને આપણે ઘરમાંયે ન આવવા દેવી જોઇએ. કારણ કે એમની સોબતથી આપણી કન્યાઓ પણ બગડે. "

" અને એટલાજ માટે જ મને વિચાર થાય છે, કે મારે જ વિવાહ કરી લેવો. કારણ કે એકલાં રહેવાથી મનોરમાના મનમાં ખરાબ વિચારો જાગે એ બનવા જોગ છે."

" ત્યારે તો ભાઇ, **શુભસ્ય શીઘ્રમ** કરી નાખો. "

" બસ, ત્યારે નક્કી. તમે કરો ગામમાં વાત. "

" અરે વાત તો છે જ. તમે તૈયાર થાઓને. આવતા જ માસમાં લગ્ન,. પછી કાંઇ ? "

" તમારા મોમાં ઘી સાકર ! "

[ ૪ ]

**આ** ઘટનાને એક વર્ષ વ્યતિત થઇ ગયું. કાન્તિલાલના પુત્ર મનહરે ઘણોયે વિરોધ દર્શાવ્યો છતાં કાન્તિલાલે ન માન્યું અને ઘરમાં ગૃહિણી સ્થાપી. મનહરે તો હવે પિતા પાસે આવવું યે છોડયું. બિચારી મનોરમાએ પણ આ કાર્યમાં ઘણો વિરોધ દર્શાવ્યો. પરન્તુ કાંઇ વળ્યું નહિ.

કાન્તિલાલની ધારણા ધૂળમાં મળી ગઇ. એ માનતો હતો, કે મારૂં લગ્ન થતાં ઘરમાં બીજી સ્ત્રી આવશે અને મનોરમા આનન્દ પામશે. પરન્તુ સાવકી માતાથી મનોરમા વધારે કષ્ટ પામવા લાગી. પ્રથમ તો એ સ્વતંત્ર જ હતી. પિતા સિવાય કોઇ પણ એને આજ્ઞા કરતું ન હતું. પરન્તુ હવે તો એને એની આજ્ઞા માનવી પડતી. અને એ આજ્ઞા પણ અત્યન્ત કઠોર! અભાગી મનોરમાના દુઃખનો પાર ન રહ્યો. આખો દિવસ સાવકી માતાની કઠોર આજ્ઞાનું પાલન કરવું પડતું. અને રાત્રે એકલાંજ રહેવું પડતું. ત્યારે પોતાના દુર્ભાગ્ય પર શ્રાવણ–ભાદ્રપદ ટપકાવતી એક દિવસ એ તરલાને ત્યાં ગઇ અને તેને અત્યંત શોકથી કહેવા લાગી:

" બ્હેન, તારૂં કહ્યું માની મેં સઘળું કષ્ટ સહન કર્યું હવે સહન નથી થતું. એક તો જેવું મ્હોં જોવું પણ યોગ્ય નથી, તેને મારે માતા કહેવી પડે છે; તેની આજ્ઞામાં રહેવું પડે છે; અને હોય, ગમે તેવી પણ માતા છે. એની આજ્ઞામાં રહેવું એ મારૂં કર્તવ્ય છે. પણ એ મારી સાથે એવો દુર્વ્ય-

વદાર રાખે છે; એવાં તો કટુ વાક્યો સુણાવે છે; કે એનાં વાક્ય-બાણો કારી ઘા સમાં સાલે છે. વાતવાતમાં "અભાગણી-રાંડ-ધણીને યે ખાઇ ગઇ" કહ્યા કરે છે. અને એ વાક્ય તો દરેકે દરેક વાતમાં આગળજ રહેવાનું. પ્રથમ હું માનતી હતી, કે મને ઘણું કષ્ટ છે; પરન્તુ આજે મને માલમ પડે છે, કે આજ કરતાં મારી તે સ્થિતિ હજાર દરજ્જે સારી હતી. આજ તો પિતાજી પણ તેનો પક્ષ લે છે. અને એક દિવસ તો મને એમ કહી નાખ્યું કે 'તારે લીધે મેં વિવાહ કર્યો. મારા મનમાં એમ કે તું એથી આનંદમાં રહીશ ને તેને બદલે હવે કંકાસ કરે છે. તારે એકલાનેજ આ સર્વ ધન-સંપત્તિની માલિક બની બેસવું છે. એટલે તને આ આવી તે ન ગમ્યું.' આ સાંભળી મને ઘણુંયે દુઃખ થયું. પણ કોને કહું? બ્હેન, પ્રથમ પણ તારી સલાહ મેં લીધી હતી, તારી વાત માન્ય પણ રાખી. હવે આજે પણ તુંજ સલાહ આપ. મારે શું કરવું?"

આટલું બોલતાં બોલતાં તો મનોરમા વ્યાકુલ થઇ ગઇ. તરલા કેટલીક મિનિટ તો મૌનજ રહી મનોરમાને શી રીતે આશ્વાસન આપવું, તે એને ન સમજાયું. છેવટે કહ્યું: "બ્હેન, ઇશ્વરનો આ એક પ્રકારનો કોપજ છે. તારો પિતા એ પિતા નહિ, પરન્તુ પિતા રૂપે શત્રુ જ. એ પિતા કરતાં તો ઇશ્વર અનાથ ઉત્પન્ન કરે ને હજાર દરજ્જે સારૂં છે. બ્હેન! મારે શું કહેવું? મારી પાસે તો એકજ શબ્દ છે, કે "ધીરજ ધરો!" હું સમજું છું કે આ અવસરમાં મારો એ શબ્દ નિરર્થક છે. ત્યારે એ સિવાય બીજું હું શું કહી શકું? સમાજની બલિ-વેદી પર તારૂં અને તારા જેવી અનેક દેવીઓનું બલિદાન થયાં રહ્યું છે છતાયે, માનું છું કે એ બલિદાન નિરર્થક નહિ જાય. તમ દેવિઓનો અશ્રુપ્રવાહ, સમાજની કુરીતિ-કાલિમા ધોઇને વહેવડાવી દેશે."

"એમ દુઃખ પામી પામી મરવા કરતાં તો એકજ વાર બલિદાન થઇ જાય તો ઉત્તમ છે."

"એ તો બધાંયે સમજે છે બ્હેન, પણ એ આપણા હાથની વાત તો નથીજ ને? હાય! કેટલો અનર્થ! કેટલો અન્યાય!! વૃદ્ધ પિતા લગ્ન કરી મોજશોખ માણે છે, અને યુવતિ કન્યા વૈધવ્ય વહન કરી ઘોર કષ્ટ તથા યાતનાઓ સહન કરે છે! ઓ હિન્દુ-સમાજ! તારા પર વજ્રપાત કેમ પડતો નથી; તું રસાતાલમાં કાં જતો નથી!

"બ્હેન, આ દશામાં હું વધારે દિવસ નહિ ગુજારી શકું." મનોરમાએ અશ્રુપૂર્ણ નયને કહ્યું.

તરલા એનો કાંઇ ઉત્તર ન આપી શકી. એણે ધાર્યું, કે એના જેવી દુઃખી ને તો મરવું જ ઉત્તમ છે.

"એક વાત છે, બ્હેન." મનોરમાએ કહ્યું.

"શું?" તરલાએ પ્રશ્ન કર્યો.

"મારી આ માતા-કહેતાંયે શરમ લાગે લાગે છે-ઘરના નોકર સાથે બહુ હસે છે; અને એના કામકાજનીયે અચ્છી રીતે પ્રશંસા કરે છે."

"હેં!"

"હા. સત્ય વાતજ કહું છું."

"તો તો મનોરમા, માની લેજે કે એક દિવસ એવોયે આવશે, કે તારા પિતાને પાપોનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. અને એ આ વૃદ્ધ-વિવાહનું જ પરિણામ છે. તેં તારા પિતાને આ વાત કહી?"

"પિતાને શી રીતે કહું? સાધારણ વાત તો એ સાંભળતા નથી તો આ વાત શી રીતે સાંભળે? ઉલટા મારો દુર્ગતી કરે."

" કાંઇ ફીકર નહિ. તો તું શાન્તિથી જોયા જ કરજે. અને જે કાંઇ બને તે ભલે બને."

" એક દિવસ મેં કહ્યું-માતાજી, નોકર સાથે આ પ્રકારનું વર્તન ન રાખો. પિતાજી જાણશે તો ક્રોધ પામશે. બસ ત્યારથી તો એ મારા તરફ ધુંધવાયલી નાગણ સમાન જ રહે છે."

" એમ ? ઠીક છે. તો હવે તો તું ધૈર્યથી-હિંમતથી તમાશો જોયા કર."

" શો તમાશો જોવો, બ્હેન ! મારે તો બધી તરફથી મુસ્કેલી જ છે."

" ખૂબ આટલા દિવસ ધૈર્ય રાખ્યું તો હવે થોડા દિવસ વધારે. જો તો ખરી, ઇશ્વર શું કરે છે."

" બસ, હવે તો એજ પ્રચ્છા છે, કે ઇશ્વર મનેજ ખેંચી લે."

* * *

ઉપરોકત ઘટનાને એક માસ વીતી ગયો. એક દિવસ પ્રાતઃકાલે મનોરમાએ ઉઠી જોયું, તો પોતાની વિમાતાને ન દીઠી. એણે તરતજ જઇને પિતાજીને પૂછ્યું " મારી બા કયા છે ?"

" ઘરમાં હશે, બીજે કયાં ?" કાન્તિલાલે જવાબ દીધો.

" ઘરમાં નથી."

" નથી ! કયા ગઇ ?"

" મને શી ખબર ?"

એજ સમયે ઘરની દાસીએ આવી કહ્યું: " આજ હજુ સુધી નોકર કેમ નથી આવ્યો ?"

મનોરમા થરથરી ઉઠી, અને આંખનાં ભવાં ચઢાવી કહ્યું: " નોકર નથી ?"

" ના જી. મેં સર્વત્ર તપાસ કરી. મને શોધ્યો જડતો નથી."

કાન્તિલાલ તો સજ્જડબ્જ થઇ ગયો. એણે ગભરાતાં ગભરાતાં કહ્યું: " આ શું મામલો છે ?"

"શું જણાય ?" દાસીએ જવાબ આપ્યો. " મને તો લાગે છે, કે માતાજી નોકર સાથે નાસી ગયાં. કાલે એ બન્ને એકાન્તમાં કાંઇ સલાહ કરતાં હતાં."

" શું બકે છે ? " કાન્તિલાલે કડક સ્વરે કહ્યું. છતાં એના હૃદયમાં, જાણે કોઇ એમ ન કહેતું હોય, કે " દાસી સત્ય કહે છે." એમ લાગ્યું. એટલે એ તરતજ પોતાની તીજોરી તપાસવા ઉઠયો. તીજોરી પાસે જઇ જોયું તો સર્વે ખાલી ખમ. એના મુખમાંથી ફકત ' હા...ય ' શબ્દ નીકળતાં તો એ બેહોશ બની ગયો.

આ દુર્ઘટનાનો એવો તો સખત આઘાત એના હૃદય પર લાગ્યો કે એ ફરી ઉઠવા ન પામ્યો. એજ દિવસથી એને જ્વર લાગુ પડયો. અને પન્દર દિવસમાં તો યમશરણ થઇ ગયો. મનોરમાએ પિતાની ઘણીયે સુશ્રુષા કરી, પરન્તુ સર્વે વ્યર્થ ગઇ. કાન્તિલાલનો પુત્ર મનહરલાલ પણ આવી પહોંચ્યો. કાન્તિલાલના અંત સમયે એની શય્યા પાસે મનોરમા, મનહરલાલ તરલા, સીતારામ વિગેરે બેઠા હતા. મૃત્યુ પૂર્વે ગદ્દગદ્દ-ધીમા અવાજે કાન્તિલાલ બોલ્યા- " સીતારામજી ! મારો અપરાધ ક્ષમા કરો. હું હવે મરી રહ્યો છું. મારા વિવાહ વખતે તમે પણ સખ્ત વિરોધ દર્શાવ્યો હતો, છતાં મેં આપની વાત ન માની."

" કાન્તિલાલ," સીતારામ બોલ્યા— " આપ મારી ક્ષમા ન માગો, આ દેવીની ક્ષમા માગો. એણે અનહદ દુઃખ સહન કર્યું છે છતાં યે એક પણ કર્મ એવું નથી કર્યું કે જે કુલને કલંક લગાડે. તમારી બીજી પત્ની સાથે એ દેવીની તુલના કરી જુઓ, કે એ કેટલી સચ્ચરિત્ર રહી."

આંખો ફાડી મનોરમા તરફ જોતાં કાન્તિલાલે કહ્યું: "પુત્રી, મનોરમા! તું ખરેખર દેવીજ છે. તારા ચરણની ધૂળ પણ મસ્તકે ચઢાવવા હું યોગ્ય નથી. તને કષ્ટ દેવા માટે આજ હું આ પ્રમાણે અપમાનિત અને લજ્જિત બની મરી રહ્યો છું. નિશ્ચય છે, કે સચ્ચરિત્ર વિધવાઓ પણ હિન્દુ-જાતિનું ગૌરવ છે, ભૂષણ છે, દેવીઓ છે. હાય! મેં ભયંકર ભૂલ કરી. જો પરમેશ્વર મને થોડું જીવન બક્ષે, તો હું મારી ભૂલનું ખરેખર પ્રાયશ્ચિત્ત કરી લઉં! લાવ, પુત્રી! લાવ તારા પગની ધૂલ મને મસ્તક પર ચઢાવવા દે—તારી પવિત્ર વિભૂતિ દે, તો એથીયે મારો આત્મા શાન્ત થશે."

આનો કાંઇ પણ ઉત્તર મનોરમા આપી શકી નહિ. એ રોતીજ રહી.

કાન્તિલાલે બોલવું ચાલુંજ રાખ્યું: "ના. ના. મારું પાપી મસ્તક તારા પગની પવિત્ર ધૂળનો સ્પર્શ કરવા પણ લાયક નથી. દીકરી મનહર! મને ક્ષમા કર. અંતઃકરણપૂર્વક ક્ષમા દે. તારી વાત પણ મેં ન માની."

"પિતાજી! સર્વે જવા દઇ પ્રભુ સ્મરણ કરો. તેનીજ ક્ષમા માગો, તાત!" આંસુ લૂછતાં લૂછતાં મનહર બોલ્યો.

"ભાઇ, ઇશ્વરનું નામ પણ શી રીતે લઇ શકું! મેં ઓછું પાપ નથી કર્યું. ભા...ઇ...! મ...ન...હ...ર...એનો સ્વર તૂટવા લાગ્યો. "પુત્રી...મ...નો—ર...મા—મ...ને ક્ષ...મા...હા...ય...પ્રાય...શ્ચિ...ત્ત...!" કહેતાંજ એ સદાને માટે ચુપ થઇ ગયો.

## ભવિષ્યની સ્રી

મુંબઇનાં હિન્દી સ્રીમંડળ અને આંતર રાષ્ટ્રીય સ્રીમતદારોની મુંબઇ શાખાના આશ્રયે ગયા માસમાં શ્રીમતી લીલાવ્હેન મુનશીનાં પ્રમુખપદે રા. માણેકલાલ વકીલે "આવતી કાલની સ્રી" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતું. વક્તાએ વર્તમાન સમાજમાં છોકરા-છોકરીનાં ઉછેર સંબંધમાં માબાપો જે તફાવત રાખે છે તેનું વિગતવાર ધ્યાન કરી જણાવ્યું હતું કે વર્તમાન સમાજમાં લગ્ન એજ સ્રીની કારકીર્દિ છે. ભવિષ્યમાં આવા ભેદ રહેવાના નથી. પછી ભલે એની સ્થિતિને પહોંચતાં પાંચ-કે પચાસ વર્ષો લાગે. ભવિષ્યની સ્રી, હાલમાં લગ્ન જ જેનું ભરણપોષણનું 'એકનું' સાધન છે, તેને વળગી ન રહેતાં જાતે ઉપાર્જન કરી પોતાની શકિત ખીલવશે. ભવિષ્યની સ્રી હાલમાં માબાપો પરણાવી દીએ છે તેમ પરણવાની ના પાડશે. પોતે પુખ્ત વયની થતાં યોગ્ય વિચાર કરી યોગ્ય પતિ સાથે લગ્ન કરશે. ભવિષ્યની સ્રી પોતાનું ભવિષ્ય પોતાના હાથમાં રાખી જરૂર હશે ત્યાંજ બાળકોને જન્મ આપશે. ભવિષ્યની સ્રી આર્થિક સ્વતંત્રતા મેળવવા સતત પ્રયાસ કરશે. આ બધું થવા માટે વક્તાએ સહશિક્ષણની જરૂરીઆત દર્શાવી હતી. સૌ. લીલાવ્હેન મુનશીએ પ્રમુખસ્થાનેથી જણાવ્યું કે ભવિષ્યની સ્રી અન્યાયો બીલકુલ સહન કરશે નહિ. અન્યાયો પ્રત્યે તે હાલની માફક હાથ જોડીને બેસી રહેશે નહિ ભવિષ્યની સ્રી સમાજમાં, રાજ્યમાં અને ઘરમાં સમાન હક્ક માગશે અને મેળવશે. ભવિષ્યની સ્રીના શબ્દકોષમાંથી ભય શબ્દ નીકળી જશે. ભવિષ્યની સ્રી પુરુષોની દુશ્મન નહિ પણ મિત્ર બની રહેશે. બાળકો ઉછેરવાં તે પણ સ્રીને માટે એક કારકીર્દિ છે એટલે ભવિષ્યની સ્રી પોતાને જોઇતાં બાળકો મેળવી તેનો ઉછેર પોતાને હાથે કરશે.



# સંમતિવય સમિતિનો નિર્ણય

સહવાસ માટે સંમતિવય નક્કી કરવાના સંબંધમાં હિંદી સરકારે નાગપુરવાળા સર મોરો પંત જોષીના પ્રમુખપદે એક સમિતિ નીમી હતી. સમિતિના કાર્યક્ષેત્રમાં હિંદની સ્થિતિને અનુલક્ષી સંમતિવયના કાયદાની તપાસ કરવાની અને તેમાં જરૂરી ફેરફારો સુચવવાની બાબતોનો સમાવેશ કર્યો હતો. આ સમિતિનો હેવાલ જુનના ત્રીજા અઠવાડિયામાં સરકારને મળ્યો છે અને સરકાર તે ઉપર વિચાર ચલાવે છે. આ સમિતિ ૧૯૨૮ ના જુનમાં નીમાઇ હતી, એટલે સમિતિને કામકાજ કરતાં બરાબર એક વર્ષ લાગ્યું છે.

સમિતિએ ૬,૦૦૦ વ્યક્તિઓને અને સ્થાનિક સરકારો દ્વારા ૧,૯૦૦ વધારે વ્યક્તિઓને પ્રશ્નો મોકલ્યા હતા; જેમાંથી ૧૨૦૦ ના જવાબો આવ્યા હતા. સમિતિએ આશરે ૪૦૦ સાક્ષીઓ તપાસ્યા, તેમાં સ્ત્રીઓની પણ સારી સંખ્યા હતી. સમિતિએ બ્રહ્મદેશની મુલાકાત નહોતી લીધી, કારણ કે ત્યાં લગ્ન પછી સહવાસ નાની ઉમ્મરે થતો નથી.

સમિતિની ભલામણો સર્વાનુમતે થઇ છે. મોલ્વી મહમદ યાકુબે હેવાલ સાથે સંમત હોવા છતાં એક એવી નોંધ લખી છે કે વકફ કાયદાની પેઠે જે પ્રાંતની ધારાસભાના મુસ્લીમ સભ્યોનો પોણો ભાગ સંમતિ આપે ત્યાંજ આ લગ્નને લગતા કાયદાનો અમલ કરવો.

મીસીસ મંજલાલ નેહરૂએ ટૂંકી નોંધમાં છોકરીની ઉમ્મર ઉપર નહીં, પણ ગુન્હાની ગંભીરતાના પ્રમાણમાં વત્તી ઓછી સજા કરવાની સુચના કરી છે.

પંડિત ઠાકુરદાસ ભાર્ગવે ૧૫ વર્ષથી નીચેની ઉમ્મરની છોકરીનો કબજો મેળવવાનો કે લગ્ન સંબંધના હક્કો ભોગવવા માટેનો ધણી દાવો માંડી શકે એવી સમિતિની ભલામણનો વિરોધ કરનારી નોંધ લખી છે.

સમિતિની ભલામણોનો સાર આ પ્રમાણે છેઃ

(૧) લગ્નસંબંધમાં સહવાસ માટે સંમતિવય ૧૫ વર્ષની રાખવી.

(૨) ૧૫ વર્ષથી નાની ઉમ્મરની પોતાની સ્ત્રી સાથે ધણી શરીરસંસર્ગ કરે તો તે ગુન્હો ગણાય અને એ ગુન્હાનો લગ્નના ગુન્હાવાળા હિંદી ફોજદારી કાયદાના ૨૦ મા પ્રકરણમાં સમાવેશ કરવો.

(૩) આ ગુન્હાને લગ્નહક્કના ભોગવટાના દુર્વર્તન તરીકે ગણવો.

(૪) લગ્નસંબંધની બહારના બળાત્કાર માટે જ હિંદી ફોજદારી કાયદાની કલમ ૩૭૫ અને ૩૭૬ લાગુ પાડવી.

(૫) જે વ્યક્તિ તેનો ધણી ના હોય તેના બળાત્કારથી છોકરીનું રક્ષણ કરવા માટેની સંમતિવય ૧૮ વર્ષની કરવી.

(૬) બાળલગ્ન અને નાની ઉમ્મરમાં સંયોગથી થતું અનિષ્ટ અટકાવવા માટે ઓછામાં ઓછી સ્ત્રીની લગ્નવય ૧૪ ની નક્કી કરનારો કાયદો ઘડવો.

(૭) તેટલા સમયને માટે વ્યક્તિગત કાયદાના કાંઇ પ્રબંધને આધીન રહી લગ્નના કાયદાની વિરૂદ્ધ કરેલા લગ્ન એમ ને એમ રહેવા દેવાં.

(૮) લગ્ન અને સંમતિવયના કાયદાને વિસ્તૃત જાહેરાત આપવા અને તે સંબંધી જ્ઞાન ફેલાવવા પગલાં ભરવાં.

(૯) સરકારના વહીવટ ખાતાં મારફત એક નક્કી કરેલા રૂપમાં લગ્નનું નોંધપત્રક રાખવું. તેમાં લગ્નની વિગતો લખવી, તેમાં યુવતીની ઉમ્મર પણ લખવી અને લગ્ન કરનાર જોડું અને તેના વાલીઓ જાતે અમર સત્તાવાળા આડતીઆ

દ્વારા નકકી કરેલા સ્થાનિક સત્તાવાળાને એ વાતની જાણ કરે એવો કાયદાથી પ્રબંધ કરવો.

(૧૦) લગ્નની વાત જાહેર થાય ત્યારે બન્ને પક્ષને વગર ખર્ચે લગ્નનું પ્રમાણપત્ર આપવું.

(૧૧) લગ્નનું નોંધપત્રક રાખનાર અમલદારને લગ્નના કાયદાનો ભંગ થયો હોય તેની, અગર લગ્નની વાત જાહેર કરવાનું ભૂલી જવાયું હોય તો તેની તેને યોગ્ય લાગે તેવી પ્રાથમિક તપાસ પછી આવા કિસ્સા સાંભળવાની સત્તાવાળા નજીકના મેજીસ્ટ્રેટને ફરિયાદ કરવાની સત્તા તેમજ જવાબદારી આપવી.

(૧૨) શહેરી કે ગ્રામ્ય વિભાગમાં જે બાળક જન્મે તેના પિતા કે વાલીએ જ્યાં કાયદાથી અમલ ના ચાલ્યું આવતું હોય ત્યાં પણ ચોક્કસ કરેલા સમયમાં અને ચોકકસ કરેલા પત્રકમાં બચ્ચાંના જન્મની ખબર નકકી કરેલા સત્તાવાળાને આપવી અને એક વર્ષની અંદર જો તે બાળક જીવતું રહે તો તેના નામ સાથે ફરીથી એજ સત્તાવાળાને ખબર આપવી.

(૧૩) નિયત કરેલા સત્તાવાળાએ પોતાના અંકુશ તળેના અમુક ક્ષેત્રમાં જન્મનું નોંધપત્રક રાખવું અને જન્મની નોંધ થાય તે માટે સખ્ત પગલાં ભરવાં અને ચોકકસ કરેલા સમયમાં ખબર ન આપે તેના ઉપર કામ ચલાવવું.

(૧૪) જ્યારે જીવતા રહેલા બાળકનું નામ સત્તાવાળાને જાહેર કરવામાં આવે ત્યારે એ જાહેર કરનાર શખ્સને એ સત્તાવાળાએ જન્મની તારીખ, જાતિ, માબાપ અને બાળકનું નામ અને બીજી જે કાંઇ નકકી થાય તે વિગતો સાથેનું જન્મનું પ્રમાણપત્ર મફત આપવું.

(૧૫) લગ્ન અને જન્મનાં નોંધપત્રકો કાયમને માટે સાચવી રાખવાં.

(૧૬) લગ્ન સંબંધી ગેરવર્તાવ, હાલની જેમ પત્ની પોતાની સ્રીપર બળાત્કાર કરે તે પ્રમાણે જામીનથી છૂટી શકાય એવો અને રીતસર પોલીસ તપાસ વગરનો ગુન્હો ગણવો.

(૧૭) જો છોકરીની ઉમ્મર ૧૨ વર્ષથી નીચેની હોય તો ગુન્હાની પતાવટ ન થાય, પણ જો તેની ઉમ્મર ૧૨ થી ૧૫ ની વચ્ચે હોય તો અદાલતની રજાથી તેની પતાવટ થઇ શકે.

(૧૮) જો છોકરીની ઉમ્મર ૧૨ વર્ષથી નીચેની હોય તો ૧૦ વરસની કાચી કે સખત જેલ અને દંડ અને જો તેની ઉમ્મર ૧૨ થી ૧૫ વર્ષની વચ્ચેની હોય તો બંનેને ૧ વર્ષની સાદી કે સખત કેદ અને દંડની સજા કરવી.

(૧૯) ક્રીમીનલ પ્રોસીજર કોડની ૫૬૨ મી કલમમાં યોગ્ય પેટા કલમ ઉમેરીને એવો પ્રબંધ કરવો કે લગ્ન વિષયક ગેરવર્તાવના સંબંધમાં એ બંધનમાં હાલના પ્રબંધો ઉપરાંત છોકરીનો કબજો, અલગ રહેઠાણ અને ભરણ પોષણ અને ન્યાયાધીશને ગુન્હો ફરીથી ન થાય તે માટે જરૂરી જણાય તેવી બીજી શરતો રાખવી અને એ બંધન ગુન્હો કરનાર અગર તેનો બાપ કે વાલી સ્વીકારે.

(૨૦) જ્યારે તહોમતદારને લગ્ન સંબંધી ગેરવર્તાવ માટે દંડ અથવા કેદની સજા કરવામાં આવે ત્યારે ધણી અગર જો તે નાની ઉમ્મરનો હોય તો તેના પિતા કે વાલી પાસેથી, જ્યાં સુધી તેની નાની ઉમ્મરની વહુ કાયદેસર સંમતિવયે પહોંચે ત્યાં સુધી તેના અલગ વસવાટ, કબજો અને ભરણપોષણ માટે બાંહેધરી લેવાનો નવો પ્રબંધ કરવો અને વખતોવખત જરૂરી જણાય તેમ એ હુકમ અગર તેની શરતોમાં ફેરફાર કરવાની અદાલતને સત્તા આપવી.

(૨૧) ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૨૨, ૧૨૬અ અને ૪૦૬અ નો એવી રીતે વિસ્તાર કરવો કે જેથી તે ૧૯ મી કલમમાં દર્શાવ્યા પ્રમાણેના લગ્ન સંબંધી ગેરવર્તાવના કિસ્સામાં જામીનગીરીઓને લાગુ પડી શકે.

(૨૨) ૬ઠ્ઠા પેરામાં દર્શાવેલ લગ્નના કાયદાના ભંગ માટેની સજા કેદ અથવા દંડ અથવા બન્ને, નહી કે માત્ર દંડજ રહે.

(૨૩) લગ્નના કાયદાની વિરૂદ્ધ વર્તનનો ખટલો ચલાવવાનો અધિકાર જે અદાલતને હોય તેને ગુન્હો સાબીત થાય તો ગુન્હેગાર પાસેથી જામીનગીરી સાથે કે તે વિના છોકરીના અલગ રહેવાની, કબજાની અને ભરણપોષણ કરવાની અને છોકરી સમ્મતિ વયે પહોંચે તે પહેલાં લગ્નનો હક ભોગવતાં ધણીને અટકાવવાની બાંહેધરી લેવાની સત્તા આપવી.

(૨૪) ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧૩૨,

૧૨૬, ૧૨૬અ અને ૪૦૬અ ને એવી રીતે વિસ્તારવી કે લગ્નના કાયદાના ભંગ સંબંધમાં જામીનગીરીઓને પણ બને તેટલે અંશે લાગુ પાડી શકાય.

(૨૫) જ્યાં ઉપર દર્શાવેલી ભલામણો અનુસાર નિર્દિષ્ટ કરેલી ઉમ્મરથી ઓછી ઉમ્મરની છોકરીઓને કોઈપણ વ્યક્તિ કે સંસ્થાના કબજામાં સોંપવામાં આવે ત્યાં લાગતા વળગતા પક્ષ પાસેથી કાયદાની અને બાંહેધરીની શરતના પાલન માટે આવશ્યક પ્રગતિ, સારી ચાલ અને બીજી માહિતીના વખતોવખત હેવાલ તપાસવાની, એ હુકમની શરતો રદ કરવાની કે તેમાં ફેરફાર કરવાના હુકમો કરવાની અદાલતને સત્તા આપવી.

(૨૬) ઉપલી ભલામણો પ્રમાણે જે છોકરીઓને લાભ મળ્યો હોય તેને રક્ષણ આપતી સંસ્થાઓ સ્થાપવા યોગ્ય મદદ અને ઉત્તેજન આપવું.

(૨૭) સંભોગને લગતા ગુન્હાઓની શોધ કરવામાં લગ્ન વિષયક ગેરવર્તાવ બળાત્કાર અને એવા જ બીજા ગુન્હાઓની બાબતમાં છોકરીઓ અને સ્ત્રી સાક્ષીઓનાં નિવેદનો લેવામાં અને અદાલતમાં જતાં કે આવતાં અગર વૈદ્યકીય તપાસ માટે જ્યા જરૂર જણાય ત્યાં છોકરીઓ અને સ્ત્રીસાક્ષીનું રક્ષણ કરવા અને સાથે જવા મદદ કરવા મળી શકે ત્યાં એ સત્તા કે પડોશની કોઈ અખબરદાર અને બીનસ્વાર્થી સ્ત્રીને છોકરીનું કે કોઇ સ્ત્રીસાક્ષીનું નિવેદન લેતાં હાજર રહેવાનું કહેવું.

(૨૮) બળાત્કાર કે લગ્નવિષયક ગેરવર્તાવના ખટલામાં કામ કરવા ખુશી હોય તેવી સ્ત્રીઓને જ્યુરર અને એસેસર તરીકે નીમવી.

(૨૯) કામ ચલાવતા ન્યાયાધીશો અને મેજીસ્ટ્રેટોને એવી સૂચના આપવી કે લગ્નવિષયક ગેરવર્તાવના કિસ્સામાં ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૩૫૨મી અનુસાર અપાયેલી સત્તાનો જરૂર ઉપયોગ કરવો.

(૩૦) જ્યાં છોકરીની વૈદ્યકીય તપાસ આવશ્યક થઇ પડે ત્યાં તે સ્ત્રીડાક્તર મારફત કરાવવી.

(૩૧) તમામ અદાલતોમાં બની શકે ત્યાં છોકરીઓ અને સ્ત્રીસાક્ષીઓ માટે અલગ બેસવાની જગ્યા ( waiting rooms ) રાખવી.

(૩૨) ૧૯૨૫ ના ૧૯ મા કાનુનની ૪ થી કલમ અનુસાર એવો પ્રબંધ કરવો કે જેથી જે છોકરી પરણેલી હોય અને નવો કાયદો અમલમાં આવ્યા પહેલાં ૧૩ વરસની થઇ હોય તો ૧૩ અને ૧૫ વરસની વય વચ્ચેની સ્ત્રી સાથે સંભોગ કરવા સંબંધી સૂચવેલા સુધારાના અમલમાંથી મુક્તિ આપવી.

(૩૩) કહેવાતો ગુન્હો થયા પછી એક વરસે લગ્નવિષયક ગેરવર્તાવને લગતા ગુન્હાની ફરિયાદ દાખલ ના કરવી.

(૩૪) ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૧ (અ) માં બળાત્કારથી શરૂ થતા અને ' બહુ ' થી પૂરા થતા શબ્દોને સ્થાને ' લગ્નવિષયક ગેરવર્તાવ ' એ શબ્દો મુકવા.

(૩૫) ૫ મી ભલામણ અનુસાર ઇન્ડીયન પિનલ કોડની ૩૬૧ મી કલમમાં ' સોળ ' ને બદલે ' અઢાર ' શબ્દ મુકીને સુધારો કરવો.

(૩૬) ક્રીમીનલ પ્રોસીજર કોડની કલમ ૫૫૨ માં પણ ' સોળ ' ને બદલે ' અઢાર ' શબ્દ મુકીને સુધારો કરવો

(૩૭) ૧૮૭૨ ના હિંદી ખ્રિસ્તીઓના લગ્નના ૧૫ મા કાનુનની ૬૦ મી કલમમાં ૧૩ ને બદલે ૧૪ મુકીને સુધારો કરવો.

(૩૮) કાયદામાં એવી રીતે સુધારો કરવો કે જેથી લગ્નના હકકોના ભોગવટા માટે સ્ત્રીનો કબજો મેળવવા જ્યાં છોકરીની ઉમ્મર ૧૫ વરસ કરતાં ઓછી હોય ત્યાં પતિની અરજી ચાલી શકે નહિ.

(૩૯) સ્ત્રી અને પુરુષોમાં સામાન્ય શિક્ષણના ફેલાવો કરવાનાં કાર્યસાધક પગલાં ભરવાં.

# ગુણસુંદરીના વાંચકોને

# સુખ–દુઃખના સવાલ જવાબ

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો.. | સંપાદક : બ્હેન જ્યોત્સ્ના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |
|---|---|---|

રાજુલાથી એક યુવક પૂછે છે:—

(૧) દીધેલું દાન ફરી લેવાય કે ?

(૨) કન્યા કે જેને દાનમાં આપવામાં આવે છે, તેનો દાન લેનાર ગમે તેવો નિવડે તો છુટા-છેડા કરી શકાય કે ? અગર દાન લેનાર મરી જાય તો બીજાને ફરી દઇ શકાય કે ?

(૩) જેને આ શરીર દાનમાં આપ્યું છે, તેને માટે કેટલો ત્યાગ કરવો એ સવાલ સંભવે છે કે ?

(૪) સાચા પ્રેમમાં પોતાનું એવું અલાહેદું ધન-મિલ્કત હોઇ શકે કે ?

જવાબ:—

(૧) આ પ્રશ્નનો ઉત્તર દાન આપનારની વૃત્તિ પર આધાર રાખે છે.

(૨) આ પ્રશ્નજ અટૂકડી છે. કારણ કે કન્યા એ દાનમાં આપવાની વસ્તુ છે કે કેમ એ અતિ ગંભીર અને વિચારવા યોગ્ય પ્રશ્ન છે. એટલે એને દાનમાં આપવાનો, અને પછી દાન લેનાર ગમે એવો નિવડે તો છુટાછેડા કરી શકાય કે કેમ, અથવા મરી જાય તો બીજાને દાન દઇ શકાય કે કેમ એવા પ્રશ્નોને અવકાશજ નથી. આ બધું થઇ શકે કે કેમ અથવા કરવું ઘટિત છે કે કેમ એ પ્રશ્નો સ્ત્રીએ પોતે વિચારવાના છે.

(૩) કોનું શરીર કોણે કોને દાનમાં આપ્યું એ સવાલ અહીં ઉભો થાય છે એટલે મૂળ પ્રશ્ન ટકી નથ રહે.

(૪) હોય બધું શકે, પણ હોઇ શકે કે ન હોઇ શકે એવી શંકા અને એવા પ્રશ્નો સાચા પ્રેમમાં ઉભા ન થાય.

એક બ્હેનઃ ભાવનગર—

(૧) સંયુક્ત કુટુંબોમાં આદર્શ થઇએ એવી ભાવનાજ માત્ર થઇ શકે છે. બાકી અમલમાં તો અનેક જડતાસુચક રૂઢીઓ સ્વીકારીએ ત્યારે જ મૂકાય છે. પણ એ રૂઢી બંધનો નથી જોઇતાં અને આદર્શ થવું છે. તો શું કરવું ?

(૨) વર્તમાન યુગમાં શિક્ષિત વર્ગમાં પુત્રપુત્રી ભેદ કંઇક ઓછા થયા છે. છતાં તેવા ભેદ ન ગણનારા પણ પુત્રને ચાહે છે તે શા માટે ?

(૩) મ્હને ખાદી બહુ ગમે છે. પણ તે શું ફક્ત સફેતજ પહેરાય ? રંગીને, કસબ વગેરે મૂકીને બાળકોને પહેરાવીએ તો શું ખોટું ?

(૪) સંગીતની હું શોખીન છું, અને છે તે કરતાં વધુ વિકાસ કાયમ ઇચ્છું છું. પ્રયત્ન કરું છું, પણ છતાંયે સ્હેલો અને સરળ ઉપાય જણાવશો ?

(૫) વર્તમાનયુગમાં સંયુક્ત કુટુંબોથી સમાજની ઉન્નતિ છે કે અવનતિ ?

(૬) "આવી કસોટી મહીં કંચન શા તવાવું !"—'લલિત' કહે છે તેમ શું તવાયાજ કરવું ? કંઇ પણ પ્રવૃત્તિ યોજવાની જરૂર ન હોય ?

(૭) વર્તમાનયુગમાં બાળકોનાં ટોળાં ઉત્પન્ન કરવાં, અને દંપતિજીવનમાં વાસનાને સ્થાન આપવું એ હિંદને ભાર રૂપ છે એમ માનીએ છીએ. પણ અમારા કુટુંબમાં આથી ખૂબ ચર્ચા ચાલે છે અને વડિલ વર્ગને અનેક શંકાઓ અમારા માટે થાય છે. અમે તો મુંઝાયા છીએ—શું કરવું ?

(૮) આદર્શ બાળકોની અભિલાષાઓ કયા ઉપાયે ફળિભૂત થાય ?

(૯) દરેક માસિકમાં સ્ત્રીઓના લેખ ભુલ સુધારીને છાપી ન શકાય ? કીર્તિના લોભે તે નથી પ્રસિદ્ધ કરતા તે સાચી વાત છે ? તો પછી સ્ત્રીઉદ્ધાર કેમ થઇ શકે ?

જવાબઃ—

(૧) રૂઢીબંધનો શક્યતા પ્રમાણે ધીમે ધીમે ઢીલાં કરી મક્કમપણે આગળ વધવું એજ એક માર્ગ છે.

(૨) પુત્રપુત્રીના ભેદથી અને તેમના પ્રત્યેના વાત્સલ્યભાવથી પરિચિત એવાં કોઇ સન્નારીને આ પ્રશ્નનો ઉત્તર આપવા વિનંતી છે.

(૩) રંગીન ખાદી પહેરવામાં કશો વાંધો નથી. તેમજ તેના પર કોર વગેરે મૂકીને બાળકોને પહેરાવવામાં કે પોતે પહેરવામાં પણ કશો વાંધો નથી. માત્ર ખાદી પર વિલાયતી કોર ન શોભે એટલી કાળજી લેવી પડે.

(૪) સંગીત તો કુદરતી બક્ષિસ છે ને ? સંગીતના કોઇ સારા જાણકાર પાસે પદ્ધતિસર અને નિયમિત અભ્યાસ કરવા સિવાય બીજું શું કરી શકો ?

(૫) વંટોળે ચઢેલા આજના વાતાવરણમાં એનો નિશ્ચિત ઉત્તર આપવો કઠિન છે.

(૬) કોઇપણ વ્યક્તિને દેશની હમણાંની દશામાં નિષ્ક્રિય રહેવાનો અધિકાર નથી. પણ તમારી પ્રવૃત્તિઓમાં શી મુશ્કેલીઓ નડે છે ? બાકી પ્રવૃત્તિશીલ માણસોને અને રૂઢીબંધનોમાંથી મુક્ત થઇ આગળ વધતાં માણસોને પણ 'કંચન થા તવાવું' તો પડેજ છે.

(૭) આદર્શ બહુ ઉત્તમ છે. પણ એ આદર્શમાં બ્હારનાં માણસો વિઘ્ન નાખી શકે એ અશક્ય છે. અને વિનાકારણ કોઇ ગમે એમ ધારે અથવા દોષ જુએ તેમાં આદર્શવાદીઓએ શા માટે ગભરાવું જોઇએ ? પોતાની હિંમત પર ઝઝુમવાનું છે, બીજા શું કહે છે એ વિચાર છોડી દીધેજ છૂટકો છે.

(૮) આ પ્રશ્ન વાચકો માટે ખુલ્લો છે.

(૯) ભુલ થોડી હોય તો છાપી શકાય. 'ગુણસુંદરી'ના તંત્રીઓ એમ કરે છે એમ માનું છું. બીજા માસિકોવાળા સ્ત્રીઓના ઉદ્ધાર માટેજ માસિકો નથી કાઢતા એટલે એમ ન કરે. કેમ—તમારા લેખો મોકલવા છે ?

એક બ્હેનઃ જામનગરઃ—

ચોટલો વાળવા બેસું છું ત્યારે બહુ મૂંઝાઉં છું. અંબોડો કેવો વાળવો—સાદો કે ગૂંથેલો ? મ્હને તમારો અભિપ્રાય જણાવશો ?

જવાબઃ—

તમારા માથાપર કેવો અંબોડો સારો દેખાય એ દૂર વસતાં માણસો કેમ જાણી શકે ? તમારા વાળ કેવા છે એ પણ કેમ સમજ પડે ? અને 'પરાધિન સ્વપ્ને સુખ ન લગાર' એ વાક્યનો અર્થ નથી જાણતાં ? આવી સામાન્ય અને અંગત બાબતમાં સ્વતંત્ર મત બાંધતાં શિખો એ વધારે જરૂરનું નથી ?

# ઈનામી પ્રશ્નો

સંપાદક : કુ. યશસ્વિની

૧. એક માણસને ૯ છોકરા છે અને દરેક છોકરાને એક બ્હેન છે. તો તે માણસને છોકરાં કેટલાં ?

૨. એક ગધેડું ૪ ફીટનાં દોરડાંએ બાંધેલું છે. ૧૨ ફીટ દૂર ઘાસનો એક પૂળો છે. ગધેડું ભૂખ્યું હોવાથી એ ઘાસ ખાવા ઇચ્છે છે. તે ઘાસ કેવી રીતે ખાઇ શકે ?

૩. પાંચ એકડા એવી રીતે ગોઠવો કે જેનો સરવાળો ૧૪ થાય.

૪. ૪ પાંચડાનો સરવાળો ૬ ૧/૨ કરો.

૫. ત્રણ વર્ષમાં હું ત્રણ વર્ષ ઉપર હતો તેના કરતાં ત્રણ ગણી ઉમરનો થઇશ. તો અત્યારે મારી ઉમર કેટલી ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમા નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

કુપન—સપ્ટેમ્બર ૧૯૨૯.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, “ ગુણસુંદરી ”.

## જુલાઇ માસના ઉખાણાનું પરિણામ.

ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | કા | બે | લ | | ખ | લ | ક | |
| ચ | | લી | | દિ | | વ | | પો |
| મ | શ | | અ | પ | ન | | ગ | મ |
| ન | | બ | | ર | | ચા | | ર |
| | ના | ર | દ | | ર | ત | વા | |
| સા | | કો | | નિ | | ટ | | કે |
| ધ | ણી | | મુ | રા | રી | | એ | બ |
| ક | | વ | | શ | | દ | | ત્ત |
| | ખ | ટ | કો | | સો | ર | ઠ | |

આ ઉખાણાના કુલ ૧૩ જવાબો આવેલા તેમાંથી સંપૂર્ણ સાચો એક છે અને બાર ખોટા છે. ખરો જવાબ આપનાર બહેન નંદગોરી નરભેરામ ભટ્ટને ઇનામનું પુસ્તક " બાર સુંદર વાર્તાઓ " આપવામા આવે છે, જે તેમણે મંગાવી લેવું.



## દુનીઆનુ સૌથી મોટું અને સૌથી નાનું પુસ્તક

દુનીઆનું સૌથી મોટું પુસ્તક બ્રિટિશ મ્યુઝીયમમાં છે એ એટલું મોટું છે કે એક સાધારણ કદનો માણસ એની પાછળ સંતાઇ શકે છે. એ પુસ્તક બીજા ચાર્લ્સને નેધરલેન્ડની યાત્રાનાં સ્મરણાર્થે એમસ્ટર્ડમના વેપારીઓએ તેને ભેટ આપેલો એટલાસ છે. એની લીપી લેટીન છે અને હજી પણ એ નકશા દુરસ્ત છે.

એજ મ્યુઝીયમમાં એક પુસ્તક એવું પણ છે જે અર્ધા પૈસાની નીચે ઢંકાઇ જાય છે. એ પુસ્તક ઉમરખૈયામની સચિત્ર 'રુબાયત'નું છે અમાં ૬૬ પૃષ્ઠો છે. પુસ્તકની લંબાઇ $\frac{૧૬૬}{૧૦૦૦૦}$ ઇંચ, અને મોટાઇ ૧$\frac{૬}{૧૦૦}$ ઇંચ છે.




## હિન્દ

મ ગાંધીજીના જન્મદિનનો હીરક મહોત્સવ ઉજવવાની તૈયારીઓ મુંબાઇના શ્રી ભગિની સમાજ તરફથી મોટા પાયા ઉપર થઇ રહી છે. આ ઉત્સવ તા. ૩૦ મી સપ્ટેમ્બરે ઉજવાશે. તે પ્રસંગે મુંબાઇની મ્યુ. શાળાઓમાં ગાંધીજીના જીવન અને કાર્ય સંબંધી વ્યાખ્યાનો ગોઠવવા માટેની દરખાસ્ત સૌ. હંસા મ્હેતાએ સ્કુલ કમિટિમાં આણી હતી. આ બાબત એક સબકમિટિને સોંપવામાં આવી છે.

**વકતૃત્વકલામાં :** એલ્ફીન્સ્ટન કોલેજની વિદ્યાર્થીનીઓની વકતૃત્વકલાની હરીફાઇ ગયા માસમાં થઇ હતી. પ્હેલું ઇનામ મીસ ગોર્ડનને મળ્યું છે. મીસ મ્હેર, ગાંધી અને મીસ લીલા વાગલે અનુક્રમે બીજું અને ત્રીજું ઇનામ જીતી ગયાં છે.

**વિધવા વિવાહને પંથે :** મુંબાઇની એક આગેવાન વણીક કોમ–કપોળ જ્ઞાતિની એક મોટી સભા તા. ૧૭ મા ઓગસ્ટે હીરાબાગમાં રા. મંગલદાસ દેસાઇ, બેરીસ્ટરના પ્રમુખપદે મળી હતી જે પ્રસંગે પ્રમુખે તેમજ અન્ય વકતાઓએ વિધવા વિવાહ માટેનો પ્રતિબિંધ દૂર કરવાની મજબુત હિમાયત કરી હતી. પરિણામે એક " કપોળ વિધવા વિવાહ સહાયક " મંડળની સ્થાપના થઇ છે. આ મંડળનો ઉદ્દેશ વિધવા વિવાહ માટેનો નિષેધ દૂર કરી તે માટે બનતી સગવડ કરી આપવાનો છે. એવા વિવાહ કરનાર વ્યક્તિઓ સાથે મંડળ સહકાર કરશે અને તેઓ જ્ઞાતિ બ્હાર ન થાય તે માટે તેમને મદદ કરશે અને તેમની સાથેનો જ્ઞાતિ તરીકેનો સર્વ વ્યવહાર મંડળના સભાસદો ચાલુ રાખશે.

આંતરકોમી લગ્નો સુખને માર્ગે દોરે છે ? એ વિષય ઉપર મુંબાઇ ઇલાકા સ્ત્રીગ્રેજ્યુએટ સંઘના આશ્રયે એલફીન્સ્ટન કોલેજમાં ગયા માસમાં તિવ્ર ચર્ચા ચાલી હતી પ્રો. સાઠે પ્રમુખસ્થાને હતા. મીસ લાલકાકા અને મીસ એફ. ભેસાનીયાની આગેવાની હેઠળ ઠરાવની તરફેણમાં અને મીસ. કે. કામા અને મીસ એલ. સી. વછ્છાદારની આગેવાની હેઠળ વિરૂદ્ધમાં વિવેચનો થયાં હતાં. પ્રો. સાઠેએ ઉપસંહારમાં વકતાઓની દલીલોને ૪ મુદ્દામાં ઘટાવી જણાવ્યું કે ઠરાવની તરફેણ કરનારાઓએ કહ્યું છે કે જીવનશાસ્ત્રની દૃષ્ટિએ વિજાતીય લગ્નો ભવિષ્યની સંતતિમાં બળ અને ઉત્સાહ પ્રેરે છે. આંતરકોમી લગ્નોથી દુનિયાના રાષ્ટ્રો વચ્ચે વધુ સારી સમજ થાય છે. તેઓની છેલ્લી દલીલ ધર્મને વધુ પડતું સ્થાન આપવામાં આવે છે એ હતી. વિરોધપક્ષ તરફથી ધર્મ, સંસ્કૃતિ, સામાજિક લાગણીઓ અને આદર્શો સંબંધમાં ઉભા થતા મતભેદોની મુશ્કેલીઓ જણાવવામાં આવી હતી. છેવટે ઠરાવ ૭૦ વિ. પર મતે ઉડી ગયો હતો.

હિન્દુ દિનદયા સંઘ મુંબાઇમાં પાંચ વર્ષથી સંકટગ્રસ્ત હિન્દુઓને સહાય કરવાનું કાર્ય કરે છે. હિંદુ વિધવાઓમાં કામ કરવા માટે સ્ત્રીઓનું એક જુદુંજ ખાતું રાખવામાં આવનાર છે.

**જૈન મહિલાઓ અને દિક્ષા:** જૈન મુનિમહારાજે બાલકોને દીક્ષા આપી યતિ બનાવવાની પ્રવૃત્તિ આદરી છે તે સામે જૈન સમાજમાં ઘણો ખળભળાટ મચી રહ્યો છે. યુવાન જૈનો તરફથી મુનિમહારાજની આ પ્રવૃત્તિ સામે સખ્ત અણગમો દર્શાવવામાં આવ્યો છે, જ્યારે જૈન મહિલાઓએ

...ટેજ વલણ દાખવ્યું છે. ગયા માસની તારીખે ...નાઆ ગમાં શાસનપ્રેમી જૈન મહિલાઓની સભા સૌ. રૂક્ષ્મણીબ્હેનનાં પ્રમુખપદે મળી હતી. તેમાં મુનિમહારાજની દીક્ષા પ્રવૃત્તિને સમર્થન આપતાં ભાષણો તેમજ ઠરાવો થયા હતા. નાનાં બાળકોને અપાતી દીક્ષા શાસ્ત્રસંમત છે. એમ પણ કેટલીક બહેનોએ ભાષણમાં જણાવ્યું હતું. પ્રમુખ બહેને જૈન સુધારકોની પુનર્લગ્નની પ્રવૃત્તિ સ્ત્રીજાતિનું અપમાન કરનારી હોવાનો ઠરાવ મુકયો હતો. તેના સમર્થનમાં તેમણે શીયળ એ સ્ત્રીજાતિનું ખરું આભુષણ છે. અને વિધવા બહેનોને પુનર્લગ્ન કરવા કહેવું એ તેમનું પોતાનું અપમાન કરવા બરોબર છે એમ તેમણે જણાવ્યું હતું.

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### (૧) દેશભક્ત દાદાભાઇની જયંતિ

તા. ૪ થી સપ્ટેમ્બર ૧૯૨૯ ને બુધવારે સાંજે સાડાચાર વાગે (સ્ટે. રા.) મંડળના હોલમાં લેડી બહેરામજી જીજીભાઇના પ્રમુખપણા હેઠળ સ્વ. દેશભક્ત દાદાભાઇ નવરોજીની જયંતિ ઉજવવા માટે મેળાવડો થશે. આ પ્રસંગે ઇનામી નિબંધની તેમજ વકતૃત્વકળાની અને લેખીત નિબંધની હરિફાઇમાં ફતેહમંદ થનારાઓને ઇનામો આપવામાં આવશે તથા ગરબાઓ અને સંવાદો પણ થશે.

### (૨) ગૃહસ્થાશ્રમમાં "દેશ સેવા" ના નિબંધની માંગણી.

મંડળ તરફથી મંડળનાં સભાસદોને તેમજ દેશ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને નમ્રતાપૂર્વક જણાવવામાં આવે છે કે **ગૃહસ્થાશ્રમમાં દેશસેવા** વિષે જે બ્હેનો નિબંધ લખી મોકલવા માંગતા હોય તેમણે તા. ૧ લી ડીસેમ્બર ૧૯૨૯ સુધીમાં પોતાના નિબંધો ગીરગામ બેક રોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર મોકલી આપવા. મજકુર નિબંધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ ૧૪ થી ૧૬ પાનામાં સમાવેશ થાય તેટલું શાહીથી સ્વચ્છ સારા દસ્કતે લખાયલું હોવું જોઇએ. નિબંધના લખાણ નીચે પોતાનું નામ નહી લખતાં લેખ નીચે પોતે ધારણ કરેલી અમુક સંજ્ઞા લખવી અને તે કવર બંધ કરી મોકલવું તથા એક જુદા કવરમાં અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે એમ લખી પોતાનું આખું નામ તથા ઉમર ચોકસ ઠેકાણા સાથે લખી કવર બંધ કરી મોકલવું જોઇએ. હરિફાઇમાં ફતેહમંદ નીવડનારાઓને અનુક્રમે ત્રણ જણાને રૂ. ૪૦, ૨૦, ૧૦ ના ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી મળશે.

### (૩) સભાસદોને વિનંતિ.

કેટલાંક સભાસદો પોતાના ઠેકાણા બદલવાની વખતસર ખબર નહી આપતાં હોવાથી તેઓને નામે મોકલવામાં આવેલા પત્રો પોષ્ટ ઓફિસમાંથી પાછા ફરે છે. માટે જે કોઇ સભાસદ પોતાનું રહેવાનું ઠેકાણુ બદલે કે તુરત પોતાના નવા ઠેકાણાની ખબર મંડળની ઓફિસમાં આપવાની વિનંતિ કરવામાં આવે છે. દરેક સભાસદને પોતાનો રજીષ્ટર નંબર મોકલવામાં આવતા કાર્ડ-કવર ઉપર એક બાજુ જણાવવામાં આવે છે. માટે નામ ઠેકાણું વગેરે જે કાંઇ ફેરફાર કરવો હોય તે લખતી વખત પોતાનો રજીસ્ટર નંબર જણાવવો જોઇએ. આટલું ધ્યાનમાં રાખવાની અમો દરેક સભાસદને ખાસ વિનતિ કરીએ છીએ.

### (૪) વાર્ષિક લવાજમ ભરી દેવું જોઇએ.

જે સભાસદોએ પોતાનું વાર્ષિક લવાજમ હજી સુધી ભર્યું નથી તેઓને પોતાનું લવાજમ તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધીમાં ભરી જવા વિનંતિ કરીએ છીએ. મુદત દર્મિયાન લવાજમ ભર્યું નહી હોય તો તેમના નામ રજીષ્ટરમાંથી સભાસદ તરીકે બંધ કરવાની દિલગીરી સાથે ફરજ પડશે.

**મીલ હડતાલમાં સ્ત્રીઓ:** (૧) મુંબઈમાં મીલ હડતાલ શરૂ થઇ ત્યારથીજ સ્ત્રી કામદારોએ તેમાં સારો ભાગ લીધો છે. સ્વયંસેવિકાઓ તરીકે ઘણી બહેનોએ કામ કર્યું છે. પીકેટીંગ કરતાં ગેરકાયદેસર વર્તન ચલાવવા માટે બે સ્વયંસેવિકાઓને પોલીસે પકડી હતી. તેમના ઉપર કામ ચાલતાં મેજીસ્ટ્રેટે તેમને રૂ.૭૫ નો દંડ અથવા ત્રણ અઠવાડીયાની જેલની સજા કરી. કાશીબાઇ નામની સ્વયંસેવિકાએ દંડ ન ભરતાં હસતે મુખે જેલ સ્વીકારી છે.

(૨) મીલહડતાલ સંબંધમાં તપાસ કરવા સરકારે નીમેલી તપાસ અદાલત સમક્ષ ગયા માસમાં નરીબાઇ નામની એક સ્ત્રી કામદારની સાક્ષી લેવાઇ હતી. તેણે જુબાની આપતાં પોતે એક માસ થયાં

સર રતન તાતા ઉદ્યોગગૃહ



કોહીનુર મીલ આગળ પીકેટીંગ કરતી હોવાનું જણાવ્યું. ત્યાં મીલ મેનેજર મશ્કરી કરે છે. એક વખતે મેનેજરે મને લાત મારતાં મેં તેને સામી લાત લગાવી દીધી હતી. મેનેજર અમારી છબી પાડવા માંગતો હતો. અમે તેમ કરવા ના પાડતાં અમને પોલીસ ચોકી પર લઇ જવામાં આવ્યાં.

**કાયદામાં સ્થાનઃ** વડોદરા રાજ્યે હિંદુ કાયદામાં સ્ત્રીઓનું સ્થાન શું છે તેનો નિર્ણય કરવા અને તેમાં સુધારા વધારા સુચવવા એક કમિટિ રા. બ. ગોવિંદભાઈ દેસાઇના પ્રમુખપદે નીમી છે. આ કમિટિમાં સ્ત્રીવર્ગના પ્રતિનીધિઓ તરીકે સૌ. દીપકબા દેસાઇ અને મિસિસ મોડક્ની નિમણુંક કરવામાં આવી છે. આ બન્ને બ્હેનોને અમે અભિનંદન આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે તેમના સહકારથી એ કમિટિ સ્ત્રીઓ પ્રત્યેના અન્યાય જલ્દી દૂર થાય એવા સુધારા સુચવશે.

**એક જતાં બે વિધવાઃ** નડિયાદના બ્રહ્મભટ મણિલાલ ગીરધરે પોતાના ૨૫ વર્ષના છોકરાને એક પત્ની જીવતી હોવા છતાં બીજી, તેનાથી મોટી વયની છોકરી સાથે થોડા દિવસ ઉપર પરણાવ્યો હતો. તે છોકરો મરણ પામતાં બે છોકરીઓ વિધવા બની છે. ( ૨ ) ભરૂચમાં પણ એવોજ એક ખેદજનક બનાવ બન્યો છે. દોઢ—બે માસ પ્હેલાં દશાલાડ જ્ઞાતિના રા. નગીનદાસની ચૌદ વર્ષની પુત્રી બ્હેન મનહરને ડૉ. રતિલાલ નામના યુવક સાથે પરણાવી હતી. પતિના અવસાનથી એ બ્હેનને વૈધવ્ય મળ્યું છે.

**લલિતા-વનિતાવિશ્રામ, નડિયાદ;** સ્વ. સાક્ષરવર્ય ગોવર્ધનરામ ત્રિપાઠીનાં પત્ની અં. લલિતાગૌરીના નામથી ચાલતી આ સ્ત્રીઉપયોગી સંસ્થા ટ્રસ્ટ કરીને ટ્રસ્ટીઓને સોંપવામાં આવી છે અને વહીવટ ચલાવવા માટે એક વ્યવસ્થાપક સમિતિ નીમવામાં આવી છે. આ સંસ્થાને મદદ કરવા ફંડ માટે વિજ્ઞપ્તિ થઇ છે.

**કુમારી ચતુર્લક્ષ્મી જોશી,** એમ. એ. ને અમદાવાદના ઉદીચ્ય યુવક સમાજ તરફથી લેડી વિદ્યાગૌરીનાં પ્રમુખપદે માનપત્ર આપવામાં આવ્યું હતું. માનપત્રના ઉત્તરમાં કુ. ચતુર્લક્ષ્મીએ જણાવ્યું હતું કે વધુ અભ્યાસ માટે પોતે ઇંગ્લાંડ જનાર છે. રા. રામનારાયણ પાઠક, રા. દેરાસરી, દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ વગેરેએ પણ પ્રાસંગિક વિવેચન કર્યાં હતાં.

**કુમારી વિનોદિની નીલકંઠ,** બી. એ. સ્વ. સર રમણભાઈ અને લેડી વિદ્યાગૌરી જેવાં વિદ્વાન માતાપિતાનાં આ વિદુષી પુત્રી ' સમાજશાસ્ત્ર ' નો અભ્યાસ કરવા માટે ગયા માસની તા. ૧૪ મીએ અમેરિકા જવા ઉપડી ગયાં છે. તેમને અભિનંદન આપવા તેમજ સફળ સફર ઇચ્છવા અમદાવાદમાં એક મેળાવડો કરવામાં આવ્યો હતો. તેમાં રા. ડાહ્યાભાઇ દેરાસરી, મી. દાવર, મી ચીમનલાલ કવિ, શ્રી. પારેખ, વગેરેએ વિવેચનો કરી બહેન વિનોદિનીને વિદેશમાં પણ હિન્દી સંસ્કૃતિને ન ભૂલી જવાનો આગ્રહ કર્યો હતો. બહેન વિનોદિનીએ ઉત્તરમાં અત્યંત સંકોચથી જણાવ્યું હતું કે વિદેશમાં તો હિન્દી સંસ્કૃતિ વિશેષ યાદ આવે એટલે તે કદિયે ભૂલાય નહિ. અમે પણ બહેન વિનોદિનીને સફળ સફર ઇચ્છીએ છીએ અને આશા રાખીયે છીએ કે તેઓ બહેન સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરી ગુજરાતનેજ નહિ પરંતુ અખિલ ભારતને પોતાનાં જ્ઞાનનો લ આપશે.

**વિધવા અને વિધુરઃ** સંબંધી ક્યા થં

અનેક પ્રશ્નો વિષે મહાત્મા ગાંધીજીએ 'નવજીવન' માં પોતાના વિચારો દર્શાવ્યા છે કેઃ-" જે છૂટ વિધુરને હોય તે વિધવાને હોવી જ જોઇએ. નહિ તો વિધવાઓ ઉપર બળાત્કાર થશે; વિધવાઓના પુનર્લગ્ન સામે જે વાંધા ઉઠાવવામાં આવે છે તેનો વિધુર બાબત વિચાર સરખો યે થતો નથી. આ એકપક્ષી ન્યાય શું સૂચવે છે? એજ કે સ્ત્રીઓને લગતા કાયદા પુરુષોએ ઘટ્યા છે. કાયદા બનાવવાનું કામ જો સ્ત્રીઓએ હાથ લીધું હોત તો સ્ત્રીઓ કદિ પણ પુરુષો કરતાં પોતાનો અધિકાર ઉતરતો ન રાખત. પિતાનો ધર્મ છે કે તે પોતે નિર્દોષ વિધવા બાલિકાઓને પરણાવી દે, અને જે વિધવા પુનર્લગ્ન કરવાની ઇચ્છા પ્રકટ કરે તેના રસ્તામાં કાંઇ પણ અડચણ ન નાંખે.

**આવકારદાયક લગ્નક્રિયાઃ** જુલાઇ માસમાં જોરાવરનગરમાં શ્રી. મણિલાલ કોઠારીનાં પુત્રી ચિ. બ્હેન નવલ અને રાણપુરના શ્રીમંત શહેરી શ્રી. નાગરદાસના પુત્ર ચિ. ધરમચંદનાં લગ્ન અત્યંત સાદાઇ અને ઓછા ખર્ચે થયાં. હરેક પ્રકારની ધામધૂમ અને અર્થ વગરની વિધિઓ દૂર કરવામાં આવી હતી. જાનમાં પણ ગણ્યાંગાંઠયાં ૨૦-૨૫ માણસો જ આવ્યાં હતાં અને જાન લગ્નની સાંજ અને બીજા દિવસની સવાર એમ બે ટંક જ રોકાઇ હતી.

**બહેનોમાં ખાદીઃ** કાઠિયાવાડ રાજકીય પરિષદ તરફથી ખાદી પ્રચાર કરનારી મંડળીને કુંડલામાં બહેનોએ ઠીક આવકાર આપ્યો છે બહેનોમાં ખાદીપ્રચાર થાય નહિ ત્યાં સુધી ખાદી પ્રવૃત્તિ નબળી રહે એ ચોક્કસ છે. ખાદીની સાડી, તેમજ ચણીયા, ચોળી થઇ શકે એવી ખાદીની માંગ વધતી જાય છે. કન્યાશાળાનાં મુખ્ય શિક્ષિકા તથા અન્ય બહેનોએ ખાદી પ્રત્યે ઠીક પ્રેમ બતાવ્યો છે.

**સૌ. વિનોદિની રમણલાલ યાજ્ઞિક, બી. એ. ઑનર્સઃ** ભાવનગર મહિલા વિદ્યાલયનાં માનદ અધિષ્ઠાત્રી સૌ. વિનોદિની યાજ્ઞિક જુલાઇની તા. ૩૧ મી એ કેળવણીશાસ્ત્રના અભ્યાસ માટે લંડન ગયાં છે. તેમનાં કાર્યમાં ફત્તેહ મળે એમ અમે ઇચ્છીયે છીએ. સુરતના ડૉ. રાયજીના પુત્રી સૌ. કુમુદ મ્હેતા પણ ગયા માસમાં ઇંગ્લાંડ ગયાં છે.

**ભાવનગર રાજ્યનો લગ્નનો કાયદોઃ** ભાવનગરની જનતાએ, પ્રજાએ વધાવી લીધો છે. એ ખરડા પ્રત્યે સંમતિ દર્શાવવા જુદાં જુદાં મંડળો તરફથી સ્ત્રી પુરુષોની સભા મળે છે અને તેમાં ખરડા પ્રત્યે સંમતિ દર્શાવનારાં ભાષણો અને ઠરાવો થાય છે. લેડી રમાબેન પટ્ટણીનાં પ્રમુખપદે મળેલી સ્ત્રીઓની સભામાં એ ખરડાને આવકાર આપતા તેમજ નામદારનો આભાર માનતા ઠરાવો પસાર થયા છે. આ કાયદા તરફ સ્ત્રીઓનું લક્ષ્ય ઘણું ખેંચાયું છે. મહિલા વિદ્યાલય, દક્ષિણામૂર્તિ વગેરે સંસ્થાઓની બહેનોએ એ ખરડાની સંમતિમાં સહીઓ મેળવવાનો પ્રયાસ આદરી દીધો છે. થોડાક સનાતનીઓએ આ ખરડો ધર્મ અને સમાજને હાનિકર્તા માની તે સામે સખ્ત વિરોધ દર્શાવ્યો છે.

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ.

### લેખિત ઇનામી પરીક્ષાનું પરિણામ.

મજકુર મંડળ તરફથી તા. ૨૦ મી એપ્રિલ ૧૯૨૯ ને રોજ બપોરના દોઢ વાગ્યે મંડળના હોલમાં **"વિભક્ત તથા અવિભક્ત કુટુંબની ભાવના"** વિષે નિબંધ લખવાને બાર બ્હેનો બેઠાં હતાં. મજકુર નિબંધો તપાસી તેનું પરિણામ જણાવવાને કમિટીએ સૌ. મંગળાગૌરી ચુનીલાલ સેતલવાડને પરીક્ષક નિમ્યાં હતાં. તેઓએ નીચે મુજબ પરિણામ જણાવ્યું હતુંઃ ૧ લું ઇનામ સૌ. કુસુમગૌરી મંગળદાસ મુન્શી, રૂ. ૧૫); બીજું ઇનામ બ્હેન લીલબાઇ નેણુસી ખોના, રૂ. ૧૦); ૩ જું ઇનામ કુ. મંજુલા ધરમદાસ વોરા, રૂ. ૯); ૪ થું ઇનામ કુ. પુષ્પા છોટાલાલ પારેખ, રૂ. ૭); ૫ મું ઇનામ કુ. ચન્દ્રપ્રભા તુલસીદાસ લાકડાવાળા, રૂ. ૫); ૬ ઠું ઇનામ સૌ મનોરમા શાંતિલાલ મજમુંદાર રૂ. ૪); અને ૭ મું ઇનામ સૌ. વીમળાગૌરી આર પંડ્યા, રૂ. ૩).

ઉપલા સઘળા ઇનામો સ્વ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રિભોવનદાસ સ્મારક ઇનામી નિબંધ ફંડમાંથી આપવામાં આવશે.

**ઔદિચ્ય યુવક સંઘઃ** રાષ્ટ્રોન્નતિને પોષે એવું જ્ઞાતિનું પુનર્વિધાન કરવાના હેતુથી ભાવનગરના યુવાન ઔદિચ્ય પુત્રોએ આ સંઘની સ્થાપના કરી છે. 'સંઘ પ્રતિજ્ઞાઓ' એવા મથાળાં નીચે મંડળના આદર્શ અને હેતુ વ્યક્ત કરતી પત્રિકા બહાર પડી છે. તેમાં (૧) એકવીશ વર્ષ પૂરાં થયાં પહેલાં યુવકે અને પંદર વર્ષ વીત્યાં પહેલાં યુવતિના લગ્ન નહિ કરવાની, કરાવવાની કે એવા લગ્નોમાં ભાગ લેવાની; (૨) ચાળીશ વર્ષ પછી મુદ્દલ લગ્ન જ નહિ કરવાની અને એવાં લગ્નોમાં ભાગ નહિ લેવાની ને જરૂર પડે એવા વૃદ્ધલગ્ન અટકાવવા સામે થવાની કન્યાવિક્રય સદંતર બંધ કરવાની, (૩) સીમંત અને મરણ પાછળના ભોજન વગેરે નિરર્થક વરાઓ બંધ કરવાની. (૪) પંદર વર્ષ પૂરાં થયાં વિના અકાળે વૈધવ્યવતી બનેલી બાળાઓને વિધવા નહિ ગણતાં તેનાં પુનર્લગ્ન કરી આપવાની અને એવાં પુનર્લગ્નોમાં સહકાર આપવાની વગેરે પ્રતિજ્ઞાઓ છે.

**૫૪ વર્ષે ૯ મી રાણી !** ઝાબુઆના પદભ્રષ્ટ થયેલા અને હાલમાં ઇન્દોરમાં રહેતા રાજા ઉદયસિંહ ૫૪ વર્ષની વયે નવમી રાણી કરવા તૈયાર થયા છે. તેમની પાંચ રાણીઓ મરી ગઇ છે. ત્રણ જીવતી છે. ૮ મી રાણીને તો તેઓ છ માસ ઉપર જ પરણ્યા. અને હાલમાં ગ્હાક ખાતે નવમી રાણી પરણવાની તૈયારી કરી રહ્યા છે. પ્રજાવર્ગે વિરોધ કર્યો છે.

## ચાર મોગલ સ્ત્રીરત્નો

આ અંકમાં ૯-૧૦ પાના ઉપર ચાર મોગલ સ્ત્રીરત્નોના ચિત્રો અમે આપીએ છીએ. એ ચારે મહિલાઓ ઇતિહાસમાં અમર છે.

૧. હમીદા બાનુ બગદાદના સુલતાન બયાઝીદની પુત્રી હતી. તૈમુરે જ્યારે બગદાદ પર હલ્લો કર્યો ત્યારે પુરૂષવેશમાં હમીદા યુદ્ધના મેદાનમાં ઉતરી હતી. તેના પિતાના સૈન્યનો પરાજય થયો. તેના પોતાના હાથમાં બેડીઓ પડી. તૈમુરે કેદીઓને કત્લ કરવાનો હુકમ આપ્યો તે સમયે તેના અધમ કૃત્યની તેણે હીમતથી ઝાટકણી કાઢી. ત્યારેજ તે એક સ્ત્રી છે એમ સર્વ જાણી શકયા. તૈમુરે કત્લનો હુકમ પાછો ફેરવ્યો અને હમીદાને પોતાની પત્ની બનાવી. તે પછીથી પણ તેણે ઘણા યુદ્ધોમાં પતિ સાથે ભાગ લીધો હતો.

૨. કતલક નીગાર બેગમ હિંદમાં મોગલ સામ્રાજ્યના સ્થાપક શહેનશાહ બાબરની માતા હતી. બાબરના કાકાએ જ્યારે એના પિતાના રાજ્ય પર હલ્લો કર્યો ત્યારે આ મહિલાએ પતિના સૈન્યની સરદારી લીધી હતી અને દુશ્મનોને હરાવી નસાડયા હતા. ચિત્રકળામાં પણ તે અત્યન્ત પ્રવીણ હતી.

૩. મુમતાઝ મહાલને શાહજહાનની જગમશહુર રાણીને કોણ નહિ ઓળખતું હોય ? આગ્રાનો જગપ્રસિદ્ધ તાજમહેલ એના પ્રેમનું મહાસંગીત રેલાવતો આજેય ઉભો છે.

૪ અકબરી બેગમ રોહીલા સરદાર નજીબુદૌલાની ભત્રીજી હતી. તે સુંદર કાવ્યો રચતી. એના એક કાવ્યે શહેનશાહ ઔરંગઝેબને મુગ્ધ કરી નાંખ્યો અને તે હિંદની સમ્રાજ્ઞી બની. પતિ સાથે અનેકવાર તેણે શિકાર ખેલ્યા હતા. તેનું નિશાન અચૂક હતું.

**કુમારી ઉષા વિશ્વાસ, એમ. એ., બી. ટી. :** પટના અને મિદનાપુરમાં કેટલોક વખત શાળાઓનાં મદદનીશ નિરીક્ષિકા હતાં. હાલમાં કલકત્તાની સ્ત્રીઓની એક હાઇસ્કુલમાં મુખ્ય શિક્ષિકા તરીકે કામ કરે છે. કુમારી ઉષાએ ૧૯૨૪ માં કલકત્તા યુનિવર્સીટીની એમ એ. ની પરીક્ષા અંગ્રેજી વિષય સાથે પસાર કરી હતી. કેળવણીના ક્ષેત્રમાં તેમણે સુંદર કાર્ય કર્યું છે

**ડૉ. મીસ પ્રભાવતી દાસ ગુપ્તા** બંગાળ શણકામદાર સંઘનાં પ્રમુખ છે. કામદારોની તેઓ ઠીક સેવા બજાવી રહ્યાં છે. હાલમાંજ કલકત્તામાં શણકામદારોની સામાન્ય હડતાલ પડી છે. એટલે પોતાની લાગવગનો ઉપયોગ કામદારો ઉપર કરી ન શકે એટલા માટે ફોજદારી કાયદાની ૧૪૪મી કલમ પ્રમાણે તેમને ચુગલી છલ્લામાં તેમાજ જ્યાતાદમાં પ્રવેશ કરવાની બંધી કરવામાં આવી છે

**કુમારી અન્નપુર્ણાઃ** કલકત્તામાં ખાદી પ્રતિષ્ઠાન સાથે બાળકોની રેંટીયા કલબ ચાલે છે. ૧૦ બાળકોએ પોતાનું કાપડ કાંતી વણી લેવાનું વ્રત પર લીધું છે. કુમારી અન્નપુર્ણા બંગાળમાં ગ્રામી

અને સુંદર કાંતનાર બાલા છે. તેણે ૨૦૦ નંબરનું ૨૦૦૦૦ વાર સુતર કાંત્યું છે. હવે તે ૨૮૬ નંબરનું સુતર કાંતે છે. તેની વય માત્ર ૧૨ વર્ષની છે.

**ફરજીયાત પ્રાથમિક કેળવણી:** પ્રાથમિક કેળવણી તપાસ સમિતિ સમક્ષ દિલ્હીમાં જુબાની આપતાં મીસીસ રેઝા હલીઆહે મુસ્લીમ કન્યાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવા આગ્રહ કર્યો હતો. મી. ચેટરજીને તેમણે જણાવ્યું હતું કે પુરૂષો બીજી જાતિની પ્રગતિના વિરોધક છે એટલે મુસલમાનોના વિરોધને બહુ વજન ન આપવું. મીસીસ નેહરૂએ શિક્ષિકાઓની અગત્ય જણાવી હતી.

**સ્ત્રીઓની જડતી:** લાહોરમાં કાવતરાં કેસની તપાસ ચાલે છે. તે વખતે કોર્ટમાં હાજર રહેવા માટે પરવાના કાઢવામાં આવેલા છે. પરવાના હોવા છતાં જુલાઇની આખરે આઠ જેટલી બહેનોને કોર્ટમાં હાજર રહેવા દેવામાં નહોતી આવી. આ સામે જાલંધર કન્યા મહાવિદ્યાલયનાં પ્રિન્સિપાલ કુમારી લજ્જાદેવીએ જીલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સમક્ષ સખ્ત વિરોધ દર્શાવ્યો હતો અને કોઇ પણ બાનુ દ્વારા જડતી લેવા દેવાની તૈયારી બતાવી હતી. પાછળથી સ્ત્રીઓની જડતી લેવા માટે બોસ્ટલ ઇન્સ્ટીટ્યુટની એક વોર્ડ્સને ખાસ રોકવામાં આવીછે.

**શ્રીમતિ શન્નોદેવી:** જાલંધર કન્યા મહાવિદ્યાલય માટે એક લાખ રૂપીઆ એકત્ર કર્યા વિના વિદ્યાલયમાં પગ ન મૂકવાની ભીષ્મપ્રતિજ્ઞા લેનાર આ બહેને રૂ. ૬૫૦૦૦ એકત્ર કરી દીધા છે. અને બાકીના રૂ. ૩૫૦૦૦ એકત્ર કરવા માટે એક પ્રતિનિધિ મંડળ લઇ તેઓ ગયા માસમાં મુંબઇથી મોંબાસા ઉપડી ગયાં છે.

**પ્રગતિને પંથે મહિલાઓ:** (૧) સિંધના જ્યુડીશીયલ કમીશ્નર મી. રૂપચંદ બીલારામનાં પત્ની લેડીઝ કોસ્મોપોલીટન કલબના પ્રમુખ ચુંટાયાં છે. (૨) શ્રીમતિ ટી. વી. માધવજી ત્રિવેન્દ્રમની એકાઉન્ટન્ટસ ઓફિસમાં સેક્રેટરીયલ કલાર્ક નીમાયાં છે. આ પદ પ્રાપ્ત કરનાર તેઓ પહેલાંજ બહેન છે. (૩) પટના હાઇકોર્ટના જડ્જ મિ. પી કે. સેનનાં પત્ની શ્રીમતિ સુષમા સેન ભારતીય સ્ત્રીઓમાં શિક્ષણ પ્રચાર કરવાનું સુંદર કાર્ય કરી રહ્યાં છે. (૪) શ્રીમતી કલાવતી દેવી દક્ષિણ આફ્રિકાની મહિલા છે. પહેલાં તેઓ ઇસાઇ ધર્માનુયાયી હતાં. તા. ૨૨ મે એ તેમને શુદ્ધિદ્વારા હિન્દુધર્મની દિક્ષા આપવામાં આવી છે. (૫) મીસ બ્લેંક હર્મન ને લંડનની રોયલ એકેડેમી ઓફ મ્યુઝીકમાં સંગીત શાસ્ત્રનું શિક્ષણ પ્રાપ્ત કરવા માટે મૈસુર સરકારે શિષ્યવૃતિ આપી છે. ( ૬ ) મીસ એન. કે. નારાયણી અમ્મા રંગુન મ્યુનિસિપાલીટીમાં મદદનીશ હેલ્થ ઓફિસર નીમાયાં છે.

**વિધવા વિવાહ:** (૧) લખનૌની હિન્દુ વિધવા સુધાર સંઘના આશ્રયે બનારસ હિન્દુ યુનિવર્સીટીના વડા મેડીકલ ઓફિસરડૉ. એમ. એસ. વર્માનાં વિધવા બહેન શ્રીમતિ લક્ષ્મીદેવીએ મોરાદાબાદના બાબુ બંસીબિહારી વર્મા સાથે પુનર્લગ્ન કર્યું. (૨) વઢવાણ તાબાના ખોડુ ગામના ૧૮ વર્ષના સશક્ત વણિક યુવાને બાલવયે પરણ્યા પછી પાંચ દિવસમાંજ વિધવા બનેલી બાઇ મરઘા સાથે પુનર્લગ્ન કર્યું. (૩) કાનપુરનાં લાલા હુમારેન આરોરાની બાલવિધવા પુત્રી શ્રીમતી સરસ્વતીદેવીનું પુનર્લગ્ન મુંબાઇના લાલા કિશોરીલાલ આરોરા સાથે થયું.

**પતિદેવ !** (૧) ગુજરાનવાલાના વકીલ પંડિત હરનારાયણ ઉપર તેમનાં પત્ની સીતાદેવીએ જુલ્મ ગુજારવાના આરોપસર ફરિયાદ માંડી છે. ફરિયાદમાં સીતાદેવીએ જણાવ્યું કે પતિદેવને ગ્રેજ્યુએટ સ્ત્રી પરણવાની ઇચ્છા હોવાથી પોતાને ઘરમાંથી કાઢી મુકે છે. (૨) કાશી નામની ૨૩ વર્ષની બહેન પતિદેવની મારઝુડથી ત્રાસી નાસી છુટી અમદાવાદ આવી. તેને વડોદરાના આર્યકુમાર આશ્રમ તરફથી ચાલતા અબળાશ્રમમાં મોકલવામાં આવેલી. ત્યાંથી પતિદેવની શોધખોળ કરી, મારઝુડ ન કરવાની સૂચના આપી પાછી સોંપવામાં આવી છે. (૩) મદ્રાસના એક પતિદેવે, પોતાની ઇચ્છાને માન આપી પત્નીએ કોઇક માણસને મળવાની ના પાડયાના ગુન્હાસર તપાવેલી છરીથી ૨૭ ડામ દીધા. પતિદેવ ૭ વર્ષની સહેલગાહે ગયા છે. (૪) કાંઇક નજીવા કારણસર કરાંચીના કચ્છી યુવાન ભગવાનજીએ ૧૬ વર્ષની પત્નીને ગ્યાસતેલ છાંટી સળગાવી મૂકી. (૫) પંડોળી આર્યસમાજના મંત્રી અંબાલાલે પોતાની પ્રથમ પત્ની અને ત્રણ પુત્રીઓ હોવા છતાં એક ૧૮ વર્ષની કન્યાં સાથે લગ્ન કર્યું.

(૬) નાલગોંડામાં પતિપત્નીના કજીયાને પરિણામે પત્નીએ બે બાળકો સાથે કુવામાં પડી આપઘાત કર્યો છે. (૭) મુંબાઈમાં કાન્તાબાઇ નામે ૧૭ વર્ષની હિંદુ પત્નીએ પતિ તેમજ સાસુના ત્રાસને લીધે કપડાં સળગાવી આપઘાત કર્યો છે.

**પ્રકીર્ણઃ** ( ૧ ) અમદાવાદનાં પાર્વતીબાઇ સૂતિકાગૃહમાં એક બહેનને ઓપરેશન કરતાં એક પુત્ર અને બે પુત્રી મળી ત્રણ બાળકોને સાથે જન્મ આપ્યો. (૨) મુંબઇની શાળા સમિતિએ ઓક્ટોબરની ૨૮ મીથી નવેમ્બરની તા. ૪ થી સુધી ગણેશખીણુમાં ભરાનારા અખિલ ભારત ગર્લ ગાઇડસ કેમ્પમાં ૧૦ ગર્લ ગાઇડઝ મોકલવા માટે રૂ. ૨૫૦ નો ખર્ચ મંજુર કર્યો (૩) મુંબઇના એફ. અને જી. વોર્ડમાં ૬ થી ૧૦ વર્ષની મુસ્લીમ બાળાઓ માટે પ્રાથમિક કેળવણી ફરજ્યાત થઇ. (૪) મુંબઇમાં મૉંટરોડ ઉપર રહેતાં કસ્તુરબાઇ જુલાઇ માસમાં સાંજે દર્શને જતાં કોઇ ઉઠાવગીર રૂ. ૩૦૦૦ ની મતા ઉઠાવી ગયો. (૫) હળવદના ઔદિચ્ય બ્રાહ્મણ મેતા નારણજીએ પોતાની નાની પુત્રી વૃદ્ધ ભુદર ચકુ સાથે પરણાવવાની ના પાડવાથી જ્ઞાતિના પટેલીઆઓએ તેને જ્ઞાતિબહાર મુકયો છે. (૬) પ્રીતમનગર, અમદાવાદમાં કન્યા છાત્રાલય ખોલાયું છે. (૭) મુંબઇની કોલેજોમાં શિક્ષણ લેતી છોકરીઓ માટેનાં યુનિવર્સીટી સેટલમેંટના લાભાર્થે ગયા માસમાં બે જલસા થયા હતા. (૮) બિહારની પડદા વિરુદ્ધ લીગે જુલાઇમાં ઉત્સવ ઉજવ્યો. (૯) ૧૯ વર્ષની યુરોપીયન કુમારિ ગ્રેસને તરતના જન્મેલાં બાળકને મારી નાખવા માટે લાહોરના સેસન્સ જજે જન્મ દેશનિકાલની સજા કરી. (૧૦) પોતાના પિતા ફોજદારી કેસમાં ગુન્હેગાર ઠરતાં કલકત્તાની આશાલતાદેવી નામની ૧૫ વર્ષની પુત્રીએ આપઘાત કર્યો. (૧૧) મુંબઇમાં ગયા માસમાં બે સ્ત્રીઓ દાઝી મરણ પામી. (૧૨) લાહોરમાં કાવતરાં કેસના કેદીઓ માટે નીકળતાં સરઘસ બંધ કરવાના મેજીસ્ટ્રેટના હુકમનો સાત આઠ બહેનોએ ભંગ કર્યો. (૧૩) સુરતની યુવક સંપ્તાહ સમિતિ તરફથી લેવાયલી જીવનચરિત્રની પરીક્ષામાં સ્ત્રી વર્ગમાં બહેન જયમતી ગુલાબદાસ મુકાતી અને તારામતી મુકાતી ઉત્તીર્ણ થયાં છે. (૧૪) યુરોપની ૪૦૦૦ માઇલની આંતરરાષ્ટ્રીય વિમાની હરિફાઇમાં ૪૩ વિમાનીઓએ ભાગ લીધો છે. તેમાં મીસ એવેલીન સ્પુનર પણ એક છે. (૧૫) ઇટાલા કન્યા વિદ્યાલયના મકાન માટે શેઠ મનસુખલાલે રૂ.૧૦૦૦૦ આપ્યા છે (૧૬) ચીખોદરા આર્યસમાજના પ્રમુખ પટેલ ઝવેરભાઇએ ગુરૂકુળમાં ભણતા પોતાના ૧૪ વર્ષના છોકરાને ગુરૂકુલમાંથી ઉઠાડી લઇ ૧૭ વર્ષની કન્યા જોડે પરણાવ્યો. (૧૭) મુંબઇના સેવાસદને પુનામાં શાખા કાઢી છે તેમજ બેમારીના સમયમાં શિક્ષિકાઓને ટ્યુશનો વગેરે મેળવી આપી મદદ કરવા ' એમ્પ્લોયમેંટ બ્યુરો ' સ્થાપી છે. (૧૮) પુનામાં

## વૈજ્ઞાનિક નિબંધો માટે વિજ્ઞપ્તિ.

ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનાર ગૃહસ્થો તરફથી સરળ અને સાદી શૈલીમાં સર્વથી ઉત્તમ નિબંધ લખનારને નીચે પ્રમાણે ઈનામો આપવામાં આવશેઃ

૧. અર્વાચીન ગુજરાતીઓના શિક્ષણમા વિજ્ઞાનનું સ્થાન. રૂ. ૧૦૦)
૨. ગુજરાતની ખનીજ સંપત્તિ. રૂ. ૧૦૦)
૩. ગુજરાતનું હવામાન. રૂ. ૧૦૦)
૪. ગુજરાતની વનસ્પતિઓ. રૂ. ૧૦૦)

દરેક નિબંધ ૪૦૦૦ થી ૫૦૦૦ શબ્દો જેટલો લાંબો થવો જોઇએ, અને તા. ૩૧ મી જાન્યુઆરી સુધીમાં નીચેના સરનામે મળી જવો જોઇએ. અર્વાચીન શોધોના અધ્યયન, મનન અને સ્વતંત્ર વિચાર વગરના કેવળ ભાષાંતર કે અનુવાદને ઉત્તેજન આપવામાં નહિ આવે. મળેલા નિબંધોમાંથી કોઇ પણ ઇનામને લાયક નહિ ગણાય તો ઇનામ આપવામાં નહિ આવે પરંતુ ફરીથી નિબંધો માંગવામાં આવશે અથવા તો હરિફાઇનો સમય લંબાવવામાં આવશે. નિબંધ ઉપર માલિકીના બધા હક લેખકના રહેશે. વધુ માહિતી માટે લખોઃ—

પોપટલાલ ગોવિંદલાલ શાહ.

તા. ૨૧–૮–૨૯ લક્ષ્મીનગર–મુંબાઇ ૨૧.

સેન્ટ-હેલેના ગર્લ્સ હાઈસ્કુલનાં વધારાંના મકાનનો પાયો નંખાયો. (૧૯) ભરૂચ આર્યસેવિકા આશ્રમે વિધર્મીઓના હાથમાં ફસાતી એક ૧૬ વર્ષની સ્ત્રીને બચાવી છે. (૨૦) મદ્રાસના ખા બ. મીર મુઝફ્ફરૂદ્દીને ગરીબ ઇસ્લામી છોકરીઓને તબીબી અને આર્ટસના અભ્યાસ માટે શિષ્યવૃત્તિ આપવા રૂ ૩૦૦૦૦ ની મિલ્કત આપી. (૨૧) કુમાર્ગે દોરવાયલી હિન્દુ બાળાઓને આશ્રય આપવા માટે મુંબઇમાં સર પુરૂષોત્તમદાસ ઠાકોરદાસના પ્રમુખપદે શ્રદ્ધાનંદજી અનાથ હિન્દુ મહિલાશ્રમ ખુલ્લું મુકાયું.

### પરદેશ.

**એક જાણીતી અર્થશાસ્ત્રીનું અવસાનઃ** જાણીતી બ્રિટિશ કાર્યકર ડેમ મીલીસન્ટ ગેરેટ ફોસેટ તા. ૫ મી ઓગસ્ટે લંડનમાં અવસાન પામી છે. તેનો જન્મ ૧૮૪૭ ની ૧૧ મી જુને એલ્ડીબર્ગ ( સફોક ) માં થયો હતો. ૧૮૬૭ માં તે જાણીતા અર્થશાસ્ત્રી હેન્રી ફોસેટને પરણી હતી. પોતે પણ અર્થશાસ્ત્રને લગતાં કેટલાંક પુસ્તકો લખ્યાં છે. સ્ત્રીઓને મતાધિકાર આપવાની ચળવળ કરનારાં પહેલાં બાનુઓમાં એક મીસીસ ફોસેટ પણ હતાં. ૧૯૦૭ માં તેઓ સ્ત્રીમતાધિકાર માટેની સંસ્થાઓનાં રાષ્ટ્રીય સંઘનાં પ્રમુખ બન્યાં હતાં. ૧૯૨૫ માં તેઓ જી. બી. ઇ. બન્યાં હતાં. એમનાં લખેલાં પુસ્તકોની સંખ્યા લગભગ બાર સુધીની છે.

**વિમાનમાંઃ** (૧) ડચેસ ઓફ બેડફોર્ડ તા. ૨ જી એ ક્રોઈડનથી વિમાનમાં હિન્દ આવવાં ઉડયાં હતાં તે સોમવારે સાંજે કરાંચી ઉતર્યાં હતાં. કરાંચીથી તેઓ મંગળવારે ઇંગ્લાંડ જવા ઉડયાં હતાં તે પાછાં શુક્રવારે ક્રોઇડન પહોંચ્યાં હતાં. એક અઠવાડીયામાં તેમણે વિમાનમાં હિન્દ અને ઇગ્લાંડ વચ્ચે મુસાફરી કરી છે. (૨) ઓગસ્ટ માસમાં આખા યૂરપની વિમાનમાં મુસાફરી કરવાની હરિફાઇ થઈ હતી જેમાં ૪૩ હરીફો ઉતર્યાં હતાં. ફક્ત ૧૮ વિમાનીઓ ઠરાવેલા સમય પહેલા આવી શકયા હતા જેમાં એક બાનુ મીસ સ્પુનર પણ હતાં. આ મુસાફરી ૪૦૦૦ માઇલની હતી.



**કોરીઆ નિવાસીઓનો અન્ધ વિશ્વાસ :** પોતાનું દુઃખ દૂર કરવા સંબંધમાં કોરીયા નિવાસીઓમાં ઘણોજ અંધ વિશ્વાસ પ્રચલિત છે. તે લોકો કાગળ ઉપર મૂર્તિઓ બનાવી તે ઉપર પોતાનાં શારીરિક અને માનસિક દુઃખો લખે છે અને પછી તે સળગાવી મૂકે છે. એક બીજો ઉપાય એવો છે કે ઘાસનાં પૂતળાં બનાવી તેને છેડે થોડાક પૈસા બાંધી તે રસ્તા ઉપર ફેંકી દેવામાં આવે છે. એ પૂતળું રસ્તામાંથી જે કોઇ ઉઠાવી લીએ તેના ઉપર એ સૌ દુઃખો આવી પડે એવી માન્યતા છે.

* * *

એક ચેલાએ પોતાના ગુરૂને પૂછયું કે " મને ભેટવા માટે એટલું બધું લોક આવે છે કે તેથી મને કંટાળો આવે છે અને ભારે ગીરદીથી ભક્તિ કરવામાં ખલેલ પડે છે. માટે એનું કેમ કરવું ? "

ગુરૂએ કહ્યું–"આવનાર માણસોમાં જે કોઇ ગરીબ અને ફકીર હોય તેમને કરજે-નાણું ધીરવું અને જેઓ પૈસાવાળા હોય તેમની પાસેથી નાણું માગવું.

* * *

ડાકતરઃ " આપનું જીવન બચાવવા માટે શસ્ત્રપ્રયોગ વિના બીજો ઉપાય નથી. "
દરદીઃ " તેનો ખર્ચ શું આવશે ? "
ડાકતરઃ " માત્ર સો રૂપિઆ. "
દરદીઃ " પરંતુ મારી પાસે સો રૂપિઆ નથી. "
ડાકતરઃ " તો લેઇશું કોઇ બીજી દવા કામ આવે તો. "




**નવું વર્ષ**

આ માસના અંકથી "ગુણસુંદરી" છ વર્ષ પૂરાં કરી સાતમા વર્ષમાં પ્રવેશે છે. એ છ વર્ષ દરમિયાન માસિકે બજાવેલી સેવાનું પિષ્ટપેષણ અહિં કરવાની જરૂર નથી. એના વાચકો એ સેવાઓથી અજાણ નથી. એ સેવા ઉપયોગી છે તેની સાક્ષી એની બહોળી ગ્રાહક-સંખ્યા પૂરે છે. અમે એ સર્વ ગ્રાહક ભાઇબ્હેનોનો આ સ્થળે આભાર માનવાની તક લઇએ છીએ. તેમણે કરેલા આર્થિક સહકારથી જ માસિક ટકી શક્યું છે અને ઉપયોગી સેવા બજાવી શકે છે. સંચાલકો તરીકે ગુજરાતના સ્ત્રીવર્ગની ઉન્નતિ સાધવાના, તેમને ઉપયોગી થઇ પડવાના ઉદ્દેશથી માસિકને બને તેટલું આકર્ષક અને ઉપયોગી કરવાના અમે પ્રયત્નો કર્યા છે. દર માસની પ્હેલી તારીખે એ નિયમિત પ્રકટ થાય તે માટે પણ ખાસ કાળજી રખાય છે સાથે સાથે તેની હાલની આકર્ષકતા, ઉપયોગિતા અને નિયમિતતા ટકાવી રાખી તેને બને તેટલું સસ્તું કરવાના પ્રયત્નો પણ થયા છે. ગયા વર્ષમાં માસિકના હિતચિંતકોએ ત્રણ વર્ષ માટેની કરેલી યોજનાનો મોટી સંખ્યાએ લાભ લીધો છે. એ હિતચિંતકોએ એ યોજના આ વર્ષે પણ ચાલુ રાખી છે. તેમણે ઉપાડી લીધેલા એ ભાર માટે અમે તેમના ઋણી છીએ. અમને ખાત્રી છે કે ગયા વર્ષની જેમ આ વર્ષમાં પણ એ યોજનાનો મોટા પ્રમાણમાં લાભ લેવાશે. ચાલુ વર્ષથી ભેટનું પુસ્તક આપવાની પ્રથા સંચાલકોએ દાખલ કરી છે, જે ગ્રાહકોનો આદર પામશે એવી અમને આશા છે. આ વર્ષની પ્હેલી ભેટ તરીકે રા. મસ્તફકીરની લખેલી આઠ સુંદર હાસ્યરસિક વાર્તાઓનું પુસ્તક ગ્રાહકોને ભેટ તરીકે અપાયું છે. વર્ષની શરૂઆતથી ઓગસ્ટ ૧૯૩૦ સુધીનું લવાજમ ભરનાર પ્રત્યેક ગ્રાહકને એ પુસ્તકનો લાભ મળશે. આ પ્રથા હવે પછીના વર્ષોમાં પણ ચાલુ રાખવામાં આવશે. માસિકને ઉપયોગી અને આકર્ષક બનાવવામાં અમારી સાથે સહકાર સાધનાર લેખક બ્હેનો અને બંધુઓ તેમજ ચિત્રકાર ભાઇઓનો ફાળો પણ ઓછો નથી. ખાસ કરીને બાળક અંક અને મહિલા અંકના ખાસ તંત્રીઓની સેવા અમે ભૂલી શકીએ એમ નથી. એ સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે એ સર્વ બ્હેનો અને ભાઈઓ પોતાનો સહકાર આ સેવાકાર્યમાં આપવાનું ચાલુ રાખશે.



શ્રી. મણિબ્હેન કારા.

**શ્રી. મણીબ્હેન કારા**

મુંબાઇના સમાજસેવકોમાં શ્રી. મણીબ્હેન કારાનું નામ આજે કેટલોક સમય થયાં મોખરે છે. સમાજસેવાની તાલીમ આપતા વર્ગોમાં જોડાઇ એ માટેનો પદ્ધતિસર અભ્યાસ કરનાર શ્રી. મણીબ્હેન પ્હેલાં ગુજરાતી બ્હેન છે. કામદાર સ્ત્રીવર્ગ અને બાળકોના લાભાર્થે તેમણે શરૂઆતથી પોતાની સેવા અર્પી હતી. થોડા સમય પર તારદેવના સેવામંદિર વિષે અમે ટુંક પરિચય ચિત્રો સહિત આપ્યો હતો. એ સેવામંદિરના સંસ્થાપક શ્રી. મણીબ્હેન છે. આજે એ સંસ્થા ગરીબ સ્ત્રી બાળકોની સુંદર સેવા કરી રહી છે. ૧૯૨૮ ના જુન માસના મહિલા અંકના એ બ્હેન એક ખાસ તંત્રી હતાં પરંતુ એ અંક માટેની કેટલીક તૈયારી કર્યા પછી તેમને વધુ અભ્યાસ માટે યૂરપ જવાનું થતાં એમનું સ્થાન શ્રી. બચુબ્હેન લોટવાળાએ શોભાવ્યું હતું. યૂરપની–લીવરપૂલ, માન્ચેસ્ટર, બર્મીંગ–હેમ લંડન અને પારીસની અનેક સેવા–સંસ્થાઓનો અભ્યાસ કરી એ બ્હેન હમણાંજ ત્યાંથી સ્વદેશ પાછાં ફર્યાં છે. સાથે સાથે તેમણે જર્મની, સ્વીટ-ઝર્લાંડ અને ઇટાલીની મુલાકાત પણ લીધી હતી અને ત્યાંની અનેક પરિષદોમાં ભાગ લઇ બ્હોળો અનુભવ મેળવ્યો છે. શાળા કે કૉલેજમાં રહી માત્ર પુસ્તકીઆ જ્ઞાન જ નહિ પરંતુ કામદાર વર્ગમાં કામ કરી વ્યવહારિક અનુભવ તેમણે મેળવ્યો છે. એમનું એ જ્ઞાન અને અનુભવ એમની હિંદી બ્હેનોને અત્યંત ઉપયોગી થશે. "ગુણસુંદરી"ના વાચકો માટે તેમણે પોતાનું ઉપયોગી પ્રવાસવર્ણન લખવાનું વચન આપ્યું છે. અમને આશા છે કે એ વિષેના એમના લેખોમાંથી યૂરપની સંસ્થાઓ વગેરે વિષે અને ત્યાં ચાલી રહેલી સ્ત્રીઓની સેવા પ્રવૃત્તિ વિષે આપણને ઘણું નવું જાણવાનું મળશે.

**ઈંગ્લાંડની સ્ત્રીઓ અને રાજકારણ**

"ગુણસુંદરી"માં દર મહિને અપાતા સ્ત્રી–જગતના સમાચાર વાચનાર વાચક પશ્ચિમની સ્ત્રીઓએ વિધવિધ કાર્યક્ષેત્રમાં કેટલી પ્રગતિ સાધી છે તે સારી રીતે જાણે છે. યુદ્ધના સમયમાં પુરૂષો જ્યારે રણક્ષેત્રમાં ગયા ત્યારે તેમનું સ્થાન સ્ત્રીઓએ સંભાળી લીધું હતું. એ સ્થાને હવે તેઓ ચોટી બેઠી છે અને તે ખાલી કરવાને બદલે વધુ ને વધુ પગપેસારો કરતી જાય છે રાજકીય ક્ષેત્રમાં જેને સીવીલ સર્વીસ–સનદી નોકરીને નામે ઓળખવામાં આવે છે તે નોકરીઓમાં પણ સ્ત્રીઓ દિવસે દિવસે મોટી સંખ્યામાં દાખલ થતી જાય છે. અત્યારે તો તેઓ ફક્ત ઇગ્લાંડમાં જ રાજકીય નોકરી કરે છે પરંતુ હવે તેમની મહત્વાકાંક્ષા વધી છે. બ્રિટિશ સંસ્થાનોમાં અને હિંદમાં પણ તેમને એવી નોકરીઓ મળવી જોઇએ, એવી ચળવળ તેમણે શરૂ કરી છે. તેમની અનેક પ્રવૃત્તિઓને અત્યાર સુધીમાં સફળતા મળી છે અને વખત જતાં આ ચળવળ પણ સફળ થશે એમાં શંકા નથી. પરિણામે અત્યારે ઇગ્લાંડથી પુરૂષો કલેકટર–આઇ. સી. એસ. બનીને આવે છે તેને બદલે સ્ત્રીઓ અહિં આવશે અને આપણા ઉપર રાજ્ય ચલાવશે. પશ્ચિમની સ્ત્રીઓ આ સ્થિતિએ પ્હોંચી છે ત્યારે હિંદની સ્ત્રીઓએ કેવું સ્થાન અત્યાર સુધીમાં મેળવ્યું છે અને હજી કેટલું કરવાનું બાકી રહે છે તેનો ગંભીરપણે વિચાર થવો જોઇએ. આ પ્રશ્નો અમે આપણા સ્ત્રી મંડળોને અને આગેવાન બ્હેનોને પૂછીએ છીએ.

---

"કેમ, પછી મેં કહ્યું હતું તે દાક્તરને ત્યાં તમે ગયા હતા કે? અને મારૂં નામ દીધેલું ને?

"હા."

"અને તેમણે શું કહ્યું?"

"કે બીલ પહેલાં ચુકવવું પડશે."

* * *

"એક મહાન લેખક પોતાની પત્નીને એક પુસ્તક સાથે સરખાવે છે."

"તમે મારી પત્નીને પુસ્તક સાથે સરખાવી શકો નહિ."

"કેમ?"

"તમે ચોપડીને બંધ કરી શકો છો"




## ગાંધી સ્ત્રી-ઉદ્યોગ મંદિરની યોજના

આપણા દેશમાં મનુષ્યનું સરેરાશ આયુ ૨૩ વર્ષનું ગણાય છે. બીજા દેશોના પ્રમાણમાં આપણે ત્યાં મનુષ્ય સાધારણ રીતે બહુજ અલ્પજીવી હોય છે, અને ત્યાં જે ઉમરે માણસ ગંભીર રાષ્ટ્રીય જવાબદારી લેવા લાયક ગણાય છે તે ઉમરે એક હિંદી જો કદિ એ જીવતો રહ્યો હોય તો જીંદગીમાં રસકસ વિનાનો, થાકેલો અને શતિકહીન હોઇ કોઇ પણ કામને માટે લાયક નથી રહેતો. ઇગ્લાંડના નવા પ્રધાન મંડળમાં કોઇપણ પ્રધાન ભાગ્યે ૫૫-૬૦ વર્ષની વય અંદરનો હશે; જ્યારે આપણા ગોખલે આદિ સારા સારા દેશનેતાઓ અકાળે મરણ પામ્યા છે. અને દેશના જાહેરજીવનમાં એમની ખોટ આજે આપણને સાલે છે. આ પરિસ્થિતિમાં જગતને જે પુરૂષને વંદનીય માને છે એવા આપણા પૂજ્ય નેતા મહાત્મા ગાંધીજી જીવનનું વન વટાવી ૬૦ વર્ષની વયે પંહોંચે અને આપણને એમનો હીરક મહોત્સવ ઉજવવાની અણમોલ તક પ્રાપ્ત થાય એ પ્રસંગ અવિરલજ નહિ પરંતુ સમસ્ત દેશ માટે ગૌરવભર્યો ગણાય. પૂ. ગાંધીજીના રાજકીય મંતવ્યો સાથે મતભેદ ધરાવનારાઓને પણ, એમના વિશુદ્ધ ચારિત્ર્ય, એમની એકધારી એકનિષ્ઠા અને સહૃદયતા માટે તો બે મત નજ હોઇ શકે. દેશમાં કોઇ એવી પ્રભાવશાળી અન્ય વ્યક્તિ નથી કે પૂ. મહાત્માજી જેટલો દેશનો અવિચળ વિશ્વાસ ધરાવતી હોય. આવા અજોડ અને વંદનીય નેતાના ૬૦ મા જન્મદિવસે સ્વાભાવિક રીતે આખાયે દેશમાં આનંદની હેલી રેલાશે, શહેરે શહેર અને ગામડે ગામડે ઉત્સવ ઉજવાશે. પરંતુ એ અવિરલ પ્રસંગ—એ ઉત્સવના આંક ભાપણો કે એ સાંભળનારાઓની સંખ્યાથી ન આંકાવા જોઇએ; ન તો એની સફળતાનું માપ જલસાઓ અને મહેફીલોની ભવ્યતાથી મપાવું જોઇએ. એમનો ઉત્સવ તો આપણે સાદામાં સાદી રીતે ઉજવીએ અને છતાંયે એટલોજ ભવ્ય, એટલોજ અનોખો હોય! મહાત્મા જે ધ્યેય માટે જીવે છે, એમનાં એ મૂઠીભર હાડકાં ઘસી નાખે છે તે ધ્યેયની નજદીક આપણા દેશને લઇ જાય એવું કાર્ય ઉરપળે કરવાના મનોરથો પ્રત્યેક મનુષ્ય રચે, પોતાના જીવનનું ઘડતર ગાંધીજીના સિદ્ધાંતોને અનુસરતું બનાવવા પ્રયત્ન કરે, એજ સાચી ગાંધીભક્તિ. એમાં ક્યાંયે આડંબર ન હોય એ જોવાનું.

શ્રી. ભગિનીસમાજે પૂ. ગાંધીજીનો સુવર્ણ મહોત્સવ ઉજવેલો. પૂ. ગાંધીજીને ભગિનીસમાજ માટે મમત્વ છે, ગાંધીજીએ એના કાર્યને અપનાવ્યું

### ગુજરાતી બ્હેનોને વિનતિ

સુજ્ઞ બ્હેન-બન્ધુ,

આપ પૂજ્ય ગાંધીજીનાં અભ્યાસી હોઇ—તેમનાં લખાણો અને ભાષણોમાંથી જે **એક વિચાર** આપને સર્વોત્કૃષ્ટ અને હૃદયસ્પર્શી લાગ્યો હોય તેનો ભાવ સ્પષ્ટ કરતું '**એક જ વાક્ય**', હર કોઇ ભાષામાં લખીને (આપના પૂરા નામ ઠામ સાથે) મને વેળાસર મોકલાવવા કૃપા કરશો. આભારી થઇશ.

હિંદ સેવકસમાજ મંદિર,<br>મુંબઇ ૪.

નમ્ર સેવક,<br>કરસનદાસ ચીતલીયા.

છે અને જ્યારે ને ત્યારે એઓશ્રીએ એને પ્રેરણા અને પ્રોત્સાહન આપ્યાં છે. ભગિનીસમાજ આજે કંઇક વર્ષોથી મુંબઇ અને ગુજરાતના સ્ત્રીસમાજની યત્કિંચિત સેવા કરી રહેલ છે અને પૂ. ગાંધીજીના આ હીરક મહોત્સવ પ્રસંગે એ સેવાઓને કંઇ સ્થાયી સ્વરૂપ અપાય અને ઉત્સવની ઉજવણી કોઇ સંગીન રીતે થાય એવી એના સભ્યોની વાંચ્છના છે. આ માટે યોજનાઓ ઘટાઇ ચૂકી છે. અને આ વેળા ભગિનીસમાજ એને ગાંધીજીના હીરક મહોત્સવની ચિરંજીવી સ્મૃતિએ એવું કોઇ સ્વરૂપ આપવા ઇચ્છે છે. એ દિવસે ભાષણો થશે, કદાચ પ્રેક્ષકોના રંજનાર્થે કૉન્સર્ટ કરવા બ્હેનોને ઉમંગ છે એટલે એ પણ થશે પરંતુ એ ઉપરાંત કંઇક સંગીન સ્મરણચિન્હ કરવું કરવાની વાંચ્છના **જો ગુજરાતી બ્હેનો અને ભાઇઓ સંપૂર્ણ સહકાર અને સહાય દે** તો જ મૂર્તિમંત થઇ શકે, ગાંધીજીને 'દલીતો' ની ઉન્નતિથી વધુ પ્રિય કાર્ય કોઇ ભાગ્યેજ હશે. હિંદમાં તો સ્ત્રીઓ બિચારી આજે એ વર્ગમાં છે. સ્ત્રીઓ ગરીબાઇમાં કંઇક કમાતાં શીખી આર્થિક સ્વાતંત્ર્ય મેળવે અને એ માટે સ્ત્રીઓને જરૂરી સાધનો અને સગવડતા આપવામાં આવે એવું કોઈ કાર્ય હાથ ધરાય તો ગાંધીજી જરૂર આવકારે. મુંબઇમાં ગરીબ ગુજરાતી દક્ષિણી હિંદુબ્હેનો તેમજ પારસી બ્હેનોને જો પોતાના નિર્વાહ માટે ફાજલ વખતમાં થોડી ઘણી કમાણી કરવાની સવડતા મળે તો એ એમને આશીર્વાદરૂપ નિવડે. આ ઇચ્છાથી ભગિની સમાજે એક કાંકરે બે પક્ષી મારવાની ઇચ્છાથી એકાદ "ગાંધીજી ઉદ્યોગ મંદિર" ખોલવાની યોજના અમલમાં મુકવા ધાર્યું છે. આ માટે એના કાર્યકર્તાઓ ફંડ ઉઘરાવવા મથન કરે છે. આ કે એવીજ કોઇ સ્ત્રી ઉપયોગી યોજના હાથ ધરાય. એ બહુજ કુશળ અને વિશ્વાસપાત્ર હાથોમાં રહેશે. એની તમામ વ્યવસ્થા એક ખાસ વ્યવસ્થાપક કમીટિ કરશે, આ માટે મુંબઇના બહુજ પ્રતિષ્ઠિત સન્નારીઓનું મંડળ યોજાયું અને એમણે કાર્ય શરૂ કર્યું છે પણ ખરૂં. એમાં લેડી લક્ષ્મીબાઇ, શ્રીમતિ તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ, શ્રીમતિ જયશ્રીબ્હેન રાયજી, શ્રી. હંસાબ્હેન મ્હેતા, શ્રી. ઊર્મિલાબ્હેન મ્હેતા વગેરે અનેક બ્હેનો છે. ગુજરાતના સેવાભાવી સમાજને આગ્રહપૂર્વક વિનંતિ કરવાની કે આવાં સન્નારીઓ તમારા આગળ તમારી બ્હેનોની ઉન્નતિ માટે જોઇતાં નાણાં માટે ખોળો ધરે ત્યારે તમે એમને તમારી હંમેશની ઉદારતા પ્રમાણે છૂટે હાથે મદદ કરી અને તમારી ગાંધીભક્તિ વ્યક્ત કરજો આવી યોજના માટે નાણાં પુષ્કળ જોઇશે એ સાચું પણ ગુજરાત પોતાના સ્ત્રીસમાજ માટે એટલું એ ન કરે? હું આશા રાખું કે તમે આ બ્હેનોને પુરતું પ્રોત્સાહન આપી એમની ભીખની ઝોળી ભરી દેવા ન ચુકો.

મુંબઇ, લી. સેવક,
કરસનદાસ ચીતલીયા,
તા. ૨૨-૮-૨૯ મંત્રીઃ ભગિનીસમાજ.

**૫૦૦ ફુટ ઉંચો પુલ**

અમેરિકામાં ઇડારા નામની નદી ઉપરથી રેલ્વે લાઇન લઇ જવા માટે એ પુલ બંધાય છે. નદીનું ઊંડાણ ઘણુંજ હોવાથી પુલ સપાટીથી ૪૯૦ ફુટ ઉંચો થયો છે. પુલની પહોળાઇ ૨૭ ફુટ છે અને લંબાઇ 1/4 માઇલ જેટલી છે.

* * *

દર્દી—"ડાક્તર સાહેબ, તમે મને સારો કર્યો છે તે માટે હું આપનો શી રીતે આભાર માનું?"

ડાક્તર—"રોકડેથી કે ચેકથી."




પુસ્તક ૧૩ મું ] ઓકટોબર ૧૯૨૯ [ અંક ૨ જો

# સેવના સ્વીકારજે

મીઠી મધુરી ઓ બ્હેન ( ૨ )
સંસારની કંઈ સેવના ભક્તિથી સ્વીકારજે :
કરી ઉજળે લલાટ ( ૨ )
સુકર્મતણો ચાંદલો શરીરને સોહવજે :
હરિગીત : સળગી ઉઠયા સંસાર પર, તું સ્નિગ્ધ દૃષ્ટિ ઢોળજે,
ધીખી ઉઠેલા દીલ પર, અમૃત અંજલિ છાંટજે;
પછી મધુરી ઓ બ્હેન ( ૨ )
આત્મના આનંદથી સંસારમાં મહાલજે-
છોડી હૈયાનાં હેત ( ૨ )
શુષ્ક આ સમાજતણાં દીલડાં ભીંજાવજે :
હરિગીત : કષ્ટની ધરી સેવાતણી, યોગિની બનીને જીવજે,
સદ્‌આશથી દીલડે તું સેવાના પ્રદીપ પ્રગટાવજે;
પછી મધુરી ઓ બ્હેન ( ૨ )
તુજ દીલડે તું દિવ્ય તેજ દેખજે-
મૂકી મનડાનો મેલ ( ૨ )
જગતમાં સુતેજના અંબારને ઉતારજે :

હિંમતલાલ ચુ. શાહ




લેખકઃ રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ.એ.

'સંસારને સ્ત્રી જેટલી નિર્મળી છાટશે એટલો સંસાર નિર્મળ રહેશે ' એ માત્ર ભારતવર્ષનું સત્ય નથી, સર્વદેશીય સત્ય છે.

જન્મામૃત ઝીલવનાર નારી! તું નારાયણીઃ

કવિ કે સંસારશાસ્ત્રી જેવા મૂલ સુન્દરીનાં આંકશે, એવાં કવિના ને સંસારશાસ્ત્રીનાં મૂલ સંસાર આંકશે. નારીને નારાયણી ઉચ્ચરનાર કવિ આપણો મોંઘામૂલો ગુર્જરહીરલો છે. સુન્દરીનાં સાચાં મૂલ પારખે છે. એ આંખો દેવકીકીઓને પામેલી જ છે.

દલપતરામ કહે છે કે ધન હો, વૈભવ હો, ઐશ્વર્ય હો, પણ ' ભાર્યા વિના અતિતના મઠ તુલ્ય ભાસે.'

નવલરામભાઇ કહે છેઃ

સંસારનું નૂર છે નાર,
સજન! સંસારનું નૂર છે.

ખરેખર! સંસારની સૌન્દર્યજ્યોત સુન્દરી છે.

સ્ત્રીશિક્ષણ પદ્ધતિના પાંચેક પ્રયોગો આપણે દેશે થયા છેઃ ૧ સરકારી સ્ત્રીશિક્ષણ પદ્ધતિ; ૨ જાલંધર કન્યાગુરૂકુલ પદ્ધતિ; ૩ વનિતાવિશ્રામ પદ્ધતિ; ૪ પ્રો. કર્વેની શારદાપીઠ; ૫ રાજકોટની હિન્દુ કન્યાશાળા.

પ્રથમ પગથિયે જ કહી લઉં છું કે આજે હવે એ પ્રશ્ન નથી કે સ્ત્રીકેળવણી આપવી કે નહિ? આજની પ્રજાચર્ચાનું મધ્યબિન્દુ તો એ છે કે કેવા પ્રકારની સ્ત્રીકેળવણી આપવી?

સરકારી પુરૂષશિક્ષણપદ્ધતિથી યે જનતા સન્તોખાણી નથી, એમ સરકારી સ્ત્રીશિક્ષણ પદ્ધતિથી યે જનતા અસન્તોખાણી છે એ કાંઇ આજની મ્હારી નવી શોધ આપને કહેતો નથી. પુરૂષકેળવણી Clerk (ક્લાર્ક) ઘડનારી કહેવાય છે. સ્ત્રીઓને એ જ ઉંચી કેળવણી આપી Clerk (ક્લાર્ક) ઘડવી છે? એક જાણીતા નવલકથાકાર આજે કોલેજ વિદ્યાર્થીનીને શરાબખાનામાં ખડી કરે છે; બીજા પ્રોફેસર કોલેજની કન્યાનું નાટક લખે છે; ત્રીજા પ્રોફેસર કોલેજ મેગેઝીનમાં જ લખે છે કે That strange modern creature the New Woman. 'કોલેજની કન્યા'નું નાટક તમે આજે જોયું હશેઃ the New Womanના પ્રહસનનો ખેલ 'વિશુધ વિજય' ને The New Manના પ્રહસનનો ખેલ બેરિસ્ટર મ્હેં તો પચ્ચીશેક વર્ષ પહેલાં જોયો હતો બદંબદ છપાયો પછી તરત

જ ભ્રમણચન્દ્ર છપાયો હતો. સનાતનીઓના ભદ્રંભદ્ર લખવાં અને હસવાં સહેલાં છેઃ સુધારાના ભદ્રંભદ્ર લખાય ત્યારે સેન્સોર સંભારવા છે. કહેવું સ્હેલું છે, સાંભળવું એ જ કપરૂં છે.

છતાં પરદેશના કે આપણા નવસુન્દરીના ટીકાકારને મ્હારી વિનતિ એક જ છેઃ Halt; it is yet early to judge

નવસુન્દરીને યે મ્હારી વિનતિ છેઃ એટલું તો હૈયામાં ઝીલજો કે ત્હમારી અનિશયતાઓ જનતાને ગમતી નથી. પુરૂષોના બાયલાવેડા ત્હમને જ ગમે; સ્ત્રીઓના ભાયડાવેડા પુરૂષોને ગમતા નથી.

સરકારી સ્ત્રીકેળવણીમાં માત્ર પ્રાથમિક ધોરણોમાં બાલબાલિકાની શિક્ષણપદ્ધતિમા થોડો ફેર છેઃ માધ્યમિક ને ઉચ્ચ કેળવણીના પ્રદેશે તો સરકારી સ્ત્રીકેળવણી તે સરકારી પુરૂષકેળવણીનો યથાતથા પડઘો જ છે. Woman is not undeveloped man: સ્ત્રી તે અધકચરો ભાયડો નથી. તેમ જ આભ ને પાતાળ એક કરો, પુરૂષ હૈયામાથી દૂધ નીકળશે નહિ, ધવરાવી શકાશે નહિ.

સરકારી કેળવણીથી પ્રજા અસન્તોખાઇ છે, ઉલ્લાસતી નથી; છતાં હેંયે–નેંયે સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિમાં જ એને ઉછરવું પડે છે. પચ્ચાસેક વર્ષો ઉપર સ્ત્રીકેળવણીના હિમાયતીઓએ પ્રજાને આપેલાં વચનો ફરીથી આજ વાંચી જોજો. પ્રજાને દીધા એ કોલ કેટકેટલા ફળ્યા છે?

ઘણાંખરાં વનિતાવિશ્રામોમાં તો મ્હોટે ભાગે Female Training Collegeનાં સરકારી ધોરણ દાખલ થયાં છે, એટલે શિક્ષણપ્રયોગો પરત્વે વનિતાવિશ્રામની વિશેષતા થોડી રહી છે. ને રાજકોટ હિન્દુકન્યાશાળાનો શિક્ષણ પ્રયોગ તો એકેક વર્ષ ચાલી બન્ધ પડ્યો, એટલે એ પણ વિચારવાનો આજ રહેતો નથી. 'બાલિકાઓનો બગીચો' નામના ઉષાના ત્રીજા પ્રકરણમાંની મ્હારી સ્ત્રીશિક્ષણ પદ્ધતિની ભાવના જીવનમાં સજીવન કરવાનો એ પ્રયોગ હતો.

તો હવે વિચારવાની સ્ત્રીશિક્ષણપદ્ધતિઓ બે જ રહે છે; જાલંધર કન્યાગુરૂકુલપદ્ધતિ ને પ્રો. કર્વેની શારદાપીઠ. સરકારી સ્ત્રીશિક્ષણપદ્ધતિ સ્હામે એ બે જ બળવા આજે ખડા છે. અસહકારે તો સ્ત્રીકેળવણીના ક્રાયડાને આંગળી યે અડકાડી નથી. એમની રાષ્ટ્રીયતા તો નવપુરૂષો સૃજવાને હતી, નવસુન્દરી સૃજવાને ન્હોતી. અસહકારને મન તો પ્રજા એટલે પુરૂષસંઘ.

સાધુચરિત પ્રો. કર્વેએ એ જોયું કે નવસ્ત્રીશિક્ષણ એ એક Accomplishment થયું છે. સ્ત્રીશિક્ષણ માત્ર અલંકાર નથી, પ્રજાદેહનું અન્ન છે. સરકારી સ્ત્રીશિક્ષણ ગૃહિણીઓ સૃજતું નથી; ને ગૃહિણીઓ વિના ગૃહ ન હોય, ગૃહસ્થાશ્રમ વિના સંસાર ન સંભવે. પ્રો. કર્વેના શારદાપીઠનો મન્ત્રોચ્ચાર જ એ છે કે નવયુગની નવગૃહિણીઓ ઘડો. એમની બી. એ. ની પદવી નથી, જી. એ. ની પદવી છે. પ્રો. કર્વે મનુ મહારાજનું યુગયુગસિદ્ધ સૂક્ત ઉચ્ચરે છે કે **गृहिणी गृहमुच्यते**. પ્રો. કર્વેની શારદાપીઠની શાખાઓ ગુજરાતે છે; પણ એ શિક્ષણપદ્ધતિમાં ગુજરાતને હજી શ્રદ્ધા નથી બેઠી. અમદાવાદમાં તો સ્વયં પ્રધાન સંચાલકની જ એકે પુત્રી એ શાળામાં ભણી નથી.

Yerrow Unvisitedની પેરે હો કે ડુંગરા દૂરથી રળિયામણા હોઃ મ્હને પક્ષપાત છે જાલન્ધર કન્યાગુરૂકુલનો. પ્રો. કર્વે સમા લાલા દેવરાજ સાધુચરિત સન્ત છે; પણ શીખ ગુરૂઓની પેઠે એ સન્ત વીરત્વવર્ણી છેઃ એમનું કન્યાગુરૂકુલે વીરત્વવર્ણું છે. એ કહે છેઃ સંસારભારમાં દબાયેલી–ડૂબાયેલી, દુઃખોને સહી લેનારી દ્રૌપદીઓ ને કુમુદો બહુ થઇઃ વિશ્વસ્

પંખાળી ઉર્વશીઓ ને અપ્સરાઓએ ઘર માંડયાં નહિ સંસાર જીત્યા નહિ માંડુની રૂપમતી રૂપાળી હતી; પણ અહમદનગરની ચાંદ જેવી ચાંદબીબીએ અકબરશાહને હરાવ્યો. Life is not a song; long or short, life is an epic. વીશવીશ વર્ષોથી ગુજરાતને હું તો એ કહું છું: સંસારને જીતનારી નેપાળી જોગણો જયાઓ ને ઉષાઓ મ્હારે તો નવગુજરાતે જોઇએ છીએ: શીલમૂર્તિ, બ્રહ્મચર્યસ્વી, તપેશ્વરી: દુનિયાને એક મીટમાં માપે ને પાંખને પલકારે તરે. એમાંની એકકે સંસારબન્ધનોને ગાંઠી નથી. એકકેએ સંસારને અપમાન્યો નથી. સ્ત્રી એટલે આદ્યશક્તિ—the Primal Energy. એનાં આનન્દજ્યોત ને ભીષણજ્યોત બન્ને સ્વરૂપો, અંબા ને કાલિકા, આપણે દેશે તો પૂજાયાં છે. આદ્યશકિતની અવતારરૂપિણી ભારતની નવસુન્દરી આનન્દજ્યોત ને વીરત્વજ્યોત અવતરશે. શંકરને નચાવનારી, રાવણને થંભાવનારી; સરસ્વતીચન્દ્રને મોહનિદ્રામાંથી જગાડનારી, જગતજયન્તોની પ્રેરણા સમી નવસુન્દરી ઝળહળશે. ભારત! ત્હારાં ભાગ્ય મ્હોટાં છે.

શિક્ષણ માત્રનો હેતુ એક જ છે—આત્મવિકાસ. ને સ્ત્રીશિક્ષણનો હેતુ પણ છે આત્મવિકાસ.

ઇગ્લાંડની પ્રધાન શારદાપીઠો ઓક્ષફર્ડ ને કેમબ્રીજ. ઓક્ષફર્ડ કેમબ્રીજની વ્યુત્પત્તિ તો સ્હમજો છો ને? કેમ નદી ઉપર જ્યહાં બ્રીજ છે ત્યહાં વસેલું ગામડું તે કેમબ્રીજ. એ શારદાપીઠ જગતબ્રહ્મીને ઓળંગાવે. અને ટેમ્સ નદીને તીરે એક ગામડું હતું, ને તે ગામડાને ઘાટે નદીનો ઉતાર હતો. વ્રજમાં ચરી જમના ઉતરી ધણ ગોકુળ આવતાં એમ સ્હામે તીરેથી ચરીને ધણ ટેમ્સ ઉતરી એ ગામડે આવતાં. ટેમ્સનો જ્યહાં ઉતાર હતો, ને એ ઉતારને આરે જે ગામડું હતું ત્હેનું નામ Ox-ford બળદોનો ઉતારઘાટ. પં. મોક્ષમૂલરે એનું સંસ્કૃત નામસંસ્કરણ કીધું—ઉક્ષતરણ. સજ્જનો! સાચું છે: બળદિયાને યે તરી ઉતરતાં શીખવે એ જ સાચી શારદાપીઠ: પછી એ ઇગ્લાંડની હો કે શંકરાચાર્યજીની હો!

કેળવણીનું એ ધ્યેય. સંસારને તરી ઉતરતાં શીખવવું: જગને જીતતાં શીખવવું.

સંસારતરણ કાજે એક જ હોડી છે: આત્મબળ.

આત્મબળ ભારતનો જૂનો કીમિયો છે. મધ્યયુગમાં ભૂલાયો હતો, નવયુગમાં જગતે એ શીખવાનો છે.

જ્ઞાનભાતું જોઇએ છીએ: જ્ઞાનભાતા વિના સંસારયાત્રા ન મંડાય. સાગર ઓળંગવા ને શિખરો ચ્હડવાં, વાતાવરણમાં ઉડવાં ને સિન્ધુને તળિયે વિચરવાં, વીજળીને વશ કરવી ને વાયુને થંભાવવો, મેઘને ઉતારવો ને પૃથ્વીના સાત પેટાળના પટારા ઉઘાડવા. પાર્થિવતાનાં મહાબળોને જીતવાં ને વશ કરવાં; ભૂગોળ ને ખગોળ ને વિશ્વકુંજનાં પાંદડે પાંદડાં વાંચી વળવાં ને પુષ્પે પુષ્પના પરિમળ સંઘરવા: એ માનવબુદ્ધિનો ધર્મ છે. બ્રાહ્મણ વિશ્વનો જ્ઞાનભંડારી છે. વસીષ્ઠનો એ ધર્મ છે એટલો જ અરુન્ધતીનો યે એ ધર્મ છે. પણ જ્ઞાનલક્ષ્મી તો રાવણને ઘેરે ક્યહાં ઓછી હતી? એની મ્હેલાતોમાં મેઘ પાણી ભરતા, વાયુ વાશીદુ વાળતા, વીજળી દીવા કરતી. એટએટલો જ્ઞાનભાર છતાં રાવણથી આત્મા યે જીતાયો ન્હોતો, તો સંસાર તો ક્યહાંથી જીતાય?

સંસાર તરવાની નૌકા આતમબળ: ને શિક્ષણ માત્રનું ધ્યેય એ માનવીના માનવપણાનો વિકાસ, આતમધારીના આતમબળનો વિકાસ.

ત્હારે આતમબળ એટલે શું?

આત્મા હાથેળીમાં લઈ દેખાતો નથી, કે આતમબળે પીંગપૉંગના ટેબલ ઉપર ઉછાળી દાખવાય નહિ. વાયુના વેગ અનુભવિયે છીએ એમ આતમબળે અનુભવાય ને સ્હમજાય.

જૈનોની એક સજ્ઝાય છેઃ રાહનેમીની સજ્ઝાયઃ

દેવરિયા મુનિવર !
ધ્યાનમાં રહેજો.

રાજુલ જોગણનાં એ વેણ તે આતમબળનો અખંડ ઝરો.

કથા મ્હારા કરતાં આપને સુવિદિત છે. પણ ગુફાના એકાન્તમાં રાહનેમીની આંખડી યે ફરકી ત્ય્હાં સંન્યાસિણીએ પડકાર કીધોઃ

દેવરિયા મુનિવર !
સંયમમાં રહેજોઃ
સંયમથી હોય
ભવનો પાર રે !
દેવરિયા મુનિવર !
સંયમમાં રહેજો.

વિકટ વેળાએ ઉગારે એ બ્રહ્માસ્ત્ર. પુરુષોનાં પ્રલોભનોને, સંસારની મોહમાયાને, જગતના રાવણોને, પરાજય પમાડતાં વિશ્વસૈન્યોનો મો! **तिष्ठ त्वाम्**નો પડકાર સંભળાવે એ આતમબળ. પૂરને ખાળે કે પડતા પત્થરને ઝીલી ઉછાળે. પ્રારબ્ધનાં તીરની ઢાલ થાય કે માનવીના ભાલાઓને ઉડતા ઝાલે, એ આતમબળ. સ્હામે પૂરે તરી ઉતરે, Struggle of Existence જીતે, પૃથ્વીના ભીષણ ઘેરાઓને યે ફેંડે, ચોમેર અખંડ વીંટળાતા, ડૂબાડવા મથતા વાતાવરણને વિદારેઃ એ આતમબળ.

'જગતને જીતવું.' સંસારના Victor કે Victoria જયા' કે જયન્ત થવું એ માનવજીવનનું ધ્યેય ને માનવકેળવણીનું ધ્યેય.

આજે જ ગરબે ઝીલનારીઓએ ગાયું;

ચાલ સખિ !
ચાલ આજ ઉષાના તેજે અંઘોળવાઃ

કોયલો બોલે છે તે પોતે સ્હમજે, તો, બાળાઓ પોતાનું બોલ્યું સ્હમજે. નિજગાયું બાળાઓ કંઈક સ્હમજે તો દેશ ઉપર ઉષા આજે ઉઘડે.

ઝરી પડતા સરસ્વતીચન્દ્રને સચેત કરે, રાહનેમીનાં પોપચાંનાં પલકારને આંણુ દે, અશોક વનમાંથી રાવણને યે પાછો વાળે, જીવનની મહાવાર્તાને પ્રસંગે જયન્તને કહે 'હવે બહુ થયું.' પડતા તારાને યે થંભાવે એ કુમુદનું રાજુલનું સીતાનું જયાનું આત-

મબળઃ વિકટ વેળાનું તારણહાર ને અટપટા અવસરનું ઉદ્ધારક.

સંસારને સ્ત્રી નિર્મળી છાંટશે એટલે સંસાર નિર્મળ રહેશે.

સંસારને નિર્મળી છાંટતી, સંસારના અન્ધકાર અજવાળતી, ડેન્ટેની બિયેટ્રીસની પેઠે ઉર્ધ્વગમનની પ્રેરણા પાતી, દ્રૌપદી જેવી મહાકર્મોની વિશ્વવિધાયિની નવસુન્દરી સૃજવી એ નવસ્ત્રીશિક્ષણનું આદર્શ. શું સ્ત્રી કે શું પુરુષને કાજે અમારે તો એવું નવશિક્ષણ જોઇએ છીએ જે જગતને જીતતાં શીખવે.

પુરુષવર્ગને રૂચો કે ન રૂચો, આવતો જમાનો સ્ત્રીયુગનો છે. ઈંગ્લાંડમાં આજ પુરુષ મતાધિકારીઓ કરતાં સ્ત્રી મતાધિકારીઓ વધારે છે ! કાલનો ઇતિહાસ સ્ત્રીસમાજ ઘડશે. સુન્દરી ઘરમાંથી બહાર નીકળી છે, શેરીનું નાકું વટાવી ગઇ છે, ચૌટાના ચોક વીંધી ચાલે છે, રાજદરબારમાં પ્રવેશે છે. પુરુષો ! સન્માનજો; યુગવિધાતાના આદેશ ભૂલતા માઃ

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता**

**Conservative** પ્રધાન બોલ્ડવીને ઈંગ્લાંડમાં વધાવી લીધીઃ ભારતના Conservatives ! જ્વલન્ત દૃષ્ટાન્ત સન્મુખ છે, ને સદ્બોધે છે.

સુન્દરી ! તું સુન્દર રહેજેઃ પુરુષની વિકૃત પ્રતિમા બનતી મા. સુન્દરી સુન્દરી રહેશે તો Chivalry સજીવન રહેશે, જીવનની રસિકતા પાંગરશે, જગતની કવિતા જીવશે. તું વિલાસની પૂતળી નથી, તું મોહદીપનું ફૂદું નથી. તું મહામાયા છે. પ્રારબ્ધની ઘડનારી, મહત્કાર્યોની પ્રેરણા, માનવકુલની પાંખ તું છે. પરબ્રહ્મની યોગમાયા, પુરુષની પ્રકૃતિ છે. Victor ને Victoria સંગાથે વિચરજો. જગતજેતા થઇ સજોડલે સંચરજો. ભારતની નવસુન્દરી ! વિલાસવૈભવને હજી વાર છેઃ ભારતનાં ભાગ્ય હજી ઘડવાનાં બાકી છે. જગતકલ્યાણનો ઇતિહાસ ભારત હજી લખી રહ્યું નથી.

સ્ત્રીશિક્ષણના પ્રવર્તકોને કહું છુંઃ ભાત તે કંપડું નથી, પોત તે કપડું છે. ભાત જગતમનોહરા પાડજો, પણ પોત વર્ષોનાં વર્ષો ટકે એવાં વણજો.

**कीर्तिः श्रीर्वाक् च नारीणां स्मृति-मेधा धृतिः क्षमा-**

સ્ત્રીમાં હું કીર્તિ વાણી શ્રી સ્મૃતિ મેધા ધૃતિ ક્ષમા.

ભગવાનના વિભૂતિયોગનો એ ૩૪ મો શ્લોક.

નવસુન્દરી સંઘના ટીકાકારો ! જરા ધીરા થાવ. નવપુરુષોની પેઠે નવસુન્દરીનાં યે આજે પ્હેલાં પૂર છેઃ બન્ને યે નિર્મળાં નથી. સ્ત્રીશિક્ષણનો સાચો માર્ગ પ્રજાને લાધશે ત્હારે વીજળીઝબકન્તી જ્યોતીરૂપ જોગમાયાઓ કાલે સરજાશે. ઘડાતા ઇતિહાસનો મ્હારો અભ્યાસ કહે છે કે કાલે માનવકુલનું મહાકલ્યાણ ભારતવર્ષ ઘડશે. એ જગતઘડતર શું ભારતનો પુરુષવર્ગ એકલવાયો જ ઘડશે ? પરબ્રહ્મ મહામાયાવિહોણા તો સૃષ્ટિને સરજી શકતા નથી.

**प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनःपुनः**
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात्.**

આલંબી પ્રકૃતિ મ્હારી, પ્રકૃતિવશ થૈ સહી,
ભૂતનો સંઘ આ સર્વે સર્જું છું હું ફરી ફરી

ગીતા, અ. ૯, શ્લો. ૮

સૃષ્ટિને સૃજતાં પરબ્રહ્મને યે યોગમાયાનાં અવલંબન આલંબવા પડે છે. તો એકલપંખાળો પુરુષ કેટલુંક ઘડવાનો હતો ? કે કેટલુંક સૃજવાનો હતો ? જગતસંસ્કૃતિ ઘડતો ભારતનો નવબ્રાહ્મણ કાલે જન્મશે ત્હારે નવસુન્દરી યે શીલમૂર્તિ ને સૌભાગ્યમૂર્તિ અવતરશે. કોઇ કીર્તિમૂર્તિ કોઇ લક્ષ્મીમૂર્તિ કોઇ વાણીમૂર્તિ કોઇ સ્મૃતિમૂર્તિ કોઇ મેધામૂર્તિ કોઇ

ધૃતિમૂર્તિ કોઇ ક્ષમામૂર્તિ કોઇ દયામૂર્તિ ભક્તિમૂર્તિ પ્રીતિમૂર્તિ, કોઇ વીરતામૂર્તિ રસમૂર્તિ પ્રેરણામૂર્તિ કવિતામૂર્તિ કલ્યાણમૂર્તિ નવસુન્દરી કુલે કુલે અવતરી હશે; ધાવને ધાવણે નહિ, પોતાનાં હૈયાનાં હીરે ભારતની મહાપ્રજાને ઉછેરતી હશે; પવિત્ર ને પાવનકારિણી કુલકુલને તારતી હશે; સંસારને નિર્મળી છાંટી નિર્મળો કીધો હશે. ભારતનો પુરુષસંઘ જગતધોરી જેવો પૃથ્વીનાં પડ ખેડતો હશે. વિધિ લખાવે ને વિધાત્રી લખે એમ, ત્હારે ભારતનો પુરુષસંઘ માનવકુલનાં ભાગ્ય ઘડતો હશે, ભારતનો સુન્દરીસંઘ માનવકુલનાં ભાગ્ય ત્હારે લખતો હશે. પૃથ્વી અને આભ જેવો, લક્ષ્મી અને નારાયણ જેવો, પ્રકૃતિ અને પુરુષ જેવો યોગમાયા અને પરબ્રહ્મ જેવો સ્ત્રીપુરુષનો પરસ્પર સંબંધ છે. પુરુષનાં બુદ્ધિ પુરુષાતન સૃજશે ને નારીની હૃદયભાવનાઓ નવસંસ્કૃતિને ધવરાવશે માનવકુલને મસ્તક વિના યે નહિ ચાલે, હૈયા વિના યે નહિ ચાલે. Super Woman વિના ભારતના Super Man ના જીવનકોડ વણપૂર્યા ને અધૂરા રહેશે. પાંખને આધારે પંખી ઉડે છે, નારીને આધારે નર ઉડે છે. નરના મહાકર્તવ્યોની પ્રેરણા નારી છે: ભીમસેનના ભીમ કર્મોની પ્રેરણા દ્રૌપદીની છુટ્ટી વેણી હતી. કુરુક્ષેત્રનો મહાસંગ્રામ એટલે વેણીસંહાર. જ્યહાં નારીપ્રેરણા નથી ત્યહાં નર નિષ્પંખાળો છે: ચાલી શકે, ઉડી ન શકે. પણ શું ભારતમાં કે શું અન્ય દેશે ઇતિહાસસૃષ્ટા, કાળને ઘડનારાં, પડતા આભને ક્ષણેક થંભો દેતાં, પૃથ્વીસોહન્તાં Super Man કે Super Woman ધર્મના નીતિના સત્યના પરમેશ્વરના પરિત્યાગથી નહિ, પરિપાલનથી પાકશે. મન્દિરો તજનારાં નહિ, ફુલઓને માત્ર સેવનારાં નહિ; ભગવાનની મર્દાનગીને જીતનારા ને ધર્મ નીતિની ભગવી પામરી ઓઢેલા દયાનન્દ, વિવેકાનન્દ ને રામતીર્થ નવભારતનો જગતકલ્યાણનો મહાસન્દેશ માનવકુલને સંભળાવશે. ત્હારે નવ ભારતની શીલમૂર્તિ–સૌન્દર્યમૂર્તિ નવસુન્દરી ચન્દ્રની ચન્દ્રિકા સમી અમૃતઝરણી ને અન્ધકારઅજવાળણ હારિણી જગતઝરૂખે વિરાજતી હશે. એ ધન્ય તિથિઓનાં પ્રભાત પ્રભુ સત્વર પ્રગટાવે! નવભારતની નવ સંસ્કૃતિના એ જગતજય જોવાને જીવતા હશે તે ત્હારે વિશ્વપડછન્દ શબ્દે ગાશે કે:—

જન્મામૃત ઝીલવનાર નારી! તું નારાયણી.



# ત્યજાયેલી

લેખકઃ [illegible]ભાઈ દેશાઇ

ભાઈ શરદ

જીવન હવે હળાહળે ભર્યું છે. ત્યાં હું શાન્તિ શી રીતે મેળવું ? સતત અશ્રુધારા સિવાય અન્ય કોઇ વસ્તુ મ્હારે માટે રહી નથી. હું કયાં જાઉં ? મ્હારા હૃદયનો ભાર કોની સમિપ જઇ હલકો કરૂં ?.........કંઇ સમજાતું નથી.

દુઃખી છું એટલે ચોગમ દુઃખ જ દેખાય છે. કોઈ કહેશે, " ત્હને શેની ખોટ છે ? શું ઓછું પડયું ? " પણ ભાઇ ! દ્રવ્ય કંઇ સુખ આપી શકતું નથી. જો એમ હોય તો રાજા મહારાજાઓ સ્વર્ગમાં જ મ્હાલતા હોવા જોઇએ. પણ તેમ નથી. પરિસ્થિતિ વિચિત્ર છે.

મ્હારા વિષેની સર્વ વાત તું જાણે છે. એટલે વધુ શું લખું ? હું કંટાળી ગઈ છું. હું. તદ્દન હતાશ બની ગઇ. છું મ્હારી નિંદ્રા હંમેશને માટે ઉડી ગઇ છે. મ્હારૂં ચેતન જાણે ઉડી જતું હોય એવું લાગે છે. ધ્યાન કરતાં ય બુરી સ્થિતિ મ્હારી છે. હું શું કરૂં ? જીવનનો અંત આણું ?

સૌભાગ્યવતી છતાં કારમું વૈધવ્યવ્રત સેવતી આ દીન ભગિનીને કોઇ માર્ગ સૂચવશે ?

હું ત્હારા પત્રની રાહ જોઇશ.

લી. ત્હારી દુઃખી બ્હેન

તરૂ.

૨

પ્રીય બ્હેન

પત્ર મળ્યો.

પત્થર પીગળતા સાંભળ્યા છે ?

એવી સરોજભાઇની હૃદયશિલા છે. તે પીગળી શકે તેમ નથી. મેં ઘણાય પ્રયોગો આદર્યા; પણ નિષ્ફળ નીવડયો છું. ત્હને દુઃખ થાય એ હું સમજી શકું છું. પણ શું કરવું ? હુંયે કંઇ સમજી શકતો નથી. હજુય હું એક છેલ્લો પ્રયત્ન કરી જોઇશ. જો એ કંઇ

હિંદના પ્રતિનીધિ



હિંદના પ્રતિનીધિ તરીકે અમેરિકા અને યુરપમાં સુંદર પ્રચારકાર્ય કરનાર શ્રી. સરોજિની નાયડુનું મુંબાઇનાં અનેક સ્ત્રીમંડળોએ જાહેર સ્વાગત કર્યું હતું.

ટેલીફોન
૨૪૯૦૨

# દીવાળીના શુભ પ્રસંગે

ટેલીફોન
૨૦૫૬૫

# ભાઉ મેન્સન

ની

## મુલાકાત લેવા ચુકશો નહિ.





ચોખ્ખી ગીનીના
સોનાના દરેક
કામમાં વપરાતા
ફેન્સી દાગીનાઓ
તૈયાર મળે છે.




સો ટચ ચાંદીના પ્લેન
તથા નકસી કામવાળા
વાસણો તથા ફેન્સી
ચીજો તૈયાર મળે છે
તથા ઓરડર મુજબ
બનાવી આપવામાં
આવે છે.

**રીસ્ટ તથા પોકેટ વોચ**

એલાર્મ તથા વાજાના
ટાઇમપીસો;
દીવાલના બેનમુન ઘડીયાળો
જોવા લાયક છે.



ચોખ્ખી રીયલ
ગીનીના સોનાના
તથા
૯૭ના સોનાના
દાગીનાઓ.

હમારી ગેરંટી
વાળી ચીજોના
નાણા ગેરંટી
મુજબ આપવામાં
આવે છે.




# નરોતમદાસ ભાઉ ઝવેરી

નવી તથા જુની દુકાન
શેખમેમણ સ્ટ્રીટ,
{ મુંબાઈ, ૨ }
ચાંદીની દુકાન,
સુતાર ચાલ,

સ્હમજે તો ઠીક નહિં તો......જે સ્થિતિમાં છે તે જ સ્થિતિમાં મને કમને રહેવું પડશે. અન્ય કોઇ ઉપાય નથી. આપણા સમાજમા ત્હારા જેવી અનેક આર્ય લલનાઓનાં હૃદયમાં ભયંકર હુતાશની શાન્ત રીતે પોતાની જ્વાલાઓ પ્રસારી રહી છે. પણ તે દરમ્યાન સર્વેએ સહન કરવાનું જ રહે છે.

સરોજભાઇ લગ્ન પ્હેલાં મ્હને કહેતા હતા, "બિચારી તરૂ મ્હારી પાછળ મરી ફીટે છે." આજે તે કહે છે, "તરૂ મનુષ્ય જ નથી." એ પરિવર્તનનું મૂળ ક્યાં છે તે હું સ્હમજી શકું છું. ત્હારો એમાં દોષ નથી. તું નિર્દોષ છે. ત્હારી નિર્દોષતાનો–નિર્દોષ પ્રેમનો એણે અનર્થ કર્યો છે, એ કહે છે, "એ તો સ્વાર્થી છે. મિથ્યા પ્રેમી છે, ઢોંગી છે, જુઠ્ઠી છે." પણ તું મનમાં કંઇ ઓછું ન લાવીશ.

હું એને એક છેલ્લો પત્ર લખું છું. તે દરમ્યાન તુંયે એને મળજે. એ ત્હારી સાથે બોલશે નહિં એ પણ હું જાણું છું. છતા તું મળજે. તિરસ્કારે તો તેટલો સમય તેટલું સહન કરી લેજે તિરસ્કાર સ્હેતાં યે તે જો કંઇ સ્હમજે તો ત્હારૂં હિત થાય. માટે જરૂર એને મળજે. એક જ માળાના બે પંખી આમ કલહ કરે એમાં બન્નેને ગેરલાભ છે. ન્યાયી હોય ત્હેને અને અન્યાયીને ય સહવાનું રહે છે.

ત્હમારી સંસાર વાટિકા પુનઃ પ્રફુલ્લે એવી આશાએ પત્ર બંધ કરૂં છું.

લી.
શરદ.



[ ૬ ]

પ્રિય ભાઇ,

ત્હારી સૂચના અનુસાર હું વર્તી છું. હું તેમને મળવા દિવાનખાનામાં ગઇ. એમણે મ્હારા તરફ એક તિરસ્કારભરી દ્રષ્ટિ ફેંકી. હું પળવાર જ્યાં હતી ત્યાં જ થંભી ગઇ પુનઃ જવા મન લલચાયું. હું ત્યાં ગઇ. ત્હેમની તીક્ષ્ણ દ્રષ્ટિ પુનઃ મ્હારા તરફ વળી. હું નીચું મુખ રાખી ભયની મારી કંપતી ઉભી રહી. બન્ને કેટલીક પળ અબોલ રહ્યાં. હું બોલવા ગઇ પણ તેમ કરતાં મ્હારો ભય વધ્યો. મ્હારાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહીં.

"મ્હારી સ્થિતિ વધુ દયાજનક બની. હું બોલી શકતી ન્હોતી તેમ ત્યાંથી પાછા ફરવાની હિમ્મત ય ન્હોતી. શું કરવું ? હું પરસ્વેદથી ભીંજાઇ ગઇ. મ્હને કંઇ સુઝ્યું નહીં.

નીચું જોઇ અંગુઠાવતી ભૂમી ખણતી હું ત્યાં કાષ્ટ પ્રતિમા સમી સ્થિર ઉભી રહી.

" કેમ આવી ? " તેમણે પુછયું.

મ્હારાથી પ્રત્યુત્તર ન દેવાયો. ત્હેમનો ક્રોધ વધ્યો. તેમણે કહ્યું " જા, ચાલી જા. અહીં શા માટે આવી ?"

પણ મ્હારામાં પગ ઉપાડવા જેટલી શક્તિ રહી ન્હોતી. હું કંઇ કહી શકી નહિ.

" મ્હારે ને ત્હારે શો સંબંધ ?" તેમણે કહ્યું. "જા, ચાલી જા. કોની રજાથી તું અહિ આવી ! "

મ્હારાં નયનોમાં આંસુ તૂરી આવ્યાં. મેં અંતે કહ્યું. "આવું કલહકંકાસભર્યું ગૃહ-જીવન કયાં સુધી નભશે ?"

" તેમાં મ્હારે શું ? મરવું હોય તો કુવા તળાવો ઘણાં છે, જા. " તેમણે મ્હારો હસ્ત પકડી દિવાનખાનાની બ્હાર ધસડતાં કહ્યું.

" હવે તો બીજે જન્મે જ હું ત્હારૂં નામ લઇશ. "

" પણ કયા ગુન્હાની આ શિક્ષા ?" સ્હેજ હિમ્મત એકી કરી મેં પુછયું.

" ગુન્હા ! ગાંડી ! ગુન્હા તો હજાર છે " તેમણે કહ્યું. "જા હવે બહુ થયું. મ્હારે ત્હારી કશી જરૂર નથી "

" કશી જરૂર નથી ?"

" હા, જા, મ્હારે ત્હારી કશી જરૂર નથી. "

" સપ્તપદીની પ્રતિજ્ઞા—"

" જહાન્નમમાં ગઇ ત્હારી સપ્તપદી અને પ્રતિજ્ઞા !" તેમણે કહ્યું. ત્હેમના ઓઠ લજ્જાહીણી બીડાયા. નયનોમાં રતાશ છવાઇ, ભવાં સંકોચાયાં. ત્હેમનું રૂદ્ર સ્વરૂપ નિહાળી હું કંપી ઉઠી. મ્હને તમ્મર આવ્યા. મ્હારાં હૃદયમાં એકાએક શૂળ નાંખી. હું ભૂમી પર પટકાઇ. મ્હારૂં ભાન જતું રહ્યું. કેટલો સમય પસાર થઇ ગયો તે હું સ્હમજી શકી નહિ. મ્હને જ્યારે શુદ્ધિ આવી ત્યારે તે મ્હારા મસ્તકે હાથ ફેરવતા હતા. પણ જેવું તેમણે જાણ્યું કે હું જાગૃત થઇ છું કે તુરત તે મ્હારી પાસેથી ખસી દૂર જઇ બેઠા. આનું કારણ હું સ્હમજી શકી નથી. હજીય એમનાં હૃદયના એકાદ ખૂણામાં દયાનું ન્હાનું નિર્મળું ઝરણું વ્હેતું હોય એમ લાગે છે, પણ ભાઇ શરદ ! એમણે હવે મ્હારૂં નામ ન લેવાની પ્રતિજ્ઞા લીધી છે. હવે મ્હારૂં શું થશે ? આવું ને આવું રસવિહોણું, જીવન કયાં સુધી નભાવીશ ? મ્હને અસહ્ય વેદના થાય છે. શું કરૂં ? કયાં જાઉં ? શરદ ! હવે તો નથી સ્હેવાતું.

લી. ત્હારી

**બ્હેન તરૂ.**

[૪]

વ્હાલી બ્હેન તરૂ,

મેં યે એને પત્ર લખ્યો હતો. એનો પ્રત્યુત્તર હજી આજે જ આવ્યો છે. ત્હેને મ્હારા પત્રથી કોઇ જાતની અસર થઇ નથી. હવે એ મ્હને ચોકખું જ લખે છે કે " ત્હારે હમારા વિષે વધુ ચિંતા કરવી નહિ. હું છું અને એ છે. બીજાએ શા માટે વચ્ચે આવી ઉપાધિ વ્હોરી લેવી જોઇએ ?" એટલે હવે હું એને ત્હારા વિષે પત્રો ન લખી શકું. મ્હને યે દુઃખ થાય છે. પણ હવે હું લાચાર છું. મ્હને યે સ્વમાન વ્હાલું છે. પણ બ્હેન ! તું આમ દુઃખને સંભાર્યા કરીશ તેથી કંઇ એ ઓછું થવાનું નથી. માટે એ કડવા ઘુંટડા ગળી જવામાં જ શ્રેય છે.

વધુમાં સરોજ આફ્રિકા ચાલ્યો જવાનો છે, એ વાત ત્હને અત્યંત દુઃખ સાથે જણાવું છું. ધૈર્ય ધરજે. પ્રભુ સર્વેની પડખે છે. મેં પુનઃ એને પત્ર લખ્યો છે. આફ્રિકા જવાનું માંડી વાળવા મેં એને લખ્યું છે; પણ એણે મ્હારી ય પરવાહ કરવાની મૂકી દીધી છે.

હાલ તો એજ વધુ બીજા પત્રમાં.

લી. ત્હારો બન્ધુ

શરદ.

[ ૫ ]

ભાઇ શરદ,

પત્ર મળ્યો.

મ્હારા હૃદયમાં પડેલા વિષમર વ્રણોને રૂઝવનાર સારી ય આલમમાં કોઇ નથી એ હું વધુ સારી રીતે જાણી શકી છું.

ભલે એ ગમે ત્યાં જાય. હું હવે કંઇક નિઃસ્પૃહી બનતી જાઉં છું જીવનની કિમ્મત મ્હને નજીવી લાગે છે. બસ!

લી. ત્હારી ભગિની

તરૂ.

[ ૬ ]

પ્રીય ભગિની,

તું આવું લખે છે એથી મ્હને અત્યંત દુઃખ થાય છે. જીવનનાં મૂલ્ય અંકાય એમ નથી. આપત્તિ સૌને શીરે છે. ત્હેમાં વળી જીવનની કિમ્મત શી રીતે ઘટે એ મ્હારા સ્હમજવામાં નથી આવતું. બહુ વિચાર કરીશ નહિ. વિભુ ત્હારી કસોટી કરતો હશે.

સરોજ અંતે આફ્રિકા ગયો. માત્ર ત્હારાથી દૂર રહેવાના ઉદ્દેશે. દ્રવ્યની ખોટ નથી. પણ તું એને મન કંટકરૂપ બની ગઇ છે. પણ ઇશ્વરથી કંઇ અજાણ્યું નથી. હું જાણું છું તું નિર્દોષ છે. એને મન તું દોષિત છે. પણ ન્યાય અને નીતિ ત્હારી પડખે છે, એટલે વાંધો નહિ.

આપણા સમાજનો એક ગુણ છે કે જ્યારે આવું કંઇક બને છે કે ત્હેનાં સત્યાસત્યનો વિચાર કર્યા વિના તે કંઇક ગપગોળા ફેંકે છે. પણ તેથી તું જરા ય ઓછું ન લાવીશ. વિજય અંતે ત્હારો છે.

ત્હારાં અલંકાર એણે લઇ લીધાં એ એણે સારૂં નથી કર્યું. એમ કરવામાં એનો હેતુ ત્હને સતાવવાનો જ છે. તું જરાય ચિંતા કરીશ નહિ. હું પૈસા મોકલીશ. વિના સંકોચે જોઇતી વસ્તુ મ્હારી પાસે મંગાવી લેજે.

હાલ તો એજ. લી.

શરદના સ્નેહ સ્મરણ

[ ૭ ]

ભાઇ શરદ,

પત્ર મળ્યો. પ્રથમ મ્હને આત્મહત્યા કરવાનું મન થયેલું એટલે જીવનને મેં નજીવું જ માની લીધેલું. હવે હું એમ કરવાની નથી. પણ હું હવે તદ્દન નિઃસ્પૃહી બની ગઇ છું.

અહિંના નગરશેઠને મળી તેમની લાગવગ લગાડી કન્યાશાળામાં શિક્ષિકાની નોકરી મેળવી લીધી છે. એટલે પૈસાની જરૂર પડે તેમ નથી. પણ ભાઇ પૈસા એ જ કંઇ જીવનની જરૂરિયાત નથી. મ્હને તો ત્હમારા મિત્રની ચિંતા થાય છે. મ્હારાથી દૂર રહેવા એ પરદેશ વેઠે એ મ્હારાથી સહન નથી થતું. મ્હારો ગુન્હો શું? મ્હારી શી ભૂલ? માત્ર એક માન્યતા ત્હેના મગજમાં રાજ્ય કરે છે. તે કહે છે કે "હું હુશિયાર નથી, અનઘડ છું." આ દલીલે તેણે મ્હને ત્યજી છે. આમ જ જો બને તો તો હિન્દુ સંસારમાં કેટલીય લલનાઓને ભૂખે મરવું પડે. અને એમ કેટલે અંશે બને જ છે. પિતાએ એટલું શિક્ષણ આપ્યું હતું કે જેથી આજે હું શિક્ષિકા થઇ શકી. એટલો એમનો ઉપકાર.

મ્હારો બિન્દુ ન્યુમોનીઆથી પીડાય છે. ડોકટરની સલાહ લઉં છું. બનતા ઉપચાર કરૂં છું. જે થાય તે ખરૂં. હવે હું મન વાળતા શીખી છું. પ્રભુ સર્વ સારૂં જ કરશે.

તરૂ.

[ ૮ ]

ભાઇ;

બિન્દુ ગયો! મ્હારા નયનોનું તેજ ગયું!

હવે હું શું કરીશ?........પણ હા, બરોબર છે. જ્યારે એને સ્મશાનભૂમી તરફ લઇ ગયા ત્યારે મ્હારાં નયનોમાંથી એક અશ્રુયે ન ખર્યું. અંતરમાં પડેલો કારી ઘા હું જ સ્હમજી અને બેસી રહી. જીન્દગીમા રસ જ ક્યાં છે? ખલાસ! હવે તો—

" ભવસાગર સબ સૂક ગયા હે,
ફીકર નહીં મોહે તરનનકી..."

ભલે આપત્તિના અસખ્ય પ્હાડો મ્હારા શીર પર તુટી પડે. જે થાય તે થવા દો! એમાં શું? હું તદ્દન નફ્ફટ બનતી જાઉં છું. દુઃખને સ્હમજવાની શકિત હવે દૂર થાય છે. હું એટલું જ માંગું છું.

લી. બ્હેન તરૂ.

[ ૯ ]

બ્હેન તરૂ,

ના. –૬–૧૯ ના વર્તમાનપત્રમાંથી આટલું ઉતારી મોકલું છું.

" અત્રેની ગુજરાતી શાળા નં—ના શિક્ષિકા બ્હેન......ને એકાએક રજા આપવામાં આવી છે. કારણ હજી સ્હમજાયું નથી. હમારો ખબરપત્રી કહે છે કે કોઇ મેમ્બરની વિચિત્ર માંગણીનો અસ્વીકાર કરવાથી તે મેમ્બરે ઉંધા પાટા બાંધી એને બરતરફ કરાવ્યાં છે. વધું બીજા અંકમાં......"

આનો અર્થ શું? સત્વર પ્રત્યુત્તર આપશો?

લી. શરદ

[ ૧૦ ]

ભાઇ,

એ મ્હારા વિષેજ છે. પેલો ઇશ્વરલાલ કાપડિઓ છે ને તે આ વર્ષે મ્યુનીસિપલિટીમાં સભ્ય તરીકે ચુંટાયો છે. તે એક વખતે શાળા ચાલુ હતી તે દરમ્યાન આવ્યો. વર્ગ જોયા. અને અંતે......શું લખું? એ લંપટ છે. એની માંગણીનો મેં તિરસ્કાર કર્યો. એણે મ્હારા પર અપમાન કરવાનું દોષારોપણ કર્યું. મ્હારી પાસે તે વિષે જવાબ માંગ્યો. મેં ચોકખું જ લખી દીધું કે " મેં અપમાન કર્યું નથી. અધિકારની રૂએ જે કહ્યું હોત તે કરત પરન્તુ નીચ વૃત્તિ તો ન જ પોષાય." એ એને કડવું ઝેર જેવું લાગ્યું. મ્હને લાગવગથી બરતરફ કરી. ગરિબનું નથીજ ગરિબ!! હશે! પ્રભુ મ્હારો બેલી છે.

લી. તરૂ બ્હેન.

[ ૧૧ ]

ભાઇ શરદ,

શાળા છોડી; હવે બે ચાર ટયુશન રાખ્યાં છે. ત્યાં સ્હવાર સાંજ જાઉં છું. આપના મિત્રનો કંઇ પત્ર? મ્હને કોઇ કોઇ વાર અસહ્ય વેદના થાય છે. પ્રભુ મ્હને ક્યારે શાન્તિ આપશે?

લી. તરૂ.

[ ૧૨ ]

ભાઇ શરદ,

ત્હારો પત્ર મળ્યો હતો. શાન્તિ હવે મ્હારે માટે નથી. મગજમાં સેંકડો વિચારો એક સામટા ધસી આવે છે. હૃદયમાં લાગણીઓનું તુમુલ યુદ્ધ મચે છે. કંઇ માર્ગ મળતો નથી. આત્મરૂંધન થાય છે. ટયુશન આપવાં છોડી દીધાં છે. દિવસમાં એકવાર આહાર કરૂં છું. તદ્દન સાદાઇ મેં સ્વીકારી લીધી છે. જીવનની જરૂરિયાતો ઓછી કરતી જાઉં છું. છતાં પ પૈસાની જરૂર રહે છે. શું કરવું કંઇ સ્હમજાતું નથી.

આજે મ્હને એક વિચાર આવ્યો. છુટાછેડાનો કાયદો હોય તો કેવું સારૂં! આ કહેવાતાં લગનનાં ચોકઠામાં પડી છું ત્યારે જ આ દુઃખને? એ જ ન હોય તો?" આવું આવું હું રોજ વિચારૂં છું. પણ એ વિષે ત્હને તો આજે જ લખું છું.

મ્હને હવે આ સામાજીક બંધનોને તોડી

ફોડીને દૂર ફેંકી દેવાનું મન થાય છે. નિરંતર આમ દુઃખની લાહ્યમાં બળ્યા કરવું એ શું?

એક લંડન જઇ "બેરીસ્ટર" થઇ આવેલા મ્હારા મિત્ર છે. બહુ ભલા છે. અંગ્રેજી પાંચમા ધોરણ સુધી તે મ્હારી સાથે હતા. મેં અભ્યાસ છોડયો; પણ તેણે ચાલુ રાખ્યો અને હમણાં જ તે બેરીસ્ટર થયા. હમણાં હમણા તે મ્હારા ગૃહ તરફ આવે છે. મ્હને સાન્તવન દે છે. અનેક પ્રકારે મદદ કરે છે. બિચારા બહુ ભાવ રાખે છે. હું ત્હને એમની સાથે પિછાન કરાવીશ. લી. ત્હારી બ્હેન તરૂ.

[ ૧૩ ]

પ્રીય બ્હેન,

હમણા હમણાં ત્હારા પત્રો વિચિત્ર હોય છે. ત્હારા વિચારમાં તુફાની તત્વો રમતાં હોય એમ લાગે છે. એ 'છુટાછેડાનો કાયદો' ને 'સામાજીક બંધનો તોડવાની' ગાંડી ગાંડી વાતો શું કરે છે? એવું ત્હારાથી થાય? લોકો ત્હને ટુંપી ખાશે. સરોજ ભૂલ કરે તેથી ત્હારે ય કરવી? એવું ન કરીશ. સત્વર પ્રત્યુત્તર આપશે ને?

ત્હારા મિત્રની પિછાન જરૂર કરવાજે હો!

લી. શરદના સ્નેહ સ્મરણ.

[ ૧૪ ]

ભાઇ શરદ,

હવે મ્હારો આત્મા કરૂણ રૂદન કરી થાકી ગયો છે. એને હવે શાન્તિ જોઇએ છે. મેં નિશ્ચય કરી રાખ્યો છે. મેં ત્હને લખ્યું'તુંને કે હું નિઃસ્પૃહી બનતી જાઉં છું? એ વાત તદ્દન સાચી છે. સરોજ સુખી થાય એ જ ઉત્તમ છે. હું તેમને સદાને માટે ત્યજી જાઉં છું. હવે તેમને શાન્તિ મળશે નહિ વારૂ? ને મ્હારા મિત્રને હવે ઓળખાવવાની કશી જરૂર નથી.

છુટાછેડા કે સામાજીક બંધનો હવે મ્હને નડશે નહિ. જ્યાંથી આવી ત્યાં જાઉં છું. ભાઇ! અશ્રુ અમોલાં છે. ત્હેને તું મિથ્યા વહવા ન દેતો.

આ દુઃખી ભગિની પ્રત્યેના ત્હારા ભાવને સમાજની રૂઢીની લોહશૃંખલા તોડીફોડી છિન્નભિન્ન કરી વ્યકત કરશે તો જ્યાં રહીશ ત્યાંથી અંતરની આશીર્વાદ વર્ષાવતી રહીશ. એ જ.

લી. ત્હારી
સદાની તરૂના
છેલ્લાં વંદન.

卐 卐 卐

# ડૂબે રે નૌકા

લેખક: રા. રા. રામમોહનરાય જસવંતરાય.

ડૂબે રે, નૌકા ઘોર તુફાનમાં !
ઉછળે મોજાં પ્હાડ સમાં ભયકાર શાં ?
છૂટે રે, હૈયા કેરા બન્ધડા,
ગર્જે ઘેલો ઘન ગગનેથી કરાળ આ !....ડૂબે રે૦

ઘૂમે રે, ભરદરિયે ચકરે ચ્હડી :
ફાટ્યા શઢ ને તૂટ્યા રે સહુ દોરડા ;
ડોલે રે, હાથ સુકાન ઢીલું પડી,
કડડડ કરતા થંભો શઢના ભાગીયા !....ડૂબે રે૦

જામે રે, રાત્રી કાળી સમુદ્રમાં :
અન્ધારાં અતિ ગાઢ દિશાન્ત ગળી ગયાં ;
ચૂકે રે, નૌકા પન્થ હમેશના,
પળપળનાં દીસે અવ આયુષ્ય-માપ જ્યાં !....ડૂબે રે૦

જાયે રે, નાવિક સૌયે હાથથી :
ભૂલી ભાન, તુફાની ખુન પરે ચ્હડ્યાં ;
ત્રાસે રે, યાત્રાળુ જનતા બધી,
દીન બની કપતાન રહ્યો બળહીન આ !....ડૂબે રે૦

છાયે રે, સ્યામ નિરાશા મોતની :
અણસમજૂ પણ બાઇ ! લ્હમારાં બાળકાં ;
સ્હાયે રે, આવો ને ઓ માવડી !
બુડતો બેડો તારણ તમ વીણ કોણ આ ?
ડૂબે રે, નૌકા ઘોર તુફાનમાં !

卐 卐 卐




# આદર્શ ભાવના*

લેખિકાઃ
કુ. નિર્મળા ભવાનીદાસ
મોતીવાળા

तमसो मा ज्योतिर्गमय.

અર્થાત્ મને તિમિરમાંથી જ્યોતિમાં લઇ જા. જીવનરૂપી દુનીયામાં ભુલા પડેલા પથિકરૂપી માનવીઓને યોગ્ય રસ્તો દેખાડનાર, જીવમાંથી શીવ બનાવનાર, પશુમાંથી ( જે કામનાઓને વશ થયેલા છે ) દેવ બનાવનાર આદર્શ ભાવનારૂપી ભોમીઆ સિવાય કોઇ સમર્થ નથી. આદર્શ ભાવનાની પાંખો ઉપર પૃથ્વિમાંથી સ્વર્ગ તરફ, અજ્ઞાનમાંથી જ્ઞાન તરફ, અન્ધારાના પ્રદેશમાંથી પ્રકાશના પ્રદેશ તરફ ઉડે છે. એ આદર્શ ભાવનારૂપી પાંખો સીવાય પગ ઘસડતું, જડ જેવું, વિકારમય, અપ્રકાશિત, અને અપ્રેરીત પ્રાણીજ રહે છે. જીવનસંગ્રામના ભયંકર યુદ્ધમાં વિજય મેળવવા માટે મનુષ્યજીવનનું સાર્થક કરવા માટે અનેકોને માર્ગસુચક થવા માટે આદર્શભાવનારૂપી અમૃતનું પાન કરવું આવશ્યક છે.

શરીરનાં બંધારણ માટે જેવી રીતે યોગ્ય અન્નની જરૂર છે તેટલીજ આવશ્યકતા ચારિત્રના બંધારણ માટે આદર્શ ભાવનાની છે. આ સ્થુળ શરીર જેનો આપણે નિરંતર ઉપયોગ કરીએ છીએ, તે ખોરાકમાંથી લીધેલા પરમાણુઓનું બનેલું છે. ખોરાકનો શરીરમાં ચુરો થાય છે, તે ઉપયોગી થવા સારૂ તેમાં કેટલીક ક્રિયાઓ થાય છે, અને છેવટે લોહી, માંસ અને સ્નાયુઓ રૂપે ફેરવાઇ જાય છે. જે ખોરાક લેવામાં આવે છે, તેના પર શરીરની તંદુરસ્તીનો આધાર છે. હવે માનસિક શરીર કે જેને આપણે જોઇ શકતાં નથી, તેને પણ આજ નિયમ લાગુ પડે છે. તે મનનું સાધન હોવાથી માનસિક શરીર કહેવાય છે.

જેવી રીતે આપણે આપણા હાથને, કોઇ પણ વસ્તુ લેવા માટે વાપરીએ છીએ, તેવી રીતે આપણા માનસિક શરીરને વિચાર

* શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળની ઇનામી હરિફાઇમાં પ્રથમ સ્થાન પામેલો નિબંધ. આ નિબંધ માટે લેખિકા બ્હેનને સ્વ. દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી રૂ. ૪૦ નું ઇનામ મળ્યું છે. —તંત્રી.

આદર્શ ભાવના પાકી ઈંટો રૂપે છે, જે કદી ખરી જશે નહિ અને જે વડે તેના માલીકને સુખ અને શાંતિ આપે એવું એક પૂર્ણ અને સુંદર મકાન તાકીદે ઉભું થઇ શકશે. અહંભાવનાના ત્યાગથી ધૈર્ય, જ્ઞાન, કુશાગ્ર બુદ્ધિ અને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પ્રેમમાંથી આનંદ અને સંપ જન્મે છે, અને ધ્યાનથી નમ્રતા અને ક્ષમા ઉદ્દભવે છે. આવી આદર્શ ભાવનાના સેવનથી વિશ્વવ્યાપી પ્રેમ તરફ ધીમે ધીમે તે વળે છે. હું અજર, અમર, અવિનાશી અને સર્વવ્યાપક છું એવી ભાવના રાખવી. હું પાપી છું, હું અનાથ છું એવી ભાવનાઓનો સત્વર ત્યાગ કરી, હું ખુદા છું, હું બ્રહ્મા છું, હું રામ છું, એવી ભાવના કરવી એજ વેદાન્તનું શિક્ષણ છે. કારણ કે સર્વ જગત્ એ આપણી કલ્પનાનું, ભાવનાનું પરિણામ છે, માટે હું સચ્ચિદાનંદ છું એવી ભાવના કર્યાથી આપણે તેવાજ બની જઇશું એવો વેદાન્તનો ઉપદેશ છે.

## રાષ્ટ્રીયતાની ભાવના

"રાષ્ટ્ર ભાવના ચારો દિશિમેં, શુચિ મહેરા પ્રકટાદે,
પરાધીન તાકે બંધનસે, ભારત મુક્ત કરા દે."

હિંદુસ્તાનના પ્રત્યેક સુપુત્રોએ રાષ્ટ્રીયની જ્વલંત ભાવનાનો દીપ પોતાના અંતઃકરણમાં પ્રકટ કરવા, તન મન અને ધનથી પ્રયત્ન કરવો જોઇએ. જે પ્રમાણે બાલ્યાવસ્થા પસાર કર્યા સિવાય તરૂણાવસ્થા ઉત્પન્ન થતી નથી, તેજ પ્રમાણે સર્વ રાષ્ટ્રો સાથે ઐક્યતા અનુભવ્યાં સિવાય, પોતાની નસેનસમાંથી રાષ્ટ્રીય ભાવનાનું સ્ફુરણ થયાં સિવાય, પરમાત્મ તત્વ સાથે ઐક્ય થવું શકય નથી, રાષ્ટ્રીય ભાવના એટલે સર્વવ્યાપક પરમાત્મ ભાવનાની સંપૂર્ણ તૈયારી સમજવી. "રાષ્ટ્ર એટલે વિરાટ ભગવાન" એ શ્રી કૃષ્ણ ભગવાનનું ગીતા વાક્ય છે. હિંદી સુપુત્રે રાષ્ટ્ર તેજ પોતાનો ઉપાસ્ય દેવતા ગણી, તેની સેવામાં પોતાનું સર્વસ્વ સમર્પણ કરવા તૈયાર રહેવું જોઇએ. જેમ દુર્ગાની પાષાણ મુર્તિમાં પ્રાણ પ્રતિષ્ઠાની વિધિદ્વારા, હિંદીઓ પ્રત્યક્ષ દિવ્યત્વ ઉત્પન્ન કરી શકે છે. તેમ હિંદ માતારૂપ જીવંત દુર્ગાના અંતઃકરણમાં રાષ્ટ્રીય જાગૃતી દ્વારા ચૈતન્ય ઉત્પન્ન કરી, તેનું નૈસર્ગિક ઐશ્વર્ય વ્યક્ત કરવું તેજ દરેક હિંદીનું કર્તવ્ય છે. મહાન સ્વામી રામતીર્થ કહે છે કે "પ્રેમ, ન્યાય અને સ્વતંત્રતા જેવી ત્રિપુંટી ભાવનાનું પોષણ એજ વ્યવહારીક વેદાન્ત છે, એજ રાષ્ટ્રોન્નતીના બીજ છે."

આપણે સર્વે એકજ રાષ્ટ્રનાં ભિન્ન ભિન્ન અવયવો છીયે, આપણી સર્વેની ઉન્નતી એકજ પરિસ્થિતી ઉપર અવલંબી રહી છે. આવી ભાવના રાષ્ટ્રના પ્રત્યેક મનુષ્યોનાં અંતઃકરણમાં ઉતરવા પામી છે, તથાપિ રાષ્ટ્રીય ઐક્ય અને પરસ્પર ભ્રાતૃભાવની કલ્પના અદ્યાપી પર્યંત જોઇએ તેટલા પ્રમાણમાં સર્વાન્તઃકરણ વ્યાપક થઇ નથી. એક બીજાની જાતિ પ્રત્યે દ્વેષ–ભાવ હોય તો તે રાષ્ટ્રીય ધર્મબુદ્ધિનાં અભાવનુંજ પરિણામ છે. એવી વિરોધ ભાવનાને લીધે રાષ્ટ્રની અતિશય શક્તિનો વિના કારણ વ્યયજ થાય છે અને પરદેશીઓની આપસ્વાર્થી ભેદબુદ્ધિને પગપેસારો કરવાનું બહાનું મળે છે.

રાષ્ટ્રીય ભાવનાથી પ્રજામાં બળ અને શક્તિનું સ્ફુરણ થવા પામે છે. એ ભાવનાના બળે જાપાને જોતજોતામાં પોતાને માટે મગરૂરીભર્યું સ્થાન મેળવ્યું છે. રાષ્ટ્રીય ભાવનાથી મસ્ત થયેલા યુવકોનાં જુથ જમાવી, ડૉ. સુન યાટ સેને ચીનમાં રાષ્ટ્રીયતાનો શંખધ્વની ગજાવ્યો. એ ભાવના ઝીલીને મહાસાગર ભરતીએ ચઢયો હોય, તેમ આજે ચીન ઉછળી રહ્યું છે. એ ભાવનાને પ્રતાપે શંઘાઇના મીલમજુરોની કતલ થતાં વિદ્યાર્થીના ટોળેટોળા સહાય અર્થે નિકળી પડયાં, નિશા-

જોમાં તાળા દેવાયાં હડતાળો પાડી, જંગી સરઘસો નિકળ્યા, તથા વિદ્યાર્થીઓએ અંગ્રેજ સીપાઇઓની ગોળીએ વિંધાઇ, જાતની કુરબાની કરવાનું પસંદ કર્યું.

હિંદના સમસ્ત યુવાનો આવી રાષ્ટ્રીયતાની ભાવનાએ રંગાય, અને તેમની પ્યારી ભારતમાતાની જંજીરો તોડવાના ભગીરથ કાર્યમાં, ચીનના યુવાનોની જેમ ઝુકાવે, એ વેળા ક્યારે આવશે ?

## સત્યાગ્રહની ભાવના

સત્યાગ્રહની ભાવના એ ક્ષણભંગુર જડ વસ્તુ નહિ, પણ આત્માના બળથી ઉત્પન્ન થયેલી, ચૈતન્યથી ભરેલી, અમર ભાવના છે. એ ભાવનાના રંગે રંગાયલા હોવાથીજ મીરાબાઇ, પ્રહ્લાદ, અને હરિશ્ચન્દ્ર સંસાર સમુદ્રને તરવામાં સફળ થયાં હતાં. જેમ પાણી વિના માછલીની જીવવાની આશા નિરર્થક છે, તેમ વીરતા, ક્ષમા અને દયા વિના સત્યાગ્રહની ભાવના મનુષ્યોના અંતરમાં રહી શકે એ અસંભવીત છે. સત્યાગ્રહ ભાવનારૂપી પાકને પોષવા સારૂ પ્રયત્નની તથા સાહસરૂપી ખાતરની જરૂર છે. સત્યાગ્રહની ભાવનાથી મનુષ્ય સ્વતંત્ર બની ખરો મરદ બને છે. તેનામાં નિર્ભયતાનો પ્રવેશ થવાથી તે કોઇની ગુલામી નહિ કરે. મહાન હ્યુયરમાં સત્યાગ્રહની અડગ ભાવના હતી ત્યારેજ તે પોતાની કોમની સામે એકલો બાથ ભીડવા તૈયાર થયો હતો, તેનાજ પરીણામે આજે જર્મની છુટ ભોગવી રહ્યું છે. કોલમ્બસ પોતાના ખલાસીઓની સામે થઇ સત્યાગ્રહી થયો ત્યારેજ તે અમેરીકા જેવો ખંડ શોધવામાં સફળ થયો. બારડોલીના ખેડુતો, સત્યાગ્રહની અચળ ભાવનાને પ્રતાપેજ સરકાર સામે ટક્કર ઝીલી, વિજયમાળ ગળામાં આરોપી શક્યાં. સત્યાગ્રહની ભાવના જ્યારે મનુષ્યોમાં સ્ફુરશે, ત્યારે કુરીવાજોનો નાશ થશે, અને સંસારરૂપી બાગમાં સુખની રેલછેલ વરસી રહેશે. સત્યાગ્રહની ભાવનાથી જીવનકલહમાં દ્વેષને પ્રેમથી, અસત્યને સત્યથી અને બળાત્કારને સહનશીલતાથી જીતી શકાય છે.

## સૌંદર્યની ભાવના

સૌંદર્યની શુભ ભાવના પોષવી એ સંસ્કૃતિનું કામ છે. આદર્શ ભાવના તરફ જવાને, સૌંદર્યની ભાવનારૂપી પગથીયા પરથી સાચવીને ધીમેથી પસાર થવું પડશે. મહાન દિવ્ય મનમાં સર્વ વસ્તુઓનું સર્વ સ્થળે અને દરેક ક્ષણે પ્રતિબિંબ પડે છે. જેનામાં સૌંદર્યની લાગણી કેળવાઇ નથી, તેવી કલ્પનાશક્તિવાળો મનુષ્ય સુર્યોદય પ્રતિ જોતાં છતાં તેમાં સૌંદર્ય નથી નિહાળી શકતો, તેનું કારણ માત્ર એટલુંજ કે તેની કલ્પનાશક્તિ દિવ્ય મનની લાગણીનું દર્પણ થવાને અસમર્થ છે. પણ નાજુક પ્રકૃતિવાળો બાળક સુર્યોદયમાં કંઇક સૌંદર્ય જોશે અને ચિત્રકાર તેથી પણ વધારે જોશે. કારણ કે તે બાળક અથવા ચિત્રકાર પોતાની શક્તિના પ્રમાણમાં દિવ્ય મનની લાગણીના દર્પણ થઇ શકવાનું સામર્થ્ય ધરાવે છે.

જેવી રીતે સુર્યનો પ્રકાશ ફુલની કળીની આસપાસ અને કળી ઉપર પડીને તે કળીની બીડાયેલી પાંખડીઓને વિકસાવી તેનું પુષ્પ બનાવે છે, તેવી રીતે જગદગુરુ પોતાના પ્રેમમય હૃદયમાં સર્વ મનુષ્યોને લપેટી લે છે અને તેમના પર દરરોજ એવી અસર કરે છે કે જેથી સૌંદર્યની કદર બુઝવાની અને સૌંદર્ય ઉત્પન્ન કરવાની ગુપ્ત શક્તિઓ પ્રકટ થાય, અને મનુષ્યો તેમની સુસ્ત દશામાંથી જાગૃત થાય, અને દિવ્ય મનની સાથે આનંદપૂર્વક ભાગ લઇ શકે.

આ સૌંદર્યની ભાવના પ્રાથમિક રૂપમાં હોય છતાં તે આપણામાંના દરેકમાં છે. જો આપણે પાંદડામાં તેમજ ડાળીઓમાં સૌંદર્ય

ગુણી અને સુખી જીવોને જોઇ તેમના તરફ ઈર્ષા કે દ્વેષ ન કરતાં સંતોષ માનવો અથવા પોતાની કે પરની ઉન્નતી જોઇ આનંદીત થવું, તેને પ્રમોદ યા મુદિતા કહે છે.

આ મુદિતાની અથવા પ્રમોદની ભાવના ચાર પ્રકારની છે. (૧) આપાતરમ્ય પ્રમોદ, (૨) સ્વહેતુ પ્રમોદ, (૩) ભાવિ પરીણામ રમ્ય પ્રમોદ અને (૪) પારમાર્થિક પ્રમોદ.

( ૧ ) દેખવા માત્રથી ઉત્તમ જણાય છતાં પરીણામે દુઃખ રૂપ હોય, એવા પારકાના તથા પોતાના સુખને નિહાળી કૃતાર્થ માને તે પ્રથમ ભાવના છે.

( ૨ ) વર્તમાન કાળમાં નીતિવાળી પ્રવૃત્તિ કરનારા અને તેને લઇ દેહાદિની નિરોગીતા અને વ્યવહાર કુશળતાને લઇ સુખમય જીંદગી ગુજારનારને દેખી ખુશી થવું અને અને પોતે પણ તેવી પ્રવૃત્તિ કરી સુખી થવું તે બીજી મુદિતા છે.

( ૩ ) હિતકારી પરિણામ, એટલે જે પ્રવૃત્તિનું પરિણામ, ભાવિકાળ માટે પણ સુખ રૂપમાં આવે છે, તે ત્રીજી મુદિતા છે. આ લોકમાં, વ્રત, જપ, નિયમ અને પરોપકારનાં કાર્યો કરવાની તે પ્રવૃત્તિ કરે છે. તેમાં પોતે આનંદ પામે છે, અને કોઇ કરતાં હોય તો તેઓને જોઇને પણ આનંદ પામે છે. આવા કાર્યના ફળરૂપે, આ લોકમાં તેની કિર્તી વધે છે, માન સન્માન વિશેષ મળે છે. લોકો તેની વાહવાહ બોલે છે, અને પરલોકમાં કલ્યાણની પરંપરા આપનારા અનેક સુખનો તે અનુભવ કરે છે.

( ૪ ) તે ઉત્તમ એટલા માટે કે તેની પ્રવૃતિ, મોહ તથા અજ્ઞાનનો ક્ષય થવાથી ઉત્પન્ન થતાં અખંડ સુખ તરફ હોય છે. દુનીયાનાં સર્વ જીવો કાયમ સુખી થાય, પરમાનંદમાં મગ્ન થાય, અને શાશ્વત શાંતિ પામે, એવા પુરૂષાર્થ તરફ પ્રવૃતિ કરનાર જીવોને દેખી તે આનંદ પામે છે. તે ઉત્તમ પરમાર્થ મુદિતાની ભાવના છે.

## ઉપેક્ષાની ભાવના

ઉપેક્ષા એટલે મધ્યપણું, કોઇનાં કાર્યમાં આડે ન આવવું; તેના કર્મ તે જાણે, સૌ સૌના કરેલા કર્મ ભોગવશે, એવી ભાવના-લાગણી આ ભાવનાનો મુખ્ય વિષય છે.

આ ઉપેક્ષા ચાર પ્રકારે કરાય છે. (૧) અહિત ઉપેક્ષા ( ૨ ) ભાવિ ઉપેક્ષા ( ૩ ) વૈરાગ્ય ઉપેક્ષા ( ૪ ) તત્વ ઉપેક્ષા.

( ૧ ) કોઇ મનુષ્યને અહિત કાર્યમાં પ્રવૃત્ત થતો જોય છતાં વર્તમાનકાળના સુખ તરફ નજર નાખી તેના કામની આડે નહિ આવવું તે પ્રથમ પ્રકારની ઉપેક્ષા છે.

( ૨ ) જેમ કે મનુષ્ય આળસથી ધન ઉપાર્જન કરવામાં પ્રવૃત થતો નથી, તો તેને અનુકુલ સાધનો નથી, અથવા તેનો ઉત્સાહ કે લાગણીઓ જોઇએ તે પ્રમાણમાં તે કાર્ય માટે વિકાસ પામી નથી, એમ ધારી તેની ઉપેક્ષા કરે અને વખતની રાહ જુએ, વખત આવતાં કાર્યમા પ્રવૃત કરાવે.

( ૩ ) અનેક દુઃખથી વીંટાયેલા અને તેને લઇને દુઃખથી જુદા ન પાડી શકાય, તેવા સંસારનાં સુખમાં સુખ તે કેવળ દુઃખરૂપ છે, એમ વિચાર કરીને સર્વ ઇંદ્રિયોને આનંદ આપનાર સુખને, દુઃખરૂપે સમજી તેની ( સુખની ) ઉપેક્ષા કરવી, તેનો ત્યાગ કરવે: તે નિર્વેદ ઉપેક્ષા છે.

( ૪ ) પરમાર્થવૃત્તિએ પોતાનેજ સુધારવા પ્રયત્ન કરાય તે તત્વચિંતન ઉપેક્ષા છે.

આ પ્રમાણે સર્વ જીવો ઉપર પ્રેમ, સર્વ જીવો સુખી થાય તેવી લાગણીવાળી મિત્રતા, દુઃખી જીવો ઉપર કરૂણાની ભાવના, તેમના દુઃખ દૂર કરવાની લાગણી, ગુણવાન ઉપર દ્વેષ કે ઇર્ષા નહિ પણ તેમને સુખી જોઇને થતી આનંદવાળી મુદિતાની ભાવના, અને અધર્મી જીવો ઉપર તિરસ્કાર નહિ પણ ઉપેક્ષા, આવી પ્રવૃત્તિ કરનારા જીવો પોતાના પરિણામને શુદ્ધ કરી છેવટે આદર્શ ભાવનાને સિદ્ધ

કરે છે. યોગની પુષ્ટિ માટે આ ભાવનાને મહાત્માઓ રસાયણ સમાન ગણે છે.

" अतः पापक्षयः सत्त्वं शीर्क्त ज्ञानं च शाश्वतम ।
तथानुभवसंसिद्ध ममृतं द्वद उच सुः॥१॥"

આ ભાવનાથી જ્ઞાનને આવરણ કરનારા કિલષ્ટ કર્મોનો ક્ષય થાય છે. સત્વ, વીર્ય, વિકાસ પામે છે, ચિત્તની સમાધિ વધે છે, શાશ્વત જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેમજ આ ભાવના મોહરૂપી વિષનો નાશ કરનાર હોવાથી અમૃત સમાન છે.

## આદર્શ ભાવના

વિશ્વવ્યાપી ( પ્રાણીમાત્ર ઉપર ) પ્રેમ એ મનુષ્ય જાતની આદર્શ ભાવના છે.

" વિશ્વવ્યાપી પ્રેમ એજ ઉત્કર્ષનું રહસ્ય છે. "

વિશ્વવ્યાપી પ્રેમ થવો એજ સાક્ષાત્કારનું અંતિમ ચિન્હ છે. આત્મ સાક્ષાત્કાર એજ જીવનની સાર્થકતા છે. અને સાક્ષાત્કાર પ્રેમથીજ સંભવિત છે. શુદ્ધ અને સાત્વિક વિશ્વવ્યાપી પ્રેમ એજ ઉન્નતિનો રાજમાર્ગ છે.

તે વિશ્વવ્યાપી પ્રેમની ભાવનામાં એટલું સામર્થ્ય છે કે તે રડતાને હસાવે છે, દુઃખીને દિલાસો આપે છે, ઉત્સાહને પ્રેરે છે. તે નવિનતા વધારે છે, તે શત્રુતા ભૂલાવે છે, તે મિત્રતા કરાવે છે, તે અભેદતા બતાવે છે, તે એકતા દર્શાવે છે અને " અહાહા " તેજ આખરે પ્રભુપ્રતિ લઇ જાય છે. ખરેખર પ્રભુ પ્રાપ્તિનો સત્ય અને ઉન્નત માર્ગ વિશ્વવ્યાપી છે. સત્યની શોધમાં વિશ્વવ્યાપી પ્રેમ મુખ્ય સાધન ભૂત છે.

" વેદાન્ત એટલે વિશ્વવ્યાપી પ્રેમ ' એવો સ્વામી રામતીર્થનો સિદ્ધાંત હતો. "यद्दष्टं तन्नष्टं " એવી ભાવના થાય, સર્વ વસ્તુઓને ક્ષણીક સમજી તે ચિત્તમાંથી દૂર થઇ આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય, અને આપણામાં સર્વ અને સર્વમાં આપણે એવી આત્મૌપમ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય તોજ વિશ્વ વ્યાપી પ્રેમ આપણા અંતઃકરણમાં ઉદય પામે, સર્વત્ર ઇશ્વર, ઇશ્વરજ દષ્ટિગોચર થાય છે. સર્વ વાદવિવાદ વિરામ પામે છે, સર્વ દુઃખો ધસડાઇને વિલય પામે છે. ભીતી, શંકા અને દૌર્બલ્યનું નિશાન પણ રહેતું નથી. સર્વ વાસનાઓ સંપૂર્ણપણે ક્ષય પામે છે, પોતે ધારણ કરેલી સ્વતઃના શરીર સંબંધી સંકુચિત ભાવનાઓ લય પામી, સર્વ ચરાચર એજ આપણું શરીર અને તેનો હું (આત્મા) સાક્ષી દેહી છું, એવો અનુભવ થઇ મનુષ્ય આનંદની પરમ ઉચ્ચ કોટીમાં પ્રવેશ કરે છે. એવી સ્થિતિ જેને પ્રાપ્ત થઇ હોય, તેજ વેદાન્તી કહી શકાય.

વિશ્વવ્યાપી પ્રેમ એ એક અદ્દભુત વિશ્વ જીતવાનું સુદર્શન છે. લોકોનું સામાન્ય કથન છે કે " પ્રેમ એ ઇશ્વર છે, અને ઇશ્વર એ પ્રેમ છે." પ્રેમ શિવાય અન્ય ઇશ્વર સંભવિત નથી. પ્રેમ એજ જીવનનો કાયદો છે. એ કાયદા પ્રમાણે વર્તન રાખવું જોઇએ. એ પ્રેમ સંકુચિત નથી પણ વિશ્વવ્યાપી પ્રેમ છે, વિશ્વવ્યાપી પ્રેમની ભાવના એટલે સર્વત્ર ભાતૃભાવનું પૂર્ણ વિકસીત સ્વરૂપ છે. વિશ્વવ્યાપી પ્રેમ થયો, સર્વ રૂપોને પ્રભુ રૂપ માની લીધા, અને સ્વસ્વરૂપો ગણીને સર્વ પ્રતિ વિશુદ્ધ પ્રેમભાવ કર્યો કે તે સાથેજ આપણે મનુષ્ય નહિં પણ પ્રભુ થયા સમજવું. સ્વાર્થત્યાગ એજ પ્રેમનો ઉદ્દેશ છે. અભેદતા એજ પ્રેમનું કારણ છે, અને ઐકય એજ પ્રેમનો અનુભવ છે. વિશ્વવ્યાપી પ્રેમ એ પ્રભુના ગુપ્ત દ્વાર ઉઘાડવાની સરલ કુંચી છે.

"એ વિશ્વવ્યાપી પ્રેમ થાતાં, રીપુને રીઝાવું હું
ભુલીને સર્વ શત્રુતા, હું સ્નેહને જગાડું છું.
અભિન્ન ભેદ રૂપમાં રહેલ મારા રૂપને,
ભાળું હું ગાઢ પ્રેમથી, અભેદતા વિચારીને."



# સનત્કુમારી



## ( એક નાટિકા )

લેખકઃ ડૉ. મંજુલાલ જમનારામ દવે,
એમ. એ., પીએચ. ડી., ડી. લીટ.

( ગયા અંકથી ચાલુ )

### અંક બીજો.

#### પ્રવેશ પ્હેલો.

મ્હેલના બાગને ઝરકંડ.

સનત્ તથા કુમારી પ્રવેશે છે.

સનતઃ તને હું ક્યાં લઇ આવ્યો છું તેની તને જાણ નથી? વાડીઓમાં જ્યારે બહુ ગરમી લાગે છે, ત્યારે વારંવાર હું અહીં આવું છું, ને બપોર ગાળું છું. વૃક્ષની છાયામાંથી પણ આજ અકળાવી નાંખે એવી ગરમી ઝરે છે ..

કુમારીઃ અરે, આ પાણી તો નિર્મળાં છે...

સનતઃ અને હિમાળા જેવાં શીતળ. જુનો ને દવડ આ ઝરકંડ છે. કહે છે કે એકદા કોઇક ચમત્કારી રીતે તે આંધળાની આંખો ઉઘાડતો. અને અદ્યપિ તેને સૌ "અંધ-કૂપ" એ નામે પિછાને છે...

કુમારીઃ હવાં નથી ઉઘાડતો તે આંધળાંની આંખો ?

સનતઃ રાજાજી જાતે જ લગભગ અંધ છે, એટલે કોઇ આ તરફ નથી આવતું...

કુમારીઃ કેવુંક એકાન્ત અહીં લાગે છે! ...નાનો સરખો ય અવાજ અહીં નથી સંભળાતો !

સનતઃ અજબ ને ચમત્કારી શાન્તિ અહીં વિરાજે છે–નીંદરનાં પાણીડાંનાં ય શ્વાસોચ્છ્વાસ સંભળાઇ રહે એવી...આ આરસની શીલા પર બેસવું તને રૂચશે ? વિશાળ આ વટવૃક્ષને વીંધી એક સૂર્યકિરણ સુદ્ધાંતે અહીં પ્રવેશી શકતું નથી...

કુમારીઃ હું આ શીલાપર સૂઇ જઉં છું– જલનાં અતલ તળ જોવાં મને રૂચે છે...

સનતઃ અત્યાર સુધી કોઇથી ય તે નથી જોવાયાં. સાગર શાં તે ઉંડાં હશે કદાચ. કોઇને ય જાણ નથી કે આ પાણી ક્યાંથી અહીં આવે છે. કદાચ છેક પૃથ્વીના ઉંડેરા ઉંડાણમાંથી...

કુમારીઃ અને છતાં ય કોઇ ચળકતી વસ્તુ તેને તળ પડી હોય તો પણ કદાચ જોઇ શકાય...

સનતઃ આવડી ન નીચી નમી રહે, કુમારી...

કુમારીઃ મ્હારે પાણીને અડકવું છે...

સનતઃ સંભાળ, સરી પડાશે...લાવ, હું ત્હારો હાથ પકડું...

કુમારીઃ ના, ના, બન્ને હાથ મ્હારે માંહ્ય બોળવા છે. મને લાગે છે હાથ મ્હારા આજ કળે છે...

સનતઃ અરે, અરે, સંભાળ! સંભાળ! કુમારી!...કુમારી!...અરે, ત્હારા વાળ!...

કુમારીઃ ના, ના, નથી પ્હોંચી શકાય એવું...બહુ ઉંડું છે આ તો...

સનતઃ પણ ત્હારા વાળ પાણીને સ્પર્શી શક્યા...

કુમારીઃ હા, હા, મ્હારા હાથ કરતાં તે વધુ લાંબા છે–મ્હારા પોતા કરતાં પણ...

( મૌન )

સનતઃ તેણે ય તને ઝરણા સમીપ જ જોઈ'તી ?

કુમારીઃ હા...

સનતઃ તેણે શું કહ્યું હતું તને ?

કુમારીઃ કંઈજ નહિ–મને યાદ નથી...

સનતઃ છેક ત્હારી સમીપ તે આવેલ ?

કુમારીઃ હા; તેને મને ચૂમવી હતી...

સનતઃ અને તે તને ન્હોતું રૂચતું ?

કુમારીઃ ના.

સનતઃ શા માટે નહીં ?

કુમારીઃ અરે, હમણાં જ મેં જળને તળી- એથી કંઈક પસાર થતું ન્યાળ્યું...

સનતઃ જો, જો, સંભાળજે હોં! તું માંહ્ય સરકી પડશે...એ શું ઉછાળ છ વારૂં ?

કુમારીઃ એ તો તેણે આપેલ વીંટી છે...

સનતઃ સંભાળ, તું તેને ખોઈ બેસશે...

કુમારીઃ ના, ના. મ્હારા હાથ સાવધ છે તો...

સનતઃ આવા અતલતલ જલને આરે બેસી એમ ન ઉછાળીએ હો...

કુમારીઃ પણ મ્હારા હાથ સ્થિર છે ને ?

સનતઃ કેવી તે સૂર્યના તેજમાં ચળકે છે ! ...જો, જો, એટલી ઉંચેથરી ન ઉછાળ.

કુમારીઃ અરે!...

સનતઃ પડી ગઈ શું ?

કુમારીઃ પાણીમાં પડી !

સનતઃ ક્યાં ? ક્યાં વારૂ ? કંઈકે દેખાય છે તે ?...

કુમારીઃ નથી જણાતું...ક્યાંક અંતરા ઉંડાણમાં જઈ બેઠી એ તો...

સનતઃ મને કંઈક ચળકતું દેખાય છે...

કુમારીઃ મ્હારી વીંટી ?

સનતઃ હા, હા, જો, પ્હણે...

કુમારીઃ અરે, અરે, પણ કેટકેટલી દૂર છે તે ?...ના, ના, ન્હોય તે...ગઈ...ગુમાવી ...જળના એક કુંડાળા સિવાય કશું જ નથી જણાતું...શું કરશું ? હવાં શું કરશું જો ?...

સનતઃ એક વીંટીની ખાતર એવડી ચિંતા મા ધર કુમારી...કંઈ નહીં...બીજી વેળ શોધીશું...અથવા બીજી મેળવીશું...

કુમારીઃ ના, નાઃ આપણને તે બીજી વેળ નહીં જડે, તેમ બીજી ય પણ નહીં મળે... મેં માન્યું મ્હારા હાથમાં જ તે આવીને ઝીલાઈ ગઈ...મેં હાથ બંધ કર્યા, ને તેમ છતાંય તે સરી પડી...બહુજ ઉંચે, છેક સૂર્યબિમ્બ સામે મેં તેને ઉછાળી હતી...

સનતઃ ચાલ, ચાલ, ફરીથી એકાદા આવશું અહીં...ચાલ, હવાં જવાનો વખત થયો...સૌ આપણને ખોળતાં હશે...વીંટી પડી ત્યારે બરાબર બારના ટકોરા સુણાતા હતા...

કુમારીઃ પુછશે તો ત્હારા ભાઈને શું કહેશું ?

સનતઃ સાચું જ...સત્ય જ...સાચું જ એક...

( જાય છે. )

પ્રવેશ બીજો.

કિલ્લા ને ખંડ.

( પથારીવશ માનસિંહની બાજુમાં કુમારી બેઠેલ છે. )

માનસિંહઃ હાઃ હાઃ હવે ઘા રૂઝાતો જાય

છે, કંઇજ ગંભીર ઇજા જેવું નથી જણાતું... પણ એ એમ કેમ બન્યું તે નથી કળાતું... તદ્દન શાન્તિથી હું વનમાં શિકાર કરતો હતો, તેવે સહસા વિના કારણ મ્હારો ઘોડો બ્હીન્યો; કંઇક તેને અપરિચિત જણાયું હશે ?...ને તેજ ક્ષણે. મેં બારના ટકોરા સાંભળ્યા. અને છેક છેલ્લે ટકોરે તો તે સજ્જડ બ્હીન્યો હોય તેમ અંધ ને ઉન્મત્તની જેમ એક ઝાડની સામે છેક દોડયો મેં કશુંજ ન સાંભળ્યું, ને શું બન્યું તે ય હું નથી સમજી શકતો. પણે હું પડી ગયો, ને તે...હા, તે મ્હારા પર પડયો હોવો જોઇએ. મેં ધાર્યું સારૂંય જંગલ તેના સકળ ભાર સાથે મ્હારી છાતી પર પડયું; ને મ્હારૂં હૈયું છુંદાઇ રહ્યું...પણ મ્હારૂં અંતઃકરણ તો સાવ મજબૂત છે. કશુંજ ગંભીર નથી થવા પામ્યું...

કુમારીઃ જરા પાણી પીશો તમે ?

માનસિંહઃ ના, ના, મને તરશ નથી લાગી.

કુમારીઃ બીજું અશીકું મૂકું ?...આ છે. તેના પર લોહીનું નાનુંક ટપકું છે માટે...

માનસિંહઃ ના, ના, કંઇજ નથી તે. લોહીની વાતિ થઇ'તી મને થોડી વાર પર... ફરીથી પાછી થશે કદાચ...છો રહ્યું તે.

કુમારીઃ ત્યારે તમને કંઇજ ભારે દરદ નથી, ખરૂં ?...

માનસિંહઃ ના, ના, આના કરતાં તો કેટલાય ભારે સંકટોને હું વટાવી ગયો છું. લોઢી તેમ લોઢાની ભઠ્ઠીમાં તપી હું કઠણ થયો છું...આ કંઇ ન્હાના બાળકનાં હાડમાંસ ન્હોય,–નરમ ને સુંવાળાં...ત્હારે જરિય ચિંતા ન ધરવી.

કુમારીઃ આંખો જરા મીંચી દઇ સુવાનો પ્રયત્ન કરો...આખી રાત હું અહીં સુશ્રુષા કરતી બેસીશ...

માનસિંહઃ ના, ના, આમ તું દુઃખી થાય તે મને નથી રૂચતું...મ્હારે કશાની જરૂર નહીં પડે; એક બાળકની જેમ હું નીંદરી રહીશ...પણ, શું થયું, એટલામાં ? કુમારી ? તું રડે છે કાં ?

કુમારી ( અશ્રુ છળકતી ) હું ય,...હું ય માંદી છું...

માનસિંહઃ તું માંદી છે ?...શું થાય છે તને ? શું થાય છે ?...ક્યાં છે દર્દ, કુમારી ?...

કુમારીઃ મને સમજણ નથી પડતી... અહીં મને નથી ગોઠતું...આજજ તમને હું કહી દઉં, મ્હારા પ્રભુ...હું અહીં સુખી નથી...

માનસિંહઃ પણ શું થયું છે, શું થાય છે તને, કુમારી ? કોઇકે તને મુંઝવી છે ? કોઇકે તને કંઇ દુઃખ દીધું છે ?...

કુમારીઃ ના, ના; કોઇએ ય મને જરાક સરખું પણ દુઃખવી તેમ મુંઝવી નથી...ના, ના, તેમ નથી. તેમ નથી...પરંતુ અહીં મને નથી ગોઠતું, નથી ગોઠતું...કેમ તે હું નથી જાણતી. મને થાય છે ક્યાંક હું ચાલી જઉં, જતી રહું !...અહીં રહીશ તો હું મરી જઇશ.

માનસિંહઃ જરૂર કંઇક થયું હોવું જોઇએ. તું મ્હારાથી તે ગુપ્ત રાખતી હશે. ખરૂં કહી દે, સૌ સાચું મને જણવી રહે, કુમારી. રાણાજીએ તને કંઈ કર્યું ?...મીનળબાએ દુભવી તને ?...મસ્તીખોર સનને તને કંઈક કર્યું ?

કુમારીઃ ના, ના; સનને કાંઈ નથી કર્યું. કોઇએ કાંઇ નથી કર્યું...તમે મને નથી સમજી શકતા...

માનસિંહઃ શા માટે હું ન સમજું ?... પણ તું કંઇ કહેતીજ નથી તો હું શું કરૂં ! કહે,...મને બધું કહે, તો હું બધું સમજું ને ?

કુમારીઃ એ શું છે તેની મને પોતાને ય સમજ નથી પડતી...ખરેખર શું છે તે તે મને

ય નથી સમજી શકાતું...મ્હારાથી કહેવાય તો જરૂર તમને તે કહું...મ્હારા કરતાં કંઇક વધારે બળવાન છે તે...

માનસિંહ: આવ, જરા ધીરી થા, કુમારી–કહે, હું શું કરૂં? તું કાંઇ નાની બાળક નથી હવાં–મને છોડીને ચાલી જવા ઇચ્છે છે તું?

કુમારી: અરે, ના, ના. તેમ નથી... તમારી સાથે કયાં ચાલી જઉં એવું થાય છે. અહીંજ મને ચેન નથી. મને લાગે છે હું ઝાઝું નહીં જીવી શકું...

માનસિંહ: પણ તેનું કાંઇક કારણ હોવું જોઇએ ને. તને તેઓ ગાંડી ગણશે. કહેશે કે બાલીશ સ્વપ્નો ને તરંગોવાળી આ તો છે. આમ આવ, સનત્ ત્હારી સાથે વારંવાર નથી બોલતો તેથી?...

કુમારી: હા હા. વખતે મ્હારી સાથે બોલે છે એ. તેને હું નથી ગમતી; મને એમ લાગે છે; તેની આંખોમાં મેં તે જોયું છે...પણ જ્યારે મળે છે ત્યારે તો મ્હારી સાથે તે બોલે છે...

માનસિંહ: પણ ત્હારે તે પર લક્ષ ન આપવું. હમેશનો તે તો એવોજ છે, સાવ વિચિત્ર. અને હમણાંનો તે દિલગીર છે, તે તેના મિત્ર અજીતને ચીંતી રહ્યો છે. અજીત મરણપથારીએ છે ને પોતાથી ત્યાં નથી જવાતું તે તેને લાગે છે...પણ તેનામાં ફેરફાર થશે, તે પલટાશે, તું જોશે; તે બાળક છે...

કુમારી: પણ તેનું કાંઇ નથી...તેનું કાંઇ નથી...

માનસિંહ: ત્યારે શું છે?–અમે જેમ અહીં જીવન જીવીએ છીએ તેમ જીવવાને તું નહીં ટેવાઈ? અહીં તને બહુ અંધકારમય ને સતકાર સમું લાગે છે?–એ ખરૂં છે, આ કિલ્લો સાવ જીર્ણ ને અંધાર ભરપુર છે... અત્યંત ટાઢો ને ઉંડાણમાં. અને માંણસનાં વસનારાં સૌ મોટેરા છે. ઉપરાંત ચારે બાજુએ પ્રદેશ પણ તેટલોજ ખિન્ન ને ઉદાસીનતા ભર્યો છે, ધાડાં ને તેજહીણાં જંગલોથી ઘેરાયલો. આમ છતાંય મન ચ્હાય તો આ બધાંને ખુશખુશાલીથી વધાવી લે. અને આનંદ, હાં, આનંદ કંઇ સદા તો નથી જ સ્પર્શાતો ને? સંજોગોને વશવર્તી થવું એજ ડહાપણ છે.. તો પણ, કંઇક કહે મને; તું ઇચ્છે તે હું કરૂં, ભલે પછી તે ગમે તે હો ..

કુમારી: હા, હા, તે ખરૂં છે. અહીં કદી ય નીલઘેરાં આકાશ નથી નીરખતાં...આજ જ પ્હેલી વાર પ્રભાતે મને તેનાં દર્શન થયાં...

માનસિંહ: એજ તને આટઆટલું સતાવે છે, મ્હારી ભલી કુમારી?–એજ એક?–ખુલ્લાં ઉઘાડાં આકાશ,–નિરભ્ર ને નીલઘેરાં આકાશ–નથી નીરખાતાં માટે તું આટઆટલાં આંસુ ઢાળે છે?–આવ, આવ, નાના બાળક સમી તું હવાં નથી કે તને આવી આવી ચીજો રડાવી રહે...થોડા વખતમાં તને નિરંતર આકાશ જણાઇ રહેશે–અને આવતે વર્ષે–આવ, આપ ત્હારો હાથ મને; બન્ને ત્હારા નાજુક હાથ મને દે. ( તે તેના હાથ લે છે ) અરે, અરે, કુમળા આ હાથ જાણે ફૂલડાંની માફક હું ચુંદી રહું...પણ અરે, મેં આપેલ વીંટી કયાં ગઇ?

કુમારી: વીંટી?

માનસિંહ: હા; આપણી લગન-વીંટી, કયાં ગઇ?

કુમારી: મને લાગે છે...મને લાગે છે તે પડી ગઇ...

માનસિંહ: પડી ગઇ? કયાં પડી ગઇ?. ...તેં તો તેને તેથી ખોઇ ને?

કુમારી: ના, ના. તે પડી ગઇ...પડી ગઇ હશે–પણ કયાં, તે હું નથી જાણતી...

માનસિંહ: કયાં પડી ગઇ?

કુમારી: તમે જાણો છો...તમે જાણો છો ને...પેલી સાગરની ગુફા...

માનસિંહ: હા.

કુમારીઃ ત્યારે, ત્યાં જ...ત્યાં જ તે હશે ...હા, હા, હવે મને યાદ આવે છે...સ્હવારે ન્હાના રણધીરને કાજ છીપોલીઓ વીણવાં ત્યાં હું ગયેલ...તેઓ બહુ સુન્દર છે ત્યાં ...તે વારે મ્હારી આંગળીએથી તે સરી પડી...પછી ભરતી આવી ને તેને શોધવાનું મૂકી હું ચાલી આવી.

માનસિંહઃ ચોક્કસ તું જાણે છે કે તે ત્યાં છે ?

કુમારીઃ હા, હા, તદ્દન ચોક્કસ...મને તે સરતી ભાસેલી...પછી તરત જ મોજાનો સુસવાટ...

માનસિંહઃ હમણાં જ જા ને તે લઇ આવ.

કુમારીઃ હમણાં જ જઉં ને તે લઇ આવું ?

માનસિંહ. હા.

કુમારીઃ હમણાં જ ?–એકદમ ?–આ અન્ધારામાં ?

માનસિંહઃ હમણાંજ, એકદમ, અંધારમા. જા, ને લઇ આવ તે. એ એક વીંટીને સાટે સર્વસ્વ મ્હારું ગુમવી રહું. તને ખબર નથી એ શું છે તે. સાગર આજ સભર સ્હડયો હશે. ત્હારા જતાં પ્હેલાં તે તેને ગળી જશે... ઉતાવળી થા. એકદમ જા, ને લઇ આવ.

કુમારીઃ મ્હારી છાતી નથી ચાલતી... એકલી હું નહીં જઇ શકું...

માનસિંહઃ જા, જા, ગમે તે કોઇકને સાથે લઇને જા. પણ એકદમ જા, સાંભળે છે કે ?–ઉતાવળ કર; સનતને કહે, આવશે ત્હારી સાથે એ...

કુમારીઃ સનત ?–સનત સાથે ?–પણ સનતને તે નહીં રૂચે તો ?—

માનસિંહઃ સનત તું કહેશે તે કરશે. ત્હારા કરતાં તેને હું વધારે ઓળખું છું. જા, જા, ઉતાવળી થા. વીંટી મળશે ત્યાં સુધી મને ચેન નહીં પડે, ..હું શાન્તિથી નહીં સુઇ શકું.

કુમારીઃ હાય ! હાય ! હું સુખી નથી !– હું સુખી નથી !...

( રડતી રડતી જાય છે )

પ્રવેશ ત્રીજો.

ગુફાને મુખદ્વાર.

સનત તથા કુમારી પ્રવેશે છે.

સનત ( ઉંડેરા અંતક્ષોભથી ): હા, આ રહી તે જગા. અન્તે આવ્યાં આપણે. અંધારું એટએટલું છે કે તેમાં ગુફા વા ગુફાનું દ્વાર સુદ્ધાં તે જણાવું મુશ્કેલ છે. તેમ તારાઓ તે બાજુ તરફ નથી. થોભો જરા, ચન્દ્રને પેલા મોટા વાદળાને ચીરી બ્હાર નીકળવા દો. સારી પ ગુફા તે અજવાળી રહેશે ને તે પછી આપણે વિના ભયે માંહ્ય ઉતરીશું. અલબત્, કોઇ કોઇ જગા વધારે ભયંકર છે, ને અગાધ બે સરવરીઓની વચલો રસ્તો વિકટ ને સાવ સાંકડો છે. મશાલ કે ફાનસ લાવવાં મને ન સૂઝયાં...માનું છું કે ચન્દ્ર આપણને પૂરતો પ્રકાશ આપી રહેશે–તું કદીય અત્યાર પ્હેલાં અહીં નહીં આવેલ, કેમ ?...

કુમારીઃ ના.

સનતઃ આવ, અંદર આવ...જો તે તને પૂછે તો ત્હારે બરાબર આ જગાનું વર્ણન દેવું પડશે...જો, વિશાળ ને સુન્દર ગુફા છે આ માંહ્ય મનુષ્ય ને ફુલછોડને મળતા આકારો દેખાય છે, ને સર્વત્ર નીલઘેરી છાયા છવાઇ રહી છે. આરપાર હજી કોઇ તેને માપી શક્યું નથી. કહે છે કે માંહ્ય ધનના ખજાનાઓ છે. ભાંગીને ચૂરા થયેલ પુરાણાં જહાજના કંઇ કંઇ રત્નાસભર ભાગો અહીં જણાય છે. પણ ભોમીઆ વિના બહુ દૂર જવું ઠીક નથી. કેટલાક માંહ્ય પેઠેલ તે ફરી બ્હારજ નથી નીકળેલા. મને છેક છેવાડે જવામાં જરિય ભય નથી પાણી વા આકાશનો પ્રકાશ જ્યાં અટકશે ત્યાં આપણે થોભી જશું. નાનોક કોઇ દીવો અહીં પ્રકટાવે તો

જાણે ગુફાને મથાળે સારૂં ય તારામંડળ પ્રકાશી રહે એવું લાગે છે. કારણ કહે છે કે નાના નાના સ્ફટિકના કટકાઓના થરનું તે બનેલું છે. જો; જો, આકાશ નિર્મળું થતું જાય છે—હે ત્હારો હાથ મને...ધ્રુજીશ ના... આમ કંપીશ ના. કશોજ ભય નથી અહીં: જે ક્ષણે સાગરનો પ્રકાશ નહીં ન્યાળીએ તે જ ક્ષણે થંભી જશું...ગુફાનો ધ્વનિ તને બ્હીવરાવે છે ? એ તો રાત્રિનો ધ્વનિ છે, મૌનનો–સભર શાન્તિનો–એ ધ્વનિ છે... આપણી પાછળ સાગરને તું જોય છે ?... આજ તે ખુશ નથી લાગતો...અહો ! આ આવ્યો પ્રકાશ !...

(ચન્દ્રતેજે ગુફાનું દ્વાર તેમ માળાનો કેટલોક ભાગ પ્રકાશી રહે છે. ગુફાને થોડેક ઉંડાણે એક ખડક પર ત્રણ વૃદ્ધ ભીખારીઓ એકમેક પર પડી ઉંઘતા નજરે પડે છે. )

કુમારી: અરે !

સનત: શું છે ?

કુમારી: પ્હણે...( ત્રણ ભીખારીઓને દાખવે છે ),

સનત: હા. હા. મેં ય તેમને દીઠા છે...

કુમારી ચાલો જતાં રહીએ...જતાં રહીએ અહીંઆંથી...

સનત: હા, ત્રણ વૃદ્ધ ભિખારીઓ ગાઢ નિંદ્રામાં પડયા છે. દેશમાં દુકાળ છે. ઉંઘને માટે આ સ્થળ તેમને ઠીક મળી આવ્યું !...

કુમારી: ચાલો જતાં રહીએ !...ચાલ, ચાલ–જતાં રહીએ અહીંઆંથી !...

સનત: સંભાળ, મોટેથી ન બોલતી...છો સુતા, આપણે નથી જગાડવા તેમને, ચાલ.

કુમારી: છોડી દે મને, મ્હારો હાથ છોડી દે; એકલીજ હું ચાલીશ...

( જાય છે )

સનત: કોઇક બીજે દિવસે અહીં આવશું.

## પ્રવેશ ચોથો.

### કિલ્લાનો એક ખંડ.

( ઉદયસિંહ તથા સનત બેઠેલ દીસે છે. )

ઉદયસિંહ: તું જાણુ છં વૃથા એ મુસાફરીમાંથી ઉગારી લઇ સઘળુંજ તને અહીં આ ક્ષણે રોકી રાખવા મથી રહ્યું છે તે ? પહેલું તો ત્હારા પિતાની ગંભીર માંદગી. પણ તે વિનાય બીજાં ઘણાં કારણો છે. અને અત્યારે જ્યારે ચારે બાજુ આપણા દુશ્મનો ઉછળી રહ્યા છે, ને પ્રજા સારી દુકાળથી પીડાઇ ચોપાસ પૂકારી રહી છે, તે કાળે ત્હારે જવું ઠીક નથી. અને શા માટે એ લાંબી મુસાફરી ? અજીત તો ગયો; અને એની કબરની મુલાકાતે જવા કરતાં જીંદગીને બીજી ઘણીય ભારે ફરજો બજાવવાની છે. તું કહે છે કે નિષ્ક્રિય ત્હારી જીંદગીથી તું કંટાળી ગયો છે. પણ ક્રિયા તથા ફરજ રસ્તામાં નથી પડયાં કે એકદમ જડે. એ તો તેમને પસાર થતી વેળાએ પકડવાં પડે, અને દરરોજ તે પસાર થઇ રહે છે. તેં તેમને નથી જોયાં ? હું તો લગભગ અંધ થઇ ગયો છું, છતાં તને હું તે જોતાં શીખવીશ; જે વારે તું તેમને બોલાવવા ઇચ્છશે તે વારે હું તને તે બતાવીશ. છતાં, આટલું સાંભળ, જો તને ત્હારા આત્માના ઉંડાણમાંથી એ મુસાફરી માટે આજ્ઞા થઇ રહેતી હોય તો તું સુખે જા: મ્હારે ના નથી; કારણ ત્હારા પોતા પ્રત્યે તેમ ત્હારા વિધિ પ્રત્યે ત્હારી શું ફરજ છે તે મ્હારા કરતાં તું વધારે જાણે છે. શું થનાર છે તે જાણી શકીએ ત્યાંસુધી તું થોભ એટલુંજ માત્ર હું તને કહી શકું...

સનત: કેટલો કાળ મ્હારે થોભવું પડશે ?

ઉદયસિંહ: થોડાંકેક અઠવાડીઆં–કદાચ થોડાકેક દિવસો પણ...

સનત: થોભી જઇશ ત્યારે...





# કેટલીક વાનીઓ

લેખિકા સૌ. કપિલા મહુભાઇ કાંદાવાળા.

## ૨૩ કોરેલા સંભાર.

૧ શેર પડોળાં
અચ્છેર બટાકા
૧૦ લીલાં મરચાં વાટેલાં
એક ઝુડી કોથમીર શમારેલી
લીલા નાળીયેરનું ખમણ ઝીણું
મીઠું જોઇએ તેટલું
તેલ જોઇએ તેટલું
ઘઉંના લોટની કણુક

પંડોળાંના એક આંગળા જેવા કટકા કરી મહીંની જાળ અથવા બી હોય તે કહાડી નાખવાં. પેલા બટાકાને બાફીને છોલવા; ચોળીને ખુબ લોચા જેવી લુગદી કરવી. ઉપર લખેલો મસાલો નાંખીને જરા પીત્તળની કઢાઇમાં તેલ મૂકીને બટાકાનો માવો લાલશ પડતો સાંતળવો. પંડોળાના કટકા તૈયાર કર્યા હોય તેમાં માવો ભરીને બે બાજુ ઘઉંનો લોટ સીઠી દેવો. પીત્તળની કઢાઇમાં અધોળ તેલ, અધોળ પાણી નાંખવું. ચાર કોલસા સગડીમાં ભરી, સંભાર મૂકી દેવા. સંભાર જરા કડક રાખવો; લોચો ન થાય. તૈયાર થાય ત્યારે ભાણામાં મૂકતી વખતે બે બાજુનો ઘઉંનો લોટ કાઢી નાખી સંભાર ભાણામાં પીરસવા. ખાનારને એક છરી આપવી, એટલે પોતાની મેળે સરખા કટકા કરીને ખાય, કેમકે સરખો મસાલો દરેક કટકામાં આવે.

પડોળાંની ઋતુ ન હોય તો એવી જ રીતે ટમાંટાના પણ ભરાય છે. ટમાટાને ઉપરથી જરાં કાપીને, અંદરથી જરા પોલા કરીને મસાલો ભરવો. એકજ બાજુ કાણું પાડવું. ડીંટા ભણી નહીં.

બટાકા ન વાપરવા હોય તો ચણાનો લોટ તેલમાં જરા શેકીને અંદર બીજો બધો મસાલો નાખવો. લીલો મસાલો ન વાપરવો હોય તો મરી મીઠું ચાલી શકશે.

તેવી રીતે કાકડીના પણ ભરાય છે. તેમાં પણ તેજ મસાલો ચાલશે.

## ૨૪ સાબુદાણાના પાપડ

સાબુદાણા શેર ૧.
મીઠું એક રૂપીઆભાર.

સાબુદાણા શેર એક લઇ તેને સાફ કરી ધોઇને આશરે દસ ઘણા પાણીમાં નાંખી ચુલા ઉપર ઉકળવા મુકવાં. તેમાં મીઠું એક રૂપીઆભાર નાંખી બરાબર હલાવ્યા કરવું. ચોંટી જાય નહીં. તેમજ ગાંઠીઆ બાઝે નહીં તેની સંભાળ રાખવી. જો એકદમ જાડું થઇ જાય તો પાણી રેડતાં જવું, ને હલાવતાં જવું. પછી ચઢીને દાણા ફાટી એક રસ જેવું પણ સહેજ દાણો દેખાય તેવું રાબડી જેવું થાય, એટલે ઉતારી લેવું. થોડું ટાઢું થાય ત્યારે ચમચા વતે મૂકવું. કપડામાં મૂકવાથી ઉપાડતાં બહુ મહેનત પડે છે, માટે ખાખરાના પાના પર સહેજ તેલનો હાથ મારી તેના પર રેડી

સહેજ પહોળું કરવું. બહુ જાડું રાખવું નહીં. પછી સુકાય ત્યારે ઉખાડી લઇ ઘી અગર તેલમાં તળીને ખાવાના કામમાં લેવાં. આ પાપડ માંદા માણસને ઘણા ઉપયોગી થઇ પડે છે, તેમજ સહેલા, સસ્તા, અને સ્વાદે પણ સારા હોય છે. તેમાં એઠવાડનો સવાલ રહેતો નથી; તથા એકાદશીમાં પણ કામમાં આવે છે.

એની અંદર જીરૂ તથા મરી નાખવા હોય તો નંખાય છે; પણ તે કાળાશ પર પડે છે. બાકી મશાલાથી સ્વાદમાં પણ ફેર પડે છે, અને ઠીક થાય છે.

ખાખરાને બદલે કેળના પાનામાં સારા થશે–ને સહેલાઇથી ઉખડી શકશે.

## ૨૫ પાંદડીઆ પુરી કરવાની રીત.

શેર એક મેદાનો લોટ
ચોખાનો લોટ નવટાંક
દૂધ શેર ½
અટામણ કણકીનું

શેર એક મેદાનો લોટ લેવો, તેને સારી રીતે ઘીથી મોહી દૂધથી કઠણ કણક બાંધવી. પછી તેના મોટા લુઆ કરી રોટલી વણીએ છીએ તેવી ઝીણી રોટલી મોટી વણવી. સહેજ અટામણની જરૂર પડે તો લેવું. એમ કરી બધી રોટલી વણી-કાઢવી. તે સુકાઇ ન જાય તે સાચવવું. થોડો ચોખાનો લોટ લઇ ઘી ઘણું નાંખી ફીણવો. પછી રોટલી વણેલી હોય તેને એક લઈ તેના પર ફીણી રાખેલો હોય તે લોટ સારી રીતે ચોપડવો. પછી બીજી રોટલી મૂકી તેજ પ્રમાણે કરવું. એમ પાંચ અગર છ રોટલી ઉપરા ઉપરી મૂકવી પછી તેનો વાંટો વાળવો. વાંટાના નાની છરીથી કટકા કરી, તેની રવાની પુરી કરીએ તેવી જાડી પુરી વણી સહેજ ધીમા તાપે લાલ થાય ત્યાં સુધી ઘીમાં તળવી. વણતાં અટામણની જરૂર પડે તો લેવું. નહીં તો નહીં. આ પુરી ઘણી સરસ અને ખાજાને હઠાવે તેવી થાય છે.



શિક્ષક—" અરસા રમણ, પરિક્ષા વિષે કંઇ પૂછવું છે ? "

રમણ—" હા સાહેબ. "

શિક્ષક—" બોલ શું પૂછવું છે ? "

રમણ—" સાહેબ, તમે પરિક્ષાનું પેપર ક્યાં છપાવશો ? કૃપા કરી જરા એ પ્રેસનું સિરનામું આપશો કે ? "

* * * *

આશક—" પ્રિયા, જો તું મારી સાથે પરણશે નહિ તો હું આપઘાત કરી મરી જઇશ ! "

પ્રિયા—" તમે મરી જશો ત્યારે તમારી સાથે પરણીશ. "

હ. દા. મ. મિસ્ત્રી.




લેખકઃ શ્રી. રમણીક કીશનલાલ મ્હેતા

હૃદયમાં વેદનાના ભયંકર તુફાન સાથે તે ઘેર-પાછો આવ્યો. એની ગતિમાં ચંચળતા ન હતી, એની આંખોમાં પ્રસન્નતાની જ્યોતિ ન હતી. એના ચ્હેરા પર સંતોષની મધુર રેખા પણ ન હતી. ઘણા લાંબા કાળ પછી ઘેર આવેલા પોતાના પ્રિય પુત્રને પિતાએ જોયો; અને સ્વજનોએ નિરખ્યો. પરંતુ એની ગંભીર વિષણ્ણતાનું—એના વિષાદભર્યા જીવનનું કારણ પૂછવાની આવશ્યકતા કોઇને ન લાગી. સૌએ એની સાથે વાતચિત કરી, એની કુશળતાના સમાચાર પૂછ્યા, કોઇ કોઇએ એની ઉદાસીનતાની હાસ્યાસ્પદ કલ્પનાઓ કરી અને એટલાથી પોતાનું કર્ત્તવ્ય પૂરૂં થયું માની લીધું. પરંતુ માતાનું હૃદય સમસ્ત સંસારના માનવ હૃદય કરતાં કાંઇક જુદું જ હોય છે. સકળ વિશ્વની દયા, ભાવનાનો ભંડાર, સંસારભરનો પ્રેમ, દુનિયાની માયા, એ બધું જો કોઇ એકજ સ્થળે જોવામાં આવતા હોય તો તે માતૃવત્સલ હૃદયમા જ—અન્યત્ર નહિ. અનિલની માતાએ પોતાના પુત્રને ઉદાસીન અને દુઃખિત જોયો ત્યારે એનું હૃદય દ્રવી ગયું: અવિશ્વાસના મૌન આઘાતથી એના પ્રાણ કંપી ઉઠયા; અને લાગલોજ પ્રશ્ન પૂછ્યો: " આ વખતે ખાવા-પીવામાં તેં ખૂબજ કંજુસાઇ કરી લાગે છે ખરૂં અનિલ ? "

માતાના આ ભોળા પ્રશ્નથી અનિલના વિષાદભર્યા અધર પર હાસ્યની એકાદી સૂકી રેખા નજરે પડી. હાય ! માતાને શી ખબર, કે ત્હેનો પ્રિય પુત્ર આજે નારકીય અગ્નિની જ્વાલામાં બળી રહ્યો હતો ? સરલતાપૂર્ણ પોતાનાં નયનો માતાના ચરણોમાં ન્હાળતો અનિલ બોલ્યો: " ત્હારાથી વિખૂટો રહીને પણ ત્હારો અનિલ પેટ ભરીને ખાઇ શકે છે એની ખાત્રી આ જીવનમાં ત્હને કરી આપીશ. હું ભૂખ્યો રહું એ સંભવિત નથી, મા ! પણ આવી આવી નજીવી બાબતોમાં વાદવિવાદ શા?"

અનિલની વૃદ્ધ માતા ગદ્ગદ્ થઇ ગઇ. તે મનમાં જ ગણગણી: " આહ ! મ્હારો પ્રિય પુત્ર આટલો મ્હોટો થયો છતાં યે હજુ ન્હાનો બાળ હોય એમ લાગે છે ! કેવી સ્નેહભરી એની વાણી ! કેવી નિર્દોષતાભરી એની વાતચિત ! " વૃદ્ધ માતાના હૃદયમાં એ આનન્દ છૂપાવવાનું સ્થાન ન હતું. ઇશ્વર શું સૌને આવા દીકરા આપે છે ?

" હું તો કહું છું, બેટા ! " થોડીવાર શાન્ત રહી માતા બોલી, " કે તું બહુ દુબળો થઇ ગયો છે. હજુ તો ત્હારી ઉંમર ક્યાં ! શરીરનાં એકેએક હાડકાં પાસળાં દેખાય છે. એ બધું શાથી ? "

પોતાના પ્રશ્નનો ઉત્તર માગતી દ્રષ્ટિએ વૃદ્ધાએ અનિલ તરફ દ્રષ્ટિ ઢાળી; પરન્તુ કાંઇ પણ ઉત્તર આપ્યા વિના જ અનિલ પોતાના ખંડમાં ચાલ્યો ગયો. માતાના ઉપરોક્ત પ્રશ્નનો એ શો ઉત્તર આપે ?

[ ૨ ]

અનિલ જે વર્ષે કાશીના હિન્દુ વિશ્વ-વિદ્યાલયમાં દાખલ થયો, તે જ વર્ષે એનું લગ્ન થયું હતું. યૌવનકાળમાં માનવિ અનેક પ્રકારનાં સ્વપ્નો સેવે છે, અને હૃદયમા અનેક મહત્વાકાંક્ષાઓ ધરાવે છે. સ્વરૂપવાન પત્ની મેળવવાની પ્રત્યેક યુવકની ઇચ્છા હોય છે; પરન્તુ સૌની એ ઇચ્છા પરિપૂર્ણ નથી થતી, પણ અનિલ ભાગ્યશાળી હતો. એની એ ઇચ્છા ફળી હતી. લગ્નોત્સવની ધામધૂમમા એક દિવસ અનિલની સાથે ત્હેની પત્નીનો પરિચય થયો. લગ્ન થયા બાદ પત્ની ઘેર આવી.

કૉલેજ ઉઘડતાં જ્યારે એને કાશી જવાનું થયું ત્યારે એના હૃદયને ભારે દુઃખ થયું. કોઇક અણુજાણ્યુ આકર્ષણથી ખેંચાઇને એનું હૃદય ત્યાં જતાં અટકાવતું હતુ. ટુંક વખતમાં જ કલા પ્રત્યેનો પ્રેમ અધિક થયો હતો. એના હૃદયમાં પ્રેમની ભરતી આવી હતી. એક પ્રબળ લહરી ઉઠતી હતી. એને ખાળી રાખવી એ ત્હેની શક્તિ બ્હારની વાત હતી. એ એનાં પૂરમાં તણાયો.

હૃદયની વિરહ વ્યથાને હૃદયમાં જ સમાવીને ખિન્ન હૃદયે અનિલને તે દિવસે સન્ધ્યા સમયે કાશી તરફ જવું પડ્યું. જતી વેળાએ એના હૃદયમાં જે દર્દ થતું હતું તે—કલાથી દૂર થતાં વખત જતાં ઓછું થશે એમ એણે માન્યું; પણ એની એ માન્યતામાં ભૂલ થતી હતી. એના દિલનું દર્દ ઓછું થવાને બદલે વધતું જ ચાલ્યું. અનિલને લાગ્યું કે વિયોગના દિવસો સુખની ઘડીઓની માફક જોતજોતામાં ચાલી જાય તેવા ન હતા.

માનવજીવનમાં એવી અનેક ઘટનાઓ બને છે કે જેનો અર્થ આપણે સમજી શકતા નથી. એક રોગ એવો પણ છે કે જે દવા કરતાં વધતો જ જાય છે; અને તે પ્રેમનો. હૃદયને કાબુમાં રાખી એને શાન્ત કરવાનો પ્રયત્ન કરીએ છીએ ત્યારે તે ચંચળ અશ્વની માફક ન્હાસી છૂટવાનો યત્ન કરે છે. હૃદયની આ પ્રવૃત્તિનું કારણ તો આપણે જાણતા નથી; પરન્તુ અનિલના હૃદયની દશા પણ કાંઇક આવી જ થઇ. તે કલાને ભૂલી જઇ અભ્યાસમાં જેટલો એકાગ્ર થવાને મથતો હતો તેટલો જ તે કલાને કાજે બેચેન બનવા લાગ્યો. ક્રમશઃ એની બેચેની પાગલપણાની સીમા પર્યન્ત પહોંચી ગઇ હતી. અનેકવાર એનું એ પાગલપણું એના મિત્રોમાં હાસ્યનું કારણ થઇ પડતું.

હજુ ઝાઝા દિવસો વીત્યા ન હતા. હજુ એણે કલાને બીજીવાર જોઇ પણ ન હતી; એવામાં એક દિવસ એના ઘેરથી તાર આવ્યો. એ તાર ન હતો; પરન્તુ વિપત્તિઓનો પહાડ હતો; અને એ તૂટી પડતાં જ એ દબાઇ ગયો. એ તાર કલાની માંદગીનો હતો. અનિલ એ વાંચતાં જ મૂર્છિત થઇ ઢળી પડ્યો.

ન્હાવરા સમો દોડ્યો દોડ્યો એ ઘેર આવ્યો. કલાના ગોરા ગોરા હાથ પોતાના હાથમાં લઇ એની વિખરાયેલી અલકલટોથી ભરપૂર મસ્તક પોતાની ગોદમાં લઇ, નિજ આંસુઓનાં જળથી કલાના મુખમંડળ પરની સમસ્ત વિષાદ કાલિમાને ધોઇ નાખી.

બપોરની નિરસતાપૂર્ણ નિરવતામાં કલાએ અનિલને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: " નાથ ! હું એક વાત કહેવા માગું છું; રડશો નહિ, તેમ જ દુઃખ પણ આણશો નહિ. હું હવે બચવાની નથી. મ્હારા પુણ્યનો અન્ત આવી રહ્યો છે. વધુ વખત ત્હમારી સાથે રહેવાનું સૌભાગ્ય લઇ હું આવી નથી. પણ એક વાત હું કહું: વચન આપો કે ત્હમે એ ખ્યાલ રાખશો. "

" નહિ, કલા ! " અનિલની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. રૂંધાયેલા સ્વરે એ

બોલ્યો, " નહિ, કલા ! તું એવું ન બોલ. ત્હારા વિના હું કેમ જીવી શકીશ ? "

કલાના શુષ્ક ઓષ્ટ પર વિષાદભર્યું હાસ્ય નજરે પડ્યું. એ હાસ્યમાં મૃત્યુની વેદના હતી, અને સંસાર પ્રત્યેનો અવિશ્વાસ પણ હતો. તે બોલી: " મ્હારા જીવન ! ત્હમે હજુ દુનિયા જોઇ નથી માટે જ આવું બાળક સમું બોલો છો. કહો, મ્હારી વાત કબૂલ રાખશો ને ? "

" કેમ નહિ, કલા ! " અનિલે જવાબ આપ્યો, " એવી તે કઇ વાત છે કે જે હું ન માનું ? ત્હારે માટે સર્વસ્વ અર્પણ કરવાને હું તૈયાર છું. કલા ! અવિશ્વાસ ન લાવીશ. હું સાચું જ કહું છું. "

" નહિ, મ્હારા દેવ ! " કલા ફરીથી હસી. "મ્હારે બીજું કાંઇજ નથી જોઇતું. આજે હું મ્હારા અંતરની એક વાત કહેવા માગું છું. હજુ ત્હમારી ઉમ્મર બહુ ન્હાની છે. મ્હારા મૃત્યુ બાદ અનેક કન્યાઓના પિતા ત્હમને ત્હેમના જમાઇ બનાવવાને તીર્થસ્થાનના પંડયાઓની માફક ઘેરી લેશે. હિન્દુ સમાજમાં આજકાલ યોગ્ય વર મળવો એ અતિ કઠીન વાત છે. આવા સંજોગોમાં એમને સૌને ધર્માધર્મનું ભાન ન રહે એ સ્વાભાવિક છે. પરંતુ નાથ ! ત્હમે એવી પરિસ્થિતિમાં ન રહેશો. ત્હમારા પર કોઇ પ્રકારની જવાબદારી નહિ રહે. આપણા સમાજની લજ્જાજનક સ્થિતિથી ત્હમે અપરિચિત નથી. આપણા દેશમાં વિધવાઓની મ્હોટી સંખ્યા પતનની જે નારકીય જ્વાલામાં ભસ્મ થઇ રહી છે એનાથી પણ ત્હમે અણજાણ નથી. આવી પરિસ્થિતિમાં મ્હારા દેવ ! શું ત્હમે વિધુર બની વિધવાઓની તપસ્યાની સાથે-એમની ગરમ આહની સાથે મળી જઇ ત્હમારૂં આદર્શ જીવન ન ગાળી શકો ? આ કાર્ય સહેલું નથી એ હું જાણું છું; પણ યત્ન કરજો. કોણ કહેશે કે ત્હમારી તપસ્યાનું ફળ નહિ મળે ? ત્હમારા યત્નમાં સફળતા પ્રાપ્ત નહિ થાય એમ કોણ કહી શકશે ? પરંતુ સંયોગવશાત્ કદાપિ એ કાર્ય ન બની શકે અને લગ્ન કરવાની ત્હમને ફરજ પડે, તો કોઇ વિધવા સાથે લગ્ન કરી, નાથ ! એના જીવનની જ્વાલાની સાથે ત્હમારૂં યે જીવન બાળી ભસ્મ કરજો. કહો, મ્હારી વાત કબૂલ રાખો છો ને ? ".

" હા, કલા ! સંપૂર્ણ રીતે હું એ વાત કબૂલ રાખું છું. " અનિલે રૂંધાતા સ્વરે કહ્યું: " જીવનભર હું એ વાતને નહિ ભૂલું એની ખાત્રી આપું છું, તું નિશ્ચિંત થા. "

" હવે મ્હારા નાથ ! " કલાએ કહ્યું, " હું સુખે મરી શકીશ. જીવનમાં હવે મ્હને કોઇ વાતનું દુઃખ નથી રહ્યું. આજે મૃત્યુની ક્ષણોમાં પણ હું સુખની અદ્‌ભુત લહરીઓમાં ઝોલા ખાઇ રહી છું. "

કલા ચૂપ થઇ. અનિલે જોયું તો એનું શરીર શિથિલ થતું જતું હતું, અને થોડી વારમાં તો કલાનો આત્મા અનંતમાં લીન થઇ ગયો. અનેક યત્નો કરવા છતાંયે અનિલ એને ન બચાવી શક્યો. મૃત્યુથી અધિક બળવાન જગતમાં અન્ય કોણ છે ?

છાતી પર પત્થર મૂકી-હૃદયને વજ્ર સમું કઠિન કરી અનિલે ચિતામાં આગ મૂકી; અને તે ભડભડ પ્રજ્વલી ઉઠી. કોણ કહી શકશે કે એ ચિતાની જ્વાલા સમી અનિલના હૃદયમાં એનાથી યે અધિક ભયંકર જ્વાલા નહોતી બળી રહી ?

[ ૩ ]

માનવિ પ્રકૃતિઓની ગતિ પણ અસંત વિચિત્ર હોય છે. કલાના મૃત્યુ પહેલાં અનિલ એક ક્ષણ પણ એના વિના જીવિત રહી શકશે એમ માનતો ન હતો. પરંતુ હવે જ્યારે એના શબની દાહક્રિયા કરી પાછા ફર્યા બાદ એની ધીરજ અને વિકારહીન મુખમુદ્રા જોઇને તો લોકો અવાક્ જ બની ગયા. એની આંખ-

માંથી આંસુનું એક ટીપુંયે પડ્યું નહિ; કારણ કે એનો આંસુનો ભંડાર તો સાવ ખાલી થઇ ગયો હતો, પરંતુ એના હૃદયમાં જે જ્વાલા ભભૂકી રહી હતી તે શું આંસુઓની સહસ્ત્ર-ધારાઓથી પણ બુઝાત ખરી ?

અનિલ એક દિવસ કોઇને કાંઇ કહ્યા વિનાજ ઘરમાંથી ચાલી નીકળ્યો. સ્ટેશન પર આવ્યા બાદ કાશી તરફ જવાનું એણે નક્કી કર્યું. પોતાના આ આકસ્મિક પ્રયાણથી એને વિસ્મય થયું. એણે ઘેરથી નીકળતી વેળા પોતાના પ્રયાણની વાત કોઇને પણ શા માટે ન કહી એ ત્હેનાથી ન સ્હમજાયું.

કાશી પહોંચ્યા બાદ એણે પોતાનું ચિત્ત અભ્યાસમાં પરોવ્યું. ધર્મ પ્રત્યેની ભાવના એનામાં જરાયે ન હતી, ત્હેમાં યે પરિવર્તન થયું. તે ફલાહાર કરવા લાગ્યો, વારતહેવારે ઉપવાસ કરવા લાગ્યો; અને ગીતાનો પાઠ એનું નિત્યકર્મ થઇ પડ્યું. લોકમાન્ય તિલકના ' ગીતા રહસ્ય 'થી એને અપૂર્વ શાન્તિ પ્રાપ્ત થતી હતી. આવી રીતે સ્વાધ્યાય, વ્રત, ઉપવાસ અને તપશ્ચર્યાભર્યું જીવન ગાળતાં અનિલ કૉલેજમાં " વૈરાગી " ના નામે ઓળખાવા લાગ્યો.

પરન્તુ ધર્મ અને તપશ્ચર્યાભર્યું જીવન ગાળવા છતાં યે એને શાન્તિ પ્રાપ્ત ન થઇ. સાધનાની ભસ્મથી એની સ્મૃતિની ચિનગારી અવશ્ય છૂપાઇ ગઇ હતી; પરન્તુ કોઇકોઇવાર અશાન્તિનો વાયુ ફૂંકાઇને એને ફરી સતેજ કરવાની ચેષ્ટા કરતો હતો. કોઇકોઇવાર તો એ એટલી પ્રજ્વલિત બનતી કે . શાન્તિ પ્રાપ્ત કરવાને માટે તે ગાંડો બનતો.

એકવાર એના એક ગ્રામ્યવાસી મિત્રે ત્હેને પોતાને ત્હાં આમંત્ર્યો. અનિલ પહેલાં એકવાર એને ત્હાં–એ ગામમાં ગયો હતો. એ પ્રકૃતિનો લાડીલો પ્રદેશ હતો. અનિલને એ સ્થાન અત્યન્ત પ્રિય હતું. ગામની મધ્યમાં થઇ વહેતી સરિતાના તટપર બેસીને કેટલીયે વાર અનિલે અને ત્હેના મિત્રે જીવનના પેલેપારનાં સ્વપ્નભર્યાં દૃશ્યો અનિમિષ નયનોએ નિરખ્યાં હતાં. કેટલીયે વાર એમણે બન્નેએ નદીપાર જઇ દામાભગતની વાડીમાં ફળ ખાધાં હતાં. આવા આવા અનેક પ્રસંગો યાદ આવી એના હૃદયમાં એક પ્રકારનો આનન્દ જગાવતાં હતાં. કલાના મૃત્યુ બાદ અનિલ પહેલી જ વાર આજે હસ્યો. મિત્રનું આમંત્રણ સ્વીકારી તે ત્હેને ત્હાં ગયો.

[ ૪ ]

સન્ધ્યા થવાને બહુ વાર ન હતી. નદીના બેઉ કિનારે લીલાંછમ વૃક્ષની ડાળીઓ પર પંખીઓ કિલકાર કરી રહ્યાં હતાં. નદીના કલકલ ધ્વનિની મધ્યમાં અનિલનું નાવ હરિપુરના ઘાટ આગળ આવી પહોંચ્યું. માછીએ હલેસાં મારવાં બંધ કર્યાં; અને કિનારે આવતાંજ અનિલ નાવમાંથી કૂદી પડ્યો. કોણ જાણે શાથીયે તે કિનારે ન પડતાં નદીના છીછરા જલમાં પડ્યો. કપડાં ભીંજાઇ ગયાં. શરમના માર્યા ત્હેણે કપડાં નીચોવી નાખ્યાં. આ વખતે કોઇ અણજાણ કંઠનું મુકત હાસ્ય એણે સાંભળ્યું અને પાછું જોયું. એણે જે કાંઇ જોયું એથી પોતાને વિસરી ગયો. તટપર એક ચૌદેક વર્ષની ભોળી બાલિકા જલ ભરવાને આવી હતી. પાણીની ગાગર ભરીને ને કમર પર મૂકીને ચાલવા માંડતી હતી, એવામાં અચાનક અનિલને જલમાં પડતો જોઇ એનાથી સહસા હસી જ્વાયું. અનિલે જોયું તો બાલિકા શૈશવ પસાર કરી યૌવનના આંગણે આવી હતી. એ સાધારણ સુન્દરી ન હતી. કોણ જાણે કોઇ અદૃશ્ય આકર્ષણથી એ બાલિકા તરફ પોતે આકર્ષાયો. અનિલને પોતાની તરફ આવતો જોઇને તે બાલિકા પણ ઉભી રહી; અને પોતાની દૃષ્ટિ

નીચી ઢાળી. બાલિકાની સમીપ જઇને ધીમા સ્વરે અનિલે બુમ પાડીઃ " કિશોરી ! "

અનિલને ખબર ન હતી કે જે નામથી તે બાલિકાને સંબોધી હતી તે જ હેનું ખરૂં નામ હતું; પરન્તુ એક અપરિચિત પરદેશીના મુખે પોતાનું નામ સાંભળી કિશોરીને આશ્ચર્ય થયું. હરિણી સમા ચંચળ નયનોએ અનિલ તરફ એક દષ્ટિ માંડી અને બોલી. " કહો, શું છે ? "

" જીવનચન્દ્રનું મકાન—" અનિલે પ્રશ્ન કર્યો, " ક્યાં છે તે ત્હમે જાણો છો ? "

જીવનચન્દ્રનું મકાન અનિલે જોયું ન હતું એમ ન હતું; પરન્તુ બાલિકા સાથે વાતચિતનો આરંભ કર્યો એટલે કાંઇક બોલવું જ જોઇએ. અનિલને ગભરાટને લીધે કાંઇ બીજો પ્રશ્ન સુઝ્યો નહિ.

" હા, " બાલિકાએ સંકોચ રહિત સ્વરે ઉત્તર આપ્યો, " હા. એમને વળી કોણ નથી ઓળખતું ? જૂઓ પેલું પાકી બાંધણીનું મકાન દેખાય છે તે એમનું જ છે " બાલિકાએ ઉત્તર આપી ચાલવા માંડયું. બે ચાર ડગલાં આગળ ચાલીને તે સહસા ઉભી રહી અને બોલી, " ત્હમે મ્હારૂં નામ ક્યાંથી જાણ્યું ? "

" નામ ? " આશ્ચર્યથી અનિલે પૂછ્યું. " હું ત્હમારૂં નામ નથી જાણતો ! "

" ત્યારે ત્હમે મ્હારૂં નામ લઇ કેમ બોલાવી ? " બાલિકાએ પ્રશ્ન કર્યો.

" ઓહ ! " અનિલ બોલ્યો, " શું ત્હમારૂં નામ કિશોરી છે ? મ્હને એની ખબર ન હતી. મ્હેં ત્હમારૂં નામ જાણીને બુમ પાડી ન હતી. "

અનિલના જવાબથી બાલિકા કાંઇક શરમાઇ ગઇ. એણે અનિલને એવો પ્રશ્ન શા માટે પૂછ્યો ? એણે પોતે જ અનિલને એક અપરિચિત યુવકને—પોતાનું નામ કહી બતાવ્યું. કોણ જાણે એ મનમાં શાયે વિચાર કરતો હશે ? બાલિકા ત્યાં વધુ વખત ન થોભતાં ચાલતી થઇ. અનિલ એકીટશે એના તરફ જોવાય ત્યાં સુધી જોઇ જ રહ્યો.

જીવનચન્દ્રને ત્યાં પહોંચ્યા બાદ પણ અનિલ એ બાલિકાને ભૂલી શક્યો નહિ. એક જ દષ્ટિએ તે અનિલના હૃદયમાં કાંઇક અદ્ભુત સત્તા જમાવી ગઇ હતી. હાય ! શાન્તિની શોધમાં અહિં આવેલો અનિલ વળી નવીન અશાન્તિના પાશમાં ફસાઇ પડ્યો.

અનિલને કલાની સ્મૃતિ થઇ આવી. એ સ્મૃતિની સાથેજ હેને પોતાની પ્રતિજ્ઞાનું પણ અચાનક સ્મરણ થઇ આવ્યું. તે એક જ શરતે જીવતો હતો અને તે વિધવાવિવાહની. આ તરફ અચાનક જ એનું હૃદય કિશોરી તરફ આકર્ષાયું હતું. પરન્તુ કદાચિત કિશોરી વિધવા ન હોય તો એના વિના તે કેમ જીવી શકશે ? જીવવાની વાત યાદ આવતાંજ એને કલાનું શુષ્ક હાસ્ય યાદ આવ્યું; જે હેણે એના મુખ પર પ્રતિજ્ઞા લેવરાવતી વેળાએ જોયું હતું.

એમ ને એમ કેટલાક દિવસો વીતી ગયા. અનિલનું ચિત્ત ચગડોળે ચ્ઢયું હતું. રાત્રિદિવસ તે ઉદાસ રહેતો. ખાવા પર રૂચિ પણ પ્રથમના જેવી ન હતી. દિવાનાની હાલમાં તે પડ્યો રહેતો હતો. સન્ધ્યા સમયે તે હંમેશાં નદી કિનારે જતો પરન્તુ કિશોરીનાં દર્શન એને કદિ ફરીથી થતાં નહિ.

અન્તે આ વાત જીવનચન્દ્રથી છાની રહી નહિ. એક દિવસ એકાન્તમાં બેસી અનિલને પૂછ્યુંઃ " ભાઇ અનિલ ! તું આમ ઉદાસ કેમ રહે છે ? દિવસે દિવસે તું સુકાતો જાય છે એનું શું કારણ ? સાચી હકીકત હોય તે મ્હને કહે. "

તે દિવસે અનિલ જીવનચન્દ્રથી કાંઇ છૂપાવી શક્યો નહિ. છૂપાવવાની એને ઇચ્છા

પણ ન થઇ. કલાના મૃત્યુની અને ત્હેની પ્રતિજ્ઞાની વાત એણે જીવનચન્દ્રને કહી સંભળાવી. અનિલની બધી વાત સાંભળીને જીવનચન્દ્રે કહ્યું: " ત્હારે શું તું કોઇના પ્રેમમાં પડયો છે ? "

અનિલ એ વાતનો અસ્વીકાર ન કરી શકયો.

"એ લક્ષ્મી કયાંની છે, ભાઇ ? " જીવનચન્દ્રે પ્રશ્ન કર્યો: " કે જેણે ત્હારા હૃદય પર અધિકાર જમાવ્યો છે ? "

" અહિંની જ. " ગંભીરતાપૂર્વક અનિલે ઉત્તર આપ્યો.

" અહિંની ? " જીવને આશ્ચર્ય પામી પૂછ્યું: "શું કહે છે અનિલ ? એ વળી કોણ છે ? "

" એક અનુપમ લાવણ્યમયી–" અનિલે કહ્યું. " એનું નામ કિશોરી. જેવું નામ તેવું જ રૂપ છે. "

" કિશોરી ? " જીવને પૂછ્યું.

" હા. "

" પરન્તુ અનિલ–" જીવનનું મુખ ખિન્ન થઇ ગયું, " એ તો વિધવા છે. "

" વિધવા ? શું એ વાત સાચી છે ? " અવિશ્વાસભરી દૃષ્ટિએ અનિલે જીવનચન્દ્રના મુખ તરફ જોયું અને બોલ્યો, " ભાઇ ! કલાની સાથે એજ પ્રતિજ્ઞાથી તો હું બંધાયો છું. ત્હેં મ્હને જીવાડયો છે, મ્હારાં જીવન ! "

" પણ અનિલ ! " જીવને કહ્યું, " કેવળ એટલી હકીકતથી આમ આનન્દ ન માન. એ જાતે વાણીઆની કન્યા છે. તું બ્રાહ્મણ થઇ એની સાથે કેમ લગ્ન કરી શકીશ ? "

ક્ષણભર અનિલ ગંભીર વિચારમાં ગરકાવ થઇ ગયો, અને અમુક નિશ્ચય પર દૃઢ થતાં તે બોલ્યો, "ભાઇ ! પ્રેમ એજ ધર્મ છે. પ્રેમ એજ ઇશ્વર છે; અને સૌન્દર્યની સાચી અનુભૂતિ એજ પ્રેમ છે. હું એની સાથે લગ્ન કરીશ."

" પણ તેમ કરતાં પહેલાં ખૂબ વિચાર કરજે, જેથી પાછળથી પસ્તાવું ન પડે. આ કાંઇ બાળકના ખેલ નથી: જીવનની વિકટ સમસ્યા છે. " જીવનચન્દ્રે કહ્યું.

" મ્હારે હવે કાંઇ વિચારવાનું રહ્યું જ નથી. હું મ્હારો વિચાર દૃઢ કરી ચૂકયો છું," અનિલે જવાબ આપ્યો.

" પરન્તુ ત્હારા વડીલો ત્હને આ લગ્ન કરવાની સંમતિ આપશે ખરાં કે ? "

" લગ્ન વડીલોને નહિ પણ મ્હારે કરવાનાં છે. "

" પરન્તુ કિશોરીના પિતા તો આવા લગ્ન માટે કબૂલ નહિ થાય. જ્યહાં સુધી ત્હારા વડીલો ત્હને લગ્ન કરવાની રજા ન આપે ત્હાં સુધી એના પિતા પણ કબૂલ નહિ થાય. તું પ્રથમથી જ એવો ઉપાય અજમાવ કે વડીલજનો રાજી થાય. "

" યત્ન કરીશ. સંયોગવશાત્ જો ત્હેમને હું પ્રસન્ન નહિ કરી શકું તો......"

[ ૫ ]

અનિલની વૃદ્ધ માતા પોતાના પુત્રને સંન્યાસી જેવી હાલતમાં જોઇને શાન્ત ન રહી શકી. એક દિવસ સાયંકાળે તે અનિલના ઓરડામાં જઇ બેઠી અને બોલી: " બેટા અનિલ ! ત્હને મ્હારા સોગન છે ભાઇ ! સાચું કહે, તું દિવસે દિવસે આમ સૂકાતો જાય છે તે શાથી ? "

થોડી રકઝકને અન્તે અનિલે પોતાના હૃદયની વાત માતાને જણાવી. તે બોલ્યો: " મા ! હું લગ્ન કરવા ઇચ્છું છું. "

" શું કહે છે ? " વૃદ્ધા જાણે આકાશમાંથી વીજળી પડી હોય તેમ બોલી: " શું તું સાચું કહે છે ? ત્હારી વૃદ્ધ માની મશ્કરી તો નથી કરતો ને ? "

" ના, મા ! સાચે જ હું લગ્ન કરવા ઇચ્છું છું. "

" તો એને માટે અનિલ ! આટલી ચિન્તા

કરીને શરીરને આટલું બધું ગાળી નાંખવાની શી જરૂર હતી? ત્હારો વિવાહ કરવાને તો ઘણાંય લોકો તલપી રહ્યા છે." વૃદ્ધાનું ગળું આનન્દથી ભરાઇ આવ્યું.

"પણ મા!" અનિલે કહ્યું, "મ્હેં એક છોકરી પસંદ કરી છે. હું પરણીશ તો બસ એનેજ. બીજીને નહિ."

"ત્હેં છોકરીને પસંદ કરી છે?" વૃદ્ધાને એ વાતમાં બહુ આશ્ચર્ય ન લાગ્યું; કારણ કે એ સહમજતી હતી. કે આજકાલ ભણી ગણીને વિવાહ—લગ્ન જેવા આવશ્યક વિષયમાં છોકરાઓ કોઇ બીજાને વચ્ચે પડવા દેવા નથી માગતા. ત્હેની આવી માન્યતા હોવા છતાંયે કાંઇક આશ્ચર્યનો ભાવ દાખવતા તે બોલીઃ "પસંદ કરી છે તો એ કોણ છે. ક્યહાં રહે છે? એની ઉમ્મર કેવડી છે?"

માતાની આ પ્રશ્નપરંપરાથી અનિલને હસવું આવ્યું. તે બોલ્યો, "ત્હારા આ બધા પ્રશ્નોનો ઉત્તર એક સાથે હું કેવી રીતે આપું મા? પણ એ વિધવા છે."

"વિધવા?" વૃદ્ધા બે ડગલાં પાછી હઠી ગઇઃ એના પગ તળે ફુંફાડા મારતો કાળો નાગ આવી ગયો હોય એમ તે બોલી, "વિધવા? એ શું બોલ્યો બેટા, રામ! રામ!!"

"એટલુંજ નથી, મા!" અનિલે આગળ ચલાવ્યું, "એ આપણી નાતિની પણ નથી. તે અત્યંત સુશીલ, સુન્દર અને સાક્ષાત દેવી સમી છે."

"તું ગાંડો છે બેટા?" વૃદ્ધાએ કહ્યું. "વિધર્મીની સાથે ત્હારે લગ્ન કરવું છે? ધર્મભ્રષ્ટ થવું છે? ભણીગણીને આવી ગાંડી વાતો કરે છે? છિ! છિ!"

"પણ હું પૂછું છું મા! કે ઇશ્વરની સૃષ્ટિમાં પણ શું કોઇ ધર્મીવિધર્મી હોય છે? ઉંચનીચ હોય છે? એ તો આપણા અદંકારનું પરિણામ છે. મા! એ ઇશ્વરની આગળ તો બધાંય સરખાં છે; સર્વ સમાન છે. એની દ્રષ્ટિમાં કોઇ ન્હાનું મ્હોટું નથી, અને મનુષ્યનું હૃદય એ શું હૃદય નથી? એની કાંઇએ કિંમત નથી શું? હું એક પ્રશ્ન પૂછું મા?"

"પૂછ."

"તું મ્હને ચાહે છે કે જાતિને?"

માતાનું હૃદય વિચલિત થયું. તે સ્થિર ન રહી શકી; અને બોલી, "બેટા! ત્હને!"

"સાચું કહ્યું મા! તું મ્હારી ખાતર જાતિનો ત્યાગ કરી શકીશ! બોલ, મા! નિરુત્તર શા માટે?"

"એવું શું કહે છે? એ શું સારું કહેવાય?"

"ત્હારે એટલું કહે કે તું સમાજના ભયથી મ્હારો ત્યાગ કરી શકીશ? પણ શું હું પાપ કરવાને પ્રવૃત્ત થયો છું? ત્હારા સમાજમાં શું શું નથી થતું? બાળલગ્ન થાય છે. ન્હાના બાળકોના ગળે જુવાન પત્નીનો બોજ બાંધવામાં આવે છે; અને એથી બેયના જીવનનો સર્વનાશ થાય છે. મૃત્યુના મુખમાં જવાને તૈયાર થયેલા વૃદ્ધો દશબાર વર્ષની અબોધ બાલિકા સાથે લગ્ન કરીને પોતાનું જીવન સાર્થક કરવા ઇચ્છે છે. એ કાંઇ ત્હારાથી અજાણ્યું નથી. તુંજ કહે ત્હારે, મા! શું હું અધર્મનું કામ કરવાને તત્પર થયો છું.?"

અનિલની વાતો માતાના હૃદયમાં ઉતરી ગઇ. એણે કહ્યું: "વારુ બેટા! તું ખુશી થા. ત્હારી ખાતર હું સર્વ કાંઇ કરવાને તૈયાર છું."

"મ્હારે કાજે તું વિધર્મી બનીશ?"

"હા."

"સમાજનો ત્યાગ કરીશ?" "હા."

"ધર્મનો ઢોંગ ત્યજીશ?" "હા."

"વારુ, મા! ત્હારે હું પ્રસન્ન છું." મનુષ્ય નહિ પણ દેવ છે. ત્હારા જેવી બધીયે

માતા હોય તો સાચેજ મા! કેટલાંયે અભાગી યુવક યુવતીઓનાં જીવન મૃત્યુના અન્ધકારમા વિલીન થતાં બચે."

[ ૬ ]

અનિલના પિતાએ લાલ લાલ આંખો કરી કહ્યું: "અનિલ! આ બધું શું તોફાન માંડ્યું છે?"

"શું?" અનિલે શાન્ત સ્વરે પુછ્યું.

"શું?", કડક સ્વરે પિતાએ કહ્યું "કે તું એક વિધવા-વિધર્મીની સાથે લગ્ન કરવા માગે છે."

"બોલ, ચૂપ કેમ, ઉભો છે? મ્હેં સાંભળી છે એ હકીકત સાચી છે કે જૂઠી?"

"સાચી છે."

"તું વિધવા સાથે લગ્ન કરવાનો કેમ?"

"હા."

"પરજ્ઞાતિની કન્યા સાથે?"

"હા."

"ત્હારી જ્ઞાતિમાં કોઇ યોગ્ય છોકરી નથી મળતી કેમ? ત્હારે માટે શું કુમારી કન્યાઓ નથી?"

"પરન્તુ હિન્દુ સમાજમાં વિધવાના લગ્ન નથી થતા."

"તો પછી?"

"તો હું લગ્ન કેમ કરી શકું?"

"કારણ?"

"એજ કે પતિના મૃત્યુ બાદ એની વિધવા પત્ની ફરી લગ્ન ન કરી શકે, તો પત્નીના મૃત્યુ બાદ એનો વિધુર પતિ બીજી વાર કેમ પરણી શકે?

"પુરૂષ પરણી શકે, સ્ત્રી નહિ."

"તો એ હડહડતો અન્યાય છે."

"હું ત્હારા ઉપદેશ વચનો સાંભળવા નથી માગતો. હું તો પૂછું છું કે બ્રાહ્મણની જ્ઞાતિમાં ત્હને કોઇ સુન્દર છોકરી નથી મળે તેમ કે આખરે એક અધર્મી વિધવાના રૂપ ગુણને કાજે જાતિભ્રષ્ટ થવાને તૈયાર થયો છે?"

અનિલના હૃદયમાં આઘાત લાગ્યો. તે તે મનમાંજ બોલ્યો: "હાય! પિતા ત્હમને શી ખબર પડે કે હું કયા રૂપ ગુણ પર ઉન્મત્ત થયો છું? સુન્દરતાજ શું પ્રેમના ચોકીદાર છે? હૃદયનું શું કાંઇજ મૂલ્ય નથી?"

"બોલ, ચૂપ કેમ ઉભો છે?"

"હું શો ઉત્તર આપું?"

"તો ભાઇ! આ ઘરમાં, એવી અનીતિ નહિ નભી શકે. ત્હારે માટે હું જાતિ અને સમાજની વિરૂદ્ધ નહિ થઇ શકું. સમાજ આગળ હું શિર ઝુકાવવા નથી ચાહતો. ત્હેં ત્હારી માતાને પણ ત્હારા પક્ષમાં લીધી છે: પણ યાદ રાખજે કે મ્હારા ઘરમાં આવું ધતિંગ નહિ ચાલવા દઉં. હવે હું ત્હને મ્હારો પુત્ર જ નથી માનતો. ત્હને ફાવે તેમ કરી શકે છે: પણ એટલું યાદ રાખજે કે ત્હારો અને મ્હારો હવે પછી કાંઇ જ સંબંધ નહિ રહે."

પિતાની વાતો સાંભળી હૃદયની વેદનાથી અનિલ મૂર્ચ્છિત થઇ ગયો; અને શુદ્ધિમાં આવતાં તે ત્યાંથી ઉભો થઇ ધીરે ધીરે પોતાના ખંડમાં ચાલ્યો. હાય! પાષણ હૃદય અન્ધ પરંપરા! પુત્રના હૃદયની સુકુમાર વૃત્તિઓને કચડી નાંખતાં હૃદયમાં કાંઇ પણ દર્દ ન થયું?

* * *

બીજે દિવસે અનિલનો ખંડ ખાલી પડ્યો હતો. એ સરસ હૃદય વૈરાગીને આ જન્મમાં ફરીથી કોઇ જોઇ શક્યું નહિ.*

---

* મૂળ લેખક: શ્રીયુત્ "મુક્ત."



# "વૈદક ટુચકા"

લખનાર શાહ એતસીંહ શીવજી ખોના

( ૧ ) અળાઇઓ.

અળાઇઓ એટલે ગરમીની ફોડકી જેને અંગ્રેજીમાં "પ્રીકલી હીટ" Prickly heat કહે છે. આ દરદ ઉનાળામાં ગરમીથી શરીર પર થતી ઝીણી ઝીણી ફોડકીઓ છે તેથી શરીર પર રતાશ જણાય છે અને ચર થતાં બળતરા થાય છે

ઉપાય. ( ૧ ) કેરીનો રસ શરીરે ચોપડી ન્હાવાથી મટે છે:

( ૨ ) કેરીની ગોટલી વાટી શરીર ચોળી ન્હાવાથી મટે છે.

( ૩ ) પાણીમાં સારું રસદાર લીંબુ નીચોવી ન્હાવું.

( ૪ ) જસત ભસ્મ ( ઝીંક ઓક્ષાઇડ ) અને સુખડ દુધની તર ( મલાઇ ) માં મેળવી લગાડવું.

ઉપાય નાં. ૪ વાળી દવાથી "ધામીયા" અને ગુંબડા પણ સારા થાય છે.

( ૨ ) અજીર્ણ.

અજીર્ણ એટલે બદહજમી, અપચો. જેને અંગ્રેજીમાં "ઇનડીજેશન" Indigestion કહે છે. આ દરદ ભારે ખોરાક ખાવાથી અને જોઇતા ખોરાક ઉપરાંત ખાવાથી થાય છે. અને શરીરે નબળાઇ હોય તો ગરમી મંદ પડતાં અથવા ગરમીનો ભાગ વધારે થતાં આ દરદ થાય છે. આવાં દરદો થતાં તરતજ ઉપચાર કરવો જોઇએ કારણ કે એ રોગનાં પરિણામે સંગ્રહણી જેવા દરદો થાય છે.

ઉપાય. ( ૧ ) સુંઠ, મરી, પીપર, ત્રણે એકેક ભાગ; સીંધાલુણ, બે ભાગ; ગંધક ત્રણ ભાગ એમ દરેક ચીજ સાફ કરી, વાટી વસ્ત્રગાળ કરી ઉપર મુજબ વજન લઇ ભેગી કરવી. પછી લીંબુના રસમાં બરાબર બાર કલાક ઘુંટી ચણોઠી જેવી ગોળીઓ વાળવી. પછી નિત્ય એક ગોળી લેવી. એટલે અજીર્ણ મટી ભૂખ લાગશે. પણ પેટ ભરી ખાવું નહિ અને ખોરાક હલકો લેવો.

આ દવા ચાલુ બાર કલાક સુધી ઘુંટવી

ઉપાય. (૨) સુંઠ તોલો ૧; પીપર તોલો ૧. અજમોદ તોલો ૦ાા, અજમો તોલો ૦ાા હરડેદળ તોલા ૪ એ મુજબની દરેક ચીજ પ્રથમ સાફ કરી, ખાંડી વસ્ત્રગાળ કરી ઉપર લખ્યા વજને તોલી એકત્ર કરી બરોબર ભેગી કરવા ખરલ કરવી. પછી દરરોજ તોલો ૦ાા ફાકી જવી. એમ આ ખાવાથી ત્રણ દિવસમાં અનુકુળ જણાય તો સાત દિવસ સુધી અગર બગાસ આવે ત્યાં સુધી ચાલુ રાખવું.

( ૩ ) ઇન્દ્રજવને કોરી તાવડી પર શેકી ઉપરની ફોતરી કાઢી નાંખી બારીક વાટી મીઠાં સાથે ફાકી ભરવાથી અજીર્ણ મટશે.

( ૪ ) ઇન્દ્રાણી યાને ઇન્દ્રવરણા ના ફળને કાણું પાડી ફળના સોલમાં ભાગ જેટલો અજમો તથા તેટલોજ ભાગ મરી ફળમાં ભરી કાણું પૂરી સુકવવું. સુકાયા પછી વાટી બારીક ચુર્ણ કરી તોલો ૦ા પાણી સાથે લેવું.

( ૫ ) સુંઠ, હીંગ ફુલાવેલી અને સંચળ, સરખે ભાગે લઇ બારીક ચૂર્ણ કરી ફાકી ભરવી.

( ૬ ) કારબોનેટ ઓફ સોડા, સાઇટ્રીક એસીડ, ચોખી સફેદ ખાંડ, સુંઠની ભુકી એ ચારે ચીજો સરખે ભાગે લઇ ભેળી કરી જરૂર પડે તેની ફાકી ભરવી.

( ૭ ) કારબોનેટ ઓફ સોડા તોલા ૨, ટારટેરીક એસીડ તોલા ૨, ક્રિમટારટર તોલા ૨, એપ્સમ સોલ્ટ (વિલાયતી મીઠું) તોલા ૨, ચાળેલી ખાંડ તોલા ૨, એમ કુલ તોલા ૧૦ ન્ગ લઇ. ખાંડ સિવાય ભેળાં કરી તાપ ઉપર તપાવી ભુકો કરી; ખાંડ સાથે ભેળી કરી, સીસીમાં ભરી રાખવું. ખપ પડે ઉપયોગમાં લેવું.

( ૮ ) કારબોનેટ ઓફ સોડા તોલા ૧૦) સાઈટ્રેટ ઓફ મેગ્નેશીયા, તોલા ૧૦) ટારટરીક એસીડ તોલા ૭) ક્રિમટારટર તોલા ૫) એપ્સમ સોલ્ટ તોલા ૨ા એમ કુલ તોલા ૩૪ા સાડા ચોત્રીસ વાટી બાટલો ભરી રાખવું. જરૂર પડે અનુકુળતા પ્રમાણે લેવું.

**નોંધઃ ઉપાય નં: ૬–૭–૮** "સુન્દર વિજ્ઞાન." માસિકમાંથી લેવામાં આવ્યા છે. સિવાય ઉપર લખ્યા નં. ૧ થી ૫ દેશી ઉપાયો અનુભવેલા છે.

**( ૩ ) અતિસાર ( ઝાડા )**

અતિસાર યાને ઝાડા એ, ખોરાકીમાં ફેરફાર થવાથી, અનિયમીત સમયે ખાવાથી, વાયુથી એમ અનેક રીતે થઇ આવે છે. તેમાં બેદરકાર રહેવાથી ઘણો વખત થઇ જતાં ભયંકર દરદો લાગુ પડે છે.

**ઉપાય ૧લો.** જાયફળ, ખારેક, ચોખ્ખું અફીણ, ત્રણે સરખે ભાગે લઇ બારીક વાટી, પાનના રસમાં ઘુંટી, ચણા જેવડી ગોળીઓ કરવી. તેમાંથી દરરોજ એક ગોળી ગાયની છાશના અનુપાન સાથે સેવન કરવાથી, ૭ દિવસમાં ભયંકર અતિસાર મટે છે.

રજો. સાટોડીના મૂળ, ઇન્દ્રજવ, કાળીપાડ, ખીલુ, અતિવિષ, મોથ, કાળામરી, એમ સાતે ચીજો સમ ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાંથી તોલા ૪ ચારનો ઉકાળો કરી પીવું. આ દવાથી સોજા પણ ઉતરે છે.

૩જો. જાયફળ, અફીણ, ફુલાવેલો ટંકણખાર, શુદ્ધ ગંધક, અને જીરૂ સમ ભાગે લઇ તે સર્વેની બરોબર કાચા દાડમના દાણા લઇ સર્વ એકત્ર કરી, ઘુંટવાં તે ચૂર્ણને એક દાડમમાં ભરી તેના ઉપર ઘઉંનો લોટ લગાવી છાણાના દેવતામાં શેકી પછી તેમાંથી ૧ વાલ ખાવું. ત્રણ દિવસમાં અનુકુળ જણાય તો જરૂર લાગતા સુધી વપરાશમાં લેવું.

૪થો. વડની વડવાઇના કુંપર તથા વડના પાનના કુંપર લાવી લાકડાની ખાંયણીમાં ખાંડી, તેથી સોલ ઘણાં પાણીમાં એકત્ર કરી ઉકાળવું. અડધુ પાણી રહે ત્યારે કપડાથી ગાળી છોત કાઢી નાખી. ફક્ત ગાળેલા પાણીને ફરીથી ઉકાળવું. તે પાણીદાર ગોળના જેવું થાય ત્યારે ઉતારી લેવું. તેની એકેક વાલની ગોળીઓ બનાવી દરરોજ બબ્બે ગોળી ત્રણ વખત દહીં સાથે ખાવી.

૫મો. અફીણ તોલો ૦ાા, લઇ તેનો ટચંકાદી તપાવવું. તે ચાસણી જેવું થતાં તેમાં અજમો સાફ કરેલ તોલા પાા નાંખી ભેગુ કરી સુકવવું. બાદ અનુકુળ પડે તેટલું વાપરવું.

૬ઠો. મોચરસ તોલો ૧, માયા તોલો ૧, કાઠીઓ લોબાન તોલો ૧, દાડમની છાલ તોલો ૧, અફીણ તોલો ૧, વડની વડવાઈના કુંપર તોલા ૩ એ ચીજોમાંથી અફીણ તથા વડવાઇ સિવાયની ચીજો બારીક વસ્ત્રમાળ કરી, પછી અફીણ તથા વડવાઇ જુદા કુટી એકત્ર કરી, અચૂક ૨ કલાક ખરલ કરી અડેક વાલ ની ગોળીઓ વાળવી. ગોળી ન થાય તો થોડી સાકર પીસેલી મેળવી વાળવી. ને ગોળીઓ દિવસમાં ત્રણ વાર એકેકી લેવી.

## ( ૪ ) અંતરગળ.

ઉપાયઃ ૧લો ઈન્દ્રાણીને ધુન્દી લેપ બનાવી ત્રણ દિવસ લગાડવો.

૨જો હરોશ, હિરાદખણ, એળીઓ હીરાબોળ, સર્વને વાટી વસ્ત્રમાળ કરી સરસના પાણીમાં ગરમ કરી તેની ગાંઠ પર લેપ કરવાથી અંતરગળ મટે છે

## ( ૫ ) અપસ્માર અને વાયુ.

ઉપાયઃ ૧લો. ઉંદરકનીનું ચુર્ણ સુંઘવુ અને વા વાળા ભાગ પર ચોપડવાથી ફાયદો થાય છે. ( આ ચુર્ણ ગર્ભવંતી સ્ત્રીને સુંઘાડવો નહી. )

૨જો. ફુલાવેલો ટંકણખાર ગ્રેન ૪૫ અને કરીયાતાની રૂદા ઔંશ ત્રણ ભેળી કરી અડેક ભાગ, સવાર, બપોર, સાંજે આપવાથી અપસ્માર, વાયુ, ( વાઇ ચડવી ) વિગેરે મટે છે.



સાભાર સ્વીકારઃ (૧) ઘડીભર મોજ તંત્રીઃ રા. ભોગીકુમાર વ. ૧; અંક ૪ થી ૧૪ વા. લ. રૂ. ૪-૦-૦ (૨) પોલમકાશ: તંત્રીઃ રા સુંદરજી પંડયા. પુ. ૧; અંક ૧૧ થી ૧૬. વા. લ. રૂ. ૪-૦-૦ (૩) નાટક સીનેમા. તંત્રીઃ રા. ભીમાશંકર શર્મા. વ. ૧, અંક ૧ થી ૮ વા. લ. રૂ. ૪-૦-૦ (૪) ટીકાકારઃ તંત્રીઃ રા. અ. મે. ગોહેલ. પુ. ૧. અંક ૩ થી ૫. વા. લ. રૂ. ૧-૦-૦ (૫) હિંદુ ધર્મ પત્રિકા; તંત્રીઃ રા. ચંદ્રમણિ મોતીલાલ. વ. ૪, અંક ૩. વા. લ. રૂ. ૦-૮-૦ (૬) જાગૃતઃ તંત્રીઃ મેસર્સ ઠુરખીયા, દાણી અને બાથાણી. વ: ૫; અંક ૮. ૯. વા. લ. રૂ. ૨-૦-૦ (૭) સમાજ સેવકઃ સં. મેસર્સ જોશી અને મહેતા. વ. ૬; અંક ૨. વા. લ ૧-૪-૦ (૮) પ્રચારકઃ તંત્રી. રા. ચન્દ્રમણિ મોતીલાલ પુ. ૪; અંક ૭. વા. લ. રૂ. ૨-૦-૦ (૯) કલાપી. તંત્રીઃ રા. કાસમઅલી રાજન. પુ. ૧; અંક ૩. વા. લ. રૂ. ૯-૦-૦ (૧૦) સ્વદેશઃ તંત્રીઃ રા. અંબાલાલ એમ. અમીન. વ ૧; અંક ૬. વા. લ. રૂ. ૬-૦-૦ (૧૧) યશોદાઃ તંત્રીઃ રા. મ. ન. દોશી. વ. ૩; અંક ૬ ૯. રૂ. ૨-૦-૦ (૧૨) ભાગ્યોદયઃ તંત્રીઃ રા. જેઠાલાલ દે. દવે. વ, ૧૭; અંક ૬. વા. લ. રૂ. ૪-૦-૦ (૧૩) બ્રહ્મભટ્ટ પત્રિકા સં. રા. જયપ્રસાદ ત્રિ. બ્રહ્મભટ્ટ શ્રાવણ ૧૯૮૫ (૧૪) મોઢ પત્રિકાઃ તંત્રીઃ રા. કે. સી. મહેતા. વ. ૩; અંક ૧. વા. લ. રૂ. ૧-૮-૦ (૧૫) Our Funerals. By, C Tejpal, Rajkot (૧૬) માંસાહારની વિરૂદ્ધ વનસ્પત્યાહારના પક્ષમાં વૈદકીય સિદ્ધાંતો. લેખકઃ રા. છ. પ. નાણાવટી. (૧૭) રીપોર્ટઃ શ્રી. શ્વે સ્થા. જૈન મિત્રમંડળ; બરવાળા ૧-૯-૨૮ થી ૩૧-૮-૨૯. (૧૮) હેવાલઃ શ્રી. જૈન વીસા ઓસવાલ કલબનું વાર્ષિક સમેલનઃ ૨૬ ૫-૨૯ (૧૯) રીપોર્ટ : સોજીત્રા સાર્વજનિક પુસ્તકાલયઃ વર્ષ ૫૨ મું. ૧૯૨૮-૨૯ (૨૦) રીપોર્ટઃ પ્રજાબંધુ ફ્રી લાયબ્રેરી, જામખંભાળીઆઃ ૧૯૭૬-૧૯૮૫ (૨ ) અહેવાલ અને હિસાબઃ અંત્યજ સેવા મંડળ, કરાંચી. ૧૯૨૭-૧૯૨૯ (૨૨) હેવાલઃ શ્રી જૈન વીસા ઓસવાળ કલબ વર્ષ ૧૩: ૧૯૮૪-૮૫ (૨૩) અહેવાલ અને હિસાબઃ સમાજ સેવા મંડળ, મોમ્બાસા. વર્ષ ૮: ૧૯૮૪-૮૫



# સમાલોચના

**શ્રી દક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાઃ** સંપાદકોઃ ગિ. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેન પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્યઃ દરેકનો દોઢ આનો.

આ લોકપ્રિય માળાનો છ વધુ પુસ્તકોનો ૧૦ મો સંચઙ પ્રકટ થઇ ગયો છે. એમાનું નં. ૫૬ શ્રી. કમળાબ્હેને લખેલું છે; નં. ૫૭ શ્રી. તારાબ્હેનની કલમની પ્રસાદી છે અને બાકીનાં ચાર ગિ. ગિજુભાઇએ રચેલાં છે. નં. ૫૫ માં ગિ. ગિજુભાઇ **"મારી ગાય"** દ્વારા ગોપાલનના ફાયદા જાણવાની સુંદર પાઠ શીખવે છે. **નં. ૫૬ કમળાબ્હેનના પાઠો** વિધવિધ વિષયોનું જ્ઞાન બાળકોને ગમે એવી સ્હેલી ભાષામાં આપે છે. નં. ૫૭ માં શ્રી. તારાબ્હેન જુદાં જુદાં ત્રણ **ગિરિશિખરો**–ગિરનાર, આબુ અને હિમાલયના પ્રદેશોની ઝાંખી બાળકોને કરાવે છે. નં. **૫૮ કાળાહાથ, કાળી દાઢીમાં** નવાં સંખ્યાબંધ ટૂચકાઓ છે. **નં. ૫૯ ખળાવાડ** અને-માં ગિજુભાઇને પ્રિય એવાં ગ્રામ્ય જીવનના ચાર નવાં દૃશ્યો રજુ થાય છે અને બાળકોને ગામડાંના અનુભવ લેવા પ્રેરે છે. નં. ૬૦ પૂછું ? માં અનેક સવાલો પૂછી તેના ઉત્તરો પણ ગિજુભાઇ આપે છે. બાળકોને એમાંથી ઘણું જાણવાનું મળશે. માબાપો બાળકોના પ્રશ્નોના જવાબ નહિ આપી શકતા હોય તો તેમનું જ્ઞાન પણ વધશે આ છ નવાં રમકડાં દરેક ઘરમાં અત્યાર પ્હેલાં પ્હોંચી ગયાં હશે. જેમને ન મળ્યાં હોય તેઓ જલદી મંગાવી લ્યે, કારણ ગિજુભાઇ જરા કંજુસ છે. ખપ પુરતી જ નકલો છપાવે છે; પાછળથી કદાચ નિરાશ થવું પડે.

**ગુજરાતી બ્હેનો પ્રત્યે ત્રણ લેખોઃ** લેખિકાઃ સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુંદાર. પ્રકાશકઃ ગિ. મંજુલાલ ર. મજમુંદાર. શ્રી સયાજી સાહિત્યમાળા, સાહિત્ય ગુચ્છ, પુષ્પ ૧૫૩ મું. મૂલ્યઃ રૂ. ૦-૧૧-૦.

સ્વ. લેખિકાબ્હેનનો પરિચય અક્ષરદેહે "ગુણસુંદરી"ના વાચકોએ અનેકવાર કરેલો છે. છેલ્લા જુન ૧૯૨૯ ના મહિલા અંકમાં તેમની એક પ્રસાદી તેમણે ચાખી છે. પ્રસ્તુત પુસ્તકમાં એ બ્હેને લખેલા ત્રણ અત્યંત ઉપયોગી લેખો સંગ્રહાયા છે. પ્હેલો લેખ "સ્ત્રીઓ અને જનસેવા" વિષે છે. નડિયાદની સાહિત્ય પરિષદમાં વાંચવા માટે એ લેખ લખાયલો પરંતુ વિધિની ઇચ્છા જુદી જ હતી. એ બ્હેને એ પરિષદ મળે તે પ્હેલા સ્વર્ગવાસ કર્યો. એ લેખમાંથી ગુજરાતી બ્હેનો કેવા કેવા પ્રકારે જનસેવા કરી શકે તે સ્પષ્ટ જોઇ શકાશે. બીજો લેખ "આધુનિક સ્ત્રી કેળવણીની ખામીઓ" વિષે છે. એ નિબંધ માટે શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની ઇનામી હરિફાઇમાં એ બ્હેનને રૂ. ૫૦) નું પ્હેલું ઇનામ મળ્યું હતું. ત્રીજો લેખ બીજા લેખની પૂર્તિ રૂપે છે અને "સ્ત્રીઓનાં ભણતરની દિશા" ચર્ચી ઉપયોગી સૂચનાઓ કરે છે. દરેક બ્હેન આ પુસ્તક સંગ્રહે અને એ વાંચી એમાં દર્શાવેલા સેવામંત્રો પોતાના જીવનમાં ઉતારે એમ અમે ઇચ્છીએ છીએ.

**અમર મહાજનોઃ ઝઘલુલ અને લેનીનઃ** લેખકઃ ગિ. કકલભાઇ કોઠારી. પ્રકાશકઃ શ્રી સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર મૂલ્યઃ ૦-૧૨-૦.

"સૌરાષ્ટ્ર" સાહિત્યમંદિરે અત્યાર પ્હેલાં હિંદના પાંચ નરવીરોની જીવનકથાઓ પ્રકટ કરી છે. આ પુસ્તકમાં હિંદની બ્હારના બે નરવીરોની જીવનકથા આલેખાય છે. ઇજીપ્તના ઉદ્ધારક ઝઘલુલ પાશા અને રશિયાના તારણહાર લેનિનના નામથી

આજે કોણ અપરિચિત છે ? પોતપોતાના દેશના ઉદ્ધાર માટે એ બન્ને નરવીરોએ અનેક સફળ પ્રયત્નો કર્યા છે અને આત્મભોગ આપ્યા છે. અત્યારે જ્યારે આપણે સ્વાતંત્ર્ય માટે તૈયારી કરી રહ્યા છીએ ત્યારે આ પ્રકારનું સાહિત્ય અત્યંત ઉપયોગી થઇ પડે અને એથી પ્રજાની સાચી સેવા સાધી શકાય. ખાસ કરીને આ સાહિત્ય આપણા કેટલાક કહેવાતા નેતાઓએ વાંચવું જોઇએ અને પોતાની ત્રુટીઓ સુધારવી જોઇએ. એ સાહેબો માટે આ પુસ્તક અત્યંત માર્ગદર્શક થશે.

**ઢોલનું નાવ:** લેખક: રા. હિંમતલાલ ચુ. શાહ. પ્રકાશક: " નૂતન ગુજરાત " કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧–૮–૦.

અમદાવાદથી કેટલોક સમય થયાં પ્રકટ થતા સુપ્રસિદ્ધ અઠવાડીક પત્ર " નૂતન ગુજરાત "ના ચાલુ વર્ષની ભેટ તરીકે આ પુસ્તક પ્રકટ થયું છે. આદર્શ નવલકથામાં જેમ પાત્રો અને તેમના કાર્યો આદર્શ હોય છે તેમ આ નવલકથામાં વાચકને નહિ દેખાય. હિંદુ સંસારનું વાસ્તવિક ચિત્ર લેખકે આમાં દોર્યું છે અને તેમ કરતાં કદાચ વાચકવર્ગની ઈતરાજી તેમને વ્હોરી લેવી પડશે. એમના પાત્રોનું માનસ અને તેમના કાર્યો સર્વથા સ્વાભાવિક જણાય છે-એક સુશીલાના પાત્ર સિવાય. એક ધનવાન ગ્રહસ્થ એક ગરીબ છોકરાને આશ્રય આપી ભણાવે છે અને તેની સાથે પોતાની પુત્રીનો વિવાહ કરે છે. દરમિયાન મોટી છોકરી વિધવા બની પિયર આવે છે અને નાની બ્હેનના વિવાહિત પતિ ઉપર તેને પ્રેમ થાય છે. બાપને તેની જાણ થતાં આશ્રિત યુવકને તે મોટી વિધવા પુત્રી સાથે લગ્ન કરવા કહે છે. યુવકને નાની પુત્રી-પોતાની વિવાહિત પત્ની માટે પ્રેમ હોવાથી તે ના પાડે છે અને પરિણામે આશ્રય ગુમાવે છે. ધનવાન ગ્રહસ્થની પત્ની સુશીલા તેને તેમ કરતાં અટકાવવા જતાં અપમાન પામે છે અને એ ગૃહત્યાગ કરે છે. અહિં કંઈક આદર્શ આવી જાય છે. ધનવાન ગ્રહસ્થ નાની પુત્રીના લગ્ન ઉતાવળથી બીજા સાથે કરી નાંખે છે. આખરે પેલો યુવક પણ મોટી પુત્રીને પત્ની તરીકે સ્વીકારે છે. આદર્શ નવલકથામાં કદાચ ત્રણે એક બીજાને માટે ઝુરી ઝુરીને મરી જાત.

**સોરઠી બહારવટીઆ:** ભાગ ૩. સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: " સૌરાષ્ટ્ર " કાર્યાલય, રાણપુર. મૂલ્ય: રૂ. ૧–૮–૦

આ પુસ્તક સુપ્રસિદ્ધ " સૌરાષ્ટ્ર " પત્રની ચાલુ વર્ષની ભેટ તરીકે અપાયું છે. એના પ્હેલા બે ભાગોમાં સોરઠી બહારવટીઆઓની જેવી રસભરી અને શૌર્યપ્રેરક કથાઓ હતી તેવી જ ચાર બીજી કથાઓ વિસ્તારથી આ ભાગમાં અપાઇ છે. પ્હેલા બે ભાગ વાચક પ્રજાએ દિલોજાનથી સત્કાર્યા છે અને તેવો જ સત્કાર આ ભાગને પણ મળશે એમાં શંકા નથી. થોડા સમય પર આ જાતનું સાહિત્ય પ્રકટ કરવાથી પ્રજાના માનસ પર ઉલટી અસર થશે, એવો વિરોધ થયો હતો. ભાઇ મેઘાણીએ પોતાની વિદ્વતાભરી મીમાંસામાં એ વિરોધનો સચોટ ઉત્તર આપ્યો છે. બીજા કોઇ કારણે નહિ તો પણ ફક્ત એના ઐતિહાસિક મૂલ્યને ખાતર આ પ્રકારનું સાહિત્ય સચવાઇ રહેવું જોઇએ એમ અમે માનીએ છીએ ભાઇ મેઘાણીની મીમાંસા ઉંડા અભ્યાસનું સુંદર પરિણામ છે. ઇગ્લાંડ અને હિંદના બીજા ભાગોના એવાજ સાહિત્યની દૃષ્ટિએ તેમણે રસભરી તુલના કરી છે, અને સોરઠી બહારવટીઆનું માનસ સમજાવ્યું છે. ગુજરાતી સાહિત્યમાં એક સુંદર વધુ પુસ્તકનો ઉમેરો કરવા માટે તેમને અને પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

**ભાનુસ્મૃતિ:** સંપાદક: રા. જગમોહનદાસ ધરમદાસ. પ્રકાશક: રા. ઇશ્વરદાસ ધરમદાસ

સંપાદક અને પ્રકાશકના સ્વર્ગસ્થ બ્હેન સૌ. ભાનુમતિના સ્મરણાર્થ આ પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. સ્વર્ગસ્થના પરિચયમાં આવેલ અનેક વ્યક્તિઓએ તેમના ગુણગાન કરી સ્મૃતિચિત્રો આલેખ્યાં છે. સ્વર્ગસ્થના અવસાનથી મુંબાઇની કપોળ જ્ઞાતિએ અને ગુજરાતે એક જ્હાલસોયી બ્હેન અને ગરવી ગૃહિણી-ગુણસુંદરી ગુમાવી છે. સ્વર્ગસ્થ બ્હેનના ભાઇઓએ તેમના અમર આત્માને આ પુસ્તક પ્રકટ કરી જે નીરપસલી આપી છે તે અનુકરણીય છે. અમને એકજ ખામી લાગે છે. સ્મૃતિચિત્રો સાથે આ પુસ્તકમાં સ્વર્ગસ્થ બ્હેનને અત્યંત પ્રિય એવી સાહિત્યકૃતિઓનો એક વિભાગ રખાયો હોત તો પુસ્તક વધારે ઉપયોગી બનત. ઉપરાંત એમને પ્રિય એવાં સ્ત્રીઉપયોગી સાહિત્યના અન્ય પુસ્તકો પ્રકટ કરી વિના મૂલ્ય યા પડતર કીંમતે તેમનો ફેલાવો કરી ભાઇઓ વધારે

સારી, સ્વર્ગસ્થના આત્માને વધુ સંતોષ આપે એવી વીરપસલી આપી શકત-હજી પણ આપી શકે.

**સાંજવર્તમાન-પતેતી અંકઃ ૧૯૨૯.** દર વર્ષની જેમ પ્રસિદ્ધ દૈનિકપત્ર "સાંજ વર્તમાને" પોતાનો દળદાર પતેતી અંક પ્રકટ કર્યો છે અને ઉપયોગી તેમજ આલ્હાદક વાંચન પૂરું પાડ્યું છે. અંગ્રેજી વિભાગમાં હિંદના તેમજ પરદેશના અનેક નામાંકિત લેખકોના વિદ્વતાભર્યા અને મનનીય લેખો અપાયા છે. ગુજરાતી વિભાગ પણ તેવીજ રીતે વિદ્વાન અને જાણીતા લેખકોની અનેક નમી મોટી કૃતિઓથી ભર્યો છે. વાર્તા કાવ્યના શોખીનો માટે સંખ્યાબંધ વાર્તાઓ અને કાવ્યો ઉપરાંત પારસી ભાઇઓ માટે જરથોસ્તી ધર્મને લગતાં તેમજ પારસી કોમ સાથે સંબંધ ધરાવતા અનેક વિષયો ચર્ચતાં સંખ્યાબંધ લેખો છે. વળી હમેશાની જેમ રા. તારાપોરવાળા અને મિસિસ તારાપોરવાળાની કલાકૃતિઓ અને જાણીતા નરનારીઓના ફોટો ચિત્રોથી અંક આકર્ષક અને સુશોભિત બન્યો છે

**અમરપન્થનો યાત્રાળુઃ** લેખકઃ રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

જાણીતા ગુજરાતી ચિત્રકાર ભાઇ જગમોહન મીસ્ત્રીએ સન ૧૯૨૫માં દોરેલા એક સુંદર ભાવવાહી ચિત્ર ઉપરથી કવિશ્રીએ આ સુંદર નાનકડું કાવ્ય એમની સુપરિચિત શૈલીમાં લખ્યું છે. પ્રસ્તાવનામાં એ વાત ન કહેવાઇ હોત તો ચિત્ર પ્હેલું કે કાવ્ય તે શોધી કાઢવું મુશ્કેલ થઇ પડત. કવિશ્રીએ ચિત્રને અનુરૂપ આ કાવ્ય લખી ચિત્રને અમર કરી દીધું છે.

**"હિતેચ્છુ" મહિલા અંકઃ** તંત્રીઃ રા. પુરૂષોત્તમ લલ્લુભાઇ ગુપ્તા, વલસાડ, પુ. ૪; અંક ૬, વા. લ. રૂ. ૨-૦-૦

વલસાડથી મોઢી જ્ઞાતિ માટે પ્રસિદ્ધ થતા આ માસિકે જેઠ-આષાડનો સંયુક્ત અંક મહિલા અંક તરીકે પ્રકટ કર્યો છે. સામાન્યતઃ "મહિલા અંક" એટલે સ્ત્રીઓના લખાણોથી ભરેલો અંક એવી માન્યતા છે, પરંતુ આ અંકમાં મહિલાઓને લગતા કે તેમની સાથે નિકટ સંબંધ ધરાવતા વિષયો પર પુરૂષ લેખકોના લેખો છે. એ પ્રયાસ પણ અમે અભિનંદનીય ગણીએ છીએ. બીજી અનેક ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓ જ્યારે પોતાનું એકાદ ત્રિમાસિક પણ માંડ નિભાવી શકે છે ત્યારે આ માસિકના તંત્રી સારું માસિક નિભાવી શકે છે તે માટે તેમને અને તેમની જ્ઞાતિને ધન્યવાદ ઘટે છે. ભવિષ્યમાં તેઓ ગુજરાતની મહિલાઓના લેખો મેળવી મહિલા અંક પ્રકટ કરી શકે એવી શુભેચ્છા અમે રાખીએ છીએ.

**આદર્શ આર્ય સંસારની સમીક્ષાઃ** લેખકઃ રા. છોટાલાલ હરગોવિંદદાસ સુતી, બી. એ. આ નાનકડું પુસ્તક લખવા અને છપાવવાનો ઉદ્દેશ અમે સમજી શક્યા નથી

**આદર્શ કુમારિકાઃ** લેખકઃ રા. ભાવજી દામજી શાહ. પ્રકાશકઃ શ્રી જૈન સસ્તું સાહિત્ય પ્રકાશક કાર્યાલય, કલોલ. આદર્શ કુમારિકા કોને કહેવી તે સમજાવતા લેખકના વિચારો સુત્ર સ્વરૂપે આ નાના પુસ્તકમાં આપ્યા છે.

**રૂઢી બંધનને છેદોઃ** લેખકઃ રા. છોટાલાલ ઘેલાભાઈ વલસાડવાળા. નામ પ્રમાણે પ્રચલિત ખરાબ અને સંકુચિત રૂઢીઓને ટાળવાનો આ પુસ્તિકામાં ઉપદેશ છે. ખાસ કરીને પેટા ન્યાતના વાડા તોડી લગ્ન કરનાર વ્યક્તિઓ સાથે સહકાર કરવાની તરફેણમાં લેખકે દલીલો કરી છે.

**હિન્દુ અનાથાશ્રમ વઢવાણ કેમ્પઃ** ગુજરાતમાં બે અનાથાશ્રમો સુંદર સેવા કરી રહ્યાં છે. નડિયાદનું હિંદુ અનાથાશ્રમ અને અમદાવાદનું શ્રી મ. દ. અનાથાશ્રમ અનાથોની સારી સેવા બજાવે છે. તેજ સેવા કાઠિયાવાડ પ્રદેશમાં વઢવાણ કેમ્પનું અનાથાશ્રમ બજાવે છે સંસ્થાનો ૧૯૮૪નો રીપોર્ટ દમયુંજ પ્રકટ થયો છે જે ઉપરથી સંસ્થાના સેવાકાર્યની ઝાંખી થાય છે. દાનવીરો આ સંસ્થાના કાર્યની કદર કરી પોતાનો ઉદાર હાથ તેના તરફ જરૂર લંબાવે.




## હિન્દ.

**શ્રી. ગાંધીજી હીરક મહોત્સવ:** મુંબાઇના શ્રી ભગિની સમાજના આશ્રયે મ. ગાંધીજીની ૬૧ મી જન્મતીથિ મોટા પાયા પર ઉજવાઇ છે. આ સમારંભમાં મુખ્ય કાર્યક્રમ આગેવાન બ્હેનોએ અત્યંત શ્રમ લઇ કરેલો સંગીતનો જલસો હતો. આ જલસામાં સૌ. પ્રેમલીલા મ્હેતા, કુ. પન્ના અને કુ. વિશાખા મ્હેતા, શ્રી શાન્તાબ્હેન વગેરેએ સુંદર કામ કર્યું હતું. સૌ. અવંતિકાબાઇ ગોખલેએ સૌ. લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે 'મીરાંબાઇ'નું કીર્તન માધવબાગમાં કર્યું હતું. એ કીર્તન પ્રસંગે બ્હેન દીવાળીબાઇ રાઠોડે શ્રમ લઇ બાળાઓના ગરબા સંવાદ વગેરેની ગોઠવણ કરી હતી અને ગાંધીજીના જીવનકાર્ય વિષે વિવેચન કર્યું હતું. ઉપરાંત સૌ. સરોજીની નાયડુના પ્રમુખપદે મહોત્સવ સંમેલન માધવબાગમાં ભરાયું હતું, જે પ્રસંગે જાણીતા વક્તાઓએ ગાંધીજીના જીવન વિષે ભાષણો કર્યાં હતાં. મુંબાઇ બ્હાર ગુજરાતના બીજા સ્થળોમાં ખાસ કરીને અમદાવાદમાં આ પ્રસંગ મોટા પાયા ઉપર ઉજવાયો હતો.

**સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય:** અખિલ હિંદ સ્ત્રીકેળવણી પરિષદના મંત્રી, હિંદની સ્ત્રી પ્રગતિના એક જાણીતા આગેવાન, આ બ્હેન યૂરપની મુસાફરીથી હમણાંજ પાછાં ફર્યાં છે. યૂરપમાં તેમણે જીનીવામાં મળેલી આંતરરાષ્ટ્રીય કેળવણી પરિષદમાં હિંદની બ્હેનોના પ્રતિનીધિ તરીકે આગેવાન ભાગ ભજવ્યો હતો. એ પરિષદમાં કુલ ૧૫ હિંદી પ્રતિનીધિઓ હતાં. નૂતન કેળવણી સંબંધી બીજી પરિષદમાં પણ તેમણે હાજરી આપી હતી. ઉપરાંત બીજાં પ્રતિનીધિઓ સાથે બર્લીનની મહિલા મહાસભામાં પણ સુંદર કાર્ય કર્યું હતું. એ મહાસભામાં હિંદના પ્રતિનીધિઓના પ્રયાસથી છોકરીઓ માટે લગ્નવય ૧૬ ને બદલે ૧૮ ની રાખવાનો ઠરાવ થયો હતો. આવાં એક આગેવાન મહિલા સ્વદેશ પાછાં ફરે ત્યારે પરદેશી સરકારના જકાતી અધિકારીઓ તેમનો સામાન વિનાકારણ ચુંથી તેમને હેરાનગતિ પ્હોંચાડે એ હિંદ માટે અત્યંત શરમભર્યું ગણાય. એ અધિકારીઓના વર્તન સામે તેમણે મજબુત વિરોધ કર્યો છે. એમને આવકાર આપવા કાનડા સારસ્વત મંડળ અને મહિલા સમાજે એક જાહેરસભા બોલાવી હતી. એ પ્રસંગે હિંદની સામાજીક સુધારણા માટે પોતાના વિચારો તેમણે જણાવ્યા હતા અને તેમાં જલદી પ્રગતિ કરવાની પ્રેરણા દીધી હતી.

**શક્તિસ્વરૂપા સ્ત્રીઓ:** મુંબઇ ભગિની સમાજના આશ્રયે ઓગસ્ટ માસમાં સૌ સરોજીની મહેતાએ 'યુગપરિવર્તન' એ વિષય ઉપર હિન્દ સેવા સમાજ હોલમાં વ્યાખ્યાન આપતાં નીચેના વિચારો દર્શાવ્યા હતા: "પુનર્લગ્ન વિષે હિન્દુઓનો વિરોધ ઓછો થતો જાય છે; પરંતુ હજી એ વિરોધ શમ્યો તો નજ કહેવાય. સૌથી પહેલું પુનર્લગ્ન માધવદાસ રૂઘનાથદાસે કરેલું ત્યારે તેમને ભરેલી બંદુક સાથે પોલીસ કમીશ્નરે ઘરે મુકવા જવું પડયું હતું. આજે પુનર્લગ્નમાં સ્વેચ્છાનું દૃષ્ટિબિંદુ દાખલ થવાથી, પુનર્લગ્નનો હક્ક તરીકે સ્વીકાર થવાની જરૂર છે પુરૂષોનું સ્ત્રીઓ પ્રત્યેનું દૃષ્ટિબિંદુ હજી બદલાયું નથી. સ્ત્રીઓને થતા અન્યાય સ્ત્રીઓનેજ સાલે નહિ એ દુર્ભાગ્ય છે. સ્ત્રીઓનું જીવન ચાર દિવાલોમાં ગોંધી રાખવામાં આવ્યું છે. સ્ત્રીઓ કૌમારવ્રત પાળી શકે છતાં સમાજ અંતરાય કેમ નાંખે છે? સ્ત્રીઓના કૌમારવ્રતનો વિરોધ કરી સમાજ વિધવાઓ માટે સંયમની કેમ આશા રાખે છે? સ્ત્રીઓને આર્થિક સ્વતંત્ર્ય તો મળવું જોઈએ

વારસામાં દૃઢ મળવો જોઇએ. દેશને મુક્ત કરવા માંગતા માણસોએ સ્ત્રીસ્વતંત્ર્યનો વિરોધ કરતાં શરમાવું જોઇએ લગ્ન એ સ્વેચ્છાનો વિષય છે. સ્ત્રીઓ અબળા નથી પણ સબળા છે. અબળા-પણાનો ખ્યાલ સ્ત્રીઓએ છોડી દેવો જોઇએ. એ ઇલકાબને હવે સ્ત્રીઓએ તિલાંજલિ આપવી જોઇએ. સ્ત્રી શક્તિસ્વરૂપા છે. તેણે અબળા મટી સબળા બનવું જોઇએ.

**સ્વદેશી બજારઃ** મુંબાઇના યુવક સંઘે થેડા સમય પર જીનાહ હોલમાં એક સુંદર સ્વદેશી બઝાર ગોઠવ્યું હતું, જેને અપૂર્વ સફળતા મળી હતી. એવુંજ બઝાર વધારે મોટા પાયા ઉપર તેમણે માધવબાગમાં ભર્યું હતું. એ બજાર ખોલવાની ક્રિયા સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાયે તા. ૨૧ મી સપ્ટેમ્બરે સાંજે કરી હતી અનેક વેપારીઓએ દુકાનો રાખવા માટે અગાઉથી પડાપડી કરી હતી અને ઘણાને નિરાશ થવું પડયું હતું. બજારની સાથે આનંદજનક કાર્યક્રમ પણ સુંદર રીતે ગોઠવાયો હતો અને તે માટે કુ. ખોરશેદ બાનુ, સૌ. પરીન કેપ્ટન, કુ. શીરીન છીછીભાઇ અને કુ. જર મેસાનીઆ વગેરે બ્હેનોએ અત્યંત શ્રમ લીધો હતો,

**અજ્ઞાનતાને દફનાવોઃ** સમસ્ત નાગર મંડળ તરફથી પૃથ્વીદાન અમારંભ દિને પદવી મેળવનારાઓને અભિનંદન આપવા સૌ. શારદા મહેતાના પ્રમુખપદે મેળાવડો થયો હતો. નવા સ્નાતકોને સૌ. શારદા બ્હેને નીચેનો આદર્શ કર્યો હતોઃ—" શાહીવાદ કે મુડીવાદ નહિ જોઇએ," એવા પોકારો કરતા 'અજ્ઞાનતા નહિ જોઇએ' એવો પોકાર શિક્ષિત યુવકોએ કરવો જોઇએ. કારણ કે હિન્દની વસ્તીનો $\frac{9}{10}$ ભાગ ભયંકર અજ્ઞાનતાના ભારથી દબાયલો છે. થોડું મળે તેથી રાજી રહેવાની ભાવના હવે છોડી દ્યો. અસંતોષ કેળવો અને તે સાથે ગગનગામી મહત્વાકાંક્ષાઓ અને સેવા અને સ્વાર્પણના ઉમદા આદર્શ પાળો. વળી ત્યમારી બ્હેનોની કેળવણી તરફ બેદરકાર રહી બનતા ! નહિ તો દેશની સામાજીક, રાજકીય અને નૈતિક ઉન્નતિ સધાશે નહિ એટલુંજ નહિ પરંતુ સ્વતંત્રતા અને પ્રકાશનાં બારણાં પણ સદા માટે બંધ થશે. ભૂતકાળની કીર્તિ ઉપર હિન્દી યુવાનોએ પોતાના ભવિષ્યના ઉદયનાં સ્વપ્નાં જોવાના નથી પરંતુ દુઃખી માનવતા માટે જીવતાં અને મરતા શીખવાનું છે.

**કુમારી ચતુર્લક્ષ્મી જોશી,** એમ. એ. ઉચ્ચ કેળવણી માટે વિલાયત જતાં હોઇ તેમને માનપત્ર આપવા અખિલ ભારતવર્ષ ઔદિચ્ય સંઘના આશ્રયે તા. ૨૫ મી ઓગસ્ટે એક મેળાવડો વનિતા વિશ્રામ હોલમાં કરવામાં આવ્યો હતો. શેઠ લક્ષ્મીબાઇ પ્રમુખસ્થાને હતાં. મેસર્સ હર્ષદરાય ત્રિવેદી, ગિરિજાશંકર ત્રિવેદી વગેરેએ અભિનંદન આપ્યા બાદ શેઠ લક્ષ્મીબાઇએ અભિનંદન આપી જણાવ્યું કે બનારસ હિંદુ યુનિવર્સીટીએ બ્હેન ચતુર્લક્ષ્મીને સ્ત્રી લેક્ચરર નીમવા જણાવ્યું હતું પરંતુ તેઓ વધુ કેળવણી લેવા વિલાયત જાય છે એટલે તે માંગણી સ્વીકારી નથી.

**શહીદને અંજલિઃ** લાહોર કાવતરાં કેસના એક આરોપી જતીન્દ્રનાથ દાસ પંજાબ સરકારની જેલમાં જાતીય ભેદભાવની નીતિ સામે વિરોધ દર્શાવી ૬૩ દિવસના ઉપવાસ કરી તા. ૧૩ મી એ અવસાન પામ્યો. દેશને કાજે તેણે આત્માનું બલિદાન આપ્યું. સમસ્ત હિન્દુસ્તાને તેને અંજલિ આપી. બ્હેનો પણ એને અંજલિ આપવા ચૂકી ન હતી. લાહોર કલકત્તામાં અનેક બ્હેનોએ તેને અંજલિ આપી પુષ્પ કંકુએ વધાવ્યો હતો. મુંબઇની શાળા કોલેજોમાં એ વીર શહીદના માનમાં હડતાળ પડી હતી. તેમાં બ્હેનોએ પણ સારો ભાગ લીધો હતો. એલ્ફીન્સ્ટન કોલેજના વિદ્યાર્થીઓને કોલેજમાં ન જવા દેવા માટે કુ. કપિલા ખાંડવાલાની આગેવાની હેઠળ પીકેટીંગ કર્યું હતું સૌ કોલેજના વિદ્યાર્થીઓએ હડતાળ પાડી મીસીસ હેની શાબવાળાનાં પ્રમુખપદે અંજલિ આપી હતી. રાષ્ટ્રીયસ્ત્રી સભાએ અને લો. તિલક કન્યાશાળાએ તા. ૨૦ મી એ ખાસ સભા બોલાવી હતી અને તેમાં અનેક આગેવાન બ્હેનોએ વિવેચન કર્યાં હતાં.

**દાદાભાઇ જયંતિઃ** દેશભક્ત દાદાભાઇ નવરોજીની જયંતિ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તરફથી ગયા માસમાં ઉજવાઇ હતી. મંડળના હોલમાં મોટી સભા શેઠ બેરામજી જીજીભાઇના પ્રમુખપદે મળી હતી. બાળાઓએ પ્રાર્થના ગાયા બાદ પ્રમુખ, તેમજ શ્રી. નર્મદાબ્હેન પાઠકે વિવેચન કર્યાં હતાં.

**વિધવા વિવાહનો પ્રશ્ન:** મુંબઇની કપોળ કોમમાં આજે વિધવા વિવાહનો પ્રશ્ન ઠીક ચર્ચા ચલાવી રહ્યો છે. સુધારક સ્ત્રી પુરૂષો વિધવા વિવાહની તરફેણમાં પ્રચારકાર્ય સારી રીતે ચલાવી રહ્યા છે, જ્યારે વિરોધીઓ વિરોધદર્શક સભાઓ ભરી ઠરાવો કરી રહ્યા છે. વધતી જતી બાળવિધવાઓની સંખ્યાજ માત્ર એ પ્રશ્નનો ઉકેલ કરવાનો માર્ગ સૂચવશે.

**વિધવા વિવાહ:** (૧) ખડાયતા વણિક જ્ઞાતિના વેટરીનરી સાર્જ્યન ડૉ. ગોરધનદાસ ત્રિભુવનદાસે અમદાવાદના જાણીતા જૈન વેપારીના વિધવા પુત્રી કાંતાબાઇ સાથે ગયા માસમા પુનર્લગ્ન કર્યું. (૨) શ્રીમતી દુર્ગાબાઇ તેલંગે શ્રી લક્ષ્મણરાવ વી. કેકીની સાથે ગયા માસની તા. ૧ લી એ મુંબઇમાં પુનર્લગ્ન કર્યું.

**રૂ. ૧૦૦ નું ઈનામ:** 'હિન્દુસ્તાનમાં સ્ત્રીઓનો દરજ્જો કેવી રીતે ઉચે લઇ જવો' એ વિષય ઉપર સૌથી સરસ નિબંધ લખવા માટે મુંબઇ સ્ટુડન્ટસ બ્રધરહુડ તરફથી એલ્ફીન્સ્ટન કોલેજવાળાં મીસ સરલા દેસાઇને રૂ. ૧૦૦ નું શ્રી. મોતીવાળા ઇનામ મળ્યું છે.

**ભાઇ પર ફરિયાદ:** સુરતના હરિપુરાનાં બાઈ નંદગૌરીએ રક્ષાબંધનને દિવસે તેના આપેલા દાગીના ઉચાપત કરવાના આરોપની ફરિયાદ પોતાના ભાઈ અમૃતલાલ ઉપર માંડી છે.

**આદર્શ લગ્ન:** ગુજરાત વિદ્યાપીઠના માજી અધ્યાપક અને 'નુતન ગુજરાત'ના તંત્રી શ્રી ઝીણાભાઇ રતનજી દેસાઇએ ગયા માસની તા. ૯ મીએ જલંધર ગુરૂકુળનાં સ્નાતિકા કુમારી વિજયાદેવી સાથે વૈદિક વિધિથી લગ્ન કર્યું. વરવધુની વય અનુક્રમે ૨૬ અને ૨૦ વર્ષની છે. લગ્ન અત્યંત સાદાઇથી થયું.

**જીવતા પતિએ મુસ્લીમ:** અમદાવાદના સીટી મેજીસ્ટ્રેટની કોર્ટમાં ચંચળ નામની એક કાઠિયાવાડી સ્ત્રીએ સંસાર ઉપરથી કંટાળો આવતાં ઇસ્લામ ધર્મ સ્વીકારવાની અરજી વકીલ મારફત કરી હતી. આ સામે હિંદુસભાના પ્રમુખ તેમજ ૧૪ સભ્યોએ વાંધો લઇ જણાવ્યું હતું કે બાઇનો પતિ જીવતો છે; અને તેણે કોઇ ફોજદારી ગુન્હો કર્યો હોવાનો સંભવ છે. માટે તપાસ થાય તે દરમ્યાન તેને મહીપતરામ રૂપરામ અનાથાશ્રમમા મુકવાની જરૂર છે. મેજીસ્ટ્રેટે એવી મતલબનો હુકમ કર્યો હતો.

**અબળા?** મહેમદાવાદ તાલુકાના સુંજ ગામમાં દિવાળી નામની એક સ્ત્રીએ પોતાના પતિદેવને ખોરાકમાં ધંતુરો આપી મારી નાખ્યો. તેને દેશનિકાલની સજા થઇ.

**યુવતીઓની લગ્નવય કેટલી?** પહેલી કાઠિયાવાડ યુવક પરિષદ પંડિત જવાહરલાલનાં પ્રમુખપદે તા. ૩૧ ઓગસ્ટ અને તા. ૧ લી, ૨ જી સપ્ટેમ્બરે રાજકોટ ખાતે મળી તેમાં અનેક રાજકીય તેમજ સામાજીક ઠરાવો થયા હતા. સમાજીક ઠરાવોમાં અત્યંત અગત્યનો ઠરાવ લગ્નવયની મર્યાદાને લગતો હતો. વિષય નિર્ણાયક સમિતિએ આ ઠરાવ ઉપર ચર્ચા કરી યુવક યુવતીઓની લગ્ન વય અનુક્રમે ૨૧ અને ૧૬ રાખવાનું ઠરાવેલું. યુવતી માટે લગ્ન વય ૧૬ વર્ષનું નહિ પરંતુ ૧૮ વર્ષનું રાખવા કુમારી મૃદુલા અંબાલાલ સારાભાઇએ વિષય નિર્ણાયક સમિતિમાંજ લડત ચલાવેલી પરંતુ ત્યાં એમનો સુધારો મંજુર નહિ થતાં તેમણે ખુલ્લી બેઠકમાં એ સુધારો મુકવાની નોટીસ આપેલી. તે મુજબ જ્યારે યુવક યુવતીઓની લગ્ન વય ૨૧ અને ૧૬ વર્ષની રાખવાનો ઠરાવ મુકયો ત્યારે તેમણે યુવતીઓની લગ્નવય ૧૮ વર્ષની રાખવાનો સુધારો મુકયો અને તેમ કરતાં ચાર વાર વાતો મુખ્યત્વે કહી કે (૧) હાલના કાયદા મુજબ ૧૮ વર્ષ પછી કન્યા લાયક ગણાય છે. (૨) ૧૮ વર્ષ પછીજ કન્યાનો શારીરિક અને માનસિક વિકાસ સંપૂર્ણ રીતે પહોંચી શકે છે. (૩) પુરૂષની જેમ સ્ત્રીને પણ બધાંજ ક્ષેત્રમાં સ્વાતંત્ર્ય મળવું જોઇએ. (૪) અઢાર વર્ષ પહેલાંનું લગ્ન એ સ્ત્રીત્વના વિકાસને આડે આવનારૂં છે, સ્ત્રીત્વનો ઘાત કરનારૂં છે. તેમણે જણાવ્યું: "હું એમ પૂછું છું કે તમને કુમારીઓની લગ્નવય નક્કી કરવાનો શો અધિકાર છે? યુવકોની લગ્નવય ૨૧ જોઇએ તે તમે નક્કી કરી શકો છો પણ યુવતીઓની લગ્નવય કેટલી હોવી જોઇએ એ કહેવાનો તમારો નહિ પણ અમારો અધિકાર છે. એટલેજ હું કહું છું કે ભારતના પુનરૂત્થાનમાં તમે સ્ત્રીઓનું સ્થાન રાખવા માગતા હો તો યુવતીઓની લગ્નવય ૧૮

થી નીચે નહિજ જવી જોઇએ." આ સુધારાને શ્રીમતી સરલાદેવીએ ટેકો આપ્યો. તેમણે જણાવ્યું કે મારા મત પ્રમાણે તો ૧૮ વર્ષની વય પણ નાની જ છે. સ્ત્રીઓને નબળી, સડતી રાખીને તમે આગળ વધી શકશો નહિ. માટે તમારે આગળ વધવું હોય, તો સ્ત્રીઓને આ અધિકાર આપવો જોઇશે. બીજી એક બે બહેનો તથા ભાઇઓના અનુમોદન બાદ સુધારો પસાર થયો હતો.

**વનિતા વિશ્રામ**, રાજકોટનો અને શેઠ ગો. તુ. કન્યાશાળાનો વાર્ષિક સમારંભ તા. ૫મી સપ્ટેમ્બરે એજંટ ટુ ધી ગવર્નર જનરલના પ્રમુખપદે ઉજવાયો હતો. બાળાઓએ રાસ સંવાદ અને અંગકસરતો કરી બતાવ્યાં હતાં. લેડી સુપ્રી. શ્રી ઇંદીરાબાઇ રાવતે ગયા વર્ષનો રીપોર્ટ વાંચ્યો. શાળામાં હાલ ૫૫ બાળાઓ ભણે છે. શાળાની બોર્ડીંગમાં માસિક રૂ. ૧૦) નો ચાર્જ લઇ બાળાઓને દાખલ કરવામાં આવે છે.

**ઉદ્યોગશાળાઃ** અમરેલીના શ્રી જમનાબાઇ શ્રી-હુન્નર ઉદ્યોગશાળાનો ઇનામનો સમારંભ જન્માષ્ટમીને દિને ઉજવાયો હતો. સંસ્થાનો ત્રીસ કન્યાઓ અને અનેક મોટી ઉમ્મરની બ્હેનો લાભ લે છે સ્ત્રીઓ માટે સંસ્થા આશીર્વાદ રૂપ બની છે.

**બ્હાદુર બ્હેનઃ** ભાવનગર તાબે વેંગડી ગામમાં એક રાતે એક ખેડૂતના ઘરમાં ચોરી કરવા કેટલાક હરામખોર ઘુસેલા. અવાજ થતાં ખેડૂતની પુત્રી જાગી ઉઠી. ચોરોને જોતાં બુમ પાડીને તે એક ચોરને બાઝી પડી. ચોરે તેના પંજામાંથી છુટવા તેના પર છરીના ઘા કરવા માંડયા પણ બાળા છુટી નહિ. બીજા માણસો આવતાં સુધી ઘા પડતાં છતાં તેણે ચોરને પકડી રાખ્યો. પરિણામે એ બ્હાદુર બ્હેન ત્યાંજ ઢગલો થઇ પડી અને મરણ પામી. એ બ્હેનના અમર આત્માને અમારાં કોટિ વંદન છે.



**મીસ વેબ્સ્ટર**
બેંગ્લોરના સીવીલ અને મીલીટરી સ્ટેશનના કમીશનર તરીકે નીમાનાર એ પ્રથમ મહિલા છે.

**વિધવા વિવાહના વિરોધીઓને અર્પણઃ** કચ્છ મુંદ્રાની જમનાબાઇ નામની ભાટીયાણી વિધવાએ ઝાડ તળે પુત્રને જન્મ આપી તેને ત્યાંજ તજી દઈ ચાલી જતાં તેનું મૃત્યુ નીપજ્યું. આથી તેની સામે ખુનનો આરોપ મુકાયો. કોર્ટે હઠે ત્યાં સુધીની આસાન કેદ; અને ૫૦૦ કોરીનો દંડ. દંડ ના ભરે તો ત્રણ માસની આસાન કેદની સજા થઈ.

**સ્વ. લક્ષ્મીદેવી કુમ્મકોણમ** ધારવાડનાં કર્ણાટક મહિલા વિદ્યાલયનાં સ્થાપિકા, ધારવાડ વિદ્યાર્થીની મંડળનાં પ્રમુખ અને જીલ્લા મંડળમાં સભ્ય હતાં. હિંદી પ્રત્યે અત્યંત પ્રેમ હોઇ વિદ્યાલયમાં હિન્દીમાંજ શિક્ષણ અપાતું હતું.

**વિલાયતને પંથેઃ** દક્ષિણ હૈદ્રાબાદના ડૉ. મહંમદ અસરફુલ હસુનાં પુત્રી મીસ રૈયાસુન્નીઆ દાક્તરી અભ્યાસ અર્થે ઇંગ્લાંડ ગયાં છે. તેમની વય માત્ર ૧૫ વર્ષની છે.

**શ્રીમતી ટી. કે. માધવી અમ્મા** સંગીતનું અધ્યયન કરે છે અને બાળપણથીજ સંગીત પ્રત્યે અત્યંત પ્રેમ ધરાવે છે. કોટાયામ (મદ્રાસ) માં ભરાયેલી થીયા સ્ત્રી પરિષદે તેમની સંગીત નિપુણતા ઉપર ખુશ થઇ સુવર્ણપદક આપ્યો છે.

**મીસ મેરી જોન, બી. એ** ત્રિવેન્દ્રમની સ્ત્રીઓની ના મહારાજા કોલેજની વિજ્ઞાનની અધ્યાપિકા છે. ઇંગ્લાંડમાં ઉચ્ચતર અભ્યાસ માટે તેમને મદ્રાસ સરકારની શિષ્યવૃત્તિ મળી છે. મદ્રાસ યુનિવર્સીટીમાં ફિઝીક્સ લઇ તેઓ પહેલા વર્ગમાં ગ્રેજ્યુએટ થયાં હતાં. થોડાજ વખતમાં તેઓ ઇંગ્લાંડ જનાર છે.

**નમ્બુદરી સ્ત્રીઓ** અત્યાર સુધી પડદામાંજ

રહેતી. ઇતિહાસમાં પ્હેલી વાર હમણાં ઉત્તર ત્રાવણકોરના કેટલાક ધનવાન નમ્બુદ્રી કુટુંબોની સ્ત્રીઓએ પડદાને ફગાવી દીધો છે. તેઓ જાહેરમાં બ્હાર નીકળે છે અને મંદિરે પણ જાય છે. ત્રાવણકોરના નાના મહારાણીની પણ તેમણે મુલાકાત લીધી હતી. મહારાણીએ તેમને પોતાની કન્યાઓને શાળામાં મોકલવા અને કેળવણી આપવા સલાહ આપી હતી.

**મીસ ઇ. સુથાઅમાહ વિલ્લાયમપલ્લીમ** પી એચ. ડી. ન્યુ યોર્કની કોલમ્બીયા યુનિવર્સીટીની 'ડૉકટર ઑફ ફિલોસોફી' ની ડીગ્રી મેળવી ગયા માસમાં હિન્દ પાછાં ફર્યાં છે. લખનૌની ઇસાબેલા થોબર્ન કોલેજમાં તેઓ બાયૉલોજીનાં અધ્યાપિકા તરીકે કામ કરશે. મીસ વિલ્લાયમપલ્લીમ જાફના ( સીલોન ) માં જન્મ્યાં હતાં. મેટ્રીક સુધીનો અભ્યાસ જાફનામાં જ કર્યો હતો. એફ. એસસી. માટે લખનૌની ઇસાબેલા કોલેજમાં અભ્યાસ કર્યો અને બી. એસ સી. અને એમ. એસ સી. માટે અલાહાબાદ યુનિવર્સીટીની મુર સેન્ટ્રલ કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૯૨૦ માં એમ. એસસી. ની પરીક્ષામાં બેસનાર તેઓ એકલાંજ સ્ત્રી હતાં અને આખી યુનિવર્સીટીમાં પહેલાં આવ્યાં હતાં. તે બાદ ઇસાબેલા કોલેજમાં વિજ્ઞાનનાં અધ્યાપિકા તરીકે તેમણે કામ કર્યું. ૧૯૨૨ માં અમેરિકામાં અભ્યાસ કરવા માટે શિષ્યવૃત્તિ મળી ત્રણ વર્ષ સુધી કોલમ્બીયા યુનિવર્સીટીમાં એક બુદ્ધિમાન વિદ્યાર્થીની તરીકે તેમણે નામના મેળવી. ત્યાંથી પાછા ફરી તેમણે કોલેજમાં જ શિક્ષણ આપવાનું ચાલુ રાખ્યું. ૧૯૨૮ માં યુનિવર્સીટીએ તેમને ઝુલોજી–પ્રાણીવિદ્યાના રીડર નીમ્યાં. કોલમ્બીઆમાં મીસ વિલ્લાયમપલ્લીમે જાણીતા ડૉ. વિલ્સનના હાથ નીચે અભ્યાસ કર્યો હતો. ત્યાંથી આવી તેમણે ખાસ વિનતિથી લખનૌ યુનિવર્સીટીના પુરૂષ વિભાગના સ્નાતકો પછીના વિદ્યાર્થીઓ સમક્ષ કેટલાંક વ્યાખ્યાનો આપ્યાં હતાં. ૧૯૨૮ માં તેમણે સોલીડોન ( હિન્દી દરીઆમાંનાં સામાન્ય શાર્ક ) ઉપર ગ્રંથ પ્રકટ કર્યો. આજ ગ્રંથ કોલમ્બીઆ યુનિવર્સીટીએ પી એચ. ડી ની ડીગ્રીના થીસીસ તરીકે સ્વીકાર્યો. માર્ચ માસમાં ન્યુયોર્ક જઇ તેમણે પરીક્ષા આપી અને જુનમાં ડીગ્રી મળી. વિજ્ઞાનમાં સંશોધન કરીને સ્વકૃતિ તરીકે ગ્રંથ લખનાર તેઓ પહેલાંજ મહિલા છે. શુદ્ધ વિજ્ઞાન માટે પી એચડી. ની ડીગ્રી લેનાર પણ તેઓ પહેલાંજ છે. એમની આ સાધના હિન્દી સ્ત્રીત્વના ચળકતા સિતારાની નિશાની છે.

**અહલ્યા સેવાસદનઃ** દેવી અહલ્યા બાઇ હોલકરની ૧૪ મી સંવત્સરી ઇંદોરમાં ગયા માસની ૨, ૩, તારીખોએ ઉજવાઇ હતી. બન્ને મહારાણીઓ ઉપરાંત રાજકુટુંબે લાભ લીધો હતો. દેવી અહલ્યાબાઇનાં જીવન સંબંધી વ્યાખ્યાનો થયાં હતાં. પાલખી નીકળી હતી. મહારાણી ચંદ્રાવતીબાઇનાં પ્રમુખપદે સ્ત્રીઓની સભા મળી હતી. તેમાં પણ દેવી અહલ્યાબાઇનાં જીવન વિષે કેટલીક બહેનોએ વ્યાખ્યાન કર્યાં હતાં. ઇંદોરમાં અહલ્યા સેવાસદન સ્થાપવાનો નિર્ણય થયો હતો. તે માટે મહારાણી ઇંદિરાબાઇએ રૂા. ૧૦૦૦૦) આપ્યા હતા.

**શ્રીમતી સુષમાદેવી** જગપ્રસિદ્ધ વિશ્વ કવિ રવીન્દ્રનાથ ટાગોરનાં ભત્રીજી છે. અમેરિકામાં લાંબો સમય રહી તેમણે સમુદાય શિક્ષણવિધિનો અભ્યાસ કર્યો છે.

**મીસ સુવર્ણલતા ઘોષઃ** પુર્ણીઆના જીલ્લા અને સૈસન્જ જડજનાં પુત્રી થાય છે. પટના યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષા પસાર કર્યા બાદ તેમણે શિક્ષકોની કેળવણી કોલેજમાં અભ્યાસ કર્યો. બિહાર અને ઓરીસાની સરકારે તેમને શિષ્યવૃત્તિ આપતાં વધુ અભ્યાસ માટે તેઓ ઇંગ્લાંડ ગયાં છે.

**શ્રીમતી કુમારી લીલાવતીઃ** દેહરાદુનની ડી. એ. વી. કોલેજના પ્રોફેસર શ્રી. ગૌરીશંકરની પુત્રી છે. કાશી હિન્દુ વિશ્વ વિદ્યાલયની બી. એ ની પરીક્ષા તેમણે હાલમાં જ. માત્ર ૨૦ વર્ષની વયે પસાર કરી છે.

**કર્નલ બાર્કરની પ્રતિસ્પર્ધીઃ** કર્નલ બાર્કર સ્ત્રી હોવા છતાં તેણે પુરૂષ વેશમાં લગ્ન કર્યા એ કિસ્સો જાણીતો છે. એક બનુચી બાળા સંબંધમાં એથીયે ચઢી જાય તેવો કિસ્સો બન્યો છે. તેથી એ બાળા કર્નલ બાર્કરની પ્રતિસ્પર્ધિ લેખાય છે.

**સભ્યા બનો !** મહાસભાની સભ્યા બનવા માટે સ્ત્રીઓને આગ્રહ કરવા માટે લાહોરમાં ઓગસ્ટ માસમાં સ્ત્રીઓની એક સભા શ્રીમતી પ્રમિલાદેવીનાં પ્રમુખપદે મળી હતી. પ્રમુખે મહાસભાનાં સભ્યો તરીકે નામ નોંધાવવા વિનંતિ કરી

હતી. શ્રીમતી મેનકાદેવીએ સ્ત્રીઓ રાજકારણ પ્રત્યે જે બેદરકારી બતાવે છે તે માટે દિલગિરિ દર્શાવી જણાવ્યું કે પુરૂષો કરતાં સ્ત્રીઓ મહાસભાની સભ્યા ઘણી સહેલાઇથી થઇ શકે. શ્રીમતી સ્વદેશીકુમારીએ મહાસભાના સ્વયંસેવિકા તરીકે નામ નોંધાવવા વિનતિ કરી હતી.

**અનીતિ માટે સ્ત્રીઓનાં હરણઃ** બંગાળના ગામડાંઓમાં અનીતિ માટે સ્ત્રીઓનાં હરણ થવાના બનાવો ઘણા બને છે. તે સામે વિરોધ દર્શાવવા શ્રીસંરક્ષક સંઘના આશ્રયે કલકત્તામાં બાબુ રામાનંદ ચેટરજીનાં પ્રમુખપદે ઓગસ્ટ માસમાં એક સભા મળી હતી. આ સબંધમાં તપાસ કરાવવાની સરકારને વિનતિ કરતો તેમજ હિન્દુઓને સ્ત્રીઓનાં માનમર્યાદા રક્ષવાની હાકલ પાડતો ઠરાવ થયો હતો. કાઠિયાવાડ, કચ્છ, રજપુતાના, વગેરે પ્રદેશમાં પણ આવી જાતના બનાવો બને છે એમ જાણવામાં આવ્યું છે. આવા બનાવો અટકાવવાની ખાસ જરૂર છે. સરકારે તેમજ હિન્દુ સમાજે આવી બાબતો તરફ દુર્લક્ષ્ય ન આપતાં તાત્કાલિક પગલાં લેવાં જોઇએ.

**શારદા બીલને સબળ ટેકો:** સંસાર સુધારાના પ્રથમ પગલા તરીકે આજે ભારતવર્ષનો મોટો ભાગ બાળલગ્ન અને સંમતિવયને લગતા શારદા બીલને વધાવી રહ્યો છે. ઠામઠામેથી એ બીલની તરફેણ કરતા તારો અને ઠરાવો વડી ધારાસભાના પ્રમુખને મળ્યા હતા. વડી ધારાસભાએ એ ખરડાને લગતી ચર્ચા ઉપાડી ત્યારે તેમાં ઘણાખરા નેતાઓએ તેમજ સરકારે ખરડાની તરફેણ કરી હતી. મહાત્મા ગાંધીજીએ તો ખરડાથી આગળ જઇ છોકરીઓની લગ્નવય ૧૮ વર્ષની રાખવા આગ્રહ કર્યો છે. મુંબઇથી લેડી લક્ષ્મીબાઇ, ડૉ. દેશમુખ, આદિએ ખરડાની તરફેણ કરતા તારો પાઠવ્યા હતા. મુંબઇમાં મુસ્લીમોની એક સભાએ પણ ખરડો પસાર થાય એવી ઇચ્છા દર્શાવતો ઠરાવ કર્યો હતો. ગયા માસમાં સર કાવસજી જહાંગીર હોલમાં મુંબઇના શહેરીઓની એક મોટી સભા ખરડાને ટેકો આપવા મળી હતી. તેમાં લેડી લક્ષ્મીબાઇ, સૌ. હંસા મહેતા, સૌ. લીલા મુનશી; મી. ચાગલા; શ્રી. જયસુખલાલ મહેતા, ડૉ. દેશમુખ વગેરેએ ખરડાની તરફેણ કરતાં વિવેચનો અને ઠરાવો કર્યા હતા. આ સામે કેટલાક સનાતનીઓએ વિરોધ દર્શાવતા ઠરાવો પણ મોકલ્યા છે. બાળલગ્ન અટકવાથી કેમ જાણે સનાતન ધર્મ રસાતળ જવાનો હોય તેમ સનાતનીઓએ ખરડાનો વિરોધ કરવા સરકારને વિનતિ કરી છે. એકંદરે શારદા બીલની તરફેણમાં ઘણું સારું વાતાવરણ હતું પરિણામે એ ખરડો પસાર થયો છે અને તેને કાયદાનું સ્વરૂપ મળ્યું છે.

**પ્રગતિપંથે મહિલાઓ:** (૧) શ્રીમતી સામબીબી દક્ષિણ કાનરા જીલ્લા બોર્ડનાં સભ્ય નીમાયાં છે. (૨) મીસ હચીહચી એમ. ડી. અમેરિકામાં દાક્તરીનો સાત વર્ષ સુધી અભ્યાસ કરી પાછાં આવ્યાં છે. (૩) શ્રીમતી કે. ડી. રૂકમણીઅમ્મા બી. એ. ને ઉત્તરાધિકાર નિર્ણાયક સમિતિમાં મૈસુર સરકારે સભ્ય નિમ્યાં છે. (૪) શ્રીમતી ડી. સકમ્મા કુર્ગમાં કાફીની ખેતી કરનાર ધનવાન રમણી છે. દીલ્હીનાં લેડી એસોસિએશનને તેમણે હાલમાંજ રૂ. ત્રીસ હજાર આપ્યા. (૫) શ્રીમતી બી. ભાગીરથી અમ્મા 'મહિલા' પત્રનાં તંત્રી છે. હાલમાંજ તેમના પ્રમુખપદે આરામર પરિષદ ભરાઇ. (૬) શ્રીમતી કે. એસ. પાર્વતી અમ્મલ કધુડામેહની જીલ્લા કેળવણી મંડળના સરકારી સભ્ય નીમાયાં છે.

**અબળા કે સબળા?** (૧) જુલાઇ માસમાં શ્રીમતી રામદેવી નામની આર્યમહિલાએ, પોતાને સી. આઇ. ડી. તરીકે ઓળખાવનાર એક બદમાશ મુસલમાનને વખતો વખત છેડતી કરવા માટે પગમાંથી જોડા કાઢી ટીપી કાઢયો હતો, એટલે તે ગુન્હાએ 'માતાજી ક્ષમા કરો' કહી માફી માંગી હતી. (૨) રંગપુરમાં ૨૭ વર્ષની કંદારી નામની ક્ષત્રિય સ્ત્રીના ઘરની પાસે એક મુસલમાન રહેતો હતો. એક દિવસ મુસલમાન બળાત્કાર કરવાના હેતુથી ઘરમાં દાખલ થયો. કંદારીનું લોહી ઉકળી આવ્યું. બીજો કોઇ ઉપાય ન જડવાથી શસ્ત્ર લઇ તે ગુન્હાનો શિરચ્છેદ કર્યો. તરતજ પોલીસને ખબર આપી. કામ ચાલ્યું. કંદારીએ કોર્ટમાં એકરાર કર્યો: "સતીત્વના રક્ષણાર્થે મેં તે ગુન્ડાનો શિરચ્છેદ કર્યો." ન્યાયાધીશે તેને ધન્યવાદ આપી છોડી મુકી. હવે કોણ કહેશે કે હિન્દુ સ્ત્રીઓ અબળા છે?

**પ્રકીર્ણ:** (૧) બિહાર ધારાસભાની આગામી બેઠકમાં સ્ત્રીઓને ધારાસભાની ઉમેદવારી કરવાનો

છૂટ રાખ્યાનો ઠરાવ રજુ થનાર છે. (૨) કલકત્તાની સુશીલાબાઇ નામની યુવાન વિધવાએ રેલ્વે ગાઇડમાં પોતાનો ફોટો છાપવા માટે પૂર્વહિન્દ રેલ્વે સામે દશ હજારની નુકસાનીનો દાવો માંડયો છે. (૩) કેંપબેલપુર જીલ્લાના પટવારી ગામમાં એક માતાએ પોતાના સાવકા પુત્રને મારી નાંખી તેના શરીરના કાપેલા ટુકડા પતિદેવના ભોજન માટે પીરસ્યા ! (૪) મુંબઇ સ્ત્રી પરિષદ તા. ૨૧ મીએ મીસીસ સુંદરાબાઇ રીઝરનાં પ્રમુખપદે મલબારી મેમોરીયલ હોલમાં મળી. (૫) ભરૂચનો પાયોનિયર હાઇસ્કુલે સહશિક્ષણનો પ્રયોગ અજમાવવા માંડયો છે. અત્યાર સુધીમાં ૧૨ છોકરીઓ દાખલ થઇ છે. (૬) સુરતમાં ઓગસ્ટ માસમાં નવલ જયંતિ ઉજવાઇ હતી તેમાં શ્રીમતી સુલોચના બ્હેન દેસાઇ અને શ્રીમતી જ્યોત્સ્ના બ્હેન શુકલે વિવેચનો કર્યાં હતાં. (૭) મુંબઇની મીલ હડતાલમાં સ્ત્રી હડતાળીઓએ સ્ત્રી કામદારોને કામે ન જવા સમજાવી હતી. (૮) ચાલુ બીમારીને લીધે કંટાળી જઇ કલ્યાણજી મૂલજી અને મીઠાબાઇ નામનાં પતિપત્નીએ અફિણ ખાઇ આપઘાત કર્યો. (૯) વડોદરા આર્યકુમાર મહાસભાના આશ્રયે સોનગઢમાં ચાલતાં ગુરૂકુળને મકાનો બાંધવા શ્રી મનસુખલાલ છગનલાલે રૂ. ૧૫૦૦૦ આપ્યા. (૧૦) પોરબંદરની મેમણ બાનુઓની સભાએ લગ્ન પ્રસંગે લુગડાં, દાગીના વગેરેમાં થતો ખર્ચ ઘટાડવાનો ઠરાવ કરી ગરીબમાં ગરીબ માણસને પણ પરવડે એવું ધોરણ નક્કી કર્યું છે. (૧૦) સ્વ. શેઠ ગોરધનદાસ રણછોડદાસ ભગતનાં વિલ પ્રમાણે કાલબાદેવી રોડ ઉપર હિન્દુ બહેનો માટે સુવાવડખાતું ખોલવામાં આવ્યું છે.

### યૂરપ.

**મીસ ઇલીનોર રેથબોન :** છેલ્લી સામાન્ય ચુંટણીમાં પાર્લામેન્ટમાં ૬૯ સ્ત્રી ઉમેદવારોમાંથી ચુંટાયલી એક સ્ત્રી ઉમેદવાર મીસ ઇલીનોર રેથબોન છે. મીસ રેથબોન લીવરપુલ સીટી કોન્સિલમાં ૧૮ વર્ષ સુધી સ્વતંત્ર પક્ષના સભ્ય તરીકે બેઠાં હતાં, અને તેથી સ્થાનિક સરકારને લગતા બધાએ કાયદાનું તેમનું જ્ઞાન ઘણું અચ્છું છે. ક્લિનિકો અને ખારવાઓના કુટુંબોનું એસોસીએશન તેમણે યુધ્ધ દરમ્યાન લીવરપુલમાં સ્થાપેલું હોવાથી તેમજ ગોદીના કામદારોની સ્થિતિ સુધારવાનું કામ કરેલું હોવાથી લોકોનાં જીવનનું તેમને સારૂં જ્ઞાન છે.

**મીસ સુસાં લૉરેન્સ :** તંદુરસ્તીને લગતાં પ્રધાન મંડળમાં પાર્લામેન્ટરી મંત્રી તરીકે નીમાયાં છે. લંડન કાઉન્ટી કૌન્સિલના ઉપપ્રમુખ તરીકે અને સભ્ય તરીકે તેમણે લીધેલો લાંબો અનુભવ આ નવી જવાબદારી ભોગવવામાં તેમને સારી મદદ કરશે.

**મીસીસ સરાહ ગર્ટ્રુડ મિલીન** નામની એક જાણીતી લેખિકાએ ' રેંડ ડેઇલી મેઇલ ' માં દુનીઆ પર અસર કરનાર દક્ષિણ આફ્રિકાની ૪ મહાન વિભૂતિઓ સંબંધમાં એક લેખ લખ્યો છે. આ ચાર વિભૂતિઓમાં તેણે મહાત્મા ગાંધીજીનો પણ સમાવેશ કર્યો છે. ગાંધીજી સંબંધમાં તે જણાવે છે : " ગાંધીજી અસહકાર અને સત્યાગ્રહનું અર્થશાસ્ત્ર દક્ષિણ આફ્રિકામાં શિખ્યા. દક્ષિણ આફ્રિકા વિના ગાંધીજી મહાત્મા ન બની શકયા હોત; માત્ર એક વકીલ રહ્યા હોત. દક્ષિણ આફ્રિકાએ ગાંધીજીને ઉત્પન્ન કર્યાં નહિ પરંતુ ખીલવ્યા તો ખરા. "

**સ્ત્રી-ઇજનેરો :** ઇજનેરીના ધંધામાં સ્ત્રીઓએ જાણવાજોગ પ્રગતિ કરી છે. વીમેન્સ એન્જીનીઅરીંગ સોસાયટીના જણાવ્યા પ્રમાણે આજે એમાં ૧૫૦ સભ્યાઓ છે અને દરેક સભ્યાએ ઇજનેરીની ખાસ શાખાઓમાં કુશળતા મેળવેલી છે.

**સવાસો વર્ષે લગ્ન :** મીડલબર્ગના જોસેફ વિન્ડોફલ નામના ૧૨૮ વર્ષની વયના ગૃહસ્થે ૪૭ વર્ષની વયની સ્ત્રી સાથે લગ્ન કર્યું છે.

**સંમતિ વય કેટલી ?** લંડનની ઇમ્પીરીયલ સોશીયલ હાઇજીન કોંગ્રેસમાં સંમતિવય સંબંધમાં બોલતાં ડૉ. એ. એલ. એફ્વીરે છોકરીની લગ્નવય અને સંમતિવય તેની પુખ્ત થયાની વય કરતાં ઘણી વધારે હોવી જોઇએ કારણ કે છોકરી પુખ્તવયની એટલે કે ૧૪ કે ૧૫ વર્ષની થતાં કાંઇ માતૃત્વનો ભાર વહી શકે એમ નથી. તેમ થાય તે ઇષ્ટ પણ નથી, એમ જણાવ્યું હતું.

**સ્ત્રી-મોટોરીસ્ટ :** ઓન. મીસીસ વિકટર બ્રુસ નામની અંગ્રેજ બાનુએ ૨૪ કલાક સુધી એકલાં મોટર હાંકી કલાકના ૬૦ માઇલની મુસાફરી

કરી છે. આટલા સમય દરમ્યાન તેમણે ૨૨૦૦ માઇલની મુસાફરી કરી છે. મીસીસ બ્રુસે ઝડપમાં દુનીઆનો રેકોર્ડ તોડયો છે.

**મોટરનો રેકોર્ડ :** મીસ વાયોલેટ અને મીસ એવેલીન નામની બે બહેનોએ સાઠ હજાર માઇલ મોટરમાં જઇ એ બાબતમાં આગેવાન પદ મેળવ્યું છે.

**ડૉ. વીનીફ્રેડ ચુલીસ :** લંડન યુનીવર્સીટી કોન્વોકેશનના ઉપપ્રમુખ નીમાયાં છે. આ માન મેળવનાર તેઓ પહેલાંજ બાનુ છે.

**દુકાન કાઢી !** બર્દવાનના મહારાજાની નાની કુંવરી લલિતારાણીએ લંડનમાં હિંદી માલ વેચવાની એક દુકાન કાઢી છે.

પેરીસમાં ૨૪૩ સ્ત્રી ડાક્તરો છે તેમાં ૧૪૫ પરિણીત છે.

**ડૉ. રોબર્ટા જુલઃ** ગયા માસમાં છનીવામાં મળેલ પ્રજાસંઘની ૧૦ મી બેઠક માટે ઓસ્ટ્રેલીયન પ્રતિનિધિ મંડળમાં સભ્યા તરીકે ડૉ. રોબર્ટ જુલની પસંદગી થઇ હતી. પર્થમાં ડાક્તર તરીકે કામ કરનાર ડૉ. જુલ પહેલી જ સ્ત્રી છે. યુનીવર્સીટીની સ્ત્રીઓમાં ઓસ્ટ્રેલીયન સંઘનાં તેઓ માજી પ્રમુખ છે. ડૉ. જુલ ફ્રેન્ચ અને પોર્ટુગીઝ ભાષાનું સારું જ્ઞાન ધરાવે છે.



## અમેરિકા.

**નાગી સ્ત્રીઓનું સરઘસ :** કેનેડાની સરકારે કેળવણી ફરજીયાત કરવાને લગતા કાયદાઓ કર્યા. તે સામે વિરોધ દર્શાવના 'ડુઓબોર્સ' નામની તદ્દન સ્વતંત્ર જાતિએ પશ્ચિમ કેનેડામાં નિર્લજ્જ દેખાવો કર્યા હતા. એ જાતિના ૨૦૦ ઉપર સ્ત્રી બાળકોએ વેરેગોનથી બ્રિટિશ કોલમ્બીઆમાં આવેલા નેલ્સન ખાતે તદ્દન ઉઘાડે શરીરે સરઘસ આકારે જવાની ગોઠવણ કરી હતી. પોલીસ વચ્ચે પડતાં તેઓ એમ કરી શક્યાં ન હતાં. ઉપલી જાતિમાંથી ઘણાઓ ઉપર કામ ચલાવવામાં આવનાર છે.

**મીસ મેરી એલન સ્મીથ** બ્રિટિશ કોલમ્બીઆ પાર્લામેન્ટમાં વાંકુવર તરફના સભ્ય છે. અને ત્યાં પ્રધાન મંડળનો દરજ્જો ભોગવનાર પહેલાં જ બાનુ છે. હાલમાં જ મળેલી આંતર રાષ્ટ્રીય મજુર પરિષદમાં હાજરી આપવા તેઓ યુરપ ગયાં હતાં.

**મીસીસ મેબલ વૉકર વિલેબ્રેન્ડ** યુનાઇટેડ સ્ટેટ્સના પહેલાં મદદનીશ એટર્ની-જનરલ છે. યુનાઇટેડ સ્ટેટ્સની વિમાની કોરપોરેશનના સલાહકાર તરીકે તેઓ પોં. ૧૦૦૦૦ ના વાર્ષિક પગારે નીમાયાં છે.

# ઈનામી પ્રશ્નો

સંપાદક: કુ. યશસ્વિની

(૧) ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯ એ આંકડાઓને, ગણિતની નિશાનીઓનો ઓછામાં ઓછો ઉપયોગ કરી, એના અનુક્રમ પ્રમાણે એવી રીતે ગોઠવો કે તેનો સરવાળો બરોબર ૧૦૦ થાય.

(૨) ચાર નવડા એવી રીતે ગોઠવો કે તે બરોબર ૧૦૦ થાય.

(૩) ગુજરાતના એક સ્વર્ગસ્થ કવિની અટકના પાંચ અક્ષરોને જુદા જુદા ગોઠવતાં નીચે પ્રમાણે અર્થ થાય છે.

૧+૫= એક ફૂળ; ૧+૨+૩= એક ગામ; ૪+૫= હાથ (સંસ્કૃત); ૩+૫= સર્પનું રહેઠાણુ; ૫+૩=નકામું; ૪+૩= માપ; ૪+૨+૫=એક હથિયાર; ૪+૩+૫= કિંમત. તો એ કવિ કયા ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. ગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવસ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

કુપન—ઓકટોબર ૧૯૨૯.

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".




**હિંદી બ્હેનોનો અપૂર્વ વિજય: અભિનંદન !**

આજ લગભગ અઢી વર્ષથી જે પરિણામની પ્રાપ્તિ માટે હિંદની સમજુ જનતા—ખાસ કરીને હિંદી બ્હેનો તનતોડ પ્રયત્નો કરી રહી હતી, તે શુભ પરિણામ પ્રાપ્ત કરવા દેશ ભાગ્યશાળી થયો છે. હિંદનો સુધારક વર્ગ આજ લાંબા સમયથી બાળલગ્નની ભયંકર રૂઢીને નાબુદ કરવા પ્રચારકાર્ય કરી રહ્યો હતો. પરંતુ આમ પ્રજાની કહેવાતી ધાર્મિક અંધશ્રદ્ધાને કારણે તેઓ પોતાના મંતવ્યો કાર્યમાં યોજી શક્યા ન હતા. લાંબે સમયે તેમના પ્રયત્નો પણ કેટલેક અંશે ફળ્યા છે અને એ ભયંકર રૂઢીને નાબુદ કરવાના પ્રથમ પગથીઆ રૂપ શારદા બીલે ધારાપોથી પર ચઢી કાયદાનું સ્વરૂપ લીધું છે. સુધારક વર્ગે પ્રજામત કેળવી જે ક્ષેત્ર તૈયાર કર્યું હતું તેમાં બીજ રોપવાનું કાર્ય રાય સાહેબ હરવિલાસ શારદાએ કર્યું. તા. ૧લી ફેબ્રુઆરી ૧૯૨૭ ને દિને તેમણે પોતાનું બાળલગ્ન પ્રતિબંધક બીલ વડી ધારાસભામાં રજુ કર્યું. એ શુભ દિન પછી એ બીલને સત્કારવા માટે હિંદની સમજુ જનતાએ અને ખાસ કરીને સ્ત્રીમંડળોએ અને આગેવાન મહિલાઓએ તનતોડ પ્રયત્નો કરી પ્રજાને તૈયાર કરી હતી. વર્તમાનપત્રોએ પણ એમાં સારો ફાળો આપ્યો છે. અમે પણ એ સંબંધી વારંવાર લોકમત કેળવવા અને એ બીલની તરફેણમાં સમજુ બ્હેનોની સહીઓ મેળવવા સફળ પ્રયત્નો કર્યાં છે. આજે એ સર્વ પ્રયત્નોને પરિણામે પ્રાપ્ત થયેલ એ નવો કાયદો હિંદની ધારાપોથી પર ચડતાં અમને અત્યંત આનંદ થાય છે. હિંદમાં બાળવિધવાઓની ભયંકર સંખ્યા અને પ્રજાશરીરનો ઘસારો એ ભયંકર રૂઢીને આભારી છે. એ નિંદ્ય રૂઢીને પ્રતાપે જ આજે હિંદની પ્રજા નિર્માલ્ય બની ગુલામી દશામાં સબડે છે. આ નવો કાયદો અમલમાં આવતાં એ ભયંકર પરિસ્થિતિ દૂર થવાની આશા આપણને રહે છે. અલબત્ત એ નવા કાયદાથી સમજુ અને સુધારક વર્ગ સંપૂર્ણપણે સંતોષ નથી પામ્યો; ઘણાં આગેવાન બ્હેનોને પણ એમાં ઠરાવેલી ઉમ્મરની હદ—કન્યા માટે ૧૪ અને છોકરા માટે ૧૮ વર્ષની—અસંતોષજનક લાગે છે. પરંતુ એ સર્વેએ એ દિશામાં એ કાયદાને પ્રથમ પગથીઆ રૂપ ગણી બીલને સંમતિ આપી હતી; તેનું સમર્થન કર્યું હતું અને પ્રજા પણ તેનું સમર્થન કરે એવા પ્રયત્નો કર્યાં હતા. આખા દેશમાં મહિલા મંડળોએ અને આગેવાન મહિલાઓએ આ બાબતમાં પ્રયત્નો કરવામાં બાકી નથી રાખી. છેલ્લાં છેલ્લાં એ બીલ વડી ધારાસભામાં બીજી અને ત્રીજીવારના વાચન માટે ગયા માસમાં રજુ થયું ત્યારે એકવાર ફરીથી એ સર્વેએ મોટી મોટી સભાઓ ભરી દેશનો અવાજ રજુ કર્યો હતો. મુંબાઇના અનેક સ્ત્રીમંડળોએ સૌ. લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે મોટી સભા ભરી હતી, જે પ્રસંગે સૌ. હંસા મ્હેતા, મીસ મીઠાં તાતા, મિસિસ તૈયબજી વગેરે બ્હેનોએ એ બીલનું સમર્થન કર્યું હતું. પુરૂષ વક્તાઓએ પણ તેમાં આગેવાન ભાગ લીધો હતો. આર્યસમાજ હોલમાં પુરૂષોએ જુદી સભા, રાજા બ્હાદુર ગોવિંદલાલના પ્રમુખપદે ભરી હતી, જે પ્રસંગે રા. કનૈયાલાલ મુન્શી અને બીજાઓએ એ બીલની તરફેણમાં ભાષણો કર્યાં હતાં. અમદાવાદનાં બ્હેનોએ પણ સૌ. સરોજિનિ નાયડુને પ્રમુખપદે પોતાનો મત દર્શાવ્યો હતો. મદ્રાસ અને બંગાલાની બ્હેનોએ પણ સફળ પ્રયત્નો કર્યાં હતા. કલકત્તામાં તો સમાજ સુધારમાં પછાત ગણાતી મારવાડી બ્હેનોએ સભા ભરી એ બીલને સ્ત્રીજાતિના હિત માટે આવશ્યક ગણાવ્યું હતું. સીમલાની બ્હેનોએ વડી ધારાસભાના દ્વાર

આગળ ટોળે મળી એ બીલને ટેકો આપવા સૌ સભાસદોને ભલામણ કરી હતી એટલું જ નહિ પણ રોજ મોટી સંખ્યામાં હાજરી આપી સર્વ ચર્ચા આતુરતાથી સાંભળી હતી. એ સર્વના સફળ પ્રયત્નો માટે અમે અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે સ્ત્રીપ્રવૃત્તિને આગળ ધપાવવા અને હિંદની સમાજ વ્યવસ્થા સુધારવા એવા સફળ પ્રયત્નો કરવામાં એ બધાં હંમેશ એવીજ રીતે મંડયા રહે.

આજ અઢી-પોણા ત્રણ વર્ષ પછી પણ એ બીલ હિંદની ધારાપોથી પર વડી ધારાસભામાં' ચઢી શક્યું, એ હિંદી બહેનો માટે-હિંદની સમજુ જનતા માટે અપૂર્વ વિજયનો પ્રસંગ છે. એ વિજય તેમને ભાવિ કાર્ય માટે પ્રોત્સાહન આપશે; તેમની ખાત્રી કરી આપશે કે પ્રજામતને યોગ્ય દિશામાં વાળવા માટે કરેલા પ્રયત્નો કદી નિષ્ફળ જતા નથી. મોડા યા વ્હેલા એ પ્રયત્નોના શુભ પરિણામ જરૂર આવે છે. કાર્યકર્તાઓએ તેથી થતી ઢીલ માટે નિરાશ થવાની જરૂર નથી. હિંદમાં કેળવણીની ખામી જોતાં એવી ઢીલ થાય એ કુદરતી છે. આમ પ્રજા અસણ છે; વર્ષોની રૂઢીઓથી તેમની વિચિત્ર માન્યતાઓ બંધાઇ છે, એ માન્યતાઓ તેમના કહેવાતા ધર્મગુરૂઓ અને આગેવાનો દૃઢ કરે છે. એ સર્વની સામે સમજુ વર્ગે ઝુઝુમવાનું છે; તેમની એ માન્યતાઓને જડમૂળથી નાબુદ કરી તેને ઠેકાણે તેમને નવી દૃષ્ટિ આપવાની છે; જગતની સાથે કુચ કરતાં તેમને શીખવવાનું છે. શારદા બીલના સંબંધમાં જ કેટકેટલો વિરોધ એ અભણ અને ભોળી જનતાને નામે તેના કહેવાતા આગેવાનો અને ધર્મગુરૂઓએ ધર્મનાં ખોટાં બ્હાના બતાવી કર્યો છે. જેમનો સ્વાર્થ એ અભણ પ્રજા પછાત રહે તેમાં જ રહેલો છે તે લોકો આવી બાબતો માટે વિરોધ કરે તે સહેજ સમજી શકાય, પરંતુ જ્યારે વડી ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિઓ તરીકે ઘુસી ગયેલા, પોતાની કેળવણીને અને ધર્મશાસ્ત્રના જ્ઞાનને વગોવતા નેતાઓ આ બાબતમાં પ્રજાને નામે, તેમના કલ્યાણને બ્હાને એ બીલનો વિરોધ કરે ત્યારે કોઇને પણ તેમને માટે સખેદ આશ્ચર્ય જ નહિ પણ જરૂર તિરસ્કાર ઉત્પન્ન થાય. ગયા માસમાં એ બીલ પર વડી ધારાસભામાં બીજીવારનું વાચન થયું હતું. એ પ્રસંગે અનેક કહેવાતા આગેવાનોએ તેમાં ફેરફાર કરવાના નિષ્ફળ પ્રયત્નો કર્યા હતા. 'આચાર્ય' નામને વગોવતા મદ્રાસના મી. આચાર્ય એમાં સૌની મોખરે હતા. તેમની ડખલગીરીથી આખી સભા પણ એટલી બધી કંટાળી ગઇ અને તિરસ્કાર બતાવવા લાગી કે પ્રમુખે તેમને બોલતા બંધ કરવા પડયા અને તે વીલે મોઢે સભામાંથી ચાલ્યા ગયા. પં. માલવીયજીએ પણ જુના વિચારના કિલ્લામાં ભરાઇ એ બીલ સામે તોપો માંડી હતી. એમની ઉરાંગઉટાંગ દલીલોનો અમે અનેકવાર 'અગાઉ જવાબ આપી ગયા છીએ. એની એજ દલીલો એમણે ફરી વાર રજુ કરી; કન્યાનું લગ્નવય ઘટાડવાની વાતો કરી એ જાણ્યે અજાણ્યે દેશના દુશ્મન બન્યા.પરંતુ એમની તોપોનો મારો નિષ્ફળ ગયો. એક બાજુ જ્યારે પ્રગતિમાન મુસ્લીમ ભાઇઓએ બીલને દિલોજાનથી ટેકો આપ્યો ત્યારે મુલ્લાંઓના ફતવા પર જ જીવતા અને કુરાનમાંથી શોધ્યા છતાં ન જડે એવી બાબતો તેમાં છે એમ બતાવવા મથતા કેટલાક મુસ્લીમોએ પણ એ બીલનો વિરોધ કર્યો. ત્રીજી વારના વાચન સમયે પણ એ કાયદો મુલત્વી રખાય એવા પ્રયત્નો એ વિરોધી પક્ષ તરફથી થયા હતા પરંતુ તેમના પ્રયત્નો દેશના સદ્ભાગ્યે નિષ્ફળ નિવડયા. દેશના હિતચિંતક અને સમજુ નેતાઓ-પંડિત મોતીલાલ નેહરૂ, મી જીનાહ, સર પુરૂષોત્તમદાસ, મી. જયકર વગેરેની આગેવાની હેઠળ અનેક સભાસદોએ મોટી સંખ્યામાં એ બીલનું સમર્થન કરી ૬૭ વિરૂદ્ધ ૧૪ મતે તેને ધારાપોથી પર ચઢાવવામાં કીમતી ફાળો આપ્યો છે. એ સર્વના નામ દેશના ઇતિહાસમાં હિતચિંતકો તરીકે અમર રહેશે. એ બાબતમાં મોન્ટ ગોમરીના, રાય બહાદુર રામખામલે બહુ સુંદર સુચના કરી છે. તેમણે એક સભ્ય ઉપર રૂ. ૫૦૦) મોકલી આપી એવી માંગણી કરી છે કે એ બીલને ટેકો આપનાર તેમજ એનો 'વિરોધ કરનારનાં નામની એક આરસની તખ્તી કરી ધારાસભાના હોલમાં ચોઢવી. એવી તખ્તી ચોઢાશે તો દેશની જનતા પોતાના હિતચિંતકો અને દુશ્મનો કોણ કોણ છે તેની સ્મૃતિ ચિરકાળ રાખી શકશે.

**હવે શું ?**

આ ઉપયોગી બીલે કાયદાનું સ્વરૂપ લીધા પછી પણ સમજુ જનતાએ અને મંડળોએ હજી ઘણું કરવાનું બાકી રહે છે. એ કાયદો થવાથી જ બાળલગ્નો નાબુદ થશે અને આપોઆપ હિંદમાં સ્વર્ગ ઉતરશે એમ માની લેવાનું નથી. એ સ્થિતિ આણવા માટે હજી આપણે ઘણા પ્રયત્નો કરવા પડશે. પ્રથમ પ્રયત્ન એ કાયદાની માહિતિ પ્રજાને આપવા માટે કરવાનો છે. હજી અજાણ અને અજ્ઞાન આમ પ્રજાનો મોટો ભાગ એ કાયદાની કલમો વિગતવાર નહિ જાણતો હોય. તેમને એ વિષે વિગતવાર માહિતી આપવા ખાસ કરીને સ્ત્રીમંડળોએ અને યુવકસંઘની શાખાઓએ તેમજ કેળવણી સંસ્થાએ એ ખુબ પ્રચારકાર્ય કરવું જોઇએ. બીજી બાબત એ કાયદો અમલમાં, બને તેટલી કડકમાં કડક રીતે, મૂકી શકાય તે માટે વ્યવસ્થા કરવા વિષે છે. એ સંબંધી પણ સ્ત્રીમંડળો અને યુવકસંઘો સારો ફાળો આપી શકશે. તેમણે એક નાની કમિટિ એ કામ માટે ખાસ નીમી આ કાયદો અમલમાં મુકાય તે જોવાની ફરજ તેને સોંપવી જોઇએ. કાયદો તા. ૧ લી એપ્રીલ ૧૯૩૦ થી અમલમાં આવશે. એ દિવસ પછી કન્યા માટે ૧૪ વર્ષ અને છોકરા માટે ૧૮ વર્ષ—ઓછામાં ઓછી લગ્ન માટે ઉમ્મર છે. એથી ઓછી ઉમ્મરે લગ્ન કરનાર કરાવનાર એ કાયદાની રૂએ ગુન્હેગાર બને છે અને તે માટે તેમને સજા કરાવી શકાશે. આ કાયદાનું ઉલ્લંઘન કરવા માટે ફરિયાદ પ્રેસીડન્સી કે ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની કોર્ટમાં કરવાની છે. એ માટેની ફરિયાદ કરવા સામાન્ય ખાનગી વ્યક્તિઓ કદાચ ખર્ચ કરવા કે જહેમત વેઠવા બ્હાર ન પડે અને પરિણામે ગુન્હેગારો છટકી જાય અને બાળલગ્ન ચાલુ રહી કાયદાનો ઉદ્દેશ નષ્ટ થાય. એટલા માટે એવી સમજુત થવી જોઇએ કે જે ખાનગી વ્યક્તિની જાણમાં એવી બાબત આવે તે ફક્ત મંડળની કમિટિને તેની જાણ કરે અને તે પછી બધું કાર્ય એ કમિટિ ઉપાડી લે. કમિટિ એ સંબંધી વિગતવાર તપાસ કરી પોતાના વકીલો રોકી ગુન્હેગારને અદાલતમાં ઉભા કરી દે. લાખો પત્રિકાઓ કે ભાષણોથી જે અસર નહિ થાય તે આવી જાતના પાંચ પચીસ મુકદ્દમાઓથી થઇ શકશે. પ્રજા સર્વત્ર જાગ્રત થઇ જશે અને કાયદાની વિગતો સ્હેલાઇથી જાણી લેશે તેમજ તેનું ઉલંઘન કરતાં ડરશે. આ પ્રકારની ગોઠવણ ન થાય તો કાયદો અભરાઇ પર મુકવા જેવું જ થશે, એટલા માટે દેશના સર્વ સ્ત્રીમંડળોને અને યુવકસંઘોને અમારી નમ્ર સુચના છે કે તેઓ પોતાના કાર્યપ્રદેશમાં આ કાર્યનો પણ ઉમેરો દેશની પ્રજાના કલ્યાણાર્થે બને તેટલી વ્હેલી તકે કરી લ્યે.

**કાઠિયાવાડ યુવક પરિષદમાં**

ગયા માસમાં રાજકોટમાં પંડિત જવાહરલાલ નેહરૂના પ્રમુખપદે કાઠીઆવાડના યુવકોની પરિષદ મળી હતી. આ પરિષદમાં મહિલાઓએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી અને તેની વિચારણામાં તેમજ કાર્યમાં તેમણે આગેવાન ભાગ ભજવ્યો હતો. બ્હેનોની દૃષ્ટિએ એ પરિષદ ખાસ કરીને ચિરસ્મરણીય રહેશે—કુ. બ્હેન મૃદુલાના સુધારાને કારણે. પરિષદમાં અનેક ઠરાવો થયા જેમાંનો એક—ઠરાવ ૫ મો સામાજીક સુધારણા વિષે હતો. આ ઠરાવની પ્હેલી કલમમાં યુવક માટે ૨૧ વર્ષની અને યુવતી માટે ૧૬ વર્ષની લગ્ન માટેની ઉમ્મર ઠરાવી હતી. યુવતી માટેની ૧૬ વર્ષની હદનો કુ. મૃદુલા અંબાલાલ સારાભાઇએ વિરોધ કર્યો હતો અને એ હદ વધારી કમમાં કમ ૧૮ વર્ષની રાખવાની માંગણી વિષય વિચારિણી સમિતિમાં કરી હતી. સમિતિમાં ડાહ્યા માણસોની બહુમતિ હતી એટલે તેમણે એ માંગણી કબુલ ન રાખી. કુ મૃદુલાબ્હેને પોતાનો વિરોધદર્શક સુધારો પરિષદમાં લાવવાની નોટીસ આપી અને તદનુસાર પરિષદમાં તેમણે એ સુધારો રજુ કરી તેની તરફેણમાં મજબુત દલીલો કરી. એમના એ સુધારાને એમના માતુશ્રી સૌ. સરલાદેવીએ અને ભાવનગર વિદ્યાલયનાં શિક્ષિકા કુ. બ્હેન જ્યોતિબાળા હીરાએ પોતાના સુંદર ભાષણોથી ટેકો આપ્યો. પરિણામે પરિષદે તે સુધારો વધાવી લીધો. કાઠિયાવાડની પ્રજા સામાન્યતઃ સામાજીક સુધારામાં પછાત ગણાય છે છતાં તેમણે આ સુધારો જમાનાને માન આપી, હિંદનું ભાવિ કલ્યાણ વિચારી વધાવી લીધો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. એ ઠરાવે બ્હાદુર બ્હેનોને પોતાનું વક્તવ્ય નિડરતાથી વ્યક્ત કરવા

માટે અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. એમણે ઠરાવેલી હદ પ્રમાણે નજદીકના ભવિષ્યમાં શારદા કાયદામાં સુધારો થાય તો અમે આશ્ચર્ય નહિ પામીએ.

**કેળવણી પરિષદ**

અખિલ હિંદ સ્ત્રીકેળવણી પરિષદની વાર્ષિક બેઠક માટે પ્રતિનીધીઓ ચુંટવા અને એ પરિષદને માર્ગદર્શક થાય એવા ઠરાવો પસાર કરવા હિંદના જુદા જુદા પ્રાંતોની અને મોટા શહેરોની સ્ત્રીઓની વિભાગી પરિષદો દર વર્ષે અખિલ હિંદ પરિષદ્‌ની બેઠક પ્હેલાં ભરાય છે. તે મુજબ મુંબઈની મહિલાઓની પરિષદ મલબારી મેમોરીઅલ હોલમાં સૌ. સુંદરાબાઇ શિરૂરના પ્રમુખપદે તા. ૨૧ મી સપ્ટેમ્બરે મળી હતી. પ્રમુખશ્રીએ પોતાના ભાષણમાં બે ત્રણ મુદ્દાઓ ઉપર ખાસ ધ્યાન ખેંચ્યું હતું. એમનો પ્હેલો મુદ્દો સહકારથી કાર્ય કરવા વિષેનો હતો. સ્ત્રીજાતિ પર એક આક્ષેપ છે કે જ્યારે પુરૂષો સેંકડોની સંખ્યામાં સાથે મળી કામ કરી શકે છે ત્યારે સ્ત્રીઓ તેવી રીતે ન કરતાં અંદર અંદર લડે છે. છેલ્લાં ત્રણ વર્ષથી સ્ત્રીઓએ એ આક્ષેપ દૂર કરવાનો પ્રયત્ન કર્યો છે અને સાથે મળી સુંદર પ્રગતિ સાધી છે. એમનો બીજો મુદ્દો સ્ત્રીજાતિ પોતાનીજ શત્રુ બને છે તે સંબંધી હતો. ગૃહમાં છોકરીના જન્મથી સ્ત્રીઓ પોતે કેવી નાખુશ થાય છે અને છોકરા તથા છોકરીઓના ઉછેરમાં તેમજ તેમના શિક્ષણમાં કેવો ભેદભાવ રાખે છે તે તરફ ધ્યાન ખેંચી એ મનોવૃત્તિ ટાળવાની સૂચના કરી હતી. ઉપરાંત તેમણે ફરજિયાત કેળવણીના પ્રસાર માટે અને કન્યાઓના ઉચ્ચ શિક્ષણ વિષે મનનીય વિચારો દર્શાવ્યા હતા. ત્યાર બાદ પરિષદે કેટલાક અગત્યના ઠરાવો પસાર કર્યા હતા. આ ઠરાવો આ પ્રમાણે હતાઃ (૧) લગ્નવય વર કન્યા માટે અનુક્રમે ૨૧ અને ૧૬ રાખવા વિષે અને શારદા બીલને ટેકો આપવા વિષે, (૨) સંમતિ વયના રીપોર્ટને સમર્થન અને તે અમલમાં મૂકવાની સરકારને ભલામણ વિષે. (૩) મુંબાઇના બી અને ઇ વોર્ડમાં કેળવણી ફરજિયાત કરવા માટેની મ્યુનીસીપાલીટીની દરખાસ્ત સરકારે નામંજુર કરી તે તરફ નાખુશી બતાવવા વિષે. (૪) મ્યુનીસીપલ શાળાઓમાં ચોથા ધોરણની લેખિત પરીક્ષા કાઢી નાંખવા વિષે. (૫) મેટ્રીક્યુલેટ શિક્ષકો માટેનો શિક્ષણક્રમ સુધારવા વિષે (૬) કોલેજોમાં કન્યાઓની વધતી જતી સંખ્યા ધ્યાનમાં લઇ કોલેજના સ્ટાફમાં તેમના લાભાર્થે એક સ્ત્રી પ્રોફેસર નીમવાની જરૂર વિષે. (૭) વિદ્યાર્થીનીઓ માટે વસતિગૃહો સ્થાપના વિષે. (૮) હિંદુ કાયદામાં સ્ત્રીઓને વારસા હિસ્સાના હક્ક આપવા વિષે. આ સર્વ ઠરાવો રજુ કરી તેમને સમર્થન કરવામાં મિસિસ તૈયબજી, સૌ. હંસા મ્હેતા, મીસ શાહ, મીસ બહુદુરજી, મિસિસ ચોકશી, મીસ થોમ્પસન. મીસ ગેજ, ડૉ. જરબાનુ મીસ્રી. મીસ કપીલા ખાંડવાલા, ડૉ મિસિસ સુખતનકર, મીસ મીઠાંવાલા, વગેરે એ ચર્ચામાં આગેવાન ભાગ લીધો હતો. પરિષદે તે પછી ડૉ. મીસ કાશીબાઇ નવરંગે સૌ. હંસા મ્હેતા, મીસ એન્જીનીઅર, મિસિસ મેકેન્ઝી. સૌ. અવંતિકાબાઇ ગોખલે, મિસિસ તૈયબજી, સૌ. સરોજિની મ્હેતા, મિસિસ કાશળકર, મિસિસ અન્નીગારી, અને મીસ થોમ્પસનને આગામિ અખિલ હિંદ સ્ત્રીપરિષદ માટે પ્રતિનિધિઓ નીમ્યાં હતાં. આ પરિષદ એ પ્રમાણે સફળતાપૂર્વક પૂરી થઇ હતી એ સફળતા માટે કાર્યકર્ત્રી બ્હેનોને અભિનંદન આપીએ છીએ. અખિલ હિંદ સ્ત્રીપરિષદની સ્થાપના ૧૯૨૬ માં થઇ ત્યારથી કેળવણી અને સમાજ સુધારાના ક્ષેત્રમાં સુંદર પ્રચારકાર્ય થયું છે અને અજબની જાગ્રતિ આવી છે આગેવાન બ્હેનો એ ઉપયોગી કાર્ય ચાલુ રાખશે તો એનાં સુંદર ફળ હિંદની સ્ત્રીજનતા થોડાજ સમયમાં ચાખી શકશે.

**અમદાવાદનો યુવકસંઘ.**

અમદાવાદના યુવક સંઘે (જેમાં અનેક સુશિક્ષિત બ્હેનો પણ છે.) અત્યાર પ્હેલાં અનેકવાર પ્રગતિને પંથે વિચરી પોતાની કાર્યદક્ષતાની પ્રજાને ખાતરી આપી છે. એ યુવકસંઘ ઉપર ગુજરાતની સમાજસુધારણા માટે સારી આશા બંધાણી હોય તો નવાઇ નથી. એ સંઘના સમાજ વિભાગે ભાવિ સમાજસુધારણા માટે સુંદર કાર્યક્રમ ઘડી કાઢ્યો છે. એ કાર્યક્રમમાં લગ્નવય. વૃદ્ધલગ્ન, લગ્નવિક્રય, સંમતિલગ્ન, ન્યાતજાતના ભેદો, અસ્પૃશ્યતા, વિધવા વિવાહ, ફરજિયાત કેળવણી, લગ્નાદિ પ્રસંગે ખોટા ખર્ચ, પ્રેતભોજન વગેરે અનેક બાબતોનો સમાવેશ થાય છે. આ બાબતોની ચર્ચા તેમની સામાન્ય

સભામાં કરવામાં આવી હતી. પ્રજા હજી આ સર્વ સુધારા સ્વીકારવા તૈયાર નહિ હોવાથી સંઘ તરફથી થતા ઠરાવો સર્વ સભ્યોને બંધનકારક નહિ ગણતાં જેઓ એ માટેના પ્રતિજ્ઞાપત્રો પર સહીઓ કરે તેમને જ તે બંધનકારક ગણવાનું ઠર્યું હતું. વ્યવહારૂ દૃષ્ટિએ આ યોગ્યજ થયું છે ઉતાવળ કરવાથી કદાચ થોડું ઘણું કાર્ય થતું હોય તો તે પણ અટકી જાય એવો સંભવ છે. એને બદલે બનતા પ્રયત્નો ચાલુ રાખવાથી અને પ્રચારકાર્ય કરવાથી મોડા યા વ્હેલા સુંદર પરિણામો જરૂર પ્રાપ્ત થશે. સભાએ ધરેલા કાર્યક્રમમાંથી લગ્નવય ચર્ચાને અંતે છોકરા માટે ૨૧ વર્ષની અને છોકરી માટે ૧૬ વર્ષની ઠરાવી હતી, અને તે સંબંધી પ્રચારકાર્ય કરવાનું નક્કી કર્યું હતું. એક પર બીજી સ્ત્રી કરવાની બાબતમાં પણ ચર્ચા થઇ હતી અને એવો ઠરાવ થયો હતો કે 'એવાં લગ્નો પાશવવૃત્તિ પોષવા માટેનાં તેમજ અનિષ્ટ હોવાથી તે નાબુદ કરવાને પગલાં લેવાં અને તરછોડાયલી પત્નીને આશ્રય અને ભરણપોષણ અપાવવા યુવકસંઘના વકીલ સભ્યો દ્વારા મદદ કરવી.' કુ. મૃદુલા બ્હેને આમાં સુધારો સુચવ્યો હતો કે 'એકથી વધુ સ્ત્રી કરનારને ધારાસભા, મ્યુનીસીપાલીટી, લોકલબોર્ડ, રાષ્ટ્રીય મહાસભા વગેરેમાં પ્રતિનીધિ તરીકે ન મોકલવા અને તેઓ ઉમેદવારી કરે તો તેમની સામે ચળવળ કરવી.' આ સુધારો સભાએ સ્વીકાર્યો હતો. આ ઠરાવથી અનેક તરછોડાયલી બ્હેનોને સક્રિય રાહત આપી શકાશે અને તેમના આશીર્વાદ યુવક સંઘ મેળવી શકશે. આ ઉપરાંત લગ્નવિક્રય નાબુદ કરવાના અને છોકરા છોકરીઓને પરણાવવાની ફરજ વાલીઓની નથી, એવી માન્યતાનો પ્રચાર કરવાના પ્રયત્નો કરવાના ઠરાવો થયા હતા. આ સર્વ ઠરાવો માટે અમે યુવકસંઘને અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તેમના એ પ્રયત્નો નજદીકના ભવિષ્યમાં સફળ થાય.

**સમાજ સુધારા માટે ડૉ. મુથુલક્ષ્મી રેડીના સ્તુત્ય પ્રયત્નો.**

સ્ત્રીઓ ધારાસભામાં જાય તો સમાજ સુધારાંના ક્ષેત્રમાં કેટલું સુંદર કાર્ય થઇ શકે એની સાબીતિ મદ્રાસ ધારાસભાના ઉપ પ્રમુખ ડૉ. મુથુલક્ષ્મી રેડીના સ્તુત્ય પ્રયત્નોથી આપણને મળે છે. એમના પ્રયાસને પરિણામે દેવદાસીની નિંદ્ય અને અનીતિપોષક સંસ્થાને નાબુદ કરવા માટેનો એક કાયદો અત્યાર પહેલાં ઘડાયો છે. આ કાયદાની રૂએ દેવદાસી તરીકે જે સ્ત્રીઓને ઇનામ તરીકે જમીનો વગેરે મળી છે તેમના ઉપર અંકુશ મૂકાયો છે. એ સ્ત્રીઓ એ જમીનોનો કબજો ભોગવટો રાખી શકશે છતાં તેમને અનીતિનો ધંધો કરવાની ફરજ નહિ પડે અને એવો ધંધો કરવાની ફરજ પાડનારને કાયદાથી કરી શકાશે. આટલું છતાં દેવદાસીઓનો એક ભાગ–જેમને ઇનામ તરીકે જમીનો મળી નથી તે–એ કાયદાની બ્હાર રહી જાય છે. એ સ્ત્રીઓ ધાર્મિક અંધશ્રદ્ધાથી પ્રેરાઇ અનીતિથી જીવનનિર્વાહ કરે છે એટલુંજ નહિ પણ પોતાને પુત્રી ન થઇ હોય તો બીજાઓની પુત્રીઓને વેચાતી લઇ પોતાથી દત્તક પુત્રી બનાવી લે છે. પરિણામે ગરીબ લોકો તેમને પૈસાના લોભે પોતાની દીકરીઓ વેચે છે, જેમને અનીતિનો ધંધો સ્વીકારવો પડે છે. આ બદી અટકાવવા દેવદાસીઓના સમજુવર્ગ તરફથી ડૉ. મુથુલક્ષ્મીને અનેક પત્રો મળ્યા છે, જેને પરિણામે તે એક નવું બીલ ધારાસભામાં થોડા સમયમાં રજુ કરશે. અમે આશા રાખીએ છીએ કે તેમનો આ પ્રયત્ન પણ પ્હેલાંની જેમ સંપૂર્ણ વિજય મેળવશે. તેમનો બીજો પ્રયાસ કુટણખાનાઓ ઉપર અંકુશ મુકવા વિષે છે. આ સંબંધી મદ્રાસના પુરૂષવર્ગે બતાવેલી ઉદાસીનતા, કહો કે બેદરકારી અત્યંત તિરસ્કારને પાત્ર ગણી શકાય એવી છે. એ સંબંધી બીલ રજુ કરવાનું કાર્ય કેટકેટલા આગ્રહ પછી રા. ઐયર નામના એક સભાસદે માથે લીધેલું છતાં તેમણે પોતાની એ ફરજ બજાવવામાં અત્યંત બેદરકારી બતાવી છે. આખરે તે બીલ રજુ થયું; સીલેક્ટ કમિટિ નીમાઇ અને એ કમિટિમાં પણ ૩૦ સભાસદોમાંથી બહુ ઓછાઓએ હાજરી આપી બીલ રજુ કરનાર મી. ઐયરે પણ એ કમિટિમાં નિયમિત હાજરી નથી આપી; જ્યારે વિરોધપક્ષના મી. સત્યમૂર્તિ અને મી. ચેટીઅર જેવા નેતા નામને લજાવનાર સભ્યોએ ચીવટતાથી હાજરી આપી એ બીલને બગાડવામાં બાકી નથી રાખી. ડૉ. મુથુલક્ષ્મીએ પોતાની જુદી નોંધ કરી પોતાની ફરજ બજાવી છે અને તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. અમે આશા રાખીએ છીએ કે મદ્રાસની ધારાસભા તેમના વિચારોને અનુરૂપ કાયદો પડી ઇલાકામાંથી એ કલંક મિટાવવામાં સહાયભુત થશે.

---



કુ. શાન્તિલા દેશાઇ, બી. એ. ( "શશીકલા" )

દીપોત્સવી અંક




પુસ્તક ૧૩ મું ] નવેમ્બર ૧૯૨૯ [ અંક ૩ જો

## કલાસુન્દરી

વન વન વસન્તરાણી વિહરે ફૂલન પૂંજમાં,
કુંજ નિકુંજે દિલભર દેવીનાં દર્શન;
સુન્દરી, ભવન-ભવન ભવશોભન ગુર્જરીકુંજમાં:
જેને શરદસોહ્યલી કલા સદૈવ પ્રસન્ન:
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી:

કંથડ-કોડભરી હળવી ને હેતહુલામણી,
ગૃહની ગૃહિણી ને કુળની અજવાળી બીજ;
મધુરી મધુપમંજરી શી સંસ્કાર-સુહામણી,
વ્રત શીલ તપની તેજલ ચમકે નયણે વીજ:
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી:

મંગલ પર્વે વ્હેલી અરુણપગલીએ ઉઠતી;
કરતી અમૃતપ્રહરે વરુણ હૂંફે અંઘોળ;
ગગનાંગણ જયમ ઉષા અભિનવ રંગો પૂરતી,
પૂરે કલાવિલસતી આંગણુલે રંગોળ;
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી:

વળગે વાતે, પલકે પાંપણ સહિયરઘેલડી,
સુરતા નીરભરી શિર છલકે ગાગરજોડ;
પનિહારણ પનઘટની શકુનવતી અલબેલડી,
છબીલી અજબ છટા-કાંઇ મોહક અંગમરોડ!
એવી ગુણગરવી ગુજરાતણ અમ્મરવેલડી:

રસોડે અન્નપૂર્ણા દે વિધવિધ ભોજનવાનીઓ,
મુખને મરકલડે નિતરે નયણે અમીભાવ;
જેના પ્રસાદનો આસ્વાદ ઇતર નવ આણિયો,
રસબસ રસના પામે પંચામૃતના લ્હાવઃ
એવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

સેંથી-વેણી ગજરેઃ કલગીઃ ફૂલફોરિયેઃ
મંજુલ ફૂલદાની પરઃ વ્હાલમને વરમાળઃ
કોમલ કરાંગુલિએ ઉનની ગૂંથન દોરિયેઃ
રમતી રમ્યસુરેખ કલા કમનીય રસાળઃ
એવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

મુલાયમ સાળુને પાલવડેઃ ચણિયેઃ ચોળીએઃ
હિંચોળેઃ પારણિયેઃ ગાલીચેઃ શય્યાસેંજઃ
મોતનને તોરણઃ રૂમાલેઃ શિર ઇંઢોણિયેઃ
ઝળકે ભરતગૂંથનનાં કલામલપતાં તેજઃ
એવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

ઊગે શરદેન્દુ અવનીમન્દિરને અજવાળતો,
ખીલે કિરણે કિરણે કાન્તિકલાસૌભાગ્ય;
રેલી ધવળ શીતળ ચન્દ્રિકા, પૃથ્વી પખાળતો,
પ્રફુલ્લિત હૃદયપોયણે સિંચે મધુર પરાગ—
ત્યારે, ગરવી ગૂજરાતણ રાસે રસઘેલડીઃ

ચન્દની-સૌન્દર્યે છલકાતા ચારુ ચોકઠે,
રસરાસેશ્વરના મંગલ ઉત્સવ મંડાય;
કવિતા સંગીત નર્તન-ત્રિવેણી સંગમ કાંઠડે,
ચકોરી રૂમઝૂમતી ઘૂમતી ગરબે ગીત ગાયઃ
એવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

હલકે બજતી ઉરના સૂરે સમોવડ બંસરી,
રસની જામે રમઝટ હીંચતણે હિંડોળ;
ઝઝણાવે રણકારે અણદીઠ આતમખંજરી,
ખલકે ખેલન નહિ ગૂજરાતણ ગરબાતોલઃ
એવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

ઉડતા પંખેરુ શા પન્થી ! ઘડીક પધારશો,
નવલા કલાભર્યા કાંઇ નિરખવા નવરંગ;
જેની રસરમણાએ વત્સલ હૈડાં ઠારશો,
જનની જગદમ્બા શી પાવન પ્રેમલ ગંગ;
દૈવી ગુણગરવી ગૂજરાતણ અમ્મરવેલડીઃ

કેશવ હ. શેઠ



# શરશય્યા

### [ "કુરુક્ષેત્ર" નામના મહાકાવ્યનો એકાદશ કાંડ ]

લેખક : રા. ન્હાનાલાલ દલપતરામ કવિ, એમ. એ.

## વિષયસ્ફોટન

આ કાંડનો કથાભાગ નીચેનાં અવતરણોથી સ્પષ્ટ થશેઃ

કુરુક્ષેત્ર જીત્યા પછી 'નક્ષત્રોથી વિંટળાયેલો ચન્દ્ર હોય તેમ વેદવ્યાસાદિક મુનિઓથી વિંટળાયેલા યુધિષ્ઠિર રાજા, ધૃતરાષ્ટ્રને આગળ કરીને, હસ્તિનાપુર પ્રતિ જવાને નીકળ્યા... ચન્દ્રદેવ અમૃતના રથમાં ચ્હડે તેમ શ્વેત રંગના સોળ બળદ જોડેલા, મૃગચર્મના પડદાવાળા, ઝળઝળાટ પ્રકાશી રહેલા રથે ધર્મરાજા ચ્હડ્યા.' ભીમે રાશ પકડી, અર્જુને છત્ર ધર્યું. યુધિષ્ઠિર રાજા નગરમાં આવ્યા ત્ય્હારે 'પૃથ્વી ઉપર પુષ્પો વેર્યાં હતાં; પતાકાઓથી રાજમાર્ગને શણગારી ધૂપોથી સુવાસિત કીધો હતો; રાજમહેલ ફરતા ચંદન વગેરે સુગંધી પદાર્થોના ભૂકા છાંટ્યા હતા.'

પછી ધર્મરાયને પટાભિષેક થયો. 'ધૌમ્યે યજ્ઞવેદી રચી હોમ કીધો; વાસુદેવે ધૃતરાષ્ટ્રે મન્ત્રીમંડળે પાંચજન્ય શંખ જળથી ભરી ભરી અભિષેક કીધો; યુધિષ્ઠિર રાજાનું સત્પુરુષોએ પૂજન કીધું.'

'જૂદાં જૂદાં શ્રાદ્ધ કરાવવાનો આરંભ થયો. જે રાજાઓને શ્રાદ્ધ કરનાર પુત્રાદિકો ન હતા તેમનું ઉત્તરકાર્ય યુધિષ્ઠિરે કીધું, ને ઋણમાંથી મુક્ત થયા. ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી દુર્યોધનનો રાજમહેલ યુધિષ્ઠિરે ભીમસેનને આપ્યો; દુઃશાસનનો અર્જુનને આપ્યો; દુર્મર્ષણનો નકુળને આપ્યો; દુર્મુખનો સહદેવને અર્પણ કર્યો.' શ્રી કૃષ્ણને કહ્યું: 'ત્હમારી જ કૃપાથી અમને સર્વોત્તમ જય મળ્યો છે, સર્વશ્રેષ્ઠ યશ મળ્યો છે. × × × શ્રી કૃષ્ણ ભગવાન મંદ મંદ હસતા બોલ્યાઃ શાન્ત પડેલા અગ્નિની પેઠે બાણશય્યામાં પોઢેલા, પુરુષોમાં વ્યાઘ્ર સમાન, ભીષ્મ મ્હારૂં ધ્યાન ધરે છે, તેથી હમણાં મારૂં મન તેમની પાસે ગયું હતું. કૌરવોના ધુરંધર પુરુષ ભીષ્મ છે. તે અસ્ત પામ્યા પછી સર્વ જ્ઞાન અસ્ત પામશે. માટે હે રાજા યુધિષ્ઠિર ! ભયંકર પરાક્રમ કરનારા, ગંગાપુત્ર ભીષ્મની પાસે તમે જાઓ, અને તેમના બન્ને ચરણનો સ્પર્શ કરીને મનમાં જે સંશય હોય તે તેમને પૂછો.'

પછી પાંડવો પિતામહ કને કુરુક્ષેત્રે ગયા, ત્યારે 'કુરુક્ષેત્ર કવચો અને શસ્ત્રોથી ભરપૂર હતું: તે જાણે કાળે ભોજન કર્યા પછી ત્યાગ કરી દીધેલી પાનક ભૂમિ હોય એવું દીસતું.'

માર્ગમાં શ્રી કૃષ્ણે સમંતપંચકની કથા કહી.

'કુરુક્ષેત્રમાં ઓઘવતી નદીના તીર ઉપર બાણશય્યામાં સૂતેલા ભીષ્મની કાંતિ, પોતાના કિરણસમૂહથી વિંટળાયેલા સાયંકાળના સૂર્ય સમાન હતી.'

પછી 'પશ્ચિમ વાયુ વાવા લાગ્યો; સવ દિશાઓ શાન્ત ને સ્વચ્છ દેખાવા લાગી; સૂર્ય નારાયણ, એકાંતમાં વનને બાળતો હોય એમ પશ્ચિમ દિશા ભણી જતો દેખાવા લાગ્યો '...ત્હારે ભીષ્મે યુધિષ્ઠિરને પ્રશ્ન કરવાની આજ્ઞા આપી. એટલે યુધિષ્ઠિર રાજાએ પ્રશ્ન કર્યા.

શાન્તિપર્વ

અનુશાસનપર્વ

અને પિતામહે છેલ્લે કહ્યું: 'હા, રાજન્! તું હસ્તિનાપુરે જા. તારો માનસિક સન્તાપ દૂર થાઓ. અનેક જાતના યજ્ઞ કર. સર્વ પ્રજાને રંજન કર. x x x જ્યાં કૃષ્ણ છે ત્યાં ધર્મ છે; અને જ્યાં ધર્મ છે ત્યાં જય છે.'

'તે પછી મહાત્મા ભીષ્મે પ્રાણવાયુને આધારચક્ર વગેરે સ્થાનોમાં અનુક્રમે ધારણ કર્યા તે સમયે આશ્ચર્યકારક બનાવ બન્યો. ભીષ્મ યોગ ધારણ કરીને જે જે અંગનો ત્યાગ કરવા લાગ્યા, તે તે અંગમાંથી બાણ બહાર નીકળી જવા લાગ્યાં. ભીષ્મ શલ્યોથી રહિત થઇ ગયા એટલે તેમનો પ્રાણાત્મા મસ્તકને ભેદીને આકાશ ભણી ઉડયો.'

'પછી પાંડવોએ મહાત્માના પિતૃમેધનો આરંભ કર્યો, ને સામવેદ ભણનારાઓ સામો ગાવા લાગ્યા.'

ને તે પછી પાંડવોએ હસ્તિનાપુરે જઇને વેદવ્યાસ તથા શ્રી કૃષ્ણની પ્રેરણાનુસાર અશ્વમેધ યજ્ઞ કીધો.

**શાન્તિપર્વ, અનુશાસનપર્વ, અશ્વમેધપર્વ**
ના અધ્યાયોમાંથી.

---

**પ**છી સાગરમન્થનનો સૂર્ય ઉગ્યો,
ને સંસારસાગરે રત્નો ઢાલવ્યાં.
સહસેક વર્ષે એકાદ વાર ઉગે છે
એ મહાયોગ ઉગ્યો હતો.
બ્રહ્મચારી આજ બ્રહ્માંડ ઉખેળવાના હતા.
અમરોની એ અમરતિથિ હતી.
ત્હારે આત્માના રત્નાકર ઉઘડર્યા;
અનુભવના મહેરામણે મોતી ઉછાળ્યા
સંસારયોગીએ સંસારસૂક્તો ઉચ્ચાર્યા
યુગને સંકેલતાં સંકેલતાં
યુગમૂર્તિએ યુગધર્મ પ્રબોધ્યા.
ત્હારે શરશય્યાનાં શાલોડાં
દેવપુષ્પો થઇ પમર્યાં.
પરબ્રહ્મનાં બ્રહ્મદ્વાર
તે બ્રહ્મતિથિએ ખુલ્લાં હતાં.
માઘ માસની એ મોક્ષતિથિએ
જગતના જીતેન્દ્રિય બ્રહ્મચારીએ
પૃથ્વી ઉતારી બ્રહ્મઅંચળો ઓઢયો.
બ્રહ્માનંદનું એ આનન્દમુહૂર્ત હતું.
પિતામહનો જીવનમન્ત્ર હતો
'સંસારમાં બ્રહ્મદર્શન'.
પાંડુકુમારોને આજ પિતામહ
સંસારસિંહાસને બ્રહ્મદર્શન કરાવવાના હતા,
યુગાન્તરના છેલ્લા આશીર્વાદ અર્પવાના હતા.
આભમાં એ પુણ્યયોગ ઉગ્યો હતો
જ્હારે જીવન જ્યોતિર્મય થાય છે.
કમળની પાંખડીપાંખડી વેરતો
પૃથ્વિઉતર્યો ઐરાવત અમરાપુરીએ સિધાવે
એમ આત્માની પાંખડીઓ વેરતા
દેવવ્રત દેવદેશે સિધાવતા હતા.
મૃત્યુલોકનું એ કલ્યાણમુહૂર્ત હતું.
ઉત્તરાયન થયા હતાઃ

દિવસ ઘડી ઘડી વધતો હતોઃ
તેજમાં તેજ પૂરાતાં હતાંઃ
પૃથ્વી પ્રકાશવન્તી થતી હતીઃ
ત્ય્હારે ઓઘવતીને આયુષ્યતીરેથી
દેવવ્રતે દેવદ્વાર ભણી જોયું,
દિશાઓને નમસ્કાર કીધા,
ને આભ ઓળંગવા આત્માને સજ્યો.
પ્રારબ્ધવાંચતા પરિજનોએ જાણ્યું
કે એ વિધિયોગ આવ્યો છે.

પૃથ્વી પરાક્રમીઓની છે.
અઢાર તિથિએ અઢાર ક્ષોણી સંહારી
પાંડુકુમારોએ ત્રિકાળડંકો દીધો,
ને દેવોએ પુષ્પવૃષ્ટિ કીધી,
ને કુરુક્ષેત્રે વિજયલક્ષ્મીએ વધાવ્યાઃ
એમ દ્વાપરનો છેલ્લો ધનુર્માસ ઉજવી
પ્રતિપદાએ પાંડવો પાટનગરે સિધાવ્યા.

પછી બીજની ચન્દ્રપાંદડી ઉગી.
જગતદૈયે પાંડવો જ હૈયારાજવી હતા,
ત્હો ય રાજસિંહાસનનો વિધિ થયો.
પણ એ હતાં સૂનકારનાં સિંહાસન.
છત્ર ધરવા ભીષ્મ ન હતા,
આશીર્વાદ ઉચ્ચરવા દ્રોણગુરુ ન હતા,
અર્ઘ્યપાદ્ય અર્પવા દ્રુપદ ન હતા,
મુગટ ધરવા વિરાટરાજ ન હતા.
આભ મેઘસૂનાં હતાં,
પૃથ્વી પુરુષપ્રવરસૂની હતી.
વન સળગી જાય ને વડલો રહે,
કુલ નાશ પામે ને કુલપતિ રહે;
એવા વડલા સમા આર્યકુલપતિ
એકલ કૃષ્ણચન્દ્ર ત્ય્હાં હતા.
ફૂલવેડી વાડી સમા હસ્તિનાપુરે
મંજરીસૂના વૃક્ષરાજ શા પાંડવો ભાસતા.

એમ હસ્તિનાપુરમાં યુગપલટો થયો,
કૌરવમહેલોમાં પાંડવો જઈ વસ્યા;
ને અટકી પડેલો કાલઓઘ
જાણે પાછો વહેવા માંડયો હોય એમ
નૃલોકે યુધિષ્ઠિરશક ગણાવા માંડ્યો.
એવો એ શકવર્તી રાજ્યાભિષેક હતો.

પછી પૂર્ણિમા ઉગી
ને વસન્તના વાયરા વાયા.
ઉત્તરાયનનો અવસર આવ્યો
ને ધરતીએ તેજઓઢણી ઓઢી ત્ય્હારે
પાંડવો પાછા કુરુક્ષેત્રે ગયાઃ
પણ નિષ્કવચ, નિઃશસ્ત્ર, નિઃસૈન્ય.
શરખોળે દેવસેનાપતી સ્કન્દ સૂતા હતા,
પાંદડાની રેખાઓમાં બાલમુકુન્દ પોઢ્યા હતા,
શરશય્યાની વજ્રપાંખડીઓમાં એવા,
ભવ્ય સુન્દર આનન્દકન્દ,
ઓઘવતીને તીરે પિતામહ હતાઃ
જાણે કેસૂમ્હોર્યો સાગ વૃક્ષ
નદીતીરે કો પડયો હોય ને !
ફરતા સન્ધ્યાના પડદા પડતા હતાઃ
જાણે પિતામહને પ્રારબ્ધનાં આચ્છાદન ઉતર્યાં

પિતામહે પૂછયુંઃ 'પાર્થ ! આવ્યો ?'
પાર્થે દંડવત્ કીધા,
ધર્મરાય પ્રદક્ષિણા ફર્યા,
ભીમે ચરણાંગુષ્ટ નેત્રે ચાંપ્યા,
કૃષ્ણચન્દ્રે મસ્તકે હસ્તસ્થળી સ્થાપી.

મન્દ મન્દ મલયાનિલ વાતો હતો,
સન્ધ્યાની સન્ધિકા વેરાતી વરસતી'તી,
ત્ય્હાં પિતામહે મહાવાર્તા માંડીઃ
જાણે યુગસમાપ્તિના છેલ્લા મન્ત્રોચ્ચાર.

'ધર્મરાય મ્હારા ધર્મના વારસ છે.
પણ પાર્થ ! તું જ-ઝો

મ્હારા પરાક્રમોનો વારસ.
આ કુરુક્ષેત્રથી યે કારમુંક
સંસાર મહાકુરુક્ષેત્ર છે.
સાંભળ કુરુક્ષેત્રનાં સારસર્વસ્વઃ
પછી ભારતનું મહાભારત રચજે.
શરશય્યાની આ અઠ્ઠાવન વરષોમાં
શતાબ્દિની વેદના વેઠી છે મ્હેં.'

દેવમન્દિરમાંની મૂર્તિઓ સમા
પાંડુકુમારો મૌનધારી હતા.
ભર્યા ભર્યા ગહનતાના ઘુમ્મટ સમો
એક સૂનકાર શબ્દ ઉચ્ચરતો.

'ધર્મ! પાર્થ! આવો, ઓરા આવો.
સંસારયાત્રાની છેલ્લી તિથિ છે મ્હારી.
સન્ધ્યાની સન્ધિકાનાં ફેરાં ઉડે છે.
પૃથ્વી આભમાં ઢોળાય છે.
મ્હારો યે સાયંકાળ બેઠો,
ને રાત્રી પડશે હવે.
મૃત્યુ એટલે સન્તોને મોક્ષ,
ને પૃથ્વીશોને પુનર્જન્મ.'

સિંહહૈયામાં સિંહબાલ સમાય
એમ પાંડવો પિતામહના હૈયામાં સમાયા.
ઉપર આસમાનનો પડછાયો પડતો,
ને કુરુક્ષેત્ર યોધશલ્લેનાં આલિંગન નિહાળતું.

'વીરભદ્રો! હું સ્હમજું છું:
ત્હમે નહિ કહો, હું જ કહી લઉં.
શરશય્યાની મહાવેદના
એ ભીષ્મનું છે પ્રાયશ્ચિત્ત.
દેવવ્રત લીધાં, બ્રહ્મચર્ય પીધાં,
ધનુષ્યટંકાર કીધા દિશદિશમાંઃ
આયુષ્યભર જીવનનો દિગ્વિજય માણ્યો.
પણ એ સંહાર હતા, માનવવધ હતા,
મૃત્યુનાં અઘોર વાવેતર હતાં.
ભીષ્મ થઇ ઘૂમ્યો પૃથ્વીભરમાંઃ
વીંધ્યા, પરોવ્યા, કાપ્યા, સંહાર્યા.
સંગ્રામ એટલે જ સંહાર;
રાજર્ષિને યજ્ઞ છે, બ્રહ્મર્ષિને હિંસા છે.
મહાયોધને, મહારાજ્યને, મહાપ્રજાને
ચક્રવર્તીત્વનાં પ્રાયશ્ચિત્ત ભોગવવાનાં છે.
પાર્થ! પરાક્રમ એટલે જ પ્રાયશ્ચિત્તઃ
ને પ્રાયશ્ચિત્તને અન્તે છે
પુનર્જન્મનો પુનરુદ્ધાર કે મોક્ષના મહેલ.
મહારથીનાં પરાક્રમ ને પ્રાયશ્ચિત્ત
ઉભય હું ભોગવી રહ્યો આજ.
જગતક્ષત્રિયોનો ધર્મ છે કે
હસતે મુખડે ને આનન્દતી આંખે
બાણ છોડવાં ને બાણ ઝીલવાં;
ને પ્રારબ્ધપાઠવ્યાં પ્રાયશ્ચિત્ત પીવાં.
અગ્નિના અંગારા ફાકે તે ક્ષત્રિય.
સૂર્યને યે ક્ષાત્રતેજ ઝંખવેઃ
કૃષ્ણદેવ ભાખશે એની આખ્યાયિકા.
ધર્મરાજ! શરશય્યા એટલે પ્રાયશ્ચિત્ત.'

'પિતામહ! સંસાર જ શરશય્યા છે,
સિંહાસને શરશય્યા છે.'
મયૂરઘેરે ને ઝરણધીરે શબ્દે
ધર્મરાજ ઉચ્ચર્યા.

કાલાતીત મહાશબ્દો બોલતા
આયુષ્યના અતિથિ પિતામહે ભાખ્યુંઃ
'ધર્મરાજ! પ્રારબ્ધની સીમાઓ
પરાક્રમીને કાજે નથી.
મહાકાળને જીતે તે મહારથી.
યુગવ્હેણમાં ખેંચાય નહિ તે તારો;
યુગને ઘડે તે યુગાધીશ.
સદ્ધર્મની સમશેર રુદ્રઘડી છે,
ને રુદ્ર છે શિવનું સ્વરૂપ.

ન્યાય સત્ય સદ્ધર્મ સંરક્ષા કાજ છોડેલાં
બ્રહ્માસ્ત્રને અગ્રે બ્રહ્મ વિરાજે છે.
પ્રારબ્ધવિજેતા પાર્થ !
બાણનાં ઓશીકાં ત્હેં અર્પ્યાં'તાં,
પાતાળગંગાનું પાણી ત્હેં પાયું'તું:
એમ ક્ષાત્રતર્પણ ત્હેં કીધાં'તાં.
કુરુક્ષેત્રવિજેતા ત્હારૂં ધનુષ્ય છે.
ત્રિકાળ ત્હારાં ગુણગૌરવ ગાશે.
કાળફણામાથે ઉભેલો તું મહારથી છે.'
પિતામહના મહાશબ્દો
ચોધરાળે ઝીલતા, કુરુક્ષેત્ર ઝીલતું,
રાત્રીનો અન્ધકાર ઝીલતો,
દિશામંડળ કાન માંડીને ઝીલતું.
પિતામહને બોલે બોલે
પૃથ્વી પ્રાણવતી થતી.
ગહનતા નીતરતી હોય,
ગગન શબ્દો નિર્ઝરતું હોય,
એમ પછી કૃષ્ણદેવે કહ્યું:
'પિતામહ ! પૃથ્વી નક્ષત્રી નથી થઇ.
કાલગર્ભમાંથી મહાધન્વાઓ પાકશે,
વસુન્ધરાના વસૂઓ વેરાઇ નથી ગયા.
પણ આજન્મબ્રહ્મચારી દેવવ્રત
કાલકૂખે જન્મશે ત્ય્હારે જાણીશું.
પિતામહ ! પરવરો છો, પણ
પૃથ્વીને વાંઝણી કરતા જાઓ છો.
પાર્થે કુરુક્ષેત્ર જીત્યું,
સંસાર જીતવો હજી બાકી છે.
કુરુક્ષેત્ર જીતવાં કપરાં છે,
સંસાર જીતવા એથી યે કપરા છે.
પાર્થને સંસાર જીતતાં શીખવી જાવ:
દોઢ શતાબ્દિના અનુભવમન્ત્રો
પૃથ્વીમાં ઠાલવતા જાવ આજ.
આયુષ્યની મહાપર્વણી ઉજવો.'

ધર્મટપકતે શબ્દે ધર્મરાય બોલ્યા:
'પાર્થ ! પિતામહને પ્રશ્ન કર;
હૈયાઘૂંચો ઉકેલાવી લે;
જગતની ભૂલભૂલામણીઓના
માર્ગમન્ત્રો પૂછી લે.
પિતામહ પ્રારબ્ધપારંગત છે.'

રજની ઘેરી થતી હતી.
માંડી મીટે તારલા નિહાળતા કે
પૃથ્વીસંકેલતા પિતામહને
ગાંડીવધન્વા શા પ્રશ્ન પૂછે છે.
સહસ્રધા ઘૂમરીએ ઘૂમે
પણ મહાનદ એક વ્હેણે વહે:
એમ શતધા મનોવમળે ઘૂમરાતો પાર્થ
નાભીઉંડા આત્મગંભીર શબ્દે
મુગ્ધાની લજ્જાથી ઉચ્ચર્યો:
જાણે જલઓઘમાંથી જલઅપ્સરા બોલે

'આભના પડછાયા સમુ
કુરુક્ષેત્ર આ ઘેરીને પડયું છે.
ગુફાઓ ગાજતી હોય એવી
દિશાઓ કાળબોલે ગાજે છે.
સમંતપંચકના વાતા વાયુ ઉચ્ચારે છે:
'સંહાર' 'સંહાર' 'સંહાર.'
ત્રિકાળકીર્તિત છો, ત્રિલોકપૂજ્ય છો;
ભરતવંશના કુલગુરુ છો, પિતામહ !
પાંડુકુમાર તે ભીષ્મકુમારો જ છે.
પિતામહ ! ક્ષમા કરજો મુજ બાલપ્રશ્ન:
અન્ધકારમાંથી ઉઠતો, તેજને હોલવતો,
મહાવંટોળ સમોવડો,
મ્હારા પ્રાણઽ્ય પ્રાણમાં ઘુરમતો
એક જ મહાપ્રશ્ન છે આજ.
ઉકેલશો તો આત્મા ઢાળીશ ચરણોમાં.
પિતામહ ! કુરુક્ષેત્રનો જગતસન્દેશ શે

વીજળી વાગે ને જગ થંભે
એમ ક્ષણેક જગત થંભી ગયું.
કુરુક્ષેત્રના મહાયોધરાજોની યે
વાણી ઓસરી ગઈ,
ઇન્દ્રિયો આથમી ગઈ.
યોધરાજો ઓછાયા જેવા ભાસતા.
શરશિરોમણિ, વીરમંડળના વિરેન્દ્ર
પાર્થના પ્રશ્ને સહુ આશ્ચર્યમૂર્છામાં પડયા.
વનમાં વહતા મહાવાયુના સિત્કારશબ્દે
પછી પિતામહે કહ્યું:

'પાર્થ ! પુત્રવત્ તું પૂછ છ આજ.
નહિ તો ગાંડીવધન્વાને આ પ્રશ્ન શો ?
સમંતપંચકના શોણિતધરાઓ વચ્ચે
આવડેરોક પ્રશ્ન ન હોય.
જીવનયાત્રાની છેલ્લી વરધે
ત્રિલોકટંકારકારી ભીષ્મને ભાગ્યે
આ પ્રશ્ન સાંભળવાનો હશે.
પાયધારી એક ચાલ્યો–ચાલ્યો–ચાલ્યો,
આયુષ્યભર ચાલ્યો,
સંસારની પગથીપગથીએ ચાલ્યો.
જગતને વિશ્રામઘાટે જઇને બેઠો ત્યહારે
પૃથ્વીને પ્રશ્ન પૂછયો:
ચાલવું એટલે શું ?
પાર્થ એવું ત્હેં પૂછયું છે આજ.'

'ભલે શતાબ્દિ ઉજવે
પણ, આયુષ્યમૂર્તિ પિતામહ !
પિતા કને તો પુત્ર જ છે ને પાર્થ ?'
હસતા ગગન સમ હસતા
ધર્મમૂર્તિ ધર્મરાય બોલ્યા.

પિતામહ વિચારવંટોળે ચ્હડયા.
જોયું, જોયું, ને જાણ્યું;
જાણ્યું, જાણ્યું, ને વાગોળ્યું.

પછી હૈયાદીવડો સંકોર્યો,
ને પ્રાણમાં પ્રકાશ પ્રોજ્જ્વળ કીધો.
સાગરગંભીર શબ્દે પિતામહ બોલ્યા;

'ના, ધર્મદેવ ! ના:
પૃથાનન્દન આછોતરું ન ઉચ્ચરે.
મહાધન્વા પાર્થનો પ્રશ્ન
બાલકનો નથી, ત્રિકાળનો છે.
પૃથ્વીના મધ્યબિન્દુ શો છે એ મહાપ્રશ્ન.
નથી કોઇએ દીઠું કે કલ્પ્યું,
છતાં સર્વને શોષે ને આકર્ષે છે એ.
કુરુક્ષેત્રનું દિશામંડળ નિહાળી જો, પાર્થ !
ને વાંચ વાદળલખ્યા વિધિલેખ.
પાંડવોનો પ્રારબ્ધપાઠવ્યો વિજય નથી,
પુરુષાર્થપામ્યો વિજય છે:
દૈવદીધો નથી, વીરજીત્યો છે.
વિજય વરે છે વીરના ધનુષ્યને.
પાંડવો ! ત્હમે પ્રારબ્ધને જીત્યા છો.
દુનિયાની જીર્ણ ઓઢણી સમો
દ્વાપર ઉતરી ગયો.
જીરણ ખર્યાં ને નવપલ્લવ પ્રગટ્યાં:
જૂનાં ગયાં ને નવાં આવ્યાં.
ત્હમારો છે યુગનો યુગવિજય.
પાર્થ ! કુરુક્ષેત્રનો મહામન્ત્ર છે યુગપલટો:
મહાભારતનો મહામન્ત્ર છે મહાસન્ધ્યા.'

લોકલોકના ચીલા સમા
આભમાં અટાપટા હતા.
એ કુંકુમકેસરની માર્ગરેખાઓ ઉપટી ગઇ,
અન્ધકારનો મેઘાડંબર ગોરંભાયો,
ને મંહીથી દેવદીવડિયા ઝબકયા.
અનમંનિગમના આદેશ સમા એ
અન્ધકારલખ્યા અક્ષરો અન્તરિક્ષ ઝીલતું.

'આજે છે જન્માન્તરનો મહોત્સવ,

શ્રી હરિના માર્ગ કપરો નથી.
સાગરજલના જલથર સરિખડા
આભના અંબરપથર છે.
રત્નાકરમાં રત્નમંડળ હોય એવાં
મંહી તારકરત્નનાં ઝૂમખાં છે.
સૂર્યચન્દ્રમાં થઇ વહતી યમકેડી
અન્ધારમાર્ગ નથી, તેજમાર્ગ છે.
પુણ્યપંખાળા આત્મા તો હુલ્લાસે છે
એ જન્માન્તરની ગેબી સહેલગાહમાં.
શોચતો માં; હૈયાપ્રશ્નો પૂછ, પાર્થ !'

વૃક્ષઅન્તરમાંના પડછાયા સમા
ઉરમાં આશંકાઓના ઓળા પાર્થને રમતા.
દૃષ્ટિવીજને દિશદિશમાં ઘુમાવી
પૃથ્વી ખણુતાં ખણુતાં પાર્થે પૂછ્યું:
'આર્યસંસારનો પાયો કિયો ?
ભરતવંશનાં મૂળ ને શિખર શાં ?'

હર્ષોત્સાહને શબ્દે પિતામહે કહ્યું:
'દુનિયા દેવોની છે.
આર્યકુલ દેવકુલનો પડછાયો છે.
ભરતકુલને શોભે એવું પૂછ છ.
આર્યસંસારનો પાયો છે
પૃથ્વીઅવિચળ ગૃહસ્થાશ્રમ;
આર્યસંસારનાં શિખર છે
સિંહ સમા જીવન્મુક્ત પરમહંસો.'

નકુલથી મૌનવિવેક ન રહેવાયો.
ઉછળતા ઓઘના ડૈયાઉછાળે
એનો પ્રશ્નઝબકાર ઝબકી ઉઠ્યો:
'પિતામહ ! કલિ બેઠો.
જગતની પ્રારબ્ધઅન્ધારી ઝાડીઓમાં
ઉન્હાળો છે કે શિયાળો ?'

પિતામહે પ્રીછ્યું કે યૌવન ઉછળ્યું;
કુન્દનવર્ણી કાયાની ડાળેથી
આત્માનો મયૂર ટહુક્યો.
સ્વાતીના મેઘ સમા શબ્દ ઝરતા
પિતામહ ઉચ્ચર્યા:

'માનવડૈયાનો પ્રશ્ન પૂછ્યો, માદ્રિનન્દની
માણી જાણે ત્હેમને તો
જગતવાડીઓમાં છે નિત્યવસન્ત.
ચન્દ્રવિહોણી રાત્રી એક અમાવાસ્યા.
છતાં માનવસંઘે કલ્પ્યા ને કહ્યા
કૃષ્ણપક્ષ ને શુક્લપક્ષ.
ભર્યા ભર્યા મહાસાગરને
ઉભરાવાં શાં કે ઓસરવાં શાં ?
સન્તને જગતમાં છે નિત્યવસન્ત.
હા; કલિ બેઠો, યુગપલટો થયો:
યોધપર્વણીના મધ્યાહ્ને કલિ બેઠો.
આત્માને પુણ્યપાપ ઘેરે છે,
આજ આ સન્ધ્યાની સન્ધિકા ઘેરે છે,
એવો કલિ ઘેરી વળશે સંસારને.
કલિમાં પ્રેમને નામે પાપ થશે,
અહિંસાને નામે હિંસા થશે,
સત્યને નામે જૂઠ પ્રવર્તાવાશે,
વસ્તુ કરતાં પડછાયા પૂજાશે.
કલિની અવગુણગીતા સહુ ગાય છે,
કલિના ગુણભંડાર કોક પ્રીછશે.
કલિમાં શ્રી હરિ સુલભ છે.
થોડે વરસાદે ધરતી ધાન્ય દેશે,
થોડે પુણ્યે પ્રારબ્ધ ધોવાશે.
સત્‌યુગમાં એકગણું દાન એકગણું પુ
ત્રેતામાં એકગણું દાન દસગણું પુણ્ય;
દ્વાપરમાં એકગણું દાન સોગણું પુણ્ય;
કલિમાં એકગણું દાન સહસ્રગણું પુણ્ય.
કરશે એવું પડઘા સમું પામશે.

કલિમાં આંસ નીચાં ઉતરશે,
ઘેરઘેર વિમાન ઉડશે.
કલિમાં દિશાઓ સંકોચાશે;
ને ધરતી ન્હાની થશે.
આત્માના પરિપન્થીઓ પાંગરશે,
પણ થોડે વીરત્વે જીતાશે.
કલિનાં કામણ કોડામણાં છે,
છતાં મોહિની જીરવવી કપરી નથી.
સિંહની ગર્જનાઓ સંભળાશે
એટલા પંજા નહિ વાગે.
જ્ઞાન યજ્ઞ તપશ્ચર્યા આજ અઘરાં છેઃ
कलौ भक्ति च सेवना.
આંખે અજવાળે મારગ સૂઝશે.
ઇન્દ્રિયોના ને સંસારવાયુના વંટોળ
ઘોડાપૂર સમા જગતમાં ઘૂમશે,
ત્હો યે બેસી જશે તે બચી જશે.
આયુષ્ય ટૂંકા થશે; પણ
એક પહોરમાં માનવી જીવન માણશે.
ઘેરઘેર હરિનાં કિરણ વરસશે
ને વાદળીને ફોરે ફોરે
કુલફુલની અટારીએ પ્રભુ પધારશે.
ઝીલાય તે ઝીલજો, ઝલાય તે ઝાલજો.'

મહાવૃક્ષના થડ સમા પ્રચંડકાય
ભીમકર્મા ભીમસેને પછી પૂછ્યુંઃ
' હસ્તિનાપુરનાં તો ખંડેર રહ્યાં છે.
પિતામહ ! જગતની મહાનગરી કઇ ? '

મેઘાચ્છાદનમાંથી સહસા સૂર્ય ઝબકે
એવું પિતામહ હસ્યા ને વદ્યાઃ
' ભીમના તો ભીમપ્રશ્નો હોય ને ?
હિડંબવનના સ્વામી ! સાંભળ.
જગતની મહાનગરી છે સ્મશાન.
હજારો હસ્તિનાપુરની ભસ્મ
હસ્તિનાપુરના સ્મશાનમાં છે.
વૈશ્વાનરમૂર્તિ ! મહાહસ્તિનાપુર તો
હસ્તિનાપુરના સ્મશાનમાં સૂતેલું છે.'

' ત્ય્હારે પિતામહ ! મહામારગ કિયો ?'

અન્ધારી રાત્રીએ તારા ખરે,
એમ મૃત્યુશય્યા ઘેરતું વિષાદવર્ણું
ગંભીરમુદ્રાળું યોધમંડળે હસી પડ્યું.
ભીમે જાણ્યું ભૂલ કીધી.
પિતામહે ભીમકર્માને બિરદાવ્યો.

' સો હાથીનું બળ છે ત્હારામાં.
વૃકોદર ! ત્હારા પ્રશ્ન અગ્નિના જ હોય.
મહાનદ સમા પૃથ્વી વીંધી પડેલા
રાજમાર્ગ દુનિયામાં નદીઓ જેટલા છે.
જગતના સહુ રાજમાર્ગોથી યે
એક મહામાર્ગ મ્હોટેરો છેઃ
તે જન્મમૃત્યુનો મહામાર્ગ.
વિધાતાની હાથેળી સમી ઉર્વિમાં
એ માર્ગે એવડેરોક માનવઓઘ આવેજાય છે
કે વિધાતા યે ગણતાં ઘડીક થાકે.
અનન્ત ભાસતા બ્રહ્માંડને દિવાલો છે.
નિઃસીમ છે માનવીના ઉડવાના મનોરથ;
પણ વિધિનિર્માણની ભીંતોએ અથડાઇ
આત્માની પાંખો પીંખાઇ પડે છે.
એષણાઓ સદ્ધર્મની ઉછેરજેઃ
વિધાત્રીની દિવાલો યે તો ઉલ્લંઘાશે.'

આકાશ આશ્ચર્યોથી ભરેલું છેઃ
એવા ગગન સમોવડ કૃષ્ણચંદ્રે પૂછ્યુંઃ
' પિતામહ ! દુનિયા સરિતા છે કે સાગર ?'

દેવ કો દેવાધિદેવને વન્દે
એમ પિતામહ કૃષ્ણચંદ્રને પ્રણમ્યા.
પછી ઉરમાં અન્તર્ધાન થયા.

ઘડીક સમાધિની પવનપાવડીએ ચ્હડયા,
લોકલોકને વિજળી શા નિહાળી વળ્યા.
સૂર્યચન્દ્રનાં કિરણો ઉઘડે એમ
આંખડલી ઉઘાડીને બોલ્યાઃ
જાણે ગિરિગુફામાંથી જોગી બોલતા ન હોય!
'જ્ઞાતા પ્રશ્ન પૂછે
તે જ્ઞાન આપવા, જ્ઞાન પામવાને નહિ.
કૃષ્ણદેવ! સ્વયં જ્ઞાનમૂર્તિ છોઃ
આપ પૂછો છો મ્હને અવબોધવાને.
સંસાર એટલે માનવમહેરામણ:
નિરાકાર બ્રહ્મની સાકાર મૂર્તિઃ
શ્રુતિએ સહસ્ત્રશીર્ષા ભાખ્યો છે તે.
એના અવિરામ છે ઉછળાટ.
ભરતી ને ઓટના તો છે આભાસ,
સંસારસાગર નિત્યભરેલો છે.
ડૂબે છે, તરે છે, ભાગે છે, ફૂટે છેઃ
સફરી જહાજોએ સાગર ખેડવાના છે.
જીતે તે સિંહાસન પામે.
સન્તોને છે સદ્ધર્મનો વ્હેપાર.
પાર્થ! પુણ્યનાં જહાજ ભરજો, હો!
સાંકળ-વાસ્યા વિના સૂવે તે સન્ત;
ઉરના આગળિયા ઉઘાડે તે સાધુ.
સંસાર એટલે સાગરશય્યા.
વીરને છે જન્મમૃત્યુના મહામોજ,
કાયરને છે કૌવચનાં વન,
ધીમન્તને છે કસોટીનો અવસર.
પણ અગ્નિને દિવસ શો કે રાત્રી શી?
સન્તને સુગના ઓળા નથી અડતા.
ઋતુઋતુના સમૈયા ભરાય છે;
ફૂલડાંના, મ્હોરના, મયૂરના, હરિણોનાઃ
શસ્ત્રોના ને શસ્ત્રધારીનાઃ
એવા છે આ સંસારસમૈયો.
સહુને વન્દજો ને વધાવજો.
'સાગર એટલે હલાહલ' એમ નથી.
મરજીવા મોતી ક્હાડે છે,
સુરાસુર મહારત્નો મન્થે છે,
દેવો એમાંથી અમૃત પીએ છે.
મહેરામણની છોળે છોળે એ ચમકે છે,
પીપળાને પાને પાને ચમકે છે,
ગગનની ચાંદરણીચાંદરણીએ ચમકે છે,
માનવીની આંખડીઆંખડીમાં ચમકે છેઃ
બ્રહ્માંડની લહરેલહરે બ્રહ્મ ચમકે છે.
પૂર્ણિમાની પાંખડીઓ પ્રગટે
ને દેવસૌરભનાં કણ સમાં
અન્તરિક્ષ ભરી કિરણો પધરાયઃ
એવો વિધાત્રીએ અમૃતગ્રન્થ લખ્યો છે,
ને એના અક્ષર છે આત્મનૂઅણુઓ.
સંસારની રેખારેખામાં વાંચજો, ધર્મરાજ!
અગમ્યના આદેશમન્ત્ર.
આ બિરાજે આપણે આંગણેઃ
કૃષ્ણદેવ સ્વયં મહાકાવ્ય છે.
કેટલાં યે મહાકાવ્ય લખાંશે કૃષ્ણદેવને કાજે.
બ્રહ્મલીપીમાં આલેખાયેલી
બ્રહ્માંડ છે બ્રહ્મસંહિતા.
દેવદેખતી દષ્ટિ છે
એમને બ્રહ્માંડમાં બ્રહ્મદર્શન છે.'

શબ્દેશબ્દે વિશ્વવીણાના તાર રણકતા;
પૃથ્વી પુણ્યવતી થતી.
વાયુરથ ધરતીપાટે ઉતરે એમ પછી
સૃષ્ટિવાર્તામાંથી સંસારવાર્તામાં
એ મહાભાગ કુરુપ્રવીરો ઉતર્યા.

હૈયાઘેરા શબ્દે ધર્મરાયે પૂછ્યુંઃ
'પિતામહ! એકલસૂનું હસ્તિનાપુર હતું.
કુલસંહાર ન્હોતા, એ સંસ્કૃતિસંહાર હતા.
એવા વિજય પરાજય નથી?

આભના થરથરમાં દૃષ્ટિ પરોવતા
ત્રિકાળદષ્ટા સમા પિતામહ બોલ્યા:
'શ્રુતિ ભગવતીનું પુણ્યવેણુ છે, ધર્મરાય !
પ્રજાને રંજન કરે તે રાજવી,
ધરતીને ધારણ કરે તે ધર્મ.
કરરેખાઓનાં ધનુષ્યબાણમાં
પુણ્યપાપના ક્યારા છે.
અધર્મને અડતો મા, પાર્થ !
ધર્મવીરની અંગુલિઓમાં રમે છે
ભરતકુલનું મહાભાગ્ય.
ધર્મદેવો યુગપલટો થયો. .
કુરુક્ષેત્રના મહાસંહાર હતા,
નવયુગના નવસૃજનને કાજે હતા.
સંહાર એટલે નવસૃજનનું ખાતર.
જન્માન્તર, યુગાન્તર, મનવન્તર,
પ્રલય ને મહાપ્રલયઃ
એ સૌ છે નવસૃજનનાં નામાન્તર.
શિવજીનાં તાંડવનૃત્ય એટલે
બ્રહ્મદેવનાં નવસૃજનનાં નવવિધાન.
રાજવી ! રાજર્ષિના ધર્મ પાળજો,
બ્રહ્મવેત્તા ! બ્રહ્મર્ષિના ધર્મ પાળજો.
એક મા મથતો, પાર્થ !
ફૂટ્યા દેહ સન્ધાય છે,
ફૂટ્યા આત્મા નથી સન્ધાતા.
ફૂટ્યો આત્મા સાંધવા મથતો મા.
ફૂટેલા આત્માના ધનવન્તરી
એક જ છે—શ્રી હરિ.'

ધગધગતે હૈયે ધર્મરાયે પૂછ્યું:
'નૃલોક એવો આત્મધનવન્તરીસૂનો છે ?
દેવોનાં અમૃત દુનિયા કાજે નથી ?
સંસારનો પરમ રોગ કિયો ?'

કાળમન્ત્રો વાંચી પિતામહ બોલ્યાઃ
'મૃત્યુ વિનાનું મનુકુલ હશે, ધર્મરાય !
રોગ વિનાનો માનવવાસ નથી.
સંસારનો પરમ રોગ છે એક:
સંસારીઓના આત્મા ઓસરી ગયા છે.
પાર્થ ! પૃથ્વીપાટલે આત્મવાન રહેજે, હો !
આત્મદીપને બુઝાવા દેતો માઃ
આત્મદીપ છે દેવલોકનો ભોમિયો.
વદમાં ચન્દ્રમાની કોર ખરે છે,
જરા જરા ને ધીરે ધીરે,
એમ અણછતી ને અણજાણી
આત્માની તેજસ્કોર ખરી પડે છે;
ને છેલ્લે રમે છે અમાવાસ્યાના ઓળાઓ.
પાર્થ ! વાવાઝોડાં વાય
પણ રત્નદીપ ન હોલવાય.
પ્રાણને પ્હેરો ભરજો, પુત્રો !
આત્મકોરને ખરવા દેતા મા.
આત્મા અમૃતમણિ છે.'

'પિતામહ ! શાસ્ત્રવચન ભાખજોઃ
સર્વશ્રેષ્ઠ યજ્ઞ ને યોગ કિયા ?'

'ધર્મમૂર્તિ ધર્મરાય ! સાંભળો,
ને શ્રેયસ્કર લાગે તે હૈયે ઝીલજો.
શાસ્ત્રો વિવિધ છે, વચનો વિવિધ છે.
યુગયુગની સ્મૃતિઓ છે, પણ
શ્રુતિસંહિતા તો ત્રિકાળ પર છે, હો !
દેશ કાળ ને શાસ્ત્રનો સમન્વય
એ યુગનો યુગધર્મ.
માનવલોકમાંના મનુવંશને કાજ
કેટલાક છે યુગધર્મ, કેટલાક છે નિત્યધર્મ.
યુગધર્મની સ્મૃતિઓ યુગેયુગે નિરનિરાળી;
નિત્યધર્મની સંહિતા છે ત્રિકાળગ્રન્થ.
યુગધર્મને ઓળખી લેજે, પાર્થ !
નિત્યધર્મનો પરમ શબ્દ કહું છે;

અનેકવિધ યજ્ઞો ભાખ્યા છેઃ
સર્વશ્રેષ્ઠ છે આયુષ્યયજ્ઞ.
અનેક વિધ યોગ પ્રવર્તે છેઃ
સર્વશ્રેષ્ઠ છે જીવનયોગ.'

'જરાક અર્થ વિસ્તારશો પિતામહ ?
સૂત્રો અઘરાં પડે છે જીરવવાં.
આજે અમારાં પુણ્ય ફળે છે.'

'પાર્થ ! સાંભળ ત્હારે.
પુણ્યથી પૃથ્વી ઝૂમેઝૂમે છે.
જગતમાં પરમ યજ્ઞ છે આયુષ્યયજ્ઞ,
જગતમાં પરમ યોગ છે જીવનયોગ.
જીવતાં આવડ્યું એણે જગત જીત્યું.
જગન્નાથે જગતમાં પાઠવ્યા છે જીવવાને.
વનમાં હાથી થા, મૃગોમાં મૃગેન્દ્ર થા;
શસ્ત્રોમાં વજ્ર થા, પુષ્પોમાં પારીજાતક થા;
મહાસાગર મધ્યે ખડક થા.
સંસારને સરોવરે જલકમલવત્ રહેજે:
સદા સૌરભવન્તો, છતાં નિત્યઅલિપ્ત.
પગથિયું, અષ્ટાંગુલે, પાર્થ !
દુનિયાને ઉંચેરી ચ્હડાવીને જજે.
આયુષ્યયજ્ઞની હોમસિદ્ધિ તે જીવનયોગ.
ઇન્દ્રિયારામીઓ ક્ષણિકના ઉપાસક છે,
આત્માનન્દીઓ ચિરંજીવના ઉપાસક છે.
બ્રહ્માંડવીંધતાં બે પન્થ વહે છેઃ
પ્રારબ્ધનો ને પુરુષાર્થનો.
પ્રારબ્ધવાદી વ્હેણમાં વહે છે,
પુરુષાર્થવાદી સ્હામે પૂરે તરે છે.
પાંખની પ્રેરણા સહુને પ્રેરે છે.
મનુવંશજના આતમઆતમમાં છે
ઉર્ધ્વઉડ્ડણની એ એષણા.
જન્મમૃત્યુ હરિઘડ્યાં છે,
જીવન માનવઘડ્યું છે.

પાર્થ ! જીવનને ભોગવી જાણજેઃ
જીવનને ભોગવી જાણવું તે જીવનયોગ.
સંસારયાત્રા બ્રહ્મતીર્થે જવા કાજે છે.
બ્રહ્મતીર્થના તીર્થવાસીનો તીર્થમાર્ગ
એ નરલોકમાંનો જીવનયોગ.'

પડતા કાળના બાણુને થંભાવ્યું'તું:
ઉગામેલા યમદંડને આણ દીધી'તી;
મૃત્યુના અમોઘ વજ્રને અદ્ધર રાખ્યું'તું,
પિતામહે એ યોગલીલા પછી સંકેલી લીધી,
ભેખવાસેલી ભોગળો ઉઘાડી નાંખી.
મહાયાત્રાનાં દુંદુભી વાગતાં સાંભળ્યાં.
મહામેઘની છેલ્લી ઝડી વરસતી હોય
એમ પિતામહ વિદાયનાં વેણ પછી બોલ્યાઃ
'જા, પાર્થ ! જા હવે.
દુગ્ધધારાએ ભીષ્મની ચિતા છાંટી
સંસારના સમરાંગણમાં જા.
નિજનિજના ન્હાના કે મ્હોટા
સહુ કો કુરુક્ષેત્ર ખેલે છે ત્હાં.
સંસારમાં જા ને નીલકંઠ થા.
હસતાં હસતાં ઝેર પીજે.
મનુવંશનો મહિમા થા,
પુરુષોમાં પરમહંસ થા.
વિધવિધના યજ્ઞ આદર,
ને પ્રજાજનને રંજન કર.
મહાપ્રલય ને મહાસૃજન છે
પ્રારબ્ધનાં પાનાંનાં બે પૃષ્ઠ.
પૃથ્વીને સિંહાસને છે પરબ્રહ્મ.
સંસારમાં બ્રહ્મદર્શન કરજે.
પ્રારબ્ધ ને પુરુષાર્થની બે પાંખે
સંસારના ચોધરાજ ઉડશે
ત્હારે સંસાર સમતોલ થશે.
સંસાર એટલે સચ્ચિદાનન્દની લીલ

વેદ સ્વયં ઉચ્ચરતા હોય,
મહર્ષિ કો મહાવાણુ ભાખતા હોય,
એમ પિતામહ આયુષ્યવેણુ વર્ષતા.
પછી પડતો ગિરિધોધ સહસા થંભે,
સિત્ કરતોક મહાવાયુ શમી જાય, એમ
ત્રિકાળને ૐકારના ત્રણ અર્ધ્ય અર્પી
બ્રહ્માંડશાયી પરબ્રહ્મને પ્રણમતા પ્રણમતા
દેવવ્રત દેવલોકે સિધાવવા નીકળ્યા.
પૃથ્વીએ જાણ્યું કે વજ્ર પડ્યું.

એવે આભે પોપચું ઉઘાડ્યું,
પૂર્વની ક્ષિતિજરેખા સળગી,
ને પંચમીનું પોયણું પ્રગટ્યું.
કૃષ્ણપક્ષ પછી શુક્લપક્ષ થયો.
મંહીથી ચિતા સરિખડો ચન્દ્ર ઉગ્યોઃ
હિંગળોકવર્ણો ને રૂધિર ભરેલોઃ
જાણે સમંતપંચકનો એક ધરો,
જાણે કુરુક્ષેત્રની એક કાલઅંજલિ.
ચન્દ્રવંશની છેલ્લી અમૃતજ્યોતને
તેડવાને જાણે ચન્દ્રદેવ પધાર્યા.
સુધાંશુને અગ્નિવર્ણો પેખીને
પાંડુકુમારોએ પ્રીછી લીધું કે
પિતામહની આજે છેલ્લી વરધ છે.

પરબ્રહ્મની નયનલેખા શો
પછી ધીમે-ધીમે ધીમે-ધીમે
ચન્દ્ર ચાંદરણુમાં ચ્હડ્યો.
અન્ધકાર ત્યહાં ઉજળો થયો,
ને ક્ષિતિજે તેજઝાલરો ઝીલી.
ચન્દ્રનો રૂદ્રવર્ણ ઉતરી ગયો;
અગ્નિની આંખડલી શો મટીને
અમૃતની આંખડલી શો ચન્દ્ર થયો.
કિરણકિરણમાં એ ચન્દ્રમાએ
તારલિયા પરોવ્યા, તેજમાલા ગૂંથી.
ઉર્ધ્વ અન્તરિક્ષ ને કુરુક્ષેત્ર ઓળંગીને
અમૃતાકરણો પિતામહને આમન્ત્રણે ઉતર્યાં.
ને અમરોનો તેજઉપરણો
ને વિજયમાળા શી વૈજયન્તી કિરણમાળ
શરશય્યાશાયી પિતામહને ધરાવ્યાં.
શરભાલા જાણે તેજકમળ થઈ પ્રફુલ્લ્યાં.
ગહનતા જાણે હસતી હતી.
યુગના મહાયોગની એ મહાક્ષણે
પૃથ્વીનો એ પુણ્યભંડાર,
જગતનો એ જ્યોતિર્દેવ,
કુરુક્ષેત્રનો એ વીરપ્રવર
આયુષ્યની અવધો ઉતરીને
અનન્તનાં આતિથ્ય માણવા સંચર્યો.
દિશદિશમાંથી કિરણો સંકેલી સૂર્યદેવ પરવરે
એમ અંગઅંગમાંથી પ્રાણ સંકેલીને
પિતામહ બ્રહ્મયાત્રાએ પરવર્યા.
બ્રહ્મચારીને પુણ્યનાં ભાતાં હતાં.
અનન્તને પન્થે એકલદંડી એ ચાલ્યો,
બ્રહ્મતીર્થનો દેવયાન માર્ગ આલ્યો.
પિતામહ મૃત્યુ પી અમર થયા.
કુરુક્ષેત્રનો આત્મા જાણે ઉડી ગયો;
સંસાર જાણે વીરત્વસૂનો થયો.
જગતે જાણ્યું આજ હિમાદ્રિ પડ્યો.
આભે એમને અન્તરમાં લીધા.
જતાં જતાં પિતામહ આયુષ્યસુક્ત ઉચ્ચર્યાઃ
'જ્યહાં કૃષ્ણ છે ત્યહાં ધર્મ છે;
જ્યહાં ધર્મ છે ત્યહાં જય છે.
જગત એટલે જીવનના જય.'
આઘેની વિશ્વકન્દરાઓએ કહ્યું: 'જય.'

ચન્દ્રોદયે કમળ કરમાય એવાં
એ ચન્દ્રોદયમાં પાંડવવદનો કરમાયાં.
અમરો આનન્દતા હતા ત્યહારે

પૃથ્વીશો વિષાદવેદના પીતા હતા.
અવનીને ચન્દ્ર અજવાળવા મથતો,
પણ શોકસૂની સૌભાગ્યસૂની શી પૃથ્વી
અન્ધકારવસ્ત્રોમાં આચ્છાદાયેલી હતી.
કુરુક્ષેત્રમાં વન નથી;
પણ અન્ધારઅટવીના વનપડછાયા,
ભવની ભૂતાવળ શા,
એ ચન્દનીમાં ડોલતા તરવરતા.

એ દિવસે સાગર ફાટયા,
ને આંભનાં દ્વાર જાણે ઉઘડયાં.
માનવતાએ અન્તર ખોલ્યાં,
ને આત્મા પરમાત્માને સોંપી દે
એમ પૃથ્વીનું પુરુષાતન બ્રહ્મચરણે ધર્યું.
ત્હારે અન્તરિક્ષે ઘોષણા કીધી
કે ધરણીનો ધારણહાર ગયો.
ને પ્રારબ્ધે પડઘો પાડયો કે 'ગયો.'

કુરુક્ષેત્રનો રોમરોમનો અગ્નિ
તે પ્રભાતે પ્રગટયોઃ
જાણે પૃથ્વીએ ઉદરજ્વાળા ઉછાળી.
સરસ્વતીને તીરે, બ્રહ્માવર્તને બ્રહ્મઆરે
ધરીત્રીએ મ્હોં વિકાસ્યું,
વસુન્ધરાનો હૈયાવહ્નિ પ્રગટયો,
ને માનવમાતામહીએ બ્રહ્મચારીને પીધો.
દશે દિશાઓને પ્રબોધતો
શ્રી કૃષ્ણે શંખ વગાડયો.
ક્ષત્રિયોએ માન્યું ક્ષાત્રત્વ સમેટાયું,
પાંડવોને લાગ્યું જીતેલું રાજછત્ર હરાયું.
જનતા પામર થઇ, યુગ મહિમાસૂનો થયો.

તે તિથિએ દેવોમાં ઉત્સવ થયો,
ને જન્માન્તરના મહોત્સવનું
દેવાંગનાઓએ ઉત્સવગીત ગાયું.

આવજો રે !
ઉઘડે છે આભ કેરાં બારણાં;
આવજો રે !
જગના જયન્ત ! લેશું વારણાં.
જગને જીત્યું અને યુગને સંકેલિયો,
પાડયા ત્રિકાળના પન્થ રે,
દેવવ્રતીએ રચી જીવનસંહિતા,
લખિયા પ્રારબ્ધના ગ્રન્થઃ
વીર ! લેશું વારણાં.
બ્રહ્મર્ષિ રાજર્ષિ કંઇ કંઇ બાણાવલિ
પૃથ્વીએ સ્વર્ગને દીધેલ રે;
દીધો નથી કો દેવસંઘને સોહાવતો
આવો આયુષ્યનો અલબેલઃ
વીર ! લેશું વારણાં.
આજે તો સૂર્યનો સમોવડ આવિયો,
આજે ઉગ્યો બીજો ચન્દ રે;
આજે અમ આંગણે છે જન્માન્તરપર્વણી,
આજે છે યુગનો આનન્દઃ
વીર લેશું વારણાં.
આવજો રે !
ઉઘડે છે દેવ કેરાં બારણાં;
આવજો રે !
જગના જયન્ત ! લેશું વારણાં.

તે સ્હવારે કુરુક્ષેત્ર સમાપ્ત થયું ભાસ્યું,
ને પાંડવો હસ્તિનાપુરે ગયાઃ
જાણે મન્ત્રસૂનાં પંચ બાણ પરવર્યાં.

પાંડવોએ પછી હસ્તિનાપુરને રાજતીર્થે
અશ્વમેધ યજ્ઞ આરંભ્યો.
કોઇ કહેતા એને યુગસમાપ્તિનો યજ્ઞ,
કોઇ કહેતા એને યુગારંભનો યજ્ઞ.
હિમાદ્રિ કનેથી નવનિધિ લીધા,
સિદ્ધો કનેથી સિદ્ધિઓ લીધી,

સૂર્ય કનેથી તેજ લીધાં,
ચન્દ્ર કનેથી અમૃત લીધાંઃ
ક્ષેત્રોનાં ધાન્ય લીધાં, ધેનુઓનાં ઘૃત લીધાં.
અશ્વ છોડયો, યજ્ઞ માંડયો,
નગરચોક જેવડી વેદી કીધી,
ઋષિવરોને આમન્ત્યા, દેવોને આહ્‌વાન્યા.
કમંડલુમાંથી પાણી ઠાલવે એમ
ધર્મરાયે અન્તર ને ભંડાર ઠાલવ્યાં.
ધર્મદેવે કહ્યું: 'સિંહાસને ધર્મ પધરાવ્યો';
ગાંડીવધન્વાએ કહ્યું: 'ભીષ્મોત્સવ ઉજવ્યો';
કૃષ્ણદેવે કહ્યું: ' યુગનો એ ઉપસંહાર '.

વાયુનાં વાવેતર સમું પણ સહુ વૃથા.
આથમ્યા સૂર્યને તેજ ચ્હડતાં નથીઃ
હસ્તિનાપુરને મહિમાનાં તેજ ન ચ્હડયાં.
કુરુક્ષેત્રે મહાપ્રજાનો સંહાર વળ્યો હતો;
મહાસંસ્કૃતિનાં હાડ સમોવડા
મહાકાળના પડછાયા
પાટનગરી ભરી પડેલા હતા.
અર્ધસુવર્ણદેહી નકુલે આવી કહ્યું:
' ઉંચ્છવૃત્તિ બ્રાહ્મણના સક્તુપ્રસ્થ યજ્ઞ સમો
આ યુગમહિમાગાજન્તો અશ્વમેધ યજ્ઞ નથી.'

સાગરબાંધી પૃથ્વીને પાંડવો જીત્યા,
પણ હૈયાની હૈયાઝાળ હોલવાઇ નહિ.
ધર્મદેવ પાક્ષિક હોમે કહેતા 'અધર્મ કીધો.'
વાડીમાં નહિ, વેરાનમાં તે વિચરતા;
મહેલોમાં નહિ, ખંડેરોમાં તે વસતા.
દુનિયા એમને અગ્નિચારીઓ શી દેખાતી.
કૌરવો ગયે પાંડવોને
હસ્તિનાપુરની હેમનગરી યે
વિજયનગરી નહિ, વિજનતાનગરી ભાસતી.
પાનખર ઋતુમાં પલ્લવખરેલા
વૃક્ષરાજ સમા પાંડુકુમારો દીસતા.
વારંવાર ધર્મદેવ હૈયાઉદ્‌ગાર ઉચ્ચરતાઃ
'જલસૂના ગંગાઘાટે આશ્રમ માંડયા છે.'
જીત્યા, શોભ્યા, સિંહાસને વિરાજ્યા;
પણ પાંડવોના હૈયાઅગ્નિ હોલવાયા નહિં.

અખંડજ્યોત ત્રિકાળતેજસ્વી
એવા છે પૃથ્વીના રાજર્ષિઓના
આતમદેશના અગ્નિહોત્ર;
એવી છે અગ્નિમુખી સંસારની શરશય્યા.
સંસારના એ અગ્નિમાં યે
સચ્ચિદાનન્દનાં અમૃત છે.

---

અસ્પૃશ્યતા નિવારણ:

ગાંધીજીએ એક ભાષણમાં કહ્યુ છે કે જો મારે બીજો જન્મ લેવાનો રહ્યો હોય તો અંત્યજમાં મારો જન્મ થાઓ, એમ ઇચ્છું છું. અસ્પૃશ્યતાનિવારણ એ ગાંધીજીને બીજી પ્રિય વસ્તુ છે એમ કહી શકાય, અને જો આપણે ગાંધીજીને પ્રિય લાગે એવું કાંઇ કરવા ઇચ્છતા હોઇએ તો આપણે બધા ગાંધીજીને જણાવીએ કે આજથી અમે અંત્યજો અસ્પૃશ્ય છે એમ માનતા અટકયા છીએ, અને ઢેડ હોય કે ભંગી હોય એને અડવાથી દોષ થાય છે એમ અમે માનવાના નથી.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

"મ્હારા ડાક્ટરીજીવનના કેટલાક અનુભવો"



પ્રભુએ એને જીવનમાં બધું આપ્યું છે અને છતાં એને હું જ્યારે મળું છું ત્યારે એનું મ્હોં મ્હને તો ઉતરેલું જ લાગ્યા કરે છે...

[ ચિ. કનુ દેસાઇ

[ પૃષ્ઠ ૧૮૬

卐 卐 卐

# ઝૂલણ પૂનમ !

સજની ! ઝૂલે આજ શરદની સુન્દરી
ચન્દન તલાવડીની પાળે જી રેઃ
હીંચકો બાંધ્યો છે રેશમની દોરીથી,
આસોપાલવની ડાળે જી રેઃ

ઝૂલણું પૂનમની આજે છે રાતડી
ઝૂલે એ ચન્દનીને ઝોલે જી રેઃ
વાયુસાગરની લ્હેરે સાહેલડી !
જાણે કો નાવડી ડોલે જી રેઃ

ઝરમરતાં કિરણોથી વરસે છે જ્યોત્સ્નિકા
આજે ધરતીને અંઘોળે જી રેઃ
એમાં ઝૂલે એ શરદની સુંન્દરી,
ઝૂલે છે રસને હિંડોળે જી રેઃ

શરદ સોહામણી એ સ્નેહભરી સુન્દરી,
જગના પરિતાપ ભુલાવે જી રેઃ
ઋતુરાણીશી એ સોહે કલાભરી,
ઝૂલે ને જગને ઝૂલાવે જી રેઃ

આવો ઉત્સવપ્રિય જગનાં નરનારીઓ
આવો કુદરતને ખોળે જી રેઃ
આનન્દની આજ અવધિ, રસિકડાં !
ઝૂલો ભૂગોલ ને ખગોલે જી રેઃ

જનાર્દન પ્રભાસ્કર

卐 卐 卐



# રાઠોડ વીર સૂજાજી અને વીરબાળા

## ( એક ઐતિહાસિક વાર્તા )

લેખકઃ શા. તારાચંદ્ર પોપટલાલ અડાલજા

### ૧. ગૌરી માતાને ચરણે !

" બ્હેન ! જુઓ, જુઓ આ સામેથી ધૂળના ગોટેગોટ ઉડતા આ તરફ આવે છે ! "

" આવે સ્તો ! આજે તો પાર્વતી તૃતિયાનું મંગળ પર્વ છે એટલે અસંખ્ય લોકો ગૌરી માતાનાં દર્શન કરી પાવન થવા આવે એ સ્વાભાવિક છે. "

" ના ના, દર્શનાતુર ભાવિકજનોના પગની રજ આમ ન ઉડે ! આ તો પૂરવેગે ધસી આવતા ઘોડેસ્વારોનાં ચિન્હો જણાય છે. "

" આ દિશાથી ઘોડેસ્વારો ક્યાંથી આવે ? "

" એજ પ્રશ્ન છે ને ! મને લાગે છે કે જરૂર આજે કંઇ નવા જુની થશે. "

" એવી અમંગળ શંકા શા માટે કરે છે ? રજપૂત વીરો આવા પરમ પવિત્ર દિવસે કોઇ પણ પ્રકારનું નિંદ્ય કાર્ય નજ કરે. "

" પરંતુ રજપૂતો ઉપર બળીજળી રહેલા લેલા પઠાણો તો હમેશાં લાગ શોધ્યા કરે છે. આજે આવા શંભુમેળાનો લાગ સાધીને એ દુષ્ટો રખે કંઇ નવાજૂની કરી બેસે. "

" જ્યાં સુધી આ મરૂભૂમિ ઉપર રાઠોડ વીરોની વીરહાક વાગે છે ત્યાં સુધી એમની તાકાત નથી કે આપણા સામે આંગળી પણ ચીંધી શકે. "

" છતાંય ચેતતા નર સદા સુખી ! ચાલો આપણે ગૌરી માતાનું પૂજન અર્ચન કરીને જલ્દી પરવારી જઇએ. "

પોતાની સાથે લાવેલ પૂજન સામગ્રી ગૌરી માતાના ચરણે ધરવા અને એ મંગળમૂર્તિનાં દર્શનથી નયનોને તૃપ્ત કરવા અધીરી બનેલી એ અબળાઓ ત્વરાથી પાર્વતી મંદિરના પગથીયા ચડવા લાગી.

### ૨. પીપારનો મેળો.

મારવાડના ગામેગામથી આજે સ્રીઓ અને પુરૂષો પાર્વતી તૃતિયાનો ઉત્સવ ઉજવવા અને તે નીમિતે જોધપૂરના પીપાર નામના ગામને પાદર ભરાતા ભવ્ય મેળાની મોજ માણવા આવ્યા હતા. નાના સરખા ગામડામાં આજે માનવસાગર ઉભરાયો હતો.

મારવાડની રાજ્યધાની જોધપુરથી ૧૫ કોશના અંતરે પીપાર નામનું નાનું નગર આવેલું હતું. કહેવાય છે કે ઇ સ. પૂર્વે ઉજ્જયિનીમાં ગંધર્વસેન નામનો જે પરમાર વંશનો રાજા હતો તેણેજ આ પીપાર નગરની સ્થાપના કરી હતી. એ ગામ આગળથી પ્રાપ્ત થયેલા એક શીલાલેખમાં વિજયસિંહ અને દેશુનજી રાજાનાં નામો મળી આવે છે. તેઓ ગિહલોત કુળમાં ઉત્પન્ન થયા હતા.

અને તેમણે પરમારોના હાથમાંથી આ નગર છીનવી લીધું હતું એવું અનુમાન કરવામાં આવે છે.

આ વાર્તાના સમયે પીપાર જોધપુરના તાબામાં હતું.

ગિહલોત રાજકુમાર વીરવર ચંડે મંદોર પર પોતાનો અધિકાર સ્થાપ્યો એટલે જોધાજીને અરવલ્લીના ઘાડા જંગલમાં છુપાઈ રહેવું પડયું. એ દુઃખી દિવસોમાં એક સમયે તેના ભાલાની અણી ઉપર દૈવચકલીને બેઠેલી જોઈને તેના ચારણે એને મહાન શુભ શુકન જણાવીને મંડોર પર હલ્લો કરવા ઉત્તેજીત કર્યો. ભાગ્યોદય થતાં જોધાજીએ મંદોર જીતી લીધું. મંદોરથી બે કોશના અંતર ઉપર ભાખર ચિડિયા નામની પર્વતશ્રેણીમાં ફરતાં ફરતાં એક એકાંત ગુફામાં તેને એક સિદ્ધ યોગીનાં દર્શન થયાં. એ યોગીએ ત્યાંજ એક નગર વસાવવાની આજ્ઞા કરી.

સંવત ૧૫૧૫ ના જ્યેષ્ઠ માસમાં રાઠોડ વીર જોધાજીએ જોધપુરની સ્થાપના કરી. જોધાજીને ચૌદ પુત્રો હતા તેમાંના ઘણા ખરા પ્રતાપી નીવડયા હતા. સૌથી મોટા સાંતળજીએ સાંતળમેર નામનો કિલ્લો બંધાવ્યો હતો. ચોથા પુત્ર દુદાએ મેરતામાં સત્તા જમાવી. સર્વગુણસંપન્ન અને પરમવિદુષી ભક્ત મીરાંબાઇ તે આ દુદાજીનાં પુત્રી. દુદાજીના પૌત્ર વીર કેસરી જયમલે દિલ્હીશ્વર અકબરની પ્રચંડ સેનાની સામે થઇ ચિત્તોડગઢની રક્ષા કરી હતી–તેની પાષાણ મૂર્તિ આજે પણ દિલ્હીના સિંહદ્વારપર વિરાજમાન છે ! જોધાજીના છઠ્ઠા પુત્ર બિકાજીએ બીકાનેર રાજ્યની સ્થાપના કરી હતી.

જોધાજીનો બીજો કુંવર સૂજાજી સંવત ૧૫૪૮ માં જોધપુરની ગાદીએ બેઠો. સૂજાજી પરાક્રમી અને નીતિપરાયણ હોવાથી તે અતિ પ્રજાપ્રિય રાજા થઇ પડયો હતો. જાહેર ઉત્સવોમાં તે હર્ષપૂર્વક ભાગ લેતો અને તેમ કરીને પ્રજાનાં સુખ દુઃખ જાણવાના પ્રયત્નો કરતો. પ્રજા પણ તેના તરફ પરમ પૂજ્યભાવ પ્રદર્શિત કરતી.

પવિત્ર શ્રાવણ માસના શુક્લ પક્ષની પાર્વતી તૃતિયાને દિવસે પીપાર ગામે મોટો મેળો ભરાતો અને શું ગરીબ કે શું તવંગર તમામ લોકો એ મેળો જોવા ઉલટી પડતા.

ઘેરદાર ઘાઘરા, તસેનસતી કાંચળી અને રંગબેરંગી લહેરવાળાં ઓઢણાં ઓઢીને યૌવન મદમાતી મારવાડણો સરખી સાહેલીઓ સાથે આનંદ કલ્લોલ કરતી. એ મેળા તરફ–મેળાના મુખ્ય સ્થાન ગૌરીમાતાના મંદિર તરફ આવતી અને પૂજનથાળ માતાને ચરણે ધરીને માતાના દર્શનથી નેત્રોને તૃપ્ત કરતી અને અખંડ સૌભાગ્યની યાચના કરતી.

બીજી તરફ પચરંગી પાઘડીથી શોભતા જવાંમર્દો કોઇ વાંસળી વગાડતા, કોઇ પોતાના હાથે ગુંથેલી પીત્તળની જાળીથી શોભાયમાન કડીયાળી ડાંગોને ફેરવતા, તો કોઇ સામસામા દુહા લલકારીને એક બીજાને રંગ આપતા મેળાના માર્ગે ધસમસ્યા આવતા હતા.

પીપાર ગામમાં તે દિવસે માનવસાગર ઉભરાતો અને ૧૫૦૦ ઘરનું નાનું ગામ તે દિવસે મોટું યાત્રાધામ બની જતું.

### ૩. " ધાજો રે ધાજો ! "

આજે પણ એ આનંદમય ઉત્સવદીન હતો. સંવત ૧૫૭૨ ના શ્રાવણ સુદ ૩ નો પાર્વતી તૃતિયાનો એ મંગળ દિવસ હતો. પીપાર ગામે મોટો મેળો ભરાયો હતો. ગામના પ્રજાજનો સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો ત્યાં એકત્ર થયા હતા. અને નિર્દોષ રંગરાગ ઉડાવી રહ્યા હતા. હાથ કારીગીરીના માટીના અને લાકડાનાં સુંદર રમકડાં લઇને બાળકો મનમાં હરખાતા, નાના છોકરાઓ ગેડીદડા

ક્ષણમાત્રમાં તેણે નિશ્ચય કરી લીધો. સરદારનો હાથ તેના અંગને સ્પર્શે તે પહેલાં જ તેણે કટારી વાળો હાથ ઉંચો કર્યો અને સરદારના હાથમાં એ તીક્ષ્ણ હથીઆરની અણી ભોંકી દીધી.

" યા ખુદા! સરદારના મ્હોંમાંથી એક કારમી ચીસ નીકળી પડી. ત્યાંથી નાસી જવા માટે તેણે પોતાના અશ્વને વાળ્યો.

વીરબાળાએ આ જોયું. સમયસૂચકતા વાપરીને તેણે સરદારની કમરે લટકતા મ્યાનમાંથી તરવાર ખેંચી લીધી.

દિલાવરની નજર થોરની વાડ તરફ જ હતી. સરદારની ચીસ સાંભળીને તેણે પોતાની નજર ફેરવી, મામલો વીફરેલો જોયો, અને સરદારની સલામતી માટે તે તેની વ્હારે ધાયો.

સરદારની જે તરવારને તેણે જીવનભર નમન કર્યું હતું એજ તરવારની સાથે પોતાની તરવાર ખખડાવવાનો વિષમ પ્રસંગ આવેલો જોઇ તેને મનમાં ખેદ થયો, પરંતુ અત્યારે એ વિચાર કરવાનો વખત ન્હોતો. મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢીને તે વીરબાળાની સામે થયો.

રખેને ન્હાસી જવાનો વખત આવે એ વિચારથી તે પોતાના અશ્વ ઉપરથી નીચે ન જ ઉતર્યો. ઘોડા ઉપર બેઠા બેઠા જ તેણે તરવાર સમણવા માંડી.

બે તરવારો ખણખણી–એક ઘોડા ઉપરજ બેસીને લડના દિલાવરની, અને બીજી ધરતી ઉપર રણચંડીની માફક ઘુમતી રજપૂત વીરબાળાની!

વીરબાળા શત્રુના ઘાને અટકાવી તેને હાર કરવાના પ્રયત્નો કરતી; દિલાવર પોતાનું અને પોતાના સરદારનું રક્ષણ માત્ર કરીને વખત ગાળી નાખવાનો પ્રયત્ન કરતો; થોરની વાડની પાછળ ઉડના ધૂળના ગોટેગોટા દિલાવરને ધીરજ આપી રહ્યા હતા. એ પોતાના સૈનિકોની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો.

અને વીરબાળા પોતાનું ધાર્યું કરી શકે તે પહેલાં તો થોરની વાડને ચક્રાવો લઇને અસંખ્ય પઠાણ ઘોડેસ્વારો તીડની માફક ઉભરાના એ તરફ ધસી આવ્યા. સરદારના મુખમાંથી પુનઃ 'યા ખુદા!' ના ઉદ્દગારો નીકળી પડયા પરંતુ આ વખતે એ ઉદ્દગારો વેદનાના નહિ, પરંતુ ખુશાલીના હતા! એને લાગ્યું કે એ ખુબસૂરત ગુલબુલ હવે જરૂર પોતાની જાળમાં સપડાઇ જશે!

હર્ષના આવેશમાં કટારીના ઘાથી પીડાતા હાથની વેદના પણ એ વીસરી ગયો.

૭ બંધન

દિલાવરના પગમાં જોર આવ્યું. પોતાના માણસો આવી લાગે ત્યાં સુધી એ રણચંડીના ઘાથી બચી જવાય એટલો જ પ્રયાસ કરવાની જરૂર હતી. નિશ્ચિંત બનીને સાવચેતી પૂર્વક તે વીરબાળાના ઘા ચૂકવવા લાગ્યો.

રજપૂત રમણીઓએ થોરની વાડ પાછળથી નીકળી આવેલા પઠાણ ઘોડેસ્વારોને જોયા અને તેમના મનમાં ધ્રાસ્કો પડયો. તરવાર અને બંદુક સાથે સજ્જ બનેલા એ સ્વારો સામે માત્ર કટારીની મદદથી ફાવી શકાય એમ ન્હોતું. 'શું કરવું' એ વિચાર સૌના મનમાં ઘોળાવા લાગ્યો.

પઠાણ સ્વારો ભારતે ઘોડે ત્યાં આવ્યા અને અગાઉથી જ સંકેત કરી રાખ્યો હોય તેમ તેઓએ પાર્વતિ મંદિરેથી પાછા ફરતી રજપૂતાણીઓને ઘેરી લીધા.

હરીણીની માફક ફાળ ભરીને એ સ્ત્રીઓએ નાસી છુટવાનો યત્ન કર્યો, પણ વ્યર્થ. ચોમેર ઘોડેસ્વારોનો કોટ બંધાઇ ગયો હતો. એક ચકલું સરખુંએ તેમાંથી ફરકી ન શકે તો પછી આ સ્ત્રીઓને નાસી છુટવાની બારી તો ક્યાંથી જ મળે?

રજપૂતાણીઓ મુંઝાણી. પોતાનું શિયળ સાચવવા માટે આત્મવિસર્જન કરવા સિવાય બીજો ઉપાય ન જણાયો. પ્રૌઢા અને યુવતીઓ બાળાઓને મધ્ય ભાગે રાખીને તેમના ફરતું કુંડાળું કરીને ઉભી રહી.

પરંતુ પઠાણ ઘોડેસ્વારો પ્રથમથીજ નિશ્ચય કરીને આવ્યા હોય તેમ એ સ્ત્રીઓ તરફ ધસ્યા, અને તેમને પકડવા માટે પોતાના હાથ લંબાવ્યા.

ચપોચપ રજપૂત રમણીઓએ પોતાના અંબોડામાં છૂપાવેલી કટારી કાઢી અને એ ઘોડેસ્વારોને મારવા લાગી.

દિલાવરે બાજી ફરી ગયેલી જોઇ એ વીરાંગનાઓ જો હઠે ચડે તો જોતજોતામાં પોતાના માણસોનો કચ્ચરઘાણ વાળી નાંખશે એવી ભીતિ એના અંતરમાં જાગી. મામલો વીફરે તે પહેલાંજ યુક્તિપૂર્વક ધાર્યું કામ પાર પાડવાનો તેણે નિશ્ચય કર્યો. બન્ને હાથથી અદબ વાળતો હોય તેવો ઇશારો કરીને તેણે પોતાના માણસોને સમજાવી દીધું કે એકદમ એ સ્ત્રીઓને બંધનમાં જકડી લ્યો !

સેનાપતિની આજ્ઞાને મરતાં સુધી પાળનારા પઠાણ સ્વારો સ્ત્રીઓના કુંડાળા ફરતા ફરી વળ્યા અને એકેક સ્ત્રીને પકડીને પોતાના ઘોડા ઉપર નાંખવા માંડી.

### ૮. રણચંડી !

અનાદિકાળથી જેને સ્વાભિમાન, સ્વધર્માભિમાન અને શૌર્યતેજ વારસામાં મળ્યું હતું તે રજપૂત રમણીઓ મુંગે મોઢે વશ થાય એમ કદી બને ? તેમણે મડાગાંઠની માફક હાથમાં પકડેલી કટારીથી પોતાને પકડવા આવનાર શત્રુને જ્યાં ફાવ્યું ત્યાં ઘાયલ કરી લોહીથી રંગવા માંડયા.

કટારીના મારના ઘાથી વેદનાની ચીસો પાડતા. એ હઠીલી ઓરતોને ગાળો દેતા અને હાથમાં આવેલા શિકારને બરાબર સપડાવવાનો પ્રયત્ન કરતા એ પઠાણોના લોહ જેવા મજબૂત હાથોએ રજપૂત રમણીના કાંડાને મરડીને બળાત્કારે કટારી છનવી લીધી. તરફડીયાં મારતી તરુણીઓને પકડીને પોતાના અશ્વ ઉપર નાંખીને એ સ્વારો પૂર વેગે ત્યાંથી પલાયન કરવા લાગ્યા.

વીરબાળાએ આ જોયું. પોતાની બ્હેનોનું આમ હરણ થાય એ જોતાં તેની રગેરગે વેરનું ઝેર વ્યાપ્યું. દિલાવરનું લોહી પીને એ વેરવૃત્તિ શાંત કરવાનો તેણે સંકલ્પ કર્યો. આ સ્થળેજ પોતાનું મૃત્યુ થાય તો ભલે થાય, પરંતુ દિલાવરને તો અહીંજ ઠાર કરી નાંખવો એવા નિશ્ચયથી તેણે જોરપૂર્વક દિલાવર ઉપર તરવારનો ઘા કર્યો.

દિલાવરે કોપાનળથી સળગતી લાલ અંગારા સમી, તેની આંખો જોઇ, કાળીકા સમું તેનું ઉગ્ર સ્વરૂપ જોયું, અને તેની કાયા કંપી ઉઠી. આ રણચંડી પોતાનું લોહી ચૂસ્યા વિના નહિંજ છોડે એવી તેની ખાત્રી થઇ. પોતાના અંગ ઉપર ઉતરતી કાળચક્ર સમી તરવાર તેણે જોઇ. પોતાનો કાળ સામે આવતો જણાયો.

જે ક્ષણે પોતાના સ્વારો ધાર્યું કામ પાર પાડીને—વીજળી બનીને પલાયન કરવાની તૈયારી કરી રહ્યા હતા એજ ક્ષણે પોતાના પ્રાણવિનાશની તૈયારી થઇ રહી હતી એ વિચારે દિલાવરના દિલમાં કંપારી વછુટી. કાળના મુખમાંથી છોડવનાર કોઇ સૈનિક એટલામાં છે કે નહિં તે જોવા માટે તેણે પોતાની નજર ફેરવી, અને બચાવ કરવા માટે પોતાના અશ્વની લગામ ખેંચીને તેને પાછળ લેવાનો પ્રયત્ન કર્યો. સરદાર મદની માફક આ દૃશ્ય જોઇ રહ્યો હતો, વીરાંગનાની સાહસિકતા અને નીઃસીમ નીડરતા જોઇને તે આભો બની ગયો હતો.

દિલાવરના ભાગ્યમાં હજી વધારે વિમર્દ–

વધારે તોફાન—વધારે મારામારીનો અનુભવ કરવાનું નિર્માણ થયું હતું. અત્યારે તો તે બચી ગયો—નહિ, કોઇએ તેને બચાવ્યો. રજપૂત રમણીઓનું હરણ કરી જતા પઠાણોમાંના એક સૈનિકે દિલાવરની કફોડી સ્થિતિ જોઇ લીધી.

પોતાના હાથમાં પકડેલી એક રમણીને તેણે ફેંકી દીધી અને પોતાના ઘોડાને વાળીને વીરબાળાનું કાંડું પકડી લીધું.

દિલાવરના અંગ ઉપર ઉતરતી તરવાર એ અંગને છેદી શકે તે પહેલાંજ અટકી પડી. દિલાવર બચી ગયો.

"શાબાશ ! મહમદ !" દિલાવરે એ સૈનિકનો ઉપકાર માન્યો અને એક ક્ષણ પણ થોભ્યા વિના વીરાંગના વીરબાળાની ઉગ્ર મૂર્તિથી થરથર કંપતો દિલાવર ત્યાંથી જીવ લઇને નાઠો.

## ૯ સરદારના સકંજામાં.

વીરબાળાએ પોતાના ઘાને અફળ થતો અનુભવ્યો, શીકારને છટકી જતો જોયો, પોતાને પઠાણના પંજામાં પકડાયલી જોઇ અને એની નિરાશાનો પાર ન રહ્યો. મરણીઆ બનેલા મર્દની માફક તેણે પોતાની સર્વ શક્તિ એકઠી કરીને પોતાનું કાંડુ છોડાવવાનો પ્રયત્ન કર્યો.

પરતુ લોખંડી પંજામાં પકડાયલું એ કાંડુ છોડાવવાનો પ્રયત્ન સફળ થાય તેમ ન લાગ્યું.

એકાએક તેને એક વિચાર સુઝ્યો. વિજળીની ત્વરાથી તેણે પોતાના ડાબા હાથે જમણા હાથની મુઠીમાં દબાવેલી તરવાર પકડી લીધી અને એજ તરફડતી દશામાં દાંત કચકચાવીને જોરથી એ તરવારને મહમદની ગરદન ઉપર ઉતારી.

લોહીથી ભરેલા પાડાની કાંધ જેવી ગરદનને એ તરવારે છેદી, લોહીનો ધોધ વહેવા લાગ્યો, પઠાણનો પંજો છુટી ગયો.

પરંતુ એની ડંસીલી વૈરવૃત્તિ વીરબાળાને એમને એમ છટકી જવા દે તેવી ન્હોતી. બીજા હાથે તેણે પોતાની કમરમાંથી જમૈયો કાઢયો અને વીરબાળાના પડખામાં તે હુલાવી દેવા હાથ લંબાવ્યો.

જમૈયાની અણી ત્યાંથી છટકી જવાનો પ્રયત્ન કરતી વીરબાળાના પડખામાં વાગી અને એ ઘાયલ થઇ. વેદનાની જરાય દરકાર કર્યા વિના એ મુઠ્ઠી વાળીને ત્યાંથી નાસવા લાગી.

સરદારે દિલાવરને ન્હાસી જતો જોયો, મહમદને મોતના ડાચામાં સપડાઇને તરફડીયાં મારતો જોયો, બંધન મુક્ત બનેલી વીરબાળાને છટકી જતી જોઇ અને હવે શું કરવું તેની મુંઝવણમાં તે પડયો.

એને એક વિચાર સુઝ્યો. આવી રૂપ—સુંદરીને છોડીને જવું તેને ન ગમ્યું. પોતાના અશ્વને તેણે ન્હાસી જતી વીરબાળા પાછળ વાળ્યો અને એ ચેતે તે પહેલાં તો એને કમરમાંથી ઉપાડીને પોતાના અશ્વ ઉપર નાંખી.

વેદનાની પીડાથી મૂર્છાવશ થતી જતી વીરબાળા શું થાય છે તે ન જાણી શકી.

## ૧૦. અબળાની વ્હારે !

મેળાની મોજ માણતા મનુષ્યો "ધાજો રે ધાજો" ના આર્તનાદો સાંભળીને દોડતા એ સ્થળે આવ્યા તો માર્ગમાંજ તેમણે મોતના ખાબોચીયામાં તરફડતા પોતાના આયુષ્યની છેલ્લી ઘડીયો ગણતા મહમદને જોયો અને શું થયું હશે તેની જાતજાતની કલ્પનાઓ કરવ લાગ્યા.

એવામાં રાઠોડ વીર સુજાજી મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો. "વીર સુજાજીનો જય !" ના જયધ્વનિથી લોકોએ વાતાવરણ ગજાવી મુકયું.



" વીરબાળા "

ચિત્રકાર : ] સરદારનો હાથ તેના અંગને સ્પર્શે [ રા. કલાનિધિ
તે પહેલાં જ તેણે સરદારના હાથમાં
એ તીક્ષ્ણ હથિયારની અણી બોળી દીધી [ પૃષ્ઠ ૧૬૧

ગુણસુંદરી

" વીરબાળા "



[ચિત્રકાર : ] સુજાણજીએ વીરબાળાના શરીરને ઉપાડીને તેનું મસ્તક પોતાના ખોળામાં મૂક્યું [ રા. કલાબ્ધિ

[ પૃષ્ઠ ૧૮૧

એકદમ લોકોની ભીડને ભેદતી એક રજપૂત-રમણી સૂજાજી પાસે આવી અને તેને પ્રણામ કર્યા.

"કોણ રૂપાંદે ? તમે અહીં કયાંથી ?"

"દેવી પાર્વતીના દર્શને મહારાજ ! પરંતુ એ બધી વાત પછી–હમણાં તો આપ અબળાઓની વ્હારે ધાઓ. અનેક રજપૂત બાળાઓ અને યુવતીઓનું હરણ કરીને અસંખ્ય પંઠાણ ઘોડેસ્વારો અહીંથી સામી દિશામાં નાસી ગયા છે. તેમની પાછળ પડો."

"ત્યારે તમે એકલા કેવી રીતે બચવા પામ્યાં ?"

"વીરબાળા બ્હેન એમના એક માનીતા સૈનિકનો પ્રાણ લેવા તત્પર બન્યાં હતાં તે જોઇને પેલો લોહીના ખાબોચીયામાં તરફડતો પંઠાણ મને ફેંકી દઇને પોતાના મિત્રની વ્હારે ધાયો એટલે સમયસુચકતા વાપરીને આ ઝાડની ઘટામાં સંતાઇને શું બને છે તે હું જોવા લાગી. વીરબાળા બ્હેને આ પઠાણને ઘાયલ કર્યો અને ન્હાસવા લાગ્યાં તેવામાં બીજો એક ઘોડેસ્વાર પાછળથી આવીને તેમને અશ્વ ઉપર નાખીને ઉપાડી ગયો. આજ ક્ષણે તેની પુંઠ પકડવી જોઇએ. જેમ જેમ વખત જશે તેમ તેમ તે વધારે દૂર નીકળી જશે."

રૂપાંદેએ કરેલો ખુલાસો સાંભળતાં સૂજાજીના ક્રોધાગ્નિ ઝળુકી ઉઠયો, પ્રતિજ્ઞા કરતાં તેણે કહ્યું, "રૂપાંદે ! હું સૂર્યદેવની સાક્ષીએ કહું છું કે આજે સંધ્યાકાળ પહેલાં એ રજપૂત રમણીઓને હું શત્રુઓના સકંજામાંથી છોડાવીશ અથવા તેમની મુક્તિના સત્કાર્યમાં મારો દેહ પાડીશ."

એણે પોતાના અશ્વને એડી મારી. અશ્વ ઉછળ્યો, વાયુ વેગે સામી દિશામાં ઉપડયો. લોકો સ્તબ્ધ થઇ ગયા.

"મહારાજ ! આમ એકલા ન જવાય, પૂરતા સૈનિકોના સાથ વિના એ વિકાળ વાઘ સમા શત્રુઓ સામે થવામાં સાર નથી." લોકો તેમની આડે પડીને સમજાવવા લાગ્યા.

"સૈનિકોની રાહ જોઇને અત્યારે બેસી રહેવાય નહિ. ખરી ભીડના વખતમાં મદદની આશાએ વખત વીતાવે તે ખરો રજપૂત નહિ, થવાનું હશે તે થશે. એક ક્ષણ પણ મારી ધીરજ ટકે તેમ નથી." એમ કહેતાં કહેતાં તેણે અશ્વને પૂરપાટ દોડાવ્યો. લોકો વિચારમાં પડયા.

## ૧૧. રૂપાંદેનો જય !

"ભાઇઓ ! વિચારમાં શું પડયા છો ? જેને સૂજાજીનો સાથ કરવો હોય તે અત્યારેજ મારી સાથે ચાલો. એકાદ અશ્વ અને તરવાર તથા પુરૂષનો પોષાક મને આપો. હું સૌની મોખરે રહીશ અને મારી બ્હેનોને બંધનમુક્ત કરાવવા મારાથી બનતો પ્રયત્ન કરીશ."

'રૂપાંદેનો જય !' મેદનીમાંથી જયધ્વની નીકળ્યો અને તરતજ એક યુવાને પોતાનો અશ્વ અને તરવાર તથા અંગરખુ અને પાઘડી તેના ચરણે ધર્યાં.

રૂપાંદેએ સાડીનો કચ્છ વાળ્યો, અને અંગ ઉપર અંગરખું તથા માથે પાઘડી બાંધીને ઘોડેસ્વાર બની. ગામડે ગામડેથી પોતપોતાના ઘોડા ઉપર સ્વાર થઇને મેળામાં આવેલા જે રજપૂતો અહીં આવ્યા હતા તે તમામ તેની સાથે ચાલી નીકળ્યા.

એક પણ મનુષ્યે ત્યાંથી પાછું ડગ ન દીધું. રૂપાંદેના વીરત્વભર્યા વર્તનથી ઉત્તેજીત થઇને ત્યાં હાજર થયેલા બાકીના તમામ માણસો બને તેટલી ત્વરાથી પાછળ પાછળ પગપાળા દોડવા લાગ્યા.

## ૧૨. સરદાર કયાં ?

"મુબારક ! આજ તો બ્હોત ખુશનસીબી ! લાંબા વખતની મુરાદ આજે બર

આવી. સા......કાફરો! પોતાની સમશેરનો રાખતા ફરતા હતા તે આજે પોતાની ઓરતો ગુમાવવા માટે પોક મુકશે અને હાથ ઘસતા બેસી રહેશે!" બડેમીયાંએ ખડખડ મારી અને 'હા હા હા!' કરતો હસી પડયો.

"અરે યાર તુમ તો અયસેજ રહે ગયે! દાઢી રૂની પુણી જેવી સફેદ થઇ ગઇ તો પણ હજી તમારો હવસ પુરો ન થયો. પારકી ઓરતની દામન લુંટવાથી ખુદાનો કોપ આપણા ઉપર ઉતરશે અને..." મુબારકે સત્ય વાત જણાવી અને બડેમીયાંએ મ્હોં મચકોડયું.

"એવકુફ નહિ તો! આવી પરીરૂહ નાજનીન-ગુલાબની આવી ખીલતી કળી હાથમાં આવે અને એને જતી કરે એને તો ગમાર જ સમજવો. ત્યારે કહે તો ખરો, ભલા, તું આ ખીલતી જુવાનીને શા માટે ઉઠાવી લાવ્યો?" બડેમીયાંએ બીજી રીતે એને પોતાના પક્ષમાં મેળવવાનો પ્રયત્ન કર્યો.

"ફકત સરદારનો હુકમને તાબે થવા માટે! નોકર રહ્યા એટલે હુકમ બજાવવો જ જોઇએ. પાપી પેટને માટે ગમે તેવું કામ સોંપે તે મુંગે મોઢે કરવું જોઇએ. બાકી આપણી ખરી મર્દાનગી ઓરત જાતને પકડવામાં નથી..."

"ત્યારે?" બડેમીયાં એ વક્રદૃષ્ટિ કરતાં પૂછ્યું.

"ખરી મર્દાનગી તો બહાદૂર જવાંમર્દો સાથે જંગ ખેલવામાં છે. ત્યાંજ આપણી બહાદૂરીનું પારખું થાય છે." મુબારકે તડ ને ફડ સાચી વાત જણાવી દીધી.

બડેમીયાંને મુબારકના આ વિચારો ન ગમ્યા. એણે બીજી વાત કાઢી, "એ તો બધું સમજ્યા હવે, પણ આપણા સરદાર કયાં? મને લાગે છે કે કોઇ બુલબુલ સાથે મોઝ ઉડાવવામાં મશગુલ બની ગયા હશે!"

"અને કદાચ કોઇ રજપૂત રમણીના કટારના ભોગ પણ બની ગયા હોય!" મુબારકે બીજીજ કલ્પના કરી.

"અરે યાર! તો તો જૂલમ જ થાય ને! આપણે પણ આંધળાની માફક આગળને આગળ વધ્યા કરીએ છીએ, પણ સરદાર કયાં છે તેનું તો કોઇને ભાન નથી. આપણે અહીં જ થોભી જઇએ અને સરદારની રાહ જોઇએ." બડેમીયાં એ પોતાના દોડતા ઘોડાને અટકાવ્યો; અને પોતાના સાથીદારોને ત્યાં જ અટકી જવાની ઇશારત કરી.

## ૧૩ હાંક સુલેમાન ગોલ્લી!

બધાય અટકી ગયા. દરેક ઘોડેસ્વારે પોતાના બાહુપાશમાં કેદ કરેલી રજપૂત રમણીને નીચે ઉતારી અને જકડાઇ ગયેલા હાથને દાબતા દાબતા મનમાંજ બડેમીયાંનો ઉપકાર માનવા લાગ્યા.

એટલામાં મુઠીમાં જીવ લઇને ન્હાસી છુટેલો દીલાવર મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો. રજપૂત રમણીઓને જોતાંજ વીરબાળાએ વીતાડેલી આફત તે ભૂલી ગયો. એ રમણીઓના યૌવનનો ઉપભોગ કરવાના પાપી વિચારો તેના મગજમાં રમવા લાગ્યા અને રખેને હાથમાં આવેલો શિકાર છટકી જાય એ ભયથી તમામ ઘોડેસ્વારોને ચેતવણી આપતાં તે બોલ્યો, "ખબરદાર આ ઓરતો બડી બદમાશ છે. તેમના ઉપર બરાબર નજર રાખજો! જો એક પણ ઓરત છટકી જવા પામી છે તો સરદાર તમારૂં શીર ધડ ઉપરથી ઉડાવી દેશે!"

"અરે પણ સરદાર સાહેબ છે જ કયાં? અમે એમનીજ રાહ જોઇએ છીએ." મુબારકે આતુરતાપૂર્વક પ્રશ્ન કર્યો.

શું ઉત્તર આપવો તે દિલાવરને ન સૂઝ્યું. ખરી હકિકત જણાવે તો પોતાની પોલ ખુલ્લી

થઇ જાય !" હાંક સુલેમાન ગાલ્લીની માફક તેણે બનાવટી વાત ઉભી કરી.

"સરદાર સાહેબ બીજે રસ્તે ગયા છે અને આ બધી સ્ત્રીઓને લઇને સત્વર આવવાનું મને ફરમાન કર્યું છે."

"દિલાવર, દોસ્ત, મહેનત કરી કરીને આપણે મરી જઇએ અને લાભ બધો સરદારને મળે એ તે કેવો ગેરઇન્સાફ ! યાર, ગમે તેમ કરીને આમાંથી એકાદ હુરને પરીને તો જરૂર મારી બીબી બનાવવા દેજે !" બડેમિયાંએ મનની મુરાદ જણાવી દીધી.

"અરે યાર પીર વો મરીયમણુ બીચારી ક્યા કરેગી !" મુબારકે બડા મિયાંને બનાવવા માંડયો.

"તારા નામની પોક મુકેશી !" બડેમીયાં ખૂબ ચીડાઇ ગયા.

"અરે, અરે, આ શું બોલ્યા ? બડેમીયાં તમે પણ યાર શાદીની બરબાદી કરો એવાજ છો તો ! સુરતમાંજ આવાં આવા અપશુકનસર્યા શબ્દો બોલો છો !!" મુબારક વધુ ખીજ્યો.

"ચલ, ચલ, પાગલ નહિં તો ! તું તારૂં કામ સંભાળ, મારી વાતમાં માથું મારવાનો તને કંઇ હક્ક નથી." બડેમીયાંનો મિજાજ ગયો.

જોતજોતામાં વાત વધી પડે અને કદાચ મુબારક અને બડેમીયાં એકબીજા તરવારને ઝટકે આવી જાત, પરંતુ હજી એમના આયુષ્યની દોરી તુટવાનો વખત આવી લાગ્યો નહોતો તેમના સદ્ભાગ્યે સરદાર વીરબાળાને લઇને મારતે ઘોડે ત્યાં આવી લાગ્યો.

## ૧૪. વીરબાળા ગુમ !

દિલાવર મનમાં મુંઝાયો. પોતે જુઠો ઠરશે એ વિચારથી મનમાં સંકોચ પામ્યો, પરંતુ હવે તો પુરેપુરા લજવ્યા વિના છુટકો નથી એમ જાણીને તે પોતાના ઘોડાને એડી મારીને સરદારની સામે આવ્યો અને ઝુકીઝુકીને સલામ ભરીને બોલ્યો નામવર ! આપની રાહ જોઇને આ નાચીઝ ગુલામ બધા સીપાહીઓને અહીં રોકીને ઉભો છે. બંદિવાન બનેલા આ બંદિ છટકી જવા ન પામે તેવો પૂરતો બંદોબસ્ત કર્યો છે !"

"શાબાશ ! દિલાવર ! તું હોય ત્યાં વાંધો નજ આવે !" હર્ષના આવેશમાં સરદાર ઘોડા ઉપરથી ઠેકડો મારી નીચે આવ્યો અને દિલાવરની પીઠ થાબડીને તેને શાબાશી આપી.

દિલાવરના મનથી બંદિવાન બાંદીઓ ગણાતી–શત્રુઓના હાથમાં સપડાયલી રજપુત રમણીઓને ક્યાં લઇ જવી, ક્યાં રાખવી, એ બાબતની સરદાર અને દિલાવર મસલત કરવા લાગ્યા.

વિરબાળાએ જોયું કે સરદાર કોઇ છુપી મસલતમાં ગુંચવાયા છે, એકાએક એના મગજમાં એક વિચાર સ્ફુર્યો તરતજ સરદારના અશ્વનું ચોકડું ખેંચીને તેણે ઘોડાને વાળ્યો અને તેના પેડુમાં પોતાના પગની બન્ને એડીઓનો પ્રહાર કરી ને એ અશ્વને તોફાને ચડાવ્યો. અશ્વ ઉછળ્યો, લાંબી લાંબી ફલંગો ભરતો ત્યાંથી નાઠો, અને દિલાવર તથા સરદારનું લક્ષ ખેંચાય તે પહેલા તો પવનવેગે વિરબાળાને લઇને દૂર નિકળી ગયો.

દિલાવરે ત્યાંથી નાસી જતી વિરબાળાને જોઇ અને એકદમ તે બુમ પાડી ઉઠયો, "સરદાર સાહેબ ! ગજબ થયો ! ગજબ થયો"

'શું છે ? શું છે ?' કરતા સરદાર સાહેબ ચમકી ઉઠયા. પાછળ મોં ફેરવી જુવે તો પોતાનો ઘોડો અને તેના ઉપર બેઠેલી વિરબાળા ગુમ !

## ૧૫. યુક્તિ પ્રયુક્તિ.

સરદારના મોતીઆ મરી ગયા. મદ્ય સુધી

મનમાં અનેક પ્રકારની કલ્પનાઓ કરતો એ સ્વાર રજપૂત સૈન્યને ભેદીને મોખરે આવ્યો અને સુજાજીને સંદેશો કહ્યો.

પોતાની પડખે ઉભેલા એક સૈનિકના કાનમાં બેચાર શબ્દો નાખીને સુજાજી ધીરે ધીરે પાછળ હઠતો ગયો અને શત્રુઓ સમજવા પામે તે પહેલાં તો સૈન્યની પાછળ આવીને થોડાક સૈનિકો સાથે વીરબાળાની સાથે સાથે પીપાર ગામના માર્ગે તેણે ઘોડા દોડાવી મુક્યા.

પઠાણ સ્વારોએ આ જોયું, પરંતુ સામી છાતીએ ન લડતા રજપૂત સ્વારો તેમને આગળ વધવા દે તેમ ન્હોતું. તેમની સાથે હિસાબ ચૂકવી લીધા વિના છુટકો ન્હોતો.

પીપારગામના માર્ગ તરફ થોડોક પંથ કાપીને તરતજ વીરબાળાએ આડો માર્ગ લીધો અને ઉલ્ટી દિશામાં પોતાનો અશ્વ વાળ્યો. સુજાજી સમજી ગયો. પઠાણ સ્વારોને ભૂલથાપ આપવાની એ એક યુક્તિ હતી!

"બહાદૂર બાળા! તમે આ સાહસ કેવી રીતે ખેડયું તે જણાવશો?" સુજાજીએ વીરબાળાની પડખોપડખ પોતાના ઘોડાને લઇને પ્રશ્ન કર્યો.

"એ વાત લાંબી છે, વીર નર! અત્યારે તો ક્ષણ પણ ગુમાવ્યા વિના પાંજરામાં પુરાયલી પંખણીઓને મુક્ત કરો, પછી હું બધી વાત માંડીને કરીશ."

"તમારૂં નામ?"

"વીરબાળા!"

"શાબાશ! નામ તેવાજ ગુણ છે!"

પરંતુ વીરબાળાએ પોતના અશ્વની ગતિ વધારી અને વધુ વાત અટકી પડી.

## ૧૮. દ્વંદ્વ યુદ્ધ.

આ તરફ સરદાર ઉંડા વિચારમાં ઉતરી પડેલો હતો અને પોતાના સૈનિકો વીરબાળાને લઇને પાછા ક્યારે આવે તેની આતુરતાથી રાહ જોઇ રહ્યો હતો. તેણે દૂરથી ધસ્યા આવતા ઘોડેસ્વારો જોયા અને તેના હર્ષનો પાર ન રહ્યો.

"ફત્તેહ! ફત્તેહ! એ બાંદીઓ ઉપર બરાબર નજર રાખજો!" રમણીઓની રખેવાળી માટે થોડાક પઠાણ સ્વારો ત્યાંજ રહ્યા હતા તેમને હુકમ કરતાં સરદાર મૂછે તાવ દેવા લાગ્યો.

પરંતુ એ આનંદ અને એ અભિમાન ક્ષણિક નીવડયાં. પઠાણને બદલે રજપૂત સ્વારોને જોતાંજ સરદાર આભો બની ગયો અને એકદમ ઉઠીને એક પઠાણ ઘોડેસ્વારનું બાવડું પકડીને તેને નીચે ઉતારી નાખી પોતે અશ્વારૂઢ બન્યો.

બીજો કોઇ પ્રસંગ હોત, પોતે એકલો હોત તો તે તરતજ પોબારા ગણી જાત, પરંતુ પોતાને ખાતર પ્રાણ આપનારા થોડા પઠાણો હાજર હતા એટલે તેને નિરાંત હતી, અને આટલી બધી ખુબસુરત નાજનીનોને છોડીને ચાલ્યા જવાને તેનું મન કબુલ કરે તેમ ન્હોતું. પોતાની સમશેર તૈયાર કરીને તે દુશ્મનની રાહ જોઇ રહ્યો.

રજપૂત સ્વારો આવી લાગ્યા અને તરતજ શત્રુઓ ઉપર ત્રાટકયા.

વીરબાળાનું લક્ષ શત્રુના સકંજામાં સપડાયલી રમણીઓ તરફ હતું. તરતજ તે થોડા માણસો સાથે પાછળ ચાલી ગઇ. જુએ તો સ્ત્રીઓની અડધી સંખ્યા પણ ત્યાં ન મળે! તેના પેટમાં ફાળ પડી.

પરંતુ રજપૂત રમણીઓએ રચેલી યુક્તિની વાત તેના જાણવામાં આવતાંજ તેને નિરાંત થઇ. પુનઃ તે આગળ આવી.

આગળ આવીને જૂએ તો સરદાર અને રાઠોડ વીર સુજાજી વચ્ચે ભિષણ દ્વંદ્વયુદ્ધ જામ્યું છે!

સૂજાજીએ ધાર્યું હોત તો મુઠ્ઠીભર પઠાણ સ્વારોને તો પોતાની સાથેના રજપૂતો મારફત ક્યારનાય યમસદનમાં પહોંચાડી દીધા હોત, પરંતુ એ રજપૂત બચ્ચો ધર્મયુદ્ધ ખેલવા માગતો હતો. તેણે સરદાર સાથે દ્વંદ્વયુદ્ધ આદર્યું હતું !

## ૧૯. જય પાર્વતી !

સરદારે જોયું કે પોતે આ વીરનરની સામે ટક્કર નહિંજ ઝીલી શકે. તેણે મદદ માટે પોતાના અનુચરને ઇશારો કર્યો.

અનુચર સમજી ગયો. સરદાર કપટકળાનો આશ્રય શોધતો હતો. દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું તેવામાંજ તેણે લાગ જોઇને પાછળથી પોતાનો ભાલો લંબાવીને સૂજાજીને ઘાયલ કરવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ એ ભાલાની અણી સૂજાજીના પડખામાં પેસે તે પહેલાંજ ભાલો લંબાવનારના હાથ ઉપર તરવારનો ઝાટકો લાગ્યો. એ હાથમાંથી ભાલો નીચે સરી પડ્યો.

ભાલો લંબાવનારે પાછળ જોયું, " કમબખ્ત ઓરત ! " ક્રોધ અને વેદનાથી ઝનુની બનેલો એ પઠાણ પોતાને તરવાર મારનાર વ્યક્તિ તરફ ધુરકયો અને એને ઠાર મારવાના નિશ્ચયથી તેણે પોતાના ડાબા હાથે ભેટમાં ખોસેલો જમૈયો કાઢીને એ ' ઓરત ' તરફ તેનો છુટો ઘા કર્યો.

" જય પાર્વતી ! " પડખામાં પેસી ગયેલા એ જમૈયાને ખેંચી કાઢતાં એ સ્ત્રીએ પોતાની ઇષ્ટદેવીનું સ્મરણ કર્યું, અને પોતાની સાડીનો પાલવ ફાડીને ઘા બાંધી લીધો. જાણે કંઇજ ન બન્યું હોય તેમ લડવાને તે તત્પર બની.

દ્વંદ્વયુદ્ધ ખેલતા સૂજાજીના કાને " જય પાર્વતી " નો ધ્વનિ પડતાંજ તેણે પાછળ નજર કરી. જુએ તો વીરબાળા !

" વીર રજપૂત બાળા ! આ નરપિશાચોમાં તમારૂં કામ નહિં, તમે ચાલ્યા જાઓ, અમે તેમની સાથે હિસાબ ચુકવી લઇશું. "

" રાઠોડવીર, ધર્મયુદ્ધમાં આ લોકો કંઇ સમજતા નથી. મારી નજર ન ગઇ હોત તો હમણાંજ તમને પુરા કરી નાખત. "

સૂજાજી વસ્તુસ્થિતિ સમજી ગયો. સરદાર કપટકળાનો આશ્રય લઇ પોતાને ફસાવવા માગે છે એમ તેની ખાત્રી થઇ. મારવું કે મરવું એ નિશ્ચયથી તે સરદાર ઉપર ત્રાટકયો.

સરદારે જોયું કે કપટનીતિ અહિં કામ નહિ લાગે. વિજયી વીરનર તરીકે કીર્તિ કમાવાનો તો તેને જરાય લોભ ન્હોતો. તેને તો આજે પકડાયલો શિકાર–પેલી રજપૂત રમણીઓને–ઉઠાવી લઇ જવાની લગની લાગી હતી. સૂજાજીને અહિંજ પૂરો કરી નાખવાનો તેણે નિશ્ચય કર્યો.

અને જોત જોતામાં પુનઃ તરવારો ખણખણી. બંને લડવૈયાનાં શરીર છેદાયાં. કેસુડાંના પુલથી શોભતા ખાખરાની માફક સૂજાજીની દેહલતા ઘામાંથી નીકળતા લાલ લોહીને લીધે શોભવા લાગી.

## ૨૦ બાજી બદલાઇ

એટલામાં બાજી બદલાય. જે રજપૂતોને પઠાણો સાથે પડતા રાખીને સૂજાજી થોડા માણસો સાથે અહીં આવ્યો હતો તે રજપૂતોએ મરવા કે મારવાનો નિશ્ચય કરીને પઠાણ સ્વારો ઉપર એવો તો મારો ચલાવ્યો કે પઠાણો કાયર કાયર થઇ ગયા, અને પીઠ ફેરવીને નાઠા. રજપૂતો તેમની પાછળ પડયા. મારતે ઘોડે ધસ્યા આવતા પઠાણ સ્વારોને જોતાં જ સરદાર અને તેના માણસોના પગમાં જોર આવ્યું. તેમને લાગ્યું કે રજપૂતોનું હવે આવી બન્યું.

પઠાણ સ્વારો આગળ આવી લાગતાંજ

હોય એવી મને શંકા થાય છે, કારણ કે મારી નસે નસ ખેંચાતી જાય છે, મારો કાળ વધું ને વધુ નજીક આવતો જાય છે, પરંતુ આપના વક્ષઃસ્થળ ઉપર માથું મુકીને મરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો એટલે હવે હું સુખેથી મરીશ. મારા આત્માને પરમ શાંતિ થશે."

સૂજાજી પ્રેમપૂર્વક પોતાનો હાથ વીરબાળાના મસ્તકે ફેરવવા લાગ્યો.

એટલામાં અસંખ્ય રજપૂત કન્યાઓને લઈને રૂપાંદે ત્યાં આવી લાગી. રૂપાંદેને પોતાની પાસે બોલાવીને વીરબાળા ક્ષીણ સ્વરે બોલવા લાગી.

"રૂપાંદે! વીર સૂજાજીની પ્રેમછાયામાં વધુવાર રહેવાનું મારા ભાગ્યમાં નિર્માણ થયું નથી. પરંતુ તારી તીવ્ર ઇચ્છા છે તો હવે તું તેની પ્રેમભાગિની થજે અને પ્રેમપૂર્વક તેમની સેવા કરજે. મારે ખાતર રાઠોડ વીર તારો હાથ સ્વીકારશે એવી મને ખાત્રી છે."

રૂપાંદેનો હાથ લઈ તેણે સૂજાજીના હાથમાં મુક્યો. સૂજાજીએ તે ગ્રહણ કર્યો અને કહ્યું, "વીરબાળા! તમારી મૃત્યુ શય્યા ઉપરની માગણીનો હું અસ્વીકાર કરી શકતો નથી. ભલે રૂપાંદે મારી પ્રેમભાગીની થાય. પરંતુ મારા આયુષ્યનું કંઈ ઠેકાણું નથી, મારૂં શરીર ઠેકઠેકાણે ઘાથી છેદાયું છે."

"દરકાર નહિ વીર નર! રૂપાંદેએ તેના વચનોનો મર્મ સમજીને ઉત્તર આપ્યો, "રજપૂત બાળાઓ મૃત્યુથી ડરતી નથી. સાચી રજપૂતાણી તો સ્વામીના જીવતા તેની સેવામાં રહે છે, અને સ્વામીનું મૃત્યુ થતાં તેની સાથે જ સ્વર્ગે સંચરે છે."

"ધન્ય રૂપાંદે!" વીરબાળાએ તેને અભિનંદન આપ્યું અને પુનઃ બોલી, "બ્હેન, આ બધી રજપુત બ્હેનો સાથે એક વીરગાન ગાઓ, સૂજાજીનાં યશોગાન ગાઓ, હું તે સાંભળતાં સાંભળતાં મારા પ્રિયતમ સૂજાજીના ગુણગાનમાં રાચતી પરમ શાંતિમાં સ્વર્ગે સંચરીશ."

## ૨૯. યશોગાન!

રૂપાંદેની સૂચના મુજબ બધી રજપૂતાણીઓ સૂજાજી તથા વીરબાળાની આસપાસ કુંડાળું વળીને ઉભી રહી. રૂપાંદેએ વીરગાન ઉપાડયું. અન્ય કુમારીકાઓ તથા સ્ત્રીઓ તે ઝીલવા લાગી. વાતાવરણમાં વીરરસની રમઝટ જામી.

સુતાને જગાડે, પ્રમાદિને પ્રેરણા આપે, અને કાયરને શૂરવીર બનાવી મુકે એવું વીરરસભર્યું ગાન અને પોતાના પ્રેમપાત્ર સૂજાજીના યશોગાન સાંભળતા સાંભળતા જ વીરબાળાનો આત્મા તેના દેહ પીંજરમાંથી ઉડી ગયો.

સૂજાજીનું શરીર પણ ઠેકઠેકાણે છેદાયું હતું. વીરબાળા તેમજ યુધ્ધમાં મરાયલા રજપૂત સ્વારોના અગ્નિ સંસ્કારની વિધિ થઈ ગયા બાદ સૂજાજી પાટનગર–જોધપુરમાં આવ્યા અને ઘા રૂઝાવવા માટે પાટાપીંડીના ઉપચારો શરૂ થયા. રૂપાંદે રાત દિવસ તેની સેવા સુશ્રુષા ભાવપૂર્વક કર્યા કરતી અને તેને સત્વર આરામ થઈ જાય તેમ પ્રભુ પાસે પ્રાર્થતી.

પરંતુ સૂજાજીના ઘા એટલા બધા ઉંડા અને ઝેરીલા હતા કે કોઈ પણ ઉપાયે તે નજ રૂઝાયા. લગભગ એક મહિના સુધી ખાટલે પડયા પછી સંવત ૧૫૭૨ (ઈ. સ. ૧૫૧૬) ના ભાદરવા માસમાં તેણે આ અસાર સંસારનો ત્યાગ કર્યો.

અંતકાળ સમીપ આવ્યો તે વખતે પણ રજપૂત કુમારિકાઓ તેની આસપાસ ઉભી રહીને વીરગાન ગાતી હતી. સૂજાજીએ તે સાંભળતાં જ પ્રસન્નતાપૂર્વક પ્રાણ ત્યાગ કર્યો.

આજે પણ રાજસ્થાનના ભાટ ચારણો વીર સૂજાજી અને વીરબાળાની વીરતાનાં વખાણ કરે છે અને પંક્તિ ગુનીયાના મેળા વખતે લોકો એ વીર અને વીરાંગનાનું સ્મરણ કરી તેમના તરફ પોતાનો પૂજ્ય ભાવ પ્રદર્શિત કરે છે. ધન્ય છે એવા વીર પુણ્યાત્માઓને!

# "શૉકયનો સાલબો"*

[ સંપાદક: રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, એમ. એ; એલએલ. ]

પહેલાં તે બેસતા મારૂ ! ઢાયરે રે લોલ:
હવે તકિયે બેસાડયા, રાંડે બે મળી રે લોલ—
—એટલું જાણીને બીજી લાવજો રે લોલ—

પહેલાં તે ચઢતા મારૂ ! ઘોડલે લોલ:
હવે ગધેડે ચઢાવ્યા, રાંડે બે મળી રે લોલ—

પહેલાં તે પહેરતા મારૂ ! મોજડી રે લોલ:
હવે વાધરી વીંટાવી, રાંડે બે મળી રે લોલ—

પહેલાં તે જીમતા મારૂ ! ખીચડી રે લોલ:
હવે રાબડી ચૂંથાવી, રાંડે બે મળી રે લોલ—

પહેલાં તે ચાવતા મારૂ ! એલચી રે લોલ:
હવે લીંડીઉં ચવરાવી, રાંડે બે મળી રે લોલ—

પહેલાં તે પોઢતા'તા મારૂ ! ઢોલિયે રે લોલ:
હવે સાથરે સુવાડયાં, રાંડે બે મળી રે લોલ—

પહેલાં તે બાંધતા મારૂ ! પાઘડી રે લોલ:
હવે ચીથરાં વીંટાવ્યાં, રાંડે બે મળી રે લોલ—

---

* ઓરયન્ટલ ઇન્સ્ટીટ્યુટ, વડોદરાના સંગ્રહમાંની એક પોથીમાંથી મળેલું. બહુપત્નીકતાનું એક ઘેરું ચિત્ર ઉપરના લોકગીતમાં પડેલું જોઇ શકાય છે. 'શૉકયનો સાલબો' કહેવાનું જાણે સ્ત્રીસમાજે સહજ સ્વીકારી લીધું હોય એમ આ ગીતનો ધ્વનિ નિકળે છે. બાકી, સામાન્ય ઉક્તિ તો એવી છે કે

"બહુત વણજ, બહુત બેટિયાં, દો નારી ભરથાર;
ઇનકું કહો ક્યા મારના ? માર રહા કિરતાર."

'પ્રબોધચિન્તામણિ' નામના સંવતના પંદરમા શતકના એક ગુજરાતી કાવ્યમાં એ અર્થનો દુહો છે કે: બે ગૃહિણીઓ જાણે ઘંટીનાં બે પડ ન હોય તેવી છે; અને વચમાં આવનાર અનાજના કણ જેવી તેમના કન્થની સ્થિતિ છે..આ પરિસ્થિતિમાં એ કણ કેટી આખો ઊગરી શકે ખરો ? એનો તો દબાઇને અન્ત જ આવવાનો:

"ઘરટીપુડ જિમ બિ ઘરણી, કણુઉ સરીખઉ કન્તુ:
કણુઉ આખુ કિમ ઊગરઇ ? બરડી આણઇ અન્ત."

આખી રામાયણી કથા, બહુપત્ની કરવાના પ્રાયશ્ચિત્તરૂપ જ જાણે ન રચાઇ હોય એમ! રામના વનવાસની માગણી કરનાર કૈકેયી વગેરે જેવાં પાત્રો ઉપરથી કહેવાનું મન થાય છે. રામનો એકપત્નીવ્રતનો આદર્શ બહુપત્નીઓવાળા દશરથની દીન અવસ્થા ઉપરથી કેમ નહી સ્ફુર્યો હોય એવો એક પ્રશ્ન થાય છે. —સંપાદક.



# મારા ડાકટરી જીવનના કેટલાક અનુભવો

લેખક:

રા. ચીમનલાલ જેચંદ શાહ,
એમ. એ.

ગુજરાતની જનતાને મારે કહેવાનું ન હોય કે હું ગુજરાતની પ્રથમ સ્ત્રી ડૉકટર છું. જીવનના અનેક અનુભવરસો લૂંટતા લૂંટતા છેવટે આજે ડાકટરી જીવનના અણમુલા અનુભવો અનુભવી રહી છું. આજથી આઠેક વર્ષ પહેલાં એક વખત એવો પણ હતો કે જ્યારે પરિણીત જીવનના વિચાર માત્રે મને કંઇ કંઇ ઉમળકાઓ થઇ આવતા. મારાં એ રમ્ય સ્વપ્નોનો અત્યારે મને વિચાર પણ નથી આવતો—ખરૂં કહું છું કે મને એટલો સમય પણ નથી. ગુજરાતના પરિણીત સ્ત્રી પુરૂષોના જીવન રહસ્યો એટલા જોયાં જાણ્યાં છે કે ખરેખર હવે તો હું મુંઝાઇ જ ગઇ છું. મારી પરિચીત શક્તિઓ આ બધી મુંઝવણો આગળ ગોટવાઇ જાય છે. ડૉકટર થઇ ગુજરાતની સેવા કરવાના મારા જીવન આદર્શો મને કહી રહ્યા છે કે "બેન આ સેવા કરવાના ઢોંગ મનમાંથી કહાડી નાંખ. તારે આંગણે આવતા દુઃખી જીવોને તારો મીઠો સહકાર આપ એટલે બસ." મનમાં ચાલી રહેલી આ બધી ગડમથલોમાં આઠેક વર્ષ પહેલાંની પેલી માંડીઘેલી ઇચ્છાઓને સ્થાનજ ક્યાંથી હોય ?

અત્યારે તો આ ટુંકા ડાકટરી જીવનનાજ કેટલાક ચિત્રવિચિત્ર તેમજ દુઃખદ અનુભવોનો વિચાર કરી રહી છું: એ બધા વિચારો નજર આગળ ખડા થતાં મને ઘણુખરૂ ગભરાટ છુટે છે, અને કોઇ કોઇ વખત મારૂં પોચું હૃદય જરા જરામાં રડી પણ ઉઠે છે. ડાકટરી જીવન માટે જો કે આ બધું અજુગતું છે, પરંતુ આજ કેટલાંએ વર્ષો થયાં પોષાઇ રહેલી હાર્દિક લાગણીઓ એમ સહેજે થોડીજ ભુંસાઇ જાય છે ? હું તો એમજ ઇચ્છું કે પ્રભુ એવો અવસર મારે માટે ન લાવશો. ડાકટરી જીવનની • પ્રચલિત પુરૂષતા કરતાં મને મારી નૈસર્ગિક માણસાઇ માટે વધુ માન છે. એ તરફનો મારો પક્ષપાત મને લોકોના ડાકટર થવા કરતાં બીજું કંઈ થવાજ વધુ પ્રેરે છે.

આજથી થોડો વખત પહેલાં મારા એક સામાન્ય પરિચિત મિત્ર મારી પાસે ઓચીંતા આવી પહોંચેલા. તે દિવસે એમના ચહેરા ઉપર એક પ્રકારની કાળાશ અને એમના દિલમાં ચાલી રહેલો વધારો પડતો ઉકળાટ હું સહેજે જોઇ શકતી હતી. એ ભાઇ કોલેજ સુધી પહોંચેલા છે, અને એમના પત્ની પણ

સંસ્કારી છે. બાકી એમનાં જીવનમાંથી કંઇ ખાસ જાણવાનું ન મળે. જરા થોડીવારે મેં પૂછ્યું: " આજે અત્યારે આ બપોરના સમયે મારું કંઇ ઓચીતું કામ પડયું ? આટલા બધા ગભરાયેલા કેમ લાગો છો ? " જરા અચકાતા અચકાતા એમણે ચલાવ્યું: "સરલા બેન, તમને કહેતાં મારી જીભ નથી ઉપડતી. મારાં અધઃપતનનું મારે મોઢેજ તમને ભાન કરાવતાં મને શું નહિ થતું હોય ! તમને મોટાં બેન સમજી આજે તમારી પાસે દોડી આવ્યો છું. તમે જાણો જ છો કે મને પંદરથી સોળ વર્ષની નાની ઉમરે પરણાવી દીધેલો. આજે તો મને લગભગ સત્તાવીશ થયાં હશે. આ દશ બાર વર્ષમાં કંઇ કંઇ જોયું, અનુભવ્યું અને અત્યારે મરવાને અભાવે જીવી રહ્યો છું. પરિણીત જીવનના પ્રથમ પાંચેક વર્ષમાંજ બે બાળકો થયાં, અને સીધાવી ગયાં. ત્યારબાદ આજથી ચારેક વર્ષ ઉપર અમારો રમેશ આવ્યો. એના આવ્યા બાદ અમો બંનેનો નિશ્ચય કે હવે આમ ન ઝકડાવું. સરલા બેન ! ત્રણ દિવસનો અમારો નિશ્ચય પાર ન પડયો. અમે બને મુઝાયા. ફક્ત પોણોસોની આવક અને મુંબાઇના ખર્ચા. આડા અવળા ફાંફા તો બહુએ માર્યા, પરંતુ કોઇએ હાથ ન આપ્યો. આ ધર્મઘેલા હિંદુસ્થાનમાં અમારા જેવાઓનું દુઃખ સાંભળવા જેટલી પણ કોઇએ ધીરજ ન દાખવી. જ્યાં જઇએ ત્યાં બધાએ જીભડા બહાર કહાડી અમને વધાવ્યા. છેવટે જેમ તેમ કરી મન મનાવ્યું, અને અમારા બાળુને જોવાને ભાગ્યશાળી થયા. આને ભાગ્ય કહો યા કમભાગ્ય કહો, બાકી અમારો આટલેથી જ અંત નહોતો આવવાનો. બાળુ અત્યારે તો નવેક મહિનાનો હશે પરંતુ એને સાતેક મહિના થયાં અને અમે તો અમારા જીવનની જુની ઘરેડમાં પાછા ખેંચાયા. સંયમ એ વસ્તુનો અમે જેમ જેમ વધુ વિચાર કરતા જઇએ તેમ તેમ એ તો અમારાથી દૂર ને દૂર ભાગતો જાય. ડુબતો માણસ છેવટે જેમ એક તણખલાને પકડે તેમ કેટલાક કૃત્રિમ ઉપાયો તરફ હું ખેંચાયો. બાપડી વિમળાએ તો આવું કંઇ સાંભળેલું પણ નહિ એટલે પ્રથમ તો એ ભડકી ઉઠી. " પ્રભુ કરે તે ખરું " એ વાતમાં માનનારી એ બીચારીએ છેવટે કમને પણ મારી વાત કબુલ રાખી. આટલું છતાં એ ઉપાયોનો ઉપયોગ જાણવો, જોઇએને ? વિમળાને મારા સિવાય એ બધું કોણ શિખવે ? એ દિવસોમાં તો મારા અધઃપતનને શિખરે જઇ હું બેઠો. ઘડીઘડી મનમાં બળાવો થઇ આવે, અને પાછો તેનો તે. વિમળાનું જીવન કચડી નાંખ્યું એમ કહું તો પણ ચાલે. પરિણીત જીવન પાછળ રહેલી ભયંકરતાઓનો સાક્ષાત્ અનુભવ કર્યો. મારી માફક કેટલાય પુરુષો પોતાની સ્ત્રીઓને લગ્નરૂપી પરવાના હેઠળ સામાન્ય બજારુ સ્ત્રીઓની દશાએ પહોંચાડી દેતા હશે. એ વિચાર માત્રે અત્યારે પણ હું ધ્રુજી ઉઠું છું. સરલા બેન, આટલેથી અમારો અંત નહોતો આવવાનો. આજે વખાનો માર્યો તમારી પાસે આવ્યો છું. વિમળાને બે મહિના થયા હશે. તમે મને ન બચાવો ? લેશ પણ વધુ બોજો હવે મારાથી નહિ ઉપડે. બાકી છેવટે..." આથી વધુ ભાઇ દેસાઇને સાંભળવા હું નહોતી ઇચ્છતી. એમને અર્ધેથીજ બોલતા મેં તો અટકાવ્યા. સત્તાવીસ વર્ષના ભર જુવાનોને નશીબે પણ હિંદુસ્થાનમાં આવા ભયંકર અનુભવો લખાયેલા છે તે તો મેં તેજ દિવસે જાણ્યું. એમની આંખોમાંથી દડદડ ટપકતાં આંસુના બિંદુઓ વધુ નીહાળવાને મારું હૃદય કબુલ કરે તેમ નહોતું. ધીમે રહી મેં કહ્યું, " ભાઇ દેસાઇ, તમે જરાએ મુંઝાશો નહિ. તમારી મુશ્કેલી હું સમજી શકું છું. હમણાં બે ચાર દિવસ આ બધું ભૂલી જાવ એટલે પછી જોઇ લઇશું."

ભાઈ દેસાઈના જીવનના આર્તનાદ પાછળ વધુ ડોકીયું કરવાનું બીજાને ન હોય. એ ભય કરતા, એ પશુતા, તથા એ નરી રાક્ષસી માનવતાના પડદા પાછળ કંઈ કંઈ વિષમતાઓ સમાયેલી છે. આટલેથી આપણે સમજી લઈએ એટલે બસ. સ્ત્રીપુરુષ યા નર માદા એ પ્રાણીમાત્રના બે સમાન અંગો છે, અને એ અંગોના શારિરીક સંબંધો ઉપર સૃષ્ટિના કેટલાય શાશ્વત તત્ત્વો અવલંબી રહ્યા છે. આવા શારિરીક સંબંધોમાં બેમાંથી કોઈપણ અંગની પુરી સ્વતંત્રતા જો ન જળવાય તો સૃષ્ટિનો ક્રમ ઉંધો વળી જાય. ઠેરઠેર દુઃખી યુગલોજ નિહાળવાં પડે. આ નવી પાશવતા વધી પડે, અને કેટલાઓને કમોતે મરવું પડે.

ગઈ કાલેજ આ બાબત કંઈક નવું જાણવા મને મળેલું. મારી બાળ સખી મધુરી એક શ્રીમંત તેમજ સંસ્કારી કુટુંબમાં આજ પાંચેક વર્ષ થયાં પરણેલી છે. પોતે સામાન્ય કેળવાયેલી છે, અને એની ઉંમર લગભગ પચીસેક વર્ષની હશે. પ્રભુએ એને જીવનમાં બધું આપ્યું છે અને છતાં એને હું જ્યારે મળું છું ત્યારે એનું મોં મને તો ઉતરેલુંજ લાગ્યા કરે છે. ગઈ કાલે જ્યારે અમે મળ્યા ત્યારે આ બાબત કંઈક ખુલાસો થયો. થોડો વખત આડાઅવળા ગપાટા મારતા મેં પૂછ્યું, "મધુરી, તું મારાથી જરૂર કંઈ છુપું રાખે છે. તું મને રોજ દુઃખી કેમ લાગ્યા કરે છે? તારે તે હવે શા કોડ પુરવાના બાકી રહ્યા છે?" જરા થોડી વારે જાણે વિચાર કરી રહી હોય તેમ એ બોલી, "સરલાબેન, તમારાથી શું અજાણ્યું છે? આજ બબ્બે વર્ષ થયાં તમારા ઔષધો શા માટે લેવાં પડે છે તે જાણો છો? લો, આજ તો જીવનનો બધો એકરાર તમારી પાસે કરી નાખું. મારા પતિને સંતોષવા જતાં મેં મારૂં જીવન ધુળ કરી નાખ્યું. એમને પ્રથમ બે પાંચ વર્ષમાં જીવનમાં ઝકડાયા વિના જીવનનો રસ લૂંટવાનું વધુ ઠીક લાગ્યું. મને કે કમને મેં એમની હામાં હા મેળવી, કેટલાક કૃત્રિમ ઉપાયો તરફ એમણે મને ઘસડી, મારૂં જીવન રગદોળી નાખ્યું અને જ્યારે મારી તબીયત ગભરાઈ ત્યારે પેલા કૃત્રિમ ઉપાયો ઉંચા મૂક્યા. એ વાતને પણ આજ બેથી ત્રણ વર્ષ થયા, અને હજુ તબીયત હતી તે નથી થતી, અને નથી અત્યારના અમારા જીવનની એકની એક ઇચ્છા પાર પડતી. સરલાબેન, આટલેથી મારી મુંઝવણોનો સરવાળો કરી લેજો."

મધુરીની આટલી વાતમાં કેટલું બધું જાણવાનું મળી આવે છે? ભાઈ દેસાઈ અને મધુરીના જીવંતદ્રષ્ટાંતોને આપણે પૂરેપૂરા સમજી લઈએ તો એ કયાં ઓછું છે? હું તો આ બધા ઉપરથી આટલુંજ તારવી શકું છું— પ્રથમ તો સ્ત્રીપુરુષના આ સંબંધોમાં બંને પુરતા સ્વતંત્ર હોવા જોઈએ, અને તેમાંએ ખાસ કરીને સ્ત્રીના સ્વાતંત્ર્યને વધુ અવકાશ રહેવો જોઈએ. વધતે ઓછે અંશે સારીએ દુનિયામાં આ સ્વાતંત્ર્યની સામે આંખમિંચામણા થઈ રહ્યા છે. પરંતુ આપણા દેશમાં આ વાતને હજુ સ્થાનજ નથી મળ્યું. આનાં અનેક કારણો છે, પરંતુ મુખ્ય કારણો એ છે કે દુનીઆમાં બધે અનાદિથી મનાતું આવ્યું છે કે પરિણીત જોડલાંઓ એકમેકના શરીરનો ગમે તેમ ઉપયોગ કરી શકે છે. વધુમાં એમને એકજ ઓરડામાં, એકજ પથારીમાં, અને સાથે સુવાનું હોય. પછી ભલેને બે ચાર નાના મોટા બાળકો પણ એજ ઓરડામાં સુતા હોય. પ્રભુ જાણે આ બધી ઘેલછાઓને આપણે બધા કયારે ભૂલી જઈશું!

આપણે બધાએ સમજી જવું જોઈશે કે શારિરીક ભોગોને જીવનમાં બહુજ મર્યાદિત સ્થાન હોવું જોઈએ. એમાંજ જીવનનો ખરો

આનંદ છે. સ્ત્રીપુરુષનાં જીવનની ખરી પરાકાષ્ટા એમાંજ સમાયેલી છે. ઉપર જે સ્વાતંત્ર્યની વાત કરી તેમાં ગેરસમજ ન થવી જોઇએ. અહિંયાં સ્વાતંત્ર્ય હોવું જોઇએ એટલે સંયમને પૂરતો અવકાશ હોવો જોઇએ. આપણે ત્યાં આથી તદ્દન વિરોધી સ્થિતિ છે. ખાસ કરીને આપણે ત્યાંના પુરુષવર્ગનો મોટો ભાગ તો સીધી યા આડકતરી રીતે સ્ત્રી ઉપર જુલમજ ગુજારતો હોય છે. મારી પાસે કેટલીએ બેનોએ આવા પ્રકારના રોદણા રોયા હશે. આ જુલમનો વિચાર કરતા મારૂં માનસ ઉકળી જાય છે. મારી આંતરડી કકળી ઉઠે છે. સામાન્યતઃ પુરુષોમાં રખડતો વર્ગ મોટો હોય છે. એ બહાર રખડી આવે, પોતાની સ્ત્રી સાથે સંબંધ તો ચાલુજ હોય, ભલી બીચારી સ્ત્રીને અનેક મારી દર્દોનો ભોગ થવું પડે, અને એટલા પીડાતાં છતાં પતિની ઇચ્છાને તો માન આપવાનું હોયજ. મારે ત્યાં આવતી આમાંની બેચાર બેનો હરહંમેશ જ્યારે મારે ત્યાં આવે ત્યારે ચોધાર આંસુ પાડે. કોઇ ખોટું ન લગાડે, બાકી આ કંઇ કેવળ બીન કેળવાએલાઓનીજ સ્થિતિ છે એમ માની લેવાની કોઇ ભૂલ ન કરશો. આવું આવું બીજું પણ કંઇક કહી શકાશે. સ્ત્રીને વિવસો રહ્યા છે. હવે કોઇ પણ પ્રકારનો સંબંધ શક્ય નથી. છતાં પેલો રાક્ષસી પુરૂષ એનો છેડો છોડતો નથી. આના પરિણામોનો કોઇએ વિચાર કર્યો છે? અત્યારે એ વિજ્ઞાનમાં ઉતરવા જેટલી મને ધીરજ પણ નથી. મારે તો સ્ત્રી જીવનને આ બાબતમાં પૂરતું સ્વાતંત્ર્ય અપાવવું છે. અત્યાર સુધી કોઈ પુરૂષ મારી પાસે એવો નથી આવ્યો કે જેના ઉપર સ્ત્રી તરફથી જુલમ થયો હોય. કંઇક આ બાબત રૂપે એકજ રમુજી દાખલો મને મળેલો. એક દિવસ અમારા એક બેરીસ્ટર મિત્ર કે જેમના પત્ની બી. એ. સુધી પહોંચેલાં છે, તેઓ મારી પાસે આવ્યા અને હસતા હસતા બોલ્યા, "સરલા બેન બીજાં બધાનું ગમે તેમ પરંતુ તમો કેળવાયેલી સ્ત્રીઓનો તો આ બાબતમાં પણ જુલમજ છે." આ બાબતું જીવન વખતે અપવાદ રૂપે હોય યા પોતાનો બચાવ કરી રહ્યા હોય તો ના નહિ ખરે હિસાબે તો એવું કંઇ શકયજ નથી. સરજનહાર સ્ત્રીને મૂર્તિમંત કોમળતાનું અને દયાની દેવીનું સ્વરુપ આપતાં પોતાની બીજી કૃતિને ભૂલી ગયા લાગે છે. એમને યાદ નહિ રહ્યું હોય કે આ સ્થિતિમાં પેલું પુરુષપ્રાણી મારી આ ઉત્તમ કૃતિને ઘડીના છઠ્ઠા ભાગમાં ચૂંથી નાંખશે.

આ વિષમ પરિસ્થિતિમાં શું કરવું તે સ્હેજે સૂઝે તેમ નથી. એક દિવસ પેલા બેરિસ્ટરના ગ્રેજ્યુએટ પત્ની અમારે ત્યાં આવેલાં. રાતના ખાણું લીધા બાદ અમે બને કેટલીક વાતચીત કરતા હતા. તેટલામાં આ વાત નિકળી. એ બેન સ્વભાવે તો ઠંડા છે પરંતુ સ્ત્રી સ્વતંત્ર્યતાના એટલા ઘેલા ઉપાસક છે કે કેટલીક વાર એમને પોતાની મર્યાદાઓનો પણ ખ્યાલ નથી રહેતો. આ વાત નિકળતા જરાયે વિચાર કર્યા વિના એમણે ચલાવ્યું; "સરલા બેન, આજની લગ્ન સંસ્થાને ઉખેડી ફેંકી દ્યો. તમે લગ્નના બાના હેઠળ અમો સ્ત્રીઓના જીવન હરહંમેશ માટે વેડફી નાખવા માંગોછો. સરલાબેન, તમે ઘેરઘેર જઇ આપણી અત્યારની પરિસ્થિત બેનોને પ્રજોત્પત્તિ અટકાવવાના કૃત્રિમ ઉપાયોનું ભાન કરાવી દ્યો અને એ બધાને જણાવી દ્યો કે તમારા કહેવાતા પાલકો હવે પછી તમારા ઉપર આક્રમણ કરે તો એમને તમારામાં રહેલી પ્રચંડશક્તિઓનું ભાન કરાવી દેજો. આ સ્થિતિમાં ભલે દુનિયા ભરમાં દાવાનળ સળગી ઉઠતો. તેની મને લેશ પણ પરવા

નથી. એ દાવાનળમાં પછી ભલેને આપણે બધાએ ભસ્મીભૂત થઇ જઇશું. બાકી આમ રીબાઇ રીબાઇને પુરુષોના પાપોનું હથિયાર બની રહીશું એ તો એક દહાડો પણ નહિ ચાલે."

કુસુમબેનને આટલા બધા ઉશ્કેરાયેલાં મેં પ્રથમજ જોયા. જરા ઠંડે પેટે મેં કહ્યું, "કુસુમબેન, આ બધા શા બકારા કાઢો છો ?—તમારો ઉકળાટ હું જરાયે જરા સમજી શકી છું. પરંતુ એમાં આપણું શું વળે ? લગ્ન સંસ્થા ઉખેડી ફેંકી દઇ તમે કયાં જવા માગો છો ? એમ કહો કે લગ્ન-સંસ્થા પાછળ રુઢ થઇ ગયેલી મેલી બેઅદબી-ભરી માન્યતાઓ ઉખેડી ફેંકી દો. સ્ત્રી પુરુષ બન્નેને જીવનની આ બાબતોમાં પૂરતા સ્વતંત્ર થવા અવકાશ આપો. સંયમી જીવનનો બન્ને-નો માર્ગ મોકળો અને સરળ કરી આપો. બાકી કૃત્રિમ સાધનો માટેની ઉપયોગીતામાં હું હજી માનતી નથી થઇ. આટલી મુશ્કેલી આવી પડતાં છતાં પણ મટી માનવ થવું જ્યારે ભારે લાગે છે તો પછી એવી સગવ-ડીયા જીંદગીમાં તો રાષ્ટ્ર જીવનનો હ્રાસજ થઇ જાય. આવા સાધનોને માનવ જીવનમાં જે બહુજ મર્યાદિત સ્થાન છે તેનો વિચાર પણ તમારા જેવાઓએ નથી કરવાનો. એ વિચાર અને એ વિવેક અમારા ઉપર જ છોડી દો. બાકી તમારી બીજી વાતો સાથે હું મળતી છું. દાવાનળ સળગે કે ન સળગે તેની મને પણ પરવા નથી. પુરૂષ પોતાનું ભાન ભૂલ્યો છે અને એનું ભાન નહિ કરાવીએ ત્યાં સુધી માનવ જીવનના આદર્શો સુલભ નહિ થાય."

આવી કંઇક થોડી ઘણી વાતો થઇ અને અમે છુટા પડયા. લગભગ એ વખતે બાર વાગ્યા હશે. અત્યારે પણ હમણા જ એકના ટકોરા થાય છે એટલે હું પણ બંધ :વાળીશ આશા છે કે ગુજરાતની જનતા પડદા પાછ-ળના જીવનના આટલા દર્શન કરાવ્યા તે બદલ ક્ષમા કરશે. ×

× લેખકના ટૂંક વખતમાં બહાર પડનારા "કયે રસ્તે" નામના પુસ્તકમાંથી.

## ગાંધીજીનો વહાલો રેંટિયો.

ગાંધીજી રેંટિયામાં તે શું જુએ છે કે એને આટલો વહાલો કર્યો છે, અને ઘરડે ઘડપણ આખા ફેરવવાને બદલે રેંટિયો ફેરવતા બેસે છે ? મુંબઇમાં રહેનારાને એનો બરાબર ખ્યાલ ન આવે. 'નવજીવન' વાંચનારાને કાંઇક કલ્પના આવે. બારડોલીની રાની પરજ વસ્તીમાં જઇને જુઓ તો જે ઘરમાં રેંટિયો પેઠો છે તે ઘરની સ્થિતિ કેવી પલટાઇ છે તે ખબર પડે. સુરત જીલ્લાના અના-વલાઓની ડોશીઓને જઇને પૂછો તો રેંટિયો ફરીથી દાખલ થવાથી તેમને કેટલી ધીરજ મળી છે તે ખબર પડે. 'નવજીવન'માં મદ્રાસ તરફના પાત્રો વાંચો તો ખબર પડે કે આઠ કલાક કામ કરતાં માંડ એક આનો મજુરી રેંટિયામાંથી મળે છે. પણ તે એક આનો કેટલો અમૂલ્ય લાગે છે કે એટલા માટે આઠ વર્ષની છોકરીથી માંડી ૬૦ વર્ષની ડોશીઓ પાંચ-પાંચ સાત-સાત માઇલથી સુતરનો ભાર ઉંચકીને આવે છે, અને રૂનો કે પૂણીનો ભાર ઊંચકીને જાય છે, અને ગાંધી આશ્રમના સ્વયંસેવકો-પર આશીર્વાદ વરસાવે છે. બંગાળમાં જઇને જુઓ તો ખબર પડે કે રેંટિયો કેવું દુકાળ-નિવારણનું સાધન બન્યું છે. ગાંધીજી તો આખા હિંદુસ્તાનમાં ફરે છે એટલે એમણે દેશની ગરીબાઇ પોતાની આંખે જોઇ છે, અને રેંટિયા કરતાં વધારે મજૂરી આપનાર બીજું કાંઇ જ્યારે મળ્યું નહિ ત્યારે રેંટિયાને વળગ્યા છે. એ રેંટિયો એમને વહાલો લાગે તેમાં શી નવાઇ ?

કિશોરલાલ ઘ. મશરૂવાળા.

# શાને ચહે?

( ગઝલ )

મેં તને ચાહ્યો નથી પ્રભુ! તો ય તું શાને ચહે?
કદિ ય બોલાવ્યો નથી તો યે ઉરે શાને રહે?
એ ઉદાસી વૃત્તિ મારી હસી હસી શાને સહે?
.........મેં તને૦

જો મને માયા પુકારે "જી!" કહી હાજર રહું,
તું મને નિશદિન પુકારે તો ય હું અંતરો રહું;
માન ને અપમાન શું પ્રભુ! તુજ હૃદયમાં નથી કહે?
.........મેં તને૦

તારી 'હા' ને 'ના' ગણી ને 'ના' ગણી તુજ 'હા' લીધી,
તેં કદિ ક્રોધી બની તો યે નથી શિક્ષા દીધી;
અતિ દયાળુ હૃદય તારૂં દ્રવિત બની શાથી વહે?
.........મેં તને૦

હાથ તેં મારો ધર્યો, મેં હાથ છોડાવી લીધો;
સાથ તેં મારો કર્યો, મેં સાથ છોડાવી લીધો:
"પુત્રવત્ મ્હાઉં તને" એવું હજી શાને કહે?
.........મેં તને૦

મેં કહ્યું "મારે કદી તારા પ્રભુ! થાવું નથી!"
મેં ચહ્યું છાયા મહીં તારી કદિ જાવું નથી;
"આવ! હે પ્રિય પુત્ર!" એ શાને હજી કહેતો રહે?
.........મેં તને૦

હું અનાદર પ્રભુ! કરૂં, આદર તું સામો કરી રહ્યો!
હું'હતો જેને હું તે સાદર તું સામો ધરી રહ્યા!
માનવી તારૂં હૃદય માપી શકે શું નાથ હે?
.........મેં તને૦

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.



# સંતતિ નિયમન ?

લેખકઃ શ્રી. છોટાલાલ દાદાભાઈ જાગીરદાર

'હું' બાબુભાઇ ! આપ તારૂં 'લેટેસ્ટ કેલેન્ડર' કે ?'

યુરોપની યાત્રાથી પાંચ વર્ષે હમણાં જ પાછા ફરેલા મારા મિત્ર મંછુભાઇએ મારા ઘરમાં-પગ મૂકતાં જ મારા ચાર વર્ષના નાના બુચાને જોઇને પૂછ્યું.

' ઓહો ! વેલકમ ! મંછુભાઇ ! યુરોપની જાત્રા તને ફળી હોય એમ લાગે છે ડીઅર ! આ કોચ પર બેસ ! That's it. હવે જે પૂછવું હોય તે પૂછ !'

મંછુભાઇ મારી માંગણી મુજબ કોચપર બેઠા અને બોલ્યા. ' હું તો ડીઅર એમ પૂછતો હતો કે આપ તારૂં 'લેટેસ્ટ કેલેન્ડર' કે ?'

' નહિ રે બા ! એ તો ' લાસ્ટ બટ વન ' છે !

' નંબર પ્લીઝ ' !

' છઠ્ઠો અને સાતમો હજી ધાવણો છે !'

' બાપ ! બાપ ! બાપ ! અને હજી તારાં મીસીસ જીવે છે ?'

' ખુશાલ જીવે છે ! એટલું જ નહિ પણ દર સુવાવડે ઉલટાં બે વર્ષ નાનાં થતાં જાય છે !'

' હવે નફટાઈ મૂક અને Be serious !'

' I am all serious ! ખરૂં કહું છું હમણાં તારી ભાભી મંદિરેથી દર્શન કરી આવશે. તેને જોશે એટલે એ વાતની તને પ્રતીતિ થશે.'

' એ આવશે ત્યારે જોઇશ પણ એ આવે તે પહેલાં એક બે વાતની ગંભીર ચર્ચા આપણે કરી લઇએ, Ready ?'

' Yes !'

' સાંભળ ત્યારે ! તને આજ કેટલાં વર્ષ થયાં '

' અડતાળીસમું ચાલે છે. "

' હવે ત્યારે તું ગૃહસ્થાશ્રમ છોડી વાનપ્રસ્થ ક્યારે થાય છે ? નિર્ધન હિંદુસ્થાનને હવે વધારે સંતતિની જરૂર નથી.'

' ઓહો ! ત્યારે બાબત બધી આમ છે. એમ કહેની તો ! યુરોપ જઇ આવી ત્યાંથી એકાદ નવું ' વરેજુ ' ( Fad ) નહિ લઇ આવે તો પછી આપણા મંછુભાઇ શાના ?'

' વળી પાછો ચગ્યો કે ? ખરૂં કહું છું આજ સુધરેલા દેશમાં ' બર્થ કન્ટ્રોલ ' નો પ્રશ્ન Buring question જેવો થઇ પડ્યો છે. અને હિંદુસ્થાનને પણ જો સુધરેલા દેશોની હરોળમાં ઉભવું હોય તો એ સવાલ in right earnest ઉપાડી લીધા સિવાય તેનો છૂટકો નથી '

' પણ બાપુ તને ખબર છે કે આ હિંદુસ્થાન તો બહુ પુરાણો મુલક છે. તે જ્યારે જુવાનીમાં મહાલતું હતું ત્યારે તું જે દેશોની વાતો કરે છે તેનો તો ગર્ભ પણ બંધાયો નહિ હતો '

'હા હા, પણ તેથી તું કહેવા શું માંગે છે? એ તારા ઘરડા ટચરાને હવે વીંટી મૂક! આજ તો યુવાનોનો યુગ છે!'

'અરે એ યુવાનો પણ ઘરડા થવા માટે સર્જાયા છે! અને એના યુવાનીના અનુભવોને જ્યારે કોઇ યુવાન - ઠોકરે ચહડાવવાની શેખી કરશે ત્યારે એ ગાશે ' મુજ વીતી તુજ વીતશે ધીરી બાપુડીઆ !"

'ત્યારની વાત ત્યારે છે! પણ એ સવાલ સાથે ' બર્થ' કન્ટ્રોલ ' ને શો સંબંધ છે?'

'હું એજ કહેવા જતો હતો ત્યાં તો તેં વચ્ચે ડાચું માર્યું એટલે આપણે આડી વાતે ઉતરી પડયા. હવે ડાહ્યા દીકરાની જેમ અદબ વાળીને હું કહું છું તે સાંભળ! હિંદુસ્થાન બહુ વૃદ્ધ થયું. એને ત્યાં એક કાળે ' બર્થ કન્ટ્રોલ'ની 'ધૂન' નહિ લાગી હોય એમ નહિ. પણ એટલું ખરું કે એ ધર્મપ્રાણ દેશ હોવાને લીધે એના 'કન્ટ્રોલ'માં ધર્મ અગ્રભાગે છે!'

'બહુ રમુજી વાત કહી તેં! વરૂ પછી?'

'ત્યારે હું આગળ વધું તે પહેલાં હું તને પૂછું તેનો તું જવાબ આપ! ' બર્થ કન્ટ્રોલ ' નું શામાટે ઇચ્છે છે? સોવિયટ રૂશિયાનો એક નાસ્તિક ઉધરનો વર્ગ એ પ્રશ્ન જોશભેર ચર્ચે છે તેથી કે હિંદુસ્થાનને એની ખરેખરી જરૂર છે તેથી?'

'આજે એની જરૂર પૈસાપાત્ર મુલકોને છે એટલે નિર્ધન હિંદુસ્થાનમાં એની કેટલી બધી જરૂર હશે તે તો સહેજે કલ્પી શકાય એમ છે!'

'વારુ, ત્યારે 'બર્થ કન્ટ્રોલ' એટલે છોકરાં જ નહિં જોઇએ કે એક બે જોઇએ!'

'એક બે હોય તો ઠીક! બાકી મોટી 'રેજીમેંટ' ઉભી ન થાય તે માટે 'કન્ટ્રોલ'ની જરૂર છે.

'એ કન્ટ્રોલ કેવી રીતે કરવો!'

'એ 'કન્ટ્રોલ'ના શાસ્ત્રીઓએ એને માટે સાધનો શોધી કહાડયાં છે તેના ઉપયોગથી સંતતિ થવા પર 'ચેક' મૂકાયા છતાં ધણી ધણિયાણીની કુદરતી હાજત સંતોષાય છે!'

'દુષ્ટતાની હદ્દ થઇ! પુરૂષ અને સ્ત્રીનાં છૂટાં પડેલાં જીવનસત્ત્વોને ભેગાં થતાં અટકાવવાં જેથી સંતતિનો સંભવજ ન રહે. એ યુક્તિથી સંતતિ થતી અટકે એની ના નહિ પણ મારા નમ્ર મત મુજબ એ યુક્તિનો શોધી કાઢનાર અને એમાંથી ધન કમાવા ખાતર એનો પ્રચાર કરનાર કોઇ ભારેમાં ભારે પાપી પિશાચ હોવો જોઇએ. એના ઉપર અંતરીક્ષમાં જીવન ભોગવવા માટે દેહ મેળવવા સારૂ ટળવળતાં સેંકડો જીવોનો શાપ ઉતરજો! અરે સ્ત્રી પુરૂષનાં જીવનસત્ત્વો સ્થાનભ્રષ્ટ થતાંજ માણસની શક્તિ ખપી જાય છે એટલે એમાં તનદુરસ્તીનો પ્રશ્ન પણ રહેતો નથી. ઉલટું આમ કૃત્રિમ રીતે ' કન્ટ્રોલ 'ને ઇચ્છતાં સ્ત્રીપુરૂષો થોડે દહાડે નપુંસક થઇ અકાળે વૃદ્ધત્વને પામે છે. એવા પુરૂષો શરીરે ફાલી જઇ બેડોળ અને બદસીકલ બને છે. ખાસ કરીને સ્ત્રીઓની કમ્મર તૂટી જઇ તે કામ કરવાને અશક્ત બને છે. એનામાં શુદ્ધ પ્રેમ નાશ પામી પિશાચી પ્રેમ જામે છે! અરે મંજુભાઇ! આવાં ગોદરેનો ગાંસડો બાંધી લાવતા તું યુરોપ ગયો હતો કે?"

"તારૂં ધાર્મિક માનસ એક વાર ઉંચે મૂક અને શાંતિથી તું વિચારશે તો તને માલમ પડયાં વગર નહિ રહે કે સંતતિ નિયમનના શાસ્ત્રને એ શોધેલાં સાધનો હિંદુસ્થાનમાં તો શાપરૂપ નહિ પણ આશિષ રૂપ છે. તું આપણી દર વર્ષે એક કુરકુરિયું જણતી સ્ત્રીનું શરીર જો; તેના નમાલા કુ કુર કરતાં ટેંદિયાઓ તરફ નજર કર; ~~એટલે મારી~~ વાત તને બ્યાજબી લાગશે. વળી નિર્ધન અને નિસ્તેજ માબાપોને પોતાનાં ખાવાનાં

ક્યાં છે ત્યાં આ છોકરાંઓની રોજનું હોજરૂં ક્યાંથી ભરવું ? "

" તારી આ વાત અક્ષરશઃ સત્ય છેઃ જો પુરૂષની તંદુરસ્તી સારી ન હોય અને પેટનું પૂરૂં કરવાનાં ફાંફાં હોય ત્યાં 'બર્થ કન્ટ્રોલ' અતિ આવશ્યક છે એટલુંજ નહિ પણ અત્યંત ધર્મ્ય છે એ તો હું પણ સ્વિકારૂં છું ! "

'કેવી ડાહી દીકરી !—'

" પણ એ ' કન્ટ્રોલ ' તું કહે છે તે સાધનોથી તો નહિજ. " ' ત્યારે કેવી રીતે ?'

" સ્ત્રી પુરૂષનાં જીવન સત્વો સ્થાન ભ્રષ્ટજ ન થવા પામે એ રીતે. "

" એટલે કે ' બ્રમચર્ય ' પાળવું એમજ ને ?'

". એ બ્રહ્મચર્યને ' બ્રમચર્ય ' કહી ભલે તું એની મશ્કરી કર પણ ' બર્થ કન્ટ્રોલ ' ની હિંદુસ્થાનની રીત તો એજ છે અને એજ રહેશે. ખરો ' કન્ટ્રોલ ' એજ છે અને એજ હોવો જોઇએ. સ્ત્રી પુરૂષનાં શરીર સુધારવાનું એજ માત્ર " એક અને અદ્વિતિય " સાધન છે. "

" પણ એજ ' એક અને અદ્વિતિય ' હોય તેણે સર્વથી એ પળાવું અશક્ય છે તેનું કેમ ? "

" તું જે સાધન બતાવે છે તે કરતાં તો તે લાખવાર વધારે શક્ય છે એ હું અનુભવથી જાણું છું. એ બ્રહ્મચર્ય હું પાળું છું."

" Pax Vobiscum ! શાન્તં પાપમ્ ! આ સાત સાત છોકરે તું બ્રહ્મચારી કે સંસારી ? "

" હા એ સાત સાત છોકરે પણ હું બ્રહ્મચારી છું ! અમારા જેવા નિયમ પાળી સંસાર ભોગવનારને હિંદુ ધર્મશાસ્ત્રે બ્રહ્મચારીજ કહ્યા છે !"

' અને એ તમારા નિયમો ' પ્લીઝ !'

' આ વિષયની પૂર ગંભીરાઇથી આપણે ચર્ચા કરીએ છીએ ત્યારે તો તે પણ સાંભળ. એ નિયમ પાળનારો હું કાંઇ એકલો જ નથી. પણ અંગ્રેજી કેળવણીના સંસ્કારથી કમળબિંદુવત રહેલા અને હિંદુ સંસ્કૃતિમાં પૂર્ણ શ્રધ્ધાવાળા લાખો હિંદુઓ અલ્પાંશે કે અધિકાંશે એ નિયમો પાળી રહ્યા છે. સાત સાત છોકરાઓનું પ્રમાણ તો બહુ છૂટથી ગણત્રી કરતાં સેંકડે એકાદ ટકોજ નીકળશે; ઉલટું તેના કરતાં એક પણ સંતતિ ન હોવાથી તેને માટે ટળવળનાં માબાપનું પ્રમાણ વધારે નીકળશે. હિંદુસ્થાનને ' બર્થ કન્ટ્રોલ ' ની જરૂર નથી પણ ' બર્થ ઇમ્પ્રુવર ' ની જરૂર છે; લોકોને ખાવાપીવા માટે ચોખ્ખાં ઘી દૂધ ન મળે, ચોખ્ખાં અનાજ પાણી ન મળે, એ ચોખ્ખી વસ્તુઓ ખરીદવા માટેનો પૈસો પાણીની માફક પરદેશ ઘસડાઇ જાય અને લોકો ભીખારી બને—આ વસ્તુસ્થિતિ ટાળી લોકોનાં શરીર બળવાન અને તનદુરસ્ત થાય તે માટે તમારા જેવા ભણેલાઓને પ્રયત્ન કરવો નથી, પણ વગર મહેનતે જાણે કે દુઃખ ટળી જતું હોયની તેમ તેને માટે એક એવો ઉપાય બતાવી દેવો છે કે તેનાથી દુઃખ ટળવાને બદલે ઉલટું તે અનંતગણું વધે. સ્ત્રી પુરૂષોનાં શરીર સુધારવાનું મુખ્ય સાધન 'બર્થ કન્ટ્રોલ' નથી પણ સંયમ અને તપ છે. બીજા શબ્દોમાં કહું તો શારીરિક મહેનત અને તેથી દૃઢ થતો મનપરનો કાબુ છે, વગેરે—"

" પાટા પરથી ઉતર્યો તું ! હું પૂછું છું શું અને તું જવાબ શો દે છે ?"

' તું મારા નિયમો માટે જાણવા માંગે છે પણ મને એની એકદમ ચર્ચા કરતા કંઇક સંકોચ થવાથી આટલો વિસ્તાર કરવો પડ્યો. સાંભળ, સંસાર ભોગવવામાં હિંદુ ધર્મ મુજબ હું આટલા નિયમ પાળું છું. અને તેથી સહેજે ' બર્થ કન્ટ્રોલ ' થઇ રહે અને

'કન્ટ્રોલ' ન થાય તોયે એ નિયમ પાળી સંસાર ભોગવનારને બીજી હાનિ નહિ થાય. મને અને મારી 'અભણુ' પણ વ્યવહાર શ્રધ્ધાળુ પત્નીને સંસાર માટે આ દિવસો વર્જ્ય છે. રજોદર્શનની ચાર રાત્રી, શ્રાધ્ધપક્ષ, વ્રત અપવાસના દિવસો, આઠમ, ચૌદસ, પૂનેમ, અમાવાસ્યાની તિથિઓ, મંગળ, બુધ, શુક્ર અને શનિવારો, અને ગર્ભાધાન પછી ઓછામાં ઓછું છોકરું ધાવણું હોય અને તેને અન્નપ્રાશન વિધિ ન થયો હોય ત્યાં સુધીના દિવસો, સૂતકના સોળ દિવસો અને તેને અંગે પાળવાના શોક સંતાપના દિવસો–"

'એ બધો કંટાળો વેઠવો તેના કરતાં–'

'એ બધો કંટાળો નથી પણ જે પાળે છે તેને એ નિયમો પાળવામાં ઉલટી મઝાહ પડે છે. મહિનામાં બે વાર દર એકાદશીએ માત્ર પાણી પી અમે અપવાસ કરીએ છીએ. છોકરાંઓને તે દિવસે અમે ફળાહાર કરાવીએ છીએ. ચાતુર્માસ અમે એક ટાણું કરીએ છીએ. પ્રભુના અવતારોની જયંતીઓ અપવાસ કે ફળાહારથી ઉજવીએ છીએ અને એ રીતે સંસાર ભોગવવાને અમારે હાથ ચાતુર્માસ બાદ જતાં આઠ માસ રહે છે. તેમાંયે વ્રત, અપવાસ, તિથિ વાર અને શોકસંતાપના દિવસો બાદ જતાં એક માસમાં ભાગ્યેજ અમે બે કે ત્રણ વાર ગૃહસ્થાશ્રમ ભોગવતા હઇશું; આમ છતાં ઇશ્વરની કૃપા ઉગે અને અમને સંતતિ થાય તો તે પ્રભુની પ્રસાદી સમજી તે માટે અમે રાચીએ છીએ; પણ તેનાથી કંટાળી તું કહે છે તેવાં સાધનનો ઉપયોગ સંતતિ થતી અટકાવવા માટે કરવાનું પાપ કરવાનો વિચાર તો હું કે મારી સ્ત્રી સ્વપ્નમાંયે કરતાં નથી. હિંદુસ્થાન જેવા કૃષિપ્રધાન શ્રમજીવી દેશને મુદ્દલ manpowerની તો ઉલટી ખાસ જરૂર છે. સ્ત્રીશક્તિનો પૂર્ણ ઉપયોગ કરી લેવા માગતા મંત્રવાદીઓ સ્ત્રીનાં 'રજોદર્શનના દિવસો તથા તેની સુવાવડના દિવસો ફોકટમાં જાય છે એમ માનતાં હોવાથી અને એ દિવસોમાં એ લોકોને આપવો પડતો પગાર એ લોકોને પરવડતો નહિ હોવાથી જાણે કે કેવો એક ગરીબો પર ઉપકાર કરતા હોય તેમ સંતતિ નિયમનની વાતો કરવા તેઓ નીકળી પડયા છે અને એજ ચસ્મે જોનારા આપણા કેળવાયલા નાસ્તિકો પણ ઈશ્વરેચ્છા અને ધર્મ કર્મને ટોલ્લે ચઢાવી દઇ પોતાને કાટલે બીજાની શક્તિ જોખી એ લફરું આપણા ગરીબ દેશમાં ઘુસાડવા મથી રહ્યા છે! અફસોસ! મંછુભાઇ! દશહજાર અફસોસ! તમારા નામ પર અને તમારા કામ પર!"

"એ તું ગમે તેમ કહે પણ મને તો તારા નિયમો આજના જમાનામાં અશક્ય જેવા લાગે છે; આજનો જમાનો તારા નિયમો પાળવા ભાગ્યેજ તૈયાર થાય."

"કદાચ ઇશ્વર અને ધર્મને નામે આજનો 'સાક્ષર' પણ 'અણકેળવાયલો' જમાનો એ વાત ન માને એ બને પણ 'હેલ્થ એન્ડ બ્યુટી' ને નામે કોઇ અપવાસાદિ નિયમોની વાત અંગ્રેજીમાં કરશે તો આ નિયમોનો પ્રચાર થતાં વાર નહિ લાગે એ હું ચોક્કસ માનું છું! બાકી જેને નાચવું નથી તેને આંગણું બાંકું લાગે તે માટે કોઇ શું કરે ?"

"વારુ એક રીતે માનો કે તારા નિયમો પાળવાથી સંતતિ થયા છતાં શરીરને હાનિ પહોંચતી નથી તોયે ગરીબાઇનો પ્રશ્ન તો ઉભોજ છે. એક એક સુવાવડે ઓછામાં ઓછા છેક ગરીબાઇથી ખર્ચ કરતાં સો દોઢસો રૂપિયા થાય તે એક ગરીબ માણસ કયાંથી લાવે ?"

'સુવાવડ માટે સો દોઢસો રૂપિયા ! અને તે પણ વળી છેક ગરીબાઇથી કરતાં ? મારી પત્નીની બે સુવાવડો એને પીઅર થઇ હતી એટલે એના ખરચની મને ખબર નથી. બીજી ત્રણ સુવાવડ મારાં માતુશ્રીને હાથે થઇ છે



# પંજાબી લોકગીતો

લેખકઃ ડા. રમણીક કીશનલાલ મ્હેતા.

( ૧ )

નિર્દય સાસુના કઠોર વ્યવહારથી નવવધૂ કેવી દુઃખી રહે છે એનું આ ગીતમાં વર્ણન છેઃ

જદ મેરી માલન ફૂલ લ્યાવે, તદ મેરે પિયા સેજ બિછાવેઃ
જદ મેરે પિયાજી સેજ બિછાવે, તદ મેરે નૈનાঁ નૂঁ નીંદ આવે.
જદ મેરે નૈનાঁ નૂঁ નીંદ આવે, તદ મેરી સસ્સૂ તાને લાવેઃ
જદ મેરી સસ્સૂ તાને લાવે, તદ મેરે નૈનાঁ નૂঁ રોજ આવે.
જદ મેરે નૈનાঁ નૂঁ રોજ આવે, તદ મેરી અમ્મડી યાદ આવેઃ
જદ મેરી અમ્મડી યાદ આવે, ચલ પિયા પ્યારે દૂર વસૈંાં.

ભાવાર્થઃ જ્યારે માલણ ફૂલ લાવે છે ત્યારે હું મ્હારા પ્રિયતમની સેજ બિછાવું છું. મ્હારા પ્રિયતમની સેજ બિછાવું છું, ત્યારે મ્હારી આંખોમાં નીંદર ભરાય છે. જ્યારે મ્હારી આંખો નીંદરે ભરાય છે ત્યારે સાસૂ મ્હેણાં મારે છે. સાસૂ મ્હેણાં મારે છે ત્યારે મ્હારી આંખમાં આંસુ ભરાઇ આવે છે. નેત્ર સજળ થતાં મ્હને મ્હારી માતા યાદ આવે છે અને જ્યારે મા યાદ આવે છે ત્યારે હું મ્હારા પતિને કહું છું કે "ચાલો, પ્રિયતમ! આ અવિભક્ત કુટુંબથી જૂદાં થઇ કોઇ દૂર દેશમાં જઇને વસીએ."

હિન્દુ સમાજની અવિભક્ત કુટુંબ-પ્રથાના સમર્થક શું યુવતીઓની આ આન્તર્વેદના સાંભળશે ખરા?

( ૨ )

વીરા જે તૂં ચલ્યા ચાકરી, મેરી ભાબો દા કી હાલ, બુલા લૈંદી વીરૌં નૂંઃ
ભૈણેં કણુક ભડોલે, ઘેઉ ઘડોલે, ભૈણેં ચરિયૌં કુટ કુટ પાવે, બુલા લૈંદી વીરૌં નૂં.
વીરા કણુક નૂં લગ ગઇ સુરસરી, વીરા ઘેઉ નૂં લગ ગયા બાણુ, બુલા લૈંદી વીરૌં નૂંઃ
ભૈણેં કણુક નૂં પાદે સુક્કણી, ઘેઉ નૂં પાદે કડાહી, બુલા લૈંદી વીરૌં નૂં.

ભાવાર્થઃ ભાઇ ચાકરી કરવાને બહાર ગયો છે, ભાભીના સંકેતથી બ્હેન ભાઇને કહેવડાવે છે કે "ભાઇ! તું ચાકરી કરવાને તો ગયો છે; પણ પહેલાં વિચાર તો કર કે મ્હારી ભાભીની શી દશા થશે? એની સંભાળ કોણ લેશે? માટે હે ભાઇ! હવે તું ઘેર આવ."

ભાઇ એનો ઉત્તર વાળે છેઃ "હે બ્હેન! કોઠી ભરીને ઘઉં પડ્યા છેઃ અને ઘીનો ઘડો ભરેલો છે. ત્હારી ભાભી એમાંથી નિર્વાહ સારી રીતે કરી શકશે."

બ્હેન ભાઇના ઉત્તરનો જવાબ આપે છેઃ "ભાઇ! ઘઉંમાં તો કીડા પડ્યા છે અને ઘીને સ્હેજ ખારી વગી છે. તું ઘેર પાછો આવ."

ત્યારે ભાઇ કહે છે કે "બ્હેન! ઘઉંને તડકે નાખજે અને ઘીને કડાઇમાં ગરમ કરી લેજે."



ચિત્રકાર : ] [ રા. કલાબ્ધિ

સ્નેહવદને મધુરીનો ડાબો હાથ પોતાના ડાબા હાથમાં લઇ તેની આંગળીઓમાં પોતાની આંગળીઓ ભેરવી અને જમણો હાથ તેની કમરની આસપાસ વિંટાળ્યો.

[ પૃષ્ઠ ૨૦૩

( ૩ )

જે વખતે રેલ્વે અને તાર ન હતા તે વખતનું આ ગીત છે. લાહોરથી મુંબાઇ જતાં મહિનાઓ થતા હતા. આથી વ્યાપારી લોકો વિદેશથી દસબાર વર્ષે પોતાને ઘેર પાછા આવતા હતા. સ્ત્રીને સાથે લઇ જવાની સગવડ પણ ન હતી. રસ્તામાં લૂંટાઇ જવાનો ભય રહેતો હતો. આથી સ્ત્રીઓને ઘરમાં રહીને વિરહનું દારુણ દુઃખ સહેવું પડતું હતું. કોઇ કોઇ વાર તેઓ વિરહથી અધીર બનતી અને સખી, સાસુ, અને નણંદ વગેરેની પાસે જઇને પોતાના દુઃખનિવારણનો ઉપાય પૂછતી. નીચેનાં ગીતમાં એવીજ એક વિરહી સ્ત્રીના હૃદ્યોદ્‌ગાર છેઃ

સુન સખિયો ની ઇક સાવન આયા, ની ઘમઘોરૈં લાઇયૈં, બિજ્લી લસક રહીઃ
સુન સસ્સૂ ની, ઇક પુત્ત જુ તેરાની, ની ઑહ કૌન્ત ગૌરીદા, સો પરદેશ ગયા.
સુન નૂહેંની ઓહ મેરા ન ધલ્યાની ઓહ તેરા ન ધલ્યાની, દમ્મૈં દે લોભ ગયા;
સુન નનંદે ની ઇક વીર જુ તેરાની, ની ઑહ કૌન્ત ભાબો દા, સો પરદેસ ગયા.
સુન ભાબો ની ઓહ મેરા ન ધલ્યાની ઓહ તેરા ન ધલ્યાની, દમ્મૌં દે લોભ ગયાઃ
સુન ઢોલ બે તૈં નૂં લિખ ભેજૌં ચારિયૌં વે, બે સાડે મન દિલગીરિયાં, રથપત આ ઘરે.
સુન ગોરિએ ની, સાંડા આમન નાહીં, ની સાડા આમન નાહીં, છવડા સહજ કરોઃ
સુન ઢોલા બે સાતે કૌન ચૈંગરિયૌ, બે સાતે કૌન ભલેરિયૌં, જિન તૈં નૂં મોહ લ્યા ?
સુન ગોરિએ ની, ઇક રાહ પર ગુજરી, ની ઓહદે નૈણ રસીલે, ઉન સાનૂં મોહ લ્યાઃ
સુન ઢોલા બે, તેરી ગુજરી મૈંગામા, વે ઓહદે નૈણ કટામૈં, જિન તૈં નૂં મોહ લ્યા.

ભાવાર્થઃ હે સખિયો, શ્રાવણ માસ આવ્યો છે, ઘનઘોર ઘટા છાઇ રહી છે અને વીજળી ચમકારા કરી રહી છે. ( આવા સમયે પિયુની યાદ આવે એ સ્વાભાવિક છે ) "હે સાસ, તમારો પુત્ર જે મ્હારા પતિ છે તે વિદેશ ગયા છે." સાસુ વહુના કથનનો અર્થ સમજી જતા કહે છેઃ "હે વહુ, એ કાંઇ મ્હારા કે ત્હારા કહેવાથી નથી ગયોઃ એ તો પૈસાના લોભે ગયો છે."

સાસુના ઉત્તરથી નિરાશ થઇને અને પોતાની મનોરથસિદ્ધિ ન જોતાં તે નણંદની પાસે જાય છે અને કહે છેઃ "હે નણંદ, ત્હમારો ભાઇ જે મ્હારા પતિ છે તે આ વખતે પરદેશમાં છે."

નણંદ કહે છેઃ "હે ભાભી! એ કાંઇ મ્હારા કે ત્હમારા કહેવાથી નથી ગયા. એ તો પૈસાના લોભે ગયા છે."

નણંદ પાસેથી પણ નિરાશાજનક ઉત્તર સાંભળી તે પતિને પત્ર લખે છે. "હે પ્રિયતમ! મ્હારૂં મન ઉદાસ થઇ રહ્યું છેઃ ત્હમે ઘેર આવો."

પતિ ઉત્તર આપે છે કે "મ્હારૂં આવવાનું મુસ્કેલ છે. હૈયે ધીરજ રાખ."

સ્ત્રીને પતિ પર સન્દેહ આવે છે. સ્વભાવે જ સ્ત્રી તો શંકાશીલ હોય છેઃ. અને તે પર પતિનો આવો શુષ્ક ઉત્તર મળતાં તે ત્હેના ચારિત્ર્ય પર સન્દેહ લાવે એ સ્વાભાવિક છે. તે ઉત્તર વાળે છેઃ "પ્યારા, મ્હારાથી એવી સુન્દર તે કોણ છે કે ત્હમને મોહી લીધા ?"

સ્ત્રીનો સન્દેહ સાચો નીકળે છે. પતિએ સ્પષ્ટ લખી મોકલ્યું કે "રસ્તામાં એક રસીલાં નયનોવાળી ગૂજરી ઉભી હતી અને એણે મ્હારૂં મન મોહી લીધું છે."

ત્યારે પત્ની પ્રત્યુત્તર પાઠવે છેઃ "હે કાન્ત! હું ત્હમારી ગૂજરીને તેડી મંગાવી એની આંખો ફોડાવી નાંખીશ. જેણે ત્હમને મોહી લીધા છે."

સાચે જ સ્ત્રી શોક્યનું સાલ સહી શકતી નથી.[1]

[1] મૂળ સંપાદકઃ ભાઇ સન્તરામ બી. એ.



# શક્તિ

લેખક :
રા. ગોકુલદાસ દ્વા. રાયચુરા

"કેમ સાહેબ ! ધર્મશાળામાં જવું છે કે ?"

"ધર્મશાળામાં સગવડો તો ઠીક છે ના ?"

"હા સાહેબ આપના જેવા માટે ધર્મશાળામાં ખાસ સગવડો છે. સામાન્ય માણસ માટે ઓરડીઓ છે, પણ મુંબઇના કોઇ ગૃહસ્થો અહિં આવે છે એને માટે જુદા બેઠા ઘાટના બંગલાઓ છે."

"અહિંથી કેટલે દૂર છે ?"

"આ સ્હામે દેખાય છે તે ધર્મશાળાનો બંગલો." મજૂરે જરા ઉંચા થઇને સ્ટેશનની સ્હામે દેખાતી ધર્મશાળા તરફ સ્નેહવદનનું ધ્યાન ખેંચ્યું.

"કેમ શક્તિ ધર્મશાળામાં જ ઉતરશું ના ?" સ્નેહવદને પોતાની સ્ત્રી તરફ ફરીને પૂછ્યું.

"કોઇને ઘેર જવું તેના કરતાં ધર્મશાળામાં સ્વતંત્ર બંગલો મળતો હોય એતો મ્હને બહુજ ગમે. કેમ મધુરી બ્હેન ! ત્હમે પણ મ્હારા જ મતને મળતાં છો ના ?

"જરૂર. સ્વતંત્રતાની વાતજ કંઇ ઓર છે." મધુરી સ્નેહવદનની સ્હામું જોઇ મીઠું મીઠું હસી.

"ત્યારે ચાલ ઉઠાવ સામાન" સ્નેહવદને ફેલ્ટ હેટ માથાપર મૂકતાં મૂકતાં મજુરને હુકમ કર્યો.

જામનગરના સ્ટેશનપર મજુર સાથે વાત કરતી આ ત્રણે વ્યક્તિઓએ આખાય સ્ટેશનનું ખાસ લક્ષ ખેંચ્યું હતું. સેકન્ડક્લાસના ડબામાંથી બહાર નીકળી એક યુવાન અને બે યુવતીઓ જ્યારે પ્લેટફોર્મપર આવી ઉભાં ત્યારે આખુંય પ્લેટફોર્મ જીવતું બન્યું હોય તેવું વાતાવરણ પ્રસર્યું.

સ્નેહવદન રૂપાળો હતો, તેમાંય એનો પોશાક, એની હજામત અને એની છેલ્લામાં છેલ્લી ફેશન એની આકર્ષકતામાં વધારો કરતાં હતાં. શક્તિ અને મધુરી એ બન્ને પણ રસિકતાની દેવીઓ હોય તેવી એમની છટા-હિન્ડોલ હતી જેવી આ ત્રિપુટી ગાડીમાંથી ઉતરી કે તુરત પ્લેટફોર્મપર ઉભેલા માણસોમાંથી એક માણસે બીજાના કાનમાં કહ્યું કે "આ જુવાન તો માધવાનળ જેવો રૂપાળો છે અને આ બે સુન્દરીઓ સુન્દરતાની દેવીઓ તરીકે એની પછવાડે ઘેલી બની હોય તેવી દેખાય છે."

શક્તિ સ્નેહવદનનું સ્નેહભર્યું વદન નિહાળી નિહાળી સંતોષ પામતી. પરણ્યાં પછી એણે ચન્દ્રિકાની માફક પતિના મુખચન્દ્રનું ભરી ભરીને અમૃતપાન કર્યું હતું. પોતાના સૌભાગ્યદેવને જોઇ એ ઘેલી ઘેલી બનતી. કોડીલા કંથના અનેક કોડ પુરા કરવામાં એ જીવનનું સાફલ્ય માનતી. એના જીવનમાં એકજ હુલાસ હતો કે સ્નેહવદનના સ્નેહની

પુજારણ થવું, એના જીવનનો એકજ આનંદ હતો કે પતિના આનંદમાં સરખો ભાગ લેવો. મધુરી શકિતની માસીની દીકરી થતી હતી. પરણ્યા પછી એનો પતિ તુરત બેરીસ્ટર થવા વિલાયત ગયો હતો એટલે એ શકિતની સાથે જ રહેતી. સ્નેહવદનને પણ મધુરીનો સહવાસ રૂચ્યો હતો. મધુરી વિવિધ સંજ્ઞાથી ગુજરાતી વર્તમાનપત્રોમાં લખતી. ખાસ કરીને મહાગુજરાતનાં માસિકોમાં જૂદી જૂદી સંજ્ઞાથી લખાયલા એનાં લેખોને પ્રજાએ સત્કાર્યાં હતા. મધુરીની લેખનશૈલી આકર્ષક હતી. અંગ્રેજી ભાષાનું ત્હેને બીલકુલ જ્ઞાન ન્હોતું છતાંય એની નવલિકાઓ વાંચી ઘણાયને શંકા થતી કે આ નવલિકાઓ કોઇ અંગ્રેજી વાર્તાઓનું અનુકરણ હોવું જોઇએ. એના ઓળખીતાઓ તો એની એ નવલિકાઓ વાંચી એની સાહિત્ય પ્રવૃત્તિને માટે માન લેતા.

સ્નેહવદન કાઠિયાવાડની મુસાફરીએ નીકળ્યો હતો. કાઠિયાવાડની લોકવાર્તાઓ વાંચી એના દિલમાં એ પ્રેમશૌર્યની ભૂમિ જોવાની વૃત્તિ જન્મી હતી. કાઠિયાવાડના જૂદાં જૂદાં સ્થળોમાં ફરવાના અભિલાષ ત્હેનામાં જાગૃત થયા હતા. જામનગરનાં એણે ખુબ વખાણ સાંભળ્યા હતાં. જામનગરની રસિકતા, જામનગરની કલા અને જામનગરની બાંધણી વિષે એનું ખાસ ધ્યાન ખેંચાયું હતું. જામનગર એટલે 'ફૂલોનું નગર' એમ એના એક મિત્રે કહ્યું હતું એટલે મુબઇથી ઉપડી શકિત અને મધુરી સાથે એ પહેલ વહેલો જામનગરમાં આવ્યો.

[ ૨ ]

"ત્હમે મ્હારો છેલ્લો લેખ વાંચ્યો ?" મધુરીએ સ્નેહવદનના હાથમાં તુરતમાં આવેલ 'સાહિત્યવિનોદ'નો છેલ્લો અંક મૂકયો.

"ત્હમારા લેખ વાંચું કે ત્હમારી વાતો સાંભળું ! ત્હમારાં કાવ્ય વાંચું કે ત્હમારે કંઠેથી એ કાવ્યના લલકાર સાંભળું ! મ્હને તો હવે વાંચવા કરતાં ત્હમારી પાસેથી સાંભળવામાં વધારે રસ આવે છે." સ્નેહવદને મધુરી સ્હામે મીટ માંડી.

"પણ આપો લેખ થોડો હું મોઢે બોલી શકું–એ તો ત્હમે વાંચો ત્યારે જ એમાં રસ આવે."

"શા વિષય પર એ લેખ છે."

"એ તો ત્હમે પાના ઉઘાડીને વાંચો એટલે એની મેળે ખબર પડશે" આમ બોલતી મધુરીએ "સાહિત્યવિનોદ"નો અંક સ્નેહવદન તરફ ફેંકયો.

સ્નેહવદને એ અંકને ઝીલ્યો અને ઝીલતાં ઝીલતાં એણે મધુરી સ્હામું ગીણાશથી જોયું. આ વખતે શક્તિ બીજા ઓરડામાં પોતાના પહેરવાના કપડાં પેટીમાં મૂકતી હતી. ત્હેની નજર મધુરીએ અંક ફેંકયો અને સ્નેહવદને એ અંક ઝીલ્યો એ વખતે બન્નેનાં નયનો પર પડી. એના મનમાં સહજ શંકાએ પ્રવેશ કર્યો. જામનગર આવ્યા પછી મધુરીને સ્નેહવદનનું વર્તન શકિતને સહજ ખુચ્યું. મધુરી તરફ સ્નેહવદન જે રીતે જોતો અને મધુરી જે ભાવથી સ્નેહવદન સાથે વાત કરતી એમાં શબ્દે શબ્દે શકિતને શંકા થતી ગઇ. તેમાંય આજના આ પ્રસંગે એની એ શંકાને ટેકો આપ્યો. મધુરી અને સ્નેહવદનમાં રોજ રોજ જે ફેરફાર થતો ગયો તે જોઇ શકિતની ચિંતા વધતી ગઇ. પોતાની માસીની દીકરી પોતાના પતિ સાથે ગેલ કરે, રમે, હસે ત્યાં સુધી શકિતને વાંધો નહોતો પણ જ્યારે એ બન્નેની આંખોમાં વિકાર દેખાયો, જ્યારે એ બનેની ભાષામાં મોહ વણાયો, જ્યારે એ બન્નેના વર્તનમાં એક બીજા તરફની ન સ્હમજી શકાય તેવી ભાવના તરી આવી ત્યારે શકિતને આ બન્નેનો સંબંધ જરાય ન ગમ્યો.

રોજ સ્હાંજના ત્રણેય જામનગરની આસ-

પાસનો પ્રદેશ જોવા જતાં. આખુંય જામનગર તેઓએ હવે જોઇ લીધું હતું. જામનગરની રસિકતા મધુરી અને સ્નેહવદનને બહુ ગમી. ધર્મશાળામાં રોજ સ્હાંજના મોગરાના ફૂલની ટોપલી સ્નેહવદનને માટે આવતી તેમાંથી મધમધતાં ફૂલ લઇ સ્નેહવદન મધુરી પર એ ફૂલડા વેરતો.

"ત્હમે તો કવિ રહ્યાં એટલે ફુલોની દેવી અને ફૂલોનાં દોસ્ત" આમ બોલતો એ ફૂલથી મધુરી સાથે રમતો. શક્તિ આ બધું જોયા કરતી. આજનો સુધારો એટલી સ્વતંત્રતા આપે છે એટલે એ કંઇ બોલતી નહિં. પણ જ્યારે એ સર્વનું પરિણામ સ્પષ્ટ થવા લાગ્યું ત્યારે શક્તિ મુંઝાઇ. હવે આ બન્ને જો બે ચાર દિવસ પણ વધારે સાથે રહેશે તો પરિણામ સારૂં નહિ આવે એવી શક્તિની ખાત્રી થઇ ગઇ હતી.

"કેમ હવે દ્વારકા ક્યારે જવું છે ?" મધુરીએ સ્નેહવદનને પૂછ્યું.

"શું ઉતાવળ છે? આપણે તો મઝા કરવા નીકળ્યાં છીએ એટલે થોડા દિવસ હજુ અહિં જ રહીએ તો ઠીક."

"પણ અહિં તો હવે બધુંય જોયું. બાકી શું રહ્યું છે?"

"મ્હને જામનગરની રસિકતા અને કલા ખુબ ગમે છે એટલે આ શહેર છોડતા મન નથી થતું."

"ત્યારે ત્હમે અને મધુરી અહિં રહો બીજું શું ?" શક્તિએ કટાક્ષ કર્યો.

"તોય શું ખોટું છે? એ પણ ત્હારી બેન છે ના?"

"મ્હને એવી ખબર હોત તો હું મ્હારે બદલે મધુરીને જ ત્હમારી સાથે મોકલત અને હું મુંબઇ જ રહેત." શક્તિએ પતિ સ્હામે દૃષ્ટિ ફેંકી.

"પણ એટલી બે ભલાં એમ તું અને મધુરી સાથે છો એટલે વિશેષ આનંદ આવે છે." પોતાના પર શક્તિને કંઇ શંકા ગઇછે એ વિચારે ચેતો હોય તેવો ડોળ કરી સ્નેહવદને વાતનું વળું બદલ્યું. "શક્તિ! જામનગરનો લાખોટો જોવા જેવો છે હો! હું તો જ્યારે જ્યારે ત્યાંથી પસાર થાઉં છું ત્યારે એ લાખોટો જોવાનું મન થાય છે."

[ ૩ ]

શક્તિ સુધારાની ઉપાસક હતી. જુની રૂઢીઓ, જુની પદ્ધતિઓ અને જુના રીવાજોમાં ફેરફાર કરવામાં તે માનતી હતી. કોઇપણ પુરૂષને સ્ત્રી મિત્રો હોઇ શકે અને કોઇ પણ સ્ત્રીને પુરૂષ મિત્રો હોય એમાં પણ ત્હેને કોઇ પ્રકારે વાંધો નહોતો. ઘુંઘટાના રિવાજ સામે તો તેને ભારી તિરસ્કાર હતો. સ્ત્રી અને પુરૂષ એક બીજા સાથે રમે, હરે ફરે તોય પવિત્રતા સાચવી શકે છે એમ તેનું માનવું હતું. પણ હમણાં સ્નેહવદન અને મધુરીએ એ છૂટનો જે રીતે ઉપયોગ કરવો શરૂ કર્યો હતો એ જોઇ એને પોતાના સુધારાના વિચારોએ વિમાસણમાં નાખી હતી. જો સુધારાનું પરિણામ આ રીતનું આવતું હોય તો એ સુધારા કરતાં જુનું જીવન ઘણે દરજ્જે સારૂં છે એ ભાવના તરફ એનું વિચારબળ ઢળતું હતું.

નવા જમાનાનો સુધારો અને જૂના જમાનાની રૂઢીઓ વચ્ચે આજે શક્તિના વિચારોમાં યુદ્ધ જામ્યું હતું. તે પોતાના ઓરડામાં અર્ધ જાગૃત અવસ્થામાં અને અર્ધ નિદ્રાવસ્થામાં હોય તેમ સુતી હતી. છેલ્લા બે દિવસથી ત્હેના રોમ રોમમાં મધુરી અને સ્નેહવદન તરફ શંકા જાગી હતી. તે ઉઘાડી આંખે સ્ટેશનમાં ઉભેલ એંજીનમાંથી નીકળતા ધૂમાડા તરફ જોઇ રહી હતી એટલામાં તેને મકાનની પાછળના ભાગમાંથી મધુરી અને સ્નેહવદનનો અવાજ સંભળાયો.

" મધુરી ! ત્હમારૂં પેલું ગાયન બહુ મોહક છે."

" ત્હમે પોતે મોહક રહ્યા એટલે ત્હમને તો ઝાડનું પાંદડે પાંદડું પણ મોહક જ લાગે.

'મોહક' શબ્દ શકિતએ બરાબર સાંભળ્યો. તે ધીમે પગલે ઉઠી. અને ઓરડામાંથી ઓસરીમાં છૂપાઈને બહાર આવી. અરધી ઓસરીમાં પથરની પાળ હતી અને પાળપર પથરના ગોળ થાંભલાઓ હતા. એક થાંભલાને અઢેલીને તે મધુરી અને સ્નેહવદનની વાતો સાંભળતી ઉભી.

" મધુરી ! જામનગરની આખીય રસિકતા એક ત્રાજવામાં મૂકું અને એક ત્રાજવામાં ત્હમારી કવિતા મૂકું તોય ત્હમે રસિકતામાં ચઢો."

" એ તો ત્હમે રસિકતાના પુજારી છો એટલે ત્હમારો રસિક પ્રશ્ન ત્હમને સહુમા દેખાય છે."

" પણ મધુરી........" આમ બોલતાં સ્નેહવદને મધુરીનો ડાબો હાથ પોતાના ડાબા હાથમાં લઇ તેની આંગળીઓમાં પોતાની આંગળીઓ ભેરવી અને જમણો હાથ તેની કમરની આસપાસ વિંટાળ્યો.

આ વખતે મધુરીનું ધ્યાન ઓસરીમાં થાંભલાને અઢેલીને ઉભેલી શકિત ઉપર પડયું. તે એક ક્ષણ ચોંકી પણ બીજી જ ક્ષણે જાણે કંઇ ન જાણતી હોય તેમ તે સ્વસ્થ બની.

" આ શું કરો છો ? ઘેલા તો નથી થયા ? "

" મધુરી–મધુરી. "

" મધુરી એટલે શું ? " મધુરીએ સમયસૂચકતા વાપરી.

" મધુરી–મધુરી..." ફરી સ્નેહવદન કુજતા સ્વરે બોલ્યો.

" સ્નેહવદન ! ત્હમે આ શું કરો છો. છોડી દો મ્હારો હાથ. ત્હમે શું માંગો છો ?"

આમ બોલતી મધુરીએ આંખથી સ્નેહવદનને શકિતની ઓસરીમાંની હાજરી વિષે સ્હમજાવવા પ્રયત્ન કર્યો.

સ્નેહવદન મધુરીના નયનથી થતી વાતો ઘડીકમાં સ્હમજ્યો નહિં. તે તો પ્રેમઘેલો થયો હતો. પણ ચપળ મધુરીએ ત્હેને મોહની નિદ્રામાંથી જાગ્રત કર્યો અને ઇશારાથી શકિત તરફ ત્હેનું ધ્યાન ખેંચ્યું. શકિતને જોતાં જ સ્નેહવદનની બધી શકિતઓ હરાઇ ગઇ. તે મુંઝાયો, ગભરાયો, પણ એક પલમાં મધુરીએ એને બચાવી લેવા પ્રયત્ન કર્યો.

" જુઓ સ્નેહવદન ! આપણી વચ્ચે હમણાં જે પ્રમાણે વાતચીત અને અભિનય થયો એ મ્હારા " અભિનય "ના લેખમાં મ્હેં સ્હમજાવ્યું છે તે પ્રમાણે જ થયું છે. હવે મ્હને લાગે છે કે કોલેજના વિદ્યાર્થીઓના એમેચ્યોર તરીકે ભજવવાના નાટકમાં આ લેખ બહુ મહત્વનો થઇ પડશે. હું જો કોલેજમાં હોઉં તો આજે જેમ ત્હમને મુખ્ય પાત્રનું કામ સોંપ્યું તેમ ખેલમાં પણ ત્હમને જ સોંપું. ત્હમે એક પ્રેમી તરીકે બહુ અચ્છું કામ કરી શકો તેમ છો. ત્હમે મ્હારા આંગળામાં આંગળાં ભેરવ્યાં એમાં સહજ ભૂલ હતી. જરા પુરૂષની કર્કશતા હતી. સ્ત્રી જાતી એટલે સુકુમારતા અને એનાં આંગળાં પકડવાં એટલે ત્હમારે પણ થોડું સુકુમાર બનવું પડે, સ્હમજ્યા ? બાકીનો ત્હમારો અભિનય સુન્દર હતો. ત્હમે પ્રેમીની પરિક્ષામાં પાસ થાઓ તેવા છો. આજે શકિત બ્હેને ત્હમારો આ અભિનય જોયો હોત તો તે પણ જરૂર ખુશી થાત."

આ પ્રમાણે આખોય પ્રસંગ પલટાવવા મધુરીએ પ્રયત્ન કર્યો.

શકિત મધુરીની આ બાજીનું રહસ્ય સ્હમજી ગઇ. અને જેમ જેમ મધુરી પ્રસંગને ઢાંકવા માટે વધારે પ્રયત્ન કરતી ગઇ તેમ તેમ તેના તરફ શકિતની શંકા દઢ થઇ.

[ ૪ ]

" કેમ ડૉક્ટર કેમ છે—તાવ કેટલો છે ?" સ્નેહવદને ચિંતાતુર સ્વરે ડૉક્ટરને પૂછ્યું.

" તાવ અત્યારે તો ઓછો છે. કાંઇ ફીકર કરવા જેવું નથી. અહિં હમણાં તો રોકાશો ના ? " ડૉક્ટરે ખુરસી પર બેઠક લીધી.

" રોકાવાની કંઇ હરકત નથી. અહિં પણ જામનગરની માફક જોવાનું ઘણું છે પણ શક્તિની તબીયત લથડી એટલે હવે ગમતું નથી. "

" દ્વારકામાં આવ્યા છો તો પ્રભુ સારું કરશે. " વૃદ્ધ ડૉક્ટરે પ્રભુમાં શ્રદ્ધા બતાવી.

" પણ હવે તાવ કમી થાય તો ઠીક " મધુરીએ ડૉક્ટર તરફ આશાભરી દ્રષ્ટી ફેંકી.

" એમનો આ તાવ કંઇ અજબ રીતનો લાગે છે. એના હૃદયપર ખાસ કંઇ ગંભીર અસર થઇ હોય તેમ લાગે છે. પણ કંઇ ખાસ ચિંતાનાં કારણ નથી. "

જામનગરથી સ્નેહવદન દ્વારકા આવ્યો પણ આવતાં તુરતજ શક્તિ તાવમાં સપડાઇ. જે દિવસે સ્નેહવદન અને મધુરીને ધર્મશાળાના કમ્પાઉંડમાં શક્તિએ જોયા અને સાંભળ્યાં તે દિવસથી શક્તિને બહુ આઘાત થયો. તેને આ સ્થિતિ અસહ્ય લાગી. આના કરતાં તો મૃત્યુ આવે તો ઠીક એ વિચારે એના પર ખુબ અસર કરી. દિલમાં લાગેલા એ ધ્રુસકાએ તુરત પરિણામ આવ્યું.

શક્તિને તાવ આવતાં જ સ્નેહવદન મુંઝાયો એને પણ તે દિવસનું પોતાનું વર્તન શક્તિએ જોયું એ વિચારે દુઃખ થયું હતું. ભૂલ સુધારવા તેણે અને મધુરીએ ઘણાં પ્રયત્નો કર્યા છતાં શક્તિ ઉપર તેની કોઇપણ પ્રકારે સારી અસર થઇ નહિ.

શક્તિનો તાવ પાછો વધ્યો. ડૉક્ટરને પાછા બોલાવવામાં આવ્યા. ડૉક્ટરે શક્તિને તપાસી અને માથું ધુણાવ્યું.

" શેઠ ! આપ તો અંગ્રેજી ભણેલા છો એટલે આપને કહેવામાં કંઇ હરકત નથી કે કેસ અત્યારે વધારે ગંભીર થયો છે. જરા સાવચેત રહેવા જેવું છે. હું દવા આપું છું. પ્રભુ સારું કરશે. "

ડૉક્ટર ગયા પછી શક્તિને લવારો ઉપડ્યો.

" ભવે ...તમે ..સુખથી રહો...મધુરી મધુરી... ..હું તમને ચહું છું. ઓ...હો... હવેથી ..અભિનય...નો લેખ ..કેવો...સુન્દર ...અને મેં પણ...કેવો ..અભિનય...કરી... બતાવ્યો...એક .."

આ લવારો સાંભળી મધુરી અને સ્નેહવદન બેઉ ચોંક્યાં. બન્ને સમજી ગયાં કે જામનગરમાં પોતે કરેલી ભૂલનું આ પરિણામ છે.

સ્હાંજના શક્તિને સહજ આરામ જણાયો. તેણે આંખ ઉઘાડી સ્નેહવદન સ્હામી મીટ માંડી. સ્નેહવદન તેની પથારીની વધુ નજીક આવ્યો.

" કેમ કંઇ કહેવું છે ? " સ્નેહવદને શક્તિના માથાપર હાથ ફેરવતાં પૂછ્યું.

" હા મધુરીને બોલાવો "

મધુરી હરણી માફક કાંઇ કરતી હતી ત્યાંથી સ્નેહવદને બોલાવી.

" કેમ બ્હેન શું છે ? " મધુરી શક્તિની પથારી પર બેઠી.

" જો મધુરી હું હવે જાઉં છું. મ્હારા સ્નેહવદનને તું સંભાળજે... તું મ્હારી બ્હેન છે. મ્હારો પતિ જરા પણ દુઃખી ન થાય એનું ખાસ ધ્યાન રાખજે " આટલું બોલતાં તે થાકી ગઇ અને મધુરી રડતી પડી માટી.

" શક્તિ બ્હેન ! એ શું બોલે છે. પ્રભુ તને જરૂર સારું કરશે."

"મધુરી ત્હને સ્નેહવદન ચાહે છે. તું સ્નેહવદનને ચાહે છે. હું એ સઘળું જાણી ચુકી છું. હું મરૂં છું એટલે હવે ત્હમને એક પ્રકારે જે અડચણ હતી તે દૂર થાયછે..."

સ્નેહવદન શરમનો માર્યો નીચું જોઇ ગયો. એના ચહેરાપર દુઃખની રેખાઓ ચિતરાઇ ગઇ.

"છતાં મધુરી તું પરણેલી છો, આર્ય સંસારમાં પરણેલી સ્ત્રીથી બીજા પુરૂષ તરફ પ્રેમ બતાવાય નહિં. તું સ્નેહવદનને ચાહતી હો તો એ આર્ય સંસારની પવિત્રતાને જાળવીને તું એને જરૂર ચાહજે. હું તો એમ માનું છું કે પરણેલી સ્ત્રી પરપુરૂષ સાથે ભાઇ તરીકે, મિત્ર તરીકે સારો સંબંધ રાખી શકે છે, ઉભયને ચાહી શકે છે પણ પતિ અને પત્નીની પવિત્રતાને કલંકિત કરવી એને હું અનિષ્ટ સ્વમજું છું. હું સુધારાને આવકાર આપવા હમેશા તૈયાર હતી પણ સુધારાના પરિણામ જો આવાં આવતાં હોય તો મ્હને મ્હારૂં જુનું ગુજરાત ગમે છે. હું તો હવે જાઉં છું. એટલું કહેતી જાઉં છું કે દેશમાં સુધારો આવશ્યક છે પણ સુધારાનાં પરિણામને જો ત્હમે અપવિત્રતાથી અભડાવશો તો ત્હમે સુધારકોની સંસ્થાને તોડી પાડવાના પાપના ભાગીદાર થશો. એટલું ધ્યાન રાખજો. પ્રભુ ત્હમારૂં કલ્યાણ કરે,...બસ જાઉં છું..."

બીજી પળે શકિતએ પથારીમાં પડખું ફેરવ્યું અને એની આંખો મિંચાઇ. થોડીવારમા તો એ શકિતનો આત્મા પ્રભુના દરબારમાં સિધાવ્યો.

સ્નેહવદન શકિતને સંભારીને રડ્યો એટલું જ નહિં પણ શકિતના છેલ્લાં વાક્યોએ તેના ઉપર અજબ અસર કરી.

× × ×

મુંબઇના છાપાંઓમાં પ્રકટ થયેલ એક ફકરાએ આજે સારાય સમાજનું ધ્યાન ખેંચ્યું.

"બેરીસ્ટર થવા ગયેલ મી. મનોહરલાલ ચંપકલાલ મહેતા લંડનમાં મોટર અકસ્માતથી મૃત્યુ પામ્યા છે. મરહુમ થોડા વખત પહેલાં જ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયેલ હતા. કમનસીબી તો એ છે કે પરણીને ત્રીજે જ દિવસે તેમણે હિંદુસ્થાનનો કીનારો છોડ્યો હતો. આજે એમના કુટુંબ તરફ અને ખાસ કરીને એ યુવાન વિધવા તરફ સારા હિંદુ સમાજની દીલસોજી છે."

મધુરીનો વર મનોહરલાલ મૃત્યુ પામ્યો. એ વાંચી સ્નેહવદન બહુ દિલગીર થયો. મધુરી સ્નેહવદન સાથે હવે પુનર્લગ્ન કરશે એમ ઘણાય કુથલીખોરોએ સમાજમાં વાત ફેલાવી.

"મધુરી! ત્હમારે માથે બહુ સંકટ આવ્યું છે. પણ પ્રભુ ત્હમારા જેવાની જ કસોટી કરે છે."

"અને શકિત બ્હેન જતાં ત્હમને પણ કંઇ ઓછું દુ:ખ થયું નથી. હવે તો ત્હમે અને હું પવિત્ર રહી ભાઇ બ્હેન તરીકે સમાજ સુધારા માટે ભેખ લઇએ"

શકિતના મૃત્યુ પહેલાના શબ્દોને પોતાના જીવનના મુદ્રાલેખ તરીકે ગણી ભાઇ બ્હેન તરીકે સ્નેહવદન અને મધુરીએ નર્મદાને કાંઠે એક આશ્રમ સ્થાપ્યો અને આસપાસના આમડાંઓમાં ગરીબોની સેવા સાધવા અને સાચો સુધારો કરવાના અભિલાષ પોષ્યા. આશ્રમનું નામ "શકિત આશ્રમ" રાખ્યું અને તેમાં શકિતની મૂર્તિ પધરાવી.

શ્યાત્મક રીતે એમના મગજ પર ઠસાવામાં આવ્યું ને ઘી પીને ફીકી ને શાહી ડે કાબરચિત્રી બનેલી પાઘડી એમણે પહેરી જોઈ ખાતરી કરી કે 'આ મારીજ પાઘડી છે.' ત્યારે એમને ખરી વસ્તુસ્થિતિનું જ્ઞાન થયું. 'આ કામ કોણે કર્યું ?' એમણે પૂછ્યું. હું પાસેજ હતો. પહેલાં તો મને ત્યાંથી ચલ્યા જવાનું મન થયું. પણ પછી સત્યના મદિરામાં ભાન ભૂલેલો, વોશિંગ્ટનની કલ્પિત કથાથી વ્યામોહ પામેલો એવો હું પ્રમાદવશ થયો. મેં ગુનાની કબૂલાત કરી. ખીંટી પર ન પહોંચાયાથી એમનોજ દક્ષિણી જોડો તાકીને મારીને એમની પાઘડીને ખીંટી પરથી કેવી રીતે ઉથલાવી પાડી, ત્યાર પછી પહેલાં એમાં કાદવ ભરવાનો વિચાર કરીને તે કેમ માંડી વાળ્યો, ઘીના તપેલા તરફ ધ્યાન કેવી રીતે ખેંચાયું, ઘીમાં એને પહેલાં ઉંધી ને પછી ચત્તી એમ શી રીતે ડુબાવી, પાઘડી પરથી ઘીમાં પડેલો વાંદો બહાર કાઢી એમના અંગરખાના ગજવામાં મૂકવાનું કોણે સૂચવ્યું, પાઘડીને તડકે સૂકવી પછી તેના પર શાહીનો મોટો ખડિયો કેવી રીતે ખાલી કર્યો ને પાઘડીને ખીંટીએ પાછી ભેરવી ન શકાયાથી ખીંટીની નીચે એને લુગડાના ઢગલા ઉપર કોની પ્રેરણાથી મૂકી દીધી, એ સર્વનું સવિસ્તર વર્ણન મેં કર્યું. પણ આ સત્યપાલનનું પરિણામ શું આવ્યું તે હું યાદ કરવા માંગતો નથી. દરેક સાચાબોલા બાળકના એ સામાન્ય અનુભવની વાત છે. પરંતુ તે દિવસે મારા શરીરનેજ માર નહોતો પડ્યો; ખરું જોતાં એ માર મારા હૃદયમાં રહેલી સત્ય વિષેની અડગ શ્રદ્ધાને પડ્યો હતો. તે દિવસથી મારી સત્ય વિષેની શ્રદ્ધાના પાયા ડગમગી ગયા. ત્યાર પછીના શાળાના અનુભવે સત્ય વિષેની મારી શ્રદ્ધાને જડમૂળથી ઉખેડી નાખી.

આમ મારો તો બાલ્યકાળમાં જ સત્ય વિષેની શ્રદ્ધાનો લોપ થયો. પરંતુ કેટલાકને કપાળે એથીયે વધારે કડવા અનુભવો લખાએલા હોય છે. મારા એક મિત્ર પોતાની સત્ય માટેની શ્રદ્ધા ઘણા લાંબા કાળ સુધી સાચવી રહ્યા છે. 'કોઈ ડાબા ગાલ પર તમાચો મારે તો જમણો ધરવો' એવા સૂત્રનું એ યથાશક્તિ પાલન કરનારા હતા. એમને જેમ જેમ થપ્પડો પડતી ગઈ તેમ તેમ થપ્પડ ખાવાનો ઉત્સાહ એમનામાં વધતો ગયો. સાચું બોલવાથી એમને જેમ જેમ સહેવું પડ્યું તેમ તેમ સાચું જ બોલવાનો એમનો આગ્રહ વધતો ગયો.

એમનાં નવોઢા પત્નીએ પૂછ્યું, 'તમે મારી સાથે કેમ પરણ્યા ?' એમણે તરત જવાબ દીધો, 'બીજી ન મળી તેમાં,' ને દામ્પત્ય જીવનની શરૂઆતમાંજ કલહનાં બીજ રોપાયાં. આજે બંને છૂટાં રહે છે. એક વર્તમાનપત્રની ઑફિસમાં એઓ નોકરી કરતા. એક વખતે તંત્રીએ પોતાના અગ્રલેખ માટે પૂછ્યું 'કેવો લાગે છે ?' એમણે ક્ષણના પણ વિલંબ વિના જવાબ દીધો, 'મેં આવો લેખ લખ્યો હોય તો કોઈ આગળ મારું મોઢું ન બતાવી શકું'! પરિણામે એમને રજા મળી. એમના પૈસાદાર કાકાને વૃદ્ધ વયમાં પુત્રરત્ન પ્રાપ્ત થયું. કાકાએ એમને પૂછ્યું 'છોકરાનું મોઢું કોના જેવું લાગે છે ?' 'વાંદરા જેવું' એમણે પળનાયે વિલંબ વિના જવાબ દીધો અને આર્થિક આશ્રયનું એમનું એકનું એક સ્થાન હંમેશ માટે જતું રહ્યું. આજે એઓ એક અંગ્રેજ ઓફિસર માટે તેમને મોંઢે પોતાનો સાચો અભિપ્રાય કહેવા બદલ જેલમાં છે. છતાં જેલ જવાથી મળતી દેશભક્તની કીર્તિ પણ તેમને મળી નથી. એઓ હજીયે માને છે કે આખરે તો સત્યનો જ જય થશે.

પરંતુ સત્યના જયની એ આખર ઘડી

કદી આવતીજ નથી. સર્વ પ્રકારની કલાના વ્યાપારોમાં અસત્યનું જ સામ્રાજ્ય હોય છે. કવિતા એટલે સુંદર અસત્યોની સુંદર શબ્દોમાં ગૂંથણી. ચિત્રકળા એટલે જીવતાં પ્રાણીઓ કે પ્રકૃતિદૃશ્યોની અસત્ય પ્રતિકૃતિ—નાનકડા કાગળ પર કદી ન માઇ શકે એવી વસ્તુઓને કાગળ પર ઉતારવાનો, કદી ભેગી ન થતી હોય એવી સમાનાન્તર રેખાઓને ભેગી કરી બતાવવાનો અસત્ય પ્રયોગ. સંગીત એટલે જે રીતે ગાંડો ન થઇ ગયો હોય એવો એક પણ મનુષ્ય કદી ભાવ પ્રદર્શન ન કરી શકે તે રીતે ભાવ પ્રદર્શન કરવાનો અસત્ય પ્રયત્ન.

સંસારનો સર્વ વ્યવહાર અસત્ય સિવાય બીજા કશા પર નભી શકે ખરો ? વિવેક, વિનય, મર્યાદા, શિષ્ટાચાર સર્વ પ્રકારના ધંધા રોજગાર એમાં નર્યું સત્ય દાખલ કરવા જઇએ તો પરિણામ શું આવે તે કલ્પી શકાય એમ નથી. રોજ કરવાથી માંડી તે મશ્કરી કરવા સુધીની એકેએક વસ્તુ અસત્યને આધારે બની શકે છે.

સત્યની અતિશયોક્તિભરી પ્રશંસા કરનાર ધર્મ ને જાતિનો આધાર પણ અસત્ય પર રહ્યો છે. આપણા જાતિના ને ધર્મના સિદ્ધાન્તોમાંથી અસત્યને કાઢી નાંખીએ તો કાંઇ પણ બાકી રહે ખરું ? નાહ્યા વગર જમી લેનારો નરકે જશે ને પાંચ પચાસ વિધવાઓને રઝાળી દ્રવ્ય ભેગું કરનાર કાશી ની યાત્રા કરી આવ્યાથી સ્વર્ગ પામશે; અમુક વર્ગના દોઢસો માણસો સિવાયના બાકીના દોઢ કરોડ નિરંતર નરકના અગ્નિમાં સેકાયા કરવાના છે આવી-ભાવના સ્વીકારવી ને સ્વીકારાવવી એ અસત્યના પ્રભાવ વગર બની શકે ખરું ?

અસત્ય ઝાઝો વખત ટકી શકતું નથી એવો આક્ષેપ કરવામાં આવે છે પરંતુ એ આક્ષેપ કેવળ નિરાધાર છે. આ જગતમાં જે કોઇ પણ વધારેમાં વધારે ક્ષણભંગુર વસ્તુ હોય તો તે સત્ય છે. એ એવું નાજુક છે કે એના પર નહિ જેવું દબાણ કરતાં એ કચરાઇ જાય છે. ને પરિસ્થિતિમાં જરા પણ ફેરફાર થતાં એ ગુંગળાઇને મરી જાય છે. એક જ સ્વરૂપે એ રહી શકે છે. એના સ્વરૂપમાં લેશ પણ પરિવર્તન કરી શકાતું નથી.

અસત્યનું આથી ઉલટું જ છે. એ અનેક સ્વરૂપો ધારી શકે છે. સૌન્દર્યની પેઠે એ ક્ષણે ક્ષણે નવીનતા ધારણ કરે છે. પોતાના વિરાટ સ્વરૂપ વડે એ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ ત્રણે લોકને માપે છે ને દરેક જાતની પરિસ્થિતિમાં; પરિવર્તનપરંપરામાં પણ પોતાનું સ્વત્વ સાચવી રાખી નિત્ય વિકાસ સાધે છે. આ વિદ્યુતોમતરંગભંગચપલ સંસારને વિષે જો કોઇ પણ ચિરસ્થાયી વસ્તુ હોય તો તે અસત્ય જ છે. જગતના આદિ કાળથી એજ ટકી રહ્યું છે ને પ્રલયકાળ પર્યન્ત ટકશે.

સત્ય જેનું મૂળ ગણાયું છે એવા ધર્મોમાં પણ અત્યારે અસત્ય સિવાય બીજું શું રહ્યું છે ? જગતનો કોઇ પણ ધર્મ તેના આદિ પ્રચારકે જે સ્વરૂપે પ્રેર્યો હશે તે સ્વરૂપે રહી શકયો છે ખરો ? પ્રત્યેક ધર્મનાં ક્રિયા સંસ્કાર આદિમાં આજે અસત્ય સિવાયનું કાંઇ પણ ટકી રહ્યું નથી. ધર્મ જગતને ટકાવી રહ્યો છે ને અસત્ય ધર્મને ટકાવી રહ્યું છે. આમ જગતનો આધાર અસત્ય પરજ રહ્યો છે.

અસત્ય જલદીથી પકડાઇ આવે છે એવો આક્ષેપ કરનારાઓ ભૂલી જાય છે કે સત્ય એનાથી પણ જલદી પકડાઇ આવે છે ને કોઇ વસ્તુ પકડાઇ આવે માટે તે ખોટી એમ શી રીતે કહી શકાય ? અને અમુક પ્રકારનું જ અસત્ય તરત પકડાઇ આવે છે. કેટલાક પ્રકારનું અસત્ય કદી પકડાતું નથી.

સત્યની પેઠે અસત્યના પણ ત્રણ પ્રકાર : આધ્યાત્મિક, આધિદૈવિક ને આધિભૌતિક. રાતે મોડા ઘેર આવી ઑફિસના કામનું બ્હાનું કાઢનાર પતિ, ન્યાતમાં મેયત થઇ છે એમ કહી મેચ જોવા જનાર કલાર્ક, પરાઇ વસ્તુને પોતીકી ગણાવવા મથનાર લેખક વગેરે આધિભૌતિક અસત્યની ઉપાસના કરે છે ને આધિભૌતિક અસત્ય ઘણી સહેલાઇથી પકડાઇ આવે છે. ગાયત્રી મંત્રનું વિસ્મરણ થયા પછી અમથું નાક પકડી સન્ધ્યાનો ઢોંગ કરનાર ભૂદેવ, ઇરાનીની રેસ્ટોરાંમાં છાનીમાની ચહા પી આવી પછી પ્રાયશ્ચિત તરીકે સત્યનારાયણની કથા કરાવનાર ભાવિક વગેરે આધિદૈવિક અસત્ય સેવે છે ને એવાં અસત્ય પકડાઇ આવે છે ખરાં–પણ બહુ સહેલાઇથી નહિ. ' મારો મોક્ષ થઇ ગયો છે; હવે મને પાપ પુણ્ય સ્પર્શી શકે એમ નથી ' એમ માની યથેચ્છ વિહરનાર ગુરૂદેવ; બીજાના આત્માના કલ્યાણ માટે તેના શરીરને પીડનાર ધર્મપ્રેમી, ' પ્રજાનાં સુખ માટે જ રાજ્ય કરીએ છીએ ' એમ આત્મવંચના કરતી પરદેશી રાજ્યકર્ત્રી પ્રજા, અને એવા રાજ્યનો ખુશીથી સ્વીકાર કરી લેતી પ્રજા એ સર્વ આધ્યાત્મિક અસત્યને ઉપાસે છે ને આત્મવંચના કરી બીજાઓને પણ છેતરે છે. તત્વદર્શનના ઉપાસકો અધ્યાત્મિક અસત્યના જ ઉપાસકો હોય છે.

આમ જગતમાં અસત્ય જ જૂદે જૂદે સ્વરૂપે પ્રવર્તી રહ્યું છે ને તેથીજ તત્ત્વવિદે કહ્યું છે કે ' જગત્ અસત્ય છે. ' પણ તત્ત્વવિદ આટલાથી સન્તોષ ન પામતાં આગળ કહે છે ' હું એકલો જ સત્ય છું–આત્મા જ સત્ય છે. ' તેને માટે ' હશે, ભાઇ! હશે ' એ સિવાય આપણે બીજું કાંઇ કહેવાનું નથી. સત્યનો સંભવ બેજ સમયે હોઇ શકેઃ જગત્ સરજાયું ને પહેલાં તે જગતના પ્રલયકાળ પછી. તે સિવાય આ અસત્ય એ જ જેવું તત્ત્વ છે એવા સંસારને વિષે સત્યનો સંભવ ક્યારેય નથી.



## પરદેશથી પુસ્તકો કેટલાં આવે છે ?

હિન્દુસ્તાનમાં બીજી વસ્તુઓ સાથે પુસ્તકોની આયાત પણ પુષ્કળ થાય છે. ૧૯૧૭–૧૮ થી ૧૯૨૬–૨૭ ની આખર સુધીમાં પરદેશથી નીચેની કિંમતનાં પુસ્તકોની આયાત થઇઃ

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૭—૧૮ | રૂા. ૪૭૫૩૦૦૦ | ૧૯૨૨—૨૩ | રૂા. ૫૦૯૮૦૦૦ |
| ૧૯૧૮—૧૯ | રૂા. ૫૦૮૦૦૦૦ | ૧૯૨૩—૨૪ | રૂા. ૫૧૪૨૦૦૦ |
| ૧૯૧૯—૨૦ | રૂા ૪૨૩૫૦૦૦ | ૧૯૨૪—૨૫ | રૂા. ૬૪૬૭૦૦૦ |
| ૧૯૨૦—૨૧ | રૂા. ૬૬૦૦૦૦૦ | ૧૯૨૫—૨૨ | રૂા. ૫૬૮૮૦૦૦ |
| ૧૯૨૧—૨૨ | રૂા. ૫૪૪૮૦૦૦ | ૧૯૨૬—૬૭ | રૂા. ૫૬૬૦૦૦૦ |

દશ વર્ષનાં રૂા. ૫૪૧૫૫૦૦૦ ની રકમ પુસ્તકોની આયાત પાછળ ખરચાયા. આટલી જ રકમનાં પુસ્તકો દેશી ભાષાનાં ખરીદાયાં હોત તો ?

# ચાંદલો

[ રાસ ]

કે આભમાં અદ્‌ભુત દીવડા ઝગમગે રે !
કે ચમકે એહવો સતીને ભાલ,
સોહાગણ,
રે'જો અખંડ એ ચાંદલો રે !...૧

કે ચાંદલે કુમકુમ સજનિ ! નીતરે રે !
કે ચાંદલે ચમકે સૂરજ સોમ,
સોહાગણ,
રે'જો અખંડ એ ચાંદલો રે !...૨

કે ચાંદલો દિવ્ય આભૂષણ ભાલનું રે !
કે ચાંદલો સાચો સતીનો શણગાર,
સોહાગણ,
રે'જો અખંડ એ ચાંદલો રે !...૩

કે ચાંદલે સોહે શિયળવતી સુંદરી રે !
કે ચાંદલે નીતરે ચિર્ સૌભાગ્ય,
સોહાગણ,
રે'જો અખંડ એ ચાંદલો રે !...૪

"મધુપ"




લેખક : રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

શિવપ્રસાદ દૂર દેશાવર ધન કમાવા ગયા હતા. ત્યાંથી તેઓ પોતાને ઘેર સ્ત્રી-પુત્રો કન્યા સૌને ચકિત કરવા માટે કાગળ લખ્યા વિનાજ એકાએક આવી પહોંચ્યા. હજી તો ગાડીમાંથી ઉતર્યા નથી ત્યાં ઘરમાં રડારોળ થઇ રહેલી તેમને સંભળાઇ. પોતે ઘેર જશે ત્યારે આશ્ચર્યથી સર્વે જણ કૂદકા મારતાં પોતાને ભેટવા આવશે, એવા સ્વપ્ન તેમણે સેવ્યાં હતાં. પણ તેથી ઉલ્ટું જ તેમણે અનુભવ્યું. સામાન ગાડીમાંથી ઉતારી, ગાડીવાળાને પૈસા ચુકવી આપી, પોતે હાંફળા ફાંફળા ઘરમાં ગયા.

જુએ છે તો તેમની ૯ વર્ષની પુત્રી યમુનાના હાથની ચુડીઓ તોડી નાખવામા આવે છે ! અને સગાંવહાલાં આક્રંદ કરી રહ્યાં છે. યમુનાની ચુડીઓ જે એક વિધવા તોડે છે, તેને પોતાના નાજુક હાથથી યમુના મારે છે અને કહે છેઃ " મારી આવી સરસ ચુડીઓ શા માટે તોડે છે ? તારા બાપનું મેં શું બગાડયું છે. !"

હાય ! આ સરસ શબ્દો આજ બિચારી બાળકીને કેમ બોલવા પડે છે, એ શિવપ્રસાદ સમજી ગયા. એ બિચારી વિધવા થઇ છે. હિંદુસંસારના રિવાજ મુજબ એની ચુડીએ તોડી નાખવામાં આવે છે !

આંખમાંથી આંસુનાં ખરેલાં બિન્દુ લુછી નાખી શિવપ્રસાદ " હરિને ગમ્યું તે ખરૂં ! એમ કહી ઓસરીમાંથી દૂર ગયા.

યમુનાનું લગ્ન રાવબહાદુર લક્ષ્મીપ્રસાદના ૧૨ વર્ષના પુત્ર શારદાચરણ સાથે થયું હતું છોકરો મૂળથી રોગી હતો; પરંતુ ખાનદાન કુળવાન અને ધનવાનનું ઘર એટલે યમુનાના માબાપની આંખમાં એ રોગ દેખાયો ન હતો ખાસ કરીને યમુનાની માતા કાલિન્દીએ આ લગ્ન માટે ખુબ આગ્રહ કર્યો હતો અને એક વર્ષ ઉપર એ લગ્ન થયાં હતાં. હિન્દુ સમાજની દ્વિજ જાતિમાં પતિવિહોણી થનારીઓને ફરીથી પતિ કરવા દેવામાં આવતો નથી. યમુના દ્વિજ જાતિમાં જન્મેલી છે. એને હવે ઘરખુણે રહેવું પડશે એનાથી હવે સૌભાગ્ય ચિહ્ન ધારણ કરી શકાશે નહીં. માથાના વાળ કાઢી નંખાવવા પડશે. કપાળમાં ચાંલ્લો કરી શકાશે નહીં. કાળાં કે સફેદ લુગડાં જ પહેરી શકાશે. જ્યારે સગાંસંબંધીઓની કન્યાઓ, ન્યાતની કન્યાઓ, ગામની કન્યાઓ, આનંદ કરતી હશે ત્યારે ગંધેલી યમુનાને ઘરમાંજ પડી

રહેવું પડશે. આખું જીવન એને આમ તે આમ વીતાવવું પડશે.

[ ૨ ]

રાવબહાદૂર લક્ષ્મીપ્રસાદ વટપૂરમાં રહે છે. શિવપ્રસાદ રાજનગરમાં રહેતો હતો. યમુનાનો મરનાર પતિ શારદાચરણ મરતાં પહેલાં વટપૂરમાં માંદો હતો. રાવબહાદુરે યમુનાને તે વખતે રાજનગરથી તેડાવી ન હતી. હિન્દુ રિવાજ મુજબ, હવેથી યમુનાને સાસરે રહેવું પડશે.

નાનપણમાંથી રાંડેલી યમુના માટે અંતરમાં ખુબ બળતો શિવપ્રસાદ યમુનાને લઇને રાતની ગાડીમાં વટપૂર ગયો અને તેને સાસરે તેના મરનાર પતિ સિવાયનાં અન્ય સહુની દયા પર છોડતો આવ્યો.

વટપૂરમાં પહેલેજ પ્રાતઃકાળે યમુનાને કડવો અનુભવ થયો. રાવબહાદુરની પત્ની દુઃશિલા, યમુનાની નણંદો, યમુનાની જેઠાણી વગેરેએ ચ્હા પીધી પણ યમુનાને એક ટીપું સુદ્ધાંત આપવામાં આવ્યું નહીં. યમુનાની એક નાની નણંદ નામે લક્ષ્મી હતી. તેણે જોયું હતું કે આ નવી ભાભીને ચ્હા આપવામાં આવી નથી. એણે કુદરતી બાળસ્વભાવે જ કહ્યું: "ભાભી, અમે ચ્હા પીધી! તમને કાંઇ મળી છે? લ્યો, ડચ્યું!" એણે પોતાના હાથની મુઠ્ઠી વાળી અંગુઠો ખુલ્લો રાખી યમુના તરફ હલાવ્યો; અને એણે ત્યાં એટલું કર્યું ત્યાં તો શ્રીમતી દુઃશિલાએ વાગ્બાણ શરૂ કરી દીધાં: "એ રાંડ અભાગણીને શેની ચ્હા મળે! ડાકણ જેવી મારા લાડકવાયા દીકરાને ખાઇને ધરાઇ નથી શું? જા, નીકળ અમારી આગળથી! તારૂં ડાકોનગ્ર જેવું મોં ન બનાવ."

અપમાનથી રોની યમુના ઓરડામાં જતી રહી. "મારો શો વાંક હશે કે, આ બધાં મને 'હાડ હાડ' કરે છે!" એમ તે વિચારવા લાગી. એનું હૃદય એને કશો ઉત્તર આપી શક્યું નહીં.

દિવસભરમાં કોઇએ તેને બોલાવી નહીં; કોઇએ તેના સામું જોયું નહીં અને સૌ કોઇ મરનાર માટે રોકકળ કરવામાંજ પ્રવૃત્ત રહ્યા. રાત પડી ત્યારે એક પાડોશણે દુઃશિલાને પૂછ્યું: "પેલીના મોંમાં કશું નાખ્યું?"

"એને વળી શું આપવાનું હોય?" દુઃશિલા તડુકો કરી ઉઠી.

"ના, ના. રાતના તો એને બાજરાનો યે રોટલો સરખો અપાય. નહીંતર બિચારી મરી જશે."

"કાલ મરતી હોય તો છો ને અત્તર ઘડી મરે!" સાસુજીએ તોફા વેણ કાઢ્યાં.

આખરે લગભગ દશ વાગે તેને એક બાજરાનો રોટલો અને ચપટી મીઠું ખાવા માટે અપાયાં. એક ચટાઇ તેને સુવા માટે અપાઇ. સૌ ઘરના જુદા જુદા ખંડોમાં સુઇ રહ્યાં. યમુનાને એક હવા અજવાળા વિનાના અંધારા ઓરડામાં સુવાડવામાં આવી.

[ ૩ ]

પંદરેક દિવસ વીત્યા ત્યાં તો યમુનાને સમજાઇ ગયું કે તે કસાઇવાડે ગાય તરીકે આવી છે! તેનું લગ્ન આ રાવબહાદૂરના એક દીકરા સાથે થયું હતું અને તે મરી જવાથી હવે આખું જીવન તેને આ કસાઇવાડામાં ગુજારવું પડશે. તે મનમાં વિચારવા લાગી: એ મરી ગયો એમાં મારો શો અપરાધ? મેં ફક્ત એકવાર એને જોયાનું યાદ છે, તેને મારી સાથે ચાર વખત છેડાછેડી બાંધીને ફેરવવામાં આવ્યો હતો. એ પછી મેં તેને જોયો ન હતો. એની સાથે મારે કદી વાત સુદ્ધાં થઇ નથી. એ મરી ગયો એટલે મારે શું એના ઘરને ખૂણે પડી રહેવાનું?"

પણ યમુનાને હવે ફક્ત ઘરને ખૂણે જ

પડી રહેવાનું ન હતું. એની પાસે ઘરનું કામ-કાજ કરાવવાનું શરૂ થયું. સહવારના પહોરમાંથી ઉઠે ત્યાંથી ઠેઠ રાતના સૌ સુઇ જાય ત્યાં સુધી તેને કંઇને કંઇ ઘર-કામ કરાવવામાં આવતું હતું. સૌની પથારીઓ એણે ઉચક-વાની, ઘરનો તમામ કચરો એણે કાઢવાનો, વાસણ એણે માંજવાનાં અને તે ઓછાં ન હતાં. દિવસમાં ચાર વખત એ કામ કરવું પડતું, સહવારે ન્હાનાં વગેરે. બપોરે રસોઇનાં વાસણ; બપોર પછીની ન્હાનાં વાસણ અને રાતના વાળુનાં વાસણ. ૯ વર્ષની આ છોકરીમાં વાસણ બરાબર માંજવાની શક્તિ પણ ક્યાંથી હોય ? પરંતુ દુઃશિલા આખો વખત તેના માથા પર ઉભી રહી ગાળોનો વરસાદ વરસાવતી; અને ગડદાપાટુ પણ મારતી તેનામાં એ શક્તિ દાખલ કરતી હતી !

એક દિન યમુનાને સહવારમાં ઉઠતાં જરાક મોડું થયું. દુઃશિલાએ તેના ઓરડામાં આવી લાત મારીને કહ્યું: " મોટી સાહેબ-જાદી થઇ ગઇ હોય તેમ પડી રહેતાં લાજ આવતી નથી ! રાંડ, શા સુખે સુઇ રહે છે ? "

યમુના બિચારી ચૂપકીદીથી આ પુષ્પાં-જલિ (!) સહન કરી રહી.

[ ૪ ]

યમુનાનો જેઠ રાજેન્દ્રપ્રસાદ મુંબાઇની કૉલેજમાં ભણે છે. તે બી. એ. ક્લાસમાં છે. ઉનાળાની રજાઓમાં તે ઘેર આવ્યો. યમુ-નાની ઉંમરમાં તેની પાસે કરાવાતું પુષ્કળ કામ તથા આખો દિવસ દેવાતી ધમકાટી તેમજ કોઇ કોઇવાર ગડદા પાટુના પડતા પ્રહાર વગેરે તેના જોવામાં આવ્યાં. ત્રણ ચાર દિવસ તો તે કાંઇ બોલ્યો નહીં; પણ આખરે તેનું દિલ આ અત્યાચાર જોઇ કંપી ઉઠ્યું. તેણે માતા પાસે જઇ કહ્યું: " આ બિચારીને શા માટે સતાવે છે, મા ? એવી રીતે એની આંતરડી કકળાવવાથી ઇશ્વર રાજી નહીં રહે. "

" ત્યારે શું પાટલે બેસાડી એની હું પૂજા કરૂં ? "

" એમ નહીં. તારે સૌને સરખાં ગણવાં જોઇએ. "

" સૌને સરખાં ? જા, જા, ગાંડા તારી વહુને અને આને સરખાં ગણાય ? મારા શારદાચરણનો વિવાહ આની સાથે થયો ત્યારથી આ રાંડના નેશ ગ્રહને લીધે તે માંદો જ રહ્યો હતો. અને આખરે મરી ગયો. તારી વહુનાં પગલાં તો રૂડાં છે. "

" એ તારો ખોટો બકવાદ છે. જો આવી રીતે એને તું સતાવ્યા કરીશ તો હું તેને તેના બાપને ઘેર મોકલી દેવા મારા બાપુને કહીશ. " એમ કહી તે બહાર ગયો.

હિંદુ નારીઓ, છોકરાઓની આવી ધમ-કીઓથી ડરતી નથી રાજેન્દ્રપ્રસાદના કથ-નની અસર દુઃશિલા પર થઇ નહીં. રાજેન્દ્ર-પ્રસાદે રાવબહાદૂર સાહેબને વાત કરી. તેણે દલીલ કરી કે " જનાવરો પર પણ ઘાત-કીપણું અટકાવનારી મંડળીઓ હોય છે. શું આપણે માણસો જનાવરો (! પણ નપાટ ! માના જો આવો ક્રમ ચાલુ રાખશે, તો યમુના મરી જશે. "

રાવબહાદૂરે કહ્યું: " એના પિતાને મારાથી લખી શકાય નહીં કે, તમારે ત્યાં રાખો. એથી તો મારા કુળનું ખોટું દેખાય ! જાણે મને ખાવા ભજતું નથી તેથી હું તેના પિતાને લખું છું, એમ લોકમાં કહેવાય. "

" ત્યારે માતાના ત્રાસનો કાંઇ ઉપાય ? "

" એ તો એમ જ ચાલે. તારી મા કાંઇ યમુનાને મારી નાંખવા ઓછી જ ઇચ્છતી હશે. કામ ન કરાવે, તો તે શીખશે ક્યારે ? " .

પિતાની બેપરવાઇથી રાજેન્દ્રપ્રસાદનું

અંતર કકળી રહ્યું. પિતાને ખબર આપ્યા વિના જ તે રાજનગર ગયો અને શિવપ્રસાદને યમુનાના ત્રાસની વાત કહી; રાવબહાદૂરની લોક-લાજ-બીકતાની પ્રકૃતિ પણ વર્ણવી અને સૂચવ્યું કે: "આપ પત્ર લખીને કોઇ બહાનાથી યમુનાને બોલાવી લ્યો."

શિવપ્રસાદના ગામમાં આગલે દિવસે એક વિધવા યુવતીનાં પુનર્લગ્ન થયાં હતા. ત્યારથી તેના મનમાં વિચાર સ્ફુર્યો હતો કે "યમુનાનાં પણ પુનર્લગ્ન કરાવ્યા હોય તો કેવું સારું?" રાજેન્દ્રપ્રસાદે જ્યારે યમુનાના દુઃખની વાત કહી ત્યાર શિવપ્રસાદે તેને જવાબ દીધો: "તમારા જેવા યુવક, યમુનાના દુઃખનો ઉપાય ફક્ત તેને પિયરમાંજ મોકલી દેવાનો સૂચવે એ બરાબર નથી. તમારે એથી પણ આગળ વધીને હિમ્મતભર્યો ઉપાય સૂચવવો જોઇએ."

"તમે પુનર્લગ્નની વાત કરતા હો એમ લાગે છે."

શિવપ્રસાદે હકારમાં ડોકું હલાવ્યું. રાજેન્દ્રપ્રસાદ બોલ્યો: "યમુના વયવતી હોત તો તેની ઇચ્છા જ ફક્ત આવા પગલા માટે પૂરતી થઇ પડત; પણ તે તો હજી બાળકી છે. તેમજ મારા પિતા સમાજભીરૂ છે. જો તેઓ હિમ્મતવાન હોત તો હું જરૂર પુનર્લગ્નનીજ સૂચના કરત."

"પુત્રીને જન્મારા સુધી હૈયાહોળીમાં સળગવા દેવી એના કરતાં આ માર્ગ તેના માટે મને વધારે ઇષ્ટ લાગે છે."

"તમારી ઇચ્છા જોઇ મને આનંદ થયો છે. હું તમે અને મારા પિતા, એ ત્રણમાં આપણી બેની વધુમતી છે."

"પણ તમારા પિતાની સંમતિની મુખ્ય જરૂર છે; કારણ પુત્રીને પરણાવ્યા પછી મારો હક્ક તેના ઉપરથી ઉઠી ગયો ગણાય. તે તમારા ગોત્રમાં ભળી એટલે તમારા કુળની આબરૂની દૃષ્ટિથી તમે લોકો મારા વિચારોના અમલમાં કાયદેસર પગલાં લઇ વાંધો ઉઠાવો તો મારે લાચાર બનવું પડે."

"ત્યારેમારા પિતાને આપણે સમજાવીએ"

"મને નથી લાગતુ કે એ તલમાંથી તેલ નીકળે!"

"પ્રયત્ન કરી જોવામાં શો વાંધો છે?"

તેઓ બન્ને વટપૂર આવ્યા યમુનાનાં પુનર્લગ્નની વાત જ્યાં રાવબહાદૂર આગળ કાઢવામાં આવી ત્યાં તો તેમના ગુસ્સાની ડીગ્રીનો પારો ૧૧૦ ઉપર ચઢી ગયો અને શિવપ્રસાદને તેણે "પાપી" "કુળવિનાશક" "ભ્રષ્ટ" "અધમ બુદ્ધિના" એવાં એવાં ખૂબ વિશેષણોથી વધાવી લીધા. રાજેન્દ્રપ્રસાદને તેમણે કહ્યું: "તારા વિચારોની તો મને લગીરે દરકાર નથી. તમે યુવકો તદ્દન મૂર્ખાઓ હો છો!"

"શિવપ્રસાદ અને રાજેન્દ્રપ્રસાદ બન્ને હતાશ થઇ ગયા; પરંતુ "અર્ધં ત્યજતિ પંડિતઃ" એ સૂત્રાનુસાર શિવપ્રસાદ "કસાઇવાડેથી ગાય છોડાવવાના" યત્નમાં સફલ થયા. તેમણે જ્યારે યમુનાને પોતાને ત્યાં મોકલવા વાત કરી ત્યારે રાવબહાદૂરે દુઃશિલાને પૂછી આવીને તેની હા પાડી. "મોઇ! જતી હોય તો! કાશ ટળશે!" એવી વ્હાલભરી (!) લાગણીથી દુઃશિલાએ યમુનાને તેને પિયેર જવા દેવા પરવાનગી આપી.

શિવપ્રસાદ યમુનાને લઇ જતા હતા ત્યારે રાવબહાદૂરે તેને એક ચેતવણી આપી: "જો, જો. જે ગાંડો વિચાર આ મૂર્ખ છોકરાને વાદે તમે મારી આગળ દર્શાવ્યો હતો, તે અમલમાં મૂકશો તો કાયદેસર પગલાં લઇને તમને જેલમાં બેસાડીશ."

હિન્દુ સંસારમાં કન્યાનો પિતા-અને તેમાંયે એક વિધવા કન્યાનો પિતા-વરના પિતાનાં અપમાનો દબાઇ ચૂંમાઇને સહન કરી

રહેતો, કોણે નથી નિહાળ્યો ? શિવપ્રસાદ ચૂંપકીદી ધારણ કરીને યમુનાને રાજનગર લાવ્યો.

[ ૫ ]

થોડાંક વર્ષ વીત્યાં. રાજનગરમાં પ્લેગ ચાલ્યો. એ ચેપી રોગની એવી વિચિત્ર આદત છે કે, જેમનું સંસારમાં કોઇ ન હોય, જેમને માથે ભારે વિપત્તિ હોય, તેઓને અડકતોયે નથી ! યમુનાનાં માતા-પિતાને પ્લેગ થયો. મા પ્લેગમાં મરણ પામી. યમુનાના પિતાને પ્લેગ–હોસ્પિટલમાં લઇ જવામાં આવ્યો. યમુના નિરાધાર થઇ ગઇ. એક પાડોશીએ તેને વટ-પુરની ટીકીટના પૈસા આપ્યા. તે સાસરે આવી. પણ સાસરામાં પગ મૂકતાં જ સાસુએ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. " રાંડ, પ્લેગમાં તું કેમ મરી ગઇ નહીં ? નક્કામી ભાર રૂપ મારે ત્યાં શું કરવા આવી ? "

" બીજે કયાં જાઉં ? સંસારમાં આપ સિવાય મારું છે કોણ ? "

" તારા પિયરના કોઇ માટીએ તને ન સંઘરી ? "

યમુના અવાક્ થઇ ગઇ. સાસુ આ શું કહે છે ? ગરીબ માબાપને ત્યાં કુલ ધર્મ અને નીતિ મર્યાદામાં યમુનાએ જીવન ગાળ્યું છે. સાસુ તેના પર આક્ષેપ મૂકે છે ! મૌન ધારણ કરીને તે સાસરામાં કામકાજ કરવા લાગી.

એ દિવસની સાંજથી દુઃશિલાએ રાવ બહાદૂરના કાન ભંભેરવા માંડયા. વહુ ખરાબ ચાલની છે. મારાં બીજાં છોકરાંને બગાડશે. એને અહીં ન રખાય."

" કુટુંબમાં તેની યે ગણત્રી છે." રાવ બહાદૂરે જવાબ દીધો " એના પિયરમાંથી સૌ મરી પરવાર્યાં. આપણા સિવાય તેને બીજે કયાં ઠામ ઠેકાણું છે ? "

" પણ મારા ઘરમાં એ ન જોઇએ. "

" તો કયાં મોકલું ? "

દુઃશિલા કોઇ સ્થાન બતાવી શકી નહિ. વસ્તુતઃ એવું અન્ય સ્થાન હતું જ કયાં ? એમ છતાં તે બબડતી જ રહીઃ " ગમે ત્યાં જાય ! કુવો હવાડો પૂરે ! અથવા એના પિયરના ગામમાં જેની સાથે બગડી છે, તેને ત્યાં જાય ! "

" તું ખોટો બબડાટ કરે છે ! આપણા ખાનદાન કુટુંબની એક વિધવા ગમે ત્યાં જાય, એ તો આપણને કલંક રૂપ છે. એની સાથે નિભાવી લે. તારા જીવને નકામો કઢાપો ન કરાવ. " રાવબહાદૂરે એમ કહીને દુઃશિલા-ની વધુ વાતચીત સાંભળવા ના પાડી.

પ્રકૃતિ મરણાન્તે પણ ટળતી નથી. યમુના સહેજ કોઇ પર પુરૂષ સાથે વાત કરે કે, દુઃશિલા તેના પર આક્ષેપોની હારમાળા લગા-ડતી. રોજ એનાં એ મ્હેણાં. રોજ 'વેશ્યા' 'ગણિકા' અને એવાં એવાં અશિષ્ટ ઉપ-નામ !

એક તહેવારનો દિવસ આવ્યો. આખું કુટુંબ ઉજાણીએ ગયું. ઘરમાં એકલી યમુનાને રાખવામાં આવી. શેરીમાંથી પણ ઘણાં ખરાં પાડોશીઓ તહેવારમાં આનંદ કરવા નીકળી પડયાં.

રાત્રે જ્યારે સૌ પાછાં ફર્યાં ત્યારે યમુના ઘરમાં ન હતી ! ઘરના ખૂણાખોચરા શોધવામા આવ્યા. પાડોશીઓને ત્યાં પૂછપરછ થઇ. યમુના કયાંયે ન હતી !

" આજ મારો તહેવાર ફળ્યો ! હાશ્ ! હવે મને ટાઢક વળી ! " દુઃશિલા બોલી.

શું અક્કલવિનાનું બોલે છે ! " રાવ-બહાદૂરે તેને કહ્યું; પણ દુઃશિલા ભયંકર અને રાક્ષસી અટ્ટહાસ્ય કરતી જ રહી.

[ ૬ ]

એ ઘટનાને ત્રણ વર્ષ વહી ગયાં. રાવબહાદૂરની નાની પુત્રી લક્ષ્મીનાં લગ્નનાં

# શા માટે ખોટા વ્હેમમાં તણાઇ

તમારા શરીરને નુકશાન પહોંચાડો છો, હીસ્ટીરીયા, વાઇ, ફેફરૂં તથા મગજની નબળાઇથી થતાં તમામ દર્દો કંઇ જંત્ર-મંત્રથી સારાં થશે તેવું માનનારાઓને ખાત્રીથી કહીએ છીએ કે તેવા દર્દો માટે દવાની જરૂર છે.

આ બધી પીડામાંથી બચવાનો
એકજ ઉપાય
ડો. વેલ્સનું બનાવેલું
એપીલેપ્ટીકોન છે
તે દરેક જાતના મગજના દરદો
વાઈ, હીસ્ટીરીયા, ફીફરૂ, આંચકી
તથા થાક લાગવાથી આવેલ
નબળાઈને હમેશ માટે દૂર કરશે.

MADE IN GERMANY

EPILEPTICON

હિંદુસ્થાનના એકલા આડતીયાઓ.-
**જી. છગનલાલની કું.**
પ્રીન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં૨

કિંમત, બાટલી ૧ના રૂ.૩. દરેક સ્થળે આબરૂદાર એજંટો જોઇએ છે.

આ દવાના દારૂના ભાગ બીલકુલ આવતા નથી તેથી તેનો ઉપયોગ કોઇ પણ જાતના ધરમના બાધ વગર સ્ત્રી-પુરૂષ બચ્ચાં છોકરાં ગમે તે સ્થિતિમાં ગમે તે ઉમરમા કરી શકે છે.

ધામધૂમ થઇ રહી છે. રાવબહાદૂરનો પુત્ર શારદાચરણ મરણ પામ્યા પછી ઘણે વર્ષે એમને ત્યાં આ મંગલપ્રસંગ આવ્યો છે. હવે એકકે સંતાન પરણાવવું બાકી રહેનાર નથી.

ખૂબ ખર્ચથી લગ્નનો આનંદ લૂંટવામાં આવનાર છે. વરપક્ષ પણ ભારે ખાનદાન છે. લક્ષ્મીના સસરા એક ડેપ્યુટી કલેકટરનો હોદ્દો ધરાવે છે. સરકારમાં એ ગૃહસ્થ ભારે લાગવગવાળા છે. બન્ને પક્ષ સમોવડીઆ એટલે નવેનિધિ ને અષ્ટમા સિદ્ધિનો યોગ મળ્યો છે.

રાવબહાદૂરનો મોટો પુત્ર રાજેન્દ્રપ્રસાદ પણ આ પ્રસંગે આવ્યો છે. ગ્રેજ્યુએટ થયા પછી તે એમ. એ.નો અભ્યાસ કરે છે.

રાવબહાદૂરની જાહોજલાલી ચમકાવવા માટે કેટલાક ખૂશામદખોરોએ સૂચના કરી કે–આ મંગલ પ્રસંગે વારાંગનાને બોલાવવી જોઇએ. એક ધર્મિષ્ટ શાસ્ત્રીએ સૂચવ્યું, હરિકીર્તન કરાવવું જોઇએ. રાજેન્દ્રપ્રસાદે શાસ્ત્રીજીનો પક્ષ લીધો. રાવબહાદૂરે એ સાંભળીને હુકમ આપી દીધોઃ "બસ. વારાંગનાને જ બોલાવવામાં આવશે."

લગ્નની મિજલસને ખૂબ શણગાર કરવામાં આવ્યો. રાવબહાદૂરને ત્યાં લગ્ન છે; એટલે આખા ગામમાં ઉત્સાહ વ્યાપી ગયો. સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધો પણ, મુંબાઇથી આવેલી ગણિકાનું નૃત્ય જોવા ઉલટયાં. ગામના યુવકો એ જોવા આવે એમાં શી નવાઇ?

યથાસમયે તબલાં–સારંગીના સૂર મેળવાયા. "ધિક્ તામ્ ધિક્ તામ્" ધ્વનિ તબલામાંથી આવ્યો; "કિકો કિનૂકો કિનૂકો" સૂર સારંગીએ છેડયા. કંઇકવાર સુધી એ બેની મિલાવટ જારી રહ્યા બાદ મુંબાઇની પ્રસિદ્ધ ગાનારી હુસ્નજાને પોતાના મોંપરથી બુરખો હટાવ્યો. તબલાં–સારંગીના સૂરની મિલાવટ ભેગો "આ...આ...આ..." આલાપ ભલ્યો. મિજલસ તરફ હુસ્નજાને હાથના લ્હેકા શરૂ કર્યા.

હુસ્નજાનનું સ્વરૂપ અને કોમળ સ્વર સાંભળતાંજ મિજલસમાં હાસ્ય ઉલ્લાસના અવાજો થઇ રહ્યા. એના હાથના લ્હેકા જોઇ કંઇક શોખીન બુઢ્ઢાઓ પણ ખુશ થઇ ગયા. એ વારાંગનાનું ગાન બે ત્રણ મિનિટ ચાલ્યું એટલે રાજેન્દ્રપ્રસાદ પોતાની જગ્યાએથી ઉઠયો. થોડાક યુવકો એક બાજુ બેઠા હતા, તેમની પાસે જઇ તેણે કાંઇક મસલત કરી.

પાંચ મિનિટ પૂરી થઇ હશે, એટલામાં તો રાજેન્દ્રપ્રસાદ મિજલસની વચ્ચોવચ્ચ આવીને ઉભો રહ્યો અને બોલ્યોઃ "આ નાચ આગળ નહીં ચાલવા દઉં. અહીં આવેલા સર્વે યુવકો મારી તરફેણમાં છે. અમે ઠરાવ કર્યો છે કે–લગ્નની પવિત્રતામાં આ અપવિત્ર બદીની ધાંધલ ન જોઇએ."

રાવબહાદૂર ગુસ્સે થઇ ગયા. એમના ખૂશામદખોરો અને બીજા અનેક વૃદ્ધો પણ ગુસ્સે થઇ ગયા. "જા, જા, ગાંડા!" રાવબહાદૂરે કહ્યુંઃ "ઘેર ઘેર લગ્ન–પ્રસંગોમાં નાચ થાય છે. શ્રીમંતોને ત્યાં એ સિવાય બીજું શું થાય?"

હરિકીર્તન કરાવો. તેમ ન કરવું હોય તો અનાથાશ્રમોમાં નાણાં આપો. શિષ્યવૃત્તિઓ આપી કેળવણીની સંસ્થાઓનો લાભ વધુ ને વધુ વિદ્યાર્થીઓને અપાવો. કન્યાશાળાઓને ઉત્તેજન આપો. વનિતા–વિશ્રામો સ્થાપો. શા માટે આ વિલાસ–ઉત્તેજક નૃત્યોમાં નાણાં વેડફો છો?" રાજેન્દ્રપ્રસાદે કહ્યું.

રાવબહાદૂર અને તેમના મિત્રો નિરુત્તર રહી મુંઝાયા. આ છોકરો 'પાગલ' થઇ ગયો છે; એનું શું કરવું? તેમણે એ વિષે માહોમાહે મંત્રણા કરવા માંડી. એટલામાં એક ખાદીધારી આધેડ વયનો પુરુષ રાજેન્દ્ર-

પ્રસાદની જોડમાં આવી ઉભો રહ્યો અને હાથ જોડીને મિજલસમાંનાં સૌને કહેવા લાગ્યો: " આ ભાઇએ જે સૂચનાઓ કરી છે, તે ઉપરથી હું બે શબ્દો આપ સૌને નમ્રતાપૂર્વક કહું છું તેથી માઠું લગાડશો નહીં. આ વારાંગનાઓ કોણ હોય છે, એ આપ જાણો છો? તમારીજ કુરૂઢિઓના ભોગ થઇ પડેલી, તમારાજ હિંદુસમાજથી સંતપ્ત અને દુઃખી થએલી, કાંતો પતિથી તજાયલી, કાંતો શોકયના સાલથી બેજાર બનેલી, કાંતો વિધવા હોવાને પરિણામે અથવા તો પુનર્લગ્નની ના પાડવામાં આવેલી હોવાને પરિણામે કે એવા અનેક ત્રાસને પરિણામે સમાજ તજી ગએલી યુવતીઓજ તેઓ હોય છે. ભાઇઓ! તમે એમના દરેકના ઇતિહાસ તપાસશો તો જરૂર તમારાં પોતાનાં છિદ્રો તેમાંથી મળી આવશે. આ વારાંગનાઓને તમે ઉત્તેજન આપો છો! જેમ જેમ તમે તેઓને વધુ ઉત્તેજે છો તેમ તેમ તમારા સમાજનું ભવિષ્ય વધારે બગાડો છો, એમ મારે કહ્યા સિવાય ચાલતું નથી. માટે કૃપા કરીને આવાં ખર્ચ બંધ કરો.,"

મિજલસમાં આવેલા યુવકોને આ બાઇધારીનું કથન બહુ રૂચ્યું. તેઓએ તેની પુષ્ટિમાં આનંદની કીકીઆરીઓ કરી મૂકી. તેઓ ઊભા થઇ ગયા.. " નાચ બંધ કરો." " નાચ બંધ કરો. " એવા પોકારો જ્યાં ત્યાં સંભળાઇ રહ્યા. રાવબહાદૂરના પક્ષકારોએ શાન્તિ ફેલાવવા માટે સૌને સમજાવવા માંડયા. રાજેન્દ્રપ્રસાદની " દાઢીમાં હાથ નાંખીને " એક કહેવા માંડયું:

" તારે પોતાનેજ ત્યાં તું આ ધાંધલ કરાવે છે, એ તને શોભે?"

" જાઓ, જાઓ, મિસ્ટર! સુધારો તો પોતાના ઘરથીજ શરૂ થવો જોઇએ. આહે તે થાય. આજ આ નાચ નહીં ચાલ[illegible] દઉં."

તેની પાસે ઉભેલા સરકોને આશી [illegible]ર શરૂ ચઢયું. ખૂબ " હો હો " મચાવીને તેઓએ નાચ બંધ કરવાના અવાજ ચાલુ રાખ્યા.

અચાનક હુસ્નજાને એ વખતે કહ્યું: " ભાઇયોં! મેરી અર્જ સુનો. આજ મયેં યે નાચ બંધ રકખૂંગી; ઔર જો કુચ્છ યહાંપર કહેને મેં આયા હય ઉન્કી સાબિતીમેં મેરી તવારિખ સુનાઉંગી. "

રાજેન્દ્રપ્રસાદે અને બીજા બધાઓએ આ શબ્દો સાંભળ્યા રાજેન્દ્રપ્રસાદે સર્વને શાન્ત થવા કહ્યું અને હુસ્નજાનને આજ્ઞા કરી કે: " તારી તવારિખ કહે. "

કોઇ ગુસ્સાથી ધૂંધવાયલા, કોઇ હર્ષથી ઉલ્લસિત થયેલા અને કોઈ ચિકિત્સાની ખાતર એમ મિશ્રિત લાગણીઓથી સૌ ચૂપ થઇ ગયા. થોડીક ક્ષણોમાં ત્યાં શાંતિ છવાઇ રહી. એ વચ્ચે શુદ્ધ ગુજરાતી ભાષામાં મંજુલ સ્વરે હુસ્નજાને પોતાની કથની શરૂ કરી.

[ ૭ ]

" આજ તમે સૌ મને એક વેસ્યાના રૂપમાં જુઓ છો. ત્રણ વર્ષ પર હું એક કુલીન બ્રાહ્મણ-વિધવા હતી. નવ વર્ષ પર હું એક બાલવિધવા હતી. મારૂં સાસરૂં કોઇ સામાન્ય પંકિતનું ન હતું. ભારે ખાનદાન અને ખુબ શ્રીમંત. મારા શ્રીમંત શ્વસુર નબળા મનના. રૂઢિરક્ષક, પણ સાસુ ગઝબી. દિલની. કઠોરમાં કઠોર, પાષાણહૃદયી રૂઢિરક્ષિકાજ માત્ર નહીં બલ્કે, કેવળ સ્વાર્થી, દંભી અને હલકા વિચારની હતી. જ્યારથી તેના તાબામાં હું પડી ત્યારથી મારા પર તેણે સિતમની ઝડીઓ વરસાવવી શરૂ કરી. મારા એક જેઠ જેમને હું ' દેવ ' ની ઉપમા આપ્યા સિવાય રહી શકતી નથી, તેમણે મારૂં દુઃખ જેયું. મારા પિતાને મળી મારાં પુનર્લગ્ન કરાવવાની સૂચના કરી. શ્વસુરરાજને પૂછવામાં આવ્યું. મારી સાસુના ગુલામ બનેલા એ નબળા દિલના શ્રીમંતે ના પાડી. એ પછી

પ્લેગ ચાલ્યો. મારાં માબાપ મરણ પામ્યાં. હું પાછી સાસરે આવી એટલે સાસુએ મારા પર બહેતાનો મૂક્યાં કે હું 'વેશ્યા' છું, પિયરમાં ખરાબ ચાલની બની ગઇ છું. મને ઘરમાં બિલ્કુલ જંપીને બેસવા ન દે. કામ કાજ કરાવે પણ વીંછીના ડંશની જેમ હમેશા આક્ષેપો અને ગાળો દીધાં કરે. મને કોઇ શુભ કામમાં ભળવા ન દે. મને વાર-તહેવારના આનંદમાં ભાગ ન લેવા દે. જાણે માણસ જાતમાં હું નથી એવી પરિસ્થિતિમાં તેણે મને મૂકી દીધી. હું એક તહેવારને દિવસે ઘરમાં એકલી હતી. કોઇક અજાણ્યા મવાલીઓ અમારી શેરીમાં આવ્યા. મને એકલી જોઇ, તેઓ ઉપાડી ગયા. મહાશયો ! પરિણામે હું આ હાલતમાં આવી છું. કહો, એમાં કોનો દોષ છે ? "

" બેશક, તારા શ્વસુરકુટુંબનો ! " રાજેન્દ્રપ્રસાદથી બોલી જવાયું.

" એ કુટુંબ શું હજી જીવે છે ? " ખાદીધારીએ સવાલ કર્યો.

તેના સવાલનો જવાબ નહીં દેતાં હુસ્નજાન એકદમ રાજેન્દ્રપ્રસાદના પગ પાસે બેસી ગઇ અને તેના પગ ઝાલીને બોલી: " હાય ! મારા શ્વસુર કુટુંબના સિતમ જ્યારે હું આજ યાદ કરૂં છું ત્યારે મને લાગે છે કે, તમો હિન્દુઓના સમાજને કોઇ નદીના ધોધમાં ડૂબાડી દેવો જોઇએ; તમારી નિર્દય રૂઢિઓને તોડી છૂંદી સળગાવી દેવી જોઇએ. પણ હું એકલી શું કરી શકું ? તમારા જેવા યુવકોએ એ કામ માથે લેવું જોઇએ. બાળ-વિધવાઓને તમારો સમાજ પુનર્લગ્નની છૂટ આપે એવો આગ્રહ તમારે કરવો જોઇએ. જો સમાજથી ડરી જવાની વૃત્તિ તમો યુવકોમાં હશે તો તમે કાંઇ કરી શકશો નહીં, પણ જે હિમ્મતથી તમે આજ આ નાચ બંધ કરાવવા આગ્રહ કર્યો; જે સંપ તમો યુવકોએ અત્યારે બતાવ્યો; તે હિમ્મત અને સંપથી તમે જુની કુરૂઢિઓ તોડી શકશો-"

" બેશક, તેમ કરવામાંજ હવે મારૂં જીવન વીતશે. " રાજેન્દ્રપ્રસાદે કહ્યું.

" પણ તું જે કુટુંબમાં વિધવા પુત્રવધૂ તરીકે રહેતી હતી તે આજ હયાત છે ? " ખાદીધારીએ પ્રશ્ન કર્યો.

" તમે આ હુસ્નજાનને ઓળખતા નથી પણ યમુનાને તો ઓળખો છો ને, પિતાજી!" હુસ્નજાને કહ્યું:

" યમુના ! એ તો મારી વિધવા પુત્રી !"

" પિતાજી, એજ આ કમનસિબ હુસ્નજાન ! અને પેલા ગાદી તકીએ બેઠા છે તે રાવબહાદુર મારા સસરા ! અને આ હિમ્મતવાન યુવક રાજેન્દ્રપ્રસાદ મારા જેઠ !"

મિજલસમાં ભારે " હોહા " થઇ રહી. રાવબહાદુર સાહેબને ચોગરદમથી ધિક્કાર અને ફિટકારની પુષ્પાંજલિનો ઉપહાર આપવામાં આવ્યો. શરમીંદગીથી તેઓ પોતાનું મસ્તક નીચું ઘાલી રહ્યા. એમના વેવાઇ ડેપ્યુટી-કલેક્ટરને અહીં ઉભા રહેવું ઠીક ન લાગ્યું. તેઓ એકદમ પોતાના પુત્ર સાથે મિજલસમાંથી ચાલી જવા તૈયાર થયા.

એ જોઇને યમુનાએ કહ્યું: " સબૂર ! ડેપ્યુટી કલેક્ટર સાહેબ ! તમારા પુત્રનાં લગ્ન માટે તમે ચાહે તેમ કરજો; પણ તે પહેલાં મારી એક વિનંતિ સાંભળતા જાઓ. મારી પાસે બેંકમાં થોડીક રકમ જમા થયેલી છે. તેમાંથી રૂ. ૩૦ હજારનો ચેક હું આપના હાથમાં મૂકું છું. કંઇ નહિ તો એક ડેપ્યુટી -કલેક્ટર તરીકે આપ એ રકમમાંથી એક વિધવાશ્રમ સ્થાપવાનું વચન આપતા જાઓ. ભવિષ્યમાં લાચાર હાલતમાં અથવા બીજા કોઇ કારણને લીધે મારા જેવી ગતિ મારી અન્ય બહેનોની ન થાય, એવી ખાસ ઇચ્છાથી આ વિનંતિ કરૂં છું. "

ડેપ્યુટી-કલેક્ટર ઘડીભર વિચારમાં પડયો. ખાદીધારી શિવપ્રસાદે કહ્યું: " મારા તરફથી

રૂ. ૨૦ હજાર હું એ વિધવાશ્રમ માટે આપું છું. તથા મારૂં મકાન ૧૦ વર્ષ માટે કાંઇ પણ બદલો લીધા વિના એ સંસ્થા વાપરે એ માટે આપું છું. ઇશ્વર કૃપાથી કહો કે ગમે તે કહો, પ્લેગમાં મરી ગયેલો ધારવામાં આવતો હતો તેમ હું મરી ગયો ન હતો. પ્લેગ-હોસ્પિટલમાં મને લઇ જવામાં આવ્યો ત્યાં હું સાજો થયો અને જીવતો રહ્યો. ત્યાંથી હું આફ્રિકા તરફ ગયો હતો; જ્યાંથી સારૂં ધન કમાઇને આવ્યો છું."

એક શાસ્ત્રી, એ વખતે ઉભા થઇને બોલ્યાઃ "જો આ હુસ્નજાન હવે પછી પવિત્ર જીવન ગાળવા બંધાતી હોય તો હું હિંદુ શાસ્ત્ર મુજબ તેની શુદ્ધિ કરાવવા તૈયાર છું. શાસ્ત્ર શુદ્ધિની પરવાનગી આપે છે."

યમુના બોલીઃ "ફક્ત નૃત્ય અને ગાન-નોજ ધંધો મેં કર્યો છે. મારા શીલવ્રતને અદ્યાપિ પર્યંત લાંછન નથી લાગ્યું એની સાબિતી મારા આ વૃદ્ધ તબલચી સાથીદાર આપી શકશે."

"હાં; જનાબ, લડકી બિલ્કુલ સચ્ચ હી કહતી હય. ઇન્કે દામન પર દાગ નહીં લગા હય."

"હું એની શુદ્ધિ થયા પછી એને પરણવા તૈયાર છું." એક યુવકે આગળ આવીને કહ્યું.

સૌ તેના તરફ જોઇ રહ્યા. રાજેન્દ્ર-પ્રસાદે કહ્યું: "ઓ હો ! કેવો શુભ સંયોગ !. આ મારો સહાધ્યાયી છે એટલું જ નહીં પણ મારો મશીઆઈ ભાઇ છે. યુમના ! ઇશ્વરનો આભાર માન કે એક ગ્રેજ્યુએટ અને વળી સુલક્ષણો ખાનદાન બ્રાહ્મણ યુવક તારો હાથ માગી રહ્યો છે !"

યમુના બન્ને હાથ જોડી ઉંચે નજર કરી રહી. એની આંખમાંથી મોતી-બિન્દુઓ ટપકવા લાગ્યાં. એ સ્થિતિમાં થોડીક પળ રહ્યા પછી તે બોલીઃ "રાજેન્દ્રપ્રસાદજી ! એક યુવક, વિધવા પુનર્લગ્ન માટે તૈયાર થયો છે, એ જાણીને મને આનંદ થાય છે; પણ હું પુનર્લગ્ન ઇચ્છતી નથી. જે વિધવા-શ્રમની સ્થાપના હું અને મારા પૂજ્ય પિતા કરવા ધારીએ છીએ, તેની સંચાલિકા તરીકે રહીને હું મારૂં સેવાપરાયણ જીવન પૂરૂં કરીશ. આજ પછી હું એ સ્થિતિ આપણા સમાજમાં જોવા ઇચ્છું છું કે જે બાલ-વિધવાઓ ફરી પરણવા ઇચ્છતી હોય તેમની સામે અંકુશ ન મૂકાય; અને બીજું એ ઇચ્છું છું કે જે હિન્દુઓ વટલાઇ ગયા હોય તેમની શુદ્ધિ કરવામાં આવે."

ડેપ્યુટી-કલેક્ટર સાહેબ યમુનાનાં આ નિર્મલ વેણ સાંભળી દ્રવ્યા. એમણે એજ સ્થળે સભા ભરી. રાવબહાદુર લક્ષ્મીપ્રસાદ ક્રોધથી ધૂંધવાતા ઉઠીને ઉભા થઇ ગયા. ડેપ્યુટી કલેક્ટર સાહેબે તેમના તરફ આંખ કાઢી. રાવબહાદુરને ચૂપ થવું પડયું. સભામાં વિધવાશ્રમ સ્થાપવાનો ઠરાવ થયો. તે ઉપરાંત 'બાલ-વિધવા પુનર્લગ્ન મંડળ' સ્થપાયું અને હિન્દુસમાજમાં હુસ્નજાનને લેવાની શુદ્ધિની સશાસ્ત્ર ક્રિયા થઇ.

"જમાનો બેફટક આડે રસ્તે વહી રહ્યો છે !" એમ રાવબહાદુર સાહેબ બોલતા સંભળાયા. પણ એ સ્થળે એમનો અવાજ નગારામાં તૂતી જેવો હતો.

એ બાદ ડેપ્યુટી કલેકટરે રાવબહાદુરને પૂછ્યું:

"કેમ, હવે લગ્નની શી ઢીલ છે ?"

ડેપ્યુટીશ-કલેક્ટર જેવા લાગવગવાળા વહેવાઇને રાવબહાદુર શી રીતે ના પાડી શકે ? દબાયલો ચંપાયલો તે બોલ્યો "ઢીલ તો તમારીજ છે. અહીં બધું તૈયાર છે."

એ કહેવાની જરૂર નથી કે લક્ષ્મીનાં લગ્ન સાંગોપાંગ પાર ઉતર્યા.

શિવાપ્રસાદના મકાનમાં આજ યમુનાની દેખરેખ નીચે વિધવાશ્રમ સ્થાપવામાં આવ્યું છે.*

* સૂચિત.




## પ્રકરણ ૧ લું

### અંગ્રેજોની છાવણી

રાત્રિ વીતી ગઈ છતાં સૂર્યોદય થવાને થોડી વાર હતી એટલે સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપ્યું હતું. ખીલેલાં પુષ્પોની મધુર સુવાસ પ્રસારતી મંદ લહરી વહતી હતી. કવચિત્ પક્ષીઓનો કિલકિલાટ શાન્તિનો ભંગ કરતો હતો.

ઉગતા સૂર્યની કિરણાવલીથી પૂર્વ દિશા રમણીય લાગતી હતી. સૂર્યનાં ઉગતાં તેજ સાથે નિરવ શાન્તિનો પણ ભંગ થતો જતો હતો. ગામમાનાં ઘરો, દેવળો, તેજધારામાં સ્પષ્ટ દેખાવા લાગ્યાં. મોટાં ખેતરોની એક બાજુએ આવેલી અંગ્રેજોની છાવણી પણ દૃષ્ટિએ પડવા લાગી.

આજ ખેતરોની બીજી બાજુએ ઇતિહાસ પ્રસિદ્ધ વિજયગ્રામ નામનું શહેર વસ્યું હતું. શહેરના પાદરે મોટું મેદાન હોઈ તેમાં નાના મોટા અસંખ્ય તંબુઓ નજરે પડતા હતા. દરેક તંબુ ઉપર કંપની સરકારનું લાલ રંગનું નિશાન હતું. પાસેજ છાવણી જેવો દેખાતો નાનો સરખો પહાડ મહારાષ્ટ્રનું કીર્તિગીત સુણાવતો ઉભો હતો.

સૂર્યોદય થતાં છાવણીમાં પણ ગડબડ થવા માંડી. સૈનિકો નિદ્રાત્યાગી પોતાનાં નિત્યકાર્યમાં પ્રવૃત્ત થયા. કેટલાકોએ ચલમ ફુંકવા માંડી. અત્યાર પહેલાં નિર્જીવ જણાતી છાવણી સજીવ દેખાવા લાગી.

છાવણીની ઉત્તરે એક નાની નદી હતી. ત્યાં નિસર્ગની રમ્યતા નિહાળતા બે બંગાળી યુવાનો ફરતા હતા. આમાંનો એક સૈનિક કાંઇક મોટો, ઉંચો, સામર્થ્યવાન અને જોતાંજ માન ઉપજાવે એવો હતો. બીજો કાંઇક નાનો, નીચો અને નિર્બળ હતો, બન્નેએ લાલ કોટ પહેરેલો હતો. બંગાળના ભાગ્યવિધાતા કર્નલ ક્લાઇવની 'લાલ પલટણ' ના તેઓ સૈનિકો હતા. પહેલા સૈનિકનું નામ રમેશ અને બીજાનું નામ વિશ્વનાથ હતું.

સિરાજઉદ્દૌલાનું મસ્તક દૂર કરાવી મિરજાફર બંગાળના રાજસિંહાસને વિરાજ્યો હતો. થોડીજ વારમાં તેને માલમ પડયું કે પોતે નામનોજ નવાબ છે; ખરો નવાબ તો ક્લાઇવજ છે. એટલે ક્લાઇવનો હુકમ પાળવા તે સદા તત્પર રહેવા લાગ્યો. બંગાળ પ્રાંતમાં રહેતા ફ્રેન્ચ લોકોને તેણે હદપાર કર્યાં. બંગા-

* એક મરાઠી કથાને આધારે.

ળમાંથી હદપારી પામેલા બીચારા ફ્રેન્ચ લોકો મચ્છલીપટ્ટણમાં કિલ્લો બાંધી રાજ્ય કરવા લાગ્યા. ઇ. સ. ૧૭૫૩ થી ૧૭૫૮ સુધીના ૭ વર્ષો દરમ્યાન તેઓએ આ સ્થાને નિષ્કંટક-પણે રાજ્ય કર્યું: જમીનદાર વિજયરાજ રાજી ફ્રેન્ચોનો આ સમય દરમ્યાન ખરેખરો મદદ-ગીર હતો. વિજયરાયનાં અવસાન બાદ આનં-દરાજ ગજપતી ફ્રેન્ચ રાજાનો ગુમાસ્તો બન્યો.

ફ્રેન્ચોની સેવા કરવામાં પોતાને વધુ સ્વા-તંત્ર્ય કે અધિકાર મળશે નહિ એમ મનમાં આવતાં આનંદરાજે ફ્રેન્ચો વિરૂદ્ધ કાવતરૂં કરવાની શરૂઆત કરી. કલકત્તા જઇ તેણે પોતાનો આ ઉદ્દેશ કંપની સરકારને જણાવ્યો. કારણ કે તે સમયે અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે ભયંકર રણસંગ્રામ ચાલુ હતો. ગજપતીનો હેતુ જાણી કલાઇવ ઘણોજ આનંદ પામ્યો. તે તો કયારનો આવી કોઇ તકની રાહ જોઇ રહ્યો હતો. કંપની સરકારની સત્તા વધારવા માટે આ ઉત્તમ તક છે એમ ધારી તેણે ગજ પતીની વિનતી માન્ય કરી અને ૪૭૦ નું ગોરૂં સૈન્ય અને લાલ પલટણના બે વિભા-ગના ૧૯૦૦ સૈનિકોનું લશ્કર કર્નલ ફોર્ડની સરદારી હેઠળ વિજયગ્રામની સરહદ પર રવાના કર્યું. આ તેજ સૈન્યની છાવણી હતી.

મુઠ્ઠીભર અંગ્રેજી સૈન્યથી ભારતવર્ષમાં અંગ્રેજોની સત્તા જમાવી શકાશે નહિ એમ કર્નલ કલાઇવના ધ્યાનમા આવતાજ તેણે દેશી લોકોને લશ્કરી તાલીમ આપવી શરૂ કરી. જે કાળની આ કથા છે, તે કાળના બંગાળીઓ અને આજના બંગાળીઓ વચ્ચે મહાન ફેર છે. તે વખતના બંગાળીઓ સામર્થ્યવાન હતા. લાઠી વગેરે આત્મરક્ષણના સાધનોનો ઉપયોગ કરવામાં કુશળ હતા. કલાઇવે આવા બંગાળી-ઓની પસંદગી કરી. તેઓને લાલ કપડા પહેરવા આપ્યાં. એ બંગાળીઓની લાલ પલ-ટણ બનાવી તેને યુદ્ધકલા શિખવવાનો આરંભ કર્યો. લાલ પલટણના સૈનિકોને પણ તેમાં અત્યંત રસ પડ્યો. પોતાને યુદ્ધશિક્ષણ આપનાર કર્નલ કલાઇવનો તેઓ આભાર માનવા લાગ્યા. આ લાલ પલટણના સૈનિકોએ મોટાં મોટાં યુદ્ધોમાં વિજય મેળવી પોતાનાં શૌર્યથી સૌ કોઇને ચકિત કર્યાં હતાં. લાલ પલટણનાં પરાક્રમની કથાઓ સાંભળી સૌ કોઇ થંભી જતું. લાલ પલટણમાં દાખલ થનાર વર્ગ બંગાળના શિષ્ટ કુટુંબોનો ન હતો. પરંતુ અછૂત વર્ગના તરૂણો એમાં ઝાઝી સંખ્યામાં જોડાયા હતા.

સૂર્યનારાયણના પ્રકાશથી હવે તો નદીનું પાણી પણ ચળકવા લાગ્યું. લોકો પોતપોતાને કામધંધે જવા લાગ્યા હતા. રમેશ અને વિશ્વ-નાથ નદી કિનારે ફરતા હતા.

થોડીવારે રમેશે વિશ્વનાથને પૂછયું: " આજે અહીં બે પલટણ આવવાની છે; તે કઇ છે તેની તને ખબર છે ? "

વિશ્વનાથે કહ્યું; " હા; ગોરૂં લશ્કર અને ત્રીજી લાલ પલટણ આવવાની છે. "

" આઠ વાગતાં સૈન્ય અત્રે આવી પહોંચશે. "

" હા; સાત લાગ્યા છે એટલે હવે એક કલાકમાં તે સૈન્ય અત્રે આવી પહોંચશે. "

વિજયગ્રામમાં આ સૈન્ય આવનાર છે એવી ખબર પડી ગયેલી હોવાથી સૈન્ય જોવા માટે ઘણા માણસો ત્યાં આવી પહોંચ્યાં હતાં. આમાં સ્ત્રીઓની સંખ્યા પણ સારી હતી.

એક સ્ત્રીને જોઇ રમેશે કહ્યું: " વિશ્વ-નાથ ! આ આટલી સુંદર સ્ત્રી અહિં ક્યાંથી ?"

વિશ્વનાથે જરા હસી ઉત્તર આપ્યો: " આજ ગામમાંથી. આ દેશની સ્ત્રીઓ ઘણીજ સુંદર હોય છે. વળી આ ગામની સ્ત્રીઓ પડદેનશીન નથી. તેઓ પૂરેપૂરી સ્વતંત્ર છે. "

એટલામાં પીતાંબર, અંગરખો અને કમર

બંધ બાંધેલો એક પુરુષ ત્યાં આવી ચઢયો. તેને જોઇ વિશ્વનાથે પૂછયું " કેમ નાથુ! શી ખબર છે?"

નાથુ પશ્ચિમ પ્રાંતની 'કાહાર' જાતિનો છે. વખતો વખત જુદા જુદા પોશાક પહેરવાનો તે ભારે શોખિન છે. દિવસમાં ત્રણ ચાર વખત તે પોશાક બદલતો. છાવણીનો તે ચોકીદાર હતો.

નાથુ સૌનો વિશ્વાસુ હતો. કોઇ પણ કામ તે હોંસથી કરતો અને તેથી તે સૌનો અત્યંત પ્રિય હતો.

નાથું રંગે જરા ગોરો હતો પરંતુ શરીરે દુર્બળ હતો. ગાંજો પિવાનો શોખીન હોઇ તેની દુર્બળતા વધતી જ જતી હતી. છતાંયે તેની કર્તવ્યનિષ્ઠા પ્રશંસનીય હતી.

ગાંજાનાં વ્યસનને લીધે નાથુને ખાસીનો રોગ લાગુ પડેલો હતો. વિશ્વનાથે પ્રશ્ન પૂછયો તેનો ઉત્તર આપે તે પહેલાં જ તેને ઘણી ખાંસી આવી. રમેશ અને વિશ્વનાથ તેના તરફ કરુણ દૃષ્ટિએ જોઇ રહ્યા.

લાલ પલટણના સર્વ સૈનિકો રમેશ તરફ અત્યંત માનની દૃષ્ટિએ જોતા. વરિષ્ઠ અધિકારીઓ પણ રમેશ ઉપર અત્યંત પ્રેમ ધરાવતા.

લાલ પલટણના સૈનિકોનો મોટો ભાગ અભણ હતો; પરંતુ રમેશ પોતે બંગાળી, ઉર્દુ અને સંસ્કૃત ભાષામાં પારંગત હતો. અંગ્રેજ સૈન્યમાં દાખલ થયા પછી થોડી ઘણી અંગ્રેજી ભાષા પણ શિખ્યો હતો. તે ગંભીર છતાંયે આનંદી હતો. રમેશ કાર્યકુશળ, દૃઢપ્રતિજ્ઞ, અને સહનશીલ હતો. ઉચ્ચ વંશમાં જન્મેલા કોઇ યુવાનના જેમ તેનો ચહેરો તેજસ્વી હતો. રમેશ કોઇ ઉચ્ચ જાતિનો યુવક છે એમ ઘણા લોકોને વિચાર આવતો પરંતુ તે પોતે તો 'ગોપવંશીય છે' એમજ સૌને કહેતો.

વિજયગ્રામની સરહદ પર અંગ્રેજોની છાવણી નંખાયાને બે માસ થઇ ગયા હતા. શહેરમાં શ્રીમંત અને ગરીબ બન્ને વર્ગના લોકોની સંખ્યા હતી પણ શ્રીમંતો કરતાં ગરીબોની સંખ્યા વિશેષ હતી. અંગ્રેજોની જેમ આ શહેરની સ્ત્રીઓ તદ્દન સ્વતંત્ર હતી. ગમે ત્યારે ગમે તે પુરુષની સાથે તે બોલી શકતી; ફરી શકતી.

બંગાળમાં રહેનારા લોકોને સ્ત્રીઓની આટલી સ્વતંત્રતા ખુંચતી; કાંઇક વિચિત્ર લાગતી.

આઠ વાગતાં અંગ્રેજ સૈન્યનું બ્યુગલ વાગ્યું. અને જેની માર્ગપ્રતીક્ષા કરતા લોકો એકત્ર થયા હતા તે સૈન્ય આવી પહોંચ્યું.

---

## પ્રકરણ ૨ જું

નવાં આવેલાં સૈન્યની હાલચાલ થોડી વારમાં શાન્ત પડી ગઇ. નવા સૈનિકો જુના સૈનિકોને પોતાનાં નવાં સ્થાન સંબંધી અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા.

સૈન્ય જોવા એકત્ર થયેલા ગામલોકમાંથી પણ ઘણાખરા ચાલી ગયા. કેટલાક પહાડ ઉપર જઇ સૃષ્ટિસૌન્દર્ય જોવા લાગ્યા. કેટલાક ત્યાંજ ફરવા લાગ્યા.

આ વખતે એક માલણ અને એક તરૂણી, રમેશ અને વિશ્વનાથ ઉભા હતા ત્યાં આવતી હતી. સૂર્યરશ્મિથી ખીલેલાં કમળ જેવું સર્વાંગ સુંદર અને સુકુમાર તે તરૂણીનું મુખ હતું. તેનાં તારૂણ્ય અને સ્મિતથી અનેક તરૂણો ગાંડા બન્યા હતા. તે બન્નેને પોતાના તરફ આવતી જોઇ વિશ્વનાથે રમેશને પૂછયું:

"પેલી સ્ત્રીઓ તને ઓળખતી હોય એમ લાગે છે!"

"હા, હું એ બન્નેને ઓળખું છું. પેલી માલણનું નામ તો મને ખબર નથી; પરંતુ લોકો તેને સુંદરી કહે છે. પેલી તરુણીનું નામ કિશોરી છે."

"કિશોરી! છે તો બહુ સુંદર હોં! અત્રે અનેક સ્ત્રીઓ આવી હતી પરંતુ તેઓમાં કિશોરી જેવી સુંદર તો એકેય નહિ. તને એ લોકોની ઓળખાણ કેટલા દિવસથી થઇ?"

"અરે, દશેક દિવસ જ થયા હશે. પેલી માલણની એક મોટી વાડી છે. એ વાડીમાં જાતજાતનાં ફળ, ફૂલ તથા શાક ભાજી થાય છે. બે ત્રણ નોકરો તેની વ્યવસ્થા સંભાળે છે. નોકરો દ્વારા વાડીમાં થતી ચીજો વેચી નાખવામાં આવે છે. લોકો કહે છે તે પ્રમાણે કિશોરી કાંઈ માલણની સગી નથી; દૂરની ન્યાતીલી છે. તેનું કોઇ ન હોવાથી માલણે તેને પાળી પોષી મોટી કરી."

"કિશોરી હજી પરણી હોય એમ લાગતું નથી!"

"નહિં"

"આપણા દેશમાં તો કિશોરી જેટલી વયની સ્ત્રી ત્રણ છોકરાંની મા હોય!"

"અહિં સ્ત્રીઓ ઘણી મોટી વયે પરણે છે. લગ્ન સંબંધમાં દરેક સ્ત્રી અત્રે સ્વતંત્ર છે. પોતાને મનગમતો પતિ સ્ત્રીઓજ શોધી લીએ છે."

"ફ્રેન્ચ અને અંગ્રેજોના આચાર વિચારથી દોરાઇ આવી પદ્ધતિ હાલમાં ચાલુ થઇ હોય એમ મને તો લાગે છે. આ નવો સામાજિક નિયમ તો પાશ્ચાત્યોનું આબાદ અનુકરણ જ છે."

"નહિ; એમ નથી. આ પદ્ધતિ તો ઘણી જુની છે. ફ્રેન્ચો અને અંગ્રેજોના આવ્યા પછી જો આ પદ્ધતિ ચાલુ થઇ હોત તો તે આટલો બધો પ્રચાર પામી ગઇ ન હોત. વળી આ ગામમાં રહેનારા લોકો બૌદ્ધધર્મી છે એટલે તેઓ જાતિભેદમાં પણ માનતા નથી."

આ વાતચીત પૂરી થાય એટલામાં સુંદરી અને કિશોરી ત્યાં આવી પહોચ્યાં. રમેશને વંદન કરી સુંદરીએ કહ્યું "પલ્ટણ સાહેબ! થોડાક દિવસ ઉપર મારી વાડી જોવા આવ્યા હતા ત્યારે મને વચન આપેલું તે યાદ છે કે!"

રમેશ થોડી વાર વિચાર કરી બોલ્યો: "હં; મને અત્યારે જ એ વાત યાદ આવી. અત્યાર સુધી હું એ વાત ભૂલીજ ગયો હતો. મને માફ કરજો."

આ બોલવાનો બરોબર સમય છે એમ ધારી સૌન્દર્યસંપન્ન કિશોરી, જરા હસી બોલી, "સાહેબ, કૃપા કરી અમારૂં આટલું કામ કરશો તો અમે તમારાં જીવનભરનાં ઋણી રહીશું"

કિશોરીની આ સ્મિતયુક્ત વિનતિની અસર રમેશ ઉપર ઠીક થઇ. કિશોરીના મંજુલ શબ્દોએ રમેશના ઉપર વિજય મેળવ્યો. છતાંયે મનના ભાવ જરા યે બહાર બતાવ્યા વિના રમેશ બોલ્યો, "મારા હાથમાં છે ત્યાં સુધી તો હું પ્રયત્ન કરીશ. પરંતુ મારા પ્રયત્નમાં યશ નહિ હોય તો?—"

સહેજ નેત્રકટાક્ષ લગાવી, ગુલાબી ગાલો ઉપર હાસ્યછટા લાવી, કિશોરી વચ્ચેજ બોલી ઉઠી, "અમે એમ સમજ્યું કે તમે બરોબર પ્રયત્ન કર્યો નથી. કારણ કે તમારા જેવા કંપની સરકારના વિશ્વાસુ પણ આટલું

" કાકાની શશી "



શ્રી માણેકબ્હેન મરચંટ
"કાકાની શશી" નાટકમાં ગરબાની સુંદર રચના કરનાર બ્હેન.

" કાકાની શશી "



કુ. સરલા દેસાઇ ("નિપુણી")



રા. પુરુષોત્તમ ("કાકા")



સૌ. રાજકુમારી પુરુષોત્તમ ("ગંગાબ્હેન")

[ "એકડી મોજ"ના સૌજન્યથી

કામ ન કરાવી શકે એ આશ્ચર્યજ ને ! તમે તમારી ઇચ્છામાં આવે તો ગમે તે કરી શકો એમ છો ! "

રમેશ પહેલાં હસી પડ્યો. હસતાં જ તેણે કહ્યું: " તમારૂં કામ તો હું કપ્તાન સાહેબને કહી કરાવી દઉં; પરંતુ તેમાં અમને શું ફાયદો ? મને શું આપશો ? "

કિશોરી હસી, અને બોલી; " અમે અમારી ઘટતી ચીજો વેચી પૈસા મેળવીએ અને તેમાંથી લાંચ આપીએ એમ કે ? એ સોદો સારો ! ! "

રમેશ ફરીથી હસીને જવાબ આપ્યો, " અમે તો કામ કરીને પેટ ભરનારા લોકો ! કામ કરવામાં પડતા શ્રમનો બદલો પણ માગીએ નહિ કે ? કામ કરાવવું જ હોય તો તો બદલો આપવો જોઇશે. "

" ઠીક; બોલો શું બદલો લેશો ? " કિશોરી હસીને બોલી.

રમેશ થોડી વાર તો કાંઇ જવાબ આપી ન શક્યો. કાંઇ સુઝ્યું નહિ, એટલે તેણે કહ્યું: " હવે આજે એ વાત પડતી મૂકો. પછી જોઇ લેવાશે."

આટલો ઉત્તર મળતાં કિશોરી અને સુંદરી અને ત્યાંથી ચાલી ગયાં એટલે વિશ્વનાથે રમેશને પૂછ્યું " આ બન્ને તો ઘણીજ સરળ મનની લાગે છે ! તેઓના કહેવાનો અર્થ શો ? "

રમેશે હસીને ઉત્તર આપ્યો; " સુંદરીના બાગમાં ફળફુલ તેમજ શાકભાજી ઘણાં થાય છે એટલે આપણા સૈન્ય માટે જોઇતાં શાકભાજી ફળ તેને ત્યાંથી આવે એવી મંજુરી અધિકારી પાસે મેળવી આપવા તે કહે છે. આને માટેજ બધી વિનતિ ! "

" કેપ્ટનને તું કહેશે તો તરત જ મંજુરી મળશે ! "

" આજે જ હું એ વાત કેપ્ટન આગળ કાઢીશ. "

એટલામાં સૈનિકોને એકત્ર થવા, હાકલ પાડતું બ્યુગલ વાગ્યું, સર્વે સૈનિકો એકત્ર થઇ ગયા. મનુષ્યના અવર જવરથી ગાજી રહેલો નદીકિનારો જનશૂન્ય થઇ ગયો.

રમેશ છાવણીમાં જઇને તરતજ કેપ્ટન સાહેબને મળ્યો અને તેને બધી વાત કરી. કેપ્ટન સાહેબે તેને કાંઇક અગત્યનું કામ સોંપવાથી તે ઉતાવળો ઉતાવળો જતો હતો. ત્યાં કેપ્ટન સાહેબને મળવા એક ગૃહસ્થ સામે આવતો હતો; તેની સાથે રમેશ અથડાયો. બન્નેએ ધક્કાધક્કી થતાં સુધી એક મેક સામે જોયું ન હતું.

ધક્કો લાગતાંજ નવા ગૃહસ્થે રમેશના મોઢાં તરફ તાકી તાકીને જોયું. તેને આશ્ચર્ય લાગ્યું; કાંઇ જુની ઓળખાણ હોય એમ તેનું મન સાક્ષી પૂરવા લાગ્યું. થોડો વિચાર કરી તેણે ઉત્સુકતાથી રમેશને પ્રશ્ન કર્યો, " કોણ માધવેન્દ્ર ? તું અહીં ક્યાંથી ? ક્યારે આવ્યો ? "　　　　( અપૂર્ણ )

# ઈનામી ઉખાણું

સંપાદક : રા. મહીપતરામ એમ. ભટ્ટ.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | | ■ | ૪ | ■ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | | | ■ | ૧૦ | | ૧૧ | ■ | ૧૨ | | |
| ૧૩ | | ■ | ૧૪ | | ■ | ૧૫ | | ■ | ૧૬ | |
| | ■ | ૧૭ | ■ | ૧૮ | | | ■ | ૧૯ | ■ | |
| ■ | ૨૦ | | | ■ | ■ | ■ | ૨૧ | | ૨૨ | ■ |
| ■ | ૨૩ | | ■ | ■ | ■ | ■ | ■ | ૨૪ | | ■ |
| ■ | ૨૫ | | | ■ | ■ | ■ | ૨૬ | | | ■ |
| ૨૭ | ■ | | ■ | ૨૮ | | ૨૯ | ■ | | ■ | ૩૦ |
| ૩૧ | ૩૨ | ■ | ૩૩ | | ■ | ૩૪ | | ■ | ૩૫ | |
| ૩૬ | | ૩૭ | ■ | ૩૮ | ૩૯ | | ■ | ૪૦ | | |
| ૪૧ | | | | ■ | | ■ | ૪૨ | | | |

આડા :— ૧ એક મહાન ગ્રીક બાદશાહ; ૫ પરિગ્રહ; ૯ ફળદ્રુપ; ૧૦ મુરાદ; ૧૨ ખોર; ૧૩ બળ; ૧૪ તરત સળગી ઉઠે એવું ઘાસ, ૧૫ આનંદ; ૧૬ તાજ; ૧૮ કાપવાનું ઓજાર; ૨૦ પ્રતિજ્ઞા; ૨૧ કાઠીયાવાડનું દેશી રાજ્ય; ૨૩ પ્રારબ્ધ; ૨૪ તૈયાર; ૨૫ નદીનું અપભ્રંશ. ૨૬ કાવ્યનો એક શબ્દાલંકાર; ૨૮ શિક્ષક; ૩૧ શાયર; ૩૩ સોનું ( સંસ્કૃત ), ૩૪ સૂર્ય; ૩૫ સાન. ૩૬ નાશ; ૩૮ બદબોઇ; ૪૦ એક અવતાર; ૪૧ સુવાસ; ૪૨ વરવું ( કંઇક અપભ્રંશ ).

ઉભા: ૧ બળજોરી; ૨ એક મિષ્ટ ભોજન. ૩ કદ. ૪ ઓછું; ૬ અંકુશ; ૭ પુત્ર. ૮ પ્રતિહારી; ૧૦ દેવીનું એક સ્વરૂપ; ૧૧ સાવજ; ૧૭ બહાદુર; ૧૯ એક હીરો; ૨૦ એક રાગ; ૨૨ માલની યાદી; ૨૭ એક મત; ૨૮ એક નદી; ૨૯ સરખી; ૩૦ આશ્ચર્ય પમાડે તેવું. ૩૫ બાનુ; ૩૭ રમવું; ૩૯ લેખ; ૪૦ અજવાળીયાના દિવસ.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે.

## ઑગસ્ટ માસના ઉખાણાનું પરિણામ:

ખરો જવાબ નીચે પ્રમાણે છે:—

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| સ | ર | પા | વ | | મા | લ | કો | શ |
| ર | ગ | ડો | | કા | | બ | ક | રી |
| સ | ત | | મ | ગ | જ | | મ | ગ |
| વ | | વા | ટ | | ખ | ગ | | ત |
| | શૂ | ળ | | સૌ | | ની | ર | |
| ર | | ન | વ | | ખૂ | મ | | ગ |
| તિ | લ | | ચ | મ | ન | | કા | મ |
| લા | જ | મ | | સી | | વા | ન | ગી |
| લ | જા | મ | ણી | | મુ | લ | તા | ની |

આ ઉખાણાના કુલ ૪ જવાબો આવેલા તેમાંથી બે ખરા છે અને બે ખોટા છે. ખરો જવાબ આપનાર બે બહેનોમાંથી સૌ. પદ્માવતી ચંદુલાલને ઇનામનું પુસ્તક " બાર સુંદર વાર્તાઓ " આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું. ખરો જવાબ આપનાર બીજાં બહેન સૌ. લીલાવતી ન. દલાલ છે.

### સપ્ટેમ્બર માસના પ્રશ્નોનો જવાબ નીચે પ્રમાણે છે:—

૧. ૧૦ છોકરાં. દરેક છોકરાની એક બહેન તે નવે છોકરાની બહેન છે.
૨. ગધેડું ગમે તેટલે દૂર ઘાસનો પૂળો હોય તો તે ખાઇ શકે. કારણ કે ગધેડાને પગે દોરડું બાંધેલું છે; પરંતુ દોરડું કશા સાથે બાંધેલું નથી.
૩. ૧૧+૧+૧+૧=૧૪
૪. ૫, ૫, $\frac{૫}{૫}$ = ૬$\frac{૧}{૫}$
૫. ૭ વર્ષ.

આ પ્રશ્નોના કુલ ૫૩ જવાબ આવેલા. તેમાં બે પોસ્ટકાર્ડના નિયમનો ભંગ કરતો હોવાથી તપાસ્યા નથી. બાકીના ૫૧માંથી ૪ના બધા ખરા, ૨૩ના ૪ ખરા, ૧૮ના ત્રણ ખરા, ૪ના બે ખરા, અને ૨ના તદ્દન ખોટા છે. પાંચેય પ્રશ્નના ખરા જવાબો છે તેમાંથી **શ્રીમતી મંજુલાગૌરી રાજેન્દ્રલાલ લક્ષપતિને** ઇનામનું પુસ્તક " પાષાણી " ભેટ આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

ખરા જવાબ આપનારનાં નામ નીચે પ્રમાણે છેઃ—

પાંચ ખરાઃ શ્રીમતી બહેનો (૧) મંજુલાગૌરી; (૨) સુમતીબેન હીરાલાલ કાંટાવાળા; (૩) પુષ્પા, (૪) ડાહીબેન મગનલાલ.

ચાર ખરાઃ શ્રીમતી બહેનોઃ (૧) વિદ્યાગૌરી રામલાલ, (૨) તારાબેન ઝવેરભાઈ; (૩) સંયુક્તાગૌરી વ્યાસ; (૪) હીરાબેન નગીનદાસ; (૫) પદ્માવતી ચંદુલાલ; (૬) લક્ષ્મીબાઈ; (૭) મિસિસ મહીપતરામ ભટ્ટ; (૮) મધુમતી; (૯) ઉત્તમગૌરી; (૧૦) શાન્તા પરીખ; (૧૧) સૂરજ શાહ, (૧૨) કુંદનકાન્તા; (૧૩) આ. નં. ૩૫૫; (૧૪) દેવુંબ્હેન આણંદજી; (૧૫) મંગળાગૌરી દેસાઈ; (૧૬) લલીતાબ્હેન; (૧૭) દેવલક્ષ્મી; (૧૮) સુશીલા જોષી; (૧૯) સુશીલા માંકડ; (૨૦) હીરાલક્ષ્મી; (૨૧) નં. ૭૦૨૨; (૨૨) ચંદ્રકાન્તા; (૨૩) સંયુક્તાબ્હેન.

ત્રણ ખરાઃ શ્રીમતી બ્હેનો (૧) આ. નં. ૬૪૫; (૨) કાશી ગોરધનદાસ; (૩) મિસિસ હરીલાલ દફતરી; (૪) હરકાગૌરી દવે; (૫) શાન્તાગૌરી પારેખ; (૬) નં. ૪૨૯; (૭) વિજયાગૌરી; (૮) સરલા ત્રિવેદી; (૯) નિર્મળાગૌરી મજુડી; (૧૦) લીલાવતી દલાલ; (૧૧) હંસાગૌરી મોદી; (૧૨) લીલાવતી દેસાઈ; (૧૩) સંયુક્તાબ્હેન મિસ્ત્રી; (૧૪) કાશીગૌરી જોષી; (૧૫) નં. ૩૦૫૮; (૧૬) રાધાબાઈ દોશી; (૧૭) સગુણાગૌરી; (૧૮) વિમળાબ્હેન.

બે ખરાઃ શ્રીમતી બ્હેનો (૧) રેવાગૌરી; (૨) વિલાસવંતી; (૩) મહાલક્ષ્મી; (૪) પ્રભાવતી.



# રંગભૂમિનું નવસર્જન

## ( " કાકાની શશી " )

લેખકઃ રા. " પીયૂષ "

ગુજરાતની સડી ગયેલી રંગભૂમિને પુનરૂદ્ધારવાની ઘોષણા ઘણા સમયથી થાય છે. છતાં એ માટે હજી ખાસ કોઇ સક્રિય યોજના થઇ નથી. એ કાર્ય માત્ર બેજ રીતે થઇ શકે એમ છેઃ ( ૧ ) સારા અને શિષ્ટ લેખકોને હાથે લખાયેલી નાટ્યકૃતિઓ રંગભૂમિ ઉપર રજુ કરવી; ( ૨ ) એ નાટ્યકૃતિને તેનાં સ્વાભાવિક સ્વરૂપમાં, પ્રેક્ષકો ઉપર ઉંડી અસર કરે એવી રીતે, શિક્ષિત યુવક યુવતીઓએ અભિનય દ્વારા ઉતારવી. આજની રંગભૂમિ ઉપર ભજવાતી નાટ્યકૃતિઓ અને તે ભજવનારા નટો સમાજ ઉપર કોઇ પણ પ્રકારની સારી છાપ તો નજ પાડી શકે. હા, એની ભૂરી અસર તો પ્રેક્ષકો ઉપર જરૂર થવાની. જ્યાં સુધી ઉપરની બે બાબતો આપણી રંગભૂમિનાં મુખ્ય લક્ષણો ન બને ત્યાં સુધી ગુજરાતી રંગભૂમિ રંગભૂમિનાં નામને યોગ્ય થશે નહિ. ઉપરનાં બન્ને લક્ષણો આપણી રંગભૂમિનાં વિશિષ્ટ અંગો બનતાં જ આપણી રંગભૂમિનું નવસર્જન થશે.

ગુજરાતના કેટલાક શિક્ષિત યુવક યુવતીઓનું ધ્યાન હાલમાં આ દિશામાં ખેંચાયું છે એ આનંદની વાત છે. અમદાવાદમાં તેમજ મુંબઇમાં શિક્ષિત યુવાનો સાથે સંસ્કારી અને શિક્ષિત બહેનોએ હિંમત બતાવી આ કાર્યમાં સારો સાથ આપ્યો છે. સંગીત અને ગરબા રાસ–ઉત્સવોમાં ગુજરાતી યુવતીઓએ અનેક વખત પોતાની કલા દર્શાવી છે. પરંતુ કલાનાં એક વિશિષ્ટ અંગ–અભિનયકલામાં–રંગભૂમિ ઉપર ઉતરી કુશળતા બતાવવાના પ્રસંગો ઘણા ઓછા સધાયા છે. આવો એક અપૂર્વ પ્રસંગ ગઇ તા. ૧૧ મી ઓકટોબરે મુંબાઇમાં સધાયો હતો.

સિંધ જલપ્રલય ફંડના લાભાર્થે તા. ૧૧ મી ઓકટોબરે ગુજરાતી એમેચ્યોર્સે શ્રી. કનૈલાલ મા. મુનશી લિખિત ' કાકાની શશી ' નામનું નાટક ભજવી બતાવ્યું હતું. શ્રી મુનશીનું આ નવું નાટક ' એક પ્રહસન ' છે, અને તેમાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા પોષતી ' આજની સ્ત્રી ' ઉપર માર્મિક પ્રહાર છે. તે સાથે કેટલાંક જુનાં રૂઢીબંધનોની મશ્કરી કરતાં પણ રા. મુનશી ચૂકયા નથી. નાટકનાં વસ્તુને આપણે એક માર્મિક પ્રહસન જ માની લઇશું તો ઠીક પડશે. એટલે આ પ્રસંગે એ કૃતિના ગુણ દોષનો કે એમાં વ્યકત થયેલા વિચારોની ચર્ચા કર્યા વિના એ નાટક ભજવાયું કેવી રીતે તેની જ વિગતમાં ઉતરીશું.

નાટકમાં ઉતરનાર બધાયે શિક્ષિત યુવક યુવતીઓ હતા. બે બેરીસ્ટરો હતા; એક એમ. એ. હતા. પાંચ બી. એ. હતા. અને બીજા પણ બધા સુશિક્ષિત હતા. સ્ત્રી પાત્રોમાં કુમારી શાન્તિલા દેસાઇ બી. એ. ' શશિકલા ' ના મુખ્ય પાઠમાં ઉતર્યાં હતાં. ' શશિકલા ' પાત્ર ' આજની સ્ત્રી ' નું છે. સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવના સેવતી શશિકલા અપૂર્વ સ્ત્રી

છે; રમતીયાળ અને હસમુખી; તેજસ્વી અને પ્રેરણાવાળી. એ પાત્રને અનુરૂપ કુમારી શાન્તિલાના અભિનયમાં આ બધાંએ લક્ષણો તરવરતાં હતાં. 'શશિકલા' કરતાં 'વિધુમુખી' નું પાત્ર કાંઇક અટપટું હતું. કારણ કે 'વિધુમુખી' સ્ત્રી સ્વતંત્રતાની હિમાયતી છતાં પરણેલી સ્ત્રી હતી; પત્ની હતી. કુમારી સરલા દેસાઇએ આ પાત્ર અપૂર્વ સફળતાથી ભજવ્યું હતું. પતિ ગમે ત્યારે અમે તેની સાથે ફરવા જઇ શકે; પત્ની તેમ શા માટે ન કરી શકે? પત્ની પણ તેમ કરી શકે જ. આ ભાવના સેવતી 'વિધુમુખી' એવી રીતે વર્તી પણ ખરી. અને તે વખતનો કુમારી સરલાનો અભિનય; તેનાં મુખ ઉપરના ભાવ; તેનાં શબ્દો તદ્દન કુદરતી લાગતા હતા. રા. મુનશીનાં સ્ત્રીપાત્રોમાં 'વિધુમુખી'ના અટપટાં પાત્રને કુમારી સરલાએ અત્યંત સફળતાથી સજીવ રજુ કર્યું એમ કહેવું તે અતિશયોક્તિ નથી. નાટકમાં ત્રીજું અગત્યનું સ્ત્રીપાત્ર 'શિવગૌરી'નું.

પતિના ગૃહમાં પાણી ભરવું, રસોઇ કરવી, પતિ માટે પાટલો સોટો કરવો, વગેરે પડતા અસહ્ય ત્રાસથી કંટાળી પતિગૃહનો સદાને માટે ત્યાગ કરી ભાઇને ત્યાં રહેતી 'શિવગૌરી' નું કામ કરવા જાણે કેમ કોઇ બહેન તૈયાર ન હોય અને તેથી જ કદાચ, એ કામ કરવા માટે રા. અનંત વીણ, બી. એ.ની પસંદગી થઇ હોય એમ લાગે છે. બહેનો સાથે કામ કરતાં સંકોચ લાગ્યો હોય કે કેમ પણ રા. અનંત વીણ એમના કામને જોઇએ એટલો સારો ન્યાય ન આપી શકયા. બાલકને રમવા સ્ત્રીને પુરૂષ જોઇએ એવી માન્યતા ધરાવતાં પારસી સ્ત્રીસ્વાતંત્ર્યવાદી 'પીરોજા' નું કામ મીસ મહેરાં ગાંધીએ કર્યું હતું. તે બહેન જાતે પારસી જ હોઇ એ કામને પૂરતો ઇન્સાફ આપે એમાં કોઇ પણ કેમ શંકા ઉઠાવી શકે? 'ગંગાબ્હેન' મહેતીજીનાં કામમાં સૌ. વ્રજકુમારી પુરાંતમે સુંદર કામ કર્યું હતું. અમને લાગે છે કે એમને "હીરગૌરી"નું કાર્ય સોંપાત તો સંપૂર્ણ સફળતાથી તે ભજવી શકયાં હોત.

## "કાકાની શશી"માં ગવાયલો રાસ

યમુના તીરે કનઇયા બંસી લેકે ખડે
બંસી બજાવે, કાનો ધેનુ ચરાવે, લેકે ખડે—
યમુના તીરે.

ગૌવા વાછરૂ સૌના ચિત હરે,
નહિ ઘાસ ચરે નહિ જલ પીયે રે, લેકે ખડે—
યમુના તીરે.

(સાખી)
બંસી બજા અરે કનઇયા
સુનત બાંસુરી શુદ્ધ બુદ્ધ બીસુરી.
ભુલ ગઈ અંગીઆ હમારી
લેકે ખડે, બંસી લેકે ખડે, યમુના તીરે ખડે—
યમુના તીરે.

વ્રજનું રાજ્ય જશે કૃષ્ણ પોતે કરે
સૌના મન હરે સૌને વશ કરે રે, લેકે ખડે—
યમુના તીરે.

ગોપી મહિ વેચવાને પંથે પડે,
માર્ગ રોકે, નહિં જાવા દીયે રે, લેકે ખડે—
યમુના તીરે.

ગોપી ટોળે મળી સૌ વાતો કરે,
જઇશું યમુના તીરે, મળશું વ્રજ રાજ રે, લેકે ખડે—
યમુના તીરે

સર્વે જઇ રાધાજીનો સંગ કરે,
જઇશું યમુના તીરે, મળશું વ્રજરાજરે લેકે ખડે—
યમુના તીરે.

પુરુષપાત્રોમાં સૌથી સુંદર અને રા. મુનશીનાં પાત્રાલેખનને સંપૂર્ણ ન્યાય આપે એવું કામ શ્રી. જ્યોતીન્દ્ર દવે એમ. એ. એ કર્યું હતું. 'શિવગૌરી'નો પતિ ઇન્દ્રજિત તદ્દન નમાલો, માંદલો અને બ્હીકણ તેમજ વેદીઓ. એ બધાયે ભાવો બાહ્ય જ્યોતીન્દ્રના અભિનયમાં અકૃત્રિમ રીતે ઉતરતા હતા. અને તેમના શબ્દે શબ્દે પ્રેક્ષકોનાં હૃદય હાસ્યોલ્લાસથી ઉછળતાં. રા. જ્યોતીન્દ્રના અભિનયથી સર્વ ખડખડાટ હસતાં. તેમાં પાત્રને તદ્દન અનુરૂપ રા. જ્યોતીન્દ્રનું શરીર બંધારણ હતું. તે પછી 'દુર્લભરામ'નું પાત્ર જુના વિચારના બુઢ્ઢા તરીકે રા. રમણ મુનશીનો 'મેકઅપ' અને અભિનય પણ આ બાદ હતો. 'કાકા'ના કામમાં રા. પુરુષોત્તમ ત્રિકમદાસ બાર. એટ. લોએ અને કુંદનલાલ બનેલા બનેલા રા. ટી. એસ. વ્યાસ બાર-એટ-લોએ સફળતાથી પોતાના ભાગ ભજવ્યા હતા.

એકંદરે નાટ્યપ્રયોગ અપૂર્વ સફળતા પામ્યો હતો. અને એ સફળતા માટે નાટક ભજવવા સજ્જ થયેલા શિક્ષિત યુવક યુવતીઓ ધન્યવાદને પાત્ર છે.

આવા પ્રયોગો વખતો વખત ભજવાય તો રંગભૂમિનું નવસર્જન થતાં જરાયે વાર ન લાગે.



# સ્ત્રી જગત્

## હિન્દ.

**ગાંધીજી હીરક મહોત્સવ:** જગતના મહાપુરૂષ મહાત્મા ગાંધીજીએ પોતાનાં આયુષ્યનાં ૬૦ વર્ષો પૂરાં કર્યાં તેથી આખાંયે હિંદે તા. ૨જીએ ગાંધીજી હીરક મહોત્સવ ઉજવ્યો હતો. ગાંધીજીએ સ્ત્રીજાતિની પણ કદિયે ન ભૂલાય તેવી સેવા કરેલી હોઇ આ ઉત્સવમાં હિન્દની મહિલાઓએ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. મુંબઇમાં શ્રી ભગિની સમાજ તરફથી લાંબો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. તેને લગતો કેટલોક હેવાલ ગયા અંકમાં આવી ગયો છે તા. ૩૦ મી સપ્ટેમ્બરે માધવબાગમાં ખાસ સભા ભરાઇ હતી અને તેમાં મીસીસ પેરીનબ્હેન કેપ્ટનનાં પ્રમુખ પદે શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ ' ગાંધિજીને પ્રિય ' એ વિષય ઉપર વ્યાખ્યાન આપતાં બહેનોને રેંટીયો, ખાદી અને અસ્પૃશ્યતા નિવારણનો ઉપદેશ આપ્યો હતો. શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી મીરાંબ્હેન ( મીસ સ્લેડ ), મીસીસ જાઇજી પીટીટ વગેરેએ આ પ્રસંગે ખાસ સંદેશ પાઠવી ભગિની સમાજના ઉત્સવમાં સહાનુભૂતિ દર્શાવી મહાત્માજીની સેવાઓનાં ગુણગાન ગાયાં હતાં. શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળની સાન્તાક્રુઝ શાખાએ લેડી લક્ષ્મીબાઇનાં પ્રમુખપદે સભા ભરી હતી, તેમાં ' ક્રોનીકલ ' પત્રના તંત્રી શ્રી. સૈયદ અબ્દુલ્લા બ્રેલ્વીએ મહાત્માજીનાં જીવન ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. ઉપરાંત સુરત, અમદાવાદ, તેમજ સમસ્ત હિન્દમાં આ ઉત્સવ ઘણીજ સારી રીતે ઉજવાયો હતો ઘણું જીવો મહાત્માજી !

**નવરાત્રિનો રાસોત્સવ:** મુંબઇ તેમજ પરાંની જુદી જુદી સ્ત્રીસંસ્થાઓએ નવરાત્રિ દરમ્યાન રાસોત્સવ ઉજવ્યા હતા. મુંબઇનાં શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અને કન્યા મંડળ, વનિતા વિશ્રામ અંગ્રેજી શાળા, ચંદા રામજી હિન્દુ કન્યાશાળા, શેઠ ગોકળદાસ તેજપાલ કન્યાશાળા, પ્રિન્સેસ સ્ટ્રીટ નવરાત્ર મંડળ, ભૂલેશ્વર કન્યાશાળા તેમજ બીજી અનેક સંસ્થાઓ તરફથી જુદે જુદે દિવસે આ ઉત્સવ ઉજવાયો હતો. ગરબાનો વિવિધ કાર્યક્રમ યોજાયો હતો. પ્રિન્સેસ સ્ટ્રીટ નવરાત્રી મંડળ અને ભૂલેશ્વર કન્યાશાળાના મેળાવડાઓમાં પ્રમુખપદેથી શ્રીમતી બચુબ્હેન લોટવાળાએ સ્ત્રીઓને ગુલામી મનોદશા ત્યાગ કરવાની હાકલ પાડી હતી. ચંદારામજી હિન્દુ કન્યાશાળાનાં રાસોત્સવમાં લેડી લક્ષ્મીબાઇએ પ્રમુખ સ્થાન લીધું હતું. વિલેપારલે મહિલા મંડળ, સાન્તાક્રુઝ સ્ત્રીમંડળ, અને વાંદરા મહિલા મંડળ વગેરે પરાંના મંડળો તરફથી પણ આવો ઉત્સવ ઉજવાયો હતો. સુરત, અમદાવાદ વગેરે સ્થળે પણ નવરાત્રિના રાસોત્સવ ઉજવાયા હતા.

**કપોળોમાં વિધવા વિવાહ** મુંબાઇમાં વસતી કપોળ જ્ઞાતિના સુધારકોએ જ્ઞાતિમાં વિધવા વિવાહની છૂટ મૂકવા સંબંધમાં જબરી ઝુંબેશ ઉપાડી છે. તેમાં કેટલાક શિક્ષિત યુવક યુવતીઓએ પણ સાથ આપ્યો છે. વિધવા વિવાહના પ્રચાર અર્થે કપોળ વિધવા વિવાહ સહાયક મંડળની સ્થાપના કરવામાં આવી છે. ઉપલાં મંડળનાં આશ્રયે તા. ૬ ઠ્ઠીએ શ્રી કૃષ્ણ સીનેમામાં શ્રી. કનૈયાલાલ મુનશીની વિખ્યાત નવલકથા ' કોનો વાંક ? ' ઉપરથી ઉતારવામાં આવેલી એજ નામની ફિલ્મ કપોળ ભાઇ બહેનોને બતાવવામાં આવી હતી અને તેમાં વિધવા વિવાહના સમર્થનમાં ભાષણો પણ થયા હતાં. લાંબા સમયથી જડમૂળ ઘાલી ગયેલાં આવાં રૂઢીબંધનો દૂર કરવામાં હમેશાં બનતું આવ્યું છે તેમ રૂઢીચૂસ્ત લોકોએ

પોતાનો વિરોધનો સૂર પૂર્યો છે અને તેમણે સારી પ્રવૃત્તિ ઉપાડી છે. જમાનો આગળ વધતો જાય છે એટલું જ તેઓ ધ્યાનમાં રાખતા હોય તો કેવું? શ્રીમંત કપોળ શેઠાણી મીસીસ ઝવેરબાઇ જગમોહનદાસે તેમજ બીજા અનેક ભાઇ બહેનોએ આ પ્રવૃત્તિમાં સાથ આપ્યો છે.

**બ્રહ્મક્ષત્રિય મેટ્રીક કન્યાને અભિનંદન** બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિમાં પ્રથમ મેટ્રીક થનાર શેઠ નરોત્તમ વિઠ્ઠલ પરશોત્તમનાં પુત્રી બહેન રૂક્ષ્મણીને અભિનંદન આપવા સપ્ટેમ્બર માસમાં એક મેળાવડો થયો હતો. તે વખતે બહેન રૂક્ષ્મણીને અભિનંદન આપવા ઉપરાંત આગળ અભ્યાસ કરવાને પ્રોત્સાહન આપવામાં આવ્યું હતું.

**આંતરપ્રાંતિય લગ્નઃ** કદવાડામાં ઉસરસાડીના સુધારક અનાવિલ બ્રાહ્મણ રા. મોહનજી નાયકના ૨૮ વર્ષના પુત્ર શ્રી દુર્લભરામે નરોડાના બાજી દેશપાંડેના કુળના શ્રી ગણેશભાઇ પ્રધાનનાં ૧૯ વર્ષનાં પુત્રી શ્રી બકુલ સાથે આર્ય વિધિથી લગ્ન કર્યું. વર ગુજરાતી અને વધુ મહારાષ્ટ્રીય છે.

**શ્રી સુરત મહિલા મહા વિદ્યાલય મંડળ ૧૯૨૮-૨૯** ના હેવાલમાં જણાવાયું છે કે મંડળ તરફથી ત્રણ સંસ્થાઓ ચાલે છે. (૧) ગોપીપુરા મહિલા વિદ્યાલય; (૨) હરિપુરા શાખા મહિલા વિદ્યાલય; (૩) મોટી વયની સ્ત્રીઓનો શિક્ષણ વર્ગ. પહેલી સંસ્થામાં મુંબઇ યુનિવર્સીટીની મેટ્રીકની પરીક્ષા તેમજ ભારતીય મહિલા વિદ્યાપીઠની પ્રવેશક પરીક્ષા આપી શકાય એવી વ્યવસ્થા છે સંસ્થા તરફથી મોટી વયની સ્ત્રીઓ અંગ્રેજી, સીવણ, ભરત, સંગીત વગેરે શીખી શકે તે માટે સ્ત્રીશિક્ષણવર્ગ ખોલવામાં આવેલો છે. આવી સંસ્થાઓને આર્થિક મદદની ઘણી જરૂર રહે છે. સ્ત્રીસમાજની ઉન્નતિ કરવામાં સારો હિસ્સો આપતી આવી સંસ્થાઓને નિભાવવી એ સૌ કોઇની ફરજ છે.



**ડૉ. શ્રી. અનલ રાજનાયગમ**
એરોડમાં એમની નીમણૂક ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે થઇ છે.

**પરણવું છે! (૧)** અખિલ હિન્દ ઔદિચ્ય સંમેલનના અધ્યક્ષ અને વડોદરાની ધારાસભાના માજી સભ્ય શ્રી વિદ્યાશંકર વકીલના પુત્ર રા. નટવરલાલ ઝવેરી વિધુર થતાં ૪૫ વર્ષની વયે એક ૧૧ વર્ષની ગભરૂ બાળાનો ભવ બગાડવા તૈયાર થયા છે. શ્રી નટવરલાલ ઝવેરાતનો ધંધો કરતા હોઈ પારીસ અને જાપાન રહી આવ્યા છે.

**લોહીના લાડુ સામેઃ** ભાવનગરની ઔદિચ્ય જ્ઞાતિના પટેલ હરગોવિન્દ દવેના ૨૦ વર્ષના એક યુવાન પુત્ર સપ્ટેમ્બરની તા. ૨૭ મીએ એકાએક અવસાન પામતાં ૧૫ વર્ષની એક બહેન વિધવા બની છે. આવો હૃદયભેદક બનાવ બન્યા છતાં હરગોવિન્દ દવેએ લોહીના લાડુ જમાડવાનો નિશ્ચય કર્યો. પરિણામે એ લોહીના લાડુનું જમણ અટકાવવા યુવકસંઘ કટીબદ્ધ થયો. યુવાનોએ સદ્ગતના પિતાને આવું ભોજન ન આપવા વિનંતિ કરી પરંતુ તે નિષ્ફળ ગઇ. યુવક સંઘે મહિલા વિદ્યાલયવાળાં કુમારી જ્યોતિબાળાના પ્રમુખપદે સભા ભરી પીકેટીંગ કરવાનું ઠરાવ્યું. પત્રિકાઓ કાઢવામાં આવી. ગયા માસની તા. ૭-૮-૯ ના દિવસોએ ભોજન સ્થાન ઉપર જઇ યુવક સંઘના સાઠ ઉપર સ્વયંસેવકોએ પિકેટીંગ કર્યું. પહેલે દિવસે 'લોહીના લાડુ જમશો નહિ' એવાં પોસ્ટરો લાડુ બકતા એ ફાડી નાંખી રોષ હતાર્યો. બીજે દિવસે તો વ્યવહાર કરનાર ભાઇએ પોલીસ બોલાવી હતી. પીકેટીંગ કરતા

સ્વયંસેવકો. ઉપર લાઠીના પ્રહાર થયા. પોલીસ પણ જોઇ રહી. ચાર પાંચ ભાઇઓને લાઠીનો માર પડયો. એક ભાઇને ઇસ્પિતાલમાં મોકલવો પડયો. ત્રીજે દિવસે પણ પીકેટીંગ થયું. પોલીસે ગુંડાશાહી ચલાવી. છતાં સ્વયંસેવકો ન ડગ્યા અને એને લોહીના લાડુનું જમણ નિરર્થક નિવડયું.

**પટેલ યુવકોમાં જાગૃતિ:** ભાવનગર રાજ્યના ધોળા ગામ પાસેના ટીંબી ગામે પહેલી પટેલ યુવક પરિષદ્ સપ્ટેમ્બર માસમાં ભરાઇ હતી. તેમાં બીજા ઠરાવો ઉપરાંત યુવકો માટે નીચેનું પ્રતિજ્ઞાપત્રક તૈયાર કરવામાં આવ્યું હતું:— (૧) કન્યા વિક્રય કરીશ નહિ. (૨) કારજ કરીશ નહિ અને કારજનું જમીશ નહિ. (૩) મરણ પાછળ રડવા કુટવાનો રિવાજ કાઢી નાંખીશ. (૪) બાળલગ્ન કરીશ નહિ. (૫) કરજ કરી વરો કરીશ નહિ. (૬) ચા-બીડી-કોઇ પણ જાતનું વ્યસન રાખીશ નહિ. (૭) સ્વદેશીને ઉત્તેજન આપીશ (૮) ઘરેણાં પહેરીશ નહિ. (૯) ભાંડભવાયા જોઇશ નહિ કે તેને ઉત્તેજન આપીશ નહિ (૧૦) સુપાત્રે દાન કરીશ. આ પ્રતિજ્ઞા ઉપર ૮૦ જેટલી સહીઓ લેવાઇ ગઇ છે. વિશેષ લેવાય છે.



**કુ. ચતુરલક્ષ્મી જોશી, એમ. એ.**

હિંદી સરકાર પાસેથી સ્કોલરશીપ મેળવી સાહિત્યના વધુ અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયલાં ગુજરાતી બ્હેન.

**'પુત્રને ભોગે શિયળ સાચવ્યું':** થોડાક દિવસ ઉપરનોજ આ કરૂણ બનાવ છે. જુનાગઢ રેલ્વેના ચોકી સ્ટેશને ગાડીમાં બેસવા એક ઉતારૂ પોતાની સ્ત્રી અને ધાવણાં બાળક સાથે આવ્યો. આ સ્ટેશને ગાડી એક બે મીનીટ ઉભી રહે. ઉતારૂ ગાડીમાં ચડી સામાન મૂકી રહે તેટલામાં ગાડી ઉપડી ગઇ. સ્ત્રી અને બાળક સ્ટેશન ઉપરજ રહી ગયાં. સ્ત્રીનાં ઘરેણાં જોઇ સ્ટેશનના માણસોની મતિ ભ્રષ્ટ થઇ. વેઇટીંગરૂમમાં તે બેઠી હતી ત્યાં બે જણે જઇ ઘરેણાં માંગ્યાં. છેવટે સ્ટેશન માસ્તર અને બીજા ત્રણ મળી તે બાઇની છેડતી કરી. સમય જોઇ બાઇ, માણસોને પોતે લઘુશંકા કરી આવી ઘરેણાં ઉતારી દેશે તેમ તેઓની પાપી ઇચ્છા પૂરી કરશે એમ લાલચ આપી, વેઇટીંગ રૂમની બહાર આવી, બારણાંની સાંકળ વાસી દીધી. બાળક વેઇટીંગ રૂમમાં રહી ગયું. પેલા પાપીઓએ બાળકને મારી નાંખવાની ધમકી આપી પરંતુ પેલી બાઇએ બાળકના ભોગે પોતાનું શિયળ રક્ષવાનું યોગ્ય ધાર્યું. એટલામાં એક ભારગાડી આવી પહોંચતાં બાઇએ ગાર્ડને બધી વિગત કહી. રૂમ ખોલતાં બાળકના કકડા ને પેલા ચાર પાપીઓ નીકળ્યા. પોલીસે તેઓને પકડ્યા છે.

**લીંબડી મૂ. જી. કન્યા-વિદ્યાલય:** કેળવણીના નવા આદર્શો વ્યકત કરતું આ કન્યા વિદ્યાલય લીંબડીમાં સાત વર્ષથી ચાલી રહ્યું છે. વિદ્યાલયનું ૧૯૮૦ થી ૧૯૮૪ સુધીનું પંચવાર્ષિક નિવેદન હાલમાં પ્રકટ થયું છે. તેના ત્રણ વિભાગ પાડવામાં આવેલા છે: (૧) નવનીત; (૨) માનસ, અને (૩) પ્રગતિ. પહેલા વિભાગમાં વિદ્યાલયની શિક્ષણ પદ્ધતિ અને અન્ય કન્યા પ્રવૃત્તિનો હેવાલ આપવામાં આવેલો છે. બીજામાં સંસ્થાની ભાવના અને આદર્શો આલેખાયલા છે. અને ત્રીજામાં પાંચ વર્ષની પ્રગતિના આંકડાઓ રજુ કરવામાં આવેલા છે. વિદ્યાલય પાછળ પાંચ વર્ષમાં રૂા. ૫૦,૨૯૨-૭-૦ જેટલી રકમ ખર્ચાઇ છે. વિદ્યાલયનો લાભ ૨૦૦ ઉપર બાળાઓ લે છે. વિદ્યાલયની આ પ્રગતિ માટે તેના સંચાલકો વગેરે અભિનંદનને પાત્ર છે.

**છોકરીઓ માટે વર્નાકયુલર ફાઇનલ**

**પરીક્ષાઃ** ૧૯૨૮ માં આ પરીક્ષા આખા ઇલાકામાં ૩૫ મથકોએ લેવાઇ હતી. તેમાં ૧૭૪૬ છોકરીઓ બેઠી હતી. આમાં ૯૬ મુસ્લીમ, ૫૪ પછાત વર્ગની, અને ૧૫૯૬ બીજી જ્ઞાતિઓની હતી. ૬૮૦ છોકરીઓ પાસ થઇ હતી.

**પતિ કે પિશાચઃ** હૈદ્રાબાદના હમીદુલ્લાખાન નામના સિપાઇએ પોતાની ૧૩ વર્ષની બાળપત્નીપર અત્યંત જુલમ ગુજરવાથી તેને પકડવામાં આવ્યો છે. છોકરીની ગંભીર માંદગીની જાણ થતાં તેની મા તેને તેડવા આવી હતી. એક અઠવાડીયામાં પાછી મૂકી જવાની શરતે તેને મોકલવામાં આવી. છોકરીની માંદગી વધી. વિક્ટોરીયા જનાના ઇસ્પતાલે આવી સ્થિતિમાં છોકરીને ઇસ્પિતાલમાં દાખલ કરવા ના પાડી. એટલે પોલીસ ઇસ્પિતાલમાં દાખલ કરવામાં આવી અને છોકરીને ગંભીર ઇજા કરવાના આરોપસર પતિદેવને પકડવામાં આવ્યા છે.

ડૉ. એની બીસાન્ટની ૮૩ મી જયંતી ગઇ તા ૧ લી એ મદ્રાસમાં ઉજવાઇ હતી. અડ્યારના થીઓસોફિકલ મથકમાં સવારે પ્રાર્થના થઇ હતી અને ગરીબોને કપડાં પહોંચાડવામાં આવ્યાં હતાં. સાંજે ઓન. બી. નરસિંહા રાજુનાં પ્રમુખપદે સભા ભરાઇ હતી તેમાં ડૉ. બીસાન્ટનાં જીવનકાર્ય ઉપર વ્યાખ્યાનો થયાં હતાં.

**પડદાને દફનાવોઃ** બનારસનાં નવજવાન મંડળ તરફથી આવતી તા. ૧૩મીએ પડદા વિરૂદ્ધ દિન ઉજવનાર છે. તે માટે પ્રચાર કરવા એક પ્રતિનિધિમંડળ નીકળ્યું છે. રાણીગંજ અને ભાગલપુરમાં બે સફળ સભાઓ ભરવામાં આવી હતી. મારવાડી યુવતીઓ સભામાં આવી હતી. સ્ત્રીઓએ વ્યાખ્યાનો આપ્યાં હતાં. પડદાને દફનાવવામાં સાથ આપવા સૌએ કબૂલ કર્યું હતું.

**હિન્દી સમાજ સુધારાનું પહેલું પગથિયું:** રા. સા. હરવિલાસ શારદાનો બાલ લગ્નનો ખરડો વડી અને મધ્યસ્થ ધારાસભાઓએ સ્વીકાર્યાં બાદ ગયા માસની તા. ૧લીએ ના. વાઇસરોયે તેને સંમતિનો સીક્કો માર્યો છે. એટલે આવતા વર્ષના એપ્રિલ માસથી એ કાયદો અમલમાં મૂકાશે અને એ કાયદાની વિરૂદ્ધ વર્તનાર સજાને પાત્ર થશે. આટલે સુધી વાત આવ્યા છતાં રૂઢીચૂસ્ત સનાતની હિન્દુઓ અને મુસ્લીમો ધર્મને નામે હજુયે એ કાયદાનો વિરોધ કરી રહ્યા છે. અજમેર વગેરે સ્થાને રા. સા. હરવિલાસ શારદાને અભિનંદન આપવા મળેલી સભાઓ સામે આ રૂઢીચૂસ્ત લોકોએ વિરોધનાં નિષ્ફળ પ્રદર્શનો કર્યાં હતાં. એક બે સનાતની પંડિતરાજોએ તો પોતાને મળેલા 'મહામહોપાધ્યાય'ના ખિતાબોને પણ તિલાંજલિ આપી દીધી છે. એ કાયદાનો સવિનય ભંગ કરવાની પણ ધમકી અપાઇ ગઇ છે.

## નવરાત્રનો રાસોત્સવ

### શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ:

મજકુર મંડળ તરફથી દર વર્ષની જેમ ચાલુ વર્ષનો રાસોત્સવ માધવબાગમાં તા. ૬ ઠ્ઠી ઑક્ટોબરે ઉજવાયો હતો. આ ઉત્સવ માટે માધવબાગના ચોગાનમાં પાંચ જુદા જુદા ગોળાકાર રચી તેમને વીજળીની બત્તીઓ અને ફુલપાનથી શણગાર્યાં હતા. લગભગ ૨૫૦૦ મહિલાઓએ એમાં ભાગ લીધો હતો. દર વર્ષ કરતાં આ વર્ષનો ઉત્સવ કંઇક વધારે વ્યવસ્થિત જણાતો હતો. આ વ્યવસ્થા માટે મંડળની ઉત્સાહી વ્યવસ્થાપિકા બ્હેનોએ લીધેલા શ્રમ માટે ખાસ ધન્યવાદ ઘટે છે. તેમણે કેટલાંક સભાસદ બ્હેનો પાસે આ ઉત્સવ માટે ખાસ ગરબા તૈયાર કરાવ્યા હતા. હજુય વધુ મોટી સંખ્યામાં એવાં બ્હેનો આગળથી તૈયારી કરે તો ઉત્સવ વધારે આલ્હાદક અને આકર્ષક બને. ગુજરાતની સ્ત્રીઓનો એ અણમૂલ વારસો કલાની દૃષ્ટિએ ઉપયોગાય તો તે વ્યાયામ અને આનંદનું સર્વોત્તમ સાધન બની શકે છે. આ બાબતની ખાત્રી "કાકાની શશી" નામે નાટકમાં જે બ્હેનોએ ગરબો ગાયો હતો તેમણે કરી આપી છે. એ તરફ અમે મંડળના સંચાલકોનું ખાસ લક્ષ ખેંચીએ છીએ. આ ઉત્સવ માટેનો સર્વ ખર્ચ સૌ. લક્ષ્મીબ્હેન પ્રાગજી દયાળ હરિયાણીએ આપી સંચાલકોનો ઉત્સાહ વધાર્યો હતો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

પ્રકીર્ણ (૧) મૈસુર રાજ્યમાં હિન્દુ કાયદામાં સ્ત્રીઓનું સ્થાન અત્યારે છે તેની ઉંડી તપાસ કરવા માટે દી. બ. ચંદ્રશેખર ઐયરનાં પ્રમુખપદે એક સમિતિ સરકારે નીમી છે. (૨) રાયકુંવરબાઇ મોહનલાલ નામની યુવતી સ્ટવથી દાઝી મરણ પામી છે. (૩) મુંબઇમાં તારદેવ ઉપર આવેલાં સેવામંદિરના લાભાર્થે આર્યનૈતિક નાટક સમાજનો 'હસ્તબંધન' ખેલ ગયા માસમાં ભજવાયો. (૪) વડોદરામાં નરસિંહજી પોળમાં એક યુવાન બ્રાહ્મણની સોળેક વર્ષની પત્ની અગ્નિ અને ઘાસલેટના સંયોગથી કોઇક કારણસર મરણ પામી. (૫) દહેગામ ગામે એક સોળ વર્ષની વાણીયણ બાઇને મારી નાંખી તળાવના કુવામાં ફેંકી દેવામાં આવી છે. ( ૬ ) મણિબાઇ નામની ૧૬ વર્ષની યુવતીએ પતિના ઘરમાં પડતાં દુઃખથી કંટાળી ઘાસતેલ છાંટી, સળગાવી આપઘાત કર્યો.

## યુરપ.

યુરોપીયન મહિલાની શુદ્ધિ: માંચેસ્ટરમાં મીસ વોટસન નામનાં એક યુરોપીયન મહિલાએ તા. ૬ઠ્ઠી સપ્ટેમ્બરે હિન્દુ ધર્મનો સ્વીકાર કરી બીજે દિવસે ડૉ. સોની નામના હિન્દુ દાક્તર જોડે લગ્ન કર્યું હતું. બન્ને ક્રિયા બેંકોક આર્ય સમાજના માજી પ્રમુખ ડૉ. જગતરામ સહગલે કરાવી હતી.

મીસીસ ડોકનું અવસાન: મહાત્મા ગાંધીજીનું જીવન ચરિત્ર પહેલાં આલેખનાર રેવ. જે. જે. ડોકનાં પત્ન મીસીસ ડોક ગયા માસમાં અવસાન પામ્યાં છે. ૧૯૦૮ માં દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહની લડત દરમ્યાન મહાત્મા ગાંધીપર ગંભીર હુમલો થયો હતો ત્યારે મીસીસ ડોક તેમની સારવાર કરી હતી.



**શ્રી ભરૂચ આર્ય સેવિકાશ્રમ**

આશ્રમમાં વ્યાયામ શીખવા આવતી બાળાઓ

સુધરેલાં કજોડાં ! ઇંગ્લાંડના રજીસ્ટ્રાર જનરલના ૧૯૨૮ના હેવાલ પ્રમાણે સંખ્યાબંધ પુરૂષો પોતા કરતાં ઘણી મોટી વયની સ્ત્રીઓ પરણ્યા હતા. ૨૦ વર્ષના કેટલાક યુવાનો પોતાથી બેવડી વયની સ્ત્રીઓ સાથે પરણ્યા હતા. ૩૦ કે તેથી ઓછા વયના ઘણા યુવાનોએ ૬૦ અને તેથી વધુ વયની સ્ત્રીઓ સાથે લગ્ન કીધાં હતાં. ૪૦ વર્ષની સ્ત્રીઓ સાથે ૩૫ થી ૫૦ વર્ષની ઉમરના પુરૂ

લગ્ન કીધાં હતાં. ૫૭ છોકરી ૧૫ વર્ષની વયે, ૪૪૦ છોકરીઓ ૧૬ વર્ષની વયે, અને ૪૯૩ છોકરીઓ ૧૭ વર્ષની વયે પરણી હતી. ૧૯૨૮ માં ઇંગ્લાંડ અને વેલ્સમાં ૩૦૩૦૦૦ લગ્નો થયાં હતાં. ગટર મુકાદમ અત્રે પોતાની સાવરણી ફેરવે તો ?

**સ્ત્રીઓનું તોફાનઃ** બ્રાઇટન ખાતે તા. ૩ જી એ મળેલી મજુર પરિષદમાં બે સ્ત્રીઓએ પોતાને ગેલેરી સાથે સાંકળે બાંધી રાખી ' કેદ કીધેલા મજુરોને છોડી મૂકો ' 'કલાઇન્સનો પરાજય થાવ' એવા એવા પોકારે કરી તોફાન મચાવ્યું હતું. અત્યંત મુશ્કેલીથી તેઓને બહાર લઇ જવામાં આવી હતી.

**રેસ્ટોરાંની સુંદરીઃ** ના. આગાખાન ( ખોજાઓના ધર્મગુરૂ ) પેરીસના એક રેસ્ટોરાંના માલીકની છોકરી મેડેલીન કેરોલના પ્રેમમાં પડયા છે અને કહેવાય છે કે તેઓ તા. ૪ થી ડીસેમ્બરે તેની સાથે લગ્ન કરનાર છે.

**બ્રિટિશ મહિલા પરિષદઃ** કામનવેલ્થ ઓફ ઇન્ડિઆ લીગની લંડન શાખાના આશ્રયે તા. ૨૬ મી સપ્ટેમ્બરે બ્રિસ્ટલમાં હિન્દી પ્રશ્નો ઉપર ચર્ચા કરવા બ્રિટિશ પ્રતિનિધિઓની મહિલા પરિષદ્ મળી હતી. તેનાં પ્રમુખસ્થાનેથી મીસીસ વિલીઅમ્સ એલામે જણાવ્યું કે હિન્દને ન્યાય મળતો નથી તેવી મને ખાત્રી થઇ છે. સ્ત્રીમતાધિકાર વખતે સ્ત્રીઓને જે ફરિયાદ હતી તેનાં કરતાં હિન્દને દશ ઘણી વધુ ફરિયાદ છે. પાર્લામેન્ટના સર્વ સભ્યો ઉપર આ સંબંધમાં અત્યંત દબાણ કરવું જોઇએ. હિન્દને સાંસ્થાનિક સ્વરાજ આપવામાં હવે આપણે વિલંબ કરીશું તો એક મોટા દેશની મિત્રાચારી ગુમાવી બેસીશું. હિન્દને સાંસ્થાનિક સ્વરાજ તુરત આપવાનો સરકારને આગ્રહ કરતો ઠરાવ થયો હતો.

**હિન્દી સ્ત્રીઓ માટે કોલેજઃ** લંડનમાં તા. ૧૪ મીએ મેન્સન હાઉસમાં લોર્ડ મેયરનાં પ્રમુખપદે મળેલી સભામાં હિંદી સ્ત્રીઓ માટે કોલેજ કાઢવા પૌં. ૫૦૦૦૦ ના ફંડની અપીલ થઇ હતી. મીસીસ રામારાવે જણાવ્યું હતું કે સ્ત્રીકેળવણીના વધતા જતા પ્રવાહને આગળ વધારવા સ્ત્રીઓ માટે સરકારી કોલેજોની સંખ્યા જોઇએ તેવી નથી. કન્યાશાળાઓની શિક્ષિકાઓનાં મંડળ તરફથી ડૉ. બ્રોકે જણાવ્યું કે તેનાં મંડળે આ ફંડ માટે પૌં. ૧૪૮૧ ભેગા કર્યા છે. લેડી સાયમને હિન્દ ઝપાટાબંધ આગળ વધી રહ્યું છે અને અમારી ફિલસોફીથી વધુ આગળ વધશે એમ જણાવ્યું હતું. સભામાં પૌં. ૧૦૦૦ ભરાયા હતા. પૌં. ૫૦૦ વુલ કેટો એન્ડ કુંપની તરફથી, લેડી એલીસ તરફથી ત્રણ વર્ષ સુધી પૌં. ૫૦ અને સર જોન અને લેડી સાઇમન તરફથી પૌં. ૫ ભરાયા હતા.

## અમેરિકા

**આદર્શ પત્ની!** કાન્સાસ સીટીમાં મી. અને મીસીસ જે. સી. બેનેટ પડોશી જોડે બ્રીજની રમત રમતાં હતાં. તેમાં મીસીસ બેનેટ ૧૦ પેની હારી ગયાં. આથી મી. અને મીસીસ બેનેટ વચ્ચે ટંટો થયો. મી. બેનેટે મીસીસને મારી એટલે મીસીસ બેનેટ ગુસ્સે થઇ, પોતાના સુવાના ઓરડામાં જઇ રીવોલ્વર લઇ આવી પતિને ઠાર કર્યો. પતિસેવા કરવા માટે તેમને પકડવામાં આવ્યાં છે. કુંમારીકા બેયો આ જોઇ શકશે ?




**મોતીનાં તોરણ:** ( ભાગ ૧ લો ) પ્રકાશક: રા. કરસનજી જીવરાજ મોતીવાળા, ઢીંકવા ચોકી, અમદાવાદ. મૂલ્ય: બાર આના.

ગૃહશણગાર એ ગૃહસુંદરીનો ખાસ વિષય હોઇ બ્હેનોના ઉપયોગ માટે આ પુસ્તક ઘણું અગત્યનું થઇ પડશે. પ્રકાશકે સરળ ભાષામાં જુદી જુદી જાતના અને ડીઝાઇનના મોતીનાં તોરણો બનાવવાની રીતો આમાં આપી છે. સવાસો ઉપર પાનાના આ પુસ્તકની ઉપયોગિતા જોતાં મૂલ્ય નજીવું જ ગણાય. ચોવીશ વિધવિધ પ્રકારની ડીઝાઇનોનો એમાં સમાવેશ થાય છે, જેમાંથી જુદા જુદા પશુ પક્ષી, દેવ દેવીઓ અને શબ્દો વગેરેની આકૃતિઓ મોતીમાં ગુંથી શકાશે.

**ગાંધીજી:** લેખક: રા. જુગતરામ દવે. પ્રકાશક: શ્રી ભગિની સમાજ પ્રકાશન મંદિર, મુંબાઇ. મૂલ્ય: બે આના.

મ. ગાંધીજીના હીરક મહોત્સવ પ્રસંગે આ ઉપયોગી પુસ્તકથી ગુજરાતના બાળકોની લેખકે અને પ્રકાશકે સુંદર સેવા બજાવી છે. ભાઇ જુગતરામ "બાળકોના દોસ્ત" તરીકે જાણીતા છે; એમની આકર્ષક શૈલી પણ બાળકોને સુપરિચિત છે. આ પુસ્તકમાંથી બાળકો ગુજરાતે જગતને અર્પેલા એ મહાન પુરૂષ વિષે ઘણું જાણી શકશે; તેમના જીવનમાંથી અણમૂલા પાઠ શીખી શકશે.

**કિલ્લોલ:** લેખક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી મહિલા વિદ્યાલય; ભાવનગર. મૂલ્ય: ચાર આના.

સોરઠી સાહિત્યના સમર્થ લેખક અને સંપાદક ભાઇ મેઘાણી એક સાચા કવિ પણ છે એમ તેમણે "વેણીનાં ફુલ" નામે ગીતસંગ્રહથી સાબીત કરી આપ્યું હતું. લોકગીતોનું સંપાદન કરતાં કરતાં તેમની મધુરતા અને તેમના લોકપ્રિય ઢાળ એટલાં બધાં તેમણે પચાવ્યાં છે કે એ જુના ઢાળમાં નવી ભાવનાનાં ગીતો રચવા તેમને માટે સુલભ કાર્ય થઇ પડયું છે. "વેણીનાં ફુલ" માટે જે ફરિયાદ અમારે કરવી પડી હતી તેજ ફરિયાદ આ 'કિલ્લોલ" માટે પણ કરવી પડે છે. પ્રકાશકે ફક્ત ૧૦૦૦ નકલ છપાવી છે. અમે ઇચ્છીએ છીએ કે તેઓ બીજી આવૃત્તિ માટે સત્વર તૈયારી કરે નહિ તો અનેક બ્હેનોને આ સંગ્રહનો રસ લુંટવા માટે રાહ જોવી પડશે. નાની કન્યાથી માંડીને તરુણીઓ સુધીની દરેક વયની સ્ત્રીના હૃદયના ભાવો ઉકેલે અને કંઠે ચડી જાય એવાં આ સુંદર ગીતોની દસહજાર નકલોય ઓછી પડે.

**ક્રાન્તિકારી લગ્ન:** મૂળ લેખક: જેકોફ પ્રેલ્વર અનુવાદક: રા. રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી. પ્રકાશક: શ્રી "પ્રસ્થાન" કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય: ૦-૩-૦.

શ્રી "પ્રસ્થાન" કાર્યાલયે યોજેલી શ્રી "સરસ્વતી ગ્રંથમાળા" નું આ ૭ મું પુસ્તક છે અને ગ્રંથમાળાના ગ્રાહકોને તે બે આને મળે છે. રશિયાના યુવાન સ્ત્રીપુરૂષોએ દેશના સામાજીક, નૈતિક, ધાર્મિક અને રાજકીય પ્રદેશમાં ક્રાન્તિ કરવાને કેવા કેવા આત્મભોગ આપ્યા તેની ઝાંખી આ પુસ્તક

કંઇક કરાવે છે. દરેક યુવાન સ્ત્રીપુરુષને જ્ઞાનની ભુખ લાગી હતી; પોતે શિક્ષણ લઇ પોતાના ગરીબ દેશબંધુઓને શિક્ષણ આપવાના સ્વદેશ-સેવાના કોડ તેમના અંતરમાં જાગ્યા હતા. પણ સામાજીક બંધનો આડે આવતાં તે ટાળવા તેમણે "ક્રાન્તિકારી લગ્ન"ની પ્રથાની શોધ કરી. સ્વદેશ સેવાના કોડ ધરાવતા સ્ત્રી અને પુરુષ આ શોધને પરિણામે એક બીજા સાથે નામ માત્રની લગ્નગ્રંથિથી જોડાતાં પણ પતિપત્ની તરીકે જીવન ન ગાળતાં. દેશસેવા કરતાં, ઘણીવાર આવાં લગ્નોથી પરિણીત સ્ત્રી પુરુષને પરસ્પર માટે પ્રેમ થતો અને બનાવટી લગ્ન સાચું લગ્ન બનતું. આ પુસ્તકમાં એવા એક લગ્નની કથા આલેખાઇ છે. જાણે વા અજાણે આ પુસ્તક સિદ્ધ કરે છે કે હિંદની લગ્નપદ્ધતિ યુરપની લગ્નપદ્ધતિ કરતાં પરિણામની દૃષ્ટિએ સારી છે. યુરપમાં પ્રેમ થયા પછી લગ્ન થાય છે અને પાછળથી છુટાછેડામાં પરિણમે છે. હિંદમાં લગ્ન થયા પછી પ્રેમ થાય છે અથવા તો દુઃખી જીવન બન્ને ગાળે છે. એમાંથી કયું સારૂં તે કોયડો હજી અણઉકલ્યો રહ્યો છે.

**પ્રહલાદઃ** ( બાલોપયોગી નાટક ): લેખકઃ રા. જુગતરામ દવે. સમ્પાદકઃ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ. પ્રકાશકઃ શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લી. વડોદરા. મૂલ્યઃ રૂ. ૦-૪-૦.

બાળકોને સ્હેજે ગમી જાય અને મોઢે ચઢી જાય એવી સ્હેલી ભાષામાં લખાયલું આ બાલ નાટક પ્રકટ કરી સંપાદકોએ બાળસાહિત્યમાં એક સુંદર પુસ્તક ઉમેર્યું છે. વેડછી ઉદ્યોગશાળાના વિદ્યાર્થીઓએ તે શ્રી. વલ્લભભાઈ સમક્ષ ભજવ્યું. સત્યાગ્રહાશ્રમના વિદ્યાર્થીઓએ તે ગાંધીજી સમક્ષ ભજવ્યું. આ પ્રમાણે એ નાટક ભજવવાના બે સફળ પ્રયત્નો પણ થયા છે. શાળાઓના સંચાલકો પોતાના વિદ્યાર્થીઓ પાસે આ નાટક ભજવાવશે તો તેમને અભિનયની તાલીમ ઉપરાંત સત્યાગ્રહનો સુંદર પાઠ શીખવી શકશે.

**રાસકુંજઃ** લેખકઃ રા. કવિ નંદલાલ વિઠ્ઠલદાસ ચીંચણવાલા. પ્રકાશકઃ શ્રી સાહિત્ય સેવા મંદિર, ખતરગલી, મુંબાઇ, ૪. મૂલ્યઃ રૂ. ૨-૮-૦

આ પુસ્તકમાં લેખકે રચેલાં ગુજરાતી, હિન્દી અને મરાઠી ભાષાના વિધવિધ રાસ, સ્તવનો અને ભજનો, રાષ્ટ્રગીતો, તત્વપ્રકાશ, ઉપદેશામૃત, પ્રકીર્ણ કાવ્યો અને સ્નેહદર્પણ નામે એક ત્રિઅંકી નાટકનો સમાવેશ થાય છે. લેખકની શૈલી સરલ અને ભાવવાહી છે, સાદી ભાષામાં તેમણે પોતાની કવિતા ગાઇ છે. એમના કાવ્યોની સંગીત દૃષ્ટિએ પ્રો. દેવધર જેવા સંગીતશાસ્ત્રીએ પણ મુક્તકંઠે પ્રશંસા કરી છે, પુસ્તકની છપાઇ અને બંધાઇ પણ આકર્ષક છે.

**ગીતસંગ્રહઃ** ( ત્રીજી આવૃત્તિ ): પ્રકાશકઃ શ્રી ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ મૂલ્યઃ બે આના.

આ સુંદર રાસસંગ્રહની ત્રણ વર્ષના અરસામાં આ ત્રીજી આવૃત્તિ થાય છે એજ એની લોકપ્રિયતાની સાબીતિ છે. બ્હેનોએ પોતાના એ અણમૂલ વારસાને સાચવવા અને વિકસાવવા જે ચીવટતા બતાવવા માંડી છે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે. પ્રકાશકોએ આ સંગ્રહની પડતર કીમત જ. રાખી છે. જે બ્હેનને એ જોઇતું હોય તે પોષ્ટેજ સાથે ત્રણ આનાના સ્ટેમ્પ પ્રકાશકને મોકલી મંગાવી શકે છે. અમે માનીએ છીએ કે ૧૯૮૯ માં નવી આવૃત્તિ છાપવી પડશે.

**સવા વર્ષની કાઉન ડાયરીઃ** પ્રકાશકઃ ધી જનરલ બુક ડીપો, મુંબાઇ, ૨. મૂલ્યઃ રૂ. ૧).

ગયા વર્ષની જેમ આ વર્ષે પણ પ્રકાશકોએ તદ્દન જુદી ભાત પાડતી પોતાની ડાયરીઓ પ્રસિદ્ધ કરી છે. સામાન્યતઃ ડાયરીઓ સંવત વર્ષ માટે હોય છે તેને બદલે આ પ્રકાશકોએ સંવત ૧૯૮૬ ની શરૂઆતથી માંડીને સન ૧૯૩૦ ની આખર સુધીનાં પાનાં એમાં આપ્યા છે. બન્ને પ્રકારની તારીખો જોવા ઇચ્છનારને એથી ઘણી સુગમતા થશે.

**જોશી શામજી પ્રેમજીની મીઠાઇઓઃ** ભુલેશ્વરના આ જાણીતા મીઠાઇવાળા ચોખ્ખા ઘીની અને વિધવિધ પ્રકારની સુંદર મીઠાઇઓ બનાવવા માટે વિખ્યાત છે. તેમના તરફથી મળેલા પેકેટમાં રજકણમાંથી રત્ન કેમ બને તેની સાબીતિ મળે છે. નાણાનો પૂરો બદલો મેળવવા ઇચ્છનાર જરૂર એમની મીઠાઇનો સ્વાદ લઇ જુએ. ૮




**નૂતન વર્ષાભિનંદન.**

નવું વર્ષનો આ દીપોત્સવી અંક વાચક બ્હેનોના હાથમાં મૂકતાં આવતી કાલ માટે-બેસતા વર્ષના શુભ દિન માટે અમે તેમને અંતઃકરણ પૂર્વક અભિનંદન આપીએ છીએ અને સુખી ગૃહજીવન સાથે દેશની સ્ત્રી જાતિની પ્રગતિ અને ઉન્નતિ નવા વર્ષમાં વધુ ને વધુ થાય એમ ઇચ્છીએ છીએ. ગયા વર્ષમાં ગુજરાતની બ્હેનોએ હિંદની સ્ત્રી પ્રગતિમાં સારો ફાળો આપ્યો છે. અખિલ હિંદ સ્ત્રી પરિષદની પ્રવૃત્તિમાં અને બાળલગ્ન પ્રતિબંધક "શારદા કાયદો" પસાર કરાવવામાં બ્હેનોએ અત્યંત પરિશ્રમ ઉઠાવ્યો હતો, તે ભૂલી શકાય એમ નથી. દશ વર્ષ પ્હેલાંનું અને આજનું ગુજરાતનું સ્ત્રી જીવન જોઇએ તો બન્ને વચ્ચે મોટું અંતર જણાય છે. એ દશ વર્ષમાં બ્હેનોએ ઘરની અંધારી દીવાલો ભેદી બ્હારના જીવન પોષક પ્રકાશનો વધુ ને વધુ લાભ લીધો છે અને પુરૂષની સહચારિણી બનવાના, સમાજમાં પોતાનું સ્થાન સંભાળી લેવામાં અને દેશની પ્રગતિમાં ફાળો આપવામાં ચીવટતા બતાવી છે. નવા વર્ષમાં એ પ્રવૃતિ અને પ્રગતિ ચાલુ રહે એમ અમે ઇચ્છીએ છીએ

**શારદા કાયદો.**

ગયા વર્ષની સૌથી મોટી સફળતા અમારી પોતાની દૃષ્ટિએ રાયસાહેબ શારદાનો વડી ધારાસભાએ પસાર કરેલો બાળલગ્ન પ્રતિબંધક કાયદો છે. એ કાયદો પસાર કરાવવા માટે આખા હિંદની બ્હેનોએ તનતોડ જહેમત ઉઠાવી છે. એ જહેમત નકામી ન જાય અને એ કાયદો નકામો થઇ અભરાઇ પર ધુળ ખાતો પડી ન રહે તે જોવાનું, તે માટે પ્રવૃત્તિ કરવાનું એ બ્હેનોને જ શિરે રહે છે. ગયા અંકમાં તે માટે અમે યોગ્ય સૂચના કરી છે. ગુજરાતના સ્ત્રી મંડળોએ અને સુશિક્ષિત બ્હેનોએ એ કામ ખાસ ઉપાડી લેવું જોઇએ. ગામે ગામ અને શહેરે શહેર એ કાયદા સંબંધી લોકોને માહિતી આપવી જોઇએ: જ્યાં જ્યાં એ કાયદા વિરૂદ્ધ બાળલગ્ન થવાના સમાચાર મળે ત્યાં ત્યાં તે બને તો અટકાવવાના પ્રયત્નો થવા જોઇએ અને એ પ્રયત્નો સફળ ન થાય-જુના વિચારના લોક પોતાની જીદ ચાલુ રાખે તો તેમને અદાલતને આંગણે ઉભા કરી દેવા જોઇએ. આ કાયદો દેશના સ્ત્રી જીવનની પરતંત્રતાની બેડીઓ તોડવાની શક્તિ ધરાવે છે એટલું જ નહિ પણ આખા દેશની પ્રજાનું ઘડતર ફેરવી શકે એમ છે. એ કાયદાનો બરોબર અમલ થાય તો એક પચીશીમાં હિંદની પ્રજાના નમાલા શરીર દષ્ટિબ્હાર જશે અને તેને ઠેકાણે સશક્ત અને સુદૃઢ શરીરવાળી પ્રજા દેખાશે. એ કાયદામાં અમને તો દેશની ગુલામીની બેડીઓ તોડવાની ચાવી દેખાય છે. એ ચાવીથી દેશની સ્વતંત્રતાના સ્વર્ગના દરવાજા ખોલવા એ દેશના સમજદાર સ્ત્રી પુરૂષોની ફરજ છે. ગુજરાત-ખાસ કરીને ગુજરાતની બ્હેનો પોતાની એ ફરજમાં નહિ ચૂકે એમ અમે જરૂર ઇચ્છીએ. એમના કાર્યને સરળ કરવા એ કાયદા સંબંધી ટુંકમાં પણ જોઇતી સર્વ માહિતિ આપતું એક નાનકડું પુસ્તક પડતર કીમતેજ અપાશે. એવા પુસ્તકનો જેમ બ્હોળો ફેલાવો થાય તેમ ગુજરાતને વધુ લાભ થશે. દેશના જે હિતચિંતક સ્ત્રી પુરૂષો અને સંસ્થાઓ એ પુસ્તકનો પ્રચાર કરવા ઇચ્છે તેઓ અમને એ વિષે વખાસર જણાવશે તો તે મુજબ પૂરતી નકલો છાપવાની ગોઠવણ કરી શકાશે.

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર



મોન્ટેસોરી સંમેલન પ્રસંગે ગોઠવેલું ભરત કલા પ્રદર્શન

" ઇર્ષ્યાની આગ " (ચાલુ વાર્તા)



અત્યંત મધુર કંઠે કિશોરીએ વીણા
સાથે એક ગીત ગાયું.

[ ચિ. દયાનિધિ

[ જુઓ પૃષ્ઠ ૨૭૧




# મંજરી મ્હોરી રહી રે !

( સ્નેહધામ સૂના સૂનાં રે—એ ઢાળ )

મ્હારી નીલમલીલી કુંજમાં,
એક ગન્ધવતીની વેલ રે :
મંજરી મ્હોરી રહી રે ! ટેક૦

વેલી વેલીએ ભ્રમર ગુંજતા,
કરે વેલડીઓશું ગેલ રે :
મંજરી મ્હોરી રહી રે !

ખીલશે પ્રફુલ્લ પુષ્પ પાંખડી,
ઝીલી ચન્દ્રીનાં અમૃત રે:
મંજરી મ્હોરી રહી રે !

ફુલડાં કટોરી શી શોભશે,
રસતેજે અલંકૃત રે :
મંજરી મ્હોરી રહી રે !

કાયા એની સુકુમાર ને,
શોભે ભ્રમર સાથેના વિહાર રે :
મંજરી મ્હોરી રહી રે !

કુમળી કળી નવ ઝીલશે,
કદિ પંખીકેરો ભાર રે :
મંજરી મ્હોરી રહી રે !

કુમળી કળી નવ તોડશો,
સજવા ફુલશણગાર રે :
મંજરી મ્હોરી રહી રે !

માનવી કેરા કરસ્પર્શથી,
વેડફાશે સૌન્દર્ય કલાભાર રે !
મંજરી મ્હોરી રહી રે !

જનાર્દન પ્રભાસ્કર.



# જનાર્દન કવિનું "ઉષાહરણ"

પરિચય કરાવનાર: રા. મંજુલાલ ર. મજમુદાર
એમ. એ., એલએલ. બી.

ઉષાહરણના પ્રસંગને સ્વતંત્રકાવ્ય તરીકે ગુજરાતીમાં ઊતારનાર, જનાર્દન ત્રવાડી પહેલાં, કોઇ પ્રાચીન કવિ થયો હોય એવું જાણવામાં આવ્યું નથી. સંવત ૧૫૪૮ માં આ ખડાયતા બ્રાહ્મણે બત્રીસ, સાદાં લોકગીત જેવડાં, કડવાં-માં આ કથાભાગ ગાયો છે. કાવ્યનું નામ "અનિરૂદ્ધ ઉષાનુ વિવાહ" * એમ એ આપે છે; માત્ર જ્યાં જ્વરની સાથેનું યુદ્ધ ( કડવું ૨૫) વર્ણવ્યું છે ત્યાં જ

' ઉષાહરણ જે સાંભળે,
તિહાં મ કરસ્યું વિશ્રામ.'

—એમ ' ઉષાહરણ ' શબ્દ આખા કાવ્યમાં એક જ વાર ,કવિએ યોજ્યો છે.

બાણને ત્યાં પુત્રીજન્મની વધામણી આવી ત્યારે બાણાસુર હર્ષભર્યો ચિંતવવા લાગ્યો:

" રા કહઇ: કન્યાદાન દેસ્યું એ,
લેશું જગફલ કોડિ.
દેવ ગંધર્વ નઇ નાગમાંહી એ
જોસ્યૂં એહની જોડિ."

પરંતુ એટલામાં તો

" અ કાશ શબ્દ ઇમ ઉચ્ચરઇ એ:
' ઇચ્છાવર વરસિ કુમારી ' "

આવી આકાશવાણીથી બાણ ચેતી ગયો; એને થયું પુત્રીને પરણાવું જ નહિ ને સંસારથી એને અળગી રાખું તો પછી એ પોતાની મેળે પરણવાનું ક્યાંથી સમજી જશે? એટલે પુત્રીને જુદું મંદિર રચાવી આપ્યું. ચિત્રલેખાને ઉષાની સહિયર કીધી; અને એ કુંવરીની રાત દિવસ સંભાળ રાખવા, રખેવાળ મૂક્યા.

એક દિવસ ઉષાએ ઉમયા પૂજવા જવા પિતાની રજા લીધી; અને ચિત્રલેખા સાથે બન્ને કૈલાસ પહોંચ્યાં. પાર્વતીએ ઉષાના શરીરમાં યૌવનનો સંચાર થએલો જોઇ એની સખીને પૂછ્યું:

" પ્રીતિ પાર્વતીઇ પૂછિઉં, સાહેલડી રે:
કુણ વરજોગી, કુમારી ? સાહેલડી રે."

આ પ્રશ્ન સાંભળી

" હેઠું જોઇ ઉષા લાજિયાં, સાહેલડી રે:
ન કરિ વચન ઉચ્ચાર, સાહેલડી રે."

મૌનમાં પે જોઇ શકાતી સંમતિ ઉપરથી જગન્માતા પાર્વતિએ કહ્યું કે, " આજથી છઠ્ઠે માસે

" સ્વપ્નાંતરમાં વર વરીશિ, સાહેલડી રે;
આવશિ તાહરી આવાસિ, સાહેલડી રે.
વૈશાખ માસિ ઊજુઆલિઊં, સાહેલડી રે;
માલિઈ માઝિમ રાત, સાહેલડી રે.
દ્વાદશીઇ રંગી રમીસઇ, સાહેલડી રે;
તું ભરથાર નઇ સાથિ, સાહેલડી રે."

* આ કાવ્ય દી. બા. પ્રો. કેશવલાલ ધ્રુવ સંપાદિત "પંદરમા શતકનાં ગુજરાતી કાવ્ય" (ગુજરાત વર્નાક્યુલર સોસાયટી)માં છપાયું છે.

આ પ્રમાણે મનવાંચ્છિત પામી, ઉષા અને ચિત્રલેખા પાછાં વળ્યાં.

એક દિવસ, અવધ વીતવાની થઇ ત્યારે, ઉષા ઊંઘતી હતી અને

" માઝમ રાતિઇ કન્ત સંધાતિ,
સુપનનિ પિરિ કન્ત રમી ગયા એ. "

એટલે એકાએક ઉષા સફાળી જાગી. સખીને સ્વપ્નાંતરની વાત કહી. પાર્વતીનું વરદાન સાંભર્યું; પણ ઉષાની દઢતા જોવા સખીએ કહ્યું કે સ્વપ્નાની વાતે તો આળપંપાળ ગણાય:

" સુહણઇ તે લાખ બન્ધાઇ રે,
તે વિહાણઇ મિથ્યા થાઇ રે. "

છતાં જ્યારે,

" ઉષા કહઇ, મુઝ તે પરુ રે; અવર પુરૂષ પિતા ગુરૂ રે—" ત્યારે સખીએ ધારણ દીધી; અને સ્વર્ગ, પાતાલ વગેરે ચીતરીને બતાવ્યાં; છતાં સ્વપ્નામાં પરણી ગયેલાને ન જોયો. પછી યાદવકુળ ચીતર્યું. જ્યાં અનિરૂદ્ધને ચિત્રલેખાએ આલેખ્યો ત્યાં ઉષાએ સહિયરને કહ્યું:

" માહરૂં એ વર રે, સુણ સહિયર રે,
મન એણિ હરી લીધઉં રે:
બાઇ, જાઇ રે, ન રહેવાઇ રે,
ઉપાય જુગતિ કાંઇ કર રે. "

ચિત્રલેખા દ્વારકા ગઇ; અને ત્યાં નારદ ઋષિની સહાયથી નગરમાં પ્રવેશ પામી. રાજમહાલયમાંથી અનિરૂદ્ધના આવાસમાં ગઇ તો જણાયું કે:

" અનિરૂદ્ધ સુપન લાધૂં,
રમણી રંગ રમઇસ્યું અમૃતવયણી:
નયણિ હરણ હરાવઇ રે "

હરિવંશમાં કથા છે તેમ, જેવું ઉષાને સ્વપ્નું આવ્યું હતું તેવું જ સ્વપ્નું અનિરૂદ્ધને આવ્યાની વાત, જનાર્દન કવિએ ગોઠવી છે.

કામકુંવર આવાસમાં પોઢેલો હતો; તેની ' સેજ ' ઊંચકીને જ આકાશમાં ચિત્રલેખા ઊડી. અગીઆર સહસ્ર યોજન ક્ષણમાં વટાવી, ' ઉષાનઇ મંદિરિ અનિરૂદ્ધ લાવી ' મૂકયો. ઉષાને મન આનન્દનું પૂછવું શું ?

પરંતુ કામકુંવર અનિરૂદ્ધ આવા ઉલ્લાસના સ્વરથી જાગી ઊઠયો; અને એને નરસિંહ મહેતાએ કહ્યું છે તેમ

' જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઊંઘમાં અટપટા ભોગ ભાસે. '

–એમ એવું દ્વારકાનું જગત એને દેખાયું નહિ. એટલે ઊંઘમાં આવેલા સ્વપ્ના કરતાં આ જાગ્રત સ્વપ્ન એને બહુ નવું લાગ્યું. એ સૂતો હતો યાદવોની વચ્ચે: જાગ્યો ત્યારે અસુરની નગરી જણાઇ, એણે ચારે તરફ નજર ફેરવી; અને સન્મુખ ઊભેલી બે સુંદરીઓને જોતાં જરા અસ્વસ્થ થયો. એમને એ પૂછવા લાગ્યો:

" કવણ નયર એહ પુહવીઇ ?
અનિ કુંવરી, કુણ એ છઇ કવણતણી ?
કારણિ કવણ હૂં આણિઉ રે ? "

ઉષાની વતી ચિત્રલેખાએ જવાબ વાળ્યો:

" બલિરાજા તણા કુલની કન્યા,
બાણાસુરની છઇ એ ધન્યા તનયા:
વરિવા તુમ્હિ આણિયા રે—"

" તમને વરવા માટે આણ્યા છે—" એવું સાંભળીને કામકુંવર તો ચમકયો. એ બોલ્યો:

" લાજઇ યાદવકુલ કામનિ !
કુંઅરી એ છઈ અસુ અનિરૂદ્ધ–બન્ધ ' ના
પરણીનઇ ડાં. એટલે શ્રીકૃષ્ણ ગરૂડ
" અસુરકંઇને આવ્યા; અને જ્યાં "ગુરૂડ એવો મન ત્રાખ વાગિ, છૂટા કુંવરના બન્ધ." આગળ પ્રાંડીમાં પડાવ નાંખ્યો; અને વિષ્ટિ બીજા ઉદ્ધવને મંત્રીપદે સ્થાપી મોકલ્યા. ઉદ્ધવ નિસુરસભામાં આવ્યા; અને બોલ્યા:

" આપઇ રે ઉષા અનિરૂદ્ધ હરિનઇ મનાવી મારસિઇ રે, મુરખ, તુહનઇ કુબુદ્ધિ ' કાં આવી? '

એટલે

" બોલ્યું રે દૈત્યનુ રા,
એ ભરૂઆડ મારૂં જાણ્યું:
મરસિઇ રે આલિ;
કાલિ કાઢ્યું અહિં આણ્યું."

યાદવરાજ શ્રીકૃષ્ણની અણઘટતી નિંદા સાંભળી

" ઉદ્ધવ ઊચરઇ રે,
અંધ! આંખિ કાં ફૂટી?
ચક્ર પ્રાહારિ રે
તાહારી બાંહડી જાસિ વછૂટી."

વિષ્ટિ કરી ઉદ્ધવ પાછા આવ્યા. આ વિષ્ટિ નો પ્રસંગ જનાર્દનનો પોતાની ગાંઠનો છે. સંસ્કૃત મૂળમાં છે તેમ, એકદમ કૃષ્ણ આવીને શોણિતપુરને ઘેરી લે છે; તેના કરતાં, ખોવાઇ ગયેલા અનિરૂદ્ધના કુશલ સમાચાર મળતાં સ્વસ્થ થએલા શ્રીકૃષ્ણે વિષ્ટિનો પ્રસંગ યોજ્યો છે તેથી, થનાર યુદ્ધની રમ્ય પશ્ચાદ્-ભૂમિ તરીકે આ બાવીસમું કડવૂં, કવિની સુરૂચિ તથા કલ્પનાશક્તિ દાખવે છે.

ઉદ્ધવનાં વચનથી બાણ વિશેષ કોપે ચઢ્યો. તુમુલ યુદ્ધ થયું; તેમાં બાણસૈન્ય નાઠું. એટલે બાણે શિવનું સ્મરણ કર્યું. શિવે તાવ ચલાવ્યા:

" ટાઢ ચઢિ નિ ઉટાંટિયુ,
વેલાજ્વર તે થાઇ;
એકાંતર જ્વર નિ ત્રિહુ,
ચોથિઉ જ્વર જણાઇ."

યાદવસેના આકુલ વ્યાકુલ થઇ. શ્રીકૃષ્ણે 'વજ્રઇ જ્વર મારિયા, ઊતારિયા,' એટલે

" ( જ્વર ) કરઇ પોકાર:
'મારતાં રાખુ, માહવજી!
નહિ આવું બીજી વારિ."

શ્રીકૃષ્ણે જ્વરના ત્રણ ભાગ કર્યા; અને એ તાવ 'તરિયા' કહેવાયા. જ્વરને આજ્ઞા કરી કે

" ઉખાહરણ જે સાંભલઇ,
તિહાં મ કરસ્યુ વિશ્રામ."

પછી બાણ ફરીથી સજ્જ થયો, અને હજાર હાથે હજાર બાણ ફેંકવા લાગ્યો. કૃષ્ણે કોપ કર્યો એટલે

" બાણસુરની બાંહડી,
પડી ય ચક્રનઇ ઘાઇ:
'રાખિ રાખિ એ બાંહડી'
પાય લાગી અસુરની માય."

આ પળે શૂલ લઇ શિવ આવ્યા; શ્રીરંગે સારંગ હાથમાં લીધું. નન્દી અને ગરૂડ પણ સ્હામસ્હામા આવ્યા. આ દશ્યથી ત્રિભુવન ધ્રુજી ગયાં. એટલે વિધાતા બ્રહ્મા ત્યાં આવ્યા. એમણે બંનેને બોલાવીને તેમનું સમાધાન કર્યું. 'બોલાવિયા હરિહર બેઉ, મલી મિલાવી કુટુમ્બ કર્યા:' એટલે 'પરસ્પર હુઉ સ્નેહ.'

આ બ્રહ્માના સાંત્વનનો પ્રસંગ મૂળ સંસ્કૃતમાં નથી.ત્રિમૂર્તિને એક ઠેકાણે લાવવાની યુક્તિ ધ્યાન ખેંચનારી છે તે પણ કવિ જનાર્દનની જ કૃતિ છે. સાંત્વન કરતાં કરતાં, હર અને ગોપાલની એકઠી સ્તુતિ બ્રહ્માએ કરવા માંડી.

" બ્રહ્માઇ વદતા વારિયા, હર ગોપાલા રે:
બન્ને એક જિ જાણિયા, હર ગોપાલા રે.
મયા કરૂ અમ માધવા, હર ગોપાલા રે:
પીડિ શમાવિ, શંકરરામ, હર ગોપાલા રે."

સમાધાન થયું, એટલે યાદવો શોણિતપુરમા દાખલ થયા. અસુરસ્ત્રીઓએ તેમનાં વધામણાં કર્યાં. પછી અનિરૂદ્ધ અને ઉખાની વિનતિથી શ્રીકૃષ્ણે યુદ્ધમાં પડેલા યોદ્ધાઓને જીવાડ્યા. લગ્નમંગલમાં આથી આનંદ કલ્લોલનો વધારો થયો.

પછી સવિધિ લગ્નની તૈયારી થવા માંડી;

કંકોતરી લખાઈ; તોરણ બંધાયાં: ચોરીમંડપ રચાયો. ચરૂમાં કંસાર રંધાયો વર ઘોડે ચઢી મંડપને દ્વાર આવ્યો. તે વખતે એને ચાર ચમ્મર ઢળાતા હતા. ત્યાં

" પુંખઇ અસુરની નારિ,
વારિ કરવઈ નામિયા એ,
કરાવા મધુપર્કનૂં પાન,
જેસી ઉચ્ચરઈ પવમાન.
સમય વર્તઇ, સાવધાન !
ઘટી લગ્નની સાચવઇ એ.
વરતિયાં તિહાં મંગલ ચ્યારી,
આપઇ રાજા દાન અપાર.
કરઇ વિપ્ર વેદ ઉચ્ચાર,
અનિરૂદ્ધ પરણી ઊઠયા એ."

આ પ્રમાણે બ્રાહ્મ લગ્નવિધિ પરવાર્યા પછી, પહેરામણી થઈ. કુંકુમકેસરનાં છાંટણાં થયાં. ગજરથ ભંડાર બાણે આપ્યા; અને યાદવોનું સાજન સંતુષ્ટ થયું. ઉષાને સાસરે વળાવી. અહીં વર્ણવેલો લગ્નવિધિ કવિ જનાર્દનના સમયમાં ગુજરાતમાં પ્રચલિત હશે એમ માનવામાં હરકત નથી.

જતાં જતાં, ઉષા સખીઓની વિદાય માગે છે. તે પ્રસંગે કવિએ સહિયરોની સ્વાભાવિક લાગણી આબેહૂબ વર્ણવી છે:

*" ઉષા રે ચાલણહાર,
સાર કરઇ સહિયર તહિં એ.
કિમ મલસ્યુ રે ફિરિ ?
દૂરિ સાસરૂં સહિયરતણૂં એ.
+ તુઝ આગલિ કરતાં ગૂઝ,
બૂઝની સવિ તુહનઈ કહ્યાં એ:
તુમ્હ મેહલ્યાં સર્જન સમોહ,
મોહિ પડી મહિલા ઘણૂં એ-"

સખીઓને ઓછું આવેલું જોઇને,

" કરજોડી કૌભાંડ કહઇ,
'જોઇઇ તે લ્યુ અમ્હ કહ્નિ એ'
તિહારિ નયણિ નીર ભરાઇ,
થાઈ તે અતિ આકલુ એ.
§ સહૂ મિલી લાગઇ પાય,
માય માં ઉતારજ્યુ એ:
સંભારજ્યુ દ્વારિકામાંહિ,
રાઇ બાણાસુર તારજ્યુ એ."

સખીઓની વિદાય લીધા પછી, ઉષાને વળાવી. વાગતે ગાજતે યાદવસાથ નગરમાં પેઠો. તે વખતે ' રૂકિમણી અતિ રળિયાત થાય; ' કારણ કે 'શ્રીરંગ આવ્યા ઉષા અનિરૂદ્ધ સ્યૂં.' એ પ્રમાણે આ સૂત્રાત્મક છતાં, રસભર્યું કાવ્ય પૂરૂં થાય છે. ...

---

* આજ લીટીઓના અવશેષ 'પ્રેમાનંદકૃત 'ઓખાહરણ'ના ૫૧ મા કડવામાં જોઇ શકાય છે:
' ઓખાબાઇ ચાલ્યાં ચાલણહાર,
સાથ મૂકયો સહિયર તણો રે." (કડી ૧)
+ "તુજને કહેતી ગુંજની વાત" (કડી ૧૪)
§ " ઓખાબાઈ રહેજો દ્વારિકામાંહિ,
ત્યાં અમને સંભારજો રે:
ગોમતિ ન્હાજો જઇને ત્યાંહિ,
ત્રણે પક્ષને તારજો રે."

# ગિરા ગુર્જરી.

સ્નેહ સાથ વંદું માત ગિરા ગુર્જરી;
અંગ રંગ વ્યંગ ધ્વનિ અલંકૃતિ ભરી.—

મૃદુત્વ મોહિની તું માં અમાપ મિષ્ટતા,
સુજનતા લાલિત્ય પરમ શ્લિષ્ટ રમ્યતા;
સરલતા પ્રવીણતા પ્રસાદ સ્નિગ્ધતા,
માતા, સ્તવિયે, નમિયે,
સુખશાતા, હિતદાતા, ભયત્રાતા,
પીયૂષનિર્ઝરી.—

શશિ વિષે રહેલ શિતળ તેજપુઞ્જતા,
સુમનમાં મરંદ કેરી જે મધુરતા;
શ્રીખંડજલ વિષે લસંતી શ્રેષ્ઠ સુરભિતા,
અમ્બે, હૃદયે વિલસે,
વિજયવતી, સદય અતિ, વિમલમતિ,
સ્નેહની ભરી.—

છો પવિત્ર મૂર્ત્તિ દેવી સૌમ્ય સૂરતિ,
ભક્તનાં અમાપ પાપ મા વિદારતી;
મેદિની મહિં મહત્ત્વ મસમસાવતી,
અનીતિ કાપે, સ્થાપે,
વિમળ બોધ, સૌખ્ય ધોધ, જ્ઞાન શોધ,
કલ્પવલ્લરી.—

કળા કૌશલ્યવાન ને વિજ્ઞાનથી ભરી,
સંગીત શાસ્ત્રમાં ખરેખરી વિદ્યાધરી;
સુસંપ્રદાય સ્થાપકોની ધર્મમઞ્જરી,
પ્રતિભા, બુદ્ધિ, શુદ્ધિ,
ભક્તિમાન, શીલવાનનું નિદાન,
મા મહેશ્વરી.—

પ્રેમ, નૃસિંહ, દયા, શામળ, કવિ શિરોમણિ,
ભાલણ, વલ્લભ, પ્રીતમ, મીરાં, ધીર, રત્નની;
દલપત, નર્મદ, નવલ, ગોવરધન, મણિ, તણી,
માતા, બનિયા, કવિ આ,
સંસ્કારી, યશધારી, સુવિચારી,
ઉછંગ ઉછરી.—

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા.

બર્લીનની સ્ત્રી પરિષદમાં ઇંગ્લાંડના પ્રતિનીધિ



મિસિસ સ્ટરલીંગ




લેખકઃ રા. રમણીક કીશનલાલ મ્હેતા

પ્રતાપ ! પ્રતાપ ! ! મ્હારી આ અશાન્તિનું કારણ તું જ છે. મ્હારૂં લગ્ન થવાનું હતું ત્ય્હારે મ્હારી સખિયોએ મ્હને કહ્યું હતું કે જોજે ! પ્રતાપને સારી રીતે રાખજે, એને ત્હારો પોતાનો જ ગણજે, નહિ તો ત્હને શાન્તિ નહિ મળે." પરન્તુ હવે મ્હને લાગે છે કે મ્હેં એના પર સ્નેહ જ ન રાખ્યો હોત તો મ્હારી શાન્તિનો લોપ ન થાત. તે ભોળો બાળક મ્હને જોતાં જ "મા !" કહીને દોડતો આવે છે. હું એને ગોદમાં લઇ લઉં છું ત્ય્હારે શું હું કોઇ ગુન્હો કરૂં છું ? નોકર ચાકર બધાં યે એને ખવરાવી શકે, કેવળ હું જ નહિ. શા માટે ? કારણ કે હું સાવકી મા છું. શું સાવકી મા થવાથી જ મ્હારી બધીયે ભાવનાઓ નષ્ટ થઇ ગઇ ? શું મ્હારે હૃદય જ નથી ? હું નોકર જ હોત તો ઠીક હતું. પ્રતાપને તો હું ધરાઇને ખવડાવી શકત. આજે એની ફોઇ એને મ્હારી પાસેથી લઇ તો ન જાતઃ પણ એના શબ્દો મ્હારા હૃદયમાં આરપાર ભોંકાઇ ગયા છે. "ભાભી ! આ બધો ડોળ રહેવા દો. ત્હમે પ્રતાપ પર જે સ્નેહ દાખવો છો તે સૌ કોઇ જાણે છે. ત્હમારા આ ડોળથી ભાઇ કદાચ ભોળવાશેઃ પણ હું નહિ ભોળવાઉં" ઓહ ! એ વખતનું દ્રશ્ય કેટલું બધું હૃદયવિદારક હતું ! પ્રતાપે મ્હારો પાલવ જોરથી પકડી રાખ્યો હતો. એની આંખોમાંથી આંસૂની ધાર વહેતી હતી. તેમ છતાંયે એની ફોઇ ન માની; અને એને પરાણે ખેંચી ગઇ. હું કાંઇ જ ન કરી શકી; ફક્ત એ જોઇ જ રહી. હૃદયમાં આગ પ્રકટી ઉઠી પરન્તુ બ્હાર ન નીકળી શકી—હૃદયમાંજ એ સમાઇ ગઇ. ફક્ત એની જલનના ચિહ્ન સ્વરૂપે મ્હારી આંખો સજળ બની.

તા. ૧૦ મી. આગસ્ટ ૧૯૨૮

કાલે એની ફોઇ જ્યારથી મ્હારી પાસેથી એને ધસડીને ખેંચી ગઇ ત્ય્હારથી આખો દિવસ મ્હેં એને જોયો નથી. કોઇ કામમાં પણ મન ન લાગ્યું. શાક સમારતી વખતે કેટલીય વાર મ્હને લાગતું હતું કે જાણે પ્રતાપ ચૂપકીથી મ્હારી પાછળ આવીને ઉભો છે; પરન્તુ પાછું વાળીને હું જોતી ત્યારે કશું જ નહોતું જણાતું. ધીરે ધીરે સાંજ પડી. હું મ્હારૂં મન ઝાઝી વાર ન રોકી શકી. છાનીમાની હું એને શોધવા નીકળી. ને પોતાના ઓરડામાં ચૂપચાપ બેઠો હતો. એનું મ્હોં ઉતરી ગયું હતું. મ્હને જોતાંજ એ બોલી ઉઠયો, "મા ! મ્હને બહુ જ ભૂખ લાગી

છે." મ્હેં ઉતાવળે ચારે તરફ નજર ફેરવી અને પછી ધીમેથી મ્હેં એને મ્હારા ઓરડામાં આવવાની ઇશારત કરી. ઓરડામાં જ્યને મ્હેં બારણાં બંધ કરી દીધાં અને કેરી કાપી કાપીને એને ખવરાવવા લાગી. તે અત્યંત આનન્દપૂર્વક કેરીના કકડા ખાતો હતો, અને મ્હારી સાથે વાતો કરતો હતો. થોડીજ વારમાં એનું કરમાયેલું મુખ ફરીથી ખીલી ઉઠ્યું. એકાએક એણે સરલ દૃષ્ટિએ મ્હારા તરફ જોઇ કહ્યું: "મા! મ્હને બધાં ત્હમારી પાસે આવવાની મના શા માટે કરે છે?" હું એને શો ઉત્તર આપું? હું પોતે જ નહોતી સમજી શકતી કે લોકો એને મ્હારી પાસે આવતાં શા માટે રોકતાં હતાં. મ્હેં એને ગોદમાં લીધો અને એટલું જ કહ્યું કે "હું શું જાણું બેટા!" એકાએક મ્હારા ખંડનું બારણું ખખડ્યું; અને એની દાદીનો અવાજ સંભળાયો: "પ્રતાપ! પ્રતાપ!!" અવાજ સાંભળતાં જ બાળક ભયભીત થઇ ચારે તરફ જોવા લાગ્યો. મ્હેં પણ બ્હીતાં બ્હીતાં બારણાં ઉઘાડ્યાં. એણે અન્દર આવતાં જ લાલ લાલ આંખો બતાવી પ્રતાપને કહ્યું: "શું કરે છે?" પ્રતાપના હાથમાંનો કેરીનો ટુકડો એમ ને એમ જ રહી ગયો. એ છીનવી લઇ ડોસીએ ફેંકી દીધો અને એનો હાથ પકડી મ્હને કહ્યું: "કેમ! રાક્ષસી! હવે ત્હારે કેવી જાળ પાથરવી છે કે આવી રીતે બારણાં બંધ કરી પ્રતાપને કેરી ખવરાવવા બેઠી છે? ત્હારી આંખમાં આ બાળક કેમ આટલો બધો ખટકે છે?"

આજે હું સાવકી માને બદલે એની સાચી જ માતા હોત તો કોઇ મ્હને એને કેરી ખવરાવવા માટે રાક્ષસી કહેત ખરૂં? પ્રતાપ મ્હારી આંખમાં ખટકે છે કે એ મ્હારી આંખની જ્યોતિ છે એ તો ઇશ્વર સિવાય બીજું કોણ જાણે?

૧૧ ઓગસ્ટ ૧૯૧૮.

મ્હેં સાંભળ્યું છે કે કાલે પ્રતાપને એના પિતાજીએ માર્યો છે. કેવળ એટલા માટે જ કે એ મ્હારી પાસે બેસી કેરી ખાતો હતો. તેઓ એને મ્હારી પાસે આવતાં શા માટે અટકાવે છે એ સ્હમજાતું નથી. હાય! એ બિચારા ન્હાનકડા બાળકના કોમળ શરીર પર આઘાત કરતાં કોઇનોય હાથ શે ઉપડે? કદાચ એને એક તમાચો માર્યો હોય; પરન્તુ એ પણ એને માટે બહુ છે. હું કેવી અભાગિની છું કે મ્હારી સાથે બીજાને પણ દુઃખનો સાથી બનાવું છું. મ્હારૂં જીવન જ દુઃખમય છે તો પછી હું મ્હારા થોડાક સુખને સારૂ એ ભોળા-નિર્દોષ બાળકના સુખ પર પાણી શા માટે ફેરવું? આટલું દુઃખ સહન કરૂં છું એમાં થોડું વધારે સહન કરીશ. હવે એને મ્હારી પાસે આવવાની હું જાતે જ ના પાડીશ. બિચારો આફતમાંથી તો બચશે. બધાંને, એ મ્હારી પાસે આવે છે એ ગમતું નથી; એટલા માટે એને યાતના ભોગવવી પડે છે. તો પછી હું જ એને મ્હારી પાસે આવતાં અટકાવીશ. હું બધુંયે સહન કરી શકું છું; પરન્તુ એ બાળકને મારપીટ થાય એ મ્હારાથી નથી સહ્યું જતું. એના ભલાની ખાતર હું મ્હારા એ રહ્યા સહ્યા સુખને પણ ત્યાગી દઇશ. હવે હું એને મ્હારી પાસે આવવાની મના કરીશ. પ્રભુ મ્હને એટલું બળ આપે કે હું એને મ્હારી પાસે આવતાં અટકાવી શકું.

૧૨ ઓગસ્ટ ૧૯૧૮.

આખરે આજે મ્હેં એને મના તો કરી દીધી. સ્હાંજનાં તે દોડતો આનન્દભેર આવતો હતો. મ્હેં ઇશારાથી એને મ્હારા ઓરડામાં બોલાવ્યો. ચારે તરફ જોતાં કોઇ ન હોવાથી તે આવ્યો. મ્હેં ગોદમાં લઇ લીધો. એની સાથે વાત કરવાની ઇચ્છા થતી હતી; પણ મુખમાંથી કાંઇ પણ શબ્દ ન નીકળ્યો. થોડી

વારે આડી અવળી વાતો કરીને મ્હેં એને કહ્યું; " બેટા ! તું મ્હારી પાસે ન આવ્યા કર ! " મ્હારા શબ્દો સાંભળતાં જ તે ચમકયો અને બોલ્યોઃ " કેમ મા ! હવે તુંયે મના કરવા લાગી ? તો શું સાચેજ હું ત્હમને સારો નથી લાગતો ? " હજારો ઉત્તર મ્હારા હોઠપર આવી અટકી જતા હતા. પરન્તુ શું કરૂં ? એ ઉત્તર આપવાનો સમય ન હતો. છાતીપર પ્રથર મુકીને હૃદયમા જાગતી ભાવનાઓને દબાવતાં મ્હેં કહ્યું: " હા ! " આ એક અક્ષરનો ઉચ્ચાર કરતાં મ્હારે મ્હારી ભાવનાઓ સાથે ઘોર યુદ્ધ કરવું પડયું. હું કેટલી હાંરી ગઇ હતી ! એ અભિમાની બાળક મ્હારો જવાબ સાંભળતાજ ત્યાંથી ચાલ્યો ગયો; અને જતાં જતાં મ્હારા સામું જોયા વિનાજ કહ્યું: "ઠીક છે. તો હવેથી હું ત્હારી પાસે નહિ આવું. " અરે બેટા ! તું મ્હારા અંતરની ભાવનાઓ શું સ્હમજે ? તું શું જાણે કે મ્હારૂં હૈયું ત્હને જોવા સારૂ કેટલું તલપી રહે છે; ત્હારી સાથે વાતો કરવાની કેટલી ઇચ્છા થાય છે. પરન્તુ મ્હારી એ ઇચ્છાને કઠોર સમાજ મ્હને ત્હારી સાવકી મા બનાવી કેટલી નિર્દયતાપૂર્વક પગતળે ખૂંદી નાંખે છે ! પ્રતાપ ! આટલી ન્હાની ઉમ્મરમાં તું આટલો અભિમાની કયાંથી બન્યો ? શું સાચેજ તું એમ માને છે કે તું મ્હને ગમતો નથી ?

૧૩ ઓગસ્ટ ૧૯૧૮.

કાલે મ્હેં જ્યહારથી પ્રતાપને મ્હારી પાસે આવવાની મના કરી છે, ત્યહારથી સાચેજ એ અભિમાની બાળક મ્હારી પાસે નથી આવ્યો. એને જોવાને સારૂં મ્હારૂં હૈયું કેટલું તલપી રહ્યું છે. આજે મ્હેં સાંભળ્યું છે કે એને તાવ આવ્યો છે. હું કેવી રીતે એને જોવા જાઉં ! લોકો તો એને મ્હારા પડછાયાથી પણ બચાવે છે; જાણે મ્હારા પડછાયામાંથી ઝેર વરસતું ન હોય ! એની ફોઇ કહે છે કે કાલે તે બહુ થાકી ગયો હતો એટલે એને તાવ આવ્યો છે. હાં. એતો એમજ કહેને ! એને તાવ આવ્યાનું કારણ એ શું જાણે ? એ તો ફકત હું એકલીજ જાણું છું. હોય ! આમ થશે એ જો પહેલેથીજ જાણતી હોત તો હું એને મ્હારી પાસે આવવાની કદિયે મના ન કરત. જો હું જાણતી હોત કે મ્હારા " હા " કહેવાથી એના કોમળ હૃદયપર આવો આઘાત લાગશે, તો હું ભૂલે ચૂકે પણ " હા " ન કહેત. તે દિવસે જ્યારે એની દાદીએ મ્હને રાક્ષસી કહી હતી ત્હારે મ્હને બહુજ ખોટું લાગ્યું હતુંઃ પરન્તુ હવે મ્હને લાગે છે કે એમણે સાચુંજ કહ્યું હતું. હું ખરેખર રાક્ષસીજ છું. નહિ તો આવા સરલ બાળકને સતાવત શા માટે ? એની પાછળ ખાઇપીને પડત શા માટે ? હાય ! મ્હારે લીધેજ એને બિચારાને તાવ આવ્યો. હવે હું એને જોવાને કેવી રીતે જાઉં ?

૧૪ મી ઓગસ્ટ ૧૯૧૮

મન ન માન્યું. બધું માન–અપમાન ભૂલી જઇ હું પ્રતાપને જોવા ગઇ. નસીબજોગે એની પાસે કોઇ નહોતું. હું એના ઓરડામાં ગઇ. ઓહ ! એનું ન્હાનકડું મુખ કેટલું ફિક્કું પડી ગયું હતું ! એ ચૂપચાપ આંખો બંધ કરી પડયો હતો. ઓરડામાં જઇ મ્હેં એના માથા પર હાથ મૂકી તાવ જોયો. મ્હારા હાથનો સ્પર્શ થતાં જ એણે આંખો ઉઘાડી. પરન્તુ મ્હને જોતાંજ એણે આંખો મીંચી દીધી અને પાસું બદલવા માંડયું. પોતાનું અભિમાન એ હજુ સુધી ભૂલ્યો ન હતો. મ્હેં ધીરેથી પૂછયું: "ત્હારી તબિયત કેમ છે ?" એણે મ્હારા તરફ જોયા વિનાજ જવાબ આપ્યોઃ " તું શા માટે પૂછે છે ?" એનો ઉત્તર હું શો આપું ? મ્હેં ફક્ત એટલુંજ કહ્યું: "શું કોઇ કોઇની તબિયતના સમાચાર ન પૂછી શકે પ્રતાપ ? " બહુ રોકવા છતાંયે મ્હારી આંખોમાંથી બે અશ્રુબિન્દુઓ

ટપકી પડયાં અને પ્રતાપના હાથ પર પડયાં. બાલહૃદયની બધીયે કરૂણા પોતાની આંખમાં લાવીને બોલ્યો: "અરે મા! તું રડે છે શા માટે?"

એ સ્નેહભર્યું સંબોધન! એના મુખમાંથી નીકળતાં "મા" શબ્દ કેવો મીઠો મધુર લાગે છે! મ્હારી આંખોમાંથી આંસુની ધારાઓ અત્યંત વેગથી વહેવા લાગી. એ પણ મ્હારા પાલવમાં મ્હોં છૂપાવી રડવા લાગ્યો. એના રૂદનમાં પણ કેટલો આનંદ હતો! એણે રોતાં રોતાં કહ્યું "હવે તો મને ત્હારી પાસે આવવાની મના નહિ કરે ને.?" મ્હેં આંખમાંનાં આંસુ લુછતાં લુછતાં કહ્યું: "ના બેટા!" હજુ વાત પૂરી પણ નહોતી થઇ, ત્યાં એની ફઇબા આવી પહોંચ્યાં; અને આવતાંજ એમણે મ્હારી તરફ કઠોર દ્રષ્ટિએ જોઇ કહ્યું: "તું અહિં શું કરે છે?" હું ચૂપચાપ ઓરડામાંથી બ્હાર નીકળી ગઇ.

૧૫ મી ઓગસ્ટ ૧૯૧૮

આજે મ્હેં કેટલી ભયંકર ખબર સાંભળી? ઇશ્વર કરે ને તે જૂઠી પડે. મ્હારા ઉઠયા બાદ પ્રતાપની તબિયત બહુજ ખરાબ થઇ ગઇ છે એમ સાંભળ્યું છે. એની ફોઇએ આવીને કેટલી દીનતાપૂર્વક મ્હને કહ્યું હતું: "ભાભી! સાચું કહો ત્હમે એને કઇ ચીજ આપી છે? બહુ પૂછવા છતાંયે એ જવાબ નથી આપતો. તું મ્હારા પર એટલી દયા કર. ત્હારા કહેવાથી હજૂયે એ બચી જશે. સાંભળો! એતો આ ઘરનો દીપક છે. એ જો બૂઝાઇ ગયો તો પછી ત્હમારૂં મ્હોં પણ કોઇ નહિ જૂએ." મ્હેં સોગનપૂર્વક કહ્યું કે "મ્હેં એને કોઇ પણ ચીજ નથી આપી" પરન્તુ એ માને કોણ? તે તો બબડતી ચાલી ગઇ. હું કાલે એને જોવાને ગઇ હતી એ સાચું પરન્તુ મ્હેં એને "કોઇ ચીજ" આપી છે એમ એણે શાથી માન્યું? "કોઇ ચીજ" એટલે શું એ સ્હમજતાં મ્હને વાર ન લાગી. હું મ્હારા એકમાત્ર પુત્રને—એ પ્રતાપને જેને ખાતર હું ફૈરઘડીએ વ્યાકુળ રહું છું: ઝેર આપું? ઓહ! જેની કલ્પના કરતાં જ હૃદય કંપી ઉઠે છે: એને અમલમાં તે કઇ રીતે મૂકી શકાય? દુનિયા પણ કેવી છે? હશે: એ ગમે તેવી હોય: હું દુનિયાનો વિચાર કરૂં કે પ્રતાપનો? પરન્તુ આવા સંસારમાં હવે રહીને પણ હું શું કરીશ? કાલે જ મ્હારા જીવનનો અન્ત આણીશ પરન્તુ એ પહેલાં હું એને જોઇ આવીશ. કે એની તબિયત કેમ છે. ભલે એ બધાં મ્હારા વાળ પકડી ખેંચીને મ્હને કાઢી મૂકે પણ એકવાર એને જોવા તો હું જરૂર જઇશ જ.

હવે તો થોડોજ સમય છે. ચાલ જાઉં. પ્રતાપને ધરાઇને જોઇ લઉં.

પ્રતાપ સૂઇ રહ્યો છે. એના પિતાજી દાદી, ફોઇ સૌ સૂતાં છે. ફક્ત મ્હનેજ બ્હાર કાઢી મૂકવામાં આવી હતી. લાવ. અત્યારે પ્રતાપને ધરાઇને ગોદમાં લઇ રમાડી લઉં. પણ કદાચ આ બધાં જાગી ઉઠે તો! એને મ્હારા ઓરડામાં લઇ જાઉં. હવે મોડું નહિ કરૂં. બારણું બંધ કરી દઉં. પણ આ શું? પ્રતાપની આંખો કેવી થઇ ગઇ? એના હૃદયનો ધબકારો તો કયાંય નથી જણાતો હાય! હાય!! આ શું થયું? મ્હારો પ્રતાપ કયાં ચાલ્યો ગયો? ઓ દાદીમા પ્રતાપની ફોઇ—એના પિતાજી! જૂઓ! જૂઓ! ઓહ; માથામાં ચક્કર આવે છે. કેમ જાણે ઝેર ચઢયું ન હોય! ચાલ પ્રતાપ! આપણે બન્ને એક સાથે જ એવા લોકમાં ચાલ્યા જઇએ કે જ્યાં આપણને કોઇ નહિ સતાવી શકે. આવ! ત્હને મ્હારી ગોદમાં લઇ મજબૂત પકડી રાખું. હવે નહિ—નહિ—પ્રતાપ... પ્રતાપ...પ્ર—તા......[1]

---

[1] મૂળ લેખિકા તેજરાણી દીક્ષિત




# તમારે ઉડવું છે ?

લેખકઃ
વિમાનવીર શ્રી. પુરૂષોત્તમ મેઘજી
કબાણી

પહેલાં તો આપણા લોકો અને વર્તમાનપત્રો અકસ્માતોને ઉત્તેજન આપી આપણને બ્હાવરા બનાવી દીએ છે. તેથી વર્તમાનપત્રોએ એવા અકસ્માતોને જાહેરાત આપવી જોઈતી નથી. બાજું, મારા જેવા મોટાં ઉડ્ડયનમાં (flights) કોઈ પણ જાતની સગવડ વિના નવા નવા દેશોમાં ઉડવામાં અને પાયલટોના નકામા જોખમોમાંજ આવા અકસ્માતો થાય છે. એટલે વિમાનીકલા શીખનાર પોતાની કલાનો ઉપયોગ માત્ર પોતાની જરૂર પૂરતોજ કરે અને પોતાની કલાની પારંગતતા બતાવવા ન જાય તો આવા અકસ્માતો ભાગ્યેજ થાય; અને મારા ધારવા પ્રમાણે એવા અકસ્માતો સંભળાયાનું જાણ્યું પણ નથી.

મારા પોતાના અંગત અનુભવ પ્રમાણે, કોઈ પણ સ્ત્રી કે પુરૂષ વિમાની કલામાં પારંગત ન થઈ શકે એમ હું માની શકતોજ નથી. જો પહેલેથી જ ગભરાઈ જઈ, 'માંદો જાય તે મુવાની ખબર લાવે' એ કહેવત પ્રમાણે હિંમત ગુમાવી બેસે, તો કાંઈ શીખી શકાય નહિ. પરંતુ હિંમત હાર્યા વિના જ જો કોઈ પણ આ કલા શીખવા તૈયાર થાય તો તે સારૂં શીખી શકે. દવાઈ માંદગી જેને કહેવામાં આવે છે, તે પણ મારા ધારવા પ્રમાણે તો ભૂલભરેલી વાત છે. વળી ઉંચે ઉડવાથી ચક્કર આવે એવી માન્યતા પણ ભૂલભરેલી છે. વિમાન જમીન છોડે તે સાથેજ દુનીઆને પણ છોડે છે; એટલે ગમે તેટલી ઉંચાઈથી જોતાં પણ કાંઈ થતું નથી.

મારા અનુભવ પ્રમાણે આપણી સ્ત્રીઓ પશ્ચિમની સ્ત્રીઓ કરતાં આવા સાહસ ખેડવામાં કોઈ પણ રીતે ઉતરતી નથી. આપણા પુરૂષો સંબંધમાં પણ એમ જ છે. આમાં વાંકાપણું હોય તો તે એટલુંજ છે કે આપણે ત્યાં સ્ત્રી એટલે ઘરનું કામકાજ, ચુલો અને રસોડું એટલા વિસ્તારમાંજ મ્હાલતું પ્રાણી, એવી માન્યતા પ્રચલિત છે. આ ઉપરથી આપણા જુના વિચારના અંધશ્રદ્ધાળુ લોકો ઉપર મને એક ટીકા કરવા જેવી વાત યાદ આવે છે. આપણા પૂર્વજો અને આપણા અનેક દેવોની સાહસકથાઓ સમજાવવા તેઓ કેમ પ્રયત્ન નથી કરતા ! શું પ્રાચીન કાળમાં સ્ત્રીઓ બહાર નહોતી પડતી ? પતિને યુદ્ધમાં મદદ કરતી અને અનેક વખત પતિનું સંરક્ષણ કરતી સ્ત્રીઓના

દાખલાની આપણે ત્યાં ખોટ નથી. સ્ત્રીઓ, પ્રાચીનકાળમાં માત્ર સલાહકારોજ ન હતી. અનેક કામોમાં તેઓ પુરૂષોને સક્રિય મદદ કરતી. આજે પણ જો સ્ત્રીઓને યોગ્ય રીતે કેળવણી આપવામાં આવે; સમજુતી આપવામાં આવે તો મારા જેવા યુવાન કરતાં પણ તેઓ ઘણું સારૂં અને સાહસભર્યું કામ કરી શકશે એમાં મને લેશ માત્ર પણ શંકા નથી.

પશ્ચિમની સ્ત્રીઓ જ આવા સાહસો કરી શકે વા આવાં સાહસોમાં પુરૂષોને મદદ કરી શકે એ માન્યતા દૂર થવી જોઇએ. આવાં સાહસો કરવાં એ કંઇ તેઓનો ઇજારો નથી. ઇશ્વરે તેઓને એવો કોઇ ઇજારો આપ્યો નથી. ઇશ્વરને મન તો સૌ કોઇ સરખાં છે. આ સૌ આપણા પોતાના વાંકને જ આભારી છે.

આપણી શિક્ષણપદ્ધતિ ખામીભરી છે. જેવું જોઇએ તેવું શિક્ષણ આજે મળતું નથી, તેનું આ પરિણામ છે. એક બીજી ભ્રમમૂલક માન્યતા આપણામાં એ ઘર કરી રહી છે કે આપણા કરતાં પશ્ચિમના સ્ત્રી પુરૂષોમાં વધારે બુધ્ધિ છે. એ માન્યતા તદ્દન ખોટી છે એમ મારો અનુભવ કહે છે. છતાં તેઓનો એક ગુણ ખાસ અનુકરણ કરવા જેવો છે કે તેઓ અદેખાઇ નથી કરતા; સરસાઇ કરે છે. કોઇ માણસ શું કરે છે, તેનાથી પોતે શું વધારે કરી શકે, એમ ત્યાંના લોકો ઇચ્છે છે. વળી તેઓ પોતાના જેવું જ સાહસ કરનાર કોઇને પણ જોઇતી મદદ અને સૂચના પણ આપવા ચૂકતાં નથી. સાહસમાં ચઢી જનાર વ્યક્તિને ત્યાંનો સમાજ પૂજે છે. આપણે ત્યાં તો કામ થઇ પણ ન શકે અને કરનાર હોય તો તેને હરેક રીતે નીચે પાડવાની અનેક તદબીરો રચાય.

આપણી સ્ત્રીઓ ધારે તો ઘણી આગળ વધી શકે એમાં ભાગ્યે જ કોઇને શક હશે. વળી વિમાનની કલા શિખવા માટે અંગ્રેજી આવડવું જોઇએ એ તદ્દન બીનજરૂરી છે. કરાંચીમાં આપણા દેશની સ્ત્રીઓ ઉડતાં શીખે છે તેમાં કેટલીકને તો અંગ્રેજીનું તો શું પરંતુ દેશી ભાષાનું પણ સારૂં જ્ઞાન નથી હોતું. વિમાનીકલાનું શિક્ષણ દુનીઆની નજરમાં તમારી માતૃભૂમિનું સ્થાન ઉચ્ચતર બનાવશે; હિન્દુસ્તાનની કીર્તિ વધશે.

વર્તમાનપત્રોમાં આવતી આવાં સાહસોની કથાઓ વાંચી આપણે રાચીએ છીએ અને આપણે એવું કાંઇ પણ કરવાને અશક્તિમાન છીએ એમ માની આપણે નાસીપાસ થઇએ છીએ. આવી જાહેરાતને લીધેજ અનેકમાં ઉત્સાહ રેડાય છે અને તેગી ખીસ્સામાં એક પૈસો પણ ન હોય છતાં આવાં સાહસ ખેડાયાં છે અને એ રીતે અનેક દેશો આગળ વધ્યા છે, એનો વિચાર કરવો ઘટે છે. હિન્દુસ્તાનનું નામ વિદેશમાં હજી ઘણું ઓછું જાહેર થયું છે. તેથી જો આપણી સ્ત્રીઓ આવાં સાહસોમાં ઝંપલાવે, તો જરૂર દુનીઆની નજરે હિન્દુસ્તાન અગ્રસ્થાન ભોગવે. આપણી સ્ત્રીઓ પણ ઉડી શકે છે; સાહસો ખેડી શકે છે. એમ દુનીઆ જાણે તો હિન્દની કિંમત દુનીઆને સમજાય. ગુજરાતની ગુણસુંદરીઓ આમાં કેટલો હિસ્સો આપે છે તે જોવાનું છે.

---

ગ્રાહક : " કેમ, હજુ સુધી કાંઇ તમે બીલ મોકલ્યું નથી ? "
માલેક : " ગૃહસ્થો પાસે હું પૈસા માગતો નથી. "
ગ્રાહક : તમને કોઇ પૈસા નહિ આપે તો ? "
માલેક : " તો તે ગૃહસ્થ નથી એમ ધારી પૈસા માંગી લઉં છું. "




ચંદા રામજી કન્યાશાળાની વિદ્યાર્થીનીઓનું ગરબા—નૃત્ય

નવરાત્રનો રાસોત્સવ



ગૃહિણીએ બચુને દૂર કરવા પ્રયત્ન કર્યો. બચુએ બૂમ પાડી. "આવો જા. આવા તાપમાં આમ ભટકાતું હશે ? ચાલ. સ્હામે આવી જા તો–"

માતાએ તૈયાર કચોરી બચુ તરફ ધરી. પરન્તુ હાથ અવળો પડયો. બરડા પરથી ઉતરી બચુ લે ત્યાર પ્હેલાં મ્હોટાના આતૂર હસ્તે કચોરીનો ય એનો કબજો લઇ લીધો. થોડો ભાગ ઉડાવી પણ ગયો.

બળતામાં ઘી હોમાયું. છેતરાયલા બચુના રૂદનથી આખું રસોડું સળુસળી ઉઠયું. માતા કોપાવેશમાં તડૂકી " મેર અભાગિયા ! બચુનું ખાવાનું પડાવી લેનાર તું કોણ ? ભિખારડા ! બહુ ચરબી ચઢી છે કેમ ? " ઉન્હા ચીપીઆની બે ત્રણ ઝપાટ મનુના બરડા પર કોતરાઇ ગઇ.

મનહરને પણ માતા તો હતી જ. બાલકના આક્રન્દસ્વરે એ દોડી આવી. ગૃહપતિની એ વિધવા બ્હેન થતી. મનહર એનો એકપુરો પુત્ર હતો. બાલકને પડખે લઇ એની બ્હારે ચઢી " કેમ બ્હેન ! શું થયું છે ? ત્હમે પણ માતા છો. કુમળા બાલકને આમ દયા વિના મરાય ? મનુએ કચોરી લીધી તેમાં શું ઘસાઇ ગયું. ? "

ન્હાનકડા છમકલાનો મહાન્ સંગ્રામમાં રૂપાન્તર થતાં થતાં કવેળાએ અન્ત આવ્યો. મધુ પિત્રાઇ બ્હેન હતી. વળી ગરીબ ને અનાથ હતી. એને અશ્રુનો જ આશ્રય હતો. જોતજોતામાં આખું કુટુમ્બ ભેગું થઇ ગયું. થોડી બોલાચાલી ને ગાળાગાળી પછી સમસ્ત કુટુમ્બનો નિર્ણય થયો કે મનુ જેવું દુષ્કૃત્ય કોઇના જીવનભરમાં નજરે ન્હોતું પડયું; ને મધુ પણ કેવી નાદાન ? બાલકનો પક્ષ લઇ પાલક સ્હામે થવાતું હશે ? કેવી કૃતઘ્નતા !!!

મધુને માન મૂકી ઘર બ્હાર ચાલ્યા જવું પડયું. મનુજ સર્વ તોફાનનું મૂળ હતો; અણધારી આપત્તિનું કારણ બન્યો હતો. એટલે એના બળતા બરડા પર બે ત્રણ તમાચાનો મસાલો ભભરાવી, મધુ પોતાના ભેજવાળા ખંડમાં રવડતી રડવા લાગી.

બિચારો મનુ ! એને કશી જ સમજ પડી નહિ. પોતાના તરફ લંબાયલા હાથમાંથી લઇ ખાવું એ ગુન્હો ગણાય એ એની કલ્પનામાં પણ ઉતરી શકયું નહિ. લોખંડી ચીપીયાના ઝટકાની એને દરકાર ન્હોતી. બલવાનનો માર નિર્બલ મનુષ્યે વેઠવો જ જોઇએ એ તેને નૈસર્ગિક લાગ્યું. પરાજીત પક્ષના થોડાક કકલાણ પછી આકાશ નિર્મલ થવું જ જોઇએ એવી તેની માન્યતા હતી. એવા છમકલા પર વળી લાંબા વિચાર શા ? પરન્તુ આજે એને જગત પલટાઇ ગયેલું ભાસ્યું. ઘરમાં કોઇ એની સાથે બોલતું ન્હોતું. ખિન્નહૃદયે તે આખા ઘરના ખૂણે ખૂણામાં ફરી વળ્યો. અન્તે એની માતાના ખંડના દ્વારે આવી ઉભો. એના વદન પર વિષાદની ગંભિર રેખાઓ તરવરી રહી હતી છતાં એની માતાએ પણ તેના સ્હામું જોયું નહિ. આખા કુટુમ્બનો ભેદી કોપ ને નિઃસ્પૃહી વાતાવરણ સહન કરવું એના કુમળા હૃદયને કપરૂં થઇ પડયું. એની માતાના ખંડ આગળ એ ઘણીવાર ઉભો રહ્યો. પછી ધીમે ધીમે તે દૂર ચાલ્યો. એને એકાન્ત રાત્રિ વીતાવવી પડી. એના ન્હાનકડા હૃદયમાં શૂન્યકાર પથરાઇ ગયો. નિદ્રાધીન થતી વેળાએ પણ એના દુઃખનો પાર ન્હોતો. એક ગજબ ક્રોધડો વણઉકલ્યો રહી જતો હતો. રોજ તો એ ફાટી તૂટી પથારી પર પણ માતાની બ્હાલસોયી ગોદમાં લપાતો. આજે તો એની માતાએ પણ એની અવગણ્ના કરી હતી. માતાનો છણકો એને શલ્ય થઇ પડયો હતો–" દૂર થા ! કમભાગી ! એવડા લોભી શાને થવું પડયું. ત્હારે પાપે મ્હારે કેટકેટલું વેઠવું ? "

દરરોજ સ્હવારે બચુને બાબાગાડીમાં બેસાડી બ્હાર ફરવા મોકલવામાં આવતો. ગૃહિણી બચુને નવરાવી ભપકાદાર કપડાં પહેરાવી તૈયાર કરતી. માધુ બાબાગાડી સાફ કરી ભવિષ્યના માલિકને પધરાવી રવાના થતો. મનુ કોઇ કોઇ વાર પગે ચાલતો તેમની સાથે જતો. પરન્તુ ઘણું ખરૂં તો એની માતા શાક સમારતી ત્યાં એ બેસતો; ને બટાકા રીંગણાથી રમતો. આજે તો મનહર એની માતા પર રોષે ભરાયો હતો. જરાક ખાવાનું ખાધું એમાં આટલું બધું વ્હાલ વિહોણું વર્તન !!! એ પણ એની માતાથી અબોલા લેશે. ભલે એ મૂગી મૂગી બેસી રહે. પોતે પેલા વૃદ્ધ-પુરૂષ પાસે જઇ બેસશે એ ચોરા પાસે આવેલા રામજી મંદિર આગળ મીઠાઇ વેચતો બેસે છે. પોતે તેને મદદ કરશે. ત્યાંથી ઘેર પાછો જ નહિ ફરે. નહિજ, કદાપિ નહિ. એ વૃદ્ધપુરુષ ઘણોજ માયાળુ છે. તે હંમેશાં મનહરને મીઠાઇ ખાવા આપતો. કોઇ દિવસ એક પાઇ પણ માગતો નહિ. પરન્તુ રામજી મંદિર ઘણું દૂર હતું. ત્યાં શી રીતે જવું ? ત્યાંના માર્ગની મનહરને પૂરી ગમ ન્હોતી. માધુ તો કયારનો ય નીકળી ગયો હતો નહિ તો એની પાછળ પાછળ જવાત ફીકર નહિ. માધુ સાંજે તો ફરવા જશે ને ? પોતે પણ છૂપાતો છૂપાતો તેની પાછળ જશે. આ દયાહીન મનુષ્યોથી દૂર દૂર ભાગી જશે. પેલા વૃદ્ધજનની માયાળુ છાંયમાં આનન્દશે. એને મદદ કરશે. એમાં શું મઝા નહિ પડે ? ભલે એની માતા એકલી રવડતી. એને પણ માતા વિના ચાલશે.

સાંજ પડી. મનુ માળીના પુત્ર સાથે રમતો હતો. એકદમ તે દોડયો. કદાચ માધુ જતો રહે. દરવાજા બ્હાર માધુ કે બાબાગાડી જણાઇ નહિ. તે એકીશ્વાસે દોડયો. હરપલે માધુને પ્હોંચી વળવાની આશા રાખતો તે આગળ ને આગળ દોડયેજ ગયો. અસ્તાચલે નમતા સૂર્યનાં આછાં થતાં કિરણો બાજુનાં તરૂવરોનાં ગાઢ પલ્લવોમાં ચમકી રહ્યાં હતાં. રસ્તામાં કોઇ રડયો ખડયો એકકા દષ્ટિએ પડતો કે કોઇ મુસાફર ગઝલ લલકારતો પંથ કાપતો જણાતો. બચુની ગાડી લઇ માધુ કયાં ગયો હશે ? પેલા તૂટેલા મંદિરનો માર્ગ બીજો હશે ? એવામાં એક ખંડેર નજરે પડયું. ખૂબ હર્ષમાં આવી જઇ મનહરે એમાં પ્રવેશ કર્યો. થોડીજ વારમાં પેલો જુનો દોસ્ત મળશે, પોતે વિષાદ ને ચિન્તાને છેલ્લા પ્રણામ પાઠવશે.

અંધારૂં થયું. માધુ બાબાગાડી દોરતો પાછો ફર્યો. બચુ ઊંઘે ચઢયો હતો. મધુ આતૂરતાથી બ્હાર દોડી. "માધુ! એ માધુ! મનુ કયાં ?" તેણે પૂછયું.

માધુ વજનદાર બાબાગાડી ઓશરી પર ચઢાવતો હતો. "મ્હને ખબર નથી મનુને મ્હેં નથી જોયો." જવાબ મળ્યો.

ઘરને ખૂણે ખોચરે પાકી તપાસ કરવામાં આવી. મનુનાં રોજનાં તમામ સ્થાને ખબર કાઢવામાં આવી. પણ વૃથા. માધુએ પણ શેઠાણીના કટાક્ષની પરવા ન કરી. ગરીબ વિધવાના અશ્રુપ્રવાહે એ પણ ગળગળો થઇ ગયો. પાડોશની ગલીએ ગલી ખુંદી વળ્યો. મનુનો પત્તો જ ન્હોતો. ભાણેજ ગુમ થયાનાં ખબર ગૃહપતિને તો મળી શકી જ નહિ. આખા દિવસના અવિરત શ્રમ પછી મોંઘેરા વિરામ સેવતા પતિને પજવવા તે ગૃહિણીને મૂર્ખાઇભરેલું લાગ્યું.

પરન્તુ બીજે સ્હવારે અર્ધઘેલી બનેલી મધુ કોઇની રોકી રોકાઇ નહિ. એના આક્રંદથી આખું કુટુંબ ગભરાયું. પોલીસને ખબર આપવામાં આવી. મધુએ ઇનામ જાહેર કર્યું. પચીસ રૂપીઆની પોતાની તમામ મુડી મનહરને શોધી લાવનારને સુપ્રત કરવા તૈયાર થઇ. પરન્તુ કોઇ ઘરાક ન મળ્યું. દિવસો પર દિવસ વીત્યા. સુખદુઃખની સમયને કયાં પરવા છે ! એ વાતને ૭ વર્ષ થઇ ગયાં.

[ ૨ ]

વસંતમાં અવનિ પેર અવનવો આહ્‌લાદ પથરાઇ રહે છે. સંસારસાગરમાં આનન્દના જુવાળ આવે છે. જનતા અનેક ઉત્સવો ઉજવે છે. તેમાં મુખ્ય આકર્ષણ રામલીલા છે. ગામડામાં રામલીલા જોવા ન્હાનાં મ્હોટાં સર્વ ઉત્સુક બને છે. એમને 'મન સ્વયં રામચંદ્રજી સ્વર્ગમાંથી ભાવિક ભકતોમા વિહરવા ઉતરી આવતા જણાય છે. અનેક વાર રામલીલા જોઇ હોય છતાં ફરી ફરી એ પ્રસંગો ગામડિયાંઓ એટલાજ રસપૂર્વક નીહાળે છે. શ્રીમાન દશરથ રાજાની વિશ્વવિખ્યાત' રાજ્યધાનીના બનાવટી દર્શને તેઓ રાચે છે પંચવટીનાં 'નીલવર્ણાં ક્ષેત્રોમા રામચન્દ્રજીને ફરી ઘૂમતા જોઇ આહ્‌લાદ પામે છે. લંકાંનગરીમાં મૃત્યુની ગાઢ છાયા જાણે આજેજ પથરાતી હોય એમ તેઓ કલ્પનાતરંગે ધારી લે છે.

આજે મહા શુદી પૂર્ણિમાનો શુભ દિવસ હતો. રામજી મંદિરે મ્હોટો મેળો ભરાતો હતો. અનેક ભજનમંડળીઓ એકત્રિત થઇ ભકિતરસની ધૂન મચાવનાર હતી. રામલીલાનું એક મ્હોટું સરઘસ ગામની ગલીએ ગલીમાં ફરનાર હતું. બાલકોનાં ટોળેટોળાં સારાં સારાં કપડાં પ્હેરી ચોમેરથી ઉભરાવા લાગ્યાં. મહોલ્લાઓમાં જાણે અનેકવિધરંગી ઇન્દ્રધનુ તણાયાં હોય એવો દેખાવ થઇ રહ્યો. જે. માર્ગે સરઘસ પસાર થવાનું હતું ત્યાં તો બીડનો પાર ન્હોતો. ઘોંઘાટથી આકાશ ફાટી પડશે એવો ભય લાગતો. રસ્તાની બન્ને બાજુનાં મકાનો સારી પેઠે શણગારવામાં આવ્યાં હતાં. દરેક બારીબારણામાંથી અધીરાં શ્યામ નયનો ચમકી રહ્યાં હતાં. પુરાણા યુગના આછેરા પડઘાને માન આપવા આવેલા પ્રેક્ષકો અર્વાચીન કાલાબ્ધિમાં પણ ડહોળાયલા હતા. મેવા મીઠાઇ, પાનગુલાબ ને બરફશરબત વાળાની દુકાનો ઘરાકોની મેદનીથી - મધપુડા જેવી ભાસતી. કેટલાક પોતાનો તમામ માલ પાથરી ભાવતાલ સાથે બૂમો માર્યેજ જતા. ચોકની એક મુખ્ય ગલીની ડાબી બાજુએ એક જરા સુઘડ મકાન આવી રહેલું હતું. એના ઝરુખાઓ, અગાશીઓ, ને બારીબારણાંમાં એક તસુમાત્ર ખાલી જગ્યા ન્હોતી. આગલા છજામાં બૂમાબૂમ કરતાં બાલકો રમી રહ્યાં હતાં. આવા આનન્દમય કોલાહલની વચ્ચે પાંચ છ બાલાઓ શાન્ત બેઠેલી હતી. એમનાં યુવાન વદનો અકુદરતી રીતે ગંભિર લાગતાં. એમની વેણી સોનેરી પટીથી ગુંથેલી હતી. એમની ઉંમર દશ કે બાર વર્ષથી વધુ ન્હોતી. છતાં પણ પોતાને તેઓ તોફાન મસ્તી માટે નાલાયક ગણતાં. અન્દરના ખંડો પણ મહેમાનોથી ઉભરાતા હતા. સરઘસ પૂરેપૂરું જોવાની તો કોઇને ય આશા ન્હોતી. પરન્તુ એ નિમિત્તે ઘરકામ વિસારી બ્હાર નીકળતાં જ તેઓ આહલાદિત થઇ ગયાં હતાં. ટીખળ કટાક્ષ ને હાસ્યનો પાર ન્હોતો. પોશાક ને ઘરેણાંની વાતોનો સુમાર ન્હોતો. પાડોશણોની રહેણી કરણી પર મ્હેણાંની ટકોરોનો વરસાદ વરસી રહ્યો હતો. માત્ર મકાનની ગૃહિણીઓ એ આનન્દ બરાબર લૂંટી શકતી નહિ. વણમાગ્યાં મહેમાનનાં સ્વાગત કરવામાં એમને ઘડીનીયે ફુરસદ ન્હોતી.

સરઘસની તો હજી નિશાની પણ દૃષ્ટિગોચર થતી નહિ. ધૂળ ને ગરમી સર્વને અકળાવી રહી હતી. સર્વ અધીરાં બન્યાં હતાં; છતાં ય સ્ત્રી મંડળ વાર્તાલાપમાં જ કૃતકૃત્યતા માની રહેલું જણાતું.

એવામાં સંગીતનો કર્ણપ્રિય ધ્વનિ શ્રવણપથે પડયો. આતુર ટોળાએ છૂટકારાનો દમ ખેંચ્યો. વાજાના સરોદો નજીક આવવા લાગ્યા. શ્રીરામચન્દ્રજીની જયગર્જના ગગનભેદી બની રહી.

પ્રથમ ડંકા નિશાનનાં દર્શન થયાં. અશ્વોના સુવર્ણી શણગાર પર સૂર્યપ્રકાશ અગ્નિના તણખા શો ઝગકતો. પાછળ આવતા

અશ્વારોહી પ્રતિહારીઓના દર્શન માત્રેજ અધિરાઇ ને પરિશ્રમ અદશ્ય થયાં. સર્વેએ શ્રી રામચન્દ્રજીની જય બોલાવી.

ધીમે ધીમે વરયાન જેવો સરઘસનો મુખ્યભાગ દષ્ટિપથે પડયો. ઘોડાને ગાડીઓ ઉપરાંત આ વેળા તો એક હાથી પણ આણવામાં આવ્યો હતો. સામૈયાંઓનું એ ગજબ આકર્ષણ હતું. એના કર્મચારીઓએ ચમકભર્યાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં. એમના હસ્તમાં વિધરંગી વાવટાઓ ફરકતા હતા. કેટલાક અનુચરોએ રૂપેરી છડીઓ ગ્રહણ કરેલી હતી. હાથી પર સોનેરી હોદ્દો ગોઠવવામાં આવ્યો હતો. રાતા મખમલનો જરીજડીત સામન પ્રેક્ષકોનું ખાસ ધ્યાન ખેંચતો. હાથીને ચોમેર ફરતી ન્હાની ન્હાની પાલખીઓ જણાતી. પિતામ્બરધારી સેવકોએ તે ઉપાડેલી હતી. દરેકમાં એકએક દૈવી દમ્પતી પધરાવેલું હતું. જાણે તેત્રીસ કરોડ દેવતાઓ સાક્ષાત રામલીલામાં હાજરી આપવા કૃપાવંત થયા હતા. આપણા ભાવિક હિન્દુઓ પણ એમને મૂર્તિમંત દેવદેવીઓ માની રહ્યા હતા.

શ્રી રામચન્દ્રજીની જયગર્જના સાથે હાથી બરાબર ચોકની વચ્ચે આવી ઉભો. તેના ઉપર બે યુવાનો વિરાજમાન થયા હતા. એ મનુષ્યનટોને પણ સર્વ માનવહૃદય નમી રહ્યાં. અટારીમાંથી પુષ્પવૃષ્ટિ થઇ.

સરઘસ ઉતર્યું. રામજી મંદિરના વિશાળ ચોગાનમાં એક વિશાળ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. ત્યાં સીતાહરણ ને લંકાદહનનાં દશ્યો રજુ કરવામાં આવનાર હતાં. વેરૂ. પલા સરઘસના સંખ્યાબધ ભાગીદારોથી મંડપ ખીચોખીચ ભરાઇ ગયો. એક ખૂણામાં વાંસ ને રંગીન કાગળોથી કૃત્રિમ લંકાનગરી બનાવવામાં આવી હતી. બીજી બાજુ પંચવટીનું મનોહર અરણ્ય આહલાદ આપી રહ્યું હતું.

રામલીલા શરૂ થઇ. દાનવાધિપતિ દશાનન જનકસુતા જાનકીને ઉપાડી ઉડયો. એવામા લાકડાના એક મ્હોટા પક્ષિરાજે એના પર ધસારો કર્યો. અપ્રતિહત ચંચુપ્રહાર કર્યાં છતાં થોડી જ વારમાં તે મહારાક્ષસની તલવારનો ભોગ થઇ પડયો. રાવણ રવાના થયો.

પછી દશ્ય બદલાયું. લંકાદહન શરૂ થયું. પેલા મહાવાનર હનુમાનજીના ઉલ્લાસની હદ ન્હોતી. પૂછડું વીંઝી તે આગ લગાડયે જ જતા. ભરચક દારૂખાનું ભરેલું હોવાથી દેખાવ પણ તાદશ્ય થયો. લોકોને મઝા પડી. બાલકોએ તો જીવનનું અમોલું દશ્ય જોયું.

પછી રામલક્ષ્મણનાં દર્શન થયાં. ફરી જયગર્જના થઇ. ફરી પુષ્પવૃષ્ટિ પણ શરૂ કરવામાં આવી. રાવણનો વિનાશ થયો હતો. હવે સર્વ પુષ્પક વિમાને ચઢી વિદાય લેનાર હતા.

એવામાં ત્યાં કોલાહલ મચ્યો. તકરાર જામી. ગાળોનો વરસાદ શરૂ થયો. કોઇ દૈવીયુગલ તરફ આવવા મથતું હતું. સેવકો એના પ્રયત્નોનો અવરોધ કરતા હતા.

અંતે એક શ્વેત વસ્ત્રધારિણી વિધવા સમગ્ર ટોળાને હંફાવી આગળ કુદી પડી. રામચન્દ્ર બનનાર યુવાન આગળ લળી પડી. "ઓ મનહર! ઓ મનુ!" કોઇ વચ્ચે પડે. તે પ્હેલાં પોતાના વ્હાલા બાળકને એક ગાઢ આલિંગનથી મુઝવી નાંખ્યો.

ક્ષણભર જનસમૂહ અવાક બની ગયો. શું કરવું તેની કોઇને સમઝ પડી નહિ. મહા મહેનતે રામચંદ્રના સેવકોએ એ બાલઘેલી માતાને દૂર કરી. અસંખ્ય મનુષ્યોના પુજ્નપાત્ર થયેલા એ બાલકના મુખારવિંદ પર તીરસ્કારની તીવ્ર રેખા પ્રગટી. સ્પષ્ટ અવજ્ઞા દાખની તે પોતાને પંથે પળ્યો.

"શ્રીરામચંદ્રદેવની જય" ટોળાએ જયધ્વનિ કર્યો. મદમસ્ત માતંગ ધીમે ધીમે રંગભૂમિ પરથી અદશ્ય થયો.

એકવાર ભાનભૂલી મધુએ અજાણતાં મનહરની અવજ્ઞા કરી હતી: આજે સ્વમાનભંગની એને પણ પૂર્ણ પ્રતીતિ થઇ.*

* મૂળ લેખિકા–સીતોદેવી.

# કંકાને–કાંઠડે

લેખકઃ રા. સુધાકાન્ત

(રાસ)

કંકાને કાંઠડે ચાલો સાહેલડી,
પાણીડાં નિરમળ ઝીલવા રે. —ટેક

સમિરની સેરે પાણી હેલે ચ્હડેલાં,
છોળ્યે અંખડ ત્યાં ભીંજવા રે.
કંકાને કાંઠડે—

પાંચ પાંચ પાંખડીનાં કમળો ઉગેલાં,
રાગ ને પરાગથી પ્રફુલ્લતાં રે;
રાગી વિરાગી કોઈ દેવપાદ પુજવા
એ દિવ્ય પુષ્પ ચાલો સખી વિણવા રે.
કંકાને કાંઠડે—

ચાર ચાર આરે રેલે કંકા તલાવડી,
બબ્બે આરે તે વિશ્વ મ્હોરતું રે;
સ્નેહરાજ સ્નેહ–બંસી છેડે આ કાંઠડે,
ત્યાં જ્ઞાન–યોગી બ્રહ્મ–શંખ ફુંકતા રે.
કંકાને કાંઠડે—

સ્નેહીની સ્નેહ–બંસી હૈયાં હુલાવતી,
ઠારે એ બ્રહ્મ–શંખ યોગીના રે;
કોના પખાળી પાદ પાંખડીયે પુજવા,
એક હૈયાં હુલાવે બીજો ઠારતો રે.
કંકાને કાંઠડે—

બબ્બે પાંખલડી સ્નેહરાજને સમર્પશું,
બબ્બેથી બ્રહ્મ–યોગી પુજશું રે;
એક રે વધી તે કોને દઇશું સાહેલડી,
સ્નેહરાજ કેરે તાજ મ્હોડશું રે.
કંકાને કાંઠડે—



# તમારા દાંતની સંભાળ લ્યો



લેખકઃ રા. " જ્યોતિ "

કોણ કબૂલ નહિ કરે કે સારા દાંત વિના આરોગ્ય રહેવું અશક્ય છે ? બાહોશ વૈદકીય પ્રમાણગણ્ય વ્યક્તિઓ પણ હવે કાંઇ પણ અનાકાની વિના જાહેર કરે છે કે મોટા ભાગે મનુષ્ય જાતિ જે જે રોગનાં દર્દ ભોગવે છે તે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મોઢાનાં દર્દો, સડી ગયેલા દાંત અને રોગિષ્ટ અવાળાંનેજ આભારી છે. સારા દાંત વિના ખોરાક બરાબર ચવાતો નથી અને ચવાયા વિનાનો ખોરાક પચવો અશક્ય છે. અપચો, બંધકોશ અને પાચનક્રિયા વિષયક અન્ય ફરીઆદો બહુધા સડેલા દાંતને લીધે ઉત્પન્ન થાય છે; અને દરદીના મોંમાંથી દંત ચિકિત્સક તે કાઢી નાખે છે એટલે મોઢાની સ્થિતિ સુધરતાં દર્દ નાબુદ થાય છે.

ભારતવર્ષમાં આપણા ઘણાખરા ધાર્મિક અને સામાજિક રિવાજો વૈજ્ઞાનિક પરિસ્થિતિ પર રચાયેલા છે; આના માટે ખરેખર ભૂતકાલીન ઋષિ મુનિઓને અભિનન્દન ઘટે છે. એમાંના કેટલાક રિવાજો સંબંધી આપણે વિચાર કરીએઃ—

આરોગ્યરક્ષા સંબંધી અર્વાચીન વિકારાપૂર્ણ સંસ્કૃતિમાં વૈજ્ઞાનિકો હવે ભલામણ કરે છે કે રાત્રે સવારે તેમજ પ્રત્યેક ભોજન પછી મોં અને દાંત સાફ કરવાની અગત્ય છે ! હિંદુ સંસ્કૃતિને આ શું નવીન બાબત છે ?

કલકત્તા મેગેઝીનના એક લેખ પરથી જણાય છે કે થોડા વખત પર ત્યાં નિશાળોની દાક્તરી તપાસ થઇ હતી અને તેમાં માલૂમ પડયું હતું કે કલકત્તાનાં ૩૦ થી ૪૦ ટકા જેટલાં શાળામાં ભણતાં બાળકોના દાંત રોગિષ્ટ છે. દંતરોગ ચિકિત્સકોને બદલે સામાન્ય દાકતરોએ આ તપાસ કરી હતી એમ ગણવા છતાં એટલું તો સ્પષ્ટ થાય છે કે બોસ્ટનના શાળામાં જતા બાળકોના કરતાં ઉપર્યુકત ટકાવારીનું પ્રમાણ ઓછું છે; ત્યાં ૯૦ ટકા બાળકોના દાંત રોગિષ્ટ છે હવે પ્રશ્ન એ થશે કે આટલો તફાવત કેમ હોઇ શકે ? ઉત્તરમાં નિશંકપણે કહી શકાશે કે હિંદુસ્થાનનો આ લાભજન્ય તફાવત એ જમ્યા પછી મોં બરાબર સાફ કરવાની આ દેશની ધાર્મિક પ્રથાને લઇને જ છે; અને ખાસ કરીને અહીંના ગામડાંની વસ્તીના આંકડા મેળવી યુનાઇટેડ સ્ટેટ્સ જેવા અર્વાચીન સુસંસ્કૃત ગણાતા દેશોના રોગિષ્ટ દાંતની તુલના કરવાનો અભ્યાસ કર્યો હોય તો ખરેખર ઘણો રસ પડે એમાં શંકા નથી.

આમ છતાં કલકત્તા, મુંબાઇ, મદ્રાસ, સુરત, વડોદરા, અમદાવાદ જેવાં મોટાં શહેરોમાં

વહેલા વહેલા જમી લેવું, બહુ નરમ પદાર્થો ખાવા,ઇત્યાદિ ઘણા અર્વાચીન દુર્ગુણોનું આપણે અનુકરણ કરીએ છીએ એવો વિચાર આવતાં બેહદ દુઃખ થાય છે; અને આવી આત્મઘાતક પરિસ્થિતિ ચાલુ રહે તો થોડાંક વર્ષમાં આપણે ઉપર બતાવેલી પૂર્વકાળથી ચાલી આવતી મગરૂરી પાછી ખેંચી લેવી જ પડવાની ! શરીરના સર્વ અવયવોની માફક દાતને પણ વ્યાયામની જરૂર પડે છે. આથી ગળી જતા પહેલાં સંપૂર્ણ રીતે ચાવવાની જરૂર પડે એવો કઠણ ખોરાક બાળકોને માટેજ નહિ પણ મોટેરાંને માટે પણ હિતકારક છે. એનાથી દાંતને યોગ્ય કસરત મળે છે અને લોહિનો સારો જથો પૂરો પડે છે. ઘણીવાર હિંદુ છોકરાને દાંતવડે શેરડી છોલી ખાતા કે રેસાદાર કેરી ચૂસતા જોઇને અંગ્રેજ તેમજ તેમની સંસ્કૃતિના આઘ અનુકરણ કરનારા પારસી છોકરાઓ તેમનો ઉપહાસ કરે છે. આ વખતે પેલી આઇબલની ઉક્તિ યાદ આવે કે " Father, forgive them, for they know not what they do " અર્થાત્ પ્રભો એમને ક્ષમા કરો કેમકે એઓ પોતે શું કરે છે તેનું એમને ભાન નથી. તાત્પર્ય કે ઉપર્યુક્ત તેમાંની કોઇપણ બાબત કરતાં કોઇએ પણ શરમાવાની જરૂર નથી; કેમકે આખી શેરડી એ ઉત્કૃષ્ટ ખોરાક છે એટલુંજ નહિ પણ તે મોંઢાને બહુ ઉત્તમ રીતે સાફ કરે છે; તેજ પ્રમાણે રેસાવાળી કેરીનો ગોટલો પણ દાંતના બ્રશની ગરજ સારે છે, અને ફળમાં રહેલી ખટાશ આવે તે તો જુદી. એક વખતે, દંતચિકિત્સક સમાજની બેઠક વખતે, એક હિંદુ દાકતરે હિંદુસ્થાનમાં લોકો જે આવળ, વડ કે લીમડાના દાતણ વાપરે છે તેને સર્વોત્કૃષ્ટ બ્રશ તરીકે જણાવ્યાં હતાં, અને તે ખરેખર વાસ્તવિક છે. એનાં બે કારણ છે. પ્રથમ તો એ કે દરેક માણસ દાતણનો છેડો ચાવીને પોતાનુંજ ખાસ બ્રશ બનાવે છે, અને બીજું એ કે દરેક દાતણ માત્ર એકજ વાર વપરાય છે. જ્યારે સામાન્ય વિદેશી ટૂથ બ્રશ જે વપરાય છે તેને બરાબર સુકા અને સ્વચ્છ રાખવાં એ વ્યાવહારિક દૃષ્ટિએ બીલકુલ અશક્ય છે; તેમ છતાં જ્યારે આપણે સવાર સાંજ ગંદા બ્રશથી દાંત મોં વાટે શરીરમાં વિનાશકારક રસી મૂકીએ ત્યારે આપણે માનીએ છીએ કે આપણે સુધરેલા છીએ, સુસંસ્કૃત છીએ, વૈજ્ઞાનિક છીએ ! હાં, જો કે એ બ્રશને પણ સુકાં અને સ્વચ્છ રાખવાની ઘણી ઘણી રીતો કાઢી છે પણ દાતણની પદ્ધતિ સાથે કોઇની પણ તુલના થઇ શકે એમ નથી. આથી હરીને અર્વાચીન આરોગ્યહીન ટૂથ બ્રશનો બહિષ્કાર કરી જૂનાં અતિ જૂનાં બાવળનાં દાતણ સ્વીકારવાના આગ્રહને કોઇ વિદેશી સંસ્કૃતિની સુગ કે ચીડ તરીકે તો નહિજ માની લે. દાંતનો મલમ કે મંજન જોઇએ તો બહુજ બારીક વાટીને ચાળી કાઢેલી કોલસાની ભૂકી કે અનુકૂળ પડે તો ચાક કે ખડીના ભૂકાનો સારી રીતે ઉપયોગ કરવો; એટલે દાંત સાફ રાખવામાં કોઇને કશાનો ખર્ચ તો થતોજ નથી. છતાં એટલી વાત તો ચોક્સ છે કે આપણામાંથી ઘણા જણ દાંતના રોગથી પીડાય છે.

હવે માતાઓ એ મનુષ્ય જાતિની સ્રષ્ટા છે–ધાત્રી છે. પરંતુ મોંઢાના યોગ્ય વિકાસમાં બાળકની નાનપણની ટેવોનાં થતાં પરિણામ થોડીજ માતાઓના ખ્યાલમાં હશે ! દાખલા તરીકે અંગુઠો કે આંગળી ચૂસવાની વાત લઇએ. આનાથી ઉપલો આગલો દાંત આગળ હડસેલાય છે. અને નીચલો આગલો દાંત પાછળ ધકેલાય છે. પરિણામે જડબામાં ખામી આવે છે. હોઠ ચાટવાથી પણ એવોજ પ્રકાર બને છે. આથી એટલું સ્પષ્ટ થાય છે કે મોંઢા અને દાંતની કાળજી છેક બાલ્યાવસ્થા-

માંથી લેવાવી શરૂ થઇ તે આજીવન ચાલુ રહેવી જોઇએ. આપણા અસલી રિવાજ પ્રમાણે છોકરાંને રમકડાં, પૂતળીઓ લાકડાનાં આપવામાં આવતાં, જે રમતાં રમતાં વારંવાર મોંમાં ઘાલી ચાવવાની ટેવને લીધે તેમના દાંત અને પાળાઆં નાનપણથી જ મજબૂત રહેતાં. તેને બદલે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને ફેશનના અનુકરણથી આપણે બાળકોને રબરનાં, જાનવરનાં પીછાંનાં કે ધાતુનાં રમકડાં લાવી આપીએ છીએ. જો કે એ બંને અનુકરણની બાબતો નુકશાનકારક જ છે. રબરનાં પીછાંના રમકડાંથી દાંતને પ્રારંભી વ્યાયામ નથી મળતો; ધાતુનાં રમકડાંની અણીઓ મોમાં વાગતાં લોહી નીકળે છે. પુનઃ પહેલાં છોકરાને ખાવા માટે ધાણીના ગુંમણા, ઘેર શેકેલા ચણા, કડુક કડુક બોલે એવા થાપડા કે મઠીઆ અને પહૂઆ આપવામાં આવતા તે સર્વ સંસ્કૃતિ બદલાવાથી નીકળી જતાં હવે બજારૂ બિસ્કીટ, નાનખટાઇ, પોચીપૂરી, ભાખરી વિગેરે અપાય છે. અગાઉ છોકરાં આમલીના કચુકા દાંતથી ભચડ ભચડ ચાવી જતાં, આખી બદામ દાંત વડેજ તોડી બીજ કાઢી ખાતા. આ સર્વ બાબતો દાંતના બંધારણ માટે અગત્યની છે! પરંતુ સંસ્કૃતિ અને શિષ્ટાચારના વહીવટમાં તણાતાં આપણે આપણા સામાજિક રિવાજોમાંની કેટલીય સારી વસ્તુઓ મૂકી દઇએ છીએ!

હવે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને શિષ્ટાચારના જેટલેજ જ અંશે આપણી પ્રાંતિક એતદ્દેશીય આદતો અને સામાજિક રુઢિઓ પણ આ બાબતમાં જવાબદાર છે એ ભૂલવાનું નથી. પાન તંબાકુ ખાવાનો વ્યાસંગ એ આ દેશનું એક ગૃહસ્થાઇનું લક્ષણ ગણાય છે પરંતુ તેમાં પૂરતી શિષ્તના અને કાળજી નહિ રખાવાથી તે આજ કાલ ગૃહસ્થાઇનું મટીને મોટે ભાગે ગંદાઇનું લક્ષણ બની ગયું છે; ને આ આખીય પાન ખાવાની પ્રથા અહીં છેડવા બેસું તો લેખ ઘણો લાંબો થઇ જવાનો ભય રહે છે; એટલે માત્ર એટલુંજ પૂછું કે પાન તંબાકુ ખાઇ મોમાં તંબાકુના ડુચા કલાકના કલાક, સુધી ભરી રાખવા એ તંબાકુના હલાહલ વિષાર્કમાં આ દેહ મંદિરના મુખ્ય અવયવને તરબોળ કરી મૂકવા જેવું નથી થતું? અને આ તો માત્ર બાહ્ય દાંત પર થતી જ અસર! પછી એ વિષનું અંદર તો શું પરિણામ આવે તે બાજુએ જ રહ્યું.

વળી આ વીસમી સદીમાં ઘર આંગણે કરતાં બજારના પાનવાળાની દુકાનોનાં પાન ખાનારાઓની સંખ્યાનું પ્રમાણ વિશેષ નીકળે છે અને તે બાબતમાં ઉચ્ચ વર્ણના નાગર બ્રાહ્મણથી માંડીને છેક અતિશુદ્ર મનાતા ઢેડ ભંગી કે ચમાર સુધીના વર્ગોનો સમાવેશ થાય છે. એ સર્વને માટે હિંદુભાઇ યા મુસલમાન બિરાદર ફાવે તેની દુકાનની પેલી ચંબુડી કે લોટીમાં પલાળેલો ચુનો કાથો એક રાષ્ટ્રીય ભાવનાનું ઉત્કૃષ્ટ સ્વરૂપ બનાવી આપે છે. ઉતાવળમાં ઘરાકોની ભીડ વખતે ઝપાટાબંધ પીછી ફેરવી નાખેલાં પાનમાં હમેશાં ચુનો કાથો પ્રમાણસર પડે છે એમ કોઇ માની શકે? પણ માનવું શું કરવા પડે? આ વાંચનાર પૈકી ઘણાને બજાર પાન ખાઇ જીભે ફોલ્લા ઉઠતાં બિચારા પાનવાળાને ગાળો દીધાનો અનુભવ થયો હશે. પણ હા! હું પાછો આડો ઉતરી ગયો. ખરેખર! આ પાનતંબાકુ ખાવાની સહેજત એ પણ ચાલુ પરિસ્થિતિમાં તો હિંદુ સમાજની એક બદી જ કહેવી પડશે.

પુનઃ આપણો ઓવર્ગ પણ આ બાબતમાં કોઇ રીતે ઉતરે એમ નથી. હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીઓને સજવાના સોળ શૃંગા-

જેમાં તાંબુલની પણ ગણના થયેલી છે * અને તેનો ખાસ કરીને કન્યાના લગ્ન પ્રસંગે અખતરો કરવામાં આવે છે. સૌન્દર્યના શૃંગાર તરીકે ગણવાનો હેતુ તો સ્વચ્છ સફેદ દંતાવલિ તાંબુલ રસના આછા રંગથી વધારે મનોરમ દેખાય એ જ હોઇ શકે, પરંતુ પાછળથી તેટલી નિયતકાલિક સૌન્દર્ય દૃષ્ટિથી નહિ ધરાતાં સમાજનેતા સ્ત્રીઓએ તેમ સુધારો કરી વધારે લાલ રંગના દાંતથી સૌન્દર્યમાં સારો વધારો થાય એવા ખ્યાલથી કૃત્રિમ રીતે રંગની મેથીઓ મૂકી દાંતને આમલીથી સારી પેઠે ખટાવીને રંગવાની વિઘાતક પદ્ધતિ દાખલ કરી. એના પરિણામમાં અત્યારે સેંકડે એંશી ટકા લાલ દાંત રંગેલી સ્ત્રીઓ મુગ્ધાવસ્થાનો ઉમરો ઓળાંગી જતાંજ કરવાનો પ્રયોગ કરતી જોવામાં આવે છે અને પછી તેના પર દરરોજ મશીના થર પર થર ચડે છે, ફુગ લીલ જોવામાં આવે છે અને છેવટે દાંતમાંથી સોઢી પરૂ નીકળતાં ભારે રોગો થઇ આખરે દેહનાશ જેવાં માઠાં પરિણામ નીપજે છે. એવી કોઇ મશીવાળી સ્ત્રીના દાંતનું છેક સપાટીનું પડ જોવું હોય તો કદાચ શસ્ત્રવૈદ્યને કેટલાંય મશીના પડ ખોતરવાં પડે ત્યારે પત્તો લાગે. અર્થાત્ આ દાંત રંગવાની કુપ્રથા નાબુદ કરવી અને પાન તંબાકુનું વ્યસન ઉગતી પ્રજામાં ન પેસવા દેવું એ કેળવાયલી બ્હેનો ' ગુણસુંદરી ' વાંચી તેના અભિનવ રસને વંચાવનાર ગુણસુંદરીઓનો ધર્મ થઇ પડે છે.

આરોગ્ય સંરક્ષક મંડળના તદન નૂતન વિકાસના સિદ્ધાંત અનુસાર આપણી શાળામાં જતાં બાળકો અને મોટેરાંઓએ પણ આ એક સિદ્ધાંતને આદર્શ તરીકે માનવો પડશે કે **સારા દાંત હોય તોજ સારૂં આરોગ્ય રહે**

ભારતવર્ષને માટે આ વાત તદન નવીન તો નથી; પરંતુ આપણી ઉછરતી પેઢીને દરરોજ સવાર સાંજ અને જમ્યા પછી બરાબર સારી રીતે દાંત સાફ કરવાનો નિત્યક્રમ એ વૈજ્ઞાનિક સ્વરૂપનો છે એવો ખ્યાલ રહેવો જોઇએ. જો આપણે એનો અત્યારેજ આરંભ કરીએ તો કદાચ નજીકના ભવિષ્યમાં હિંદુસ્થાનની અંદર ઉદ્યમશીલતા વધવા છતાં છોકરાંના દાંતના રોગો મટાડવા માટે શાળાઓમાં જાહેર દવાખાનાં સ્થાપવાની ખટપટ અને ખર્ચમાંથી ઘણે અંશે બચી જઇએ. યુરોપ, અમેરિકા વિગેરે પાશ્ચાત્ય દેશોમાં સર્વત્ર નિશાળોની અંદર એવાં દાંતનાં દવાખાનાં તો સામાન્ય વાત થઇ પડી છે. સદ્ભાગ્યે હિંદુસ્થાનમાં તેવી જરૂર અદ્યાપિ જણાઇ નથી; છતાં જો તદન નરમ પદાર્થો ખાવાની, ઉતાવળે જમવાની, જમ્યા પછી બરાબર દાંત સાફ નહિ કરવાની, પાન તંબાકુ ખાવાની તથા સ્ત્રીઓમાં દાંત રંગવાની પદ્ધતિ ઇત્યાદિની સ્વચ્છન્દતા—અર્થાત્ મૂર્ખાઇ વિદેશી સંસ્કૃતિની નકલ કરતાં કિંવા સ્વદેશી રૂઢિને વળગી રહીને આપણે જારી રાખીશું તો તેવીજ નકલ આપણે શાળામાં દવાખાનાં રાખવાની બાબતમાં પણ કરવીજ પડશે. એટલે અત્યારે જો કાંઇ ખાસ કરવાનું હોય તો તે એટલુંજ કે માતાઓએ પોતાના સંતાનોમાં બાલ્યાવસ્થાથીજ દાંતની કાળજી રાખવાની અગત્ય પાકી ઠસાવવી, સંસ્કૃતિ કે શિષ્ટતાની ખોટી મોટાઇ ત્યાગ કરી અને અસલની વ્યાવહારિક બાબતોનો પુનઃ સ્વીકાર કરી

* ૧. મંજન. ૨. નીર ૩. હાર ૪. તંબોલ, ૫ અરઘજાનો લેપ ૬ શીશફુલ ૭ રાખડી, ૮ ચૂની ૯. ગોફણ ૧૦ કટિમેખળા, ૧૧ ગજુબંધ, ૧૨ મુક્તાહાર. ૧૩ કંકણ ને ચૂડી ૧૪ નુપુર ૧૫ અણુવટ વીંછવા, ૧૬ ઝાંઝરી ( કવિ પ્રેમાનંદ )

સંતતિનું સ્વાસ્થ્ય જાળવવું. શાળામાં તેમાં ખાસ કરીને કિન્ડરગાર્ટન અને પ્રાથમિક વર્ગોમાં શિક્ષકોએ–મુખ્ય શિક્ષકે બાલકોના મગજમાં ઉક્ત સિદ્ધાંત ઠસાવવો જોઇએ કે **દાંત સારા હોય તો સારૂં આરોગ્ય રહે.** કેમકે Prevention is better than Cure. અર્થાત્ રોગ મટાડવા કરતાં અટકાવવામાં આવે તો વધારે સારૂ એ સર્વમાન્ય વાત છે.

ટૂંકામાં આ પ્રશ્ન કેળવણીખાતાને લગતો છે, પછી તે ગૃહ કેળવણી હો–કે નિશાળની કેળવણી હો.

અને તે એ ખાતાની જવાબદાર વ્યકિતઓ, તેમાં ખાસ કરીને માતાઓ, ગુજરાતની ગુણસુંદરીઓ કે ગરવી ગુજરાતણો જો હાથમાં લે તો તેનો ઉત્તમ રીતે ઉકેલ આવી જાય તેમ છે.

## હૃદયરત્ન

જ્યારે હું એકલી રાત્રીએ મારા પ્રિયતમને મળવા જાઉં છું, ત્યારે પક્ષીઓ ગાતાં નથી. પવન પણ ફરકતો નથી અને રસ્તાની બન્ને બાજુના ઘરો શાંતિમાં ઉભા રહે છે.

ફક્ત મારી બંગડીઓ જ દરેક ડગલે એટલો અવાજ કરે છે કે હું શરમાઇ જાઉંછું.

જ્યારે હું ઝરૂખે બેઠી બેઠી તેના પગલાના અવાજ માટે રાહ જોઉં છું, ત્યારે પાંદડાઓ વૃક્ષ ઉપર ઝૂલતા નથી, અને શાંત નદીના પાણી, સૂતેલા સંત્રીના ખોળામાં રહેલ તરવાર સમાન, સ્થિર ઉભા હોય છે.

ફકત મારૂં પોતાનું હૃદય બેબાકળી રીતે ધડકે છે, અને ખબર નહિ કેમ, હું તેને શાંત નથી કરી શકતી.

જ્યારે મારો પ્રણયી આવે છે, અને મારી પાસે બેસે છે, ત્યારે હું ધ્રૂજું છું, આંખો ઘેરાય છે, ગાઢ અંધકાર છવાય છે, પવન દીપક ઓલવે છે, અને વાદળાંઓ તારલીઆને ઢાંકે છે.

મારા હૃદયમાં રહેલું આ રત્ન ઝળકે છે અને દિવ્ય પ્રભા ફેલાવે છે. હું નથી જાણતી કે આને કેવી રીતે ગુપ્ત રાખું.×

તારાગૌરી રમણલાલ શાહ.

× અંગ્રેજી ઉપરથી.



# કેટલીક વાનીઓ

લેખિકા: સૌ. કપિલા મહુભાઇ કાંટાવાળા.

## ૨૬ રવાનો કેક—ખારો.

ઘઉંનો રવો ઝીણો શેર ૧
દહીં શેર ૧
નાળીએર અડધાનું ખમણુ
આદુ જરાક
મરચાં ૧૧ ( લીલાં )
કોથમીરની જુડી એક શમારેલી
મીઠું જોઇએ તેટલું
ખારો ૩ પૈસાભાર
હળદર એક ચમચો
તેલ અધોળ
રાઇ જરાક
હીંગ જરાક

ઘઉંનો રવો ઝીણો શેર તથા દહીં શેર બન્ને ભેગાં કરી તેમાં નાળીએરનું ખમણુ, આદુ, મરચાં, કોથમીર, મીઠું, ખારો, હળદર વગેરે નાંખી, અધોળ તેલમાં રાઇ તતડાવી અંદર હીંગ નાખી પેલા લોટમાં નાંખવું. તેને કલાક બે રહેવા દઇ એક તપેલી, બરાબર ઢાંકણું બંધ બેસતું હોય, તેવી લઇ તેને તેલ અગર ઘી થોડું ચોપડી તેમાં આગળ રાખેલો લોટ નાખી ચુલા ઉપર મુકવું. ઢાંકણાં ઉપર પણ દેવતા ભરવો; હાંડળાની માફક બહુ ન ભરવો; અને તપેલી પણ સહેજ મોટી રાખવી, કારણુ લોટ બહુ ફુલે છે. પછી થાય ત્યારે ખાવાના કામમાં લેવો. આ ઘણો પોચો ૨ જેવો થશે, એટલે ઘણો સ્વાદિષ્ટ લાગશે.

જો ગળ્યો કરવો હોય તો, ઉપરનો બીજો મસાલો ન નાંખતા ફક્ત દહીં તથા તેથી અડધી ખાંડ નાંખી ઉપર લખ્યા મુજબ કરવો. પણ ગળ્યા કરતાં ખારો સારો લાગે છે.

## ૨૭ બટાકાનાં વડાં.

૧ શેર બટાકા
૧૫ લીલાં મરચાં
જીરૂં થોડું ખાંડેલું ( પસંદ હોય તો )
બે ચમચી મીઠું ( જોઇએ તેટલું )
૬ કળીઓ લસણની
૨ ગાંઠીઆ ડુંગળી
આદુ જરાક
હળદર જરાક

બટાકાને બાફીને ફોલી નાંખવા. તેનો બારીક ભુકો ( માવો ) કરવો. લસણ, મરચાં, આદુ, ત્રણે પહેલેથી લસોટી મુકવાં. ડુંગળીને ફોલીને છેક ઝીણી સમારવી. બટાકાની અંદર મીઠું, જીરૂ, તથા આ બધો મસાલો નાંખી પીંડો કરવો. પછી વડાં થેપીને ચુલા ઉપર ઘી કે તેલ પેણીમાં મુકીને તળવાં. વડુ એક બાજુ લાલ થાય એટલે વડાંને પેણીમાં ફેરવવું. તૈયાર થાય ત્યારે ઉતારી લેવું. આ વડાંને બહુ ખરાં ના થવા દેવાં, કેમકે બહુ ખરાં

થશે, તો કહુર્યાં લાગશે. આ વડાં ઉનાં ઉનાં સારાં લાગે છે.

કેટલાક લોકો બટાકાની અંદર ચણાનું વેસણ નાંખે છે. વેસણ તથા લસણ, ડુંગળીમાં વડાને ફુલાવવાનો ગુણ છે. વડું બહુ મોટું ના રાખવું. ઘડતી વખતે સાધારણ જાડું રાખવું. વળી બહુ પાતળું થશે તો ફુલશે નહિ, ને સારૂં પણ લાગશે નહિ.

બટાકાનાં વડાં અગીઆરસમાં ખાવાના કામમાં લેનારે ડુંગળી, લસણ, હળદર, ચણાનો લોટ એ ના વાપરવાં.

### ૨૮ વાંસની ગાંઠોનું અથાણું.

પાંચ શેર વાંસની કુણી ગાંઠો છોલેલીના કકડા
( કુણી ગાંઠો તરત ફુટેલી હોવી જોઇએ )
છાશ ( વાંસના કકડા ડુબે એટલી )
અચ્છેર રાઇ ( ભરડેલી છોડાં કાઢેલી )
નવટાંક મીઠું
તેલ અડધો શેર ( રીણતી વખતે )

વાંસની ગાંઠો લાવીને ઉપરથી છોડાં કાઢી નાંખવાં. અંદરથી પોળો ભાગ નીકળે તેવી જોવી. પછી તેનો સારો અને કુંળો ભાગ સમારવો. જ્યાં જ્યાં વાંસને ગાંઠો આવે, ત્યાં ત્યાં તે ભાગ કાપી નાંખવો. ભુલથી ગાંઠો અથવા ઘરડો ભાગ સમારશો, તો અથાશે નહિ. વાંસની ગાંઠોને સમારતી વખતે જો કઠણ લાગે, તો સમારવી નહિ. વાંસના ગોળ પઇતાં પાડવાં. બહુ જાડાં હોય તો વચ્ચેથી ચીરી કરવી, ને કકડા કરવા; ને એ સમારેલા કકડાને છાશ અથવા દહીંના પાણીમાં મીઠું નાંખીને ડુબાવવાં. બીજે દીવસે વાંસના કકડા સારા પાણીમાં ધોઇ નાંખવા. પછી ઉપર લખેલો મસાલો નાંખવો. પણ રાઇ તૈયાર કરવા માટે તેને અગાઉથી પાણીથી ધોઇને તડકે સુકવવી, ને સુકાઇ જાય ત્યારે ભરડવી. સુપડાથી ઝાટકીને છોડાં કાઢી નાંખવા. રાઇના ડોળ હોય તો તેને પણ સુપડાંથી કાઢી નાંખવા. ખાયણીમાં સારી ઝીણી ખાંડવી પછી આપણે જેમ ચીરીયાં રીણીએ છીએ તેમ આ વાંસના કકડા રીણવા. ત્યારબાદ બરણીમાં ભરી દેવા.

આ અથાણું તરત ખાવામાં સારૂં લાગે છે. મંદવાડ અને સુવાવડમાં ગુણકારી છે.

વાંસની ગાંઠો શ્રાવણ, ભાદરવામાં જંગલમાં થાય છે. મુંબાઇમાં છોલેલી તૈયાર મળે છે.



બાઇ—( નોકરીના ઉમેદવાર રસોઇઆને ) " વારૂં, જો કોઇ દિવસે થોડું શાક રાંધ્યું હોય અને અચાનક મહેમાન આપણા ઘેરે આવે તો તું શું કરે ? "

રસોઇઓ—તો મુઠ્ઠીભરીને શાકમાં લાલ મરચાં હોમાવી દઉં.

× × ×

ઇન્સપેક્ટર—( કલાસમાં ) " સિપાઇની શી ફરજ છે તે તમે જાણો છો ? "

એક નાટ વિદ્યાર્થી—" હા સાહેબ, લાંચ લેવી, ગાડીવાળાઓને હેરાન કરવા અને રસ્તે ફરતી બકરી, ગાય, બળદ, હરણ પકડી 'કેટલ પોન્ડ' (ડબ્બા)માં લઇ જવી. "

ઇ. દ્દા. મ. મિસ્ત્રી

## ચાલુ વાર્તા




### પ્રકરણ ૩ જું

નવા આવેલા મનુષ્યના મુખમાંથી 'માધવેન્દ્ર' એ નામ સાંભળતાંજ રમેશ થંભી ગયો. તેનું મોઢું સહેજ ઉતરી ગયું. પ્રશ્નનો કાંઇ ઉત્તર ન દેતાં તે નીચું મુખ કરીને આગળ ચાલવા લાગ્યો. બે ત્રણ ડગલાં તે ચાલ્યો નહિ હોય ત્યાં પેલા નવા આવેલા મનુષ્યે મોટેથી કહ્યું: " માધવેન્દ્ર! આમ ક્યાં ચાલ્યો ? જરા થોભ તો ખરો. મારે તને ઘણું કહેવાનું છે. કેટલાયે દિવસો બાદ આપણે આશ્ચર્યજનક સંજોગોમાં પાછા મળ્યા છીએ ત્યારે તું આમ ચાલી જાય છે. મારાથી તારૂં અનિષ્ટ થશે એવું મનમાં જરાયે ન લાવતો."

નવો આવેલો મનુષ્ય આજેજ આવેલી બે પલટણનો રસાલદાર હતો. તેનું નામ રામજીવન સરકાર હોઇ તે બંગાળનિવાસી હતો. રમેશને આગળ જતો જોઇ રામજીવને ફરી બુમ પાડી એટલે રમેશ બોલ્યો: " મારા સંબંધમાં આપની કાંઇ ભૂલ થતી હોય એમ લાગે છે. આપે મને જે નામે બોલાવ્યો, તે નામ મારૂં નથી.

રમેશના બોલવાથી રામજીવનને હસવું આવ્યું. તે બોલ્યો: "અત્યાર સુધી મારા મનમાં જરા સંશય હતો તે તારો સૂર પારખતાં દૂર થયો છે. તું 'માધવેન્દ્ર' છે એ મારૂં અનુમાન હવે તદ્દન ખરૂં છે. તેમાં મારી જરાયે ભૂલ થતી નથી. તેં મને ઓળખ્યો હોય એમ લાગતું નથી. હું રામજીવન સરકાર છું."

આટલું સાંભળી રમેશ નમ્રપણે બોલ્યો: " ક્ષમા કરો, મારૂં નામ 'માધવેન્દ્ર' નહિ પણ 'રમેશ' છે."

રામજીવન હવે તો ખડખડાટ હસી પડયો: " શું કહે છે ? તારા મુખ ઉપરનો તલ અને કપાળ પરનો ઘા અત્યારેય સ્પષ્ટ દેખાય છે. તું અને હું સાથે રમેલા. શાળામાં પણ આપણે સાથેજ જતા. તારા ગામમાં મારૂં મોસાળ હોઇ આપણું બાલપણ સાથેજ વીતેલું. એ બધી નાનપણની વાતો તું ભૂલી ગયો શું ? તારા ચહેરા ઉપરથી તો એમ લાગે છે કે તું તને પોતાને છૂપાવે છે. બાલપણના મિત્ર પ્રયે આવું વર્તન છાજે નહિ હોં ! "

રમેશ કાંઇ પણ બોલ્યા વિના ચાલવા મંડયો. રામજીવન પણ તેની પૂઠે ચાલ્યો. થોડીજ વારમાં બન્ને વિશ્રાંતિ લેવા માટેના તંબુ આગળ આવી પહોંચ્યા. ત્યાં કોઇ ન હોવાથી રામજીવન બોલ્યો: "તારી અનેક

જગાએ શોધ કરી પણ કશેય તારો પત્તો લાગ્યો નહિ."

આ સાંભળી રમેશ ગંભીરતાથી બોલ્યો: "હવે તો પત્તો લાગ્યો છે, પણ ભાઈ સાહેબ! હું અત્રે અજ્ઞાતવાસમાં છું તો કૃપા કરી મારા સંબંધમાં એક અક્ષર પણ કોઇને કહેતો નહિ: તારા મિત્રોના જાણવામાં પણ આ વાત ન આવવી જોઇએ."

રામજીવને એક ઊંડો નિસાસો નાખ્યો: "ઠીક. તારી જો એવી ઇચ્છા હશે તો હું તારા સંબંધમાં એક અક્ષર સરખો પણ ઉચ્ચારીશ નહિ. પણ એટલું તો મને ચોકકસ લાગે છે કે તું ધારે છે તેટલો ગંભીર, તારો ગુન્હો નથી. તું સહેજે ક્ષમા મેળવી શકશે."

"હું કાંઇ તેથી ભય પામતો નથી; પરંતુ એક સુશીલ રમણી ઉપર આવી પડનારા કલંક માટે હું આ બધું સહન કરી રહ્યો છું. હવે એ વાત જવા દો. પણ ભાઇ; મારા સંબંધમાં લોકો શું બોલે છે?"

"તારાં સગાંઓમાં તારે માટે ઘણાનો મત સારો નથી. પરંતુ મિત્રમંડળ તો તને નિર્દોષ જ માને છે. 'માધવેન્દ્ર આવું કામ કરે નહિ' એવી સર્વ મિત્રોની માન્યતા છે."

"મારા સંબંધમાં તું જેટલી માહિતી જાણે છે તેનાં કરતાં મારું જીવન વધુ રહસ્યમય છે. એ સર્વ વાત કહેવાનો અત્રે સમય નથી. અર્ધા કલાકમાં જ મારે છાવણી છોડવાની છે.

"કેમ? કયાં જવાનું છે?" રામજીવને આશ્ચર્ય પામી પૂછ્યું.

"કેપ્ટન ફેર્ડ સાથે, અમારે દશ સૈનિકોએ આનન્દરાજ ગજપતીની કોઠીએ જઇ તહનામા ઉપર તેની સહી લઇ આવવાની છે. અમને પાછા ફરતાં બારેક કલાક લાગશે, કામ જો જલદી ન થઇ રહે તો કદાચ વધુ સમય પણ લાગે."

"ત્યારે તો આ વખતે આપણી મુલાકાત આટલી જ રહેવાની!"

"કેમ? તું કયાં જવાનો?" રમેશને પણ આશ્ચર્ય ઉપજ્યું.

"આજે જે બે પલટણો આવી છે તેનો હું રસાલદાર છું, અને આવેલું સૈન્ય બંગાળના ઉપસાગર પર આવેલી ફ્રેંચોની કોઠીને ઘેરો ઘાલવા માટે સાંજે જનાર છે; એટલે મારે પણ જવાનું છે."

"હવે મને વધુ સમય નથી. આપણી મુલાકાત અત્રેજ પૂરી કરો. કારણ કે કેપ્ટન સાહેબના હુકમ પ્રમાણે મારે જવાની તૈયારી કરવાની છે."

તરતજ બંને ઉઠયા અને પોતપોતાને સ્થાને જવા તૈયાર થયા. એટલામાં રમેશ બોલ્યો: "ભાઇ, તારાથી છૂપાવાનો મેં પ્રયત્ન કર્યો તે માટે મારી પરિસ્થિતિ લક્ષમાં લઇ મને ક્ષમા આપશે એવી મને આશા છે. હવે તો, કોઇ સારો દિવસ ઇશ્વર દેખાડે તો, તને સૌ કાંઇ સમજાશે. અત્યારે તો મારા સંબંધમાં કોઇ એક અક્ષર સરખો પણ જાણે નહિ એટલી સાવચેતી રાખજે. હજી હું જીવતો છું. તારા જેવો મને મિત્ર છે એ જાણી મને આનંદ થયો છે. હું લાલ પલટણમાં સૈનિક તરીકે કામ કરું છું. પણ, હવે માધવેન્દ્ર એ જુનું નામ છોડી મને મારા નવાં જીવન આરંભનું નામ લઇ બોલાવજે. આપણે એકમેકને લાંબા સમયથી ઓળખીએ છીએ એ વાત પણ કોઇને જાણવા દેતો નહિ. કારણકે મને અજ્ઞાતવાસ ઘણો પ્રિય લાગે છે."

"પણ તું પલટણમાં કેવી રીતે દાખલ થયો?"

"મને આળસ થઇ પડી રહેવું તો પા-

લવેજ નહિ. મારી જન્મભૂમિ છોડીને હું નાશી ગયો એટલે મારા શત્રુઓ મને ઠાર મારી નાંખવા પ્રયત્ન કરવા મંડયા. હું, ભીખારીના વેશમાં રાજ્યહદ છોડી કલકત્તા આવ્યો. તે જ વખતે કર્નલ ક્લાઇવ પોતાનાં સૈન્યમાં દેશી લોકોની ભરતી કરે છે એવી મને ખબર મળી. અજ્ઞાતવાસ માટે મને પણ એ સ્થાન સારૂં લાગ્યું અને મેં સૈન્યમાં નામ નોંધાવ્યું."

"પણ આ નોકરીમાં અત્યંત શ્રમ પડે છે. તેં શ્રીમંતાઇમાં તારા દિવસો વિતાવેલા. વળી અહીં તારા સાથીઓ પણ અશિક્ષિત. તેઓની વચ્ચે રહી કામ કરવામાં તને ત્રાસ નથી પડતો ?"

"ત્રાસ અને શ્રમ નહિ હોય એવી નોકરી જ કયાં છે ? મને તો અહીં કાંઇ ત્રાસ લાગતો નથી. નાનપણથી જ મને લાઠી, નિશાન વગેરેનો શોખ છે. એટલે તે કામમાં મને શ્રમ કયાંથી પડે ?"

"પરંતુ લાલ પલટણમાં રહેવું એને તો ઉચ્ચ વર્ગ ઉતરતું કામ ગણે છે. અને તેમાં તો અસ્પૃશ્ય જાતિનો સમૂહ વધારે છે. સુશિક્ષિત અને ઉચ્ચ વર્ગના લોક પલટણમાં રહેતા નથી. માટે તું એ કામ છોડી દે."

"ભાઇ, એ વાત કહીશ મા. મને તો એ કામમાં જ આનંદ મળે છે. જેને જગતમાં કોઇ જ નથી તેને એ કામ અયોગ્ય નથી લાગતું. નાનપણમાં જ માતાપિતા અવસાન પામ્યાં. તે બાદ કાકાએ મારૂં પાલન પોષણ કર્યું. પરંતુ છેવટે તેમણે જ મને અપરાધી ઠરાવ્યો છે તે તું જાણે છે. કાકા સભ્ય મનુષ્ય છે, કાકા શ્રીમંત છે; કાકા જમીનદાર છે. તેમનું કહેવું કોણ ખોટું માને ? અને હું તો માતાપિતા વિનાનો અનાથ ! મારૂં કોણ માને ? એટલે મારે માટે તો આ અજ્ઞાતવાસજ સારો છે."

"ઠીક; એ સંબંધમાં પછીથી જોઇ લેવાશે. પણ તને કાંઇ પૈસાની જરૂર છે કે ?" રામજીવને પહેલી વાત હાલમાં પડતી મૂકી બીજો પ્રશ્ન કર્યો.

"ભાઇ, તારા શબ્દોજ મારે મન હજારો રૂપીયા બરોબર છે. મને પૈસાની કાંઇ જરૂર પડતી નથી, મારો પગાર તો કેપ્ટન સાહેબને ત્યાં જમા થાય છે."

એટલામાં એક સૈનિક ત્યાં આવી પહોંચ્યો; તેણે રમેશને બોલાવ્યો, એટલે બન્ને મિત્રો છૂટા પડયા.

---

## પ્રકરણ ૪ થું

છાવણીમાં બ્યૂગલ વાગ્યું અને કેપ્ટન ફોર્ડ સાથે રમેશ વગેરે અગત્યનાં કામે નીકળી ગયા.

રામજીવન સરકાર પોતાના તંબુમાં બેસી આરામ લેતો હતો. આ પ્રાંતમાં દિવસે અત્યંત તાપ પડતો, રાત્રે એટલીજ ઠંડી પડતી. એટલે એ પ્રાંત બહારનાં મનુષ્યને તાપ અને ઠંડી બન્ને અસહ્ય લાગતાં. રમેશ જેવા જુના બાલસ્નેહીની મુલાકાતના આનંદમાં રામજીવન આ અસહ્ય તાપ ઠંડીને પણ ભૂલી ગયો.

રામજીવનનો ગુમાસ્તો શ્યામસુંદર રામજીવનની જ્ઞાતિનોજ હતો તે કર્તવ્યનિષ્ઠ અને વિશ્વાસુ હોવા સાથે વ્યવહારનિપુણ હતો. તે વયમાં રામજીવન કરતાં કાંઇક મોટો હતો એટલે રામજીવન બાબુ તેને વડીલ બરોબર માનતા.

રામજીવન બાબુ રમેશની મુલાકાતના આનંદમાં મલકાતો હતો ત્યાં શ્યામસુંદર તંબુમાં આવ્યો. રામજીવન બાબુને મનમાંજ મલકાતા જોઇ શ્યામસુંદરે પૂછયું: "કેમ કાંઇ આજે તો બહુ આનંદમાં છો ?

રામજીવને રમેશ સાથે થયેલી મુલાકાતનો નિર્દેશ કર્યો. રમેશ તે જ માધવેન્દ્ર છે એ જાણીને શ્યામસુંદરને પણ આશ્ચર્ય ઉપજ્યું. આજદિન સુધી રમેશ જીવંત જ નથી એવી શ્યામસુંદરની અને બીજા ઘણાઓની માન્યતા હતી. રમેશ લાલપલટણમાં રહ્યો છે એ જાણી શ્યામસુંદરને જરા ખેદ થયો.

તે બોલ્યો: "ગમે તેમ હોય; પરંતુ લાલ પલટણમાં રહીને રમેશે પોતાનાં કુળને હલકું પાડયું છે. "હં; પણ તેનું લગ્ન તો થયેલું નથી ને ?"

"નહિ. તેની પોતાની કાંઇ માલમિલ્કત પણ ન મળે; અને નાનપણથી જ તેનો બાપ મિલ્કતમાં કરજનો મોટો બોજો લાદતો ગયો હતો. એટલે એ છોકરાને ભાગે તો કાંઇજ રહ્યું નથી."

"પણ એના બાપને તો કોઇ પણ પ્રકારનું વ્યસન પણ નહતું તો એ એટલો બધો દેવાદાર શી રીતે બન્યો ?"

"એજ મોટો પ્રશ્ન છે. નવાબ સરકારના એક મુકર્દમામાં તે સંડોવાયો હતો. ખરૂં કહીએ તો એમાં એને જરાયે લાગતું વળગતું ન હતું. પરંતુ કારસ્થાની લોકોની કારવાઇને પરિણામે મુકર્દમો ખરો ઠર્યો. અંગ્રેજોની ડાયરેક્ટર સભા પાસે તેણે ન્યાયની માંગણી કરી હતી પરંતુ તેની તપાસ પૂરી થાય તે પહેલાં તેનું મરણ નીપજ્યું. માધવેન્દ્ર પણ પોતાની શક્તિ અનુસાર પ્રયત્ન કરવા ચૂકયો નથી."

"એ બધું તો ઠીક. પણ માધવેન્દ્રે પલટણમાં નોકરી લીધી તે ઠીક કર્યું ન કહેવાય."

"પણ તે વિના બીજો ઉપાયજ ન હતો."

"મને તો લાગે છે કે હવે તેનું વર્તન પણ બગડી ગયું હશે. વળી આ પ્રાંતમાં તો સ્ત્રીઓ સ્વતંત્ર છે એટલે યુવાનોને બગડતાં જરાયે વાર નથી લાગતી. આ કારણથીજ તેને આ નોકરીમાં આનંદ લાગતો હશે. નહિ તો ઉચ્ચ જાતિના મનુષ્યથી આ નોકરી થવી અશક્ય છે."

"નહિ; રમેશ એવા પ્રકારનો માણસ નથી. તેના વિષે હું જાણું છું તેટલું તું ભાગ્યેજ જાણતો હશે."

એટલામાં એક નોકરે આવી રામજીવન બાબુનો ઘોડો અત્યંત બીમાર પડી ગયો છે એવી ખબર આપી. એટલે રામજીવન બાબુ તરતજ ઉઠયા. ઘોડારમાં જઇ, ઘોડાની સ્થિતિ જોતાં તેમને ઘણું દુઃખ થયું. છાવણીના વ્યવસ્થાપકને મળી ઘોડાની સારવાર કરવા જણાવ્યું અને પોતાને તો તેજ દિવસે છાવણી છોડી જવાનું હોઇ એ ઘોડો રમેશને સ્વાધીન કરવાની સૂચના આપી, રમેશ ઉપર એક પત્ર પણ લખી આપ્યો.

---

## પ્રકરણ ૫ મું

સાંજ પડવાને હવે બહુ વાર ન હતી. સૂર્યાસ્તનું સાંધ્યતેજ અને શિતળ લહરી દિલહારક હતી. તે વખતે એક તરૂણ વિજયગ્રામ શહેરની સરહદ પર આવેલા બાગના દરવાજા આગળ અટકયો. એ તરૂણ વિશ્વનાથ હતો.

દરવાજા આગળ અટકી જરા પૂછપરછ કરતાં માલમ પડયું કે આજ બાગ સુંદરી માલણનો હતો. પોતે ફળફુલના વેચાણ સંબંધી કાંઇક વ્યવસ્થા કરવા માંગે છે એમ જણાવી તેણે સુંદરીને મળવાની ઇચ્છા પ્રદર્શીત કરી. એટલે બાગમાંનો એક નોકર તેને અંદર બોલાવી ગયો.

માર્ગની બન્ને બાજુએ જાતજાતનાં ફુલોનાં વૃક્ષોની ઘટા હતી. આજુબાજુ નાની

નાની કુંજોમાં અનેક જાતનાં રંગબેરંગી પુષ્પોની મધુર સુવાસ કોઇને પણ મુગ્ધ કર્યા વિના ન રહેતી. આ બધું નિહાળતો વિશ્વનાથ એક નાના ઘર આગળ આવી પહોંચ્યો.

એક નાના દિવાનખાનામાં વિશ્વનાથને નોકરે બેસાડયો. દિવાનખાનામાં એક સુંદર ગાલીચો પાથર્યો હતો. એક તકીયાને અઢેલીને વિશ્વનાથ બેઠો. એટલામાં સુંદરી અને કિશોરી આવી પહોંચ્યાં. વિશ્વનાથની દૃષ્ટિ કિશોરીના દિવ્ય સૌન્દર્ય ઉપર ઠરી ગઇ.

સુંદરીને તો એમ લાગતું હતું કે ફળ વેચવાનો પરવાનો લઇ રમેશ આવ્યો હશે! પરંતુ બીજાજ મનુષ્યને આવેલો જોઇ તેણે શંકાપૂર્ણ સ્વરે પ્રશ્ન કર્યો: "તમને રમેશ બાબુએ મોકલ્યા કે ?"

આટલો સમય વિશ્વનાથ તો કિશોરીનાં સૌન્દર્યનું પાન કરવામાં જ રોકાયો હતો. સુંદરીના પ્રશ્નથી તે સાવધ થયો. ચમકીને તે બોલ્યો: "નહિ; મને તો પલટણ સાહેબે મોકલ્યો છે."

"આ ગરીબની ઝુંપડી પાવન કરવાનું કાંઇ કારણ જણાવશો ?"

"આજે સવારે જ તમે રમેશ બાબુ જોડે કરેલી વાત ભૂલી તો નથી ગયાં ને ?"

"અગત્યની વાત ભૂલી જવાની મને ટેવ નથી. તમે તે કામ માટે આવ્યા છો ? મારા મને તો તે કામ થયેલું જેવું જ છે."

"હા, સાહેબે હુકમ કરી દીધો છે. આવતી કાલે સવારથી જતમે જોઇતો માલ પુરો પાડી શકશો ને ? તેના ભાવતાલ સંબંધમાં તમે કોઇ માણસ મોકલી રસાલદાર સાથે નક્કી કરી લેજો."

"ઠીક; આવતી કાલે હું માણસ મોકલીશ. રમેશ બાબુનો મારા તરફથી આભાર માનજો. તેમણે મારી વિનતિ માન્ય કરી આટલું કામ કરી આપ્યું તેથી હું તેમની ઋણી થઇ છું."

કિશોરીએ સ્મિત કરી કહ્યું: "હું પણ તેમની બહુ ઋણી છું, એમ તેમને કહેજો. તેઓ અહીં આવશે તો અમને ઘણોજ આનંદ થશે."

"ઠીક."

સુંદરીએ રમેશ વિશે વિશ્વનાથને અનેક પ્રશ્નો પૂછયા. વિશ્વનાથે પોતાને માહિતી હતી તેવા ઉત્તરો પણ આપ્યા. તે બાદ થોડાંક ફળો લાવી વિશ્વનાથનો સત્કાર કરવા કિશોરીને જણાવ્યું અને તે ઘરમાં ચાલી ગઇ.

અંધારૂં થયું હતું એટલે એક નોકરે આવી દીવો સળગાવ્યો. કિશોરીએ, થોડાંક ફળો લાવી એક નાની રકાબીમાં સમારી આપ્યાં. તે ખાઇ, પાણી પી, વિશ્વનાથે કહ્યું, "ત્યારે હું હવે જઇશ."

કિશોરી પોતાની આંખો નચાવી, ધીમું હસી વિશ્વનાથ તરફ જોઇ બોલી, "બસ જશો ?"

"અહીં હવે કેટલો વખત થોભું ? તમારા કામમાં વળી અડચણ પડશે ને ?"

"અરે, વાહ ! મને તો કાંઇ અડચણ નથી પડતી. તમારા જેવાનાં પગલાં અમારે ત્યાં ક્યાંથી ? આપ કોઇક વેળા આવતા રહેશો તો ઘણોજ આનંદ થશે."

"તમારા સત્કાર માટે આભારી છું. એકાદ પ્રશ્ન પૂછું તો ખોટું નહિ લાગે ને ?"

કિશોરીએ હસીને સંમતિ આપી.

"તમારૂં લગ્ન થયું છે કે નહિ ?"

"નહિ; કેમ પૂછવું પડયું ?"

"બીજો કોઇ ઉદ્દેશ નથી. તમારા જેવી

કિશોરી તો અમારા પ્રાંતમાં એ ત્રણ બાલકોની માતા હોય છે. એટલે મેં આ પ્રશ્ન પૂછયો."

"આ પ્રાંતમાં મારા જેવી સ્ત્રીઓ અપરિણીતાજ હોય છે. વળી, અહિં પતિની પસંદગી પણ કુમારિકાજ કરી લીએ છે. અન્ય પ્રાંતના કોઇ બ્રાહ્મણને અહિંની કુમારિકા પરણી શકે. લગ્ન બાબનમાં આ પ્રાંતની સ્ત્રીઓ તદ્દન સ્વતંત્ર છે. વળી મારા ઉપર તો અધિકાર ચલાવનારૂં પણ કોઇ નથી." કિશોરીએ વિશ્વનાથને વિસ્તારથી ઉત્તર આપ્યો.

"કોના ભાગ્યમાં આ રત્ન લખાયું છે! પ્રભુ જાણે!" વિશ્વનાથ ઘણાજ ધીમા સ્વરે આ શબ્દો બોલ્યો. આ શબ્દો કિશોરી સાંભળે એવી તેની અંતર્ગત ઇચ્છા હતી. કિશોરી તરફ તેણે નજર કરતાં કિશોરી ધીમું હસી પણ કાંઇ પણ બોલી નહિ.

એટલામાં ત્યાંજ પડેલાં એક પુસ્તક તરફ વિશ્વનાથની નજર ગઇ. તે પુસ્તકમાં સુંદર ગીતો હતાં. કિશોરી આ ગીતો ગાઇ શકતી હશે એમ ધારીને વિશ્વનાથે એક ગીત ગાવા કિશોરીને વિનતિ કરી. કિશોરી હસી પડી.

કિશોરી જેવી સુંદરીનાં હાસ્યથી વિશ્વનાથ જેવા તરૂણો કેવા ઉત્સુક બને તેની તો કલ્પના જ કરી લેજો. કિશોરી પોતાનાં કમળ સરખાં નયને એકી ટસે વિશ્વનાથ તરફ તાકી રહી અને પછી અત્યંત મંજુલ સ્વરે બોલીઃ "આપની ઇચ્છા જ છે તો એક ગીત ગાઉં".

અને અત્યંત મધુર કંઠે કિશોરીએ વીણા સાથે એક ગીત ગાયું. કિશોરીનો મંજુલ કંઠ અને તેમાં વીણાના તારનો મધુર આલાપ સૌ કોઇને મુગ્ધ કરે એવાં હતાં. વિશ્વનાથને તો જાણે પોતે સ્વર્ગમાં બેઠો હોય; સંસારનાં સુખ દુઃખ સૌ કાંઇ ભૂલી ગયો હોય એવીજ ભ્રાન્તિ થઇ. સંગીત બંધ થતાં વિશ્વનાથને ભાન આવ્યું. અંધકારનું સામ્રાજ્ય પૂર્ણપણે વ્યાપી ગયેલું હોવાથી તે ઉતાવળો છાવણી તરફ રવાના થયો.

(અપૂર્ણ)



## મહાપુરૂષનું ઘડપણઃ

કોઇ પણ માણસને એની ઉંમરને લીધે ઘરડો કે જુવાન ગણવો એ ભૂલભરેલું છે. કોઇ માણસ એનાં વરસ જવાથી ઘરડો નથી થતો. પણ એનું તારુણ્ય ઘટી જવાથી ઘરડો થાય છે, પછી એની ઉંમર ગમે તેટલી નાની હોય. એનું તારુણ્ય કાયમ છે ત્યાં સુધી એ જુવાન છે; અને કોઇ મહાપુરુષની ઘડપણની વરસગાંઠ ઉજવવાની આપણને વૃત્તિ થાય છે તેનું કારણ એ ઉંમરમાં વધી ગયો છે એ નથી, પણ ઘણા માણસ ઉંમરમાં વધવાની સાથે તારુણ્ય પણ ખોઇ બેસે છે, અને મહાપુરુષ તે જાળવી રાખે છે એનું પ્રજાને સાનંદાશ્ચર્ય થાય છે, અને તેથી તેઓ તે ઉત્સવ મનાવે છે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા.




( કલકત્તા ગુજરાતી સ્ત્રી મંડળ સમક્ષ તા. ૨-૧૧-૧૯૨૧ ને દિને હિંદુ નવલ વર્ષે શ્રી. જદુરાય ડી. ખંધડીઆએ આપેલું ભાષણ )

શ્રીમતિ કેશર બ્હેન અને બ્હેનો.

આજે આપણું નવું વર્ષ છે. નવા વર્ષના શુભ દિને આપ બ્હેનો સમક્ષ બે વેણ કહેવાને મને આજે જે તક મળી છે, એ માટે આનંદ થાય છે અને એ તક મેળવી આપવા માટે મારે અને તમારે આપના મંડળના ઉત્સાહી સેક્રેટરી બ્હેનો કેશર બ્હેન અને સૌદામિની બ્હેન એમનો આભાર માનવો ઘટે છે.

આજે મારે આપને સ્ત્રીસ્વાતંત્ર્ય વિષે કંઇક કહેવું છે કારણ કે આજના યુગમાં સ્ત્રીઓને લગતો કોઇ પણ ગંભીર પ્રશ્ન હોય તો તેમના સ્વાતંત્ર્યનો છે.

સ્વાતંત્ર્ય એ પવિત્ર શબ્દ છે. "સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપો આપો " એવી બૂમો પડી રહી છે પરંતુ મારે મતે સ્વાતંત્ર્યના અનેક પ્રકારો છે જેમાંના કેટલાક આપી શકાય તેમ છે; કેટલાક લઇ શકાય તેમ છે; કેટલાક તો તમને છે જ અને કેટલાક તો ખુદ પુરૂષોનેજ નથી ત્યાં સ્ત્રીઓને શું આપી શકાવાનું હતું ? પરંતુ એ વિષે વધુ વિચાર આપણે પછી કરી શું.

સ્વાતંત્ર્ય માગવું સ્હેલું છે, પરંતુ ભોગવવું સ્હેલું નથી. એક દાખલો આપું. આજે નવા વર્ષે હું ધારૂં છું કે આપ બ્હેનોએ લાપસી જરૂર ખાધી હશે. લાપસી ખાવી એમાં મઝા છે, આનંદ છે પરંતુ બ્હેનો ! તમે યાદ કરો કે એજ લાપસી રાંધતા તમને કેટલી તક્લીફ પડી છે અને લાપસી ખાઇ લીધા પછી વાસણ ઉટકવામાં પણ કેટલી તકલીફ રહેલી છે. આ દાખલો બતાવે છે કે માણસનું જીવન ત્રણ ક્રિયાઓથી વિંટાયેલું છે; તપ, ભોગ અને યજ્ઞ. લાપસી રાંધવી એ તપ છે ખાવી એ ભોગ છે અને વાસણ ઉટકવા એ યજ્ઞ છે. પરિણામે ભોગ ભોગવતાં પહેલાં અને ભોગ ભોગવ્યા પછી, અનિવાર્ય તક્લીફો રહેલી છે એજ મુજબ સ્વતંત્રતામાં પણ સમજવાનું છે.અને એના ત્રણ પગથીયાં લાયકાત, હક્ક અને ફરજ. ટુંકામાં સ્વતંત્રતાનો હક ભોગવતા પહેલાં લાયકાતની જરૂર છે તેમજ હક ભોગવવા સાથે તેમજ ભોગવ્યા પછી પણ માણસોની અમુક ફરજો રહેલી છે.

લાયકાતની જરૂર છે કે નહિ એ માટે એક દાખલો આપું. સ્ત્રીઓ આર્થિક સ્વાતંત્ર્ય માગે છે પરંતુ એક પતિએ પોતાની પત્નીને સવારે એક રૂપીઓ વાપરવા આપેલો

અને સાંજે તેનો હિસાબ બાઇ સાહેબ આવો રાખાવે "કે પૈસાની કોથમીર, પૈસાનાં દાતણ, પૈસાનું આદુ અને સવા ચૌદ આનાનું પરચુરણ" ત્યારે એ બ્હેનો સાચું આર્થિક સ્વાતંત્ર્ય ભોગવી શકશી ખરી ? એ જાતનું સ્વાતંત્ર્ય ભોગવતાં પ્હેલાં દાખલા, અર્થશાસ્ત્ર વિગેરેના જ્ઞાનની જરૂર છે જ. બીજો દાખલો એક ફ્રેંચ પતિપત્નીનો જણાયેલો છે. તે બંને એન્જીનીયરીંગ કળાની ડીગ્રીઓ ધરાવતાં હતાં. બગીચામાં ફરવા ગયાં હતાં. ત્યાં જાહેરમાં પાણીનો નળ જોતાં બાઇ કહે. "તબીયતની દૃષ્ટીએ આ નળ અહીં નકામો છે. મ્યુનિસીપાલીટીની ભૂલ છે." બ્હેન કહે: "એન્જીનીયરીંગ દૃષ્ટીએ નળની અહીંજ જરૂર છે; તમારી ભૂલ છે". બાગમા બંને લડી પડયાં અને સીધાં કોર્ટે જઇ ફારગત થયાં ! આ દાખલામાંથી જણાય છે કે પોતાના મતસ્વાતંત્ર્યનો અર્થ એ બંને સમજ્યાં ન હતાં, અને મતસ્વાતંત્ર્યનો હક ભોગવતી વખતે બીજા પ્રત્યે પોતાની ફરજ બજાવતા ભૂલ્યા હતા. આ દાખલા પરથી બીજી એ હકીકત પણ મળી આવે છે કે "સ્વ" એટલે પોતાનું અને "તંત્ર" એટલે વહીવટ એ શબ્દાર્થ નપકડતાં આપણે ભાવાર્થ લેવો જોઇએ અને સ્વાતંત્ર્યનો ભાવાર્થ એ છે કે **પોતાની બાબતમાં** પોતાનું ચલણ અને નહીં કે પારકાની બાબતમાં.

સામાજીક કાર્યોમા તેમજ જે કાર્યોમાં ઝાઝા હાથની જરૂર છે તેવા કાર્યોમાં "મારૂં જ ચાલે" એમ નથી બનતું. એ સ્વતંત્રતાની સાથે બાંધછોડની ફરજ પણ રહેલી છે અને ત્યાં એક બીજાના સહકારની જરૂર છે કારણ કે એક હાથે તાલી કદી પણ પડતી નથી.

બ્હેનો ! હવે હું તમને સ્વાતંત્ર્યના નવ સ્વરૂપ કહીશ. આપણા અલંકાર શાસ્ત્રમાં જણાવેલા નવ રસ પ્રમાણે સ્વતંત્રતાના નવ રસમિશ્રિત સ્વરૂપો છે. જેમકે:–હાસ્યજનક સ્વતંત્રતા, કરૂણા જનક સ્વતંત્રતા, ભયાનક સ્વતંત્રતા, અદ્દભૂત શૃંગારિક, ભકિતરસીક, બિભત્સ, વીર, અને ગંભીર. ગાંડા માણસની સ્વતંત્રતા હાસ્યજનક છે. યુરોપના દેશોની સ્વતંત્રતા દયાજનક છે, માતેલા આખલાની સ્વતંત્રતા ભયાનક છે, ગુરૂ ગોવિન્દસીંહના પંજાબી બાળકોના સુંદર આત્મભોગભરેલું સ્વતંત્ર્ય અદ્દભૂત સ્વાતંત્ર્ય છે; નરસીંહ મ્હેતા અને મીરાંબાઇની સ્વતંત્રતા ભક્તિરસીક છે, દારૂ પીધેલાનું બિભત્સ સ્વાતંત્ર્ય છે, સીંહનું વિરોચિત સ્વાતંત્ર્ય છે; જ્યારે હરણું અને પક્ષીઓનું બે ઘડી પ્રેમ ઉપજે એવું કોમળ સ્વાતંત્ર્ય છે; આપણને–માણસોને ગંભીર સ્વાતંત્ર્યનું સ્વરૂપ શોભશે. એ સ્વાતંત્ર્ય તે માણસનું સ્વાતંત્ર્ય–જે લોકમાન્ય તિલકના શબ્દોમા કહું તો એનો જન્મસિદ્ધ હક્ક છે. પછી તે પુરૂષ હોય, સ્ત્રી હોય, કે બાળક હોય.

કોઇ પ્રશ્ન ઉઠાવશે કે સ્ત્રીઓને સ્વાતંત્ર્ય કેવું ? હું તો એથી આગળ વધીને કહું છું કે સ્ત્રીઓનેજ નહિ પરંતુ બાળકોને પણ સ્વાતંત્ર્યનો હક છે અને તે આજે નહિ તો આવતા જમાનામાં મા–બાપોએ આપવો જ પડશે. બાળકોનું પણ જુદું જગત છે. ભુરૂં ફરાક પહેરવું કે પીળું પહેરવું, ઝાંઝર પહેરીને રમવું નાચવું કે બાપના જોડા પહેરીને રમવું, એક પૈસાની ટીકડી લેવી કે મમરા ખાવા એ બધું નકી કરવાનું કામ તેમનું છે. અને મા બાપોનું ડહાપણ ચાલવું જોઇએ નહિ. આજની મોન્ટેસોરી શિક્ષણ પદ્ધતિ બાળકોના એ હક્ક પરજ રચાયલી છે. બાળકોની વાત બાજુએ મેલીએ, અને સ્ત્રીઓ વિષેજ વિચાર કરીએ તો ઉપરનો સવાલ આ દેશમાંજ ઉપસ્થિત થઇ શકે છે ! એમાં મૂળ વાંક આપણા શાસ્ત્રોનો છે. જે દેશના માણસોને

જન્મથી ગળથુથીમાં શાસ્ત્રના પ્રમાણનું ઝેર પાવામાં આવે એ દેશમાં આવી ઝેરી મનોદશા હોય જ. આપણા શાસ્ત્રો ત્રણ પ્રકારનાં છે. તત્વજ્ઞાનના શાસ્ત્રો તે શ્રુતિ ( વેદ, સંહીતા, બ્રાહ્મણ અને ભાષ્ય ) આચાર વિચારના શાસ્ત્રો તે સ્મૃતિ અને નીતિ ઉપદેશના કથાનકો તે પુરાણ, ગીતા, રામાયણ અને મહાભારત. આપણા આચાર વિચારની સ્મૃતિઓમાં મનુ, પારાશર અને યાજ્ઞવલ્કયની સ્મૃતિઓ મુખ્ય છે : જેમના ઉપર અંગ્રેજ સરકારનો હિંદુ લૉ રચાયેલો છે. મનુ સ્મૃતિમાં એક શ્લોક સ્ત્રીઓને જબરો અન્યાયકર્તા છે. એ શ્લોકનો ભાવાર્થ એ છે કે "સ્ત્રીને બાળપણમાં મા-બાપ પાળે, યુવાનીમાં પતિ પાળે, અને ઘડપણમાં પુત્ર પાળે, માટે સ્ત્રી સ્વતંત્રતાને લાયક નથી." આજનું સામાજીક અર્થશાસ્ત્ર જોતાં એ શ્લોકની પહેલી ત્રણ લીટીઓ ઘણીજ પ્રચ્છવા જોગ છે જ્યારે છેલ્લી લીટી છેકી નાખવા જેવી છે એટલે કે સ્ત્રીઓનું પોષણ કરવું એ સર્વની ગંભીર ફરજ છે અને તે ઉપરાંત સ્ત્રીના સ્વતંત્રતાના હક્ક હોવા જોઇએ. મનુ ભગવાને તો એજ પુસ્તકમાં બીજે ઠેકાણે લખ્યું છે કે જ્યાં સ્ત્રીઓની પુજા થાય છે ત્યાં દેવતાઓનો વાસો છે. કમનસીબે હિંદુ બંધુઓ મનુ ભગવાનને પુરેપુરો ઇન્સાફ ન આપતાં એક આજ્ઞા પાળે છે અને બીજી આજ્ઞા ઉથાપે છે અને અત્યારે એ પરિસ્થિતિ છે કે જ્યાં જ્યાં સ્ત્રીઓ રાંધે છે ત્યાં ત્યાં **દેવતા રહે છે !** ટુંકામાં મનુ ભગવાન કહે કે ના કહે, અંગ્રેજ સરકાર કહે કે ના કહે, હિંદુઓ આપે કે ન આપે પરંતુ સ્ત્રીઓ માણસ હોવાથી એમને પણ સ્વતંત્રતાના હક્ક છે. પરંતુ હું કહી ગયો એ પ્રમાણે સ્વાતંત્ર્ય આપવા લેવામાં તેના પ્રકારોનો વિચાર કરવો પડશે મારે મતે સ્વાતંત્ર્યના સાત પ્રકારો છે. ૧ વિચારસ્વાતંત્ર્ય, ૨ મતસ્વાતંત્ર્ય, ૩ વાણીસ્વાતંત્ર્ય, ૪ વ્યક્તિ સ્વાતંત્ર્ય ૫ સામાજીક સ્વાતંત્ર્ય, ૬ આર્થિક સ્વાતંત્ર્ય અને ૭ રાજદ્વારી સ્વાતંત્ર્ય, હવે આ પ્રકારોને થોડા વધારે સ્પષ્ટ કરું, **૧ વિચારસ્વાતંત્ર્ય**—ગમે તે પ્રકારનો વિચાર કરવાનો દરેક વ્યક્તિને હક છે. કોઇના મન અને મગજ ઉપર કોઇની સત્તા ચાલતી ન હોવાથી ખરી રીતે સ્ત્રીઓ આ સ્વતંત્રતા ભોગવે છે જ છતાં પણ શાસ્ત્રની આજ્ઞાઓ, રૂઢીઓ, વ્હેમો, દેખાદેખી વિગેરેની પડી ગયેલી છાપ સ્વતંત્ર વિચાર કરવા દેતી નથી. માટે આ સ્વાતંત્ર્ય લેવું સ્ત્રીઓના હાથમાં છે. **૨ મતસ્વાતંત્ર્ય** કોઇ પણ વ્યક્તિ, જ્ઞાતિ, સમાજ, રાજ, વસ્તુ કે બાબત વિષે કયો મત ધરાવવો અને આપવો તે મતસ્વાતંત્ર્ય છે. ઉપર જણાવેલા ફ્રેન્ચ પતિપત્નીની દાખલામાં આ સ્વાતંત્ર્યની લડાઇ હતી. આ સ્વાતંત્ર્ય સ્ત્રીઓને છે જ, સિવાય કે રાજદ્વારી જાહેર મતાધિકાર જે આપવો પુરૂષોના હાથમાં નહી પરંતુ કાયદા ઘડનારાઓના હાથમાં છે. **૩ વાણીસ્વાતંત્ર્ય** ઉપર જણાવેલો મત કહેવો, બોલવો અથવા લેખ દ્વારા વ્યક્ત કરવો તેને વાણીની સ્વતંત્રતા કહે છે. આ સ્વાતંત્ર્ય માટે બાગે છાપાવાળાઓ, લેખકો અને વર્કતાઓને લગતી છે અને જેટલું પુરૂષોને છે એટલું સ્ત્રીઓને છે. એટલે એમાં આપવા લેવા જવું કંઇજ નથી; સિવાય કે બંનેએ ભેગા મળી સરકાર પાસેથી લેવા જવું છે. **૪ વ્યક્તિસ્વાતંત્ર્ય.** પોતે કેમ ખાવું, પીવું, ફરવું હરવું, સુવું, પહેરવું ઓઢવું અને વર્તવું આ ક્રિયાઓ વ્યક્તિગત્ હોવાની એનુ સ્વાતંત્ર્ય તે વ્યકિત સ્વાતંત્ર્ય કહેવાય છે. **૫ સામાજીક સ્વાતંત્ર્ય** બહારની સમાજમાં કેમ વર્તવું. કોની સાથે સ્નેહ સંબંધ બાંધવો, રાખવો, તોડવો એ બધી ક્રિયાઓ સમાજ સાથેના આપણા

( અનુસંધાન માટે પાન ૨૮૩ જુઓ )



# 'મંજરી'ની સૌરભ

( એક પત્ર )



લેખકઃ શ્રી. પીયૂષ

મુંબાઈ તા. ૧૧-૧૧-૨૯

પ્રિય બ્હેન યશ,

શરદપૂર્ણિમા ઉપર તને આ વર્ષે કેશવભાઇ શેઠની 'રાસમંજરી' મોકલેલી. તેની પહોંચ સ્વીકારતાં જ તેં એની કાંઇક ઝાંખી કરાવવા લખેલું. તુરતમાં એ બની શકે એમ નહોતું. એટલે છેક આજે મોડો મોડો આ પત્ર લખી તેની ઝાંખી કરાવું છું.

કેશવભાઇ શેઠની ઓળખ તો મેં આગળ ત્હને 'રાસ', 'અંજલિ' દ્વારા કરાવેલી. વળી 'ગુણસુંદરી' માં એમની કેટલીએ કૃતિઓ પ્રકટ થયેલી. તે દ્વારા પણ તેં એમની ઓળખાણ કરી લીધી હશે! હજી વધારે ઓળખાણની જરૂર છે? ટુંકમાં કહું તો તેઓ એક યુવાન કવિ છે. ગુજરાત અને ગુજરાતણો તરફ તેમની અપૂર્વ ભક્તિ છે. અને પોતાની કાવ્યકૃતિઓ દ્વારા તેઓ એ ભક્તિ પ્રદર્શિત કરી રહ્યા છે.

'રાસમંજરી' નામ ઉપરથીજ, અને હવે તો વાંચીને પણ, તું જાણી શકી હશે કે એ રાસસંગ્રહ છે. ઉપરાંત એમાં કેશવભાઇ જેને રસગીત કહે છે તેવા છ રસગીતો છે. એ પણ તું જાણી શકી હશે. એટલે એ વિશે તો કાંઇ ખાસ લખવાપણું રહેતું નથી.

રાસને આપણા કવિવર ન્હાનાલાલ શું કહે છે તેની તને ખબર છે? તેઓ કહે છે; "રાસ એ ગુજરાતણોની રસવિશેષતા છે." તદ્દન ખરૂં છે ને? ગુજરાતણો કલા અને રસિકતામાં અપૂર્વ છે. અને ગુજરાતણોના રાસ, ગરબાએ તો ઘણાને મુગ્ધ કર્યાં છે. કવિવર ટાગોર, 'મોડર્નરીવ્યુ' ના તંત્રી બાબુ રામનંદ ચેટરજી, બાબુ ક્ષીતિ મોહન સેન વગેરે ગુજરાત અને ગુજરાતણોની રાસકલા ઉપર આફરીન છે; એ તો તું ય જાણે છે.

કેશવભાઇ પોતાના રાસ માટે ઢાળ વીણી વીણીને પસંદ કરે છે એમ તને આ 'મંજરી' જોતાં નથી લાગતું? મને તો લાગે છે. ગુજરાતણોને સહેજે કંઠસ્થ થાય; ગાવામાં ઝાઝી અડચણ ન પડે એવા ઢાળ કેશવભાઇએ પસંદ કર્યા છે. અને તેથી એ ગવાય પણ વધારે ને? અમદાવાદમાં અને મુંબાઇમાં હાલમાં કેશવભાઇના રાસ ઠીક પ્રમાણમાં ગવાય છે. બીજે ય ગવાતા હશે.

આપણા અત્યાર સુધીનાં રાસસાહિત્યમાં સામાન્ય રીતે, સંસાર, શૃંગાર અને એવાજ બીજા ભાવોનું આલેખન વિશેષ પ્રમાણમાં નજરે પડે છે. આમાં તને એ ભાવો ઉપરાંત કાંઇક વિશિષ્ટ ભાવાલેખન નથી લાગતું! આપણાં સમાજના કરૂણ ચિત્રો આલેખતા રાસ ઉપરાંત આ સંગ્રહમાં સ્વદેશભાવનાવાળાં રસગીતો છે. બીજા સંગ્રહોમાં આ ભાવનાને પોષતા રાસ ભાગ્યેજ જણાશે. આપણને અત્યારે શૃંગાર અને એવાં જ ભાવો આલેખતા રાસ, કવિતાઓ કરતા સ્વદેશભાવના

રેડતાં વીરકાવ્યોની વધારે જરૂર છે. એની તો ક્રોઇ પણ ના પાડી શકવાનું નથી. આપણા કવિઓ અને યુવાન લેખકો આ દિશામાં પોતાની કવિતાનો પ્રવાહ વહાવે તો ? મારી માન્યતા પ્રમાણે તો ગુજરાતમાં એથી નવું પ્રાણસીંચન જરૂર થાય!

કવિ રતા એટલે આ સંગ્રહનું અર્પણ પણ કવિતામાં જ કર્યું: 'વીરપસલી' જોયું ને ? તારા જેવી 'જગતતીર્થની જગદમ્બા'ને આ સંગ્રહ અર્પણ થયો છે. અને સાચું જ છે 'તુજ વણ' એ બીજાં 'કોને' સમર્પે ?

'રાસરજની' માં રાસ રમનારાઓને નિમંત્રણ આપીને તરત જ 'રાસરમણ' શરૂ પણ થાય છે. વર્ષા વિદાય લીએ અને શરદનું આગમન થાય, ત્યારે ચન્દ્ર–રજની; ચન્દ્રિકા–પોયણાં રાસરમણ આદરે અને તે જોઇ સુંદરીના હૃદયપોયણે રાસરમણના ભાવ જાગે જ ને ? સુંદરીનાં એ ભાવ 'રાસરમણમાં' આલેખાયલા છે. 'શરદુત્સવનો' ભાવ તો તદ્દન સ્પષ્ટ છે. એમાં કલ્પના ભાવ, તારાથી પણ વીણી લેવાય એટલાં સ્પષ્ટ છે.

એક વખત તેં મને ગુજરાતણોની કલા વિશે પૂછ્યું હતું. યાદ છે ? મેં તને તેનો જવાબ આપેલો પરંતુ તે પૂરતો સંતોષકારક નહોતો એમ તો તેંય મને જણાવેલું. હવે તો મને લાગે છે કે તને સંતોષકારક ઉત્તર આપી શકીશ. 'ગુણસુંદરી'ના દિવાળીઅંકમાં કેશવભાઇનો 'કલાસુંદરી' રાસ હતો. એમાં ગુજરાતણોની બધીયે કલા આલેખાઇ છે. આ સંગ્રહમાં પણ એને સ્થાન છે. પણ જો 'કલાસુંદરી' અને તે પછી છેક ૩૦ મે પાને આવેલ 'આહિરણ' એ બેને સરખાવ; બન્ને સ્વરૂપચિત્રો છે. 'કલાસુંદરી' શહેરની પદ્મિની છે; અને 'આહિરણ' ગામડાની રમણી છે. શહેરની પદ્મિનીમાં તો કલાજ હોય ને ! ગામડાંની રમણી કલાબલામાં નહિ સમજે. તેનામાં તો વિરાંગનાની આત્મબળતા હોય. શહેર અને ગામડાંની બે સુંદરીઓનાં આ એકબીજાંથી સુંદર સ્વરૂપચિત્રો છે ને ?

'કંથ કોડામણી' થી 'તુલસીવિવાહ' સુધીના ૪ રાસમાં એક ભાવકથા આલેખાયલી છે. ચારેય રાસ ભિન્ન સ્વરૂપે લેવા કરતાં એક ભાવકથા તરીકે સાથેજ નિરીક્ષવામાં આવે તો એમાં સુંદર ભાવના આલેખાયલી માલુમ પડશે. એને માટે હું વિશેષ લખું તેના કરતાં 'કાગળ'માં કેશવભાઇના શબ્દોજ ટાંકું. "કન્યાને કન્થકોડ જાગે છે; પછી તે 'સ્વયંવર' શોધી કહાડે છે, કન્યા એને 'અંજલિ' અર્પવા સંચરે છે, ત્યાં અણગમતો ભમરો, એની આશાનો જામ ઢોળી દે છે. કન્યા ગઇકાલનું પરવશ પરિન્દુ નથી–આવતા યુગનાં ઉગતા પ્હેરોડની ઉષાકુમારી છે, તે ઇચ્છાવરની અછત જોઇ, બીજી મીરાં બને છે–નહિ; કૃષ્ણ સ્વરૂપ સોળે કલાથી પૂર્ણ, એવા જીવનસખાની સૂક્ષ્મ પૂજારણ બની નૈષ્ટિક બ્રહ્મચારિણીનું જ્વલંત જીવન જીવે છે." આ ભાવના આપણા નવયુગને કેવી પોષે છે ? નવા યુગમાં આપણે 'તુલસી' જેવી નૈષ્ટિક બ્રહ્મચારિણીઓ જોઇએ તો કાંઇ આશ્ચર્ય નહિ ઉપજે.

"વીણી સૌન્દર્ય સહુ સુંદરી રે લોલ,
રમણી–સૌન્દર્ય, હૃદય પદ્મ જો;
પદ્મે સૌન્દર્ય–સૂર્ય રાજતો રે લોલ,
સોહે સરોજ–સૂર્ય યુગ્મ જો;
સૌન્દર્ય, સ્નેહ આરે પૂજવાં રે લોલ !
સજનિ ! સૌન્દર્ય મારે પૂજવાં રે લોલ !

'સૌન્દર્યપૂજન 'ની આ છેલ્લી કડીમાં આખાયે રાસનો ભાવ ઉતર્યો છે. સુજનજીની ભાવનાને કેશવભાઇ નવી જ રીતે આલેખતા હોય એમ લાગે છે. બધાં સૌન્દર્યોનું સમગ્ર સૌન્દર્ય તે એક સુન્દરી, ત્યારે સુન્દરીનું સૌન્દર્ય કિયું ? તેનું હૃદય. અને હૃદય રૂપી કમલનું સૌન્દર્ય તે તેનો સ્વામી–સૂર્ય. શ્રીમદ્

ભગવતગીતાની हृदयस्थो जनार्दनः એ ભાવના આમાંય ઉતરી છે હાં! સરોજ અને સૂર્યનું યુગ્મ એટલે પતિપત્ની–શિવશક્તિનો એકાત્મભાવ.

હવેના પાંચ રાસ–ગીતો ( 'વેડાતી વાડીએ' થી 'એકલગ્નાની' સુધીના ) આપણા હિન્દુસમાજની ધીકતી ભઠ્ઠીમાંથી સર્જાયલાં 'સાચ્ચાં સંસાર ચિત્રો છે.' ગુજરાતના ગૃહસંસારમાં આવાં ધીકતા અંગારાથી સળગતી હૈયાં સગડી ઘણી મળી આવશે. 'વેડાતી વાડીએ' મા આપણા આજના હિન્દુ સંસારમાં સમાજના સિતમની ઘંટીમાં પીસાતી 'અબળા'નું ચિત્રાલેખન છે. અને 'કરમાતી વેલ' તો બાલવિધવાનું ઘણુંજ કરૂણ ચિત્ર રજુ કરે છે. 'દાંપત્યલીલા'માં આપણા આજના હિન્દુ સંસારનાં સાચ્ચાં ચિત્રદર્શનો છે. આજનું દંપતી જીવન એમાં સજીવ રીતે આલેખાયલું મને તો લાગે છે. 'મેનારાણી' અને 'એકલગ્નાની' માં પુરૂષની કઠોરતાનાં બે ભિન્ન પણ સાચ્ચાં ચિત્રો છે.'

'ખૂદના પરોણાને'. માં શહેરી જીવનની મીઠ્ઠી મઝાક થઇ છે. અમદાવાદની મીલોના ભૂંગળાંનાં કર્કશ ધ્વનિથી ટેવાયલા કેશવભાઇને કોઇ ગામડાંની હવા ખાવા જતાં આવો અનુભવ તો નહિ થયો હોય?

કેશવભાઇને કુદરતે સર્જેલા સામાન્ય પુષ્પો કરતાંય કુદરતનાં વિશિષ્ટ સર્જનનું સ્ત્રીહૃદય પદ્મ વધારે ગમે તો શું ખોટું ?

પછીનાં પાંચેક રાસોના ભાવ સ્પષ્ટ અને તું સમજી શકે એવા છે. માત્ર સમજવાનો પ્રયત્ન કર.

'મોર કલગી' તો આજના કલાકારને મીઠ્ઠો ઉપાલંભ છે. સંસાર, સમાજ, સ્વદેશ વગેરેનો ત્યાગ કરી માત્ર સ્વાત્મોન્નતિના કાર્યમાં મસ્ત રહેનારને 'રાજહંસ' માં આબાદ ટકોર કરી છે શ્રી. અરવિન્દ ઘોષ માટે આવું જ કહેવાય છે એ તને ખબર છે ને ?

'વણમ્હોરી હૈયાવેલ' તો કોઇ કવિના હૃદયમાં જાગેલું અપૂર્વ મન્થન આલેખે છે. કવિતા હૃદયમાં રમે છે એવું કવિને ભાન છે; છતાં પ્રત્યક્ષ સ્વરૂપે કવિતા મૂર્તિમંત નથી થઇ; તે વખતે કોઇ પણ કવિને આવો જ અનુભવ થાય ને ?

'માયામૃગ' થી સ્વદેશભાવનાયુક્ત રાસોની શરૂઆત થાય છે. 'માયામૃગ' નું વસ્તુ એટલું બધું પ્રાચીન અને જાણીતું છે કે કોઇ પણ આર્ય રમણીને એનું ભાન કરાવવાની જરૂર નથી. પણ એ પ્રાચીન વસ્તુમાં કેશવભાઇએ 'આજની ભાવના' કેવી સુન્દર આલેખી છે તે એની છેલ્લી બે કડીઓ વાંચતાં સમજાશે. એ બન્ને પંક્તિઓમાં વિદેશી કાપડનો મોહ ત્યાગી સ્વદેશી કાપડ સજવાનો ધ્વનિ ઘણો જ સ્પષ્ટ છે અને આજના યુગની તો એ પ્રધાન ઘેલછા છે ને ?

'સરસ્વતી વિલાપ'માં સહેજે ન સમજી શકાય એવી એક ગહન ભાવના રહેલી છે. હિન્દુ ઇસ્લામ સંસ્કૃતિ વચ્ચે ઝરતા તણખા, અને ઉભય જાતિએ પોતપોતાના શાસ્ત્રોના ચોક્કસ અંશે કરેલ અનર્થોનું પરિણામ–એ બન્નેને લીધે થયેલી અથડામણીનું એમાં ગૂઢ આલેખન છે.

અને 'જોગમાયા' ના રાસમાં તો કેશવભાઇ આજના કેટલાક ક્રાન્તિકારોની ભાવના ઉચ્ચારી રહ્યા છે. અહિંસક અસહકારમાં નહિ; પરંતુ 'જોગમાયા' નું ખપ્પર પૂરાતાં દેશનો ઉદ્ધાર થશે એવું ભવિષ્યાલેખન કરે છે. ભારત માતાઓનાં આંસુનું પરિણામ કેવું આવે છે તે 'હિમાલયના આંસુ' દ્વારા જાણી શકાશે. 'વીરાંગના' માં આલેખેલી 'વીરાંગના' ની વાંચ્છના આપણેય કરીયે તો ?

રાસરમણા પૂરી ન થઇ ત્યાં તો પૂર્ણિમા આથમવા મંડી; રસ સુન્દરીઓ એને હજીય થોભવા માટે 'રસ રાજવીને' ત્યાં વિનતિ કરે છે. 'રાસમંજરી' નો પ અને અંત આવે છે. એટલે રસસુન્દરીઓ હજીયે વધુ રાસોની માંગણી જાણે કરતી ન હોય એમ મને તો લાગે છે.

છેક છેલ્લે 'ગુજરાતના જલપ્રલય' નું હૃદયભેદક વર્ણન કરતો રાસડો આપવામાં આવ્યો છે. તે વાંચી આજેય તે-સમયનાં કરૂણ ચિત્રો દૃષ્ટિ સમીપે ખડાં થાય છે.

ત્હારા જેવી ગુજરાતણોને તો આ 'રાસ-મંજરી' જરૂર ગમશે. પત્ર લાંબો થયો છે; પરંતુ ત્હારી માંગણીથી જ. એટલે એમાં મને દોષ નથી દેવાનો ! આજે હવે એટલું જ.

લી.

ત્હારા

'પીયૂષ' ના

વંદેમાતરમ્

( અનુસંધાન પાન ૨૭૯ થી ચાલુ.)

સંબંધને લગતી હોવાથી તેનું સ્વાતંત્ર્ય તે સામાજીક સ્વાતંત્ર્ય છે. લાજનો રિવાજ સ્ત્રીઓના સ્વાતંત્ર્ય આડો આવે છે. મુસલમાન આવ્યા ત્યારે એ રિવાજ ફેશન તરીકે અથવા તેમની બ્હીકથી દાખલ થયેલો. હવે જમાનો બદલાયો છે. કેમેરા, નાટક સીનેમા અને ચોપાટી વિગેરેએ એ રીવાજની રેવડી કરી છે. ઉપરનું વ્યક્તિસ્વાતંત્ર્ય અને સામાજીક સ્વાતંત્ર્ય આપવું અર્ધું પુરૂષોના હાથમાં છે અને બાકીનું અર્ધું સાસુ, નણંદ, અને જેઠાણીના હાથમાં છે !

૬ આર્થિક સ્વાતંત્ર્ય: પોતાનું ધન કેટલું ક્યાંથી લાવવું, ક્યાં દેવું, ક્યાં રાખવું, કેમ આપવું, કોને આપવું, આ વ્યવસ્થા કરવી. આ બધી બાબતો ધનને લગતી હોવાથી એને લગતું સ્વાતંત્ર્ય એ આર્થિક સ્વાતંત્ર્ય છે. આપણે જોઇ ગયા એ દાખલા પ્રમાણે આ સ્વાતંત્ર્ય મેળવવા પહેલાં સ્ત્રીઓએ અંકગણિત, અર્થશાસ્ત્ર અને દુનીઆદારી વિગેરે જાણવું જોઇએ. એટલે આ સ્વાતંત્ર્ય લેવું અર્ધું સ્ત્રીઓના હાથમાં છે. મનુસ્મૃતિના નિયમ પ્રમાણે સ્ત્રીધનની પ્રથા છે ખરી પરંતુ એ સ્ત્રીધનની હદ રિવાજ પ્રમાણે બંધાયેલી હોવાથી એ કંઇ પુરૂં આર્થિક સ્વાતંત્ર્ય ન કહેવાય. વળી હિંદુ લૉ એ મનુસ્મૃતિના એ સિદ્ધાંત પ્રમાણે રચાયેલો હોવાથી હિંદુ લૉમાં પણ સ્ત્રીઓને વારસા હક્કમાંથી બાતલ કરવાનો ગેરઇન્સાફ કરવામાં આવેલો છે. એટલું અર્ધું સ્વાતંત્ર્ય આપવું પુરૂષોના તેમજ કાયદા ઘડનારાઓના હાથમાં છે.

૭. રાજકીય સ્વાતંત્ર્ય: પોતાનું રાજ પોતે કેમ ચલાવવું એ રાજકીય સ્વાતંત્ર્ય છે, પરંતુ એમાં દેશના પુરૂષો પોતે પણ લાચાર હોવાથી ઉલટું એ સ્વાતંત્ર્ય લેવામાં સ્ત્રીઓએ અને પુરૂષોએ ભેગાં થઇ પ્રયત્ન કરવાનો છે.

બ્હેનો ! મારૂં વક્તવ્ય હવે પુરૂં થાય છે પરંતુ હું આશા રાખું છું કે મારા કહેવાનો અનર્થ ન કરતાં સાચોજ અર્થ ગ્રહણ કરશો અને સ્વતંત્રતા અને સ્વચ્છંદતા વચ્ચેનો વિવેક રાખી એના ત્રણે પગથિયાં સર કરશો.

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ-દુ:ખના સવાલ જવાબ

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક : બ્હેન જ્યોત્સ્ના શુકલ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |
|---|---|---|

**ભાવનગરથી એક ભાઇ પૂછે છે:—**

(૧) હું જેટલું વાંચું છું તેટલું સમજતો નથી. મ્હને લેખ લખવાની બહુ હોંશ છે, બે ત્રણ નાની વાર્તા છપાણી છે, વાંચું છું બહુજ, મોટા લેખની ઉમેદ છે, શું કરવું ?

(૨) અમુક માણસ આપણને બહુ માન આપતો હોય, એની સાથે ખૂબજ રહીએ તો પછી આપણું માન ઓછું થાય છે ખરૂં ?

**જવાબ:—**

(૧) ઝાઝું સમજ્યા વિના વાંચવા કરતાં થોડું સમજીને વાંચવાની ટેવ પાડો અને વાંચેલા પર વિચાર કરતાં શીખો. લેખની ઉપયોગીતા લેખકે કેટલાં પાનાં ભર્યાં છે એ પરથી નથી અંકાતી પણ લેખમાં કંઇ સત્ત્વ છે કે નહીં અને હોય તો કેટલું છે તે પરથી અંકાય છે એ ધ્યાનમાં રાખશો તો લેખની લંબાઈ પહોળાઇ માપવા બેસવાનું કે તે પ્રમાણે લેખો લખવાનું મન નહીં થાય.

(૨) 'ડુંગરા દુરથી રળિયામણા' એવી કહેવત છે, અને સામાન્ય જગતમાં ઘણીવાર તે ખરી પડે છે. એ પ્રમાણે આપણામાં જે વસ્તુ ન હોય એનો આડંબર કર્યો હોય તો વધુ સહવાસે મૂળ સ્વરૂપ ઓળખાઇ જાય ને માન ઓછું થાય એ તદ્દન સ્વાભાવિક છે.

**એક નાગરબ્હેન: ભરૂચ:—**

(૧) કોઇ પુરુષ કોઇ સ્ત્રીને પરણવાનું વચન આપીને ફરી જાય તો તેના ઉપર સરકાર પગલાં લઇ શકે કે નહીં ?

(૨) પતિપત્નીમાં હંમેશાં કલેશ થતો હોય અને હિંદુ સંસારમાં છૂટાછેડા થઇ શકતા નથી, તો તેવા પતિપત્નીએ શું કરવું ?

(૩) કોઇ સ્ત્રી પુરુષ પરસ્પર પ્રેમમાં પડ્યા પછી અને લૌકિક લગ્ન થતા પહેલા પરસ્પર મેળાપ કરવો કે નહીં ?

**જવાબ:—**

(૧) આવા સંજોગોમાં સરકાર પગલાં લઇ શકે કે ન લઇ શકે એ પ્રશ્ન બહુ અગત્યનો નથી. (દાવો માંડો તો કોર્ટ નુકશાની તરીકે નાણાં–બદલો અપાવે; પરણવાની ફરજ ન પાડી શકે. તંત્રી.) ધારો કે સરકાર પગલાં લે અને વચન આપનારને લ્હેણે જેને પરણવાનું વચન આપ્યું હોય ત્હેને પરણવાની ફરજ પાડે; તો શું ? એથી શો ફાયદો ? વચન આપીને ફરી જનાર બેવચની–હૈયાહીણા માણસ સાથે કાયદાની મદદ લઇ પરાણે લગ્નથી જોડાવામાં કંઇ સાર હોય ખરો ? એ પરણવા કરતાં સ્ત્રીનું પવિત્ર કૌમાર્ય વધારે ઇચ્છવા યોગ્ય ન હોય ?

(૨) બીજી બધી વાતોમાં અનભેદ હોય તોયે એક વાતમાં બેઉએ સંપૂર્ણ રીતે સંમત થવું, અને અન્યોન્યના માર્ગમાં ન આવવાની શરત કરીને બેઉએ એકમતે છૂટા પડીને જૂદા રહેવું ને એ રીતે નિરંતરની–પળપળની માનસિક યાતના નિવારવાનો કૈંક યત્ન કરવો.

(૩) પ્રશ્ન અસ્પષ્ટ છે.

**એક ઉત્તર.**

ભાઇ જલદ,

તમારો લાંબો પત્ર મળ્યો. પુરુષ પત્નીને

ભેવડા નિવડ્યો હોય અને કુછંદે ચઢ્યો હોય ત્યારે પત્નીએ શું કરવું એ પ્રશ્ન નવો નથી. છૂટાછેડા ન થઇ શકે એવી દરેક કોમમાં એ પ્રશ્ન વધારે ઉગ્ર સ્વરૂપ ધરી ઉભો છે, હજી સુધી અણઉકલ્યો પડ્યો છે, અને ત્યજાયલી-અનાથ સ્ત્રીઓને ન્યાય આપવાનો કે રાહત આપવાનો કોઇ માર્ગ હજી કોઇ શોધી શક્યું નથી. આવા સંજોગોમાં નિર્વાહ પૂરતી સવડ કરવા માટે સ્ત્રીએ કોઇ ઉદ્યોગ શીખવો અને આપબળે પ્રમાણીકપણે નિર્વાહના સાધનો મેળવવાં એ એકજ માર્ગ રહે છે. એવી સ્ત્રીને લગતા બીજા મુદ્દાઓ વિષે તમે જે પ્રશ્નો પૂછ્યા છે તેના વ્યવહારૂ ઉત્તર આપવા એ હિંદુ સમાજના બંધારણ પ્રમાણે અશક્ય છે. એ મુદ્દાઓ લેખરૂપે ચર્ચી શકાય; એનો વ્યવહારૂ ઉત્તર શો હોઇ શકે એ અકલ્પ્ય છે.

### પ્રશ્ન પૂછનારાઓને સૂચના.

સુખદુઃખના સવાલો મુદ્દાસર અને ટૂંકાણમાં છતાં સ્પષ્ટ સમજાય એના લખવા વિનંતિ છે. કેટલાંક બ્હેનો અને મ્હોટે ભાગે કેટલાક પુરુષો પ્રશ્ન પૂછતાં પૂછતાં ભાગ્યે લાંબો લેખજ લખી નાખે છે. અને મુદ્દો બેચાર લીટીમાં સમાઇ જાય એવો હોય છે. વળી એવા લંબાયલા પ્રશ્નોમાં એક વિગતને અનેક રૂપે રજુ કરીને મૂળ પ્રશ્ન અત્યંત ગૂંચવણભર્યો કરી નાંખવામાં આવે છે. એક બે પાનાં ભરાય એવા લાંબા પ્રશ્નપત્રો (વધુ અગત્યના ન હોય છતાં) પ્રગટ થાય એ અશક્ય છે. વળી આવા પ્રકારના પ્રશ્નો પર ધ્યાન આપતાં વિલંબ પણ વધારે થાય છે એ વાત તરફ અમે એમનું ધ્યાન ખેંચીએ છીએ. આ સાથે બીજી પણ એક વધુ અગત્યની સૂચના કરવાની જરૂર અમને લાગે છે. તે એ કે અમુક વિચાર અને પ્રશ્નો રજુ કરતાં ભાષા પર કાબુ રાખતાં શીખવાની પણ જરૂર છે. કોઇપણ પ્રકારના અશ્લિલ કે અમર્યાદિત પ્રશ્નો પર હવે ધ્યાન આપવામા આવશે નહીં એની નોંધ સૌ વાંચકોએ લઇ રાખવી.



# સમાલોચના

**રખડુ ટોળી:** ( પ્રથમ ખંડ ): મૂળ લેખક: એ. એસ. નીલ. ગુજરાતીમાં ઉતારનાર રા. ગિજુભાઇ. પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્ય: આઠ આના.

આ વાર્તાની ' એક શિક્ષણ ગ્રંથ ' તરીકે સુંદર સમાલોચના કરતાં શ્રી. તારાબેન લખે છે કે " રખડુ ટોળી ' પ્રૉબ્લેમ ચાઇલ્ડ ' જેવી સીધી રીતે શિક્ષણની કે માનસશાસ્ત્રની ચોપડી ન કહી શકાય છતાં તપાસનારને તે શિક્ષણનો એક બહુમૂલ્ય ગ્રંથ લાગશે " વાત સાચી છે. આખી વાર્તા વાર્તારૂપે તો રસભરી અને ઉત્તેજક છે જ પરંતુ આડકતરી રીતે તે ભૂગોળનું તેમજ બીજી અનેક બાબતોનું શિક્ષણ આપે છે. વાંચનાર જાણે લેખક સાથે આફ્રિકાના પ્રદેશમાં ફરતો હોય એમ લાગે છે. આવા સુંદર ગ્રંથને સરળ ગુજરાતીમાં ઉતારવા માટે રા. ગિજુભાઇને ધન્યવાદ. અમે એના બીજા ખંડની આતુરતાથી રાહ જોઇએ છીએ.

**શીવણ ભરત:** લેખિકા: શ્રી. તારાબેન. પ્રકાશક: મંત્રીઓ: મોન્ટીસોરી શિક્ષણસંઘ, શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર. મૂલ્ય: દોઢ આનો.

આ [illegible] નિબંધ ગુજરાતની દરેક ગૃહિ- [illegible] વિચારો આચારમાં [illegible] વધારે ઉપયોગી આ નિબંધ [illegible] ઓના સંચાલકોને થશે. આપણી [illegible]માં દેખાદેખી શીવણ ભરતનું જે [illegible] અપ.ય છે તે ગૃહિણીઓ બનતાં કેટલું [illegible] થઇ પડે છે તેનો વિચાર ભાગ્યે જ કોઇ [illegible] છે. આ અગત્યની બાબત તરફ લક્ષ ખેંચી [illegible] તારાબેને ગુજરાતી આલમને આભારી કરી છે.

**શ્રી દક્ષિણામૂર્તિ બાલ સાહિત્યમાળા:** સંપાદકો: રા. ગિજુભાઇ અને શ્રી તારાબેન. મૂલ્ય: દરેકનો દોઢ આનો.

આ પ્રસિદ્ધ માળાની બાળોપયોગી પુસ્તિકાઓથી ગુજરાતના ઘણાં બાળકો અત્યાર પ્હેલાં પરિચિત થઇ ગયાં છે. નંબર ૬૦ સુધીનાં પુસ્તકો તેમણે વાંચી લીધાં હશે એટલે બીજાં ૬ તેમને માટે તૈયાર થઇ ગયાં છે. નં. ૬૧ અને નં. ૬૨ માં કાકાસાહેબ કાલેલકર રચિત **' ઓતરાતી દીવાલો "** નામે પુસ્તક બાળકોને ગમે તેવી સરલ ભાષામાં ઉતાર્યું છે. એમાં કાકાસાહેબ રમુજી શૈલીમાં જેલનો અનુભવ કહે છે. નં. ૬૩ **"બુદ્ધ-ચરિત"** માં રા. ગિજુભાઈ ભગવાન બુદ્ધનું જીવન સરલ ભાષામાં આલેખે છે. નં. ૬૪ **ગુજરાત-મહારાષ્ટ્ર**માં રા. ગિજુભાઇ અને શ્રી તારાબેન પોતપોતાના પ્રાંતની ખુબીઓ આગળ ધરે છે. નં. ૬૫ માં જોડકણાં અને નં. ૬૬ માં કહેવત સંગ્રહ છે. આગલાં પુસ્તકોની જેમ આ પુસ્તકો પણ બાલકોને સ્હેજે ગમી જશે.

**બાવલાનાં પરાક્રમો:** લેખિકા: સૌ. હંસાબ્હેન મ્હેતા. બી. એ. પ્રકાશક: બાલજીવન કાર્યાલય; વડોદરા. મૂલ્ય: રૂ. ૧–૦–૦

બાલજીવન પુસ્તકમાળાનું આ ૧૭ મું પુસ્તક બાલસાહિત્યના જાણીતા લેખિકા બ્હેને રચ્યું છે. એમાં એક લાકડાના બાવલાએ કરેલાં પરાક્રમોની કથા આલેખાઇ છે. એ વાર્તા મૂળ ઇટાલીઅન પુસ્તકમાંથી લેવામાં આવી છે. વાર્તા બાળકોને ખુબજ ગમે એવી છે. પ્રકાશકે છાપવામાં પણ સારી કાળજી બનાવી છે.

**વીરની વાતો: પુસ્તક ૩ જું** ( આવૃત્તિ બીજી ): લેખક: રા. તારાચંદ્ર પોપટલાલ અડાલજ, કોઠી પાસે વડોદરા. મૂલ્ય: રૂ. ૨–૮–૦.

રા. અડાલજાની વાનીથી શતના વાચકો અને ખાસ કરીને "ગુણસુંદરી"ના વાચકો સુપરિચિત છે, એમની ઐતિહાસિક વાર્તાઓએ વાચકપ્રજાને મુગ્ધ કરી છે. એ પુસ્તકોની એક પછી એક આવૃત્તિઓ પ્રકટ થાય છે એ તેની લોકપ્રિયતાની સાબીતિ આપે છે. એક-સવા વર્ષના અરસામાં આ પુસ્તકની પણ બીજી આવૃત્તિ પ્રકટ કરવી પડી છે. એ માટે લેખકને અમારાં અભિનંદન આપીએ છીએ.

**ઋતુ ગીતો:** સંપાદક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: શ્રી સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર, રાણપુર. મૂલ્ય: બાર આના.

સોરઠના લોકસાહિત્યનો સાગર મથનાર ભાઇ મેઘાણીએ આ પુસ્તક દ્વારા અભ્યાસકોને અને સાહિત્યશોખીનોને ઉપકારી કર્યા છે. ઋતુ કાવ્યો પ્રાચીનકાળથી જનતામાં એક યા બીજા સ્વરૂપે પ્રચલિત છે. વેદના મંત્ર દ્રષ્ટાઓથી માંડીને આજના કવિઓ સુધી કુદરત જ તેમની પ્રેરણાજનેતા બની છે. એ કુદરત કવિનું હૃદય ઉઘાડે છે, પોતાના ગૂઢ તત્વોની તેને ઝાંખી કરાવે છે. ચારણી કવિઓએ પણ એ રીતે કુદરતનાં ગીતો ગાયાં છે. ભાઇ મેઘાણીનો પ્રવેશક અભ્યાસીઓનો માર્ગ અનેક રીતે સરલ કરી આપે છે. તેમણે લીધેલાં શ્રમ માટે ધન્યવાદ.

**બાલજીવન** (દીવાળી અંક): તંત્રી: રા. રમણલાલ ના. શાહ. મૂલ્ય: રૂ. ૦-૧૦-૦.

ગુજરાતના બાળકોની યથાશકિત સુંદર સેવા કરનાર આ માસિકનો દીવાળી અંક બાળકોને જ્ઞાન સાથે આનંદ આપે એવાં અનેક ઉપયોગી લખાણોથી ભર્યો છે, સરલ સુંદર કાવ્યો, ટુંકી વાર્તાઓ, લેખો, ઉખાણા વગેરે સારી સંખ્યામાં છે. સૌ. હંસાબ્હેન આ અંકથી સાહસની એક નવી ચાલુ વાર્તા શરૂ કરે છે. આકર્ષક ચિત્રો પણ આપ્યાં છે.

**ઘડીભર મોજ:** (દીવાળી અંક) તંત્રીઓ: રા. યોગીકુમાર અને રા. મસ્તફકીર. મૂલ્ય: છ આના.

નામ પ્રમાણે ગુણ ધરાવતા આ સામયિકના દીવાળી અંકમાં ફુરસદના સમયે આનંદ મળે એવો પુષ્કળ સંભાર ભર્યો છે. "પ્રથમ ગ્રાસે મક્ષિકા" ની જેમ મુખપૃષ્ઠ કોરૂં કેમ રહ્યું, તે સમજાતું નથી. એ સ્થળે સ્વ. હાજી મહમદનો ફોટો છાપવાનો હતો પણ બ્લોક નહિ મળી શક્યો હોય. રા. મસ્તફકીર, રા છેલશંકર વ્યાસ, રા. હરિલાલ ભટ્ટ, રા. ગોરધનભાઈ પટેલ વગેરે લેખકોનાં વિધવિધ વિષય પર લખાયલા લેખો અને વાર્તાઓ કે સ્કેચ આ અંકમાં સંગ્રહાયાં છે. સીનેમા અને નાટકને લગતાં પણ કેટલાક લેખો છે. ચિત્રો મોટે ભાગે સીનેમા સૃષ્ટિનાં છે. પંડિત ઉદયચંદ વૈદ્યની *હમેલી વાર્તા "બિલ્લુ ક્યારે આવશે?" અમે* ભૂલતા ન હોઈએ તો અગાઉ બે ત્રણવાર સામયિકોમાં પ્રકટ થઇ ચૂકી છે.

**સીનેમા અને રંગભૂમિ** (દીવાળી અંક): તંત્રી: રા. સુંદરજી પંડયા. મૂલ્ય: ચાર આના

નામ પ્રમાણે ગુણ ધરાવતા આ પત્રના દીવાળી અંકમાં લેખો એ બન્ને કલાપ્રદેશોને લગતા છે તેમજ ચિત્રો સિનેમા પ્રદેશમાંથી જ લેવાયાં છે. હિન્દુ સમાજના સીતમનો ચીતાર આપતી બે ત્રણ વાર્તાઓ પણ આપી છે. ભાટીઆ રઘુવંશી છે કે નહિ તે વિષેનો લેખ જ્ઞાતિ માસિકમાં વધારે શોભત. અમરેલીના મહંત ઓધવદાસને સીનેમા કે રંગભૂમિ સાથે શું લાગે વળગે તે પણ સમજાતું નથી.

**જુવાનોનાં કાવ્યો:** લેખક: રા. ભાઇલાલ રા. જોશી, "સમાજસેવક" કાર્યાલય, જામનગર. મૂલ્ય: એક આનો.

"સમાજસેવક" માસિકમાં પ્રકટ થઈ ગયેલાં આ કાવ્યો જુવાનોને નવા યુગનો—સમાજસેવાનો સાચો મંત્ર શીખવે છે, અને સમાજસેવાના પ્રેરણાની ઝાંખી કરાવે છે.

**પખવાડિક પંચાંગ ડાયરી: ૧૯૮૯:** પ્રકાશક: મેસર્સ કે. કે. જોશી એન્ડ બ્રધર્સ, કાંદાવાડી, મુંબાઇ. બારે રાશિના વર્ષ ફળ વગેરે આમાં આપ્યાં છે. ફલિત જ્યોતિષમાં માનનારને ઉપયોગી થશે. રોજની નોંધ કે હિસાબ માટે પાનાં નથી રાખ્યાં.



# સ્ત્રી જગત્

## હિન્દ

**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સભા-** સદોનું નવા વર્ષ નિમિત્તનું સ્નેહસંમેલન તા. ૧૪ અને ૧૫ મીએ તારદેવ પર આવેલાં બાલીવાલા ગ્રાંડ થીએટરમાં થયું હતું તે પ્રસંગે ગરબા સંવાદો, ગીતો, ગોફ, જળતરંગ ટાબ્લો વગેરેનો આનંદજનક કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. સભાસદોની સંખ્યા એક દિવસે સમાઈ શકે એમ ન હોવાથી બે દિવસ રાખવામાં આવ્યા હતા. બન્ને દિવસોએ થીએટર સ્ત્રીઓ, કુમારિકાઓ અને બાળકોથી ભરાઈ ગયું હતું. આ પ્રસંગે લેડી લક્ષ્મીબાઇએ હાજર રહેલી બ્હેનોને મંડળની પ્રવૃતિમાં વધુ ઉત્સાહ લેવા વિનતિ કરી હતી. કાર્યક્રમમાં નીચેનાં બહેનોએ ભાગ લીધો હતો. શ્રીમતિ બહેનો સરોજિની દેસાઇ, વરોદા; ઇન્દુમતી દલાલ; મૃદુલા; નલિની, અસ્રુમતી, સુશીલા; વસુમતી, લક્ષ્મી; કુસુમલતા; સુમનગૌરી; વત્સલા; કુંજલીલા, મૃદુલા મુન્સી; સુંદર બેન, ચંદન; શ્રીમતી; શાન્તિ, વીણા; વિદ્યાગૌરી; અસ્રુમતી ઠાકોર, વિભુતિ; વિગેરે.

ઉપરનાં મંડળની શાન્તાક્રુઝ શાખાનો સમારંભ શેઠ આનંદીલાલ પોદાર વિદ્યાલય હોલમાં તા. ૯ મી એ થયો હતો. ગરબા વગેરેનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો પુસ્તકોની લ્હાણી કરવામાં આવી હતી.

**નવાં ગ્રેજ્યુએટ બહેનો:** મુંબાઇ યુનિવર્સીટીની બી. એની પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છે. શ્રીમતી બહેનો મંગુ ભવાનીશંકર મંત્રી, સુલોચના શાન્તારામ અને ચંદ્રા કેશવ શાસ્ત્રી, શ્રીમતી નિર્મળા જેરામ દેસાઇ બી. એસ. સી. ની પરીક્ષામાં પસાર થયાં છે.

**બે ધારાશાસ્ત્રી બહેનો:** મુંબાઇ યુનિવર્સીટીની બીજી 'એલએલ. બી.ની' પરીક્ષામાં શ્રીમતી તારામતી પિતાંબરદાસ પટેલ અને શ્રીમતી જમના સાહીબસિંઝ શાહાંની એ બે બહેનો બીજા વર્ગમાં પસાર થયાં છે. તેમને અમારાં અભિનંદન.

**શ્રી વનિતા વિશ્રામ ટ્રેઇનીંગ કોલેજ**ની વાર્ષિક પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાં છેઃ—બીજું વર્ષ: મોટા એમ. ગોરા; શાન્તા ડી. તન્ના, કૈની કે. સાનભાઃ અમૃત એમ. પહેલ; ખોરશેદ એન. લાલા; અને નર્મદા જી. ભટ્ટ.

પહેલું વર્ષ: ઇન્દુમતી એન. નાયક; આશુ પી. આબાદાન, તહેમીના પી. મહેતા; હિના જે. પટેલ, મણિ ડી શાસ્ત્રી; નાજા બી. કટેલી; સવિતા કે. ત્રિવેદી; મંગળા શાહ, ગુલબાઇ કકલીઆ, ગુલબાનુ કુપર; રામીબેન ઠક્કર.

**વિધવાના જીવન ઉત્કર્ષનો માર્ગ:** ઓકટોબર માસમાં મુબાઇ ખાતે મળેલી કાઠિયાવાડ દશા શ્રીમાળી વણિક યુવક પરિષદ્‌માં સંસાર સુધારણાના સંખ્યાબંધ ઠરાવો થયા હતા. તેમાં સૌથી અગત્યના વિધવાને લગતા બે ઠરાવો આ હતાઃ ( ૧ ) વૈધવ્યના કારણે સ્ત્રીજાતિ પર અત્યાર સુધી ગુજરેલા અન્યાય અને તેના પરિણામે ઉપજેલા અનર્થોની આ પરિષદ્ રોષપૂર્વક નોંધ લીએ છે તથા ફરજીયાત વૈધવ્ય પાળવાની પ્રથાને સખ્ત રીતે વખોડી કાઢે છે; અને મરજીયાત પુનર્લગ્નને ખાસ આવકારદાયક ગણે છે. તેમજ જે વિધવા બહેનો પુનર્લગ્ન કરવા ઇચ્છે છે તેમને દરેક પ્રકારની મદદ આપવાનું આ પરિષદ્ સ્વીકારે છે. અને આ મંડળની શાખા પેટા શાખાઓને આ પગલામાં દરેક રીતે ખાસ ઉત્તેજન આપવા

દરેક પગલું લેવા સૂચવે છે. (૨) આ વિધવા બહેનોને શુભ પ્રસંગોમાં ભાગ લેવા ન દઇ જે અન્યાય થાય છે તેને બદલે તેને શુકનવંતી સ્ત્રી જેટલા હક્ક આપવા દરેક યુવકે પ્રયાસ કરવો, (૩) તથા આજીવિકા માટે પતિની મિલકતમાંથી તેમને વારસાહક્ક અપાવવા પરિષદ્ ભલામણ કરે છે. આ ઠરાવોના સમર્થનમાં બે વિધવા બહેનો બોલ્યાં હતાં. તેમાં એક વિધવા બહેન લજ્જાકુંવર નર્સ છે. તેમણે પોતાના અનુભવોનું હૃદયભેદક બ્યાન કર્યું. હતું. બીજાં વિધવા બહેન જડાવ નામે હતાં તેમણે પુનર્લગ્ન કરેલું છે.

**અંત્યજોની દીવાળીઃ** રાષ્ટ્રીય સ્ત્રી સભા અને એફ વોર્ડ જીલ્લા મહાસભા સમિતિ તરફથી નવો વર્ષ નિમિત્તે અંત્યજોની સભા શ્રીમતી રતનબહેન મહેતાનાં પ્રમુખપદે મળી હતી. અંત્યજ કન્યાઓએ ગરબા અને સંવાદના પ્રયોગો કર્યા હતા. શ્રીમતી રતનબહેને ઇનામો વહેંચી અંત્યજો તરફ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી હતી.

**સાડીનો વિજયઃ** કાંદિવલીની સેન્ટ જોસેફ સ્કુલના વિદ્યાર્થીઓએ કોમને પ્રગતિને પંથે સાડી લઇ જાય છે કે પશ્ચિમનો પોષાક એ વિષય ઉપર ચિત્રચર્ચા કર્યા બાદ હિન્દી સ્ત્રીઓ માટે સાડીજ સૌથી વધુ સારો પોષાક છે એવો ઠરાવ બહુમતે થયો હતો.



મીસ અનસુયા વાંજપે

મોન્ટેસોરી પદ્ધતિનો અભ્યાસ કરી હમણાંજ હિંદ પાછાં ફર્યાં છે.

**લલિતકળા સમારંભઃ** (૧) સુરતના ગુજરાત સાહિત્ય મંડળ અને અમદાવાદનાં ભારત કળા મંડળ તરફથી ઓકટોબરની આખરે સુરતમાં લલિતકળા સમારંભ યોજવામાં આવ્યો હતો. તેને અંગે ચિત્ર પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. સમારંભ ૪ દિવસ ચાલ્યો હતો. તેમાં ત્રીજો દિવસ ખાસ સ્ત્રીઓ માટે રાખવામાં આવ્યો હતો. તે પ્રસંગે ગરબા ગવાયા હતા. શ્રીમતી શિરીનબાઇ લશ્કરીનાં પ્રમુખપદે સભા મળી હતી. તેમાં અમદાવાદ શારદા મંદિરવાળાં શ્રી સવિતા બહેને કળા વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. ચોથો દિવસ નૃત્ય પ્રયોગો વગેરેને માટે હતો. તેમાં ખાસ નોંધવા યોગ્ય પ્રયોગ "મુંગી સ્ત્રી"નો હતો. એ પ્રયોગમાં ભાઇ ચન્દ્રવદન મહેતા સાથે ગુજરાતી રંગભૂમિ ઉપર સ્ત્રીનું કામ કરી બતાવવામાં પહેલ કરનાર બહેન કુમારી સરલા દેસાઇએ સુંદર અને પ્રસંશનીય કાર્ય કર્યું હતું. શાન્તિનિકેતનવાળા શ્રી ક્ષિતીજ બાબુ સુરતની મુલાકાતે આવ્યા હતા તે પ્રસંગે તેમની ખાસ માંગણીથી 'સ્ત્રી સમાજ' તરફથી ગરબાનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો. (૨) નવસારીમાં કલા પ્રદર્શન ભરાયું હતું. તેમાં નવસારીની બહેનોએ એક હજાર નમુનાઓ રજુ કર્યા હતા. (૩) અમદાવાદના યુવક સંઘ તરફથી શરદુત્સવ ઉજવાયો હતો. તેમાં બહેનોના ગરબા રાસ; બહેન સુમિત્રા અને હૃદયસુધાનું સંગીત વગેરે કાર્યક્રમ આનંદજનક હતો.

**બ્રહ્મચારી દંપતીઃ** સુરતની વિશા શ્રીમાળી જ્ઞાતિના શ્રાવક બાલુભાઇ માણેકચંદ દિવાન અને પત્ની કંચનબાઇએ આજીવન બ્રહ્મચર્યનું 'શ્રાવણનું' મહાન ચતુર્થ વ્રત લીધું છે.

**પ્રેતભોજન સામે ઝુંબેશઃ** મરણ પાછળના જમણ અટકાવવા માટે યુવકોએ પ્રવૃત્તિ આદરી છે. તેમાં બહેનો પણ પોતાનો હિસ્સો આપે છે. ભરૂચ અને અમદાવાદની બ્રહ્મક્ષત્રીય કોમમાં પ્રેતભોજન સામે ઝુંબેશ ઉપાડવામાં આવી હતી તેમાં બહેનોએ સારો ભાગ લીધો હતો, કરાંચી, ધોળકા તેમજ બીજા સ્થળોએ પણ એ પ્રવૃત્તિ જોશભેર ચાલી રહી છે.

**શ્રી વડોદરા સાહિત્યસભા** તરફથી ઓકટોબરની આખરે પ્રેમાનંદ જયંતિ ઉજવાઇ હતી. તે વખતે વક્તૃત્વ કળા અને સંગીતની હરિફાઇ રાખવામાં આવી હતી. તેમાં નીચેનાં બહેનો ઇનામ મેળવવા ભાગ્યશાળી થયાં હતાં. વક્તૃત્વ કળા માટે પહેલું ઇનામ રૂ. ૮ નું અને બીજું ઇનામ રૂ. ૫ નું અનુક્રમે શ્રીમતી બહેનો હારમભાઇ નરહરી અને ગંગા મેર, માલતી દાભોલકર; શાન્તા પ્રધાન, સુમિત્રા પાટકર; હેમલતા મહેતા. અને દોલત કોન્ટ્રાકટર. વડોદરાની કન્યાશાળાઓ અને કેળવણીની અન્ય કન્યા સંસ્થાઓ માટેનું સ્વ. કુસુમસુંદરી સંગીત કપ શ્રીમતી માલતી દાભોલકરને એક વર્ષ માટે આપવામાં આવ્યું છે.



**શ્રી હીરા દેવી**
કામદારો માટેના વ્હીટલી કમીશનનાં એક સહાયક સભાસદ ( સિંધ ).

**સંસાર સુધારા સમાજ** નામની એક સંસ્થા અમદાવાદમાં ૨૫ વર્ષ થયાં સ્થપાયલી છે પરંતુ એ સંસ્થાની પ્રવૃત્તિ હાલમાં બંધ પડી ગઇ છે. તેથી તેની પુનર્રચના કરવા સંસાર સુધારકોની એક સભા લેડી વિદ્યાગૌરીનાં પ્રમુખપદે મળી હતી. તેમાં એ સંસ્થા અને સંસાર સુધારા સંબંધમાં વિવેચનો થયા બાદ સમાજને સજીવન કરવા માટે તેના ઉદ્દેશ તથા નિયમોમાં સુધારાની સૂચના કરવા માટે એક સમિતિ નીમવામાં આવી હતી.

**“ સ્ત્રીઓએ કમાવાની જરૂર ”:** અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાના સ્ત્રી વિભાગનો વાર્ષિકોત્સવ ગયા માસમાં બે દિવસ ઉજવાયો હતો. પહેલે દિવસે શ્રી શારદા મહેતાનાં પ્રમુખપદે સ્ત્રી સભ્યોએ ઉપલા ઠરાવ ઉપર ચર્ચા કરી હતી. લેડી વિદ્યાગૌરીએ ઠરાવ મૂક્યો હતો કે “ સ્ત્રીઓએ કમાવાની જરૂર છે. ” અને તે બાદ ઠરાવની વિરૂદ્ધ અને તરફેણમાં ચર્ચા શરૂ થઇ હતી. ચર્ચામાં ભાગ લેનાર બહેનોએ દર્શાવેલા વિચારો ટૂંકમાં નીચે પ્રમાણે છે:—

લેડી વિદ્યાગૌરી: “ દરેક સ્ત્રીએ કમાવવાની જરૂર છે કે નહિ એ સવાલ જુદો છે. પરંતુ સ્ત્રી આજે સંસારમાં જે આર્થિક પરતંત્રતા ભોગવી રહી છે તે જોતાં તેને કમાવાની છૂટ હોવી જોઇએ. પુરૂષના હાથમાં જ તેનો રોટલો ન રહે તેટલા માટે એ સુધારો જરૂરનો છે. ”

શ્રી. ઇન્દુમતી દીવાન: “ સ્ત્રી કુંવારી હોય ત્યારે પિતાના, પરણેલી હોય ત્યારે પતિના, અને વિધવા થાય ત્યારે પુત્રના અંકુશમાં રહે, એવો નિયમ તે બિચારીનું ગુલામી ખત છે. સ્ત્રી જે ઘર કામ કરે છે તેના બદલામાં પુરૂષ તેને કાંઇ આપતો નથી. તેને કમાવવાની છૂટ અને વારસા હક મળવો જોઇએ. ”

શ્રી. શાન્તાબ્હેન: “સ્ત્રીઓ જો કમાવા માટે ઘર બહાર જશે તો પુરૂષોને ઘર કામ માટે બાઇડી માણસો રાખવાં પડશે. પુરૂષોનાં જેવાં કામ કરતાં આપણે કઠોર થઇશું. અને દયા તથા વાત્સલ્ય જેવા ગુણો ખોઇશું. કમાવા જવાથી જીવનમાં નિરંકુશતા વધશે. ”

શ્રી. મેનાગૌરી મોદી: “ મધ્યમ વર્ગની અને નીચલા વર્ગની સ્ત્રીઓએ પુરૂષોને મદદ કરવા કમાવું જોઇએ. ”

શ્રી. યશસ્વતી બહેન: “સ્ત્રી કમાવા બહાર જાય તો ઘેર ઘેર તાળાં વસાય અને પોળે પોળે બાળકોને સાચવવા માટે બાળગૃહો જોઇએ! પછી કુટુંબપ્રેમને નામે કશું ન રહે. સ્ત્રી કમાવા ઘરની બહાર જવાથી ઘરમાં મતભેદ અને કલહ કંકાસ વધશે. કમાતી સ્ત્રી ફેશન ભણી ઝોક જશે. પછી

સ્ત્રીઓ કમાતી હશે, ત્યારે આપણે પતિના આગમનની રાહ જોતી બારીએ ઉભેલી સ્ત્રી નહિ જોઇએ; પરન્તુ થાકીને લોથ થઇ ગાદી ઉપર પડેલી સ્ત્રી આપણા ઘરોમાં જોઇશું ! ખરેખર, તેથી ગૃહજીવનની સુંદરતાનો નાશ થશે. "

શ્રી. વિમલા દેસાઇ: " જો સ્ત્રીઓ કમાય તો ગૃહજીવનમાં સંતોષ પ્રસરે. "

શ્રી. તરંગિણી નીલકંઠ: "કમાતી સ્ત્રીઓ બાલકો પ્રત્યે બેદરકાર રહે છે. "

શ્રી. ગજરાબ્હેન: "પુરુષોને ભાર રૂપ ન થવા માટે સ્ત્રીઓએ કમાઇને તેમને મદદ કરવી જોઇએ."

શ્રી. શશીવદના યાજ્ઞિક: " સ્ત્રીએ કમાવું એ વિચાર પશ્ચિમનો છે. પશ્ચિમનો વિચાર આપણે ગ્રહણ કરવો નથી. "

શ્રી. જયવતી દેસાઇ: " પહેલાં સ્ત્રીને કમાવાની જરૂર નહોતી અને અત્યારે જરૂર છે તો તેમણે જરૂર કમાવુ. "

શ્રી સાગરિકા બ્હેન: " સ્ત્રીઓ કમાવા ઘર બહાર જશે તો ઘર વીશી જેવું થશે. "

શ્રી. સરોજ મહેતા: " સ્ત્રીને કમાવાની છૂટ અને શક્તિ હોવી જોઇએ અને પોતાની કમાઇ વાપરવાનો હકક હોવો જોઇએ. વારસા હકક પણ સ્ત્રીઓને મળવો જોઇએ. "

શ્રી. નિર્મળા દેસાઇ: " જો સ્ત્રીઓ કમાવા જશે તો આપણાં બાળઉછેર અને ગૃહવ્યવસ્થા બગડશે. "

શ્રી. સવિતા બ્હેન: " દરેક સ્ત્રીએ કમાવું જોઇએ. "

લેડી વિદ્યાગૌરીએ ચર્ચાનો જવાબ આપ્યા બાદ ઠરાવ ઉપર મત લેવાતાં તે બહુમતીથી પસાર થયો હતો. પ્રમુખે જણાવ્યું હતું કે જ્યાં સુધી આપણે આર્થિક સ્વાતંત્ર્ય નહિ મેળવી શકીએ ત્યાં સુધી આપણે વ્યક્તિસ્વાતંત્ર્ય મેળવી શકીશું નહિ અને વ્યક્તિત્વ ખીલવી શકીશું નહિ.

બીજે દિવસે નાટ્ય પ્રયોગો તથા ગરબાનો સમારંભ થયો હતો. કવિશ્રી ન્હાનાલાલ, શ્રી કેશવલાલ શેઠ, શ્રી જનાર્દન પ્રભાસ્કર, વગેરેના રાસ ગવાયા હતા. પત્રલેખન અને વેણીગુંથનના મૂક અભિનય પ્રયોગો થયા હતા. સંગીત, સંવાદ, અને નૃત્ય પણ ગોઠવ્યાં હતાં. શ્રીમતી પ્રેમલીલા મ્હેતાએ સંગીતની મધુર લ્હાણ કરી હતી. ત્રીજે દિવસે ખાંયણા, લોકગીત વગેરેનો કાર્યક્રમ હતો.



મિસિસ હોમાય એફ. કરાકા
કામદારો માટેના વ્હીટલી કમીશનનાં બીજાં સહાયક સભાસદ ( સિંધ ).

**કુમારી પોંક્ષે** મહારાષ્ટ્રનાં પહેલાંજ વકીલ બહેન છે. સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલેનાં તેઓ ભાણેજ થાય છે. પુનાના જીલ્લા જડજ સમક્ષ હાલમાંજ તેમણે, પોતાનાં કુળનો ઘણો અચ્છો બચાવ કરી ફત્તેહ મેળવી છે. તેમને અભિનન્દોથી વધાવી લેવામાં આવ્યાં છે.

**બાલલગ્નની વેદી પર:** હૈદ્રાબાદ રાજ્યમાં નીચેના બે પ્રસંગોએ બાલલગ્ન પ્રતિબંધક ધારાની મોટી અગત્ય સમજાઇ છે: (૧) એક હિન્દુ વણકર પોતાની બાળપત્ની નાસી ન જાય માટે ઘંટીનાં થાળાંએ સાંકળ વતી એક પશુના જેમ તેને બાંધી રાખે છે. પોલીસે પતિદેવને પકડી ઘંટીનાં થાળા સાથે સાંકળથી બાંધેલી બાળપત્નીની સાથે પોલીસ સ્ટેશને રજુ કરવામાં આવ્યો છે. ( ૨ ) બળજબરીથી પતિગૃહે લઇ જવામાં આવેલી એક બાળપત્નીએ ગભરાઈ જેમ તેમ છુટી કુવામાં પડી પ્રાણ આપ્યો છે.

પુનર્લગ્ન: (૧) રાજમહેંદ્રીના વિધવાગૃહનાં

શ્રીમતી સીતારામ્યાએ તેલુગુ પંડિત શ્રીયુત તાડેપલી વેંકટરામમૂર્તિ ગુરુ સાથે ઓકટોબરમાં પુનર્લગ્ન કર્યું. (૨) વડોદરા આર્યકુમાર આશ્રમમાં મહેમદાવાદ તાલુકાના માંકવા ગામનાં રહીશ વિધવા બ્હેન રામલક્ષ્મીએ તેમની જ જ્ઞાતિના ભાઇ રમણલાલ જેઠાલાલ મહેતા સાથે પુનર્લગ્ન કર્યું.

**મદ્રાસમાં સ્ત્રી-પરિષદ:** કેળવણી અને સામાજિક સુધારાને લગતી ૪થી સ્ત્રીપરિષદ ગયા માસમાં લેડી સ્ટેન્લીએ મદ્રાસમાં ખુલ્લી મૂકી હતી. લેડી સ્ટેનલીએ જણાવ્યું હતું કે હિન્દી સ્ત્રીઓની ઉન્નતિ થવા પામી છે. તેઓને બીજા દેશના જેટલી કેળવણી લેવાની તકો મળતી નથી. પરિષદનાં પ્રમુખ મીસીસ કઝીન્સે હિન્દી સ્ત્રીપ્રવૃત્તિમાં થયેલી પ્રગતિનું બ્યાન કરી જણાવ્યું કે આખી દુનીઆની સ્ત્રીઓ અત્યારે જાગૃત થઇ છે.

**મીસ શાન્તા વાસુદેવ સુખથનકર** ઇન્દોરની શિક્ષણ શાળાઓના ડીરેક્ટર ડૉ. વી. એ. સુખથનકરનાં ૧૯ વર્ષનાં પુત્રી છે. ૧૫ વર્ષની વયે તેમણે અલાહાબાદ યુનિવર્સીટીની મેટ્રીકની પરીક્ષા સંસ્કૃતમાં સારે માર્ક સાથે પહેલા વર્ગમાં પસાર કરી હતી. ૧૭ વર્ષની વયે લખનૌની ઇસાબેલા થોબર્ન કોલેજમાંથી ઇન્ટર મીડીયટ સાયન્સની પરીક્ષા પહેલા વર્ગમાં પસાર કરી. તે બાદ તેમણે આર્ટસ કોર્સ લીધો અને આ વર્ષે તેમણે આગ્રા યુનિવર્સીટીની બી એ. ની પરીક્ષા પહેલા વર્ગમાં અને આખી યુનિવર્સીટીમાં પહેલે નંબરે આવી પસાર કરી. બી. એ. ની પરીક્ષામાં અંગ્રેજીમાં પહેલે નંબરે આવવા માટે તેમને જેન્સ મ્યુનીસિપલ ચંદ્રક મળ્યો છે.

**મારવાડી કોમ અને પડદો:** મારવાડી કોમે પણ હવે સુધારા તરફ પગલાં માંડયા છે. હમણાંજ મળેલી અખિલ હિંદ માહેશ્વરી પરિષદમાં તેમણે પડદાની પ્રથા અને બાળલગ્ન વિરૂદ્ધ ઠરાવો કર્યા છે. મારવાડી સ્ત્રીઓની મોટી સંખ્યાએ ખુલ્લે મોઢે આ પરિષદમાં ભાગ લીધો હતો. આ દાખલાનું બીજી સ્ત્રીઓ પણ અનુકરણ કરવા લાગશે એવી આશા રાખી શકાય. કોમના યુવાનોએ એ બન્ને બદીઓ દૂર કરવા ચળવળ શરૂ કરી દીધી છે. ખંડવા, ધમણગામ યવતમાલ, વર્ધા અને આકોલા વગેરે સ્થળે એ બાબતોના પ્રચારકાર્ય માટે મોટી સભાઓ થઇ હતી. ૧૩ મી નવેમ્બરનો દિવસ તેમણે "પડદાવિરૂદ્ધદિન" તરીકે પાળ્યો હતો.

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

સુધારો—ગુણસુંદરીના ગયા ઓકટોબર અંકમાં પાને ૬૫ સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી રૂ. ૪૦) નું ઇનામ મળ્યું છે એમ વાંચવું.—

**મંડળમાં થયેલા લાઇફ મેંબરો.**

સૌ. નવલકીશોરી હરિલાલ દફતરી, સૌ. રાધાબાઇ રામદાસ ભોજા મજીઠીઆ, સૌ. દેવકાંબાઇ ત્રિકમદાસ રતનસી કોઠારી ઉપલાં બ્હેનો દરેક રૂ. ૧૫૦) લવાજમ ભરી મંડળમાં લાઇફ મેંબર થયાં છે.

**મંડળને મળેલી ભેટો.**

રૂ. ૪૮૦) રા. હીરાલાલ છગનલાલ લોખંડવાળા તરફથી તેમના સ્વ. બ્હેન નિર્મળા છગનલાલ સંસ્કૃત વર્ગને બીજા વર્ષની વાર્ષિક મદદ સને ૧૯૩૦ ના આગસ્ટ સુધીની.

રૂ. ૬૧૧) સાર્વજનિક ગુજરાતી એમેચ્યૉર્સ તરફથી મંડળના લાભાર્થે "આર્ય અબળા" નો નાટક ભજવી મેનેજીંગ ડીરેકટર શ્રી. હીરાલાલ રે. લાકડાવાળા મારફત મળ્યા.

રૂ. ૧૦૧) શેઠ જીવણદાસ વલ્લભદાસ તરફથી ચી. ભાઇ કરસનદાસના શુભ લગ્નની ખુશાલીમાં મંડળને ભેટ મળ્યા છે.

**મંડળે મોકલેલી મદદ.**

આ સાલ રેલસંકટનિવારણ ફંડમાં રૂપીયા ૨૦૦૦) ( બે હજાર ) મોકલ્યા.

સીંધ રેલસંકટનિવારણ ફંડમાં રૂપીઆ ૨૦૦૦) ( બે હજાર ) મોકલ્યા.

**નાચ સામે અંકુશઃ** સીકંદરાબાદમાં હિન્દુ સનાતનીઓ અને સુધારકોની એક સભાએ દીવાળી પ્રસંગે દેવદાસીઓના નૃત્ય સમારંભો અને બોણી લેવા ઘેરઘેર જવાની પ્રથા બંધ કરવા સંબંધમાં અગત્યનો સુધારો થયો છે આવી સ્ત્રીઓને ગૃહઉદ્યોગો પૂરા પાડવાની સૂચના પણ થઇ હતી.

**પતિદેવ! (૧)** આકોલાથી બે માઇલ દૂર આવેલાં હમરી ખાતે ગોવિંદ નામના પતિદેવે કાશીબાઈ નામની પત્નીનું કુહાડીથી પૂજન કર્યું.

**પિતા કે રાક્ષસ!** સંયુકત પ્રાંતોના મૈનપુરી જીલ્લાના પનાલાલ નામના ખેડુતે ભરણ પોષણની કડાકૂટમાંથી બચવા પોતાની છ વર્ષની પુત્રીનું ખૂન કર્યું.

**સાસુના સીતમઃ** કલકત્તામાં ગયા માસ દરમ્યાન બે બંગાળી યુવતીઓએ બળી જઇ આપઘાત કર્યો છે. જુરીની તપાસમાં સાસુઓ અને ધણી સામે ગેરવર્તણુકના આક્ષેપો મૂકાયા છે. પહેલા કેસમાં ધણી અને સાસુની ગેરવર્તણુકને પરિણામે આપઘાત કરવાનો જુરીએ અભિપ્રાય આપ્યો હતો. બીજી એમાં મરનારે પોતાના મરતી વખતના ખુલાસામાં જણાવ્યું હતું કે સાસુએ તેને બળી મરવાની ફરજ પાડી હતી. તે એ કારણસર કે સાસુએ છોકરીના બાપ પાસેથી ગળાંની સાંકળી માંગી હતી જે તે આપી શકયો હતો નહિ.

**મીસ મૃણાલ દાસગુપ્તાઃ** ઢાકાનાં સ્વ. રાય બહાદુર કમલનાથ દાસગુપ્તાનાં પુત્રી છે. ઢાકા યુનિવર્સીટીની એમ. એ. ની પરીક્ષા તેઓએ સંસ્કૃત અને બંગાળી લઈ પહેલે નંબરે પસાર કરી છે. એજ યુનિવર્સીટીમાં મીસ મૃણાલ શોધખોળનું કામ કરવા ધારે છે.

**સંસાર સુધારા પરિષદઃ** આખા હિંદની સંસાર સુધારા પરિષદ નાતાલના દિવસોમાં લાહોરમાં મળશે. સ્વાગત પ્રમુખ તરીકે પ્રો. ઋષીરામ ચુંટાયા છે, અને વગવાળી કમિટિ નીમાઇ છે. દર વર્ષે પરિષદ ઠરાવો કરીને ઉઠે છે. તેને બદલે આ વર્ષે કાંઇક સંગીન કાર્યક્રમ ઘડે અને પ્રાંતિક સમિતિઓ દ્વારા એ કાર્યક્રમ અમલમાં મૂકવાના પ્રયત્નો સતત ચાલુ રહે એવી સંચાલકોની ઇચ્છા છે. એટલા માટે તેમણે એ દિશામાં કાર્ય કરતા મંડળોના અને સંસ્થાના અભિપ્રાય પૂછાવ્યા છેઃ આ પ્રમાણે થાય તો સુધારાની લડતને વધારે જોર મળે અને તેનાં શુભ પરિણામ જલ્દી જોઇ શકાય.



**શારદા બાલલગ્ન પ્રતિબંધક કાયદોઃ** બાળલગ્નની ક્રૂર પ્રથાને દફનાવનારો શારદા બાળ-

લગ્ન પ્રતિબંધક કાયદો ચોમેરથી આવકાર પામી રહ્યો છે. રાયસાહેબ હરવિલાસ શારદાને અભિનન્દનો અપાયાં છે. જ્યારે બીજી બાજુએ સનાતન ધર્મને નામે કેટલાક ચુસ્ત હિન્દુઓએ તેમજ કુરાનની શરિયતોને નામે મુસ્લીમોએ તે સામે નિષ્ફળ વિરોધના પોકારો કરવા માંડયા છે. મદ્રાસ અને પંઢરપૂરના ધર્માભિમાની બાઇઓએ એ કાયદા સામે ચળવળ ઉપાડી છે અને સત્યાગ્રહ કરવાની પણ ધમકી આપી છે. જ્યારે એ કાયદાનો અમલ મુસ્લીમો ઉપર ન થાય એવી વિનંતિ કરવા મુસ્લીમોનું એક પ્રતિનિધિ મંડળ ના. વાઈસરોયની મુલાકાતે ગયું હતું. આ વિરોધ માત્ર નામનો જ છે. વિચારશીલ વર્ગે તો એ કાયદાને હર્ષભર્યો આવકાર આપી એનો અમલ કેમ સારી રીતે થાય તેના પ્રયત્નો શરૂ કર્યાં છે.

પ્રગતિને પંથે મહિલાઓઃ (૧) કલકત્તાની કુલટ નામની એક વીર કુમારિકાએ પોતાને તરતાં ન આવડતું હોવા છતાં એક બાલકને ડુબતો બચાવ્યો છે. (૨) શ્રીમતી એમ. ડી. મોડક બેલગામની લેડીઝ ક્લબનાં પ્રમુખ ચુંટાયાં છે. (૩) શ્રીમતી કમલાદેવી આંધ્ર પ્રાંતિય મહાસભા સમિતિનાં પ્રમુખ ચુંટાયાં છે. કોકાનડામાં મળેલી મહાસભામાં સ્વયંસેવિકાઓમાં તેઓ કપ્તાન હતાં (૪) શ્રીમતી આપ્પેશા બી. એ. પલ્લતુર (મદ્રાસ)માં પ્રથમ વિભાગના ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયાં છે. (૫) કુમારી

## શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ

### ગૃહસ્થાશ્રમમાં "દેશસેવા"ના નિબંધની માગણી.

મંડળ તરફથી મંડળનાં સભાસદોને તેમજ દેશ દેશાવરોમાં વસતી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓને નમ્રતાપૂર્વક જણાવામાં આવે છે કે **ગૃહસ્થાશ્રમમાં દેશસેવા** વિષે જે બ્હેનો નિબંધ લખી મોકલવા માગતા હોય તેમણે તા. ૧ લી જાન્યુઆરી ૧૯૩૦ સુધીમાં પોતાના નિબંધો ગીરગામ બેક રોડ મંડળના સરનામે સેક્રેટરીઓ ઉપર મોકલી આપવાઃ—મજકુર નિબંધનું લખાણ ફુલસ્કેપ કાગળ ઉપર એક બાજુ ૧૪ થી ૧૬ પાનામા સમાવેશ થાય તેટલું શાહીથી સ્વચ્છ સારા દસ્કતે લખાયલું હોવું જોઇએ. નિબંધના લખાણ નીચે પોતાનું નામ નહી લખતાં લેખ નીચે પોતે ધારણ કરેલી અમુક સંજ્ઞા લખવી અને તે કવર બંધ કરી મોકલવું તથા એક જુદા કવરમાં અમુક સંજ્ઞાવાળો લેખ મારો છે એમ લખી પોતાનું આખું નામ તથા ઉમર ચોકસ ઠેકાણા સાથે લખી કવર બંધ કરી મોકલવું જોઇએ. હરિફાઇમા ફતેહમંદ નીવડનારાઓને અનુક્રમે ત્રણ જણાને રૂા. ૪૦, ૨૦, ૧૦ ના ઇનામો સ્વ. જયાવંતી દુલેરાય છગનલાલ ઇનામી નિબંધ ફંડમાંથી મળશે.

### સભાસદોને વિનંતિ.

કેટલાક સભાસદો પોતાના ઠેકાણા બદલવાની વખતસર ખબર નહી આપતાં હોવાથી તેઓના નામે મોકલવામા આવેલા પત્રો પોષ્ટ ઓફિસમાથી પાછા ફરે છે. માટે જે કોઇ સભાસદ પોતાનું રહેવાનું ઠેકાણું બદલે કે તુરત પોતાના નવા ઠેકાણાની ખબર મંડળની ઓફિસમા આપવાની વિનંતિ કરવામાં આવે છે. દરેક સભાસદને પોતાનો રજીષ્ટર નંબર મોકલવામા આવતા કાર્ડ—કવર ઉપર એક બાજુ જણાવવામાં આવે છે માટે નામ ઠેકાણાં વગેરે જે કાઇ ફેરફાર કરવો હોય તે વખતે પોતાનો રજીષ્ટર નંબર જણાવવો જોઇએ. આટલું ધ્યાનમાં રાખવાની દરેક સભાસદને અમો ખાસ વિનંતિ કરીએ છીએ.

### વાર્ષિક લવાજમ ભરી દેવું જોઇએ.

જે સભાસદોએ પોતાનું ચાલુ વર્ષનું લવાજમ હજી સુધી ભર્યું નથી તેઓને પોતાનું લવાજમ તા. ૩૧ મી જાન્યુઆરી સુધીમાં ભરી જવા વિનંતિ કરીએ છીએ. મુદત દરમિયાન લવાજમ ભર્યું નહી હોય તો તેમના નામ રજીષ્ટરમાંથી સભાસદ તરીકે બંધ કરવાની દિલગીરી સાથે ફરજ પડે છે.

ક. મહાથીને રાષ્ટ્રભાષા પરીક્ષામાં સર્વથી પ્રથમ ઉત્તીર્ણ થવા માટે ઇનામ આપવામાં આવ્યું છે. (૬) હૈદ્રાબાદના શ્રીમાન રાજા દીનદયાલ મુસવર-જંગના પૌત્રવધુ શ્રીમતી શીલાવતી સ્ત્રીશિક્ષણના કાર્યમાં અત્યંત રસ લઇ રહ્યાં છે.

**પ્રકીર્ણ:** (૧) શકુંતલાબાઇ નામની એક છોકરી મુંબાઇમાં ફટાકડાથી દાઝી મરણ પામી. (૨) સુરતી દશા પોરવાડ યુવકમંડળે વિધવા વિવાહની હિમાયત કરી છે. (૩) ગાંધીજીનાં ભત્રીજી શ્રીમતી ઉમાગૌરીનાં લગ્ન ઉદેપુરવાળા શ્રી શંકરલાલ અગ્રવાલ સાથે થનાર છે (૪) રાજકોટમાં વિધવાઓને મદદ કરવા ભોજનશાળાઓમાં હુન્નર વર્ગ ઉઘાડવામાં આવનાર છે. રાજકોટની કન્યાશાળાઓનો સમય ૧૨ા થી ૫ નો રાખી ફાજલના વખતમાં હુન્નર કળાનું શાસ્ત્રીય શિક્ષણ આપવામાં આવશે. (૫) પાટણની શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિએ વિધવાઓને જ્ઞાતિની અંદર જમવાની છુટ આપી છે (૬) નૂતન સંગીત વિદ્યાલયનાં સંચાલિકા શ્રીમતી હીરાબાઇ બરોડેકર અને બીજી નટીઓને ઇન્દોરનાં મહારાણીએ રૂા. ૩૦૦૦ ની શાલો ભેટ આપી. (૭) રેલ્વે કામદારોની સ્ત્રીઓ માટે એક પ્રસુતિગૃહની યોજનામાં સહાય કરવા હિન્દી કારીગરીનાં નમુનાનું એક પ્રદર્શન ગયા માસમાં મુંબાઇ ખાતે ભરવામાં આવ્યું હતું. (૮) ભરૂચમાં શ્રીમતી રસિકમણિ દેસાઇની પ્રવૃત્તિનાં પરિણામે સ્ત્રીમંડળની સ્થાપના થઇ છે. (૯) અમદાવાદની મહાલક્ષ્મી ફિમેલ ટ્રેઈનીંગ કૉલેજ અને ગર્લ્સ હાઇસ્કુલની વીસ વિદ્યાર્થીનીઓ ઓકટોબર માસમાં બીસ જાણુલીની આગેવાની હેઠળ ઐતિહાસિક સ્થળોનાં નિરીક્ષણ માટે ગઇ હતી.

## એશિયા.

**આરબ સ્ત્રીઓનો પડદા ત્યાગ:** પેલેસ્ટાઇનના આરબ કેદીઓ તરફ પોલીસની ગેરવર્તણુક; ઝિયોનીસ્ટ ઇમીગ્રેશન અને બાલ્ફર ડેકલેરેશન સામે વિરોધ દર્શાવતો મહાસભાનો ઠરાવ વડા કમીશનરને સુપ્રત કરવા પેલેસ્ટાઇનના બધા ભાગની મુસ્લીમ અને ખ્રિસ્તિ આરબ સ્ત્રીઓનું પ્રતિનિધિમંડળ પડદા વિના મળ્યું હતું પેલેસ્ટાઇનના ઇતિહાસમાં મુસ્લીમ સ્ત્રીઓના પડદાત્યાગનો આ પહેલોજ બનાવ છે.

## યુરપ.

**માર્જોરી ભેસ્ટ** નામની માત્ર બે વર્ષને બે માસની એક અંગ્રેજ છોકરી ૬૫ ફીટ જેટલું તરી શકે છે। તે બોલતાં શીખી ત્યાર પહેલાં તરતાં શીખી હતી.

**૮૦ વર્ષની જુવાન:** ઓહોલેન્ડની મીસીસ પી. બી. બરગોઈન ૮૦ વર્ષની વયે પણ ખુબ જુવાન છે. તેઓ બોર્ડ ઇન્વેસ્ટમેન્ટ ટ્રસ્ટનાં પ્રમુખ ચુંટાયાં છે.

**સ્ત્રી સાથે સ્ત્રીનું લગ્ન:** પોર્ટ ગ્લાસગોની મેરી બ્લાક નામની સ્ત્રીએ પોતાની બહેનપણી એલીઝાબેથ સાથે રહી શકાય તે માટે તેની સાથે લગ્ન કર્યું હતું. લગ્ન બાદ મેરીએ સ્ત્રી વેશમાં પોતાની બહેનપણીનું પોષણ કર્યું હતું. આવું લગ્ન કરવા માટે મેરીને ચાલીસ દિવસની જેલની મહેમાની મળી છે.

**નોબલ ઇનામો:** (૧) સાહિત્ય માટેનું નોબલ ઇનામ પ્રખ્યાત જર્મન ગ્રંથકાર હેર થોમસ મેનને મળ્યું છે; (૨) ૧૯૨૮ નું ફીઝીકસનું નોબલ ઇનામ, લંડનની કીંગ્ઝ કોલેજના ડીરેકટર ઓફ ફીઝીકસ રીસર્ચ, પ્રો. ઓ. ડબલ્યુ. રિચાર્ડસનને મળ્યું છે. (૩) ૧૯૨૯ નું ફીઝીકસનું નોબલ ઇનામ પેરીસના ડક ડી બ્રોગલીને મળ્યું છે. (૪) ૧૯૨૯ નું રસાયણશાસ્ત્ર ( Chemistry ) નું નોબલ ઈનામ લંડન યુનિવર્સીટીનાં બાયોકેમીકલ ખાતાના પ્રો. આર્થર હાર્ડન અને સ્ટોકહોમના પ્રો. વોન યુલર વચ્ચે વહેંચી આપવામાં આવ્યું છે.

**અનેક પત્નીની પ્રથા સામે ઝુંબેશ:** પેરીસના કેટલાક નવયુવાનોની ધી ઇન્ડિયન સોસીયલ એન્ડ કોમર્શીયલ સંસ્થાએ હિન્દમાં પરણેલા હિન્દીઓએ યુરોપમાં વસી યુરોપીયન સ્ત્રીઓ સાથે લગ્ન કર્યાં હોય એવા હિન્દીઓને, તેઓની પ્રથમ પત્ની જીવતી હોવા છતાં બીજીવાર

લગ્ન કરવામાં ઉત્તેજન ન આપવાનો ઠરાવ કર્યો છે. હિન્દની ઉગતી પ્રજા એ ઠરાવને વધાવી લઇ એક સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી નહિ કરવાં દેવા કાયદેસર અટકાયતની લડત ઉપાડી સ્ત્રી જાતિના હકકોને ન્યાય આપશે એવી આશા છે.

**પતિને ખાતર ભીખારી બની:** માજી જર્મન કયસરના બહેન મિસિસ ઝુબકોફ અવસાન પામ્યાં છે. કયસર તેમજ બીજાં ઘણાંઓની ઇચ્છા વિરૂદ્ધ તેમણે એક રશીયન સાથે લગ્ન કર્યું હતું. લગ્ન પછી તેના પતિએ તેને લૂંટી લીધી હતી. પતિને ખાતર તેણે પોતાનો કીંમતી દાગીનો વેચ્યો હતો. મરતી વખતે તેની સ્થિતિ એક ભીખારી જેવી હતી.

### અમેરિકા

મીસ રૂથ રોકવેલ નામની એક અમેરિકન છોકરીએ ગયા માસમાં વિમાનમાંથી લગભગ ૨૦૦૦ ફીટની ઉંચાઇએથી કૂદી પડી આપઘાત કર્યો છે. આપઘાત કરવા માટેજ તે વિમાનમાં ઉંચે ચઢી હતી.



## સ્ત્રીઓ અને કલા:

આપણને શું શિક્ષણ આપવાનું છે તેની આપણે બહુ વાત કરીએ છીએ. આપણે પોતે શું શિખવું જોઇએ તેનો કેમ આપણે કાંઇ વિચાર કરતા નથી ? ભૂતકાળનું માત્ર અનુકરણ કરવાથી રાષ્ટ્રનું પુનરુત્થાન થતું નથી. ભૂતકાળમાં મેળવેલાં બળથી આપણે નવા માર્ગ શોધવાના છે. શું જુના ઉદ્યોગો મરી ગયા ? તેણે આપણામાં રેડેલી કલા કુશળતા અને જ્ઞાનથી આપણે નવા ઉદ્યોગો સર્જીએ. સ્ત્રીઓના ઉદ્યોગો મરતા જાય છે. જુના કલા હુન્નરની આપણને બહુ ઓછી જરૂર છે. પરંતુ તેનાં સર્જનમાં રહેલી શક્તિ હજીયે છે. તો હવે તે બળે હિન્દી કલાકૌશલની માતા બને. આપણે ખરી અભિલાષાઓ પ્રતિ આપણી આંખ ઉઘાડો. કોઇક યુગમાં સ્ત્રી પોતાની અજ્ઞાનતા અને સૌજન્ય માટે પ્રસંશા પામે છે. બીજા યુગમાં તેની વિદ્વત્તા માટે પ્રસંશા થાય છે. બન્ને નિરૂપયોગી છે. એ માત્ર ફેશન છે. ખરો પ્રશ્ન આ છે: આ કે પેલી દિશામાં પોતાનાં દરેક બાલક દ્વારા જાતિએ કયું જ્ઞાન, કઇ શક્તિ, કયું શિલ્પ અને કઇ સર્જનાત્મક ભાવના ખીલવી છે ?

સ્વ. ભગિની નિવેદિતા




**ગુજરાતની બ્હેનોના એક સાચા સેવકનો સ્વર્ગવાસ**

ગુજરાતમાં સ્ત્રીકેળવણીની આદર્શ સંસ્થાઓ આંગળીને વેઢે ગણાય એટલીજ છે. એમાંની એક સંસ્થા ભાવનગરનું સુપ્રસિદ્ધ મહિલા વિદ્યાલય છે. એ મહિલા વિદ્યાલયના આદ્ય સંસ્થાપક અને મુખ્ય અધ્યાપક ભાઇ અમૃતલાલ વલ્લભદાસ દાણીના ભર યુવાન વયે થયેલા અકાલ સ્વર્ગવાસથી ફક્ત એ સંસ્થાનેજ નહિ પણ આખા ગુજરાતને ભારે ખોટ પડી છે. મુંબાઇ યુનીવરસીટીના ગ્રેજ્યુએટ થયાં પછી એ ભાઇ થોડાક સમય સુરતનાં મહિલા વિદ્યાલયમાં જોડાયા હતા. પરંતુ એમના હૃદયમાં એમના વતન–કાઠિયાવાડની બ્હેનોની કેળવણીની ખામી ખુબ સાલતી હતી. અને તળ ગુજરાતને મુકાબલે કાઠિયાવાડમાં સ્ત્રી કેળવણી લાક ઘણી ઓછી છે. એ ખોટ પૂરવા માટે તેમણે ભાપૂનાના કર્વે વિદ્યાપીઠને અનુસરીને ભાવનગરમ આમાહિલા વિદ્યાલયની સ્થાપના કરી હતી. અત્યારાજ્યે સુધીમાં આ સંસ્થા દ્વારાં અનેક બ્હેનો કેળવણીસંદાની પ્રકાશ પામી છે. મોટી ઉમ્મરની બ્હેનો માટે પણ ખ એ વિદ્યાલયે શિક્ષણવર્ગોની તેમજ બીજી પ્રવૃત્તિઓની ગોઠવણ કરી છે. સ્વ. ભાઇ દાણીના શાન્ત અને મીલનસાર સ્વભાવને કારણે અને તેમની સાચી સેવાવૃત્તિને લીધે એ સંસ્થા દિન પ્રતિદિન પ્રગતિ કરતી રહી છે. અમે એમની પાસેથી બહુ બહુ આશાઓ રાખી હતી. મહારાષ્ટ્રના સાચા સેવક પ્રો. કર્વેને હાથે જેમ મહિલા વિદ્યાપીઠની સ્થાપના થઇ છે તેમ ગુજરાતમાં ભાઇ દાણીને હાથે ગુજરાતી બ્હેનોના વિદ્યાપીઠની સ્થાપના થવાની અમને ઉમેદ હતી. એમના સુશિક્ષિત અને સુશીલ પત્ની શ્રીમતી જયાબ્હેન એમના કાર્યમાં સાચો સહકાર આપી રહ્યાં હતાં. એ સહચાર વધે તે માટે આગળ અભ્યાસ કરવાની પણ તેમણે તૈયારી કરી હતી. એટલામાં ભાઇ દાણી આંતરડાની બીમારીથી પીડાવા લાગ્યા. બોટાદમાં રહી થોડાક સમય વૈદ્યની દવા કરી પણ આરામ થવાને બદલે પ્રકૃતિ બગડતી ચાલી. પરિણામે તેમના મિત્રો તેમને મુંબાઇ લાવ્યા. સર હરકીશનદાસ હોસ્પીટલમા ડૉ. ટી. એ. શાહને હાથે ઓપરેશન કરાવ્યું. એ ઓપરેશન શરૂઆતમાં ફતેહમંદ લાગ્યું પણ પાછળથી તબિયત વધારે લથડી. લગભગ ત્રણ માસ સુધી. શ્રી જયાબ્હેને ભાઇ મેઘાણીએ, ભાઇ બળવંતરાય મ્હેતાએ અને કે રેલા નાનાભાઇઓ–ભાઇ જમનાદાસ અને ભાઇ દાસે તેમજ અન્ય સ્નેહીઓ અને મિત્રોએ સુશ્રુષા કરી છતાં યશ ન મળ્યો અને તા. ૨૦ મી નવેમ્બરે બપોરે પંચત્વ એમના અવસાનથી શ્રી. જયાબ્હેનને, ભાઇઓને અને તેમના બહોળા મિત્રસમુદાયને પડેલી ખોટ માટે અમે અંતઃકરણપૂર્વક દિલાસન દઇએ છીએ. ગુજરાતને–ખાસ કરીને રાતની બ્હેનોને આ સહૃદય અને સાચા સેવાભાવી બંધુની ખોટ લાંબો સમય સાલશે. અમને આશા છે કે શ્રી. જયાબ્હેન અને સ્વર્ગસ્થના નાના ભાઇઓ એમનું અધુરૂં કાર્ય ઉપાડી લઇ એમનું સાચું શ્રાદ્ધ કરશે. પરમ કૃપાળુ પ્રભુ એ સ્વર્ગસ્થ બંધુના આત્માને પરમ શાન્તિ અર્પે એજ અમારી સહૃદય પ્રાર્થના છે.

**બાળલગ્નનો કાયદો**

અમે માનતા હતા કે એક વખત રાયસાહેબ હરવિલાસ શારદાનું બીલ વડી ધારાસભા પસાર કરી દેશે અને એને કાયદાનું સ્વરૂપ મળી જશે એટલે એના વિરોધીઓ ઠંડા પડશે. પરંતુ જોઇ શકાય

ધારો લાગુ પડશે. ગુન્હાની ફરિયાદ માટે સમયની હદ શારદા કાયદાની જેમ એક વર્ષની ઠરાવી છે. ગુન્હાની સજા વિષે બન્ને કાયદા વચ્ચે કેટલોક ફેરફાર છે. શારદા કાયદો 'વધુમાં વધુ રૂ. ૧૦૦૦ સુધીનો દંડ અને એક મહિના સુધીની સાદી કેદની સજા ઠરાવે છે ત્યારે આ ધારો દંડની રકમ ઘટાડી રૂ. ૫૦૦ કરે છે અને કેદની સજા વધારી ત્રણ માસની ઠરાવે છે. એક ખાસ આવકારદાયક પગલું આ ધારો વૃદ્ધલગ્ન પર અંકુશ મુકવા માટે લે છે જે શારદા કાયદાએ નથી લીધું. ૪૫ વર્ષથી વધુ ઉમ્મરના પુરૂષને પોતાનાથી અર્ધી ઉમ્મરની સ્ત્રી સાથે લગ્ન કરવાની આ કાયદાથી ફરજ પડશે એટલી મોટી ઉમ્મરની-૨૩-૨૪ વર્ષની ઉમ્મરની કુમારિકા તેને ભાગ્યેજ મળી શકશે. એટલે તેણે પરણવું હોય તો વિધવા સાથે જ પુનર્લગ્ન કરી શકશે.

આ કાયદો અમલમાં આવે તે પહેલાં એનો પ્રચાર કરવાની અને અમલમાં આવ્યા પછી તેનો યોગ્ય ઉપયોગ થાય તે માટે પગલાં લેવાની ફરજ આપણા યુવક યુવતીઓ ઉપર અને તેમના મંડળો ઉપર રહેશે. તેઓ આ બાબતમાં વેળાસર જાગૃત થઇ પોતાની ફરજ બજાવવામાં ચૂકશે નહિ એવી અમે આશા રાખીએ છીએ.

**સ્ત્રીઓ માટે કોલેજ.**

મુંબાઇના શેઠ મુલરાજ ખટાઉ અને તેમના ભત્રીજા શેઠ ત્રીકમદાસ અને શેઠ ગોરધનદાસે થોડાક સમય પહેલાં રૂપીઆ અઢી-લાખની [illegible]શાહી રકમ બનારસ હિંદુ યુનીવરસીટીને [illegible] માટે એક ખાસ કોલેજ સ્થાપવા કાઢી આપી હતી. દાતાઓની ઇચ્છા મુજબ કોલેજમાં ફી લેવાતી નથી. એના મકાન પાછળ એક લાખ રૂપીઆ ખર્ચાયા છે. ભોંય તળીએ વિદ્યાર્થીનીઓને રહેવા માટે સગવડ છે. ઉપરના બે મજલા પર અભ્યાસના વર્ગ રાખ્યા છે. મકાનની આજુબાજુ કમ્પાઉન્ડ બાંધી લીધો છે, જેમાં ૨૦ એકર જગ્યા રોકાઇ છે. હાલમાં એ કોલેજમાં વિધવિધ પ્રાંતોની બધી મળીને ૪૦ વિદ્યાર્થીનીઓ છે. એમાંની ૩૮ બ્હેનોએ આર્ટ્સનો અને બે જણે સાયન્સનો અભ્યાસક્રમ લીધો છે. એમાંની ૭ બ્હેનો પરણેલી છે; ૭ વિધવા છે; ૨૭ કુમારિકાઓ છે, ત્રણ બ્હેનો બાળકની માતા પણ બની ચૂકી છે પ્હેલા અને બીજા વર્ષનો અભ્યાસ કરનારી બ્હેનો અભ્યાસ માટે છોકરાઓ માટેની કોલેજમાં જાય છે. કોલેજના કમ્પાઉન્ડમાંજ વિદ્યાર્થીનીઓ માટે ટેનીસ, બેડમીન્ટન અને બાસ્કેટ-બોલની રમતો રમવાનો સગવડ છે. ઉપરાંત યુનીવરસીટીના બે માઇલ લાંબા અને એક માઇલ પ્હોળા. વિસ્તારમાં તેઓ ફરવા પણ જઇ શકે છે. સાથે સાથે તેમને દેશી રમતો, લાઠી જ્યુજુત્સુ વગેરે શીખવવાની સગવડ કરવી જરૂરી છે. પંડિત માલવીયજી તરવાની, ઘોડેસ્વારીની અને નિશાનબાજીની રમતો પણ દાખલ કરવા ઇચ્છે છે પરંતુ નાણાને અભાવે હજી તેમ બની શક્યું નથી. વિદ્યાર્થીનીઓ વિધવિધ પ્રાંતોમાંથી આવી ભેળી રહેતી હોવાને કારણે પ્રાંતિક દૃષ્ટિભેદ ટળી તેમનામાં રાષ્ટ્રીય દૃષ્ટિ આવે એ કુદરતી છે. ઉપરાંત ગરીબ અને મધ્યમ વર્ગની બ્હેનો માટે આ કોલેજ આશીર્વાદ સમાન છે. કોલેજ ફી અને ઓરડાનું ભાડું આપવું પડતું નથી તે ઉપરાંત જણ દીઠ લગભગ રૂ. ૧૮) નો માસિક ખર્ચ આવે છે. જાણીતા દેશહિતચિંતક શેઠ ઘનશ્યામદાસ બીરલાએ પોતાના સ્વ. પત્ની શ્રીમતી મહાદેવીને નામે દર રૂ. ૧૫) ની એવી કેટલીક સ્કોલરશીપો આ કોલેજની વિદ્યાર્થીનીઓ માટે સ્થાપી છે. એ સ્કોલરશીપોનો ૨૨ બ્હેનો લાભ લે છે એટલે એ ૨૨ જણને તો ફક્ત મહિને રૂ. ૩) જ પદરના ખર્ચવા પડે છે. દાનવીર સજ્જનો આ સંસ્થા તરફ નજર કરે અને એની નાણાંભીડ ટાળે તો કોલેજ હિંદમાં સ્ત્રીકેળવણીનું કેન્દ્રસ્થાન બની રહે એમાં શંકા નથી. અત્યારે નાણાંને અભાવે પૂરતી સંખ્યામાં સ્ત્રી પ્રોફેસરો રાખી શકાતી નથી તેમજ કોલેજને અંગે જુદું પુસ્તકાલય અને વાચનાલય પણ સ્થાપી શકાતું નથી. સેવાભાવી શિક્ષિત સન્નારીઓ પોતાની સેવા અર્પીને પણ કોલેજને મદદરૂપ થઇ શકે.





શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય
અમદાવાદમાં તા. ૧૪–૧૫ મી ડીસેમ્બરે મળેલી
મુંબાઇ ઇલાકા યુવક પરિષદનાં પ્રમુખ.

ગુણસુંદરી



સૌ. ઇંદુમતી દિવાન.

અમદાવાદમા તા. ૮ મી ડીસેમ્બરે મળેલી
શ્રી ગુજરાત પ્રાન્તિક મહિલા પરિષદનાં પ્રમુખ.




પુસ્તક ૧૩ મું] જાન્યુઆરી ૧૯૩૦ [અંક ૫ મો

# સૌભાગ્ય ચાંદલો

[ ઢાળ : " જમનાને કાંઠડે કળાએલ મોરલો " ]

સૃષ્ટિસોહાગ આભ પુનમનો ચાંદલો,
ચાંદલે રે, આંજ્યાં આંખડિયે નૂર !

નન્દન-વનરાઇએ શારદનો મોરલો,
મોરલે રે, કીધાં જાદુ મધુર ! —સૃષ્ટિ.

ગાજે મેઘઘેલડી, મસ્ત વીજવેલડી;
વેલડી રે, પીતી અમૃતનાં પૂર : —સૃષ્ટિ.

સંસારે સોહાલો રે માણીગર મોરલો;
મોરલે રે, લોટ્યાં અણઓટ્યાં ઉર ! —સૃષ્ટિ.

સજતી સુહાગણ સૌભાગ્ય ચાંદલો,
ચાંદલો રે, સોહે આતમને સુર : —સૃષ્ટિ.

કેશવ હ. શેઠ




# સન્નારીઓને બે બોલ*


લેખિકા:

**શ્રીમતી તારાબ્હેન મોડક,**
બી. એ.


પ્રિય બ્હેનો,

**આ**જે પચ્ચીસ પચ્ચીસ વર્ષોથી તમે આત્મોન્નતિ માટે પ્રયત્ન કરી રહ્યાં છો. ખરેખર એ આનંદની વાત છે. જે પોતે કરે તે છૂટે, જે બીજા ઉપર આધાર રાખે તેને તારવા કોઇ સમર્થ નથી. તમારો પચ્ચીસ વર્ષોનો ઇતિહાસ એટલે પોતાનીજ ઉન્નતિ માટે પોતેજ કરેલા પ્રયત્નો. એ દષ્ટિએ તે બહુમુલ્ય છે. અનેક દિશામાં તમે પ્રયત્ન કર્યા છે ને સ્ત્રીઉન્નતિના અનેક કામો હોંશભેર ઉપાડયા છે. જરૂર આ પચ્ચીસ વર્ષમાં તમારા પ્રયત્નોને ઠીક અંશે યશ પણ મળ્યો છે. તમને મારા અભિનંદન છે.

પંદર સોળ વર્ષ પહેલાં હુંયે મુંબાઇમાં હતી તે વખતે ગુજરાતી સ્ત્રી સમાજ કયાં હતો તે હું જાણું છું. સ્ત્રીઓની મોટી જાહેર સભામાં અમુક અમુક સ્ત્રીઓ સિવાય ભાષણ કરે કે આગળ પડતો ભાગ લે એવી સ્ત્રીઓ એ વખતમાં હતી જ નહિ. બે વર્ષ પહેલાં મેં એવીજ એક જાહેર સભા જોઇ તો ત્યાં ગુજરાતી હિન્દુ સ્ત્રીઓ સિવાય બીજી સ્ત્રીઓ ભાગ્યે જ દેખાતી હતી. જાણે કે ગુજરાતી સ્ત્રીઓનીજ સભા છે અને દક્ષિણી પારસી અને મુસલમાન બેનો તો માત્ર થોડો જેવો ભાગ લેવા ત્યાં આવેલી છે. એ વખતે ગુજરાતી સ્ત્રીઓની પ્રગતિ જોઇને આશ્ચર્ય સાથે ખૂબ આનંદ થયો. પ્રગતિ જોઇને આનંદ તો સૌને થાય પણ મારો આનંદ વિશેષ હતો કારણ કે હમણાં હું યે અરધીપરધી ગુજરાતીજ બની ગઇ છું તે ?

બેનો, તમે કામો તો અનેક ઉપાડયાં છે. અનેક દિશામાં પ્રગતિ સાધી રહ્યાં છો. પરંતુ પ્રગતિ અનન્ત છે. વળી મોટા સમૂહ પરત્વે તો એવી જ વાત છે. ખૂબ દોડી દોડીને થાકીએ ને પાછું વળીને જોઇએ તો ખબર પડે છે કે હજી તો માત્ર અર્ધું ડગલુંજ આગળ ધપ્યા છીએ. આપણી સ્ત્રીઓની ઉન્નતિનું પણ આમજ છે.

મોઢા આગળ દોડનારી પાચ પચ્ચીસ વ્યક્તિઓ છોડી દઇ પંદરસોના સમૂહ સામે જોઇશું તો દેખાશે કે હજી બહુ જ ઓછું ચાલ્યા છીએ. હજી ઘણું કરવાનું બાકી છે. હા, માનો કે પચ્ચીસ વર્ષ પહેલાં જરૂર

* શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના સભાસદો પરત્વે સં. ૧૯૯૬ના નવા વર્ષ નિમિત્ત.

જણાતા સુધારા થઇ ગયા છે, સર્વત્ર થઇ ગયા છે. પણ તેથી શું ? સુધારાની પરંપરા આપણી આગળ હજી ઉભી જ છે. મતલબ કે હજી ચાલ્યા છીએ તેથીએ વધારે ચાલવાનું બાકી છે અને પ્રગતિ કરનારને તો હમેશ એમજ રહેવાનું.

બેનો, તમે પહેલી લડત અંધકાર સામે આદરી. એજ સ્વાભાવિક ક્રમ છે. પ્રકાશ વિના તો એક ડગલું પણ ન ભરાય. અંધકારની લડત ચાલુજ છે છતાં જુઓને હજી કેટલું અંધારૂ ઉલેચવાનું બાકી છે ? જ્યાં સુધી કંઇ નહિ તો ખુદ મુંબાઇમાંજ એક પણ બેન નિરક્ષર છે ત્યાં સુધી અજ્ઞાન અંધકાર સામેની લડાઇ ચાલુજ રાખવી પડશે. આજે ગૂજરાતી હિંદુ સ્ત્રી મંડળની પચ્ચીસો બેનો દર બે મહીને બીજી પચ્ચીસો બેનોને જો ફક્ત વાંચતીજ લખતી કરી દેવાનો નિયમ રાખે તો વર્ષાન્તે મુંબાઇ શહેરમાં અજવાળું અજવાળું થઇ જવાનું. એ અજવાળું વીજળીની બત્તીનું નહિ પરન્તુ જ્ઞાનનું દિવ્ય અજવાળું એટલું થશે ત્યારે પણ સ્ત્રી મંડળે એક અદ્‌ભુત કામ કર્યું કહેવાશે.

પ્રથમ એ કામ પાછળ પડોઃ બેનોની નિરક્ષરતા ફેડવાનું. અત્યારની ચાલતી થએલી અન્ય પ્રવૃત્તિઓ તો ચાલુજ રહે. એ બમણી વધારીએ શકાય ને એ પ્રવૃત્તિનો લાભ અમુક વર્ગને અવશ્ય મળ્યાજ કરે. પણ હવે આગળ પગલું મૂકવાનું છે તે વિશાળ પ્રવૃત્તિનું. હવે આજે શક્તિ અને સાધનો વધ્યાં છે. એટલે પ્રવૃત્તિ વધારે જોસથી ઉપડશે. કોલેજોમાં ભણતી અને શ્રીમંત અવકાશવાળી બેનો આ કામ ખૂબ ઝડપથી કરી શકશે. આ કામ સહેલું ને સરલ ઉપયોગી ને આવશ્યક છે સ્ત્રી પુરૂષ સૌને માટે જરૂરનું છે. ગુજરાતી સ્ત્રી મંડળ અજ્ઞાન અંધકાર દુર કરવાનું કામ પાર પાડી ઉન્નતિનાં માર્ગમાં આડે આવતા પહેલા કિલ્લાને તોડે.

પણ આ અક્ષરતા એક સાધન છે તે ન ભૂલીએ. એ વડે સાધ્યને મેળવવું છે. અક્ષરતાની મદદથી મનની સંસ્કારિતા મેળવવી એ એક સાધ્ય. મનની પ્રગલ્ભતા આવે તેની મદદથી કૌટુમ્બિક અને સામાજીક સુધારા સાધવા એ એક સાધ્ય, અને અં. આ બધાની મદદથી નારીજીવનને સમૃદ્ધ કરવું, નારી જીવનના સર્વાંગસુંદર વિકાસને માટે અનુકૂલ વાતાવરણ ઉત્પન્ન કરવું, અને નારી જીવનના વિકાસમાંથી ઉપજતા અખિલ માનવ જીવનના સુંદર વિકાસના મધુર ફળો ચાખવાની ઉમેદ રાખવી એ અંતિમ સાધ્ય.

કુટુંબ અને સમાજ સુધારાની દિશામાં મંડળે પ્રયત્નો કર્યા છે. નારીજીવનની મુશ્કેલીઓને દૂર કરવાના પ્રયત્નો કર્યા છે. પણ મૂળેજ આ કાર્યપ્રદેશજ અસીમ છે. એમાં પણ બાકી ને બાકીજ રહેવાનું. પણ થાકવાનું તો નહિજ. અત્યાર સુધી વ્યાખ્યાનોથી, લેખોથી, કુરિવાજોનો વિરોધ અને સુરિવાજો તરફ અંગુલિનિદર્શન થતું હોય તો હવે તેની આગળના ઉપાયો લેવા ઘટે. ઠેકઠેકાણે મંડળો થાય. કુરિવાજો સામે લડત થાય. મરણીયા થઇને લડશે ને કુરિવાજોને નસાડશે જ છૂટકો છે. સ્ત્રીઓ ધારે તો તેઓજ તે કરી શકે. સ્ત્રીજીવનનો દેશ પરદેશનો ઇતિહાસ જોતાં સિદ્ધ થયેલી વાત છે કે સ્ત્રી ધારે તો અસંભવિતને સંભવિત કરે; તો અહીં તો સંભવિતને પારજ ઉતારવાનું છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ આનો યશ કેમ ન લે !

બેશક, કુરિવાજોને કાઢવામાં અમુક પ્રકારના બળની અપેક્ષા રહે છે. જ્યારે સુરિવાજોને દાખલ કરવામાં કંઇક બીજા પ્રકારના

બળની જરૂર છે. એક બળ તોડવા માટે, બીજું બળ ચણવા માટે ઉભયમાં સમાજના ચાલતા પ્રવાહની સામે થઇને પોતે આંકેલા માર્ગ પર અચલ રહેવાનું—એકલા અટુલા પણ સ્થિર રહેવાનું બળ તો જોઇશેજ. બોલવા લખવામાં તો માત્ર વિચાર કરવાની શક્તિની જરૂર છે. સારું શું નરસું શું તે જોવાની દૃષ્ટિની જરૂર છે. જ્યારે એ બધું પ્રત્યક્ષ કરવામાં સાચા આત્મબળની જરૂર પડે છે. ત્યાંજ મનુષ્યની ખરી પરીક્ષા થાય છે. અને આપણે તેમાંજ નાલાયક ઠર્યા છીએ. પુરુષો તો ભાષણશૂરા થઇ ચુકયા. આપણે એવું અનુકરણ નથી કરવું. કહી બતાવવા કરતા કરી બતાવવામાંજ આપણી શોભા છે, આપણું કલ્યાણ છે. કોઇ પણ સુધારાની મોઢામાંથી હજી વાત નીકળે તે પહેલાં તો આપણે તે ઝટ દઇને કરીજ નાખવાની હિમત કેળવીએ.

'અમારો અમુક રિવાજ તો બહુ ખોટો છે ને એની સામે થવું એ તો ભાઇશાબ તોબા,' એમ કહી જો દરેક વ્યક્તિ રોદડાંજ રૂએ તો શા કામનું ? એને બદલે કરવા માંડીએ. ઝટપટ લાજનિષેધ મંડળ, કન્યાવિક્રય નિષેધ મંડળ, પ્રૌઢ કન્યા વિવાહ મંડળ, સર્વ સહભોજન મંડળ, વગેરે અનેકાનેક મંડળો એક પછી એક સ્થાપેજ જવું. એક કરી છૂટયા એટલે બીજું કામ હાથ ધરવું. ૨૫૦૦ ની સંખ્યામાં સ્ત્રીઓ ખરેખર કંઇ પણ કામ કરવા નીકળે તો કામ પાર પાડતાં કેટલી વાર ! સાચું સંઘબળ કેળવશો તો તમારે હાથે ચમત્કાર થશે.

આજે આપણી સામે જે જટિલ પ્રશ્નો છે તે આવતી પેઢી માટે ઉકલી ગએલા થઇ જવાનો સંભવ છે. કેટલીએક બાબતમાં એમજ થઇ ગએલું આપણી નજરે જોઇએ છીએ. પચ્ચીસ વર્ષ પહેલાંની સ્ત્રીને પગમાં જોડા પહેરી બહાર નીકળવું, તડકા વરસાદમાં છત્રી ઓઢવી કે દરિયા કિનારે ફરવા જવું કે કોઇ સભામાં હાજરી આપવી એવી નાની વાતો પણ મહાન સુધારાની વસ્તુઓ થઇ પડી હતી. માત્ર થઇ પડી હતી એમજ નહિ પણ ખરેખર અઘરી હતી. આજે એક વિધવાને પુનર્લગ્ન કરવામાં જેટલી હિંમત કે આત્મબળની જરૂર છે, સમાજનિંદા સહન કરવાના સામર્થ્યની જરૂર છે, આપ્તેષ્ટથી છુટા પડી જઇ સહન કરવું પડે તેમ છે, તેટલાજ બળની અને શક્તિની તે વખતે એક સ્ત્રીને જોડા પહેરીને પોતાના પતિ સાથે ફરવા નીકળવામાં હતી અને તેટલુંજ સહન કરવું પડતું. એ દૃષ્ટિએ જે સુધારા આજે અઘરા લાગે છે તે આવતી પેઢી માટે સિદ્ધ થએલી વસ્તુઓ બની જાય તો તે સંભવિત છે. પણ એક પ્રશ્ન ઉકલે તો બીજા નવા કયા ઓછા છે ? કદાચ મુંબાઇ પૂરતા આવતી પેઢી માટે લાજ, જ્ઞાતિભોજનો, કે ફરવા જવું કે નિશાળે જઇને ભણવું વગેરે પ્રશ્નો તો તૈયાર થવાનાજ છે. આજની સ્ત્રીઓનું એક કામ પોતાના આજના પ્રશ્નો ઉકેલવાનું છે તો બીજું કામ અત્યંત મહત્વનું કામ જ આવતી કાલના પ્રશ્નોની આગાહી કરી તેનો ઉકેલ કેમ કરવો તેનો વિચાર કરવાનું છે. આપણી કન્યાઓ ભવિષ્યની સફળ નારી કેમ બને તે જોવાનું આપણું કામ છે.

મારી નજર સામે જે થોડા ઘણા એવા પ્રશ્નો તરે છે તેનું નિદર્શન અહિં કરું. તમે પોતે પણ બીજા ઘણા વિચારી શકશો. મારા ધારવા પ્રમાણે આવતી પેઢીની સામે સમૂહગત પ્રશ્નો કરતાં વ્યક્તિગત પ્રશ્નો વધારે આવશે. કારણ કે પહેલાં સામાજીક બંધનો ખૂબ હતાં, એટલે કોઇપણ વાત એકાદ છૂટી વ્યક્તિ કરી શકે એમ હતું જ

નહિ. બધું કામ સામુદાયિક હતું. એટલે સમૂહને તૈયાર કરવાનું કામ ગઇ પેઢી આગળ હતું પણ આવતી પેઢી આજે એવા વાતાવરણમાં ઉછરે છે કે તેના મનને સમાજના બંધનો થોડું જ બાંધી શકશે. બાહ્યતઃ અથવા એક બીજાંની જરૂર પડે તો તે અંશે ભલે માણસ અમૂક સામાજીક બંધનો સ્વીકારશે. પણ સામાન્યતઃ દરેક વ્યક્તિ પોતાનું જીવન પોતાની રીતે પોતાની ઢબે જીવવાનું પસંદ કરશે. અહિં તેઓ મુશ્કેલીમાં આવી પડવાના છે. આપણે સમાજ સુધારકોએ સમાજની સામે જઇને સમાજના જોરજુલમરુપ બંધનો તોડયાં છે; તોડવા જોઇએ એવું વાતાવરણ ઉભું કર્યું છે. તેનું પરિણામ એક વાર તો સમાજને બીજે છેડે જઇને સમાજને અવમાનીને ચાલવામાં આવશે એમ મારું ધારવું છે. વસ્તુ ડોલાયમાન થાય એટલે એકવાર આમ નમે છે તો બીજીવાર બાજુ નમે છે. પછી સમતોલ થાય છે.

સારાંશ, સમાજ અને વ્યક્તિ એક બીજાંથી કેટલાં બંધાએલાં રહે, કેટલાં સ્વતંત્ર રહે, એટલે કે બંધનમાં સ્વાતંત્ર્ય અને સ્વાતંત્ર્યમાં બંધનની મર્યાદાઓ નક્કી કરવાનું મહાન્ કાર્ય આવતી પેઢીની સામે ઉભું છે. તેમાં આજની કન્યાઓ એટલે આવતી કાલની નારીઓ કેવો ભાગ ભજવે તે આપણે જોવાનું છે.

આવા મહત્વના પ્રશ્નમાં તેઓ બરાબર નો ભાગ ભજવે એમ કરવાના પ્રયત્નો આજે આપણે અત્યારથીજ ઉપાડવાના છે. જો આજની બાળાને બાલ્યાવસ્થાથીજ સ્વાતંત્ર્યનો સાચો ખ્યાલ મળે તો આગલ ઉપર તે સ્વાતંત્ર્યને નામે જે તે લઇને ભાગશે નહિ. જો આજે તેની બાલ્યાવસ્થાથીજ સ્વાતંત્ર્ય અને સમાજબંધન એ બેની વચ્ચેનો સાચો સંબન્ધ અનુભવવાનું મળે તો આગળ ઉપજતા મોટા પ્રશ્નોમાં તે સાચો નિર્ણય કરવા સમર્થ થશે, પરન્તુ આજે આપણે સમાજનો સડો કાઢવામાં પડયા છીએ, સમાજના જુલમભર્યા બંધનો તોડવામાં પડયા છીએ, આજે આપણે સમાજના દબાણુથી કચરાઇ ગએલી વ્યક્તિને સાચવવાની ભાંજગડમાં પડયા છીએ અને જો એમાંથી આપણી બાળાઓ ઉપર કાંઇક એવી એકાંગી છાપ પડે કે વ્યક્તિએ તો સમાજ સામે બંડજ કરવાનું છે, સમાજ એટલે તો વ્યક્તિ-સ્વાતંત્ર્યને હણનારી વસ્તુ છે માટે જેમ બને તેમ તેને તોડવામાંજ લાભ છે. તો આગળ ઉપરના પ્રશ્નોમાં તેના બધા નિર્ણયો અવળાજ પડવાના ને તેથી સામાજીક અનવસ્થા ઉત્પન્ન થવાની. આવી સામાજીક અનવસ્થામાં વધારેમાં વધારે તો સ્ત્રીનેજ સહન કરવું પડશે.

આવી અનવસ્થાની મને બીક છે તેનું એક બીજું કારણ પણ છે. આજે આપણે અને સૌથી વધારે મુંબાઇ અને તેના જેવા શહેરની સ્ત્રીઓ પાશ્ચાત્ય વિચારોના આંદોલનમાં ખૂબ સપડાએલાં છીએ. જાણે અજાણે આપણે આપણા સુધારાની દિશા પાશ્ચાત્યોના અનુકરણમાં આંકી છે. ભલે શરૂઆતમાં આપણે તેમના દેશનુંજ માત્ર અનુકરણ કરવાના હેતુથી પગલાં માંડયાં હશે પણ એકવાર મન અનુકરણશીલ થયું એટલે શું કરવા જેવું અને શું ન કરવા જેવું તેની મર્યાદા રહેવી મુશ્કેલ બને છે. બહુ આકરા થઇને કહીએ તો કોઇ વાર એમ પણ કહેવાનું મન થઇ જાય કે આપણે આજ દિવસ સુધી જે કર્યું તે બધું કોઠીના મૂલનું છે. એક વાર તો બધું ઉડાડી દઇએ અને ફરીથી નવેસરથી શરૂ કરીએ તો ઠીક. કારણ કે જે કર્યું છે તેમાં સારું હોય તો પણ તે

અનુકરણ કરતાં કરતાં આવી ગયું છે માટે તે 'સારૂં' પણ નથી જોઇતું. આદર્શ ગણી પરદેશીઓ સામે જોતાં જોતાં 'અહાહા ! તેઓ કેવાં સુંદર, કેવા હુશિયાર, કેવા પ્રગતિશીલ' એમ કહેતા કહેતાં જો આપણે પ્રૌઢ લગ્નો દાખલ કર્યા હોય, તેમના યુગ્મો જોઇને આપણે પતિપત્ની ફરવા નીકળ્યાં હોઇએ, તેમની પ્રેમકથાઓ વાંચીને જો આપણે પ્રેમગોષ્ટી કરવા નીકળી પડયાં હોઇએ, તેઓનો શણગાર જોઇ આપણે આપણને શણગારવા લાગી ગયા હોઇએ, જો તેઓની મોટરો દોડાવીએ, તેમની ઢબે, હવા ખાઇએ, તેમની રીતે 'સોસીયલ વર્ક' કરીએ તેમની રીતે તેઓ કરે છે માટે તેઓ કરે છે એમ જો હોય તો તે બધું ફેંકીજ દઇએ. વસ્તુ સ્વતઃ દાખલ કરવા જેવી હોય કે ન હોય પણ જો તેની સાથે આજ મનઃસ્થિતિ, મનનું આ વલણ, માનસ આવતું હોય તો તે બધુંજ ફેંકી દઇએ. એકવાર તો જૂનાં બંધનો સ્વીકારી લઇએ. જૂનામાં બંધનો હતાં, જુલમો હતા, અજ્ઞાન હતું, અવિકાસ હતો, અપ્રગતિ હતી છતાં એ બધું આપણું હતું.

આટલું બધું કહેવાનું કારણ ? કારણ ખોટો સ્વદેશપ્રેમ નથી. કારણ ખોટો પરદેશી કે પાશ્ચાત્યનો વિરોધ નથી. કારણ રાજકીય પણ નથી. પણ કારણ માનસિક Psycholgical છે. આવું માનસ આપણે ન જોઇએ શું એક ગુલામીમાથી મુકત થવા પાડે અંધ અનુકરણની બીજી ગુલામી વ્હોરી લેવી ? લઇશું ?

વળી આજે તો આનાથી બીવાનું એક બીજું કારણ પણ છે. આ અનુકરણમાં ગુલામીતો રહેલીજ છે. એટલુંજ નહિ પણ તેમાં આપણા નાશનું બીજ પણ છે. આજે પાશ્ચાત્ય દેશોમાં સામાજીક પરિસ્થિતિ વિચિત્ર છે. વાતાવરણ એટલું બધું વસેવાઇ ગયું છે કે તેઓ પોતે તો તેમાંથી પસાર થાય છે એટલે કદાચ ઉગરે પણ ખરા. કારણ કે ત્યાં એકમાંથી બીજી ને બીજીમાંથી ત્રીજી પરિસ્થિતિ અનિવાર્યપણે ઉપજી છે. મતલબે ત્યાંજ તે ઉગેલી છે. તે તેમની છે. જ્યારે આપણે ત્યાં માત્ર અનુકરણના પ્રવાહમાં તણાઇને ત્યાંની પરિસ્થિતિ ઉપાડી લાવીને આપણા સમાજને ચોટાડીશું તો તેમાંથી ઉગરવું મુશ્કેલ પડશે. તે આપણો ઘાત કરશે.

બેશક આખી દુનિયામાંજ સારૂં હોય, લેવા જેવું હોય તે લેવામાં કશી હરકત ન હોય. ઉલટું આપણે એમ પણ કહીએ કે કે આપણે 'કૂપમંડુક' ન જ બનીએ. વિશાળમાં વિશાળ દૃષ્ટિ રાખીએ. ઉદારમાં ઉદાર બુદ્ધિ બતાવીએ પણ તે ઉઘાડી આંખે. જાગતી બુદ્ધિએ. આપણા લાભાલાભનો દુર પર્યંત વિચાર કરીનેજ કરીએ.

મારા ધારવા પ્રમાણે આ પાશ્ચાત્ય પૂજા આપણી આવતી પેઢીને બરાબર મુશ્કેલીમાં ઉતારવાની છે. કેમકે બાહ્યતઃ આપણે પાશ્ચાત્ય બનતા જઇએ છીએ. તેમના કટનાં કપડાં પહેરીએ ને તેમની રીતે 'શેકહેંડ' કરીએ એમાં આપણે 'આપણે' મરીએ છીએ ને 'તેઓ' બની શકતાં નથી.

પાશ્ચાત્ય અનુકરણનો પ્રશ્ન ભાર દઇને ચર્ચવાનું કારણ તો એ છે કે જો અનુકરણ માત્ર પોશાક અને એવી બાહ્ય બાબતોમાંજ હોત તો બહુ ચોંકી જવાનું કારણ ન રહેત. પણ પોશાક વગેરેની સાથે ત્યાંનાં સામાજીક રીત રિવાજો પરિણીત અપરિણીત જીવનને એકંદર સ્ત્રી પુરુષ સંગઠનનો વ્યવહાર આપણે ત્યાં આવતો જાય છે ને તેની સાથેજ ચારિત્ર્ય સંબન્ધની નવી નવી માન્યતાઓ આપણે ત્યાં પ્રવેશ કરે છે, ત્યાં આપણે જાગવાનું છે.

આપણા બાળકોના મન ઉપરથી આપણે સામાજીક બંધનો ઉપાડી લીધાં છે. સાથે સાથે તેમની આસપાસ પાશ્ચાત્ય પવનનો સુસવાટો પણ છે. આવે વખતે જો આપણે તેમને નીતિ અનીતિ પરત્વેની ચોખ્ખી સંસ્કારિતા ન આપી હોય, અંદરનું નિયમન, ચોખ્ખી વિવેકબુદ્ધિ અને ઝીણી વિચારશક્તિ ન આપી હોય તો તેઓ માર્યાજ જવાના.

મારૂં કહેવું એમ નથી કે આપણે બ્હીને પાછા પગલાં ભરીએ, ઉલટું આપણે આગળજ જઇએ. પણ આપણે પોતાને પગલે જઇએ. પોતાને જોરે જઇએ. જવું હોય તેટલા જઇએ. પાણીના વેગમાં નહિ, પવનથી ઢસરડાઇને નહિ.

જરૂર સ્ત્રીપુરુષ સંગઠન પરત્વેના જુના સંકુચિત વિચારો છોડી આપણે સંગઠન ઉત્તેજીએ પણ પ્રગતિના એક સંગીન પગલા તરીકે. જવાબદારી વગર, વિચાર-વગર, માણસો શું બોલે છે, શું કરે છે, તે તરફ આપણે દુર્લક્ષ નજ રાખી શકીએ. આજે ઘણા યૂરપથી પાછા ફરેલા ફેશનેબલ માણસો સાહેબનો પોશાક ચડાવે છે ને પછી બોલે છે કે સ્ત્રીપુરુષ એક બીજાને સ્પર્શે તેમાં શું? એક બીજાને બચી ભરે તેમાં શું? નિર્લજ થઇ ત્યાં સુધી પણ જઇને કહે છે કે અવિવાહિત સ્ત્રીને બાળકો થાય તો તેમાં શું? આ બેજવાબદાર લોકોના 'તેમાં શું'થી ચોંકવાનું ને ચેતવાનું છે. સમાજને પાશ્ચાત્ય અનુકરણથી થતો આવતો આ રોગ છે. હડકવા છે. એમાં સમાજ ક્ષયના બીજ છે. આવા રોગથી વધારેમાં વધારે નુકસાન થવાનું છે. આપણી આવતી કાલની નારીઓને માટેજ વધારે ચેતવાનું હોય તો તો આપણેજ આપણી આવતી પેઢી, સ્ત્રી પુરુષનું સંગઠન યોગ્ય પાયા પર ખુબ વધારે પરસ્પર સહકારથી ખુબ બળવાન બને એ આપણે ઇચ્છીએ. માટે આપણી દીકરીઓ અને દીકરાઓને તે પંથે મૂકીએ. વિવાહ વિષયક કે બીજા સામાજીક વિષયો તેમની નજરે નિડરતાથી આપણે ચર્ચીએ પણ બેજવાબદારીથી અથવા પોતાની તાત્કાલિક વિષયદૃષ્ટિનું સમર્થન કરવા સારૂ ઉદાર દેખાવાનો ડોળ કરી કોઇ પાશ્ચાત્ય ફિલસુફી કોઈ આપણા બાળકો દેખતાં ન ફેંકે કે આપણા સમાજમાં ન પ્રવર્તાવે તે જોવાનું છે. માણસ પહેલાં વિકારવશ બને પછી ઉદાર મતવાદી બને તે કામનું નથી. હું જાણું છું કે આવતી કે તેની પછીની પેઢીને આપણી વિવાહ સંસ્થાને પણ સારી રીતે તપાસવી પડશે. તેમાં યોગ્ય સુધારા કરવા પડશે. વિવાહ મનુષ્યની ઉન્નતિનું સાધન બને, તેની ઉન્નતિમાં આડો આવે તેવો ડેરો નહિ. એવા સમયાનુસાર ફેરફારો વિચારવા પડશે, અમલમાં મુકવા પડશે. આપણા કરતાંયે આગળના સામાજીક સુધારા બહુજ તેજસ્વી અને જીવનને નિકટથી સ્પર્શે તેવા હશે પણ તેથી શું? મનુષ્ય પ્રગતિના માર્ગમાં છે ત્યાં સુધી બીવાની શી જરૂર. બ્હીવાનું તો છે પ્રગતિનો માત્ર આભાસ બતાવતી વસ્તુથી.

બેનો, સ્ત્રી મંડળોએ નારીજીવનના અનેક નાજુક પ્રશ્નો પૂર્ણ ગંભીરતાથી, ખુલાસાથી ચર્ચવાના છે. નારીજીવન એટલે સમાજ જીવનનું હૃદય, મર્મસ્થાન. ઉઘાડી રીતે સુધારા કરવા જેવા જે પ્રશ્નો આજે છે, જેના ઉપર વિચારી જનતા લગભગ એક મત છે, તેની પાછળ ગઇ પેઢી ને તે પહેલાંની કેટલીએ પેઢીની સ્ત્રીઓએ મુંગે મોઢે, રૂંધાતા શ્વાસે, લોહીના આંસુથી સહન કર્યું છે તે છે. આજે પણ આપણી બેનો એવા કેટલાંયે દુઃખો બળતે હૈયે સહન કરી રહી છે. એ બળતરામાંથીજ ભાવિસમાજની ગુંચો

ઉકલશે. અને તે માટે આપણે આપણી દીકરીઓ સ્વતંત્ર, નિખાલસ, બળવાન ને સાચા પવિત્ર હૃદયની થાય તે દિશામાં તેમને દોરીએ. તેમની સામે આવવાના નજીક અને દૂરના પ્રશ્નો જોઇ લઇ તેમાંથી યશસ્વી રીતે પસાર થવાની તેમને શક્તિ આપીએ.

એ શક્તિ કેમ મળે ? સ્પષ્ટ કહું તો માફ કરશો. હૈયે હૈયું ખોલીને કહેવા લાગ્યા માટે કહ્યા વિના રહેવાતું નથી. બેનો ! આપણે ઝપાટાબંધ પ્રગતિ કરતાં દેખાઇએ છીએ ને સાચેજ આપણે વધ્યા છીએ પણ આપણે તપાસવું ઘટે કે જેટલાં દેખાઇએ છીએ તેટલાં સાચાં વધ્યા છીએ કે આપણામાં બહારનો ભપકો વધારે આવ્યો છે. આપણે જોતા રહેવાનું છે કે આપણું જીવન આ વીજળીની લાઇટથી ઝુગમગતા મુંબાઇ જેવું તો નથીને ? લક લક લાઇટ થાય એટલે મુંબાઇ શોભિતું દેખાય ખરૂં પણ એજ રસ્તાઓ અને ચાલીઓ દિવસે જોઇએ ત્યારે તેની સાચી સ્થિતિ સમજાય છે. ને અમૂક દેખાવનો ભાગ છોડીને પાછલી બાજુ જોવા જઇએ તો ખરી મુંબાઇ શું છે તેનો સડો, તેની ગરીબાઇ, તેનું હૃદય ચીરે તેવું દુઃખ આપણે જોઇ શકીએ. આપણી ત્વરિત પ્રગતિ ક્યાંય આ ઝળહળાટ જેવી ઉપલકીયા ન હોય તેની ખાત્રી કરવાની છે.

આપણે સભામાં જતા શીખ્યા, પાર્ટીઓ કરતાં શીખ્યાં, ને એવું એવું ઘણુંએ કરતાં શીખ્યા; એ તો ઠીક છે. પણ તેથી આપણે અંતરમુખ મટી માત્ર બહિરમુખ થઇએ છીએ કે કેમ તેનો હિસાબ કાઢવો જોઇએ. આપણા સંસાર સુખ દુઃખમાં આપણો હિસ્સો કેટલો છે તે આપણે તપાસ્યું છે ? આ વાત હું વધારે ન કહું. એ વાત અંદરની છે ને આપણે તેનો વિચાર અંદરથીજ કરી લઇએ. પણ મારે કહેવું જોઇએ કે નારી-જીવનની ખરી સફળતા આપણા સ્ત્રી તરીકેના સફળ જીવનમાં છે. નારી જીવનની સાચી સમજણમાં છે.

જ્યાં સ્ત્રી રસિક છે, સંસ્કારી છે, બુદ્ધિશાળી છે, લાગણીની સુકોમળ છે, વિચારી છે, અને સૌથી મહત્વનું તો જ્યારે તે નારી-હૃદયથી સંસારમાં ઝંપલાવે છે ત્યારે સ્ત્રીનો સમગ્ર સંસાર સંતુષ્ટ, ઉન્નતગામી, ઉદાત્ત ભાવનાવાળો બનીજ જાય છે

આપણે વિચારવાનું છે કે રૂપ અને શણગારથી આપણે સંસાર સુખી કરીશું ? નહિ, નહિ, એમાં તો મૃગજળની પાછળ દોડવા જેવું છે. રૂપ તો આજે છે ને કાલે નથી. આજે તો વાત અવળે રસ્તે ચડી ગઇ છે. પુરુષો સ્ત્રીના રૂપથી મોહ પામવા લાગ્યા ને સ્ત્રીએ તેમાં આનંદ માન્યો ને જાતને વધારે ને સુંદર કરવા તે પ્રેરાઇ. બધુંજ ખાડામાં. બેનો, સ્ત્રીના રૂપની કિંમત વિષે રવિબાબુએ સુંદર વિવેચન કર્યું છે. ચિત્રાંગદાનું નાટક વાંચજો. ચિત્રા પણ રૂપથી અર્જુનને આકર્ષવાને રસ્તે ગઇ હતી ખરી અને અર્જુન પણ સ્ત્રીના રૂપથી મોહી પડવાની પાશવી અવસ્થામાં હતો એટલે ચિત્રાએ લીધેલો રસ્તો સફળ નીવડયો. પણ લગ્નજીવનની સુખની ખાણ આવા ઉછાંછળાપણામાં ક્યાંથી હોય ? એતો હૃદયોના ઉંડાણમાં તેમના પ્રેમ મિલનમાં જ તેમને લાધી.

એક બીજી વાત. બેનો માફ કરજો. સ્પષ્ટ વાણી માટે ખોટું ના લગાડતા. આપણે આપણા શણગાર તરફ તો જરા નજર કરીએ. આપણું ઉછાંછળું જીવન આપણા પોશાકમાં ઉતરી ગએલું નથી લાગતું ? આપણે બે ઘડી ચમકતા ચટાપટા ને ફુલ બાગાયત ઉપર લોભાવા લાગ્યા. આજે આપણે પીતળ પાના જેવા સસ્તા લૂગડાં

વગેરેના વિલાયતી શણગારથી જાતને શણગારીએ છીએ. કળા રસિકતા છોડી દઇએ; સ્ત્રીની સહજ એવી સભ્યતાની ભાવનાને પણ છોડી દઇએ તોયે આ શણગાર સસ્તો પણ પડતો નથી. કેમકે જીવનની દૃષ્ટિએ તે અત્યન્ત મોંઘો છે. તે વિઘાતક છે. નારી જીવનને અપમાનકારક છે. એમાં નારી જીવનની ભવ્ય મહત્તા નથી પણ ઢીંગલીના જીવનની પોલી હોંશ છે. એમાંથી આપણી ભાવિ બેનોને બચાવીએ.

હું એમ નથી કહેતી કે આપણે શણગાર માત્ર ત્યજી દઇએ, ભૂંડા ભૂખ જેવાં થઇને ફરવામાં આપણું કલ્યાણ માનીએ. મનુષ્ય જીવનમાં કલાને પૂરતું સ્થાન છે. જાતને શણગારવાની વૃત્તિ પણ એક સહાજીક ભૂખ છે. પણ આપણો શણગાર નારીપદને શોભાવે તેવો હોય. આપણી દેવીઓ પણ સોળે શણગાર સજીને નીકળે છે પણ શણગાર તેને કહીએ કે શણગાર તરફ જોતાં નારી પ્રત્યે રમકડાં કે ઉડતાં પતંગીયાનો ભાવ ન આવે. એવો ગૌરવવાળો સ્વદેશી ને સ્વમાની આપણો શણગાર હોય.

બેનો, હવે થોડુંએક આપણા કૌટુંબિક જીવન પરત્વે. આપણી ભાવિ પેઢી માટે આજથીજ સુંદર કુટુંમ્બભાવના ઉભી કરીએ. માબાપ દિકરી ને દિકરાઓ વચ્ચે અંદર અંદર જેટલો ગાઢ પ્રેમસંબન્ધ, જેટલો વિશ્વાસ, માન અને શ્રદ્ધા કેળવશું તેટલું આપણે આવતી પેઢીને સામાજીક બળ આપીશું. કેમકે સમાજનું ખરું બળ તેના કુટુંબોના જીવન પર અવલંબેલું છે. અને જીવનને બળવાન બનાવવાનું વધારેમાં વધારે આપણા હાથમાં છે. આપણા સોસાયટી વર્કથી આપણી સભા પરિષદોથી, આપણી રમત ગમતથી, આપણી બધી પ્રવૃત્તિઓથી, આપણું કુટુમ્બ જીવન વધારે ધટ્ટ થાય ને પરિણામે કુટુમ્બોઓ વધારે નજીક અને પરસ્પરને સમજનારાં, પરસ્પરની કદર કરનારાં બને તે આપણે જોવાનું છે. પાશ્ચાત્ય દેશોમાં સમાજને વીંધવાને તેવા અખતરા થઇ ચુક્યા છે. દેખાઇ આવ્યું છે કે આખરે સમાજ દુર્બળ બને છે. આપણે આજ દિન સુધી બીજું બધું જીવન ત્યાગી આપણા ઘરની ચાર દિવાલોની અંદર આપણી જાતને આપણે પૂરી દીધી. પરિણામ પણ કડવાં ચાખ્યાં. પણ હવે આપણે બહાર જતાં છતાં, સામાજીક કાર્યો કરતાં છતાં કુટુમ્બને સાચવવાનું કામ કરવાનું છે. એટલુંજ નહિ પણ બહારનાં બધાં કામોથી કુટુમ્બ જીવન ઉલટું વિશેષ સમૃદ્ધ કરવાનું છે. આપણે આવતી પેઢીને આ રીતે આત્મબળ વધારવાની છે.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ એ એક શકિત છે. એ શકિત સમગ્ર ગુજરાત અને બૃહદ ગુજરાતમાં દિનપ્રતિદિન ભવ્ય પ્રયત્નો કરતી માનવ જીવનના કલ્યાણમાં પોતાનો ફાળો આપેઃ અસ્તુ.

વાટ્ય જોજે બળેવને દિન
અમ બ્હેનોની રક્ષાની.
દિનકરનાં કિરણે પાઠવીશું એ ઉરતંતુઓ.

સ્ત્રીસ્વાતંત્ર્ય માટે જીવ્યો.
એને માટે દેહનાં દાન આપતાં યે ન ચૂકયો.
વીરા! સૌને જીવનનાં અમી પાઇ
ઉડી ગયો તું અમરપંથે.
જીવન નીચોવી, દીધાં "અમૃત" લ્હાણાં.

એ હતો અમારો જીવનદાતા.
જીવનસંગ્રામે જીતવાની અચલ ઢાલ.
એની હૂંફે રહી જગતજંગ જીતવાનું
સામર્થ્ય હતું.
પ્રભો! હણી લીધું એ અમ સામર્થ્ય.
સમાજનાં સીતમે સેકાયેલાંને
સદાયે આમંત્ર્યાં છે નિજ મંદિરે.
સંસારની બેડીએ જકડાયેલાંનો
એ હતો મુક્તિનું દ્વાર.
એનાં નેતૃપદે જીત્યા છે
યુવકોએ જીવનસંગ્રામો.
જગતમાં વીરની જેમ ઘૂમતો,
ને વિખેરતો વિતકનાં વાદળો;
સુખસૂર્યનાં દર્શન કરાવી,
દોરતો સૌને એ સુખસામ્રાજ્યમાં.

ભાઇ!
અધુરી અધુરી છે ત્હારી આ જીવનરેખા,
અને રહેશે અધુરાંજ સદાયે ત્હારાં જીવનાલેખન.
સ્વીકારજે બ્હેનનાં એ આછા ને અધુરા ભાવો.

પ્રભો! સાચવજે એ અમ વીરાને
પ્રાણથી યે અદકેરાં જતન કરીને.*

---

* સ્ત્રીકેળવણીના ભેખધારી સ્વ. અમૃતલાલ દાણીના અકાળ અવસાનથી મહાગુજરાતની બ્હેનોનો ભાઇ ગયો! એ ભાઇનાં અવસાનથી અનેક બ્હેનો વિલાપ કરે છે. ગુજરાતની બ્હેનોમાં—ગુજરાતની ગુણસુંદરીઓના હૃદયમાં ભાઇ દાણીએ પોતાની સેવાભાવનાથી કેવું સ્થાન લીધું છે એ શ્રીમતી બ્હેન ઇલા મ્હેતાનાં આ ટુંકા ગદ્યકાવ્યથી સહેજે સમજી શકાશે. ઉપતંત્રી.

## બાળકોનાં નામ કેમ પડે છે?

બાળકોનાં નામ પાડવા સંબંધમાં ઘણે સ્થાને નિયમો ઘડવામાં આવેલા છે. મુસ્લીમો કાગળના ટુકડાઓ ઉપર પાંચ નામ લખી કુરાનમાં રાખે છે; પછી એમાંથી એક ટુકડો ઉપાડે છે. તે ટુકડા ઉપર જે નામ લખેલું હોય તે બાળકનું નામ પાડવામાં આવે છે. મિસરમાં ત્રણ દિવાઓ પ્રકટાવવામાં આવે છે અને તેમાંથી જે દીવો લાંબો વખત બળે તે ઉપરથી નામ પાડવામાં આવે છે. હિન્દુઓની એક જાતિમાં બાળક ૧૨ દિવસનું થાય ત્યારે માતા તેનું નામ પસંદ કરે છે; પિતાને એ પસંદ ન પડે તો બીજું નામ શોધે અને એ બન્ને નામોના ટુકડા બાળી નાંખવામાં આવે છે. જે ટુકડો મોટે ભડકે બળે તે ટુકડા ઉપરનું નામ પસંદ કરવામાં આવે છે. ચિનમાં છોકરીનું નામ સાસરીયાં પાડે છે.

[ ૩ ]

કપુરચંદ કુમ્મસ પહોંચ્યા પછી ત્રીજે દિવસે મોતીચંદને ત્યાં કાગળ આવ્યો કે– "લલિતાએ દરરોજ સ્હવારે પીપળાના ઝાડની ૧૦૮ પ્રદક્ષિણા ફરવી અને શનિવારે હનુમાનજીને તેલ અને આકડાનો હાર ચઢાવવા."

પતિદેવનું કલ્યાણ વાંચ્છવા પાતાળમાં પણ પ્રવેશ કરવો હોય તો તેમ કરવા આર્ય સ્ત્રીઓ તત્પર રહે છે. પોતાના અંતઃકરણમાં ચાહે તેવી ભડકભડાટ હોળી સળગતી હોય છે તોપણ તેઓ બહારથી શીતળતાજ દાખવે છે. લલિતા શુદ્ધ મનથી ૧૦૮ તો શું પણ ૨૦૦ ફેરા પીપળાના વૃક્ષની આસપાસ ફરવા લાગી; અને દિનરાત ઇશ્વર પાસે એજ પ્રાર્થના કરતી રહી કે: "હે પ્રભો ! ચાહે તો મારું આયુષ્ય ખતમ કર; પરંતુ મારા પતિદેવને જીવાડજે."

આઠ દિવસ વહી ગયા. કપુરચંદે કુમ્મસ જઇને દવાઓને બદલે મંત્ર તંત્ર પર વધારે લક્ષ આપવા માંડયું. દોરા ધાગા અમૃતલાલને હાથે અને ગળામાં બાંધવામાં આવ્યા. બ્રાહ્મણો પાસે મૃત્યુંજયના જાપ જપાવવા માંડયા. કંઇક ફકીર મૌલાઓને બોલાવીને 'વળગાડ' દૂર કરાવવા ખટપટો કરવા માંડી. આ બધું તેણે શું ડાકટરોની સલાહથી કરવા માંડયું હતું ? તે કુમ્મસ ખાતે ડાકટરોની સલાહથી આવ્યો હતો. પણ કુમ્મસમાં આવ્યા બાદ તે એરક મંડળની અને જુનાં વિચારનાં વહેમી સગાં વહાલાં કે જે તેની સાથે આવ્યાં હતાં તેઓની સલાહ મુજબ વર્તવા લાગ્યો. એથી ઝટ પાર આવશે અને પોતાના ધંધામા ઝટ લક્ષ દઇ શકાશે એમ તેણે માન્યું.

કુમ્મસમાં એક ડાકટરની સારવાર હેઠળ જો કે અમૃતલાલ હતો પણ દવા પી પીને તે એવો કંટાળી ગયો હતો કે દવાને અડકવા ના પાડતો. એનાં માબાપને એથી વહેમ આવ્યો કે, જરૂર એને કોઇનો 'વળગાડ' છે; નહીંતર દવાની કેમ ના પાડે ? ડાકટરની દવા દરરોજ સહવારે લાવવામાં આવતી રહી પણ સાંજે તે ઢોળી નાંખવામાં આવતી રહી. અને જેમ જુના વિચારનાં સગાંસંબંધીઓ કહે તેમ કંઇ કંઇ અવનવા પ્રયોગો દરરોજ કરવામાં આવતા રહ્યા.

કપુરચંદના ગામમાં આ વાતો પણ પહોંચી ગઇ. નિર્મળા અને સુવિદ્યાનો મેળાપ થતાં નિર્મળાએ કહ્યું: "બહેન, કપુરચંદ કસાઇના ઢંગ રંગ તો જો ! હવાફેર ડાકટરોની સલાહથી કર્યો પણ પછી ડાકટરોની સલાહ પ્રમાણે ચાલવાનું તેણે બંધ જ પાડી દીધું છે ! અજ્ઞાન હિન્દુ માબાપો આવી જ રીતે પોતાનાં સંતાનનો ઉચ્છેદ પોતાને હાથે કરે છે !"

"બહેન, પ્રભુ એમને સન્મતિ આપે."

[ ૪ ]

કપુરચંદનાં કુટુંબને કુમ્મસ ગયે પંદર દિન વહી ગયા. પછી મોતીચંદને ત્યાં બપોરે બે તારના સંદેશા આવ્યા. પાડોશીના એક અંગ્રેજી ભણેલા છોકરાને મોતીચંદે બોલાવ્યો અને તે સંદેશા વંચાવવા માંડયા. જે પહેલો તાર ખોલવામાં આવ્યો તે વાંચીને તે છોકરો આનંદમાં આવી ગયો.

"શું છે ?" મોતીચંદે પૂછયું.

"તાર તમારા ભત્રીજા નથ્થુચંદનો છે. એ પોતે બી. એ. મા પાસ થયો છે અને સાથે સાથે જણાવે છે કે તમારા જમાઇ અમૃતલાલ પણ બીજા વર્ગમાં પાસ થયા છે."

"ભગવાનની દયા !" મોતીચંદે કહ્યું.

પાડોશીના છોકરાએ બીજો તાર વાંચ્યો અને એ વાચતાં જ એનું મ્હો ઉતરી ગયું.

"કેમ ગભરાયો, ભાઇ !"

"કાકા, મારા મ્હોંથી ન કહી શકું એવી બિના એમાં છે."

"ભાઇ મોટામાં મોટા ખબર હશે તોયે કાંઇ ભગવાનની મરજી મુજબ તે માથે ચઢાવ્યા વિના ચાલશે ? કહે, જે લખ્યું હોય તે કહે."

છોકરાએ કહ્યું: "તાર કુમ્મસથી કપુરચંદે કરેલો છે. તેમાં લખ્યું છે કે: અમૃતલાલે આજ સહવારે પાંચ વાગે દેહ છોડયો છે !"

"પ્રભુ ! પ્રભુ ! મારી લાડકી લલિતાના ગ્રહજ વાંકા !"

મોતીચંદના ઘરમાં રડારોળ થઇ રહી. પ્રભુપરાયણ લલિતાને ખૂબ જ આઘાત થયો. "મારી વિનતિ, હે દયાઘન ! તેં આખરે ન જ સાંભળી ! કિયાં મારાં પાપનો બદલો તેં મને આપ્યો ?" એમ કહેતી તે અપાર અશ્રુ વહાવવા લાગી.

જેણે જેણે આ સમાચાર સાંભળ્યા તેણે લલિતાનો છેલ્લો પ્રશ્ન પરસ્પર પૂછ્યો. કોઇએ ઇશ્વરની ગહન ગતિ છે એમ ઉત્તર દીધો. કોઇએ ફક્ત નિસાસો નાંખી લલિતા પ્રત્યે સમભાવ દર્શાવ્યો અને કોઇએ વિધિનો વાંક કાઢ્યો. પણ નિર્મળાએ આ સમાચાર સાંભળી સુવિદ્યાને કહ્યું: "હિન્દુ સમાજનાં પાપનો એ બદલો છે ! મોતીચંદ અને કપુરચંદ જેવાઓ કન્યાવિક્રયના રિવાજને પોષી રહ્યા છે એનો એ બદલો છે !" તેણે વધારામાં અભિપ્રાય આપ્યો કે: "જો મોતીચંદને લલિતા પ્રત્યે પૂરેપૂરો સમભાવ હોય તો તેણે તેને ફરીથી પરણાવવી જોઇએ."

"શું બોલે છે, બહેન ! આપણા સંસારમાં એવું તે કદી બની શકે ખરું ?"

"એજ આપણો મોટામાં મોટો દોષ છે ! જ્યાં સુધી આવી બાળવિધવાઓને આપણો સમાજ ફરીથી પરણાવવાની છૂટ આપશે નહીં ત્યાં સુધી કન્યાવિક્રય, વરવિક્રય અને એવા એવા અનેક કુચાલો ચાલુજ રહેશે. ઉલટાં ઔર દુઃખોમાં જ આપણે જકડાયલાં રહીશું અને કદાપિ આપણો જયવારો થશે નહીં."

સુવિદ્યાનું અંતઃકરણ કહેવા લાગ્યું કે નિર્મળાનો અભિપ્રાય તો વ્યાજબી છે. પણ એનો અમલ કરનાર હિન્દુઓ કયાં છે ?

[ ૫ ]

ત્રણ વર્ષ વીતી ગયાં. વિધવા લલિતા એના શ્રીમંત સસરાને ત્યાં રહે છે. એને કશું દુઃખ નથી. એને ગરીબોની માફક રાંધવું પડતું નથી. ઘરકામ કરવું પડતું નથી; કારણ કે કપુરચંદને ત્યાં રસોઇઓ છે; નોકર ચાકર છે; ગાડી, વાડી અને સર્વ પ્રકારની શ્રીમંતાઇ છે.

કપુરચંદ હમેશાં પોતાના ધંધામાંજ પ્રવૃત્ત રહે છે ન છૂટકે બપોરે ૧ વાગે ખાવા આવે. જરાક ખાઇ પાછો દુકાને જાય. રાતના આઠેક વાગે પાછો આવે અને પાછો દુકાને જઇ અગીઆરને શુમારે પાછો ફરે.

એના ઘરમાં સૌને 'પ્રાંતિક સ્વરાજ્ય' છે ! એની નવી સ્ત્રીનું નામ કાલિન્દી છે. તે પોતે પૈસાદાર કુટુંબની હતી. તેનું સાસરું પણ પૈસાદાર. માબાપે લાડકોડમાં ઉછરેલી. એના બીજવર કપુરચંદે પણ એના લાડકોડ અને વૈભવમાં કશી કમીના રાખી નથી. કાલિન્દી હમેશાં નવ વાગ્યાથી વહેલી કદી ઉઠતી નથી. એને ત્રણ છોકરી છે. મોટી ૮ વર્ષની, વચલી પાંચની અને છેલ્લી ૨ વર્ષની. નોકરો એ બચ્ચાંઓની સંભાળ રાખે છે. નવ વાગે ઉઠીને એક કલાક ન્હાવામાં, અંબોડો વાળવામાં અને કપડાંની ટાપટીપમાં ગાળી ગાડીમાં બેસી કાલિન્દી દેવદર્શને જાય છે.

એક-દોઢ કલાક પાછી ફરી નોકર ચાકરો રસોઇયાઓ વગેરે પર જરાક દમદાટી ચલાવે છે. ૧૧ાા કે ૧૨ વાગે જમે છે અને પછી પલંગે પોઢી જાય છે. ઠેઠ ચાર-પાંચ વાગે ઊઠે છે અને પાછી એકાદ કલાક કપડાંનાં ઠઠેરામાં ગાળી દેવદર્શને જાય છે.

લલિતાને આ ગૃહમાં ઇચ્છાનુસાર વર્તવાની ટેવ પડી ગઇ. એ શું કરે છે અથવા એ કયાં વસે છે એની પૂછપરછ કોઇ કરતું નથી. તેની કોઇ ચિકિત્સાએ જોતું નથી તેમ તેને કોઇ સતાવતું યે નથી. કોઇ વાર સાસુજી તેને પૂછે કે: "દેવદર્શને આવવું છે ?" તે હા પાડે તો લઇ જાય અને ના પાડે તો જરાક છણકો-તે પણ કોઇવાર કરે કે, "દેવદર્શન નહીં કરું તો તારા આત્માનું કલ્યાણ કયાંથી થશે !" લલિતા કદી એને કશો જવાબ દેતી નહીં. સાસુજીને એનો જવાબ સાંભળવાની ફુરસદ પણ મળતી નહીં.

કપુરચંદનું ગૃહ વિશાળ છે. બેદરકારી અને ચાહે તેમ વર્તવું એ આ વિશાળ ગૃહના પ્રત્યેક જણનો મુદ્રાલેખ થઇ પડયો છે.

[ ૬ ]

કપુરચંદનો સાળો વિહારી કૉલેજમાં ભણવા માટે તેને ત્યાં રહેવા આવ્યો. ગૃહરાણીનો ભાઇ એટલે એને કોણ ના પાડે ? વિહારી બડો રમુજી છે. એણે કપુરચંદના ગૃહમાં પગ મૂકતાં બધો મામલો જોઇ લીધો. એને આ ગૃહ ખૂબ પસંદ પડયું. રોજ સાંજે તમામ બાળકોને તે એકઠાં કરે છે; અને રમુજ તથા આનંદ કરાવે છે. ઘણીવાર એની બહેન કાલિન્દીને એ દેવદર્શને જતી રોકી રાખે છે અને તેને તથા લલિતાને તે પોતાની અનેક રમુજોનો લાભ આપે છે. તે જુદાં જુદાં જાનવરની બોલીઓનાં સુન્દર અનુકરણ કરી શકે છે. સંગીતમાં ખૂબ પ્રવીણ છે. કાંઇ હાથચાલાકીના પ્રયોગો પણ કરી જાણે છે. હસે છે હસાવી શકે છે, સૌનાં દિલ પોતાની તરફ ખેંચી શકે છે. પોતાના વિષે સારી છાપ પાડી શકે છે. એ જ્યારે આનંદ અને રમુજ કરાવે છે ત્યારે નોકર ચાકરો પણ કામકાજ પડતાં મૂકી એકઠા થઇ જાય છે. કોઇ વાર પ્રવૃત્તિમય જીવન ગાળતા કપુરચંદને પણ તે થોભાવીને પોતાના પ્રયોગો બતાવતો રહે છે.

વિહારીના આગમન પછી કપુરચંદના ઘરમાં આનંદનો વાસો થવા સાથે કાંઇક સુવ્યવસ્થા પણ શરૂ થઇ છે. બાળકોને તે ભણાવતો રહે છે. બહેનને સંગીત અને હારમોનીયમ પ્રત્યે લગની લગાડે છે. તેને ગુજરાતી અને અંગ્રેજીનું અક્ષરજ્ઞાન આપવામાં પણ આકર્ષે છે. ટૂંકમાં એનું આગમન સૌને આનન્દકર થઇ પડયું છે.

પ્રિવિયસ અને ઇન્ટર, વિહારી કપુરચંદને ત્યાં રહીને ભણ્યો. એ બે વર્ષ બાદ એક દિવસ જ્યારે કપુરચંદ રાતના ૮ વાગે પોતાને ઘેર જમવા આવ્યો ત્યારે એક અજબ ઘટના બની.

કાલિન્દીએ તેને એક એકાન્ત ઓરડામાં લઇ જઇને કહ્યું: "તમારાં મરનાર દીકરાની વહુને હવે એને પિયર કયારે મોકલવી છે ? હું તો એને આ ઘરમાં હવે નહીં રાખું."

"કેમ એમ બોલે છે ?" કપુરચંદે કહ્યું.

"એને હું પહેલાં જીવતી ડાકણ કહેતી હતી એ ભૂલી ગયા ? એના ધંધાની તમને કયાં ખબર છે ? તમારે તો રાત દહાડો બસ દુકાન દુકાન ને દુકાનેજ રહેવું; એટલે એ અહિં ફાવે તેમ વર્તેજ ને ?"

"ફાવે તેમ વર્તે એટલે શું ? તું અહીં ઘરમાં એના પર દેખરેખ રાખનારી છે ને ?"



ત્રીજી મહિલા સંગીત પરિષદનાં પ્રમુખ, સ્વાગતાધ્યક્ષ અને કાર્યવાહકો.
( તા. ૨૯ મી નવેમ્બર ૧૯૨૯ )

## " કાકાની શશી "



**શ્રી. મણીબ્હેન મ. મનજી**

મહિલા સંગીત પરિષદનાં સ્વાગતાધ્યક્ષ અને " કાકાની શશી "માં ગરબાની કલાત્મક રચના કરનાર બ્હેન.





**શ્રી. ચંદ્રા વીણ**

" કાકાની શશી " નાટકમાં " ગંગાબ્હેન "ની ભૂમિકા કુશલતાથી ભજવનાર બ્હેન.

"અરે મને તો એ 'ઘોળીને પી જાય' એની નીકળી છે! એનાં કામ જાણો છો? થોડાક વખતમાં તમારે ત્યાં એ પૌત્રનો જન્મ આપશે!"

"હેં?! શું કહે છે?!"

"સાચું કહું છું. કોણ જાણે કોની સાથે એ વંઠી ગઇ! પણ એ સગર્ભા છે એ ચોક્કસ!"

"એ તો ભૂંડું થયું! હવે શું કરવું?"

"મોકલી દો એના બાપને ઘેર! આપણે આજ પછી કદાપિ એનું મોઢું જોવું નથી!"

કપુરચંદ મુંઝાયો. પોતાની રાંડેલી પુત્રવધૂ સગર્ભા થાય એ તો પોતાની આબરૂને મોટો બટ્ટો!

"શું કરવું એ વિષે હું વિચાર કરી જોઇશ." એણે પોતાની સ્ત્રીને કહ્યું.

"આજે ને આજે એ વિચાર કરી નાંખવો. નહીં તો હું કાલે સવારે આ ઘર છોડી મારે પિયર ચાલી જઇશ" કાલિન્દીએ છેલ્લી ચેતવણી આપી દીધી.

આ ચેતવણીથી ચોંકીને કપુરચંદે કાલિન્દીને કહ્યું: "વહુ ક્યાં છે? એને બોલાવી લાવ. આ ઓરડામાં તું અને તે બેસો અને હું થોડાક સવાલો તેને કરી જોઉં."

"એમાં તમે હવે શા સવાલો કરવાના છો? તમારાથી એને શું પૂછી શકાશે?"

"તું એને બોલાવ તો ખરી! લાજ મર્યાદાનો લગીરે લોપ ન થાય એમ હું તેને પૂછીશ."

લલિતાને બેસવા, સુવા માટે ઘરને ત્રીજે માળ એક ઓરડો આપવામાં આવેલો. કાલિન્દી ત્યાં ગઇ. જુએ છે તો બારણાં બંધ હતાં. તેણે તે હડસેલ્યાં. અંદરથી સાંકળ દેવાયલી જણાઇ. કાલિન્દીએ લલિતાના નામની બૂમો મારી. પાંચ-સાત બૂમો છતાંયે તેને જવાબ મળ્યો નહીં! "આમ કેમ?" તે પાછી ફરી. કપુરચંદ તેની સાથે ઉપર ગયો. તેની બૂમો અને બારણાંના ખખડાટનો પણ જવાબ મળ્યો નહીં.

"અંદર ભરાઇ બેઠી છે! શું મોઢું લઇને બહાર આવે કે કશો જવાબ દે!" કાલિન્દીએ ટીકા કરી.

"આપણે તપાસ કરવી જોઇએ કે, એ અંદર છે કે નહીં?" કપુરચંદે કહ્યું.

નોકરોને બોલાવવામાં આવ્યા અને બારણાં ઉતારી નાંખવામાં આવ્યાં. અંદર જતાં તેઓએ હૃદયદ્રાવક દૃશ્ય જોયું.

લલિતા જમીન પર ચત્તીપાટ પડી હતી. એના હાથમાં એક કાગળ હતો. એની નજદીક પાણીનો એક પ્યાલો અને જુનાં છાપાંની એક ચીઅરકી એ બે વાનાં પડ્યાં હતાં.

"ડાકટરને બોલાવો, ડાકટરને બોલાવો." કપુરચંદે કહ્યું.

"ડાકટરને શું બોલાવે?" કાલિન્દીએ કહ્યું: "જોતા નથી, એની આંખોના ડોળા ઉંચે ગયેલા છે; કાળી ઠીકરાં જેવી થઇ ગઇ છે અને જાણે લાકડું હોય એવી પડી છે. નક્કી એણે આપઘાત કર્યો છે! એની નાડી જુઓ તો?"

"હેં?!" એમ કહી કપુરચંદે નાડી જોઇ. ખરેજ કાલિન્દીનું અનુમાન ખરૂં પડ્યું. એની નાડી ચાલતી ન હતી.

"પેલો એના હાથમાંનો કાગળ વાંચો તો!" કાલિન્દીએ સૂચના કરી.

કપુરચંદે થથરતાં થથરતાં કાગળ હાથમાં લીધો. એમાં નીચેનું લખેલું હતું:

"જો કે મેં સોમલ ખાઇને આપઘાત કર્યો છે તોપણ એ માટે વિહારી જવાબદાર છે. મને એણે મોહાંધ બનાવી પુનર્લગ્ન કરવાનું વચન આપ્યું અને જ્યારે એ પ્રસંગ આવ્યો ત્યારે એણે ચોખ્ખી ના! પાડી. સ-

માજે આવા દંભી, ભ્રષ્ટ અને નાહિમ્મતવાન યુવકોને જીવતા ને જીવતા બાળી મૂકવા જોઇએ; પણ હા ! એ યુગ આવ્યો નથી અને ત્યાંસુધી મારા જેવીઓએ આપઘાત જ કરવો રહ્યો ! જે આ ચીઠ્ઠી વાંચે તેને મારાપર ક્રોધ ન કરવા વિનંતિ છે. મારા માટે બે અશ્રુ પણ કોઇ ન સારે. આવા પ્રસંગો બનતા અટકાવવા માટે જોઇતી હિમ્મત સમાજ અને તેના યુવકોમાં આવે તો મારો આપઘાત નિરર્થક નથી નીવડયો, એમ મારો આત્મા માનશે.

લી. દગાનો ભોગ બનેલી
લલિતા."

"એ છોકરો કયાં છે ?" કપુરચંદે ગુસ્સામાં પૂછયું.

"એ તો સાંજે બહારગામ ચાલ્યો ગયો છે."

કપુરચંદને તેના પર ઘણો ગુસ્સો ઉપજ્યો. પણ શું કરે ? આખરે એની પત્નીનો એ ભાઇ હતો. આ બનાવ ચુપકીદીથી દાબી દેવાયો અને ગુપચુપ લલિતાના દેહનો અગ્નિ-સંસ્કાર કરવામાં આવ્યો.

પણ લલિતાના પત્રની વાત કપુરચંદની જ્ઞાતિમાં છુપી રહી નહીં. જ્યારે નિર્મળા અને સુવિદ્યા પુનઃ એકઠાં મળ્યાં ત્યારે સુવિદ્યાએ અભિપ્રાય આપ્યો: "નિષ્ઠુર હિન્દુ સમાજ !"

"માત્ર નિષ્ઠુર નહી—બલ્કે દંભી અને નાલાયક !" નિર્મળાએ ઉમેર્યું.

આ બે વ્યક્તિઓનો અભિપ્રાય સત્ય કિંવા અસત્ય છે, એનો વિચાર વાચકવૃન્દે કરવો રહ્યો.



## સ્ત્રીનું કાર્યક્ષેત્રઃ

સ્ત્રીએ પોતાના ઘરની સંભાળ લેવી જોઇએ અને તેમ કરતાં તેનાં માનસિક વિકાસ અને સ્વતંત્રતામાં વિઘ્ન આવવું ન જોઇએ સ્ત્રીનું જીવન અને હક્કો પુરૂષોનાં જેવાં જ છે એમ મનાવનારા સ્ત્રીસ્વાતંત્ર્યવાદીઓની પદ્ધતિની હું હિમાયત કરી શકતી નથી. પરિણીત જીવનની પસંદગી કર્યા પછી ઘરનાં નાનાં ઝુપડાંઓને છોડી જાહેરમાં ભાષણો કરે એ મને ઠીક નથી લાગતું. સ્ત્રીને જો દુનીઆને કાંઇ પણ સંદેશ આપવાનો હશે તો તે આપવાનો માર્ગ તે ખોળી લેશે. પછી તે પોતાના મુખદ્વારા કે પોતાનાં બાળકોનાં મુખદ્વારા ... બાળકોને વધુ સારી કેળવણી આપવા માટે અનુભવ અને જ્ઞાનનો વિચાર કરવો ... નહીં. પરંતુ આ બાબતો મેળવવાનાં ગૃહજીવનને અસર થવી ન જોઇએ. પોતાનાં ... બાળકોની સંભાળ લેવાને ... સ્ત્રીને સમય ન હોય તે દુનીઆની સેવા કરવાને યોગ્ય ... નથી.



એમ. હેન્સમેન

# સ્વ. અમૃતલાલ દાણીનું સ્મારક

ગુજરાતના જાહેર જીવનમાં પોતાના પ્રાણ નીચોવી રહેલા નવજુવાનોનું જે એક આછુંપાતળું જૂથ ઉભું થયું છે, તેમાંથી ભાઇશ્રી અમૃતલાલ વ. દાણીનો દેહ ઝડપાઇ જતાં આપણે તેટલા પ્રમાણમાં દરિદ્ર બન્યા છીએ. ભાઈશ્રી દાણીની ખોટ સહેલાઇથી ન પૂરી શકાય તેવી છે. માંડ માંડ પગભર થવા મથતા કન્યા-કેળવણીના ક્ષેત્રમાં ભાઇ દાણીનો અભાવ ન ચલાવી લેવાય તેવો લાગે છે. તે અભાવને પૂરવાનો બલવાન પ્રયત્ન થવા જલદી જરૂર છે.

પોતાને ઑપરેશન થયું તેને આગલે દિવસે ભાઇશ્રી દાણીએ દુરંદેશી વાપરીને જે એક ગુપ્ત સંદેશ પોતાની નોંધ-પોથીમાં લખી રાખ્યો હતો તેમાંથી નીચેના ફકરા એ ભાઇના જીવન-ધ્યેયને સ્પષ્ટ કરનારા છે:

"શુદ્ધ કેળવણી દ્વારા બાળકો, યુવતીઓ અને સ્ત્રીઓના હૃદય પરનાં Repression (દમન) આદિ શલ્યોના ભાર કાઢવામાં યત્નશીલ રહીને, તેઓ પ્રફુલ્લે, ને ખીલે એવી કેળવણી આપીને સૌને જીવનમાં ખીલતાં કરવાનો મારો ઉચ્ચ અભિલાષ હતો. એમને એ રીતે શિક્ષણ આપીને એમના ભાર દૂર કરી-કરાવીને, તેમ જ તેમના આત્માઓ ફોરી શકે, પ્રફુલ્લી શકે, ખીલી શકે, એવાં જેટલાં સાધનો આપી-અપાવી-સ્થાપી શકાય તે સ્થાપી-સ્થપાવી સુખી કરવાં-really happy and liberated-ખરેખર આનંદી, સુખી ને મુક્ત કરવાં એ મારું જીવન-ધ્યેય હતું. * * * મારી શિષ્યાઓ ને મારા મિત્રો એ હેતુને પાર પાડવા યત્કિંચિત કરશે તો એ મને નિવાપાંજલિ ગણાશે. એ બધું જોઇ હું ખુશ થઇશ."

ભાઇશ્રી દાણીનું આ જીવન-ધ્યેય એના ટૂંકમધુર આયુષ્યની અંદર કેટલી વિરલ હદે પાર ઉતર્યું છે તેનું પ્રત્યક્ષ દર્શન દેનાર સુરત તથા ભાવનગર મહિલા વિદ્યાલયની સંખ્યાબંધ વિદ્યાર્થીની બહેનોનાં વૃંદ આજે આપણી નજર સામે હયાત છે. અને એ આનંદ-ઝરણ વહેતું રાખવા માટે ભાઇશ્રી દાણીએ માગી લીધેલી નિવાપાંજલિ અર્પવાની આજે એના આપ્તજનોની ફરજ થઇ પડે છે. સદ્‌ગતની એ માગણીના સક્રિય જવાબ વિનાનાં આપણાં તમામ આંસુ નિરર્થક છે.

એ નિવાપાંજલિ આપણે સહુ કેવા સ્વરૂપમાં આપી શકીએ? અમને કંઇક આવું સુઝે છે: એમના નામનું ફક્ત પાંચેક હજાર રૂપીઆનું એક સ્મારક ઉભું કરીએ: તે રકમ અનામત રાખતાં તેના વ્યાજના માસિક રૂ. ૨૦-૨૫ ઉભા થાય: આ માસિક વ્યાજની રકમ એના નામથી શિષ્યવૃત્તિ તરીકે અપાય: મહિલા વિદ્યાલયમાંથી ઉચ્ચ અભ્યાસ માટે મહિલા પાઠશાળામાં જનારી કોઇ બહેનને, અથવા તો સંગીત, શિક્ષણ, ઉદ્યોગ, ચિત્ર, કે એવા કોઇ ખાસ વિષયમાં તૈયાર થવા જનારી બહેનને એ શિષ્યવૃત્તિ એનાયત થાય: ભંડોળ વધતું જાય તે પ્રમાણમાં શિષ્યવૃત્તિઓ પણ વધે. ભંડોળની વ્યવસ્થા માટેની એક સમિતિ, ફક્ત રકમ ભરાઇ રહ્યા પછી એ ભરનારાં ભાઈબહેનોની ઇચ્છા મુજબ નીમાય.

માગેલી રકમ અમારા મતે ઘણી નાની છે. કેટલાક મિત્રોએ તો પોતાનો ફાળો આપવા ક્યારની તૈયારી બતાવી છે. અને દાણીભાઇનું વિશાળ આપ્તમંડળ જોતાં આટલું ભંડોળ તો વિના મુશ્કેલીએ સત્વર ભરાઈ જશે તેવી અમને પૂર્ણ શ્રદ્ધા છે.

આપ આપનો ફાળો નીચેની બે પૈકી એક સંસ્થાને મોકલી આપશો: (૧) સૌરાષ્ટ્ર સેવા સમિતિ, રાણપુર. (૨) મહિલા વિદ્યાલય, ભાવનગર. મળેલ રકમોની પહોંચ 'સૌરાષ્ટ્ર' પત્રમાં પ્રસિદ્ધ થશે.

| | |
|---|---|
| અમૃતલાલ વિ. ઠક્કર | અમૃતલાલ દ. શેઠ |
| ગુલાબરાય ગો. દેસાઇ | પોપટલાલ ચુડગર |
| વલ્લભભાઇ ઉ. પારેખ | બળવંતરાય ગો. મહેતા |
| હરિલાલ ગોવિન્દજી પારેખ | ફુલચંદ કસ્તુરચંદ શાહ |
| ચમનલાલ મા. વૈષ્ણવ | સવિતા ત્રિવેદી |
| ભોગીલાલ ઠાકર | મણિશંકર શામજી ત્રિવેદી |




# આપણી સ્ત્રીકેળવણી

વ્યાખ્યાતા: સૌ. ઇન્દુમતી દિવાન.

[ અખિલ હિંદ સ્ત્રી પરિષદની બેઠક જાન્યુઆરી માસમાં સૌ. સરોજિની નાયડુના પ્રમુખપદે મુંબાઇમાં મળશે. એ પરિષદ માટે પ્રતિનીધીઓ ચુંટવા અને ગુજરાતની સ્ત્રીકેળવણી સંબંધી પ્રશ્નો ચર્ચવા " ગુજરાત પ્રાન્તિક મહિલા પરિષદ " ની બેઠક તા. ૮ મી ડીસેમ્બરે અમદાવાદના શે. મોતીબાઇ કાપડીઆ હોલમાં 'મર્હુમ સર ચીનુભાઇ ( પ્હેલા બેરોનેટ ) નાં વિદુષી પુત્રી સૌ. ઇન્દુમતી દિવાનના પ્રમુખપદે મળી હતી. પ્રમુખપદેથી તેમણે આપેલું મનનીય ભાષણ અહિં આપીએ છીએ. તં. શુ. ]

**બહેનો અને ભાઇઓ**

આજે આપ સર્વેએ મળી મને પ્રમુખસ્થાન આપ્યું છે, તે માટે હું આપ સર્વનો આભાર માનું છું. મારા કરતાં કોઇ અનુભવીને આ સ્થાન આપ્યું હોત તો તે આપણને માર્ગદર્શક થઇ પડત. આપ સર્વના પ્રેમથી મેં આ સ્થાન લીધું છે અને હું આશા રાખું છું કે આ કામ પાર ઉતારવામાં આપ સર્વ મને સહાયભૂત થશો.

**કેળવણીનું મહત્વ**

આજે જગતભરના દેશોને એમજ લાગ્યું છે કે, દેશનો બધો આધાર, તેની ચડતી પડતીનો, અને તેની ભવિષ્યની પ્રજાનો આધાર તેને જે કેળવણી મળે છે તે ઉપર છે. સમાજનું ઘડતર, તેની સંસ્કારિતા વગેરે બધાના મૂળમાં કેળવણીજ રહેલી છે. સારૂં શિક્ષણજ સમાજને ઘડી શકે છે, એ વસ્તુના ભાનથીજ કેળવણી માટે જાતજાતના પ્રયોગો થાય છે. અને શિક્ષણ પદ્ધતિઓમાં ક્રાંતિ થઇ છે. રશીઆનો દાખલો જોશો તો જણાશે કે એ લોકોએ ઉચ્ચ અને સંસ્કારી જીવન જીવવા માટે આખી જનતામાં તેની અભણતા ટાળવાને ( to liquidate illiteracy ) કેળવણીનો પ્રચાર, તેનો ફેલાવો અને સૌથી પહેલું અને આવશ્યક અંગ માન્યું છે. રશીઆએ છેક માધ્યમિક કેળવણી સુધી મફત અને ફરજીયાતનું ધોરણ રાખેલું છે. વળી તે માને છે કે સશક્ત અને બળવાન, સાહસિક અને ધૈર્યવાન, આચાર વિચારમાં સ્વતંત્ર અને સંસ્કારી, સ્વમાન સમજતી સ્વાશ્રયી પ્રજા નહિ હોય તો બળવાનું પરિણામ ટકાવવું અસંભવિત છે.

જ્યારે માણસને પોતાના અજ્ઞાનનું અને અજ્ઞાનની હદનું ભાન થાય છે, ત્યારેજ તેને એમાંથી છુટવાનું મન થાય છે. માણસ આવા અજ્ઞાનમાંથી છુટવાનો વ્યક્તિગત પ્રયત્ન પણ કરે છે. પણ મનુષ્ય એ એવું સામાજિક પ્રાણી છે કે તેને અમુક વસ્તુ સમાજમાં પ્રસરે નહિ ત્યાં સુધી સંતોષ અને લાભ થતો નથી. તેથી તે માત્ર પોતાનુંજ અજ્ઞાન ટાળે

એટલાથી તે અજ્ઞાનમાંથી છુટી શકતો નથી, અને સમુદાયનું અજ્ઞાન ટાળવા તેથી તે પ્રેરાય છે.

**કેળવણીની વર્તમાન સ્થિતિ**

આ દૃષ્ટિએ આપણે આપણા સામુદાયિક અને વ્યક્તિગત પ્રયત્નો તપાસીએ. આપણે ત્યાં સ્ત્રી અને પુરૂષોની સામાન્ય કેળવણીની સ્થિતિ કેટલી દયાજનક છે તે સરકારી આંકડા ઉપરથીજ સમજાય તેવું છે. તેથી આપ સમક્ષ તે રજુ કરૂં છું.

મુંબાઇ ઇલાકાનો જે ભાગ અંગ્રેજ સરકારની સીધી હકુમત નીચે છે તે ભાગની વસ્તી, ૧,૯૨,૯૧,૭૧૯ ની છે. જેમાંની ૨૩ ટકા શહેરોમાં રહે છે, અને ૭૭ ટકા ગામડાંઓમાં રહે છે. આખી વસ્તીમાંથી માત્ર બે ટકા સરકારી અને ખાનગી નોકરીદ્વારા અથવા તો વકીલાત, એન્જીનીઅરીંગ, ડોક્ટરી ધંધો વગેરેથી પોતાનું ગુજરાન ચલાવે છે. છતા પણ વિચિત્ર વાત એ છે કે આખી કેળવણીની પદ્ધતિ જાણે માત્ર આ બે ટકા વસ્તીને માટેજ હોય એવી રીતે યોજવામાં આવી છે.

મુંબાઇ ઇલાકાના આ ધંધામાં પડેલાઓના આંકડાઓ રસિક હોવાથી જાણવા જેવા છે.

| | પુરૂષો. | સ્ત્રીઓ. |
|---|---|---|
| ડૉકટરો | ૧૧૦૦૧ | ૩૩૯ |
| વકીલો અથવા ન્યાયખાતાના સરકારી નોકરો. | ૬,૯૭૪ | ૧૪૨ |
| આર્કીટેક્સ, ઇજનેરો અથવા વ્યાપારી પેઢીઓના વ્યવસ્થાપકો અને માલીકો. | ૬,૯૨૩ | ૨૬૬ |
| શિક્ષકો. | ૩૧,૪૮૧ | ૪,૩૩૯ |
| સરકારી નોકરીમાં તેમજ ખાનગી પેઢીઓના હલકા દરજ્જાના કારકુનો | ૧,૧૬,૩૯૦ | ૭૨૯૩ |
| વ્યાપારી પેઢીઓ કારખાનાઓ વગેરેના વ્યવસ્થાપકો કે પેટા દરજ્જાના સરકારી કે પેઢીઓના કે કારખાનાઓના અમલદારો | ૨૦,૦૦૦ (આશરે) | ૩૦૦ (આશરે) |

આથી ઉલટું ખેતીના ધંધામાંથી પોતાનું ગુજરાન ચલાવનારાંઓની સંખ્યા નીચે પ્રમાણે છે:—

| પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|
| ૩૬,૭૨,૮૫૮ | ૧૭,૯૩,૮૪૬ |

આટલી મોટી વસ્તીવાળા ધંધાદારીઓની કેળવણી માટે સરકારે તેમજ પ્રજાએ શું કર્યું છે ? ગામે ગામે આમને માટે યોગ્ય કેળવણીની વ્યવસ્થા ન થાય ત્યાં સુધી તેમની પાસેથી કર લેવાનો સરકારને શો હક્ક છે ?

માત્ર સ્વભાષાની છેલ્લામાં છેલ્લી પરીક્ષા એટલે વર્નાક્યુલર ફાઇનલના આંકડાઓ આ પ્રમાણે છે:—

| ૧૯૨૮ ની સાલના પરીક્ષામાં | પુરૂષો | સ્ત્રીઓ |
|---|---|---|
| બેઠા | ૧૩,૭૫૮ | ૧,૬૧૭ |
| પરીક્ષામાં પાસની સંખ્યા | ૬,૨૯૨ | ૬૫૦ |

એટલે પુરૂષોની સંખ્યા કરતા સ્ત્રીઓની સંખ્યા લગભગ દસમા ભાગની છે.

પ્રાથમિક, માધ્યમિક તેમજ કોલેજો બધે મળી આશરે દશ લાખ વિદ્યાર્થીઓ ભણે છે, તેમાંના માત્ર ૮ ટકાજ પ્રાથમિક શાળાના ઉપલા ધોરણોમાં, માધ્યમિકશાળાઓમાં તથા કોલેજોમાં ભણે છે. એટલે કે જે થોડા ભણે છે, તે માત્ર નામનું જ ભણે

શકતો નથી, અને શરીર પુરેપુરૂં ખીલ્યા પહેલાંજ તે છિન્નભિન્ન અને નિર્માલ્ય થઇ જાય છે અને છેવટે ઘસારાથી આયુષ્ય પણ ટુંકું થાય છે. વળી આવી બાલમાતાઓ તેમનાં બાલકોનું યોગ્ય લાલનપાલન કરી શકતી નથી. એ તેમની શક્તિની બહારની વાત છે. બાળઉછેર અને બાળકેળવણી જે મહત્વની વસ્તુ છે, તે આ બાલમાતાઓ કેવી રીતે સમજી શકે ? તેઓજ જ્યાં બાળક હોય ત્યાં તે તેમનાં બાળકોનાં પ્રશ્નો કેવી રીતે વિચારે ? બાળકો જે દેશની અને સમાજની ખરી સમૃદ્ધિ છે, જે ભવિષ્યની પ્રજા છે, અને જેમના ઉપરજ દેશના ભવિષ્યનો આધાર છે, તે બાળકો આ બાળમાતા પાસેથી કેવું શિક્ષણ લેવાનાં ? તેમનાં શરીરના બાંધા પણ કેવા નબળા થવાના ? દુનીઆ ઉપર કોઇ જગાએ નહિ તેવું મોટું બાલમરણ પ્રમાણ હિન્દુસ્તાનમાં છે. તેનું કારણ બાલમાતાઓ અને સ્ત્રીઓનું સામાન્ય અજ્ઞાન છે. નાની માતાઓમાં તે જ્ઞાન ક્યાંથી હોય ? આથી અતિ બાલમરણનું મૂળ બાળલગ્નજ છે. શારદાબીલમાંની લગ્ન અને સંમત્તિવય આ દૃષ્ટિએ નાની છે. હું માનું છું કે આવી ગંભીર જવાબદારીઓ માટે ચૌદ અને પંદર વર્ષને બદલે અઢાર અને એકવીસ વર્ષની ઉમ્મરજ યોગ્ય ગણાવી જોઇએ. હિન્દુ અને ઇસ્લામી કોમના શાસ્ત્રોના શબ્દોને વળગી રહેનારાઓમાં આ માટે બહુ સંકુચિત દૃષ્ટિ છે. તેમને તેમાં ધર્મનું ઉલ્લંઘન લાગે છે પણ ધર્મ પણ દેશકાળને અનુસરીનેજ રચાય છે, અને તેમાં દેશકાળને યોગ્ય પરિવર્તનો થવાં જોઇએ. વળી એકલા કાયદાથી આપણું વળવાનું નથી. એ વસ્તુ ખોટી છે, એમ પ્રજાના મનમાં નહિ ઉતરે ત્યાં સુધી એ રીવાજ બંધ નહિ થાય. પોતાનું હિત શેમાં છે એ પ્રજાએ સમજવુંજ જોઇએ.

સ્ત્રી સ્થાનભ્રષ્ટ થઇ છે. કુટુમ્બમાં પણ તેનું જે સ્થાન હોવું

**કુટુમ્બમાં સ્થાન**

જોઇએ, તે આજે નથી. આજે તેનું કુટુમ્બમાં શું સ્થાન છે ? તે માત્ર પુરુષના વિલાસ અને વાસનાઓ તૃપ્ત કરવાનું, અને સંતાન પ્રાપ્તિનું સાધન મનાય છે. તેની લાગણી તરફ કોઇ ધ્યાન આપવાની તસ્દી લેતું નથી. સ્ત્રી અને પુરૂષના જીવનમાં એટલો ફેર પડી ગયો છે કે પુરુષ માત્ર તેના ખપ અને સગવડ પૂરતોજ સ્ત્રી સાથે સંબંધ રાખે છે. તેને સ્ત્રીના માન અપમાનની પડી નથી. પૈસાના મદમાં, અને નાની નાની વાતમાં વાંકુ પડતાં તેઓ બીજી સ્ત્રી પરણે છે. અને બન્ને સ્ત્રીઓના જીવનમાં કલેશ અને દુઃખ આવે છે. એક ઉપર બીજી કરવાથી પહેલીને કેવી લાગણી થશે તેનો વિચાર તે કરતાજ નથી. જ્યારે એજ સ્ત્રીને બીજા પુરુષ સાથે વાત કરતી જોતાં પણ તેને ઇર્ષ્યા આવે છે. એક ઉપર બીજી સ્ત્રી કરવી તેનાથી બીજું વધારે અપમાન સ્ત્રીજાતિ માટે કયું છે ? આપણા કુટુંબોમાં સ્ત્રી પુરુષો વચ્ચે કામની વહેંચણી એ જાતની થઇ છે કે જેથી સ્ત્રીનું જીવન કલેશવાળું અને છિન્નભિન્ન થઇ ગયું છે. કામ પહેલાં કરતાં વધ્યું છે જ્યારે તે કામમાં મળતી મદદ ઓછી થઈ છે. ઘરમાં ગમે તેટલું કામ પડયું હોય, બાળક માંદુ હોય તો પણ પુરુષ ઘરના આગલે મેડે બેસી વાતોના ગપાટા મારશે પણ મદદ કરવા નહિ આવે. આપણે જે કાર્યક્ષેત્રના વિભાગ પાડયા છે તેમાં પણ જો આપણું હીત ચાહતાં હોઇશું તો ફેર કરવા પડશે. આજની રચનામાં પુરુષ માત્ર રળીજ લાવે છે, અને સ્ત્રી ઉપર જુલ્મી સત્તા ધરાવે છે, અને સ્ત્રી ઘર કામમાં અને છોકરાંની ઉછેરમાં

પીસાઇ મરે છે. તે રચના ફેરવીને પુરુષે ઘરકામમાં સ્ત્રીને મદદ કરવી પડશે. અને બાળકો જેને માટે સ્ત્રી અને પુરુષ બન્ને જવાબદાર છે, તેમને ઉછેરવાની મહેનત અને જવાબદારીમાં પણ તેણે ભાગ રાખવો પડશે. સ્ત્રીએ પણ પુરુષની કમાણીનો ઉપયોગ અને ઉમેરો કેમ કરવો તે બરાબર જાણવું પડશે.

**આર્થિક સ્થિતિ**

જેમ ગુનેહગારને હાથે પગે બેડીઓ પહેરાવી પછી જેલમા પુરવામાં આવે છે તેમ સ્ત્રીને પણ ચારે બાજુથી, કાયદાઓના બંધનોમાં જકડી સંસારમાં ધકકેલી દેવામાં આવી છે. આર્થિક પરતંત્રતા એ પક્ષીની પાંખો કાપી નાખવા બરબર છે, તે કયા આધારે જીવન જીવી શકે ? પરાશ્રયી જીવનથી છુટવાનો ઉપાય તે આર્થિક સ્વાતંત્ર્ય. આજે સ્ત્રીઓ પોતે કમાતી પણ નથી, અને તેમને મા બાપના વારસામાંથી પણ કાંઇ મળતું નથી. માબાપની એકની એક દીકરી ગરીબાઇમાં પડી રહે અને દૂરદૂરના પિત્રાઇઓ મિલ્કતના વારસદાર ગણાય છે. માબાપના ચાર પાંચ છોકરાઓમાંથી છોકરાઓ બાપની મિલ્કત ફાવે તેમ વેડફી નાંખે છે જ્યારે છોકરીને તેમાંથી પાઇ પણ મળતી નથી. માત્ર પ્રેમ કે દયા કરી જે આપે તેજ. વળી પૈસાદાર માણસની પુત્ર વિનાની વિધવાને પણ સંયુક્ત કુટુમ્બમાં તેના પતિના ભાગની મિલ્કત મળતી નથી, અને તેને નિરાધારીમાં બીજાની દયા ઉપર જીવન જીવવું પડે છે. કાયદાની દૃષ્ટિએ સ્ત્રીઓને આ બાબતમાં બહુ અન્યાય કરવામાં આવ્યો છે.

આર્થિક સ્વાતંત્ર્ય માટે સ્ત્રીઓએ કમાવું જોઇએ. સ્ત્રીઓએ કમાવાની હિમ્મત પણ કરવી જોઇએ. કમાવાની આવડતને લીધે સ્ત્રી જનસમાજને પણ ઉપયોગી થશે અને દેશની સંપત્તિ પણ વધશે. અત્યારે કમાવાનાં સાધનો નહિ હોવાને લીધે કેટલીએ નિરાધાર બહેનો અનીતિનો ભોગ થાય છે. તે જો કમાણીનાં સાધન વધે, તેને શોધવામાં આવે, તો સ્ત્રીઓ આર્થિક સ્થિતિએ, અત્યારે જે, "બાપડી બીચારી" છે તે મટી જશે અને અનીતિમાં નહિ ફસાય. ઇંગ્લાંડમાં લડાઇ પહેલાં સ્ત્રીઓ અત્યારે કરે છે તેટલા ધંધા અને કામો નહોતી કરતી, પણ લડાઇમાં તેમણે પુરુષોના કામો પણ કર્યાં અને હજુ કરે છે. ત્યારથી સ્ત્રીઓ અમુક કામ ન કરી શકે એ માંન્યતા ત્યાંથી ગઇ છે. અત્યારે તો કમાવાના દરેક ધંધામાં સ્ત્રીઓ કામ કરે છે અને કમાય છે. તેમ આપણે પણ દરેક ધંધા નોકરી વગેરેમાં કામ કરવું જોઇએ, કે જેથી આપણી પરાધીનતા દૂર થાય.

**સ્ત્રીમાનસ**

આને માટે સ્ત્રીમાનસ બદલવાની જરૂર છે. સ્ત્રીઓ એમજ માને છે કે આપણાથી અમુક વસ્તુ થ.ય ને અમુક ન થાય. નાનપણથી તેને એવી રીતેજ કેળવવામાં આવે છે કે તે અબલા છે, પરાધીન છે, તે સ્ત્રી છે માટે તેને પરણવુંજ પડે, તેતો સાપના ભારા સમાન છે, વિગેરે. ખરી વસ્તુ આમ નથી, છતાં આપણે આપણી જાતને તેવી બનાવી દીધી છે. શા માટે સ્ત્રીએ અબલા રહેવું જોઇએ ? શા માટે તેણે પરાધીન જીવન વ્યતિત કરવું જોઇએ ? તેને પણ પુરુષની પેઠે ઇશ્વરે નિર્માણ કરી છે. તેને પણ હાથ પગ, મગજ, બધું છે. પછી શા માટે આવાં બંધનો તેને જરૂરનાં છે એમ માનવું ? નાનપણથીજ કેળવણી એવી મળવી જોઇએ કે જેથી તેનામાં આ વિચારો ઘર ન કરે. માટેજ આ માનસ હવે બદલવું જોઇએ.

**અસમાનતા માટે સ્ત્રીઓની જવાબદારી**

છોકરા છોકરીનો જાતિભેદ જે આપણા સુધરેલા સમાજમાં પણ હજી રખાય છે તે દૂર થવો જોઇએ. દૂધ દહિં જેવા પદાર્થથી માંડીને કેળવણી આપવા સુધી આ ભેદ રાખવામાં આવે છે. આપણે સ્ત્રીઓએ એવી માન્યતા કરી દીધી છે અને તેણે જડ ઘાલી છે. જ્યારે ખરૂં તો સ્ત્રી અને પુરુષને માટે બધું સરખુંજ હોવું જોઇએ. સ્ત્રીઓ જો આ માનસ બદલશે તોજ આ ભેદ દૂર થશે. ડોસો કુંવારો મરે પણ ડોશીથી કંઇ મરાય ? કેમ ન મરાય ? તેનામાં પણ ઇચ્છાશકિત છે, સંયમ છે તો તેનુંજ જીવન શા માટે ભારો સમાન લાગવું જોઇએ ? નીતિનો પ્રશ્ન પણ ખરી રીતે મનુષ્યના ધર્મની રીતે વિચારવો જોઇએ. નહિ કે સ્ત્રીપુરુષના જાતિભેદની દૃષ્ટિથી. સ્ત્રીનું પાપ પકડાય છે અને તે અવગણાય છે, જ્યારે પુરુષનું પાપ કદાપિ જો પકડાય તો પણ તે નિભાવી લેવામા આવે છે જ્યારે સ્ત્રીને તેનું આખું જીવન એક વખતની ભૂલથી પાપમાજ ગાળવું પડે છે. આનો અર્થ એમ નથી કે સ્ત્રીઓએ પણ અનીતિ આચરવી, પણ સામાન્ય નિયમો તો સરખાજ રહેવા જોઇએ, અને એ ધોરણે સ્ત્રીઓ પણ કુંવારી રહે તો વાંધો નથી એમ મનાવું જોઇએ.

તેમજ વિધવાનો પ્રશ્ન ઉકેલવો જોઇએ. દરેકે વૈધવ્ય પાળવું જેમ ફરજીઆત ન હોવું જોઇએ તેમ પુનર્લગ્ન કરવુંજ જોઇએ એવો પણ કાંઇ નિયમ નથી. તેને ફાવે તો પુનર્લગ્ન કરે અને ન ફાવે તો ન કરે. વિધવા છે માટે તેણે તો અમુક રૂઢિ પ્રમાણેજ જીવન ગાળવું એટલે કે અમુક જપ જાપ, મંદિરે જવું આવવું, વગેરે સિવાય તેનાથી બીજું કાંઇ ન થઇ શકે એ મનોવૃત્તિ આપણા આખાએ સમાજની છે. એ મનોવૃત્તિ બદલાવી જોઇએ.

**જાહેર જીવનમાં સ્ત્રીનું સ્થાન**

દરેક સંસ્કારી દેશમાં સ્ત્રીઓ જાહેર જીવનમાં મોટો ભાગ લે છે, જ્યારે આપણે ત્યાં આંગળીને વેઢે ગણી શકાય તેટલાં બાદ કરીએ તો જાહેર જીવન એ શું છે તે પણ સમજતા નથી. અને તેથી આપણે આપણું ધ્યેય સ્વરાજ જલ્દી પહોંચી શકતાં નથી. સ્ત્રીઓ વિનાનું જાહેરજીવન અપંગ છે. સમાજ સુધારાની પ્રવૃત્તિઓ સ્ત્રીઓ વિના આગળ વધી શકતી નથી, અને એ પ્રશ્નો પુરુષો ઉકેલવા મથે છે તો પણ તેમાં સ્ત્રીઓની સહાનુભૂતિ વિના ઉકેલી શકતા નથી. બાળ કેળવણીના અને બાળઉછેરના કાર્યો સ્ત્રીઓએજ મળીને કરવાં જોઇએ. વળી વનિતાવિશ્રામો અને પતિત સ્ત્રીઓનો ઉદ્ધાર જો સ્ત્રીઓ કામ ન કરે તો કેવી રીતે થાય ? આ કામોમાં સ્ત્રીઓ વિના ચાલે તેવુંજ નથી. સ્ત્રીજ સ્ત્રીને સમજી શકે અને સમજાવી શકે.

સ્ત્રીઓ જાહેરજીવનમાં ભાગ લેશે તો ઘરની કોણ સંભાળ રાખશે એની જેઓને ચિંતા છે તેમની એ ચિંતા અસ્થાને છે. ઘરકામથી અને કૌટુંબિક ફરજો બજાવતાં પણ થોડો સમય કાઢી શકાય તેમ હોય છે. જેમ પુરુષો પોતાના ધંધામાંથી વખત કાઢી શકે છે તેમ. વળી આખો વખત એકના એક વાતાવરણથી થાક અને કંટાળો આવે છે અને તેથી જરા આનંદ માટે પણ બહાર નીકળવાની જરૂર છે. વળી દરેક સ્ત્રી આગળ પડીને કામ ન કરી શકે તે પણ સ્વાભાવિક છે; દરેક પુરુષ પણ નથી કરી શકતો છતાં પણ કેટલીક સ્ત્રીઓ આજે માત્ર કહેવાતી ધાર્મિક વૃત્તિથી દોરાઇ ગુરૂઓ અને મહારાજો પાછળ ઘેલાં કાઢે છે અને તેમના ભોગ બને છે, તેને

સ્થાને તેમને સેવાનું માહાત્મ્ય સમજાવ્યાથી જરૂર તેઓ કાંઇ ને કાંઇ ઉપયોગી કામ કરશે. જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે તેમ મુખ્ય કામમાં તેઓ ઉપયોગી થશે.

વળી જે કેળવાએલી બ્હેનો છે તેમણે એ પણ સમજવું જોઇએ કે જે સમાજ તેમને માટે કેળવણીનો પ્રબંધ કરે અને પૈસા ખર્ચે તેના કામમાં કોઇક રીતે તો આવવું એ તેમની ફરજ છે. આજે સ્ત્રીસેવિકાઓની આપણા જાહેર જીવનમાં કેટલી બધી જરૂર છે ! જેઓ આખો સમય આપી શકે અને આપે તેવાં બ્હેનો મળે તોજ કરવા ધારેલાં કાર્યો થઇ શકે. અલબત્ત સમૂળગાં ન કરે તેના કરતાં તો કલાક આપે તે પણ ઇચ્છવા જેવું છે પણ થોડાંકે આખો વખત આપે તોજ ખરૂં કામ થઇ શકશે. જે બ્હેનો કેળવાય છે તેમાંની બધીએ લગ્ન કરવું જ જોઇએ એમ શા માટે માનવું જોઇએ ? એક વ્યકિતને પોતાનું જીવન આપી દેવા કરતાં આ બ્હેનો જો સમાજના કામમાં પડે તો આપણું કામ ઝડપથી અને સહેલાઇથી થાય. વળી અમુક વિધવા બ્હેનો પણ લગ્નની પરંતંત્રતામાં પડયા કરતાં સમાજસેવા કરવામાં જીવનને સાર્થક કરે તે પણ ઇષ્ટ છે, કારણ સ્ત્રીઓ માટે જ્યાં સુધી સ્ત્રીઓ કામ નહિ કરે ત્યાં સુધી તે કદાપિ પણ થવાનું નથી.

સ્ત્રીઓની સામાન્ય સ્થિતિ હાલ અજ્ઞાન દશામાં છે. અત્યારે આપણું કામ તેઓ કેમ જાગૃત થાય, તેમની અભણતા કેની રીતે ટળે, તેમનાં દુઃખ કેમ ઓછાં થાય એ જોવાનું છે. હજી આપણી પ્રવૃત્તિઓ બરાબર વ્યવસ્થિત નથી. આપણે પરિષદો મેળવીએ છીએ, અને ઠરાવો કરીએ છીએ, મંડળો કાઢીએ છીએ અને તેના વાર્ષિકોત્સવો ઉજવીએ છીએ. પણ વર્ષ દરમ્યાન શું કામ થયું તેનું સરવૈયું નીકળતું નથી અને નીકળે છે તો તેના ઉપર કોઇનું ખાસ ધ્યાન પણ હોતું નથી. સ્ત્રીઓની અભણતા ટાળવા તેમને સુરુચિવાળી બનાવવા જેમ રશીઆએ કર્યું છે તેમ આપણે ખુબ પ્રચારકામ કરવું પડશે.

### કામની કાચી રૂપરેખા

આપણી આ પ્રવૃત્તિઓ વ્યવસ્થિત થાય તે માટે નિયમિત કામ કરનારૂં મંડળ હયાતીમાં આવવું જોઇએ. આ મંડળે સ્ત્રીઓને પોતાની સ્થિતિનું ભાન કરાવવાનું કામ તો કરવુંજ પડશે પણ તે ઉપરાંત જાણીતાં અનિષ્ટો દૂર કરવાના વ્યવહારૂ પગલાં પણ ભરવાં પડશે. આથી આવા મંડળોમાં એવી બ્હેનોએ આવવું જોઇએ કે જેઓ નિયમિત સમય આ કામ પાછળ આપી શકે. કેવળ ઠરાવો કરવા મંડળો હયાતીમાં આવે એ હવે ઇચ્છવા જેવું નથી. આવું મંડળ શું કામ કરે તેની એક કાચી રૂપરેખા નીચે રજુ કરૂં છું.

૧. કેળવણીના અભાવથી સ્ત્રીઓની કેવી દુર્દશા થાય છે તે માટે સ્ત્રીસમુદાયો એકઠા કરી સતત્ વ્યાખ્યાનો, ચિત્રો, સિનેમા, નાટકો વગેરેથી તેનું ભાન કરાવવું. આ કામ આનંદ સાથે સહેલાઇથી થઇ શકે. તેમના ગૃહજીવનમા નડતી મુશ્કેલીઓનો જેમાંથી ઉકેલ નીકળતો હોય તેવા જ્ઞાનનો પ્રચાર ઝડપથી થશે. કલા મારફત આ ફેલાવો સફળ રીતે થઇ શકશે. ગરબાઓમાં સંખ્યાબંધ સ્ત્રીઓ આવે છે, જ્યારે ભાષણોમાં તેમને રસ પડતો નથી. વળી આપણા જીવનમાંથી કલા ઓછી થઇ ગઇ છે, તેથી જીવનનો આનંદ પણ ઓછો થયો છે. આપણું જીવન કલેશવાળું થઇ ગયું છે અને તેથી આપણે આનંદ

શોધવો પડે છે. કલાદ્વારા સ્ત્રીજીવનમાં આનંદ અને ઉત્સાહ આવશે તો પછી તેમને આ નવાં કામોમાં પણ રસ પડશે. જેમને અક્ષરજ્ઞાન નથી તેમણે પણ આ રીતેજ જ્ઞાન આપી શકાશે.

મજૂર વર્ગની સ્ત્રીઓમાં પણ કેળવણીનો ફેલાવો કેવી રીતે થાય તે જોવાનું છે. બાળઉછેર, સ્વચ્છતા, આરોગ્યનું જ્ઞાન, વગેરેનો તેમનામાં ફેલાવો થાય અને તેમનું સામાન્ય જ્ઞાન વધે તે માટે સૌથી પહેલું કામ તો તેમના કામના કલાકો ઓછા કરાવવાનું છે. વળી જેઓ આ મજૂર સ્ત્રીઓ પાસેથી કામ લે છે તેમની ફરજ છે કે આ સ્ત્રીઓની કેળવણીના અને વિનોદના સાધનો તેમણે પૂરા પાડવાં. તેઓ વખતના અભાવે કેળવણી લઇ શકતાં નથી, તેથી આની વ્યવસ્થા કારખાનાઓમાં થાય તે ઇચ્છવા જેવું છે. તેમને અપાતી કેળવણી એવા પ્રકારની હોવી જોઇએ કે જેથી તેઓની કમાણીમાં વધારો થઇ શકે. આ માટે આ મંડળે પ્રયત્નો કરવા.

૨. સ્ત્રીઓના દૈનિક સામાજીક જીવનમાં ખાવાપીવાની બાબતથી શરૂ કરીને તે જાહેર નોકરીઓ સુધીના હક્કો સ્ત્રીઓને સમજાવવા. સ્ત્રીઓને પોતાની આર્થિક દુર્દશા સમજાવવી, તેને કમાતી કરવી, લગ્નમા સ્ત્રી પુરૂષની જવાબદારી સરખી છે તેનું ભાન કરાવવું, અને એવા પ્રયત્ન કરતી સ્ત્રીઓને મદદ કરવી.

૩. બાળલગ્નો અને વૃદ્ધલગ્નો કાયદાની મર્યાદામાં રહીને આક્રમણના જે કોઇ ઉપાયો યોજાય તે યોજીને પણ બંધ કરાવવાં, કોઇ છોકરીને એની મરજી વિરૂદ્ધ પરણાવવામાં આવતી હોય તો મંડળે તેને મુક્ત થવામાં મદદ કરવી.

૪. જે વિધવા બ્હેનોને પુનર્લગ્ન કરવું હોય તેમને સગવડ કરી આપવી અને જેમની ઇચ્છા ન હોય તેમને સામાજીક સેવાના કાર્યોમાં જોડવાની વ્યવસ્થા કરવી.

૫ જેમને કમાવાની જરૂર હોય તેમનાં માટે માનભેર કમાઇ શકાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી. સ્ત્રીશિક્ષિકાઓ, નર્સો, કામદાર વર્ગની સ્ત્રીઓ વગેરેની ઉપરી અમલદારો મારફતે અત્યારે જે દુર્દશા થાય છે તેને દૂર કરવા પ્રયત્નો કરવા.

૬. સ્ત્રી કેળવણીની સંસ્થાઓનો કબજો લેવો અને તેને વ્યવસ્થિત અને ઉપયોગી કરવી. આ સંસ્થાઓ. મારફતેજ ભવિષ્યની ક્રાન્તિનાં બીજ રોપી શકાશે.

આપે મને આપની સેવા કરવાની તક આપી છે તે માટે હું આપ સર્વનો ફરીથી આભાર માનું છું, અને ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે આપણા વિચારો યોગ્ય રીતે અમલમાં મૂકાય.

---

## ગુજરાત પ્રાંતિક મહિલા પરિષદ
## અમદાવાદ
### તા. ૮ મી ડીસેમ્બર ૧૯૨૯
### ઠરાવો

૧. સ્ત્રીશિક્ષણમાં અને વિશેષ કરીને ઉચ્ચ સ્ત્રીશિક્ષણમાં અત્યંત રસ લઇ તે માટે પોતાનું જીવન સમર્પણ કરનાર સદ્દગત ભાઇ અમૃતલાલ દાણીના અકાળ અવસાનની આ પરિષદ ખેદપૂર્વક નોંધ લે છે અને તેમના કુટુંબના દુઃખમાં સહાનુભૂતિ દર્શાવે છે. સ્વર્ગસ્થનું જીવન ગુજરાતના યુવકોને પ્રેરણા રૂપ થાય એવી આ પરિષદ આશા રાખે છે.

૨. બાળલગ્નની વિનાશક રૂઢી નાબૂદ કરવા માટે લેજીસ્લેટીવ એસેમ્બલીમાં રાય

સાહેબ હરબિલાસ શારદાએ અથાગ શ્રમ ઉઠાવી જે કાયદો કરાવવામાં સફળતા મેળવી છે તે માટે આ પરિષદ તેમનો ઉપકાર માને છે અને તેમને ધન્યવાદ આપે છે.

આ પરિષદનું એવું માનવું છે કે બાળલગ્ન નિષેધનો માત્ર કાયદો પસાર થવાથી ધારેલું પરિણામ આવી શકે નહિ. જનસમૂહમાં તે કાયદાની માહિતી ફેલાવવા માટે તથા બાળલગ્નની વિરૂદ્ધ પ્રજામત કેળવવા માટે દેશમાં જુદે જુદે સ્થળે સતત પ્રચાર કાર્ય થવું જોઇએ. આવી જાતનું પ્રચારકાર્ય કરવા માટે તથા કાયદાને ભંગ કરનારના યોગ્ય શાસન માટે ઉપાય લેવાની, કેળવાયલાં સ્ત્રીપુરુષોને આ પરિષદ આગ્રહપૂર્વક વિનંતી કરે છે.

૩. ગુજરાતની સ્ત્રીઓમાંથી એલએલ. બી. ની પરીક્ષામાં પસાર થવાનું પ્રથમ ભાગ્ય શ્રી. તારાબ્હેન પટેલને પ્રાપ્ત થયું છે તે માટે આ પરિષદ તેમને અભિનંદન આપે છે.

૪. સ્ત્રીઓની પરાધીનતા દૂર કરવા માટે તેમજ તેમને થતા અનેક પ્રકારના અન્યાય તથા તેમનાં દુઃખોના નિવારણ માટે હિન્દુઓના વારસાના કાયદામાં સ્ત્રીઓને યોગ્ય હકક મળે એવા ફેરફાર કરવા માટે વડી સરકાર એક કમીટી સત્વર નીમે એવી આ પરિષદ સરકાર પાસે આગ્રહપૂર્વક માગણી કરે છે.

૫. સ્ત્રીઓના સ્વમાનના રક્ષણ માટે અનેક પત્ની કરવાનો કુરીવાજ દૂર થવો જોઇએ તેથી આ પરિષદ સરકારને આગ્રહ પૂર્વક માગણી કરે છે કે તેમણે કાયદો કરી એક પત્નીની હયાતીમાં બીજું લગ્ન ગેરકાયદે ઠરાવવું.

૬. પડદાના હાનિકારક રીવાજથી સ્ત્રીઓનું આરોગ્ય બગડે છે, અને શિક્ષણ તથા સામાજીક પ્રગતિમાં એ રીવાજ આડે આવે છે તેથી તે સદંતર બંધ થવો જોઇએ એવું આ પરિષદનું માનવું છે.

૭. કારખાનાઓમાં સંખ્યાબંધ સ્ત્રીઓ કામ કરે છે તેમને માટે સ્ત્રીઇન્સ્પેકટ્રેસોની નીમણુક થવી જોઇએ એવી આ પરિષદની માન્યતા છે. *

૮. અનાથ અને નિરાધાર સ્ત્રીઓને ફોસલાવીને કુમાર્ગે ઘસડી જવાના તથા તેનું વેચાણ કરવાના દાખલા હાલમાં ઘણા જાણવામાં આવે છે. એ રીતે ફસાએલી અનાથ બાળાઓનું રક્ષણ કરવાને અબળા રક્ષણગૃહ ( રેસક્યુ હોમ ) ની ખાસ જરૂર આ પરિષદ સ્વીકારે છે અને સ્ત્રીમંડળનાં સભ્યોને આ કામ ઉપાડી લેવાની વિનંતિ કરે છે.

૯. કન્યાઓની ઉચ્ચ કેળવણીને વેગ આપવાની ખાસ જરૂર છે તેથી અહીં જે ખાનગી માધ્યમિક શાળાઓ છે તેને સારા પાયાપર લાવીને ઉચ્ચ આદર્શવાળી હાઇસ્કુલો કરવાનું સંગીન કામ સ્થાનિક સ્ત્રીમંડળે ઉપાડવું અને આ વર્ષનુ એ મુખ્ય કામ ગણીને તેને માટે પગલાં લેવાં એવી આ પરિષદ સ્ત્રીમંડળના સભ્યોને ભલામણ કરે છે.

૧૦ પ્રાથમિક શાળાઓમાં માત્ર પચાસ ટકા જેટલા ટ્રેન્ડ શિક્ષકોથી સંતોષ માનવાનું ધોરણ સરકારે સ્વીકાર્યું છે, તે તરફ આ પરિષદ નાપસંદગી બતાવે છે. દરેક શાળામાં બધાં શિક્ષકો ટ્રેન્ડ હોવાં જોઇએ એવી પદ્ધતિ ગ્રહણ કરવાની આ પરિષદ મ્યુનીસીપાલીટીઓ તથા લોકલ બોર્ડોને ભલામણ કરે છે. ટ્રેનીંગ કોલેજોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટાડવાની પદ્ધતિ સરકારે ગ્રહણ કરી છે તેને માટે પરિષદ ખેદ દર્શાવે છે, અને તે સંખ્યા વધારવા માટે આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

૧૧. પ્રાથમિક કન્યાશાળામાં તેડાગરો

રાખવામાં આવે છે તેની હજી દરેક ઠેકાણે જરૂર છે એમ આ પરિષદનો અભિપ્રાય છે. અને સરકારે તેડાગરો બંધ કરવાની નીતિ પ્રચલિત કરી છે તેથી કન્યાશિક્ષણને હાનિ પહોંચશે એમ આ પરિષદ માને છે, માટે સરકાર તેડાગરો રાખવાની પદ્ધતિ ફરી ચાલુ કરે એવો આગ્રહ કરે છે.

૧૨. સ્થાનિક સ્ત્રીમંડળનું કામ વ્યવસ્થિત રીતે કરવા માટે એક ઓફીસ શરૂ કરવાની અગત્ય છે એવું આ પરિષદનું માનવું છે. આ ઓફીસના નિભાવ માટે જે ખર્ચ થાય તેની વ્યવસ્થા કરવાની સ્ત્રીમંડળનાં સેક્રેટરી તથા પ્રમુખને આ પરિષદ સત્તા આપે છે.

૧૩. અખિલ હિન્દ મહિલા પરિષદ જે મુંબઈમાં જાન્યુઆરી ૧૯૩૦ માં ભરાવાની છે તેમાં ગુજરાત સ્ત્રીમંડળ તરફથી નીચેના પ્રતિનિધિઓ પરિષદ નીમે છે:

શ્રી. મધુરિકાબ્હેન અને શ્રી. તારાબ્હેન પ્રધાન ( સુરત ); શ્રી. સરલાદેવી અંબાલાલ, લેડી વિદ્યાગૌરી, શ્રી. શારદાબ્હેન, શ્રી. ઈંદુમતિ દિવાન, શ્રી. સવિતાબ્હેન, શ્રી. મનોરમા, શ્રી. લહેમીના, શ્રી. ભાગવત અથવા શ્રી. પ્રેમલીલા, અને શ્રી. શીરીનબાઇ મ્હેતા ( અમદાવાદ ).

---

# કંઈ ના ગમતું

લેખકઃ રા. " મધુપ "

( તોટક )

અહીં જો ! પ્રિય ! પુષ્પ ખિલ્યાં મધુરાં
મીઠી મ્હેક દિગન્ત પ્રસારી રહ્યાં;
મધુરો મલયાનિલ શું વહતો ?
નવ કૈં રસ એ ઉરમાં ભરતો...૧

'કુહુ' કોકીલ કૈં ટહુકાર કરે
મીઠડા ટહુકે શું દિગન્ત ભરે !
મયૂરો થઇ મસ્ત કળા કરતા
કદિ નર્તનથી દીલડું હરતા...૨

મધુરાં કમળો સરમાં શું ખિલ્યાં !
ભ્રમરો કંઇ તે પર ગુંજી રહ્યા,
રસનાં રસિયાં રસ-ઉત્સવ કૈં—
જગમાં સઘળે સ્થળ રેલી રહ્યાં...૩

× × × ×

– પણ ના સમીપે વસતો પ્રિય ! તું !
મુજ જીવન ! ઓ ! કંઇ ના ગમતું !...૪

# ફકત સવા રૂપીઆમાં " ગુણસુંદરી "

## આપવાની યોજના

" ગુણસુંદરી " ગુજરાતની બ્હેનોમાં અત્યંત પ્રિય થઈ પડયું છે; એ માસિક તેમના હૃદયમાં ઉચ્ચ સ્થાન મેળવ્યું છે. પરિણામે તેનો બ્હોળો ફેલાવો થાય છે. પરંતુ સ્ત્રી–ઉન્નતિ માટે ધગશ ધરાવતા માસિકના કેટલાક હિતચિંતક મિત્રોને એટલેથી સંતોષ નથી થતો. તેઓ એનો હજી પણ વધુ પ્રચાર થાય એ જોવા આતુર છે.

" ગુણસુંદરી " માસિક નિયમિત વાંચવા ઉત્સુક હોય છતાં આર્થિક સંજોગોને કારણ તેનું પૂરેપુરૂં લવાજમ આપવા અશક્ત હોય એવી અનેક બ્હેનોના અને ઉગતી સ્ત્રી સંસ્થાઓ કે લાઇબ્રેરીઓના સંચાલકોના પત્રો અમને મળ્યા છે. એવી બ્હેનોને, સ્ત્રી સંસ્થાઓને કે લાઇબ્રેરીઓને માસિકનો લાભ નિયમિત મળી શકે તે માટે એ હિતચિંતક મિત્રોએ નીચે પ્રમાણે યોજના કરી છે:

( ૧ ) માસિકનું વાર્ષિક લવાજમ રૂ. ૪–૪–૦ ( ભેટ પુસ્તકના રજીસ્ટ્રેશન પોસ્ટેજ ખર્ચ સહિત ) છે. આર્થિક સંજોગોને કારણ આખું લવાજમ ભરવાની અશક્તિ બતાવનાર બ્હેન, સંસ્થા કે લાઇબ્રેરી એ રૂ. ૪–૪–૦ માંથી ફકત રૂ. ૧–૪–૦ જ લવાજમ તરીકે ભરે.

( ૨ ) બાકીની રૂ. ૩–૦–૦ ની રકમમાંથી રૂ. ૧–૦–૦ " ગુણસુંદરી " કાર્યાલય પોતે ભોગવી લ્યે.

( ૩ ) બાકીના રૂ. ૨–૦–૦ ની રકમ માટે એક ફંડ ઉભું કરવામાં આવે જેમાં સ્ત્રી–ઉન્નતિ માટે માસિકનો બ્હોળો ફેલાવો ઇચ્છનાર સાધનસંપન્ન બ્હેનો યા ગૃહસ્થો પોતાને યોગ્ય લાગે તે રકમ એક યા વધુ વર્ષ માટે મદદ તરીકે ભરે.

( ૪ ) આ ફંડમાં બે રૂપીઆથી ઓછી રકમ નહિ લેવાય.

( ૫ ) આ ફંડમાં નાણા ભરનાર પોતાની રકમના ઉપયોગ માટે નીચે જણાવેલી શરતોમાંની કોઇ પણ એક શરતે નાણાં આપવા ઇચ્છશે તો તેમ કરવાનો તેમને હક્ક રહેશે અને તે નાણાનો ઉપયોગ તે શરત પ્રમાણે જ કરવામાં આવશે:

( અ ) અમુક જ્ઞાતિની સ્ત્રીઓને જ માસિક આપવામાં એ રકમનો ઉપયોગ કરવો.

( બ ) અમુક ગામ કે શહેરની યા અમુક ભૌગોલિક વિભાગ ( દાખલા તરીકે કાઠિયાવાડ, સુરત જીલ્લો, ભરૂચ જીલ્લો વગેરે ) ની બ્હેનોને જ માસિક આપવામાં એ રકમનો ઉપયોગ કરવો.

( ક ) અમુક મંડળ કે સંસ્થાના સભાસદોને જ માસિક આપવામાં એ રકમનો ઉપયોગ કરવો.

( પાછળ જુઓ )

હાલ તુરત માસિકની ૨૦૦ નકલો આપવાની વ્યવસ્થા થાય તો અત્યારની માગણીને પ્હોંચી વળાશે એમ અમને લાગે છે. એ ૨૦૦ નકલો માટે દરેક નકલ દીઠ રૂ. ૨–૦–૦ ના હિસાબે રૂ. ૪૦૦–૦–૦ ની રકમ ચાલુ વર્ષ માટે ફંડમાં ભરાવી જોઇએ. આ યોજનાને અંગે અત્યાર સુધીમાં અમને નીચે પ્રમાણેની રકમોના વચનો મળ્યાં છે:

| રકમ ભરનારનું નામ | રકમ | શરત |
| --- | --- | --- |
| શેઠ રતિલાલ ત્રિભોવનદાસ ઠક્કર | રૂ. ૧૦૦–૦–૦ | ... |
| રા. હરિલાલ જે. કણીઆ, એડવોકેટ | રૂ. ૨૫–૦–૦ | ... |
| રા. લાલજી ગોકુલદાસ, „ | રૂ. ૧૫–૦–૦ | ... |
| એક લોહાણા સદ્‌ગૃહસ્થ તરફથી | રૂ. ૨૫–૦–૦ | લોહાણા જ્ઞાતિની બ્હેનો માટે. |

આ યોજનાનો લાભ લેવા જે બ્હેનો અને સંસ્થાઓ ઇચ્છતાં હોય તેઓ અર્ધા આનાની ટીકીટ મોકલી ગ્રાહક થવા માટેનું ફૉર્મ, વ્યવસ્થાપક "ગુણસુંદરી", ૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઈ, ૪, એ સરનામે લખી મંગાવી લ્યે એવી તેમને વિનતિ છે.

ઉપર જણાવેલી યોજના ઉપરાંત અમે અમારા તરફથી એક વધુ સગવડ ઉત્સાહી વ્યક્તિઓને આપવા ઇચ્છીએ છીએ. જે કોઇ બ્હેન યા ભાઇ માસિકના પાંચ સામાન્ય (વાર્ષિક કે ત્રણ વર્ષનાં) ગ્રાહક કરી મોકલશે તેમને અમારા તરફથી માસિક ફક્ત સવા રૂપીઆમાં અપાશે. લવાજમના ભાવ વર્ષના રૂ. ૪–૪–૦ અને ત્રણ વર્ષના રૂ. ૯–૧૨–૦ છે.

ઉપરની યોજનાને અંગે આ ફંડમાં જે બ્હેનો યા ભાઇઓ પોતાનો ફાળો આપવા ઇચ્છતા હોય તેઓ નીચેનું ફૉર્મ ભરી તે સાથે પોતાના ફાળાની રકમ અમને કૃપા કરી જેમ બને તેમ જલ્દી મોકલી આપે:

---

## ફક્ત સવા રૂપીઆમાં "ગુણસુંદરી"

..................૧૯

વ્યવસ્થાપક "ગુણસુંદરી", મુંબાઇ, ૪.

જત મેં ફક્ત સવા રૂપીઆમાં "ગુણસુંદરી" આપવા વિષેની તમારી યોજના વાંચી છે અને એ માટેના ફંડમાં નીચે પ્રમાણે રકમ આપવા ઇચ્છું છું, અને એ રકમ આ સાથે[1] મોકલી આપું છું.

રકમ રૂપીઆ ______ [2] ______ વર્ષ માટે

શરત[3] ______

______

લી.

નામ ______

સરનામું ______

---

૧ અહિં જે રીતે નાણાં મોકલ્યા હોય–મનીઓર્ડરથી, ચેકથી યા માણસ સાથે–તે જણાવવું.
૨ અહિં કેટલા વર્ષ માટે તેનો આંકડો લખવો. ૩ અહિં શરત સ્પષ્ટ રીતે લખવી.

# શ્રાપ !

[ રાતું રાતું ગુલાબનું ફૂલ, ગુલાબમાં રમતી'તી. * ]

હતી નિર્ભય ગુલાબની વાડી, ગુલાબમાં રમતી'તી;
એક ઉગ્યું ગુલાબ ફુલડાળી, ગુલાબમાં રમતી'તી.

કળી ખીલી ગુલાબરંગ જામ્યા, ગુલાબમાં રમતી'તી;
ન્હોતા કોના ય દંશ હજુ લાગ્યા, ગુલાબમાં રમતી'તી.

નહીં જાણું ગુલાબ કેમ ફોરે ! ગુલાબમાં રમતી'તી;
સખિ ! શાને ભ્રમર વળે ટોળે ? ગુલાબમાં રમતી'તી.

એક દીઠયો ભ્રમર ગૂલ ચૂસે, ગુલાબમાં રમતી'તી;
ર્હેં તો ઉડાડયો સખિ ! થઇ ગુસ્સે, ગુલાબમાં રમતી'તી.

મ્હને ગુલાબ લાગ્યું અ઼ડૂલું, ગુલાબમાં રમતી'તી;
એતો સુકાઇ ચાલ્યું અમૂલું ! ગુલાબમાં રમતી'તી.

દૂર બેઠો ભ્રમર શ્રાપ દેતો ! ગુલાબમાં રમતી'તી;
કોણ સમજાવે સખિ ! એના લેરો, ગુલાબમાં રમતી'તી.

નારાયણજી દ્વિવેદી.

* એક લોકગીતની ઉદ્ધૃત કડી.



# બાળકોને મારશો નહિ !

વ્યાખ્યાતાઃ કુમારી ચંદુબ્હેન પારેખ અને શ્રી હરભાઇ ત્રિવેદી

[ વસંત બાળશિક્ષણ પ્રચારનાં ભાષણો કાર્તિક વદ ૧–૨ ના રોજ ગુજરાતમાં થયાં હતાં. ભાવનગરમાં એ પ્રસંગે કુ. ચંદુબ્હેન પારેખ અને શ્રી હરભાઇ ત્રિવેદીએ આપેલાં ભાષણો નીચે આપ્યાં છે. તં. શુ. ]

### કુ ચંદુબેન પારેખનું ભાષણ.

બ્હેનો;

આજનો વિષય 'બાળકને નહીં મારવા વિશેનો છે' વિષય એટલો બધો રસિક અને સમજવા જેવો છે કે મેં તો ઘણી બ્હેનોની હાજરીની અપેક્ષા રાખેલી પરંતુ આટલી ઓછી સંખ્યા છે તે આપણી બ્હેનોની અજ્ઞાનતા સૂચવે છે છતાં આપણે નિરાશ નહીં થઇએ જે વિચારો તમે લઇ જશો તે તમે અમલમાં મૂકશો તથા પાડોશીમાં મૂકાવશો તો પણ આપણું કામ સર્યું ગણાશે.

આપણે બાળકને ન મારવું જોઇએ તેમાં ભાષણ આપવા જેવું શું છે ? બાળકને મારવાથી બાળકને ચોક્કસ નુકસાન થાય છે. આ મારો જાત અનુભવ છે. માબાપો અને શિક્ષીકાઓને બાળકોને ઘડીએ ઘડીએ બહુ મારવાની બહુ ટેવ હોય છે. આજ હોલમાં મેં પણ એક શિક્ષીકા બેનનો માર ખાધો હતો અને એ બ્હેનને માટે મને કંઇ પણ માન હશે એમ તમે માનો છો ? નહીંજ.

માર મારવામાં તો પુરુષો પણ એટલા જ દોષપાત્ર છે પરંતુ આજે તો બ્હેનો, મારે તમને ખાસ કરીને કહેવાનું છે તેથી કહું છું કે તમારે માતાઓએ એ ભૂલ કદી કરવી ન જ જોઇએ. મારી તમને વિનતિ છે કે બાળકને મારવાને બદલે તેની સાથે સમજાવટથી કામ લ્યો, તેની સાથે પ્રેમથી વર્તો. શિક્ષાના કરતાં પ્રેમ એ ઘણું સબળ હથીયાર છે તે તમે સમજી લેજો. શિક્ષાથી બાળક ઢોંગી બને છે, જુઠ્ઠાબોલું બને છે અને છેક જ રીઢું બની જાય છે. શિક્ષાથી બાળક સુધરવાને બદલે ચોક્કસ બગડે છે. અમુક કામ બાના દેખતાં કરીશ તો આ મારશે તેવા વિચારથી તમારાથી તે છૂપું કરવા લલચાય છે. બાળકની જીંદગી ઉપર સૌથી વધારે ખરાબ અસર તમારા મારથી થવાની છે. બીજી બાજુ પ્રેમથી તમે બાળકને સુંદર બનાવી શકવાના છે. પ્રેમથી નિર્દોષ બાળક પોતાની નિર્દોષતા સાચવી શકે છે. પ્રેમથી બાળક સાચું પ્રેમી બને છે તમે બાળકને પ્રેમથી ચોક્કસ વશ કરી શકો છો. બાળક તોફાન કરે, બાળક ભૂલ કરે તો તેને મારવાને બદલે પ્રેમથી સમજાવો પણ તેને મારવાની ભૂલ કદી જ ન કરો.

ટુંકમાં મારે તમને જે કહેવાનું છે તે બાળકને શિક્ષા કરવાને બદલે પ્રેમ કરો, પ્રેમથી તમે બાળકને સાચા માણસ બનાવી શકશો.

## શ્રી. હરભાઇ ત્રિવેદીનું ભાષણ

બ્હેનો,

શ્રી. ચંદુબેને તમારી પાસે બાળકોને નહીં મારવાના સંબંધમાં સૂત્ર રૂપે ઘણું કહી દીધું છે. મને લાગે છે કે તેમણે જે કહ્યું છે તેટલું જ બાળકને નહીં મારવા માટે તમારી ખાતરી કરવા સારૂ બસ ગણાય. ચંદુબેન ખરૂં જ કહી ગયા છે કે બાળકને મારવાથી બાળક ઢોંગી થાય છે, જુઠ્ઠા બોલું થાય છે અને માર ખાઇ ખાઇને રીઢું બની જાય છે.

હું પણ તમને એજ સંબંધમાં કહેવા માગું છું. આપણે બાળકને મારીએ છીએ તે બાળકના કોઈ દોષને માટે મારતા જ નથી. આપણે તો આપણી ખીજ બાળક ઉપર ઉતારીએ છીએ. ચંદુબેને ખરૂં જ કહ્યું છે કે સાસુ સસરા કે નણંદ ઉપરની રીસ આપણે આપણા બાળક ઉપર કાઢીયે છીએ. આ રીત સારી નથી. હું જાણું છું કે આજના ભાષણોથી તમે આવતી કાલથીજ બાળકોને મારતા બંધ નથી થવાના. આપણે માણસ છીએ અને માણસની નિર્બળતાથી ભરપુર છીએ. બાળકના નિર્દોષ છતાં તોફાની વર્તનથી તમે જરૂર ચીડાઇ જવાના છો. એ ચીડને પરિણામે તમે બાળકને જરૂર મારવાના પરંતુ આપણે બાળકને મારીએ તે આપણી નિર્બળતાનું પરિણામ છે, આપણી ભૂલ છે તેટલું આપણે સમજી લઇએ તે બહુ જરૂરનું છે. આપણી ભૂલ આપણને સમજાય એટલે પછી તેમાંથી છુટી જવાના પ્રયત્નો આપણે જરૂર કરવાના. બાળક તોફાન મસ્તી કરે છે તે પોતે બાળક છે અને અજ્ઞાન છે તેથી કરે છે નહીં કે બીજાને નુકશાન કરવા કે બીજાને ચીડવવા. આમ હોવા છતાં બાળકના દરેક તોફાનને આપણે બાળકનો ગુન્હો ગણીએ છીએ અને તેને સુધારવા માટેનો ઉપાય શિક્ષા સમજીએ છીએ.

ધારો કે બાળક જે તોફાન કરે છે તે ખોટું છે તો પણ તેને મારવાથી તે સુધરી શકવાનું નથી. બાળકની જીભ બંધ હોય કે તેના કાન બ્હેરા હોય કે તે શરીરે માંદલું હોય તો તેને આપણે મારીને નથી સુધારી શકવાના. તેવીજ રીતે બાળકના કોઇપણ શરીરના કે મનના ગુન્હા માટે તેને મારવું તે તદ્દન અજુકતું છે.

માતાઓ પ્રેમનો સાગર મનાય છે. આપણે તો કહીએ છીએ કે 'ઘોડે ચડતો બાપ મરજો પણ દરણા દળતી મા ન મરજો.' તમે બધા જાણો છો કે બાળકની ખાતર તો માતા મરવું પણ પસંદ કરે. તમે તમારા બાળક માટે શું શું નથી કરતાં? બાળકના ગુ મુતર ઉસડવાનું કામ જગતમાં માતાજ કરી શકી છે. ત્યારે તમારા એ વ્હાલા બાળકની ખાતર તમે તમારા ક્રોધને સ્હેજ કાબુમાં નહી રાખી શકો? જે બાળક ખાતર તમે આખી જીંદગી કુરબાન કરવા તૈયાર છો તે બાળકના ભલા માટે તમે તેને મારતા નહીં અટકો? અને તમે કોને મારો છો? એક નાનકડું નિર્દોષ બાળક કે જેની તમારી પાસે કશીજ સત્તા નથી, તેને મારીને તમે રાજી થાઓ તો તો માતાને શરમાવું ઘટે ને!

અને છતાં આપણે બધા સમજીએ છીએ કે તમને બાળક ઉપર ગુસ્સો અને રીસ ચડવાનાજ છે તો મારી તમને સલાહ છે કે ઘરમાં રીસ અને ગુસ્સા માટે એક વસ્તુ નક્કી કરજો. ગુસ્સાનો થાંભલો કે રીસનો ગોળો રાખશો તો ઠીક પડશે. તમને ગુસ્સો ચડે તો પેલા થાંભલા ઉપર ઉતારશો. તમને રીસ ચડે તો ગોળા ઉપર ખાલી કરજો. આથી કરીને ચાર આનાનું નુકસાન અને બે બેડાં પાણીનો ફેરો તમને થશે તેથી રીસનું પરિણામ બરાબર જણાશે.

ટુંકમાં તમે અહીંથી બાળકને મારવામાં આપણીજ નબળાઇ અને આપણીજ ભૂલ છે તેટલું લઈ જશો તો પણ આજનું ભાષણ સફળ થયું ગણીશ.






લેખકઃ શા રમણીકલાલ જયચંદભાઈ દલાલ,
બી. એ. એલએલ. બી.

[ ૧ ]

( સ્થળઃ શ્રીમતી સુશીલાનું દિવાનખાનું. ચ્હાપાણી ચાલી રહ્યાં છે. )

સુશીલા—સરલાબ્હેન ! સાભળ્યું કે ? પેલા ચન્દ્રિકાબ્હેન વિલાયતથી પાછાં વળ્યાં છે. આવતી કાલે તે વર પસંદ કરવા જવાનાં છે. ખરી વાત ને ?

સરલા—હા બ્હેન ! ( ચ્હાનો એક ઘુંટડો પી ) અરે ! પણ ખાંડ જરી ઓછી થઇ ગઇ જણાય છે ?

સુશીલા—( પતિને હાંક મારી ) અરે ! જરા આમ આવ તો. ( પતિ શીયાવીયા થતો આવે છે ) આ સરલાબ્હેન કહે છે તે સાંભળ્યું કે ? આજકાલ બાયડાને કહી કહી થાકીએ, હોય લાજ નહિ. ગધેડા જેવડા થયા હોય ચ્હા કરતા ન આવડી ! (સરલાને) પણ બ્હેન ! એને દોષ દીધે શો ફાયદો ? એના બાપે શીખવાડ્યું હોય તો આવડે ને ? આપણે તે શું કરીએ ? મરીએ ? ( પતિનો કાન પકડી ) શું કર્યું ? મ્હેં શું કહ્યું ? ઘરમાં ખાંડ વધી પડી છે કે શું ? કમાઇ કમાઇને અમારો દમ નીકળી જાય હોય આ ગધેડાને—

સરલા—( વચમાંજ ) બહુ થયું. સુશીલાબ્હેન ! એ તો ઘેર ઘેર માટીના ચુલા. મ્હારે ત્યાં પણ એની એ મોંકાણ છે. રાંધતાં આવડે નહિ. ચ્હા કરતાં પણ આવડે નહિ. કશીજ ગમ નહિ. એવાને ઘર સોંપવાનું ને આપણે મ્હોટી મ્હોટી વાતો કરીએ. એને જોઇ મ્હને તો ઓફીસનું કામ પણ સુઝતું નથી. આવી હરામખોરી પુરુષોને શોભે !

સુશીલા—જમાનો જ બદલાઇ ગયો ને ? બ્હેન ! પછી બાકી શું રહે ? સરલાબ્હેન ! મ્હેં તો નિશ્ચય કર્યો છે કે એને પીયેર મોકલી આપવો. આપણે ખર્ચ નહિ, ખટપટ પણ નહિ. પણ બ્હેન ! પાંચ વાગી ગયા, નહિ ? કલબમાં જઇશું ને ? જરા મોડાં પડીશું. ( પતિને ) અરે ! આમ બ્હોત જેવો શું ઉભો રહ્યો છે ? યમૂનાને કહે, મોટર તૈયાર કરે આ પ્યાલા રકાબી સાફ કરી નાખજે ને ફુટી ન જાય. ને સાંભળ, અમે પાછાં વળીએ ત્યારે રસોઇ તૈયાર થઇ જવી જ

જોઇએ. જતાં ને આવતાં આવાને તો લાત જ કામની—

સરલા—ત્હમે કહો છો તેમાં જરા ય ખોટું નથી.

સુશીલા—( કાન દઇ ) મોટર આવી જણાય છે. ( પતિને ) ચાલ, રૅકેટ લાવ તો. પેલા ખંડમાં છે. ( પતિ પગલું ય ચસકતો નથી ) કેમ રે! રૅકેટને નથી પિછાનતો? બળી ત્હારી અક્કલ. રોજ કલબમાં લઇ જાઉં છું તે—

( પડદો પડે છે. )

[ ૨ ]

( સ્થળ: અમલદારોની કલબ. કેટલીક સ્ત્રીઓ ગપાટે ચઢી છે. કેટલીક વર્તમાનપત્રો વાંચે છે. કેટલીક ટેનીસ, બેડમીન્ટન, ઇત્યાદિ રમે છે. )

( સમય: પ્હેલા પ્રવેશ પછી કેટલાક દિવસે ).

રમા—કેમ ઇન્દિરાબ્હેન! વર પસંદ કર્યો? કેવોક છે?

ઇન્દિરા—ઠીક. હજી હમણાંજ બી. એ. ની ડીગ્રી મેળવી છે.

સુલોચના—રામ રામ રામ રામ! એટલું બધું શીખેલો વર- શું કામ લાવ્યાં? માથે ચઢી વાગશે માથે. એતો ભાયડાની જાત—સ્હમજ્યાં?

ઇન્દિરા—છટ્! હજી તો આગળ અભ્યાસ કરાવવો છે.

સુશીલા—( Times of India માંથી ડોકું કાઢી ) શું કહ્યું? ઇન્દિરાબ્હેન! એને આગળ ભણવાનો વિચાર છે? પછી ઘેર કામકાજ કેણ કરશે? એ કોલેજમાં જશે. ત્હમે ઓફીસમા ફસાઇ રહેશો. લગ્ન થયા પછી છોકરીઓ સાથે છોકરાને કોલેજમાં મોકલવું પાલવે કે?

ઇન્દિરા—એમ નહિ. સુશીલાબ્હેન! એને તો ઘેર બેઠે અભ્યાસ કરાવીશું. હું પણ મ્હારી નવરાસે થોડું થોડું શીખવીશ.

સરલા—એટલે? પાછી આપણે માથાઝીક કરવાની? ભાયડાને ભણવું હોય તો ભણે; નહિ તો જહાન્નમમાં જાય. પણ ઇન્દિરાબ્હેન! પહેરામણી વગેરે કેટલું મળ્યું? ત્હમે તો કશુંય લેવાનાં ન્હોતાં ને?

સુશીલા—ને "દાસ"નું નામ શું રાખ્યું છે?-જવાબ દેતાં શરમ તો નથી આવતી ને?

ઇન્દિરા—શ્ શ્-કેમ રે! પારકા ભાયડાની આમ છડેચોક, મશ્કરી કરવાની કે? તે છોકરો મ્હને તો પસંદ પડયો છે. શું નામ પાડીશું? મ્હને તો 'પ્રભાકર' ઠીક લાગે છે. ઠીક છે ને?

સુશીલા—પણ આજે Timesમાં Pages for men વાંચ્યું? અમેરિકામાં પુરુષોએ સાયકલ પર બેસવા માંડયું. ક્રિકેટ રમવાનું પણ શરુ કર્યું.

રમા—રોજનુ રોજ નવીનજ સાંભળવાનાં. આ બધુંય કેળવણીનું પરિણામ.

સુલોચના—અરે! ઇન્દિરાબ્હેનને ખોટું લાગશે.

સુશીલા—ને આ જુઓ (Times ધરી) રાજેન્દ્ર નામના એક માણસે પુનર્વિવાહ કર્યો. બળ્યો આ સુધારો—

રમા—સુધારો કે બગાડો? મ્હારા તો માન્યામાં જ નથી આવતું.

સુશીલા—લ્યો વાંચો ત્યારે. પુરુષો તો હવે જે નહિ કરે તે ઓછું.

ઇન્દિરા—પણ બ્હેન! એમાં ખોટું શું છે? પેલાએ પુનર્વિવાહ કર્યો એમાં નવાઇ શું થઇ? આપણે સ્ત્રીઓ ફાવે તેટલાં લગ્ન કરી શકીએ ને બિચારા પુરૂષને માત્ર એકજ વાર લગ્ન કરવાનું. જોગાનુજોગે પત્ની દેવલોક પામે તો પછીના દોહ્યલા દિવસોમાં પણ આનંદ માનવો? કેવું ત્હમારૂં તત્વજ્ઞાન? હું

તો માનું છું કે પુરૂષોને પણ આપણા જેવાજ દક્ષ હોવા જોઈએ.

રમા—વાહ રે! ઇન્દિરાબાઇ ! પુરૂષો સ્ત્રીઓની બરાબરી કરશે ? એવું તે કયાંય બન્યું છે ? પગના જોડા તો પગમાંજ શોભે-માથે ન મૂકાય.

સુલોચના—હું 'ક્લોઝર'ની દરખાસ્ત મૂકું છું. હવે ત્હમારી ચર્ચા બંધ કરો. ચાલો ! રમવા કોણ ઉઠે છે ? 'બીલીઅર્ડ' પર કોણ આવે છે ?

રમા—હું તો 'બ્રીજ' રમીશ.

સુલોચના—આવો છો ને ? સરલાબ્હેન ! પચાસ પચાસની લાગી-( રમત શરૂ થાય છે. મૃદુલ હાસ્યોર્મિ વેરાય છે. સરલા હારે છે )

રમા—કોણ હાર્યું ? સુલોચનાબ્હેન કે ?

સરલા—છેઃ આજ તો હું હારી. મ્હારો બોલ જ એમણે ઠેકાણે કર્યો. નહિ તો હું જરૂર જીતત. પણ બ્હેન ! ( પોલકાના ખીસા-માંથી ઘડીઆળ કાઢી ) કેટલું બધું મોડું થઇ ગયું ? મ્હારે ઘેર જવુંજ જોઇએ. વાણીની વાટ જોતા એ બેસી રહ્યા હશે.

સુલોચના—એને જમી લેવાનું કહીને કેમ નથી આવતાં ? કલબમા મોડું પણ થઈ જાય. એ કયા સુધી વાટ જુએ ? વળી આપણે પણ અંતમાં ?

સરલા - અરે ! વાત ના પૂછો. એમનું પત્નીવ્રત ! ! ! એમના પ્રીએરનો રીવાજ ! મ્હારી એંઠી થાળીમાં જ એ ખાઇ શકે: નહિ તો નહિ જવાય-નહિ !

સુલોચના—ઠીક બ્હેન ! ચાલો Good Night...

૨

( રમણ પરના આંગણામાં કેટલાક પુરૂષો વિશ્રામ લઇ રહ્યા છે. કોઇ હાથ વીંઝે છે. કોઇ વાતો કરે છે. )

(સમય—ત્રીજા પ્રવેશ પછી એક મહિને).

વિનોદ—( હાથ વીંઝતાં ) કેમ મધુ ! પેલા દેસાઇના પ્રભાકરનું લગ્ન થયું કે ?

મધુ—હા ભાઇ ! એ બિચારાની માતાને મરી ગયે પૂરો મહિનો ય ન્હોતો થયો. પરન્તુ ઘરમાં અન્ય કોઇ સ્ત્રી મળે નહિ. બાપ બિચારો એકલો. જેમ તેમ પતાવી નાંખ્યું. મ્હારા ભાઇ ! ચિન્તા દૂર થઇ: પણ ઘર સારૂં મળ્યું હોં કે !

નવીન—કયું ઘર ? જમાના પ્રમાણે પત્ની કેળવાયલીજ હશે.

મધુ—અરે ! એ તો આઇ. સી. એસ. થઇ આવી છે. માતા વિનાના બચ્ચાને ઠીક ઘર મળ્યું. નહિ તો મહા મહા વીતત વળી કુટુમ્બ શ્રીમંત છે. આ છોકરો પણ નાંખી દેવા જેવો નથી. બી. એ. થયો છે.

વિનોદ—અરે ! એથી યે આગળ ભણત. પણ શું કરે ? માતા મરી ગઇ એટલે એનું કોણ ? જુઓને, લગ્નની પણ કેટલી ઉતાવળ કરી ? બાકી એ કાંઇ મ્હોટો નથી થઇ ગયો.

મધુ—એ ખરૂં પણ છૂટકો નહિ એટલે શું કરે ? ઘેર બાપ એકલો. ખેતીનું ઉત્પન્ન બહુ મળે નહિ છોકરાંને કોલેજમાં કંઇ મફત મોકલાય છે ? વળી આટલું ભણ્યો છે એ પણ કાંઇ ઓછું છે ? ઘરકામમાં પણ પાવરધા થવું જોઇએને ? છોકરાને બહુ ભણીને કામ પણ શું ? જ્યારે ત્યારે ઘર માંડવાનું જ ને ? હું તો કહું છું કે પુત્ર હોય તો એને બહુ ભણાવો. પરન્તુ એને ઇચ્છા થાય કે તુરત પરણાવી દેવો. આ સાહેબશાહી રીત આપણને તો આ ! પસંદ નહિ. છોકરાને ત્રીસ વીસ વર્ષના ગધેડા થવા દેવા એ તે કાંઇ ઠીક કહેવાય ? એ તો ઠીક કે પ્રભાકર પાસેથી કન્યાએ પહેરામણી ન લીધી. નહિ તો એવા છોકરાને નાંખવો કયાં ? આ તો પ્રભાકરને બી. ટ. બનાવવા ધારે છે.

વિનોદ—એમ ! એ ઠીક તે ?

મધુ—પેલાં ઇન્દિરાબ્હેન !

વિનોદ—કોણુ ? પેલી ઇન્દિરા ! તે દિવસ આપણે મોટર હાંકતાં જોઇ હતી એ કે ?

નવિન—એજ. હવે તો એવી વાત જ ન કરશો. લગ્ન થયું કે પતિને પડખે દબાવી મોટર શીખવવા ચાલ્યાં !

મધુ—પ્રભાકરે સમજવું જોઇએ. પુરુષો બરરરતે મોટર ચલાવે એ ઠીક કહેવાય ? ગામમાં વાતો થાય. ભણેલી છોકરીઓ પણ શંકાશીલ નજરે જુએ. ભલે ને છોકરો ગમે તેટલું પત્નીવ્રત પાળતો હોય !

વિનોદ—બાઇ ! સ્ત્રીઓથી તો પ્રભુ તોબા ! એથી તો લગ્ન ન કર્યું સારું.

મધુ—રામ રામ રામ રામ ! આપણાથી આવું બોલાય ? એ તો આપણી મહાદેવી. લોકો ગમે તેમ કહે. આપણે તો એની ચરણરજ.

વિનોદ—અરે ! બાઇસાહેબ ઓફીસથી આવી ગયાં જણાય છે. ભાઇઓ ! જરા બેસજો હોં ! હું ચ્હા બનાવી આ આવ્યો— *

* મરાઠીમાંથી.

## સ્ત્રી અને પુરૂષનો સહચાર:

'સ્વતંત્રતા', એ શબ્દનો કેટલીક વખત અનર્થ થાય છે. એના ખોટા પ્રકાશકોને લીધે, કેટલીક વખત, એનો અર્થ બહાદુરી, સ્વીકૃત રિવાજ તરફ બેદરકારી અને યોગ્ય સત્તાનો અનાદર, થાય છે. પરંતુ એ શબ્દનો ખરો અર્થ તો સુવર્તન અને વિનયને તદ્દન બંધબેસતો થાય છે. સાસુની સત્તામાંથી છટકવાની ઉતાવળમાં જીવનના ઉંબરેથી દૂર જઇ, ગૃહથી દૂરનાં બધાં જુદાંણાઓ સામે ધસી જવા છોકરી લાયક છે. સ્વતંત્રતા—જો હું તે સાડી માફક પહેરી શકતી હોઉં તો—હમેશાં પહેરવી જોઇએ. પરંતુ તેનો ઉપયોગ તો સમય પ્રમાણે કરવો જોઇએ. આપણે આપણું ઘર વાળતાં હોઇએ કે રાંધતા હોઇએ; આપણા બાળકોને ન્હવડાવતાં હોઇએ કે તેઓ જોડે રમતાં હોઇએ ત્યારે આપણે સારાં કપડાં પહેરી શકતાં નથી. બનારસી સાડીઓ સુંદર અને ઇચ્છવાયોગ્ય છે પણ તેની સાથે ખાદીની પણ આવશ્યકતા છે. સ્વતંત્રતા માટે પણ આમજ છે. મ્યુનિસિપલ સભ્ય કે મેજીસ્ટ્રેટ તરીકે દેશના ભલા માટે કામ કરતી સ્ત્રી દેશની સ્તંભ સમાન છે. પરંતુ આપણે બધીઓ કાંઇ તેમ કરી શકીએ નહિ. આપણે માટે નાનાં ક્ષેત્રો છે. કાંઇ નહિ તો આપણે સ્વતંત્ર થઇ શકીએ. સ્ત્રીઓને ગુલામીનાં બંધનમાં જકડી રાખનાર અજ્ઞાન છે. આપણું મન કે શરીર કેવી રીતે કેળવવું; અને વહેમોને કેમ ભગાવી દેવા તે આપણે જાણ્યું નથી. ઘણી શિક્ષિત સ્ત્રીઓ હજી પણ કેટલાક રિવાજો અને વહેમો—જે હાનિકારક છે—તેને પોષી રહી છે. આવતી જનતાને તેઓ જ બંધનમાં નાખે છે. સ્ત્રીના કાર્યક્ષેત્રને પુરૂષના ક્ષેત્રથી જ્યારે તદ્દન જુદું પાડવામાં આવે છે, ત્યારે સ્વતંત્રતાની જ્યોત ઝાંખી થાય છે. સ્ત્રી પુરૂષનું અર્ધું અંગ છે એટલે બન્નેએ ભેગું કાર્ય કરવું જોઇએ. અને એક આદર્શગૃહમાં પતિના દરેક કાર્ય અને અભિલાષાઓમાં પત્નીએ બુદ્ધિપૂર્વક પ્રવેશી શકવું જોઇએ. તે સાથે પિતાએ બાળકોની સંભાળ અને શિસ્તમાં ધ્યાન આપવું જોઇએ."

એમ. ઉન્સમેન.

# ચીનમાં સ્ત્રીપ્રવૃત્તિ

લેખક : શ્રી પ્રસન્નકુમાર મણિલાલ દેસાઇ, બી. એ.

સ્ત્રી જેમ પુરુષનું અડધું અંગ ગણાય છે, તેમ સમાજનું પણ ખરૂં જ ને ? તો પછી સમાજનું એક અંગ, એક વર્ગ મોટા મોટા કદમ ભરી રહ્યો હોય, ત્યારે બીજો વર્ગ કીડીના વેગે કે બિલકુલ જ ગતિ ન કરતો હોય તો એ સમસ્ત સમાજની પ્રગતિ કેમ સંભવે ? સમાજની પ્રગતિ તો ત્યારે જ કે બન્ને વર્ગો એક બીજાથી આગળ ધપવાની ધગશ સાથે એક સરખી કુચકદમ કરી રહ્યા હોય. સ્ત્રી તથા પુરુષ એ બે અન્યોન્યના અનુપૂર્તિપૂરક બળો છે. એ બે બળો, એ બે શક્તિઓ વિરુદ્ધ દિશાઓ તરફ ખેંચાય તો સમાજવ્યવસ્થાના શા હાલ ?

આપણા હિન્દુસંસારમાં પુત્રીના જન્મ વખતે શોક ક્યાં નથી દર્શાવાતો ? યુવાનો સમાજના આંતરિક તેમજ બાહ્ય વાતાવરણમાં, દુનિયા ભરમાં છૂટથી સ્વતંત્ર ફરી હરી શકે, ત્યારે યુવતીના ભાગ્યમાં તો આ જીવન ગૃહના અંતરપટમાં છૂપાઇજ રહેવાનું ! ચીનની સ્થિતિ પણ આ દિશામાં હિન્દની સ્થિતિ સાથે ગાઢી સમાનતા ધરાવે છે, ધરાવતી હતી.

પણ આજે એ શબ્દો ચીનને લાગુ પડતા નથી. તેમ હિન્દમાં પણ સ્થિતિ બદલાવા માંડી છે. ઉત્તર હિન્દની સ્ત્રીઓ દક્ષિણની સ્ત્રીઓ કરતાં કાંઇક ઓછા પ્રમાણમાં જાહેર જીવનમાં ભાગ લીએ છે. એવી પ્રસિદ્ધ સ્ત્રીઓની સંખ્યા જો કે થોડી છે, પણ હિન્દની બહુસંખ્ય શિક્ષિત સ્ત્રીઓનું પ્રગતિમંથન સૂચવે છે. જાપાન પણ સ્ત્રીપ્રવૃતિમાં છેલ્લા પચીસ વર્ષમાં પશ્ચિમની રીતિએ ભારે પ્રગતિ કરી શક્યું છે. પણ છેલ્લા દશ વર્ષમાં ચીનમા માનવામા ન આવે એવા ચમત્કારિક પરિવર્તન થયાં છે. અંધકાર યુગના અજ્ઞાન અને વહેમ ભર્યા વાતાવરણમાંથી યુરોપની પ્રજાઓ ઉગરી ત્યારે એ ખંડમાં જે બન્યું હતું તેવુંજ કાંઇક આજે ચીનમાં બની રહ્યું છે.

ને ખરેખર, પશ્ચિમનું અનુકરણ કરતી અર્ધા વાળવાળી, કે સફાઇથી હોળી વીંટેલા કેશવાળી, પણ હેટના ત્રાસથી ઘણુંખરૂં મુક્ત ચીની સ્ત્રીઓના ટોળાંઓને રસ્તામાં છૂટથી હરતાં ફરતા, દુકાનોમાં ખરીદી કરતાં, રસ્તાના ખુણાઓમાં વાતોના ગપાટા હાંકતી, કે રિકશાઓમાં ફરતી ઉલ્લાસ ભરી ચીની સ્ત્રીઓને આજે જોઇએ છીએ ત્યારે થોડાક જ વર્ષો પહેલાં તેમને ઘરની બહાર કદિ પણ જોઇ શકાતી નહિં એ માનવું મુશ્કેલ થઇ પડે છે.

શિક્ષણનો આદર્શ ઉદારતા અને ક્ષમ-

તાથી વિચારવાની શક્તિ ખીલવવાનો હોવો જોઇએ. સર્વ શિક્ષણની સમાપ્તિ ચારિત્ર્યમાં જ થવી જોઇએ. તે મુજબ શિક્ષણ અને વ્યવસાયમાં સમાન પાયરી મેળવવા માટેની પશ્ચિમની સ્ત્રીઓની લડત વિષે જેઓ જાણે છે તેઓને માટે ચીનમાંની આજની પરિસ્થિતિ વધુ રસ અને જિજ્ઞાસા ઉત્પન્ન કરનારી છે. કારણ, ચીનમાં સ્ત્રીઓની સર્વ પ્રવૃત્તિને પ્રબળતમ ટેકો દેનારા તેમના પતિ, પુત્રો અને બંધુઓ જ છે. ત્યાંની સ્ત્રીઓએ પોતાની માનસિક પ્રયાસની શક્તિ સિદ્ધ કરી બતાવી છે, ને તેથી તેઓ દરેક સ્થળે પુરુષો સાથે સહોદ્યોગી તરીકે સ્વીકારાય છે. કાર્યક્ષેત્રનાં સઘળાં દ્વારો તેમને માટે ખુલ્લાં મૂકાયાં છે. ત્યાં સ્ત્રી ડૉક્ટરો, શિક્ષિકાઓ, અધ્યાપિકાઓ, ધારાશાસ્ત્રીઓ, સેક્રેટરીઓ, પત્રકારિકાઓ તેમ તંત્રીણીઓ પણ ઘણી મળી શકે. શાંઘાઇની એક બેન્કની વ્યવસ્થાપક પણ સ્ત્રી છે, ને તે બેન્ક એટલી બધી તો ફત્તેહમંદ થયેલી છે કે તેને નાના મકાનમાંથી નીકળી મોટું મકાન શોધવું પડ્યું છે. હિન્દમાં હજી કોઇ બેન્કની વ્યવસ્થાપક સ્ત્રી હોવાનું સંભળાયું નથી. અલબત, આવી સ્ત્રીઓની સંખ્યા દેશના પ્રમાણમાં ઘણી નાની છે, પણ કુદકે અને ભૂસકે વધતી જાય છે.

ચીનની આ સ્ત્રી ચળવળ ત્યાંના રાષ્ટ્રીય જીવનના દરેક ક્ષેત્રમાં વ્યાપક અસર કરી રહી છે. ખાસ કરીને વૈદક અને શિક્ષણના ક્ષેત્રમાં સ્ત્રીઓનો પ્રભાવ ઉત્તરોત્તર વધતો જ જણાય છે. પણ અન્ય દેશની પેઠે ચીનમાં પણ રાજદ્વારી ક્ષેત્ર દેશની એ 'પાંચમી ભૂરી' ની ભરતીથી મુક્ત રહ્યું નથીઃ

ચીનની રાજ્યક્રાન્તિથી રાજદ્વારી હેતુઓ માટે સ્ત્રીઓમાં સંઘટન માટે ભારે પ્રોત્સાહન મળ્યું. ને ૧૯૨૨ માં ચીનના કેટલાક દક્ષિણ પ્રાંતોમાં 'સ્ત્રીઓના મતાધિકારની સંસ્થા' અને 'સ્ત્રીઓના હક્કોનો સંઘ' સ્થાપવામાં આવ્યા. રાજ્યબંધારણમાં સ્ત્રીઓને સમાન હક્ક આપનાર હુયુએન પ્રાંત પહેલોજ હતો. ૧૯૨૧ ની પેકિંગની લઘુજીવી પાર્લામેન્ટમાં એક સ્ત્રીપ્રતિનિધિ પણ મોકલી આપી. કવેન્ટુંગમાં આજે એ બે સંસ્થાઓ 'સ્ત્રી પ્રવૃત્તિની સાર્વજનિક સંધિ' ના નામ હેઠે એકત્ર થયેલી છે. એ નવી સંસ્થાની સંખ્યાબંધ શાખાઓ પ્રાંતમાં વિસ્તરેલી છે. અને હજારો સ્ત્રીઓ તેની સભ્ય છે. સંસ્થાની પ્રમુખ શ્રીમતી લીઅંગ કેન્ટનમાં રહે છે. ૧૯૨૭ ના મે માસમાં એ સંસ્થાએ 'અન્ય દેશોની સ્ત્રીસંસ્થાઓ' ને એક સંદેશો પાઠવ્યો, તેમાં તેના સભ્યોએ દેશહિત માટે કાર્ય કરવાની પ્રતિજ્ઞા લઇ જણાવ્યું હતું કે તેઓ "ચીન અને બીજા મહારાજ્યો વચ્ચે સુદ્રઢ આંતરરાષ્ટ્રીય સમજૂતી માટે" પ્રયાસ કરતા હતા, "જેથી અન્યોન્યમાં સાચા દિલની શુભેચ્છા સાધી શકાય."

૧૯૨૭ના અંતમાં શાન્તિ અને સ્વતંત્રતા માટેના સ્ત્રીઓના આંતરરાષ્ટ્રીય સંઘે સહાનુભૂતિ અને શુભેચ્છાના સંદેશ સાથે ચીની સ્ત્રીઓની મુલાકાતે એક પ્રતિનિધિ મંડળ મોકલ્યું હતું. તે વેળાએ ૧૯૨૮ માં ૮ મી માર્ચના 'આંતરરાષ્ટ્રીય સ્ત્રી દિને' કેન્ટનમાં ચીની સ્ત્રીઓની ગંજાવર, પ્રચંડ સભામાં તેમને બોલવા માટે નિમંત્રણ હતું, તેમજ ચીનમાં દરેક વિદેશી સ્ત્રી રહેવાસીને પણ ખાસ નિમંત્રણ હતું, ને જેઓએ તે સ્વીકાર્યું તેમને માટે સભાસન પર બેઠકો અનામત રાખવામાં આવી હતી. ધ્વજા પતાકાઓ સહિત એક હજાર ઉપર સ્ત્રીઓનો સમુદાય, અને કંઇક સેંકડો પુરુષો, ત્રણ કલાક સુધી રસના કાંઇ પણ વિક્ષેપ વિના વિવિધ સ્ત્રી સંસ્થાઓના પ્રતિનિધિઓનું

વક્તવ્ય સાંભળતા ઉભા હતા. કોઇ પણ પોલિસની અરિત ત્યાં ન હતી, કુમારવીર બાળાઓ ( Girl Guides ) જ સર્વ વ્યવસ્થા જાળવતી હતી.

ત્રણ કલાકને અંતે એક નાની નાજુક સ્ત્રીએ ધ્વનિવર્ધકયંત્ર ( Megaphone ) માંથી કેટલાક આદર્શ સુવાકયો ( Slogone ) ની પરંપરા પોકારી, અને એ પ્રચંડ સમૂહે હાથ ઉંચા કરી એ દરેક વાકયોને પોકારોથી વધાવી લીધા. એમાંના કેટલાક જાણવા જેવા સુવાકયો આ રહ્યાં.

૧. સ્ત્રીઓની સર્વ પ્રવૃત્તિઓ એકત્ર કરો.

૨. સ્ત્રીઓ અને પુરુષો માટે સમાન શિક્ષણ.

૩. સ્ત્રીઓ અને પુરુષો માટે ઉદ્યોગ વ્યવસાયમાં સમાન પાયરી.

૪. કાયદા હેઠે સ્ત્રીઓ માટે સમાનતા.

૫. સ્ત્રીઓ અને પુરુષો માટે રોજી (પગાર) ની સમાનતા.

૬. માતૃત્વનું સંરક્ષણ.

૭. બાલકામદારોનું સંરક્ષણ.

૮. સ્ત્રી કામદારો અને સ્ત્રી ખેડુતોનું સંઘટન કરો.

૯. સ્ત્રીઓ માટેની શિષ્ટાચારની ગુલામીનો નાશ કરો.

૧૦. બહુપત્નીવાદનો વિરોધ કરો.

૧૧. બાળવિવાહ અને બાળપણમાં કન્યાને સાસરે મોકલી દેવાની પ્રથાનો વિરોધ કરો.

૧૨. સ્ત્રીઓ અને પુરુષો માટે નીતિના સમાન ધોરણની માંગણી કરો.

આ પ્રમાણે રાજદ્વારી ક્ષેત્રમાં સ્ત્રીઓની ભરતી આંતરરાષ્ટ્રીય વ્યવહારના ક્ષેત્રમાં પણ વિસ્તૃત અસર પહોંચાડશે. ચીનમાં સર્વત્ર શાન્તિ માટે સાચી ચાહના, યુદ્ધ તરફ તિરસ્કાર, અને સરસ વિશ્વ-સંઘટન ઉત્પન્ન કરવા માટે બીજા રાષ્ટ્રો સાથે સહકાર કરવાની ઇચ્છા સર્વ સ્થળે જોવામાં આવે છે. શાંઘાઇ અને પેકિંગમાં ચીની સ્ત્રી વ્યકિતઓ વિદેશી સ્ત્રીઓ સાથે મળીને સર્વત્ર સદ્દભાવ કેળવવા, દેશભરમાં ભગિનીભાવ અને શુભેચ્છા પ્રસારવા કાર્ય કરીરહી છે.

નાનકિંગની એક સ્ત્રી અધ્યાપિકાના પત્રમાંથી નીચેનો ભાગ સમજવા, વિચારવા જેવો છે:

" રાષ્ટ્રમાતા તરીકે સ્ત્રીઓએ શાન્તિના એ સ્વપ્નાને પ્રત્યક્ષ સત્ય કરવા જગતને માગણી કરવી જોઇએ, આજ્ઞા દેવી જોઇએ. સ્ત્રીઓએ જ એ કરવું જોઇએ; અન્ય કોઇ તેમને માટે એ કરી શકે નહિં. એટલા માટે જ આત્મશકિત ધરાવનાર બુદ્ધિમાન સ્ત્રીત્વ અંતરદૃષ્ટિ ધરાવનાર, સ્વધર્મને સમજનાર, અને માનવજગતમાં તેમના પોતાનું અસ્તિત્વ અનુભવાવવા સાધનયુકત સ્ત્રીઓની જરૂર પોકારાય છે. પ્રથમ તો સ્ત્રીઓએ પોતાની જરૂરિયાતો સમજી લઇ, તેને વળગી રહેવું જોઇએ અને દૃઢ નિશ્ચયથી તે માટે ખડા રહેવું જોઇએ...હું એટલું જ ઇચ્છું છું કે પૂર્વ કે પશ્ચિમના સર્વ રાષ્ટ્રોની સ્ત્રીઓની એ શાન્તિમાં મનુષ્યની નજરમાં પૂર્વ કે પશ્ચિમનો ભેદ ના જ હોઇ શકે. રાષ્ટ્રબંધનોથી મુક્ત માનવજાતિના ઉદ્ધારના કાર્યમાં એ શાન્તિ જરૂર સેવા બજાવશે. "

ખરેખર, આપણને લાગશે કે આવી સુજ્ઞ સ્ત્રીઓથી દોરવાતી ચીનની સ્ત્રી પ્રવૃત્તિ આપણી આશા પૂરે છે કે અંધકારના કૂપમાંથી ઉદય પામતું આજનું નૂતન ચીન વસુધૈવ કુટુમ્બમાં વિશ્વશાન્તિના રક્ષક તરીકેનું સ્થાન પામશે હિન્દની સ્ત્રી પ્રવૃત્તિઓને પણ એમાંથી પ્રબળ પ્રેરણાનાં પીયૂષ પીવા મળશે.

# રોજ રોજ વાંચી જશો ?

બાળકોને ન બીવરાવો.

ભૂતથી બાળકને ન બીવરાવો.
બાઉહાઉથી ન બીવરાવો.
સિંહવાઘથી ન બીવરાવો.
દેડકાથી ન બીવરાવો.
થોંટથપાટથી ન બીવરાવો.
સિપાઇથી ન બીવરાવો.
બાપા બાપથી ન બીવરાવો.
ભલા થઇને બાળકોને ન બીવરાવો.

બીવરાવવાથી શું થાય ?

બીકથી બાળક ડરકણુ થાય.
બીકથી બાળક નામરદ થાય.
બીકથી બાળક હિંમત ખુએ.
બીકથી બાળક પાછું પડે.
બીકથી બાળક શક્તિ ખુએ.
બીકથી બાળક હારી જાય.
બીકથી બાળક નાસી જાય.
બીકથી બાળક જાન ખુએ.

## બાળકને કદિ ન બીવરાવો

બીક લગાડી ન બીવરાવો; વાતો કરીને ન બીવરાવો;
ન બીવરાવો, ન બીવરાવો, બાળકને ભાઇ ન બીવરાવો.

## બાળકોને ન મારીએ

બાળકો તો નાનાં છે. આપણાથી બળવાન નથી. આપણી સામે થઇ શકે એમ નથી. મારીએ તો રડીને બેસી રહેશે; ડસકાં ભરતાં સૂઇ જશે; ભૂખ્યાં તરસ્યાં સૂઇ જશે.

નબળાંને મારવામાં શી વડાઇ ?
અશક્તને મારવામાં શી બહાદુરી ?
પરાધીનને મારવામાં શી હુશિયારી ?
પૂરું બોલીને સમજાવી પણ ન શકે
તેને મારવામાં શી શેખાઇ ?

મારવાથી કશું નહિ વળે.
મારવાથી અકકલ નથી આવતી.
મારવાથી યાદ નથી રહેતું.
મારવાથી કુટેવ નથી ભૂલાતી.
મારવાથી ડહાપણ નથી આવતું.

## પણ

મારવાથી બાળકનું શરીર ખવાય.
મારવાથી બાળક મારખાઉ થાય.
મારવાથી બાળક મારકણું થાય.
મારવાથી બાળક બીકણુ થાય.

મારવાથી બાળક જૂઠું બોલે.
મારવાથી બાળક બૂઠું થાય.
મારવાથી બાળકનું અપમાન થાય.
મારવાથી બાળક લુચ્ચું થાય.

## તમારા બાળકને કદિ પણ ન મારશો.

નોંધઃ આવા ઉપયોગી લખાણોની ભીંતે ચોઢી રાખવા કે તખતામાં મઢાવી રાખવા યોગ્ય મોટા ટાઇપમાં છાપેલી નકલો અર્ધા આનાની કીમતે શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગરથી મળી શકશે. તં. ગુ.

## ચાલુ વાર્તા




### પ્રકરણ ૬ઠ્ઠું

મધ્યાહ્નનો સૂર્ય પ્રખર કિરણો વર્ષાવતો હતો. તે સમયે રમેશ છાવણીના પ્રમુખ પાસે જઇ, સલામ કરી, બોલ્યો. " આપે મને બોલાવ્યો ? "

" હા; તમારે એક બે દિવસમાં છાવણી છોડવી પડશે. ત્યારે તમે તમારા મિત્રનો માંદો ઘોડો ક્યાં મૂકી જશો ? "

" વિજયગ્રામની સરહદ પર આવેલા બાગની માલણ સાથે મારે થોડો પરિચય છે. તેને એ ઘોડો સોંપી શકાશે. "

" ઠીક; ફ્રેન્ચોની કોઠી ઉપર હલ્લો કરવા કેટલું સૈન્ય જવાનું છે ? તમે જાણો છો ? "

" નહિ; મને બરાબર ખબર નથી. કેપ્ટન ફ્રેડ થોડુંક સૈન્ય પોતાની સાથે લઇ કોઠી ઉપર હલ્લો કરવા જનાર છે એટલી જ મને તો ખબર છે. "

" ત્યારે તો છાવણી અત્રેજ રહેશે."

" હા. "

" આ પ્રદેશમાં તાપ પુષ્કળ લાગે છે. અમને તો અહીં રહેવું પણ ત્રાસદાયક લાગે છે. તમને કેમ લાગે છે ? "

" અમારા બંગાળમા તો તાપ સખત પડે છે એટલે અમને અત્રે કાંઇ ત્રાસ પડતો નથી. પરંતુ તો આપ ઠંડા પ્રદેશના રહેનાર એટલે અહીં રહેવામાં તમને અત્યંત ત્રાસ પડે એમાં જરાયે શંકા નથી. "

સાહેબે કાંઇ ઉત્તર આપ્યો નહિ એટલે તેમને સલામ કરી, રમેશ બહાર નીકળ્યો. રામજીવન બાબુના માંદા ઘોડાની તપાસ કરતાં માલમ પડ્યું કે ઘોડો માંદો પડેલો નથી પરંતુ અત્યંત પરિશ્રમને લઇને તેને હાંફણ ચઢી ગઇ છે અને ખાવું પીવું છોડી દીધું છે. તેને દવા આપવાની વ્યવસ્થા કરી રમેશ, સુંદરીના બાગ તરફ જવા નીકળ્યો.

ગ્રીષ્મઋતુમાં બપોર જેટલી અસહ્ય હોય છે તેટલી જ સાંજ મંદમંદ લહરીથી દિલહારક હોય છે. સાંજે સર્વત્ર આનંદ અને ઉત્સાહનું વાતાવરણ લાગે છે. આવા આનંદ જનક સમયે રમેશ ગાયન ગાતો ગાતો સુંદરીનાં આંગણે આવી પહોંચ્યો. સુંદરી તેને હર્ષભર્યો આવકાર આપી દિવાનખાનામાં લઇ ગઇ. કિશોરી પણ ત્યાં હતી.

રમેશને જોતાં જ કિશોરીએ મન્દ હાસ્ય અને ચંચલ નેત્રકટાક્ષથી તેનો સત્કાર કર્યો અને સૈન્ય માટે ફળનો હુકમ કરાવી આપવા બદલ રમેશનો આભાર માન્યો.

રમેશે કહ્યું: " એમાં મેં કાંઇ વધુ કર્યું

નથી. જેટલા પ્રમાણમાં તમારાં ફળ ખપવાની મને આશા હતી તેટલા મોટા પ્રમાણમાં હવે ખપશે નહિ. એટલે મને જરા ખેદ થાય છે."

સુંદરીએ જરા વ્યગ્ર થઇ પૂછયું; " કેમ; કાંઇ કારણ ?"

" આવતી કાલે ઘણું ખરૂં સૈન્ય અત્રેથી ચાલ્યું જનાર છે. "

" કલકત્તા જાય છે ? "

" નહિ; કંપની-સરકારની જે કોઠીઓ ફ્રેન્ચોએ પોતાના તાબામાં લીધેલી છે તે પાછી કબજે કરવા યુધ્ધે જનાર છે. "

" પણ કયાં જનાર છે ? "

" તે કાંઇ ચોક્કસ નથી. "

" અહીં કાંઇ સૈન્ય રહેશે કે નહિ ?"

" અહીં થોડું સૈન્ય રહેશે અને તેને જોઇતાં પ્રમાણમાં ખરીદી થશે."

" હશે, તેમ શું ? જરૂર હોય તે પ્રમાણમાં જ ખરીદી તો થાય." એટલે એ માટે તમારે જરાયે દિલગીર થવું ઘટે નહિ."

તે પછી, રમેશે સુંદરીને રામજીવન બાણુનો ઘોડો રાખવા સંબંધમાં વાતચીત કરી; બીજે દિવસે સવારે ઘોડો અને તેના ખર્ચ પેટે રૂ. ૫૦) મોકલવાનું નક્કી કર્યું. રમેશ પોતે પણ યુદ્ધમાં જવાનો હતો એટલે તેણે સુંદરીનો આશીર્વાદ માંગ્યો. સુંદરી આશીર્વાદ આપી કાંઇક કામ હોવાથી ઘરમાં ચાલી ગઇ.

કિશોરી થોડેક દૂર ઉભી હતી. સુંદરી ચાલી ગઈ એટલે તે રમેશ પાસે આવી. પોતાનાં સુંદર વિશાલ નેત્રો, તેનાં મુખ ઉપર તાકી, તે બોલી: " હું તમને જવા દેવાની નથી."

આ સુંદરીનો દિવ્ય સ્વર સાંભળતાં જ રમેશના મનમાં કાંઇ કાંપ થઇ ગયું. તે બોલ્યો: "મને કયાં નથી જવા દેવાની, કિશોરી ?"

" અહીંથી ફરી જ નથી જવા દેવાની," કિશોરીએ જરા લાડ કરી, ઉત્તર આપ્યો.

" પણ મારૂં અહીં કોણ ? મારે અહીં સંબંધ શો ? હું તો કંપનીનો બાંધેલો નોકર. હુકમ થાય ત્યાં જવાનું. અહીં કેમ રહેવાય, કિશોરી ? "

કિશોરીનો ચહેરો ઉતરી ગયો. રમેશને કિશોરી ખિન્ન લાગી. કિશોરીનો પ્રફુલ્લ ચહેરો નિરૂત્સાહી લાગ્યો. આનું કારણ રમેશને સમજાયું નહિ.

કિશોરીનો ઉદાસ ચહેરો જોઇ રમેશનું હૃદય જરા ઘવાયું. કોઈ બીજો ઉચ્છું તરૂણ હોત તો કંપની સરકારની નોકરીને જરૂર તિલાંજલિ આપી, આ સૌન્દર્યદેવીને પ્રસન્ન કરવા તેને ચરણે પડયો હોત ! પણ રમેશ એવો ઉચ્છું ન હતો. તેને પોતાના કર્તવ્યનું ભાન હતું આત્મસંયમન કરી તે બોલ્યો, " કિશોરી, હું ફરી અહીં આવીશ; પણ મારા ઉપર તારી કૃપા તો આવી ને આવીજ રહેશે ને ?"

" તમને શંકા લાગે છે ? અરે રે; તમે મારૂં હૃદયજ પારખી ન શકયા ! તમે પાછા આવશો નહિ ત્યાંસુધી મને જરાયે સુખ થવાનું નથી. તમે કયારે પાછા આવશો ? "

" તે કેમ કહેવાય ? આ તો યુદ્ધમાં જઇએ છીએ. આ દેહ કાયમ રહેશે કે કેમ એજ શંકા છે ને !"

" છટ; એવું નહિ બોલો. પરમદયાળુ પ્રભુ તમને તો સદાયે સુરક્ષિત રાખશે ! તમે કહેતા હતા કે કંપની સરકાર ફ્રેન્ચોએ લઈ લીધેલી બધી કોઠીઓ પાછી લેનાર છે, એ ખરૂં ને ? પણ ફ્રેન્ચોના ગુમાસ્તા આનંદરાજ ગજપતીને જો તમારી આ યોજનાની ખબર પડશે તો ઘણું ખરાબ થશે ! તેની છાવણી પર તમે કેવી રીતે હલ્લો કરી શકશો ? આની કાંઇ વ્યવસ્થા કરી છે કે નહિ ? "

" અરે એની વ્યવસ્થા કરવાની કાંઇ જરૂર નથી. કારણ કે ગજપતી તો અંદખાનેથી

અમને મળી ગયેલો છે. અને તેની સાથે નો તહનાસું પણ થઇ ગયું છે."

રમેશના આ શબ્દો સાંભળી કિશોરી થોડો સમય વિચાર કરી બોલી: "આનંદરાજે આ કામ સારૂં કર્યું ?"

"નહિ."

"કારણ ?"

"આવી બેવફાઈ મનુષ્યત્વને હીણું બનાવે છે."

"મને તો લાગે છે કે તેણે એ કામ યોગ્ય કર્યું છે."

"કેમ; તેનું કારણ ?"

"કારણ ? અંગ્રેજોનું બળ ઘણું જ વધારે હોઇ તેઓ વિજયી થવાનાજ છે. દિવસે દિવસે તેઓનું બળ વધતું જ જાય છે. થોડા વખતમાં સમસ્ત ભારતવર્ષ અંગ્રેજોના કાબુમાં આવશે. તો પછી અંગ્રેજોના દુશ્મન બનવા કરતાં મિત્ર બનવું સારૂં ને ? કોઇ પણ વ્યવહારકુશળ માણસ આવી તક ચૂકે નહિ."

કિશોરીના શબ્દો સાંભળી રમેશ તો થંભી જ ગયો. સ્ત્રીઓ આટલી ચતુર હોય છે, એ જાણી રમેશ આશ્ચર્યમગ્ન બન્યો. એટલે કિશોરી પાછી બોલી: "કેમ; મેં કહ્યું તે સંબંધમાં તમે શું કહો છો ?"

"કહેવાનું એટલું જ કે બંગાળી સ્ત્રીઓ આમ કહી શકે નહિ."

"બંગાળી સ્ત્રી શું કહે ?"

"બંગાળી સ્ત્રી કહેશે કે ધર્મહાનિ થાય એવું કોઇ પણ કાર્ય કરવું યોગ્ય નથી. ધર્મહાનિ થયા વિના જો સ્વાર્થ સધાતો હોય તો સાધવો એ મનુષ્યનું કર્ત્તવ્ય છે."

"ઠીક; હવે આ વાત જવા દો. યુદ્ધ બાદ તમે છાવણીમાં પાછા આવો કે પહેલાં મને મળશો એવું વચન આપો."

"એમાં વચન આપવાની શું જરૂર છે. ? યુદ્ધમાંથી પાછા આવતાં હું પહેલા તને જ મળીશ."

એટલામાં એક દાસીએ આવી રમેશને સુંદરી બોલાવે છે એમ કહ્યું એટલે રમેશ ઉઠયો અને પાસેના ઓરડામાં ગયો. સુંદરીએ ત્યાં રમેશ માટે નાસ્તાપાણીની તૈયારી કરી હતી. રમેશ નાસ્તો કરવા બેઠો.

દિવાનખાનામાં કિશોરીએ વીણાના તાર મેળવી એક ગીત ગાવાની શરૂઆત કરી. કિશોરીનો કોકિલકંઠ રમેશને સ્પષ્ટ સંભળાતો હતો. સંગીત હૃદયવેધક હતું. રમેશનું લક્ષ નાસ્તામાં રહ્યું નહિ. કિશોરીનું મધુર સંગીત તેનું દિલ ડોલાવી રહ્યું હતું.

રમેશ હવે છાવણી છોડીને યુદ્ધમાં જનાર હતો. કલકત્તા છોડી પોતે આટલે દૂર આવ્યો હતો; કલકત્તામાં તેનું કોઇ ન હતું; અહીં પણ તેનું કોઇ નથી. તે મરણ પામે તો તેની પાછળ આંસુનું એક ટીપું પાડનાર પણ કોઇ નથી. કારણ તેનું કોઇજ ન હતું. પણ "આ અપરિચિત દેશમાં પણ મારે માટે તલસનારૂં એક હૃદય છે," એમ રમેશને લાગ્યું. તે સ્વગત વિચારવા લાગ્યો: "હું કયાંથી આવ્યો છું અને કયાં જવાનો છું તેની કોઇને ખબર નથી. તેમ મૃત્યુ તો મારી પાછળ પાછળ જ આવે છે એટલે હું કયારે તેના પંજામાં ઝડપાઇ જઇશ તે પણ નક્કી નથી. મારી કોઇ શોધ પણ કરશે નહિ. મારે માટે કોઇ કોમળ હૃદય રડનાર નથી. ત્યારે આ કોકિલકંઠ મારા વિયોગ માટે આટલો દુઃખીત કેમ થાય છે ?"

રમેશે ઘણો વિચાર કર્યો પણ તેને કાંઇ સમજ પડી નહિ. તેને એમ વિચાર આવ્યો કે કિશોરી મારા ઉપર પ્રેમ કરતી હશે અને તેથી તે આટલી દુઃખીત થતી હશે.

ખરેખર, રમેશ તું દિશા ભૂલ્યો ! પણ

એમાં તારો દોષ નથી. આવી ભૂલ બધા કરે છે.

પ્રેમ અને વાસનાને વિભિન્ન કરવા અશક્ય છે. પોતાના સુખ માટે બીજા ઉપર પ્રેમ કરવો; પોતાના સુખ માટે બીજાને રીઝવવો; પોતાની નેત્રતૃપ્તિ માટે બીજાના મુખ ઉપર હાસ્ય લાવવાની વાટ જોવી, વગેરે જે કાંઇ પોતાને માટે થાય છે તેને લોકો પ્રેમ કહે છે. ખરી રીતે તે પ્રેમ નથી પણ વાસના છે. બીજાના હાથમાં આપણું સર્વસ્વ સોંપી; બીજાના સુખ માટે આત્માર્પણ કરવું એ ખરો પ્રેમ છે. પણ તેવો પ્રેમ છે કયાં ?

નાસ્તો કરી રહ્યા બાદ રમેશે સુંદરીની રજા માગી. એટલે સુંદરીએ કહ્યું: " બસ; જશો ? હં. પણ તમે કિશોરીને જરૂર મળતા જજો. તમારા ઉપર તેને ઘણો પ્રેમ છે."

રમેશ, ઓરડી છોડી, કિશોરી બેઠી હતી તે, દિવાનખાનામાં આવ્યો. તેને જોતાં કિશોરી ઉભી થઇ. અને પ્રેમપૂર્ણ ચંચળ નેત્રો દ્વારા રમેશને નિરખી રહી. અત્યંત મૃદુ સ્વરે તે બોલી:

" બસ; આટલામાં જ તમે અમારૂં ઘર છોડી જશો ?"

" હા, કિશોરી; હજી મારે ઘણું કામ છે. હવે જો બચીશ તો તને જરૂર મળીશ." રમેશે પણ પ્રેમાળ સ્વરે કહ્યું.

" પણ તમે જાવ તે પહેલાં તમારો ખરો પરિચય મને નહિ આપો ?"

" કેમ; તે દિવસે મેં તને મારો બધો પરિચય આપ્યો હતો. હું બંગાળનો એક દરિદ્રી મનુષ્ય છું."

" નહિ. તમે આપેલી માહિતી ખરી નથી."

" ત્યારે હું કોણ છું ? "

' તમે કોઇ પણ ઉચ્ચ વંશના તરૂણ છો અને કોઇ ગર્ભ શ્રીમંતના વારસ છો."

" કિશોરી! તને કોઇએ આ તદ્દન ખોટી માહિતી આપી છે."

કિશોરીએ રમેશનું જીવનરહસ્ય જાણવા ઘણો પ્રયત્ન કર્યો પરંતુ રમેશે છેવટ સુધી પોતે આગળ કહેલી વાતજ તદ્દન ખરી છે એમ જણાવ્યું. એટલે છેવટે કિશોરીએ શોક પૂર્ણ સ્વરે કહ્યું:

" ઠીક, ત્યારે જાવ. પણ એટલું યાદ રાખજો કે આ નિર્જન ઉદ્યાનમાં એક અનાથ અને દરીદ્રી તરૂણી તમારી રાહ જોઇ રહી છે."

કિશોરીનું શોકથી મ્લાન થયેલું વદન જોઇ રમેશને શું થયું હશે, તેની કલ્પના આલેખાય એમ નથી.

---

## પ્રકરણ ૭ મું

બંગાળના ઉપસાગર આગળ સમુદ્ર કિનારે ફ્રેન્ચોએ બાંધેલી કોઠીઓ ઉપર લાલ રંગનું નિશાન ફરકતું હતું. કોઠીની ફરતે કોટ બાંધેલો હતો. તે વખતે ફ્રેન્ચો ઘણા જ સામર્થ્યવાન ગણાતા હતા. પરંતુ કલાઇવની ચાણક્ય બુદ્ધિએ ધીમે ધીમે તેઓને પરાસ્ત કરી સામર્થ્ય મેળવવા માંડયું હતું. બંગાળ છોડી ફ્રેન્ચ લોકો આ સ્થાને આવી પાછું બળ મેળવવા પ્રયત્ન કરતા હતા પરંતુ આ સ્થાને પણ કલાઇવ તેઓને જંપીને બેસવા દીએ એમ ન હતું.

કોઠીના આરામગૃહમાં આ વખતે ફ્રેન્ચ ગવર્નર પોતાના સલાહકારો સાથે મસલત કરતો હતો.

વિજયગ્રામનો દિવાન વિશ્વાસઘાત કરી કલાઇવની સાથે મળી ગયો. અને તેને પરિણામે કલાઇવ પોતાનાં સૈન્ય સાથે તે ગામમાં આવી ઉતર્યો. કલાઇવે કોઠી ઉપર હલ્લો કરવાની તૈયારી કરી. વિજયગ્રામમાં છાવણી કાયમ રાખી કોઠી ઉપર હલ્લો કરવા થોડું

સૈન્ય રવાના પણ કર્યું છે; આ બધી બાતમી છૂપા બાતમીદારો તરફથી ફ્રેન્ચ ગવર્નરને મળી ગઇ હતી. એટલે હવે શું કરવું એ પ્રશ્ન બધીયે વિચારણાનું કેન્દ્ર બન્યો.

સેનાપતિને એક યુકિત સૂઝી કે "કોઠી પાસે આવવાનો એકજ માર્ગ પર્વત ઓળંગીને આવવાનો છે. માટે પર્વતના અગ્રભાગે સૈન્ય રાખવામાં આવે તો તેઓનો માર્ગ રોકાઇ જાય. સમુદ્રદ્વારા આવવાનો બીજો માર્ગ પણ છે એટલે કોઠી ઉપર પણ થોડું સૈન્ય રાખવું કે જેથી સમુદ્ર માર્ગે આવેલાં સૈન્યનો તે મુકાબલો કરી શકે પર્વતવાળો માર્ગ અત્યંત વિકટ છે. એટલે એ માર્ગે જો તેઓ આવશે તો તેઓનો વિધ્વંશ કરતાં મને જરાયે વાર લાગશે નહિ."

"તમારૂં કહેવું ઠીક છે. પણ એટલું યાદ રાખજો કે કલાધવની તીક્ષ્ણ નજર ચારે બાજુ ફરે છે. આપણે પણ એટલીજ સાવચેતી રાખવી જોઇશે. શત્રુઓ આપણી નજર ચૂકવી આપણને ફસાવી ન જાય એ આપણે ખાસ ધ્યાનમાં રાખવાનું છે."

સેનાપતિની યુક્તિ સ્વીકારાઈ. અને સૌ કોઇ પોતપોતાને લગતી વ્યવસ્થા કરવા વિખેરાયા.

---

## પ્રકરણ ૮ મું

સાંજ પડી અને પ્રકૃતિએ પણ કાળો અંચળ ઓઢવા માંડ્યો. આ વખતે ફ્રેન્ચ સૈન્ય સાથે સેનાપતી પર્વતના દક્ષિણ ભાગ તરફ આવી પહોંચ્યો. હાથી, ઉંટ, પાયદળ અને ઘોડેસ્વારનું બનેલું ચતુરંગી સૈન્ય હતું. સેનાપતી સાહેબ એક નીલ રંગના ઘોડા ઉપર બેસી સૈન્યના અગ્રભાગે ચાલતા હતા. પર્વતના ઉતરણીવાળા ભાગ આગળ આવતાં છાવણી નાંખવાનો હુકમ થયો અને બધે તંબુ ઉભા કરવાનું કામ ચાલુ થયું.

શત્રુપક્ષની હીલચાલ જાણવા માટે સેનાપતીએ કેટલાક છૂપા બાતમીદારો પણ છોડયા. અને પોતે પોતાના ખાસ તંબુમાં વિશ્રાંતિ લેવા ગયો.

મધ્યરાત્રિ થઇ. કૃષ્ણપક્ષની ચતુર્દશી હોઇ સર્વત્ર અંધકાર હતો. સમુદ, પર્વત અને બીજાં સર્વ સ્થાનો અંધકારમાં ભયાનક લાગતાં હતાં. માત્ર નીલાકાશમાં ક્વચિત ક્વચિત તારા ઝબકતા હતી.

એટલામાં એક છૂપો બાતમીદાર સેનાપતીના તંબુ આગળ આવ્યો અને બહાર ઉભેલા પ્રતિહારીદ્વારા સેનાપતીને "અત્યંત અગત્યના કામસર પોતે મળવા માંગે છે," એમ જણાવ્યું એટલે તરતજ તેને અંદર લઇ જવાની આજ્ઞા ફરમાવવામાં આવી.

સલામ કરી બાતમીદારે કહ્યું: "શત્રુ સૈન્ય ઘણુંજ પાસે છે. સૈન્ય ઝપાટાબંધ આવે છે એટલે સવાર પડતાં તો પર્વત ચઢવાનું કામ શરૂ પણ થઇ જશે."

સેનાપતી સાહેબની ઉંઘ ઉડી ગઇ. તેમણે પૂછયું: "તારી કાંઇ ભૂલ તો નથી થતીને ?"

"જરાયે નહિ. મેં ચોક્કસ ખાત્રી કરી છે. હવે જે કાંઇ કરવું હોય તે કરવામાં જરા પણ વિલંબ કરવો યોગ્ય નથી."

સેનાપતી સાહેબ અસ્વસ્થ થઇ ગયા હતા. તેમણે કહ્યું: "તને કાંઇ સૂઝે છે ?"

"હા; મને એક યુકિત સૂઝી છે પણ..."

"પણ શું ? આ વિચાર કરવાનો વખત નથી. જે કહેવું હોય તે ઝટ કહે.

"તમારે કાંઇ કરવાનું નથી. એ કામ પતાવવાનું હું મારે માથે લઇ લઉં છું. પરંતુ એ કાર્ય કરી હું પાછો આવી શકીશ કે કેમ એ મોટી શંકાની વાત છે. હું, તમારે માટે, તમારા વેપાર માટે એ ભયંકર કાર્યમાં

" ઇર્ષ્યાની આગ "



કિશોરીઃ " બસ; તમે અમારૂં ઘર છોડી જશો ? "

[ પૃષ્ઠ ૩૫૧

હાથ નાખવા તૈયાર છું. પણ એ કાર્ય કરતાં જો મારૂં મરણ થાય તો મારા કુટુંબનું પાલનપોષણ કરનારૂં કોઇ નથી."

"એટલે ? શું તું આ કારણસર કર્તવ્ય-ભ્રષ્ટ થશે ?"

"નહિ. હું કર્તવ્યભ્રષ્ટ થઇ શકું જ નહિ. પણ મારા કુટુંબનું પાલનપોષણ કરવાનું જો ગવર્નર સાહેબ પોતાને માથે લીએ તો હું શાન્તિથી મરી શકું."

"મારા કહેવામાં તને વિશ્વાસ હોય તો હું કહું છું કે તારા કુટુંબનું પોષણ યશોજ. તેની સર્વ વ્યવસ્થા હું કરીશ. ઇશ્વર કૃપાથી તું એ કાર્ય કુશળતાથી પાર પાડી મને જરૂર પાછો મળશે. તું યશસ્વી થશે તો તારો પગાર બમણો કરી આપીશ."

"મને તમારા વચનમાં શ્રદ્ધા છે. હવે તમે મને એક ફ્રેન્ચ વેપારીનો પોશાક અપાવો."

સેનાપતીએ પોશાક અપાવ્યો.

"ઠીક, હવે તારી શું યોજના છે ?" સેનાપતીએ પૂછયું.

"મેં યોજના કરી રાખી છે પણ તમારી કાંઇ આજ્ઞા હોય તો કહો !"

"મારા મત પ્રમાણે તું પર્વતની ઉત્તર બાજુ તરફ જઇ કોઇક સ્થાને છુપાઇ રહે. અને અંગ્રેજ સૈન્ય તે તરફ આવતાં જ તેને કુશળતાથી મળી જા."

"અને તે પછી તેને સરળ માર્ગે આ તરફ ન આવવા દેતાં રસ્તો ચૂકવી સમુદ્રને મળતાં સરોવર તરફ લઇ જવું એમ જ ને ?"

"બરોબર છે. તું ઠીક સમજી ગયો. તેમ થતાં અંગ્રેજ સૈન્ય ચારે બાજુથી ઘેરાઇ જશે. અને તે સ્થિતિમાં અંગ્રેજ સૈન્ય જીવતું રહી શકશે નહિ. હવે એ સર્વ કાર્યની સફળતાનો આધાર તારા ઉપર છે એ ભૂલતો નહિ."

બાતમીદારે કાંઇ પણ બોલ્યા વિના ફ્રેન્ચ વેપારીનો પોશાક પહેરી લીધો; અને અંધારામાં જ તંબુ છોડી બહાર નીકળી પડયો.

સેનાપતીને પણ તે પછી નિદ્રા ન આવી. તેણે સૈન્યના મુખ્ય મુખ્ય માણસોને બોલાવી કામ સોંપવા માંડયા. થોડી જ વારમાં સૈન્યના ત્રણ ભાગ કરી નાંખ્યા. દશ હજારનું સૈન્ય લઇ સેનાપતિ જાતે સરોવર ભણી ગયો. બાકીનું થોડું સૈન્ય છાવણીમાં રહ્યું અને થોડું પર્વત ઉપર રહ્યું. ( અપૂર્ણ )



## આપણી કેળવણી !

સાચું જ્ઞાન મેળવવાની નિષ્ફળતા અને જીવનને આવશ્યક રસોત્પાદક શકિતનો અભાવ એ આપણને મળતી કેળવણીનાં સ્પષ્ટ ચિન્હ છે. મુંબાઇ બંદરે ઉતરેલા માલે કરી આપણે નિર્ધન અને નિરૂદ્યમી બન્યા અને મુંબાઇતી ફેલાયલી કેળવણીએ આપણને 'વિચારસ્વાતંત્ર્ય'થી અને સ્વનિર્માણની શકિતથી વંચિત કર્યા છે. એની અસરથી આપણા જીવનમાંથી રીતરિવાજ-માંથી સુસંગતિ અને સુડોળપણું નાશ પામી નકલી સભ્યતા અને વર્ણશંકર આકૃતિઓને જન્મ આવ્યો છે. દેશમાં આગેવાની ભોગવતા હજારો માણસો ઉપર આવો આક્ષેપ મૂકવો એ ધૃષ્ટતા ગણાય પણ કમનસીબે તે સત્ય છે.

રવિશંકર રાવળ.




( એક દૃષ્ટિપાત. )

કરતાર: રા. " પીયૂષ "

રંગભૂમિનું નવસર્જન કરવાની પ્રેરણા આજના સંસ્કારી યુવક યુવતીઓમાં જાગી છે. અને એ પ્રેરણાના પરિપાક રૂપે આજે ગુજરાતમા સર્જનાત્મક રંગભૂમિ રચાઇ રહી છે. ગુજરાતની સામાજીક અને રાજકીય પુનર્ઘટનામાં રંગભૂમિનું નવસર્જન શો ફાળો આપે છે તે જોવાનું રહ્યું.

ગુજરાતમાં નાટક મંડળીઓ આજે રંગભૂમિને ગટરની ઉપમા અપાવી રહી છે, જનતાની અધમ વૃત્તિને પોષી રહી છે. શિષ્ટ લેખકોના લખેલાં નાટકો પ્રજા ઝીલે નહિ એવા આવી ધંધાદારી મંડળીઓના માલેકોના અભિપ્રાય નવા યુગનાં યુવક યુવતીઓ જુઠ્ઠા પાડી રહ્યાં છે. અને એના પૂરાવા રૂપે જાણીતા નવલકથાકાર શ્રી કનૈયાલાલ મુનશી કૃત સામાજીક હાસ્યરસિક નાટક ' કાકાની શશી ' રજુ કરી શકાય.

સિંધ રેલસંકટ નિવારણ ફંડના લાભાર્થે તા. ૧૧ મી ઓકટોબરે ' કાકાની શશી ' પહેલી વાર ગુજરાત એમેચ્યોર્સે રૉયલ ઓપેરા હાઉસમા રજુ કર્યું હતું અને તે અપૂર્વ સફળતા પામ્યું હતું. ' ગુણસુંદરી ' ના દીપોત્સવી અંકમા તેને લગતો લેખ પ્રકટ થયો છે. એ પ્રયોગ જોવા માટે મોટી માનવમેદની મળી હતી. છતાં ઘણાને નિરાશ થવું પડયું હતું. ઘણાની માંગણીને પરિણામે તા. ૨૯ મી નવેમ્બરે રૉયલ ઓપેરા હાઉસમાં એ પ્રયોગ બીજીવાર ભજવાયો અને તેયે સફળતા પામ્યો કહી શકાય. જોકે પ્રથમ પ્રયોગ જેટલી સફળતા પ્રાપ્ત કરી શકયો નથી, એમ પહેલી વખતનો પ્રયોગ જોનારને લાગ્યા વિના રહેશે નહિ.

પહેલા પ્રયોગ વખતે સ્ત્રીના કામમાં એક ભાઇને સાડી પહેરી રજુ થવું પડયું હતું. શિવગૌરીના કામમાં ભાઇ અનંત વીણ બી. એ. ઉતર્યા હતા. જાણે કેમ એ કામ કરવા કોઇ બ્હેન તૈયાર ન હોય ! પહેલા પ્રયોગનું અવલોકન કરતાં શ્રીમતી વ્રજકુમારી પુરૂષોત્તમ એ કાર્ય ઘણી કુશળતાથી કરી શકે એવી અટકળ મેં કરી હતી. બીજા પ્રયોગ વખતે એ સૂચના અમલમાં પણ મૂકાઇ. શ્રીમતી વ્રજકુમારીને ' શિવગૌરી ' નું કામ સોંપવામાં આવ્યું અને ખરેખર, તેમણે એ કામ અપૂર્વ સફળતાથી પાર પાડયું છે. એમણે પોતાનાં પાત્રને પૂરતો ન્યાય આપ્યો છે એમ કહ્યા વિના ચાલે એમ નથી.

' શશીકલા ' ના કામમાં શ્રી. શાન્તિલા દેશાઇ બી. એ. આ વખતે પણ ' નવી

શ્રી ' તરીકે આબાદ સફળ થયાં. તેમણે પોતાના હાવભાવ દર્શાવવામાં, શ્રી. મુનશીનાં ચરિત્રનિરૂપણને સફળ બનાવવામાં સારો શ્રમ લીધો.

શ્રીમતી સરલા દેસાઇ ' વિધુમુખી ' તરીકે અપૂર્વ સફળતા પામ્યાં છે. તેમના નૈસર્ગિક અને વાસ્તવિક અભિનય, મુખ ઉપર ભાવ તાદશ કરવાની શક્તિ અને યોગ્ય વજન આપી શબ્દોચ્ચાર કરવાની તેમની વકતૃતા ઘણાના સ્મરણ પટ ઉપર લાંબા સમય સુધી રહેશે. શ્રીમતી સરલાનો અભિનય ભવિષ્યમાં તેઓ ઘણું સારૂં પાત્રનિરૂપણ રજુ કરી શકશે એની અચૂક ખાત્રી આવે છે. અમે ઇચ્છીએ છીએ કે એ બ્હેન પોતાની કલા ઉત્તરોત્તર ખીલવતાં જાય અને અભિનયકલામાં પારંગત બને.

' ગંગાબ્હેનનું પાત્ર આ વખતે શ્રી. ચંદ્રા વીણે ભજવ્યું હતું. અને તેમણે પણ એ પાત્રને યોગ્ય ન્યાય આપ્યો છે.

'પીરોજા'નું પાત્ર પહેલા પ્રયોગમાં મીસ મ્હેરા ગાંધીએ અપૂર્વ રીતે ભજવ્યું હતું. બીજા પ્રયોગમાં શ્રી. શિરીન દસ્તુર એ પાત્ર ભજવવા ઉતર્યાં હતાં. પહેલો પ્રયોગ જોનારને ' પીરોજા 'નું બીજા પ્રયોગનું પાત્ર જોઇએ તેટલું રમ્ય ન લાગે.

પુરૂષ પાત્રોમાં અભિનયની દૃષ્ટિએ શ્રી. જ્યોતીન્દ્ર દવે ' ઇન્દ્રજીત 'માં; શ્રી. રમણ મુનશી ' દુર્લભરામ'માં; અને શ્રી. સનત્કુમાર વીણ ' વલ્લભરામ ' માં સફળ નીવડ્યા કહી શકાય. શ્રી. જ્યોતીન્દ્ર અને શ્રી. રમણ મુનશીએ પ્રેક્ષકોને હસાવવામાં અપૂર્વ ફાળો આપ્યો છે. " કાકા ' તરીકે ઉતરેલા શ્રી. પુરૂષોત્તમદાસ બોલી સારૂં શક્યા હતા. તેમનાં શબ્દો અસરકારક હતા. પરંતુ તેમનામાં અભિનયની ઉણપ જણાઇ આવતી બાકી એકંદરે તેમનું કામ સારૂં કહી શકાય. ' કુંદનલાલ' માં ઉતરેલા શ્રી. વ્યાસે ઠીક કામ કર્યું હતું. શ્રી. રમણ દેસાઇ ' ગૌરીશંકર ' નું પાત્ર ભજવતાં પોતાની દૃષ્ટિ સમક્ષ કોઇ જાણીતા કવિને રાખતા હોય એવી શંકા મને લાગી છે. શ્રી. ચૌહાણ અને શ્રી. દેવીદાસ કસમભવાળાએ પોતાના પાત્રોને યોગ્ય ન્યાય આપ્યો હતો.

ત્રીજા અંક દરમ્યાન શ્રી મણિબ્હેન મથુરાદાસ મનજીએ ગરબાની ગોઠવણ કરી હતી. શ્રી. માણેકબ્હેન મરચન્ટ અને શ્રી. વ્રજકુમારી પુરૂષોત્તમે ગરબો ગવડાવ્યો હતો. ગરબાની પસંદગીમાં આ વખતે ખરેખર ગંભીર ભૂલ થવા પામી છે. એક નાટકના ફારસમાં ગવાતાં ગાયનની ચાર પાંચ લીટીઓ શા કારણે ઉપાડી લેવામાં આવી હતી એ સમજી શકાતું નથી. એવાં કવિત્વ વિનાનો ગરબો પસંદ કરવામાં ખરેખર ભૂલ થઇ છે. પહેલા ગરબા કરતાં બીજો ગરબો વધારે ખીલ્યો અને વધારે સફળ થયો હતો, તે એ જ કારણે. અલબત્ત બન્ને ગરબામાં શ્રી. મણીબ્હેનની કલાત્મક રચના અત્યંત પ્રશંસનિય હતી.

દરેક અંકની વચમાં પ્રોફેસર દેવધર અને તેમના શિષ્યોનું હિંદી વાદ્ય-સંગીત મધુર અને દિલ્હદારક હતું.

આવા નાટ્ય પ્રયોગો ભજવી ગુજરાતની રંગભૂમિનું નૂતન સર્જન કરવામાં યત્કિંચિત ફાળો આપતા પ્રયોગમાં ઉતરેલા દરેક ભાઇ બ્હેનને અમારાં અભિનંદન છે.



**બાલગીતઃ** ( ભાગ ૧ લો: શાળોપયોગી ) લેખકઃ રા. સુનીલાલ કુબેરદાસ શાહ. પ્રકાશકઃ મેસર્સ જીવનલાલ એન્ડ સન્સ, મુંબાઇ, ૨, મૂલ્યઃ છ આના.

" ગુણસુંદરી " ના ભૂતપૂર્વ વ્યવસ્થાપક અને " બાલજીવન " ના ભૂતપૂર્વ તંત્રી રા. સુનીલાલ શાહને શિક્ષક તરીકે બાલમાનસનો રૂડો અનુભવ છે. બાલસ્વભાવને રૂચે એવા વિષયો પસંદ કરી, બાલકો ગાઇ શકે એવા સરલ રાગોમાં આ ગીતો લખાયાં છે અને બાળકો તે હોંસથી સત્કારશે એવી આશા રાખી શકાય ગીતોને અનુરૂપ ચિત્રો આપી પુસ્તકનું આકર્ષણ અને ઉપયોગિતા વધારવામાં આવ્યાં છે.

**મોજડીનાં મૂલ્યઃ** લેખકઃ રાં. ઉમિયાશંકર જી. ઠાકર. પ્રકાશકઃ મેસર્સ સી. એચ. દવેની કંપની, આણંદ મૂલ્યઃ અઢી આના.

આ નાનકડા પુસ્તકમાં એક રાજકુંવરીની બાલવાર્તા છે, રાજકુમારેની મૂલ્યવાન મોજડી એક સમડી ઉપાડી જાય છે અને જંગલમાં નાખે છે. ત્યાંથી એક રાજકુમાર તે પાછી લાવે છે બદલામાં રાજકુમારી તેની સાથે પરણે છે. વધારામાં રાજકુમારીના ગળામાં નવલખો ચમત્કારિક હાર છે, જેમાં રાજકુમારીનું જીવન છે. હાર જાય તો કુમારી મૃત્યુ પામે. બાળવાર્તાઓમાં આવા ચમત્કારની કે એવીજ બીજી અસંભવિત બાબતો ભેળવવાથી બાળમાનસ ઉપર કેવી અસર થાય તે તો બાલમાનસના અભ્યાસીઓજ કહી શકે. એટલું ચોક્કસ છે કે અદ્ભૂત તત્વવાળી વાતો બાળકોને વાંચવી બહુ ગમે છે. વાર્તાની શૈલી સરળ અને ભાષા સાદી છે.

**બાલપત્રોઃ** લેખકઃ રા. વલ્લભદાસ અક્કડ. પ્રકાશકઃ રા. બાલુભાઇ કરસનદાસ નારણદાસ. બુકસેલર, સુરત. મૂલ્યઃ અઢી આના.

બાળકો પોતાના વિચારો મૂર્ત સ્વરૂપે રજુ કરી શકે અને પોતાને ગમતા વિષયોની ચર્ચા પોતાના મિત્રો કે વડીલો સાથે કરી શકે, એવા ઉદ્દેશથી પત્રવ્યવહારનું શિક્ષણ આપવા ભાઇ અક્કડે આ વીસ પત્રો યોજ્યા છે, ભાષા સાદી અને સરળ છે. આ પ્રકારના પુસ્તકોની આપણા બાલ સાહિત્યમાં ઘણી જરૂર છે.

**દાલચીવડાની દસ વાર્તાઓઃ** લેખકઃ રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. સોલ એજન્ટસઃ મેસર્સ બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ. મૂલ્યઃ રૂ. ૧-૮-૦.

ભાઇ રાયચુરાની બાનીથી આ માસિકના વાચકો સારી રીતે પરિચિત છે. એમના "શારદા" માસિકમાં 'દાલચીવડા'ના તખલ્લુસથી એમણે લખેલી, દેશના અને સમાજના પ્રશ્નો હાસ્યરસિક રીતે ચર્ચતી દસ સુંદર વાર્તાઓ આ પુસ્તકમાં સંગ્રહાઇ છે. રા. ચન્દ્રશંકર પંડ્યાએ આલ્હાદક પ્રવેશક લખી લેખકની સારી પિછાન કરાવી છે, જો કે વાર્તાશોખીન વાચકપ્રજાને ભાઇ રાયચુરાની પિછાન કરાવવાની ભાગ્યેજ જરૂર રહે છે. એમની રસીલી વાર્તાઓને જે હોંશથી વાચકવર્ગે સત્કારી છે તેટલીજ હોંશથી આ વાર્તાઓ પણ સત્કારાશે. શ્રી. પુરૂષોતમ, રા કલાબ્ધિ અને રા. ફક્કડના ચિત્રો પુસ્તકને વધુ આકર્ષક બનાવે છે.

**અભિમન્યુઃ** લેખકઃ રા. મનસુખલાલ મ. ઝવેરી., જામનગર. મૂલ્યઃ એક આનો.

કવિ કાલિદાસના " મેઘદૂત "ના અનુકરણમાં " ચન્દ્રદૂત " લખનાર રા. ઝવેરીએ આ જુના વિષયને પૂનઃ નવિન સ્વરૂપે આ પુસ્તિકામાં રજુ કર્યો છે. ૪૫ કડીનું આ વીરરસ પ્રધાનકાવ્ય કડીએ કડીએ લેખકની પ્રતિભાનાં દર્શન કરાવે છે. કાવ્યશોખીનો એ જરૂર વાંચે; એક આના કરતાં એ વધુ મૂલ્યવાન છે.

**ધર્માચાર્યોની સત્તાનો સિતમઃ** લેખકઃ રા. ગોકલદાસ હી. ઠક્કર. પ્રકાશકઃ "સમાજસેવક" કાર્યાલય જામનગર. મૂલ્યઃ એક આનો. આવૃતિ ૨ જી. હિંદુ સમાજના કહેવાતા ધર્માચાર્યો કેવા અધર્માચરણો કરે છે અને ધર્મને નામે સીતમ ગુજારે છે તેનો ચિતાર આપવાનો પ્રયત્ન આ પત્રિકામાં થયો છે. ધર્મઘેલા સમાજની આંખ ખોલવા આવા સાહિત્યની જરૂર છે.

**કાશ્મીરથી નેપાળઃ** લેખકઃ રા. હરિચંદ લક્ષ્મીચંદ મ્હેતા' મૂલ્યઃ રૂ. ૨-૦-૦.

અંગ્રેજી ભાષામાં યૂરપ અમેરિકાના તેમજ એશિયાના ઐતિહાસિક તેમજ જોવા લાયક સ્થળોના વર્ણનો આપતાં અને બારીક વિગતવાર માહીતિ

આપતાં અનેક પુસ્તકો છે. એવાં પુસ્તકો યાત્રીઓને ભોમીઆની ગરજ સારે છે અને તેમની ઘણી મુશ્કેલીઓ ઓછી કરે છે. આ પ્રકારનાં પુસ્તકો ગુજરાતી ભાષામાં બિલકુલ નથી એમ કહીએ તો અતિશયોક્તિ નથી. લેખકે એ ખોટ પૂરી સાહિત્યમાં એક ઉપયોગી પુસ્તક ઉમેર્યું છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમના આ પુસ્તકમાં હિમાલય પ્રદેશના અનેક યાત્રાધામોના વર્ણન ઉપરાંત મુસાફરીને અંગે જરૂરી બારીક વિગતો આપવામાં આવી છે. યાત્રીઓ આ પુસ્તકનો લાભ લેશે તો તેમને ઘણો લાભ થશે. માર્ગદર્શક નકશો સાથે આપી લેખકે પુસ્તકની ઉપયોગિતા વધારી છે. હિમાલયના પ્રદેશને મુસાફરી માટે અગવડભર્યો માનનારનો ભ્રમ આ પુસ્તક સ્હેલાઇથી ટાળશે.

**સાદી શીખામણ:** પુસ્તક ૭ મું: પ્રકાશક: રા. મગનભાઇ શંકરભાઇ પટેલ; પાટણ. મૂલ્ય: રૂ. ૩-૦-૦.

આ પ્રકારના ૭ પુસ્તકો પહેલાં પ્રકટ થઇ ગયાં છે; આ ૭ મું પુસ્તક છે. જુદા જુદા પુસ્તકો અને સાધનોમાંથી આ પુસ્તકોનું વસ્તુ ભેગું કરવામાં આવે છે એટલે એક સાથે અનેક પુસ્તકોના દોહનનો લાભ વાચકોને મળી શકે છે. પ્રકાશક એક પછી એક ૭ પુસ્તકો આ જાતના પ્રકટ કરી શક્યા છે તે બતાવે છે કે પુસ્તક વાચક પ્રજાને પ્રિય છે. ૨૦૦-૨૨૫ પાનાના પુસ્તક માટે રૂ. ૩-૦-૦ ની કીમત કાંઇક આકરી છે.

**આધ્યાત્મિક ભજનપદ પુષ્પમાળા:** સંગ્રહકર્તા મુનિશ્રી નાનચંદ્રજી. પ્રકાશક: શ્રી અજરામરજી જૈન વિદ્યાશાળાના કાર્યવાહક. મૂલ્ય: રૂ. ૧-૮-૦.

આ પુસ્તકની અત્યાર સુધીમાં બે આવૃત્તિ ખલાસ થઇ ગઇ છે; આ ત્રીજી આવૃત્તિ છે. જૈન પ્રજાને-તેના ભક્તિરસિક વાચકવર્ગને ગમે એવાં વૈરાગ્યબોધી કુલ ૮૫૫ ભજનો એમાં આપ્યા છે.

**વડોદરામાં ચાળીસ વર્ષ:** લેખક: રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ. પ્રકાશક: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લી. વડોદરા. મૂલ્ય: રૂ. ૧-૮-૦.

વડોદરા રાજ્યની ૪૦ વર્ષ સુધી સતત નોકરી બજાવી હમણાં જ નિવૃત્ત થયેલા નાયબ દિવાન રા. બ. ગોવિંદભાઇએ આ પુસ્તકમાં એ ૪૦ વર્ષની નોકરીનાં સંસ્મરણો આલેખ્યાં છે. વડોદરા રાજ્યમાં સામાન્યતઃ બને છે તેમ લેખકને પણ અનેક ખાતાંઓનો અનુભવ થયો છે. ન્યાય, પોલીસ, જેલ, વસ્તીગણત્રી, મુલ્કી, દુષ્કાળ, કંટ્રોલ વગેરે અનેક ખાતાઓમાં તેમણે રાજ્યની સેવા કરી છે. તેમના અનુભવોનું વર્ણન નવા અમલદારોને ઘણું માર્ગદર્શક થશે. ખાસ કરીને તેમણે છેવટના પ્રકરણમાં કરેલી સૂચનાઓ અમલદારો તેમજ પ્રજાના આગેવાનો માટે ઘણી ઉપયોગી છે. 'સામાજીક બદીઓ દૂર કરવા માટે દર્શાવેલા માર્ગો અમલદારો અને પ્રજાનો સહકાર હોય તો જરૂર સફળતા અપાવે.'

**પારેવાં:** લેખક: રા. ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા. મૂલ્ય: ૭ આના.

જુદે જુદે પ્રસંગે જુદા જુદા વિષય પરત્વે ભાઇ રાયચુરાને સ્ફુરેલા વિચારોનો આ નાનકડા પુસ્તકમાં સંગ્રહ થયો છે. પ્રત્યેક વિચાર ઉચ્ચ ભાવનાભર્યો અને આત્મશુદ્ધિને પંથે દોરનારો છે. પુસ્તકની ટબછબ એવાં સુંદર અને આકર્ષક છે કે સ્નેહીઓને ભેટ આપવા માટે યોગ્ય વસ્તુ ગણાય.

**વાર્તા શૈલી:** લેખક: રા. ફિરોજશાહ રૂસ્તમજી મ્હેતા. વાર્તા સાહિત્યના ઉંડા અભ્યાસી રા. મ્હેતાનો આ નિબંધ નડિયાદની સાહિત્ય પરિષદમાં સ્વીકારાયો હતો. વાર્તાઓના લેખકને આ નિબંધમાંથી ઘણી ઉપયોગી સૂચનાઓ મળી શકશે અને પોતાની અનેક ત્રુટિઓનું ભાન થશે.

**સાહિત્યમાં નવું દૃષ્ટિબિન્દુ:** લેખક: રા. "ધુમકેતુ" પ્રકાશક: શ્રી ગુજરાતી સાહિત્ય મંડળ, સુરત. પ્રકાશક મંડળના ગયા સપ્ટેમ્બરમાં મળેલા છઠ્ઠા સંમેલન પ્રસંગે ભાઇ "ધુમકેતુ" એ આ મનનીય નિબંધ વાંચ્યો હતો. લોકજીવન ઉપર સાહિત્યની કેટલી અસર થાય છે તે આ નિબંધ સ્પષ્ટ કરે છે. નિર્માલ્ય કવિતાઓ લખવામાં રાચતો આપણો યુવાન સાહિત્યક એમણે રજુ કરેલું નવું દૃષ્ટિબિન્દુ સ્વીકારી સાહિત્યના સર્જન કરે તો ગુજરાતનું લોકજીવન કંઇક અજબ રીતે પલટાય.

**ખડાયતામિત્ર: મહિલા અંક:** તંત્રી: રા.

કેશવલાલ હ. શેઠ. કોમી માસિકોમાં નવી ભાત પાડતા આ માસિકનો મહિલા અંક જોઇને અમને આનંદ થયો છે. એના તંત્રી રા. કેશવભાઇ ગુજરાતની બ્હેનોના પ્રિય કવિ છે અને સ્ત્રીકુન્નતિ માટે બનતા પ્રયત્ન કરવા તેમનું દીલ તલસી રહે છે. એમણે અમદાવાદમાં પોતાની જ્ઞાતિની બ્હેનો માટે અનેક પ્રવૃત્તિઓ ચાલુ કરાવી છે. આ મહિલા અંકમાં ખડાયતા જ્ઞાતિની અનેક બ્હેનોએ મનનીય લેખો લખ્યા છે. સ્ત્રીઓ પોતેજ પોતાના પ્રશ્નોના ઉકેલ માટે પ્રચારકાર્ય કરતી થાય તો શુભ પરિણામ જલ્દી આવે. જ્ઞાતિની દૃષ્ટિએ એવા પ્રશ્નોની ઠીક ચર્ચા આ અંકમાં થઇ છે. દુખી સંસારને લગતાં દશ્યોના આઠ ચિત્રો આ અંકની ઉપયોગિતા વધારે છે.

**સાભાર સ્વીકારઃ** (૧) **આશાઃ** તંત્રી રા. ભગવાનદાસ હે વેદ. વ. ૧; અંક ૨. વા. લ. રૂ. ૨) (૨) **નાટક-સિનેમાઃ** તંત્રી રા. ભીમાશંકર શર્મા. વ. ૧; અંક ૧૯-૨૨. વા. લ. રૂ. ૪). (૩) **બલિદાનઃ** તંત્રી રા. ચં ગી. જરીવાલા વ. ૧; અંક ૯-૧૦. વા લ. રૂ. ૨-૧૨-૦ (૪) **ચેતનઃ** તંત્રી રા. બ. રા. પટેલ. વ. ૩. અંક ૧૧. વા. લ. રૂ ૨) (૫) **ઉર્મિઃ** તંત્રી રા. હરિદાસ વલ્લભદાસ વ. ૫; અંક ૧૧. દીવાળી અંક કિંમત આઠ આના. (૬) **લોહાણા અભ્યુદયઃ** તંત્રીઃ રા. ક. જ્હા. ઠક્કુર. વ. ૧; અંક ૨. વા. લ. રૂ. ૨). (૭) **નવું ચેતનઃ** તંત્રી રા. રા. કા. ચૌહાણ. પુ. ૪; અંક ૫-૬. વા.-લ. ક્રી.-પોષ્ટેજ બાર આના. (૮) **ભારતઃ** તંત્રીઃ રા. હી. ના. વ્યાસ પુ. ૨; અંક ૩૬. વા. લ. રૂ. ૪). (૯) **બ્રહ્મક્ષત્રી હિતેચ્છુઃ** તંત્રી રા. હરીલાલ વલ્લભદાસ વ. ૧; અંક ૧. દીપોત્સવી અંક કી. આઠ આના (૧૦) **સંદેશઃ** તંત્રી રા. અં. મ. અમીન. દીપોત્સવી અંક વ. ૧; અંક ૩. વા લ. ૬ શીલીંગ. (૧૧) **બ્રહ્મક્ષત્રિય** (ત્રિમાસિક): તંત્રીઃ રા. કેશવપ્રસાદ છો. દેસાઈ. વ. ૨૨; અંક ૪. વા. લ. રૂ. ૧-૮-૦ (૧૨) **અહેવાલ તથા હિસાબઃ** શ્રી ગુજરાત વ્યાયામ પરિષદ, નડિયાદ. (૧૩) **નિવેદઃ** સાવલી તાલુકા રેલ સંકટ નિવારણ સમિતિનું. (૧૪) **રીપોર્ટઃ** શ્રી જૈન વીસા ઓસવાલ કલબ.



## જીંદગીની ભેટ

એક સ્ત્રી સુતી હતી. ઉંઘમાં તેને સ્વપ્ન આવ્યું. જીંદગી બે હાથમાં બે ભેટ લઇ-એક હાથમાં **પ્રેમ** અને એક હાથમાં **સ્વતંત્રતા**-ઉભી હતી. જીંદગીએ તે સ્ત્રીને કહ્યુંઃ " આ બેમાંથી એક પસંદ કર. "

અને તે સ્ત્રી તો થંભી રહી. લાંબો વિચાર કરી તેણે કહ્યું. " **સ્વતંત્રતા !** " અને જીંદગીએ કહ્યું તેં ઠીક પસંદગી કરી. જો તેં '**પ્રેમ**' કહ્યું હોત તો મેં તને તે આપ્યો હોત અને તારી પાસેથી હું સદાને માટે ચાલી જાત. પણ હવે તો એવો દિવસ આવશે કે જ્યારે હું પાછી ફરીશ અને તે દિવસે મારા એક જ હાથમાં એ બન્ને ભેટો લાવીશ.

તે સ્ત્રી ઉંઘમાં જ હસતી હતી.

ઓલીવ શ્રીનર.

# ઈનામી પ્રશ્નો

સંપાદક : કુ. યશસ્વિની.



૧ ઉપરનું ચિત્ર એક કાઠિયાવાડી બાલકનું છે એ છોકરો છે કે છોકરી

૨ એ બાલકનું વય આસરે કેટલું ?

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઈ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાંનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે

## નવેમ્બર માસના ઉખાણાનું પરિણામ.

ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ—

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સિ | કં | દ | ર | | ક | | ચિ | દા | નં | દ |
| ર | સા | સ | | કાં | મ | ના | | બ | દ | ર |
| જે | ર | | શા | ળ | | હ | પં | | ન | વા |
| રી | | શુ | | કા | ત | ર | | પા | | ન |
| | બિ | ર | દ | | | | મો | ર | ખી | |
| | ભા | વી | | | | | | સ | જ | |
| | સ | ર | તા | | | | ઝ | મ | ક | |
| એ | | તા | | જ | ણુ | સ | | ણી | | અ |
| ક | વિ | | હે | મ | | ર | વી | | ચ | વ |
| સં | હા | ર | | ના | સે | સી | | વા | મ | નં |
| પ | રી | મ | ળ | | હ્ય | | પ | ર | ન | વું |

આ ઉખાણાના ૭ જવાબો આવ્યા હતા. તેમાંથી એક ૪થી શરતનો ભંગ કરતો હોવાથી તપાસ્યો નથી. **શ્રીમતી સરલા ત્રિવેદી** અને શ્રીમતી હરદાગૌરી દવે એ બે બ્હેનોના જવાબ ખરા છે. શ્રીમતી સરલા ત્રિવેદીને ઇનામનું પુસ્તક " પુષ્પલતિકા " સૌ. બ્હેન ભાનુમતિ કણીયા, બી. એ. તરફથી આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

**કુપન—જાન્યુઆરી ૧૯૩૦**

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણા-ની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".

卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐卐

# અરે હવે જવાય છે: જરા આ પાક તો ચાખો.

કમળાઃ કાન્તા બ્હેન શું ચાલે છે ?

કાન્તાઃ કોણ કમળા બ્હેન ! આવો આવો. આજ તો કાંઇ સવારના પ્હોરમાં ?

કમળાઃ અહિં શાન્તિબ્હેનને ત્યાં રાતની આવી હતી.

કાન્તાઃ એમ ? કાંઈ સાંપડયું ?

કમળાઃ હા. ભગવાને દીકરો આપ્યો.

કાન્તાઃ બહુજ આનંદની વાત. મને તો મદદમાં બોલાવવી'તી

કમળાઃ કાંઇ જરૂર જેવું નહતું એટલે નહિ બોલાવ્યાં. નર્સ ને ડોકટર. બન્ને હતાં. લ્યો હવે હું જાઉં.

કાન્તાઃ અરે એમ ઉભા ઉભા તે જવાય. જરા બેસો તો ખરાં.

કમળાઃ ના. પાછું તમારા ભાઈને રસોઈનું મોડું થશે.

કાન્તાઃ હવે જવાય છે. નહિ મોડું થાય. જરા આ પાક તો ચાખો.

કમળાઃ કેમ તમે પણ બનાવ્યો ?

કાન્તાઃ હાસ્તો. તમે કહો એટલે કંઈ ચાલે ? જુઓ તો ખરાં કેવો થયો છે.

કમળાઃ થયો છે તો ઘણો સરસ. ચીજો બધી જાંગીર મસાલાવાલાને ત્યાંથી મંગાવી હશે.

કાન્તાઃ હા. બીજેથી તો માલ કરતાં કચરો વધારે આવે.

કમળાઃ બરોબર છે. શાન્તિબ્હેનને માટે પણ હમણાંજ મેં ગુંદર; સુંઠ વગેરે માલ ત્યાંથીજ મંગાવ્યો છે. બપોરે આવીને કરી આપીશ.

કાન્તાઃ ત્યારે તો મને પણ બોલાવજો.

કમળાઃ જરૂર.

ટેલીફોન નં. ૨૦૯૭૦ ગીરગામ બેકરોડ.



# સ્ત્રીજગત્

## હિન્દ.

**મહીલા સંગીત પરિષદ:** ગાંધર્વ મહા- વિદ્યાલયની બીજી મહિલા સંગીત પરિષદ્ તા. ૨૯ મી નવેમ્બરે ઝીણા હોલમાં મીસીસ શફી તૈયબજીનાં પ્રમુખપદે મળી. હતી. મહારાષ્ટ્ર સંગીત વિદ્યાલયની બાલાઓની પ્રાર્થના બાદ સ્વાગત સમિતિનાં અધ્યક્ષ સૌ. મણિબેન મથુરાદાસ મનજીએ સ્વાગત કરતાં ગયા વર્ષની પ્રવૃત્તિ પ્રત્યે સંતોષ દર્શાવી જણાવ્યું હતું કે કોઈ પણ પ્રવૃત્તિ, સ્ત્રીઓ અને પુરૂષો બન્નેના સહકાર વિના સફળ થવાની નથી. આટલી બધી બહેનો આપણી પ્રાચીન કલામાં પોતાનું યોગ્ય સ્થાન લેવા બહાર આવી છે, ત્યારે હિંદી સંગીત કળાનો પુનરોદ્ધાર થવામાં જરાયે શંકા નથી. સંગીત એ એક દૈવી કળા છે. હિન્દની એ દૈવી કળા પ્રગતિ કરતી જશે એવી આશા છે. તે બાદ શ્રી. માણેકબ્હેન મરચંટ અને શ્રી વ્રજકુમારીની દરખાસ્ત અને અનુમોદનથી મીસીસ શફી તૈયબજીએ પ્રમુખપદ લીધું હતું. મીસ એન્જીનીયરે છેલ્લી પરિષદ્નો હેવાલ વાંચ્યાં બાદ મીસીસ શફી તૈયબજીએ જણાવ્યું કે સંગીતની ભાષા આખી દુનીઆમાં સમજવામાં આવે છે. હિન્દી સંગીત પ્રાચીન કાળથી અસ્તિત્વમાં છે મોગલ શહેનશાહ અકબરના જમાનામાં સગીતકલા પોતાની ઉન્નતિનાં ઉચ્ચ શિખરે હતી. મારી ધારણા પ્રમાણે આજે હિન્દી સંગીત માટે ઉજળું ભવિષ્ય છે. યુનિવર્સીટીએ હિંદી સંગીતની એક શિક્ષણ સંસ્થા સ્થાપવી જોઇએ. અને અભ્યાસક્રમ ઠરાવી પરીક્ષાઓ લેવી જોઈએ. હિન્દી સંગીતનું ભાવી બહેનોના હાથમાં જ રહેલું છે. કુમારી માદ્રી દેશાઇ એ (૧) સંગીતને મુંબાઈ યુનિવર્સીટીને કોલેજોમાં અભ્યાસક્રમમાં દાખલ કરવાનો; (૨) મેટ્રીકની પરીક્ષામાં સંગીત ઐચ્છિક વિષય રાખવાનો (૩) આ સંબંધમાં તપાસ કરવા સમિતિ નીમવાનો; અને (૪) સંગીતનાં ભાષણો ગોઠવવાનો ઠરાવ મૂક્યો હતો. તે મીસ લીલા ઑકના ટેકાથી પસાર થયો હતો.



**રસમંડળનો વાર્ષિકોત્સવ** બ્લેવેત્સ્કી લોજમાં ગયા માસમાં ઉજવાયો હતો. તેમાં બહેનોએ પણ સારો ભાગ લીધો હતો. સૌ. લીલાવતી મં. દેસાઇએ મધુર સંગીતનો કાર્યક્રમ રજુ કર્યો હતો. સૌ. લીલાવતી દિનકરરાવે દીલરૂબા બજાવ્યું હતું. ગુજરાતી બહેનોના ગરબાનો રસિક કાર્યક્રમ પણ રાખવામાં આવ્યો હતો. સૌ સુલભા દેસાઇએ ગરબો ગવડાવ્યો હતો. મીસ શાન્તા અમલાદીએ સંગીત ગાયું હતું.

**અખિલ ભારત મહિલા પરિષદ્** મુંબાઇમાં યુનીવર્સીટીના કોન્વોકેશન હોલમાં આવતી તા. ૨૦ મી થી તા. ૨૪ મી સુધી ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુનાં પ્રમુખપદે મળશે.

**ઉદ્યોગમાં કામ કરતી સ્ત્રીઓ:** શાહી મજુર કમીશનની મુંબાઇની તપાસ દરમ્યાન ડૉ. મીસ એમ. બાલ્ફર અને ડૉ. શકુંતલા તલપડે એ ઉદ્યોગમાં કામ કરતી સ્ત્રીઓ સંબંધમાં જુબાની આપી હતી. ડૉ. બાલ્ફરે જણાવ્યું હતુ કે સ્ત્રી કામદારોમાં વાંચી શકે એવી સ્ત્રીઓનું પ્રમાણ ઘણું ઓછું છે. માતૃત્વના લાભનો પ્રશ્ન ઘણો અગત્યનો છે: તેથી તેની પૂરી તપાસ થવાની જરૂર છે. સ્ત્રી કામદારોને માતૃત્વના જે લાભ મળે છે તેનો ઉપયોગ માતાનાં પોષણ અને સારવાર પાછળ નહિ થાય એવો સંભવ છે.

**પ્રગતિમાન સ્ત્રી કેળવણી:** મુંબાઇમાં ખેતવાડી ઉપર આવેલી શ્રી નાથીબાઇ દામોદર ઠાકરસી કન્યાશાળાનો પમો વાર્ષિક મેળાવડો ગયા માસમાં ન્યાયમૂર્તિ પાટકરના પ્રમુખપદે ઉજવાયો હતો મીસીસ પાટકરે ઈનામ વહેંચ્યાં હતાં. ન્યાયમૂર્તિ પાટકરે પ્રગતિમાન સ્ત્રી કેળવણી પ્રતિ સંતોષ દર્શાવ્યો હતો.

**નવાં દાકતર બ્હેનો:** એલ. સી. પી. એસ. ની પરીક્ષામાં મીસીસ જાનકીબાઈ જતાર; મીસ રાચેલ જુડા; મીસ વત્સલા મોડક, અને મીસ સેવતીબાઇ વીષપુટે એ ચાર બ્હેનો પસાર થયાં છે.

**સમાજ સેવક શિક્ષણ વર્ગની** પરીક્ષામાં મીસ એલ. ચાકો; મીસ એમ. પવાર; મીસીસ જે. બી. અદુર, મીસ નાતપરી અને મીસીસ એલીશા, પસાર થયાં છે.

**સ્ત્રીઓને વારસામાં હક્ક:** અખિલ ભારત મહિલા પરિષદ્‌ની વડોદરા શાખાની સભાના પ્રમુખપદેથી શ્રીમતી અરૂણાદેવીએ હિંદી સ્ત્રીઓના હક્ક અને જવાબદારીઓ વિષે વિદ્વત્તાભર્યું ભાષણ આપતાં વડોદરા રાજ્યના બાળલગ્ન નિષેધક કાયદાને શારદા કાયદાની સપાટી ઉપર આણી મૂકવાની સૂચના કરી હતી. સભાએ છોકરા છોકરી માટે લગ્ન વય ૨૦ અને ૧૮ રાખવાની સૂચના

કરનારો; વયમાં મોટી તફાવત હોય એવાં લગ્ન, નાપસંદગી દર્શાવનારો તથા અખિલ ભારત મહિલા પરિષદ્ માટે પ્રતિનિધિઓની નીમણુંક કરતા ઠરાવ કર્યા હતા.

**પુનર્લગ્નઃ** 'બાલમિત્ર' માસિકના તંત્રી શ્રી ચંદ્રશંકર મણિશંકર ભટ્ટે અમદાવાદની મ્યુનિસિપલ સ્કુલના સીનીયર શિક્ષિકા શ્રી. રૂકિમણી સાથે નવેમ્બરની આખરે પુનર્લગ્ન કર્યું છે. શ્રી. ચંદ્રશંકર ૨૬ વર્ષના રાયકવાલ બ્રાહ્મણ છે જ્યારે શ્રી. રૂકિમણી ૨૨ વર્ષના વડાદરા બ્રાહ્મણ છે. તેઓ ૧૩ મે વર્ષે બાળવિધવા થયાં હતાં.

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયઃ** હિન્દનાંજ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય સ્ત્રીજગતમાં જાણીતાં થયેલાં શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય, અમદાવાદમાં ગયા માસમાં ભરાયલી મુંબાઈ ઈલાકા યુવક પરિષદ્ના, ચુંટાયલા પ્રમુખ શ્રી. સુભાષચંદ્ર બોઝ ન આવી શકવાથી, પ્રમુખ ચુંટાયાં હતાં. તેમણે પોતાનાં ભાષણમાં યુવકોને પ્રેરણાત્મક સંદેશ આપ્યો હતો. એમણે જણાવ્યું હતું કે આપણે આપણાં ગળાં ઉપર છરી ન ચાલે ત્યાં સુધી શહીદ થવા સુધી તૈયાર થઇએ છીએ. પરંતુ જ્યારે આપણાં ગળાં ઉપર છરી ફરવાનો વખત આવે છે ત્યારે આપણે ખામોશ પકડી જઇએ છીએ. તમારે તો કોઈ પણ ભોગે સવિનય ભંગ ચાલુ કરી સંપૂર્ણ સ્વતંત્રતા જાહેર કરી સ્વતંત્રતા સ્થાપવી જોઇએ.

## બાળક-અંક

માર્ચ ૧૯૩૦ નો અંક બાળક-અંક થશે. એ અંકના ખાસ તંત્રીઓઃ

શ્રી તારાબ્હેન મોડક } તંત્રીઓ,
રા. ગિજુભાઇ } "શિક્ષણપત્રિકા"
રા. ચન્દ્રશંકર મ. ભટ્ટ, તંત્રી, "બાલમિત્ર"

આ અંક માટેની લેખ સામગ્રી તંત્રીઓને નીચેને સરનામે તા. ૧૫મી જાન્યુઆરી સુધીમાં મોકલી આપવીઃ

**શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર, ભાવનગર.**

**વિધવાઓ અને દેશ સેવાઃ** અમદાવાદના ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યુટમાં શ્રી. બિપિનચંદ્ર પાલનાં પુત્રી શ્રીમતી શોભનાદેવીએ નવેમ્બરની આખરે એક ભાષણ આપ્યું હતુંઃ સ્ત્રી શિક્ષણ ઉપર ભાર મૂકી તેમણે તેની ઉપયોગિતા સિદ્ધ કરી હતી. તે બાદ વિધવા વિવાહના વિવાદગ્રસ્ત વિષયને છણતાં તેમણે જણાવ્યું હતું કે સધવાઓના વિવાહ જેટલો એ પ્રચલિત નથી. સ્ત્રીઓ બી. એ. એમ એ. થાય તેથી કાંઇ સંગીન કાર્ય સાધી શકાતું નથી. યોગ્ય શિક્ષણ જ સાચી ઉન્નતિ સાધી શકે. બધી વિધવાઓને ઉચ્ચ સંસ્કારી શિક્ષણ મળી શકતું નથી. પ્રાથમિક શિક્ષણ સ્ત્રીઓના હાથે જ સારી સફળતા પામી શકે. વિધવાઓ પોતાના હાથમાં પાલક બાલિકાઓની કેળવણી ઉપાડી લીએ તો તેઓનાં નિરસ જીવન પણ સાર્થક બને. નર્સીંગ-સારવારનું કામ પણ તેઓ કરી શકે. વિધવાઓ ઘણી રીતે દેશની ઉત્તમ સેવા બજાવી શકે. દેશભક્તિ, દેશસેવા વગેરે ઉત્કૃષ્ટ આદર્શોનું સુશિક્ષણ વિધવાઓ નાનપણથી જ બાલકોને આપી શકે.

**સ્વ. અમૃતલાલ દાણીઃ** સ્ત્રી કેળવણીના ભેખધારી શ્રી અમૃતલાલ દાણીનાં અવસાનથી ભાવનગર, તેમજ મહાગુજરાતમાં શોકનું વાતાવરણ છવાયું છે. ભાવનગરમાં, એમનાં અવસાન માટે શોક પ્રદર્શન કરવા બે સભાઓ મળી હતી. એક શામળદાસ કોલેજના કોલેજીયનોની પ્રો. શાહાણીનાં પ્રમુખપદે અને બીજી મહિલા વિદ્યાલયમાં શ્રી. ગુલાબરાય વકીલનાં પ્રમુખપદે. બન્ને સ્થાને સમયોચિત ભાષણો અને ઠરાવો થયા હતા. લીંબડીમાં પણ સભા મળી હતી. અમદાવાદનાં શારદામંદિરે તેમજ સુરત મહિલા વિદ્યાલયે શોકદિન પાળ્યો હતો. ડૉ. સુમન્ત, સૌ. શારદાબ્હેન વગેરે તરફથી આશ્વાસન પત્રો આવ્યા હતા. સુરતની સ્વ. દાણી ભાઇની શિષ્યાઓએ ગુરૂને અંજલિ આપી તેમનું સ્મારક રાખવાને સભની વ્યવસ્થા કરી છે શ્રી. અમૃતલાલ ઠક્કર; શ્રી. અમૃતલાલ શેઠ, શ્રી. સવિતા ત્રિવેદી, વગેરે તરફથી સ્વ. દાણીનાં સ્મારક સંબંધી યોજના થઈ છે જે અન્યત્ર છપાઈ છે. સ્ત્રી

કેળવણીના રસિયા સ્વ. હાણીનાં સ્મારકમાં પોતાનો ફાળો મોકલી આપે એટલીજ ઇચ્છા.

**સ્ત્રીપુસ્તકાલયઃ** અમરેલીમાં કારતક પુર્ણિમાએ પુસ્તકાલય પર્વણી ઉજવાઇ હતી, બાલોપયોગી પુસ્તકોનું પ્રદર્શન ભરાયું હતું. શ્રીમતી ભાટેનાં પ્રમુખપદે થયેલી સ્ત્રીઓની સભામાં સ્ત્રીઓ માટે અલગ સ્ત્રી પુસ્તકાલય ઉભું કરવા ઠર્યું હતું.

**પ્રેતભોજન સામે ઝુંબેશઃ** (૧) કરાંચીમાં ધંધાર્થે વસતા ભાઇ પ્રેમચંદ લાખાણી નવેમ્બરમાં અવસાન પામેલા. તેમની પાછળ લોહીના લાડુ થવાના છે એ ત્યાંના જૈન યુવક સંઘની જાણમાં આવતાં એ સામે ઝુંબેશ ઉપાડવામાં આવી. સ્વ. લાખાણીના કુટુમ્બને સમજાવવામાં આવ્યું પણ પાછળથી વિચાર ફરી ગયો. એટલે યુવકોએ જમવા જનારાઓને શાન્ત રીતે સમજાવી જમવા જતા અટકાવવાનો નિર્ણય કર્યો. પ્રેતભોજનને દિવસે સ્વ. લાખાણીના મકાન આગળ યુવકોએ પહેરો ભરવા માંડયો. રૂઢી ભક્તોએ આ સામે કોપિત થઇ પોલીસ બોલાવી યુવકોને માર મરાવ્યો આ બધું અપમાન, ધમકી અને માર સહન કરીને પણ યુવકોએ પોતાની ઝુંબેશ શાન્તિથી ચલાવી. પ્રેતભોજન જમવા જનારામાંથી ઘણાએ જમવાનું માંડી વાળ્યું હતું (૨) રાજકોટમાં એક વણીક યુવકનાં અવસાન નિમિત્ત થતાં પ્રેતભોજન સામે જૈન યુવક સંઘે ઝુંબેશ ઉપાડી હતી.

**નાયગામમાં શિશુ પ્રદર્શનમાં** ઉત્તમ ઠરેલાં બાળકોને લેડી સાઇકસે ઇનામો વહેંચ્યાં હતાં છ માસથી માંડીને ૨૪ માસ સુધીનાં ૧૬ બાળકોને ઇનામો અપાયાં હતાં.



મીસ શાન્તા સુખથનકર.

ઇંદોરના કેળવણી અધિકારી ડૉ. વાસુદેવ સુખથનકરના આ વિદુષી પુત્રી આગ્રા યુનીવરસીટીની બી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ઉંચે નંબરે આવ્યાં છે અને અંગ્રેજીના વિષયમાં પ્રથમ આવવા માટે જોન્સ મેમોરીઅલ મેડલ જીતી ગયાં છે.

**બાળલગ્ન કરવાની મંજુરી !:** ૧૨ વર્ષના એક સગીર પણ ધનિક છોકરાને ૧૧ વર્ષની છોકરી સાથે લગ્ન કરવાની પૂર્વ ગોદાવરીના જીલ્લા જડજે મંજુરી આપી હતી. તે એ કારણે કે એપ્રિલથી બાળલગ્ન પ્રતિબંધક કાયદો શરૂ થાય છે એટલે છોકરાને તે પછી પરણતાં ઘણાં વર્ષો થોભવું પડશે તેથી સગીર ધનિક હોઈ કુમાર્ગે ચાલ્યો જવાનો સંભવ રહે છે. આ મંજુરી સામે વડી અદાલતમાં અપીલ થતાં તે સ્વીકારાઇ હતી અને જીલ્લા જડજની મંજુરીમાં ન્યાયની સમતોલતાનો અભાવ હોવાનું જણાવી સખ્ત ટીકા કરી હતી.

**શિક્ષકો બનોઃ** મેરઠાણા ખાતે કોન્વેન્ટ ગર્લ્સ સ્કુલના એક હોલનો પાયો નાંખતાં લેડી ઇરવીને સ્ત્રી કેળવણી માટે થતા પ્રયાસોનું અવલોકન કરી વિદ્યાર્થીનીઓને શિક્ષિકાનો ધંધો લેવાની શિખામણ આપી હતી.

**બહાદુર બાળકઃ** વિજેગાપટ્ટમના વાંસનાં જંગલમાં એક ડોસી કુમળા વાંસ વીણતી હતી. ત્યાં વાઘે તેના પર ત્રાપ મારી હતી. ડોસીના ૮ વર્ષના છોકરાની નજર પડતાં તેણે વાઘને પત્થર મારી નસાડી મૂકયો. આમ છતાં ડોસી ઘેર આવ્યા બાદ ઘણું ઓછું જીવી શકી. છોકરાને ઈનામ અપાયું છે. અને સરકારી નોકરી માટે તેને કેળવણી આપવાની અપીલ થઇ છે.

**પુરૂષમાંથી સ્ત્રીઃ** પુનાના ડેપ્યુટી તહસીલદાર મુસાફરી કરતા હતા ત્યાં સ્ત્રી જેવો દેખાતો પુરૂષ તેમને મળ્યો હતો. તેણે જણાવ્યા પ્રમાણે ૨૫ વર્ષની વય પછી તેના પુરૂષ તરીકેના અંગ શરીરમાં શમી ગયાં અને ધીમે ધીમે સ્ત્રીઓમાં

ફેલાઈ ગયાં. હવે તેને પુરૂષો સાથે વાત કરતાં પણ શરમ લાગે છે એટલે તે સ્ત્રીઓ સાથે જ રહે છે.

**વિદ્યાર્થીનીઓની હડતાળ:** મદ્રાસ મેડીકલ કોલેજની બાલાજી બાગ હોસ્ટેલની ૪૦ હિંદી વિદ્યાર્થીનીઓએ સારો ખોરાક ન આપવા સામે તેમજ રહેવા જમવાના દર વધારવા સામે વિરોધ દર્શાવી ગયા માસમાં હડતાળ પાડી હતી

**છૂટાછેડાનો કાયદો:** મદ્રાસની સ્ત્રીઓની સંસાર સુધારા પરિષદે પુરૂષો અને સ્ત્રીઓ માટે કાયદાપૂર્વક છૂટા પડવાના એકસરખા હક્કો અને છૂટાછેડાનો એક સરખો કાયદો મેળવવાની માંગણી કરતો ઠરાવ કર્યો છે. મંગલમનાં બાનુ જમીનદાર મીસીસ સુબ્બારાયને આ ઠરાવને હિન્દી સ્ત્રીઓના લાભને નુકસાનકર્તા જણાવ્યો છે.

**અનુકરણીય દૃષ્ટાંત:** તુમસરનાં ૭૦ વર્ષનાં વૃદ્ધા જાનકીદેવીએ પોતાનાં શંકર અને મહાવીરનાં મંદિરો સર્વ જાતિના હિન્દુઓ માટે ખુલ્લાં મૂક્યાં છે. અસ્પૃશ્યોએ મંદિરમાં જઈ દર્શન કર્યાં હતાં.

**શ્રીમતી રાજબાલાદેવી:** બીહાર અને ઓરીસાના માનભુમ જીલ્લાનાં રામચંદ્રપુર ગામમાં શ્રીમતી રાજબાલાદેવી 'તરણ શકિત' નામનું પત્ર સંપાદન કરી રહ્યાં છે. કેટલાક માસ ઉપર આશ્રમના સ્થાપક રાજકીય ગુન્હાસર સજા પામ્યા. એટલે તેણે આશ્રમ શ્રી. રાજબાલા દેવીને સોંપ્યો. તે સમયથી શ્રીમતી રાજબાલા ગામડાની છોકરીઓની રાત્રિશાળા ચલાવે છે; 'તરણ શકિત' પત્ર સંપાદન કરે છે. અને આશ્રમનો બધીયે વ્યવસ્થા કરે છે. ગામડાની બ્હીકણ પ્રજા તેમનાં કામમાં અનેક મુશ્કેલીઓ ઉભી કરે છે. આર્થિક મુશ્કેલી પણ ઘણી નડે છે. એક ઉદાર ગૃહસ્થે પત્રનો બધોયે ખર્ચ આપવાનું કબુલ કર્યાથી પત્ર નીભી રહ્યું છે. બીજો બધોય ખર્ચ શ્રીમતી રાજબાલા શિક્ષણ અને રેંટીયાથી મેળવે છે. તેમની હિંમત અને સેવાભાવના આત્મભોગનો અપૂર્વ પૂરાવો છે.



મિસિસ શફી તૈયબજી
મુંબાઈમાં તા. ૨૯મી નવેમ્બરે મળેલી મહિલા સંગીત પરિષદનાં પ્રમુખ.

**છૂટાછેડાની માંગણી:** અખિલ ભારત મહિલા પરિષદ્દની બનારસ શાખાની સભાએ રાય સાહેબ શારદા અને સંમતિવય સમિતિના સભ્યોને અભિનંદન આપતો, શારદા કાયદાને અનુમોદન આપતો અને તે સામેની બધીયે પ્રવૃત્તિનો વિરોધ કરતા ઠરાવ કર્યો છે. હિંદુ સ્ત્રીઓને વારસામાં સરખા હક્ક મળે અને ક્રુરતા, ત્યાગ, અનીતિ અને એવા બીજા પ્રસંગોએ હિન્દુ સ્ત્રીઓ છૂટાછેડા કરી શકે એવી મતલબનો ખરડો વડીધારા સભામાં લાવવાની સભ્યોને વિનંતિ કરી હતી.

**શ્રી ઉર્મિલા સિંહ:** કામીલા (બંગાળ) ના સ્વ. ગુરદયાળ સિંહે ત્રીસ વર્ષ પહેલાં 'ત્રિપુરા હિતૈષી' નામનું અઠવાડીક પત્ર અને સિંહ પ્રેસ કાઢયો હતો. શ્રી. સિંહ અને તેમના પુત્રના અવસાન બાદ સ્વ. સિંહનાં પુત્રવધુ શ્રી. ઉર્મિલા સિંહ આજેયે એ પત્ર અને પ્રેસ ચલાવી રહ્યાં છે. બંગાળમાં પત્રકારિત્વના ક્ષેત્રમાં થોડાં બહેનોમાં શ્રી. ઉર્મિલા સિંહ એક છે.

**કુમારી સુપ્રભા રાય:** મયમનસિંહની વિદ્યામયી કન્યાશાળામાંથી મેટ્રીકની પરીક્ષા પસ ર કરી, કલકત્તાની ડાયોસેસન કોલેજમાંથી બી. એ અને બી. ટી. થયાં છે. કેળવણી શાસ્ત્રનો અભ્યાસ કરવા સરકારી શિષ્યવૃત્તિ મેળવી તેઓ ઇગ્લાંડ ગયાં હતાં અને લંડન યુનિવર્સીટીની કેળવણીની ડીપ્લોમા મેળવી તેઓ હિન્દ પાછાં ફર્યાં છે.

સ્ટવ-સગડીનો ભોગ: (૧) સુરજબાઈ

નામની ૧૭ વર્ષની પત્ની મુંબાઈમાં ગયા માસમાં સળગતા પ્રાયમસ સ્ટવની આજુબાજુ જમીન સાફ કરતાં સાડી અચાનક સળગી જવાથી મરણ પામી જુરીએ ગુજરાતી સ્ત્રીઓને પ્રાયમસ વાપરતાં શીખવા જણાવ્યું હતું. (૨) કલકત્તા કોલેજનાં પ્રો. બેનરજીનાં ૨૮ વર્ષનાં પત્ની શ્રી. જયોતીર્મયીદેવી તેમનું તરતનું જન્મેલું બાળક અને દાયણ કલકત્તાથી નવ માઈલ દૂર ખરડામાં કારબોનીક એસીડ ગેસના ઝેરથી મરણ પામ્યાં છે. જણાયું છે તે પ્રમાણે સુવાવડવાળા ઓરડામાં સગડીમાં કોલસા બળતા રાખવામાં આવ્યા હતા અને બધાં બારી બારણા બંધ હતાં.

**શારદા બાળલગ્ન પ્રતિબંધ કાયદોઃ** સમસ્ત હિન્દનાં શિક્ષિત ભાઇ બહેનો આ કાયદાને આવકાર આપી રહ્યાં છે. કલકતાનાં ગુજરાતી સ્ત્રીમંડળની નવેમ્બરમાં મળેલી સભાએ એ કાયદાને આવકાર આપતો અને રાયસાહેબ હરવિલાસ શારદાને અભિનંદન આપતો ઠરાવ કર્યો છે. તે ઉપરાંત છોકરા છોકરીની લગ્નવય ૨૦ અને ૧૬ વર્ષની રાખવામાં આવી હોય તો બહુ લાભકારક થાત એવો મત દર્શાવ્યો છે. આથી ઉલટું કેમ જાણે બાળલગ્ન કરવામાંજ સનાતન ધર્મ સમાયલો હોય તેમ ધર્માંધ સનાતનીઓએ એ કાયદાની વિરુદ્ધ બળાપા કરવા માંડયા છે. મદ્રાસ અને લાહોરની પંડિત સભાઓએ એનો વિરોધ કરતા ઠરાવો કર્યાં છે અને કેટલેક સ્થળે તો એ કાયદાનો ભંગ કરવાની ધમકી પણ અપાઇ છે. શારદા કાયદા સામે વિરોધ દર્શાવવા માટેજ ખાસ મદ્રાસમાં નવેમ્બરની તા. ૩૦ અને ડીસેમ્બરની ૧-૨-૩ ને રોજ અખિલ ભારત સનાતન પરિષદ્ ભરાઇ હતી. અને તેમાં એ કાયદાનો નિષેધ કરનારા ઠરાવો અને ભાષણો થયા હતા. શારદા કાયદાના કટ્ટર વિરોધી મદ્રાસના શ્રી. એમ. કે. આચાર્યં તો શારદા કાયદામાં ચોક્કસ ફેરફારો કરાવનારૂં બીલ વડી ધારાસભાની આગામી બેઠકમાં લાવનાર છે. શારદા કાયદો એપ્રીલથી ચાલુ થતો હોઇ સુરત, ભરૂચ, અમદાવાદ વગેરે સ્થળે અનેક બાલલગ્નો રૂઢીબંધનને લીધે થયાં છે; થાય છે. ધર્માંધ સનાતનીઓ સાથે ઝનુની મૌલવીઓની ભંભેરણીથી મુસલમાનોનો કેટલોક ભાગ પણ એ કાયદા સામે ઉલટયો છે. મુસ્લીમોને આ કાયદો લાગુ ન પડે એવી તેઓની માંગણી છે. પોતાના મતના સમર્થનમાં તા. ૨૯ ની નવેમ્બરે મુસ્લીમોએ સર્વત્ર હડતાલ પાડી હતી. આ સાથે સૈયદ રેઝાઅલી જેવા મુસ્લીમો જણાવે છે કે આમાં કાંઇ ધર્મનો સવાલ ઉભો થતો નથી. સૈયદ રેઝાઅલીએ મુસ્લીમોની ચળવળ વખોડી કાઢી હતી. દિલ્હીના કેટલાક મુસ્લીમોએ તો શારદા કાયદાની તરફેણમાં એક સંઘની સ્થાપના કરી છે.



મિસિસ લક્ષ્મીપતિ

બેઝવાડામાં મળેલી આંધ્ર સ્ત્રીકેળવણી પરિષદનાં પ્રમુખ.

**પ્રગતિને પંથે મહિલાઓ** ( ૧ ) મદ્રાસ પોર્ટ ટ્રસ્ટના કાર્યકર મી. જેમ્સ ચાન્સની પુત્રી મીસ ફિલિસ ચાન્સ વિલાયતની રૅાયલ એકેડેમી ઓફ મ્યુઝીકની પરીક્ષામાં પાસ થયાં છે. (૨) શ્રીમતી એ. જી. સરસ્વતી નામભૂષણમ કૃષ્ણા જીલ્લા ( મદ્રાસ ) ની જીલ્લા કેળવણી સભાનાં સભ્ય નીમાયાં છે. ( ૩ ) શ્રીમતી શંકર પિલ્લે ત્રાવણકોર મહિલા મન્દિરમ્ એસોસીએશનનાં પ્રમુખ નીમાયાં છે. (૪) શ્રીમતી રાજનાયગમ એલ એમ. પી. એ-રોડ ( મદ્રાસમાં ) પહેલા વર્ગના ઓન. મેજીસ્ટ્રેટ નીમાયાં છે. (૫) શ્રીમતી એમ. શિવવાચ્યવલ્લી હિન્દુ બી. એ. થનાર પહેલાં સીલોન નિવાસી મહિલા છે. (૬) શ્રીમતી કે. પાર્વતી અમ્મલ મદ્રાસ યુનિવર્સીટીની બી. એ. પરીક્ષામાં રસાયન શાસ્ત્રમાં પ્રથમ વર્ગમાં પસાર થયાં છે. અંગ્રેજી સાહિત્યમાં વિશેષ યોગ્યતા હોવા માટે બે સુવર્ણ પદક પણ તેમને મળ્યા છે. (૭) શ્રીમતી કે. નાગરત્નમ કલ-

યુનિવર્સીટીની બી. એસસી. પરીક્ષામાં શ્રેણીમાં પસાર થયાં છે. તેઓ હાલ એજ વર્સીટીમાં લેકચરર તરીકે કામ કરે છે. (૮) લોનના જડજ મી. જોશુઆનાં પુત્રી મીસ એલી એમ. એ. ઉચ્ચ શિક્ષણ માટે વિલાયત ગયાં છે. (૯) શ્રીમની યૂ. અભ્યમ્બલ મૈસુરની મહિલા વિદ્યાપીઠના અર્થશાસ્ત્રનાં અધ્યાપિકા છે. મૈસુર સરકારે તેમને ઉચ્ચ શિક્ષણ માટે ઇગ્લાંડ મોકલ્યાં છે. (૧૦) મૈનપુરીના શ્રી. લક્ષ્મીપતિ ચતુર્વેદીનાં ૧૨ વર્ષનાં પુત્રી કુમારી પદ્માદેવી મિશ્ર સંસ્કૃતની પ્રથમા પરીક્ષામાં પાસ થયાં છે.

**વૃદ્ધ લગ્ન સામે ઝુંબેશ:** (૧) મુંબાઇના શ્રી કચ્છી વિશા ઓશવાળ યુવક સંઘના મંત્રીઓ શ્રી. વીરજી લાધાભાઇ અને કાકુભાઈ હીરજીએ કચ્છમાં જૈન સુધારક પક્ષના સક્રીય સહકારથી નવેમ્બરની તા. ૧૯ થી ૨૬ સુધીનાં સપ્તાહમાં વૃદ્ધ લગ્નો સામે ઝુંબેશ ઉપાડી ૭ વૃદ્ધ સગપણો અટકાવી લગ્નો રદ કરાવ્યાં છે અને એ રીતે ૭ ગરીબ બાલાઓને બચાવી લીધી છે. ( ૨ ) પાટણના ઝવેરી નટવરલાલ વિદ્યાશંકર (વય ૪૫) ૧૧ વર્ષની એક કન્યા સાથે પરણનાર હતા. પરંતુ ઔદિચ્ય યુવક સંઘે તેમની મુરાદ પાર પડવા દીધી નથી. ઝવેરીએ બીજી બાલાને સપડાવવા પ્રયત્ન કર્યો પરંતુ ત્યાંય યુવકો આડા આવ્યા ! (૩) મેતાના એક અગ્રગણ્ય પાટીદાર પોતાના ૪૫–૫૦ વર્ષના પુત્રને ૧૩ વર્ષની બાળા સાથે પરણાવવા તૈયાર થયા છે. વરરાજાનાં એક પત્ની હયાત છે. (૪) વડોદરા રાજ્ય ધારાસભામાં વૃદ્ધ-લગ્ન પ્રતિબંધક બીલ રજુ થયું છે. એ બીલ પ્રમાણે ૫૦ કે તેથી વધુ વર્ષના પુરૂષ અને ૧૮ વર્ષથી ઓછી વયની સ્ત્રીનાં લગ્ન વૃદ્ધ લગ્ન ગણાશે. એવાં લગ્ન કરનાર વરને તથા કરાવનાર વધુના માબાપ અગર વાલીને ૭ માસ સુધીની આસાન કેદની અગર રૂા. ૫૦૦ સુધીના દંડની શિક્ષા થશે. (૫) વેડછાના ૫૫ વર્ષના શ્રી. પ્રાગજી ફકીરભાઇને ૬ વર્ષની છોકરી સાથે લગ્ન કરતા અટકાવવાનું ઇંજંકશન સુરતના જીલ્લા જડજે આપ્યું હતું.



મિસિસ શ્રીવાસ્તવ
સંયુક્ત પ્રાંતો માટે કામદાર કમીશનનાં સહાયક સભાસદ.

**પ્રકીર્ણ:** (૧) જામનગરમાં બાલલગ્ન પ્રતિબંધક કાયદો કરવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. (૨) મહાત્મા ગાંધીજીના ભત્રિજાનાં પુત્રી ઉમાકોરી ( વય ૧૮ )નું લગ્ન મેવાડના શંકરલાલ અગ્રવાલ સાથે થયું છે. (૩) પુણીના અનાવિલોએ રડવા કુટવાના રિવાજ અને પ્રેતભોજન બંધ કરવાના, જનોઇમાં કંકો ને સુપડાનો ખર્ચ કાઢી નાખવા અને એક પત્ની પર બીજી પત્ની ન કરવાના ઠરાવ કર્યાં છે. (૪) સુરતની રાણા (ગોલા) જ્ઞાતિએ લગ્ન પ્રસંગે ચમન પાણી કરવાનો પ્રતિબંધ કર્યો છે. (૫) સુરતમાં બાલમંદિર સ્થપાયું છે. (૬) બાલકો માટેની બાઈ જરબાઈ વાડીઆ હરિપતાલ ના. ગવર્નરે ગયા માસમાં ખુલ્લી મૂકી. (૭) ૧૦ વર્ષની બાલપત્ની ઉપર બળાત્કાર ગુજારવા માટે નિઝામુદ્દીન અબ્દુલકરીમ નામના પતિદેવ સામે કોર્ટમાં કામ ચાલે છે. (૮) અનાવિલ જ્ઞાતિના કછોલીના રહેવાસી દેસાઇ ડાહ્યાભાઈ પરસોત્તમના નાનાભાઇ કાશીદાસનું લગ્ન મંદિર ગામના દેસાઇ લલ્લુભાઇનાં પુત્રી પાર્વતી જોડે કાંઇ પણ જાતના વ્યવહારિક રીતભાત કે ખર્ચ વિના સાદાઈથી થયું. (૯) મુનશીગંજના કાલી મંદિર સત્યાગ્રહમાં સ્ત્રીઓએ પણ ભાગ લીધો છે. ડૉ. દાસનાં પત્નીની આગેવાની હેઠળ ૫૦૦ નામશુદ્ર સ્ત્રીઓએ પુષ્પ

માળા અને મીઠાઈ લઇ મંદિરે ગઈ હતી. પરંતુ દરવાજા ખોલવામાં આવ્યા નહતા. (૧૦) અલાહાબાદમાં મીસીસ મોતીલાલ નેહરૂએ સ્વદેશી બજાર ખુલ્લું મૂકતાં સ્વદેશી માલ વાપરવાની હિમાયત કરી હતી (૧૧) અમદાવાદમાં સેનેટરી એસોસીએશન તરફથી ગયા માસમાં બાલરક્ષા સપ્તાહ ઉજવાયું હતું (૧૨) શ્રી. આર. ડી. બીરલાએ પોતાનાં પુત્રનાં લગ્ન પ્રસંગે રૂ. દોઢ લાખની સખાવત કરી છે. (૧૩) અફઘાનીસ્તાનમાં પડદો કાયમ રહેશે. (૧૪) રાજકુમારી મેરી કમલા રાજે સિંધિયાએ ગ્વાલીયર પાસે શયપુરા ખાતે ૧૦ ફીટ ૪ ઇંચ લાંબા વાઘનો શિકાર કર્યો છે રાજકુમારીએ આ પાંચમો વાઘ માર્યો છે.

### થ્રુ૨૫.

**હિન્દનાં સામાજીક અનિષ્ટો:** લંડનની ઇસ્ટ ઇન્ડિઆ એસોસીએશન સમક્ષ ગયા માસમાં ભાષણ આપતાં મીસીસ અંડરહીલે જણાવ્યું કે આપણી સ્વતંત્રતા અને આપણાં જીવનની બધીયે મૂલ્યવાન ચીજો પૂર્વને આભારી છે. તેથી આપણે પૂર્વના દેશોની પ્રજાની સેવા કરવી ઘટે છે. હિન્દમાં પડદાની પ્રથા નાબુદ કરવા માટે ઉત્તર હિન્દ હજી તૈયાર નથી. તે માટે કેળવણીનો બહોળો પ્રચાર આવશ્યક છે. લગ્નવય હાલમાં જ વધારવામાં આવી છે તે આવકારદાયક છે. હિન્દમાં સામાજીક કાર્ય માટે વિશાળ ક્ષેત્ર પડેલું છે. પરંતુ તાલીમ પામેલા હિન્દુ કાર્યવાહકોની ખોટ છે. એ ખોટ પૂરી પાડવા આપણે શરૂઆત કરવી જોઇએ.

**વિધવાઓને પેન્શન:** આમની સભાએ વૃદ્ધ વિધવાઓને પેન્શન આપવાનો ખરડો પસાર કર્યો છે. વિધવાઓને આસરે પૌંડ ૨૫ મળશે. સરકારને ૮૦ લાખ પૌંડનો વાર્ષિક ખર્ચ થશે.

**એકી વખતે ૪ બાળક:** જરમીસ્ટનમાં હવેલીના નામની સ્ત્રીએ એકી વખતે બે પુત્ર અને બે પુત્રીઓનો જન્મ આપ્યો છે. આ સ્ત્રીએ આગળ ઉપર પણ બે બાળક જન્મેલાં છે.

**મોટરમાં દુનિયાનો પ્રવાસ:** મીસીસ આલોહા વન્ડરવેલ નામની એક મહિલા પોતે ૧૬ વર્ષની હતી ત્યારે ૧૯૨૨ માં પોતાના પતિ કેપ્ટન વોલ્ટર વન્ડરવેલ સાથે મોટરમાં દુનીઆના પ્રવાસે નીકળી હતી. હિન્દ અને બીજા ૪૩ પ્રદેશો ફરી તે ઇંગ્લાંડ પહોંચી છે. ૭ વર્ષ દરમ્યાન તેણે ૬૦૦૦૦ માઇલની મુસાફરી કરી છે.

**સીગારેટ પીવાની હરિફાઇ:** જર્મનીમાં ફ્રાંકફોર્ટ ખાતે સીગારેટ પીવાની જાહેર હરિફાઈ થઇ હતી. તેમાં ત્રણ સ્ત્રીઓએ ભાગ લીધો હતો. ત્રણ સ્ત્રીઓ પૈકી એક જીવ ગભરાઇ જવાથી અધવચ ચાલી ગઇ હતી. બાકીની બેમાંથી એકે ૭૮ મીનીટ અને બીજીએ ૮૦ મીનીટ સુધી ધુમાડા કાઢયા હતા. પહેલા નંબરનું ઇનામ બે કલાક સુધી ધુમાડા કહાડનાર એક મરદ જીતી ગયો છે!

**વીએના યુનિવર્સીટીની બે અધ્યાપિકા:** છેલ્લા મહાયુદ્ધ પહેલાં ઓસ્ટ્રીયન એસોસીએશન ઓફ યુનિવર્સીટી વીમેનનાં પ્રમુખ ડૉ. એલીસ રીસ્ટર વીએના યુનિવર્સીટીનાં પહેલાં અધ્યાપિકા હતાં. બાલમનોદશાની માનસશાસ્ત્રીય શોધખોળ માટે જાણીતાં થયેલાં ડૉ. શાર્લોટ બુહલર હવે વીએના યુનિવર્સીટીનાં બીજાં અધ્યાપિકા બન્યાં છે. ડૉ. બુહલર હાલમાં યુનાઇટેડ સ્ટેટસમાં વ્યાખ્યાનો આપી રહ્યાં છે.

**માતૃપદનું શિક્ષણ:** વીએનામાં યુવતીઓ અને નવવધુઓને માતૃપદનું શિક્ષણ આપવા માટે વીએનામાં કેટલાક માસ થયાં શાળા સ્થપાઈ છે. આ શાળા ફત્તેહમંદ ચાલી રહી છે.

---

(પાને ૩૭૨ થી ચાલુ.)

માંડયો છે. સદભાગ્યે જાણીતા મુસ્લીમ અને હિંદુ આગેવાનોએ એ વિરોધને નિષ્ફળ કરવાના પ્રયત્નો શરૂ કરી દીધા છે. એ પ્રયત્નોમાં સ્ત્રીપરિષદ અને સ્ત્રી સંસ્થાઓ યોગ્ય સહકાર અને બળ અર્પે એ અત્યંત જરૂરનું છે. કાયદો પસાર કરાવવા માટે જેમ લાખો સહીઓ સાથે અરજી મોકલાઇ હતી તેમ એ કાયદો કાયમ કરવા માટે અને વિરોધીઓનાં હાથ હેઠા પાડવા માટે પ્રયત્નો કરવાની જરૂર છે. સાથે સાથે એ કાયદાનો ભંગ કરનારને યોગ્ય સજા કરાવવા માટે વેળાસર વ્યવસ્થા કરવાની જરૂર છે. આશા છે કે પરિષદ અને સંસ્થાઓ પોતાની એ પવિત્ર ફરજ નહિ ચૂકે.




**અખિલ હિંદ સ્ત્રીપરિષદ**

અખિલ હિંદ સ્ત્રીપરિષદની ચોથી બેઠક ચાલુ માસની આખરમાં મુંબાઇમાં સૌ. સરોજિની નાયડુના પ્રમુખપદે મળશે. એ પરિષદના બંધારણ મુજબ પરિષદ માટે પ્રતિનીધિઓ ચુંટવા તેમજ પોતપોતાના પ્રાંતનું દષ્ટિબિંદુ રજુ કરવા હિંદમાં જુદે જુદે સ્થળે પ્રાંતિક પરિષદો ડીસેમ્બર માસમાં મળી હતી. ગુજરાત માટેની પ્રાંતિક પરિષદ અમદાવાદમાં સૌ. ઇંદુમતી દિવાનના પ્રમુખપદે તા. ૮ મી ડીસેમ્બરે મળી હતી. પરિષદના પ્રમુખ તરીકે એ વિદુષી બ્હેને આપેલું ભાષણ તેમજ એ પરિષદે પસાર કરેલા ઠરાવો અમે આ અંકમાં પૃષ્ઠ ૩૨૯ થી ૩૩૧ ઉપર આપીએ છીએ. સૌ. બ્હેન ઇંદુમતીનું ભાષણ ગુજરાતમાં સ્ત્રીકેળવણી તેમજ સ્ત્રીઓની સામાજીક અને આર્થિક સ્થિતિ કેવી શોચનીય દશામાં છે, તે સ્પષ્ટ અને સચોટ રીતે બતાવે છે. એ આખુંય ભાષણ ધ્યાનપૂર્વક વાંચી જવાની અમે અમારા વાચકોને ખાસ ભલામણ કરીએ છીએ. ભાષણના છેવટના ભાગમાં એ બ્હેને સ્ત્રીઉન્નતિ માટેના કામકાજની જે રૂપરેખા આપી છે તે આપણા પ્રાંતની આગેવાન બ્હેનોને અત્યંત માર્ગદર્શક થઇ પડશે. એ પરિષદે પસાર કરેલા ઠરાવોમાં બાળલગ્ન સબંધી ઠરાવ કુદરતી રીતે અગ્રસ્થાન લે છે.

**બાળલગ્ન ઉપર અંકુશ મુકનારો શારદા કાયદો**

બાળલગ્ન ઉપર અંકુશ મુકનારો કાયદો સફળતા પૂર્વક ધારાસભામાં પસાર કરાવવા માટે રાવસાહેબ હરવિલાસ શારદાને અભિનંદન આપતાં એ કાયદા વિષે જનસમાજમાં માહિતી ફેલાવવા અને બાળલગ્ન વિરૂદ્ધ પ્રજમત કેળવવા દેશમાં સતત પ્રચારકાર્ય કરવાની તેમજ કાયદાનો ભંગ કરનારને યોગ્ય શાસન અપાવવા ઉપાય લેવાની, એ પરિષદ સર્વ કેળવાયલાં સ્ત્રીપુરૂષોને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે. એ બાબતમાં અમારી ફરજ બજાવવાની તૈયારીઓ અમે અત્યાર પ્હેલાં કરી દીધી છે. બાળલગ્નના કાયદાનું સંપૂર્ણ ગુજરાતી ભાષાંતર સરળ સમજુતિ સહિત પત્રિકા રૂપે પ્રકટ કરી પ્રચારકાર્ય કરવા ઇચ્છનારાઓને અમે બનતી સગવડ કરી આપી છે. અત્યાર સુધીમાં એ પત્રિકાની ૨૫૦૦૦થી વધુ નકલો જનસમાજમાં પ્હોંચી ગઇ છે અને પ્રતિદિન વધુ નકલો માટે માંગણી ચાલુ છે. એ પત્રિકાનો બ્હોળો પ્રચાર થઇ શકે એટલા માટે એની કીમત પણ અત્યંત સસ્તી રાખી છે. અમે ઇચ્છીએ છીએ કે પરિષદના કાર્યવાહકો એ પત્રિકાની નકલો મોટી સંખ્યામાં વ્હેંચી પોતાના ઉપરોક્ત ઠરાવને જેમ બને તેમ જલ્દી અમલમાં મુકશે. જુદી જુદી જ્ઞાતિઓના હિતચિંતક આગેવાનો પોતપોતાની જ્ઞાતિમાં એ પત્રિકા છુટથી વ્હેંચવાની ગોઠવણ કરે તો એ સંબંધી માહિતી ઘેરઘેર પ્હોંચાડી શકાય એમ અમને લાગે છે. આ બાબતમાં લોહાણા જ્ઞાતિએ જે પ્હેલ કરી છે તે અભિનંદનને પાત્ર છે. એ જ્ઞાતિના યુવક સંમેલનની સ્ટેન્ડીંગ કમિટિએ એ પત્રિકાની નકલો મોટી સંખ્યામાં લઇ પોતાના યુવક મંડળોદ્વારા તે વ્હેંચવાની ગોઠવણ કરી છે. અન્ય જ્ઞાતિઓ પણ એજ પ્રમાણે ગોઠવણ કરે એ જરૂરનું છે. સ્ત્રીસંસ્થાઓ માટે મુંબઇનાં શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળે અનુકરણીય દાખલો બેસાડયો છે અને પોતાના સભાસદોમાં એ પત્રિકાની નકલો વ્હેંચી છે. ગુજરાતની અન્ય સ્ત્રીસંસ્થાઓ તેમજ યુવક સંઘો એ દાખલાનું અનુકરણ કરશે એવી આશા રાખી શકાય.

**મુંબાઇમાં મળનારી અખિલ હિંદ સ્ત્રીપરિષદનું પહેલું કાર્ય**

મુંબાઇમાં મળનારી અખિલ હિંદ સ્ત્રીપરિષદે પણ એ બાબત પર ખાસ ભાર મુકવો પડશે અને એ સંબંધી પ્રચારકાર્ય કરવાને યોગ્ય ગોઠવણ કરવી જોઇશે. સ્ત્રીકેળવણીનો તેમજ દેશની પ્રજાના શરીર બંધારણનો મુખ્ય આધાર બાળલગ્ન મીટાવવા ઉપર રહેલો છે. બાળલગ્ન નાબુદ થશે તો જ બાળાઓને કેળવણી લેવા માટે પુરતો સમય મળી શકશે. દેશની સ્ત્રીઉન્નતિ માટે પ્હેલું કાર્ય એ જ છે. અત્યારે એ કાયદાના વિરોધીઓ તેને નિષ્ફળ કરવાને બનતા પ્રયત્નો કરી રહ્યા છે. મદ્રાસના મી. આચાર્યે સારી સમજને ઓરે મૂકી ધર્મના ઓઠા હેઠળ એ કાયદાનો વિરોધ કરવાની હાકલ ઉપાડી છે. મુસ્લીમ ભાઇઓએ પણ કેટલાક આગેવાનોના ઉશ્કેરવાથી એનો વિરોધ કરવ-

( પાન ૩૭૧ પર જુઓ )

પ્રો. દેવધરની હિંદી સંગીત શાળા



" ઇર્ષાની આગ "



ચિત્રકાર : ] ફ્રેન્ચ વેપારી : " હું ખોટું શા માટે બોલું ? " [ શ્રી. "કલાબ્ધિ"

[ પૃષ્ઠ : ૪૧૩




# અંતસ્તત્ત્વ પ્રભુને—

૧

અંતસ્તત્ત્વ રૂપે છૂપ્યા—
હિરણ્યગર્ભ શાઃ પ્રભુ !
હેતને હીર ઝુલાવું—
હિંડાળે ઉરનેઃ પ્રભુ !

૨

અનેરૂં અંતરે દેખું—
આળેખું જગ ઓળખું :
ઐશ્વર્યે એકસરખા—
રોમે રોમે રીઝું: પ્રભુ !

૩

હસું ને નાચું ને ગાઉં—
તારાં ગીત સદાઃ પ્રભુ !
છીપજો અંખના જૂની—
ફ્હેરાજો જગ ત્યાંઃ પ્રભુ !

—લલિત




લેખક: રા. નટવરલાલ વીમાવાળા

અલ્લાદિન અને તેનો જાદુઇ દીવો—આ વાત બાળસાહિત્યમાં લાંબા વખતથી બહુ આગળ પડતું સ્થાન ભોગવતી આવી છે. જગતની એક પણ ભાષામાં એ નહિ હોય એવું ભાગ્યેજ બને. ઘણા ખરા દેશની વાંચનમાળાઓમાં પણ એનું સ્થાન ખરું જ. એ અત્યાર સુધીમાં જુદી જુદી રીતે અનેકવાર છપાઇ હશે. આમ છતાં કોઇનું ધ્યાન એમાંના એક અગત્યના મુદ્દા તરફ ખેંચાયેલું નથી દેખાતું. એ વાત ચીનની વાર્તા તરીકે લેખાય છે. મુસ્તફા નામનો દરજી ચીનમાં રહેતો હતો એવી એની શરૂઆત છે. અને પરિણામે એમાં ચીન દેશનાજ પાત્રો છે એમ ગણાય. એવી બાળક પર છાપ તો પડેજ ને છતાં કોણે વિચાર્યું કે મુસ્તફા નામ ચોક્ખું મુસલમાની છે? ચીની નામ નથી. અલ્લાદીન નામ પણ ચોક્ખું મુસલમાની છે, ચીની નથી. ટુંકમાં એ આખી વાત મુસ્લીમ ગણી શકાય, ચીની તો નહિજ! છતાં આ ભૂલ સુધારવાનું હજુ સુધી કોઇને કેમ નહિ સૂઝ્યું હોય?

✠

જોયેલું દૃશ્ય: મારા ઘર સામે એક નિશાળ છે. કહો કે બાળ મન્દિરજ છે, કેમકે આ નિશાળ માત્ર બીજી ત્રીજી ચોપડી સુધીની છે તે પછીનાં ધોરણો એમાં નથી. એક દિવસ દશેક વાગાને શુમારે બારીએ ઉભો હતો. એટલામાં એક છોકરાને તેની મા—(મા જ હશે એવી કલ્પના છે) ઘસડતી ઘસડતી લાવી. છોકરો પોસ પોસ આંસુએ રડતો હતો. તેને નિશાળે આવવાની ઇચ્છા હોય એમ ન દેખાયું—નામરજી જ હતી. માતા—એ બાઇ આશરે ત્રીશેક વરસની હતી, જાતે સુરતની ઘાંચણ જેવી દેખાતી હતી. હાથમાં સ્લેટ અને બાળપોથી વગેરે ચોપડી હતાં. છોકરો એટલું બધું રડતો હતો કે ગમે તે પારકા માણસને ય દયા આવે. પરંતુ આ બાઇએ શું કર્યું તે જુઓ. નિશાળ પાસે આવી છોકરો ચાલવા ના પાડે; બાઇ તેને ઘસડે. છોકરો જમીન પર પડી ગયો ને આગળ ખસે નહિ. બાઇએ બે પાંચ તમાચા તો ખેંચી કાઢ્યા. એક બે લાત મારી. પણ એથી સંતોષ ન થયો. તેણે બે હાથ વડે છોકરાનું માથું ઝાલ્યું અને ધમધમધમ જમીન પર પાંચ સાત વાર પછાડ્યું! એ તે મા હશે કે કોઇ વેરણ! આ વાત કોઇ માનશે ભાગ્યેજ! પણ સગી આંખે જોયેલી વાત છે. બીજાને પણ બતાવેલી, એટલુંજ નહિ પણ ત્યાં દશબીશ માણસનું ટોળું પણ ભેગું થઇ ગયેલું. આવી રીતે બાળકને મારવાનો મામા-

પને શો અધિકાર છે?–હોઇ શકે? મુંગા પ્રાણીઓ તરફ ઘાતકીપણું દર્શાવનારાઓને કાયદામાં ઘસડી શકાય છે. તો આ બોલતા પ્રાણીઓનું શું? એ બાઇએ એ છોકરાને કેટલી ક્રૂરતાથી ને કેવો પછાડેલો એ જ્યારે યાદ આવે છે ત્યારે હજુય કંપારી છૂટે છે. ને આટલી ક્રૂરતા શાને માટે? નિશાળે ન જવા ખાતર? એક દહાડો નિશાળે ન જાત તો એ છોકરો શું અભણ રહી જતે! અને આ મારનું પરિણામ શું? છોકરાનો ભણતર અને નિશાળ પ્રત્યેનો રોષ–પ્રત્યેનો અણગમો વધ્યો, ઘનિષ્ટ થયો, સબળ થયો.

આપણું અજ્ઞાન ક્યારે દૂર થશે?



ગોકુલાષ્ટમીનો દિવસ હતો: સંવત ૧૯૮૪ ની સાલ. સુરતમાં ગોકળ આઠેમનો મેળો સારો ભરાય છે. ભાગોળથી સ્ટેશન સુધી તારઓફીસ સુધી માણસો, ધમાચકડી, ભીડ ગરદી સારા પ્રમાણમાં રહે છે. અને છોકરાં છૈયાંઓ ખોવાઇ જવાનો સંભવ ઘણો રહે છે. તેથી સ્કાઉટોની એક ટુકડી એક ઠેકાણે છાવણી નાંખે છે અને આસપાસ ફરતી રહી ખોવાયલાં છોકરાંઓને છાવણી ખાતે ભેગા કરે છે. અને પછી સૌ છોકરાઓને પૂરતી તપાસ કર્યા બાદ તેમને ઘેર પહોંચાડવામાં આવે છે હું ફરતો ફરતો ત્યાં જઇ ચઢયો. એક છોકરો રડતો રડતો ઉભો હતો. તે ભૂલો પડેલો. સારા નસીબે તેને પોતાનું નામ ઠામ ખબર હતું અને શેરી પણ જાણતો હતો. પણ શેરી તરફ જવાનો રસ્તો બરાબર ન જાણે તેમજ ગરદીમાં પોતાના દાદાની સાથેથી છૂટો પડી જતાં ખૂબ ગભરાઇને મુંઝાઇ ગયેલો તેથી કંઇ સમજાતું નહોતું. મારે તેની શેરી ભણીજ જવાનું હોવાથી તેને ત્યાં પહોંચાડી દેવાનું મેં માથે લીધું ને હું તે શેરીમાં ગયો. છોકરે ઘર તો ઝટ ખોળી કાઢયું ને બતાવ્યું ને તેમાં પેઠો. હું પણ ગયો ને બૂમ પાડી ઘરમાં કોણ છે?...આ તમારૂં છોકરૂં ભૂલું પડેલું તે સંભાળી લ્યો. સાંભળતાંજ ઘરમાંથી બે ત્રણ બૈરાં બહાર નીકળી આવ્યાં. તેમાં એક પચાસેક વરસની ડોશી હતી. પેલો છોકરો હજુ તો પોતાના ગભરાટને લીધે રડયાજ કરતો હતો ત્યાં તો પેલી ડોસીએ તેને સડસડ ત્રણ ચાર તમાચા ચોડી કાઢયા અને ગાળોનો વરસાદ શરૂ કરી દીધો. અને હું તેમની સાથે લઢયો ત્યારે માંડ શાંત રહ્યાં! કેટલું ભયંકર અજ્ઞાન? જે છોકરૂં ભૂલું પડીને અકળાયેલું છે તેને ગોદમાં લઇ બે બોલ હેતના કહી શાંત કરવા જોઇએ કે આ પ્રમાણે તેને ઝપેટી કાઢવાનું? એમાં બચ્ચાંનો વાંક પણ શો હતો? ખરૂં જોતાં વાંક તેના દાદાનો હતો કે તેને સંભાળી ન શકયા! નહિ તો દાદાને તેની સાથે જવાની જરૂર પણ શી હતી? અને આ બધામાં સૌથી ખેદજનક બીના તો હવે આવે છે! મને માલમ પડયું કે બાળક બિચારો સાવ અનાથ જેવો હતો. નમાયો ને નબાપો! ને તેને તેનાં દાદા દાદી આવી રીતે ઉછેરતાં હતાં! રે અજ્ઞાન!



ઉપર કહ્યું તે દૃષ્ટાંત તો એક છે. પરંતુ એવા બનાવ તો રોજ જ ઘેરેઘેર બને છે એમ આ વાંચનાર સૌ કોઇ સૂક્ષ્મ નજરે જોશે તો માલમ પડશે. છોકરાનો વાંક થાય ને તેને જરા ધમકાવે કે કદાચ મારે તે અક્ષમ્ય હોવા છતાં સમજી શકાય એવી વસ્તુ છે. પણ જ્યારે બચ્ચું સંકટમાં પડે, દુઃખી થતું હોય ત્યારે પણ એજ વર્તન થાય એ કેટલી હીન મનોદશા! છોકરૂં દાદરેથી ગબડે ત્યારે પણ તેને માર પડતો ઘણે સ્થળે જોયો છે. (ને જાતે અનુભવ્યો છે. તે પર તો બે દાયકા પણ વહી ગયા!)



અરરયુલા બ્લુમનું નામ હિન્દમાં પણ ઘણાએ સાંભળ્યું હશે. વિલાયતની હાલતી સ્રી નવલકારોમાં એનું સ્થાન ઘણું ઉંચું ગણાય. એની નવલકથાઓનું આકર્ષણ જબરું રહેવાથી સાપ્તાહિકો એની વાત માટે પડાપડી કરે છે. તેણે ઓક્ટોબર ૧૯૨૮ ના પીયર્સન વીકલીના એક અંકમાં નીચે પ્રમાણે લખેલું વાંચ્યું.

" જ્યારે મેં એક પુત્રને જન્મ આપ્યો ત્યારે, ઘણીક માતાઓ પેઠે, એની કેળવણી વિષે મેં ઘણાજ દૃઢ નિર્ણય કરી લીધેલા હતા. એને કાજે કોઇ અનેરૂંજ ભાવી મે કલ્પી લીધું. મારૂં બાળક નાનકડું જ હતું ને હું વિધવા થઇ. મને લાગ્યું કે આ બાળકનું ભવિષ્ય મારી જ હથેળીમાં છે. જવાબદારી ઘણી ભારે છે.

સ્રીઓએ—એકલવાઇ સ્રીઓએ ઉછેરેલા ઘણાક પુત્ર માવડીમુખા હોય છે. માતાના હેત સાથે સમતોલ ન કરવા પિતાની જે નજર જોઇએ તેનો લાભ તેને નથી મળેલો હોતો. પરિણામે એનામાં હૈવત નથી રહેતું. મારે તો માતા પણ થવાનું હતું ને મારા પુત્રના પિતા પણ થવાનું હતું. મારે મારા સ્રીત્વની ઉંડી છાપ બાળક પર ન પડી જાય એ જોવાનું હતું. મારા જીવનનો સૌથી મોટો કોયડો મને એજ લાગ્યો.

મેં જુદી જ પદ્ધતિથી શરૂ કર્યું. બાળઉછેરના બધાય સિદ્ધાંતોને ફગાવી દીધા અને કેવળ મારી વિવેકબુદ્ધિ પર જ આધાર રાખવાનું ઠરાવ્યું. એક મહિનાનો જ હતો ત્યારથી હું એના વ્યક્તિત્વને બરાબર માન આપવા લાગી. હું એને એક મોટા મરદની નાનકડી આવૃત્તિ જ ગણતી. હવે પછી એ મરદ બનવાનો છે એમ હરગીજ જ વિચારતી.

અને હજુ આથી ય સુંદર વિચારો—ના વિચારો નહિ, એણે અજમાવેલું, અમલમાં મૂકેલું વર્તન સ્પષ્ટ ચોકખી ને મચોટ રીતે રજુ કરે છે.



હું એની ખાતર બરદાસ ન કરતી—એની નોકરડી રૂપે ન બનતી. એને પોતાની મેળે પોતાનું કામ ઉકેલી લેવા દેતી. એના બૂટ પોતાની મેળે પહેરતો થયો ત્યારે એની પહેલી વરસગાંઠને ય ઘણી વાર હતી. પછી એ ઝબલું માથેથી પહેરતો થયો. થોડેજ ગાળે એ આપ મેળે પોતાના બધાં લૂગડાં પહેરતાં શીખી ગયો.

ફક્ત ૧૮ જ મહિનાનો હતો ત્યારે એકલો એકલો એ મિઠાઈ લેવા દોડી જતો. બોલી ન શકતો, પણ બતાવી બરાબર શકતો. બ્હીક શું છે એ એ નહોતો જાણતો—એ એક નબળાઈથી મેં એને મુક્ત રાખવા કેટકેટલો પ્રયાસ કરેલો! કાળજી અને સાવધતા મેં ખીલવ્યાં પણ બ્હીકને તો દૂર જ રાખી. દુનિયામાં શરમાળ માણસો માટે જરાય જગા નથી એ હું સારી પેઠે જાણતી. ને મારી યોજનામાં સૌથી અગત્યની વસ્તુ એ હતી કે સૌને મિત્ર પેરે ગણતાં એ શીખે જ શીખે જ. વગર કારણે કોઇ પણ જાતનો અભાવો એનામાં ન જ હોય.



ને આગળ જુઓ. આ વાત કેટલાને ગળે પણ ઉતરવી મુશ્કેલ પડશે:

મા એ બાળક—જીવનનું મુખ્ય ઘડતર—સ્થાન છે. મેં મારા બાળકને મારા જીવનની મહત્તમ જવાબદારી તરીકે સ્વીકાર્યો. મેં એનો બાળક તરીકે ઉપભોગ કરવાના લ્હાવા ખાતર, મારા આનંદ ખાતર રમાડવાની પણ હિમ્મત નથી કરી. મારે મન એકે એક પળ એના ઘડતરમાંજ વાપરવાની—અતિશય કીમતી હતી. જે માનવી હું જગતને સમર્પવા

ઇચ્છું તેનું બરાબર ઘડતર કરવા શિવાય બીજો મને વિચાર જ ના હોતો.

✠

કયી મા આવા વિચાર પોતાના બાળક માટે જાહેરમાં લખશે ?

એ હુશિયાર નથી. મારે હુશિયારી જોઇતી પણ નથી. પણ હું એટલું તો માંગુજ છું કે એ માણસ તરીકે સરસ હોય, એની જાતિની, એના કુળની પ્રતિષ્ઠાને એ જાળવી રાખેજ, અને એના જીવનથી જગતને કંઇક ને કંઇક ફાયદોજ હોય.

હવે એ મોટો થયો છે. એના ઘડતર કાર્યમાંથી હું હવે નિવૃત્તિ લઉં છું.

હું ફક્ત એટલું જ વિચારું છું—મારા મનને એજ પૂછું છું. આ માણસ મારો પુત્ર છે! એને માટે હું ગૌરવ લઇ શકું ?

હું ઇચ્છું છું કે એ મને આમ સંભારે: **આ સ્ત્રી, મારી માતા** હતી!

✠

લેખમાંના મહત્વના ભાગોજ ફક્ત અહિં ઉતાર્યા છે. પૂરતા છે. પોતાના બાળકને માટે એક માતાને કેટલી ધગશ હોઇ શકે—હોવી ઘટે તેનો આ નમૂનો છે. એક જાણીતી રમણી તેનો ખુલ્લો એકરાર કરે છે. આટલી જવાબદારી ભર્યો વિચાર કરનાર રમણીઓ ગુજરાતમાં કેટલી હશે ? જ્યાં સુધી સતત પ્રચારકાર્ય ન થાય ત્યાં સુધી આંગળીના વેઢા પર ગણાય એટલી પણ નહિજ.



## આશીર્વાદ

ગુરૂની અમૃતધારા ઝરતી હતી.

'આ જગત આનંદમય છે. આ વિશ્વકલાનું ધામ છે. સુખ દુઃખ મનુષ્ય પોતાની મેળેજ સર્જે છે. કર્મના બોજા તળે કદાપિ કચરાશો નહિ. કર્તવ્યમય આશાવાદ અમર છે. નિષ્કામ નિરાશાવાદ નશ્વર છે.'

દિપક જ્યોત પ્રગટાવતાં :

'પ્રગટો સૌસૌના હૃદયે દીપમાલિકા, ને ઉજાળો અન્ધારના ગાઢા પટઃ **तमसो मा ज्योतिर्गमय**'

ધૂપ જલાવતાં :

'બાળો મનની અશુચિને ને પ્રગટાવો સુવાસ હૈયાના ધૂપની: **असतो मा सद्गमय**'

'પ્રેમના પરિમલથી અમૃતના દાન શીખવઃ **मृत्योर्मामृतंगमय**'

તારાગૌરી રમણલાલ

# ચાંદો ઉગ્યો

[ ' હાં રે, મારી ક્યારીમાં મ્હેંક મ્હેંક મ્હેંકી,

હો રાજ ! કોઇ વસન્ત લ્યો, વસન્ત લ્યો. ' એ ઢાળે ]

રાજ ! એક ચાંદો ખિલ્યો ચાંદો ખિલ્યો !
હાં રે, એની આંખોમાં પ્રેમ શો દીઠો !
હો રાજ ! એક ચાંદો ઉગ્યો, ચાંદો ઉગ્યો :

રાજ ! એણે વાદળીમાં આશા બતાવી :
હાં રે, મારા હૈયામાં ઉષા ઉઘાડી :
હો રાજ ! એક ચાંદો ઉગ્યો, ચાંદો ઉગ્યો :

રાજ ! વ્યોમદેવી શું પારણું ઝુલાવે :
હાં રે, મહીં ચાંદાને હેતશું હુલાવે :
હો રાજ ! એક ચાંદો ઉગ્યો ચાંદો ઉગ્યો :

રાજ ! ચાર પાસે ફૂલોનો ફાલ ફાલે :
હાં રે, મહીં રાજા વસન્તદેવ મ્હાલે :
હો રાજ ! એક ચાંદો ઉગ્યો, ચાંદો ઉગ્યો :

રાજ ! શ્યામ-ઘેરૂં ગંભીર આભ ગાજે :
હાં રે, મહીં સુધાનાં ગીતડાં વિરાજે :
હો રાજ ! એક ચાંદો ઉગ્યો, ચાંદો ઉગ્યો :

રાજ ! એક ચાંદનીના હૈયાનો હીરલો :
હાં રે, ડોલે એનો રસિકવર મોરલો :
હો રાજ ! એક ચાંદો ઉગ્યો, ચાંદો ઉગ્યો :

મોહિનીચન્દ્ર



# ૧૬ાા કરોડના ચીર પુરવા !

લેખકઃ રા. જદુરાય ડી. ખંધડીઆ,
ભૂતપૂર્વ સહતંત્રીઃ 'ગુણસુંદરી'

પેલી સુરતની પ્રખ્યાત ગરબા ગાનારી ઇચ્છા કંસારણના ભેનમૂન અવાજના વખાણ સાંભળી (વાંચોઃ રા. જાગીરદારનો આજ માસિકના છેલ્લા વાર્તા અંકમાંનો લેખ) આ વિચાર સુઝયો.

કહે છે કેઃ—

' બૈરાંઓ ભણે તેને તો એક સગવડ. વખતે કવખતે પોતાનું ગુજરાન, શિવણ, ભરત ગુંથણ, સંગીત વગેરે દ્વારા કરી શકે. અથવા મહેતી બનીને પણ નિભી શકે. પરંતુ બીચારા ૧૬ાા કરોડ અભણ બૈરાંનું શું ? એ બીચારાં શું જાણે છે તે વિધવા થાય કે સજાય ત્યારે પોતાનું નીભાવી શકે ? ".

દેશનો દરેક અર્થશાસ્ત્રી ઉપલો સવાલ બીજાને પૂછે છે ને પોતે મુંઝાય છે! કદાચ 'ચસ્માને લીધે તેની નજર બહુ લાંબી નહિ દોડી શકતી હોય! મારા ધારવા પ્રમાણે અભણ બૈરાંઓ પાસે ગુજરાનનાં સાધનો ભણેલાં કરતાં પણ વિશેષ છે. અનેક બૈરાંઓ તે સાધનો અજમાવી ચૂકયા છે–અજમાવી રહ્યાં છે. જેવા કેઃ—

(૧) ઘરકામ કરી ગુજરાન કરવું.

(૨) દુકાનદાર થવું. (ગુજરાતમાં ચણા, મમરા, પાન, ફળ વગેરે દુકાનો બૈરાંઓ જ ચલાવે છે.)

(૩) ડોશીવૈદું કરવું, દાયણ થવું.

(૪) ગૃહઉદ્યોગ. રેંટીયો કાંતવો, બીડી વાળવી, પીસ્તાબદામ ફોડવા વગેરે.

(૫) મજુરી કરવીઃ (ખેતરે અથવા દાડીએ.)

(૬) હલકો ધંધો કરવો.

પરંતુ મારે મતે હજી કેટલાક એવા સાધનો છે જેનો ઉપયોગ આ અભણ બૈરાંઓ અજ્ઞાનને લીધેજ કરી શકયાં નથી. આવા કેટલાક સાધનો વગર ફીએ અહીં જણાવવાનો મારો હેતુ એટલોજ છે કે તેમનું અને તેમની બીજી બ્હેનોનું કલ્યાણ થાય! અભણ બૈરાંઓ માટે ગુજરાનના એ નવા માર્ગો આ રહ્યાઃ—

(૧) લગનના દલાલ બનવું, નહિ જેવી ફી રાખીને લાકડેમાંકડાં વળગાડી આપવા. જેમકે વેશવાળનો સો લુગડાં. લગ્નના સવાસો લુગડાં ને એક દાગીનો. એકની વાત બીજે ઘેર નાંખવા માટે એક લુગડું વગેરે. આ યોજનાથી અનેક વૃદ્ધોને, બાળકોને, કુંવારાઓને અને વરવિક્રય તેમજ કન્યાવિક્રય કરનારાને સુખ થઇ જશે. દલાલીનો ધંધોજ એવો છે કે મહિનામાં એકજ સોદો થાય ત્યાં ત્રીસ દિવસનું સાટું વળી જાય ને વળી દલાલે દીવાળું હોતું નથી. ખાત્રી ન થતી હોય તો પૂછો હીરા મોતી સોનું વગેરે ચીજોની દલાલી કરનારાઓને. ત્રીસ દહાડા બેસી રહે ને એક દહાડો ચીભડું મળી જાય ! આ માર્ગને

પદ્ધતિસર ખીલવવા માટે સવિસ્તર યોજનાની જરૂર છે અને તેટલા માટે એક ૯ વાર લાંબા ને ૩ વાર પહોળા કીનારીવાળા-લેખની જરૂર છે !

(૨) બીજો માર્ગ **છાપાંના રીપોર્ટર** થવાનો છે. એમને બીચારાને જો કે આ કયું જાનવર છે તેની ખબર નથી છતાં એ ધંધો અજમાવવા જેવો છે. એક બાજુ છાપાંવાળાઓને તમતમતા સમાચારની જરૂર હોય છે, ફલાણા ઘરનું ફલાણું ભોપાળું મેળવવાની તેમને બહુ હોસ હોય છે ત્યારે રીપોર્ટરોના પગાર પોષાતા નથી એટલે છાપું જેમ તેમ નીભાવ્યે જાય છે. ત્યારે બીજી બાજુ અભણ બૈરાંઓ પાસે હજારો ઘરની 'આવી તેવી' હકીકતોનો ઢગલો હોવાથી તેઓ જો છાપાંના માલીક પાસે જઇને હકીકતો અમુક ફી લઇને આપવાનો બંદોબસ્ત કરે તો બન્ને પક્ષ નિહાલ થઇ જાય ! દાખલા તરીકે:

સાસુ વહુની લડાઇ માટે ફી ૧ લુગડું
નણંદ ભોજાઇની ,, ,, ,, ૨ લુગડાં
દેરાણી જેઠાણી ,, ,, ,, ૩ લુગડાં
વર વહુની લડાઇ માટે ફી ૧ સાડી
નાના ભોપાળા માટે ફી એક સુટ એટલે એક લુગડું એક પોલકું ને એક ચણીઓ )

મોટા ભોપાળા માટે ફી. } ૧ સુટ, ૧ સાડી, ૧ દાગીનો.

(૩) ત્રીજો માર્ગ **કજીયા દલાલું** કરવાનો છે. કજીયા દલાલું આજ સુધી ઘણા કરવા આવ્યા છે. પરંતુ કોઇને પઇની પેદાશ નથી થઇ ને ઘડીની નવરાશ નથી મળી. હવે એ ધંધામાંથી લાખ બે લાખ રળવા માટે એક રસ્તો બતાવું છું. એક વકીલ સાધી રાખવો ને કહેવું કે તને મારી સલાહથી જેટલા કેસ મળે તેમાં મારા આટલા ટકા કમીશન. પછી ઘેર ઘેર લડાઇ સળગાવવી અને વર કે વહુ સલાહ લેવા આવે ત્યારે કોરટમાં દાવો કે કેસ દાખલ કરવા કહેવું. એટલુજ નહિ પણ ચોટલો ચોટલી પકડીને પોતાના વકીલને ત્યાં લઇ જવાં. કજીયા કરાવવા ત્યારે કોર્ટ સુધી ચડાવીને પુરા કરાવવા, બાકી ઘરમાં બે ચાર કપ રકાબી ફોડીને કજીયો અટકી જાય તે શું કામનું ?

### ૪ જુના સામાનના વેપારી થવું:

આમાંય બૈરાંએ ઘેર ઘેર ભટકે છે તે એક રીતે ફેરીજ કહેવાય. હવે એ ભટકવામાં જુના સામાનનો ધંધો પણ સાથે સાથે કરતાં જઇએ તો તે જુના સામાનની ફેરી કહેવાશે ! કરવાનું એટલુંજ કે જે બ્હેનપણી કે પડોશણને ત્યાં ખુણે ખાંચરે લુગડાંના ડુચા રખડતા હોય.તે " હવે શું કામના છે બ્હેન ? લાવો મને આપો. હું ગરીબને આપી દઇશ. છતાં તમને બેચાર પૈસા કિંમતના દઇશ અથવા તમે કાચની બરણીવાળાને આપો તે પ્રમાણે હું તમને કાચના કપરકાબી આપીશ. "

આવા લુગડાં ભેગાં કરતાં જવાં. અનેકના એકના એક સંતાન ગુજરી જતાં ઝભલાટોપીનો ઢગલો નકામો થઈ જાય છે તે પણ એક કાચની બરણી આપીને પડાવી લેવાં. આજ લુગડાં પાછાં ધોઇ, 'અસ્ત્રી કરાવીને બીજી પાડોશણનો ત્યાં.' 'સસ્તામાં' વેચવા. અથવા નવાં લુગડાંના બદલામાં આપવાં.

### ૫ ધાર્મિક કમીશન એજંટ થવું:

એક સાધુબાવાને, કે બ્રાહ્મણને સોધવો. અથવા એક જુનું મંદિર જેનું કોઇ ભાવ પણ ન પૂછતું હોય તેવા મંદિરમાં એક મળતીયા પુંજારી બેસાડવો. બધાને કહેવું કે

" તમારી પાસે જેટલા ભગતોના કેસ લઇ આવું ને તમને તેમાં જે મળે તેમાં મારો ભાગ. "

પછી તે સાધુ, બ્રાહ્મણ કે મંદિરનો મહિમા

ઘેર ઘેર, નળે નળે, કુવે કુવે ગાવો, ને ગ્રાહકોને દર્શને લઇ જવા. જોઇ લ્યો ટંકશાળ પડે છે કે નહિ. જોશી મહારાજને મેળવીને પણ કમીશન ખાટી શકાય.

૬ વાંઝીયા મ્હેણું ટાળવા માટે પેટંટ દવા બનાવી તેનું મોટે ઉપાડે બીઝનેસ કરવું. એમાં કંઇ દવા દારૂની જરૂર નથી. બાટલીમાં પાણી ભરીનેજ વેચવાનું છે ! માત્ર બાટલી ઉપર દવા વાપરવાની સુચના નીચે મુજબ લખવી:—

સુચના:

૧ પ્રભુ મને બાળક દે એવો ૨૪ કલાક જપ કરવો.

૨ બીજાના બાળકો જોઇ બળવું નહિ પરંતુ સરસ બાળકોનાં ચિત્રો જોયાં કરવાં.

૩ ૭ મહિના સુધી સુનિવ્રત પાળવું.

૪ આ દવા એક ચમચો લઇને પાણી સાથે પીવી.

મારા ધારવા પ્રમાણે સૂચનાઓ પોતેજ દવા જેવી છે. એટલે બાટલીની દવા તો માત્ર પૈસા પેદા કરવાનું એક ઓઠું છે. સુચનાઓથીજ દર્દીનું દર્દ મટશે. પરંતુ કોઇ દર્દીને અસર ન થાય તો ૪થી સુચનાનો ભંગ કરવાનો તેના પર નિરાંત જીવે આક્ષેપ કરવો. મને ખાત્રી છે કે બધા નિષ્ફળ ગયેલા કેસ ત્યાં આગળ પોતાની ભૂલ કબુલ કરીને દવાની બીજી બાટલી ખરીદી જશે. કીંમતમાં લુગડાં દાગીના જ માગવા.

૭ રાજીયા કંપની ખોલવી:—

અનેક અધકચરા ભણેલ બૈરાં આ રોવા કુટવાનો વહેવાર ભૂલી જવાથી કાણે જતાં શરમાય છે. પેલી ઇચ્છા ગરબા ગાનારી માફક કોઇ હોંશીયાર રોનારી કુટનારી આ ધંધો ખોલે તો કમાઇ જાય ! ભાડેથી રોવા કુટવા જવું. હાર્મોનીયમ સાથે રાજીયા ગાવાની સ્પેશીયાલીટી રાખવી. ઘેર ઘેર ઓર્ડર લેવા જવું ને કહેવું:—

" અમારૂં નામ નોંધી રાખજો, જ્યારે ખી તમારે ત્યાં મરણ થાય ત્યારે અમને બોલાવજો, તમે માત્ર મોઢું રડવુંજ રાખજો, બાકી બધું અમે સંભાળી લેશું. "

અને ફી નીચે મુજબ રાખવી:—

(૧) છેડો વાળવા માટે એક શોગીયું.

(૨) રાગ તાણી રોવા માટે એક શોગીયું ને એક ચુંદડી.

(૩) કુટવા માટે એક સુટ.

(૪) છાજીયાં લેવા માટે એક સાડી.

(૫) રાજીયા ગાવા માટે એક સાડી ને એક દાગીનો.

(૬) હાર્મોનીયમ સાથે રાજીયા ગાવા માટે } સુટ, સાડી, શોગીયું ને દાગીનો.

(૭) બધીજ ક્રિયાઓ કરવાની હોય તે ટાઇમ પ્રમાણે ફી રાખવી.

જેમકે:—૦॥ કલાકની એક સાડી.

૧ કલાકનો એક સુટ ને સાડી.

૨ કલાકના સુટ, સાડી, શોગીયું ને દાગીનો.

આ ધંધો જેમ જેમ ખીલતો જાય તેમ તેમ સાથે સાથે ખાંપણ લાકડા ખાતું પણ ખોલવું ને ઘેર ઘેર જાહેર ખબર કરવી કે:—

" એક વાર અમારા ખાંપણ લાકડા વાપરી જુઓ. તમને એટલો સંતોષ થશે કે તમે દરરોજ વાપરશો. અમારા ખાંપણ લાકડામાં હિમાલયની જાદુઇ જડીબુટ્ટીનો ઉપયોગ કરેલો હોવાથી મરનાર ૧૦૦ ટકા સ્વર્ગેજ જાય છે. " વગેરે વગેરે.

આ અને આવા રસ્તા તો ઘણા છે. પરંતુ હાલ તુરત રવિવારથી શનિવાર સુધીના આ જ રસ્તા ગુજરાતણો અજમાવશે પછી બીજી વાત.

# કસોટી

લેખિકાઃ સૌ. દીપકબા દેસાઇ,

( અનુષ્ટુપ્ )

સ્મશાને શૂન્યતા ભાસે, ગાજન્તી શ્યામ યામિની;
પુત્રને હૃદયે ભીંડી, કરે કલ્પાંત કામિની.

( મન્દાક્રાન્તા )

ઓ લાડિલા ! નયન મણિ ! શેં હાય ! સૂતો રીસાઇ ?
મીઠી વાણી વદી ન રીઝવે કાં દયા ના'વી મ્હારી ?
સ્વામી કેરા વિરહ દુખથી ચિત્તમાં હું મુંઝાતી;
ત્હેમાં રે રે ! તુજ મરણથી વાગીયો ઘાવ કારી.
સોહન્તો શો અતુલ રૂપથી સદ્ગુણો શા પ્રકાશે,
મિત્રો સાથે સુમન વિણવા ભાઇ ! જાતો ઉલ્લાસે;
શાને આજે મણિધર ડસી ઝૂંટવ્યો લાડવાયો;
આજે પુરૂં ઋણ ચુકવીને સ્વર્ગમાં એ સુહાયો.
હા ! આ દુઃખી જીવન ધરૂં શેં આત્મહત્યા કરૂં હું,
શાસ્ત્રે ત્હેમાં મહદ્ કહ્યું છે પાપ તેથી ડરૂં હું;
ગાળું દિનો મધુર પ્રતિમા સ્થાપીને ઉર માંહે;
હોમું વન્હિ મહિ કુસુમ શેં પૃથ્વી ! કાં ના શમાવે ?

( અનુષ્ટુપ )

મૂકી નિઃશ્વાસ દુઃખિની, ચિતાગ્નિ પ્રકટાવતી;
સૂવાડી બાલ વ્હાલાને, ચુંબનોથી ભીંજાવતી.
અર્ધદગ્ધ થયો બાલ, આવ્યો સ્મશાન રક્ષક;
'અરે ! આ શું ? દઇ દેને, અમારો કર સત્વર'.

( માલિની )

નથી નથી કંઇ પાસે શું કરૂં આ સમે રે
મૃદુલ કુસુમ મ્હારૂં વન્હિને સોંપવા દે;

વખત વધુ જશે તો કોપશે બાઇ મ્હારાં;
તુજ હૃદય દયાનાં વ્હેણુ હા ! શેં ન વ્હેતાં ?

( અનુષ્ટુપ્ )

કાલાવાલા ન માનું હું, આપને 'કર' સત્વર;
સૂણી ચંડાલની વાણી, બની એ બહુ વિવ્હલ.

( ઇન્દ્રવજ્રા )

રે ! રંકની ઉપર મ્હેર લાવો,
છે રંક શ્રીમંત શું એક ધારો;
પાસે નથી ફૂટી બદામ એકે;
શું પુત્રને કાગ શૃગાલ ફોલે ?

( અનુષ્ટુપ્ )

વિનવણી કંઇ ના ચાલે, વધુ શું કહું હું ત્હને;
નથી શેં જો ! દીસે આ શું ? વેચ મંગલસુત્રને.

( વસંતતિલકા )

રે ! હાય ! આ શું નિરખું પલટયું શું ભાવિ !
ભાળે ન સ્વામિ વિણુ એ વરદાન પામી;
ચંડાલ કેમ તવ મંગલસુત્ર ભાળે,
ચૂકી કહિ ન શીલવૃત્ત થકી અરે રે !
શું ભાવિ ? રાજ્ય ત્યજી કાન્ત વિયોગિની આ,
વેચાઇ બાલસહ રે ! દ્વિજ મન્દિરે હા !
ત્હેમાં થયું મરણ કારમું પુત્ર કેરૂં;
આવી સ્મશાન મહિ દુઃખ પડયું અનેરૂં.
આ વેળ પૃથ્વી કયમ જાય રસાતલે ના,
શાને છૂપાય ન શશિ નભમંડલે હા !
શેં પિતૃદેવ સહુ અંતર ના લજાયે;
ત્રિશંકુ કુલવધૂ હાય ! દુખે મુંઝાયે.

( અનુષ્ટુપ્ )

હા ! હા ! આ દૃષ્ય શું ભાળું ? વ્હાલી તારા તું ખરે;
શીલવન્તી સતી જોને, ત્હારા નિર્ભાગી નાથને.

સત્યતા કાજ વેચાણો, નીચ ચંડાલને ગૃહે;
હરિશ્ચંદ્ર વધાવે જો ! પુત્ર અશ્રુને જલે.
વ્હાલા ! કેમ કરી વેચું; નિશાની આ સુહાગની,
સુન્દરી ! શું કરૂં મ્હારે, સ્વામિ આજ્ઞા ય પાળવી.

( સોરઠો )

આવી તતક્ષણ ત્યાંહ, રાજ અનુચર બોલતો,
માર્યો રાજકુમાર, નારી ન્હોયે ડાકિની.
મારો ગરદન આજ, રખે કરે વિલંબ તું;
કોપ્યા છે મહારાજ, ખડ્ગ ધરી એને હણો.

( વસંતતિલકા )

ભાવિ તણી ખબર રે નથી કોઈને હા !
ત્યાગી હું રાજ્ય ભટકું શું સ્મશાનમાં આ.
હેલા રમાની કરતાં શું સ્વધર્મ ચૂકું ?
થાયે વિચાર કયમ રે ! દિનદાસ હું છું.
રે ! આવ ઘા કરૂં હું શિર પવિત્ર દેવી !
હોલાવ પુત્ર વિરહે સળગન્તી હોળી;
ઓ સત્યતા ! અધિક આર્યા વિપત્તિ આવે;
ત્હોયે ત્યજું ન તુજને કદિ પ્રાણ જાયે!

( સોરઠો )

જૂઠું કલંક હાય ! આવ્યું ત્હોય કૃતાર્થ થઈ;
મરવું પ્રીતમ હાથ, થઈ સફલ આ જીંદગી.
વ્હાલા ! ન કરો વાર, ના મૂંઝાઓ ચિત્તમાં;
ફૂલમાલા સમ નાથ ! માનું ઘા સમશેરના.

( અનુષ્ટુપ્ )

ખડ્ગ હસ્ત ધરી રાજા, ઉગામે સતીને શિર;
'હાં હાં થોભ' વદી આવ્યા, દેવતા સહુ તે સ્થળ.
કસોટીમાં કસી રાજા પારખ્યું શુદ્ધ કાંચન;
અમૃત અંજલી સીંચી, કર્યો બાલ સજીવન.
સત્યતા આદિ સદ્ગુણો, કસોટીથી વધુ ઝગે;
તવાતાં ને ટીપાતાં તો, તેજ કુન્દનનાં વધે.



# મોખડાજીનું પરાક્રમી ધડ !

## ( એક ઐતિહાસિક ઘટના )

લેખક: રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

રાજપીપળાના પરમાર રાજાની કુંવરી રાણપુર વસાવનાર રાણોજીના પુત્ર મોખડાજી ગોહેલ સાથે પરણી હતી. મોખડાજીએ ઇ. સ. ૧૩૦૯ ની સાલમાં વાળા જાતના રજપૂતો પાસેથી ભીમડાદ અને કોળીઓ પાસેથી ઉમરાળા જીતી લઇ, ત્યાં રાજગાદી સ્થાપી હતી.

મોખડાજી બહાદુર અને સ્વધર્મરક્ષક હતા. એમનો સમય જ એવો હતો, જેમાં મુસલમાનો સાથે યુદ્ધ કર્યા વિના ચાલતું જ નહીં. જે યુદ્ધ ન કરે, તેમનાં રાજપાટ જાય અને કંગાલ હાલતે રવડવું પડે. અર્થાત્ જીવનનો મુખ્ય પ્રશ્ન, એ સમયમાં, યુદ્ધ હતો. મોખડાજીએ પોતાનું રાજ્ય વધારવા માટે ખોખરા અને ઘોઘા મુસલમાનોના તાબામાંથી જીતી લીધાં; ઉપરાંત બારીઆ જાતિના કોળી લોકો પાસેથી પીરમ બેટ જીતી લીધો. છેલ્લું સ્થળ તેમને ગમવાથી ઉમરાળાનો વસવાટ તજીને તેમણે પીરમ બેટમાં રાજગાદી કરી. ઘોઘા ગોહેલ મોખડાજીએ જીત્યું એની જાણ દિલ્હીના બાદશાહ જુમાંખાનને થઇ. પોતાના ભાણેજને બાદશાહે પોતાની પાસે બોલાવી હુકમ આપ્યો:—જાઓ, ગુજરાતમેં, મોખડાજી ગોહેલજી સાથ લડકે અપની નોખ રખો. કિસી તરકીબસેં બી ઘોઘા અપને હાથ મેં ફિર આના ચાહીએ. "

એક મોટું લશ્કર લઇ બાદશાહના ભાણેજે ઘોઘા તરફ કૂચ કરી. શાહી લશ્કર એટલે દારૂગોળાની કમીના નહીં. તેમજ લશ્કરીઓનો પાર નહીં. પાયદળ, ઘોડેસ્વાર, તિરંદાજ, અને એવા અનેકથી ભરપૂર શાહી લશ્કરે સમુદ્ર કિનારે છાવણી નાંખી.

આ વાતની જાણ એક હલકારાએ પીરમની ગુફામાં મોખડાજી ગોહેલને આપી. ગોહેલે સિંહની પેઠે ગર્જના કરી, ગૌરવથી કહ્યું: શા ભાર છે મુસલમાનોના કે સમુદ્ર તરીને મારા બેટમાં આવી શકે ? દરિયાનાં મોજાંની જંગી છોળો જોઇ એ દિવસમાંજ તેઓને ખબર પડશે કે, પીરમમાં આવવું સહેલું નથી. "

મોખડાજીની મગરૂરી અસત્ય ન હતી. છાવણી નાંખ્યા પછી મુસલમાન લશ્કરે આકાશ માર્ગે તીર ફેંકી મોખડાજીને ભયત્રસ્ત બનાવવા યત્ન કર્યો પણ વ્યર્થ ! અને " ઘુ ઘુ " ઘુઘવતો સમુદ્ર જાણે તેઓની હાંસી કરતો હોય તેમ જંગી મોજાં ઉછાળતો હોવાથી બાદશાહનો ભાણેજ નિરાશ બની ગયો ?

" કઇ રીતે પીરમ જવું ? " આ સવાલ તેને મુંઝવી રહ્યો. લશ્કરના અમલદારોને એકઠા કર્યા. મસલત કરી તેઓએ એમ ઠરાવ્યું કે, " કોઇ પણ યુક્તિથી બેટની બહાર ગોહેલજી આવે, એમ કરવું જોઇએ. "

રજપૂત જાતિ વજ્ર જેવું બાણુ સહન કરી રહે; પણ વચનબાણુ કદી સહન ન કરે. વચન–બાણુથી ઘાયલ થયેલો રજપૂત એ બાણુ મારનારના ટૂકડા કરવાજ મથે. રજપૂતની આ પ્રકૃતિ ધ્યાનમાં લઇ, શાહી લશ્કરના અમલદારો એ, એક બાણુમાં એક ચીઠ્ઠી લખીને બાંધી અને એ બાણુ પૂર વેગથી પીરમ તરફ છોડયું.

સાયંકલનો સમય હતો. મોખડાજી પોતાના મહેલ બહાર ફરી રહ્યા હતા તે વખતે બાણુ આવીને તેમના પગ પાસે પડયું. બાણુ તરફ નજર જતાં તે ઉપર એક કાગળ વીંટેલો જણાયો. સ્ફુર્તિથી તેમણે તે ઉઠાવી લીધું અને કાગળ ખોલી વાંચવા માંડયો.

"દિલ્હીના બાદશાહનું ઘોઘા બંદર લઇ, ઘરમાં ભરાઈ પેઠાથી કાંઈ મર્દની ગણત્રીમાં ગણાશો નહી. જીગર હોય તો બહાર આવો અને અમને બતાવી આપો કે જીતેલું જીરવવાનું તમારામાં જોમ છે. સિંહ હોય એ ગુફામાં ભરાઈ ન પેસે. એ તો મયદાને પડી પોતાની સરસાઈ સાબીત કરે."

કાગળ વાંચતાં મોખડાજીની આંખો લાલઘુમ થઈ ગઇ. વાત તો સાચી હતી. દુશ્મનનું લશ્કર આવ્યું છે, તો સામી છાતીએ તેની સાથે લડવાને બદલે પોતે તો ભરાઈ બેઠા છે!" હેં, શું જીતેલું જીરવવાનું જોમ નથી?"

કાગળના ફેદેફેદા ઉરાડી દઈ ક્રોધથી મુઠીઓ વાળી, મોટાં પગલાં ભરતા મોખડાજી ઘડીભર અહીં તહીં ફરવા લાગ્યા અને કેસરીની પેઠે ગર્જના કરતાં બોલી ઉઠયાઃ

"જરૂર જરૂર સામી છાતીએ લઢીશ. મરીશ તો બહેતર પણ મુજ જીવતાં એ શાહી લશ્કરને ફરી એમ કહેવા તક નહીં આપું કે હું સિંહ નથી."

પોતાના સૈનિકોને મોખડાજીએ તાબડતોબ તૈયાર થવા હુકમ આપ્યો અને કહ્યું: "શાહી લશ્કર કદાપિ બેશુમાર હશે તોપણ હું એની સાથે ખુલ્લા હાથે લઢવાનો છું. જેને એ રીતે મારી સાથે રહી લઢવું હોય, તે આવે–બાકીના ચુડીઓ પહેરી અહીં બેસી રહે."

જેનો અગ્રેસર શૂરો; જેનો નેતા હિમ્મતવાન; જેનો શિરચ્છત્ર જીગરવાળો, તેનું લશ્કર પણ તેના જેવુંજ કેમ ન હોય? એકેક એક રજપૂત, ગોહેલજી સહિત મુસલમાનો સામે લઢવા જવા તૈયાર થયો.

રાતોરાત મોખડાજી ગોહેલ, લશ્કર સહિત પીરમબેટથી નીકળી ઘોઘે આવ્યા અને પોતાના લશ્કરને તેમણે હુકમ કર્યોઃ

"દરવાજા ખોલી નાંખો."

ન માપી એમણે દુશ્મનના લશ્કરની સંખ્યા; ન ખ્યાલ કર્યો કે સામે જંગી લશ્કર હશે તો મારું અને મારા સૈનિકોનું મોત થશે; અથવા ન ગણત્રી કરી એમણે પોતાના ય લશ્કરની! બસ લશ્કરને મોખરે હાથી પર પોતે તીરકામઠા સહિત બેઠા.

જ્યાં દરવાજા ખુલ્યા કે "હર હર મહાદેવ" ની ગર્જના સહિત મોખડાજીએ શાહી લશ્કર પર ધસારો કર્યો.

બન્ને પક્ષો વચ્ચે હાથોહાથ લઢાઇ ચાલી. હાથી પર બેઠેલા મોખડાજીએ તીરોનો વરસાદ શાહી લશ્કર પર વરસાવતાં લગીરે આધું પાછું ન જોયું. વીર–હાક પાડતા જાય અને શત્રુઓને ટપોટપ ઘાયલ કરી ધરણી પર પાડતા જાય. એમની વીરતા જોઇ એમના સૈનિકોએ મર્દાનગી બતાવવા માંડી. શાહી સૈન્યની સંખ્યા ક્ષીણુ થતી જોઇ જુમ્માખાનનો ભાણેજ મુંઝાયો. તેણે પોતાના પાંચ બહાદૂર તીરંદાજોને પોતાની પાસે બોલાવી ફરમાવ્યુ કેઃ "બીજા કોઇની કનવાર ન કરતાં તમારી નેમ ફકત મોખડાજી પર રાખો."

પાંચે તીરંદાજોએ તીરોનો સામટો મારો મોખડાજી પર કર્યાને પરિણામે મોખડાજી હાથી પરથી જમીન પર પડી ગયા. તેમનું માથું ધડ પરથી છૂટું થઇ ઘોઘાના દરવાજામાં પડયું.

પણ એ માથું કોનું હતું ? એક મરણીઆનું ! દુશ્મન સામે લડવાની ક્રીયામાં અને દુશ્મનને મારવાનીજ ઝંખનામાં ધડથી છૂટું પડેલું એ શીશ પોકાર કરવા લાગ્યું: " મારો, મારો."

જેટલીવાર શીશના મુખમાંથી એ હાક પડે તેટલીવાર તે ઉંચુ ઉછળે. દરવાજામાંના રજપૂત સૈનિકો એ જોઇને અજબ થયા. પરંતુ તેમની વધુ અજાયબી ત્યારેજ થઇ કે-જ્યારે એ મસ્તકના પોકારો સાંભળીને, મોખડાજીના હાથી આગળ પડેલું એમનું ધડ ઉઠીને ઉભું થયું અને બે સૈનિકોના હાથમાંથી તલ્વારો ઝૂંટવી બન્ને હાથે, એ માથા વિનાનું ધડ, જેમ ઘાસ વાઢતું હોય તેમ, શત્રુઓનાં મસ્તક છેદવા લાગ્યું !

બાદશાહના ભાણેજની અજાયબીનો પાર રહ્યો નહીં. રજપુત સૈનિકોને પાણી ચઢયું. તેઓ પરાક્રમી ધડનું અનુકરણ કરીને શત્રુદળમાં ઝુઝવા લાગ્યા.

" હવે શું કરવું ? " બાદશાહના ભાણેજે પોતાના સૈન્યના અમલદારોને પૂછયું. એક વૃદ્ધે નુસ્ખો બતાવ્યો અને એ મુજબ, મુસલમાનોએ ગળીથી રંગેલો દોરો ધડના માર્ગમાં આડો નાંખ્યો. એટલે ધડ ત્યાંથી આગળ વધ્યું નહીં; જમીન પર પડી ગયું; તેની તલવારો ચાલતી બંધ પડી !

ઘોઘા અને પીરમ મુસલમાનોને હાથ આવ્યાં પણ જ્યારે બાદશાહને મોખડાજીના ધડનાં પરાક્રમોની જાણ થઇ ત્યારે તેણે ઉદ્ગાર કાઢયા;" ધન્ય હિંદુ ! " ×

× ટોડ રાજસ્થાનના આધારે.



## ન્યૂનતા

(હરિગીત)

મુજ ઉરને સુખશાંતિ શાશ્વત વિશ્વમાં મળતી નહિ,
છે સર્વ સ્નેહી વૃંદ તોએ ન્યૂનતા ટળતી નહિ,
ઓ પ્રભુ જે આ જીવનની ત્રુટી હોય તે તું પૂરજે,
દઢ આત્મ કરી મમ દિલને સેવા થકી સુહાવજે.
ગત જન્મનાં કર્મો કદી ફલ આપવા પ્રેરાય તો,
અમી દષ્ટિ તારી ફેંકીને, મૃદુ તેમને કરજે પ્રભો.

મનોરમા મંગળજી ઓઝા

# યૌવનોત્સવ

મ્હોર્યાં કેસુડાંનાં ઝુંડે છે વન જ્યાં
　　આશ્રમ રૂડા કુલરજે ભર્યા,
અમૃત ઉછાળતાં ઝરણાંને કાંઠે
　　યૌવન-ઉત્સવ આરંભ્યા શીળા.

ઉંચે જ્યોતિર્મય વિસ્તીર્ણ વ્યોમને
　　નીચે બ્રહ્મચારીઓ પ્રભાવંતા,
લખ-લખ જ્વાળા વેદિથી પ્રગટે
　　દિગ-દિગન્તે અજવાળાં થતાં !

અર્પે છે પુષ્પ-અર્ધ્યં વનદેવી આજ હો
　　વેણુમાં રસસુર વસન્તે છેડ્યાં,
હિમથી સુશોભિત ગિરિ-શૃંગોમાં
　　રસીલી ચન્દ્રીએ રાસો ખેલ્યાં !

ઉજળાં યૌવનના ઉજળા ઉત્સવમાં
　　પ્રાણ ને પ્રેરણાના તણખા ઝરે,
જીવન-રુધિરના પ્રત્યેક બિન્દુમાં
　　ઉછળતા જોમના ફુવારા ભરે !

શુ. ડા. પાટડીઆ

# કેટલીક વાનીઓ

લેખિકા: સૌ. કપિલા મટુભાઇ કાંટાવાળા

## (૨૯) ચોખાની ઇડલી

ચોખા ૧ શેર.
મીઠું ખપ મુજબ.
૨ પૈસા ભાર ખારો.
અડધો શેર દહીં.
જરા આદુ.
૧૦ મરચાં લીલાં.
અડધી કાચલીનું ખમણ.
કોથમીર એક ઝુડી.

ચોખા શેર ૧ લઇ સારા સાફ કરી ધોઇને કપડામાં સુકવવા ને જરા હલાવાળા રહે. ત્યારે ઢોકળાનું ભરડીએ તેવું જાડું ભરડવું. પછી તે લોટને રાત્રે ઉના પાણીમાં પલાળી રાખવો. તેમાં સવારે ખાટાં ખાવા હોય તો અડધો શેર દહીં ખાટું નાખવું; નહીં તો મોળું દહીં. મીઠું જોઇએ તેટલું, તથા ખારો બે પૈસાભાર તથા આદુ મરચાં નાખીને, વેલણથી હલાવવો. આ ખીરૂં નાની નાની તાસકોમાં જરા જરા જાડું પાથરવું. તપેલામાં પાણી ભરી ચાલણી મૂકવી અને ચુલે તપેલું મૂકવું. ઢોકળાંની માફક મૂકવું; એટલે ફુલીને ખુબ જાડું થશે. પછી ઉનું ઉનું એમને એમ ખાવું હોય તો ખાવું; નહીં તો હીંગને તેલ કે ઘી મૂકીને વધારીને ખાવાના કામમાં લેવું. આ મદ્રાસી વાની છે.

## (૩૦) ખાંડની પાપડી.

૧. દોઢ પાસેર ખાંડ કે સાકર.
૨. અધોળ ઘી.
૩. બદામ પીસતાં પૈસાભાર.
૪. ખસખસ પૈસાભાર.

ખાંડની ચાસણી એકતારી કરવી. કઢાઇમાં થોડા ઘીમાં કોરો લોટ સૂખડીની પેઠે સૂકવવાનોને પછી પેલી ચાસણીમાં લોટ નાંખી દેવો. એક કરી દઇ ઉંડી થાળીમાં કાઢી લઇ ઉપર લખેલો મસાલો નાખી દેવો. જરા ટાઢું પડે ત્યારે ચકતાં પાડવાં ને ખાવાના કામમાં લેવાં.

## (૩૧) કેળાંના રવૈયાં.

૧ શેર કેળાં ખાસડીઆં.
નવટાંક કોથમીર.
પૈસાભાર આદુ
નવટાંક મરચાં.
પઇસાભાર ચણાનો લોટ.
એક ચપટી ખારો.
મીઠું જોઇએ તેટલું.

ઉપર લખેલો મસાલો નાખવાનો, તે ખાંડીને કે વાટીને તૈયાર રાખવો. કેળાંના રવૈયા—ભરવાના તે છોડવાળાં, છોડાં કાઢી નાખીએ તો ગુંદા જેવા થઇ જાય, ને ભાવે પણ નહિ. છોડાવાળાં દરેક કેળાના વચમાંથી બે કકડા કરવા, અને વચ્ચેથી ચીરવા. પછી મસાલો મીઠું ભરી કડાઇમાં તેલ, થોડું નાખી મૂકવાં. શગડીમાં તાપ ઘણો ઓછો રાખવો. ચઢેથી ઉતારવાં.



# મેરી સ્પિરીડોનોવા

લેખકઃ
રા. અરવિન્દ નર્મદાશંકર શાસ્ત્રી

સ્વતંત્રતાની વેદી પર કેટલાએ વીરાત્માએ પોતાના દેહનાં બલિદાન આપ્યાં હશે. કેટલાઓએ પોતાના અમૂલ્ય જીવન એને માટે વેડફ્યાં હશે. સ્વતંત્રતના માટે પ્રાણાર્પણ કર- માં ઘણી સ્ત્રીઓએ પણ અમૂલ્ય ભાગ જવ્યો છે. ખાસ કરીને રશિયાના આધુ- ક ઇતીહાસના સેંકડો પૃષ્ઠ રમણીઓની રતાના રંગે રંગાયાં છે. તેઓનાં સુવર્ણ મો ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થયાં . આમાંની એક વીર રમણી મેરી સ્પિરીડોનોવા કે જેણે પોતાના દેશ કાજે દેહનું બલિદાન આપી પોતાને માટે રશિયાના સ્વાતંત્ર્યના ઇતિહાસમાં શહીદ પદ પ્રાપ્ત કર્યું છે.

આજથી લગભગ ચોવીસ વર્ષ પહેલાંની વાત છે. રશિયાના તમ્બોફ પ્રાન્તમાં ભયંકર પ્રકારના જુલ્મો થઇ રહ્યા હતા. એ પ્રાન્તના હાકેમ લુજેનોવસ્કીએ પોતાના સીપાઇઓને મનમાનતી છૂટ આપી હતી અને એથી તેઓએ હજારો ખેડુતની કત્લ કરી હતી. હજારો ખેડુતોને જેલમાં મોકલી દેવામાં આવ્યા હતા ઝારના સીપાઇઓને અબળાઓ પર અત્યાચાર કરતાં તેમજ લૂટતાં કોઇ પણ અટકાવી શકે એમ ન હતું અને આથી તેઓ દિન પ્રતિદિન પોતાનો અત્યાચાર વધારતા જતા હતા.

જ્યારે વિદ્રોહીઓની સંસ્થાએ જોયું કે આ અત્યાચાર અટકાવવાનો કોઇ પણ ઉપાય નથી ત્યારે તેમણે પોતાના ખાસ સંમેલનમાં ઠરાવ કર્યો કે " જે મનુષ્યની આજ્ઞાથી આ લોહી રેડાઇ રહ્યું છે તેના લોહીથી જ પ્રજાની પિપાસા શાન્ત થશે. "

મેરી સ્પિરીડોનોવા તમ્બોફની ક્રાન્તિકારી સમિતિમાં સભાસદ હતી. એ સમયે એની વય વીસ વર્ષની જ હતી ચાર પાંચ વર્ષ પહેલાં પણ એ જેલની મુલાકાત લઇ આવી હતી અને એનું નામ સરકારી દફતરમાં કાળા અક્ષરોએ લખાઇ પણ ગયું હતું. જ્યારે સમિતિએ ઉપલો ઠરાવ કર્યો ત્યારે એનું હૃદય હર્ષથી ઉછળ્યું. તે બોલી કે " આ ઠરાવને અમલમાં મુકવાનો સર્વ ભાર મારા શિર પરા હું લઉં છું. આપ સર્વે આ બાબતથી નિશ્ચિન્ત રહેજો. "

૧૯૦૬માં પોલીસને સમિતિના ઠરાવની અને સ્પિરીડોનોવાના સંકલ્પની ખબર પડી. સ્પિરીડોનોવાને આ વાતની ખબર પડી એટલે એ પોલીસથી ચેતતી રહી. તેણે પોતાનો પોશાક એવી ખુબીથી બદલ્યો હતો કે તેના અંગત મિત્રો પણ પારખી શકવા અશક્ત હતા. પોલીસે તેને પકડવાની અથાગ મહેનત

કરી પણ ચાલાક સ્પિરીડોનોવા તેઓના હાથમાં સપડાઇ નહિ.

લુજેનોવસ્કીના રક્ષકને ખબર પડી કે એ ક્રાન્તિકારી સ્ત્રી તેના માલીકનું ખુન કરવા પ્રયત્નો કરી રહી હતી. એથી સ્પિરીડોનોવાએ લુજેનોવસ્કીનું ખુન કરવા જે જે પ્રયત્નો આદર્યાં હતાં તે બધાં તે રક્ષકની સમયસૂચકતાથી નિષ્ફળ નિવડયાં હતાં. પ્રયત્નો નિષ્ફળ જવા છતાં પણ સ્પિરીડોનોવા નિરૂત્સાહી ન્હોતી થઇ. તે એક પછી એક ઉપાયો યોજ્યાં કરતી. આમ કેટલોક સમય વીતી ગયો એક દિવસે લુજેનોવસ્કી પોતાના ઘર પરથી નીકળ્યો અને સ્પિરીડોનોવા પણ લાગ જોઇને પોતાનો સંકલ્પ પુરો કરવાના હેતુથી નીકળી પણ એટલામાં લુજેનોવસ્કીના પાંચ સાત મિત્રો તેની સાથે થતાં તેના મનોરથો નષ્ટ થયાં. ૧૬ મી જાનેવારી ૧૯૦૬ માં ત્રીજા વર્ગની ટીકીટ લઇને એ જરદેવના સ્ટેશનપર ટ્રેનની પ્રતિક્ષા કરી રહી હતી. એટલામાં લુજેનોવસ્કી એ ટ્રેન મારફતેજ બૌરીસોગ્લિબ્રુક નામક સ્થલે જવા તૈયાર બની ઉભો હતો. સ્પિરીડોનોવાને આ વાતની ખબર પડી એટલે એણે તરતજ ત્રીજા વર્ગની ટીકીટ બદલીને બીજા વર્ગની લીધી અને ગાડી આવતાંજ લુજેનોવસ્કીની પાસેના ડબ્બામાં બેસી ગઇ. બૌરીસોગ્લિબ્રુક સ્ટેશને પહોંચતાંજ તે બહાર નીકળીને ટ્રેનની સીડીપર ઉભી રહી. એક નિશાળમાં ભણવા જતી બાલા જેવો પોશાક પરિધાન કરી તે પ્લેટફોર્મનું દશ્ય જોવા લાગી. બળવાન કોઝક સીપાઇઓ અને શરીરરક્ષકો બધાને બાજુ કરી રહ્યા હતા. જ્યારે આખુ પ્લેટફોર્મ ખાલી થઇ ગયું ત્યારે લુજેનોવસ્કી દમામથી સ્ટેશનપર ઉતર્યો અને સીપાઇઓની વચ્ચે ચાલવા લાગ્યો. પણ એટલામાં રીવોલ્વરનો અવાજ થયો અને લુજેવસ્કીની છાતી છેદતી એક ગોળી આરપાર નીકળી ગઇ. લુજેનોવસ્કી નીચે પડયો કે તરત જ સ્પિરીડોનોવા ટ્રેનમાંથી કુદીને એની પાસે ગઇ અને બધાંના દેખતાં એની પર ઉપરા ચાપરી ત્રણ ગોળીઓ છોડી એની છાતી ચીરી નાંખી. તેણે આ કામ એટલી ત્વરાથી કર્યું કે લુજેનોવસ્કિનાં રક્ષકો એકબીજાનું મુખ જોતાંજ રહી ગયા. એ પછી પાંચમી ગોળીથી તે પોતાના દેહનો અન્ત આણવા ઇચ્છતી હતી પણ એની એ ઇચ્છા પૂર્ણ ન થઇ કારણ કે એ જેવી પોતાનાપર રીવોલ્વર છોડવા જતી હતી કે તરત જ એક કોઝેક અફસરે એના હસ્તમાંથી રીવોલ્વર ઝુંટવી લીધી અને એના બે હાથ પકડી એને સખ્ત માર માર્યો. સખ્ત મારથી એ બેહોશ થઇને નીચે પડી. જ્યારે લુજેનોવસ્કીના સીપાઇઓ એને મારતાં થાકી ગયા ત્યારે તેઓ એને પકડીને સ્ટેશનની બહાર લઇ ગયા. બેભાન હાલતમાં એને શહેરની કોટવાલીમાં પહોંચાડવામાં આવી.

મેરી સ્પિરીડોનોવાના જીવન-લેખકે આ પ્રસંગ માટે લખ્યું છે કે એ કાલ કોટડીમાં તદ્દન નગ્ન હાલતમાં હતી અને સીપાઇઓ વારે વારે તેને અસભ્ય શબ્દો બોલી ચીડવતા હતા. થોડો વખત પછી તેના પર ચાબુકનો માર પડવા લાગ્યો. આ મારથી સીપાઇઓને સંતોષ ન થતાં તેના દીલપર અગ્નિ સળગાવ્યો અને તેના દેહની ચામડી ચીરી નાંખવા લાગ્યા એ વખતની એની સ્થિતિ જોઇને ભલભલાના હૃદય પણ એ શોકપૂર્ણ દ્રષ્ય પર આંસું સારે. પણ દ્રઢતાની મૂર્તિરૂપ સ્પિરિડોનોવાએ આટલાં કષ્ટો શિરપર પડયાં છતાં પણ ક્રાન્તિકારીઓનો પત્તો તેમજ એ આન્દોલનને તોડી પાડવામાં કોઇ પણ જાતની સહાયતા આપી હતી નહિ. સીપાઇઓના અમાનુષી અત્યાચારોથી તેની એક આંખ

ગઇ હતી અને તેનું શરીર પણ અસંખ્ય ઘાથી મરણ જેવુંજ થઇ રહ્યું હતું.

કેટલો સમય પછી સ્પિરીડોનોવા તમ્બોફ પહોંચી અને ફોજી અદાલત દ્વારા એના અપરાધપર વિચાર ચાલવા લાગ્યો. પન્દર સોલ દિવસ એ તમ્બોફની જેલમાં રહી. એ દરમ્યાન પોતાની માતાને મલવા માટે એણે અધિકારી વર્ગ પર ઘણો પત્રવ્યવહાર કર્યો ત્યારે એની માને મલવાની એને છુટ મલી. પોતાની પ્રાણાધાર ' મરૂસીમા 'ની રૂગ્ણાવસ્થા જોઇને એ સ્થંભી ગઇ. એ કેવું દારૂણ દ્રષ્ય, હતું ! એની એ લાડકી દીકરીના અંગમાં અસંખ્ય ઘા પડયા હતા અને તેમાંથી રૂધીરનો પ્રવાહ વહી રહ્યો હતો. થોડા વખત સુધી એની મા ઓરડાના દરવાજા પર ચુપચાપ ઉભી રહી; પછી એની પાસે જઇને એને ટીકીટીકીને જોવા લાગી. એની સ્થિતિ જોઇને માતાની આંખમાંથી અશ્રુઓનો પ્રવાહ વર્ષવા મંડયો. મા-બેટી વચ્ચે શું વાતચીત થાય છે એ સાંભળવા માટે એક અમલદાર ઉભો હતો. પણ એ બેઉના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહિ.

સ્પિરીડોનોવા એ સમયે ભાનમાં હતી એટલે ઘણી મુશ્કેલીથી એ ભાંગ્યા તુટયા શબ્દોમાં બોલી કે " હું ઘણા આનન્દથી મરીશ. મને દુઃખ એ થાય છે કે હું એજ વખતે મારો જાન આપી ન શકતાં આ નીચ પાપીઓના હસ્તમાં જીવતીજ પકડાઈ. "

ફોજી અદાલતે બંધ ઓરડામાં સ્પિરીડોનોવાનો વિચાર કર્યો. એટલામાં સ્પિરીડોનોવાની તબીયત ધીમે ધીમે સ્વસ્થ થતી હતી. બેરીસ્ટરે દર્ખાસ્ત કરવાથી એના ઘાની તપાસ ડોકટરની મારફતે થતી હતી. આ ડોકટરે સીપાઇઓના તેમજ લુજેનોવસ્કીના અમલદારોની પાશવિકતા અને નૃશંસતા પર એવો પ્રકાશ પાડયો કે જેથી સરકાર સાથે સમ્બન્ધ રાખનારાઓના શીર લજ્જાથી નીચાં નમી ગયાં.

ન્યાયાધીશે પ્રશ્ન કર્યો કે " તારે તારા બચાવ માટે કંઇ કહેવું છે ? " એના પ્રશ્નના ઉત્તરમાં સ્પિરીડોનોવાએ નિર્ભયતાપૂર્વક કહ્યું કે " સજ્જનો ! આ દેશ પર આપ ચાહો ત્યાં દ્દષ્ટિ નાંખો તો પણ આપને સંતુષ્ટ અને સુખી પ્રજા કયાંએ નહિ મલશે. જે લોકો ગરીબોને સતાવી રહ્યા છે, જેઓની સત્તા ચોતરફ વ્યાપી રહી છે ' તેઓ પણ અત્યારે સુખી નથી. એમની સુખ શાન્તિમાં વિઘ્ન કરનાર જ્ઞાન કે વિશ્વાસ છે કે એમનો એ વિજય ફક્ત થોડા વખતને માટેજ છે અને આ વિચાર ઉત્પન્ન થતાંજ તેઓ શોક સાગરમાં ગરકાવ થઈ જાય છે. જેઓ આજે અન્યાય અને અત્યાચારની ચક્કીમાં પીસાઇ રહ્યા છે તેઓ પણ વખત આવતાં એકતાને માટે કોઇપણ પ્રકારે પ્રયત્નો કરશે. મારા પોતાને માટે મને કોઇ પણ પ્રકારનો ડર નથી. મોટામાં મોટી સજા તમે મને મોતની આપી શકશો. આપ મારો આ વિચાર પણ નષ્ટ નથી કરી શકતા કે એક સમય એવો આવશે કે જ્યારે બધા લોકો સ્વતંત્રતાનું સુખ અનુભવશે, જ્યારે સત્ય અને ન્યાયનું રાજ્ય પ્રવર્તશે, સમાનતા સ્વતંત્રતા અને વિશ્વબન્ધુત્વનો ભાવ મનુષ્યજાતિના પ્રાકૃત જીવનમાં સ્થાન લેશે. આવા સુન્દર ભવિષ્યના નિર્માણને માટે એક જીવનનો ત્યાગ કરવો એથી અધિક સુખ બીજું કયું હોય ? આ સિવાય મારે કંઈ કહેવું નથી. "

ઘણી મુશ્કેલીથી સ્પિરીડોનોવા આટલું બોલી શકી. જ્યારે એ બોલતી ત્યારે એને ઘણી ઉધરસ આવતી અને એમાંથી લોહી પડતું. એ વખતના એની સ્થિતિ ઘણીજ દયાજનક હતી. સ્પિરીડોનોવાને મદદ કરવાને માટે એક કારકુન આપવામાં આવ્યો હતો.

આ કારકુન કેટલોક સમય પહેલાં સ્પિરીડોનોવાની સાથે દફતરખાનામાં કામ કરતો હતો. ઘણી વાર સુધી કારકુન સ્પિરીડોનોવા તરફ જોઇ રહ્યો પણ એ એને ઓળખી શક્યો નહિ. અંતમાં એણે કહ્યું કે " નહિ આ મેરી સ્પિરીડોનોવા હોય એ બનેજ નહિ. આ કોઇ બીજીજ યુવતી છે."

સ્પિરીડોનોવાના બેરીસ્ટર મી. તેસ્લેકોએ એના કરતાં પણ ઘણીજ જોરદાર શૈલીમાં ભાષણ આપ્યું હતું. જેકોફ પ્રીલુકરના પુસ્તકમાં કે જેને આધારે આ લેખ લખાયો છે એમાંથી નીચેનું અવતરણ તમારી આગળ રજુ કરૂં છું.

" જો આપ આપના હૃદયથી પુછશો તો આપને દેખાશે કે સ્પિરીડોનોવા જેવી તેવી વ્યક્તિ નથી પણ રશીયાની એ દેવાંગના છે. વર્ષોથી અમારા દેશપર જોરજુલ્મ અને ખુન ખરાબી ચાલતી આવી છે. વીજળી, તાર, ટેલીફોન એકથી એક ચઢીયાતી ચીજોની શોધ થવા માંડી છે પણ અમારા માટે તો એ દેશની દુરવસ્થા કે દારૂણ સમાચાર પહોંચાડવાનાં સાધન છે. અમારા દેશના વર્તમાનપત્રો જો ખરૂં પુછો તો શાહીથી છપાતાં નથી પણ આવા શહિદોના ખુનથી છપાય છે. દેશની વેદીપર રોજ આવા બળિદાનો અપાયા કરે છે. સ્પિરીડોનોવાએ લુજેનોવસ્કીના પ્રાણ લેવાનો સંકલ્પ કેમ કર્યો એ આપ સાંભળી ચુકયા હશો. એણે કહ્યું હતું કે " જ્યારે જુલ્મ હદ ઉપરાંત વધ્યો અને પ્રજાના અધિકારો પર તરાપ મારવામાં આવી ત્યારે મને લાગ્યું કે મારૂં જીવતું મને ધિક્કાર રૂપ છે. જ્યારે મેં જોયું કે એક ખેડુત પોતાના દુઃખોથી પીડાઇ રહ્યો છે અને એક બાલિકાનું શિયળ કોઇક સિપાઇઓના અત્યાચારથી લુંટાઇ રહ્યું છે ત્યારે મેં સંકલ્પ કર્યો કે ભલે મારે મારા દેહનું પ્રાણ બળિદાન આપવું પડે પણ એ દુષ્ટ લુજેનોવસ્કીને જીવતો ન રહેવા દઉં."

" હું ફરીથી કહું છું કે સ્પિરીડોનોવાએ જે કંઇ કર્યું છે એ રશિયાને માટે કર્યું છે. આજ ન્યાય અન્યાયના નિર્ણય માટે આપની સન્મુખ જે પ્રજા ઉપસ્થિત થઇ છે એમાંના ઘણા લોકો પર સ્પિરીડોનોવાની માફક જ જુલ્મનો વર્ષાદ વર્ષ્યો છે. રશિયામાં જે અશાન્તિ ફેલાઇ છે એનું કારણ રાજા અને પ્રજા વચ્ચેના પ્રેમનો અભાવ છે. આપ આ બાલિકાની રક્ષા કરીને દેશમાં શાન્તિ-સ્થાપવાના ગણેશ માંડી શકો છો. મારી પ્રાર્થના છે કે આપ એના દોષાદોષનો વિચાર કરતાં પહેલાં આ વાતોને ધ્યાનમાં રાખજો."

પણ ન્યાયાધીશની પાસે તો પહેલેથીજ સરકારનો હુકમ પહોંચી ગયો હતો આથી તે પોતાની સ્વતંત્ર બુદ્ધિનો ઉપયોગ ક્યાંથી કરી શકે ! સ્પિરીડોનોવાને એણે પ્રાણદંડની શિક્ષા ફરમાવી.

રશિયામાં આ નિર્ણય સાંભળતાંજ તેની સામે સખ્ત આક્ષેપો થવા લાગ્યા. વર્તમાનપત્રોએ પણ આ નિર્ણયના વિરૂદ્ધ પ્રચન્ડ આન્દોલન શરૂ કર્યું. એઓએ પણ પ્રગટ કર્યું કે સ્પિરીડોનોવાને મારનારાઓને ટુંક સમયમાં યોગ્ય દંડ મલશે. બીજાં દેશોએ પણ આ પ્રાણદંડની આજ્ઞાનો તીરસ્કાર કર્યો. ફ્રાન્સના ઘણા પ્રતિષ્ઠિત વિદ્વાનો તથા રાજનિતિજ્ઞોના હસ્તાક્ષર સહિત એક વિનંતિપત્ર ઝારને મોકલવામાં આવ્યું હતું. હસ્તાક્ષર કરનારાઓમાં પ્રસિદ્ધ નવલકથાકાર અનાતોલે ફ્રાન્સ પણ હતા. આ વિનંતિપત્રની અસર એ થઇ કે રશિયાની સરકારે પ્રાણદંડને બદલે આજીવન દેશનિકાલની સજા કરી. આ છતાં પણ આશા ન હતી કે સ્પિરીડોનોવા ક્ષય રોગમાંથી બચશે. તેને કેટલોક સમય શાન્તિમાં

રાખ્યા પછી રશિયાની સરકારે સાઇબેરીયામાં મોકલી દીધી.

- સાઇબેરીયામાં એને દેશનિકાલ કરવાથી આખું રશિયા ખળભળી ઉઠયું. સ્પેશીયલ ટ્રેન મારફતે એને ત્યાં મોકલવામાં આવી હતી. રસ્તામાં જ્યાં જ્યાં ટ્રેન ઉભી રહી ત્યાં ત્યાં પ્રજા તરફથી એનું સ્વાગત થવા લાગ્યું અને ક્રાન્તિકારીઓની પ્રત્યે સહાનુભૂતિ પ્રગટ થવા લાગી. જ્યારે સ્પિરીડોનોવા અને એના સાથીઓ કેદખાનામાં પહોંચ્યા ત્યારે ત્યાં વસતા કેદીઓએ એ લોકોનું અપૂર્વ સ્વાગત કર્યું. પહેલાં તો એને ત્યાંના કેદીઓ સાથે રાખવામાં આવી પણ પછી તેને અને બીજી પાંચ સ્ત્રી કેદીઓને બીજા સ્થાનમાં મોકલવામાં આવી. એ સ્થાન પર જવા માટે એઓને દસ દિવસ સુધી બરફથી લદાયલી જમીન પર ચાલવું પડયું હતું. જ્યારે તેઓ નિયત કરેલા કારાગારમાં પહોંચ્યા ત્યારે ત્યાંની ભયંકરતા દેખીને એ સમજી ગઇ કે એને અહીં શા ઉદ્દેશથી લાવવામાં આવી હતી.

આ બાજુ રશિયામાં જ્યારે અમલદારોએ તેમજ અધિકારીઓએ પ્રજાની માંગણી સ્વીકારવા ના પાડી ત્યારે મેરી સ્પિરીડોનોવાની સાથે દુર્વ્યહવાર કરનારા મોટા બે ત્રણ અધિકારીઓને ક્રાન્તિકારીઓએ પરલોકમાં પહોંચાડયાં.



## ઘર ઉપયોગી

( ૧ ) પેટન્ટ ચામડાના બુટ કે ચંપલ ઉપરથી કાદવ લાગેલો હોય ત્યારેજ ઉખેડી નાખવો. સુકાઇ ગયા પછી તમે ઉખેડશો તો ઉખેડતા તેનો રોગન ઉખડી જશે, અને તમારા બુટ કે ચંપલ કાયમ બેડોળ દેખાશે.

( ૨ ) મેથેલેટેડ સ્પીરીટથી રાખ ભીની ભીની કરીને રૂપાના વાસણ માંજવામાં આવે તો તે તરતજ ઝાંખાં પડતા નથી.

( ૩ ) ડુંગળીનો રસ ને સરકો ( Vinegar ) ભેગા કરીને જરી સાફ કરો. તેમ કરવાથી સહેલાઇથી સાફ થઇ જશે. ૩ ભાગનો સરકો ને એક ભાગનો ડુંગળીનો રસ લેવો.

( ૪ ) કાળા રંગના કપડાં વારંવાર ભુખરા પડી જાય છે તો તે દુઃખ દુર કરવા ¾ ભાગનો કાળો રંગ ને ¼ ભાગનો બ્લ્યુ રંગ ભેગો કરીને તેમાં તે કપડું રંગો.

( ૫ ) ઓઇલ પેઇન્ટીંગ ઝાંખું પડી ગયું હોય તો તેના ઉપર કાચા બટેટાના બે ફાડીઆ કરીને ફાડીયું પેઇન્ટીંગ ઉપર ઘસો. નવા જેવું થઇ જશે.

( ૬ ) મધમાખ કે કોઇ પણ જંતુના ડંખ ઉપર ડુંગળીનો રસ લગાડવાથી દુઃખ તરતજ ઓછું થઇ જાય છે.

( ૭ ) જાજમ પાથરો તે પહેલાં ઓરડાની જમીન ઉપર ફટકડી ઝુડી ઝુડી વેરી દયો. એથી જાજમને ઉધાઇ લાગશે નહિ.

હીરાલાલ એચ. પારેખ



# પ્રતાપ–પ્રતિજ્ઞા



મૂળ લેખકઃ શ્રી. સુદર્શન
અનુવાદકઃ રા. રમણીક શ્રી. મ્હેતા

સ્થળઃ કોમલમેરનો ગઢ.
સમયઃ પ્રભાતકાળ.

[ દરબાર ભરાયો છે. પવિત્ર અગ્નિ પ્રજ્વલિત છે; અને પુરોહિત હવન કરી રહ્યો છે. હવન કુંડની સમીપ આસન પર જગમલસિંહ બેઠો છે. હવનની સમાપ્તિ થતાં થતાં સૌ દરબારીઓ ઉભા થાય છે; અને મેવાડનું જાતીય ગીત ગાય છે. ]

**ગીત.**

વિશ્વસરનું છે તું અરવિન્દ;
રિપુદળની આગળ પણ તું થાતો નવ લેશજ મન્દ.
એ મેવાડ નિરખી તુજને પુલકિત થાતાં ગાત;
નષ્ટ તુજને નવ કરી શકે નિષ્ઠુર યુદ્ધ–હિમપાત.
તવ ભક્તભ્રમર સુખથકી કરતા સદૈવ તુજ ગુણગાન
મુક્ત હસ્તથી તું પણ દેતો નિત્ય મધુર રસ–દાન
તુજ કીર્તિ સુગન્ધ સહુ મનને કરતી અતિ મુગ્ધ;
તુજ વૈભવ નિરખી ઇન્દ્ર પણ થાતો અતિ લુબ્ધ.
શરદ–વિમલ વિધુ સમ સુખદાયક તું અમને મેવાડ;
તું જ છે સર્વસ્વ અમારું, તું જ જીવન–પ્રાણ.
તુજ વિણ કદિ આવી મળે ભાગ્યવશ અમને સ્વર્ગ;
સ્વીકાર નવ લેશ પણ કરશું ત્યજી તુજને ધરીગર્વ.
સુજલા સુફલા શસ્ય શ્યામલા કોટિ કામ કમનીય;
પ્રાપ્ત થજો અન્ય જન્મમાં પણ પ્રિય ભૂમિ ત્વદીય.

પુરોહિતઃ જગમલસિંહ ! પવિત્ર અગ્નિ તરફ નજર કરો.

જગમલઃ એના તરફજ નિરખી રહ્યો છું મહારાજ !

પુરોહિતઃ આપની તલવારને સ્પર્શ કરો.

જગમલઃ તલવારને સ્પર્શ કરું છું.

પુરોહિતઃ કહો, કે હું સાચા રાજપૂતોની વીરસભામાં પ્રતિજ્ઞા કરું છું–

જગમલઃ હું સાચા રાજપૂતોની વીરસભામાં પ્રતિજ્ઞા કરું છું–

પુરોહિતઃ કે જ્યાં સુધી મેવાડ દેશ પર અધિકાર ચલાવીશ–

જગમલઃ કે જ્યાં સુધી મેવાડદેશ પર અધિકાર ચલાવીશ,

પુરોહિતઃ ત્યાં સુધી બ્રાહ્મણ ગૌમાતા અને શરણાગતની રક્ષા કરીશ,

જગમલઃ ત્યાં સુધી બ્રાહ્મણ, ગૌમાતા અને શરણાગતની રક્ષા કરીશ,

પુરોહિતઃ દેશહિતનું સદાયે ધ્યાન રાખીશ,

જગમલઃ દેશહિતનું સદાયે ધ્યાન રાખીશ,

પુરોહિતઃ મેવાડના દુશ્મનોની આગળ શિર નહિ નમાવું,

જગમલઃ મેવાડના દુશ્મનોની આગળ શિર નહિ નમાવું.

પુરોહિતઃ પૂર્વજોના ગૌરવને ઉજ્જવલ રાખીશ,

જગમલઃ પૂર્વજોના ગૌરવને ઉજ્જવલ રાખીશ.

પુરોહિતઃ અસત્ય નહિ આચરું.

જગમલઃ અસત્ય નહિ આચરું.

પુરોહિતઃ નિજ સુખ અને લાભને સારું દેશની હાનિ નહિ થવા દઉં.

જગમલઃ નિજ સુખ અને લાભને સારુ દેશની હાનિ નહિ થવા દઉં.

પુરોહિતઃ અને જો ત્હમારી આ પ્રતિજ્ઞાનું પાલન ન કરો, તો પરમાત્મા કરે આ તલવાર તમારા શરીરના ટુકડેટુકડા કરી નાંખે, આ અગ્નિની જ્વાલા ત્હમને ભસ્મિભૂત કરી નાંખે અને આ ભર્યા દરબારમાંથી કોઇ વીર ત્હમારી સહાયાર્થે આગળ ન વધે. ભીલ સરદાર આવી ગયા કે ?

ભીલઃ જી હાજર છું.

પુરોહિતઃ આવો, આમને રાજતિલક કરો.

( ભીલ સરદાર આગળ વધે છે. દરબારી વાદ્યો વાગે છે. એકાએક રાજમાતા અને પ્રતાપ પ્રવેશ કરે છે. )

રાજમાતાઃ ઉભા રહો, ભીલ સરદાર ! સિંહનો ભાગ શિયાળને આપવાની ભૂલ ત્હમે ન કરો.

પુરોહિતઃ રાજમાતા !......

રાજમાતાઃ મહારાજ ! હું આપનું કહેવું પૂર્ણરુપે સ્હમજું છું. આપ કહેશો કે મહારાણાએ નિશ્ચય કર્યો હતો કે એમના પછી રાજસિંહાસન પર જગમલને બેસાડવો.

પુરોહિતઃ હા. અને આ બધું એની સાક્ષી રુપે છે.

રાજમાતાઃ પરન્તુ એ અનુચિત છે.

પુરોહિતઃ ( આશ્ચર્યથી ) અનુચિત !

રાજમાતાઃ જગમલના નિર્બલ સ્કંધ આ જવાબદારીનો ભાર વહી શકે એમ નથી. અને અત્યારે મેવાડને કોઇ વીર રાજા નહિ મળે તો એના બચવાની કાંઇ જ આશા નથી.

પુરોહિતઃ પરન્તુ આ તો મહારાણાની આજ્ઞા હતી; એમની અન્તિમ ઇચ્છા હતી.

રાજમાતાઃ દેશની ખાતર મહારાણાની આજ્ઞા પણ કાંઇ જ નથી.

પુરોહિતઃ રાજમાતા !......

રાજમાતાઃ મહારાજ ! ત્હમે શું કહો છો ? જરા વિચાર કરો. આ મેવાડ કેવો હતો ? અને આજે એ કેવી અધોગતિએ પહોંચ્યો છે ? એનાં હરિયાળાં ખેતરો ઉજ્જડ થઇ ગયાં છે; એનાં સુન્દર ભુવનો તૂટીને ખંડિયેર બની ગયાં છે; અને, એનું પ્રાચીન ગૌરવ ભૂતકાળની ઘટના જેવું બની ગયું છે. મુગલ બાદશાહ એના તરફ લોભની દષ્ટિએ નીરખી રહ્યો છે. એનાં સૈન્યના સિપાઇઓ ભૂખ્યા શિકારી કુતરાંઓની માફક મહારાણા અને અન્ય દેશભક્તોનું રક્ત સુંઘતાં એમની પાછળ દોડી રહ્યાં છે; કે રાજપૂતી રિયાસતો પર ફરફરતો, મેવાડના ગઢ પર ફરફરતો ઝંડો નજરે પડે...નહિ, નહિ. આ બાળક કાંઇજ નહિ કરી શકે. દેશને અત્યારે કોઇ વીરપુત્રની જરુર છે.

જગમલઃ અને એવો વીર માડીજાયો કોણ છે ?

રાજમાતાઃ એને તો મેવાડનાં સૌ બાળકોયે જાણે છે.

જગમલઃ પણ એનું નામ ?

રાજમાતાઃ ( ધીમેથી ) પ્રતાપ.

પ્રતાપઃ નહિ, હું એને યોગ્ય નથી.

જગમલઃ જૂઓ, તે પોતેજ કહે છે કે તે લાયક નથી.

રાજમાતાઃ પરન્તુ આખાયે મેવાડમાં એ એકજ છે કે જે મેવાડને બચાવી શકે.

જગમલઃ કારણ કે એ ત્હમારો પુત્ર છે.

રાજમાતાઃ નહિ, નહિ. કારણ કે તે વીર છે. જરા મ્હારી દશાનો ખ્યાલ કર. અત્યારે હું મ્હોતના કિનારેથી બોલી રહી છું. મ્હારો પુત્ર રાજ–સિંહાસન પર આવે કે અન્ય કોઇ એની મને પરવા નથી; પરન્તુ એક વાતની

મ્હને ચિન્તા છે; અને મૃત્યુ બાદ પણ રહેશે, કે આ સિંહાસન પર કોઇ એવો માનવી ન બેસી જાય કે જેનાં બાહુમાં બળ, હૃદયમાં સાહસ, મસ્તિષ્કમાં બુદ્ધિ, અને લોહીના બુન્દેબુન્દે દેશભક્તિની પાગલ બનાવી દેનારી ધૂન ન હોય; અને એ અણમોલ ગુણ પ્રતાપમાં ન હોત અને ચાહે દેશનો પ્રત્યેક બાળક એને તખ્ત અને તાજનો અધિકારી માની લેત, તો પણ હું એ મ્હોતનું સ્મરણ કરીને-જે મ્હારી પ્રતીક્ષા કરી રહ્યું છે-અને એ પવિત્ર ચરણોના સોગન્દ લઇને જેમની સાથે હું સતી થવાની છું. આમ કહું છું કે સૌથી પ્રથમ હું જ એને, એ તખ્ત ઉપરથી ઉતારી મૂકત અને કહેત કે સાવધાન! એ સિંહાસન પર પગ ન મૂકીશ: નહિ તો માનો શાપ ત્હને નષ્ટ કરશે.

જગમલ: ઊંહ! આ બધી તો કહેવાની વાતો છે.

રાજમાતા: બેવકૂફ છોકરા! ત્હને ત્હારી માતાનું અપમાન કરતાં શરમ નથી આવતી! પ્રતાપ! તું શું સાંભળી રહ્યો છે? જગમલ મ્હારૂ અપમાન કરી રહ્યો છે.

એક સરદાર: રાજમાતાનું અપમાન અસહ્ય છે: જગમલસિંહ! માફી માગો.

જગમલ: જગમલની જીભ માફી માગવાનું નથી જાણતી.

બીજો સરદાર: તો એનું પરિણામ સારૂં નહિ આવે. અમે ગઇ કાલનાં મહારાણી અને આજના રાજમાતાની વિરુદ્ધમાં એક પણ કટુશબ્દ સાંભળી શકીશું નહિ.

જગમલ: પરન્તુ હું મહારાણો છું.

ત્રીજો સરદાર: ત્હમે મહારાણા નથી. જેની જીભ પોતાને વશ નથી; જે માન અને અપમાનની રીતિનીતિથી તદ્દન અજાણ છે, તે દેશની નૌકા મઝધારમાંથી બચાવી શકે એ કેવળ ભ્રમ છે.



રાજમાતા: પ્રતાપ! આગળ આવ, અને એને આસનપરથી ઉતારી મૂક. એ અસભ્યનું સ્થાન રાજદરબારમાં નથી. દરબારની બ્હાર છે.

પ્રતાપ: માતા! મ્હને વિવશ ન કરો. મ્હને રાજ્યની કામના નથી.

રાજમાતા: પરન્તુ રાજ્યને ત્હારી કામના છે.

પ્રતાપ: (કાંઇક વિચારી) દરબારીઓની શી આજ્ઞા છે? મહારાણાપદનો સ્વીકાર પ્રતાપ કરે કે જગમલ?

દરબારીઓ: પ્રતાપ! પ્રતાપ!!

એક બે અવાજે: જગમલસિંહ.

જગમલ: દરબાર મ્હારો સ્વીકાર કરે છે.

પ્રતાપ: હું રાણા પદનો સ્વીકાર નહિ કરું.

રાજમાતા: નહિ કરે?

પ્રતાપ: ના. એ મ્હારે સારૂં કઠિન છે

રાજમાતા: પણ શા માટે?

પ્રતાપ: એથી ટટો થશે.

રાજમાતા: તો તું કાયર છે. મ્હને સ્વપ્ને પણ આશા ન હતી કે તું તલવારની ચમક જોઇ ભયથી ઘરમાં છૂપાઇ જઇશ.

પ્રતાપ: નહિ, માતા! હું કાયર નથી: હું મ્હોતથી નથી ડરતો; પરન્તુ જરા વિચાર કરો. અત્યારે મેવાડની આગળ વીરપુત્રોનો કેટલો અભાવ છે! હું ઘરની લડાઇમાં એમનો વધુ ભોગ લેવા નથી ઇચ્છતો. જગમલ ભલે રાણાનું પદ સ્વીકારે હું સિપાઇ બની, એના શબ્દ માત્રથી દેશને ખાતર મ્હારો જાન પણ કુરબાન કરીશ.

જગમલ: પ્રતાપ પોતેજ રાજ્યની વાંછના નથી રાખતો. તે પોતેજ પાછો હઠે છે.

દરબારીઓ: પન્તુ અમે એમને નહિ હઠવા દઇએ.

પ્રતાપ: માતા! મ્હને આગ્રહ ન કરો. મ્હારે રાજ્ય નથી જોઇતુ.

રાજમાતા: નથી. જોઇતું ! જો, આ અભાગી પ્રાન્તની ભૂમિ સોનું ઉગાડતી હોત, એનાં ખેતરો ધાનથી લચી રહ્યાં હોત, એનાં શહેર આબાદ હોત, બજાર રોનકદાર હોત, મહેલ આનન્દવિલાસના પ્રકાશથી ઝળહળતું હોત, અને એનાપર દુશ્મનોના આક્રમણનાં વાદળ ઘેરાયેલાં ન હોત, તો ત્હારા મુખમાંથી આવા શબ્દ કદિ ન નીકળત. પન્તુ આજે આ દેશ અભાગી છે. તું પણ એની સેવાથી દૂર હઠે છે. તું આવનારી વિપત્તિઓ જાણે છે. ( દીર્ઘશ્વાસ લઇ ) ઠીક, જા. તું મેવાડની રક્ષા ન કરીશ: તે એની રક્ષા જાતેજ કરી લેશે: પણ યાદ રાખજે, સતી ત્હને શાપ આપે છે. અને એ શાપ હરવખતે અને પ્રત્યેક સ્થળ ત્હારી ત્હારી સાથેજ રહેશે: પર્વતો અને જંગલોમાં: શહેરો અને બિયાબાંમાં.

પ્રતાપ: ઓ ભગવાન્ !

રાજમાતા: પ્રતાપ ! આગળ ધપ ! મેવાડ ત્હને પોકારી રહ્યું છે; નહિ તો...

પ્રતાપ: બરાબર સ્હમજુ છું કે સતીમાનો શાપ મ્હારો ઇહલોક અને પરલોક બન્ને બગાડશે. મ્હારી વીરમાતા મરતી વેળાએ મ્હારા તરફ અપ્રસન્ન હતી એ ખ્યાલથી, હું જન્મભરને સારુ જીવનના આનન્દથી વંચિત રહીશ. આ જન્મે હું કુતરાના મ્હોતે મરીશ: અને આવતા જન્મે નીચ યોનિમાં જન્મીશ: આ બધુંયે ભલે બને: પરન્તુ આજે જ્યારે દેશને વીરપુત્રોની આવશ્યકતા છે ત્હારે, હું રાજ્ય પ્રાપ્તિને ખાતર રક્તનું એક પણ બુન્દ વહાવવાને તૈયાર નથી થઇ શકતો.

જગમલ: કેવી સાચી માતા ! કેટલો નિ:સ્વાર્થી પુત્ર ! હું ત્હમને બન્નેને પ્રણામ કરું છું. મેવાડની ત્હમારા પર સદાયે શ્રદ્ધા રહેશે.

રાજમાતા: આ શબ્દો તું બોલે છે ?

જગમલ: હા. માતા ! હું બોલું છું. આવ પ્રતાપ ! ( આસનપરથી ઉતરી ) આ આસન પર તું વિરાજ હું એને યોગ્ય નથી

રાજમાતા: જગમલ ! જગમલ ! !

જગમલ: આવ ભાઇ પ્રતાપ ! હું મ્હારી રાજી ખુશીથી આ રાજસિંહાસન ત્હને સોંપું છું.

પ્રતાપ: ભાઇ......

જગમલ: નહિ. મ્હારે કાંઇ નથી સાંભળવું. આ જવાબદારીનો ત્હારે સ્વીકાર કરવો પડશે.

રાજમાતા: બેટા ! તું ધન્ય છે.

પ્રતાપ: જે રાજ્યને ખાતર લોહીની નદીઓ વહે છે, ભાઇ ભાઇ વચ્ચે તલવારો કુડે છે, આખી જીંદગીને સારૂ વેર બંધાય છે, જે રાજ્ય પ્રાપ્ત કરવાને સારૂ ઘોર પાપ કરે છે, એ રાજ્યને મુઠ્ઠીમાં લઇને, આવી રીતે, માટીના ઢગાની માફક છોડી દીધું છે. આજે ત્હમે કેટલા મહાન્, કેવા ત્યાગવીર જણાઓ છો !

રાજમાતા: ભારતનાં ભાવિ સન્તાનો તમ બન્નેના નામ પર ગર્વ કરશે.

( પ્રતાપ આસન પર બેસે છે. )

પુરોહિત: પ્રતાપસિંહ ! આ પવિત્ર અગ્નિ તરફ નિહાળો.

પ્રતાપ: જોઇ રહ્યો છું. મહારાજ !

પુરોહિત: તમારી તલવારને સ્પર્શ કરો.

પ્રતાપ: ( તલવારને સ્પર્શ કરે છે. )

પુરોહિત: કહોકે હું સાચા રાજપૂતોની વીર સભામાં પ્રતિજ્ઞા લઉં છું.

પ્રતાપ: હું સાચા રજપૂતોની વીર સભામાં પ્રતિજ્ઞા લઉં છું.

રાજમાતા: ( વચ્ચે જ ) કે જ્યાં સુધી મેવાડ ભૂમિ સ્વાધીન ન બને, એનો પ્રાચીન વૈભવ પાછો ન આવે, એના અસહાય પુત્રો પોતાના કર્તવ્ય અને મંતવ્ય પૂર્ણ સ્વરૂપે ન સ્હમજે, જ્યાં સુધી એની અબળા પુત્રીઓમાં, નિર્ભયતાથી દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી ચાલીને જવાનું સાહસ ન આવે,

ત્યાં સુધી મહેલમાં આરામ નહિ કરું, થાળી-ભોજન નહિ કરું. પલંગ પર પગ નહિ મૂકું. કહે, આ પ્રતિજ્ઞા લઇ શકે છે?

પ્રતાપઃ આ માતાની પ્રતિજ્ઞા છે! પુત્ર એનું પ્રાણાન્તે પાલન કરશે.

રાજમાતાઃ પરન્તુ એ પ્રતિજ્ઞા અત્યંત આકરી છે.

પ્રતાપઃ માતાની આશીષ એને સરલ બનાવશે.

રાજમાતાઃ પ્રલોભનો ત્હારા માર્ગમાં જાળ બિછાવશે.

પ્રતાપઃ ત્હારા પુત્રને એવો તુચ્છ ન માનીશ. તે ભીષ્મપિતામહની પ્રતિજ્ઞા તાજી કરી બતાવશે.

રાજમાતાઃ મ્હારી આશીષ સદાયે ત્હારી સાથેજ રહેશે.

( જવાને તૈયાર છે )

પ્રતાપઃ મા!.........

રાજમાતાઃ બસ, બેટા, હવે મ્હને ન શોભાવ. ત્હારા પિતાજી એકલા મુંઝાઇ રહ્યા હશે. હું હવે સતી થઇશ. રાજપુરોહિત! ત્હમે ત્હમારૂં કામ શરૂ કરો. ( વેગપૂર્વક ચાલી જાય છે. )

પ્રતાપઃ ( બુમ પાડી ) ચાલી ગઇ' મા! મા!............

પુરોહિતઃ સંસારનો એજ નિયમ છે. નથી અહિં કોઇ રહેતું: નથી કોઇ રહેવાનું. મનુષ્ય દુનિયામાં આવે છે અને પોતાનો ખેલ પૂરો કરી ચાલી જાય છે. જે માનવી પોતાની જનની જન્મભૂમિને સારૂ કાંઇ કામ કરી જાય છે તે ધન્ય છે. આપની માતાએ એમની લીલા સમાપ્ત કરી લીધી. ત્હમે ત્હમારા કાર્ય તરફ ધ્યાન આપો.

[ પડદો બદલાય છે. રાજમાતા પતિની લાશની સાથે બળતાં નજરે પડે છે. પ્રતાપ દોડતો આવે છે. ]

પ્રતાપઃ મા! મા!......( કાંઇ ઉત્તર નથી મળતો. મા આગની જ્વાલામાં ઢંકાઇ જાય છે. ) બસ, ચાલી ગઇ! ભગવાન્! સ્નેહની આ બેય નદીઓ સુકાઇ ગઇ. એનું સ્થાન કદિયે પૂર્ણ નહિ થાય.

મંત્રીઃ મહારાજ! શાન્તિ ધારણ કરો! આપને રૂદન કરવું છાજતું નથી. આપ મહારાણા છો. આપને અધીર જોઇ પ્રજાની શી દશા થશે?

પ્રતાપઃ ( ચમકીને ) મહારાણા! શું એને રડવાનો પણ અધિકાર નહિ? જે એક ભિખારી કરી શકે, તે મહારાણાને કરવાનો હક્ક નહિ? શું આ અધિકાર—આ રાજ્યઃ આટલા મોંઘા છે? ઠીક, હવે હું નહિ રડું. આ આંસુ દેશ અને જાતિનાં છે એમને મ્હારે ખાતર હવે આંખમાંથી બ્હાર નીકળવા નહિ દઉં.

( મંત્રી દરબારી સર્વે શિર નમાવે છે. )



ઘર ઉપયોગી

( ૧ ) ડુંગળીનો વાસ હાથ ઉપરથી રાઇના ભુકાથી હાથ ધોવાથી સહેલાઇથી જતી રહેશે.

( ૨ ) આરસી ઉપર સૂર્યના કિરણ પડવાથી તેનું તેજ હમેશા ઓછું થતું જાય છે ને કલાઇ ઉડી જાય છે. તેથી કોઇ દિવસ તડકામાં ન મૂકતા.

દરીલાલ એચ. પારેખ




લેખક: રા. રમણીકલાલ જયચંદભાઇ દલાલ
બી. એ., એલએલ બી.

"**આ**વી અથડામણથી તો પ્રભુ તોબા !"

"મ્હને તો કાકી ! આવા પ્રવાસો બહુજ ગમે છે. જરા નીચે ઉતરી સ્હામેના ખેતરમાં ચાલવા દો તો ખૂબજ આનન્દ આવે."

"બેસ, બેસ, ડાહીલિ ! આવી છોકરીઓ તો મ્હે ક્યાંય ન જોઇ. ખેતરમાં બાપે લાડવો દાટયો હશે તે ઢૂંઢેલવા મરવું છે. ત્હારી તો વાતો જ અવળી થવાની"

ટીકાપાત્ર થયેલી બાલાએ તો જરા હસીને જ આગળ ચલાવ્યું, "છોકરાંને તો કાંઇ કાંઇ મન થાય, કાકી ! લોકો તો કરણીમાં શાણાં થવા જાય છે. કામનાઓની કોઇ જ પરવા કરતું નથી. જુઓ ગાડીમાં આમ અકડાઇ મરવા કરતાં જરા છૂટા ફરવાનું ત્હમનેજ મન નથી થતું ?"

"ના. બા ! જરાય નહિ," કાકીએ ટુંકે પેટે ઉત્તર દીધો. જો કે ગાડીની ગતિથી તેઓ અવિરત ડોલી રહ્યાં હતાં. "અમે તો બા ! જૂના જમાનાનાં, રસ્તાઓમાં, ને ખેતરોમાં અમને તો દોડવું ન ગમે. ઓ, રામ ! આ તાપ પણ ઓછો તપે છે ? હજી દશ તો વાગ્યા નથી, ત્યાં અંગાર વરસવા માંડયા. કોણ જાણે ? ક્યારે ય પાર આવશે ? શેર પહોંચતાં તો શું નું શું થઇ જશે ?"

પરમપવિત્ર તીર્થક્ષેત્ર પ્રયાગનો એ રાજમાર્ગ પાપહારિણી યમૂનાને અડીને આગળ વધતો. જૂના જમાનાની ગાડી ધીમે ધીમે વાટ કાપતી. એના ખોખરા અવાજ સાથે ધૂળ પણ બેસુમાર ઉડતી. અન્દર ચાર પાંચ બૈરાં ને એક બાળક ડોલી રહ્યાં હતાં. એક વૃદ્ધ પુરુષ હાંકનારની બાજુમાં ગોઠવાયો હતો. એક હિન્દુસ્તાની ભોમિયો ઘોડે ચઢી ગાડીને દોરતો. વચ્ચે હિન્દી ને ગુજરાતીમાં ફાવે તેમ બરડયે જતો. માત્ર ડોસોજ એને કદી કદી જવાબ વાળતો. પરન્તુ મ્હોટે ભાગે એ શાન્ત નિરાશામાંજ બેસી રહેતો. ગાડીની અન્દરના ઉતારુઓ તો શાન્ત રહી શકતાજ નહિ.

"જુઓ ! જુઓ ! કાકી ! કેવો સુન્દર બગીચો ? જુઓ ! પેલો સ્તંભ ! કેવો વિશાળ ? પણ અન્દર એક પણ ઘર કેમ નહિ હોય ?"

"જો નવનીત ! થોડી વાર મુગો મરે તો ઠીક. બાઇ બ્હેનમાં જરાય ફેર નહિ

આનન્દી કે નવનીત બેમાંથી એકેય એક પલકવાર પણ શાન્ત રહી શકે, નહિ."

આનન્દી હસીઃ "વ્હેલાં આવી નાહી પરવારવાની મ્હેં તમને પ્હેલેથીજ સૂચના કરી હતી. હવે સ્હમજાય છે ? બધાંયે સાથે આવવું જરાય ઠીક નહિ. કોઇને કાંઇ, ને કોઇને કાંઇ. કોઇ રોગે મુઝાય તો કોઇ ક્રોધે ભરાય."

શહેરનાં મહાલયોથી બન્ધાયેલો એ રાજમાર્ગ ન્હોતો. એ રસ્તાની બન્ને બાજુએ તો વૃક્ષઘટા જામી ગઇ હતી. વચ્ચેના પોલાણમાંથી દૂર દૂરનાં ગામડાંનાં ઘર દષ્ટિગોચર થતાં. રસ્તાની એક બાજુએ નીલવર્ણાં ખેતરો આવી રહ્યાં હતાં. દરેક ખેતર વાડવાડોલીથી વીંટાયલું હતું. કેટલાંક મયદાનોતે ફરતી દિવાલ પણ બાંધી લેવામાં આવી હતી. અન્દર ફલફલાદિનાં બગીચાની તૈયારીઓ જણાતી. એ માર્ગની બીજી બાજુએ કાલિન્દીનાં કાળાં પાણી યાહોમ આગળ વધી રહ્યાં હતાં. તેની સ્હામે પાર હરિયાળાં ક્ષેત્રો નયનને–આહ્લાદ અર્પતાં.

"બ્હેન ! બ્હેન ! પેલું ખડેર જોયું કે ? ત્યાં કોણ રહેતું હશે ?"

"ત્હારાં કાકા !"–આનન્દીએ હસતાં હસતાં કહ્યું; "ઓતારી ! આપણો પ્રવાસ પૂરો થયો જણાય છે."

ઘણીજ મુશ્કેલીથી પેલો વૃદ્ધ પુરુષ સંભાળથી ઉતરવા પ્રયત્ન કરવા લાગ્યો. જુવાન બોમિયો તો ચપળતાથી કુદી પડ્યો. તેણે ગાડીનું બારણું ઉઘાડી આપ્યું. "બાઇસાહેબ ! ઉતરો;" તેણે કહ્યું "કામદેવનું સ્થાનક આવી પહોંચ્યું છે. આપણે અહીંજ ઉતરવાનું છે."

અન્દરના ઉતારુઓ એક પછી એક ધીમેથી બ્હાર પડ્યાં. બાલક નવનીત તો કુદીજ. ધોતીની આંટી આવતાં ગુલાંટ ખાઇ ગયો. ઘડીભર એના ભુમરાણથી એ સ્થાન સજીવ બની રહ્યું. એનાં કાકી તો એને ધમકાવવાજ મંડી પડ્યાં. હિન્દુસ્તાની બોમિયાએ ઘોંટાઘાંટ કરી મૂકી, પેલા વૃદ્ધ પુરુષે બધાંને શાન્ત પાડ્યાં. "ચાલો–પછી તાપ ચઢશે."

રસ્તાની બાજુથી એક પગથી છેક નીચે સરી જતી હતી. બોમિયો માર્ગદર્શક બન્યો. યાત્રિકો એને અનુસર્યાં. આનન્દીએ નવનીતનો હાથ ઝાલ્યો, "હવે કુદકા મારવા છે કે ? એકજ ઠોકરે સરિતાના અંકમાંજ વિહાર કરવો પડશે."

પ્હેલી ગુલાંટના કપરા અનુભવથી જ નવનીતનો ઉત્સાહ નરમ પડી ગયો હતોઃ એટલે હવે તે સીધો સીધો ચાલવા લાગ્યો. બ્હેનના હાથમાંથી હાથ છોડાવવા જરાય તજવીજ કરી નહિ. કાકીના હાથમાં પિત્તળનો કુંભ હતો. બીજે હાથે તેઓ પોતાની ઉડતી બનારસી સાડીને સંકોરતાં મંદ ગતિએ નીચે ઉતરી રહ્યાં હતાં. આનન્દીની સુવર્ણી કિનારની સાડીનો છેડો ભાલપ્રદેશથી જરા વધારે નીચે ઉતરી ગયો હતો. તે નવનીત જોડે જરા ઝડપથી આગળ વધી રહી હતી. કાકીથી એ ખમાયું નહિ. "બાલકની પેઠે દોડાદોડ શું કરે છે ? આવાં જંગલી છોકરાંથી તો પ્રભુ તોબા ! નસીબ તો ફુટલું છે છતાંય ઝંપતી નથી."

સાથેની ત્રણેય વિધવાઓ પિત્તળના કુંભ ને સાડીઓ સંકોરવામાં રોકાયલી હતી. ધીમે ચાલતી ને ટોળટપ્પા ઉડાવતી. પરન્તુ ઠોકર ન વાગે તેવી ખાસ સંભાળ રાખતી.

સરિતાનાં શીતલ શીકરોથી પ્રફુલ્લિત થયેલો પવન આનન્દીના કપોલ પ્રદેશે સ્નેહીના પ્રથમ સ્પર્શના ભણકાર દેવા લાગ્યો. "બ્હેન ! કેવું સુન્દર સ્થાન !" નવનીતથી શાન્ત ન રહેવાયું "ફરીથી આપણે એકલાં અહીં આવીશું. કાકીને નહિ લાવીએ."

બોમિયો બાજુમાંજ ચાલતો. સ્હામેજ

એક અશ્વત્થ વૃક્ષ હતું. નીચે એક ન્હાનકડું દેવાલય હતું. "માતાજી! આજ કામદેવનું મંદિર." ભોમિયાએ સમસ્ત મંડળીનું ધ્યાન ખેંચ્યું "આ સ્થાનકનું માહાત્મ્ય અજબ છે. એમને આંગણે ત્હમે ચ્હાય તે કામના કરો, એ ફલિભૂત થવાની જ."

"કામદેવનું મંદિર"—એ શબ્દોનાં શ્રવણેજ આનન્દી ચમકી. ઘડીભર સ્તબ્ધ બની ગઇ. વળી આગળ વધી. મંદિરની પગથીયો વટાવી. એના યુવાન મુખારવિન્દ પર શ્યામળી છાયા છવાઇ ગઇ. એક પ્રૌઢાની ગંભિરતા આવી ગઇ. પ્રતિમાને તેણે ભાવભર્યું નમન કર્યું. અલૌકિક એકાગ્રતાથી તેણે ક્ષણભર પ્રાર્થના કરી. એ સરલ શાન્તિમાં અન્તિમ ઘડીએ એક વ્હાલસોયી વંદના દઇ તે ઝટપટ બ્હાર પડી.

કાકીની મંડળી તો ક્યારનીયે બ્હાર નીકળી ગઇ હતી. ભોમિયાના મંગલ મુખે દેવબલની પ્રશંસા સંપૂર્ણ સાંભળ્યા પછીજ મંદિરમાં પ્રવેશ કરવાની તેઓએ સંભાળ લીધી હતી. સાષ્ટાંગ દંડવત કર્યા વિના તો ત્યાં આવેલું અફળ જાય ને સ્વાર્થ તો ઘડીએ ન વિસરાય—"મ્હારા ભત્રીજા—જમાઇનો પત્તો લગાડજો. બાપજી! આપની બાધા રાખીશ." પ્રદક્ષિણા, ઘંટાનાદ, વંદન સઘળુંય જોતજોતામાં સમેટી લેવાનું.

આનન્દી તો અશ્વત્થની શીતલ છાયાના જ આશ્રયે ગઇ. ઘણીયે ઇચ્છા હતી કે ત્યાં ઘડીક રોકાઇ જવું. પરન્તુ સમસ્ત મંડળીની અધીરાઇએ એને નિરુપાય બનાવી. બધાંની સાથે ગયા વિના છૂટકોજ નહિ. સર્વે ઘાટપર આવી પહોંચ્યાં. થોડે દૂર છીછરા પાણીમાં એક નૌકા તરતી હતી.

"ઉભાં રહો. હું બુટ કાઢી નાંખું" નવનીત નાવને જોતાંજ હર્ષમાં આવી ગયો, "પરન્તુ હું એ રાખીશ ક્યાં?"

"ગાડીમાં જ મૂકતા આવવું' તું ને" તેની બ્હેને ઉપાય કહ્યો.

"એટલે નિરાંતે ચોરાઈ જાય" કાકીએ અનુભવ ઉકેલ્યો. "ત્હારામાં તો નવનીતની અક્કલ પણ ન મળે. ગાડીવાળો ક્યો ઓળખીતો છે? એને ભરોસે કેમ રહેવાય?"

ગાડીનું ભાડું પણ ચૂકવવામાં આવ્યું ન્હોતું. નવનીતના પુરાણા બુટ હજમ કરતાં એને ચોક્કસ ભારે પડી જાત. પરન્તુ કાકીનું વચન ફરે? એટલે આનન્દીએ એટલેથી જ પતાવ્યું. "ચાલ, કાઢી નાંખ તો હું ઉચકી લઇશ."

એટલામાં ભોમિયાએ પેલા વૃદ્ધ પુરુષને સાથે રાખી નાવ ઠરાવી બધાં ય નાવ પર ચઢયાં. નૌકાવિહારની અગત્યની સૂચનાઓનું એક ન્હાનકડું ભાષણ મારી ખલાસીએ નાવ હંકારી.

સરિતાના વક્ષઃસ્થલે તાપનો ય ત્રાસ ગળી જતો જણાયો. બધાં ય ઉલ્લાસમાં આવી ગયાં. આનન્દીનું મુખાવરણ હઠી ગયું તેની પણ તેને સરત રહી નહિ. એનાં નયનોમાં નીલવર્ણી તરંગિણી પ્રતિબિમ્બિત થઇ. જલસમૂહના સંગીતે એનું હૈયું હલમલી ગયું. એની ધબકતી શિરાઓમાં અર્ધવિસરાયલાં સ્મરણો ગુંજી રહ્યાં.

ન્હાની મ્હોટી અનેક વિધ નૌકાઓને ઉર્મિભર્યાં ઉરોભાગે આશ્રય દેતી કલ્લોલિની વિવિધ વર્ણના યાત્રાળુજનોને અભિનન્દી રહી હતી. હિન્દના ખૂણેખૂણેથી પ્રવાસીઓ કાલિન્દીને કાંઠે આજ ઉતરી પડયા હતાઃ કોઇ ધર્મભાવનાથી પ્રેરાયલાઃ કોઇ સૃષ્ટિસૌંદર્ય માણતાઃ કોઇ શરીર સ્વાસ્થ્ય સંપાદન કરવા મથતા. દક્ષિણ હિન્દની વનિતાઓની વિશ્વરંગી સાડીઓથી ને ઇસ્લામ મહિલાઓની સુવર્ણી ઝુલ ભર્યા પોશાકથી અનુપમ રંગચમકારનો અનુભવ થતો. કેટલીક નૌકાઓમાંથી સંગી-

તાના મધુર સરોદો ઝરતા તો કોઇકમાં વાગ્યુદ્ધો ગાજતાં. કોઇમાં હિન્દી પ્રણયગીતો ગવાતાં તો કોઇમાં બાલકો કિલકિલાટ કરી મૂકતાં. કેટલાંક મ્હોટાં ઝહાજો પણ એક ખૂણે લાંગરેલાં હતાં. કેટલીક ગુજરાતણો એની તુતક પર દષ્ટિગોચર થતી. તેઓ યાત્રાળુ વર્ગ પર આશ્ચર્યયુક્ત દષ્ટિપાત કરી રહી હતી.

સ્હામે કિનારે ક્ષેત્રોનાં ક્ષેત્રો ક્ષિતિજ સુધી પથરાઇ ગયાં હતાં. નીલવર્ણાં ધાન્ય સમદમાં કૃષિવલોનાં ન્હાનકડાં ઝૂંપડાંઓ ઝૂલી રહ્યાં હતાં. અલકલટના સેંથા સમોવડી નાજુક પગથિઓ અગમ્યતામાંજ અદશ્ય થતી. દૂર દૂર પૂરાણાં મંદિરોનાં ખંડેરો ગગનમંડળની શ્યામ વાદળીશાં શોભતાં. એક બાજુએ વૃક્ષકુંજના વિશાળ ઘુમ્મટનાં કોઈ વાત્સલ્યભરી માતાના બાહુપાશમાં ભીડાયલા બાલક સમોવડું એક ન્હાનકડું ગામડું વાડોલિયાના માળાની પેઠે લપાઇ રહ્યું હતું.

"બ્હેન ! બ્હેન ! પેલું લાલ મકાન કોનું ? અંગ્રેજોની કોઠી એજ કે ? જો ને—એની ઓશરીમાં કોઇ સાહેબ પણ ઉભો છે" નવનીતે એ અભંગ ઉત્સાહમાં આતુરતાને માર્ગ દીધો.

આનન્દી ઉત્તર વાળે તે પ્હેલાં તો પેલો હિન્દુસ્તાની ભોમિયો હિન્દીમાં સડસડાટ વિવરણ કરવા મંડી પડયો. એ પુરાણી ભાષાનું આછેરૂં જ્ઞાન પણ ન હોવાથી નવનીત માત્ર વિસ્મયથી મ્હોં ફાડી જોઇ રહ્યો. પેલા વૃદ્ધને એની ગુંચવણ સ્હમજાઇ "એ સમ્રાટ અકબરનો પુરાણો કિલ્લો છે. અત્યારે ત્યાં અંગ્રેજોની છાવણી છે."

એ વિશાળ દુર્ગ પર ત્રણ ત્રણ સદીઓનાં વ્હાણાં વહી ગયાં હતાં. કાલક્ષતિઓને શિવનિર્માલ્ય ગણતો એ હજીએ ઉન્નત મસ્તકે નિહાળી રહ્યો હતો. એના ઓજસે ગુલાબી ગંભિરતા છવાતી. એનું પ્રતિબિમ્બ યમૂના જલે હજીયે સંપૂર્ણ ને અભંગ હતું. પુરાણી બાદશાહીની અંતઃપુર મહિલાનાં શ્યામનયનાં મુખારવિન્દો માત્ર એ ઝરૂખાઓની જાળીશી બારીઓ ન્હોતી આચ્છાદતી. સરીતા સંગીતને તાલ—બદ્ધ કરવા એમનો નુપૂરઝંકાર હવે ન્હોતો રહ્યો. અત્યારે તો કોઇ કોઈ શ્વેતાકૃતિઓ લશ્કરી લેબાસમાં ઝૂલતા ઝરૂખા પર સરિતાના શીતલ વાયુનો ઉપભોગ કરતી. એમની સ્થિર દષ્ટિ યાત્રાળુ પ્રમદાના હૈયામાં ભયકમ્પ સુજાવતી.

તેઓ આગળ ને આગળ વધતાં જ ગયાં. પુરાણો ડકો તેમની બાજુએ થઇ સરી ગયો. ભોમિયાનાં કીર્તિગાન વધતાં જ ગયાં. બધિર યાત્રાળુઓ પોતપોતાનાજ તાનમાં હતાં. એવામાં એક વૃદ્ધા ઘુમટો સંભાળી બબડીઃ "બાપ રે ! કેટલા બધા સૈનિકો ! આનન્દી ! આઘું ઓઢ. નવનીત ! સીધો બેસ—અંદી આવ."

નવનીત હસ્યો. ઉલટો દૂર ગયો. આનન્દીએ એ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું.

નૌકા ત્રિવેણી સંગમ પર આવી પહોંચી. ત્રિવેણીની સરસ્વતી તો ક્યારની ય સુકાઇ ગઇ હતી પણ ત્રિવેણી નામ સ્વીકારવા કોઇએ નારાજ ન્હોતું. કાલિન્દીનાં કાળાં પાણીમાં પુણ્યગંગા ભાગીરથીનાં શ્વેતવારિ વેગથી ધસતાંઃ ઘેરો ગડગડાટ ગજાવતાં. ગંગા ઉંડાણે આછેરી પણ વેગ ગજબ. નૌકાએ એને આલિંગવા પ્રયાસજ ન કર્યો. ને યમૂનામાં જ સ્તંભી.

યાત્રિકોનો કોલાહલ વધ્યો. આનન્દીની વિચાર—શ્રેણીમાં ભંગ પડયો. અનિચ્છા છતાં ય એનું દિલ વર્તમાન તરફ વળ્યું. એણે પણ ત્રિવેણીના ગજબ ચક્રાવા પર દષ્ટિપાત કર્યો. દૂર દૂરની નૌકાઓમાં યાત્રિકો ચિત્રાવલી સમાં ભાસતાં. સાનિધ્યમાં એ માપાનો વિનાશ થતો. એ જાદૂભર્યું આકર્ષણ

ઉડી જતું. કેટલો વિશાળ માનવમેળો ! સ્નાન ઘાટે તો પાણી પંકમયજ બની ગયું હતું. તેથી કાંઇ યાત્રાળુનો ઉત્સાહ ઓસરી જતો નહિ. દૂર દૂર પથરાતા સલિલસમૂહ પર નજર કરવાની પણ એમને ફુરસદ ન્હોતી. ફુલ ને દુધનાં બલિદાનનો વરસાદ વરસતો. એમના ઘુમરાણે પુણ્યોદક પણ ભયસીંચારે કમ્પી ઉઠતું.

છતાંય ગુજરાતનાં એક દૂરના ગામડાથી આવતી આનન્દીને ઉત્તરનું આ તીર્થસ્થાન રમણીય લાગ્યું. સદાકાળને માટે તે આ સ્થાને ન રહી શકે ? આ ઘુંઘવતી માનવતાથી દૂર દૂર આવેલાં પેલાં ઝુપડાની હારાવલિ આગળ એક કલ્યાણી કુટિર ન રચી શકે ? વાયુમાં વિહરતા વિધરંગી વાવટાઓ એને આમન્ત્રણ આપી રહ્યા. હંમેશ અનેક વિધ યાત્રાળુનાં દર્શન થશે સદૈવ સરિતા સંગીતની ધૂન મચશે. દૂર દૂર સરી જતા છાયાવત આશ્રમો એના જીવનમાં શાન્તિનું સામ્રાજ્ય ભરશે.

બાજુના ઘાટ આગળ નૌકા લાંગરી, વૃદ્ધા ને વિધવાની મંડળી સ્નાનાર્થે ઉતરી. આનન્દી સ્નાન કરવા રાજી ન્હોતી, એથી વિરોધનું તોફાન મંડાયું. પરન્તુ એ તો નવનીત સાથે નૌકામાંજ રહી. નૌકાની બાજુએ અરેલી નવનીત પાણી ઉછાળતો હતો. એવામાં એક કાચબાએ મોઢું કાઢ્યું. એણે તો ભયની રાડ નાંખી. ભયનો માર્યો નાવની મધ્યમાં ગબડી પડયો. આનન્દીએ હસીને તેને શાન્ત પાડયો. ફરી પાછી પોતાની ધૂનમાં લીન બની.

સ્નાનાર્થે ઉતરનાર સમૂહમાં સ્ત્રીઓનીજ સંખ્યા વધારે હતી ને તેમાં યે મુખ્યત્વે વૃદ્ધાઓ. થોડીક યુવાન લલનાઓ પણ સ્નાન કરતી. યાત્રાળુઓની સ્થિર નજર એમને અસ્વસ્થ બનાવતી.

પંડયાઓના ઘુમરાણનો પાર ન્હોતો. એમના હાથના ચાળા અટકતાજ નહિ. માત્ર પૈસા પડાવવાનું જ અનન્ત ધ્યેય હતું. કેટલાક જલમિશ્રિત દૂધ ને કરમાયલાં ફુલો મ્હોં માગી કીમતે વેચતા. નાવી બ્રાહ્મણોનો ધંધો પણ ઠીક જામ્યો હતો.

એવામાં એક વૃદ્ધ પંચકેશથી પરવારી કેટલાક ગોળમટોળ પંડયાઓને પડખે લઇ આનન્દીની નૌકા નજીક આવ્યો. ગત સ્વજનોનાં ફુલ પવિત્રજલે પધરાવવાં હતાં. પરન્તુ દ્રવ્યના દર્શને પંડયાઓએ કલહ માંડયો. આનન્દીને ધિક્કાર છૂટયો. તેણે બીજી તરફ નજર કરી.

એકાએક નવનીતે એને ધ્યાનભંગ કરી: "બ્હેન ! જો. જો. પેલી નૌકા પર કાળીની વિચિત્ર મૂર્તિ ! જો. પેલો સન્યાસી ઘંટ વગાડી દાનયાચના કરી રહ્યો છે. એને મ્હોંઢું નહિ હોય તે આમ કાન ફોડી નાંખે છે ?"

આનન્દી ફરી વર્તમાન પથે અવતરી. પેલા સન્યાસી તરફ પૈસો નાંખ્યો. નવનીત એની સચોટતા પર આફરીન થઇ ગાજી ઉઠયો. "વાહ ! બ્હેન ! પૈસો બરાબર દેવીને ચરણે જઇ પડયો. પણ જો તો પેલી કોઇ ઇસ્લામે શાહજાદી જણાય છે એને દેહે કેટલું જવાહીર લાદયું છે ? જો એ સન્યાસી તરફ રૂપિયો ફેંકે અરે ! એ તો પાણીમાં પડયો ! બ્હેન ! કેમ નથી જોતી ? આમ જોને એને પડખે ઉભેલો પેલો પુરુષ એને કેવો ઠપકો આપે છે ? આવા ભામટાને વળી રૂપિયો શાનો ?"

પરન્તુ આનન્દીનું વદન ઓચિન્તુ કરમાયું. એક મહાનિનાદે એના કર્ણ સમસ્ત સંસારને કાળિયો કરી જવા જાણે કાળપુત્રી કાલિન્દી ઉછળી રહી. નવનીતને ધ્રુજારી છૂટી "બ્હેન ! શું છે ? ઠીક નથી ? કાકીને બોલાવું ?"

આનન્દી જેમ તેમ સ્વસ્થ થઇ. ફરી દૂર દૂર નજર નાંખી. પેલી નૌકા સહેજ દૂર સરી ગઇ હતી. નીલ વસ્ત્રધારી રત્નખચિના પ્રમદા

હજી યે સ્મિત કરી રહી હતી. હજી યે એનો આથી એની પડખેજ હતો

એને જ માટે આજ આઠ આઠ વર્ષ થયાં આનન્દી વાટ જોઇ રહી હતી. એના યુવાન હૃદયનો સર્વ દ્રવ્યસંચય એને અર્ધ્ય ધરવા સદાય તૈયાર રહેતો. લગ્નની મનોહર સન્ધ્યાએ એ આલ્હાદભર્યા વદનનાં દર્શન કર્યાં હતાં. પછી એ પ્રભુદર્શન માટે આનન્દી ઘેલી બની હતી. કલ્પનાના જ્યોતિભર્યા તરંગે તરંગ ફૂંકેલી એ રમણીય મૂર્તિને વધારે ને વધારે સૌંદર્યમયી કલ્પતી. એની કુરતાને દરેક ધિક્કારી હતી પરન્તુ આનન્દી એને હૃદયદેવ ગણી આરાધતી. એ ક્રૂર હોઇ જ શકે નહિ. એ સ્વયં ત્યાગ કરે જ નહિ. એનું વિધિ જ વિરૂધ્ધું હતું. એની વ્હાલસોયા વાટ જોવામાંજ તે કંટકમય જીવનમાર્ગ વટાવી રહી હતી. વિશ્વના કોઇ દૂરના ખૂણામાં એ પણ એની વાટ જોઇ રહ્યો હશે એમ એને ખાત્રી હતી. પરમકૃપાળુ પરમેશ્વર પળેપળ તેમને સમીપ આકર્ષી રહ્યા હતા. તેઓ એક બીજાની નજીક જ આવતા જતા હતા. એજ પરમ સત્ય હતું. એમાં જ આનન્દીને અવિચળ વિશ્વાસ હતો.

પણ એ આજ હોઇ શકે ? ફરીથી એ મનોહર મુખારવિન્દ એને દૃષ્ટિપથે પડે એ સંભવિત ખરૂં ? ને આ ? શું આ નિષ્ઠુર સ્વપ્ન ન્હોતું ? આથી મિથ્યા સંસારનાં જાગરણ ફરી માંડવાનાં ન્હોતાં ?

નૌકા પંથ કાપે જતી હતી, આનન્દીને હવે કશામાં રસ ન્હોતો. પેલો મનુષ્ય એક વાર અન્દર જઈ પુનઃ બ્હાર આવ્યો. આનન્દીએ પોતાનું વદન ફેરવી લીધું.

પછી કંઠમાંથી એક લૉકેટવાળી ચેઇન ઉતારી, દરરોજ તે કંઠે રાખતી. આજે તે સરિતાને સમર્પણ કરવામાં આવી. પેલા વૃદ્ધના અસ્થિફુલ, પધરાવ્યા હતાં એજ સ્થાને તે પડી. કેટલાકનું ધ્યાન ખેંચાયું. સર્વ આશ્ચર્યવિમૂઢજ બની ગયા.

વૃદ્ધા નાહી પરવારી. ગંગાના પવિત્ર જલે પેલો પિત્તળનો કુંભ ભર્યો. એના વદન પર પરમ સંતોષ હતો. " લે થોડું જલ મસ્તકે ચઢાવ. એથી પરમ શાન્તિ વળશે. "

પેલા વૃદ્ધજનને ઉદ્દેશી તે બોલી " નૌકા કામદેવને મંદિરે થઈ લેવા સૂચના કરજો. હું ફરીથી પગે પડીશ. કદાચ તે મ્હારી આશા પૂરશે. "

આનન્દી કટુતાથી હસી. કામદેવે એની પ્રાર્થના તો જરૂર સાંભળી હતી. *

* મૂળ લેખિકા શ્રી-સીતાદેવી.

---

ઘર ઉપયોગી

( ૧૦ ) બાફેલા બટેટાના વધેલ પાણીમાં રૂપાની ચીજ ધોવાથી રૂપાના ડાઘ ચાલ્યા જાય છે.

( ૧૧ ) શાકીના ડાઘ આંગળા ઉપરથી તમેટાનો રસ ઘસવાથી સહેલાઇથી જતા રહે છે.

( ૧૨ ) તમારા હારમોનીયમમાં કોઇપણ જગ્યાએ કપુર રાખશો તો તેની વાસથી કંસારી વગેરે નાના જંતુ તેમાં વાસ કરતા અચકાશે.

હરીલાલ એચ. પારેખ




લેખિકાઃ શ્રી. ભગવતી ભટ્ટ

**આ**જે અમારા " યુવાન્ મંડળની " બીજી મીટીંગ હતી. અમારાં મંડળમાં પુરૂષ કે સ્ત્રી દરેકને આવવાની છુટ હતી. ને દરેક પોતાના વિચાર છુટથી દર્શાવી શકતાં. હું કહેવા ઘણોજ ખુશી છું કે સેવક એ મંડળના સેક્રેટરી હતા. કેવું સરસ ?

" શું કરે છે, શિક્ષિત પુરૂષો ને સ્ત્રીઓ ? " એ વિષય આજે ચર્ચાવાનો હતો. મિ. પ્રબોધકુમાર શાહ પ્રમુખ હતા.

મિ. વિનોદે હૅટ ઉતારી બોલવું શરૂ કર્યું: " ભાઇઓ ને બ્હેનો ! શિક્ષિત પુરૂષ શું કરે એ સવાલજ નથી. એ તો ઘણું કરી બતાવે છે. સમાજમાં ભાગ લે, સુધારા કરે, પરદેશ જાય, નવી નવી વિદ્યાઓ શીખે, ને તેનો પોતાના દેશમાં આવી પ્રચાર કરે. આ ફકત કહેવાનુંજ નથી, ને આપણા આજના કેળવાયલા ગ્રેજ્યુએટો ને બીજા ઘણા યુવાનો પોતાના ઘરમાં ને જ્ઞાતિમાં કેટકેટલા સુધારા કરે છે. વળી પોતાની પત્નીને પણ સુધારે છે. મારા મત મુજબ તો શિક્ષિત પુરૂષો ઘણુંજ કરે છે. આજ પંહેલાંનાં દશ વર્ષ ઉપરનાં હિન્દમાં ને હાલનાં હિન્દમાં કેટલો ફેર પડયો ? તેનું કારણ શિક્ષિત પુરૂષો જ છે. પણ સ્ત્રીઓ ? શિક્ષિત સ્ત્રીઓ બહુ ઓછી હોય છે, ને કેળવાયલી સ્ત્રીઓ બહુ અહંકારી ને ગુમાની હોવાથી તેમની કેળવણી મોટે ભાગે અફળ જાય છે. ને ઘણી તો કેળવાયલી સ્ત્રીઓ પરણતીજ નથી. માટે સ્ત્રીઓનું શિક્ષણ તો તદન નકામુંજ જાય છે." મિ. વિનોદ આટલું બોલી ખુરસી પર બીરાજ્યા એટલે તેમના આ વિવેચનથી છંછેડાઇ ગયલાં લીલા બ્હેન બોલવા ઉભાં થયાં. તેઓ હજી કુમારાં હતાં ને પ્રીવીયસ સુધીનો અભ્યાસ કર્યો હતો.

" મિ. વિનોદરાય કહે છે, કે કેળવાયલી સ્ત્રીઓ પરણતી નથી, માટે તેમને કેળવણી ન આપવી, અથવા તેમની કેળવણી નકામીજ છે. શું ન પરણે એટલે કેળવણી નકામી જાય કે ? પરણવું એજ શું શિક્ષણનો ઉદ્દેશ છે કે ? વળી મિ. વિનોદ કહે છે કે શિક્ષિત પુરૂષો તો સમાજ અને દેશને બહુ ઉપયોગી છે, ને તેઓ તો બહુ બહુ સુધારા કરે છે. હું એકજ પ્રશ્ન પુછીશ મિ. વિનોદરાય ! ત્હમે શિક્ષણ લઇને શા શા સુધારા કરી નાખ્યા ? કઈ શોધ કરી ? આપણા હિન્દના યુવકોએ જે સુધારા કર્યા હોય તો તે કેવળ આમ મિટીંગોમાં બોલવા પુરતાજ અથવા તો તમારા શબ્દોમાં સુધરેલા એટલે " યુરોપીયન સ્ટાઇલ "માં સજ્જ થઈ હોટેલની મુલાકાત લેતા પુરૂષોજ આવી શકે ને એજ સુધારો જો સાચો હોય તો હિન્દને સ્વરાજ્ય કયારનું ય મળી ગયું હોત. હિન્દના યુવકોને શિક્ષણ પચાવતાં નથી આવડતું ને સ્ત્રીઓ શિક્ષિત સ્ત્રીઓ બહુજ થોડી છે. પણ તેટલી સ્ત્રીઓ જે કંઇક કરે છે તેટલું ય

ત્હમે ક્યારે કરી શકો છો? તેનું કારણ તમે સ્ત્રીઓને તુચ્છકારો છો, તેનાથી દુર રહેવા પ્રયત્ન કરો છો! તમને પોતાને મોટા–સર્વ શ્રેષ્ટ માની બેઠા છો, ને માટેજ–માટેજ–ત્હમે કંઈ નથી કરી શકતા. નથી ત્હમે સાચા હિન્દી રહ્યા, નથી ત્હમે યુરોપિયન બની શક્યા. નથી ત્હમારામાં દેશદાઝ કે નથી ત્હમને ત્હમારૂં પોતાનું સ્વમાન. શિક્ષિત પુરૂષોએ શરમાવું જોઇએ કે તેઓ તેનાં શિક્ષણના પૈસા મફત ગુમાવે છે. પરદેશીઓ ત્હમને–ત્હમારાં માન-હિનપણાને જોઈ હસે છે, ને ત્હમારા દેશ-બંધુઓથી કે કુટુંબીઓથી ત્હમે દૂર થવા માગો છો! શો ત્હમારાં શિક્ષણનો ઉપયોગ! સાચો સુધારો જો અંધ અનુકરણમાં કે બીજામાં–પરદેશીઓમાં અંજાઈ જવામાં આવતો હોય તો તે ત્હમનેજ મુબારક; અમારે નથી જોઇતો એ ત્હમારો પ્રતાપ!"

"એટલે શું લીલાબ્હેન ત્હમે એમ કહેવા માગો છો કે અમે પરદેશીનું અનુકરણ કરીએ છીએ?" મુકુંદ ક્યારનો ચીડવાઈ રહ્યો હતો તે એકદમ ઉભો થઈ ગયો. ને બોલ્યો. "અનુકરણ તો વધારે સ્ત્રીઓ કરે છે. ફેશન વધારે તમને સ્ત્રીઓને જોઇએ છે. જો સ્ત્રીઓ ન હોય, તો આ કાપડની મારકીટવાળાનો ધંધો તુટે, સ્ત્રીઓ જો શૃંગાર ઓછા કરે તો આ ઝવેરી બજારના વેપારી રડી ઉઠે. પારસી યુરોપિયન ને દક્ષણી એ ત્રણેનું સાથે અનુ-કરણ કરનાર આપણી ગુજરાતી બ્હેનોજ છે. ને પુરૂષોનાં પ્રત્યેક સારાં કામમાં આડે આવનાર પણ સ્ત્રીઓજ છે. ને ખરેખર અમારી સાચી ને કટ્ટો દુશ્મન જો કોઇ હોય તો તે એ કૌવચ જેવી સ્ત્રીઓજ છે. એમના અજ્ઞાને ને ત્રાસે અમારા બધા આદર્શો ધૂળ મળે છે. સહાય આપવાની વાત તો દુર રહી પણ અમારા કાર્યોમાં તે આડે ન આવે તો ય ઘણું સારૂં. અમારી પાસે બળ છે, હિમ્મત છે. શક્તિ છે, પણ અમે શું કરીએ! સવારથી સાંજ લગી વૈતરૂં કરવામાંજ એ બધા શક્તિ જતી રહે."

"ત્યારે જરા લોભ ઓછો રાખો" વચ્ચે એક અવાજ આવ્યો. "તો પછી બૈરી છોક-રાંનું પુરૂં કેમ થાય?" બીજા મીસ્ટર બોલ્યા. "ત્યારે જીવવું એ શું કેવળ બૈરી છોકરાં પુરતું જ કે! "મધુરી બ્હેને વચ્ચે ટહુકો પુર્યો." જો બૈરી છોકરાં બહુ ભારે પડતાં હોય, ત્રાસદાયક લાગતાં હોય, તો પરણવું મુકી દો."

"તો શું અમે બધા કુંવારા રહીએ?" મોહનથી ન રહેવાયું. "તો શું અમને તમે નાહક નિંદો જ કરો?" મણીબ્હેન બોલ્યાં.

"મને લાગે છે કે પુરૂષોમાં હવે બળ નથી રહ્યું, ભણી ભણી મગજ કંટાળી ગયું છે તેનો રોષ કોના ઉપર કાઢે?. તેમાં તેઓ બધાં વાંક સ્ત્રીઓનો કાઢે છે." લીલાબ્હેને ઉમેર્યું.

"શું અમારામાં બળ નથી? શક્તિ નથી? અરે! 'દિવાસો દુર્ગની ફાટે અમારા હાથ પડવાથી.' સામે સો માણસ આવે તો પણ અમે હિમ્મત હારીએ એમ નથી હવે ત્હમે થોડાજ વખતમાં જોઇ શકશો કે અમારૂં શિક્ષણ ને બળ શું નથી કરતું?"

'અરે! મુસલમાનો લાઠી લઇને આ તરફ આવે છે." એક ભૈયો કહેવા આવ્યો એટલે તો જાણે ઇલેક્ટ્રીક શૉક લાગ્યો હોય તેમ બધાં ઉભા થઇ ટોપલાં સાથે તૈયાર થઇ ગયા. "અરે! પણ મારે ઝટ નીકળી જવું છે," મુકુંદ તો ઝપાટાબંધ દોડ્યો.

"વિનોદભાઈ! ત્હમારી જોડે આવું!" મધુરીએ પુછ્યું.

"હું...હું...કે...મ્હારૂં કંઇ ઠેકાણું નહિ. જો તોફાન બહુ હશે તો?" કહી તેમણે પણ ચાલવા માંડ્યું. તેમનો શ્વાસ તો માતો ન્હોતો. "ચંપક ચાલ જલદી! એ...મોહન...અરે! હમણાં પેલા આવી લાગશે તો નીકળાશે નહિ"

કરતો પ્રવીણ દોડયો. દોડતાં ગભરાટમાં ઉમ-રાની ઠેસ વાગવાથી પડયો. અમે બધાં હસી પડયાં. "હસો છો શું ? આ કંઇ હસવાનો વખત છે ?"

પાટલુનની ધુળ ખંખેરતા તેઓ ઝટ ઝટ ચાલી ગયા. બધા ગયા. રહ્યામાં લીલાબ્હેન, ને પ્રબોધભાઈ.

"પ્રબોધભાઈ! જોઇ આમ હિમ્મત બતાવાય ? " મ્હેં હસતાં હસતાં કહ્યું.

" એ તો " ભસતાં કુત્તા કાટે નહિ, ને ગાજ્યા મેહ વરસે નહિ. " હજી હિન્દના યુવકોમાં હિમ્મતજ નથી. ને હિમ્મત વિના કાંઇ પણ થઇજ ન શકે. જગતમાં કયાં પણ બહાદુરી વિનાનાં પરાક્રમો સાંભળ્યાં છે ? શિક્ષણ ન હોય તો ચલાવી લેવાય. પણ બહાદુરી, જુસ્સો હિમ્મત વગેરે કુદરતી ગુણો તો આપણે કેળવવાજ જોઇએ. બારણે તોફાનની બુમ પડતાં નાસી જનાર હિન્દના યુવકોને હજી બહાદુર ને હિમ્મતવાન બનતાં વરસો લાગશે."

"ત્યારે આપણી આજની સભાનો રીપોર્ટ શું લખું ? " મ્હેં પુછયું.

" રીપોર્ટ ! " બધાં હસી પડયાં. "રીપોર્ટમાં લખજો કે સભા અધુરી રહેવાનું કારણ આપણે બહાદુરીથી પાછા હટયા." મધુરી બોલી.

" મધુરી ! તમે અમને પુરૂષોને મ્હેણાં મારો છો ! " મ્હેં કહ્યું.

"જુઓને! રમેશભાઇ ! સ્ત્રી સ્વભાવ મુજબ મધુરી બ્હેન કદાચ મ્હેણું મારે, પણ તમે પુરૂષો પણ કયાં અમને મુકી દો છો ? "

"ચાલો હવે, નહિ તો પાછી લડાઇ શરૂ થશે." મણીબ્હેન ડહાપણથી બોલ્યાં.

" મણીબ્હેન ! યુવાન એટલે જ તોફાન. યુવાનને નોતરવાં એટલે તોફાનને નોતરવું. યુવાનમાં ભળવું એટલે તોફાનમાં ભળવું તો પછી એથી કંટાળે કેમ ચાલે ? લડતાં વઢતાં પણ અમારૂં મંડળ કેવું સંપીલું છે ! "

"તમે તો બધાં ગાંડાં છો. હજી ડાહ્યાં કયારે થશો. પણ એ તો અમે ડાહ્યાંજ છીએ " લીલાબ્હેન બોલ્યાંઃ " જુઓને " છે જગતને ઉંધાં ચશ્મા ડાહ્યા દીવાના લાગે "

---

### ઘર ઉપયોગી ટુચકા

( ૧૩ ) દાઝ્યા ઉપર તરતજ ઇંડાંનો રસ ચોપડી દેવાથી દાઝ્યાની પીડા બહુ ઓછી થાય છે.

( ૧૪ ) મગ, વાલ, વટાણા વગેરે કઠોળની સાથે બોરીક એસીડ ( Boric Acid)-ની ભુકી બહુ થોડી મેળવીને સંગ્રહ કરી રાખવામાં આવે તો લાંબો વખત સુધી સડતા નથી.

( ૧૫ ) તમારા પોતાના પરસેવાથી તમારા બુટમાંથી ગંધ આવતી હોય તો તેમાં બોરીક એસીડની ભુકી છાંટી બુટ-પહેરો તો બહુ ઓછી ગંધ આવશે.

( ૧૬ ) કેરીનો રસ જો સહેજ ખારો લાગતો હોય તો તેમા રતી કે બે રતી ખાવાનો સોડા નાખી હલાવી ખાઓ, ખટાસ ચાલી જશે.

હરીલાલ એચ. પારેખ.

# વિભક્ત અને અવિભક્ત કુટુંબની ભાવના*

લેખિકા: સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી.

વિભક્ત અને અવિભક્ત કુટુંબની ભાવના એ પ્રશ્ન આપણી પ્રગતિને માટે અત્યંત અગત્યનો છે.

આ બન્ને વિપર્યય ભાવનાનું આલેખન તથા એ બન્ને ભાવનામાં રહેલા ગુણદોષ ભારતવર્ષની સંક્રાંતીના સમયમાં અતિ મહત્વના છે, અને તેમાં પણ ખાસ કરીને સ્ત્રીજાતિને એથી કેટલા ન્યાય અન્યાય થાય છે, તથા સ્ત્રીઓએ એમાં શું ભાગ ભજવવાનો છે, એ બાબતપર યથાર્થ વિચાર કરવાની જરૂર છે.

અવિભકત કુટુંબ એટલે એકત્ર અથવા સંયુકત કુટુંબ, જેને અંગ્રેજીમાં Joint family system કહે છે. તે પ્રથા પરાપૂર્વથી ચાલી આવે છે. એની પ્રાચીનતા તથા ઉત્કૃષ્ટતા, શાસ્ત્ર અને પુરાણોમાં, તથા દંતકથાઓ અને ઇતિહાસોમાં, દૃષ્ટિગોચર થાયછે.

આદ્ય પુરૂષના વખતમાં માનવીની સ્થિતિ ઘણી વિચિત્ર હતી. તે સમયે કુદરતી તથા ઘણાજ વિકટ સંયોગોમાં જીવન ટકાવી રાખવું પડતું. તેવે વખતે સ્ત્રીઓને પુરૂષોને આધારે રહેવું પડતું. એટલે પુરૂષ કુટુંબને સંભાળે અને સ્ત્રીઓ તથા બાળકો તેની નોકરી કરે, એટલે પુરૂષની બીજી મિલકત સાથે બાળકો પણ તેની માલિકીની મિલકત ગણાવા લાગ્યાં. આ સ્ત્રી, બાળકો અને પુરૂષોનો ઝુમખો, તે એકત્ર કુટુંબ તરીકે ગણી શકાય. સ્મૃતિ લખાઇ તે સમયમાં પણ આપણા દેશમાં એજ ભાવના પ્રબળ હતી. તેમજ અન્ય દેશો જેવા કે રોમમાં પણ તેજ ભાવના સર્વોત્કૃષ્ટ લેખાતી. પણ વખતના વહેવા સાથ ત્યાં એ ભાવના વધુ વખત ટકી નહી, જ્યારે આપણા દેશમાં એવી ગુંથણી ધર્મની સાથે થવાથી તે કાયમ થઇ ગઇ.

પાશ્ચાત્ય કેળવણી તથા સંસર્ગનું અનુકરણ કરવાથી વિભકત કુટુંબની નવી ભાવના જેને અંગ્રેજીમાં Individual Family System કહી શકાય છે, તે નવી ભાવના સાથે જુની ભાવનાનું સતત વહન મિશ્રણ થતાં ઘણીવાર નવિન ભાવના તરફ આપણું મન સહજ આકર્ષાય છે. પણ એ બન્ને ભાવનાના લાભ અને ગેરલાભ જોતાં અવિભકત કુટુંબની ભાવનાનો આદર્શ મૂળરૂપમાં તો સર્વોત્કૃષ્ટ છે.

અવિભક્ત કુટુંબની ભાવનાનો મહામંત્ર "આત્મભોગ" છે. એ આત્મભોગની ભાવના એકત્ર કુટુંબમાં યથાસ્થિત ખીલી શકે છે. અન્યના શોખ સગવડની ખાતર સ્વભોગ આપવાની વૃતિ એકત્ર કુટુંબમાંજ કેળવાય છે. વ્યક્તિગત દુઃખના સમયમાં બહોળા કુટુંબમાં હોવાથી પૂરતું આશ્વાસન મળે છે, પરસ્પર મદદ પણ કરી શકાય છે, આત્મિક, સામાજીક, અને ધાર્મિક ઉન્નતિ પણ કરી શકાય છે તેમજ સહચર્યતા અને સહકાર્યતા, સહનશીલતા અને સહિષ્ણુતા તથા ક્ષમા અને શાંતિ, જેવા ઉચ્ચ ગુણો પણ એકત્ર કુટુંબમાં રહેવાથીજ વધારે કેળવી શકાય છે.

એકત્ર કુટુંબમાં દરેક વ્યકિત પોતાનું કામ યથાસ્થિત બજાવે જાય છે. એમ કેમ થાય, એ વિચારે વ્યક્તિગત સ્વાતંત્ર્ય "Self"

* સ્વ. પાર્વતીબાઇ દ્વારકાંદાસ ત્રીભોવનદાસ ઇનામી લેખિત નિબંધની પરીક્ષામાં ૧લું ઇનામ રૂ. ૧૫નું મેળવનાર નિબંધ.

ને દાબી કૌટુંબિક-જીવન higher Self જીવે છે. એટલે અવિભક્ત કુટુંબમાં મેં ઉપર જણાવેલા ફાયદાઓનો સમાવેશ થઇ જાય છે.

આ ભાવના ઘણી જુની અને ઉત્કૃષ્ટ તથા આદર્શ રૂપતો છેજ; પણ સમય જતાં તેની ગંભીરતા એટલી વધવા લાગી કે એ પ્રથાને આધારે કુટુંબનાં મોટાંઓ નાનેરાના રક્ષકને બદલે ભક્ષક બનવા લાગ્યાં. કન્યા જીવનને પિતા પોતાની મોટી મિલ્કત ગણવા લાગ્યા તેથી કન્યા વિક્રયનો મહા સડો દાખલ થયો. વહુ એટલે મુલ્ય ખરચી આણેલી વસ્તુ. તે બાપડીની દશા " ઘાંચીના બળદ " કરતાં પણ વધારે અધમ, અને ગુલામી વખતમાં ચાલતા જુલમી અને ત્રાસદાયક પ્રસંગો કરતાં વધારે ભયંકર જણાવા લાગી. માનવ જીવનની સ્વતંત્રતા ને અધોગતિ મળવાના પ્રસંગો ઉપસ્થિત થતાં પ્રજાએ એ સામે પોકાર કરવા માંડયો, આપણા ગુજરાતના કવિ શ્રી. રાયચુરાએ રચેલા આપણા ગુજરાતના એક કાઠિઆવાડી કંઠસ્થ લોકગીતમાં પત્ની પોતાના પતિને ઘરમાંથી રસોડુ, ઘંટી, ખાંડણીઉં, તથા ગાય સુદ્ધાં કાઢી, સાસુ સસરા, અને નણંદ ભોજાઇનાં, ઉપરથી મીઠા પણ અંદરથી વિષ સમાન, લાગતાં વાતાવરણમાંથી પોતાને સ્વતંત્રતા તથા ઉલ્લાસનો લ્હાવો લેવાને વિનંતિ કરી રહી છે. એ પરથી એ ભાવના એક સદી પહેલાનું હોવાનું દિગદર્શન થાય છે.

આપણા જીવનનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય નષ્ટ થવાથી આપની ઉન્નતિ થવી અશકય છે. અને જુની ભાવનાનો હિંદુ સંસારમાં એટલો બધો દુરૂપયોગ થાય છે, કે જ્યાં સુધી તેમાં સુધારો કરવામાં નહીં આવે અથવા તેને નષ્ટપ્રાય નહી કરી શકાય, ત્યાં સુધી નવી ભાવના આપણા સમાજને માટે વધારે શ્રેયસ્કર છે એમ માનવું ભુલભરેલું નથી. આપણા સંસારમાં સ્થળે સ્થળે અને ગૃહે ગૃહે એ ભાવનાને કારણે અનેક મનુષ્યોનાં જીવનની હાનિ થાય છે. અવિભક્ત-કુટુંબની ભાવનામાં પ્રેમ છે, સૌંદર્ય છે, મર્યાદા છે, પણ થોડી ઘણી સ્વતંત્રતા મેળવ્યા વિના કેવળ પરાધિનતામાં જકડાઇ રહેલી અને તેનીજ ભાવનાને પોષી તેવા વાતાવરણમાં રહેનાર સ્ત્રી પોતાના જીવનની ઉન્નતિ કરવા કેવળ અસમર્થ નિવડે છે.

જે પ્રથામાં " નારી નર્કની ખાણ, સ્ત્રીઓમાં આત્મા નથી, સ્ત્રીઓજ મનુષ્યનો સ્વર્ગમાંથી અધઃપાત કરાવે છે, તથા " સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ " એ માન્યતાઓ દઢ થઇ ગઇ છે, તે પ્રથામાં સ્ત્રી જાતિનું જીવન ઉન્નત કોઇ પણ પ્રકારે બની શકે નહિ એ બનવા જોગ છે.

અવિભક્ત કુટુંબની જુની ભાવનામાં કન્યા જન્મથીજ વગોવાતી, તેને કેળવણીની ખાસ જરૂર હોઇ શકે નહી તથા પિતાની સંપુર્ણ માલિકીની વસ્તુ ગણાય છે, જ્યારે પત્નીને, વગર પગારનું પેટીઉં ઢોર, સવારથી સાંજ સુધી તનતોડ મહેનતથી લોહીનું પાણી કરી, પોતાની ભુલ શિવાય બીજાઓના ગુનામાં પણ સંપુર્ણ અધિકારી બની, ઘરનાં નાનાંથી તે મોટાં સુધીનાં મેણાં ટોણાં ખાતી, અને દૈવ વશાત વિધવા થતાં મેસ પગલાની મનાઇ કુટુંબના માણસોથી તિરસ્કાર પામતી ઘરના કોઇ ખુણામાં અંધકારમય જીવન વ્યતિત કરતી વ્યક્તિ તરીકે જોવામાં આવે છે.

વર્તમાન હિંદની સંક્રાંતીના સમયમાં એજ કન્યાએ અને એજ સ્ત્રીએ બળવો ઉઠાવવાની, અને જુની પ્રથાને યા તો પુરી સુધારવા યાનો નષ્ટપ્રાય કરી વ્યક્તિગત સ્વાતંત્ર્ય મેળવવાની ખાસ જરૂર છે.

વર્ષો અને યુગથી ચાલી આવતી આ પ્રથામાં સુધારો કરવા સ્ત્રીઓની તો જરૂર છેજ. પણ તે સાથે પુરૂષવર્ગે પણ પોકાર કરી, સમાજની આંખ ઉઘાડવાની ખાસ જરૂર છે.

મુંબાઇ તથા ગુજરાતનાં બીજાં અનેક સુધરેલાં શહેરોમાં સ્ત્રીઓની કમકમાટ ઉપજાવે એવી સ્થિતિ વધારે પ્રમાણમાં જોવામાં આવતી નથી. પણ નાનાં શહેરો અને ગામડાંઓમાં તથા ખાસ કરીને કાઠિઆવાડ અને કચ્છમાં પડદા પાછળ દુઃખી સ્ત્રીઓના ઘુંઘટ ખોલી, બારીક નજરે નિરિક્ષણ કરીશું, તો સમજાશે કે સંયુકત ભાવનાની પ્રબળતામાં કેટલી નિર્દોષ સ્ત્રીઓ અનહદ દુઃખ ભોગવી રહી છે, તેમજ "ગૌરી" જેવી નિર્દોષ અને કુમળી બાળાઓનાં, આપણા કલુષિત ગૃહજીવનની વેદીપર અનેક બળિદાનો પ્રતિવર્ષ અપાય છે. છતાં અનેક રંક અબળાઓ પોતાની ખાનદાનીથી સહિષ્ણુતાના ઉચ્ચ ગુણને અનુસરી, સ્વ. કવિ કલાપિના

"વ્હાલી બાબાં ! સહન કરવું એય છે એક લ્હાણું" એ આદર્શથી પોતાના જીવનની કુરબાની કરી રહી છે.

શ્રીયુત ચીતળીઆનાં શબ્દોમાં લખીશ કે

"૩૦ ને બદલે ૩૦૦ મહાસભાઓ ભરવામાં આવે, વિખ્યાત વકતાઓ અનેક વર્ષો સુધી ગાતાંગાતાં ઉંચે ઉડતા રાજહંસની માફક સંગીતમાં વ્યાખ્યાનો કરે, તેમજ ઇંગ્લાંડ તો શું પણ ઠેઠ પાર્લામેન્ટ સુધી એના દુઃખો રડી કહેવામાં આવે, અને અસહકાર આદિ શસ્ત્રોનો ઉપયોગ દેશની સ્વતંત્રતા મેળવવા માટે કરવામાં આવે, તો પણ જ્યાં સુધી અમારા સંસારમાં, સમાજમાં, સ્ત્રી જીવનની અધોગતિ કરનાર જુની પ્રથાને પુરેપુરી સુધારી અગર તો નષ્ટપ્રાય કરી, આપણી વિલુણી બાળાઓનાં જીવનને ઉન્નત કરવાની કોશેશ કરવામાં નહીં આવે, તેમજ આપણા ગૃહજીવનમાં સ્વરાજ્યની સ્થાપના કરવામાં ન આવે, તથા સ્ત્રીઓને ઉન્નતિના માર્ગપર ચઢવાના તથા તેનું જીવન સુખમય, આનંદમય, અને શાંતિમય ગાળવાના સતત પ્રયત્નો કરવામાં નહિ આવે, ત્યાં સુધી આપણા દેશનું સ્વરાજ આપણે માટે ઘણું દુર છે."

જો સમાજમાં સુધારો કરવા ચાહતા હો તો, જો સમાજની ઉન્નતિ કરવા ચાહતા હો તો, ત્હમારી બ્હેનો, માતાઓ, પુત્રીઓ, જે હાલમાં પરાધિનતાની બેડીમાં જકડાઇ, અનેક દુઃખો ભોગવી હાય નાંખી રહી છે, તેને યોગ્ય સ્વતંત્રતા આપી તે હાલ જે સ્થિતિ ભોગવે છે, તેમાંથી તેનો ઉદ્ધાર કરો. તેથી ત્હમને ત્હમારૂં કાર્ય કરવામાં મદદ મળવાથી તે જલદી ઉકેલાશે, તેમજ સહચાર વધવાથી જે કામો અતિ વિકટ લાગે છે, તે સુલભ થઇ પડશે. હવે જમાનો આગળ વધે છે અને રંક અબળાઓના પ્રારબ્ધે થવાનું હતું તેતો થયું. પણ હવે તે ન બનવા પામે એવા પ્રયત્ન આદરી તેમની હાય ને બદલે આશિષ લઇ સુખ આપો.

અને બ્હેનો ત્હમને ત્હમારા મનોબળ, અને આત્મશ્રદ્ધાથી, સત્યતા અને નીતિને વળગી અને ત્હમારૂં વર્તન અને વિચાર, વધુ ઉચ્ચ બનાવવા પ્રયત્ન કરો, તો નિશ્ચય માનજો કે જે મહાન ઇશ્વરે પોતાના અંશ રૂપેજ આપણને પેદા કર્યાં છે અને તેજ મહાન શકિતથી અચળ નિશ્ચય અને ભકિત આપણે રાખતાં શીખીએ, તો આપણી વચ્ચે આપણને દેખાતા કંટકો પોતાની મેળેજ દુર થઇ, આપણી ઉન્નતિ કરવાને સરળ માર્ગ કરી આપશે. અને આપણું જીવન જે આપણને અંધકારની મુર્તિ સમું લાગે છે, તેને બદલે અનેરી આશાની જ્યોતથી ઝળહળતું દેખાશે, અને તે વખતે ત્હમારી નિંદા કરનાર પણ સત્ય મળવાથી ત્હમારી પ્રસંશા કરી અન્યને ત્હમારે પગલે વિચરવા સલાહ આપશે.

ચાલુ વાર્તા




## પ્રકરણ ૯ મું

પ્રભાતની શીતળ લહરી મંદ મંદ વહતી હતી. સૂર્યોદય હજી થયો ન હતો. કંપની સરકારનું સૈન્ય તિહાના પર્વતની ઉત્તરે, તળેટી આગળ આવી પહોંચ્યું.

તિહાના પર્વત, સમુદ્રતીરની દક્ષિણે આવ્યો હતો. આજે તો તિહાનાનું કાંઇ અસ્તિત્વ નથી. બાકી તે વખતે ઇતિહાસમાં તેનું નામ કાયમ રહે એવું કાર્ય તેણે કર્યું હતું. આજે તો તેનું કાંઈ નામસ્મરણ પણ નથી.

પર્વતની તળેટી આગળ સૈન્ય આવી પહોંચતાં સેનાપતી ફોર્ડ સાહેબે સૈન્યને થોડી વેળ વિશ્રાંતિ લેવાની આજ્ઞા કરી. અને હવે શું કરવું તેની વિચારણા શરૂ થઇ.

ફ્રેન્ચોની કોઠી ઉપર હલ્લો કરવા માટે પર્વત ઓળંગવાની ખાસ જરૂર હતી. એટલે બધાં સૈન્યે એકી સાથે પર્વત ચઢવાની શરૂઆત કરવી કે કેમ એ પ્રશ્ન ઉપર કેપ્ટન ફોર્ડ બીજા સેનાપતી દુષ્યમ સાથે ગંભીર ચર્ચા કરી રહ્યો હતો. કેપ્ટન ફોર્ડનો વિચાર એવો હતો કે સૈન્ય પર્વત ચઢવાની શરૂઆત કરે તે પહેલાં, બે ગુપ્તચરો દ્વારા શત્રુપક્ષની હીલચાલ જાણવાનો પ્રયત્ન કરવો. સેનાપતી દુષ્યમનો વિચાર બધું સૈન્ય તરતજ પર્વત ઓળંગી જાય એવો હતો. સેનાપતી દુષ્યમની દલીલોને કાંઇક વજન હતું. એટલે કેપ્ટન ફોર્ડે બધાં સૈન્યને પર્વત ચઢવાનો હુકમ આપ્યો. રસ્તો ઘણોજ ભયંકર હતો એટલે કંપની સરકારનું સૈન્ય ધીમે ધીમે પર્વત ચઢવા મંડ્યું.

આવો મુશ્કેલીભર્યો માર્ગ કાપતાં સૈન્ય ત્રાસ ત્રાસ પામી ગયું; પરંતુ છૂટકો નહતો. સાત માઇલ ઉપર પર્વતની દક્ષિણ બાજુએ ઉતાર હતો. સૈન્યે ત્રણેક માઇલ કાપ્યા હશે એટલામાં એક સૈનિકે કેપ્ટન ફોર્ડને સલામ કરી જણાવ્યું: " આ રસ્તા ઉપરથી પસાર થતા એક ફ્રેન્ચ વેપારીને અમે પકડયો છે. આપનો હુકમ હોય તો તેને હાજર કરૂં. "

કેપ્ટન ફોર્ડે એ વેપારીને તાબડતોબ હાજર કરવાનો હુકમ કરતાં તેને હાજર કરવામાં આવ્યો. સર્વ સૈન્યને ત્યાં જ અટકાવવામાં આવ્યું.

કેપ્ટન ફોર્ડે, ફ્રેન્ચ વેપારીનું બારીક અવલોકન કરી, કહ્યું: " મીસ્ટર, આપ કોણ છો ? "

અત્યંત ખિન્ન થયેલો હોય એવું મુખ કરી સરળ ભાવે તેણે ઉત્તર આપ્યો: "સાહેબ, હું એક ફ્રેન્ચ સભ્ય વેપારી છું. મારી જાતિ પ્રત્યેનાં અભિમાનથી આજ દિન સુધી હું

ફ્રેન્ચોની કોઠી સાથે સંબંધ રાખી વેપાર કરતો હતો. પરંતુ આખરે હું ફસ્યો. એક ખોટા આરોપસર ગવર્નરે મને સજા કરી. એટલું જ નહિ પરંતુ મને હદપાર કર્યો. મારૂં સર્વસ્વ પણ લૂંટી લીધું. એટલે હું અંગ્રેજોનો આશ્રય શોધવા જતો હતો ત્યાં તો મને પકડવામાં આવ્યો. મને લાગે છે કે આ સૈન્ય અંગ્રેજોનું જ છે!"

"હા; તારી માન્યતા ખરી છે. પણ તેં જે વાત કરી છે તે સાચી છે કે ખોટી, તે અમારે કેમ જાણવું?" કેપ્ટન ફોર્ડે સંશય બતાવ્યો.

"હું મારૂં જીવન આપને સોંપું છું. એટલે મેં કહી તે વાત ખરી છે કે ખોટી તેનો નિર્ણય આપ કરી શકશો." ફ્રેન્ચ વેપારીએ નિર્ભયતા દર્શાવી.

"ઠીક છે; અમે ફ્રેન્ચોની કોઠી ઉપર હલ્લો કરવા જઇએ છીએ તો અમારી સાથે રહી અમને બરોબર માર્ગ બતાવજે. અમારો વિજય થતાં અમે તને બધું નુકસાન ભરી દેશું. અને તારો વેપાર પણ સારી રીતે ચાલે એવી વ્યવસ્થા કરી દઇશું."

"આપના હાથમાં મારૂં જીવન છે. આપ ધારો તે વખતે મારૂં મસ્તક ધડથી જુદું કરી શકો. એટલે હવે તો મારા બોલવામાં આપને અવિશ્વાસ નહિ આવે એમ હું ધારૂં છું."

"ખરી વાત છે."

"તો હવે તમને શાની માહિતી જોઇએ છે તે કહો." ફ્રેન્ચ વેપારીએ યોગ્ય તક સાધી.

"કંપની સરકારનું સૈન્ય ફ્રેન્ચો ઉપર હલ્લો કરવા નીકળ્યું છે એ તેઓ જાણે છે કે?" કેપ્ટને ઉત્કંઠા દર્શાવી.

"હા; તેઓ એ વાત જાણે છે અને તેમણે પાકો બંદોબસ્ત પણ કર્યો છે. તિહાના પર્વતની દક્ષિણ તળેટી આગળ ફ્રેન્ચોનું મોટું સૈન્ય તોપો ગોઠવી અંગ્રેજ સૈન્યની રાહ જોઇ રહ્યું છે." ફ્રેન્ચ વેપારીએ ગંભીરતાથી કહ્યું.

"તું ખોટું તો નથી બોલતો ને?"

"હું ખોટું શા માટે બોલું?"

"ઠીક; તો હવે બીજી જે કાંઈ હકીકત તું જાણતો હોય તે કહે."

"તમે આવ્યા છો એ માર્ગ પણ તમે ધારો છો એટલો સુરક્ષિત નથી. પર્વત ઉપર ફ્રેન્ચ સૈન્ય એકઠું થયું હતું. તમે પર્વત ચઢવા માંડયો એટલે તે સર્વ સૈન્ય નીચે ઉતરી, તમે જે માર્ગે આવ્યા તે માર્ગ રોકી બેઠું છે."

ફ્રેન્ચ વેપારી પોતાનો એકે એક શબ્દ એટલી ગંભીરતાથી બોલતો હતો કે કેપ્ટન ફોર્ડને તેનો શબ્દે શબ્દ ખરો લાગ્યો. કેપ્ટન ફોર્ડ ઘણો ગભરાઈ ગયો.

"ત્યારે તો મારૂં સૈન્ય બન્ને બાજુથી ઘેરાઇ ગયું."

"હા."

ફોર્ડ સાહેબ થોડીવાર વિચાર કરતા રહ્યા. એક દીર્ઘ નિશ્વાસ નાંખી તેઓ બોલ્યા: "ઠીક. આપણે બરોબર અર્ધે રસ્તે આવ્યા છીએ. તો હવે સૈન્યના બે ભાગ કરી બન્ને છેડે એક એક ભાગ મોકલી આપું છું."

"નહિ સાહેબ; એમ કરશો નહિ. પર્વતના શિખર ઉપર થોડું ફ્રેન્ચ સૈન્ય સંતાઇ રહ્યું છે અને તેણે મોટા પત્થરાના ઢગ કરી દક્ષિણ અને ઉત્તર બન્ને બાજુનો રસ્તો બંધ કર્યો છે."

"મને લાગે છે કે તું હવે ખોટું બોલે છે. તું કોઇ ફ્રેન્ચ જાસુસ હોય એવી પણ મને તો શંકા લાગે છે." કેપ્ટન ફોર્ડે સંશય દર્શાવ્યો.

"ઠીક; તમને મારા બોલવામાં અવિશ્વાસ

આવે છે તો. બે ઘોડેસ્વાર મોકલી ખાત્રી કરાવો. જો તે સ્વારો આવી મારું કહેવું ખોટું છે એમ જણાવે તો તરતજ મને ઠાર કરો; ખરું છે એમ કહે તો મને જીવતો રાખજો."

કેપ્ટન ફ્રેડે બે ઘોડેસ્વાર રવાના કર્યા અને થોડીજ વારમાં તેઓ તપાસ કરી આવ્યા. ફ્રેન્ચ વેપારીનું કહેવું સાચું ઠર્યું.

ફ્રેન્ચ ગુપ્તચર અથવા વેષધારી ફ્રેન્ચ વેપારીની આ બધી બાજીથી કેપ્ટન ફ્રેડ ઘણોજ ગુંચવાઇ ગયો. છેવટે કાંઇ ઉપાય ન સુઝતાં તેણે ફ્રેન્ચ વેપારીનો જ આશ્રય શોધ્યો: " હવે આ સંકટમાંથી પાર ઉતરવાનો કાંઇ ઉપાય તું સૂચવશે?"

" હા; જો આપને મારામાં વિશ્વાસ હોય તો હું સૂચવીશ."

" તો કહે; હવે વિલંબ ન કર."

" અહીંથી દક્ષિણ તરફ થોડેક જતાં પહાડ ઉપર ચઢવાનો એક બીજો માર્ગ છે. તે હું તમને બતાવીશ. ત્યાંથી તમે પર્વત ઉપર ચઢી શકશો. પર્વત ઉપર ચઢ્યા બાદ ડાબી બાજુએ જઇ સપાટ મેદાન ઉપર ઉતરવું અને ત્યાંથી સામેજ દેખાતી ફ્રેન્ચ ટોકી ઉપર હલ્લો કરવો. મને ખબર છે ત્યાં સુધી ફ્રેન્ચોએ પોતાની ટોકી ઉપર સંરક્ષણ માટે કાંઇ સૈન્ય રાખ્યું નથી."

" પણ આ માર્ગની ફ્રેન્ચ સેનાપતીને ખબર હશે ને ?"

" નહિ; ફ્રેન્ચ સેનાપતીને આ માર્ગની જરાયે ખબર નથી."

કેટલાક દિવસો સુધી તો ફ્રેન્ચ વેપારીની સલાહ ઉપર કેપ્ટન ફ્રેડે વિચાર કર્યા કર્યો. સૈન્યની ખાદ્ય સામગ્રી પણ ખૂટી ગઈ. બીજા સેનાપતીએ ફ્રેન્ચ વેપારીના કહેવા પ્રમાણે કરવાની સલાહ આપી.

કેપ્ટન ફ્રેડ નિરાશાપૂર્ણ સ્વરે બોલ્યો " જે માણસ પોતાની સ્વજાતિના ઉચ્છેદની ઇચ્છા કરે તે માણસ ઉપર પારકાએ વિશ્વાસ મૂકવો યોગ્ય નથી. પરંતુ હવે બીજો કોઇ ઉપાય નથી. એટલે કાલે આપણે તેનીજ સલાહ પ્રમાણે ચાલવું પડશે."

## પ્રકરણ ૧૦ મું

બીજા દિવસે સવારે કેપ્ટન ફ્રેડે તે વેષધારી ફ્રેન્ચ વેપારીને બોલાવી કહ્યું: " તારા કહેવા ઉપર વિશ્વાસ મૂકી તારા બતાવેલા માર્ગે હું આજ સર્વ સૈન્ય સાથે પ્રયાણ કરું છું. તું વિશ્વાસઘાત નહિ કરતો; તને સોગંદ છે."

તે બાદ કેપ્ટન ફ્રેડે રમેશને બોલાવી લાલપલટણનાં ૫૦૦ નાં સૈન્યનું અધિપતિત્વ સોંપ્યું અને તેને આગળ કૂચ કરવાની આજ્ઞા આપી. પોતે બાકીનાં સૈન્ય સાથે ધીમી ધીમી કૂચ કરવા માંડી.

બેએક કલાક સુધી રમેશ તે વેષધારી વેપારી અને સૈન્ય સહીત કૂચ કરતો એક ગિરિ સરોવર આગળ આવી અટક્યો. આજુબાજુની પરિસ્થિતિ જોતાં જ ચાણાક્ય બુદ્ધિવાળો રમેશ ચોંક્યો. તેને લાગ્યું કે "આપણે વિલક્ષણ સંકટમાં આવી પડ્યા છીએ." અને એ વિચાર આવતાં જ તેણે સંકેત ધ્વનિ કરી પાછળ આવતાં સૈન્યને ત્યાંજ થોભવા સૂચવ્યું. એટલે પાછળનું સર્વ સૈન્ય ત્યાં થંભ્યું.

આટલી વ્યવસ્થા કર્યા બાદ, રમેશે, ફ્રેન્ચ વેપારી તરફ ક્રોધિત થઇ, કઠોર સ્વરે કહ્યું: "અમને બધાને તું ક્યાં લઇ આવ્યો છે, બોલ ?"

ફ્રેન્ચ વેપારી જરા વ્યગ્ર થઇ બોલ્યો: "તું બંગાળી સૈનિક છે. તારાં પેટને ખાતર

તું આ નોકરી કરે છે. તારા હિતની એક વાત મારે કરવી છે. સાંભળીશ ? "

રમેશ આશ્ચર્યમગ્ન થઈ બોલ્યો: "તારે જે કાંઇ કહેવું હોય તે જલદી કહે. અત્યારે નકામો સમય ગુમાવવાનો વખત નથી."

"હું તેજ કહું છું. કેપ્ટન ફોર્ડમાં જરા ડહાપણનો અભાવ હોય એમ લાગે છે. તે અંગ્રેજ છે છતાં બંગાળી લોક ઉપર આટલો વિશ્વાસ કેમ રાખે છે ? અને બંગાળી લોકો એટલો વિશ્વાસ કેમ પાળે છે ? બંગાળી લોકનું સ્વાતંત્ર્ય ઝુંટવી લેનાર એ અંગ્રેજો. બંગાળી લોકનો વેપાર ફના કરનાર પણ એજ અંગ્રેજો. ખરી રીતે બંગાળી લોકોનું સર્વનાશ કરનારા અંગ્રેજો જ છે. એટલે બંગાળીઓના તો અંગ્રેજો કટ્ટા શત્રુ છે. શત્રુ ઉપર વિશ્વાસ મૂકવો એ કેપ્ટન ફોર્ડનું વર્તન મૂર્ખાઇભર્યું જ છે ને ! "

"આવી નકામી વાતોમાં સમય ન ગુમાવ. અંગ્રેજો અમારા શત્રુ છે કે મિત્ર તેનો અમારે વિચાર કરવાનો છે. તારે એની સાથે શું લાગે વળગે ? અંગ્રેજો આવે તે પહેલાં કેટલાયે વર્ષોથી મુસ્લીમોએ બંગાળીઓને પરાધીનતાની ઝુંસરીમાં બાંધેલા. તારે મને જે કહેવું હોય તે પહેલાં કહે. "

"હું તો તારા લાભની વાત કરું છું. આવાં અનેક યુદ્ધોમાં રખડતાં પણ તને કદિ નહિ મળે એટલી દશ પંદર હજાર રૂપિયાની રકમ તને સહજમાં મળે એમ છે. " ફ્રેન્ચ ગુપ્તચરે પોતાનો પાસો ફેંક્યો.

રમેશને હવે ઘણો ક્રોધ ઉપજ્યો. તે તિરસ્કારે બોલ્યો: " મને હવે ખાત્રી થઇ છે કે તું ફ્રેન્ચ ગુપ્તચર......"

" પણ એમાં તને જ લાભ છે ! વર્ષો પર્યંત અંગ્રેજોની ગુલામી કરતાં પણ તને એટલી રકમ મળવાની નથી. જો તને એટલા ઓછા પડતા હોય તો પાંચ હજાર વધારે લે. "

" બદમાશ ! બંગાળીઓ વિશ્વાસઘાતી નથી. હમણાંજ તારું માથું ધડથી જુદું કરી નાંખું પરંતુ કેપ્ટનનો હુકમ નથી. કેપ્ટનનો હુકમ મળે નહિ ત્યાંસુધી તું મારો કેદી છે. "

રમેશના આ શબ્દો સાંભળી ફ્રેન્ચ ગુપ્તચર ખડખડાટ હસી બોલ્યો: " મને કેદ કરતાં પહેલાં જરા તું તારી સ્થિતિનો વિચાર કરી લે. આ હમણાંજ તને પાંચસો મહોર આપું છું. તું કેપ્ટન ફોર્ડને મદદ ન કર. તે સૈન્યને આગળ આવવા દે. "

હવે રમેશને અત્યંત ક્રોધ ચઢયો. થોડીવાર ગુપ્તચર તરફ જોઇ રહી રમેશે પાસે ઉભેલા સૈનિકને આજ્ઞા કરી: " આ વેપારીને કેદ કર ! "

ગુપ્તચરને કેદ પકડવામાં આવે તે પહેલાં તો તેણે સંતાડી રાખેલી એક નાની તુતારી કાઢી, બે ત્રણ વાર વગાડી. એટલામાં અંગ્રેજ સૈનિકે તેને કેદ પકડ્યો.

તુતારીના સાંકેતિક શબ્દના પ્રતિધ્વનિથી ગિરિકંદરો ગાજી ઉઠયાં. અને તેની સાથે જ છુપાઇ રહેલાં ફ્રેન્ચ સૈન્યે અંગ્રેજો ઉપર હલ્લો કર્યો.

ત્રણ બાજુથી ફ્રેન્ચોનો હલ્લો થયો. રમેશની લાલપલટણ તેમાં સંડોવાઇ. તોપોની ભયંકર ગર્જના થવા માંડી. કેપ્ટન ફોર્ડ આ આકસ્મિક હલ્લાથી ગભરાઈ ગયો.

રમેશે થોડીવાર શાન્તિ રાખી આજુબાજુની સર્વ પરિસ્થિતિનું બારીક અવલોકન કર્યું. શત્રુપક્ષ પાસે તોપો હતી. રમેશ પાસે માત્ર બંદુકો અને તલવારો હતી. એટલે શત્રુઓનો સામનો કરવાનું કામ નાશને આમંત્રણ કરવા બરોબર હતું. તોપોનો માર

અસલ હતો એટલે છેવટે સરોવર તરફ જવાનું જ વધારે સુરક્ષિત લાગ્યું. અને બધુંયે સૈન્ય રમેશને આજ્ઞાધીન રહી સરોવર તરફ ચાલ્યું.

કેપ્ટન ફોર્ડને પણ જીવન મરણનો સોદો હતો. રમેશ સાથે સામનો કરવામાં નિષ્ફળ નીવડેલું ફ્રેન્ચ સૈન્ય કેપ્ટન ફોર્ડનાં સૈન્ય સાથે યુદ્ધે ભચ્યું.

રમેશનું સૈન્ય સરોવરના પાણીમાં ઉતર્યું. પણ થોડે દૂર ગયા પછી પાણી ઘણા ઉંડા હોય એમ લાગ્યું. એટલે આગળ જવું સલામતીભર્યું નથી એમ ધારી ત્યાંજ અટક્યું.

આજ સ્થિતિમાં રાત્રિ પણ પડી.

આવી સ્થિતિમાં સાધારણ રીતેજ સૈન્યમાં અસંતોષ પ્રવર્તે પરંતુ રમેશની પ્રેરણાત્મક વાણીથી સૌ કોઇએ ફ્રેન્ચોને આધીન થવા કરતાં આજ સ્થિતિમાં મરવાનું પસંદ કર્યું.

સૌને પોતાનું મૃત્યુ ઘણું નજીક ભાસ્યું. નિરાશાએ સૌનાં હૃદય ઘેરી લીધાં. ત્યાં આશાનું એક કિરણ ઝબૂક્યું. દૂર દૂર સમુદ્રમાં એક દીવો સળગતો, એક સૈનિકની દૃષ્ટિએ પડ્યો. તેણે રમેશને એ સળગતો દીવો બતાવ્યો.

એ દીવો સાધારણ વહાણ ઉપર બળતો દીવો ન હતો પરંતુ કોઇ યુદ્ધનૌકા ઉપર બળતા દીવા જેવો હતો. વળી એ દીવા જોડેનું નિશાન લાલ રંગનું હતું. અને લાલ રંગનું નિશાન અંગ્રેજોનું હતું. ફ્રેન્ચોનું નિશાન શ્વેત રંગનું હતું. એટલે એ યુદ્ધનૌકા અંગ્રેજોની જ હોવી જોઇએ એવી રમેશની ખાત્રી થઇ. રમેશના મુખ ઉપર આનંદની સુરખી ઉગી. રમેશે લાલ રંગનું નિશાન દર્શાવી સંકટ સમયે મદદની સૂચના કરી. એ નિશાન જોતાંજ તે યુદ્ધનૌકા ઉતાવળી ઉતાવળી પાસે આવવા લાગી.

થોડે દૂર નૌકા ઉભી રહી. પાણી છીછરાં હોઇ નૌકા આગળ આવી શકે એમ ન હોવાથી એક હોડીમાં થોડાક સૈનિકો રમેશ અને લાલ પલટણની નજીક આવી પહોંચ્યા. એક સૈનિકે પ્રશ્ન કર્યો: "તમે અહીં શું કરો છો ?"

પ્રશ્ન થતાં જ રમેશે કહ્યું: "આ અંગ્રેજોનું લાલ પલટણ સૈન્ય છે અને મોટા સંકટમાં અત્રે ઉભું છે."

"તમારા કેપ્ટનનું નામ શું ?"

"ફોર્ડ સાહેબ !"

ફોર્ડ સાહેબનું નામ સાંભળતાં જ હોડીમાં આવેલા સૈનિકો આનંદ પામ્યા. એક સૈનિકે રમેશને કહ્યું: "તમારી બધી પલટણને હું યુદ્ધનૌકા ઉપર લઇ જાઉં છું. ત્યાં કેપ્ટનને બધી વાત કહેજો."

અને લાલ પલટણના વીસ વીસ સૈનિકો તે હોડી દ્વારા યુદ્ધનૌકા ઉપર પહોંચ્યા. એક ભયંકર સંકટમાંથી લાલ પલટણનો છૂટકો થયો.

યુદ્ધનૌકાનો કેપ્ટન વિલીયમ માનીયર તરૂણ હતો. પોતાની કુશાગ્ર બુદ્ધિ અને હુશીયારીથી તે આટલી નાની વયે કેપ્ટનનું પદ મેળવી શક્યો હતો.

રમેશ યુદ્ધનૌકા પર આવી પહોંચતાં કેપ્ટન માનીયરે બધી પરિસ્થિતિ કહેવા જણાવ્યું એટલે રમેશે બધીયે ઘટના કહી.

તે બાદ રમેશે કહ્યું. "તમે આવી પહોંચ્યા તો અમારાં જીવન બચ્યાં. પરંતુ હવે કેપ્ટન ફોર્ડના પ્રાણ બચાવવાની જરૂર છે. કારણ કે શત્રુઓએ તેમના પર હલ્લો કર્યો હશે એવી મારી માન્યતા છે."

"પણ આટલા દિવસ તમે કેવી રીતે સુરક્ષિત રહી શક્યા ?"

"અમે જે ઠેકાણે હતા તે ઠેકાણે નિહાના પર્વતનું એક ઉંચું શિખર અમારું રક્ષણ

કરતું હતું. તેમ શત્રુઓને અમારા પર હલ્લો કરવાની યોગ્ય તક પણ મળી નહિ. માત્ર આજે તો કેપ્ટન ફોર્ડ સંકટમાં છે. આપણે હવે બે અગત્યનાં કાર્યો કરવાનાં છે. એક તો કેપ્ટન ફોર્ડને આ સંકટમાંથી ઉગારવાનું અને બીજું ફ્રેન્ચોનો વિધ્વંસ કરવાનું."

થોડી વાર રમેશ વિચારમગ્ન રહ્યો. તે બાદ ફ્રેન્ચ ગુપ્તચર તરફ આંગળી ચીંધી તેણે કહ્યું: "આ ફ્રેન્ચોનો ગુપ્તચર છે. આ બધુંયે કરાવનાર એજ છે. એટલે મેં તેને કેદ કર્યો છે. મને લાંચ આપવાનો પણ એણે પ્રયત્ન કર્યો છે. એને બરોબર સુરક્ષિત સ્થળે રાખો. અને એની પાસે સંકેતધ્વનિ કરવાની તુતારી છે તે ખુંચવી લો."

રમેશના કહેવા પ્રમાણેની વ્યવસ્થા થઇ ગઇ. એટલે રમેશે કેપ્ટન માનિયરને કહ્યું: "હવે આપણે સૈન્યના બે ભાગ કરી ડાબી અને જમણી એમ બન્ને બાજુથી શત્રુ ઉપર હલ્લો કરવો જોઇશે. આ રીતે બન્ને બાજુથી શત્રુ સૈન્ય ઘેરાઇ જતાં તોપોનો મારો ચલાવવામાં આવશે."

રમેશની આવી કલ્પનાએ કેપ્ટન માનીયરનું દિલ પણ જીતી લીધું. ડાબી બાજુથી પર્વત ઉપર ચઢી ફ્રેન્ચ સૈન્ય ઉપર હલ્લો કરવાનું મૂશ્કેલીભર્યું કાર્ય રમેશે ઉપાડયું અને અંગ્રેજ સૈન્યે ઉઘાડા મેદાનમાં જમણી બાજુથી ફ્રેન્ચો ઉપર હલ્લો કરવાનું નક્કી કર્યું.

યુદ્ધ નૌકા સાથેની ચાર હોડીઓમાં રમેશ અને તેનું સૈન્ય પર્વત આગળ ઉતર્યું. અંગ્રેજ સૈન્ય પણ ત્યાંજ ઉતર્યું. બન્ને સૈન્યો પોતપોતાની કામગીરી બજાવવા ચાલી નીકળ્યાં.

---

## પ્રકરણ ૧૧ મું

રમેશની સાથે, થોડાં અંગ્રેજ સૈન્ય સાથે સહકારી કેપ્ટન મેકડોનાલ્ડ હતો. બધુંયે સૈન્ય પર્વત ચઢી રહ્યું. અંગ્રેજ સૈન્ય પર્વતનો માર્ગ ચઢતાં અત્યંત ત્રાસ પામ્યું.

પર્વત ઉપર આવતાં રમેશે, મેકડોનાલ્ડને કહ્યું: "સાહેબ, તમે ઉત્તર તરફ તોપો ગોઠવી અંગ્રેજ સૈન્ય સાથે ત્યાં જ ઉભા રહો. અને હું બધાં ફ્રેન્ચ સૈન્યને બકરાંની માફક તમારી તોપોનાં મોઢાં આગળ હાંકી કાઢું છું. ફ્રેન્ચ સૈન્ય તમારી તોપો આગળ આવતાં જ તમે તેમના ઉપર મારો ચલાવજો."

રમેશનાં ઉત્સાહપૂર્ણ વચનો સાંભળી મેકડોનાલ્ડે કહ્યું: "બંગાળી તરૂણ, જો બંગાળી લોકો બ્હીકણ તરીકે જાણીતા છે. એટલે શત્રુ સૈન્યથી ભય પામી તું પીઠ ન દેખાડતો. કારણ કે તેમ થતાં હું મોટા સંકટમાં સપડાઇશ: તું પાછો હઠતાં ફ્રેન્ચો એકદમ મારા ઉપર હલ્લો કરશે. અને મારે પાછો હઠવાનો કોઈ માર્ગ નથી. હું પાછળ હઠવા જાઉં તો સરોવરના અથાગ જળમાં અમારે સર્વને જળસમાધિ કરવી પડશે. માટે કૃપા કરી મને કલકત્તાનાં પુનર્દર્શન કરવા દેજે."

રમેશ ધીમું હસી બોલ્યો: "કાં સાહેબ, કલકત્તાની કોઠી ઉપર આપના મેમ સાહેબ હોય એમ લાગે છે!"

"ખરૂં છે. આ દેશમાં મારા વિના તેને બીજો કોઇ આધાર નથી. હું જો મરણ પામું તો તેની શી સ્થિતિ થાય?"

"એમાં સાહેબ, ભય શું કામ પામો છો? એ કાંઇ બંગાળી સ્ત્રી નથી. બંગાળી સ્ત્રીએ તો પોતે મરણ પામે ત્યાંસુધી મૃત પતિનું જ ધ્યાન ધરવું પડે છે. તમારાં મેમ સાહેબને કાંઇ એવું થોડું જ છે? તમે યમશરણ થાવ તો વળી મેમ સાહેબ કોઇ બીજા પતિદેવ શોધી લઇ મીસીસ એન્ડ્રયુ કે મીસીસ પેડ્રુ બની આનંદમાં રહેશે. માટે તમે એવી નકામી ચિંતા ન કરતાં નિશ્ચિંતતાથી તમારૂં કામ બજાવો."

રમેશે પોતાના સૈન્યના બે ભાગ પાડી ઉત્તર અને દક્ષિણ તરફ રવાના કર્યા. પોતે દક્ષિણ તરફ ગયેલાં સૈન્યને મળવા ઉપડયો. કારણ કે તે બાજુએ રસ્તો હોઇ કેપ્ટન ફોર્ડ પોતાના સૈન્ય સાથે ત્યાં જ હોવાનો સંભવ વિશેષ હતો. પોતાના કેપ્ટનને સંકટમાંથી મુક્ત કરવો એ રમેશનું કર્તવ્ય હતું.

ભગવાન સૂર્યનારાયણનાં બાલરશ્મિએ અંધકારને મીટાવવાની શરૂઆત કરતાં જ મેકડોનાલ્ડે પોતાની તોપો જાગૃત કરી. આખો તિહાના પર્વત ધ્રુજી ઉઠયો.

આકસ્મિક થયેલા આ ભયંકર અવાજથી ફ્રેન્ચ સૈન્ય ગભરાઈ ગયું. કારણ કે હવે વિજય આપણો જ છે એમ માની તે મલકાતું હતું. કેપ્ટન ફોર્ડનાં સૈન્યની રાહ જોતું ફ્રેન્ચ સૈન્ય પર્વત ઉપર બેઠું હતું. ત્યાં આ ધડાકા શરૂ થયા એટલે આશ્ચર્ય અને ભય બન્ને ઉપસ્થિત થાય એ સાહજિક હતું.

આ નવી સ્થિતિથી ગભરાઇ ફ્રેન્ચ સેનાપતિએ ૨૦૦ સૈનિકો સાથે સરોવર તરફ પ્રયાણ કર્યું. પણ તે બે ત્રણ માઇલ પહોંચ્યો હશે ત્યાં લાલ પલટણનો ભેટો થયો અને બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ શરૂ થયું. મેકડોનાલ્ડની તિક્ષણ દ્રષ્ટિએ આ બનાવ પડયો અને તેણે પણ યોગ્ય તક સાધી થોડા સૈનિકો અને બે તોપો સાથે બીજી બાજુથી ફ્રેન્ચો ઉપર હલ્લો કર્યો.

આ બાજુ કેપ્ટન ફોર્ડનો માર્ગ રોકી બેસી રહેલાં ફ્રેન્ચ સૈન્ય ઉપર રમેશે પોતાના શૂર સૈનિકો સાથે હલ્લો કર્યો એટલે ત્યાં પણ એ બન્ને વચ્ચે ઘનઘોર યુદ્ધ ચાલી રહ્યું.

તોપોના ભયંકર ધડાકા; બંદુકોનો અવાજ અને તલવારનો ખણખણાટ કેપ્ટન ફોર્ડને કાને પહોંચ્યો. ઉપર યુદ્ધ ચાલે છે એમ તરેહી આગળ કેપ્ટન ફોર્ડને માલમ પડયું. અને તરતજ તેણે તપાસ કરવા એક ઘોડેસ્વાર દોડાવ્યો. ઘોડેસ્વારે, લાલપલટણ અને ફ્રેન્ચો વચ્ચે ચાલી રહેલાં યુદ્ધની ખબર આપી.

તોપોનો ભયંકર અવાજ દક્ષિણ તરફથી આવતો હતો. કેપ્ટન ફોર્ડને લાગ્યું કે "આપણે હવે અહીં સ્વસ્થ બેસી રહેવું યોગ્ય નથી." અને તરતજ તે પોતાનાં સૈન્ય સાથે પર્વત ચઢી ઉપર આવી પહોંચ્યો. આ વખતે મધ્યાહ્નનો સૂર્ય પ્રખર કીરણો વર્ષાવતો હતો. રમેશનું સૈન્ય પોતાના જીવ ઉપર આવી લડતું, કેપ્ટન ફોર્ડે જોયું. અસંખ્ય બંગાળી અને ફ્રેન્ચ સૈનિકો યુદ્ધમાં વીરશ્રી વરી ગયા હતા. હવે સંપૂર્ણ વિજય કોને મળે છે તેજ જોવાનું બાકી હતું.

કેપ્ટન ફોર્ડે થોડી વાર વિચાર કરી ફ્રેન્ચ સૈન્ય ઉપર પાછળથી હલ્લો કર્યો. ફ્રેન્ચો નબળા તો પડીજ ગયા હતા ત્યાં આ હલ્લો થયો એટલે તેઓ થોડીજ વારમાં અગ્રેજોને શરણ આવી ગયા. અગ્રેજોએ તેઓનાં શસ્ત્રો ઝુંટવી લઇ, સર્વને કેદ કર્યા.

સરોવર આગળ પણ ભીષણ યુદ્ધ ચાલી રહ્યું હતું. કેપ્ટન ફોર્ડ પોતાની વિજયી લાલ પલટણ સાથે ત્યાં પહોંચી ગયો અને ફ્રેંચો ઉપર હલ્લો કર્યો. અને થોડીજ વારમાં ફ્રેન્ચ સૈન્ય અગ્રેજોને આધીન બન્યું.

એક બાજુનું યુદ્ધ પૂર્ણ થયું અને તેમાં અગ્રેજોને વિજયશ્રી વરી. આ વખતે સાંજ પડી ચૂકી હતી.

---

## પ્રકરણ ૧૨ મું

બાકી રહેલાં સર્વ સૈન્ય સાથે કેપ્ટન ફોર્ડ એ પ્રહર રાત્રિના સમયે પર્વતની દક્ષિણ તરફના રસ્તા આગળ આવી પહોંચ્યો. મોટા

મોટા પથ્થરોથી રસ્તો બંધ કરેલો હોઇ આગળ કેવી રીતે જવું એનો વિચાર ઉપજ્યો.

ફોર્ડ સાહેબને વિચાર કરતા જોઇ, રમેશ આગળ આવી બોલ્યોઃ " સાહેબ ચિંતા ન કરો. તે બાજુનું સૈન્ય લડવામાં રોકાયલું છે એટલે આપણે રસ્તામાંથી પથ્થરા દૂર કરીશું તો તેની નજરમાં આવવાનું નથી. બંદુક અને તોપના અવાજમાં આપણે અહીં શું કરીએ છીએ, એ કોણ જાણવાનું છે ?"

રમેશની સૂચના ફોર્ડ સાહેબને પસંદ પડી અને "રસ્તો રોકી રહેલા પથ્થરોનો ઢગ તરતજ કાઢી નાંખી રસ્તો મોકળો કરો " એવી આજ્ઞા પણ આપી દીધી.

બે પ્રહર જેટલી રાત્રિ વીતી હતી; સર્વત્ર અંધકાર હતો. એટલે મોટી મશાલો સળગાવવામાં આવી. હુકમ પ્રમાણે બધું સૈન્ય પથ્થરા દૂર કરવાના કામે વળગ્યું. પરંતુ પથ્થરા ખસેડવાનું કામ દુષ્કર હતું. માણસોને એથી અત્યંત શ્રમ પડતો. રમેશની નજર તે તરફ ગઇ. અને તેણે નવીજ સૂચના કરી. સૈનિકોને થોડે થોડે અંતરે ઉભા રાખી એકના હાથથી બીજાના હાથમાં પથ્થરા ફેંકવાથી જલદી કામ થઈ જશે એમ તેને લાગ્યું. એ સૂચના પ્રમાણે કામ કરતાં પણ અંગ્રેજ સૈનિકો હારી ગયા એટલે રમેશે તેઓને દૂર કરી લાલ પલટણ દ્વારા રસ્તો સાફ કરાવ્યો અને અંગ્રેજ સૈન્ય પર્વત ઉપરથી નીચે ઉતરી ફ્રેન્ચ સૈન્ય ઉપર તૂટી પડયું. થોડીજ વારમાં ફ્રેન્ચ સૈન્ય તોબાહ પોકારી ઉઠયું. ઘણાખરા ફ્રેન્ચ સૈનિકો માર્યા ગયા હતા. અને બાકી રહેલા થોડા સૈનિકો કેદ પકડાયા.

યુદ્ધ પૂરું થયું. હવે બીજાં કોઇ પણ કામ કરતાં, અંગ્રેજ સૈન્યને ખાવા પીવાની અને વિશ્રાંતિની વધારે આવશ્યકતા હતી. એટલે અંગ્રેજ સૈન્ય ત્યાંજ છાવણી નાંખી સ્વયંપાકની તૈયારીમાં પડયું.

એ કામ પત્યા પછી ફ્રેન્ચ કોઠી ઉપર કેવી રીતે હલ્લો કરવો તેને લગતી મંત્રણા કરવા કેપ્ટન ફોર્ડ, વિલિયમ માનિયર; મેકડોનાલ્ડ વગેરે મુખ્ય મુખ્ય કાર્યકરો ભેગા મળ્યા.

કેપ્ટન ફોર્ડનો મત એવો હતો કે હવે ઝાઝો વિલંબ ન કરતાં ફ્રેન્ચ કોઠી ઉપર તરતજ હલ્લો કરવો. મેકડોનાલ્ડ સાહેબ પોતાના સ્વાર્થનીજ વાતો કરતા હતા. ફ્રેન્ચ કોઠી ઉપર હલ્લો કરવાની વાત ચાલી રહી હતી ત્યાં તેમણે પોતાના સ્વાર્થની વાત પહેલી શરૂ કરી. તેણે કહ્યું:

" આપણાં સૈન્ય સામે ફ્રેન્ચ સૈન્ય ઝાઝો વખત ટકી શકવાનું નથી એ ચોક્કસ છે. એટલે હું એક વાત કરી લઉં. આપણે લાલપલટણને ફ્રેન્ચ કોઠી લૂંટવા દેવી નહિ. "

" કારણ ?" ફોર્ડ સાહેબ આશ્ચર્ય પામી બોલ્યો.

" કારણ શું વળી ? આપણને યુદ્ધમાં ઉંટ, ઘોડા, ગાડી વગેરે સાધન આવશ્યક છે, એટલી આવશ્યકતા આપણે લાલપલટણની છે."

" ફોર્ડસાહેબ, મેકડોનાલ્ડની સ્વાર્થપરાયણ વાત સાંભળી ધીમું હસ્યો. તેણે કહ્યું: " આ લાલપલટણ તૈયાર કરનાર કર્નલ ક્લાઇવ જેવી દૂરદર્શી અને ચાણક્ય વ્યક્તિ બહુ ઓછી હોય છે એ યાદ રાખજો. તેણે ઘણો વિચાર કરીને લાલપલટણ સ્થાપેલી છે. તેમના મત પ્રમાણે અહીંના જેવાં સ્વામિનિષ્ઠ, વિશ્વાસુ અને શ્રમસહિષ્ણુ લોક આપણને બીજે કશે મળનાર નથી. અને આપણાં બધાં યુદ્ધોનું સરવૈયું કાઢોને ? જ્યાં જુઓ ત્યાં લાલપલટણને લીધેજ આપણે વિજયશ્રી વરેલા છીએ. એટલે લાલપલટણને ફ્રેન્ચ કોઠી ન લૂંટવા દેવી એ તો અયોગ્યજ કહેવાય. હાં; એટલું બની શકશે કે લૂંટનું બધુંયે દ્રવ્ય એકઠું

કરી તેના ભાગ એવી રીતે પાડવા કે જેથી અંગ્રેજોને વધુ અને બંગાળીઓને ઓછું ધન મળે. બંગાળીઓ જે મળે તેથી સંતોષ પામનારા છે એટલે આ યોજનામાં હરકત આવશે નહિ. "

" ઠીક; પણ એક બીજી વાત. આ યુદ્ધનો હેવાલ તમે લખો તે તદ્દન ખરો લખશો તો તેથી અંગ્રેજોનું ગૌરવ ઓછું દેખાશે."

" છટ્, છટ્, કેટલી અનુદારતા ? ખોટું લખીને બીજાની કીર્તિથી આપણે માન મેળવી આપણાં ગૌરવમાં વધારો કરી શકીશું કે ? નહિજ. અંગ્રેજો બીજાની કીર્તિ ઉપર ગૌરવ મેળવશે નહિ. "

કેપ્ટન ફોર્ડનાં આ સ્પષ્ટ વચનો સાંભળી મેકડોનાલ્ડ અને તેની કોટીના અંગ્રેજો નીચું મોઢું ઘાલી ગયા. તે બાદ યુદ્ધ સંબંધી મંત્રણા ચાલી અને બધાં સૈન્યે તુરતજ ઉપડવાનું નક્કી થતાં સૈન્યે કૂચ કરી.

સંધ્યાકાળ થતાં સૈન્ય ફ્રેન્ચોની કોઠી આગળ આવી પહોંચ્યું. અને તરતજ મુખ્ય કોઠી ઉપર તોપનો મારો શરૂ કર્યો. ફ્રેન્ચોનું અસાવધ સૈન્ય આ આકસ્મિક હલ્લા આગળ ઝાઝો સમય ટકી શક્યું નહિ. આખી રાત્રિભર યુદ્ધ ચાલ્યું પરંતુ છેવટે ફ્રેન્ચ સૈન્ય પરાભવ પામ્યું અને અંગ્રેજોનો જય થયો. "

( અપૂર્ણ. )

## સંસ્કૃતિનાં નવવિધાનમાં સ્ત્રીનું સ્થાન

સ્ત્રીપ્રવૃત્તિ, એ સ્વતંત્રતા માટેની દેશની વિશાળ લડતનો એક ભાગ છે. સ્વતંત્ર ભારતને મળતી સત્તા, લાભો તેમજ જવાબદારીઓમાં પુરુષો સાથે સમાન ભાગે ફાળો આપવાની ઇચ્છા તિવ્ર બની છે. પુરુષ, સ્ત્રી કે રૂઢી કોઇનુંયે દમન આપણને ન જોઇએ. એ આપણું ધ્યેય છે. આજના અન્યાયી લગ્નધારાઓ જેવી બાબતોમાં, સાવચેતી અને સમાધાનીની હિમાયત કરનારાઓની અંધ દોરવણીને આપણે તાબે થવાના નથી. સ્ત્રીઓની વ્યાવહારિક જરૂરીઆતો ઉપર બોલવા પહેલાં તેઓએ વિચાર કરવાની જરૂર છે. કોઇકે યોગ્યજ કહ્યું છે કે: " સંસ્કૃતિનાં નવવિધાનમાં સત્તાનું મધ્યબિન્દુ સ્ત્રી રહેશે. " અનેક માર્ગોદ્વારા આ વિચાર પરિપૂર્ણ થવા આવ્યો છે અને ભારતને પરાધીનતાની જંજીરોમાંથી મુક્ત થયેલું જોવા ઇચ્છતી હિન્દી સ્ત્રીઓ પોતે ભારતની માનવંતી અને દેશપ્રેમી શહેરી છે એમ પુરવાર કરવા તૈયાર થઇ રહી છે.

ડૉ. મીસીસ લક્ષ્મી પથી

## ગુણસુંદરીના વાંચકોને

# સુખ—દુ:ખના સવાલ જવાબ

| તમારી નાની મોટી દરેક મુંઝવણ અહીં પુછો. | સંપાદક : બ્હેન જ્યોત્સના શુક્લ. | કોઇ પણ વાંચક જવાબ આપી શકશે તે સિવાયના સવાલો સંપાદક ઉકેલશે. |
|---|---|---|

**સુરતથી એક ભાઇ પૂછે છે:—**

( ૧ ) હાલમાં ઉમ્મર વર્ષ ૨૨ની છે. લગ્ન થયાને લગભગ ૧૭ વર્ષ થયાં. સહવાસ છેલ્લા ચાર વર્ષથી થાય છે. છતાં કેટલીક બાબતમાં ભૂલો સુધારવા માટે બહુ પ્રયત્નો કર્યા છતાં સુધરતી નથી, તો શું કરવું ?

( ૨ ) હાલતાં ચાલતાં હંમેશાં ભૂલો થાય છે. કંઇ કહેવાતું નથી. સહનશીલતા ઘણી રાખીએ છીએ છતાં નાછૂટકે કહેવું પડે છે ત્યારે મોઢું ચઢાવે છે. એટલે હંમેશાં કંકાસ થાય છે. તો તેવી બાબતો દૂર કરવા માટે શું કરવું ?

( ૩ ) છોકરાંઓને મારવા અગર ધમકાવવા માટે ના કહેવા છતાં પણ ધ્યાનમાં લેવાતું નથી અને ઘડી ઘડી મારે છે ત્યારે અમારે પણ ત્હેની સાથે યુદ્ધમાં ઉતરવું પડે છે. પછી લડાઇ વધી જાય છે. કંઇ ઉપાય?

**જવાબ:—**

( ૧ ) ઉપર આપેલા દરેક પ્રશ્ન અવ્યવસ્થિત છે. તોયે એ ભાઇ પોતાની પત્ની વિષે હકીકત લખતા હશે એમ માની લઇએ છીએ. પણ ૨૨ વર્ષની વય કોની—પોતાની, કે સ્ત્રીની, કે બેઉની ?

( ૨ ) પત્ની ભૂલો કરે છે એમ એઓ કહે છે, અને સહનશીલતા રાખ્યા છતાં કંકાસ થાય છે એમ કહી એ ભાઇ પોતાને નિર્દોષ જાહેર કરવા મથે છે, પરંતુ પત્ની શા પ્રકારની ભૂલો કરે છે એ લખ્યું નથી એટલે ભૂલો ખરેખર પત્નીની હોય છે, કે એમની પોતાની હોય છે કે બેઉની હોય છે એનો નિર્ણય કરવો મુશ્કેલ છે !

( ૩ ) સ્ત્રી છોકરાંઓને મારે છે; પણ કોનાં છોકરાં એ સમજાતું નથી. સ્ત્રીની વય બહુ નાની છે, એ વયમાં એનાં પોતાનાં કેટલાંક બાળક હશે એ પ્રશ્ન મુઝવણમાં નાખે છે અને સ્ત્રીના તરફ દયાની લાગણી ઉત્પન્ન કરે છે. અને આમ સ્ત્રીના પોતાના સંજોગો કેવા છે એ સમજી શકાતું નથી, એટલે પ્રશ્ન પૂછનાર ભાઇને શા ઉપાય બતાવવા એ પ્રશ્ન મુશ્કેલ છે. આ ખુલાસો ન થાય ત્યાં સુધી તો એ ભાઇ વધુ ધીરજ અને સહનશીલતા કેળવે એ સિવાય બીજો કોઈ ઉપાય નથી.

**એક વિદ્યાર્થિ: દેવગઢબારીઆ:—**

( ૧ ) નિશાળનું લેશન વાંચવા બેસું છું ત્યારે માથું દુખે છે. તો પછી પરિક્ષામાં કેવી રીતે પાસ થવું ? અને પાસ થવા માટે કેવી રીતે વાંચવું ?

( ૨ ) ડાકટરોની દવા ખાઇને થાકયો પણ શરીરમાં તાકાત આવતી નથી. તો તાકાત લાવવા માટે શું કરવું ?

**જવાબ:—**

( ૧ ) આ પ્રશ્ન હમણાંના ઘણા વિદ્યાર્થિઓ પૂછે છે. આ પ્રશ્નના મૂળમાં મુખ્ય કારણ બે છે: એક અત્યારનું પુસ્તકીઆ શિક્ષણ, અને બીજું વિદ્યાર્થિઓનાં નબળાં શરીર. પ્રજાની શરીરશકિત ક્ષીણ થતી જાય

છે. આ સંજોગોમાં નિશાળનું લેશન વાંચતાં માથું ન દુખે તો બીજું શું થાય? અને પરિક્ષામાં પાસ થવા માટેજ વાંચવું પડે એ સ્થિતિ પણ ઓછી ભયંકર નથી. પણ તમારાં વડિલો આ હકીકત જાણતા નથી? તમારૂં શરીર સુધરે, મગજની નબળાઇ દૂર થાય, ત્યાં સુધી ત્હમને નિશાળના લેશનમાંથી અને પરિક્ષા પાસ કરવામાંથી મુક્ત રાખે એટલી સમજણ ત્હેમનામાં નથી? ન હોય તો ત્હમે ત્હેમને એ વાત સમજાવો અને થોડો વખત મગજને આરામ આપી શકિત ખીલવો તો? એ સિવાય બીજુ શું થઇ શકે?

(૨.) શરીરમાં તાકાત લાવવા માટે ડાકટરોની દવા ખૂબ ખાઓ એથી વિશેષ ફાયદો થવાનો સંભવ નથી. તમારા શરીરમાં કોઇ રોગ હોય તો ડાકટર કે વૈદ્યની દવાથી તે રોગને કાઢો; પણ તાકાત મેળવવા માટે તો કુદરતી જીવન જીવતાં શીખો, સાદો સાત્વિક અને પૌષ્ટિક ખોરાક લો, ને શરીરશકિતને યોગ્ય એટલો શ્રમ કરો;—તો ડાકટરની તાકાતની દવા કરતાં વધારે સારી તાકાત આવશે.

*** ભાવનગરના એક બ્હેનના પ્રશ્નો મળ્યા છે પણ તે આવતા અંકમાં પ્રગટ થશે.

---

**સાભાર સ્વીકારઃ** (૧) કેલેન્ડરોઃ ૧–૨. મેસર્સ ધી મોડર્ન ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડના બે સુંદર ત્રિરંગી મહિનાની તારીખવાળા કેલેન્ડરો. ૩. મેસર્સ જાંગીર સી. મસાલાવાલાનું રોજની તારીખ ફેરવવાનું જાણુકનું સુંદર ત્રિરંગી કેલેન્ડર. ૪. મેસર્સ હરિલાલ ઇશ્વરદાસ મસાલાવાલાનું મહિનાની તારીખ સાથેનું સુંદર ત્રિરંગી કેલેન્ડર. ૫ મેસર્સ ધી યુનીવર્સલ એડવર્ટાઇઝીંગ એજન્સીનું મહિનાની તારીખ સાથેનું ત્રિરંગી કેલેન્ડર. ૬. ધી ઝેનીથ લાઇફ એસ્યુરન્સ કં. લી. નું મહિનાની તારીખ સાથેનું સુંદર ત્રિરંગી કેલેન્ડર. **(૨) આશાઃ** તંત્રી રા. ભગવાનદાસ હે. વેદ. વ. ૧; અંક ૩. વા. લ. રૂ. ૨) **(૩) નાટક–સિનેમાઃ** તંત્રી રા. ભીમાશંકર શર્મા. વ. ૧; પુ. ૨; અંક ૧–૩ વા. લ રૂ. ૪). **(૪) બલિદાનઃ** તંત્રી રા. ચં. ગી. ઝરીવાલા વ. ૧; અંક ૧૧–૧૨. વા. લ. રૂ. ૨–૧૨–૦ **(૫) ચેતનઃ** તંત્રી રા. બ. રા. પટેલ વ. ૩. અંક ૧૨ વા. લ. રૂ. ૨) **(૬) લોહાણા અભ્યુદયઃ** તંત્રીઃ રા. ક. જી. ઠક્કર. વ. ૧; અંક ૩ ૪ વા. લ. રૂ. ૨). **(૭) નાગર ચેતનઃ** તંત્રી રા. વિ. ના પંડ્યા વ. ૧; અંક ૨. વા લ. રૂ. ૨) **(૮) ભરૂચ સમાચારઃ** પ્રકાશકઃ રા. જહાંગીર અ. ગાંધી. પુ. ૫૨; અંક ૧–૩ **(૯) યશોદાઃ** તંત્રીઃ રા. મ ન. દોશી બી. એ. વ. ૨; અંક ૧૨. વા. લ. રૂ. ૨) **(૧૦) સંદેશઃ** તંત્રી રા. અં. મ. અમીન, પુ. ૧; અંક ૫, વા. લ. ૬ શાલીંગ. **(૧૧) સમાજસેવકઃ** તંત્રીઃ રા. ગો. હી ઠક્કર. વ. ૬; અંક ૬–૭. વા. લ. રૂ. ૧–૪–૦ **(૧૨) ચાંદઃ** છઠ્ઠી આવૃત્તિઃ તંત્રીઃ મુન્શી કનૈયાલાલ એમ. એ, વા. લ. રૂ. ૮) **(૧૩) જાગૃતિઃ** તંત્રીઓઃ મેસર્સ ધી. કે. તુરખીઆ, તા. લ. દાણી અને ડૉ. વ. મો ભાયાણીઃ વ. ૫; અંક ૧૨ વા. લ. રૂ. ૨) **(૧૪) ભાગ્યોદયઃ** તંત્રીઃ રા. જે. કે. દવે. વ. ૧૭; અંક ૧૦. વા. લ. રૂ. ૪) **(૧૫) વીરગર્જનાઃ** તંત્રીઃ રા. વામન મુકાદમ, પુ. ૨; અંક ૯. વા. લ. રૂ. ૩) **(૧૬) નવયુવાનઃ** તંત્રીઓઃ મેસર્સ બ. દેસાઇ અને ચં. પટેલ વ. ૧; અંક ૧૧–૧૩ વા. લ. રૂ. ૪) **(૧૭) ઉલ્લાસઃ** તંત્રીઃ રા. મસ્તફકીર. વ. ૧; અંક ૧–૮ વા. લ. રૂ. ૪) **(૧૮) ઘડીભર મોજઃ** તંત્રીઃ રા. ભોગીકુમાર પુ. ૨; અંક ૭–૮ વા. લ. રૂ. ૪) **(૧૯) શ્રી હિંદુભગિની સમાજ હુન્નર ઉદ્યોગગૃહઃ** અહેવાલ સં. ૧૯૮૪–૮૫ (૨૦) શ્રી અમરેલી મહિલા પુસ્તકાલય સ્ત્રીમંડળ તથા શ્રી ચીમનાબાઇ સ્ત્રીમંડળ રીપોર્ટ તથા હિસાબઃ સં. ૧૯૮૫ **(૨૧) ભાષણઃ** લાલારી લેઉઆ જ્ઞાતિના સંમેલન (કાલાવડ) ના પ્રમુખ શ્રી. કેશવજી અરજણ પટેલનું. **(૨૨) શ્રી સાર્વભૌમત્વઃ** તંત્રીઃ રા. બા. તુ. યાજ્ઞિક (૨૩) કન્યાવિક્રય નિષેધક કવિતાઃ લ. રા. ગી. પુ. પટેલ આટકોટ. (૨૪) બાળલગ્ન નિર્મૂળ કરોઃ પત્રિકા નં. ૭ઃ પ્ર. મંત્રીઓ ઔદિચ્ય યુવકસંઘ, ભાવનગર **(૨૫) અનાવિલ ત્યોકારઃ** તંત્રીઓઃ મેસર્સ દોલતરાય રતનજી અને મણીલાલ ડાહ્યાભાઇ પુ ૭; અંક ૧. વા. લ. રૂ. ૨–૦–૦

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| રૂ | ઢ | ■ | ૧૨ પે | ય | ૧૩ દુ | ■ | ૧૪ પ | ર |
| ર | ■ | પ | ળ | ■ | ૧૬ પે | ૧૭ ટ | ■ | ઢ |
| ■ | ૧૮ ષ | ગ | ■ | ૧૯ | ■ | ૨૦ | ૨૧ | ■ |
| ૨૧ રૂ | ■ | ૨૨ દ | ૨૩ મ | ■ | ૨૪ ષ | ન | ■ | ૨૫ પ |
| ૨૬ ર | ૨૭ વ | ■ | ૨૮ ઢ | ૨૯ ક | ર | ■ | ૩૦ ક | ર |
| ૩૧ મ | ત | ૩૨ મ | ■ | ગ | ■ | ૩૩ ક | ર | ક |
| ૩૪ લ | વ | ગ | ન | ■ | ૩૫ ખ | ર | જ | ટ |

બીયો; ... કિ-મત; ૧૫ ... પૌરાણીક રાજા; ૧૬ ચામડીનો રોગ; ૧૮ એક જાતનું કઠોળ; ૧૯ ગણીતની એક સંખ્યા; ૨૦ રંગ; ૨૨ હાંફણનું દરદ; ૨૪ અભિમાન; ૨૬ અવાજ; ૨૮ તૃષા; ૩૦ હાથ ( સંસ્કૃત ); ૩૧ એક જળચર પ્રાણી; ૩૩ લીન; ૩૪ સ્ત્રીનું નામ; ૩૫ એક સ્ટેશનનું નામ.

**ઉભા:** ૧ સરકારી કાગળીયાનું નોંધપત્રક; ૨ સહેલું; ૩ કણ; ૫ સાર; ૬ પુરૂષ; ૭ વ્યાયામ; ૯ રામાયણનું પાત્ર; ૧૨ ક્ષણ; ૧૩ હાથનો એક ઝેરી ભાગ; ૧૫ રોકડ; ૧૭ પરવાનો; ૨૧ એક જાતનું ઠંડુ પણ મીઠ પીણું; ૨૩ અભિપ્રાય; ૨૪ ધણું, ૨૫ અડચણ; ૨૭ ગામ; ૨૯ વાહન; ૩૦ દેવું; ૩૨ થોડું; ૩૩ માવો.

### હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પતિને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાના ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કોઇ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી–ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

( ૧ ) ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ!

( ૨ ) ન્હાનાલાલ, દલપતરામ, ખબરદાર, દયારામ અને નર્મદ.

( ૩ ) ગોવર્ધનરામ અને સરસ્વતીચંદ્ર અથવા દલપતરામ અને દલપત કાવ્ય.

આ પ્રશ્નોના કુલ ૧૨૪ જવાબો આવ્યા હતા. તેમાં ૧૫ જવાબો ૪થી શરતનો ભંગ કરના હોવાથી તપાસ્યા નથી. બીનગ્રાહક બહેનો હરિફાઇમાં ઉતરવા ઇચ્છતી હોય તેમણે સાદા કાર્ડ સાથે કુપન અને એક આનાની ટીકીટ કવરમાં મોકલવી. ૭ જવાબો ભાઇઓ તરફથી મળ્યા હતા તે હરિફાઇમાં દાખલ કરવામાં આવ્યા નથી. બાકીના ૧૦૨ જવાબોમાંથી ૮૨ ના ત્રણે ખરા; ૧૭ના બે ખરા અને ૨ નો એક ખરો છે; એક ખોટો છે. ત્રણે ખરા જવાબોવાળાં બહેનોમાંથી કુ. ઉર્મિલા મગનલાલ મોતીલાલને ઇનામનું પુસ્તક "વર્માની વિવિધ વાર્તાઓ" આપવામાં આવે છે જે તેમણે મંગાવી લેવું.

**ખરા જવાબ આપનાર બહેનોનાં નામ.**

ત્રણ ખરાઃ શ્રીમતી બહેનો (૧) કુ. ઉર્મિલા મગનલાલ (૨) સરલાદેવી, (૩) લક્ષ્મીબ્હેન પટેલ, (૪) વિમળાગૌરી પટેલ, (૫) સ્નેહલતા યાજ્ઞિક, (૬) સૂર્યબાળા ત્રિપાઠી, (૭) પુષ્પાવતી વ્યાસ, (૮) વસંતકુમારી ડોક્ટર, (૯) રાધાબાઇ દોશી, (૧૦) નિર્મળા મોદી, (૧૧) સુરજ, (૧૨) વિલાસવતી દેસાઇ, (૧૩) ચંદ્રાવતી દવે, (૧૪) શાન્તા દેસાઇ, (૧૫) છબીબેન શાહ, (૧૬) સુલોચના વકીલ; (૧૭) ઉત્તમગૌરી કારીયા, (૧૮) હરિગંગા વકીલ, (૧૯) સુશીલા મહેતા, (૨૦) રેવાગૌરી, (૨૧) દમયંતી, (૨૨) વિજયાગૌરી પરીખ, (૨૩) મોતીબાઈ, (૨૪) સુમિત્રા પાઠકજી; (૨૫) રમણગૌરી ઝવેરીલાલ, (૨૬) સરસ્વતી ઝવેરી, (૨૭) સરોજ પંડ્યા, (૨૮) ઉર્વશી બુચ, (૨૯) મધુમતી, (૩૦) પુષ્પાવતી દેસાઈ, (૩૧) ગજરાબેન, (૩૨) સુશીલા કુ, (૩૩) મંજુલા લક્ષપતી, (૩૪) મંજુદેવી પંડ્યા; (૩૫) હંસાગૌરી મોદી, (૩૬) પાર્વતીબ્હેન, (૩૭) સાવિત્રી ઓઝા, (૩૮) સુધા દેસાઇ, (૩૯) પદ્માવતી, (૪૦) સરસ્વતી શાસ્ત્રી, (૪૧) દેવુબ્હેન ચાવડા, (૪૨) જયાગૌરી ઠાકોર, (૪૩) લક્ષ્મીબાઇ, (૪૪) ચંચળગૌરી વ્યાસ, (૪૫) રમાગૂકાંતા, (૪૬) કપિલા ભટ્ટ, (૪૭) પુષ્પાવતી શેઠન, (૪૮) વિદ્યાગૌરી, (૪૯) પ્રેમકુંવર, (૫૦) સુભદ્રાબ્હેન મજમુદાર, (૫૧) મરણ ત્રિવેદી, (૫૨) મધુરી આસર, (૫૩) લીલાવતી અમીન, (૫૪) જયાકુંવર ભણસાળી, (૫૫) સુમતિ, (૫૬) હીરાલક્ષ્મી મોદી, (૫૭) કુસુમાવતી પંડ્યા, (૫૮) માણેક શાહ, (૫૯) કમ-

મન મજમુંદાર (૬૦) નંદનગૌરી ભટ્ટ, (૬૧) કુસુમલતા મોદી, (૬૨) પદ્માવતી વીરપ્રસાદ, (૬૩) ઇન્દિરા ચોકસી, (૬૪) નર્મદા મોદી, (૬૫) હરદાગૌરી દવે, (૬૬) પ્રભાવતી મોદી, (૬૭) ભાનુમતિ ભટ્ટ, (૬૮) સવિતા પટેલ, (૬૯) જયા શાસ્ત્રી, (૭૦) કમળાબ્હેન પટેલ, (૭૧) પુષ્પાવતી દેસાઇ, (૭૨) સુશીલા માંકડ, (૭૩) ઇન્દુમતી દેવી, (૭૪) શ્રીદેવી ધ્રુ, (૭૫) નરભેવંતી દલાલ, (૭૬) નિર્મળાબાઇ, (૭૭) અંસુમતિ શ્રોફ, (૭૮) મહાલક્ષ્મી મોદી, (૭૯) જયા, (૮૦) વિજયાલક્ષ્મી, (૮૧) સુરજ ચંદુલાલ કાજી, અને (૮૨) ગ્રાહક નં. ૪૦૩૯

**બે ખરા:** શ્રીમતી બ્હેનો: (૧) ચંચળબ્હેન છોટાભાઇ, (૨) સવિતાગૌરી અગાસીવાળા, (૩) દેવલક્ષ્મી, (૪) ગંગાબ્હેન પટેલ, (૫) સુમતિ ગજીવાળા, (૬) મંગળાગૌરી ભટ્ટ, (૭) શોનબાઈ ખોના, (૮) વનિતાબ્હેન ગલિયારા, (૯) નાનુબાઇ આસર, (૧૦) ઉર્મિલા બાલવૈદ્ય, (૧૧) સુવિદ્યા દવે, (૧૨) મોહિની, (૧૩) શકુંતલા સંપટ, (૧૪) નિર્મળગૌરી મંકોડી, (૧૫) ભાનુમતી, (૧૬) લીલાવતી દલાલ, અને (૧૭) કાશી વી. ઠક્કર.

**એક ખરો:** શ્રીમતી બ્હેનો (૧) નંદગૌરી મહેતા અને વિદ્યાગૌરી ડોક્ટર.



# શારદા—કાયદો અને સાહિત્યના ચોર !

બાળલગ્ન પ્રતિબંધક ( શારદા ) કાયદાની કલમોનું ભાષાંતર અને તેની સરળ સમજુતિ અમે પત્રિકા રૂપે પ્રકટ કર્યા પછી એ દિશામાં થયલા કેટલાક અપ્રામાણિક પ્રયત્નો જોઇ અમને અત્યંત ખેદ થાય છે. એ પત્રિકાની મોટી સંખ્યામાં થતી ખપત જોઇને એ દેશહિતના કાર્યમાંથી પણ કમાણી કરવાની હીન મનોદશા કેટલાક પ્રેસવાળાઓએ તેમજ બીજાઓએ બતાવી છે. અમારી પત્રિકા અક્ષરસઃ તેમણે અમારી પરવાનગી વિના અને જાણબ્હાર છપાવી હજારો નકલો તેમણે વેચી છે. એવી રીતે છપાવી વેચનાર અપ્રામાણિક માણસોએ કાયદાનું ઉલંઘન કર્યું છે અને અમને નુકશાન કર્યું છે, એ નુકશાન માટે તેઓ જવાબદાર છે અને તે તેમની પાસેથી વસુલ કરવા અમને કદાચ કાયદેસર પગલાં લેવાની ફરજ પડશે.

સાહિત્યના એ ચોરોએ હલકા કાગળ વાપરીને અને ખરાબ છાપકામ કરીને તેમાંથી લાભ ખાટી લેવાનો પ્રયત્ન કર્યો છે. પોતાના દુષ્કૃત્યનો તેઓ એવો લુલો બચાવ કરે છે કે તમારા હક્કની અમને ખબર ન હતી અને અમે તો પ્રચારકાર્ય માટે છપાવી છે. કાયદાનું અજ્ઞાન તેમનો બચાવ કરી શકતું નથી અને અમને નુકશાન કરીને અમારા હક્ક પર ત્રાપ મારી તેઓ પ્રચારકાર્ય કરી શકતા નથી. એ જાતના માણસોને અમે આથી ચેતવણી આપીએ છીએ કે એ પત્રિકા અમારી પરવાનગી વિના જે કોઇ છાપશે, છપાવશે યા વેચશે તે ગુન્હેગાર ગણાશે અને અમને તેથી થતા નુકશાન માટે જવાબદાર રહેશે.

લી.
વ્યવસ્થાપક " ગુણસુંદરી "

# બાલકેળવણીનું નવસર્જન

( વસંત 'બાલશિક્ષણ પ્રચાર યોજના પર દૃષ્ટિપાત )

લેખક : રા " પીયૂષ "

"બાલકો પ્રભુનાં પયગમ્બર છે " કવિવર ન્હાનાલાલની એ ઉક્તિ સાચી છે; તેટલીજ અર્થગંભીર છે. બાલકો અવતરે છે ' પ્રભુના પયગમ્બર ' તરીકેજ. પરંતુ તેઓ સદાકાળ ' પ્રભુના પયગમ્બર ' રહે એવું આજે તો કાંઇ થતું નથી. અને તે માટે બાલકો જવાબદાર નથી. પરંતુ બાલકોના માતાપિતા અને તે પછી આજની શિક્ષણ પદ્ધતિ છે.

આજની સરકારી તેમજ અન્ય શાળાઓમાં આપવામાં આવતી કેળવણી પ્રત્યે લાંબા સમયથી પોકાર ઉઠયો છે. એ શાળાઓમાં અપાતી કેળવણી બાલકોનાં માનસને વિકસાવવાનું તો બાજુએ રાખે છે; બલ્કે કુમળાં ફૂલ જેવાં બાલકોનાં માનસના વિકાસને રૂંધે છે. અને તેથી આજની આ શિક્ષણપ્રણાલીમાં સુધારાને ખૂબ અવકાશ છે. આજની શિક્ષણ પ્રણાલીનું નવસર્જન કરવાની આવશ્યકતા છે.

અને એ નવસર્જનની શરૂઆત થઇ પણ ગઇ છે. યુરોપના સમર્થ કેળવણીકારોમાં સ્થાન પામી ચૂકેલ એટલાં સમર્થ સ્ત્રીકેળવણીકાર ડૉ. મોન્ટેસોરીનું નામ આજના કેળવણીકારોથી અજાણ નથી. તેમની શિક્ષણપ્રણાલિ ' મોન્ટેસોરી પદ્ધતિ 'નાં નામથી આજે જાહેર થઇ ચૂકી છે. પરંતુ હજી એ પદ્ધતિનો પ્રચાર આપણે ત્યાં બાલ્યાવસ્થામાંજ છે. ગુજરાત-કાઠિયાવાડમાં એ કેળવણીની પ્રબળ હિમાયતી તરીકે એક સંસ્થાનું નામ સર્વત્ર જાણીતું છે. એ સંસ્થા તે ભાવનગરનું શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર.

શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિર તરફથી આ સંબંધમાં અત્યાર સુધીમાં ઘણું સુંદર કામ થઇ રહ્યું છે. ગુજરાતી જનતાને કાને નૂતન બાલકેળવણીના વિચારો નાંખવાના શુભ ઉદ્દેશથી મુંબાઇના શેઠ હીરાલાલ અમૃતલાલ શાહે બાલકોના વિકાસ સંબંધી વિચારો ફેલાવવા માટે ઉપરોક્ત સંસ્થાને રૂા. ૫૦૦૦)ની ઉદાર રકમ સોંપી છે અને તેને અંગે ' વસંત બાલશિક્ષણ પ્રચાર 'ની યોજના ઉદ્ભવ પામી છે. યોજનાના પ્રચારકો શ્રી. નાનાભાઇ અને શ્રી. ગિજુભાઇ છે.

યોજનાને અંગે હાલ તુરત ત્રણ કામો હાથ ધરવામાં આવ્યાં છે: (૧) નવી બાલકેળવણીને લગતાં નાનાં નાનાં પુસ્તકો રચી પડતર કિંમતથી ઓછે ભાવે આપવાં; (૨) જાહેર વ્યાખ્યાનો કરવાં અને (૩) જાહેરપત્રો ફેલાવવા.

પુસ્તક પ્રકાશન સંબંધમાં અત્યારસુધીમાં સુંદર કામ થયું છે. યોજનાને અંગે અત્યાર સુધીમાં ૧૯+૧=૨૦ પુસ્તક-પુસ્તિકાઓ પ્રકાશન પામી છે. વસંત બાલશિક્ષણ પ્રચારમાળાનું દશમું પુસ્તક ' મોન્ટીસોરી પદ્ધતિ ' લગભગ ૩૦૦ પાનાનું છે. તેમાં ડૉ. મોન્ટીસોરીના ચિત્ર ઉપરાંત બીજા ૧૪ ચિત્રો છે. એટલે તેની કિંમત રૂા. ૨) રખાઇ છે. બાકીની બધી પુસ્તિકાઓ તદ્દન નજીવાં મૂલ્યે મળી શકે છે. અત્યાર સુધીમાં પ્રકાશન પામેલી પુસ્તિકાઓ નીચે પ્રમાણે છે: પહેલો ગુચ્છ: (૧) સ્વતંત્ર બાલશિક્ષણ: (૨) બાલકોનાં રમકડાં, (૩) શિક્ષણના વહેમો, (૪) બાલજીવનમાં ડોકિયું, (૫) બાલકોનું

બ્હીવું, (૬) બાલમંદિરમાં, (૭) બાલકોનો પહેરવેશ, (૮) બાલકોનો ખોરાક, (૯) બાલકોની કુટેવો; **બીજો ગુચ્છ:** (૧૧) બાલગૃહ (૧૨) નવી દૃષ્ટિ, (૧૩) દવાખાને જઇ ચઢયો, (૧૪) બાલપ્રેમ, (૧૫) બાલકની માગણીને હઠ; (૧૬) તોફાની બાલક; (૧૭) બાલકની આવડતનું પ્રદર્શન, (૧૮) આજની મોજો, (૧૯) ઢીંગલીની રમત, અને (૨૦) નવા આચારો.

ઉપરનાં પુસ્તક–પુસ્તિકાઓના લખનાર શ્રી. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેન છે. બાલજીવનનાં ઉંડા અભ્યાસી તરીકે શ્રી. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેન ગુજરાતભરમાં જાણીતાં છે. બાલસાહિત્યમાં તેમણે આપેલો ફાળો અપૂર્વ છે અને બાલશિક્ષણ માટે તેમણે અત્યાર સુધી ઉઠાવેલી જહેમતો તેમને બાલ-શિક્ષણના ભેખધારીઓ કહાવે એવી છે. ઉપરની પુસ્તિકાઓની નામાવલિ વાંચતાંજ એમાં કયો વિષય ચર્ચવામાં આવ્યો છે તે સમજાઇ જાય એવું છે. બાલજીવનને લગતા દરેકે દરેક પ્રશ્નની ચર્ચા એમાં આવી ગઇ છે. પ્રચારમાળાની પુસ્તિકાઓ એટલી બધી સરળ, સાદી અને સચોટ શૈલીમાં લખાઇ છે કે સાધારણ ગુજરાતી જાણનાર પણ એ વાંચી શકે, સમજી શકે. આટલી પુસ્તિકાઓનું વાચન, વાચનારને નવી બાલકેળવણીનું અચ્છું ભાન કરાવી શકશે એમ અમને લાગે છે. દરેકે દરેક પુસ્તિકામાં શ્રી. ગિજુભાઇ અને શ્રી. તારાબ્હેનના બાલમાનસના અભ્યાસ અને અનુભવ સારા પ્રમાણમાં ઉતર્યા છે. અને તેટલા પૂરતી એ પુસ્તિકાઓની અગત્ય વધી છે. ગુજરાતનાં શિક્ષણ સાહિત્યમાં એ પુસ્તિકાઓનો ઉમેરો ઘણોજ સંગીન છે; એમ કહેવું જોઇશે.

યોજનાનું બીજું કાર્ય જાહેર વ્યાખ્યાનો કરવાનું છે. એ કાર્યને અંગે કારતક વદ ૧–૨ ને દિવસે ભાવનગર, વાંકાનેર, મોરબી, પોરબંદર, રાણાવાવ, કુંડલા, શિહોર, વરતેજ, પાલણપુર, વગેરે સ્થળોએ એક વા બે ત્રણ સભાઓ ભરી (૧) બાલકોને મારશો નહિ; અને (૨) બાલકોને બીવરાવશો નહિ. (બીવરાવવાથી થતું નુકસાન) એ બે વિષયો ઉપર વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં. ભાવનગરમાં એજ દિવસે શ્રી. હરભાઇ ત્રિવેદી અને શ્રી. ચંદુબેન પરીખે આપેલાં ભાષણો 'ગુણસુંદરી'ના જાન્યુઆરી માસના અંકમાં છપાઇ ગયાં છે. અન્ય સ્થળોએ વ્યાખ્યાન આપનારાઓમાં શ્રી. ગિજુભાઇ, શ્રી. તારાબ્હેન, શ્રી. અનસૂયાબ્હેન, શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ મુખ્ય હતાં. બીજા ઘણા ભાઇબ્હેનોએ વ્યાખ્યાનો આપ્યાં હતાં.

ત્રણેક માસ પછી અમદાવાદ, વડોદરા, મુંબાઇ, સુરત, ભરૂચ વગેરે મોટા શહેરોમાં અને નાનાં નાનાં ગામોમાં ફરીવાર આવાં વ્યાખ્યાનો કરાવવાનો પણ વિચાર ચાલે છે. અને એ વિચાર ખરેખર આવકારદાયક છે.

યોજનાનું ત્રીજું કાર્ય જાહેરપત્રો ફેલાવવાનું છે. આ કાર્યને અંગે પ્રકટ થયેલાં જાહેરપત્રો પણ 'ગુણસુંદરી' ના જાન્યુઆરી અંકમાં ૩૪૭ પાને છપાયાં છે. એ લખાણો ભીંતે ચોઢી રાખવા તેમજ મઢાવવા યોગ્ય છે.

નવી બાલ કેળવણીની દિશામાં આટલું સંગીન કાર્ય કરી રહેલી આ યોજના જનતાના લોકાદરને યોગ્ય છે. ભવિષ્યની જનતાને માટે, પોતાનાજ બાલકો માટે આ યોજનાને યોગ્ય સહકાર આપવો એ સૌ કોઇની ફરજ છે. માબાપોએ પોતાના સંતાનોને ખાતર આ યોજના વધાવી લેવી જોઇએ. અમને આશા છે કે ગુજરાત આ યોજનાને વધાવી લેશે અને એ યોજનાને નિભાવવામાં સક્રિય ફાળો આપશે.

---



# સમાલોચના

**શ્રીદક્ષિણામૂર્તિ બાલસાહિત્યમાળાઃ નં. ૬૭ થી ૭૨.** સંપાદકઃ રા. ગિજુભાઇ અને શ્રી તારાબેન. શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્યઃ દરેકનો એક આનો.

આ બાળોપયોગી આકર્ષક માળાનાં પ્હેલાં ૬૬ પુસ્તકોનો પરિચય અત્યાર પ્હેલાં બાળકોએ કરી લીધો છે. આ સાથે બીજાં ૬ વધુ પુસ્તકો તેમના હાથમાં સંપાદકો મૂકે છે. નં ૬૭ માં રા. ગિજુભાઇ બાળકોને સત્યવાદી હરિશ્ચંદ્રની વાત તેમને ગમી જાય અને પચી જાય એવી સ્હેલી ભાષામાં કહે છે નં. ૬૮ એમ કેમ ? માં ફુવારો કેમ ઉડે ? ઇયળમાંથી પતંગીયું કેમ થાય ? વગેરે છ બાબતો એજ બડા ભાઇ સરળતાથી સમજાવે છે. નં. ૬૯ માં શ્રી તારાબેન શી રીતે સાજા રહીએ તેની ઉપયોગી સરળ સૂચનાઓ આપે છે. નં. ૭૦ માં રા. ગિજુભાઇએ વ્યાકરણ સમજાવ્યું છે અને નં. ૭૧ માં વરતસંગ્રહ કર્યો છે. નં. ૭૨ પણ નં. ૭૧ ની જેમ રમત જોડકણાંથી બન્નેએ મળીને ભર્યો છે. આગલાં પુસ્તકોની જેમ આ પુસ્તકો પણ બાળકોને ઘણાં ઉપયોગી જણાશે. બન્ને સંપાદકે જ્યારથી તેમને માટે શ્રમ લેવા માંડયો છે ત્યારથી તેમનાં ભાગ્ય ખુલી ગયાં છે. પ્રભુના એ પયગમ્બરોની સંભાળ લેવા માટે બન્નેને ધન્યવાદ.

**જગત પાછળનું જગતઃ** લેખકઃ રા. 'આનંદ' પ્રકાશકઃ રા. ગણેશ હ. શુક્લ, હપતંત્રી "ગુણસુંદરી" મૂલ્ય બાર આના.

જીવનના સંચાલક તત્ત્વોને ઓળખવાનો—જગતને ઓળખાવવાનો, પડદા પાછળના જગતનું દર્શન કરવાનો લેખકે સુંદર પ્રયાસ કર્યો છે. કવિવર ન્હાનાલાલે એની ટુંકી પણ સારગર્ભિત પ્રસ્તાવના લખી છે. સંસારની ગહનતા ઉકેલવાનું આ અઘરૂં કાર્ય લેખકે ટુંકા ટુંકા ભાવનાચિત્રો આલેખી સાધ્યું છે. ભાવનાશીલનાં વાચક હૃદયોને તે જરૂર આકર્ષશે

**બાલ રામાયણઃ** અનુવાદકઃ શ્રી લીલાવતીબેન. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર, ભાવનગર. મૂલ્યઃ દસ આના.

મૂળ બંગાલી "છેલદેર રામાયણ" ઉપરથી આ પુસ્તક શ્રી. લીલાવતીબ્હેને ગુજરાતીમાં ઉતાર્યું છે. અનુવાદની ભાષા એટલી શુદ્ધ અને સરળ છે કે એ પુસ્તક મૂળ ગુજરાતીમાં જ લખાયું હોય એવું લાગે. બંગાલી ભાષામાં બાળકો માટે આવાં અનેક પુસ્તકો છે. અત્યારે રામાયણ મહાભારતની કથાઓ માતાઓ ભૂલતી જાય છે; માણભટ્ટોની સંસ્થા પણ નષ્ટ થતી જાય છે. તેવે સમયે આપણી એ પ્રાચીન સંસ્કૃતિ જાળવી રાખવા અને બાળકોના મગજ પર તેની છાપ પાડવા આવા પુસ્તકોની ઘણી જ જરૂર છે. બંગાલી જાણનાર ગુજરાતી બાઇબ્હેનો આવાં ઉપયોગી પુસ્તકો ગુજરાતીમાં ઉતારી સાહિત્યની સારી સેવા કરી શકે. શ્રી. લીલાવતીબ્હેને આ પુસ્તકનો અનુવાદ કરી આપણા બાલસાહિત્યને સમૃદ્ધ કર્યું છે. ભાષા, છપાઇ વગેરે એટલાં સુંદર છે કે બાળકો તે હોંશથી સત્કારશે

**મોતીની તોરણમાળા** ( ૨૮ નમુનાવાળી—મણકો ૧લો ): પ્રકાશકઃ મે. મોતીવાલા એ. ચીમનલાલની કંપની, ટંકશાળ ચોકી સામે, અમદાવાદ. મૂલ્યઃ બાર આના.

મોતીના તોરણો ગુજરાતના ગૃહશણગારનું એક સુંદર અંગ છે. અનેક ઉત્સાહી અને કલાપ્રિય ગૃહિણીઓ નવરાશના સમયે ફુરસદમાં ગમત નહિ

ગાળતાં એ ઉદ્યોગ લઇને બેસે છે. આપણી એ કથા અત્યારના સમયમાં કંઇક ભૂલાતી જાય છે તેને સજીવન કરવામાં આ પુસ્તક સારો ફાળો આપશે. એમાં ૨૮ જુદી જુદી આકૃતિના તોરણો બનાવવાની સમજુતિ સરળ ભાષામાં આપી છે. કેટલાં અને કેવા રંગના મોતી લેવાં, દરેક હારમાં કેવી રીતે ગોઠવવા વગેરે બારીક રીતે સમજાવ્યું છે. ઉદ્યોગી ગૃહિણીઓને આ પુસ્તક ઉપયોગી જણાશે. દરેક ડીઝાઇનના ચિત્રો આપ્યા હોત તો પુસ્તક વધારે ઉપયોગી અને આકર્ષક બનત, પણ તેમ કરતાં કીમત જરૂર વધારે રાખવી પડે.

**ઇટાલીનો મુક્તિ-યજ્ઞ**: લેખકઃ રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, પ્રકાશકઃ શ્રી "પ્રસ્થાન" કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ છ આના.

શ્રી "પ્રસ્થાન" કાર્યાલયે શરૂ કરેલી સરસ્વતી ગ્રંથમાળાના પુષ્પ ૯–૧૦ તરીકે આ માર્ગદર્શક અને પ્રેરણા પાતું ઉપયોગી પુસ્તક પ્રકટ થયું છે. રા. નરસિંહભાઈની સરળ અને વેગવતી વાણીથી ગુજરાતના વાચકો સુપરિચિત છે; દેશના ઉત્કર્ષ માટેની તેમની તીવ્ર લાગણી પણ જાણીતી છે. અત્યારે દેશ મુક્તિનાં સ્વપ્નાં સેવી રહ્યો છે. એવે પ્રસંગે અન્ય પ્રજાઓએ પોતાની મુકિત કેવા સાધનોથી મેળવી તેનું જ્ઞાન અત્યંત માર્ગદર્શક અને પ્રેરક થઇ પડે. ઇટાલીના દેશભક્તોએ વીર સરદાર ગેરીબાલ્ડીની આગેવાની હેઠળ પોતાના દેશને પરદેશીઓના પંજામાંથી મુક્ત કરવા જે ભગીરથ પ્રયત્નો કર્યાં તેની આ પુસ્તકમાં આપેલી કથા દેશના દરેક યુવાને વાંચવી જોઇએ.

**(૧) રામ અને કૃષ્ણ, (૨) બુદ્ધ અને મહાવીરઃ** લેખકઃ રા. કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, પ્રકાશકઃ શ્રી "પ્રસ્થાન" કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ (અનુક્રમે) દસ ને આઠ આના.

નવજીવન પ્રકાશન મંદિર તરફથી આ બન્ને પુસ્તકો છ વર્ષ પહેલાં પ્રકટ થયાં હતાં. આ બીજી આવૃત્તિ છે. પ્રસ્તાવનામાં લેખક કહે છે તેમ એ પુસ્તકો આર્થિક દૃષ્ટિએ લાભદાયક નથી નીવડયાં. તે માટેનાં તેમણે જે કારણો આપ્યાં છે તે પણ સમજી શકાય એવાં છે. હજી આપણો વાંચકવર્ગ એ મહાપુરૂષોને પુરૂષો તરીકે નહિ પણ ઇશ્વરાવતાર તરીકે–અમાનવ તરીકે ઓળખે છે; તેમની માનસિક પૂજા કરે છે; તેમના નામોચ્ચારણમાં પુણ્ય માને છે. રામના ભક્તો રામના મહાન ગુણોનું અનુકરણ કરવાને બદલે તેમના નામનો

જપ કરવામાંજ પોતાની ફરજ પૂરી થયલી માને છે. એને બદલે એ મહાન પુરૂષો જે ગુણોને લીધે મહાન થયા તે ગુણો કેળવવાને આપણે મથીએ તો આપણે પણ તેમના જેવાજ મહાન થઇ શકીએ. આ પુસ્તકો એ દૃષ્ટિએજ—એ મહાપુરૂષો ઉપર છવાઇ રહેલું અવતારી આવરણ દૂર કરીને લખાયાં છે. અમે એ બન્ને પુસ્તકોને સહર્ષ વધાવી લઇએ છીએ અને ઇચ્છીએ છીએ કે આપણો યુવાનવર્ગ એને ઘટતો સત્કાર આપે. નવા જમાનાને અનુકુળ એ પુસ્તકો ભાવિ પ્રજાનું માનસ ઘડવામાં બહુ સારો ફાળો આપી શકશે.

**મિસરનો 'મુક્તિસંગ્રામઃ ખંડ પહેલોઃ** લેખકઃ રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ શ્રી "સૌરાષ્ટ્ર" કાર્યાલય, રાણપુર. મૂલ્યઃ બાર આના.

પરદેશીઓની ધુંસરીમાંથી મુકત થવા ઇચ્છતી કે મુક્તિ પામેલી પ્રજાઓના ઇતિહાસ આપતાં ચાર પુસ્તકો અત્યાર આગમચ "સૌરાષ્ટ્ર" કાર્યાલયે પ્રકટ કર્યાં છે. ભાઈ મેઘાણીની જાણીતી લોકપ્રિય કલમથી લખાયલું આ પુસ્તક તેમાં કીંમતી ઉમેરો કરે છે. ગુજરાતના વાચકો ભાઇ મેઘાણીની સચોટ, રસભરી અને મર્મભેદક બાનીથી સુપરિચિત છે. આ પુસ્તકમાં તેમણે ઈજીપ્તની પ્રજાએ માંડેલા મુક્તિ-સંગ્રામની કથા સન ૧૮૦૦ થી ૧૮૮૨ સુધીની કહી છે. બીજા ખંડમાં આજદિન સુધીની વિગતો આપવાનો તેમનો ઈરાદો છે. આ પુસ્તક વાંચનાર એ બીજા ખંડની આતુરતાથી રાહ જોશે. ઇજીપ્તના મુકિતસંગ્રામ સાથે હિંદને બહુજ નિકટનો સંબંધ છે. ભાઈ મેઘાણી કહે છે તેમ હિંદને મુક્તિ ન મળે ત્યાંસુધી મિસરને પણ સંપૂર્ણ મુકિત ન મળી શકે, એવા વિકટ સંજોગો છે. અત્યારે આપણે મુકિતસંગ્રામ ખેલી રહ્યા છીએ તે પ્રસંગે આવાં પુસ્તકો આપણને જરૂર માર્ગદર્શક બને છે.

**પુષ્પાંજલિઃ** અનુવાદક અને પ્રકાશકઃ રા. રમણીકલાલ જ. દલાલ, બી. એ. એલએલ. બી. મૂલ્ય એક રૂપીઓ.

સુપ્રસિદ્ધ બંગાલી નવલકથાકાર બાબુ બંકિમચંદ્રની ત્રણ સુંદર નવલિકાઓ આ પુસ્તકમાં અનુવાદકે ઉતારી છે, એમ કરતાં તેમણે મૂળ વાર્તાઓનું ભૌગોલિક વાતાવરણ બદલી ગુજરાતને અનુરૂપ કરવા પ્રયત્ન કર્યો છે, જે જોઇએ તેટલો સફળ નથી થયો. એટલી ત્રુટી બાદ કરીએ તો વાર્તાઓ રસભરી છે અને અનુવાદકની ભાષા સરલ અને સુંદર હોઇ વાર્તાશોખીનોને એકી બેઠકે તે વાંચી નાંખવાનું મન થાય એવી છે.

**નૈવેદ્યઃ** અનુવાદક અને પ્રકાશકઃ રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, 'પાટીદાર' મન્દિર, આણંદ. મૂલ્ય આઠ આના.

કવિવર રવિન્દ્રનાથ 'ટાગોરનાં મૂળ બંગાળી પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. પરમ તત્વ સાથે તાદાત્મ્ય રચતાં, કવિવરની અનેરી ફીલસુફીથી અને ભાવનાઓથી ભરેલાં એ ૧૦૦ ગીતોનો આ ગુજરાતી ગદ્યાત્મક અનુવાદ ગુજરાતના ભક્તિરસભીનાં હૃદયોને જરૂર આકર્ષશે. અનુવાદની ભાષા સરળ તેમજ સાદી છે અને મૂળ ગુજરાતીમાં જ પુસ્તક લખાયું હોય એવી લાગે છે. આવા પુસ્તકની છ વર્ષે બીજી આવૃત્તિ થાય એ ગુજરાત માટે શરમાવા જેવું તો ખરૂં !

**વિજયની ચાવીઃ** અનુવાદકઃ રા અંબાલાલ શીવલાલ પટેલ, બી. એ., એલએલ, બી. પ્રકાશકઃ રા. છગનલાલ કાલીદાસ પટેલ, કડી. મૂલ્યઃ છ આના.

અંગ્રેજીમાં મૅથ્યુઝ ડૉસને લખેલા The Law of Success નામના પુસ્તકનો આ ગુજરાતી અનુવાદ છે. મનુષ્યજીવનમાં વિજય મેળવવાના મુખ્ય મુખ્ય તત્વોની આ પુસ્તકમાં ચર્ચા કરવામાં આવી છે અને એ તત્વો-ગુણો કેમ ખીલવવા તે બતાવ્યું છે. જીંદગીમાં નિષ્ફળ થયેલા તેમજ યુવાન માણસો જેઓ હજી જીંદગીની શરૂઆત કરતા હોય તેમને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

**સદબોધ શતકઃ** કર્તાઃ રા. વલ્લભદાસ બ. ગણાત્રા. પ્રકાશકઃ રા. નંદલાલ છગનલાલ, સેલીસીટર

ભાઇ ગણાત્રા સારા સંસ્કૃતજ્ઞ છે તેમજ સારા કવિ છે. સસ્કૃત ભાષાજ્ઞાન અને કાવ્યશકિત માટે તેમને "કાવ્યતીર્થ"ની ઉપાધિ મળી છે. તેમનાં રચેલાં ૧૦૧ શ્લોકની આ નાનકડી પુસ્તિકા નામ પ્રમાણે સદબોધથી ભરેલી છે. પ્રકાશકે તે પોતાના જ્ઞાતિજનોમાં વિનામૂલ્ય વ્હેંચવા પ્રકટ કરી છે.



# અખિલ ભારત મહિલા-પરિષદ્-મુંબાઈ

તા. ૨૦ થી ૨૪ જાન્યુઆરી ૧૯૨૯

પ્રમુખઃ સૌ. સરોજિની નાયડુ

અખિલ ભારત મહિલા-પરિષદ્‌ની ચોથી બેઠક મુંબાઇમાં સૌ. સરોજિની નાયડુના પ્રમુખપદે તા. ૨૦ થી ૨૪ મી જાન્યુઆરીના દિવસોએ મળી હતી. એ પરિષદ્‌ની પ્હેલી બેઠક પૂનામાં વડોદરાનાં ના. મહારાણી સાહેબાના પ્રમુખપદે, બીજી બેઠક દીલ્હીમાં ભોપાળનાં ના. રાજ્યમાતાના પ્રમુખપદે અને ત્રીજી બેઠક જ્હણામાં મંડીનાં ના. રાણીસાહેબાના પ્રમુખપદે મળી હતી એ ત્રણ વર્ષની પ્રણાલિકાનો ભંગ કરી આ વર્ષે પ્રમુખપદ કોઇ દેશી રાજ્યની રાણીને બદલે સૌ. સરોજિની દેવીને આપી પરિષદ્‌ના કાર્યવાહકોએ આજના લોકશાસન યુગને અનુરૂપ પોતાની વિશાળ દૃષ્ટિનો પરિચય કરાવ્યો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આટલું છતાં પરિષદ્ ખુલ્લી મુકવાની ક્રિયા કોઈ મોટા અધિકારીની પત્નીના હાથે કરવાની છેલ્લાં ત્રણ વર્ષથી પડેલી પ્રણાલિકા આ વર્ષે પણ ચાલુ રહી અને આ બેઠક ગવર્નરના પત્ની લેડી સાઇકસના હાથે ખુલ્લી મુકાઇ. આ પ્રથા સામે ગુજરાતના પ્રતિનીધિ બ્હેનોએ વ્યાજબી રીતે સક્રિય વિરોધ દર્શાવ્યો હતો. એ વિરોધને પરિણામે હવે પછી એ પ્રથા બંધ કરવાનું કાર્યવાહકોએ ઠરાવ્યું છે એ જાણી અમને આનંદ થયો છે.

પરિષદ્‌ની આ બેઠક માટે હિંદના જુદા જુદા ભાગમાંથી લગભગ ૩૦૦ પ્રતિનીધિઓ આવ્યાં હતાં. બંધારણ મુજબ જુદા જુદા મતદાર વિભાગમાંથી કુલ ૩૨૦ પ્રતિનીધિઓ આવવાં જોઇએ, એ બીના દૃષ્ટિમાં લેતાં હાજર રહેલ પ્રતિનીધિઓની સંખ્યા એમના ઉત્સાહ માટે માન ઉપજાવે એવી છે. દૂરદૂરના પ્રદેશમાંથી, જેમણે એકલાં બ્હાર કદી પગ મૂક્યો નથી અને આખું જીવન પડદામાં જ વીતાવ્યું છે એવી ઘણી પડદાનશીન બ્હેનો પણ આવી હતી અને ચર્ચામાં ભાગ લીધો હતો. પોતાની જાતિની ઉન્નતિ માટે એ બ્હેનોએ બતાવેલી હિંમત ધન્યવાદ આપવા યોગ્ય છે.

પ્રતિનીધિઓ ઉપરાંત પરિષદ્‌માં પ્રેક્ષકો તરીકે બ્હારની તેમજ મુંબાઈની બ્હેનોની બહુ જુજ સંખ્યા હતી પડદાનશીન બ્હેનોની હાજરીને લીધે પુરૂષોને પરિષદ્‌માં ન બોલાવી શકાય એ વાત સમજી શકાય એવી છે, પરંતુ સ્ત્રીઓને પ્રેક્ષક તરીકે સારી સંખ્યામાં આકર્ષવા કાર્યવાહકોએ બનતું કરવું જોઇએ એમ અમને લાગે છે. મુંબાઈમાં અનેક સ્ત્રીમંડળો છે તેમના દ્વારા જો બરોબર પ્રચારકાર્ય થયું હોત તો સ્ત્રીઓની મોટી સંખ્યા આ બેઠકમાં હાજરી આપી એના કાર્ય વિષે માહિતી મેળવી શકત. બેઠકનો સમય પણ મુંબાઇની સ્ત્રીઓને અનુકુળ આવે એવો ન હતો.

આ પરિષદે છેલ્લાં ત્રણ વર્ષમાં સ્ત્રીકેળવણી અને સમાજસુધારાના ક્ષેત્રમાં વખાણવા યોગ્ય કાર્ય કરી બતાવ્યું છે. "શારદા" કાયદો એની મોટામાં મોટી ફતેહ છે. એ કાયદો અમલમાં મુકાય તે માટે તેમણે કરેલો ઠરાવ અમે વધાવી લઇએ છીએ. એ ઠરાવ મુજબ દરેક પ્રાંતમાં "શારદા" કમિટિ સ્થાપી પરિષદ્‌ના કાર્યવાહકો એ કાયદાનો પ્રચાર કરે અને એનું ઉલ્લંઘન કરનારને યોગ્ય સજા કરાવે, એ અત્યંત જરૂરનું છે. આ સંબંધી અમે અગાઉ સૂચના કરી હતી અને તે સ્વીકારાઇ તે જોઇ અમને આનંદ થાય છે. લગ્નવય વધારવા સંબંધી અને જુદ્ગલગ્ન પર અંકુશ મુકવા માટે એ કાયદામાં સુધારો થવાની જરૂર છે. ઉપરાંત સ્ત્રીઓના વારસાહક્ક સંબંધી ત્રણ બીલો અત્યારે વડી ધારાસભા સમક્ષ છે, તેમનું સમર્થન કરવા આખા હિંદમાં લોકમત કેળવવાની જરૂર છે. આ અને એવાં બીજાં કાર્યો કરવા માટે પરિષદ્‌ના કાર્યવાહકો જુદા જુદા પ્રાંતમાં તે તે પ્રાંતની ભાષાદ્વારા પૂરતા પ્રયત્નો કરવાનું સત્વર ઉપાડી લ્યે એમ અમે ઈચ્છીએ છીએ. અત્યારે પરિષદ્‌ને શિરે એ આક્ષેપ છે કે તેનો કાર્યક્રમ અંગ્રેજીમાં હોવાથી અંગ્રેજી નહિ જાણનારી બ્હેનોને તેનો લાભ મળી શકતો નથી. પરંતુ જો દરેક પ્રાંતમાં પ્રાંતની ભાષાદ્વારા એ કાર્યક્રમને અનુરૂપ પ્રચારકાર્ય શરૂ થાય તો એ આક્ષેપ આપોઆપ નાબુદ થશે.

સ્થિતિ તે ઝાંખી રહેવાની નથી અને પુરુષોને ગમે કે ન ગમે તેની દરકાર રાખ્યા વગર પોતાનું ખરું સ્થાન મેળવશેજ.

વારસાહકમાં અમુક ફેરફાર કરતાં અમુક અડચણો પડશે; વેપારીઓના વેપારની મૂડીઓમાં ભાગ પડશે, ઘરના ભાગ થઇ જશે, મિલકતો નાની થઇ જશે 'Vested interests–જામેલાં હિતવાળાઓને નુકશાન થઇ જશે એવી એવી દલીલો જરૂર થવાની અને એ દલીલો સાચી પણ છે. પરંતુ ન્યાયી નથી. વસ્તુસ્થિતિ એ દલીલવાળા કહે તેવી થશે પણ તેથી કોઇને ચાલતો અન્યાય ચલાવ્યા કરવાનો હક નથી. આપણા રાજ્યકર્તાઓ આપણને સ્વરાજ્ય ન આપવાની પણ આવીજ દલીલો કરે છે; વધારામાં કહે છે કે જેમને લાભ કરવા માટે સ્વરાજ્ય માગો છો તેમના હકમાં નુકશાન થશે. એજ મુજબ આપણા કેટલાક ભાઈઓ પણ કહેવા આગળ પડયા છે કે સ્ત્રીઓ વારસાહક લેવા નીકળી છે તે પહેલાં વિચારી જુએ કે તેમને લાભ છે કે નુકશાન અને તેમને તો તેમાં નુકશાનજ જણાય છે. નફો કે નુકશાનનો વિચાર કરવા કરતા ન્યાય અન્યાયનો વિચાર વધારે મહત્ત્વનો છે અને નુકશાન થાય એમ સ્ત્રીઓ માનતી નથી તેમજ જે ઉદાર દિલના નિઃસ્વાર્થી ભાઇઓ છે અને જેમણે સ્ત્રીઓ માટે આ ભગિરથ લડત ઉપાડી છે તેઓ પણ સ્ત્રીઓને નુકશાન કરવા આગળ પડયા છે એમ માની શકાય તેવું નથી.

સંયુકત કુટુંબમાંથી નાણાં વાપરી વિશેષ કમાણી કરનાર પુરુષની કમાણી માત્ર નાણાંને જ આધારે હોય અને તે માણસની બુદ્ધિ અને મહેનતનો તેમાં કાંઇ હીસ્સો ન હોય એમ કાયદો માને છે. એવે પ્રસંગે એ સર્વ કમાઇ તેના સંયુકત કુટુંબીઓની ગણાય એ ન્યાય પુરઃસર નથી. નાણાં જાવે પાછાં વાળી લેવાય પરંતુ કમાણી પર તો કમાનારનાં સ્ત્રી બાળકોનોજ હક્ક હોવો જોઇએ. આ સંબંધમાં કાયદામાં ફેરફાર થવો ઘટે છે. એકની કમાઇને આધારે પડી રહેવાની હીન વૃત્તિ સંયુક્ત કુટુંબમાં પોષાય છે એનો વહેલો અંત આવે એ ઇચ્છવા જેવું છે. વળી મનુષ્ય સ્વભાવમાં Magic of property કહેવાય છે તે અંશ એટલો બળવાન છે કે તેને લીધે જ દરેકજણ ઉદ્યમ કરવાને પ્રવૃત્ત થાય છે. કમાઇ કમાઇને બીજાને આપી દેવાનું હોય ત્યાં બુદ્ધિ ખિલવી પ્રયત્નશીલ થઇ વધારે કમાવાની પ્રબળ ઇચ્છા પ્રવર્તમાન થતાં ઘણી વાર લાગે છે.

આપણા દેશમાં વિધવાઓની જે ઓશીઆળી જીંદગી હોય છે તેમાં મોટામાં મોટું કારણ તેઓને વારસાહક કાંઇજ હોતો નથી તે છે. સંયુક્ત કુટુંબના લક્ષાધિપતિ સસરાની વહુ તેના ધણીના મરણ પછી ટુકડો રોટલો ચાર લુગડાં અને જીવે ત્યાંસુધી પડી રહેવાનું નહીં જેવું સ્થાન એટલાની અધિકારી થઇ જાય છે. તેને જે સુખવૈભવમાં રહેવાનું હતું તેનો ત્યાગ કરવો પડે છે; તેને જેટલું જ આપવામાં આવે તે માટે પણ સાસરીઆંની લગભગ ગુલામી કરવી પડે છે. આ દશા સ્ત્રીઓની અધમતાની સૂચક છે અને વિધવાઓને ઘણી વેળા કુમાર્ગે લઇ જનાર સાધનરૂપ બને છે. પોતાના બાપનું કુટુંબ સદાકાળને માટે છોડી આવનાર, બીજાના કુટુંબમાં તેના એક ભાગરૂપ દાખલ થનાર બાઇના દુર્ભાગ્યે તેનો પતિ મરણ પામે તો તે કેવળ નિરાધાર બની જાય–જીની ગીલકતે એ કેવો ન્યાય કહેવાય? અલબત દલીલો લાવી શકાય કે ધનનો સદુપયોગ કરતાં તેને આવડે નહીં, બીજાથી છેતરાય, પરંતુ પુરુષો વારસા મેળવે છે ત્યારે આવું નથી બનતું એમ કોઇ જાતી હોઇને કદી કહે તેમ છે? અલબત મનુષ્ય માત્ર

ભૂલને પાત્ર છે. કદાપિ સ્ત્રીઓ પુરતી શિક્ષિત ન હોય તો વધારે ભૂલ કરે માટે તેને નિરાધાર કરી, પરાધીન કરી, બીજાને આધારે નાંખી પૂરે ગેરઇન્સાફ કરવો એ કયો ધર્મ છે? તદ્દન નાલાયક પુરૂષવારસો માટે આવો વિચાર સરખો કરવામાં આવતો નથી.

સંતાન વગરની સ્ત્રીઓ દત્તક પુત્ર લઇ શકે એવી વ્યવસ્થા આપણાં ધર્મશાસ્ત્રોએ કરી છે જેથી કરીને એવો પુત્ર પોતાના પુત્ર જેવોજ ગણાઇ વારસાના હક પ્રાપ્ત કરે છે. સ્ત્રીઓના હિતનો આ રીવાજ છે પરંતુ તેની અંદર પણ સ્ત્રીને મનગમતી છૂટ લેવા દેવામાં આવતી નથી અને અંતરાયો રહેલા છે. એ સર્વ ખસેડવા જોઇએ.

ટૂંકામાં સ્ત્રીઓને લગતા સર્વ કાયદાઓમાં એક અંતર્ભૂત રહેલી વાત જોવામાં આવે છે કે સ્ત્રી માત્ર પોતાની જાતિને લીધે ઉતરતી કોટીનું મનુષ્ય છે. તેને જેમ બને તેમ દાબી રાખવી, તેનો આર્થિક, માનસિક, નૈતિક વિકાસ સાધવાનાં દ્વારો બંધ કરવાં અને નૈતિક વિકાસમાં તેને માટે પુરૂષ કરતાં સહસ્રઘણો ઉંચો આદર્શ રાખવો આ અશક્ય વસ્તુ શક્ય થઇ નથી અને સરખાપણાના સમાનતાના આ જમાનામાં સ્ત્રીઓ તે સહન કરી શકશે નહીં. જે પુરૂષો આ વસ્તુસ્થિતિ પારખી શકયા છે તેમને અનેક ધન્યવાદ ઘટે છે અને ધારાસભાઓમાં તેમના પરિશ્રમમાં સુશિક્ષિત સ્ત્રીવર્ગનો તેમને સંપૂર્ણ ટેકો છે.

આપણો દેશ ગરીબ છે. લાખો સ્ત્રીઓને વારસામાં મીલકત જેવું કાંઇ લેવાનું હોતું નથી. આ કાયદો બહુ થોડાને લાભ કરી શકશે એ સત્ય સ્વીકારવા સાથે એમ કહેવુંજ જોઇએ કે ન્યાય અન્યાયમાં સંખ્યા એ મહત્વની નથી. થોડાને પણ ન્યાય મેળવવા સહાયભૂત થવા સર્વ બહેનોએ તૈયાર રહેવું જોઇએ. એથી બાકીનાંને કોઇ રીતે નુકશાન કરતાં નથી એમ આપણે જાણીએ છીએ.

---

**સ્ત્રી પુરૂષના સમાન હકો:**

દરેક ધર્મ અને સ્ત્રી પુરૂષના હક્કો સમાન છે એવી મક્કમ માન્યતાને વળગી રહી ઓક્ષફર્ડ યુનિવર્સીટીએ પૌં. ૮૦૦. ઇનામ તરીકે વહેંચવાનો અસ્વીકાર કર્યો છે. વૉદહામ કૉલેજના એક વખતના સ્કોલર સ્વ. ડૉ. જે. એમ. વોકરે અમુક મિલ્કત યુનિવર્સીટીને સોંપવા અને તેની આવકનો ઉપયોગ, યુનિવર્સીટીના પુરૂષ વિદ્યાર્થીઓ પાસે ઇનામી નિબંધની હરિફાઇમાં કરવાનું જણાવ્યું હતું. હરિફાઇઓમાં આવા ભેદ ભાવનો અને અસંધાનતાનો યુનિવર્સીટીએ અસ્વીકાર કર્યો છે.

× × × ×

છોકરાને શિક્ષણ આપતાં તમે એક જ વ્યકિતને શિક્ષણ આપો છો, જો તમે છોકરીને કેળવણી આપો તો તમે આખાયે કુટુંબને કેળવો છો તેથી છોકરાંઓના શિક્ષણ કરતાં છોકરીઓનાં શિક્ષણ પાછળ વધારે ખર્ચ કરવાની જરૂર છે.

—પોલ બર્ટ.



# અખિલ હિંદ સ્ત્રી-પરિષદ્-મુંબાઈ

## ઠરાવો

### વિભાગ ૧ લો: કેળવણી વિષયક

૧ મુંબઈ યુનીવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે નવો અભ્યાસક્રમ રચવાનો છે તેથી આ પરિષદનો એવો અભિપ્રાય છે કે પરિષદના સભ્યોનું એક ડેપ્યુટેશન મુંબઈ યુનીવર્સિટી તરફ મોકલવું અને પરિષદે જે ધોરણ સ્વીકાર્યું છે તેને અનુસરીને-ખાસ કરીને વિદ્યાર્થીનીઓ માટે અભ્યાસ રચાય તે માટે યુનીવર્સિટીને મદદ આપવા માંગણી કરવી.

૨. છોકરીઓની શાળાઓ માટે મકાનોની તંગી માલુમ પડે છે તેથી આ પરિષદ એવું ઠરાવે છે કેઃ—

( અ ) શાળાના મકાનો માટે ઈંગ્લાંડમાં "ગર્લ્સ પબ્લીક ડે સ્કુલ કંપની" છે તેના ધોરણપર આ દેશમાં પણ જુદાજુદા પ્રાંતોમાં તેવી કંપની સ્થાપવા માટે ચળવળ કરવી.

( બ ) ઑલ ઇંડીઆ વીમેન્સ એજ્યુકેશન ફંડ એસોસીએશનને આવતા વર્ષ માટે આ ચળવળ હાથમાં લેવાની ભલામણ કરવી.

૩. મુંબઈ યુનીવર્સિટી તથા બીજી જે યુનીવર્સિટીમાં નીચે પ્રમાણે સગવડો ન હોય તેને આ પરિષદ ભલામણ કરે છે કેઃ—

( અ ) માતૃભાષાને દરેક પરીક્ષામાં સંસ્કૃત, પરશીયન વગેરે ભાષાઓ જેવું જ ઐચ્છિક ભાષા તરીકે સ્થાન આપવું જોઈએ.

( બ ) ફર્સ્ટ ઇયર આર્ટ્સની પરીક્ષામાં ફીઝીક્સની સાથે ઐચ્છિક વિષય તરીકે ગૃહશાસ્ત્રના વિષયને સ્થાન આપવું.

૪. આ પરિષદ ઠરાવ કરે છે એગ્રેજ્યુએટો અને મેટ્રીક પાસ થયેલાંઓને માધ્યમિક શાળાના શિક્ષક તરીકે વધારે લાયકાતવાળા કરવાને માટે એક મધ્યસ્થ કૉલેજ સ્થાપવા વારંવાર કરેલા ઠરાવનો અમલ કરવાને તાકીદે પગલાં ભરવા તથા ફંડ એસોસીએશનને આવી કૉલેજ સ્થાપવા માટે નાણાંની જોગવાઈ કરવા વિનંતિ કરવી.

૫. આ પરિષદ ફંડ એસોસીએશનને ભલામણ કરે છે કે ગામડાંના તેમજ શહેરોના બાળકોને ઉપયોગી થઈ પડે એવું ગૃહવિજ્ઞાનનું શિક્ષણ આપનારાં શિક્ષકો તૈયાર કરવા માટે એક ટ્રેનીંગ કૉલેજની યોજના દોરવા માટે એક કમીટિની નિમણૂંક તાકીદે કરવી આ ટ્રેનીંગ કૉલેજનો અભ્યાસક્રમ અખિલ હિન્દ મહિલા પરિષદે રજુ કરેલા ધોરણ પર રચાયલો હોવો જોઈએ.

૬. ફરજીઆત પ્રાથમિક શિક્ષણ ઉત્તમ પ્રકારનું થાય તે માટે આ પરિષદનો એવો મત છે કેઃ—

( ક ) શિક્ષકો કેળવવાની વધુ સંસ્થાઓ ગ્રામ્ય વિભાગોમાં ખોલવી અને તેમાં ગામડાંના પ્રદેશોમાંથી ખેંચેલા શિક્ષકોને એમના પોતાના વિભાગોની પરિસ્થિતિને અનુકૂળ શિક્ષણ આપવું. આ શિક્ષકો બનતા સુધી માધ્યમિક ધોરણના હોવા જોઈએ અને ધીમે ધીમે નીચા ધોરણના બધા શિક્ષકોને રોકવાનું બંધ કરવું જોઈએ.

( ખ ) દરેક શિક્ષણની સંસ્થામાં શિક્ષિકાઓ માટે નિવાસગૃહ પુરા પાડવા જોઈએ.

( ગ ) જે વિભાગોમાં ફરજીઆત શિક્ષણ હોય તે વિભાગોમાં ગરીબ મા-બાપોને મદદ કરવા માટે નિશાળે જવા યોગ્ય કરતાં તેની નાની ઉમરના બાળકોની સંભાળ માટે 'પારણાં ગૃહો અને

બાળગૃહો'ની સ્થાપના નિશાળોની નજદીકમાં કરવી જોઇએ.

( ઘ ) શાળાઓ માટે સ્વચ્છ, ભેજવિનાના, હવા ઉજાસવાળાં અને રમતગમતોની યોગ્ય સગવડવાળાં મકાનો હોવાં જોઇએ.

( ઙ ) માધ્યમિક શાળાઓ માફક શાળાઓમાં પણ પીવાના પાણી ઇત્યાદિ બાબતોમાં આરોગ્યના નિયમોનું પાલન કરાવવું જોઇએ.

( ચ ) પાઠય પુસ્તકોને બાળકની પરિસ્થિતિ ને માનસ સાથે સંબંધ હોવો જોઇએ.

( છ ) ગૃહવિજ્ઞાનનું શિક્ષણ પ્રગતિમય અને ઉચ્ચકોટિનું થાય એ હેતુથી વધારે સ્ત્રીઓને આ બાબતની તાલીમ આપવી જોઇએ. આવા શિક્ષણનો પાયો તો પ્રાથમિક શાળામાંજ નંખાવો જોઇએ.

( જ ) દરેક પ્રાંતમાં ખોરાકની પોષણશક્તિ વિશે શોધખોળ કરવા માટે સંસ્થાઓ સ્થાપવી જોઇએ; અને તેમાં યોગ્ય ખોરાક સંબંધી માહિતી મળે એવી ગોઠવણ થવી જોઇએ.

૭. આ પરિષદ ભારપૂર્વક જણાવે છે કે પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કરવા જતાં શિક્ષકો અને વિદ્યાર્થીઓના આરોગ્યની બાબત તરફ તેમજ વર્ગોમાં થતી ભીડ તરફ ઉદાસીનતા ન રખાવી જોઇએ.

૮. આ પરિષદનો એવો મત છે કે શાળાનાં બાળકોની શારીરિક તપાસ નિયમિત રીતે થવી જોઇએ અને તેના રીતસરના પત્રક રખાવા જોઇએ.

૯. ટ્રેનીંગ કૉલેજમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઓછી કરવાનું ધોરણ સરકારે સ્વીકાર્યું છે તેને માટે આ પરિષદ અસંતોષની લાગણી જાહેર કરે છે, અને આગ્રહપૂર્વક માંગણી કરે છે વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો કરવો.

પ્રાથમિક શાળાઓમાં પચાસ ટકા ટ્રેન્ડ શિક્ષકો રાખવાનું ધોરણ સરકારે સ્વીકાર્યું તે બહુજ ઓછું છે. તેને બદલે મ્યુનીસીપાલીટી તથા સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને આગ્રહપૂર્વક સૂચના કરે છે કે શાળામાં ટ્રેન્ડશિક્ષકોજ રાખવા જોઇએ.

૧૦ મેટ્રીક્યુલેટ શિક્ષકોને માટે તાલીમનું જે ધોરણ રાખવામાં આવ્યું છે તે બહુ અસંતોષકારક છે. અને તે માટે તેની પરીક્ષાનું ધોરણ ઉંચુ કરવા તથા તાલીમને માટે સારી વ્યવસ્થા કરવાની માંગણી સરકાર પાસે કરવી જોઇએ. વળી અંગ્રેજી છઠ્ઠા અને સાતમા ધોરણમાં પાસ થયેલી બાઇઓ માટે શિક્ષિકાવર્ગ સરકારે ખોલ્યા નથી તેથી આ પરિષદ ખેદ જાહેર કરે છે અને કેળવણી ખાતાને વિનંતિ કરે છે કે સ્થાનિક ટ્રેનીંગ કૉલેજમાં આ માટે વ્યવસ્થા કરવી.

૧૧. આ પરિષદ જુદી જુદી યુનીવર્સિટીઓની સેનેટને વિનંતિ કરે છે કે એમની સાથે જોડાયલી કૉલેજમાં વિદ્યાર્થીનીઓ માટે નિવાસગૃહોની ( બૉર્ડીંગ ) ગોઠવણ થાય એ માટે તજવીજ કરવી, અને તેવી ગોઠવણ થઇ છે કે નહિ તે બાબતનો રિપોર્ટ કરવા તપાસણી સમિતિઓને સૂચવવું.

૧૨. આ પરિષદ એવો અભિપ્રાય ધરાવે છે કે વૈદકીય કૉલેજમાં અભ્યાસ માટેનો સમય લાંબો હોવાને લીધે અને એ કૉલેજના કામની કઠણતાને કારણે આવી કૉલેજોની નજદીકમાંજ વિદ્યાર્થીઓને માટે નિવાસગૃહની ખાસ અગત્યતા છે તેથી આ જરૂરીયાત પૂરી પાડવાની ભલામણ વૈદકીય કૉલેજોને કરવામાં આવે છે.

૧૩ મુંબઇમાં કૉલેજોમાં વિદ્યાર્થીનીઓની મોટી સંખ્યા જોતાં દરેક કૉલેજમાં એકએક સ્ત્રીપ્રોફેસર હોવાની જરૂર છે એમ આ પરિષદ પોતાનો મત ફરીવાર જાહેર કરે છે. આ પ્રોફેસરનું એક કામ વિદ્યાર્થીનીઓની જરૂરીઆતો તરફ ધ્યાન રાખવાનું હોવું જોઇએ.

૧૪. આ પરિષદ ભલામણ કરે છે કે કન્યાશાળાઓનું ઇન્સપેક્શન કરનાર સઘળા સ્ત્રીઅમલદારોજ હોવાં જોઇએ. અને દરેક ઇલાકામાં કેળવણી ખાતાના વડા અમલદાર તરીકે પણ એક સ્ત્રીની–બનતા સુધી હિન્દી સ્ત્રીની—નિમણુંક થવી જોઇએ.

૧૫. આ પરિષદ ભલામણ કરે છે કે દરેક કન્યાશાળાની સાથે રમતગમત, કસરતના મેદાનો હોવા જોઇએ અને દરેક કન્યાશાળામાં પુરતી લાયકાત ધરાવતો અને આખો વખત કામ કરતો એક શિક્ષક ડ્રીલ અને રમતો શીખવવા માટે નિમાવો જોઇએ તેમજ સ્વરક્ષણને માટે

ઉપયોગી કસરતો તથા લાઠીનો ઉપયોગ તેમજ ગર્લગાઇડીંગ કન્યાઓને શીખવવાં જોઈએ.

૧૬. આ પરિષદ સરહદના વાયવ્ય પ્રાંતોમાં કન્યાકેળવણીની સ્થિતિ તરફ લક્ષ આપવાને સરકારને વિનંતિ કરે છે અને પ્રાંતમાં છોકરીઓ માટે એક હાઇસ્કૂલ સત્વર સ્થાપવા માટે માંગણી કરે છે.

૧૭. આ પરિષદ છોકરા અને છોકરીઓ ઉભયને માટે પ્રાથમિક શિક્ષણ ફરજીઆત હોવાનો આગ્રહ ધરાવે છે; અને પરિણામે સ્થાનિક સરકારો તથા સ્થાનિક સ્વરાજની તમામ સંસ્થાઓને શહેરોમાં તેમજ ગામડાઓમાં એવી રીતે ફરજીઆત શિક્ષણ દાખલ કરવાની ભલામણ કરે છે કે જે વડે પ્રાંતમાં મુખ્ય મથકો અને શહેરોમાં પાંચજ વર્ષમાં એ યોજના પૂર્ણ અમલમાં આવે અને ૨૦ વર્ષમાં એ સર્વવ્યાપી થઈ રહે. આ પરિષદનો અભિપ્રાય છે કે આ ફરજીઆત શિક્ષણ સઘળી જાહેર શાળાઓમાં જેની પૈસા ખર્ચવાની સ્થિતિ ન હોય એવાઓને મફત આપવાની ગોઠવણ હોવીજ જોઇએ.

૧૮. 'નામમુદ્રી' કન્યાઓને શિક્ષણ આપવા અને જ્યાં જરૂર હોય ત્યાં એમને માટે ખાસ શાળાઓ ઉઘાડવા માટે તાકીદે પગલાં લેવા આ પરિષદ એ સંબંધે જે પ્રાંતિક સરકારને લાગતું વળગતું હોય તેને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે.

## વિભાગ ૨ જો: સામાજીક

૧. અસ્પર્શતા નિવારણાર્થે દેશમાં જે પ્રયત્નો થઇ રહ્યા છે તેને આ પરિષદ આવકારે છે અને અસ્પર્શ વર્ગોની અગવડો ટાળવાને મી. જયકરે રજુ કરેલ ધારાના ખરડાને તેમજ દારૂનિષેધના, સ્ત્રી તથા બાળકોના અનીતિ માટે થતા વેચાણની અટકાયતના કાયદાઓને અને મદ્રાસ ઇલાકાની દેવદાસીની પ્રથાનો નાશ કરવા, કુટણખાનાઓનો નાશ કરવા અને એવી બીજી બદીઓ અટકાવવાનો ઘડવામાં આવતા તમામ કાયદાઓને ટેકો આપે છે.

૨. બાળરક્ષણની યોજનાઓને મદદ કરવા ઇસ્પીતાલોની, અનાથાશ્રમોની અને કેદખાનાઓની મુલાકાત લેવા, કેળવણી પ્રચારાર્થે બીજા પ્રકારે કામ કરવા, ગર્લ્સ ગાઇડ, કુટણખાનાઓ બંધ કરવા અને અનીતિમાંથી સ્ત્રીઓને બચાવવા વગેરે કાર્યોમાંથી ગમે તે એક કાર્ય હાથ ધરી સમાજ તરફની પોતાની જવાબદારી બજાવવા પ્રત્યેક સ્ત્રીને આ મહિલા પરિષદ ભલામણ કરે છે.

૩. (ક) આ પરિષદ બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર થયો તે તરફ પોતાનો સંતોષ જાહેર કરે છે અને રાવસાહેબ હરબીલાસ શારદા તથા એ કાયદાના પસાર થવા માટે જેમણે મદદ કરી હોય તે સર્વને તેમની સફળતા માટે અભિનંદન આપે છે.

(ખ) આ પરિષદ વધુ આગ્રહ કરે છે કે આ કાયદામાં સુધારો કરીને પરિષદે અગાઉ કરેલી સૂચના મુજબ સ્ત્રીઓને માટે લગ્નની વય ૧૬ વર્ષની અને પુરૂષોને માટે ૨૧ વર્ષની ઠરાવવી.

(ગ) આ બાળલગ્ન પ્રતિબંધક કાયદાનો સચોટ અમલ થાય તેટલા માટે તેમજ એના ભંગની અટકાયત માટે શારદા કમીટિઓ નિમવી.

(ઘ) આ કાયદાના અમલ માટે લગ્ન નોંધાવવાની અને જન્મની સાચી નોંધ થાય એવી સંભવિત કમીટિના સૂચના મુજબની ગોઠવણ કરવી.

(ઙ) આ કાયદાનો ભંગ થતો અટકાવવા માટે જે જે દેશી રાજ્યોમાં આવો કાયદો ન હોય ત્યાં આજ ધોરણપર કાયદો કરવા આ પરિષદ આગ્રહપૂર્વક ભલામણ કરે છે.

(ચ) આ કાયદાની સામે ચલાવાતી ચળવળ અને એમાંથી મુક્તિ મેળવવા માટે આણવામાં આવેલા સુધારાઓ સામે આ પરિષદ અણગમો જાહેર કરે છે.

૪. વારસના હક્કઃ—

(ક) આ પરિષદ પોતાનો અભિપ્રાય જાહેર કરે છે કે વારસાના હક્કોની બાબતમાં તેમજ મીલ્કતની વ્યવસ્થામાં પુરૂષ અને સ્ત્રીઓને સંપૂર્ણ સરખા હક્કો મળવા જોઇએ

(ખ) આ હેતુની પૂર્તિ માટે વડી ધારાસભા સમક્ષ નીચેના બીલો રજુ થયાં છે તેને આ પરિષદ પોતાનો સંપૂર્ણ ટેકો આપે છે જેવાં કેઃ—

(૧) પોતાની વિદ્વતા દ્વારા હિન્દુએ કરેલી કમાણીને સ્વપાર્જીત મિલ્કત ગણવા સબંધી મી. જયકરનું બીલ.

# અખિલ ભારત મહિલા પરિષદ્

## ચોથું અધિવેશન

પ્રમુખઃ શ્રીમતી સરોજિની નાયડુ

તા. ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪ જાન્યુઆરી ૧૯૩૦

[ અમારા ખાસ પ્રતિનિધિ તરફથી ]

**પરિષદનું ઉત્પત્તિસ્થાનઃ**

૧૯૨૬ માં પ્રો. કર્વેની મહિલા વિદ્યાલયનો પદવીદાન સમારંભ હતો. તે સમયે મીસીસ માર્ગરેટ કઝીન્સને આખા હિન્દની મહિલાઓની પરિષદ્ ભરવાનો વિચાર પ્રથમ સૂઝયો. એ વિચારને બીજાઓ તરફથી પણ કાંઈક પુષ્ટિ મળી. મીસીસ કઝીન્સે વર્તમાનપત્રો દ્વારા એ સંબંધમાં સતત પ્રચારકાર્ય આરંભ્યું અને તેને પરિણામે ૧૯૨૭ માં પુના ખાતે વડોદરાનાં મા. મહારાણી સાહેબાનાં પ્રમુખપદે પહેલી અખિલ ભારત મહિલા કેળવણી પરિષદ મળી. ત્યારબાદ ૧૯૨૮, અને ૧૯૨૯ માં દિલ્હી અને પટણા ખાતે આ પરિષદની બીજી અને ત્રીજી બેઠકો ભોપાલનાં ના. બેગમમાતા અને મંડીના રાણી સાહેબા લલિતકુમારીનાં પ્રમુખપદે મળી. પટણા ખાતેના પરિષદમાં અખિલ હિન્દ મહિલા કેળવણી પરિષદ એ નામમાં ‘ સામાજીક ’ એ શબ્દ ઉમેરવાનું ઠરતાં આ વખતે મળેલી ચોથી પરિષદ અખિલ ભારત મહિલા કેળવણી અને સામાજીક પરિષદ બની.

પહેલી ત્રણ પરિષદોનાં પ્રમુખસ્થાન માટે પસંદ કરવામાં આવેલી વ્યક્તિઓ દેશી રાજ્યોનું રાણીપદ ધરાવતી હતી. લોકશાસનના આ કાળમાં રાજા-રાણીઓની કિંમત ખાસ વ્યક્તિત્વ ન હોય તો કાંઈ રહી નથી. એટલે મુંબાઇમાં તા. ૨૦મી થી તા. ૨૪મી સુધી મળેલી આ પરિષદની ૪થી બેઠક માટે ભારતકોકિલા શ્રીમતી સરોજિની નાયડુની પસંદગી થઈ હતી. માત્ર હિન્દમાંજ નહિ પરંતુ યુરોપ અને અમેરિકામાં પણ આજે દેવી સરોજિનીનું વ્યક્તિત્વ અજબ છાપ પાડી રહેલું છે. એટલે એ પસંદગી પૂર્ણરીતે યોગ્ય હતી. આ રીતે આ પરિષદમાં લોકશાસનનું પ્રથમ પગરણ મંડાયું.

લોકશાસનના યુગમાં ન છાજે એવું એક બીજું પગલું પણ પરિષદ ભરે છે. એ પગલું તે દરેક પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા વાઇસરોય-ગવર્નર કે કોઇ મોટા અધિકારીની પત્ની પાસે કરાવવાની પદ્ધતિ. મુંબાઇમાં પણ આવી જ પદ્ધતિ અખત્યાર કરવામાં આવી હતી. કાર્યક્રમ નક્કી કરવા પહેલાંની કાર્યવાહક સમિતિમાં પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા મુંબાઇના ના. ગવર્નરની પત્ની લેડી સાઇક્સને હાથે કરવાની દરખાસ્ત રજુ થઇ હતી. ગુજરાતનાં જાણીતાં લોકસેવિકા શ્રી. શારદા બહેન મહેતા તેમજ ગુજરાતના પ્રતિનિધિઓએ આ બાબતનો વિરોધ કર્યો. છતાં તેઓ લઘુમતીમાં હોવાથી

દરખાસ્ત પસાર થઇ ગઇ. અને એ રીતે સોમવાર તા. ૨૦મીએ લેડી સાઇકસના હાથે પરિષદ ખુલ્લી મૂકવાનું નક્કી થયું હતું.

પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા સોમવાર તા. ૨૦મીએ ૭ વાગ્યે થનાર હતી. પરંતુ છેક પાંચ વાગ્યાથી જ કોન્વોકેશન હોલ ભારતના જુદા જુદા પ્રાંતોની મહિલાઓથી ભરાવા માંડયો હતો. લગભગ ૩૦૦ ઉપર પ્રતિનિધિઓ હાજર હતા. પ્રેક્ષકોની સંખ્યા મુંબાઇના પ્રમાણમાં ઘણી જ થોડી હતી એમ કહેવું પડશે. જો કે પહેલે દિવસે ખાસ આમંત્રણને લઇ કેટલાક જાણીતા ગૃહસ્થો અને બહેનો નજરે પડતાં હતાં. કોચીન, ત્રાવણકોર, ઉત્કળ જેવા દૂર દૂરના પ્રદેશોમાંથી પણ આ વખતે પ્રતિનિધિઓ ઘણીજ સારી સંખ્યામાં હાજર રહ્યા હતા. ગુજરાતના પ્રતિનિધિઓની સંખ્યા પણ સારા પ્રમાણમાં હતી. ગુજરાત તરફથી સૌ. શારદા મહેતા, લેડી વિદ્યાબ્હેન નિલકંઠ, સૌ. ઇન્દુમતી દિવાન, મીસ ઇન્દિરા ભાગવત, શ્રી. સવિતા ત્રિવેદી, શ્રી. મનોરમા ત્રિવેદી, સૌ. પ્રેમલીલા મહેતા, મીસ તહેમીના ભાવનગરી, શ્રી. મધુરિકા મહેતા, વડોદરા તરફથી સૌ. સરલા મહેતા અને સૌ. અવંતિકા આચાર્ય; વગેરે નજરે પડતાં હતાં. ગુજરાત ઉપરાંત બીજા બે વિભાગોમાંથી ગુજરાતી બ્હેનો પ્રતિનિધિ તરીકે આવ્યાં હતાં. ઇન્દોર તરફથી સૌ. જ્યોત્સ્નાબ્હેન મહેતા અને બીકાનેર તરફથી લેડી ધનવંતા મનુભાઇ મહેતા હાજર રહ્યાં હતાં. મુંબાઇના ગુજરાતી પ્રતિનિધિઓમાં સૌ. હંસા મહેતા, સૌ. સરોજિની મહેતા, સૌ. તારાબેન પ્રેમચંદ વગેરે હતા. એકંદર એમ કહી શકાય કે પરિષદમાં ગુજરાતનું પ્રતિનિધિત્વ જુદા જુદા વિભાગો તરફથી ઠીક જળવાયલું હતું.



મિસિસ માર્ગરેટ કઝીન્સ
ઉપપ્રમુખઃ કાર્યવાહક સમિતિ
પરિષદના ઉત્પાદક અને પ્રાણ

### ગુજરાતનો વિરોધ:

પરિષદ ખુલ્લી મૂકવાની ક્રિયા લેડી સાઇકસ કરવાનાં હોવાથી તે સામે વિરોધ દર્શાવી સૌ. શારદા મહેતા તેમજ ગુજરાત અને વડોદરાનાં કેટલાંક પ્રતિનિધિ બહેનોએ હોલમાં પ્રવેશ કર્યો નહતો. સૌ. કમળાદેવી જવાહરલાલ નેહરૂ પણ આ વિરોધમાં સામેલ થયાં હતાં. આ વિરોધનું કારણ સૌ. શારદા બ્હેન એવું જણાવતાં હતાં કે લેડી સાઇકસ ગવર્નરની પત્ની છે માટે તેની પાસે પરિષદ ખુલ્લી મુકાવવી એ પ્રથા યોગ્ય નથી. લેડી સાઇકસે એવું વ્યક્તિત્વ કાંઇ બતાવ્યું નથી કે તેના ઉપર તેમની પાસે પરિષદ ખુલ્લી મૂકાવી શકાય. માત્ર એક અધિકારીની પત્ની તરીકે તેને આ માન આપવામાં આવે એ આ યુગમાં કોઇ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી.

**લેડી સાઇકસનું ભાષણ:**

પ્રો. દેવધરની સંગીતશાળાની બહેનોનાં સંગીત બાદ લેડી સાઇકસે પરિષદ ખુલ્લી મૂકતાં સ્ત્રીકેળવણીના અનેક પ્રશ્નો ચર્ચ્યા હતા. તેમણે કહ્યું કે, "પૂર્વ હવે સદીઓની નિદ્રામાંથી જાગ્યું છે. પરંતુ આપણે હિન્દના જ જ્વલંત ભૂતકાળમાંથી પ્રેરણા લઇ શકીએ. આપણાં આ હિન્દે, અહલ્યાબાઇ હોલકર અને ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઇ જેવાં યુદ્ધ-પ્રવીણ વીરાંગનાઓને જન્મ આપ્યો છે. અને અત્યારે આપણાજ યુગમાં ભોપાલનાં બેગમ જેવા રાજકર્તા આપણી પ્રવૃત્તિને આગળ ધપાવી રહ્યાં છે એટલે આપણે કોઇ પણ રીતે નિરાશ થવાનું કારણ નથી. કેળવણીએ તુર્કીની સ્ત્રીઓ માટે શું કર્યું છે તે આપણે જોયું છે."

**સ્વાગતાધ્યક્ષ લેડી તાતાનું ભાષણ:**

લેડી સાઇકસે પરિષદ ખુલ્લી મૂકયા બાદ સ્વાગત સમિતિના પ્રમુખ લેડી મહેરબાઇ તાતાએ પ્રતિનિધિઓ અને પ્રેક્ષકોને આવકાર આપતાં અત્યંત હર્ષ બતાવી, પ્રતિનિધિઓ માટે કરવામાં આવેલી સગવડમાં કાંઇ ખામીઓ રહી ગઇ હોય તો તે માટે ક્ષમા યાચના કરી હતી. તે બાદ તેમણે જણાવ્યું કેઃ—

"કાયદા દ્વારા લગ્નવય નક્કી કરવાનો વિચાર કોઇ પણ સંસ્થાને પ્રથમ આવ્યો હોય તો તે સંસ્થા આ મહિલા પરિષદ જ છે. પુનામાં મળેલી આ પરિષદની પહેલી જ બેઠકમાં એવી મતલબનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો જેને પરિણામે શારદા બીલ ઘડવામાં આવ્યું અને જે હવે તો કાયદાનું રૂપ પામ્યું છે. પરિષદનાં પ્રતિનિધિ મંડળે ના. વાઇસરોયની મુલાકાત લીધી હતી તેને પરિણામે સંમતિવય સમિતિમાં મીસીસ રામેશ્વરી નેહરુની નીમણુંક થઇ હતી. આવતા એપ્રિલની તા. ૧લીથી શારદા કાયદો અમલમાં આવશે. અસંખ્ય અનિષ્ટોનાં મૂળ નાંખનાર બાલલગ્નની પ્રથાને હિન્દની સ્ત્રીઓ હવે કદિયે નિભાવી લેશે નહિ.

ગયા વર્ષ દરમ્યાન પરિષદે વારસાહકમાં સુધારા, પડદાનો ત્યાગ અને અનેકપત્નીત્વના વિરોધનો પ્રચાર ઉપાડયો હતો અને તેને પરિણામે કેટલાક ખરડાઓ વડી ધારાસભામાં મંજુર થયા છે.

વડી ધારાસભામાં સ્ત્રી સભ્યોનો અભાવ શારદા બીલના હીમાયતીઓને સાલ્યો છે. શારદા કાયદો અમલમાં આવ્યાથી કન્યાકેળવણીના માર્ગમાં આડે આવતું એક મોટું વિઘ્ન દૂર થયું છે. સ્ત્રી કેળવણીના પ્રશ્નની ચર્ચા કરતાં મારે મારી માન્યતા જણાવવી જોઇએ કે સ્ત્રીઓની પ્રાથમિક અને માધ્યમિક કેળવણીના અભ્યાસ ક્રમની યોજના એવી રીતની થવી જોઇએ કે જે વધુમતીની જરૂરીઆતોને અનુકુળ થાય. આપણી સ્ત્રીઓનો મોટો ભાગ પત્ની અને માતા થવાને નિર્માયલો છે. આ છતાં અત્યારના જેમ કોલેજ કે યુનિવર્સીટીમાં કોઈ સ્ત્રી શિક્ષણ લેવા ઇચ્છતી હોય તો તેમાં કાંઇ અંતરાય હોવો ન જોઇએ.

**પડદાની પ્રથા:**

સ્ત્રી કેળવણીમાં આડે આવતી એક બીજી પ્રથા પડદાની છે. પડદાની પ્રથા નાબુદ થતાં સ્ત્રી કેળવણીનો માર્ગ ઘણોજ સરળ થઈ જશે. સ્ત્રીની પ્રગતિ માટે પણ પડદાની પ્રથા નાબુદ થાય એ આવશ્યક છે. વડોદરાના ના. મહારાણી; ભોપાલના બેગમમાતા જેવાં શિક્ષિત હિન્દુ અને મુસલમાન સ્ત્રીઓ જાહેર કાર્યો પ્રસંગે પડદાનો ત્યાગ કરે છે એથી ઘણું સુંદર દષ્ટાંત ખડું થાય છે."

આ ઉપરાંત લેડી તાતાએ દેવદાસી; મદ્યનિષેધ; કુટણખાનાં; અસ્પૃશ્યતા નિવારણ, વગેરે પ્રશ્નો ચર્ચી ફરી પાછો આવકાર આપ્યો હતો.

**પ્રમુખપદની દરખાસ્ત:**

મીસીસ રૈઝ નૈયબજીએ શ્રીમતી સરોજિની નાયડુને પ્રમુખપદ આપવાની દરખાસ્ત મૂકી હતી. તેને મૈસુરનાં મીસ લાઝારસે અનુમોદન આપતાં શ્રીમતી સરોજિની નાયડુએ પ્રમુખસ્થાન લીધું હતું. તે બાદ પરિષદના વ્યવસ્થાપક મંત્રી મીસીસ કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ગતવર્ષનો હેવાલ વાંચ્યો હતો. હેવાલમાં પરિષદની આખાયે વર્ષની પ્રવૃત્તિનું વીગતવાર બ્યાન આપવામાં આવ્યું હતું. બાદ શ્રીમતી સરોજિની નાયડુએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

**શ્રીમતી સરોજિની નાયડુનું ભાષણ:**

"મારા પહેલાં બોલી ગયેલા ત્રણ વક્તાઓ પછી મારે માટે કાંઈ બોલવાનું રહેતું નથી. લેડી સાઇકસે સ્ત્રીઓની મુક્તિના વિચારો યોગ્ય રીતે કહ્યા છે. આજની સ્ત્રીઓની સંભવિત પ્રવૃત્તિ વિષે લેડી તાતાએ જણાવ્યું છે અને મંત્રીનો હેવાલ પરિષદની સાધનાઓની રૂપરેખા દોરે છે. આના કેળવણીના નિષ્ણાતો અને સમાજસુધારકો આગલ બોલી ગયા છે ત્યારે મારા જેવી એક કલ્પનામાં રમનારી, સ્વપ્નાં સેવનારી અને કવયિત્રિ માટે શું બોલવાનું બાકી રહે? સિવાય કે જે કહેવાયું છે તેનેજ નવાં સ્વરૂપમાં ફરીથી રજુ કરૂં.

જીવનની વિગતોમાં કે જીવનની વિવિધ પ્રવૃત્તિઓમાં માથું મારૂં એ મારૂં કામ કદિયે રહ્યું નથી. મારૂં ખાસ કાર્ય અને મારા જેવા બીજા સ્ત્રીપુરૂષોનું ખાસ કાર્ય તો માનવતાની સાધના સંભવિત બને એવા આદર્શો ચેતાવવાનું, સંરક્ષણનું અને ઉછેરવાનું છે. તેથી જાતિ, વર્ણ કે સંસ્કૃતિથી પર હોય એવા પ્રશ્નો હું અત્રે ચર્ચીશ કે જે મહાન માનવતાને પ્રગતિપથે લઇ જાય.

લેડી સાઇકસે આપણને જણાવ્યું છે કે આપણે મોટી રાજકીય અને સામાયિક ઉત્ક્રાન્તિના પગથારે છીએ. અને એ ઉત્ક્રાન્તિમાં હિન્દના સ્ત્રીત્વની પુનર્જાગૃતિનું ભવિષ્ય દેખાય છે.

પુના, દિલ્હી અને પટણા જેવાં ઐતિહાસિકસ્થળોએ ભરાયેલી ત્રણે પરિષદોનાં પ્રમુખસ્થાને શાહી દરજ્જાની સ્ત્રીઓ હતી. પરંતુ મુંબાઇ જેવા પચરંગી શહેરમાં બધાયે દરજ્જા સરખા છે અને બધીએ સંસ્કૃતિનો છુટથી સંસર્ગ થાય છે ત્યારે આપણે રાજશાસનથી લોકશાસન ઉપર આવીએ એ તદ્દન યોગ્ય છે. આ પરિષદ હિન્દી સ્ત્રીત્વની મોટામાં મોટી પ્રતિનિધિ છે અને તેથી આ પરિષદનાં પ્રમુખસ્થાને ચુંટાવા બદલ મને મગરૂબી થાય છે.

હિન્દી રાષ્ટ્રીય મહાસભા એ માત્ર રાષ્ટ્રીય સંસ્થાજ છે. એવે સમયે આ પરિષદ સહેજે ગૌરવ લઇ શકે કે હિન્દમાં તેની પ્રવૃત્તિ સૌથી મોટી આંતર–રાષ્ટ્રીય પ્રવૃત્તિ છે. આ ભૂમિ પ્રત્યે જે કોઇ પોતાના જીવનનું ઋણ સ્વીકા-

## જીવનનું પૂરક તત્વ–સ્ત્રીત્વ

**શ્રીમતી સરોજિની નાયડુનો સંદેશ**

[ "ગુણસુંદરી" માટે ખાસ ]

"સ્ત્રીનો પ્રશ્ન દેશના કે પુરૂષના પ્રશ્નથી જુદો છે એમ હું માનતી નથી. સ્ત્રીત્વ એ જીવનનું પૂરક તત્વ છે અને સર્વ પ્રકારના, વિવિધ રૂપોમાં જીવનની મૂલ્યવાન પરિપૂર્તિમાં ખરી કેળવણી સમાયલી છે. જીવનના ચમત્કારિક ભેદનો અસ્વીકાર એ સર્વોપરી ગુન્હો છે પણ તે ભેદમાંની અવિભાજ્ય એકતાનું દર્શન એ સર્વોત્કૃષ્ટ સદ્‌ગુણ છે."

તા. ૨૫–૧–૩૦ **સરોજિની નાયડુ**

રવા તૈયાર હોય તે દરેકે ધર્મ, જ્ઞાત કે વર્ણનો ભેદ રાખ્યા વિના આ પરિષદના સભ્ય થવું ઘટે છે.

કેળવણી અને સમાજસુધારાને લગતા દરાવો વધુ ને વધુ પસાર કરવા એ આ પરિષદનો હેતુ નથી: આપણે તો માનવીને મૂલ્યવાન હોય એવા વધુ ઉંડા, અને વધુ અગત્યના પ્રશ્નો માટે છીએ. હિન્દી સ્ત્રીત્વ સામે એવા આક્ષેપ કરવામાં આવે છે કે તેઓની બુદ્ધિમત્તા અળગા રહેવાની છે અને બધાંયનો ભાર નશીબને આધીન કરવાની છે અને તેઓ રૂઢીના બંધનમાં જકડાયલાં હોઈ મૃતપ્રાય માન્યતાઓ અને વિચારોની જંજાળોમાંથી છટકી શકતાં નથી. મને લાગે છે કે આ પરિષદ એ આક્ષેપનો સચોટ રદીયો આપે છે કે હિન્દી સ્ત્રીઓની બુદ્ધિમત્તામાં સર્વ કાંઇનો સમાવેશ થાય છે. હિન્દી સંસ્કૃતિનો આખોયે ઇતિહાસ સર્જનાત્મક છે અને શત્રુઓની દુશ્મનાવટને પહોંચી વળવા પણ તે સમર્થ થયેલી છે. બધીયે સ્ત્રીઓના અવિભાજ્ય સહચારનો આ પરિષદ ખરેખરો પૂરાવો છે.

હું સદાને માટે એક માનવપ્રાણી છું અને માત્ર જાતિ કે ભૌગોલિક અંકુશોને ખાતર માનવતાના ભેદ પાડવા હું તૈયાર નથી. પુરૂષોએ યુદ્ધો કરી સ્વાર્થી લાભોની ખાતર રાજકીય અને આર્થિક વિભાગો પાડયા અને મિત્રો અને દુશ્મનોના વિભાગો પણ રચ્યા. પરંતુ આ બધુંયે કામચલાઉ છે. દેશનાં કે વિશ્વનાં જીવનમાં સ્ત્રીત્વનો હેતુ તો આ કામચલાઉ અંકુશોને દૂર કરવાનો છે. આપણે તો માનવતાના સમાન હક્કોની પ્રાપ્તિ માટે તેમજ એક દેશથી બીજા દેશને ભૂસાતો અટકાવવા માટે પ્રયત્ન કરનાર, શાન્તિના સંદેશવાહકો છીએ.

હું પોતે ફેમીનીસ્ટ (સ્ત્રીત્વવાદી) નથી અને થવાની પણ નથી. સ્ત્રીઓ માટે ખાસ વર્તનની કે રીતભાતની માગણી કરવી એ આપણાં ઉતરતાપણાનો સ્વીકાર કરવા બરોબર છે. હિન્દ જેવા દેશમાં આની જરાયે જરૂર નથી કારણ કે આ દેશની સ્ત્રીઓ તો હમેશાં રાજકીય સભાઓમાં કે યુદ્ધક્ષેત્રોમાં પુરૂષોને પડખેજ રહી છે.

સ્ત્રી અને પુરૂષ એ બન્ને જાતિમાં સહચાર અને બીરાદરીની ભાવના ઉત્પન્ન કરવા માટે સહશિક્ષણ એ સર્વોત્તમ સાધન છે.

આપણી સ્વતંત્રતાની લડતમાં કડવાશ, શોક અને પરસ્પર વિરોધના પ્રસંગો ઉપસ્થિત થશેજ. આ કડવાશ દૂર કરી મીઠાશનું વાતાવરણ જમાવવામાં આ પરિષદ ઘણુંયે કરી શકે. દેશપ્રેમ અને રાષ્ટ્રવાદ એ કાંઇ માત્ર વસ્તુઓજ નથી. આપણે તે માટે કામ કરવું જોઇએ અને માનવતાના સહચારનું તેજ સમાન બંધન છે. જે જાતિ, વર્ણ અને ધર્મના બંધનોથી પર છે."

તે પછી સાંગણીનાં રાણીસાહેબાએ લેડી સાઇક્સનો આભાર માન્યો હતો. તેને મીસીસ ડી. એમ. સીરૂરે અનુમોદન અપાયા બાદ 'વંદેમાતરમ્' ગવાયું અને પહેલા દિવસની બેઠક પૂર્ણ થઇ.

**સહાનુભૂતિના સંદેશા:**

પરિષદની પહેલી બેઠક તા. ૨૧ મીને મંગળવારે સવારે ૯ થી ૧૧–૩૦ સુધી મળી હતી. શરૂઆતમાં મીસીસ કમળાદેવી ચટ્ટોપાધ્યાયે પરિષદની સફળતા ઇચ્છતા આવેલા સંદેશા વાંચ્યા હતા. મંડીના રાણીસાહેબા લલિતકુમારી, મજુર કમીશનના સભ્ય મીસ બેરી પાવર અને ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડ્ડીએ એ પરિષદમાં હાજર ન રહી શકવા માટે દિલગીરી દર્શાવી, પરિષદની સંપૂર્ણ સફળતા ઇચ્છી હતી.

**સુધારાના હિમાયતીઓ:**

તે બાદ મી. મઝરૂલ હક, મી. ચીપલુણ-કર, અને મી. ગોકલનાથ મિશ્રનાં અવસાન માટે શોક દર્શાવતો ઠરાવ પ્રમુખસ્થાનેથી મૂકાયો હતો તે સર્વેએ ઉભા થઇ પસાર કર્યો હતો. પછી જુદા જુદા વિભાગમાં કેળવણી વિષયક અને સામાજિક કાર્ય કરવા માટેના મંત્રીઓના હેવાલો વંચાયા હતા.

સાંજે સરકારી મહેલમાં લેડી સાઇકસે પ્રતિનિધિઓના માનમાં ' એટહોમ 'નો મેલાવડો કર્યો હતો.

**સ્ત્રી કેળવણીના પ્રશ્નો:**

બુધવારે પરિષદની બીજી બેઠક સવારે ૯થી ૧૨-૩૦ સુધી મળી હતી. તે સમયે કેલવણીને લગતા ઠરાવો હાથ ધરવામાં આવ્યા હતા. આરંભમાં સૌ. સરોજિની નાયડુએ વડોદરાનાં ના. મહારાણી તરફથી પરિષદની સફળતા ઇચ્છતો આવેલો તાર વાંચ્યો હતો.

મેટ્રીકની પરીક્ષા માટેના નવા અભ્યાસક્રમ સંબંધનો પહેલો ઠરાવ મીસ બહાદુરજીએ મૂકયો હતો. ઠરાવના સમર્થનમાં છોકરીઓની કેળવણીની જરૂરીઆતો પૂરી પાડવા માટે લખાણ કરવા યુનિવર્સીટી સેનેટમાં જોઇએ તેટલા સ્ત્રી સભ્યો નથી તે માટે તેમણે દિલગીરી દર્શાવી હતી. મીસીસ આંબેગાંવકર અને મીસ કોર્નેલીયાં સોરાબજીએ ઠરાવને અનુમોદન આપતાં તે પસાર થયો હતો.

બીજો ઠરાવ મીસીસ હાઇડકોપરે મૂકયો હતો તે મીસીસ દેસાઇ અને મીસ વિન્સેન્ટનાં અનુમોદનથી પસાર થયો હતો.

**યુનિવર્સીટીની પરીક્ષાઓમાં માતૃભાષા** ને સંસ્કૃત, પર્શીયન, વગેરે ભાષાઓ જેવું ઐચ્છિક સ્થાન આપવાને લગતો બીજો ઠરાવ મીસ ફીરોઝદિને મૂકયો હતો. લેડી વિદ્યાબ્હેને એ ઠરાવના સમર્થનમાં સુંદર અને હૃદયસ્પર્શી વિવેચન કર્યું હતું.

**ભવ્ય આદર્શ**

**શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયનો સંદેશ**

[ " ગુણસુંદરી " માટે ખાસ ]

માત્ર તમારા દેશનાજ નહિ પરંતુ માનવતાના ખરેખરા સેવક બનો. જાતિ, વર્ણ કે દેશનો જરાયે ભેદભાવ રાખ્યા વિના પીડીતોના હિમાયતી બનો. દરેકે દરેક પુરૂષ, સ્ત્રી અને બાલકને આત્મનિર્ણયની સંપૂર્ણ તક મળે-કે જે જીવનનો ખરો હેતુ છે-એવું વિશ્વસર્જન તમારો ભવ્ય આદર્શ હો !

તા. ૨૫-૧-૩૦ **કમળાદેવી ચટ્ટોપાધ્યાય**

**સેન્ટ્રલ ટ્રેઇનીંગ કોલેજ:**

સ્ત્રીઓ માટે મધ્યસ્થ ટ્રેઇનીંગ કોલેજને લગતો ૪ થો ઠરાવ મીસ વગે મૂકયો હતો. તે ખૂબ ચર્ચાસ્પદ નીવડયો હતો. મીસીસ રૂસ્તમજી, અને મીસીસ કઝીન્સે, ઠરાવને સમર્થન આપ્યું હતું. સૌ. શારદા મહેતાએ આ ઠરાવનો સખ્ત વિરોધ કર્યો હતો. ફંડનો નકામો વ્યય કરવા જેવો આ ઠરાવ છે એવી તેમની માન્યતા હતી. તેમણે પ્રાંતવાર જુદી જુદી સંસ્થાઓ સ્થાપવાથી નાણાંની સાર્થકતા થશે એમ જણાવ્યું હતું. મીસીસ ઇન્દિરાબાઇએ સૌ. શારદાબ્હેનને ટેકો આપ્યો હતો. મીસ માયાદાસે પણ ઠરાવનો વિરોધ કર્યો હતો. છતાં વધુમતે ઠરાવ પસાર થયો હતો.

### ફરજીયાત પ્રાથમિક કેળવણી

ને લગતો ૬ ઠો ઠરાવ અગત્યનો હતો. મીસીસ બ્રુનપેનસ્યાએ એ ઠરાવ રજુ કરતાં આમવર્ગમાં કેળવણીનો પ્રચાર કરવા માટે ફરજીયાત પ્રાથમિક કેળવણીની આવશ્યકતા દર્શાવી હતી. શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે ઠરાવને સમર્થન આપતાં ફરજીયાત કેળવણી મફત હોવી જોઇએ એમ જણાવ્યું હતું. આ ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

બાકીના ઠરાવો ઓછી વધતી ચર્ચા બાદ પસાર થયા હતા.

### સામાજીક ઠરાવો:

પરિષદની ત્રીજી બેઠક પણ એજ સમયે ગુરૂવારે મળી હતી. તેમાં સામાજિક ઠરાવો હાથ ધરવામાં આવ્યા હતા. છોકરા છોકરીની લગ્નવય અનુક્રમે ૨૧ અને ૧૬ વર્ષની હોવી જોઇએ એવો શારદા કાયદામાં હજીયે સુધારો થવાની અગત્ય છે એમ દર્શાવતો અગત્યનો ઠરાવ પરિષદે આ વિભાગમાં કર્યો છે.

### વારસામાં સમાજ હક્ક:

વારસાના હક્કો અને મિલ્કતની વ્યવસ્થામાં પુરૂષ અને સ્ત્રીને સમાન હક્કો હોવા જોઇએ એવું દર્શાવતો ચોથો ઠરાવ મીસ મીઠાં તાતાએ મૂકયો હતો. મીસ મીઠાં તાતાએ જણાવ્યું હતું કે હાલનો કાયદો ઘણોજ કઠોર છે. મીસ ફિરોઝદીને ઠરાવને ટેકો આપ્યો હતો. લેડી વિદ્યાબ્હેને ઠરાવને વધુ સમર્થન આપતાં અત્યારના કાયદા પ્રમાણે આ સંબંધમાં સ્ત્રીઓને કેટલો અન્યાય થયેલો છે તેનું દીલસ્પર્શી વિવેચન કર્યું હતું. મીસ ખરે અને મીસીસ નેહરૂના વધુ અનુમોદન બાદ ઠરાવ પસાર થયો હતો.

બાલકો ઉપર બાપના જેટલાજ માને વાલીપણાના હક્કો છે એમ જણાવતો ૧૦ મો ઠરાવ પણ મીસ મીઠાં તાતાએ મૂકયો હતો તે યોગ્ય અનુમોદન બાદ પસાર થયો હતો.

### શારદા કાયદાને હિન્દુ મુસ્લીમોનો ટેકો:

તે બાદ શારદા કાયદાને લગતો અત્યંત અગત્યનો ઠરાવ ત્રીજો મીસીસ રામેશ્વરી બ્રિજલાલ નેહરૂએ મૂકયો હતો. મીસીસ નેહરૂએ કાયદાની અગત્ય દર્શાવી તે સામેના પોકળ વિરોધ સામે અસંતોષ દર્શાવ્યો હતો અને દેશી રાજ્યોને પણ બ્રિટિશ હિન્દનું અનુકરણ કરવા આગ્રહ કર્યો હતો.

મીસીસ શરી તૈયબજી અને મીસ ફિરોઝદિને આ કાયદા સામે મુસ્લીમોએ ઉપાડેલા વિરોધને સખ્ત શબ્દોમાં વખોડી કાઢયો હતો. તેમણે જણાવ્યું હતું કે આ કાયદાથી શરીયતનો કોઇ પણ રીતે ભંગ થતો નથી.

### પડદા સામે બળવો:

મીસીસ શરી તૈયબજીએ ફરજીયાત પડદાની પ્રથાને ધીક્કારતો ૮ મો ઠરાવ મૂકતાં પડદા સામે બળવો જગાવવાની સલાહ આપી હતી. કેટલીક હિન્દુ મુસ્લીમ બ્હેનોએ આ ઠરાવનાં અનુમોદનમાં સુંદર વિવેચન કર્યાં હતાં.

અસ્પૃશ્યતા નિવારણને લગતો ૧ લો ઠરાવ પ્રમુખસ્થાનેથી મૂકાયો હતો તે સર્વાનુમતે પસાર થયો હતો.

### ધારાસભામાં સ્ત્રીઓ:

ધારામંડળો અને અન્ય ચુંટણી વેળા સ્ત્રી ઉમેદવારો બહાર પાડવાની રાજકીય પક્ષોને ભલામણ કરતો ઠરાવ સૌ. સરોજિની મહેતાએ મૂકયો હતો. ઠરાવના સમર્થનમાં તેમણે જણાવ્યું કે વડી ધારાસભામાં જો બધી સ્ત્રીઓ જ હોત તો શારદા કાયદો કલમના એકજ ઝટકે પસાર થયો હોત. એ કાયદો પસાર કરાવવામાં આટલો બધો વખત ગુમાવવામાં આવ્યો ન હોત. પ્રત્યેક સ્ત્રીને પોતાની જવાબદારી અદા કરવાની ભલામણ કરતો

ઠરાવ પસાર થયા બાદ પરિષદની બેઠક મુલતવી રહી હતી.

**છેલ્લી બેઠક:**

શુક્રવારે સવારમાં એલીફન્ટા જવાની યોજના થઇ હતી એટલે પરિષદનું કામકાજ લગભગ ડોઢેક વાગ્યે સર કાવસજી જહાંગીર હોલમાં શરૂ થયું હતું. કેળવણી વિભાગના મંત્રી મીસીસ હાઇડકોપરે ૧૯૩૦ ના કાર્યક્રમની રૂપરેખા દોરી પહેલા પરિષદના ૮ વર્ષથી ઓછી વયનાં બાલકોની કેળવણીની તપાસને લગતા ઠરાવનો ખાસ નિર્દેશ કર્યો હતો. દરેક પ્રાંતના પ્રતિનિધિઓનો તેમણે સહકાર માગ્યો હતો.

સામાજિક વિભાગના મંત્રી મીસીસ રામેશ્વરી નેહરૂએ સમાજસુધારા સંબંધમાં મદદકારતી માગણી કરી હતી. બન્ને વિનંતિઓ સત્કારાઇ હતી.

તે બાદ કાયમી સમિતિના હોદ્દેદારોની ચુંટણી થઇ હતી. નીચે પ્રમાણે હોદ્દેદારો નિમાયા છે:—

પ્રમુખ: મીસીસ પી. કે. સેન.

મંત્રી: (કેળવણી વિભાગ) મીસીસ હાઇડકોપર.

,, (સામાજીક વિભાગ) મીસીસ રામેશ્વરી નેહરૂ

ઉપપ્રમુખો:— મીસીસ કઝીન્સ; લેડી તાતા; ડૉ. મુથુલક્ષ્મી રેડ્ડી; મીસીસ હંસા મહેતા; મીસીસ અબ્બાસ તૈયબજી (ફીરોઝપુર) અને બેગમ અબ્દુલ કાદીર.

તે બાદ બેઠક બીજા દિન માટે મુલતવી રહી હતી.

પછી બેઠક મળતાં શુક્રવારના બેઠકમાં બાકી રહેલા સામાજિક ઠરાવો હાથ ધરવામાં આવ્યા હતા. બાકી રહેલા આઠ ઠરાવોમાંથી પાંચ ઠરાવો પ્રમુખસ્થાનેથી મૂકવામાં આવ્યા હતા. એ પાંચ ઠરાવોમાં ૧૯૩૦ના વર્ષ દરમ્યાનમાં બાળલગ્ન અટકાવવા સુધરાવો, સ્ત્રીઓ માટે ક્યાંય કામ ન મળે એવું કે કોઈએ એમ જાણ્યું ત્યારે, તેમજ અનિષ્ટ રીતે ચલાવાતી ઠરાવોનો સમાવેશ થયો હતો. અનેક પત્નીત્વને લગતો ઠરાવ મીસીસ અસફઅલીએ મૂક્યો હતો; અનુમોદન મળતાં તે પસાર થયો હતો. બાકીના બે ઠરાવો મજુર પ્રશ્નોને લગતા હતા. બધાએ ઔદ્યોગિક વિસ્તારોમાં સ્ત્રીઓ બાળકોની જરૂરીઆતો અને લાભોની દેખરેખ રાખવા માટે યોગ્ય પ્રમાણમાં નિરીક્ષિકાઓ રાખવાનો ઠરાવ મીસીસ બીખાઇજી એન્જીનીયર મૂક્યો હતો તેને મીસ વિંગેટે અનુમોદન આપ્યું હતું. મજુર વિસ્તારોમાં રોકાયલા સ્ત્રી બાળકોની સ્થિતિ તપાસવાને લગતો ઠરાવ શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે મૂક્યો હતો. તે પણ પસાર થયો હતો.

**આભાર પ્રદર્શન:**

મીસીસ કઝીન્સે લેડી તાતા, તેમની કાર્યવાહક સમિતિ અને મુંબાઇના પ્રતિનિધિઓનો આભાર માન્યો હતો. પ્રત્યુત્તરમાં લેડી તાતાએ પોતાની ખામીઓના સંબંધમાં ક્ષમા યાચી કેટલીક કીમતી સૂચનાઓ પણ કરી હતી. અજમેરવાળાં મીસીસ વઝીરઅલીખાને પ્રમુખનો આભાર માન્યો હતો. તેને મીસીસ કેનેલીયા સોરાબજીએ અનુમોદન આપ્યું હતું.

**પ્રમુખ શ્રીમતીનો ઉપસંહાર:**

શ્રીમતી સરોજિની નાયડુએ ઉપસંહારમાં હિન્દના દરેક દરેક ભાગમાંથી આવેલાં પ્રતિનિધિઓને આનંદી બનવાનો ઉપદેશ કર્યો હતો. તેમણે જણાવ્યું કે માનવ માત્ર ભૂલને પાત્ર છે. પ્રતિનિધિ બહેનો પોતાના પ્રાંતોમાં જ્યારે મુશ્કેલીઓને પાર ઉતારી શકશે. અને આ પરિષદમાંથી જો કાંઇ પણ શીખવાનું મળ્યું હોય તો તે આ સ્નેહ—આ સાર્વજનિક ભાવના છે. આજ અધિવેશનમાં આપણે ખેડૂતોને અને મજુરોને ભૂલ્યાં નથી. આપણે સ્ત્રીઓના મદદગાર છીએ આપણે અહીં ભેગાં મળ્યાં છીએ તે આપણી કેળવણીની મહત્તાથી નહિ પરંતુ પોતાની બહેનોની સેવા

કરનારી નમ્ર સ્ત્રીઓ તરફે. આપણો સ્ત્રીત્વનો સહચાર છે; પીડીત સ્ત્રીઓનો સહચાર છે. આપણે સ્ત્રીત્વનું ભાગ્યવિધાન કરવાનું છે.

પરિષદના ખર્ચમાં ફાળો આપવાની શ્રીમતી નાયડુએ વિનતિ કરી હતી.

સાંજે લેડી તાતાએ 'એટહામ' નો મેળાવડો યોજ્યો હતો.

**બીજો વિવિધ કાર્યક્રમ:**

પરિષદના કામકાજ ઉપરાંત પ્રતિનિધિઓ માટે બીજો પણ કાર્યક્રમ યોજવામાં આવ્યો હતો. આ કાર્યક્રમ પ્રમાણે પ્રતિનિધિ બહેનોએ ગામડિયા સ્કુલ, ફેલોશીપ સ્કુલ, સેવા મંદિર, વિક્ટોરીયા અંધ શાળા, સર રતન તાતા સ્ત્રી ઉદ્યોગગૃહ, સેવા સદન, કામા સ્ત્રી હાસ્પિતાલ, પ્રહલાદ મીલ્સ, રેસ્કયુહોમ, વગેરે જુદી જુદી સંસ્થાઓની મુલાકાતો લેવાની યોજના કરી હતી. શુક્રવારે સવારે એલીફન્ટા જવાની યોજના થઇ હતી.

આ ઉપરાંત મંગળવારે રાત્રે ૯ વાગે સર કાવસજી જહાંગીર હોલમાં જાહેર જલસો રાખવામાં આવ્યો હતો. એ જલસામાં પ્રતિનિધિ બહેનોએ પણ ભાગ લીધો હતો. પ્રો. દેવધરની હિંદી સંગીત શાળાનાં બહેનોએ સૌ. મણીબ્હેન મથુરાંદાસ મનજીની આગેવાની હેઠળ સંગીત અને ગરબાનો મનોરમ કાર્યક્રમ રજુ કર્યો હતો.

બુધવારે બપોરે મી. એમ. આર. જયકરે સર કાવસજી જહાંગીર હોલમાં " હિન્દુ સ્ત્રીઓના વારસા હક્ક ' વિષે સુંદર વિવેચન કરી હાલના કાયદાની ક્ષતિઓ જણાવી હતી. બુધવારે સાંજે મેડમ પોન કીલર અને ડૉ. મીસ વિલ્સને સીનેમાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. ગુરૂવારે સાંજે શ્રી. કનૈયાલાલ એમ. વકીલે ' હિન્દી કલા ' સંબંધમાં લેન્ટર્ન સ્લાઇડ સાથે વ્યાખ્યાન આપ્યું હતું.

**પરિષદની ફત્તેહ:**

આ પરિષદની એક જાણવા જેવી અસર એ પડી છે કે સ્ત્રીઓ હવે પોતે પોતાનું સંભાળી શકી છે. આ આખીયે પરિષદ ભરવામાં સ્ત્રીઓએ પુરૂષોની મદદ લીધા વિના પોતાનું કામકાજ સુંદર રીતે આટોપી લીધું છે. પરિષદની આ એક ફતેહ છે.

પરિષદની ફત્તેહમાં મીસીસ કમળાદેવી ચટ્ટોપાધ્યાય, મીસીસ કઝીન્ઝ, મીસીસ હાઇડકોપર, મીસાસ બ્રીજલાલ નેહરૂ અને મુંબાઇની સ્વાગત સમિતિની કાર્યવાહક સમિતિની મહેનત પ્રસંશનીય છે.

ભ રતની મહિલાઓ પોતે ગુમાવેલું સ્થાન પાછું પ્રાપ્ત કરે-તે માટે અત્યારે તેઓએ જે ઝુંબેશ ઉપાડી છે તેમાં ગુજરાત પણ પોતાનો હિસ્સો સારા પ્રમાણમાં આપે, અને ગુણગરવીગુજરાતનું-ભારત માતાનું ગૌરવ જાળવે એટલીજ શુભેચ્છા.

---

**ફિનલેન્ડમાં લગ્નનો સામાજિક કાયદો:**

લગ્નમાં સ્ત્રી અને પુરૂષ બન્નેની સંપૂર્ણ સમાનતાનો સિદ્ધાંત સ્વીકારતો નવો લગ્નનો કાયદો ફિનીસ પાર્લામેન્ટે ગયા માર્ચ માસમાં પસાર કર્યો હતો. ગઈ તા. ૧૩મી જુને રીપબ્લીકના પ્રમુખે તેને મંજુરી આપતાં તા. ૧લી જાન્યુઆરીથી એ કાયદો અમલમાં મૂકાયો છે. આ નવા કાયદા પ્રમાણે ગૃહિણી તરીકેનું સ્ત્રીનું કાર્ય કુટુંબના નિભાવમાં તેના ફાળારૂપ ગણાય છે. એટલે કુટુંબના નિભાવમાં પુરૂષ અને સ્ત્રી બન્ને સરખો ફાળો આપતાં ગણાય છે. બાળકોના સંરક્ષણ માટે પતિ અને પત્ની બન્ને જવાબદાર છે. નવા કાયદા પ્રમાણે લગ્નથી પુરૂષને જેટલી છૂટ મળે છે તેટલીજ છૂટ સ્ત્રીને પણ મળે છે. સ્ત્રી પોતે કાયદેસરની જવાબદારીઓ વહોરી શકે છે. કોન્ટ્રાકટો ઉપર સહી કરી શકે છે; અને વખત આવે કોર્ટમાં હાજર થઈ પોતાની બાબતોનો નિકાલ લાવી શકે છે,

અખિલ ભારત મહિલા પરિષદ



**મિસિસ પી. કે. સેન**
પ્રમુખ, કાર્યવાહક સમિતિ





**મિસિસ હમીદઅલી**
ખજાનચી, કાર્યવાહક સમિતિ

# અખિલ ભારત મહિલા પરિષદ્

## ૪ થું અધિવેશન–મુંબાઈ ૧૯૩૦

### સંસ્મરણો

લેખિકા: સૌ. શારદા મહેતા બી. એ.

અખિલ ભારત મહિલા પરિષદનું ચોથું અધિવેશન મુંબઈમાં તા. ૨૦મીથી શરૂ થયું અને તા. ૨૪મીએ સંપૂર્ણ થયું. આ પહેલાના અધિવેશન પૂના, દિલ્હી, અને પટણામાં થયાં હતાં.

પૂનામાં ૧૯૨૭ ના જાન્યુઆરી મહિનામાં પ્રથમ આ પરિષદ મળી હતી. તે પહેલાં ૭ મહિના પહેલાં તેનું આરંભિક કામ થયું હતું અને પ્રાન્તિક સંમેલન થયાં હતાં: તે વખતે માત્ર કેળવણીનોજ પ્રશ્ન હાથમાં લેવાયો હતો. કેળવણીના કાર્યમાં બાળલગ્ન એક મોટું બાધક તત્વ હોય છે તેથી તેને અંગે બાળલગ્નનો પ્રશ્ન પણ હાથમાં લેવાયો હતો.

આ પ્રકારની પરિષદ ભરવી એ વિચાર પહેલ વહેલો મિસીસ કઝીન્સને આવ્યો. અને તેમણે પોતાનાં મિત્રવર્ગ, પોતાની જાણીતી સંસ્થાઓ માર્ફત એ વિચારનો પ્રચાર કર્યો. અને પછી જન સમાજ આગળ મુકાયો. સ્વાભાવિક રીતે શરૂઆતમાં અમુક વ્યક્તિઓના હાથમાં તેની કાર્યવ્યવસ્થા રહી.

છતાં જે વખતે પુનામાં પરિષદ મળી ત્યારે આખાએ દેશમાંથી પ્રતિનિધિ તો સારી સંખ્યામાં આવ્યાં હતાં અને વિચારની આપ લે બહુ સારી રીતે થઇ હતી. ઉંચા આદર્શવાળાં બહેનોએ તેમાં ભાગ લીધો હતો. સંખ્યા થોડી હતી.

ત્યારપછી આ પરિષદે બાળલગ્નના પ્રશ્નને ઘણું મહત્વ આપ્યું. અને શારદાબિલ જ્યારે એસેંબ્લીમાં આવ્યું ત્યારે તેને માટે ખૂબ કાર્ય કર્યું અને બિલ પસાર કરવા માટે પ્રજામત ખૂબ કેળવ્યો અને છેવટ તે બિલ પસાર થયું. આ કાયદો થવામાં આ પરિષદનો હિસ્સો ન્હાનોસુનો નથી. સંમતિવયની જે કમિટી થઇ તેમાં પણ આ પરિષદે ખૂબ સહાય કરી છે. પ્રથમ ત્રણ પરિષદોનાં પ્રમુખ તરીકે ત્રણ રાણીઓ ચુંટાયાં હતાં. જગતમાં લોકશાસનની ભાવનાનાં મૂળ હવે ઘણાં ઊંડાં જતાં જાય છે તેથી આ વર્ષનાં પ્રમુખ સામાન્ય જનતામાંથી પસંદ કરવામાં આવ્યાં અને તે પ્રમુખ ભારત સ્ત્રીઓનાં અગ્રગણ્ય નેતા, જગતભરમાં એક અદ્દભૂત શકિત તરીકે પ્રશંસા પામેલાં શ્રીમતિ સરોજીની નૈડુ હતાં.

શ્રીમતિ સરોજીની નૈડુ જેવાં પ્રમુખ હોવાને લીધે આખીએ પરિષદની ભાવનામાં ફેર પડયો. અત્યાર સુધી પરિષદ ઊંચી ટોચ ઉપરનાં માણસોને લઇને કામ કરતી હતી, ઉંચા મધ્યમ વર્ગને માટે કામ કરતી હતી. પરિષદ્‌ના કાર્યક્રમમાં આ વર્ષથી બે સંગીન ફેરફાર કરવામાં આવ્યા છે. તે ફેંકી દેવા જેવા નથી.

મનુષ્યને પ્રથમ જરૂરીઆત ખોરાક અને કપડાંની છે. પેટનો ખાડો પુરાયો હોય નહિં, શરીર ઢાંકવા માટે એક વસ્ત્ર પણ હોય નહિં ત્યાં સુધી કેળવણીની વાતો કરવી એ ફોગટ છે. સહુ જાણે છે કે આપણા દેશમાં કરોડો સ્ત્રી પુરૂષોને એકવાર પણ પુરો ખોરાક મળતો નથી, શરીરની લાજ ઢાંકવાને પણ પુરાં વસ્ત્ર મળતાં નથી. આવી દીન, અધમ સ્થિતિ છે. અખિલ ભારત પરિષદ જો ભારતવર્ષની સેવા કરવાની ઇચ્છા રાખતી હોય તો આ પ્રશ્ન પહેલોજ હાથમાં લેવાનો છે. અને તેથીજ મજુરવર્ગની, કંગાલવર્ગની સ્ત્રીઓને કેવી રીતે મદદ કરી શકાય એ પ્રશ્ન આ

## અખિલ ભારત મહિલા પરિષદ



મિસિસ પી. કે. સેન
પ્રમુખ, કાર્યવાહક સમિતિ





મિસિસ હમીદઅલી
ખજાનચી, કાર્યવાહક સમિતિ

# અખિલ ભારત મહિલા પરિષદ્

## ૪ થું અધિવેશન–મુંબાઈ ૧૯૩૦

### સંસ્મરણો

લેખિકા: સૌ. શારદા મહેતા બી. એ.

અખિલ ભારત મહિલા પરિષદનું ચોથું અધિવેશન મુંબઈમાં તા. ૨૦મીથી શરૂ થયું અને તા. ૨૪મીએ સંપૂર્ણ થયું. આ પહેલાના અધિવેશન પૂના, દિલ્હી, અને પટણામાં થયાં હતાં.

પૂનામાં ૧૯૨૭ ના જાન્યુઆરી મહિનામાં પ્રથમ આ પરિષદ મળી હતી. તે પહેલાં ૭ મહિના પહેલાં તેનું આરંભિક કામ થયું હતું અને પ્રાન્તિક સંમેલન થયાં હતાં: તે વખતે માત્ર કેળવણીનોજ પ્રશ્ન હાથમાં લેવાયો હતો. કેળવણીના કાર્યમાં બાળલગ્ન એક મોટું બાધક તત્વ હોય છે તેથી તેને અંગે બાળલગ્નનો પ્રશ્ન પણ હાથમાં લેવાયો હતો.

આ પ્રકારની પરિષદ ભરવી એ વિચાર પહેલ વહેલો મિસીસ કઝીન્સને આવ્યો. અને તેમણે પોતાના મિત્રવર્ગ, પોતાની જાણીતી સંસ્થાઓ માર્ફત એ વિચારનો પ્રચાર કર્યો. અને પછી જન સમાજ આગળ મુકાયો. સ્વાભાવિક રીતે શરૂઆતમાં અમુક વ્યક્તિઓના હાથમાં તેની કાર્યવ્યવસ્થા રહી.

છતાં જે વખતે પુનામાં પરિષદ મળી ત્યારે આખાએ દેશમાંથી પ્રતિનિધિ તો સ[illegible]રી સંખ્યામાં આવ્યાં હતાં અને વિચારની આ[illegible] લે બહુ સારી રીતે થઇ હતી. ઉંચા આ[illegible]વાળાં બહેનોએ તેમાં ભાગ લીધો હતો. સં[illegible]યા થોડી હતી.

ત્યારપછી આ પરિષદે બાળલગ્નના પ્રશ્નને બહુ મહત્વ આપ્યું. અને શારદાબિલ જ્યારે એસેમ્બ્લીમાં આવ્યું ત્યારે તેને માટે ખૂબ કાર્ય કર્યું અને બિલ પસાર કરવા માટે પ્રાનમત ખૂબ કેળવ્યો અને છેવટ તે બિલ પસાર થયું. આ કાયદો કરવામાં આ પરિષદનો હિસ્સો ન્હાનોસુનો નથી. સંમતિવયની જે કમિટી થઇ તેમાં પણ આ પરિષદે ખૂબ સહાય કરી છે. પ્રથમ ત્રણ પરિષદોનાં પ્રમુખ તરીકે ત્રણ રાણીઓ ચુંટાયાં હતાં. જગતમાં લોકશાસનની ભાવનાનાં મૂળ હવે ઘણાં ઊંડાં જતાં જાય છે તેથી આ વર્ષનાં પ્રમુખ સામાન્ય જનતામાંથી પસંદ કરવામાં આવ્યાં અને તે પ્રમુખ ભારત સ્ત્રીઓનાં અગ્રગણ્ય નેતા, જગતભરમાં એક અદ્ભૂત શકિત તરીકે પ્રશંસા પામેલાં શ્રીમતિ સરોજીની નેડુ હતાં.

શ્રીમતિ સરોજીની નેડુ જેવાં પ્રમુખ હોવાને લીધે આખાએ પરિષદની ભાવનામાં ફેર પડયો. અત્યાર સુધી પરિષદ ઊંચી ટોચ ઉપરનાં માણસોને લઇને કામ કરતી હતી, ઉંચા મધ્યમ વર્ગને માટે કામ કરતી હતી. પરિષદના કાર્યક્રમમાં આ વર્ષથી એ સંગીન ફેરફાર કરવામાં આવ્યા છે. તે ફેંકી દેવા જેવા નથી.

મનુષ્યને પ્રથમ જરૂરીઆત ખોરાક અને કપડાંની છે. પેટનો ખાડો પુરાયો હોય નહિં, શરીર ઢાંકવા માટે એક વસ્ત્ર પણ હોય નહિં ત્યાં સુધી કેળવણીની વાતો કરવી એ ફોગટ છે. સહુ જાણે છે કે આપણા દેશમાં કરોડો સ્ત્રી પુરૂષોને એકવાર પણ પુરો ખોરાક મળતો નથી, શરીરની લાજ ઢાંકવાને પણ પુરાં [illegible] મળતાં નથી. આવી દીન, અધમ સ્થિતિ [illegible] અખિલ ભારત પરિષદ જો ભારતવર્ષ સેવા કરવાની ઇચ્છા રાખતી હોય તો પ્રશ્ન પહેલોજ હાથમાં લેવાનો છે. અને ગરીબ મજુરવર્ગની, કંગાલવર્ગની [illegible] કેવી રીતે મદદ કરી શકાય એ પ્રશ્ન

વર્ષે હાથમાં લેવાયો છે. પરિષદનાં કાર્યવાહક મંત્રિ શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયના સતત પ્રયાસને લીધે આ પ્રશ્નને મહત્વ અપાયું છે અને મ્હને આશા છે કે દરેક પ્રાન્તિક સમિતિઓ આ પ્રશ્નને માટે સારી મહેનત કરીને આવતે વર્ષે સારો જવાબ આપશે.

બીજો મહત્વનો ફેરફાર તે એ છે કે પ્રથમનું અધિવેશન વ્રડોદરાનાં મહારાણી સાહેબના પ્રમુખપણા નીચે થયું હતું. ત્યાર પછીનાં અધિવેશન ભોપાળનાં બેગમ સાહેબ તથા મંડીનાં રાણીસાહેબાના પ્રમુખપણાં હેઠળ થયાં હતાં. પ્રમુખ હોવા છતાં છેલ્લાં બે અધિવેશન તથા આ વર્ષનું અધિવેશન એ ત્રણે વખત પરિષદ ખુલ્લી મુકવાની ક્રીયા વાઇસરોયનાં પત્ની કે ગવર્નરનાં પત્નીને હસ્તે થઇ હતી. કોઇ પણ વ્યકિત સ્હામે વાંધો હોઇ શકે નહિ. પણ મોટા અધિકારીનાં પત્ની તરીકે કોઇ પણ કામ સોંપાય એ પ્રથા સ્હામે વાંધો હોયજ. પ્રમુખ, ઉપપ્રમુખ, કે ગમે તે અધિકાર સોંપવામાં તે વ્યકિતના ગુણ પ્રમાણે સોંપવો જોઇએ. તેને માટે જાત, ન્યાત કે સ્થાનની ગણતરી ના હોવી જોઇએ. આ સિદ્ધાન્ત ખૂબ ચર્ચાયો અને પ્રમુખ જે ચુંટાય તેને જ હાથે આરંભ પણ થાય એ વાતનો સ્વીકાર થયો.

પહેલાં ત્રણ વર્ષ માત્ર કેળવણી અને લગ્નના પ્રશ્ન ચર્ચાતા હતા. આ વર્ષથી કેળવણી અને સામાજીક વિષયો બન્નેને સ્થાન આપવામાં આવ્યું છે.

ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ ચારે તરફથી સ્ત્રીઓની સંખ્યા બહુ સારી હતી.૩૨ પ્રાન્તિક સમિતિઓમાંથી એકંદરે ૩૨૦ પ્રતિનિધિ આવવાં જોઇએ. અને લગભગ ૨૮૦ પ્રતિનિધિ હાજર હતાં. આ સંખ્યા બહુ સારી કહેવાય. મુસલમાન પ્રતિનિધિઓ સારી સંખ્યામાં આવ્યા હતા. એટલુંજ નહિં પણ તેમાંનાં ઘણાં તો બહુજ કાબેલ હતાં. જે ભાગમાં સખત પડદો પળાય છે તે ભાગોમાંથી પણ આટલે દૂર સ્ત્રીઓ એકલી આવે તે ઘણુંજ શુભ ચિન્હ ગણાય.

આ પરિષદમાં ઘણા મહત્વના ઠરાવ પસાર થયા છે. હવે જે ઠરાવ પસાર થયા છે તેની સફળતા લાવવા માટે પ્રાન્તિક સમિતિનાં સભ્યોએ ખૂબ કામ કરવાનું છે. દરેક પ્રાન્તના જીલ્લાનાં મોટાં ગામોમાં જીલ્લા સમિતિઓ કહાડીને પરિષદનો આદેશ સમજાવવાનો છે. સ્ત્રીઓમાંથી નિરક્ષરતા નાબુદ થાય, શારદા કાયદાનો પ્રચાર થાય અને પ્રાથમિક શિક્ષણ સારૂં થાય—આ ત્રણ પ્રશ્નો અને તેજ પ્રમાણે સ્ત્રીઓને પગભર થવા માટે ઘરગથ્થુ ઉદ્યોગોનો પ્રચાર કરવાનો પ્રશ્ન. આ પ્રશ્નો દરેક સમિતિએ હાથમાં લઇ લેવાના છે અને દરેક પ્રાન્તોમાં જૂદી જૂદી ઓફીસ રાખી, પગારદાર કાર્યવાહકો રાખીને આ કામ વ્યવસ્થાપૂર્વક થાય તો સફળતા મળે.

પરિષદનો આદેશ સોરત વર્ષમાં પ્રચાર પામે તેને માટે All India Women's Conference day—અખિલ ભારત સ્ત્રી પરિષદ દિન રાખવાની વ્યવસ્થા થઇ છે. તે દિવસે ગામે ગામ શહેરે શહેરમાં આ પરિષદનો આદેશ સંભળાય અને તેને અંગે કામ કરવાની વ્યવસ્થાનો આરંભ થાય.

સ્ત્રી શકિત જાગૃત થઇ છે. સ્ત્રીઓને પોતાનું કાર્ય સમજાયું છે. પણ વ્યવસ્થા કરવાની જરૂર છે. વ્યવસ્થાપકો નથી. કાર્યકર્તા નથી. જે લોકો થોડું ઘણું કામ કરે છે તેને માથે જ બધો બોજો આવે છે. કામની વહેંચણી થવી જોઇએ. અને જૂદાં જૂદાં કામ કરનાર તૈયાર થવાં જોઇએ. શહેરના કામ કરનાર બહેનોએ પાસેનાં ગામોમાં જઇને પ્રચારકામ કરવું જોઇએ.

પરિષદ તો માત્ર માર્ગદર્શક છે. ખરૂં કામ તો પોતપોતાની સમિતિઓમાં છે.

પરિષદ મળે તેને લીધે એક પ્રકારનો ઉત્સાહ આવે અને જો કામ કરનારાંની સંખ્યામાં વધારો થાય તો તે જ પરિષદની સફળતા.

"કાકાની શશી"—અંક ૧ લો



બ્લૉક: ] ગંગાબ્હેન શિવગૌરી પિરોજા શશીકલા મનહરલાલ વિધુસુખી [ "નવચેત

મનહરલાલઃ "જોગમાયાઓને તો હું દૂરથીજ નમસ્કાર કરૂં છું !"

પોતાના પતિની મિલ્કતમાં મળવા લેણતા હિસ્સાને લગતો ખરડો વડી ધારાસભામાં હાથ ધરવામાં આવશે. (૧૧) વડી ધારાસભામાં રજુ થયેલ આર્ય લગ્નનો ખરડો સીલેકટ સમિતિને સોંપાયો છે. (૧૨) સુરતની કસ્તુરબા કન્યાશાળાનો પારિતોષિક સમારંભ ગયા માસમાં ઉજવાયો (૧૩) સુરતની દશા ઓશવાળ જ્ઞાતિની ૧૪ અને ૧૬ વર્ષની બે બહેનોને દીક્ષા અપાતી પાલીતાણાના ઠાકોર સાહેબ અટકાવી છે. (૧૪) નડીયાદમાં કન્યા વ્યાયામમંદિર શરૂ થયું છે. (૧૫) સક્કર જીલ્લાના રોહરી ખાતે એક સુવાવડખાનું અને એક અનાથાશ્રમ બાંધવાં તથા નીભાવવા શેઠ ચંદીરામ બેરહોમલે રૂા. ૧ લાખ આપ્યા છે (૧૬) શારદા કાયદામાં સુધારો રજુ કરનારો ખરડો મી. એમ ગઝનવી વડી ધારાસભામાં મૂકનાર છે. (૧૭) ના. લેડી ઈર્વીને ગયા માસમાં મુંબાઇનાં સેવા સદનની મુલાકાત લીધી હતી. સંસ્થાના કાર્ય પરત્વે તેમણે પ્રશંસાના ઉદગાર કાઢયા હતા (૧૮) વડોદરા રાજ્યની ધારાસભાએ કજોડાં સામે પ્રતિબંધ મૂકતો ખરડો મંજુર કર્યો છે. (૧૯) જાણીતી ગાનારી મીસ ગોહરજાન રૂા. ૧૫) લાખની અસક્યામત મૂકી મરણ પામી છે. (૨૯) અફઘાનીસ્તાનમાં અમીર નાદીરખાને સ્ત્રીઓને પડદામાંથી બહાર હરફર કરવાની છૂટ આપી છે. (૨૧) કલકત્તાની સરોજ નલિની મેમોરિયલ એસોસીએસન તરફથી લેડી જેકસને સ્ત્રીઓની હસ્તકલાનું પ્રદર્શન ખુલ્લું મુકયું હતું.

### યુરપ

**બાહેરા અંધ બાળાઃ** લંડનની બાહેરા વિદ્યાર્થીઓ સાથેની ખુલ્લી હરિફાઇમાં હેન્સેલ વીન્ટર નામની ૧૭ વર્ષની અંધ બાળાએ ઓક્સફર્ડમાં પૌ. ૬૦ ની શિષ્યવૃત્તિ મેળવી છે.

**પારસી ધારાશાસ્ત્રી બ્હેનઃ** મીસ ભીખુ બાટલીવાળા નામનાં ૧૯ વર્ષનાં પારસી બ્હેન કાયદાના અભ્યાસ માટે ઇંગ્લાંડ ગયેલાં છે. તેઓ લંડન બારની રોમન લોની પરીક્ષામાં પહેલા વર્ગમાં માન સહીત પસાર થયાં છે. ક્રીમીનલ લૉની પરીક્ષા પણ તેમણે પસાર કરી છે. બેરીસ્ટર થવા માટે તેઓ વધુ અભ્યાસ કરે છે.

**ઇસાબેલ એબરહાર્ટની પ્રતિમા** પેરીસમાં હાલમાંજ ઉભી કરવામા આવી છે. ઇસાબેલ એક જાણીતી લેખિકા હતી. સ્ત્રીસુલભ કોમળતા કરતાં તેનામાં પત્થર જેવી સખ્તાઇ વિશેષ હતી. હતી. એક વર્ષ ઉપર તેનું અવસાન થયું. આફ્રિકાના એક ફ્રેન્ચ સૈનિકની તે પુત્રી હતી. આરબોની રખડની જીંદગીનો તેને અજબ શોખ હતો. એટલે તે આરબ વેશમાં, પુરૂષનો વેશ પહેરી આરબોમાં અને આરબોમાંજ ખુબ ફરી. તેણે પોતાનું નામ સીમહમદ રાખ્યું હતું. કેટલાંય વર્ષો સુધી પોતે સ્ત્રી છે અને તે પણ ગોરી સ્ત્રી છે એમ તેણે કોઇનેય જાણવા દીધું નથી.

**શ્રી એન્ના વેસ્ટર્ગાર્ડ** ડેનમાર્કની સ્ટેટ રેલ્વેઝના જનરલ ડીરેકટોરેટની સભ્ય નીમાઇ છે. આવું સ્થાન ધરાવનાર તેઓ પહેલાંજ-સ્ત્રી છે. વર્ષો થયાં તેઓ રેલ્વેની સેવા કરી રહ્યાં છે અને પોતાની સંસ્થાનું એક પત્ર પણ ચલાવે છે.

**લેટાવીઆની સ્ત્રીઓ** ૧૦ વર્ષ થયાં સમાન રાજકીય હકક ભોગવે છે. પહેલી બે પાર્લામેન્ટમાં કેટલીક સ્ત્રીઓ સભ્ય હતી તેમાંની એક જાહેર કેળવણીના પ્રધાન મંડળની ઉપમંત્રી હતી ત્યાર બાદ ચુંટણીના ધારામાં ફેરફાર કરવામાં આવ્યો. એ ફેરફારથી કોઇપણ સ્ત્રી ચુંટાઇ શકી નહિ. મ્યુનિસિપલ ચુંટણીમાં પણ એમજ બન્યું. અનેક નિષ્ફળતા પછી હવે કાંઇક સફળતા મળવા માંડી છે.

**સ્ત્રીઓને મતાધિકારઃ** બાલ્કન રાજ્યોમાં સ્ત્રીઓને સમાન હકકો મળવા માંડયા છે. ગ્રીસમાં ૩૦ વર્ષની ઉપરની સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે. જ્યુગોસ્લાવીઆમાં એકથી વધુ પત્ની કરવાનો રિવાજ બંધ થયો છે.

### અમેરિકા.

**વચનભંગનો દંડઃ** ડેટ્રોઇટ ખાતે લગ્ન કરવાનું વચન આપી તે ભંગ કરવાના આરોપસર એક સ્ત્રીએ એક શ્રીમંત વેપારી ઉપર દાવો માંડતાં કોર્ટે ૪૫૦૦૦૦ ડોલર એટલે પૌં ૯૦૦૦૦ ફરિયાદીને અપાવ્યા છે. કોર્ટની જુરી ૮ સ્ત્રીઓ અને ૪ મરદોની બનેલી હતી.

**શસ્ત્રબળ ઘટાડવા માટેની અરજી** ઉપર એક કરોડ ને વીસ લાખ અમેરિકન સ્ત્રીઓએ સહી કરી છે. જાપાનની સ્ત્રીઓની પણ અરજી થઇ છે. આ બન્ને અરજીઓ લંડનમાં મળનારી દરિઆઇ પરિષદમાં રજુ થશે.




પુસ્તક ૧૪ મું]    માર્ચ ૧૯૩૦    [અંક ૧ લો.

# જોડકણાં



એક હતું બુલબુલ,
એને જડ્યું લાલ ફૂલ;
લાલ ફૂલમાં રાતી કીડી,
કીડી મારે હાથે ચડી.



એક હતી ચકલી,
એ રે'તી એકલી;
એકલી એકલી ઉંઘી ગઇ,
ઉંઘતા ઉંઘતા પડી ગઇ;
પડતાં પડતાં ઝબકી,
ને ભેંશ ગઇ હુબકી.



મોટા તારા ચકચકે,
ઝીણા તારા ઝગમગે;
ને લાલીઆ કુતરો લખલખે.



સરખે સરખી સાત સાહેલી,
રમવા ચાલી વહેલી વહેલી;
સરખે સરખી રમતે ચડી,
રમતાં રમતાં રાત પડી;
રાતે તો અંધારાં વેર્યાં,
આકાશે તારલીઆ ખેર્યાં.

☘

એક હતું અગ,
એને લાંબા લાંબા પગ;
પગને માથે મગ,
ત્યાંથી નીકળ્યો ઠગ;
ઠગ કરે ઠેકડી,
માથે મોટી દેગડી;
દેગડીમાં દોરા ને
જમે નકરા વોરા.

☘

માના હાથમાં છોકરૂં,
ને માથે મેલ્યું બોઘરૂં;
બાણનું માથુ બોડું,
ને ચોરનું માથુ ફોડું;
કામ કરશું જલદી,
ને ઢેલને માથે કલગી;
ભાઇ કાળો કામણગારો,
ભાભીને માથે મોટો ભારો;
ભારા સોતી ભટકાણી,
ને એક મોટર અટકાણી.

☘

આસમાની આકાશ,
લીલવણી ઘાસ;
ધોળા ધોળા દૂધમાં,
ખાંડ નાખી ખાસ.

☘



ગોળા ઉપર મોરીઓ,
વહ્યા જાય થોરીઓ;
થોરીઆમાં ધાણી,
ગાય પીએ પાણી.



એ હતી સખીઓ,
તેણે કાગળ લખીઓ;
લખતાં લખતાં રાત પડી,
ને કાગળ ઉપર ભાત પડી.





એક હતું બગલું,
એને જડયું ડગલું;
ડગલામાં કોડી,
ગોળી નાંખી ફોડી.



મારી ફળીમાં કદળી કદળી,
કદળીના લાંબા પાન, લાંબા પાન;
મારો વીર છે ગોરે વાન, ગોરે વાન,
ભાભી મારી ભીને વાન ભીને વાન;
ભીને વાન તો ભગવાનઃ
એની ચાવે બસો પાન.



મારા વાડામાં તાંજળીઓ તાંજળીઓ,
આભમાં ઉગે ચાંદલીઓ ચાંદલીઓ;
વાંહે ચમકે તારલીઆ તારલીઆ,
તારલીઆ તો ઝગમગે,
ને વીરની પાંભરી ફગફગેઃ
લેરે એની ચમચકરડી ચમચકરડી.



મારા ઘરમાં મીંદડી મીંદડી,
મીંદડીના ઉંચા કાન ઉંચા કાન;
વાઘની એ માશીબા માશીબા,
ઝપ ઝાલે ઉંદરડીઃ
ફફડે એની કુંદરડી.

કમળાબ્હેન



# ઘડિયાળ મને નથી ગમતું



ઘડિયાળ મને નથી ગમતું. ઠંડો મીઠો પવન બારીએથી આવતો હોય, સુન્દર ગુલાબી ઉંઘમાં મીઠાં સોણાં ચાલતાં હોય, એટલામાં તો ટન્ ટન્ ટકોરા વાગે ને 'એ વખત થયો' એમ કરીને ઉઠવું પડે. ઘડિયાળ મને નથી ગમતું.

ઘડિયાળ મને નથી ગમતું. પતંગિયાની પાછળ દોડ દોડ કરીને થાકી રહ્યા હોઉં, ગાલ લાલ થઇ ગયા હોય, મોઢા ઉપર પરસેવાના બિન્દુઓ બાઝયાં હોય, અને મહા મહેનતે હમણાં પતંગિયું જાણે પકડાશે એમ કરીને પતંગિયું ઝાલવા હાથ લંબાવ્યો હોય ત્યાં ટન ટન ટકોરા વાગે ને બાપા બૂમ પાડે, " મગન, ઓ મગન, વખત થયો. ચાલ, પાઠ કરવા બેસ. " ઘડિયાળ મને નથી ગમતું.





ઘડિયાળ મને નથી ગમતું. પાઠ કરી રહે તેને વાર્તા વાંચવા મળે છે. ઝટ ઝટ પાઠ કરી અધુરી વાર્તા પૂરી કરવા માટે એકતાર થઇ વાર્તા વાંચી રહ્યો હોઉં, ને એવી મઝા આવતી હોય કે બસ! ત્યાં તો ટન્ ટન્ ટકોરા વાગે ને બા કહે કે " ઓ મગન, જમવા ચાલ " વાર્તા પડી મૂકી જમવા ઉઠવું પડે. ઘડિયાળ મને નથી ગમતું.

ઘડિયાળ મને નથી ગમતું. જમી કરીને જરા બાના પલંગમાં આળોટું અને ખાધેલ મુરબ્બાના ઘેનમાં આંખના પોપચાં ભારે થાય ને એકાદ સ્વપ્નાની શરૂઆત થાય ત્યાં તો ટન ટન ટકોરા વાગે ને રામો કહે, " ભાઇ, ઉઠો ગાડી તૈયાર છે. શાળાએ જવાનો વખત થયો " ઘડિયાળ મને નથી ગમતું.



ઘડિયાળ મને નથી ગમતું. ઇતિહાસ તો મને આવડે છે, ને ભૂગોળ પણ આવડે છે. ઇતિહાસ-ભૂગોળનો અવર પૂરો થાય ને પાંચ મિનિટનો ઘંટ વાગે. પાઠ આવડયાના આનન્દમાં જરા ટહેલતો હોઉં ત્યાં તો ટન્ ટન્ ટકોરા વાગે ને ગણિતના અવરનો સમય આવે. એ હવે શું કરવું ? ઘડિયાળ મને નથી ગમતું.

ઘડિયાળ મને નથી ગમતું. વાળુ કરીને ભાઇ બ્હેન સાથે રમતાં હોઇએ. ગમ્મત ઉડાવતા હોઇએ. દિવસની વાતો કરતાં હોઇએ, ત્યાં ટન્ ટન્ ટકોરા વાગે ને શિક્ષક આવીને કહે " ચાલો ભણુસા બેસો. " આખો દિવસ ભણવાનું ને રાતે વળી ભણવાનું! શું કરીએ ? ઘડિયાળ મને ગમતું.



ઘડિયાળ મને નથી ગમતું. પથારીમાં પડયાં પડયાં હસતાં હોઇએ. બ્હેન સાથે ગલોટિયાં ખાતા હોઇએ ને ગમ્મત ઉડાવતાં હોઇએ ત્યાં ટન ટન ટકોરા વાગે ને બાપ કહે, " ચાલો હવે બસ. સૂઇ જાવ. સવારમાં વ્હેલું ઉઠવાનું છે વખત થઇ ગયો. "

ઘડિયાળ મને નથી ગમતું.

ગિજુભાઇ

# સ્વયંસેવક

આજે તિલક મહારાજની જયન્તિ છે.
આજ બધા બહુ આનંદમાં છે.
બાળકોના હરખનો તો પાર નથી
તેઓ બધા આજે સ્વયંસેવક થવાના છે.
બધા સ્વયંસેવકોને લાલ લીલા ખાદીના
સુંદર પટા મળ્યા છે.
આજે સરઘસ નીકળવાનું છે અને આંબાવાડિયામાં સભા થવાની છે.
સ્વયંસેવકોને આજે સવારથી સાંજ સુધી
કામ કામને કામ જ.
સ્વયંસેવકો પરોઢીયામાં ન્હાઇ ધોઇ પોશાક
સજીને તૈયાર થઇ ગયા
સાત વાગે બધા આંબાવાડિયામાં ભેગા
થયા. ત્યાં સરઘસની ને સભાની
કવાયત થઇ.
પછી સૌએ કામ વેહેંચી લીધાં
પાંચ સાત જણે સભાનો મંડપ શણગારવાનું કામ લીધું:
પાચ સાત જણે ગામમાં ધ્વજા પતાકાની
શોભા કરવાનું કામ લીધું:
આઠ દશ જણે સરઘસને રસ્તે છંટકાવ
કરવાનું કામ લીધુ:
રાતે સરઘસ સભા બધું પતી ગયું.
હાશ કરીને સ્વયંસેવકો બેઠા. બધા થાકીને
લોથ થઇ ગયા હતા.
કેટલાકનો તો સાદ બેસી ગયો હતો. કંઇ
ઓછાં ગીત ગાયાં હતા! કાંઇ
ઓછી 'તિલક જય' બોલાવી હતી!
હે તિલક મહારાજ, આવા સ્વયંસેવકોની
મહેનત સામું જોજો. જે સ્વરાજ.

જુગતરામ દવે

---

# ચોકખી હવા

નાક મોઢું બંધ કરો.
કાં કેવા મુંઝાયા ?
નાક આગળ આંગળી ધરો.
કેવો પવન ધીમો છે ?
શાન્ત સ્થિર થઇને બેસો.
શ્વાસ કેવો સાંભળો છો !
શ્વાસ આપણી ધમણ છે.
ચોકખી હવા અંદર લે છે
ખરાબ હવા બહાર કાઢે.
ચોકખી હવા એ લોહી સાફ.
ગંદી હવા એ લોહી ખરાબ.
ગામ બહાર ફરવા જાઓ.
લાંબા લાંબા શ્વાસ લ્યો.
હવા લ્યો, ચોકખી લો.
તાજા તાજા થયા કરો.
હવા ખૂબ ખાધા કરો
સાજા તાજા ફર્યા કરો.

તારાબ્હેન




## ગરવી ગુજરાત

"જય જય ગરવી ગુજરાત."

એમ આપણે રોજ ગાઇએ છીએ.

પાઘડી પનાનું ભરૂચ અને સહેલાણી સુરત, પાટનગર અમદાવાદ અને ગાયકવાડી વડોદરૂં બધાં ગુજરાતમાં જ છે.

રાજકોટ, જુનાગઢ ને ભાવનગર વાળું કાઠિયાવાડ પણ ગુજરાતનું જ અંગ છે.

શ્રી કૃષ્ણની દ્વારકા ને સુદામાનું પોરબંદર એ ગુજરાતનાજ બંદરો છે.

ભાવનગર અને ભરૂચ એ બે શહેરો સામસામું જુએ છે. વચમાં દરિયો ઘુઘવે છે.

આપણા ગુજરાતીઓ રંગુન, કોલમ્બો અને ડરબન સુધી ગએલા છે.

મુંબઇ જેટલી મરાઠાની છે તેટલી આપણી પણ છે.

જુગતરામ દવે

## ચંદ્રમા

આ ચંદ્રમાં બહુ વિચિત્ર છે. કોઇ દિવસ આખો દેખાય છે. કોઇ દિવસ સાવ ઝીણી પટ્ટી જેવો દેખાય છે ને કોઇ દિવસ તો સાવ દેખાતોજ નથી. પણ એને ફાવે તેવું રૂપ કંઇ એ નથી લઇ શકતો.

ભગવાન કહે એમ તેને કરવું પડે છે. અમાસને દિવસે આવવાની એને બંધી છે. પૂનેમને દિવસે આખો આવવાનો તેને હુકમ છે.

બીજને દહાડે એ બહુ ઝીણો હોય છે. ધારી ધારીને જોઇએ ત્યારે દેખાય. બીજ પછી ચંદ્ર રોજ થોડો થોડો વધતો જાય છે. એમ એને આખો થતાં પંદર દહાડા લાગે છે. આખો થયા પછી પાછો ચંદ્ર ઘટવા લાગે છે. કપાતો કપાતો પંદર દિવસમાં આખો કપાઇ જાય છે.

એ બે પખવાડીઆં કહેવાય. અજવાળિયાની રાતે કેવી સરસ ચાંદની હોય છે! રમવાની બહુ મજા પડે. અંધારીઆમાં તો રાત અંધારી થઇ જાય. પંદર દહાડા અજવાળીઆના ને પંદર દહાડા અંધારીયાના. એટલે ત્રીસ દિવસ. એનુંજ નામ મહીનો.

# કીડી અને ટીડડું



( એકાંકી નાટક )

સમયઃ શિયાળાનો ઠંડો દિવસ.

સ્થળઃ ખુલ્લી હવા.

પાત્રોઃ કીડી અને ટીડડું.

કડી કહે, "સારૂં થયું કે મેં આખો ઉનાળો કામ કર્યું. ચાલ, હું મારા કોઠારમાંથી દાણા કાઢું ને સમા કરૂં."

ટીડડું—કેમ કીડીબાઇ ! બહુ કામમાં પડયાં લાગો છો ?

કીડી—આ દાણાં સમાં કરૂં છું. ઉનાળામાં સંઘર્યા છે તે.

ટીડડું—અરે બ્હેન ! મને એક બે દાણાં આપો ને ! આ ટાઢમાં ભૂખે મરૂં છું.

કીડી—ભાઇ, ઉનાળામાં કયાં ગયા હતા ? આળસ બાળસ તો નહોતી થઇ ને ?

ટીડડું—ના રે બ્હેન, આળસ કેવી ? આખો ઉનાળો એવું સરસ ગાયું કે બસ. બસ મેં તો ગાયાજ કર્યું.

કીડી—ઠીક ભાઇ, ઉનાળામાં ગાયું હવે શિયાળામાં નાચો !

ગિજુભાઇ

---

## ઉંબરો

ફળીઆમાં ઉંબરો હતો.
ઉંબરા ઉપર ઉંબરાં આવ્યાં.
ઉંબરાં ખાવા પક્ષી આવ્યાં.
ચકલી આવી, કાબર આવી.
કબુતર આવ્યાં, કાગ આવ્યો.
મેના આવી, પોપટ આવ્યો.
પાકાં પાકાં ઉંબરા ખાધાં
કાચાં કાચાં રહેવા દીધાં.
ધરાઇ ધરાઇને પેટ ભર્યાં.
પેટ ભરીને ઉડી ગયાં.
ફળીઆમાં ઉંબરો હતો.
ઉંબરા ઉપર ઉંબરાં આવ્યાં.

ગિજુભાઇ

# છોટુની બકરી

મારી બકરી મરી ગઇ. હવે હું શું કરૂં ?
આજે લખમણભાઇ રામેસરાથી આવ્યા હતા.
તે કહે કે "છોટુ તારી બકરી મરી ગઇ."
એ બકરીને હું રોજ ચારવા જતો.
હું બોલાવું કે તરત મારી પાસે આવતી.
હું તેને માટે પાલો લઇ આવતો.
હું તેને દાણા પણ આપતો.
મારી બકરી મને બહુ વ્હાલી લાગતી હતી.
હું તેને કોઇ દિવસ મારતો ન હતો.
એક દિવસ મને રીસ ચડેલી તેથી એને
મેં મારી હતી.
મારી વહાલી બકરી તું, પાછી આવે તો
તને કોઇ દિવસ નહિ મારૂં.
મારી બકરી નાની ન હતી. એ તો મોટી
ભેંસ જેવડી હતી.
તેના આંચળ તો જાણે દૂધના બે કુપા.
તેના કપાળમાં ધોળું ટીલું હતું. તેથી તે
ગાય જેવી રૂપાળી દેખાતી હતી.
બકરી માતા, બકરીમાતા, તું મને બહુ
યાદ આવે છે.
તું પણ મને યાદ કરે છે કે નહિ ?
તને મારી બ્હેન કરીને રાખીશ.
મારી વહાલી બકરી, તું મને ભૂલી જઇશ
નહિ.

જુગતરામ દવે

---

# બાર વાંદરા

બાર વાંદરા હતા. તેઓ એક વનમાં રહેતા બારે વાંદરાની લંગર સાથે જ રહેતી ને સાથેજ ઝાડ ઉપર ઠેકડા મારતી.

વાંદરાઓ ફળફૂલ ખાતા ને મજા કરતા ત્યાં એક વાર વાઘના પંજામાં સપડાયા. એ લંગર દોડી જતી હતી ત્યાં વાઘ છાનો માનો આવ્યો ને છેલ્લા વાંદરાની પૂંછડી પકડી.

એ વાંદરાને થયું કે હું એકલો જ મરી જાઉં તે કરતાં બીજાઓને ઝાલી રાખું એણે અગીયારમાના પૂછડી પકડી પાડી. અગિયારમાના મનમાં પણ એજ પાપ હતું એટલે તેણે દસમાની પૂછડી પકડી એમ બારે વાંદરાની સાંકળ બની ગઇ ને તે પેલા વાઘના હાથમાં આવી. એ કહે આ ઠીક છે.

પછી તેણે બારમાને ખાધો. ને અગીયારમાની પૂછડી ઝાડના થડ સાથે બાંધી દીધી. એને ખબર હતી કે આ મૂરખાઓ એક બીજાને છોડવાના નથી. વાઘ પોતાના સગાં વ્હાલાંને જઇને બોલાવી લાવ્યો મૂરખ વાંદરાઓને ત્યાંને ત્યાંજ હતા. બધા વાઘને વગર મહેનતે શિકાર મળી ગયો. તેમણે વાંદરાઓને ફાડી ખાધા.

## વિજળી

ઘબ અંધારાં,
વાદળ કાળાં;
કડ્ડ્ડ્ કડાક,
સડ્ડ્ડ્ સખાક.

વિજળી ઝલકી,
નીચે ઉતરી;
ઉંચે ચડી,
વાદળ ઉપર સંતાઇ ગઇ

વાદળ બધાં ગડ ગડતાં:
બીકણ બધાં થર થરતાં.

સૂરનગરી

---

## કે દિ' મોટો થાઉં ?

કે દિ' મોટો થાઉં ?
ભાઇ, ક્યારે મોટો થાઉં !
મોટો થઇને બનું પિંજારો,
ગામ આખાનો રાખું ઇજારો;
ભાળો ભોળો છઉં રૂપાળો,
ક્યારે થાઉં દાઢી મૂછ વાળો ?
મારી પીંજણ બોલે ઢફ ઢફ
હું પીંજું કેમ ? ચપ, ચપ
રૂનો ઢગલો કેવો ?
બરફના ઢગલા જેવો.
પોલ મારો કેવો ?
ઘીના ઢગલા જેવો.
પૂણી મારી કેવી ?
ધોળી શેતર જેવી.
મારો ગોટીલો કેવો ?
કાળો મેશ જેવો.
મારી પૂણીમાં કણુ નહીં
કીટી નહીં,
નહીં ગળફે, નહીં ગાંઠ;
ડોશીમા સારાં હોય તો
સુખે નંબર કાઢે સાઠ.

ડોશી કાંતે ને દિકરીએ કાંતે;
વળી કાંતે ઘર વહુઆરૂં.
સારા પેંજેલની વળી પૂણીઓ હોય તો
નાના છોકરાને બહું સારૂં.
ડોશીમા કાંતજો !
બ્હેનીબા કાંતજો !
વહુભા કાંતજો !
બધાંય કાંતજો !
કાંતતા કાંતતાં શું, શું, થાય
કાંતતાં કાંતતાં વાતો થાય,
કાંતતાં કાંતતાં વેણુ લેવાય;
કાંતતાં કાંતતાં ગીતે ગવાય,
કાંતતાં કાંતતાં ભાગ પણુ લેવાય.
કાંતવું કાંતવું શું કરે છે ?
સાંભળ પીંજારાભાઇ
આછું ડોળું પીંજી દેતો.
અમને પેટમાં બળું થાય.
વાહ ! પીંજારા વાહ !!
વાહ પીંજારો છે ને કાંઇ !!!

સૂરનગરી

# કરોળિયાની જાળ

ઘર હતું. ઘરને મોટી પરસાળ હતી. પરસાળને એક ખૂણે કરોળિયો જાળ વણતો હતો. રમુ કમુ રમતાં'તાં.

કમુ—રમુ, આ જો કરોળિયો જાળ વણે છે !

રમુ—હું....અ સ્તો ! વાહરે કરોળિયા ભાઇ !

કમુ—કેવી સરસ ગૂંથણી કરે છે ! કેવો સરસ આકાર કરે છે ! આવું મને તો શું પણ મોટી બ્હેનનેય ન આવડે !

રમુ—હેં બ્હેન, તે કરોળિયો આવી જાળ શીદ વણતો હશે ? એ એનું ઘર હશે, નહિ ?

કમુ—ભાઈ કોણ જાણે !

( એટલામાં મ્હોટાભાઇ આવે છે )

મ્હોટ૦—કાં, શું જુઓ છો ? તાકી તાકીને !

રમુ-કમુ-આવો, આવો; મોટાભાઈ, નવી નવાઈ બતાવીએ. જુઓ આ કરોળિયાભાઇનું પરાક્રમ !

મ્હોટાભાઈ—હું, જાળ ગૂંથે છે.

રમુ—મ્હોટાભાઇ, એ જાળ શીદ ગૂંથે છે ? એનું એ ઘર, નહિ ?

મ્હોટાભાઇ—ઘરેય ગણાય ખરૂં; પણ એનો ખરો ઉપયોગ તો એ બીજા કામ માટે કરે છે.

કમુ—કયા ?

મ્હો૦—ખાવાનું મેળવવા.

કમુ—જાવ, જાવ, હવે બનાવો છો ! અહીં તે એને શું ખાવા મળે ? કયાંક જમીન પર કે ભીંત પર જાય તોય ઠીક છે. ખરૂં કહોને મ્હોટાભાઇ.

રમુ—હાં, એમ વાત ન ઉડાવો.

મ્હો૦—( હસતાં ) અરે હું ખરૂં જ કહું છું. લ્યો ચાલો, ખાત્રી કરીએ.

રમુ—કમુ—ચાલો.

( બધાં જાળની છેક પાસે આવે છે. )

મ્હો૦—હં, હજી થોડોક ભાગ બાકી છે એ વણી રહે એટલે જોજો.

કમુ—ઓહો ! ભાઇ કેવી ઝડપથી દોડે છે ! ને તાર આમ આમ ફેરવે છે.

રમુ—આટલા બધા તાંતણા એને કયાંથી મળતા હશે ?

કમુ—લે, આ તો સાવ અજાણ્યો, જોતો નથી એના મોંમાંથી જ કાઢે છે તે !

રમુ—અલ્યા હાસ્તો !

કમુ—એ....ઇ-અરે ! આ તો નીચે અદ્ધર ટીંગાયો ! તાંતણો તૂટી ગયો લાગે છે. હવે ?

રમુ—એ-ઇ પાછો ચડયો ! એ-ઇ જઇ પહોંચ્યો.

× × ×

મ્હોટા—ચાલો જાળ પૂરી થઇ. હવે જરા ધ્યાનથી જોજો. (રમુકમુ જોઇ રહેછે)

રમુકમુ—(એકાએક) અરે શું થયું ? એ શું ચોંટયું કાળું કાળું ! કાંઇ હાલે છેને ? માખી તો ન હોય !

મ્હો૦—હા, હા, માખી.

કમુ—તે એ ચોંટી શી રીતે ગઇ ? અરે ! તરફડીઆં મારે છે !

મ્હો૦—એજ ખૂબી છે ને. કરોળિ-

યાની જાળ પાસે આવે એટલે માખીબાઇ જેવાં ચતુર હોય તેય છેતરાઈ જાય ને જાળમાં ગુંચવાઇ જાય.

રમુ—અરે ! અરે ! હજી ય નથી છુટાતું. ઉલટી વધારે ગુંચવાય છે !

કમુ—ને કરોળિયો શું કરે છે ? એની આસપાસ ફરી તાંતણો વીંટે છે નહિ ?

મ્હો—હાં.

રમુ કમુ—અરે તારીની ! આ તો બદમાશ લાગે છે !

( મ્હોટાભાઇ માખીને નીચે પાડી નાખે છે )

કમુ—હાશ, સારૂં કર્યું મ્હોટાભાઇ. બાપડીનો જીવ ઉગર્યો !

રમુ—પણ હજીય માખીથી ઉડાતું નથી. બાપડીના આખે શરીરે કેવા તાંતણા વીંટાઇ ગયા છે !

કમુ—એ-ઇ ઉડી. એ-ગઇ.

રમુ—ઠીક થયું.

મ્હો૦—પણ કરોળિયાભાઇ કયાં ? ( રમુ કમુ શોધે છે )

કમુ—પેલો રહ્યો. પેલી વળી ઉપર.

રમુ—ભાઇની જાળ તૂટી એટલે નવું ઘર ખોળ્યું, નહિ ?

મ્હો૦—ના રે, એ તો ફરી જાળ બાંધશે.

રમુ—હવે તો બંધાઇ રહ્યાં !

કમુ— ના રે, બાંધશે જ. જો એ-ઇ લટકયા !

રમુ—અલ્યા હો ! એ તાર લાંબો થયો.

મ્હો૦—જુઓ એટલી વારમાં તો ભીંતે પહોંચી ગયો.

રમુ કમુ—હા, હા, એ પાછો ઉપર ચડયો.

મ્હો૦—લ્યો ઠીક ત્યારે, હવે તમે જુઓ, મારે જરા કામ છે.

ચન્દ્રશંકર



# કરોળિયાનું પડ

ઘરની પાછલી પરસાળમાં બેસી કમુ 'બાલમિત્ર' વાંચતી હતી. પાસે રમુ રમતો હતો. રમતાં રમતાં રમુની નજર ભીંત તરફ ગઇ. અચાનક એ બોલી ઉઠયો, " બ્હેન, બ્હેન, અહીં આવ તો, જો તો ખરી આ શું છે ? "

કમુ—" શું છે ? "

રમુ—આ જો, આ ધોળું ધોળું કુંડાળું શું હશે એ ?

કમુ—કોણ જાણે મેં ય આજેજ જોયું !

રમુ—ચાલો, મ્હોટાભાઈને પૂછીએ. વળી આમ કયાંક કરોળિયાનું ઘર ન હોય !

( બન્ને મ્હોટાભાઈને તેડી લાવે છે )

રમુ—આ રહ્યું જુઓ. આ ભીંતના સ્હેજ ખાડા ઉપર છે. ચોમેરથી બંધ છે. કાગળ તો નથીજ.

કમુ—મ્હોટાભાઈ, કહોને કે એય કરોળિયાનું ઘર.

મ્હો૦—હા, હા, તારે મન મશ્કરી છે; પણ સાચેજ એ કરોળિયાનું ઘર છે.

રમુ—કમુ-શું કહો છો ?

મ્હો૦—હા, એમાં એનાં ઈંડાં છે !

કમુ—એમ ?

રમુ—મારે વ્હાલે ચોમેરથી બંધ કેવું કરી લીધું છે ! મને તે દિવસ પેલી ભીંતે ગુંદરથી કાગળ ચોડતાં કેટલી મુશીબત પડીં'તી ને આ ભાઈએ તો કાંઈ બાકી નથી રાખ્યું !

કમુ—મ્હોટાભાઈ, ખરૂં હોય તો કરોળિયો બતાવો. આટલામાં છે કયાંય ?

મ્હો૦—હોવો જ જોઇએ.

રમુ—( જરા ઉંચે જો ) પેલો આવે ! પેલો !

કમુ—હં, જરા આઘા ખસી જાવ નહિ તો વળી રિસાઈ જશે.

રમુ—એ-ઇ ભાઈ પાસે આવ્યા, એ બરાબર ઘર પર બેઠા !

કમુ—એ અંદર જશે કે મ્હોટાભાઇ ?

મ્હો૦—ના, અંદર તો ઈંડાં જ હશે. આ ઉપર બેસી ઈંડાં સેવશે. મરઘી સેવે છે ને ? એવી રીતે.

રમુ—પછી ?

કમુ—પછી એમાંથી થશે કરોળિયા.

મ્હો૦—તે દિવસ પેલો કનુ કશુંક વગાડતો હતો તે કોઇને યાદ છે ?

રમુ—કમુ-હા, હા, પેલું કશું ધોળું ધોળું-આ પડ જેવું લાવ્યો તો ને એને હોઠ પર મુકી વગાડતો હતો તે ને ?

મ્હો૦—હં, તે આવું જ પડ. આવું કયાંક ચોંટયું હશે તે ઉપાડી લાવેલો !

કમુ—ભલું કરોળીએ લેવા દીધું !

રમુ—શું કરે બિચારો ?

કમુ—મ્હોટાભાઇ, પણ અંદરનાં ઈંડાંનું શું થયું હશે ?

મ્હો૦—કાંઇ નહિ. નીચે પડી કચ-રાઈ ગયાં હશે. બીજું શું ?

કમુ—અરરર ! એ તો પાપ થયું ગણાય.

મ્હો૦—હાસ્તો.

રમુ—હું તો એને સંભળાવી દઇશ કે જો ફરી એવું પાપ કરીશ તો તારી સાથે અક્ષા કરીશ.

મ્હો૦—ઠીક ત્યારે ચાલો જમવાનો વખત થયો છે.

રમુ—કમુ-( જતાં જતાં ) કરોળિ-યાભાઇ, અહીં જ બેસી રહેજો. અમે પાછાં આવીએ છીએ હોં કે તમારાં બચ્ચાં અમારે જોવાં છે.

ચન્દ્રશંકર

  

## વાડામાં ગલ.

મારા વાડામાં ગલ છે ઉગ્યો;
આવજો જોવા છોકરાંઓ
રઘા તું આવજે, મેઘાને લાવજે
આવજો જોવા છોકરાંઓ.
ભાણી તું આવજે, નાનીને લાવજે
આવજો જોવા છોકરાંઓ.
નાના કયારામાં ગલ છે ઉગ્યો
આવજો જોવા છોકરાંઓ.

ગલનાં ફુલડાં રાતાંને પીળાં
આવજો છોકરાંઓ જોવાને.
ગલનાં ફુલડાં રંગના છાંટણે
આવજો જોવા છોકરાં
છાબભરી ફુલડાં, થાળી ભરી ફુલડાં
આવજો જોવા છોકરાંઓ.
હાર કરી પહેરશું, ગોટા કરી સુંઘશું.
આવજો જોવા છોકરાંઓ.

મારા વાડામાં ગલ છે ઉગ્યો
આવજો જોવા છોકરાંઓ.



## માકણ કરડયા !

ટન્ ટન્ ટન્, દસના ટકોરા થયા. 'બાલમિત્ર'નાં પ્રુફનું કામ કોરે મૂકી હું ઉંઘવા સૂતો.

દરરોજ તો ઉંઘ કયારે આવી જાય છે એની જ ખબર પડતી નહિ; પણ આજે મન જરા ભારે લાગ્યું, કંઈક અતડું લાગવા માંડયું; છતાં પાસું ફેરવી સૂઈ ગયો.

આંખો જરા ભારે થવા માંડી, મન શાન્ત થવા લાગ્યું. લાગ્યું કે આજે ઉંઘ કયારે આવે છે તે ખબર પડશે !

ઝીણી બત્તી બળતી હતી, આંખો મીંચી સૂતો હતો, ઉંઘની વાટ જોતો હતો. ત્યાં ગોદડાંમાં કંઈક સળવળાટ જણાયો. એક ચટકો ને જરાક ખજુરી જેવું લાગ્યું:!

અરે ! માકણ છે કે શું ?

બત્તી સળગાવી મેં ગોદડામાં જોયું પણ માકણ ન જણાયા. હોય કયાંથી ? નથી ઘરમાં નાનું મોટું કે નથી ઘરમાં ઢોરઢાંખર. પછી તે માકણ શેના આવે ?

વખતે ખોટો ભ્રમ થયો હશે, ઉંઘ ન આવે ત્યારે એવું લાગતું હશે.

બત્તી ઝાંખી કરી સૂઈ ગયો.

ચટ્ ચટ્:

ખજુરી ખજુરી. નક્કી કંઈક છે. માકણ નહિ તો માકણનો ભાઈ, કંઈક છે જરૂર.

ઝટ દઈને બેઠો થયો, ઝટ દઈને દીવો કર્યો, ઝટ લઈને નીચે જોયું.

બે માકણ દોડયા જતા હતા. અરે

બે માકણ હતા. અરે તારીની ! ચટ ચટ માકણ વીણી લીધા ને બારીએથી ફેંકી દીધા. વળી આખા ગોદડા ઉપર નજર

નાંખી; પણ એક નાના, ફીક્કા માકણના બચ્ચા વિના કાંઈ ન જણાયું. લાગ્યું કે આ કંઇક આવી ચડયાં લાગે છે; પણ હવે ઠીક છે. એ ફેંકી દીધા એટલે નિરાંતે ઉંઘાશે.

ફરીથી અંધારૂં, ફરીથી આંખો બંધઃ

ચટ્ ચટ્ અરે ! હજી એકાદ બે રહી ગયા લાગે છે.

દીવો કર્યો જડયા એટલા માકણ ફેંકી દીધા. આ વખતે તો બરાબર ચોકસજ કરીનેજ સૂતાં.

પણ તે દિ માકણ કરડવાનું જ સરજાયું હશે તે કેમ મટે ?

વળી ચટ્ ચટ્ ચટ્ !

દીવો કરી આમ આમ જોયું. કાંઇ ન મળે ! ત્યારે કરડયું શું ? ખોટો ભ્રમ હતો ?

ઠીક છે, પણ લાવને આ ઓશીકું તો ઉંચકી જોઉં, કોઇ માકણ રહી ગયો હોય તો !

ઓશીકું ઉંચકયું. ફેરવીને નીચે જોયું. એ....ઇ શાબાશ ! માકણની મોટી ફોજ ચોંટી'તી ! એક નહિ, બે નહિ; ત્રણ ચાર નહિ, પણ પાંચ પચીશ !

વીણી વીણી બધા માકણ ફેંકી દીધા. નાનું બચ્ચું ય છટકવા ન દીધું પછી જરા નિરાંતે સૂતો.

પણ વળી પાછું ચટ્ ચટ્ ! છે શું ?

વળી ઓશિકા નીચે જોયું. જોયું તો તો બે પાંચ ચોંટયા'તા જ. અરે રામ !

આ ઓશિકુંજ એમનું ઘર લાગે છે. ખૂણે ખૂણે જોવા માંડયું ત્યાં તો એક ખૂણે બે પડ વચ્ચે ઘરના થર બાઝેલા ! નાનાં નાનાં બચ્ચાંનો તો સુમાર નહિ ! ધોળાં ઇંડાનો પાર નહિ !

આખું ઓશિકું ફેંકી દીધું. થયું કે હવે કયાંથી આવશે ? ખાટલાની ઇસોમાં ભરાઇ રહેવાય એમ છે જ નહિ.

પણ ધારણા ખોટી પડી. પાટી નીચેથી આવી આવીને ભાઇબંધો હાજર થવા લાગ્યા. છેવટ ખાટલો છોડી નીચે સૂતો, ત્યારે ગોદડામાંથી નીકળવા લાગ્યા છેવટ ગોદડાં છોડી એક સાદડી પર પડયો.

બાર વાગ્યા !

જરાક નિરાંત થઇ. જરાક આંખ મીંચાઇ, ત્યાં વળી ચટ્ દઇને ચટકો ! અરે ! હજીય છાલ નથી મુકતા !

દીવો જાગતો કરી આમતેમ જોયું. દૂર દૂર એક મહેરબાન પૂરવેગે દોડયા જતા હતા, ઝટ લઇને મેં એમને પકડયા. ને જોર કરીને ફેંકયા. વળી આડો પડયો. મારા ખીજવાટનો પાર નહોતો

અડધી ઉંઘમાં હતો, અડધી જાગૃત દશામાં સૂતો હતો; ત્યાં અચાનક કંઇક અવાજ આવ્યો. "બાલુભાઇ, ખીજવાવો છો શેના ?"

કોણ બોલ્યું એની પરવા કર્યા વિના જ મેં જવાબ દીધો, "ખીજવાય નહિ તો કરે શું ? આખો દિવસ કામ કરી કરીને થાકી જઈએ ત્યાં તમે રાતેય ઝંપવા ન દો."

"પણ એમાં અમારો શો વાંક ? અમે કયાં વણતેડયા આવીએ છીએ ?"

"ત્યારે શું મેં નોતરૂં મોકલ્યું'તું ?"

"હા, મહેરબાન." જરા ગમ્મતમાં જવાબ મળ્યો.

"એટલે ?"

"તમારા પરસેવાની ગંદકીમાંથી અમે જન્મ્યા ને તમારાં ખાટલાં ગોદડાંનાં પોાણમાં ઉછર્યાં. અમે કાંઇ પરગામથી ાથી આવ્યા. તમેજ ઉપજાવ્યા છે."

મારી નવાઇનો પાર ન રહ્યો.

"પણ હવે આપ સિધારશો ? મારે મ્હેમાનગતિ હવે નથી કરવી.'

"હા, ખાટલો ગોદડાં તડકે સૂકવો, જરા વધારે ચોકખાઇ રાખો, તો પછી તમારે ત્યાં કોણ ઉભુ રહેશે ! બીજાં ઘણુંય ઘર છે."

"એમ ?"

× × ×

ખાટલા ગોદડાં તડકે સૂકવી સાફસુફ કર્યાં; જરાય કચરો રહેવા ન દીધો, બીજે ત્રીજે ચાદર ધોવા માંડી, ત્યારે માકણ સેના સિધાવી ગઇ.

ચન્દ્રશંકર.



# આવે રે મેહુલો.

આવે રે મેહુલો અંધારાં ઘોર છે.
આવે રે મેહુલો ગડુડુડ ગરજે.
આવે રે મેહુલો વીજલડી ચમકે.
આવે રે મેહુલો પાણીડાં વરસે.
આવે રે મેહુલો નેવાં ભરાય છે
આવે રે મેહુલો છોકરાં ન્હાય છે.
આવે રે મેહુલો છળ છળ થાય છે.
આવે રે મેહુલો ખળ ખળ જાય છે.
આવે રે મેહુલો નદી ભરાય છે.
આવે રે મેહુલો દરિયામાં જાય છે.
આવે રે મેહુલો ભીંજાણી ચકલી.
આવે રે મેહુલો ધ્રુજે છે ચકલો.
આવે રે મેહુલો પાણીડાં જાય છે.
આવે રે મેહુલો પારેવાં ન્હાય છે.
આવે રે મેહુલો ધરતી ધોવાય છે.
આવે રે મેહુલો ખાડા ભરાય છે.
આવે રે મેહુલો ભેંસો ભીંજાય છે.

# છોકરાં રે



છોકરાં રે
હો રે.
મેહુલો ગરજ્યો:
કેવો ગરજ્યો ?
હડુડુડુ ગરજ્યો
કડુડુડુ ગરજ્યો
ધડુડડુ ગરજ્યો
ગડુડડુ ગરજ્યો.

છોકરાં રે
હો રે.
મેહુલો વરસ્યો:
કેવો વરસ્યો ?
ધડ ધડ વરસ્યો
સડ સડ વરસ્યો
ફણ ફણ વરસ્યો
દડ દડ વરસ્યો.

છોકરાં રે
હો રે.
મેહુલો વરસ્યો:
ક્યાં ક્યાં વરસ્યો ?
ખોરડે વરસ્યો
ખેતરે વરસ્યો
આંગણે વરસ્યો
શેરીએ વરસ્યો.

છોકરાં રે
હો રે.
મેહુલો વરસ્યો:
ક્યાંથી વરસ્યો ?
આભથી વરસ્યો
નાભથી વરસ્યો
આમથી વરસ્યો
તેમથી વરસ્યો.

છોકરાં રે
હો રે.
મેહુલો વરસ્યો:
કોણે ઝીલ્યો ?
પહાડે ઝીલ્યો
નદીએ ઝીલ્યો
ભોંયે ઝીલ્યો
મેં ઝીલ્યો.

છોકરાં રે
હો રે.
મેહુલો ગરજ્યો
કેવો ગરજ્યો ?
હડુડડુ ગરજ્યો
કડુડડુ ગરજ્યો
ધડુડડુ ગરજ્યો
ગડુડડુ ગરજ્યો.

## જોડકણાં



માગે ઘેર ફરી ફરી,
આપો કોઇ બાપુ આપો;
આંધળો છું એકલો છું,
ભૂખ્યે મરી જાઉં હવે;
ભગવાન ભલું કરે,
એકવીશ એકના દે;
માગે ઘેર ફરી ફરી,
આપો કોઇ બાપુ આપો



ધીમો ધીમો ધીમો ચાલું,
ધીમી ચાલે ખૂબ મા'લું;
ભલે શ્વાન ઘણાં ભસે,
ભલે પોરાં ઘણાં હશે;
ભલે ધૂળ વાંસે ઉડે,
ભલે વડે કાંકરાઓ;
ધીમો ધીમો ધીમો ચાલું,
ધીમી ચાલે ખૂબ મા'લું.






પીઠ ધરે સવાર ને,
પંથ કાપ્યે પાવરધો;
ઊડ્યાં નહિ ખાશે કદા,
ગ્રાન કર્યે જશે સદા;
હણુણુણુ હણેઠાટ,
તબડક તબડાંટ;
પંથ કાપ્યે પાવરધો,
પીઠ પરે સવાર ને.



શીંગ મોટાં ડોળા મોટા,
પંડ મોટો પાડા જેવો;
પાડાની છે સગી બ્હેન,
ગારા ખાડે પડે ચેન;
કાળી ને રૂપે ભલે,
દૂધ મીઠું છલો છલે;
શીંગ મોટાં ડોળા મોટા,
પંડ મોટો પાડા જેવો.

ગિજુભાઇ





# વરતો.

નહિ વાંસલો નહિ વીંધણું
નહિ કારીગર સુતાર
અદ્દર ગઢ ચણાવીયા
રાજા ભોજ કરે વિચાર. સુગરીનોમાળો

એ બ્હેનો આખો દિવસ દોડે પણ ભેળી ન થાય. **આંખો.**

રાજાની રાણી ગોખલામાં બેઠી બેઠી ડોકલા ખાવે. **જાળુડાં**

રોજ ઉઠીને ડોશી દરમાં હાથ નાખે. **કાપડું.**

તમે રોજ ગોદડભાઇની સાથ સુઓ છો. **ગોદડાં.**

ચઢી મહિનાની છોડી કેડમાં છોકરું રમાડે. **ડોડો.**

બત્રીશ ખૂણાની ગોખલીમાં નાની એવી રાજરાણી. **દાંતને જીભ**

તળાવ સુકાણું ને તીનોભાઇ મરી ગયા. **દીવો.**

બે ભાઇ દહાડે જુદા, રાતે ભેગા. **બારણાં.**

સઃ હાથી પરણાવી દ્યો.
જઃ અરણી ઉપર અરણી,
હાથી જાય પરણી.

સઃ ભગવાનને પરણાવી દ્યો.
જઃ અંહીથી નાખું દોરડી, આકાશે ચણાવું ઓરડી;
ઓરડી ઉપર અરણી, ભગવાન જાય પરણી

સઃ રાજા રમાડી દ્યો.
જઃ અંગ તાણું તંગ તાણું,
તંગના દોરા તાજા;
હાથી ઉપર ગઢ ચણાવું;
રમતા આવે રાજા

સઃ દરિયો તોળી દ્યો.
જઃ પાલીતાળાની પાંચશેરી ને તળાજાના તોલા,
ચેટી ગામના કોળી ને દરિયો લીધો તોળી.



# પારશલ લાવ્યા

મહેશ—હેં નલુ, તને ખબર છે, આ લાડુ ક્યાંથી આવ્યા ?

નલુ—હારતો, આવે ક્યાંથી ? એ તો માશીબાએ બનાવ્યા.

મહેશ—( હો, હો, હો હો હસે છે ) ખોટું ખોટું, ચાટ પડયા ખરૂં ? બાપુ, લાડુ તો મુંબઈથી માએ મોકલ્યા. ટપાલ પારશલથી.

નલુ—પણ એમાં એટલો કુદે છે શું ? હસે છે શું ?

મહેશ—બહુ ગમ્મત આવી, બહુ મજા પડી, ભારે થયું.

નલુ—શેની ગમ્મત કહે તો ખરો.

મહેશ—ટપાલ ઑફિસથી પારશલ લાવ્યાની. એકલો હું, હું પોતેજ પારશલ લઈ આવ્યો એકલો.

નલુ—હેં ? તું ? તું એકલો જઈને લાવ્યો ? પણ ભાઈ તો સાથે હતા ને ? નહિ તો રામજી આવ્યો હશે.

મહેશ—ના, ભાઈ, ના, પૂછ બાને હું એકલો જાતે જઈને પારશલ લાવ્યો.

નલુ—પણ હેં ! તને કેમ ખબર પડી કે પારશલ ક્યાં મળે ને કેમ લેવાય ? ને તને બીક ન લાગી કે વખતે કોક આપણને વઢે.

મહેશ—વઢે શું કામ? વગર રજાએ જ્યાં ત્યાં અડીએ તો વઢે ના ! અમથા શુ કામ વઢે ? અને એ તો ભાઇએ મને સમજાવ્યું હતું કે પારશલ ઑફિસમાં જવું, ને રસીદ આપવી ને પારશલ માંગવાનું. મેં એમજ કર્યું ને પારશલ મળ્યું.

નલુ—મહેશ, આવું કરવાનું તો મનેય ગમે, એકલાં જવું ને આવવું ને કંઇક લઈ આવવું ને. જો; હવે ફરીથી પારશલ આવેને તો હું પણ આવીશ હો.

ભાઈ—લ્યો ત્યારે આજેજ આ રસીદ આવી છે, જાઓ, સ્ટેશને જઇને પારશલ લઈ આવો. માસી માટે ચોપડીઓ આવી છે.

માશી—પણ ભાઇ છોકરાંઓ સ્ટેશન સુધી ક્યાં જશે ને કેમ કરશે ! પારશલ નહિ ઉપડે તો મુંઝાશે.

મહેશ—અરે માશીબા, એમાં મુંઝાવાનું છે જ નહિ, તો મને બધી ખબર છે. પારશલ મોટું હશે તો વળી ઉપડાવી લઇશું.

માશી—શું ખબર છે ? કાંઇક ગોટાળો કરી આવશો.

મહેશ—ના રે ના. ગોટાળો શેનો ? બધું થઈ રહેશે.

નલુ—ને હું પણ આવવાની હો.

માશી—પણ ભાઇ, સ્ટેશન કેટલું બધું આઘું. તમે બે જણાં કેમ કરી જાશો ને ત્યાં શું કરશો ? આ પોસ્ટ પારશલનું તો ઠીક પાસે હતું. ને એ મજુરોએ કેવા હોય છે ! છોકરાં ભાળીને બે આના વધુ કહેશે.

ભાઈ—રમાબહેન, જવા દોને, ધારો કે એકાદવાર મજુરી વધારે આપશે, પણ છોકરાંઓ શીખશે, એ તો એમજ ઘડાય ને હુશિઆર થાય.

માશી—ઠીક ભાઇ, તમે કહેતા હો તો ભલે પણ સ્ટેશને જવાનું મને તો ઠીક નથી લાગતું. એટલે આઘેને.

મહેશ—અરે, માશીબા, આઘે હોય તો ભલેને હોય અમે મોટરબસમાં જઇશું, પેલા કાસમની અહીંથી રોજ નીકળે છે તે, ને કાસમ તો મારો ઓળખીતો છે.

બા—હા, કાસમની મોટરમાં જાઓ તો તો હરકત નહિ. એ ભલો છે.

× × ×

ત્રણ વાગ્યા ને પોંમ, પોંમ પોંમ. નલુ ને મહેશ તો બારણા આંગળ તૈયાર જ હતા. મોટર આવી ને બેઉ જણા દોડયા.

માશીનો જીવ રહ્યો નહિ, એ પણ બહાર આવ્યાં. છોકરાંને ભળાવ્યા, " જો ભાઈ, છોકરાંને સાચવીને લઈ જાજે ને પારશલ ન ઉપડે તો ઉપડાવજે, નહિ તો મજુર કરી દેજે..

મહેશ તો હસતોજ હતો. નલુ હળવેક દઇને કયારની મોટરમાં બેસી ગઇ હતી.

માશીએ પુછ્યું, " મહેશ, રસીદ કયાં છે ? પૈસા કયાં છે ? "

મહેશ હસ્તો હસ્તો કહે, "માશીબા, શું એમ ધાર્યું કે અમે એ ભુલી ગયા હઈશું. જુઓ મારા કોટના આ ખીસ્સામાં રસીદ છે ને નલુ પાસે પૈસા છે. અમે સાચવવાનું કામ વહેંચી લીધું છે."

માસી—જાઓ ત્યારે, જબરાં છો તમેય તે. પાછા વહેલાં આવજો.

× × ×

ચાર વાગ્યાને ફરીથી પોંમ પોંમ. મહેશ ને નીલુ નાચતાં કુદતાં પારશલ ઉપાડીને આવી પહોંચ્યા.

મહેશ—અહો, માશીબા, આ પારશલ તો અમે આમ ઉપાડી લીધું એમાં શું ? આટલા માટેજ મજુર ફજુર કહેતાં હતાં કે ?

માશી—હા, પણ જરા ભારે તો દેખાય છે.

નલુ—નારેબા એમાં જરાયે ભાર નથી જો મે આ ઉપાડયું. મોટરથી ઘર સુધી મેંજ ઉપાડીને આણ્યું હતું.

મહેશ—ને ઓફીસથી મોટર સુધી મેં ઉપાડયું હતું.

માશી—હા ભાઇ હા, પણ હવે કહો તો ખરાં કે ત્યાં કેમ કર્યું.

મહેશ—એમાં કરવાનું શું. સ્ટેશને ઉતર્યાં. ટીકીટ લઇએ છીએ ત્યાંજ મેં તો રસીદ બતાવી, ટીકીટ માસ્તરે મને પારસલ ઓફિસ બતાવી. ત્યાં જઇને રસીદ આપી એટલે એણે મને પારશલ આપ્યું.

નલુ—બા, ત્યાં કોઇ વઢયું નહિ. કોઇએ ધમાકાવ્યું પણ નહિ, ઉલટ એતો બધા કરે છેને આ છોકરાં, નાનાં છે પણ કેવાં ચાલાક એમ કહીને પારશલ તુરત આપ્યું.

મહેશ—પારશલ લઇને આવતા જરાક........

નલુ—હું કહું ? એતો બા, મહેશે પારશલ ઉપાડયું હતું ને હું એની પાછળ આવતી હતી ત્યાં તો ગાડી આવી ને માણસો એવાં ઉતાવળે ઉતાવળે આવતા હતા, કે એક માણસનો મને ધકકો લાગ્યો.

માશી—પછી રડવા લાગી કે ?

મહેશ—નાના જરા રડવા જેવી તો થઇ ગઇ હતી, પણ હરકત નહિ એમાં શું એટલે પતી ગયું.

નલુ—પણ બા મોટરમાં તો બહુ મજા પડી.

માશી—વાહ ! તમે તો ખરા નીકળ્યાં, આખરે પારશલ લઇ આવ્યા ખરા.

તારાબેન મોડક



# બાળકો, તમારે શું ખાવું જોઈએ ?

લેખક : ડૉ. અમૃતલાલ હ. પટેલ, હેલ્થ ઓફિસર, સુરત.

વ્હાલાં બાળકો, તમારે શું ખાવું જોઇએ તેનો જવાબ જો હું તમારી પાસે માગું તો તમો બધા એમજ જવાબ આપશો કે અમને સારૂં સારૂં અને મીઠું મીઠું ખાવાનું બહુ ગમે છે અને અમારે તેજ ખાવું જોઇએ. પરંતુ મારે તમને જણાવવું જોઇએ કે તમને જે જે વસ્તુ ખાવા પીવાનું મન થાય તે બધી સારી અને ફાયદાકારક હોતી નથી. તમો ઉમ્મરમાં નાના અને બિનઅનુભવી છો, અને તમારા શરીરની સાચવણી અને ઉન્નતિ માટે તમારે શું શું ખાવું પીવું જોઇએ તેની તમને પૂરેપુરી ખબર ન જ હોય.

મને ખબર છે કે તમને ગળી ચીજો બહુ ભાવે છે, ઘરમાં જમતી વખતે તમે દરરોજ કંઇક મીઠું મીઠું ખાવાની માંગણી તમારી માતા પાસે કરો છો અને તમને ગળી વસ્તુ ખાવા ન મળે તો કંકાસ કરો છો. વળી તમને તીખું તમતમતું અને ખાટું, ચટાકેદાર ખાવાનું પણ બહુ ગમે છે તમારા બાપાજી કે મા તમને નિશાળે ખાવાનું ખાવા માટે પૈસો આપે તેનું તમે શું લઇને ખાઓ છો તેની મને ખબર છે. લાલાનું બનાવેલું કોકમ કે આમલીની ચટણી વાળુ ભેળ તમને બહુ ભાવે છે. તે ઉપરાંત દહિં અથવા આમલીના પાણીમાં બોળેલી પુરી પકોડી પણ બહુજ ભાવે છે. ગાઠીઆ એમાં તમે બનતા સુધી પેપરમીંટની ગોળીઓ, ચોકલેટ અથવા મીઠાઇ લઇને નિશાળે ખાઓ છો. મારે કબુલ કરવું જોઇએ કે હું નાનો હતો ત્યારે મને પણ તમારી માફક જ આવી વસ્તુઓ ખાવાની બહુ ઇચ્છા થતી હતી પરંતુ મને સારા નસિબે નિશાળે લઇ જવા માટે ખાવાનું બનતા સુધી ઘરેથીજ મળતું હતું તેથી લાલાની પકોડી ખાવાનો લાગ મને બહુ મળતો નહિ.

તમારી નિશાળ પાસે વેચાતી ખાવાની વસ્તુઓ તો તમારે માટે બહુ ભયંકર અને ઝેર સમાન છે એમ જો હું તમને કહું તો તમે તે વાત એકદમ માનવાને તૈયાર નહિ થાઓ. પરંતુ હું જે કહું છું તે વાત તદ્દન સાચી છે અને અનુભવ અને અખતરાથી સાબિત થયેલી છે તે ધ્યાનમાં રાખશો.

નિશાળની બહાર વેચાતી વસ્તુઓ તદ્દન સસ્તા અને ઘણી વખત બગડેલા કે સડેલા પદાર્થોમાંથી બનાવેલી હોય છે અને તેમના ઉપર મરી મસાલો અને ચટણી વિગેરે લગાવી સ્વાદવાળી બનાવેલી હોય છે તેથી તે તમને સારી લાગે છે. આ વસ્તુઓ પર કેટલી માખીઓ બેઠેલી હોય છે તે તો તમે જોઇ હશે. વળી આ વસ્તુઓ કાંઇ દરરોજની તાજી બનાવેલી નથી હોતી એ ઘણી વખત વાસી અને બગડી ગયેલી પણ

હોય છે. આવી વસ્તુઓ ખાવાથી શરીરને નુકશાન થાય છે. તમારી તંદુરસ્તી બગડે છે અને તમારૂં શરીર ધીમે ધીમે સુકું અને તાકાત વગરનું બની જાય છે. જે માખીઓ રસ્તાની ગટરોના કચરા અને મેલાં ઉપર બેઠેલી હોય છે તે નિશાળ પાસે વેચાતી ખાવાની વસ્તુઓ ઉપર બેસે છે અને તમારી ખાવાની વસ્તુઓને બગાડે છે અને બિમારી ઉત્પન્ન કરે તેવાં જંતુઓ તેમાં મુકે છે. રસ્તા ઉપર ઉડતી બારીક ધૂળ પણ તમારા ખાવાની વસ્તુઓમાં પડે છે આટલા માટે તમારે કોઇ દીવસ નિશાળ પાસે વેચાતી વસ્તુઓ ખાવી નહિ. તમે એક બે પૈસા ખરચી જે ચીજો નિશાળ પાસે વેચાતી લઇને ખાઓ છો તેનાં કરતાં સારી વસ્તુ તમને તમારા માબાપ ઘરેથી બનાવીને આપી શકે છે અને તેનો ખર્ચ તેથી પણ ઓછો આવે છે. તમારા માબાપ કદાચ ગમે તે કારણથી તમને ઘરેથી ખાવાનું નહિ આપતા પૈસો બે પૈસા વાપરવા આપે તો તમારે તે લેવા નહિ અને માબાપને કહેવું કે અમને ઘરે બનાવેલું ખાવાનું આપો. આવું ઘરનું બનાવેલું ખાવાનું તમને જરા વધુ પ્રમાણમાં મળશે અને તે તમને જરા પણ નુકશાન નહિ કરે.

તમારે માટે કયો ખોરાક ફાયદાકારક અને કયો નુકશાનકર્તા છે તે હું હવે તમને બતાવીશ.

તમે ગામડાનો ખેડુત જોયો છે? તે કેવો મજબુત, લાલચોળ અને ધીંગો દેખાય છે! વળી તમે શહેરમાં ગાડી ઘોડા કે મોટરમાં ફરતા શેઠીઆ લોકો અને સાહેબ જેવા દેખાતા બીજા કેટલાક માણસો પણ જોયા હશે. આ માણસો સાધારણ રીતે દુબળા પાતળા અને માંદા જેવા દેખાય છે. ગામડાના ગરીબ લોકોના શરીરમાં અને શહેરના પૈસાદાર લોકોના શરીરમાં આટલો બધો ફેર. શાથી હશે તેનો તમે કદાપિ વિચાર કર્યો છે? આ બાબતનો જરા વિચાર કરશો તો તમને માલુમ પડશે કે માણસની તંદુરસ્તીનો આધાર તેના ખોરાક પર છે. ખેડુતના છોકરાને દરરોજ સારૂં સારૂં ખાવાનું મળતું નથી. તેને બહુ તો રોટલો અને છાશ, દુધ અને શાક મળે છે. તેની થાળીમાં દરરોજ પાપડ, અથાણું, ચટણી, રાયતું વિગેરે વસ્તુઓ પીરસાતી નથી તે હમેશા સાદી અને થોડા મસાલાવાળી વસ્તુઓ ખાય છે અને તેથી તેનું શરીર સારૂં રહે છે. જે બાળકો દરરોજ ગળી વસ્તુઓ ખાય છે તેમનું શરીર ખરાબ થઇ જાય છે તેમને ઝાડાનો રોગ થાય છે, તેમના પેટમાં કરમ પડે છે અને તેમની ચામડી ઉપર ફોલ્લાં વિગેરે થાય છે. જે બાળકો અતિશય મરચાં, આમલી અને બીજા ગરમ મસાલાવાળી વસ્તુઓ બહુ ખાય છે તેમને પણ ઝાડા થઇ આવે છે અને ખાંસી થાય છે.

બાળકો, તમારે યાદ રાખવું કે જે છોકરો દરરોજ સારૂં સારૂં વેચાતું લઇને ખાય છે તેને હમેશાં સારૂં જ ખાવાની ટેવ પડી જાય છે. તેને સાદો ખોરાક ગમતો નથી અને ઘરમાં બનતી દરરોજની ખોરાકની વસ્તુઓ તેને ભાવતી નથી, દરરોજ

બજારમાંથી સ્વાદિષ્ટ વસ્તુઓ લઇને ખાવાનું મન તેને બહુ થાય છે અને જો પોતાની પાસે આવી ચીજો લેવાને પુરતા પૈસા ન હોય તો તે ઉધાર લઇને ખાય છે અથવા ચોરી કરી પૈસા મેળવે છે. જે બાળક નાનપણમાં ઉધાર પૈસા લઇ ખાવાનું ખાય અથવા ચોરી કરી ખાવાનું ખાય તે ભવિષ્યમાં બહુ લુચ્ચો અને ચોર માણુસ થાય છે.

આ લેખ પુરો કરતા અગાઉ એક બીજી ચેતવણી મારે તમને આપવી જોઇએ. આજકાલ શહેરોમાં અને ગામડામાં પણ ચ્હાની હોટેલો ઘણી થઇ ગઇ છે કેટલીક નીશાળોની પાસે પણ આવી હોટેલો હોય છે અને તેમાં જઇ ચ્હા, બીસ્કુટ અને ચેવડો ખાનારા છોકરાઓ મેં જોયા છે. હોટેલની અંદર જે વસ્તુઓ વેચાય છે તે ઘણી ખરી સારી હોતી નથી અને નુકશાનકારકજ હોય છે. વળી હોટેલોમાં અનેક જાતના સારા, ખરાબ માણુસો ચ્હા પીવા આવે છે અને બાળકોએ આવા માણુસોની પાસે બેસવું તે હાનિકારક છે આટલા માટે તમારે કોઇ દીવસ હોટલમાં જવું નહિ.

છેવટે નિશાળ પાસે વેચાતી કુલફી મલાઇ અને આઇસક્રીમ અને બરફના ગોળા માટે બે શબ્દ મારે તમને કહેવા જોઇએ. નાના બાળકોને સારી ખરાબ વસ્તુઓ પારખવાની શક્તિ નથી તે ખાવાનું વેચવાવાળા બધા ફેરીયાઓ જાણે છે તેથી તેઓ હમેશા બીજે ન ખપે તેવી વસ્તુઓ નિશાળ પાસે વેચે છે. નિશાળ પાસે વેચાતી કુલફી અને આઇસક્રીમ તદન ખરાબ અને મલાઇ વગરના ગંદા દુધની હોય છે. તેમને બનાવવામાં પુરતી સંભાળ રાખવામાં આવતી નથી અને આવી વસ્તુઓ ખાવાથી બાળકને ઝાડા અને તાવ પણ આવે છે. બરફના ગોળા ઉપર જે સાકરનું લાલ પીળું પાણી છાંટવામાં આવે છે તે ગંદુ અને શરીરને નુકશાનકર્તા હોય છે માટે તેવા ગોળા કદાપી તમારે ખાવા નહિ.

છેવટમાં યાદ રાખશો કે બચપણમાં તમારૂં મન અને શરીર જેટલા કુમળાં અને નાજુક છે તેનાથી વધારે નાજુક અને કુમળાં તમારી હોજરી અને આંતરડાં છે અને તેટલા માટે તમો જો નુકશાનકારક ખોરાક નિશાળે ખાઓ તો તમારૂં શરીર બગડશે, તમે મજબુત બની શકશો નહિ અને સારી રીતે જાણી શકશો પણ નહિ. એક કહેવત છે કે "પહેલું સુખ તે જાતે નર્યા" એટલે કે આ દુનિયામાં મનુષ્યને માટે મોટામાં મોટું સુખ તે તંદુરસ્ત શરીર છે જો શરીર તંદુસ્ત ન હોય તો બીજા બધા સુખ નકામા છે શરીર તંદુરસ્ત રાખવા માટે સાદો અને પુષ્ટિકારક ઘરે બનાવેલો ખોરાક છે અને બાળકોએ તેવોજ ખોરાક ખાવો જોઇએ.

છેવટમાં તમે કદાચ મને પૂછશો કે તમને નિશાળે ભુખ લાગે ત્યારે તમારે ખાવું શું ? તેનો જવાબ એ કે તમારા ઘરમાં બનાવેલી વસ્તુઓ નિશાળે લઇ જઇ તમારે બનતા સુધી ખાવી અને તેમ કોઇ વખત ન જ બને તો, તમારે શેકેલા ચણા, મમરા સુકો મેવો, અને તાજા પાકેલા ફળ ખાવાં, આ વસ્તુઓ રીતસર ખાવાથી નુકશાન નથી કરતી. પરંતુ યાદ રાખશો કે કાચા ફળ અને વધારે પ્રમાણમાં જમરૂખ, સીતાફળ અને બોર તમને બહુ નુકશાન કરશે.

---

# આલા ખાચર

આલા ખાચર રાજા હતા. આલા ખાચર દેવ જેવા હતા. ન્યાય તો એનોજ. આલા ખાચરના રાજ્યમાં કોઇ બન્ધ બારણે ન સૂવે. આલા ખાચરમાં રાજ્યમાં કોઇ અધડકે ન સૂવે. આલા ખાચર જેવો રાજા એના રાજ્યમાં બીક કોની ?

આલા ખાચરમાં ખરી રાજવટે હતી ને દેવવટેય હતી દુશ્મનોના દેન નહિ કે એના રાજ્યમાં રંજાડ કરે.

એક વાર આલા ખાચરના દરબારમાં ફરિયાદ આવી કે એક ખેડુતનું દંતાળું કોક ચોરી ગયું છે. આલા ખાચરનો ક્રોધ ક્યાંઇ માય નહિ. "હેં, શું મારા રાજ્યમાંથી દંતાળુ ચોરાય ? ચોર પકડાય તો જાનથી મારી નાખું."

તપાસ કરતાં ચોર પકડાયો અને તે આલા ખાચરના મામાજ હતા. બધાને વિચાર થઇ પડયો કે હવે એના મામાને કાંઇ થોડીક સજા કરે. હવે ન્યાય નહિ મળે. પણ આલા ખાચરને તો ન્યાય કરવો હતો. એના મામાયેજ દંતાળું ચોર્યું એટલો તો એ વધારે કડક થયા. અને એ દંતાળાથીજ મામાને મારી નાખ્યા. ત્યારથી તો એના રાજ્યમાં કોઇના નહિ કે રાતી પાઇ પણ ચોરાય.

૨

એક વાર આલા ખાચર દેવપૂજા કરવા બેઠેલા. અને એકાએક રાજમ્હેલ સળગ્યો. બધાં દોડયા ને કહે, "બાપુ, ઉઠો, ઉઠો, રાજમ્હેલમાં આગ લાગી છે. તમે બ્હાર નીકળી જાઓ." પણ બાપુ કહે "ના, હું તો પૂજામાં બેઠો છું. હવે મારાથી ઉઠાયજ નહિ." રાજમ્હેલ સળગે છે. આલા ખાચર અંદર બેઠા છે; પણ પ્રભુને કરવું છેને તે દેવપૂજાના ઓરડાને ઉની આંચે ન આવી.

વળી એકવાર આલા ખાચર દેવપૂજામાં બેઠેલા. મોટો જાજરમાન સાપ નીકળ્યો ને બધાયે એમને ઉઠી જવા વિનવ્યા. પણ એ કાંઇ ઉઠે ? એ તો અડગ બેસીજ રહ્યા. સાપ એના ગોઠણ ઉપરથી ચાલ્યો ગયો. એમને કાંઇ ન થયું. અને ત્યારથી તો એ દેવજ મનાવા લાગ્યા. અને એના નામની માનતાઓ પણ માણસો કરવા લાગ્યા.

૩

એકવાર આલા ખાચર ઘોડેસ્વાર થઇ ફરવા નીકળેલા. માર્ગે એક ખેતરમાં ઘોડાપુર મોલ ઉભો હતો આલા ખાચરે ઉભા મોલમાં ઘોડો નાખ્યો. પણ ત્યાં તો ખેતરની માલીકણ બાઇએ એમને જોયાને માંડી ગાળ્યુની તરમઝુટ વરસાવવા. "કોણે ઇ ઉભા મોલમાં ઘોડો નાખ્યો ? આ મોલનો કચરઘાણ વળી જાય છે. ભાળતો નથી આંધળો' છો ?" ,આલા ખાચર ગાળો સાંભળે છે ને હસે છે. બાઇની પાસે જઇને કહે, "બાઇ ગાળો શું કામ દેછ ? તારૂં થાય તે નુકશાન લેજે."

બાઇ—"જો આવ્યો છે ભિચારો નુકશાન આપવા વાળો. મારા મોલમાં ઘોડો નાખ્યોજ શું કામ? આ કાંઇ પોપાબાઇનું રાજ નથી. આ તો છે ખાચર આલાનું. ખરી હોઉં તો તને ત્યાં ભેખડાવું ત્યારે ખરી. ઘણી ખમ્માં આલા ખાચરને. ઘણી ખમ્માં ઓલી મેડીયુ વાળાને ( રાજમ્હેલ તરફ આંગળી ચીંધી ) કે એના રાજ્યમાં અમે સખે રોટલો ખાઇએ છીએ. તારા જેવા તો છપ્પનશે આવ્યાને છપ્પનશે ગયા." બાઇ તો ઘોડેસ્વાર આલા ખાચરને ગાળ્યુ દેતી જાય ને રાજમ્હેલના આલા ખાચરને વેણે વેણે ખમ્મા કહેતી જાય.

આલો ખાચર-"પણ બાઇ તું ઇ મેડી વાળાને ઓળખે છે?"

બાઇ—"ઓળખીયે નહિ એટલે કાંઇ ફરીય દ ન સાંભળે ? એ તો રાજા માણસ કહેવાય એને અમે કયાંથી ઓળખીયે?"

"રાજા ઉપરના બાઇના ભાવથી આલા ખાચર મનમા ખુશી થઇ ગયા બાઇ બડબડતી રહીને આલા ખાચર ઘેર આવ્યા.

બીજે દિવસે દરબાર ભરાયો. આલા ખાચરે હજુરીઆને કહ્યું કે "ફલાણા ખેતરની માલીકણ બાઇને બોલાવી લાવો."

સીપાઇ બોલાવવા ગયો બાઇને તો આલા ખાચરનું તેડું છે એમ સાંભળી ફાળ પડી. આલાખાચર બોલાવે ત્યારે કાંતો ચાલ કરી દે ને કાંતો ન્ચાલ કરી દેને કાં તો મોત ઉભું થાય. બાઇ તો થર થર ધ્રૂજતી દરબારમાં આવી વચ્ચોવચ ગાદી તકીઆ ઉપર બેઠેલાને એણે તરત ઓળખ્યો. એજ કાલનો ઘોડેસ્વાર જેને પોતે ઘણી ગાળો દીધી હતી. એજ રાજા હતો.

બાઇને તો થયું કે હવે આવી બન્યું. આલાખાચરનેજ ગાળો દીધી. હવે એ કાંઇ જીવતી જવા દે.

બાઇ તો થરથર ધ્રૂજતી, આલા ખાચર પાસે જઇને ચોધાર આંસુ વરસાવતી ખોળો પાથરતી .બોલી, બાપુ મેં કાંઇ તમને ઓળખ્યા નહોતા. એકવાર માફ કરો. મોલ ભાંગ્યો તો ભલે ભાંગ્યો તમારોજ હતોને.

આલા ખાચર—"બાઇ, તું શેમા તેં ગાળો દીધી તેમાં તારો વાંક નથી. તેં કાંઇ મને ઓળખ્યો નહતો. અને તારૂં નુકશાન કર્યું તે ગાળ્યુ દેજ ને. હું તો તારા ઉપર ખુશી થઇ ગયો છું. મેડીવાળાને તું ખમ્મા ખમ્મા કરતી હતી ને મેડીવાળો હુંજ છું. એલા-કયાં ગયો ખજાનચી આ બાઇને એક હજાર રૂપિયા આપો ને આજથી એની જેટલી જમીન હોય એના કર વેરા માફ કરો."

૪

એકવાર દરબારી રસોડે કોઇ ગરીબ મહેમાન આવ્યો. જમતા વખતે અથાણું માગ્યું. રસોયો કહે, "એવા સવાદીયા હોઇએ તો અથાણું ગાંઠે બાંધીને નીકળીયેને!"

આલા ખાચરને ખબર પડી. તે કહે, "મારા મ્હેમાનનું આવું અપમાન! હું કોઇને ત્યાં મ્હેમાન થાઉં છું ત્યારે અથા-

હારે બાંધી નથી જતો. બસ મારે એ રસોયોજ ન જોઇએ."

આલા ખાચર બે ચાર દિવસે રસોડે જાય ને રોટલા જુએ. રોટલા નાના કરે ને શરમાળ મેમાન હોય તો ભૂખ્યો રહેજે. એટલે અધવાલીનો એક એક રોટલો ભાળે તો રસોયાને તરત રજા મળે.

આલા ખાચર વિનોદી પણ હતા. એકવાર એ હજામત કરાવતા હતા. હજામની ગફલતની જરા સજાયો વાગી ગયો.

આલા ખાચર—"બાપુ, મારાથી તરવારના ઝાટકા સહન થાય પણ આ તારો સજાયાનો માર ન સહન થાય."

ગિજુભાઇ

## "માયાળુ કૃત્ય"

રશિયાના મહાન્ તત્વવેત્તા કાઉન્ટ ટોલસ્ટૉયને એક દીકરી હતી. તે નાની હતી.

એક દિવસે તેણી ઘરના આંગણામાં ખેડુતના છોકરાંઓ સાથે રમતી હતી. આખરે રમતા રમતા તેઓ તકરાર કરવા લાગ્યાં અને છોકરાંમાંથી એકે તેણીને હાથ પર ઇજા કરી.

તે છોકરી તરત રડતી રડતી ઘરમાં ગઇ અને કહેવા લાગી કે "મને મારનારને હું ચાબુક વતી શિક્ષા કરીશ!"

ટૉલસ્ટોયે તરત તેને પાસે બોલાવીને વ્હાલથી કહ્યું "નાની દીકરી" તેને મારવાથી શું તને કંઇ સારૂં થશે? ઉલ્ટુ તારી ઇજામાં વધારો થશે. તેથી તો. તે ગુસ્સે થયો હતો તેથી તને તેણે ઇજા કરી. તેણે તને ફકત એક મિનિટ ધિક્કારી. હું જો તેને શિક્ષા કરૂં તો તે મને પણ ધીક્કારશે. કદાચ આપણને તે વધારે વ્હાએ એમ આપણે કેમ ન કરી શકીએ? જા, તું પેલા સરબતમાંથી એક પ્યાલું ભરીને તેને આપ."

વ્હાલાં બાળકો, તમે ધારી શકશો કે જ્યારે તે છોકરીએ મીઠા અમૃત જેવા સરબતનું એક પ્યાલું ભરીને તે ગુસ્સે થએલા છોકરાને આપ્યું ત્યારે બેઉ વચ્ચે કેવી લાગણી થઇ હશે?

મહીપતરામ એમ. ભટ્ટ

# સવારની સુખડી

ટીન........ટીન........ટીન........ટીન........ટીન........ટીન........

ઓહો હો ! છ તો વાગ્યા. ચાલો ઊઠો.

બા, દાતણ આપ તો. હવે....?

બ્હેન, નાવાનું પાણી કાઢી આપશો કે ?

બ્હેન તો કંઇ જણાતાં ય નથી. ઠીક; લ્યો આજે હું જ પાણી લઇ લઉં.

અરે ! કપડાં લાવવાનાં તો રહી ગયાં ! બા, ઓ બા, આજે ભૂલી ગયો છું, તમે જરા ટુવાલને ધોતીયું નહિ આપી જાઓ ?

એ નંદુ, એ રમુ, ઊઠો ઊઠો. હજુ શું ઉંઘ્યા કરો છો ! ખબર નથી–હું નાહી ધોઇ સેવાપૂજા માટે તૈયાર પણ થઇ ગયોને ?

" મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહં વંદે પરમાનંદ માધવમ્ ॥ "

ચાલો, ઉઠયા કે ? અલ્યા ઊઠો....નંદુ, તું બાગમાંથી થોડાં ફુલ લઇ આવ લે, ને રમુ, તું પેલાં કેળાં ને નારંગી કાઢ તો.

મંદિર તો ચોકખું કરી દીધું. હવે ધૂપ કરીએ ને પેલી અગરબત્તી સળગાવીએ. આહા હા ! કેવી સુંદર સુવાસ ! ! મંદિર તો કેવું મઘમઘે છે ! ! !.

ચાલો ઠાકોરજી, ઊઠજો હાં કે. એ ઘંટનાદ થાય છેઃ ટીનીની–ટીન....ટીનીની–ટીન....ટીનીની–ટીન....એક, બે ને ત્રણ વાર થઇ ગયા.

નાહી લો, નાહી લો....એ ઠાકોરજી નાહી રહ્યા; ને આ કપડાં પણ પહેરી લેવાનાં.

ઠાકોરજી, ડાહ્યા થઇને રહેજો હોં ! આ માળા ને મણકા, ને મુગટ બધું પહેરાવું છું; ને પછી વળી પેલા નંદુની કરેલી ફુલની માળા ને તુળશી પણ.

રમુ, કેળાં લાવી કે ? જા તો, દોડ દોડ, બ્હેન પાસે પેલો ડાબડો છે તેમાંથી થોડી ગોળપાપડી ને દળ ને એવું એવું કંઇ લઇ આવ.

જુઓ ઠાકોરજી, આ દળ; આ કેળાં; આ ગોળપાપડી ને આ નારંગી-બધું તમારે માટે છે તે ખાજો હાં. બધું ખાશો કે ? ના, ના, ભાઇ, એવું કરશો મા. અમે બધાં પાછા પરસાદમાં ન રહીએ નહિ રે ભાઈ !

ચાલો, ચાલો, ઠાકોરજી જમી રહ્યાં. અલ્યા નંદુ, રમુ, લ્યો તો આ પરસાદ જરા બાજુએ મૂકો, ને આરતીની તૈયારી કરો.

એ દિવેટ લાવ, દિવટ; અને પેલા મેજ પરથી દિવાસળી ન ભૂલતા.

મધુ, ઉઠ, જલદી કરને, બેસી શું રહી છે ? વગાડ ઘંટડી.

આરતી સળગી ને ઘંટડી પણ વાગીઃ ટીનીનીની....ટીનીનીની....ટીનીનીની....ટીન....ટીન....ટીન....ટીન. અલ્યા નંદુ, ગા, ગા તો ખરોઃ

" અચ્યુતમ્ કેશવમ્ રામનારાયણમ્
કૃષ્ણ દામોદરમ્ વાસુદેવમ્ ભજેત્
શ્રીધરમ્ માધવમ્ ગોપિકા વલ્લભમ્
શ્રી જાનકીનાયકમ્ રામકૃષ્ણં ભજે."
રામ....રામ....રામ રામ....રામ....રામ...." ટીનીનીની....ટીન

બસ, બસ, બસ. આરતી ઉતરી ગઇ. પગે લાગો. જે ઠાકોરજી મહારાજ ! જે !

હવે સુઇ જાઓ. ઠાકોરજી, સુઇ જાઓ. જો જો, ઉતાવળ નહિ કરતા. હું જ તમને સુવાડું છું. તમે જો ભૂલચૂકે બેસી જશો તો પાછા હતું. વળી તે સ્વભાવમાં ખરૂં ને ? ખબર છે કે પેલા નટવરીયાના ઠાકોરજી બેસી ને પૂછ્યું " અરીસા નથી તે ?

આ....લો ઠાકોરજી સુઈ ગયા.

હવે આવી જાએ. પરસાદની ઉજાણી સ્તો !

લે નંદુ લે; તને બાઉ જોઇએ છે કે ? ને રસુ, તને શું આપું ? ગોળપાપડી ? ઠીક લે. મને તો ભાઈ, નારંગી બહુ ભાવે. ઉડાવ, દોસ્ત, ઉડાવ.

અરે, પણ આજે ઠાકોરજીને પાણી પાવાનું તો રહી જ ગયું ! આપણે પણ આજે પાણી વિના જ ચલવી લેવું જોઇએ.

એ હવે ઉપડો બા પાસે.

કેમ બા, શું કરો છો ? સેવા કરો છો કે ? હું ફુલ લાવું ? આ નંદુ-રસુ પણ આવ્યા છે. એમને માળા કરતા સરસ આવડે છે, નહિ ?

હં ને બા, ત્યારે અમે બેસીએ કે ? તને ખબર છે ને કે તારા ઠાકોરજીના પેલા ત્રણ મિત્રો આવેલા છે ?

દૂધ ને પૂરી ને અંજીર-બદામ મળ્યાં આજ તો. આપણને તો મોજ છે ભાઇ. લ્યો બા, જઇએ છીએ હોં ! કાલે કયારે ? અત્યારે જ ને ?

વાહ ! ઠાકોરજી વાહ ! ! તમે તો બહુ ભલા છો હોં. રોજ એવા ભલા થઈ પરસાદ આપતા રહેજો.

એ તો આપણા બેઉની સવારની સુખડી !

વલ્લભદાસ અક્કડ

નાહી લો, નાહી લો....એ ઠાકોરજી નાહી રહ્યા; ને આ કપડાં પણ પહેરી દેવાનાં.

ઠાકોરજી, ડાહ્યા થઈને રહેજો હોં ! આ માળા ને મણકા ને મુગટ બધું પહેરાવું છું; ને પછી વળી પેલા નંદુની કરેલી ફુલની માળા ને તુળશી પણ.

૫

શ્વેતબાલા પરીઓના ઝુંપડાંમાં સુખેથી દિવસ પસાર કરતી હતી. થોડા વખત પછી એક દિવસ શ્વેતબાલા બાગમાં ફરતી હતી તેવામાં રાણીની એક દાસી જંગલમાંથી જતી હતી. તેણે મને જોઇ, અને ઓળખી. તે જ્યારે ઘેર ગઇ, ત્યારે રાણીને કહ્યું કે " શ્વેતબાલા આ જંગલમાં એક ઝુંપડાંમાં રહે છે. " જ્યારે રાણીએ સાંભળ્યું કે શ્વેતબાલા મરી નથી ગઇ. ત્યારે તે ઘણીજ ગુસ્સે થઇ. તેણે અરીસાને પુછી જોયું કે " સહુથી સુંદર કોણ છે ? " " અરીસાએ કહ્યું કે શ્વેતબાલા. " આથી રાણીએ એક સફરજન લીધું. તેના એક ભાગમાં કાણું પાડયું તે કાણાંમાં કાંઈ દવાનો ભુકો મૂકયો. પછી તેણે જુનાં કપડાં પહેર્યાં. અને તે ઝુંપડી તરફ ગઇ. તેણે ત્યાં જઈ બૂમ પાડી " અહીંયાં કોઇ છે કે ? " શ્વેતબાલાએ બારણું ઉઘાડયું. અને બ્હાર આવી. રાણીએ કહ્યું " જુઓ હું કેટલાંક સુંદર સફરજન લાવી છું. તેમાંનું એક ખાઓ. " શ્વેતબાલાએ એક લીધું અને પૂછયું. " તે મીઠું છે ? " રાણીએ કહ્યું " જુઓ હું સફરજનની એક બાજુ ખાઇશ ત્હમે બીજી બાજુ ખાઓ. અને પછી ત્હમેજ જાણશો કે તે કેટલું મીઠું છે. " પછી રાણીએ જે બાજુ દવાનો ભુકો મૂકયો હતો. તેની બીજી બાજુનું ખાધું. એટલે શ્વેતબાલાએ બીજા ભાગમાંથી થોડું ખાધું, કે એકદમ નીચે પડી ગઇ. અને મરણ પામી. દુષ્ટ રાણી પોતાને ઘેર ગઇ. પોતાના ઓરડામાં જઇ તેણે જાદુઇ અરીસાને પૂછયું. " અરીસા તું બોલ. સહુથી સુંદર કોણ છે ? " અરીસાએ જવાબ આપ્યો રાણી તું સહુથી સુંદર છે. " રાણીને હવે ખાત્રી થઇ કે શ્વેતબાલા મરણ પામી છે.

૬

જ્યારે પરીઓ ઝુંપડીમાં આવી, ત્યારે શ્વેતબાલાને મરણ પામેલી જોઇ. સાતે પરીઓને બહુ દુઃખ થયું. ને રડવા લાગી. પછી તેઓએ નકકી કર્યું કે આપણે આ શ્વેતબાલાના શરીરને એક સુંદર કાચની પેટીમાં મૂકીને પેલી ઉંચી ટેકરી ઉપર મૂકીએ. કે દરેક જણ એને જોઇને એની સુંદરતાને નિહાળી શકે. બરફવાળા ડુંગરા ઉપર બરફ જેવી શ્વેતબાલા ઘણી સુંદર લાગશે. આથી તેને એક પેટીમાં મૂકી અને તે પેટી ટેકરી ઉપર લઇ ગઇ. અને છ પરીઓને કહેવા લાગી. કે હવે દરેક જણ તેની તરફ જશે અને જોશે કે તે કેટલી સુંદર હતી. પછી સાતે પરીઓએ પેટી ઉપર ધોળાં ફૂલ મૂકયાં. અને ઝુંપડી તરફ જતી હતી. એટલામાં એક રાજકુમાર ત્યાં થઈને જતો હતો. અને પેટીની અંદર શ્વેતબાલાને જોઇ, અને બોલ્યો. તે અત્યંત સુંદર છે. તેને અહીં મુકવી જોઇએ નહિ. મ્હારા બગીચાના હોલમાં તે વધારે સુંદર દેખાશે તે હોલ સંગેમરમરનો બનેલો છે, આપણે તે પેટીને હોલમાં લઇ જઈએ. પરીઓએ તે વાત કબુલ રાખી. રાજકુમારે તેના નોકરોને પેટી ઉઠાવવા કહ્યું. તેઓએ પેટી લીધી એટ-

લામાં જ એક નોકરને ઠેસ વાગવાથી પડી ગયો, પેટી પણ પડી. તેની સાથે શ્વેતબાલા પણ પડી ગઇ, અને તેનાં મ્હોંમાંથી સફરજનનો ટુકડો પડી ગયો. તે એકદમ જાગી બેઠી થઇ. અને પૂછયું. "હું કયાં છું ?" (રાજકુમાર તો ઘણો અજાયબ થયો) અને બોલ્યો. "તું મારી સાથે છે. મેં કદી ત્હારા જેવી સૌંદર્યવાન કુંવરી જોઇ નથી. તું મારી સાથે આવ અને મારી રાણી બન" પછી શ્વેતબાલાએ રાજકુમાર સાથે લગ્ન કર્યું ને તે હંમેશને માટે સુખી થઇ.

૭

સાત પરીઓ કોઇ કોઇ વાર તેને મળવા જતી. ને તેને સુખી થયેલી જોઈ આનંદ પામતી. દુષ્ટ રાણીને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે એટલી બધી ગુસ્સે થઇ કે તે બેભાન થઇ ગઇ અને આખરે તે મરણ પામી.

**સૌ. ઇરાવતી દીવેટીઆ**

---

(ઇંગ્રેજી ઉપરથી)



## ભરવાડણો

નાનું એવું ગામ છે,
ગામની પાસે શહેર છે,
શહેરમાં મોટા કંદોઇ છે,
જબરી એની દુકાન છે.

ગાંઠીઆ ને પેંડા કરે,
મેશુબ ને હલવો કરે,
જલેબી ને સારા કરે,
દૂધનો દૂધપાક કરે,
શિખંડ ને બાસુંદી કરે.

દૂધનો એને ઘણો ખપ;
દૂધના મોટા હાંડા રાખે.

પુનીબાઇ ને મેઘાબાઇ,
જનાબાઇ ને જીુઠીબાઇ,
સોઢી ને સાજણ,
સાત આઠ ભેગી થાય;
મોટું એક ટોળું જાય.

માથે બે હાંડા
ને
હાંડા ઉપર બોઘડું,
એક હાથમાં તાંબડી
ને
એક હાથમાં કામળી.

દૂધ બધું ઢાંક્યું છે,
છલ્લો છલ ભર્યું છે,
ધીમે ધીમે જાય છે,
મોં સૂઝણું થાય છે.

જાત જાતની વાતો કરેઃ

ઘર ને પરઘરની,
સાસુ ને નણંદની,
ઢોર ને દુઝાણાની,
લુગડાં ને લત્તાની,
વિવાહ ને વાજમની.
તરેહ તરેહની વાતો થાય;
રસ્તો એનો ખૂટતો જાય.

માલાભાઇ દૂધ લ્યો,
સુખાભાઇ દૂધ લ્યો,
મેચરભાઇએ દૂધ લીધું,
વીરચંદભાઇએ દૂધ લીધું.

*   *   *

તાવડો ચૂલે મૂકયો છે,
હેઠે મોટો ભડકો છે.
હાથમાં બે તાવેથા લઇ,
ભરવાડણ માવો કાઢે છે.

ખૂબ ખૂબ હલાવ્યું,
ઘણીવાર હલાવ્યું.
આડું અવળું હલાવી,
પાતળું દૂધ જાડું કર્યું.

જાડું થઇને ઠરી ગયું.
એનો મોટો ગોળો કર્યો;
દૂધ મટીને માવો થયો.

ભરવાડણ બધી ચાલી નીકળી,
ગાંઠે પૈસા બાંધી લીધા,
ખાલી વાસણ લઇ લીધાં.

સવારે રોજ જાય છે,
સાંજે પાછી આવે છે,
કામ એવું કરે છે,
સુખમાં દિવસ કાઢે છે.

**હેમુભાઇ**

 

હતા. પહેલાં અમને રણછોડજીભાઇ કુંડ જોવા લઇ ગયા. ત્યાં અમે મોટી મોટી માછલી જોઇ. ને ત્યાંથી ઉપર પાણી જોવા ગયાં. ત્યાંથી અમે ઝુલતા પૂલ ઉપર ગયાં. ત્યાં અમે ખૂબ ઠૂંઠકા માર્યા અને ખૂબ નાચ્યાં. અને ખૂબ હીંચકા ખાધા.

નાચતાં નાચતાં સુમતીબેનના કાનમાંથી સાચાં મોતીની નખલી ઝુલતા પૂલના પાટિયા ઉપર પડી ગઇ. પુલનો પાટિયા ઉપરથી પાણીમાં પડતી હતી ત્યાં સુરજબેને ઉપાડી લીધી. તોપણ સુમતીબેનને ખબરજ ન હતી થોડીવાર પછી બાબીએ સુમતીબેનને કીધું કે તમારા કાનમાનું સુરજબેને લીધું છે પછી સુમતીબેને સુરજબેન પાસે માગ્યું. પછી સુરજ બેને નખલી દીધી. ને કીધું કે હવે કોઇ દિ ખેરતા નહિ.

પછી અમે બધા જમવાનો વખત થયો એટલે જતાં હતાં. એમાંથી અમે છ જણ વાતમાં ને વાતમાં ખૂબ પાછળ રહી ગયાં. જતા જતા અમને ગિજુભાઈ બોલાવવા આવતા હતા.

ગિજુભાઇએ અમને ગામડીઆ ભાષામાં પૂછ્યું કે "તમે હંધા કયાં જાવ છો? તમે કયાં ભણોસો?" પછી અમે જવાબ દિધો કે "એ....પલોટ સે ને ત્યાં બાળમંદર કે સે ને ત્યાં." ત્યારે ગિજુભાઈ કહે કે, "ત્યારે ત્યાં ભણાવે સે." ત્યારે મેં કીધું કે "ના." ત્યારે ગિજુભાઇ કે કે ત્યારે તમને શી રીતે આવડે?

ત્યારે મેં કીધું કે ઈ તો ઇમના ઇમ. પછી ગિજુભાઇ કે કે ઠીક હવે આપણે મંગળવારે બાલમંદિરમાં નાટક કરશું. ત્યારે અમે કીધું કે ઠીક પછી ગિજુભાઇ કે કે હાલો હવે ખાવા. પછા અમે ખાવા ગ્યા. ખાઇને અમે ઘેર ગ્યા.

## કનુનો ગુલાબ

બા એ બા જોતો ખરી.

આ મારા ગુલાબની ડાળી પવન તોડી નાખે છે એને ના તો કહે?

બા–હું તો આ કહું પવન બંધ થા, પણ કયાં બંધ થાય છે.

કનુ કહે "પવન બંધ થા, નહિ તો મારા બાપુને કહી દઈશ."

કનુ બાપુને કહેવા ગયો.

કનુ–"કહે જુવો તો ખરા, આ મારા ગુલાબની ડાળી પવન તોડી નાખે છે. એને તમે ના કહો."

બાપું કહે "હું ના કહીશ પણ પવન બંધ નહિ થાય."

કનુ–ત્યારે શું કરૂં!

પછી કનુના બાપુ કહે"તારા ગુલાબને ઢાંકી દે.પછી કાંઇ પવન ડાળી તોડી નાખશે."

કનુએ ગુલાબ ઢાંકી દીધો.

તારાબેન–સુશીલા

# પ્રિય વાચક ભાઈબ્હેનો,

. આજ ચાર વર્ષથી ‘ ગુણસુંદરી ’ દ્વારા વર્ષમાં એકવાર તમને મળવાનો લાભ લીધો છે. અમારી આવડત ને શક્તિ પ્રમાણે આપની યત્કિંચિત સેવા કરવા ભાગ્યશાળી થયાં હતાં. પણ આજે વધારે ભાગ્યની વાત કે આપની પાસેથી સેવાની માગણી કરવાની તક અમને મળે છે. સ્નેહ સંબંધ તો આમજ વધેને !

આ સાથેની યોજના વાંચશો. યોજનાની યોગ્યાયોગ્યતા કે જરૂર ન જરૂર વિષે કાંઇ લખવાની હું જરૂર જોતી નથી. યોજના પોતેજ આપની આગળ ધરૂં છું. આપનો રોજનો થોડોએક વખત આપની પાસે માગી લઉં છું. થોડીએક લાગણી માગું છું.

આપણા બધાની આસપાસ અભણવર્ગ તો પડેલો જ છે. તેને ગોતવા બહુ દૂર જવાની જરૂર પડે તેમ નથી. આપ ઘરમાંથી શરૂ કરી આસપાસનું મોટું એવું વર્તુળનું અંધારૂં દૂર કરી પ્રકાશિત કરશો. અંધાપો મટાડીને દેખતું કરશો.

નીચેનો 'ફોર્મ' ભરી મોકલશો.

એ નાની માગણી પાછી તો ના જ ઠેલશો એવી આશા સાથે

દક્ષિણામૂર્તિ બાલમંદિર,
ભાવગનર.

તમારી તારાબેન

---

## અક્ષરજ્ઞાનની યોજના

### એક વિજ્ઞપ્તિ

પ્રિય વાચક,

અમે આપની પાસે એક યોજના રજુ કરીએ છીએ. એ યોજના નિરક્ષરોને અક્ષરજ્ઞાન આપવાની છે.

આપણા હતભાગી દેશમાં આપણી આસપાસ કરોડો નરનારીએ વાંચી શકતાં નથી, નિરક્ષર છે, છતી આંખે આંધળાં છે. આંખનો અંધાપો દુઃખદ છે પરંતુ તેથીયે દુઃખદ મનનો અંધાપો છે. આંખ વિનાનો માણસ પરાધીન અજ્ઞાની છે.

આપણે ક્યાં જાણતાં નથી કે આપણું બધું દુઃખ આપણા અજ્ઞાનમાંથી જન્મેલું છે ?

---

[ કાપીને ભરી મોકલવાનું ફારમ ]

તંત્રવાહકો,

અક્ષરજ્ઞાન યોજના,
શ્રીદક્ષિણામૂર્તિ ભવન,
ભાવનગર.

આપની યોજના વાંચી હું તે યોજનામાં પ્રેમપૂર્વક જોડાઉં છું. મારૂં નામ નોંધી લેશો. મને અક્ષરજ્ઞાન આપવાની વિસ્તૃત યોજના મોકલી આપશો એટલે મારૂં કામ શરૂ કરી દઇશ મારા કામનો ટુંક અહેવાલ દર પખવાડીએ આપીશ

[ પાછળ જુઓ

આપણા કુરિવાજો, આપણી કુરૂઢિઓ, આપણું અનારોગ્ય અને ગંદકી, આપણી ગુલામી ને અપમાન બધું અજ્ઞાનને લીધે છે. આંખ ઉઘડે તો જ માણસ જાગે !

આ બધું જાણીએ છીએ છતાં આપણા ઘરમાં જ નિરક્ષરતા છે ત્યાં સુધી આપણે ભણેલાં કેમ જ કહેવડાવીએ ? આપણી સેવા કરનાર આપણા નોકરચાકરો, આપણો ધોબી, આપણો દૂધવાળો બધા નિરક્ષર છે ત્યાં સુધી આપણે સુખેથી ચોપડી વાંચીને બૌદ્ધિક આનંદ કેમ જ લૂંટી શકીએ ? આપણા મીલમજુરો, આપણા ઢેઢભંગી, આપણા કોળીવાઘરી બધા અજ્ઞાનમાં કચરાઇ મરે છે ને આપણું હૈયું ન થડકે એ કેમ જ બને ? ને આપણા ખેડુતો ? પોતે ભૂખે મરીને આપણને ખવડાવનાર આપણી માતા સમાન આપણા ખેડુતો અજ્ઞાન રૂપી રોગથી મરણ પથારીએ છતાં આપણે સુખેથી કેમ જ સૂઇએ ?

નહિ જ; આપણે સુખેથી સૂઇ નહિ રહીએ. ભણેલાં તરીકે આપણી નિરક્ષરો તરફની ફરજ બજાવવા આપણે જાગીએ. જાગ્યા ત્યાંથી સવાર ગણીને ઝટ કામે લાગીએ.

અમારી યોજનાનું ટૂંકું સ્વરૂપ સાથે છે. વિગતવાર પત્રિકાઓ પછી આવશે આ યોજનામાં જોડાવા ઇચ્છનાર તુરત સાથેનું ફોર્મ ભરી મોકલી આભારી કરે.

આપનાં

શ્રીદક્ષિણામૂર્તિ ભવન ભાવનગર

નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ
ગિજુભાઇ બધેકા
તારાબેન મોડક
ગોપાળ ગ વિદ્વાંસ
હરભાઇ

# અક્ષરજ્ઞાનની યોજના

## ટૂંકી રૂપરેખા

**ઉદ્દેશ:** અભણ લોકોને વાંચતાં કરવાનો.

**સભાસદ:** કોઇ પણ સ્ત્રી યા પુરૂષ આ યોજનામાં જોડાઇ શકે—જે ભણેલ હોય, જે આ યોજના પ્રમાણે કામ કરવા તૈયાર હોય, જેને માણસનો પ્રેમ હોય.

**કાર્યની દિશા:** પોતાને ફુરસદ મળે ત્યારે એક અથવા એકથી વધારે માણસોને ઘરમાં, ચાલીમાં કે ગમે ત્યાં પોતાને જેટલો વખત ફુરસદ હોય તેટલો વખત અક્ષરજ્ઞાન આપવું.

**તૈયારી:** આ યોજનામાં કામ કરનારે ' અક્ષરજ્ઞાન કેમ આપવું " તે વિષયનો અભ્યાસ કરી લેવો.

**વ્યવસ્થા:** અભ્યાસ ઘેર બેઠાં થઇ શકશે. યોજનામાં જોડાનારને અભ્યાસક્રમ તથા શીખવવાની રીતિ ટપાલથી સૂચનાઓ સાથે મોકલાશે. વખતો વખત પત્રવ્યવહારથી કેમ શીખવવું વગેરે બાબતમાં ખબરો આપવામાં આવશે.

**શીખવ્યા પછી:** જેઓને અક્ષરજ્ઞાન મળી જાય તેમનું ભૂલાઇ ન જાય માટે તેમને માટે ખાસ વાચન તૈયાર કરવામાં આવશે. તે તેમને પહોંચાડવાની યોજના રચવામાં આવશે. તે યોજના અનુસાર તેમને અનેકવિધ જ્ઞાન મળે તેવી સગવડ જોવાશે.

---

જેઓ મારી પાસેથી અક્ષરજ્ઞાન લઇ લેશે તેમનાં નામ ઠામો હું વખતો વખત મોકલીશ. આપની યોજનામાં હું સંપૂર્ણ માનું છું અને તેથી તેનો અમલ કરવા ઉત્સાહ ધરાવું છું.

આપનો

નામ ______________________

સરનામું ______________________

ગામ ______________________



# સંસાર અને બાળકો

મનુષ્યજીવનમાં સંસાર એ એક અદ્દભુત વસ્તુ છે. • તે અદ્દભુત વસ્તુનો અદ્દભુતતર એવો પરિપાક તે બાળકો છે. સ્ત્રી અને પુરુષ એક થાય, હૃદય હૃદય એક થાય, બે શરીર છતાં એક આત્મા થઈને જીવે, એક મને જીવે, એક આત્માએ જીવે, તે એકતા—તે સંસાર. આ ઐક્યમાંથી અનેક થવાય. ને અનેકથીજ ઐક્ય દૃઢ થાય. કુટુંબરૂપે એક મોટો એકમ ઉભો થાય.

સંસાર અને બાળકોનો પરસ્પર સંબંધ પરસ્પરને દૃઢ કરવાનો, પરસ્પરને સુંદર બનાવવાનો છે. સંસાર બાળકોથી ટકે ને બાળકો સંસારથી ટકે. આમ છતાં ઘણીવાર વ્યવહારમાં એ બે વસ્તુ પરસ્પર વિરોધી બનેલી જણાય છે. સંસારજીવન માણવા ઇચ્છનારાઓ બાળકોને ઉપાધિરૂપ ગણે છે. અને બાળકોની મધુર વાડીમાં વસનારાંઓ સંસારજીવનને ભોગેજ તેમ કરે છે. બાળકો એકતા વધારવાને બદલે જે બે જીવો હમેશ સાથેજ રહેવા માગે, તેમને છૂટાં પાડનારાં સાધનો બને છે.

બાળકોના અવતાર પહેલાં સ્ત્રી પુરુષ સાથે ખાતાં, સાથે પીતાં, સાથે ફરતાં, સાથે રમતાં, સાથે વાંચતાં, સાથે લખતાં, સાથે બેસતાં, સાથે ઉઠતાં તે હવે જૂદાં પડે છે. પુરુષ જમે ત્યારે સ્ત્રી બાળકની સારવારમાં હોય છે. પુરુષ ફરવા જાય ત્યારે સ્ત્રી બાળકને સુવરાવતી હોય: પુરુષ વાંચે ત્યારે સ્ત્રી બાળકનાં મધુરહાસ્યથી રાચી રહી હોય અથવા તેના હૃદયભેદી ક્રંદનથી અકળાતી હોય. નૂતન પરિણીત, રસિક જીવન માણવા ઇચ્છનાર દંપતિ જૂના પરિણીતોનાં આ સંસારજીવનનાં ચિત્રો જોઈ નક્કી કરે છે કે સારાં ટાપટીપીવાં કપડાં પહેરી બેઉએ ઉપર ફરવા જવું હોય, ચાંદનીમાં બગીચામાં કે નદી કિનારે વિહરવું હોય; રાતના બે વાગ્યા સુધી નાટક સિનેમા જોવાની મઝા લેવી હોય તો આ બાળકોની ઉપાધિ ટાળવી જોઇએ. ઘણા જૂના પરિણીત દંપતિઓ પોતે પણ નવાની અદેખાઈ કરતા માલૂમ પડે છે. અનુભવ લીધા પછી જ્યારે તેઓજ ઉદ્‌ગાર કાઢે, " ઓહો તમે કેવાં સુખી. અમારું તો હવે થઈ રહ્યું. આ છોકરાં આવ્યાં એટલે ક્યાંઈ જવું નહિ, આવવું નહિ. બે મિનિટ શાંતિથી બેસીને બોલવાનુંયે ન મળે. " ત્યારે નૂતન દંપતિ પોતાના વિચારમાં વધારે દૃઢ થાય તેમાં શી નવાઇ !

જૂના સંસારમાં જ્યાં પહેલાં પણ ફરવા જવાની કે સાથે વાંચવા બોલવાની વાત ન હતી ત્યાં છોકરાં થયા પછી દંપતિના સહજીવન ને તેમનો વ્યત્યય ક્યાં સંભવે ? ત્યાં તો બાળકો એટલે સ્ત્રીઓને ઘરની અંદર રહીને કરી શકાય એવો સારો ઉદ્યોગ. અને પુરુષોને ખવરાવવા ઓઢાડવાના જીવોની વૃદ્ધિ. એ સિવાય બાળકોના આગમનથી એના જીવનમાં બહુ ફેર પડતો નથી. માટેજ ત્યાં સંસાર અને બાળકો વચ્ચે બહુ વિરોધ ઉત્પન્ન થતો નથી: સિવાય કે આખો દિવસ ઘરનાં કામો ને બાળકને સાચવવાનું કામ ને

રાત્રિના ઉજાગરા ને એકંદર બાળકના પજ-વાટથી ને વારંવારની સુવાવડથી દિવસે દિવસ સ્ત્રી જલદી થાકતી જાય ને તેથી પુરૂષના સંસારજીવન માટે નિરૂપયોગી થતી જાય. પણ તે માટે તો આપણા હિંદુ સંસારે એક જીવતી છતાં નવી કરવાનો, અને મરી ગયા પછી તો વધારે યોગ્ય રીતે નવી લાવવાનો હક્ક પુરૂષોને આપ્યો છે. એટલે બાળકોને લીધે પુરૂષોના સંસાર જીવનમાં પહોંચતી ખલેલનો ઉકેલ આવી ગયો. હા, મધ્યમ વર્ગના છતાં ગરીબ હોય એવાં કુટુંબોને જરા ત્રાસ પહોંચે છે ખરો. પણ આપણા ફિલસુફ મનોને ' નથી જોઇતાં ત્યાં ઇશ્વર શું કામ છોકરાં આપતો હશે ! ' એટલો વિચાર કરી શાંત બેસવાનું કયાં નથી આવડતું ? એમ ન આવડતું હોત તો મુંબાઇ જેવા શહેરમાં ૫૦ રૂ. ના પગારમાં ૧૫ રૂ. ની ઓરડી રાખીને ૫-૬ છોકરાંનો સંસાર ચલવનારાં હજારો કબુતરખાનાંઓ હોત કે ! સારાંશઃ જૂની સંસાર પદ્ધતિનો આ પ્રશ્નજ નથી.

પ્રશ્ન છે નવાં, ભણેલાં, રસિક, સુખોપભોગની નવી નવી કલ્પનાઓ રાખનારાં એવાં દંપતિનો અને શહેરોમાં એવાં દંપતિઓ કાંઇ ઓછાં છે? એટલે સમાજના થોડા ભાગનો પ્રશ્ન છતાં કાંઇ કેવળ બે પાંચનો નથી પણ હજારોનો છે. ને આજે જે હજારોનો છે તે આવતી કાલે લાખોનો ને પરમદિવસે કરોડોનો થઇ જાય એવો સંભવ પણ નજીકમાં સ્વરાજના વાયરા વાતા સંભળાતા હોય ત્યારે કલ્પી શકાય. કેમકે કેળવણી વધે તેની સાથેજ આ પ્રશ્નો ઉભા થવાના છે.

ખરી રીતે વિચાર કરીએ તો દેખાય છે કે સંસાર અને બાળકોમાં વિરોધ ન હોવો જોઇએ. બાળકો તો સંસારજીવનનાં પુષ્પો કહેવાય. એની સુગંધીથી, સંસાર જીવન સુગંધી થાય છે; એની મિઠાશથી મીઠું થાય; એના અજવાળાથી અજવાળીત થાય. તેને બદલે આવો વિરોધ જ્યારે જ્યારે ભાસે ત્યારે ત્યારે કયાંક ભૂલ છે એમ સમજવું પડે છે ને તે તપાસવી પડે છે.

પહેલી અને મોટી ભૂલ આપણા સંસારજીવનના રસિકપણાની કલ્પનામાંજ છે. રસિકતાની કલ્પના મોટે ભાગે આપણે પાશ્ચાત્યો પાસેથી લીધી છે, ને એ કલ્પના ખરી રસિકતાની ખરાં સુખી સંસાર જીવનની નથી, પણ વિલાસની છે. જેમ કે દંપતિ સાથે સિનેમા નાટકમાં જાય, કે વરલી ઉપર ફરવા જાય તેમાંજ બધું સુખ આવી ગયું, ને તેટલું ન કરવા મળે તો બધું નકામું થઇ ગયું. લોકોએ જવાબદારી વગરનું, ત્યાગ વગરનું, જરા પણ મુશીબત વગરનું સુખ મેળવવાનાં ઘણાંએ ફાંફાં માર્યાં છે. ને તે નિષ્ફળ ગયા છે. ધારો કે એવું સુખ મળ્યાનો આભાસ થતો હોય તોપણ તે ઉચ્ચ પ્રકારનું ન હોવાથી કદાચ શરીર સંતોષ થતો હોય પણ તે સાથે માનસિક સંતોષ, કે આનંદની ઉત્કટતા કે જેમાં સાંસારિક સુખની પરિસીમા લાગે છે એવી વસ્તુથી તો માણસ વંચિતજ રહે છે. એ વિષે વિધારે કહેવાની જરૂર નથી. એટલું જ કહીએ કે રસિક સંસાર અને વિલાસમાં જમીન-આસમાનનો અંતર છે. માટે આ વિરોધાભાસ સંસાર ને બાળકો વચ્ચે નથી. પણ વિલાસ ને બાળકો વચ્ચે છે. અર્થાત્ એ બે રસ્તાજ જૂદા છે. તે માર્ગે જનારને એટલુંજ કહીએ કે " સાકર શેરડીનો સ્વાદ ત્યજીને, કડવો તે લીમડો ઘોળ મા. " કેમકે તેમની આગળ સાંસારિક જીવનનાં રહસ્યના પડદા અણઉઘડયા હોય છે. એક એક હતા, તે બે મળી એક થાય બે હતા તે અનેક મળી એક થાય. ને છતાં એકમ-એકમજ રહે. એમાં રહેલો આનંદ તે મનુષ્ય-

વિકાસમાં રહેલો આનંદ છે. હૃદયના વિશાળ બનવાથી વિકસવાથીજ મનુષ્ય કુટુંબપ્રેમ, અપત્યપ્રેમ કેળવે છે. અને તે પ્રેમની અહેલનના જેણે ચાખીજ નથી તેને બીજું શું કહીએ !

એ સિવાયનો બીજો એક સાંસારિકોનો વર્ગ છે જેમનાથી ભૂલભૂલમાં સંસાર અને અને બાળકો વચ્ચે વિરોધ ઉત્પન્ન થઈ જાય છે. વિરોધ જેમાય છે ખરો. પણ તે માત્ર જીવનની ભૂલભરી ગોઠવણને (Adjustment) લીધેજ હોય છે. તેમને માટેજ ખરો વિચાર કરવો રહ્યો.

સંસાર જીવન એટલે અહીં દંપતિજીવન એવો ટૂંકો અર્થ લઇએ તોજ સંસાર ને બાળકોમાં વિરોધ દેખાય. બાળકોનો જન્મ દંપતિ જીવનને આડે આવતો દેખાય ખરો. પહેલાં પતિપત્ની બેજ હોવાથી જેટલું સહજીવન જીવી શકતાં હતાં તેટલું બાળક આવ્યા પછી શક્ય રહેતું નથી. પત્ની માતાનાં કર્તવ્યો બજાવવામાં એટલી બધી પડી જાય છે કે પતિને પોતાનો વખત કાઢવા કલબ, મિત્રો કે કાંઈ નહિ તો છાપાંની સંગતિ શોધવી પડે છે. પત્નીને આખું જીવન ભરાય એવું કામ મળી જાય છે ત્યારે પતિ નવરો પડે છે. પહેલાં બે મળીને એક પ્રદેશમાં વિહરતાં હતાં તેને બદલે બેના જુદા કાર્યપ્રદેશો જુદા પડી જાય છે. પત્નીને કાર્યપ્રદેશ મળી જાય એટલે પતિને પોલિટિક્સમાં કે બીજા જાહેર જીવનમાં પડવું પડે છે. એવી રીતે બેના કાર્યપ્રદેશો જુદા પડે કે આસ્તે આસ્તે બેનાં જીવનો પણ કેટલેક અંશે જુદાં પડી જાય છે અને દંપતિ જીવનને ભારી રીતે ધક્કો પહોંચે છે.

ઉપાય તો એજ છે કે એવી રીતે બાળક ઉછેરવું કામ પત્નીએ પોતાને શિરે લેવું નહિ ને પતિએ લેવા દેવું નહિ બાળક જેવું છે. તે બેની સારવાર માગે છે. બાળકનું પ્રફુલ્લ હાસ્ય જેટલું પોતાની માતાને માટે છે તેટલુંજ પિતાને માટે પણ છે. બાળકના રૂપમાં ઇશ્વરી કૃપા બન્ને ઉપર ઉતરે છે. ને બે મળીને તેને ઉછેરે, બે મળીને તેની ચિંતા ઉઠાવે, તેની સંભાળ લે, તેના હસવાથી હસે ને તેના રડવાથી ચિંતામાં પડે ત્યારે દંપતિનું સહજીવન વધારે નિકટ ને દૃઢ બને છે; એકબીજામાં વધારે સંકળાય છે; વધારે એક બને છે; એકબીજાને સમજવાની શક્તિ એકબીજામાં આવે છે; એકબીજાની એકબીજા કેટલી ગરજ ભોગવે છે તે સ્પષ્ટ થતાં વધારે પાસે આવે છે.

બીજું જ્યારે એમ કરવાને બદલે માતા એકલીજ બાળઉછેરનો ભાર ઉપાડે છે, અથવા તેની ઉપર તે આવી પડે છે ત્યારે બે જુદાં પડે છે. એટલુંજ નહિ, પણ માતા તે કામમાં થાકી જાય છે. ને કામ પણ એકાંગી અને અધુરા જેવું થાય છે. પણ જ્યારે માતપિતા બન્ને કામ ઉપાડે છે ત્યારે માતાનો ભાર હળવો થાય છે, પિતાને જે અણગમતી નવરાશ આવી પડી હોય છે તે દૂર થાય છે, અને કામ બેના સહકારથી સુંદર થાય છે. માટે સ્ત્રીએ સહકાર માગવો જોઇએ; પુરૂષે સહકાર આપવો જોઇએ.

આ સહકારને કોઇપણ જાતના હક્ક કે ગમાનના વગેરેના ઝંઝાવાતે ચડાવવાની જરૂર નથી. સ્ત્રીએ એમ કહેવાનું નથી કે "હું એકલીજ શેની બાળકને રાખું ?" પુરૂષે એમ કહેવાનું નથી કે, "પુરૂષ થઇને મારે હવે છોકરાં રાખવાનું કામ કરવું ! ને કેમ બને !" આ રસ્તે ઘણીવાર આડું ચડી જવાય છે. કેમકે ભણેલી સ્ત્રીના મગજમાં સ્વાતંત્ર્ય અને સમાનતાનો એવો પવન આ જમાનામાં પેસી જતાં ક્યાં વાર લાગે છે ! અને આપણા હિંદુ મગજના-જાણેને યુરોપિયન આપ-

બુદ્ધિના, ઉચ્ચ વિચારી પુરૂષો પોતેજ એક અવિચારી, અનધિકારી, સ્વચ્છંદી સ્ત્રીના ગુલામ બની બેસે છે. આ માર્ગથી પોતે કફોડી હાલતમાં આવી પડે છે. એ વાત બાજુએ મુકીએ તો પણ સ્ત્રીનો ઉદ્ધાર પણ તેમને હાથે થતો નથી. તેમની સેવાને લીધે સ્ત્રી ઉન્નત અને પ્રગલ્ભ બનવાને બદલે ઉદ્ધત અને સ્વચ્છંદી–( એટલે પોતાની મનસ્વી રીતે પોતાના કામકાજો કે વ્યવહાર ચલાવવા માગતી ) બને તો પુરૂષે વિચાર કરવો જોઇએ. આખો દિવસ ઘરનું કામ ને સાથે સાથે રાત્રિ દિવસ છોકરાંને રાખવાં પડે તો સ્ત્રી વધારે પડતી થાકી જાય છે. તેમજ આખો દિવસ કામ કર્યાં પછી ઘરની ફુરસદનો બધો વખત જો પુરૂષ ઉપર છોકરાં સાચવવાનું કામ આવી પડે તો તે પુરૂષોને માટે પણ વધારે પડતું થઇ પડે. પરિણામે એમાંથી કોઇ પણ રીતમાં પતિપત્નીનું ઐક્ય બાળકોને લીધે વધવાને બદલે તેઓ એક બીજાથી છૂટાં પડે છે. ખરો સહકાર તો એક બીજા પ્રત્યેના પ્રેમમાંથી જ આવી શકે. અમુક કામો તો પુરૂષોથી કોઇ કાળે થાય જ નહિ એવી ખોટી સરસાઇ પુરૂષોએ છોડી દઇ, જરૂર હોય ત્યાં મદદ કરવા તૈયાર થવાનું છે અને પુરૂષો મદદ કરે છે માટે તેમને વિચાર કર્યા વગર જ્યારે ને ત્યારે કામ ચીંધ્યાજ કરવાની કઢંગી રીત સ્ત્રીઓએ છોડી દેવાની છે.

બાળકના જન્મ પછીની સ્ત્રીઓની એક બીજી રીત દંપતિજીવનને હરકત કરનારી છે. બાળકના જન્મ પછી તે પોતાના બાળકમાંજ એટલી બધી મશગુલ થઇ જાય છે કે પતિ સાથે વાત કરવા, કે કોઈ પણ રીતે સહજીવન ગાળવા તેઓ નવરાશજ મેળવતી નથી, કારણ કે તત્કાલ તો બીજી બધી વાતોમાંથી તેનો રસજ ઉડી જાય છે. પોલિટિકસ કે સાહિત્ય કે સામાજિક કે કૌટુંબિક કોઇ પણ જાતના વિષયમાં રસ લેતી તે મટી જાય તો તે ભલે માતા તરીકે જીવે છે, પણ પતિને એ એકલી બાળકની માતાથી જીવન પૂર્ણ તો કેમ લાગે ! તેને સહચરી જોઇએ. બાળકના જન્મથી તેના જીવનમાં એક આત્મા વધવાને બદલે તેના જીવનમાંથી તેની સખી પણ ચાલી જાય તો તે ઉલટો એકાકી બની જાય છે. ઘણી ભણેલી અને પોતાના પતિની સાચી અર્ધાંગના બની ગએલી સ્ત્રીઓથી પણ આવી ભૂલ થઇ જાય છે. બાળકની . સારવારમાં તેમને પોતાનાં કપડાં ઘરેણાં કે કશું યાદ આવતું નથી. ઘરનો શણગાર, પોતાનો શણગાર બધું ભુલી જાય છે. તેનું જીવન તેના બાળકથી પૂરેપૂરૂં ભરાઇ જાય છે. પણ તે વખતે તેણે પતિનો વિચાર કરવાની જરૂર છે.

બાળકના જન્મ પછી બે ત્રણ મહિના તે રજા ઉપર રહી શકે. પણ પત્નીનાં કર્તવ્યો કરવામાં કાયમ માટે ઢીલ કે બેધ્યાન તો તેનાથી નજ કરાય. નવા માનસ–શાસ્ત્રમાં અનેક દાખલાઓ જડે છે કે જ્યાં બાપ પોતેજ પોતાના દિકરાની ઇર્ષ્યા કરે છે. મોટો ભાઇ કે બેન નાના ભાંડરડાની ઇર્ષ્યા કરે. એવા દાખલા બને તેનું કારણ માતાનું કે પિતાનું કે બન્નેનું અસમતોલપણું હોય છે. બાળક અત્યંત વ્હાલું લાગે માટે પતિને કે બીજાંને સાવ વિસારી નજ મૂકાય. પરિણામે સ્ત્રી ઘણીવાર પુરૂષને કાયમનો પણ ખોઈ બેસે છે. રોજને રોજ જો તેને સ્ત્રીવિહોણા ઘરમાંજ આવવું પડે ને રહેવું પડે તો તેને તે આસ્તે આસ્તે અસહ્ય થાય, ને તેનું મન સ્હેજેજ બીજે પરોવાઈ જાય. કયાં જાય તે વ્યકિત પરત્વે બને. કોઇ જાહેર જીવનમાંજ પડી જાય, કોઇ પોલિટિક્સમાં પડે, તો કોઈ કુછંદે પણ ચડી જાય. ગમે તેમ પણ પતિ-

પત્નીનાં હૃદયો છૂટાં પડે છે. માટે સ્ત્રીએ આ વખતે બરાબર સમતોલ રહેવાની જરૂર છે. બાળક એક પોતાના જીવનનીજ કાંઇ અણમોલ પ્રાપ્તિ છે એમ કરી એકલી બધી જવાબદારી પોતેજ ઉઠાવી લે ને પતિનું પોતાના જીવનમાંથી સ્થાનજ કાઢી નાખે તો ન ચાલે. એવી સ્ત્રીઓ પતિનું સ્થાનજ ઘરમાંથી ઓછું કરી નાખે છે. જરૂર બે મળીને બાળકને પહેલું સ્થાન આપે ને પોતે ગમે તે અગવડ સહેવા તૈયાર થાય એ બરાબર છે. પણ સ્ત્રીથી તેમ બને તો ન ચાલે. બાળકનું કરવા કારવવામાં પતિને ન્હાવા જમવાની, કે સુવા બેસવાની કે કોઇ સગવડજ ન મળે, ધ્યાનજ ન અપાય એ બરાબર નથી. પતિ-પત્ની માતપિતા બને છે તેની સાથેજ પતિ-પત્ની તરીકે, એકબીજાના સાથી તરીકે, સહચરો તરીકે તેઓએ વધારે પાસે ને પાસે આવવાનું છે. ભલે ફરવા જવાનું કે નાટકમાં જવાનું તેઓ પોતાની મેળે બાળક ખાતર જતું કરે તો બાળકના પારણા પાસે બીજી જાતનું સહજીવન જમાવે. પણ બાળકની ખાતર બે જીવો છૂટા તો નજ પડે. પુરૂષે જેમ બાળકને તેના પારણામાં રસ લેતા થવાનું છે તેમ સ્ત્રીએ પણ પોતાને પારણાના ચાર ખુણાની અંદર પૂરી લેવાનું નથી. પતિની બહારની વાતોમાં તેણે રસ લેવાનું ચાલુ રાખવાનું છે. આને અભાવેજ આજે આપણામાં પ્રવર્તતી સ્ત્રીની સ્થિતી ઉદ્ભવી છે. એકવાર તો સ્ત્રીપુરૂષની સમાનતાજ હશે. પણ સ્ત્રીએ આસ્તે આસ્તે બહારના કામકાજેમાંથી મન કાઢી લઇ ઘર ને બાળકમાં જ આપ્યું ને પુરૂષને તેમાં મન પરોવવાની જરૂર ન રહેવાથી તે બહારની બાબતોમાં મશગુલ રહ્યા. પરિણામે આજની સ્થિતીએ આપણે આવ્યા. માટે સ્ત્રીએ બાળક આવતાં આ બાબતમાં સમતોલ ગોઠવણ adjustment કરી લેતાં ચૂકવું ન જોઇએ.

એકંદર સારાંશ એ છે કે સ્ત્રી અને પુરૂષે બાળક મળ્યા પછી બાળકને વચ્ચે રાખી, કેન્દ્રમાં રાખી તેની આસપાસ તેના જીવનની ઉન્નતિનો ક્રમ ગોઠવવાનો છે. મૂળે મનુષ્યજીવનની સર્જનાત્મક વૃત્તિના વિકાસ માટે તેના દર્શન માટે સંસાર સ્થાપના થઇ. ત્યારે બાળકના અવતારથી સંસાર વિખરાઇ જાય એમ નહિ પરંતુ પતિપત્નીનાં સંસારબંધનો વધારે દૃઢ ને મીઠાં થાય અને એમ કરતાંજ જીવન મધુરતાની હજી નહિ જણાએલી નવીનતા અને લ્હાવો દંપતિને મળશે.

તારાબહેન





# એક નાટક

પાત્રઃ લીલુ, કુમુદ, કિશોર.
સમયઃ બપોર.
સ્થળઃ શાળાનો એક ખંડ.

[ લીલુ ફૂલદાની ભરતી હતી. કુમુદ એની પાસે ગઈ. ]

કુમુદ—આટલો હંસ કાઢી આપીશ ? મને બરાબર નથી આવડતો.

લીલુ—હા, ચાલ, આ ફૂલદાની પેલા ટેબલ પર મૂકી આવું.

[ લીલુ ખુણામાં પડેલ ટેબલ પર બેસી હંસ ચિતરવા માંડે છે. ]

કુમુદ—અહી આ ટેબલ રાખ્યું છે તે અંધારું પડે છે. ચાલ પેલા બારણા સામે; ત્યાં ઠીક પડશે.

લીલુ—બરાબર છે. ચિતરવાની ઉતાવળમાં હું તો બરાબર વ્યવસ્થિત બેસવાનું ભૂલીજ ગઈ.

[ બન્ને બારણા સામે ખુલ્લા પ્રકાશ ને હવામાં આંગ સામે બેઠાં...હંસ ચિતરાય છે. કુમુદ જુએ છે...લીલુએ સંતોષથી છેલ્લી પીંછી ઉપાડી અને કુમુદ પણ ઉંચી થઇ સંતોષથી બોલી. ]

કુમુદ—સરસ થયું.

( કિશોર પ્રવેશ કરે છે. )

કિશોર—મૂર્ખી, તું એને ચિત્ર કાઢી આપે છે તે એને ક્યારે આવડશે?

લીલુ—આવડશે તો. હમણાં જોશે. થોડા વખત પછી કાઢશે.

કિશોર—કાઢશે કપાળ. આમ ને આમ બીજાને તું લુલાં કરે છે.

લીલુ—કોઇ લુલુ થતું નથી. મારી પાસે આવે એને હું કાંઇ નિરાશ કરું ?

કિશોર—હા, ધક્કો મારીએ, નહિ તો સીધા થાય નહિ. હાથપગ બાંધીને બેસે ને આળસમાં મરે. આના કરતાં ધક્કો મારવો સારો નહિ ? અથડાય કુટાય મહેનત કરે તે સીધા થાય

લીલુ—તારી શિખામણ મને નથી રૂચતી. મારી પાસે આવેલાં કોઇએ ચિત્રમાં પાછળ પડયાનું મેં નથી જોયું. દરેકે દરેક કંઇ ને કંઇ લઇ ગયું છે.

કિશોર—એ ઠીક છે. પણ એવું પોચા-

પણ ક્યાં સુધી ચલાવવું ? એમાંથી કાંઇ અસાધારણ બળ આવે !

લીલુ—ઘડીએ ઘડીએ માણસને નિરાશ કરીએ તો પોતાનું હોય તેય ગુમાવી બેસે એમ નથી લાગતું ?

કિશોર—હા, કેટલોક સમય એમ લાગે, પણ આખરે તો બહુજ ઝડપથી આગળ વધે.

લીલુ—તું આખરે શિક્ષાનો દિકરો રહ્યો એટલે એવી આકરી શિક્ષા કરવાનું સૂઝે છે. ઘણીવાર એવુંએ હોય છે કે રેખાઓના વળાંક કેમ લેવા એની ખબર નથી પડતી. એવું ચિત્ર એવું વાંકું ચુંકું વિચિત્ર દેખાય છે. પરમ રૂપવતીની કુબ્જા જ દેખાય. જ્યારે બીજાને ચિતરતા જુવે છે ત્યારે રેખાઓ લેવાની કળા ચટ મનમાં ઉતરી જાય છે. જે પહેલાં ધૂડીયું કામ કરતો હોય તેજ અદ્ભુત દેખાય છે.

કિશોર—આ વાત તો સારી ૧૦૦ ટકા સાચી પ...ણ વાંધો એક મોટો...બસો ટકાનો છે.

લીલુ—શું ધૂળ વાંધો ! તારી ચીકાશેય હદપારની છે તો. અને તારી ને મારી દષ્ટિમાં ભેદ છે. તું લોકોને તપાવીને સીધા કેમ કરવા એ રીતે જુવે છે, ને હું આશ્વાસન આપીને ને મદદ કરીને સીધા કરવામાં આનંદ માનું છું.

કિશોર—બરાબર, એમાંય હું કાંઈ ના પાડી શકું તેમ નથી.

પણ માણસ એવું એક આળસુ પ્રાણી છે કે જેના પ્રમાદને સીમાજ નથી. કરોડો વરસ સુધી બેઠાં બેઠાં હાથ પગ હલાવ્યા વિના ખાવાનું મળે એવી યોજના વિચારતાંય એ અચકાતાં નથી. એજ આળસને ધકેલી પાડવાની યુક્તિઓ કામે લગાડવાનું તને સૂચવું છું. (એવામાં બાનો અવાજ આવ્યો.)

[ ત્યાં એના શિક્ષકે લીલુને પીરસવા જવાનો ઇસારો કર્યો. ]

લીલુ—હું હજી તારી સાથે લડીશ. આજે તો હું મારા કામ પર જાઉં છું.

કિશોર—ચાલ હું તને મદદ કરૂં

લીલુ—મારી આળસને, મરવા દે ને... ...હું કાંઈ ઓછી આળસુ નથી. કોઇ કરી આપે તો હું એક અંધારા ખુણામાં માખીઓ બણબણાવતી બેસું ને મચ્છર કરડે તોય ઉડવાનું ન સૂઝે.

કિશોર—હં......એજ વાત હું તારી સામે ધરવા માગું છું કે, જોઇ લે આ શું ચીજ છે. એ ચીજ એટલી બુરી છે કે ન પૂછો વાત.

લીલુ—એટલે તું કેથી શું પતાવે છે. એમજ કહેને કે એનો નાશ કરવાને સો વર્ષનું તપ કરવું પડે તોય કુરબાન છે.

કિશોર—બસ—બસ ! ! ! આપણે બે એક થઈ ગયાં.

લીલુ—આવ્યા લડવા પણ બેસી ગયા મળવા.

કાંતા—હવે તારી ચર્ચા રોક. પાંચજ મિનિટમાં આ સાફસુફ ને અધરૂં પીરસણ પૂર્ણ થવું જોઇએ.

કમળાબેન.





# બાલવાંચન—પુસ્તકાલય

અમારાં ઘરમાં નાનાં બાળકો છે. તેમને વાચતાં લખતાં આવડયું છે. તેમને વાંચવાનું બહુ ગમે છે. નવી નવી ચોપડીઓ કેટલીયે તેમણે વાંચી નાખી છે. તેમને માટે અમે ઘરમાંજ જાતજાતનાં પુસ્તકાલયો અને વાચનાલયો ગોઠવ્યાં છે. ટુંકમાં અમને બાળકો અને તેના વાચનનો છેલ્લાં સાત વર્ષનો થોડોએક અનુભવ છે તે આ પ્રસંગે હું છૂટથી લખી જણાવું છું.

જ્યારે ઘરમાં રઘુ એકલોજ હતો અને પાંચ વર્ષે તે વાંચવા લાગ્યો ત્યારે અમે વાંચવાની ચોપડીઓની શોધ કરવા લાગ્યા. બાળપોથી વગેરે ચોપડીઓના ટાઇપ ઝીણા લાગ્યા અને તેનાં વાકયો વગેરે સરલ ન પડયાં. રઘુ પાટીમાં કે બારણાપર ચાકથી લખેલા શબ્દો બહુ વાંચતો. મને એકાદ 'શબ્દપોથી' ની જરૂર લાગી. એવી ચોપડી તો કયાંઈ મળતી ન હતી એટલે મેં જાતેજ મોટા મોટા અક્ષરે એક ચોપડી લખી નાખી. જાતજાતના અને ભાત ભાતના શબ્દો તેમાં મૂકયા. રઘુએ એ ચોપડી બહુ વાંચી. વિષ્ણુ સહસ્રનો પાઠ જેમ કોઇ વૈષ્ણવ કરે તેમ રઘુ તે ચોપડી રોજ રોજ ને વારંવાર વાંચી જે જાતના શબ્દો મૂકયા હતા તે તેની દુનિયાના હતા. સરલતાના ક્રમ પ્રમાણેના હતા. રઘુનો શબ્દ વાંચવાનો શોખ જોઇ મેં શબ્દપોથીઓ બનાવવા માંડી. કેટલીએ બનાવી નાખી. મને તે બનાવતાં ખૂબ ગમત અને મહેનત લાગ્યાં. મને થયું આવી શબ્દપોથીઓ તૈયાર મળતી હોત તો ઘણુંજ ઠીક થાત. ખરીદીને 'શબ્દપોથીઓ'થી રઘુનું પુસ્તકાલય બનાવી દેત, 'શબ્દપોથી 'માંથી મને વાકયપોથીનો વિચાર સૂઝયો. એક નાની એવી જાતજાતનાં વાકયોની ચોપડી હાથે લખીને બનાવીઃ એક ચોપડી બનાવતાં તો કેટલોયે વખત જતો અને રઘુ તો થોડીજ વારમાં વાંચી જતો. મેં એવું કર્યું કે રઘુ જેટલી વાર વાંચે તેટલી વાર ચોપડીને છેડે એક એક ० મીંડું કરે. મેં બીજી વાકયપોથી કરી ત્યાં તો રઘુએ બસો મીંડાં મૂકેલાં. વાકયોની પસંદગી વિચારી વિચારીને કરી હતી. એકએક વાકય ગમ્મત આપતું હતું.

રઘુની એક નાની એવી ટીનની પેટી હતી. એમાં એ પોથીઓ રાખતો. અમે રઘુના પુસ્તકાલયનું નામ 'પેટી પુસ્તકાલય' પાડેલું.

જ્યારે હું બહાર કામ પર જતો ત્યારે રઘુની મા રઘુને એક રમત રમાડતીઃ કાગળની કાપલીમાં એને ચિઠ્ઠી લખી આપે ને રઘુએ તે પ્રમાણે કરવાનું. જેમકે 'પાણી લાવ' રઘુ તે વાંચી પાણી લાવે. રોજ કેટલીએ ચિઠ્ઠી લખાય.

સાંજે આ બધી ચિઠ્ઠીઓને હું એકઠી કરી એક ચોપડીમાં લખતો. અને એ ચોપડીનું નામ પાડયું 'ચિઠ્ઠી પોથી' રઘુના પેટી પુસ્તકાલયમાં એક ચોપડી વધી.

નાનાં બાળકોને વાર્તાઓ સાંભળવી અને

વાંચવી બન્ને ગમે છે. પણ તે વખતે હંસાબેનની મોટા ટાઇપની બાલવાર્તાઓ જેવી બાલવાર્તાઓ ન્હોતી છપાઇ. ખરી રીતે તો વાંચવા જેવી બાલવાર્તાઓજ ન્હોતી છપાણી. બાળકોને માટે અનેક રીતે લખાએલી ચોપડીઓ ખરી; પણ બાળકોને વાંચવી ન ગમે એવી. બાળકની દૃષ્ટિએ આપણને પણ વાંચવી ન ગમે એવી.

પછી મેં નાની વાર્તાઓ લખવા માંડી. 'કીડી અને કબૂતર', 'માખી ને કાગડો' ને એવી એવી બાલવાર્તાઓ નાનાં નાનાં વાકયો બનાવીને લખી આપી. મોટા અક્ષરેજ તો. અને રઘુને નવો ખોરાક મળ્યો. વાર્તાઓ લખીને દેવી કંઇ સહેલું ને ઝટ બને એમ ન હતું. રઘુ જુનાં ને નવાં પુસ્તકો વાંચી વાંચી બેચાર દિવસ વાંચ્યા વિનાનો રહે ત્યારે માંડમાંડ એક ચોપડી લખી શકું.

પણ રઘુનું વાંચવાનું તો રોજ ચાલે ને મારે તેને શી રીતે પહોંચવું ? મેં બજારમાં બાલપુસ્તકોની તપાસ કરવા માંડી. બાલ સાહિત્યની ચોપડીઓ ખોલી. દિવસે દિવસે ઝપાટા ભેર ચોપડીઓ નીકળતી જતી હતી. હું રોજ લાવતો ને વાંચતો, રઘુને આખા પહેલાં અમે વાંચી જતાં. બાળકના હાથમાં ચોપડી દેતાં પહેલાં માબાપે વાંચવી જોઇએ ના ? બધી ચોપડીઓ કાંઇ સરખી થોડી હોય છે ? નાની ઉમ્મરે ગમે તે વાચન બાળકના હાથમાં કેમ જવા દેવાય ? ખોરાક કરતાંએ સારામાઠા વાચનની અસર કાયમ રહે છે. વાચન એક સુંદર પ્રકૃતિ છે પણ તેજ પ્રકૃતિ જો વાચનનું વસ્તુ ખરાબ મળે તો નુકસાનકર્તા થશે..

રઘુને માટે વાચનની ચોપડીઓ ખોળાતી હતી ને નક્કી થતી હતી. એટલામાં ચંપા વાંચવા જેવડી થઇ. હવે બન્નેને માટેના લાયક પુસ્તકાલય્ કરવાનો સવાલ આવ્યો. બે બાળકો માટે અમે બે પુસ્તકાલય ખોલ્યાં. એક ચંપાનું અને બીજું રઘુનું, ચંપાનું પેટી ઉર્ફે ડબલામાં અને રઘુનું એક ટાંકામાં.

રઘુને વાર્તા વાંચવી બહુ ગમી. વાર્તાઓની ચોપડીઓ ઉપર તે અવાયો પડે. રોજ રોજ વાર્તાની ચોપડીઓ કયાંથી કાઢવી ? રામાયણ અને મહાભારત જેવી વાર્તાઓ ઘણા દિવસ ચાલે પણ તેવી ચોપડીઓ તો આપણે ત્યાં નથી. જો રામાયણના એક એક કાંડની એક એક ચોપડી, મહાભારતના એક એક અધ્યાયની એક એક ચોપડી અને ભાગવતના એક એક સ્કન્ધની એક એક બાળચોપડી હોત તો વાર્તાની વાર્તા ને વાંચવાનું ઘણું મળત. રઘુને વાર્તા ગમતી એ ખરૂં પણ બીજું તેની પાસે કશું હતું પણ નહિ. આપણા સાહિત્યમાં જૂદા જૂદા વિષયો પર ચોપડીઓ લગભગ નથીજ. બાલકો નવી વાર્તાઓ વાંચ્યે રાખે ને કેવળ વાર્તાની સૃષ્ટિનો પરિચય કરે તેમાં એકાંગી વાચન છે. તેમાં જે કંઇ મળે તે એકાંગી શકિત વધારે અને ઘણીવાર અશક્તિ પણ આવે. બાળ સાહિત્ય અનેક દિશામાં હોવુંજ જોઇએ. અને તે જનતાએ માગવું જોઇએ અને તૈયાર કરનારાઓએ જનતાની સહાયથીજ તૈયાર કરવું જોઇએ. પણ એ તૈયાર થાય ત્યાં સુધી માબાપે શું કરવું ? બાળકતો મોટું થાય છે. તેને વાંચવા જોઇએ છે અને આપણે તેને આપી શકતા નથી. આવે વખતે મેં ઇતિહાસ ભૂગોળ વિજ્ઞાન વગેરે પુસ્તકો ઘરમાં આણ્યાં. મને તો ઓછો સમય હતો પણ બાળકોની માને બપોરનો ખૂબ વખત મળતો. તે તે પુસ્તકો વાંચવા માંડી. રાત પડે એટલે બાળકોને હું અને તે વારંવાર આ નવા વિષયોની વાતો મોઢેથી કહેતા. અને બાળકોની જીજ્ઞાસા ને બાળકોની ભૂખને ટાળતા. આપણે એક સંપૂર્ણ સુંદર પુસ્તકાલયની તરફેણ કરી શકીએ.

આપણે એવો પણ આગ્રહ રાખીએ કે વ્યવસ્થિત અને સંપૂર્ણ પુસ્તકાલય બાળકોને આપણે મોઢેથી જ્ઞાન આપીશું અથવા આપવાની આપણે માટે શક્યતા છે તેથી વધારે છે. પણ તે જ્ઞાન આપશેજ. કારણ કે પુસ્તકાલયમાં તેવી શકિત છે. માણસ પોતાનો વખત બચાવીને બાળકોને કેટલુંક કહી કે બતાવી શકે ! દરેક માણસની શકિત પણ પરિમિત છે. દરેક પાસે જ્ઞાન પણ નથી હોતું. પણ એક પુસ્તકની કરોડો નકલો દરેક ઘેર જઇ શકે છે. અને દરેક બાળક તેનો લાભ ઉઠાવી શકે છે. પણ જ્યાં સુધી આવું વાચનાલય નથી ત્યાં સુધી માબાપે બાળકોને મોઢેથી વાતો કરવીજ જોઇએ. શ્રમ ઉઠાવીને પણ કરવી જોઇએ.

આગળ કહ્યું તેમ પુસ્તકો નીકળવા માંડ્યાં હતાં. એમ તો થોડા વખતમાં જુદા જુદા વિષય પર કંઇક પુસ્તકો નીકળ્યાં. રઘુને હવે પુસ્તકાલય વધારે વ્યવસ્થિત રીતે રાખવાની જરૂર પડી. હું થોડાએક વધારે પુસ્તકો લાવ્યો બધાનો ઢગલો કરી તેનું વર્ગીકરણ કર્યું. વાર્તાના, ઇતિહાસના, પ્રવાસના વાચનમાળાના, કવિતાના વગેરે આ વર્ગોથી બાળકની નજર વાચનમાં કેટલીક વિવિધતા તરફ જાય છે. બાળકના મનમાં જ્ઞાનના વિષયની દિશાઓ ઉઘડવા લાગે છે. વર્ગો કરી ચોપડીઓને વર્ગ વાર રાખી. હજી ચોપડીઓ ઘણી બધી ન હતી તેથી વર્ગીકૃત પુસ્તકાલય પાટીઓ યાને બ્રાઉન પેપરની કોથળીઓ દ્વારા આદર્યું. દરેક કોથળીમાં એક વર્ગની ચોપડીઓ મૂકી તે પર તે વર્ગનું નામ મૂક્યું. કોથળીઓને ભીંતની એક બાજુએ ખૂણામાં ઉભી કરી રાખી.

અમારું હમેશનું એક બીજું કામ હતું. ચોપડીઓ બાળકને કઇ ગમે છે ને કઈ નથી ગમતી તે જોવાનું. ચંપા કે રઘુ જે ચોપડીઓને અડેજ નહિ તે અમે ફરી વાંચતા. તેમાં કાંઈ ખામી છે તે શોધતા. કોઈ વાર ભાષા કઠણ જણાતી. કોઇવાર વિષય મર્યાદાની બહારનો નીકળે. કોઇવાર ટાઇપ અને છપામણી બેઢંગ માલુમ પડે. કોઇવાર વિના કારણજ બાળકે તે ન લીધી હોય. ચોપડીઓની ભૂલો આપણે કાંઇ થોડી સુધારી શકીએ છીએ ? કાં તો ભૂલોવાલી ચોપડીઓ બાળકો વાંચી જાય ને જે લાભ અલાભ મળ્યો તે ખરો; અગર તો તેવી ચોપડી વંચાયા વિનાની રહે. જે ચોપડીઓ વિના કારણ રહી જતી તે ચોપડીઓમાંથી અમે બાળકોને પ્રસંગોપાત્ત વાંચી સંભળાવતા. માબાપોએ હરહમેશ સારી સારી નવી નવી ચોપડીઓ ઘરમાં લાવી તે વિશે કંઇક પ્રસ્તાવના રૂપે કહેવું ઘટે છે. વળી કોઇ કોઇવાર એમાંથી થોડું થોડું વાંચી સંભળાવવું પણ જોઇએ. પણ થોડું થોડું બધો વખત બાળકને વાંચી સંભળાવવાની રીતથી બાળકો જાતે વાંચવાની બાબતમાં અપંગ બને છે. મોઢેથી બધું કહી દેવામાં પણ એક રીતે પરાવલંબી બને છે. પુસ્તકો પોતાની મેળે વાંચે એ સ્થિતિ આવ્યા પછી આપણી સીધી સહાય ઓછી થઇ જવી જોઇએ.

વર્ગીકૃત પુસ્તકોથી રઘુને મજા આવી. ઘણીવાર નવું પુસ્તક આણી કયા વર્ગમાં મૂકવું તે તેનેજ સોંપતા. તે વાંચતો અને વર્ગ નક્કી કરી લાવતો: કોથળીમાં વર્ગ ન હોય તો તે વર્ગ માટે નવી કોથળી કરતો ને પડી ચોટાડતો.

અમારો વિચાર એવો હતો કે રઘુ કે ચંપાને માત્ર પુસ્તકો વંચાવવા નહિ પણ તેને પુસ્તકાલય વ્યવસ્થાની થોડીએક આવડત બતાવવી. રઘુને બતાવ્યું હતું તેથી નવી ચોપડી પર તે સામાન્ય નંબર અને વર્ગનો નંબર આપતો. એક ચોપડી આપેલી તેમાં તે ચોપડીને નોંધતો. ચોપડીના નામ સાથે લેખ-

કનું નામ અને કિંમત નોંધતાં પણ શીખવ્યું હતું. કોઇ કોઇવાર રઘુને હું નવી ગમ્મત આપતો. કોથળીઓમાંથી બધી ચોપડીઓ કાઢી ઢગલો કરી તેને કહેતો હવે વર્ગવાર ચોપડીઓ ગોઠવો જોઇએ. રઘુ આ કામમાં લાંબો વખત લેતો. તેને વર્ગના અર્થનો વિચાર કરવો પડતો.

બન્યું એવું કે અમારા પાડોશમાં અમારા મિત્ર રહેતા હતા. તેના છોકરાઓ માટે પુસ્તકો લાવતા, હતા તેના વર્ગો અને તેની નોંધ વગેરે તે છોકરાંઓ દેખાદેખીને હોંશે હોંશે કરવા લાગ્યાં. તે માબાપોને તો દેખાડવાની તસ્દીએ ન પડી.

અમને એક બીજો વિચાર આવ્યો. ભલા આપણે તો પહોંચતાં છીએ તે પુસ્તકો ખરીદી લાવી શકીએ છીએ પરન્તુ આસપાસના પાડોશી આડોશીનાં બાળકોનું શું ? તેમનાં માબાપ પુસ્તકો ખરીદી શકે તેમ નથી. સૌ બાળકોને વાંચવું તો ગમે: પણ સૌએ વાંચવું ક્યાંથી ? મને થયું ખરો ઉકેલ તો એમાં છે કે દરેક લત્તામાં, મોટા શહેરમાં દરેક ગલીમાં જાહેર 'બાળપુસ્તકાલય અને વાચન' જોઇએ. જેમ મોટાઓનું પુસ્તકાલય વાચનાલય છે તેમજ અને બાળકો ત્યાં જાય ને વાંચે. બાળકોને પ્રવૃત્તિ મળે, જ્ઞાન મળે અને દરેક માબાપને જૂદો ખર્ચ કરવો ન પડે. આવાં જાહેર વાચનાલયો રાજ્યો કરે, મ્યુનીસિપાલીટીઓ કરે અગર લોકો પોતેજ કરે એટલે કે પાંચ દશ માબાપો ભેગાં મળીને કરે.

પણ એ તો વિચારમાં આવતી વાત. અમે વ્યવહારૂ રસ્તો કાઢયો. પ્રથમ તો રઘુ પાસેથી રોજ આજુબાજુનું દરેક બાળક એક ચોપડી લઇ જાય ને વાંચીને પાછી લાવે એમ ગોઠવ્યું. રઘુની પાસે નોંધબુક રખાવી. બાળકોને ચોપડીઓ ' ઇશ્યુ ' કરાવતાં જોઇ અમને આનંદ થયો. અમારી ચોપડીની સાર્થકતા લાગી. અમે વાંચવા લઇ જનાર માટે થોડાએક નિયમો ' રચ્યા. રોજ સાંજે પાછી દેવા આવવી. પૂરી ન થઇ હોય તો ફરી નોંધાવવી. ઘરમાં બીજાને વાંચવી હોય તો આપવી. વાંચીને ચોપડી સાચવીને પેટી કે કબાટમાં મુકવી. તેમાં લીટા કે ડાઘા પાડવા નહિ.' વાંચવાના શોખીનો આ નિયમો સહેલાઇથી પાળી શકે છે. સિવાય કે ઘરનું નાનું ભાંડરડું વખતે ચોપડીને બગાડી નાખે.

અમને એક તુક્કો આવ્યો. આપણી ઓશરીનેજ એક પુસ્તકાલયના રૂપમાં ગોઠવી દઇએ અને આજુબાજુના બાળકોને આવવા જવાની સગવડ કરી આપીએ તો ?

તો તેમના વાચનપર આપણી વધારે નજર રહે. તેમને આપણે વધારે સમજી શકીએ. તેમને કંઇક કંઇક વખતે દોરી પણ શકીએ.

અમે ઓશરીમાં બે ત્રણ જાતનાં પુસ્તકાલયો ગોઠવ્યાં. એક ' વર્ગીકૃત કોથળીઓ 'નું બીજું ' શબ્દપોથીઓ 'નું ખાસ જુદું. ત્રીજું ' પોટકા ' નું આ ' પોટકા ' પુસ્તકાલય જાણવા જેવું છે. બાળકો રૂચે તે તો વર્ગીકૃત પુસ્તકોમાંથી લઇને વાંચે. પણ શરૂ શરૂના બાળકો કે જેમને હજી ખબર ન પડે કે કયું પુસ્તક વાંચી શકીશું અને કયું નહિ તેમને માટે તેમની કક્ષા પ્રમાણેની બચત ચોપડીઓ લઇ એક કપડાના કટકામાં વીંટવી અથવા બાંધવી અને જ્યારે તેઓ વાંચવા આવે ત્યારે તે ખુલ્લું મૂકવું. સહેલથી તેઓ પોતાની ચોપડી તેમાંથી ઉપાડી શકે. વળી તેવું પુસ્તકાલય બહુ સહેલથી નવેસર વારંવાર ગોઠવી શકાય. બાળકની કક્ષા બદલાતી જાય તેમ તેમાં ચોપડીઓ ફેરવાતી જાય. ઘરમાં કે પુસ્તકાલયમાં જગા પૂરતી ન હોય તો એક કબાટમાં બધી ચોપડીઓ રાખ્યા પછી જરૂરી ચોપડીઓ આ લુગડાના કટકામાં બાંધીને વાંચવા

મૂકવી. વંચાઇ રહ્યાં પછી પોટકું પેટી પર કે ખીલીએ મૂકી દેવાય. Folding ફોલ્ડીંગ પુસ્તકાલય આનું નામ રાખી શકાય!

જ્યારે આજુબાજુના બાળકો વાંચવા આવ્યા ત્યારે એક સમુહની પ્રવૃત્તિ થઇ એટલે કેટલાએક નિયમો સ્હેજે દાખલ કરવા પડ્યા. અમારા ઓશરી પુસ્તકાલય વાચનાલયના નિયમો આ હતા.

૧. સ્વચ્છ કપડે, વાળ ઓળીને, હાથ, પગ, મોં સ્વચ્છ કરીને આવવું.

૨. સામે મૂકેલ ફ્રામમાં મોં જોઇ નક્કી કરવું કે બરાબર છે કે નહિ. બરાબર ન હોય તો ને પોતાનું ઘર પાસેજ હોય તો બરાબર થઇ આવવું.

૩. જેનાં ઘર પાસે ન હોય તેનેજ માટે પાણીની બાલદી અને લુગડું રાખેલું. ત્યાં તેણે મોઢું વગેરે ધોવું ને સાફ થવું.

૪. નખ, આંખ, કાન, નાક, કપડાં વગેરે રઘુને બતાવીને જ દાખલ થવું.

૫. પગ કોથળા પર લુંછીને ઓશરીમાં આવવું.

૬. વાંચવું હોય ત્યાં સુધી રોકાવું. વાંચીને ચાલતા થવું, નકામું રોકાવું નહિ.

૭ બીજા વાંચનારને અડચણ ન પડે માટે અંદર અંદર વાતો કરવી ઠીક નહિ. કદાચ વાતો કરવી હોય તો ધીમેથી કરવી. વાંચનાર આંગળી ઉંચી કરે તો વાતો બંધ કરવી.

૮ લીધેલી ચોપડીઓ ઠેકાણે મૂકવી.

અમારું "ઓશરી પુસ્તકાલય' સુંદર ચાલ્યું. ચાલીના એટલે કે આજુબાજુના બાળકો અમારાં દોસ્તો થયાં. તેઓના માબાપે કહ્યું સારું થયું કે તમે આવું કાઢ્યું. છોકરાં ઘરમાં અને બહાર ધમપછાડા કરતા હતા. અને પજવતા હતા. હવે બંધ કરશો નહિ. જોઇએ તો કંઇક ફી લો.

રઘુ અને ચંપાને વ્યવસ્થિત વાચનાલય મળ્યું. તેઓએ તો વાંચનાલયમાંજ ઘર જમાવ્યું. મોટો ભાગ ત્યાંજ પડી રહે. બસ વાંચ્યાજ કરે. વાંચ્યા આડે કંઇ બીજું ગમેજ નહિ. પોતાની ચીજો વગેરેની વ્યવસ્થા પણ ભૂલી ગયાં. વાંચવાનો શોખ, વાંચવાની મજા એવી છે. નવું નવું વાંચવાનો પણ કાળ આવે છે. ઋતુ આવે છે. એમાં બાળક ન વાંચે તો ક્યારે વાંચે! આવેલી રૂતુએ ફુલો ઉઘડવા ન દઇએ તો ક્યારે દઇએ?

પણ સાથેજ અમારે થોડુંએક તો જોવુંજ પડ્યું હતું. વાંચવાનો રસ બૌદ્ધિક અને લાગણી વિષયક હોય છે. શરીર થાકે છે, આંખો ખેંચાય છે તો પણ આ રસને લીધે માણસો વાંચ્યે જાય છે. આમાં કંઇક વધારે ખેંચાણ થાય છે ને પરિણામે ઘણીવાર શરીરને પાછું પડતાં એકન્દર થોડું ઘણું નુકસાન થાય છે. વાંચનારને પરાણે વાંચતો રોકવો અઘરું છે ને તેથીયે ખરાબ છે. કેમકે જીવ વાંચવામાં હોય ને મન ચોપડીમાં હોય ને શરીરને લઇ લઇએ તો શરીર બીજે કામે લાગતું નથી અને બાકીનો બધો વખત નકામો જાય છે. એમજ બાળક વાંચણીયુંજ કેવળ થઇ જાય એટલે કે વાંચે ત્યાં સુધીજ જીવનમાં મજા આવે ને ન વાંચે ત્યારે કંટાળતું ફરે તે પણ વાચનની સારી અસર રૂપ નથી, અગર વાચનનું વધારે પડતું બંધાણ થયા બરોબર છે. વિચાર કરતાં એમ જણાયું કે વાચનાલય કે પુસ્તકાલય સાથેજ ઘરમાં કે જાહેર વાચનાલયો હોય ત્યાં થોડીએક ઇતર પ્રવૃત્તિઓ જૂદી જૂદી દૃષ્ટિથી રાખવી જોઇએ. જ્યારે પ્રધાનપણે વાચન બુદ્ધિનો આનંદ છે તો પ્રધાનપણે લાગણીના આનંદને માટે સારાં મજાનાં બાળકોને ગમે ને પ્રેરે તેવાં ચિત્રોનો સંગ્રહ (નાનો યા મોટો) એકાદ ટેબલ પર કે કોથળીમાં કે પોટકામાં

જોઇએ. એમજ વાચન મનની આન્તર ક્રિયા ચલાવે છે તેની સાથેજ તનની બહિર ક્રિયાઓ ચાલે તેવી થોડીએક પ્રવૃત્તિઓ ઘરમાં તેમજ જાહેર વાચનાલયોમાં ગોઠવવી જોઇએ.

અમારા આ વાચનાલયમાં અમે ઉપરની દૃષ્ટિએ થોડીએક પ્રવૃત્તિઓ ગોઠવી. ત્યાં જોવા માટે ચિત્રો મૂકયાં રમકડાં કરવા માટે માટી મૂકી, થોડાએક કાગળો અને કાતર મૂકયાં અને બંગલા કરવા માટે પેટીઓ અને એક માફનો મૂકયોઃ બાળકોને આ સહાયક પ્રવૃત્તિઓથી ખૂબ મજા પડી. વાંચે ત્યાં સુધી વાંચે ને પછી આ પ્રવૃત્તિમાં રોકાય. પરિણામ એ આવ્યાં. કેટલાંએક અત્યંત વાંચવા પર ચડી ગએલાં બાળકો લાંબે વખતે પણ આ પ્રવૃત્તિઓમાં ભળ્યાં અને તેમના વાચનની અતિશયતા ઘટી. બીજું એકાદ નવી ચોપડી આવે ને સૌ તેનીજ રાહ જોઇને બેસે અને જૂની ચોપડીઓનું પુનરાવર્તન પસંદ ન કરે ત્યારે જે કંટાળો આવે ને કંટાળાને લીધે અસ્વસ્થતા આવે તે અટકયાં. આજે ચોપડી નથી મળતી તો કશી ફિકર નહિ. બીજી પ્રવૃત્તિઓ કયાં નથી એમ કરીને પણ છોકરાંઓ આ પ્રવૃત્તિઓ કરવા મંડી પડતાં.

આ હાથકારીગરીની પ્રવૃત્તિઓ મારી દૃષ્ટિ સમીપ ચાલી. તેની વિસ્તારપૂર્વક વાત અત્રે નથી કહેતો કેમકે અહીં તો પુસ્તકાલય વાચનાલય કેમ ચાલ્યું ચલવ્યું તે વિશે કહું છું. માટે આ બાબત પર કોઇ અન્ય સમયે.

એક બીજી વાત નોંધવા જેવી ગણાય. ઘણીવાર એકાદ પુસ્તક વાંચવા જેવું લાગ્યા પછી બાળક તે વારંવાર વાંચે છે, વારંવાર જાતે વાંચી તેનો રસ લે છે, વાચન શક્તિ વધારે છે. આ પ્રસંગ ઓળખવો જોઇએ છે. એકાએક મોટું પુસ્તકાલય રચી દેવાથી બાળક ગુંગળાય છે અને કયું વાંચવું અને ન વાંચવું તેના વિચારમાં તે અક્રિય બને છે. મેં શરૂથીજ એમ કર્યું હતું. ઉપરાંત જે નવા નવા બાળકો અમારા ઓરારી વાચનાલયમાં દાખલ થતા હતા તે પરત્વે કરતો હતો. વંચાઈ ગએલા પુસ્તકો વાચનાલયમાંથી તુરત ઉઠાવી લેતો હતોઃ ઝટ-ઝટ રોજ ને રોજ નવાં પુસ્તકો પીરસતો ન હતો. બધાં પુસ્તકો બધાં બાળકો વાંચી નાખે તોપણ થોડો વખત રહેવા દેતો અને બાળકોને પુનરાવર્તન કરવાનું મન થાય એમ છે કે નહિ અર્થાત્ ફરી ફરીને વાંચવાની ઇચ્છા જાગૃત થવા માટે પ્રેરણા કરી જોતોઃ એકાદ ગમી ગએલું પુસ્તક લઇને કહેતો 'એકજ વાર વંચાય એમ કંઈ નહિ. ગમે તો સો સો વાર પણ વંચાય. હજારવાર પણ વંચાય. ગમે તો લાખવાર પણ વંચાય. વળી એમ પણ કહેતો કે 'જે સો વાર વાંચે તે પોતાનું નામ પુસ્તક પાછળ સો વાર લખે. પચાસ વાર વાંચે તે પચાસ વાર લખે.' બન્યું એમ કે બાળકોને જે પુસ્તકો સાચેજ ગમ્યાં તેને તેમણે વારંવાર વાંચ્યાં અને તેની પાછળ પોતાનાં નામો પણ મૂકયાં. એ ઉપરથી કેવાં પુસ્તકો બાળકો વધારે વાર વાંચવા પસંદ કરે છે તે જેટલું જણાયું તેટલું કહીશ.

૧ પુસ્તકનો અક્ષર (type) મોટો હોય તે બાળક હોંસે હોંસે વાંચે છેઃ સારું વસ્તુ હોય પણ ટાઇપ ખરાબ હોય છે તો તે વાચન જતું કરે છે. સારા ટાઇપ સાથે નઠારું વસ્તુ પણ વાંચી કાઢે છે. અત્યારનાં બધાં બાળપુસ્તકો ટાઇપ અને વસ્તુ બન્નેની દૃષ્ટિએ સંતોષકારક નથી પણ બાળકો પોતાની દૃષ્ટિએ ચાલે છે. મોટા ટાઇપ વાંચે છે; સાથે ગમે તે વસ્તુ વિશે પરવા કરતું નથી. એ સ્થિતિમાંથી બાળક પોતાને ઉગારી શકે તેમ નથી તેથી આપણેજ તેનો ઉપાય કરવો પડશે. મારે તો પુસ્તકોની એ રીતે ચોકી કરવી પડતી. મોટા ટાઇપની

કે નાના ટાઇપની ચોપડીઓ જાતે વાંચી ગયા પછીજ વાચનાલયમાં મુકતો. મોટા ટાઇપની કે નાના ટાઇપની ન–સારી ચોપડીને ઘરમાં લાવતો જ નહિ.

૨. શબ્દપોથીઓ, નાનાં નાનાં સુઘડ વાકયો ભરી વાતો, પાઠો કે વારતાઓ બાળકો ખૂબ વાંચે છે. કારણ એ છે કે તેઓને વાંચતા તસ્દી પડતી નથી. નાના છતાં રસમય વાકયો એક પછી એક વાંચવામાં એક પ્રકારની સહેલાઇ, સરલતા અને આનંદ દેખાયો છે.

૩. બાળકોની આજુબાજુની પરિસ્થિતિ એટલે કે તેમના બાળજીવનની આસપાસના વિષયો પર રચેલા પાઠો વાતો તેઓને ખૂબ ગમે છે. કારણ કે તે વસ્તુનો તેમને પ્રત્યક્ષ પરિચય અને પક્ષપાત હોય છે. તેઓને તે જીવન્ત લાગે છે.

૪. બાળકોને કોઇ પણ પુસ્તક ઝટ ઝટ પુરું થતું હોય તો તે ગમે છે. નાની સાઇઝની અને થોડાં થોડાં પાનાંની બાળવાતો શરૂઆતનાં પુસ્તકાલયમાં બહુ વંચાય છે.

૫. નાનું કે મોટું બાળક વાર્તાઓ વાંચવાનું બહુ પસંદ કરે છે. મોટા ટાઇપની રસિક વાર્તા બાળક વારંવાર વાંચે છે. સારી વાર્તાના અમુક લક્ષણો ખૂબ આકર્ષક બનેછે. ટુંકા વાકયો, શૈલીની મધુરતા, અદ્ભુત વસ્તુ.

૬. સારી રીતે છપાએલી (Spaced) અને સારાં ઉત્તમ ચિત્રોવાળી ચોપડીઓ પણ બાળકને પ્રિય થઇ પડે છે.

બાળવાચનાલયની સાથે બીજી પ્રવૃત્તિઓ કરતી ત્યારે થોડીએક વિશેષ સગવડ કરવી પડી.

૧. ટોપલી રાખી. કામ કરતાં કચરો પડે તે ટોપલીમાં નાખવો.

૨. કામ કરીને સૌ પોતપોતાની પ્રવૃત્તિનો કચરો વાળીને ટોપલીમાં નાખે.

૩. લીધેલી ચીજ તેની જગાએ મૂકે.

૪. તૈયાર થએલી ચીજો ઉપર પોતાનું નામ અને તારીખ નાંખી તારીખ જાણવા માટે ત્યાં એક તારીખીયું ટાંગ્યું.

૫. કામ કરી હાથ ધોઈ પોતાને ત્યાં જાય.

ઘરનાં બાળકો કે બહારનાં બાળકોને હમેશ વંચાવવું જોઇએ એમ મેં કદિ માનેલુંજ નથી. કોઇ વાર કોઇને વાંચવુંજ ન હોય તો બીજી પ્રવૃત્તિઓ પણ કરે. એમ વાંચવું પસંદ ન પડે તો શું કરવું તે પ્રશ્ન એક વાર મારી સામે ખડો થયો. મને થયું આ આપણે માટે તો સંપૂર્ણપણે શકય નથી પણ જો એકાદ આદર્શ બાળવાચનાલય પુસ્તકાલય ખોલવું હોય તો આ પ્રમાણે ગોઠવણ થવી જોઇએજ. અને એવી ગોઠવણો હોય ત્યારેજ સંપૂર્ણ વાંચનાલય થયું કહેવાય.

જેમ સર્જનાત્મક પ્રવૃત્તિઓ જોઇએ તેમજ આનંદ વિરામદાયક પ્રવૃત્તિઓ (Recreative) પણ જોઇએ. બાળવાચનાલયની બાજુમાં સુંદર નાનો બગીચો જોઇએ. બાળકો બાગમાં ફરે અને વનસ્પતિનો પરિચય અને ફૂલોનો ગંધ લેવા બાગમાં પક્ષીઓ અને પશુઓની પાલનશાળા હોય. બાળકો ત્યાં જાય તેમને ખવરાવે પીવરાવે, તેમને હુંલાવે, તેમની સાથે રમે ને તેમને હેત કરે ને હેવાળ થાય. વળી બાળવાચનાલયની સાથે ખેલવા કુદવાનું મેદાન હોય. બાળકો વાંચ્યાં કે વાંચ્યા પહેલાં રમે ને કુદે, રેતીના ઢગલા, અખાડા, દડા, વગેરે ઘણી જાતની રમતોના સાધનો પડયા હોય ને તે બાળકો તેનાથી રમે. ઉપરાંત બાળ લીલી ઘરોની બિછાવત, રંગીન માછલીઓ જેમાં તરતી હોય એવા હોજ, ઉડી રહેલો ફુવારો, છુટા ચણતા પક્ષીઓનો ચણુતરો, એ બધાં વચ્ચે બાળક વાંચે, રમે, કુદે, આરામ લે ને બાળજીવનનો ભવ્ય આનંદ લુટે. આવું સુંદર બાળવાચનાલય કોઈ એક બાળપ્રેમી માતપિતાજ

પોતાને ત્યાં આપી શકે. પણ આવું બાળ-વાચનાલય કોઇપણ બાળપ્રેમી પ્રજાપ્રેમી રાજા તો પોતાની પ્રજાનાં બાળકોને જરૂર આપી શકે. બાગ સુંદર દેખાય છે. બાગની અંદર પક્ષીઓ, વૃક્ષો, લીલોતરી સુંદર દેખાય છે. પણ તે વચ્ચે નાનાં હસતાં રમતાં ને કિલ-કિલાટી કરતાં બાળકો કેવાં સુંદર લાગે? બાગમાં ફૂલો ઉઘડે છે, મધમાખી મધ કરે છે, પક્ષીઓ ચારો શોધે છે, માળી બાગને ઉછેરે છે ત્યાંજ સૌની સાથે બાળક પણ ઉઘડે, વાચનમાંથી જ્ઞાનમધ એકઠું કરે, નવું નવું વાચન શોધે અને આપણે તે માટે અનુકૂળતા કરી આપીએ: કેટલું મન મોહક દર્શન છે. જ્યારે પ્રજા અને રાજાને આ દર્શનની ઝાંખી થશે ત્યારે સ્થળે સ્થળે આવા બાળવાચનાલયો આપણે જોઇશું ને આપણી આંખો ઠારીશું.

વારુ, મારા ઘરની આસપાસ આવું કશું ન હતું. મને બહુ વખત પણ ન હતો. મેં એક પાડોશીની મદદ માગી. જ્યારે બાળકોને વાંચવું ન ગમે અથવા વાંચવા જેવું કશુ નહોય ત્યારે તે તેમને આજુબાજુના લતામાં, મંદિરોમાં કારીગરોને ત્યાં એમ જૂદે જૂદે સ્થળે જોવા લઇ જાય. આ બાબતમાં પણ કેટલુંએક નોંધવા જેવું છે પણ તે વિષય પણ અપ્રસ્તુત છે માટે છોડીનેજ ચાલીએ.

હું આગળ કહી ગયો કે હું ચોપડીઓ પર ચોકી રાખતો. કઈ કઈ ચોપડીઓને ઘરમાં આવવા દીધી ને કઇ કઇ ન આવવા દીધી તેની લાંબી યાદી અહિં નહિ આપું. પણ કેવા પ્રકારોની ચોપડીઓને મેં બાળ-વાચનાલયમાં પેસવા ન દીધી તે પ્રકારો જણાવીશ.

૧ જે ચોપડીઓમાં અત્યંત ઉપદેશ, ઉપદેશ અને ઉપદેશ ભરેલો હતો, જે ચોપડી બાળકને માત્ર આમ કરો તો આમ ફાયદો થશે ને આમ નહિ કરો આમ હેરાન થશો વગેરે લાલચ અને ધમકી ભરી ચોપડીઓ.

૨. જે ચોપડીઓ વારતાની હતી પણ તે કેવળ તરંગી, કેવળ વાસ્તવિકતાથી વિમુખ, કેવળ કલ્પનાનું પણ ખૂન કરનારી હતી તે જાતની.

૩. જે ચોપડીઓ ભલે રસિક, સરલ-શૈલીભરી હતી પણ તે વાંચવાથી બાળકો બ્હી જાય, બ્હીક તેના મન પર ચોંટી જાય, બ્હીકને લીધે તે વાંચતાં વાંચતા પણ વાંચે છતાં બ્હીએ, પરિણામે વાતો વાંચવાને કારણે જ્યાં ત્યાં બ્હીક કલ્પે, અને રાતે અથવા અંધારામાં અથવા એકલાં બ્હીવા લાગે તેવી ચોપ-ડીઓ સાચેજ બાળકોને બ્હીતાં કરી શકે છે. બ્હીવું એ જ્યારે ભૂલ અથવા નાદારી ગણાય છે ત્યારે તો વાચન વગેરેથી બાળકો ક્યારે બ્હીતાં થાય છે તેની પણ ખબર પડતી નથી અને બાળકો બ્હીકના રોગથી પીડાવા લાગી ચૂક્યાં હોય છે.

૪. જે ચોપડીઓ સ્વર્ગ અને નર્ક આ-લોક તથા પરલોક, દેવ અને દેવીઓ, માતા અને મેલડીઓ, જોગી, જતી, વૈરાગી, ચમ-ત્કાર, ભૂત, પ્રેત, જતી, વગેરે બાબતો છેજ એમ ઠસાવતી હોય ને તેમ કરી માણસમાં અનેક વ્હેમો અને ભય પેદા કરતી હોય તે. બેશક ચોપડીઓમાં પ્રેતની કે ભૂતની કે એવી બધી વાતો આવી શકે. પરન્તુ તેની લખાવટ વાતનું સાચાપણું ઠસાવવા માટે ન હોય પણ પ્રચલિત વિચાર રહીને, તેની વિચિત્રતા, અને પોકળપણું ઉઘાડું પાડવા કે તેના હાંસી થવા માટે જ.

૫. આજે જે સામાજીક બદીઓ છે, જે પરંપરાથી આપણામાં ઉતરી આવી છે, તેનું પોષણ કરતી, તેનો પક્ષપાત કરતી, તેનો મોહ કરતી, તેમજ

હોવું જોઇએ અને અન્યથા ન હોય એવું ઠસાવતી બધી ચોપડીઓ.

૬. જે ચોપડીઓ ખોટા દેવો, પાખંડી મતપંથો, ખોટી ગેરાઇ, નાલાયક રાજાઓ અને સત્તા, નિંદ્ય વ્યક્તિઓ અને સંસ્થાને માન્ય કરતી હોય, તેના ગુણગાન કરતી હોય, તેનું વડીલપણું કે મોટાપણું ઠસાવતી હોય તે.

૭. જે ચોપડીઓ ધર્મ ધર્મનીજ વાતો કરતી હોય તેમજ જે ધાર્મિક જીવનની વિરોધી હોય, જે વાંચવાથી માણસ કુટિલ અને અતીતિવાન બને એવું લાગે તે ચોપડીઓ. અલબત્ત ચોપડીઓ માત્રમાં નીતિ સમજાવવા, ધર્મ સમજાવવા, સારું સમજાવવા તેની બીજી બાજુ, તેનું બીજું પડખું ચીતરવામાં આવે છે તે જૂદી વાત છે અને જે ચોપડીઓમાં એજ વાત મુખ્ય હોય છે, માનનીય અને સ્તુત્ય હોય છે તે વાંધાભરેલી છે.

૮. માનસશાસ્ત્રની અને શિક્ષણની દૃષ્ટિએ, જે વાંચવાયોગ્ય લખાણ ન ગણાય તેવી ચોપડીઓ એટલે કે જે ચોપડીઓ માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રે સ્વીકારેલા સિદ્ધાન્તોનો અસ્વીકાર કરી તેના વિરુદ્ધ સિદ્ધાન્તો ઉપર પોતાનું લખાણ, કથન, સાર, ઉપદેશ ગોઠવે તે.

૯. જે ચોપડીઓનું લખાણ અસંસ્કારી, કલાહીન, અસંભવનીય, ઉત્તેજક અગર માદક હોય તે.

અમારા વાચનાલયમાં ઉપરની દૃષ્ટિ રાખી ચોપડીઓ લાવવામાં આવતી. પ્રથમ તો હું અને મારી સ્ત્રી બન્ને મળીને ચોપડીઓ વાંચી કાઢતાં ને પાસ નાપાસ કરતાં પણ જેમ જેમ ચોપડીઓ વધતી ગઇ તેમ તેમ મિત્રોની મદદ લેવી પડી. કેટલીએક ચોપડીઓ તો કેવળ ફેંકીજ દીધી.

ઉપરના નિયમો ધ્યાનમાં રાખી ચોપડી પસંદ કરવી ન કરવી એ કામ ફુરસદ માગે છે. સમજણ અને શક્તિ માગે છે. જ્ઞાન માગે છે. મને પોતાને લાગ્યું કે એક માબાપ તરીકે આ કામ કઠીન છે. ખરી રીતે આ કામ કેળવણીકારો અને પુસ્તકાલયની પ્રવૃત્તિના વિચારકોનું છે. સાહિત્ય લેખકોના ઉપર અંકુશ મૂકી શકાય નહિ. અંકુશ મૂકવા જતાં તેઓ દબાઇજ જાય. તેમની સામે શુદ્ધ સાહિત્યનું ધોરણ મૂકી શકીએ. તેમની નઠારી ચોપડી પસંદ ન કરી તેની વ્યવહારિક કિંમત પણ નથી તેનો ખ્યાલ આપી શકીએ. પણ ખરું કામ તટસ્થ બુદ્ધિના વિચારકોનું છે.

ઘરમાં કે ઓશરીમાં કે ચાલીમાં, કે રીતસરના તે માટેના મકાનમાં વાચનાલય પુસ્તકાલય ચલાવનારમાં વ્યવસ્થા રખાવવાની તેમજ વાચનાલય રસિક અને ઉપયોગી કેમ કરવું તેની આવડત જોઇએ. વ્યવસ્થાના નિયમોમાં નીચેની બાબતો ખાસ જાળવવી:

૧ સ્વચ્છતા.

૨ પ્રત્યેક પુસ્તકની નિશ્ચિત જગ્યા.

૩ પુસ્તકો વાપરવા સંબંધી ચોક્કસ સૂચના ને તેનો સમજણપૂર્વક ચોક્કસ અમલ.

૪ વાંચનારને પડતી મુશ્કેલીઓનો અભ્યાસ ને તે તાત્કાલિક દૂર કરવી.

૫ એકની કઢંગી ટેવો બીજાને નડતી અટકાવવી.

જ્યારે હું વાચનાલય ચલાવતો ત્યારે આ બધી બાબતો માટે જૂદી જૂદી ગોઠવણ રાખતો: કેટલાએક નિયમો મોઢેથી કહી સંભળાવતો અને કેટલાએક લખીને ટાંગી રાખતો. જોવાનું, કાને છે કે નહીં તે જોતો ને ફેરફારો કરી આવતો. વાચવાને, જવા આવવાને, આવના લીટા કાઢી રાખતો. અમુક નવી પ્રગતિ શાની ને કેમ કરવી તે બાળકોને

આપ્યાં પહેલાં બરાબર સમજાવતો. તેને લગતા નિયમો આપતો. પહેલેથી બાળકને જે કંઇ ચોકસાઈ આપીએ છીએ તે તે ખુશીથી લે છે. એક વાર અવ્યવસ્થામાં તણાઇ ગયા પછી બાળકને રસ્તે લાવવું આકરું પડે છે.

બાળકો વાંચતાં હોય કે કામ કરતાં હોય પણ વચ્ચે વચ્ચે હું તેમને આરામ આપતો. આરામને અમે શાન્તિની રમત કહેતા. આ-સ્તેથી વાચનાલયની જગામાં અંધારૂં કરતાં. બારી બંધ કરતાં. પડદો પાડી દેતાં. અંધારામાં કામ સ્હેજે બંધ પડતું. તે વખતે કોઇવાર એકાદ ગાયન ગવાતું. વાંચન વિશે કંઇક બોલતો. શાન્તિ કેટલી બધી સુંદર છે તે તરફ ધ્યાન ખેંચતો. સારી રીતે વિરામ આપ્યા પછી કામ પાછું શરૂ થતું.

નવી ચોપડી આવતી તો બાળકનું તે તરફ ધ્યાન ખેંચવા હું જાહેરાત મૂકતો. 'આજે અમુક ચોપડી આવી છે.' 'વાંચવા જેવી છે.' 'ઇતિહાસ કે ભૂગોળની છે.' "વારતા કે વિજ્ઞાનની છે." આવી જાહેરાત બાળકને ચોપડી પસંદ કરવામાં મદદ કરે છે. વાચનને કંઇક પ્રેરે પણ છે.

વળી બાળકો જે ચોપડીઓ દેખીતી રીતે આકર્ષક ન લાગવાથી ઉપાડેજ નહિ પણ ચોપડીઓ જરૂર વાંચવા જેવી હોય ને વાંચવા લે તો ગમી જાય તેવી હોય તે ચોપડીઓ-માંથી હું થોડું થોડું વખતો વખત વાંચી સંભળાવતો. ચોપડી આખી વાંચી નજ સં-ભળાવું. તેનો રસિક ભાગ થોડો વાંચી, રસ જગાડી તે છોડી દેતો. બાળકો સ્વતઃજ તે તરફ ખેંચાતાં ને પેલો રસ લેવા ચોપડી વાંચી કાઢતાં. ચોપડીનો બાળકને રસ આપવામાં આપણી આટલી સહાય આ-વશ્યક છે. ચોપડીની અંદરનો રસ ચખાડીને જ આપણે બાળકને વાંચતું કરી શકીએ. ચોપડીના માત્ર વખાણો નહિ.

વળી બાળકોને વાંચી સંભળાવ્યા કર-વાથી તેઓ પરાવલંબી બને છે. આળસુ બને છે. તેમને ચોપડી બહુજ ગમતી હોય પણ જો તેઓ વાંચીજ શકતા હોય તો આપણે વચ્ચે પડીને વાંચી સંભળાવવા ન જવું અને તેમના સ્વાવલંબનને તોડવું નહિ. છતાં વાંચી સંભળાવવાના પ્રસંગો આવતા. જ્યારે બધાં બાળકો કોઈ કોઇવાર સર્જના-ત્મક પ્રવૃત્તિઓ ઉપર ચડતાં ત્યારે હું તેમને ગાઇ સંભળાવતો કે વાંચી સંભળાવતો. આ વખતનું વાચન તેમના કામમાં બમણો રસ પ્રેરે ત્યાં સૂધી ચલવતો. કામ છોડી સૌ સાંભળવા આવે એટલે ચોપડી તેમનેજ સોંપી દેતો.

લગભગ બધા બાલ સાહિત્યકારો મારા મિત્રો છે. તેઓ અવારનવાર મારે ત્યાં આ-વતા એટલે હું બાળકોને સીધોજ તેમનો પરિચય કરાવતો અને લેખક દ્વારા લેખનમાં રસ ઉત્પન્ન થવાનો માર્ગ ઉઘડતો. મને લાગે છે કે હરકોઇ વાચનાલય કે પુસ્તકાલયમાં લેખકોનાં ફોટાઓ મુકયા હોય તો બાળકોને તે જોવા ગમે. વાચનલાય ચિત્રો વિનાનું તો નજ હોય પણ તેમ આ લેખકોના ચિત્રો તો હોયજ. મારી આ દરખાસ્તથી તમામ લેખકો ખુશી થશે.

મારી સામે બાળકો વાંચે તો તેઓ કેટલું વાંચે છે કયું કયું વાંચે છે તેની નોંધ મારે રાખવી જોઇએ. તેથી એકતો મને જાણવા મળે કે વાંચનાર બાળક કેવી વૃત્તિનું છે, તે ઇતિહાસપ્રિય છે કે વિજ્ઞાનપ્રિય, તે વારતા-પ્રિય છે કે હકીકતપ્રિય છે. તે ઉપરથી હું બાળકની ભાવિ જીંદગીની દિશા નેી કરી

સમજી શકું. તેને ગમતાં પુસ્તકો વધારે મેળવી આપું. તે માર્ગમાં ખૂબ આગળ વધવા અનુકૂળતા કરી આપું; અગર અમુક પુસ્તકો મેં સમધારણ બાળકને ગમે છે છતાં અમુક બાળકને નથી ગમતાં તો તેનાં કારણોમાં ઉતરી તેના વિશેષ માનસને જાણું અને પછી તેને માટે શું કરવું ન કરવું તેનો વિચાર કરૂં. અને ઉપાય શોધું. વળી કેવી જાતનાં પુસ્તકો બાળકો હાથમાં લે છે અને કેવાં નથીજ લેતાં તે જાણવામાં આવતાં તેનાં કારણો શોધી કાઢી શકાય અને લેખકોને ગેનવણી મળે કે બાળકો તો આવું સાહિત્ય આવી રીતે લખેલું વધારે પસંદ કરે છે. લેખકોની મનસ્વી કલમે લખેલું ચાલે અને ન પણ ચાલે. નોંધમાંથી જાત જાતનાં આંકડા તારવી શકાય છે. અહિ તેની દિશા સૂચક યાદી આપું છું અને આંકડા આપવાની જરૂર તો છેજ નહિ:

૧ કેટલાં પુસ્તકો બહુજ વંચાય છે.

૨ કયું પુસ્તક વારંવાર વંચાય છે.

૩ કયું પુસ્તક કોઇપણ વાંચતુંજ નથી.

૪ કેટલાં બાળકોએ કેટલાં પુસ્તકોનો લાભ લીધો.

૫ કયા વર્ગના પુસ્તકો વધારે વંચાય છે.

૫ કયો લેખક વધારે વંચાય છે.

૭ કેવી સાઇઝ અને ટાઇપ વધારે ગમે છે.

૮ દર માસે અમુક બાળક કેટલાં પુસ્તકો વાંચે છે.

૯ સરેરાસ દરેક બાળક કેટલાં પુસ્તકો વાંચે છે.

ગિજુભાઇ






"જ્વર આદિ વ્યાધિથી ઉત્પન્ન થયેલ તપ ખરેખર મહાન છે."

બ્રહદારણ્યક, ઉપનિષદ્.

"સઘળી દૃષ્ટિથી શીળી કચરો કહાડી નાંખનારી વ્યાધિ ગણી શકાય, કદાચ તેના કરતાં શરીરને સ્વચ્છ કરનાર કો માનવ રોગ નહિ પણ હોય, અને તેથી તેની આરંભથી યોગ્ય સારવાર થાય તો પરિણામે તે આવકારદાયક છે."

મૅકફૅડન વિજ્ઞાનચક્ર.

"સારી પેઠે નીકળેલી શીળીથી ક્ષય, કંઠમાળ, વિષફોટક આદિના ઝેરોથી બાળકો શારીરિક મોક્ષ મેળવે છે, અને આ જન્મે બીજી રીતે તે ભાગ્યેજ મળી શકે છે."

હેન્રી લિન્ડલાર્ડ, એમ. ડી.

"ચામડી સ્વચ્છ રાખવાની યોગ્ય સંભાળના અભાવથી શીળી નીકળી આવે છે,"

ડૉ. એફ. ઇ. ખિલ્ઝ.

( ૨ )

આપણા દેશમાં બાળમરણપ્રમાણ બીજા દેશો કરતાં વધારે છે, તેના ઘણા કારણોમાંથી બાલઉછેરઅજ્ઞાન પ્રધાન પદે છે. આપણે ત્યાં એ વિશે વિશેષ સાહિત્ય પણ નથી, તેમજ આપણા ગૃહશિક્ષણમાં એને સ્થાન પણ નથી; વર્ષો પહેલાં ઘરમાં ડોશીમા એ સંબંધે કૈંક જાણતાં પણ હમણા એમની જગ્યા સંભાળે એવી વૃદ્ધા કો ભાગ્યશાળી ઘરે હોય છે.

બાળઉછેરમાં બાળઆરોગ્યશિક્ષણ એ અગત્યનો વિષય છે, અને એ વિશે તો એક ગ્રંથિકાજ લખાય, એ તો નિરાંત અને નવરાસની વાત! હમણા તો આજની ઘડીયે ચાલતા શીળીના ઉપદ્રવ વિશેજ થોડીક સૂચનાઓ લખવી જરૂરી છે.

બાળકોને ઘણો રોગ થાય છે, જીવલેણ પણ નીવડે છે, પણ તે બધામાં શીતળા કે માતા એક સામટો બાળભોગ લે છે જેઓ તેના ભયંકર પંજામાંથી છૂટી જાય છે, તેના પર પણ તેની ક્રુરતાના સ્મારક રહી જાય છે. ફૂલની પાંખ સમા સૂંવાળા બાળ ગાલ પર માતાના કણ રહી જાય છે, તેમજ દીવા સમી દીપતી બાલ આંખ પર પણ માતાના ડાઘ રહી જાય છે. એ ક્યા માબાપથી જોયા જાય, તેમ છે?

ગ્રહોની ગતિને એ રોગ આધિન છે. બગડેલો મંગળ એનાં કારણ રૂપ મનાય છે. તેથી વાતાવરણમાં ઉષ્ણતા વ્યાપી રહે છે. કૂમળાં બાળ શરીરો એ સહન કરી શકતાં નથી, એટલે એ ફૂટી નિકળે છે. પણ તેને માટે પૂરાયલા છિદ્રોવાળી ચામડી અને મળથી ભરેલા આંતરડાવાળી યોગ્ય ભૂમિકા તો આવશ્યક છે.

ઘણે ભાગે ઉગ્ર પ્રકૃતિના અને ક્રોધિત સ્વાભાવના બાળકો પરજ તેની અસર વધારે થાય છે. વળી નિર્ધન માબાપને ત્યાં જન્મેલા બાળકો પર તેની અસર વિશેષ હોય છે, તે પણ અસ્વચ્છતાને લીધેજ!

શીળી, શીતળા કે માતાનો ઉત્પત્તિ-ઈ-

તિહાસ સદીઓ પહેલાંનો છે. તે પૃથ્વિપરના લગભગ બધા દેશોમાં સેંકડો વર્ષોથી ઉપદ્રવ-રૂપ છે. તે ઘણીવાર જીવ લેણ થઈ પડે છે. આપણા દેશ કરતાં ઠંડા પ્રદેશોમાં એ વધારે ભયંકર મનાય છે, પણ ત્યાં એની સારવાર પણ સારી પેઠે થાય છે.

આપણે તો વહેમના ભોગ બની માતાની માનતા માનીએ છીએ કે બળીઆ દેવને પ્રાર્થના પ્રાર્થીએ છીએ. આ આપણી સારવાર, કેટલી સરસ ? "શ્રદ્ધાચિકિત્સા"ની દષ્ટિએ એ પણ કંઈ અયોગ્ય નથી, પણ એટલામાં કર્ત્તવ્યની ઇતિ કૃતિ માની લેવાથી રોગીની વિશેષ કાળજી કે સંભાળ લેવાતી નથી, તેથી કેટલીક વાર ભારે હાનિકારક પરિણામ નિપજે છે.

"પેટ સાફ" અને "શરીર સાફ" એ માર્તા ચાલતી હોય, ત્યારે પ્રત્યેક બાળક માટે અતિ જરૂરનાં છે. મા બાળકને દિવસમાં એક વાર શરીરને સારી પેઠે ચોળીને નવડાવે અને અઠવાડિયે એકવાર બાળકની વયના પ્રમાણમાં એરંડિયું પિવડાવે, તો ગોળી નિકળવાનો સંભવ ઘણો ઓછો રહે. વળી ખાનપાનમાં મરીમસાલાવાળા પદાર્થોને બદલે દૂધ, કાળી દ્રાક્ષ, આલુબૂખારા, અંજીર આદિ ફળો ઉમેરે, તો તે પણ બહુ લાભપ્રદ થઇ પડે. શીળીના વાયરામાં બાળકોને કેવળ દૂધ અને ફળોપર રાખવા તે એના સામે વીમો ઉતારવા બરાબર છે.

બાળકોને શીળીવાળા બીજા ગોઠિયા સાથે રમવા કે બીજી કશી રીતે સહવાસમાં આવવા દેવા નહિ, એ પણ એક અગત્યની વાત છે. એ રોગ પોતે મંદ ચેપી છે, ચૌદથી ઓગણીસ દિવસ લગી તો એનો ચેપ શરીરમાં વૃદ્ધિ પામ્યા કરે છે. પછી ત્રણ ચાર દિવસ તાવ આવે છે, ત્યારે પેટમાં ગોળા વળે છે, મ્હોડે ઉબકા આવે છે, કેડમાં તથા થાપામાં પીડા થાય છે.

શીળી નિકળ્યા પછી બાળકને તરસ વધારે લાગે છે, ત્યારે નવસેકા પાણી સાથે મધ મિલાવી દેવી અને નવસેકા દૂધ સિવાય બીજી કોઇ ચીજ ખાવા આપવી નહિ. નવસેકા દૂધ પાણી તે માગે તેટલી વાર કશી આનાકાની કે સંકોચ વિના આપવા, તેથી અંદરની ઉષ્ણતા શમે છે, અને શરીરનાં અવયવો ધોવાય છે, સાથે સાથે પોષણ પણ પૂરતા પ્રમાણમાં મળ્યા કરે છે.

ઝાડાની કબજીયાત આ રોગમાં અગ્રભાગ ભજવે છે. નવટાંક કાળી દ્રાક્ષ અને એક તોલાભાર ત્રિફળા ચૂર્ણનો પાસેર પાણીમાં ઉકાળો કરી ઉમરના પ્રમાણમાં બાળકને પાવો, અને બની શકે તો એનિમા કે ડૂસ વડે પેટ સાફ કરવા પ્રયાસ કરવો.

રોગીની શય્યા સ્વચ્છ રાખવી. ઓઢવાના ઓછાડ અને પાથરવાના પાથરણા પ્રતિદિન ધોવા કે તડકે મૂકી તપાવવા. બની શકે તો રોગી માટે ઓરડી પણ જૂદી રાખવી. તેમાં જરૂરની થોડી ચીજો સિવાય કશી વધારાની સામગ્રી રહેવા દેવી નહિ. જરૂરના માણસો સિવાય બીજાઓની પણ આવજા રાખવી નહિ ત્યાં પૂરતા પ્રમાણમાં હવાની અવરજવર રહે તેવી ગોઠવણ રાખવી; બારી બારણાં ઉઘાડાં રાખવાં, તેથી બળિયાના દાણા તરતજ સૂકાવા માંડે છે. તાવ આવ્યા પછી ચૌદથી એકવીસ દિવસમાં તો બાળક પ્રથમ કરતાં વધારે પવિત્ર બની હરે ફરે છે.

આ ચૌદ દિવસની બાળતપશ્ચર્યા છે, ચૌદ દિવસ લગી તપ તપી બાળક વધારે સ્વચ્છ અને વધારે સ્વસ્થ થાય છે.

(ડૉ.) લતીફ, એમ. બી. બી; પી. એચ ડી; (લંડન)




# બાળકની કરૂણકથા

ઓરડામાં અંધારૂં હતું. ખુણામાં ખાટલા ઉપર એક બાઇ વિચારમાં પડી હતી. એનું શરીર બહુજ નબળું હતું. પાસેજ એક નાનકડુ બાળક સુતેલું હતું. ઓરડામાં મચ્છર ઘણાં હતાં. બાળક અને તેની બાને મચ્છરો કરડી રહ્યાં હતાં. ચાર દિવસ પહેલાંજ જન્મેલું કુમળું બાળક મચ્છરોનો ત્રાસ સહન કરી શકતું ન હતું, એના ઉપર માતા એક સ્વચ્છ લુગડું ઓઢાડી એનો મચ્છરોથી બચાવ કરવાનો પ્રયત્ન કરી રહી હતી; પણ પ્રયત્ન નિષ્ફળ જતો હતો. થાકેલી માતાને જરા નિદ્રા આવી, ને નિદ્રામાં એને એક સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં એક હાડપિંજર રૂપ બાળક હળવે હળવે એની પાસે આવ્યું એને ' બા, બા ' કરીને અત્યંત દીન સ્વરેથી સાદ પાડી એની સામે આંગળી ચીંધી ઉભું રહ્યું:

" કોણ બાબુ ? " બાએ ગભરાઇને પૂછ્યું ' તું એકલો કેમ ? '

' હા, બા, હું તારો બાબુ, એકલો કેમ આવ્યો અને એ બધું હું હમણાંજ તને કહીશ, કૃપા કરી વચ્ચે વચ્ચે પૂછ પૂછ ના કરતી. હું માત્ર બે ચાર જ શબ્દો બોલી શકતો હતો, તે આજે આટલું બધું કેમ બોલી શકું છું, એ માટે પણ આશ્ચર્ય પામવાની જરૂર નથી. હું આજે તારી પાસે પેલા જડ શરીરથી બોલતો નથી. પણ હું આજે મારા પ્રાણથી તને મારી કથા કહીશ: હું જે જે કહું તે ધ્યાન દઇને સાંભળ. ધીરજ રાખીને સાંભળજે. રડયા વિના સાંભળજે. "

" ખરેખર બા, મારી કથા દુઃખ પૂર્ણજ છે. જન્મથીજ જાણે કે ભાગ્યહીન હતો. મારા જન્મ વખતેજ તને બહુ કષ્ટ પડયું. પછી તારી સંભાળ સારી રીતે નહિ લેવાયાથી તને તાવ ચડયો. બાળકના ભાવી આરોગ્યનું મૂળ – માતાનું ધાવણ – મને તારી માંદગીને લીધે મળ્યું નહિ. એ માટે હું તને દોષ કેમ દઉં ? મને ભૂખ્યો તડફડતો જોઇ તારૂં મન બહુ દુભાતું હતું. વારૂ, ધાવણ ન મળ્યું તો કાંઇ નહિ પણ બીજું દૂધ કાળજીથી પ્રમાણસર પાણી તેમજ દવા નાખીને તૈયાર કરીને પાવું જોઇતું હતું, તે પણ થયું નહિ. ગાયનુ દૂધ વખતે મળતું અને ન પણ મળતું. ખાત્રીદાયક દૂધ નથી મળતું એમ

વિચારી તમે ભેંસનું દૂધ દેવા લાગ્યા. એ પણ પ્રમાણસર પાણી નાખ્યા વિના દીધું નહિ ને મને અપચો થવા લાગ્યો. હંમેશ મારા પેટમાં દુ:ખવા લાગ્યું. હું રડયાજ કરતો, પણ મારા રોવાનું કારણ શોધવાની કોઇ તસ્દી ન લેતું. તમે મને રોતલ કજીયાળો વિગેરે કહેતા. હું રડ રડ કરૂં નહિ માટે તમે રબરની ટોટી મારા મોઢામાં નાખી મને છાનો રાખતા. રાત ને દિ હું સુસ્યા જ કરતો ને તેની ધૂનમાં મારૂં દુ:ખ ભૂલી જવાનો યત્ન હું કરતો. નવાઇની વાત એ છે કે તમે લોકો મને બધો વખત ટોટી દેતા પણ જ્યારે તેની ખાસ જરૂર જણાતી (દૂધ પીવાની વખતે) ત્યારે તો તમે મને એ આપતા જ નહિ. એકાદ વાટકીમાં દૂધ લઇ ગમે તેવી ગંદી ચમચીથી દૂધ ગળામાં રેડતા. હું ખૂબ રોતો. મને ખૂબ અગવડ થતી. પણ તમે તો તે તરફ ધ્યાન પણ દીધા વગર એક પછી એક ચમચી મોઢામાં નાખ્યા જ કરતા. પરિણામની ખબર છે? દૂધ સીધું પેટમાં જતું ને મોઢાની લાળ સાથે મળીને જવું જોઇએ તેમ ન બનવાથી મને તે પુરતું પચતું નહતું. આથી મારૂં પેટ બગડેલું જ રહેતું.

ખરી રીતે ટોટી વારે ઘડીએ બદલવી જોઇએ. પણ એ કોણ કરે? એ તો બધો વખત મોઢામાં રહેતી. તેની ઉપર ફુગી વળી જતી. ગંધાઇને તેમાંથી ખાટી વાસ મારતી. ટોટી કોઇ પાણીમાં નાંખી ઉકાળતું નહતું. ટોટી જમીનપર કે ગમે ત્યાં પડેલી હોય તો તે ઉપાડી મારા મોઢામાં નાખતા મને તે બિલકુલ ગમતું નહિ. પણ કરૂં શું? ટોટી ચુસવાની બહુજ ટેવ પડેલી તેથી હું એ મોઢામાં લેતો ને ચૂસતો.

બા, નાનપણમાં મારાં હાડકાં કોણ જાણે કેમ પણ બહુજ નબળાં હતાં. મને પગ ઉપર ઉભું રહેવું નહોતું આવડતું, ને નહતું ગમતુ. મારી ડોક પણ બરાબર સીધી નહતી રહી શકતી. છતાં તમે મને પરાણે પકડી પકડીને ઉભા કરવાનો પ્રયત્ન કરતાં. મારા કુણા ને નાજુક હાડકાં દુખવા આવતાં. હાડકાં મજબૂત થવાને બદલે ઉલટું વાંકાં ચુકાં થયાં.

દુધમાં પ્રમાણસર અને પુરતું પાણી ન નાખવાથી મને કબજીઆત રહેતી. કોઇક કોઇક વાર તો દસ્ત બે દિવસે પણ આવતો નહતો. કહો જોઇએ તમે તે તરફ થોડું યે ધ્યાન આપતા કે? થશે, ઝાડો થશે; આજે નહિતો કાલે થશે! એમ ધારીને તમે કાંઇ ઉપાય પણ કરતા ન હતા. એક પ્રસંગ બરાબર મારા ધ્યાનમાં છે. તે કહું કે? એકવાર મને બે દિવસ સુધી દસ્તજ ન ઉતર્યો, ને પેટ ચડયું. બેચેની વધવા લાગી એટલે તમે ડાક્ટરની દવા કરાવી. ડાક્ટરે પીચકારી અપાવી. ત્યારે મને ખુલાસેથી ઝાડો ઉતર્યો ને હું રમવા લાગ્યો. એવું વારે વારે થતું. પણ તમને કોઇને નાના છોકરાંઓ માટે મળતી પિચકારી લાવવાનું સૂઝયું નહિ.

હું એમને એમ મોટો થવા લાગ્યો. કુદરતના નિયમ પ્રમાણે મને દાંત આવવા લાગ્યા. એ ભગવાન, તે વખતના ત્રાસનું વર્ણન તે કેમ કરૂં? દાંતના પેઢામાં સબાકા આવતા ને લગભગ આંખ સુધીનો બધો ભાગ દુખવા આવતો. મને મોટા મોટા ધોળા જુલાબ થતા. પણ એ તો નાના છોકરાને દાંત ફુટે ત્યારે એમજ થાય એમાં દવા બવા શું કરવીતી?" એક કરીને તમે કોઇ ગણકારતાજ નહિ; ને કાંઇ પણ ઇલાજ કરતા નહિ. હા, ઘરમાં તને ખૂબજ કામ હતું; રાત સુધીમાં તું બહુજ થાકી જતી એ પણ ખરૂં, પણ આ થોડોક વખત કાઢીને મને હિંગોળાળી ને વજ

ઘસીને દેતી હોત તો મને થોડો ઓછો ત્રાસ થાત. હશે. એ તો ગયું. બા માફું ના લગાડતી.

એમ કરતાં તો બે બે દાંત આવ્યા. પાડોશીની ડોશીઓ કહે કે ' છોકરાને દાંત આવ્યા છે, હવે એને થોડો નરમ ભાત દેવો જોઇએ. ' તેં મારું અન્ન બોટણુ કર્યું. મારી છાતી થડકી ઉઠી. મને થયું કે , હજી તો મને દૂધ પણ બરાબર પચતું નથી તે હું અન્ન કેવી રીતે પચાવી શકીશ ? ' પણ પછી તો મને ભાત ભાવવા લાગ્યો. ને હું અકરાંતીઆ જેમ ખૂબ ભાત ખાતો.. હવે ભાત સારો મળતો ન હતો. ચોખા જરા શેકીને થોડા તિખા મિઠું નાખી તૈયાર કરેલો ભાત મળતો હોત તો ? પહેલા વહેલા બે ચાર દિવસ તેં મારા માટે નોખો નરમ ભાત કર્યો પણ પછી તો બધાં માટે જે ભાત થતો તેમાંથીજ મને પણ આપતા ને હું પણ તે ખાતો. આથી એ ભાત મને માફક આવવાને બદલે ઉલટુંજ થયું. હું રોજ ધોળા ધોળા પોદળા કરતો. પણ તને કશી ફીકર થઈ નહિ. તું કહેતી ' એ તો પહેલાં સુદ્દલ હંગાળોજ નો'તો તે હવે ખુલાસેથી ઝાડો ઉતરે છે. ' હળવે હળવે હું દુબળો પડતો ગયો. પેટ મોટું દેખાવા લાગ્યું ને હાથ ને પગ સૂકલા બની ગયા. તમને હવે લાગ્યું કે મને હવે દાક્તરને દેખાડવો જોઇએ. દાક્તર બીજું શું કરે ? તેમણે કહ્યું કે મને ' રિકેટમ ' છે, તેણે એકદમ અન્ન બંધ કરવાનો હુકમ કર્યો. મારું અન્ન બંધ થયું પણ મને તો હવે ભેંસનું દૂધ પણ પચવાની મુશ્કેલી પડી. પણ તમે લોકોએ ગાયનું દૂધ દેવામાં કેટલી બધી ઢીલ કરી. બીજી રીતે મારું આરોગ્ય સાચવવામાં પણ તમે ધ્યાન દીધું નહિ. પરિણામ શું આવ્યું ?

બીજી વાત મારા ઘોડીઆ ઉપર મચ્છર-દાનીને ઠેકાણે મારી ભેજવાળી મુતરવાળી ગોદડીઓ સુકાવા માટે નખાતી. અંદરથી મને ભેજવાળી હવા મળતી. મારો જીવ મુંઝાતો હતો પણ શું કરું ? મુતરની ખરાબ વાસથી મારું માથું દુઃખવા આવતું. પણ હું પોતે ઉઠીને તે કાઢી નાખવા સમર્થ ન હતો. વળી તમે મને માત્ર એકજ કુડતું પહેરાવતા, તે પણ એવું કે મારો અડધો વાંસો ઉઘાડો રહેતો. અરધા ઉઘાડા શરીરે હું જમીન પર આળોટતો. જમીન છોવાળી હોવાથી એ ભેજવાળી રહેતી. તે ઉપર હું લસરતો હતો. બા તારા વગર મને એક ઘડીએ સોરવતું નો'તું પણ તું તો આખો વખત રસોડામાં કાંઇ ને કાંઇ કામમાંજ રહેતી એટલે મને પણ ત્યાંજ ભીનાશમાં, ટાઢમાં માખોના બણબણાટમાં બેસવું કે સુવું પડતું,

કોઇક વાર તમે મને એકલાનેજ ઘોડીઆમાં રડતો મૂકીને પોતપોતાના કામે લાગતા. પહેલેથીજ મારી તબીયત નરમ રહેતી તેમાં પણ તમે મને એકલાને મૂકી જતા તે મને સુદ્દલ ગમતું નો'તું. મને રમકડાં દઇ, હાલરડાં ગાઇ રમાડવાને કોઇને નવરાશ ન હતી. દરેક જણ પોતાના કામમાં પરોવાઇ જતાં. જો કોઇક પાસે આવે તો તેને બચી દેવી પડે. પ્રથમ તો ગમે તે માણસ આવીને મને બચી લેતું તે મને ગમતું નહતું. પણ જ્યારે મને ખબર પડી કે જે મને બચી ભરવા આવે તે મને પંપાળે છે, મારા ઉપર વહાલ કરે છે ત્યારે તો હું રાજીખુશીથી બચી દેવા લાગ્યો; એટલુંજ નહિ પણ બીજાઓનું મારા તરફ ધ્યાન ખેંચવા માટે હું પોતેજ મને બચી લેવા માટે મોઢું આગળ ધરતો તેથી મારું આરોગ્ય બગડે કે ન બગડે તે બાબતમાં હું નિરૂપાય હતો.

વળી ડુંગળી, લસણ ચેવડો કે ઢેબરાંની વાસ મારતું મોઢું મારા મોઢાને સૌ અડા-

હતા ને મને જુદા જુદા સ્વાદનો અણગમતો અનુભવ મળતો. વળી મને એકું ખવરાવવામાં તો તમે કોઈ વાર વિચારજ કર્યો નહિ. મને કેરી બહુ ભાવતી પણ મારે માટે થોડી ભુકી નાખીને લુગડાથી ગળીને તે મને આપવામાં આવતી નહિ. પરંતુ દરેક જણ પોતાની રકેબીમાં વધેલી કેરીમાંથી ચમચો ચમચો આપતું. એ કેરી નહિ પણ કેરીનો કચરોજ કહેવાય. કેરીને નામે બધાનું એઠું મારે અણછૂટકે ખાવુંજ પડતું. બાળકની મનોવૃત્તિની કોને ખબર પડે!

આ, આ બધી બાબતો દેખાવમાં ઝીણી લાગે છે. પણ તેનાથી મારૂં આરોગ્ય સચવાતું નહતું. વળી તંદુરસ્ત બાળકોને એટલું બધું ન સાચવીએ તોય કંઇક ચાલે પણ મારી સ્થિતિ કેવી થઇ હતી તેની તને તો ખબરજ છે. હું બહુજ દુર્બળ થઇ ગયો હતો ને વધારે હીલચાલ કરવાની મારામાં તાકાત નહતી. આજુબાજુના પાડોશમાંથી એકાદ-ચપળ છોકરૂં મારી આગળ આવીને દોડાદોડ કરતું તે મને ગમતું. વળી કોઇક કહેતું 'જો બાબુ તારામાં આટલુંય જોર નથી? આમ ટોકવાથી મને ખૂબ લાગી આવતું ને દુઃખી થતો. કોણ કેવા ભાવથી બોલે છે, એ બધું નાના બાળકો સમજી શકીએ છીએ; તમારા જેમ અમને પણ સુખ દુઃખની લાગણીઓ છે.

ડૉ. કાણે રોગની પરીક્ષા સારી કરે છે. એવી તેમની કીર્તિ સાંભળી તમે મને તેમને દેખાડ્યો. તેમણે દવા આપી ને મને જરાક નહિ જેવું સારૂં થયું; પણ થોડા દિવસ પછી હું ફરીવાર માંદો પડ્યો. તમારે મને ફરીવાર તેમને દેખાડવો જોઇતો હતો, મારૂં વજન લેવું જોઇતું હતું તેમજ મારે માટે તમારે કાંઇક કરવું જોઇતું હતું. પણ તેમાંથી તમે કાંઇજ કર્યું નહિ. ઉલટું તમારી સ્ત્રી પાર્લમેંટમાં-મંડળમાં હળવે હળવે હું સુધારા પર આવું છું એવો ઠરાવ પસાર કર્યો. ત્યાર પછી હું શું કરૂં? નિરાશ થઇ દૈવ ઉપર ભરોસો રાખીને હું બેઠો.

એક વખતે આપણે ત્યાં એક મિત્ર આવ્યા હતા. એ કહેતા હતા કે અહીં પાસેજ એક અશ્વિનીકુમાર નામના ડૉક્ટર રહે છે. તેઓ આવા રોગ ઉપર હોમિઓપાથીની દવા કરે છે. તેમણે આના જેવી સ્થિતિવાળાં બેચાર બાળકોને સાજા કર્યાં છે. તમે પણ એને દેખાડો. ત્યારે બાપુએ પણ કહ્યું કે "હાલ એક છોકરાની તે દવા કરે છે અને તેને સારૂં પરિણામ આવ્યું છે." આમ કહ્યા બાદ મને એમની દવા કરવા વિષે પેલા મિત્રે આગ્રહ કર્યો. મને થોડોક આશા ઉત્પન્ન થઇ ને તમે શું કરો છો તે જાણવા હું ઉત્સુક થયો. પણ એટલામાંજ નીચેનાં વાક્યો સાંભળી હું સાવ નિરાશ થયો. "એમનું નામ અશ્વિનીકુમાર હોવાથી શું થઇ ગયું. એ થોડાક ધન્વન્તરી છે. ડૉ. કાણેને એક વાર દેખાડ્યું છે ને દવા ચાલુ છે. એનાથી થોડું સારૂં પરિણામ પણ દેખાય છે; હવે એક ડાક્ટરને છોડી બીજાની દવા લેવાની કાંઇ જરૂર નથી. એના નસીબમાં હશે તે થશે."

હવે તો હું સાચેજ દૈવ ઉપર ભાર દઇ દિવસો કાઢવા લાગ્યો. આ વખતે મને એકજ સુખ હતું ને તે તારો સહવાસ. પણ મારૂં દુર્ભાગ્ય મને તેટલું પણ સુખ લાંબા સમય સુધી ભોગવવા દેશે નહિ એમ લાગતું હતું. કારણ કે એજ મહીનામાં મારે બીજું ભાંડુ આવવાનું હતું. પછી મારૂં શું થશે એ વિચારથીજ હું મુંઝાયો. વધારે ને વધારે તારી પાસે રહી કાળ વીતાવવા લાગ્યો. હું ક્ષીણ થઇ ગયો હતો. મને બહારની ચોખ્ખી હવા બહુ ગમતી પણ તું તો ચાલી શકતી ન હતી ને ઘરમાં બીજું કોઇ મને લઇને ફેરવી શકે એવડું મોટું માણસ નહતું. નાના

છોકરાને કે પટ્ટાવાળાને આપી મને બહાર મોકલવામાં આવતો. તે મને એવી રીતે તેડતા કે મારાં બધાં હાડકાં દુખવા આવતાં ને મારો જીવ મુંઝાતો. પણ બહાર ફરવાની ઇચ્છાથી હું એ બધું સહન કરતો. હળવે હળવે તારા નવ મહિના પૂરા થયા. એટલા વખત સુધીમાં મેં વિચાર કરી કરી નક્કી કર્યું કે હવે આ લોકમાંથી હું પરલોકમાં જાઉં તો કાંઇ ખોટું નહિ. કારણ કે તું મારી પાસે રહી નહિ શકતી હોવાથી મારે દિવસ કેવી રીતે ગાળવા તેનો મને વિચાર થઇ પડતો. એક દિવસ રાત્રે એકદમ હું ઝબકી ઉઠયો ને જોઉં છું તો હું એકલો છું. મને તો એવું થયું કે જાણે આખું જગત ફરે છે. બેચેનીને લીધે મને ઉંઘ આવી નહિ. સવારે મને તારા પડખામાં મૂકવામાં આવ્યો ત્યારે તો મારી જગ્યાએ તારા પડખામાં બીજા નવાં બાળકને સુતેલું જોઈ મને તેની અદેખાઇ આવી. હવે તો તારી સામે જોઉંજ નહિ એમ મને થયું. વળી બા હવે આપણને આગલની જેમ નહિ મળી શકે એમ લાગવાથી મેં ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. એક બાજુ શારિરીક દુઃખ, બીજી બાજુ માનસિક દુઃખ. પછી કેવી રીતે જીવવું ? તને સુવાવડ આવી તેને ચોથે દિવસેજ મારો જીવ જવાનો વખત આવ્યો. છેલ્લી ઘડીએ તારો ખોળો મળે તો કેવું સારૂં એમ મને થતું હતું. પણ આ મારા નાના ભાઇએ તારી ભાઇબંધી એવી સારી રીતે કરી કે જેથી મને તારો ખોળો તો નહિ પણ તને અડવું પણ મુશ્કેલ થઈ પડયું ! તમારા બધાનું કલ્યાણ ઇચ્છી મેં મારા લાકડી જેવા શરીરનો ત્યાગ કર્યો ને પરમેશ્વર પાસે જવા નિકળ્યો. પણ એટલામાં તારો પ્રેમ મને સાંભરી આવ્યો ને તને મળવાની જબર ઇચ્છા થઇ. હું તારી પાસે ફરીવાર આવ્યો ને તમારા અજ્ઞાન ને ગફલતને લીધે મારા જેવા બાળકોને કેટલું નુકશાન થાય છે તે કહેવા અને આગળ ઉપર બીજા બાળકોનું આમ ન થાય તે માટે હું તને મારી કરૂણ કથા સંભળાવવા આવ્યો.

" બા, મારા ઉપરની રાસ વગેરે બધું તું ભૂલી જજે, ને આ નવા જન્મેલા બાળક ઉપર હેત રાખી ને ઉત્સાહથી ઉછેરી એને સર્વોત્તમ કરજે. આજ આપણી છેલ્લી મુલાકાત. બા, હવે જઇશ. "

" બાબુ, ઓ બાબુ, કયાં ગયો. જરાક ખમ.. " આમ કહી માતાએ તેને પકડવા પોતાનો હાથ લંબાવ્યો પણ હાથ તો નવા બાળક ઉપર પડયો ને તે જાગી ઉઠી.

ઇંદિરાબેન ગદ્રે



# બાલ્યાવસ્થાની ખરાબ ટેવો

ગર્ભાવસ્થામાં કે બાળપણમાં જે ખરાબ ટેવો સજ્જડ રીતે પડી જાય છે તે તોડવી બહુજ મુશ્કેલ થઇ પડે છે. અને ઘણીવાર તો એમ દેખાય છે કે તે તાત્કાલીક જાય તો પણ આગળ ઉપર તે ફરીથી ડોકીયું કરે છે. એટલા માટે બાળકનો સ્વભાવ અને ટેવો બાલપણથી કે પ્રારંભથીજ યોગ્ય રીતે ઘડાય તે જરૂરનું છે. નિયમિતતા, શારીરીક સુદૃઢતા, સારૂં પાચન અને ઉત્તમ રીતે પોષાએલું ચપળ શરીર આ ચાર જીવનના રક્ષક તત્ત્વો છે. નર્વસ ( બીકણ ), અસમતોલ, ઉદ્ધત, હઠીલા ને મરવાને વાંકે જીવનારા એવાં બાળકોનેજ ખરાબ ટેવો જલદી પડી જાય છે અને તે કોઇ રીતે છૂટતી નથી. બાળકોમાં કયી ટેવો ખાસ આવે છે તેના થોડાએક પ્રકારો નીચે છે:

૧. **આંગળા અથવા લુગડું સતત ચૂસ્યા કરવું.** ચૂસણીની ટેવ પાડવાથી તેને અંગે આ ટેવ પડે છે. આ ટેવ કઢાવી નાખતા વર્ષો ચાલ્યા જાય છે. ને ત્યાં સુધી તો બાળકનો જડબું ને પાચન આદિ અવયવોમાં એવું તો ગંભીર નુકસાન થઇ ચૂક્યું હોય કે જેની કદી પણ ભરપાઇ નજ થાય.

૨. **નખો ચાવવા અને ધૂડ ખાવી.** આ બેય ટેવોથી ગંભીર નુકસાન પહોંચે છે. આવી ટેવો પડે છે એમ ખબર પડતા વેંત હજી ટેવ સજ્જડ થઈ નથી ત્યાંજ તે ગમે તે ઉપાયે કાઢી નાખવી જોઇએ.

૩. **હમેશનું પથારીમાં મૂતરવું.** બાળકને વ્હેલામાં વ્હેલી તકે દિવસેજ નિયમિત રીતે અને પેશાબની જગ્યાએજ પેશાબ કરવાની ટેવ પાડી હોય તેમજ રાત્રિ પણ પેશાબની જગ્યાએ લઇ જતાં હોઇએ તો પથારી બગાડવાની ટેવ પડતી નથી. એટલે એમ કે બાળકના પહેલા મહિનાઓમાંજ તેને પગે ધરીને એક બે કલાકને અંતરે પેશાબ કરાવીએ તો પથારીમાં ન મુતરવાની ટેવ પડે પડે છે. આવી ટેવ પાડી હોય તે આપણે પાસે ન હોઇએ ને બાળક ચાલવા શીખેલું ન હોય તો આળોટીને પથારીની નીચે જઇને પેશાબ કરે છે. પણ પથારીમાં તેને ગમતુંજ નથી. એથી વિરુદ્ધ પરિણામ આપણા વિરુદ્ધ વર્તનથી આવે છે. પહેલેથી જ્યાં ત્યાં પેશાબ કરવા દઇએ, પથારી પલાળવા દઇએ તો પછી બાળકને તેવીજ ટેવ પડે છે. આનો આધાર મોટે ભાગે માતા કે બાળકને સંભાળનાર બાઇ ઉપર છે.

બાળકની સામાન્ય તંદુરસ્તી અને જ્ઞાનતંતુની સમતોલતા ઉપર પણ ઘણો આધાર છે. સામાન્ય સમધારણ બાળકોમાં પથારીમાં મૂતરવાની ટેવ બીજા વર્ષ સુધી હોય છે. કવચિત ત્રીજા વર્ષ સુધી પણ ચાલે છે. ત્રીજું પૂરૂં થતાં પણ જો ટેવ ચાલુ રહે તો તે બાબતમાં જરૂર ડોક્ટરની સલાહ લેવી જોઇએ. આમ થવાનું કારણ મોટે ભાગે શારીરીક અશક્તિ હોય છે. સામાન્ય આરોગ્ય ( hygyne ) ની ઝીણી ઝીણી બાબતો પણ ધ્યાનમાં લઇને અમલમાં મૂકવી. ઘણી વાર આમ થવાનું કારણ પેશાબથી થતા irritation હોય છે. કેટલીકવાર પેટના કૃમિને લીધે પણ થાય છે. પ્રો. હોલ્ટ કહે છે " આવી ટેવવાળા બાળકને સવારે વ્હેલાં પુષ્કળ પાણી અને દૂધ આપવા. પણ સાંજે ચાર પાંચ વાગ્યા પછી પ્રવાહી ખાણું કે

પીણું આપવુંજ નહિ. આવા બાળકનું રાત્રિનું જમણ સૂકું અથવા લગભગ સૂકા પદાર્થનુંજ રાખવું. અને રાત્રે દસેક વાગે તેને પેશાબ કરાવીને સુવરાવવું. "

૪. **શી ચૂંથવાની કુટેવ.** બાળકને જેમ આંગળા ચૂસવાની કે નખ કરડવાની ટેવ પડે છે તેમજ કોઈપણ જાતના જાતિય વિકારોના ભાન વગર આ પણ ટેવ પડી જાય છે અને મોટાં ઓનું ધ્યાન ન હોવાથી તો તે આગળ વધે છે.

આ વિષય ઉપરના ખાસ અભ્યાસીઓના લખાણોમાંથી નીચેના ઉતારા લીધા છે.

શી ચૂંથવાની નાનપણમાં પડેલી કુટેવની બાળકના શારીરીક અને માનસિક વિકાસ ઉપર બહુજ ખરાબ અસર પડે છે. તેના નૈતિક વલણો ઉપર તો વિશેષજ અસર દેખાય છે. આને લીધે ૮/૯ વર્ષ જેટલાં નાના બાળકો પણ અનીતિનો ચેપ ફેલાવનાર થઇ પડે છે. તે ચેપ પોતાના મિત્રોને જ નહિ પણ ઘણીવાર આખી શાળાને આપી દે છે.

પ્રો. હૉલ્ટ 'માતાઓ અને નર્સેસ'ની હેંડબુકમાં લખે છે, "આ કુટેવ ( masturbation ) એટલે શું છે ? ઇન્દ્રિયને હાથથી અથવા કપડાથી, અથવા પથારી સાથે અથવા બે સાથળથી ચૂંથવાની ટેવ. કોઇ કોઇ વાર બાળક જમીન ઉપર બેસે છે ને સાથળ દબાવીને આમ તેમ ડોલે છે. આવી નાની નાની બાબતો તો મોટે ભાગે ધ્યાન બહાર જ જાય છે. ઘણીવાર બાળકની એક વિચિત્ર રમત તરીકે ઓળખાય છે.

આ કુટેવ બહુજ નાની ઉમ્મરનાં એટલે એક વર્ષના બાળકમાં—છોકરો ને છોકરી બે માં જણાઇ આવે છે.

**આવી કુટેવનો શો ઉપચાર ?**—બધી કુટેવોમાં આ સૌથી વધારે હાનિકારક કુટેવ છે. માટે શકય તેટલી વહેલી તકે તે કઢાવવી જોઇએ. બાળકોને સૂતી વખતે અને સુઇને ઉઠતી વખતે ખાસ અવલોકવાં જોઇએ. શિક્ષાથી કશો લાભ થતો નથી, એટલુંજ નહિ પણ ઉલટો ગેરલાભ થાય છે. કુટેવનું કારણ શોધીને તે દૂર કરવું જોઇએ. ઘણીવાર ઇન્દ્રિય ઉપર ઘર્ષણ આવવાથી આવી ટેવ પડી જાય છે. ટાઇટ ચડ્ડીઓ, વગેરે કારણભૂત હોય તો તે ભૂલ સુધારવી. ઇન્દ્રિયની ચામડીમાં જ દોષ હોય તો ડૉકટરની સલાહ લેવી.

શિકેગોના પ્રો. કૉટન લખે છે. " ઇન્દ્રિય ઘર્ષણના શક્ય તેટલા બધાં કારણ પ્રથમ દૂર કરવાં જોઇએ. અજાણપણે બાળકનો જે આ ટેવ પડી જાય છે ને તેમાંથી તેને એક જાતનો આનંદ મળતો લાગે છે તેમાંથી તેને છોડાવવા માટે માતાએ બહુ જ દક્ષ રહેવું જોઇએ. બહુજ સૂક્ષ્મ અને સતત અવલોકનની જરૂર પડશે અને બાળકનુ ધ્યાન બીજી તરફ વાળવા માટે સતત પ્રયત્ન જોઇએ."

લંડનના પ્રોફેસર ડૉ. સ્ટીલે આવા ૩૯ કેસ તપાસ્યા. તેમને વિષે લખતા તે કહે છે કે " ઓગણચાળીસમાંથી એકત્રીસ છોકરીઓ હતી અને તેમાંથી પચીશમાં આ કુટેવ તેમની બે વર્ષની ઉમરમાં જ પડેલી હતી. સાત કેસમાં તો સાત મહિનાની ઉમરે પડેલી હતી. " તે આગળ લખે છે, " આ કુટેવના ઉપચારમાં મહત્ત્વની બાબત એ કે, તે કુટેવ તરીકે વ્હેલામાં વ્હેલી ધ્યાનમાં આવવી જોઇએ. અર્ભકાવસ્થામાં આ ટેવ જલદી નાબુદ થઇ શકે પરંતુ વર્ષો સુધી જ્યારે તે ચાલ્યા કરી હોય ત્યારે તેને કઢાવવી મુશ્કેલ બને છે.

તારાબેન





# બાપ અને દીકરો

ત્રણ વરસનો બાળક છે. બાપા બહારથી હાથમાં ચેવડાનું પડિકું લઇને આવ્યા.

છોકરો: બાપા ! શું ખાવાનું લાવ્યા ?

બાપા: એ તો તમ્બાકુ છે. જો કબાટમાં મૂકું છું. અડતો નહિ. નહિ તો તમ્બાકુ ઉડશે ને ગળામાં ભરાઇ જશે.

છોકરો: ઠીક.

બાપા બીજા ઓરડામાં ગયા. એટલે છોકરે ધીમે રહીને કબાટ ઉઘાડયું. પડિકું છોડયું, ચેવડો ખાઈ ગયો; ને ખાલી કાગળ મૂકી હાથ મોં ધોઇને રમવા લાગ્યો.

થોડીવારે બાપાં આવ્યા અને કબાટમાં ચેવડો લેવા ગયા તો ખાલી કાગળ. છોકરાને પૂછયું: અલ્યા, આમાથી ચેવડો કોણ ખાઇ ગયું ?

છોકરો: બાપા, એતો તમ્બાકુ હતી ને? તમ્બાકુ કાંઇ ખવાય? મેં નથી ખાધી. તમ્બાકુ ખાઇએ તો ગળું બળે ને ઉધરસ થાય.

બાપા પોતાની ભૂલ અને છોકરાની ચતુરાઈ સમજી ગયા.

[ ૨ ]

સ્વદેશીની ચળવળ ચાલતી હતી. ઘરમાં દિવાળીમાં ફટાકડા ફૂટતાં હતાં. બાપા રોજ ઘરમાં વાતો કરે કે "લાખો રૂપિયાનો ધુંવાડો થઇ જાય છે."

બાપાને સીગરેટ પીવાની ટેવ હતી. સીગારેટ પીતા જાય અને ઉપર પ્રમાણે બોલતા જાય,

બાળક રોજ સાંભળે.

એક દિવસ બાળક કહે: બાપા, તમે સીગારેટમાં કેટલા પૈસાનો ધૂંવાડો કરો છો ? સીગારેટ મૂકી દો તો કેટલા પૈસા બચે ? "

બાપા હતા સમજુ બાળકની વાત પી ગયા અને સીગારેટ પીવી છોડી દીધી.

નર્મદાબેન



# મુંબઈવાસી કચ્છી માબાપોને

મુંબઇમાં વસતાં કચ્છી ભાઇ બહેનો 'ગુણસુંદરી' ને પોતાના કુટુંબનું માનીતું માસિક ગણે છે, એટલે 'ગુણસુંદરી' પોતાનો 'બાળક અંક' પ્રગટ કરે તે ટાંકણે મુંબઈવાસી કચ્છી માતા પિતાઓને ઉદ્દેશીને 'બાળક માટે શું કરીએ?' એ વિષયમાં એક કચ્છી તરીકે બે શબ્દો લખવાને પ્રેરાયો છું.

મુંબાઇમાં કચ્છીઓનું સ્થાન સારી પેઠે ઉંચું ગણાય. લાંબા વસવાટથી તેમણે મુંબઇના રહેણી કરણી અને વિચાર વાતાવરણને ઠીક પચાવ્યાં છે, તેમ છતાં પણ તેમનામાં રહેલી પ્રાંતીય અસ્મિતાએ તેમને 'ખરા કચ્છી' જ રાખ્યા છે,

મુંબઇગરો કચ્છી એટલે આગેવાન વેપારી. મુંબઇના વ્યાપારમાં મોખરે રહેનાર કચ્છી પોતાના ગૃહજીવનમાં કેટલે અંશે સફલ થયો છે એ હવે તેણે જાણવું પડશે. પોતાની ભાવિ ઓલાદ માટે પોતે શું કરે છે એ તેણે બતાવવું પડશે. આજ સુધી પોતાના ગૃહજીવનના ભોગે તેણે પોતાનું વ્યાપારિક ઐશ્વર્ય અજોડ રાખ્યું. આવા ભોગો માનવજાતિની બઢતીના વિઘાતક છે. હવે તેણે પોતાના એ યશસ્વી જીવન વ્યવસાયમાંથી ભાવિ પેઢીની ખાતર પોતાના ગૃહ માટે વધુ જવાબદારીવાળા થવું જોઇશે?

લીધા દીધાની અહોરાત્રની ધમાલ, નફા તોટા કે હુંડીયામણની ગૂંચો ઉકેલવાની તડામાર અને દોડધામ, આ બધા જીવન સંગ્રામમાં આપણાં બાળકો બિચારાં ક્યાંયે વીસરાઇ જાય છે. બાળકોને સમજવાનો, તેના માટે વિચાર કરવાનો કે તેમના સાથે વાત કરવા જેટલો યે આપણને સમય નથી મળતો. બાળકો સાથે બે ઘડી બેસી હસી રમી, કે તેમની નિર્દોષતાના અમૃતે ન્હાઇ સ્વર્ગીય સુખ ભોગવવાનો ઇશ્વરદત્ત પ્રસાદ માણવાનો સમય આપણને નથી મળતો. શેઠ સુરજી વલ્લભદાસ કે શેઠ વેલજી લખમશી નપુ સરીખા કેટલાક માનવંત અપવાદો બાદ કરતાં સર્વત્ર આ સ્થિતિ પ્રવર્તે છે. આપણા બાળકો માટે એકાદ શિક્ષક-મે'તાને રોકયો એટલાથી જ આપણા કર્તવ્યની સમાપ્તિ નથી થતી. મે'તા બાળકને પટપટ મોપાઠ લેવરાવે અને કડકડ વંચાવે એટલે બાળકો બરાબર ભણે છે એ વિચારને હવે તજવો પડશે. બાળક એ શું છે, બાળકનો વિકાસ શાથી થાય, બાળકને કઇ પ્રવૃતિ આપીએ તો બરાબર, બાળક શું માગે છે, સાચી કેળવણી કઇ કહેવાય એ બધું બાળકોના હિતની ખાતર આપણે વિચારવું પડશે. વગર સમજે મે'તાના હાથમાં બાળકને સોંપી દેતાં વાત સો ગળણે ગળવી પડશે.

પ્રશ્ન થશે કે તો પછી બાળકને કઈ રીતે કેળવવાં? સારી કેળવણી આપવાના આપણને કોડ છેજ, આપણા પાસે સાધનો પણ છે; નથી એક માત્ર તે માટેની સાચી યોજના-વિચારણા. આપણી પ્રવૃતિ એવા પ્રકારની રહી કે આપણે કચ્છીએ તેટલો વખત બાળકોને નથી આપી શકતા. આપણાં આજનાં ઘરોમાં પણ તેમને વિકાસ વાતાવરણ કે પ્રવૃત્તિ મળી રહે તેવી વ્યવસ્થા નથી, નથી વાતાવરણ. જીવનની તાલીમ કે સાચું ઘડતર થાય તેવું વાતાવરણ ઘરમાં આપણે નથી ઉભું કરી શકયા. આવી સ્થિતિમાં એક જ ઉપાય છે: સાચી કેળવણી જીવનની તાલીમ આપતાં બાલગૃહો-બાલમંદિરો આપણે સ્થાપીએ. દ્રવ્યનો સવાલ આપણને મુંઝવે તેમ નથી. કેળવણી પાછળ આપણે દ્રવ્ય ખરચીએ પણ છીએ. પણ તે સાચી રીતે ખર્ચાય એટલું જ થવાની આજ જરૂર છે. સ્થાનિક

મુંબઇમાં વસનારા કે પરાંવાસી ભાઇઓ પોતાનાં બાળકોને કેળવવા અર્થે ખાનગી શિક્ષકો રોકે છે તેના કરતાં બધા ભાઇઓ સાથે સહકાર કરીને વ્યવસ્થિત બાલમંદિરો સ્થાપે તો બાળકોને અનેક ગણો લાભ થાય. જૂદા જૂદા શિક્ષકો પ્રત્યેક ગૃહ રોકે તેના કરતાં લતે લતે બાલમંદિરો સ્થાપે આથી બાળકોને સાચી વિકાસક પ્રવૃત્તિ, સાચો માર્ગ ત્યાં સાંપડશે. એકલાં અટૂલાં એકડા ઘુટતાં અને ગોખણપટ્ટી રૂપી રાક્ષસના બાહુમાં સપડાયલાં બાળકોને સાચું સામાજિક જીવન જીવવાનું ત્યાં સાંપડશે. તેમના વિકાસને પોષક પ્રવૃત્તિઓ ત્યાં તેમને હાથ લાગશે. આમ સાચું બાલજીવન ત્યાં વિકસશે.

આપણા અસંસ્કારી નોકરોના પાશમાંથી બાળકોને આપણે છોડાવીએ. તેમના સહવાસમાંથી તેમને મુક્ત કરીએ. તેમની ટેવો, તેમનાં દુર્વ્યસનો અને તેમનું કલુષિત વાતાવરણ આપણાં બાલપુષ્પોને કરમાવીને દુર્ગતિની ઉંડી ગર્તામાં ધકેલી દેશે. આપણી શ્રીમંતાઇ આવા નોકરોથી આપણા બાળકો અસ્પૃશ્ય રહેતો નથી લજવાઈ મરવાની. શ્રીમંતાઇના દોરમાં આપણે બાળકોને નોકરોના હાથમાં મૂકી તેમનું ખૂન કરીએ છીએ. બાળક દુરાચરણી થાય એ તેનું ખૂન નહિ તો શું ?

આપણા નોકરો અને આયાઓના ટોળા વચ્ચે આપણું બાળક ગુલામી જીવન જીવી રહ્યું હોય છે. આવું જીવન શ્રીમંતાઇમાં સાંપડતું હોય તો આ કરતાં મુક્ત કંગાલીયત હજારગણી બહેતર છે. અપંગના એ શ્રીમંતાઇની નિશાની હરગીજ નથી. અપંગ માણસ માણસાઇ ગુમાવે છે. શ્રીમંતાઇના કેફમાં બાળકોને નોકરો અને આયાઓના ગુલામો કેમ બનાવીએ ?

ઘરેણાં પહેરાવી બાળકોને લાડ કરવાની રીત નથું જંગલીપણું છે, એ વિચાર હવે આપણે કેટલેક અંશે સમજ્યા છીએ. દાગીનાનો શોખ આપણા કચ્છી શ્રીમંતોમાં ખૂબ છે. દાગીના પહેરાવી બાળકોને આપણે અસમાનતાના પાઠ આપી નૈતિક દૃષ્ટિએ નીચું પટકીએ છીએ. ઘરેણાં તેના શરીરવિકાસને અવરોધે છે, ગંદકીનું ઘર છે, તેના જીવને જોખમમાં મૂકે છે; એ બધાં કારણો તો દાગીના પહેરાવવાની વિરૂધ્ધમાં છેજ. ઘરેણાંથી લાદવામાં આપણો પ્રેમ બતાવીએ એ સાચું નથી. *બાળકને આપણી શ્રીમંત હાલતના પ્રદર્શનરૂપ* બનાવી મૂકવા માટેજ જો આપણે દાગીના પહેરાવીએ તો તો આપણા વિષે શું સમજવું ? એટલે અંશે આપણો હજુ વિનીપાત નથી થયો. **આપણાં લાડ તેને સાચા વિકાસને માર્ગે લઇ જવાનાં હોય.**

કેળવણીનું આપણું આજનું બિન્દુ ફેરવીએ. આપણે રહ્યા વેપારી. આપણી નજર વ્યાપરમાં વ્યવહારોપયોગી કેળવણી લેવા તરફ રહે એ વાજબી નથી. 'કેળવણી એટલે જીવનની તાલીમઃ જીવનનું ઘડતર' એ વિચાર આપણે સમજી જીવનના ઘડતરમાં કેળવણીમાં વ્યાપાર ઉપયોગી વિષયો સિવાય બીજા વિષયોનું શું સ્થાન છે તે આપણે સમજીએ કેળવણીના સાચા માર્ગે જતાં સાચો વિકાસ સાંપડતાં આપણાં બાળકો અવશ્ય સાચા અને ઉત્તમ વેપારી બનશે, જો તેમનામાં એ સંસ્કારોનું પ્રાધાન્ય હશે તો. જીવનની પૂર્વ તૈયારીરૂપી સર્વાંગ વિકાસક કેળવણી આપણાં બાળકો પામે તેવો આગ્રહ આપણે હમેશ સેવીએ.

કચ્છી માબાપો પોતાનું ઉમદા ખમીર 'બાળકો'. માટે વિચાર કરવામાં જરૂર ખર્ચશે

પ્રભુલાલ જ. ધોળકીઆ—ભુજ



જાહેર પત્રિકા નં. ૩

વસંત બાલશિક્ષણ પ્રચાર
કાર્યાલય
શ્રીદક્ષિણામૂર્તિ બાલમંદિર
ભાવનગર

# બાલક્રીડાંગણ

ઘરમાં હડધૂત થતાં ને શેરીમાં રઝળતાં રખડતાં બાળકોને કોઈ પણ પ્રયત્ને બચાવવાં જોઈશે. તેમને ગંદકીમાંથી, ગંદી રમતોમાંથી, અવ્યવસ્થા ને જંગલીપણામાંથી, ગાળાગાળી ને બાઝાબાઝીમાંથી કોઈ પણ ભોગે બચાવવાં જ જોઈશે.

એવો ઉપાય શોધવો જોઈએ કે જેથી બાળકોને ખુલ્લી હવા ને તડકો મળે. રમવા માટે વિશાળ અને ખુલ્લી જગા મળે. છૂટથી ને સુખથી રમવાનું ને કૂદવાનું મળે. નિશાળના સખ્ત ઉપરીપણા અને ભણાવવામાંથી મુક્તિ મળે.

એવો ઉપાય શોધવો જોઈએ કે જેથી બાળક ગંદું મટી સ્વચ્છ થાય, શોભીતું થાય, રૂપાળું થાય. બાળકના હાથપગ મજબુત અને કાબુવાળા થાય; બાળકની આંખો ચપળ થાય, બાળકનો કાન તીવ્ર થાય, બાળકની સઘળી ઇંદ્રિયો સશક્ત ને તેજસ્વી થાય.

એવો ઉપાય શોધવો જોઈએ કે જેથી બાળકની જીજ્ઞાસા વધે અને તૃપ્ત થાય; પળે પળે ઉઠતા સવાલોનો જવાબ મળે; નવું નવું જોવાની વૃત્તિને અવકાશ મળે, નવું કરવાની ઈચ્છાને ખોળવાનું મળે. નવું સાંભળવાનું મળે, નવું ગાવાનું મળે, નવું જીવવાનું મળે.

આ ઉપાય તે બાલક્રીડાંગણનો છે. ઠેરઠેર બાલક્રીડાંગણો કરીએ. ઠેરઠેર બાલવિકાસની વાડીઓ રચીએ. એ વાડીએ બાલહાસ્યનાં ફૂલો ઉઘડશે; એ વાડીએ બાલસુખનાં ગીત ગવાશે. એ વાડીએ મનુષ્યજીવનની પ્રગતિનાં પગલાં મંડાશે.

: : : : : આજે તો બાલક્રીડાંગણ એક જ માર્ગ છે : : : : :

: બાળકોને એક જ ભેટ છે : : બાળકોનું એક જ કલ્યાણ છે :



# કુદરતી ઈલાજ

ન્હાના બચ્ચાંઓને માટે કુદરતી ઇલાજની ખાસ જરૂર છે કારણ કે તેમનું શરીર નિર્મલ હોય છે એવા વખતે વિદેશી દવા રૂપી ઝેરો ભરવામાં આવે તો પ્રમાણમાં નુકશાન ઘણું થાય છે. આ બાબતની સાબીતી અમેરીકામાં થઇ ચુકી છે, એટલે આ વિષે વધારે લખવાની જરૂર જોતો નથી.

તદ્દન ન્હાના બાળકોને ઉપવાસથી અત્યંત લાભ થાય છે, કે તેટલો મ્હોટાને થતો નથી. દુધમુખા અને પારણામાં ઝુલવાવાળા બચ્ચાઓથી લઇને ૧૪-૧૫ વર્ષનો બાળકોને માટે ઉપવાસ ઘણો લાભકર્ત્તા છે. તેમને નાની મોટી બીમારીઓ થયા કરે છે. જો માબાપ સાહસ ને વિશ્વાસની સાથ રોગો થતાંજ ભોજન બંધ કરી દે તો રોગ દેખતા દેખતા આશ્ચર્યથી દૂર થઇ જાય. શરદીથી લઇ મોટા મોટા ભયંકર જ્વરો સુધી રોગ આ પ્રકારે સહજથી દૂર કરી શકાય છે. એક, બે, ત્રણ, ચાર ઉપવાસોથીજ ધારેલ ફલ તત્કાલ થાય છે.

બાલકોનું શરીર સંગઠન એટલું બધું ઉત્તમ અને આરોગ્યવર્દ્ધક હોય છે કે તેમને કોઇ પણ પ્રકારની ઔષધીની જરૂરજ પડતી નથી. જ્યાં તેમને રોગ થાય કે તત્કાલ ભોજન બંધ કરી દેવું જોઇએ પણ પાણીની તરસ લાગે તો ઘણુંજ ગરમ પાણી ઉકાળી ઠારીને તે પીવા આપવું. પ્રકૃતિ ઉપર નિર્ભય રીતે છોડી દેવું આ માટે લગારે ભય રાખવાનું કારણ નથી. કારણ કે આનાથી મોટી બીજી ચિકિત્સા છેજ નહીં (હોઇ ન શકે). જો માબાપ એક બે વાર પણ આની પરીક્ષા કરશે તે આપો આપ જોશે કે આ કુદરતી ઇલાજ અમોઘ અને રામબાણ ઇલાજ છે.

પણ કોઇ બાળકને મહીના મહીના સુધી તરેહ તરેહની ઝેરી દવાઓ પાઇ પાઇને, તેનું સ્વાસ્થ્ય તદ્દન બગાડી નાખ્યું હશે તેને માટે ઉપવાસ નકામો છે. કારણ કે તેને મરણના મુખ સુધી પહોચાડયા પછી આ ઇલાજ શું કામ કરી શકે ! એ દેખીતુંજ છે.

જેમ પ્રતિષ્ઠિત સજ્જનની પ્રકૃતિ ચોરી વીગેરે ગુન્હાઓ કરવાની હોય નહીં તેમ બચ્ચાઓની પ્રકૃતિ વિકારી હોતીજ નથી. પરંતુ માબાપ અજ્ઞાનપણાથી વધારે ને વધારે ખાનપાન દેવાથી તેઓની તબીયત નાદુરસ્ત કરે છે અને તે તબીયત સુધારવા માટે ઉપરથી દવાઓ રૂપી ઝેર દેવામાં આવે છે તેથી ઉલટું એવડું બાલકનું આરોગ્ય નાશ થાય છે.

પ્રકૃતિ કહે છે કે બાલક જન્મથી લઇ ત્રણ દિવસ સુધી દુધ પીતુંજ નથી. પછી ક્રમશઃ ( દુધ ) પીએ છે. જોઇતા પ્રમાણથી વધારે તેનું પેટ પચાવી શકતું નહીં હોવાથી અજીર્ણ વિગેરે થાય છે. સોજા થાય છે, તાવ આવે છે, ઝાડા ઉલટી વિગેરે નજીક

તરેહની વ્યાધીઓ થાય છે. આ માટે એકજ ઉપાય બસ છે અને તે ઉપવાસ. આ ઉપવાસમાં માત્ર પાણીજ પીવાની છુટ છે એથી બાલકોના તમામ રોગો મટી જશે. આ માટે ઘણાએ ઉદાહરણો મોજુદ છે. જેઓને જોઇએ તેઓને અમો બતાવી શકીશું.

બાલકો ઉપવાસ કેમ કરી શકે ?

પહેલીજવાર આ વાત વાંચીને લોકોને આશ્ચર્ય થશે કે બાલકો ઉપવાસ કેમ કરી શકે ? ઘણીજ અસંભવ વાત ! પણ વાંચક આ માટે કાંઇ પણ નવાઈ પામશો નહી. અમેરીકામાં ૫ વર્ષના બાલકે ૭ ઉપવાસો કરી પોતાનો રોગ મટાડયો છે. અરે ૪ મહીનાનું બાલક પણ રોગ હોય તો એક ઉપવાસ કરી શકે છે. જઠરાગ્નિ રોગને પચાવતું હોવાથી વગર ખાધે રહી શકાય છે. એ ચોક્કસ છે.

બાલક રૂવે ત્યારે શું કરવું ?

બાલક રૂવે ત્યારે શું દુધ નજ પાવું ? ન પાએ કેમ ચાલે ? આ માટે જવાબ એજ છે કે બાલક રોગી હોય અને રડે તો તેને દુધ ન પાતા એક ચમચો પાણી પાઇ દેવું એટલે રડતું બંધ થઇ જશે.

બાલકને રોગ કેમ થાય છે ?

બાલકને સ્વભાવિક રોગ કોઇ થતો નથી પણ માબાપની ભૂલથી રોગનું ભોગ થઇ પડે છે. માટે ખાસ ધ્યાન રાખવું કે જ્યારે રૂવે ત્યારે ખાસ કારણ ભુખનુંજ છે એમ માનવું નહી.

જો બાલક થોડું દુધ પીએ તો માનવું નહી કે રોગી છે માટે દવા પાવ. દવાઓ બાલકના શરીરમાં ઝેરની ગરજ સારે છે માટે સૌને મારી સૂચના છે કે આ માટે હજારો પૃષ્ટના પુસ્તકો અંગ્રેજીમા હાલ તૈયાર મળે છે તે વાંચવાથી તમામ શંકાઓ દૂર થશે. ટુંકામાં બાલકોના તમામ રોગ માટે કુદરતી ઇલાજ ( ઉપવાસ ) અમૃતસમાન છે.

આ માટે મ્હારા પોતાના હાથેજ ઘણા દાખલાઓ અનુભવ્યા છે.

આ સિવાય પાણીના પ્રયોગથી પણ બાલકોનાં તમામ રોગો મટે છે કારણ કે બચ્ચાઓને ઘણા ભાગે આહારના અતિક્રમથીજ રોગો થાય છે અને તેના માટે તેટલા પુરતોજ ઉપાય કરવાથી આરોગ્ય થાય છે. બાલપણમાં શરીર ઘણુંજ નિર્મલ હોવાથી દવાઓ અનહદ નુકશાનકર્ત્તા નીવડે છે. હજારો બાલકોના મરણ દવાઓથી થાય છે તેમાથી બચી જાય તો ઘણાજ ટુંક મુદતમાં આયુષ્ય પુરૂં કરે છે. અમેરીકાના કુદરતી ઇલાજના ડાકટરો પ્રબલ મેઘધ્વનીથી જણાવે છે કે માબાપોએ બાલકોના શરીર દવાઓરૂપી ઝેરથી બગાડવા નહી કે જેથી તેઓ તંદુરસ્ત રહી ૧૦૦) સો વર્ષ જીવે. આ બાબત જેઓને વધારે પુછવા હોય અગર પોતાના બાલકોને થયેલ રોગોના ઉપચાર પુછવાની જરૂર હોય તેઓએ એક આનાની ટીકીટ બીડી નીચેને શરનામે પુછવું:

જયચંદ્ર મહારાજ
( c/o શા. મુરજીભાઈ મેઘજી, )
ખંડવા, G. I. P. Rly.






શાળા જોવા મેમાનો આવ્યા. કલામંદિર ને ચિત્રમંદિરો જોઈ બોલ્યા "આવી સુંદર વસ્તુઓ આમ ખુલ્લી મુકી દીધી છે તે છોકરાંઓ ચોરી નથી જતાં?"

'ચોરી નથી જતાં' નો પ્રયોગ મારા કાનને નવો લાગ્યો, ને ખૂંચ્યો પણ ખરો. મેં કહ્યું, "હા, બાળકોને બહુ ગમે છે ત્યારે કોઇવાર તે લઇ જાય છે, પણ તેને અમે ચોરી નથી ગણતાં."

ખરેખર, આપણે આપણી ભાષાથી અને ભાષાની પાછળ રહેલી આપણી માન્યતાઓથી બાળકોને ઘણા દુર્ગુણો શીખવીએ છીએ બાળકને ખોટું બોલતું કરીએ છીએ, ચોરી કરતું કરીએ છીએ. મોટે ભાગે આપણેજ તેને ઘણી ખરી અનિષ્ટ વાતો ને તેની ભાષા આપીએ છીએ.

એક નિર્વ્યાજ બાળકને આપણે કેમ ચોર બનાવીએ છીએ તે જોઇએ. બાળક એકાદી વસ્તુ ઉપાડે છે. પોતાની પાસે રાખે છે. બાળકને તે બહુ ગમતી હોય છે. બાળકને તે જોઈતી હોય છે. કેટલીક વાર તે આપણા કામની હોય છે કેટલીકવાર કામનીયે નથી હોતી.

આપણે તેને તરત શું કહીએ છીએ! "મગન, મારી ચોપડી કેમ ચોરી ગયો? મારી પેન્સિલ કેમ ચોરી? ચોર છો." બાળકને ત્યાંસુધી ચોરી કરી એટલે શું એનો ખ્યાલ હોતો નથી. બાળક તો તેને ગમે છે તેને પાસે રાખવાનું મન થાય છે માટે વસ્તુ લે છે ને પાસે રાખે છે. બાળકની આ સાદી સરળ ક્રિયાને આપણે ચોરી તરીકે ઓળખવાની ઉતાવળ કરીએ છીએ અને બાળકને પણ ચોરીનો અસ્પષ્ટ ને ખોટો ખ્યાલ આપીએ છીએ.

બાળક વસ્તુ ઉપાડે તે માટે આવા શબ્દોમાં ઠપકો આપવાથી પરિણામ એ આવે છે કે બાળક જે વસ્તુ ઉઘાડી રીતે પોતાને માટે લઇ જતું હતું તે ઠપકો સાંભળવો ન ગમવાથી છાની રીતે લઇ જવા લલચાય છે ને ચોરી છુપીથી વસ્તુઓ કેમ ઉપાડી લેવી તે શીખે છે.

સારાંશ આપણો ઠપકો અને ભાષા બાળકને ઘણીવાર ચોરી કરવાનું શીખવે છે. આ રીતે બાળક સાચી રીતે ચોરતાં શીખ્યું હોય તોપણ તે ચોર બને છે એમ નથી. બાળક પરત્વે તો જે વસ્તુ તે સરલ ઉઘાડે માર્ગે નથી લઇ શકતું તે તેને છાની રીતે લેવી પડે એટલોજ ખ્યાલ હોય છે, પરિસ્થિતિ બદલાય તો બાળક પણ બદલાય છે. તેથીજ ઘણા લોકો જેઓ બાલ્યાવસ્થામાં સખ્ત વાતાવરણમાં ચોરી કરે છે તેઓ મોટપણમાં સ્વતંત્ર થયા પછી ચોર રહેતા નથી. એટલે કે દરેક ચોરનાર બાળક ચોર હોય છે એમ પણ નથી. છતાં એટલું તો ખરું જ કે ચોરી કરવાની

ટેવ પડે તે બાળકના નૈતિક વિકાસને વિઘાતક તો છેજ. તેની પાછળ ચારિત્ર્યની નિર્બળતા રહેલી છે. આત્મસન્માનનો અભાવ રહેલો છે, પરસન્માનની વૃત્તિનો પણ અભાવ છે.

બાળક વસ્તુઓ લે છે જેને આપણે ચોરી છે એમ કહીએ છીએ તેની પાછળ બે વાતો હોય છે. પહેલી વાત એ હોય છે કે બાળકને તે વસ્તુ પ્રત્યે આકર્ષણ હોય છે. વસ્તુ તેને ગમે છે. પાસે રાખવાનું મન થાય છે.

બીજી વાત એ હોય છે કે બાળકને બીજાની મિલ્કત શું પોતાની શું, ને એકબીજાને સ્વાસ્થ્યથી જીવવું હોય તો એકબીજાની મિલ્કતને સાચવવી જોઇએ, સન્માનવી જોઈએ, માત્ર ઉપાડીને પાસે રાખવાથી કોઇની મિલ્કત પોતાની થઇ શકતી નથી. કાંતો તેણે આપણને તે ભેટ આપી દેવી જોઇએ ને કાંતો આપણે તે ખરીદવી જોઇએ. l ને ખરીદવામાં પણ બીજાની વેચવાની ઇચ્છા હોય ને વેચવા માટે તે જે મૂલ નક્કી કરે તે આપવાની આપણી તાકાત હોય તોજ તે ખરીદી શકાય છે વગેરે વ્યવહારનીતિની તેને સમજણ હોવી જોઇએ.

બાળકને ચોરવાની અથવા વસ્તુઓ લઇ લેવાની ટેવ ન પડે.તે માટે આ બે વાતો આપણે ધ્યાનમાં લઇ ઉપાય કરવો ઘટે.

પહેલાં આકર્ષણની વાત લઇએ. બાળકને વસ્તુ ગમે છે. તેમાં પણ વધારે પૃથક્કરણની જરૂર છે. ઘણીવાર બાળકને વસ્તુનું આકર્ષણ થાય છે. અથવા પાસે રાખવાનું મન થાય છે તે માત્ર દેખાદેખીથી હોય છે. મોટો ભાઇ પેન્સિલ કે ખડીયો રાખે છે માટે એ વરસનો નાનો ભાઇ પણ તે લેવા દોડે છે. એક વર્ગના બીજા છોકરાઓ પાસે કાંઈ હોય તો તે પોતાની પાસે રાખવાનું મન થાય તે દેખાદેખી થઇ.

દેખાદેખી કેટલીકવાર ચોખ્ખી દેખાદેખી હોય છે જ્યારે કેટલીકવાર તેની પાછળ મિલ્કતની શ્રેષ્ઠતાનો ભાવ હોય છે જ્યારે કે વર્ગનો એક છોકરો બે પેન્સીલો ને ચાર કલમો રાખતો હોય ને તેની અધિક વસ્તુઓને લીધે તે શ્રેષ્ઠ ગણાતો હોય તો બીજાં બાળકોને તેવીજ રીતે શ્રેષ્ટ થવાનું મન થાય છે. તેમને પોતાની કનિષ્ઠતા સાલે છે તેથી તેઓ કનિષ્ઠતા દૂર કરવાનો તેમને મન સીધો ને સરલ લાગતો રસ્તો લે છે.

દેખાદેખી અથવા સરસાઇના કારણે બાળક વસ્તુ લે છે તેમાં બાળકને તે વસ્તુમે, ખુદ ઉપયોગ કે આકર્ષણ હોતું નથી.

અર્થાત્ દેખાદેખી કે સરસાઈ ભોગવવાને કારણે તે ક્ષણે તો તેને અમૂકજ વસ્તુ ચોક્કસ જોઇએજ એમ થઇ જાય છે ખરું. પણ વૃતિનું પૃથક્કરણ કરીએ તો તે વિશિષ્ટ વસ્તુમાં ખુદબખુદ તેને ખાસ આકર્ષણ હોતું નથી.;

આથી વિરૂદ્ધ ખૂદ આકર્ષણના દાખલા પણ હોય છે. બાળક વસ્તુ લે છે તે કોઇ લીધી છે માટે નહિ પણ સ્વતઃ તેનેજ તે એટલી બધી ગમે છે કે તે પાસે રાખ્યા વગર તેને સંતોષજ થતો નથી. જેમકે પ્રદર્શનમાં કે બજારમાં કાચની લખોટીઓ જોઇ હોય ને અત્યંત આકર્ષણને કારણે બાળક તે ઉપાડી લે અને જો તે જાણતું હોય કે ઉઘાડી રીતે ઉપાડીશ તો સામું માણસ વઢે તો તે છાનુંમાનું પણ ઉપાડી લેશે. આની પાછળ તેનું વસ્તુ પ્રત્યેનું શુદ્ધ આકર્ષણ હોય છે.

આ સિવાય બાળકને વસ્તુનો ઉપયોગ હોવાથી વસ્તુઓ લેવા માગે છે. ઘણા બાળકોને પતંગ કરવાની ચિત્ર ચિતરવાની ને એવા એવા કામોની હોંશ હોય છે પરંતુ

તે કામને જરૂરી એવી બધી વસ્તુઓ તેને તરત મળતી નથી ને તેથી તેને ઘણી અગવડ ઉત્પન્ન થાય છે તે સ્થિતિ તેને ગમતી નથી. માટે બાળક ગમે તેની વસ્તુ ઉપાડી લે છે. એમાંએ બે પ્રકારો છે. બાળકને જરૂરની વસ્તુ ઝટ અપાવી દેવાની માબાપો દરકાર રાખતાં નથી એટલુંજ નહિ પણ ઘણીવાર તેઃ મોટાંઓને બાળકની માગણી નકામી લાગે છે અથવા મોટાંઓની અર્થ-વ્યવસ્થામાં બંધબેસતી આવતી નથી ને તેમની પાસેની બાળકની માગણી વ્યર્થ જાય છે. તેથી બાળકને તે વસ્તુ મેળવવાના બીજા રસ્તા ગોતવા પડે છે. બીજો પ્રકાર એ છે કે બાળકને જરૂરની વસ્તુઓ મળતી હોય તો પણ બાળકને તે સાચવીને વ્યવસ્થિત રાખવાની ટેવ ન હોવાથી તે વારંવાર આડી-અવળી ખોવાઇ જાય છે ને જરૂરને વખતે મળતી નથી. બાળકને જરૂર પડે ત્યારે વસ્તુ પાસે ન હોવાથી અગવડ આવે છે. મોટાંઓને કહેવા જવાનું તેને મન હોતું નથી કેમકે તેને લઇ આપેલી વસ્તુઓ સાચવીને ન રાખવા બદલ ઠપકો સાંભળવો પડશે ને તે તેને ગમતો નથી. અથવા માબાપોએ એકવાર લઇ દીધેલી વસ્તુ ફરીવાર નહિ મળે એમ તેને લાગે છે તેથી તે કોકની વસ્તુઓ ઉપાડીને પોતાની કરી લેવાનો રસ્તો લે છે. કારણ એ માર્ગ તેને સહેલો ને ઓછી મુશ્કેલી-વાળો લાગે છે.

આમાંથી કોઇ પણ કારણથી બાળક ચોરી કરતો હોય અર્થાત્ કોઇની વસ્તુ તેની રજા વગર લઇ લેતું હોય ને પોતાની કરી બેસતું હોય તેનું કારણ તો ઉપર કહેલી બીજી વાતજ હોય છે કે બાળકને બીજાની મિલકત સંબંધે પાળવાના નિયમોનો ખ્યાલ હોતો નથી. તેની દૃષ્ટિ માત્ર subjective પોતા તરફની હોય છે. મારે જોઇએ છે એટલોજ વિચાર તે પહેલો કરે છે. પણ પાછળથી જ્યારે તેને ખબર પડે છે કે આ વસ્તુને બીજી બાજુ પણ છે જેની વસ્તુ પોતે ઉપાડે છે તેને આ વાત પસંદ પડતી નથી. ત્યારે તેને ન સમજાય, ખબર ન પડે એવી રીતે વસ્તુ ઉપાડવાની જરૂરિઆત ઉત્પન્ન થાય છે. ને બાળક તેમ કરવા પ્રવૃત્ત થાય છે. આને જ્યારે મોટાંઓ ચોરી કહીને સંબોધે ત્યારે તે પણ તેને 'ચોરી' કહે છે. તે 'ચોરી' કરવા નીકળે છે. આપણે આપેલાં આકરાં નામો બાળક બોલે છે પણ તેની પાછળની દુષ્ટતાનો તેને ઘણીવાર ખ્યાલજ હોતો નથી. એક ચાર વર્ષનું શક્તિવાન્ બાળક છે, મુશ્કેલી સામે ન ડરનારૂં પણ હિંમતથી તેને ટપી જવાવાળું પ્રાણવાન્ એવું આ બાળક અમને કહે છેઃ "હું ચોર છું. પૈસા ચોરૂં છું. ચેવડો લઇને ખાઉં છું. બાપાની પેટીમાંથી ચોરૂં છું. ખીસામાંથી ચોરૂં છું." વગેરે તેની નિખાલસ કબુલાત ઉપરથી ને વાતો કરવાની મોકળી રીત ઉપ-રથીજ આપણી ખાત્રી થાય છે કે બાળક ચોરમાનસવાળું નથી. પણ subjective છે. તેને જોઇએ છે તે કોઈ ન આપે તો ગમે તે સાહસ કરીને લેવાની તેનામાં હિંમત છે. મુશ્કેલી સામે હારી બેસવાનો તેનો સ્વભાવ નથી પણ રસ્તો શોધી કાઢવાનો સ્વભાવ છે.

શરૂઆતમાં બાળક કોઇપણ કારણે વસ્તુ લેતું હોય. યોગ્ય વખતે તેની આ ટેવને યોગ્ય વલણ ન મળે તો આ અપ્રામાણિક ટેવ તેનામાં રૂઢ થવાનો સંભવ રહે છે. માટે બાળકને આ બાબતમાં યોગ્ય વલણ મળવાની તો આવશ્યકતા જરૂર છે. માત્ર તે યોગ્ય રીતેજ થવું જોઇએ.

સામાન્યતઃ આપણે બાળકને નદીએ

છીએ; શિક્ષા કરીએ છીએ. '' તું ચોર છે. ખરાબ છો ' વગેરે 'કટુ'શબ્દનો પ્રહાર કરીએ છીએ. પરંતુ બાળકને આ રસ્તો શા માટે લેવો પડયો તેની શોધ કરતા નથી. માટે આપણા ઉપાયથી તેની મુશ્કેલી દૂર થતી નથી. કાંતો આપણી શિક્ષાને કટુ વચનથી તે વધારે ગુપ્ત રીતે ને સફળ રીતે વસ્તુ કેમ લેવી તે શોધવાના ઉદ્યોગમાં પડે છે ને વધારે હોશીયાર ચોર બને છે. કાંતો ચોરી કરતાં કરતાં અટકે છે પણ દુનિયા સામે સખ્ત વાંધા રાખીને ફરે છે. ને બીજી અનેક રીતે અસામાજીક બને છે. વળી બાળક નબળા મનવાળું બને છે. નિરુત્સાહી ને નિરાશ પણ બને છે. કારણ તેના જગતમાં તેને હલકાઇ ભોગવવી પડે છે. ને આગળ આવવાનો જે રસ્તો તેને યોગ્ય લાગ્યો તે પણ મોટાંઓ તરફથી બંધ થઇ ગયો તે જોઇ તે હતપ્રાણ બને છે. એમ ચોરી કરવાવાળામાં બે પ્રકાર હોય છે. એક હિંમતવાન્ પ્રાણવાન્ હોય છે માટેજ ચોરી કરવાવાળા, જ્યારે બીજા બીકણ. ઉઘાડી રીતે કાંઇપણ કરવાની તેમને હિંમતજ હોતી નથી. એટલે છાનું છાનું કર્યા કરે છે. વસ્તુનીજ ચોરી એમ નહિ પણ બધાંની ચોરી.

આનો ખરો રસ્તો તો એ કે બાળક જે કારણોથી આ માર્ગે ચડે છે તે કારણોનો ઉપાય કરવો જોઇએ.

તે દેખાદેખીને રસ્તે ચડયું હોય તો દેખાદેખી તેમનામાં કયાંથી આવી એજ પ્રથમ જોવું જોઇએ. મોટે ભાગે ઘરનાં મોટાંઓજ જ્યાં દેખાદેખીથી જીવતાં હોય આડોશ પાડેશની દેખાદેખી ચાલતી હોય, સગાં સંબંધીઓમાં દેખાદેખી ચાલતી હોય, ઘરમાં નવી વસ્તુ વસાવવાનું કારણ શું તો કે ફલાણાએ તેમ કર્યું છે, ફલાણાએ એમ કર્યું છે. આ બધું બાળકને નજરે આવતું હોય તો બાળક પણ તેજ રસ્તે જાય એ સ્વાભાવિક છે. આપણામાં દેખાદેખીનું ધોરણ ન હોય છતાં બાળક તે રસ્તે જતું દેખાય તો તો સીધું સમજાવતાં બાળક સમજે છે કે વસ્તુ આપણા ઉપયોગ માટે છે ઉપયોગની ન હોય તો ફલાણાએ લીધી માટે આપણે રાખવાની જરૂર નથી. બાળકને જે જોઇએ તે માગે ને માગે ત્યારે આપણે માગણીની જરૂર તપાસીએ, તેને સમજાવીએ કે શા માટે જોઇએ છે. એકવાર વસ્તુ લાવીનેય ખાત્રી કરી દઇએ કે આપણે ઉપયોગતી ન હતી. જેમ કે બીજાં આડોસ પાડોસનાં છોકરાં વોટરકલર રાખે તેટલા ખાતર આપણું બાળક માગે ને ન આપીએ તો કોકની પેટી ઉઠાવીયે લાવે. એમ ખબર પડે તો બાળકને લાવી દઇને ખાત્રી કરી દેવી કે વોટર કલરનાં પોતાને તેવાં ચિત્રોં કરવા હોય તોજ વોટરકલરની જરૂર હોય છે. ન કરતા હઇએ તો રસિકભાઇ પાસે છે માટે રાખવાની જરૂર નથી.'' ઉલટું ન જરૂરતી વસ્તુઓ રાખવાથી આપણો નકામો ભાર વધે છે. જરૂર આ વિવેક એક દિવસમાં કે એક વ્યાખ્યાનથી તેનામાં આવી શકે નહિ. આપણું હમેશનું ધોરણ એ હોય ને ઘણી વાર તો બાળકને વૃથા ભાર વેંઢારીને વૃથા તકલીફ કેમ પડે છે તેનો અનુભવ કરીનેજ બાળક દેખાદેખીથી વસ્તુઓ રાખવાનું છોડે છે. પણ આપણો અહીંનો પ્રશ્ન તો બાળક ચોરીને વસ્તુ ન લઇ લે તેનો છે. માટે અનુભવ થાય ત્યાં સુધી તેને કાંઇક લાવી દેવાનુંયે આપણે માથે આવે છે. બાળક જે જોઇએ તે નિખાલસતાથી આપણી પાસે માગે ને આપણે તેની માગણીનો સન્માનપૂર્વક વિચાર કરીએ છીએ એવો સંબંધ તેની ને આપણી વચ્ચે દૃઢ થવો જોઇએ. એનો અર્થ આ નથી કે દરેક માગણી આપણે પૂરી

પાળવા બંધાઇએ છીએ. પણ છૂટથી માગી શકે, શા માટે જોઇએ તે કહી શકે, ઉપયોગ સિદ્ધ કરી આપે, વગેરે છૂટ હોવી જોઇએ. એટલે દેખાદેખીથી ચોરી લેવાને રસ્તે જવાનું પ્રયોજન તેને ન રહે.

સરસાઇની બાબતમાં પણ ઉપર પ્રમાણેજ. આપણા સામાજિક વિચારો, તેનું પ્રદર્શન અને તેના ઉપર રચાએલા આપણા જીવનમાં સુધારો ન થાય ત્યાંસુધી બાળકમાં પણ આવી ખોટી સરસાઇ ભોગવવાની ઇચ્છા જાગવાનીજ. આપણેજ વધારે વસ્તુ રાખવાની શક્તિ એટલે સાધન સંપન્નતાને શ્રેષ્ઠ માની સન્માનીએ છીએ. પોતે પણ તેજ રીતે આપણાથી ઓછા સંપન્ન માણસો ઉપર સરસાઇ ભોગવવા નીકળીએ છીએ તે બાળકથી કેમ અજ્ઞાત હોય. આપણી સ્પર્ધાત્મક તુલના કરીને બાળકોને ચડાવવાની ને ઉતારી પાડવાની રીત પણ બાળકમાં કોઇ પણ રીતે સરસાઇ ભોગવવાની તીવ્ર ઇચ્છા જગાડવામાં કારણીભૂત છે ઘણીવાર એમ નજરે આવે છે કે અભ્યાસમાં ઢીલ હોય, અથવા તબિયતે નબળું હોય એવુંજ બાળક વધારે વસ્તુઓ રાખી તે વડે સરસાઇ ભોગવવાનો પ્રયત્ન કરે છે. 'ને તેનામાં વસ્તુઓ રાખવાનીયે શક્તિ ન હોય તો પછી તેને ચોરી લેવા નીકળવું પડે છે. સાર એ છે કે આ પ્રકારની ચોરીનું મૂળભૂત કારણ બાળકને તેની સમાજમાં પોતાના પ્રત્યે લાગની નાનમ inferiority બીજાથી ઉતરતાપણાની ભાવના છે. માટે બાળકને પોતાની શક્તિઓમાં શ્રદ્ધા ઉદ્‌ભવે, તેનામાં ઘણું ઘણું કરવાની શક્તિ છે તેનું તેને ભાન થવું જોઇએ. તેમજ નકામી ઘાતક તુલનાથી તેને મુક્ત રાખવું જોઇએ. ને ત્રીજું આ બને ત્યાં સુધી તેને inferiority—ન લાગે એવી પરિસ્થિતી ઉભી કરવી જોઇએ. કાંતો તેને જે વસ્તુઓ રાખવાથી તાત્કાલિક સંતોષ થાય કાંતો બીજાંની તુલનામાં તે ઉતરતો દેખાતો હોય તે સમાજમાંથી તેને ઉપાડી લેવું જોઇએ. શ્રીમંતોની શાળામાં ગરીબના છોકરાં જાય, અથવા શ્રીમંતોના ઘરે રમવા જાય તેથી એમ બનતું હોય તો આવી વિષમ પરિસ્થિતીમાંથી બાળકને ઉપાડી લેવું જોઇએ. આ સમાજે ઉભી કરેલી ખોટી અસમાનતાથી બાળકને કારણ વગર ઘણું ઘણું નુકસાન પહોંચે છે. ખાસ કરી આત્મસન્માનવાળા બાળકોનેજ આવી અસમાનતા ખૂંચે છે. માટે આવા કેસોમાં ચોરી ન કરવાના ઉપદેશ કરતાં બાળકને ચોરી કરવા સુધી લઇ જનાર તેની વિષમ પરિસ્થિતીનો બંદોબસ્ત પ્રથમ કરવો જોઇએ.

શુદ્ધ આકર્ષણની બાબતમાં તો બાળકને તે વસ્તુ મળવીજ જોઇએ. બાળકના વિકાસમાં તે વસ્તુની સાચેજ કિંમત હોય છે. શુદ્ધ આકર્ષણ શુદ્ધ છે કે નહિ તેટલું નક્કી કરવું જોઇએ. ઘણીવાર આકર્ષણ અત્યંત તીવ્ર એટલું બધું તીવ્ર કે ચોરી કરીને પણ વસ્તુ મેળવવાની ઇચ્છા બાળકને થાય એટલું તીવ્ર થવાનું કારણ વસ્તુ પ્રત્યેનું ખુદ્ આકર્ષણ નહિ પણ વસ્તુ મળવાની અશક્યતામાંથી ઉભી થએલી તીવ્રતા હોય છે. બાળકને કોઇ વસ્તુની 'ના' પાડી હોય અથવા તે વસ્તુ તેને હાથ ન આવે એટલા માટે તાળા કુંચીમાં રાખી હોય તો બાળકને તે વસ્તુ મેળવવાની ઇચ્છા તીવ્ર થાય છે. તેજ બાળકને સોંપી દીધી હોય તો બાળક તેને તદ્દન ભુલીયે જાય છે. માટે આવું કૃત્રિમ આકર્ષણ છે કે કેમ તેટલું નક્કી કરવું જોઇએ. સામાન્યતઃ બાળકના આંતર વલણ પ્રમાણે દરેક બાળકને ઘણી એવી વસ્તુઓ હોય છે કે તે તેને પાસે રાખવાની બહુ ગમે છે. બાળકને તેને પોતાની કરી પાસે રાખવાનો હક્ક મળવોજ જોઇએ. મોટે ભાગે તેમની માગણીઓ નાની

હોય છે. છતાં તેમને માટે તે મોટીજ ને તેમના જીવન પૂરતી જીવનન્યાયજ હોય છે. એક ગુણીલી ને શાંત એવી નાની બાળાને મેં બાલમંદિરમાંથી ઝીણા રંગીન મોતી લઇ જતાં જોઇ. બાળાને પુછતાં ને અવલોકતાં જણાયું કે તેને મોતી પરોવવાની ખુબ હોંશ હતી. બાલમંદિરમાં તે કામ અપાતું નથી. ઘરે મોતી નથી. એટલે તેની નાની બુદ્ધિ પ્રમાણે તેને જે સીધો રસ્તો લાગ્યો તે તેણે લીધો. માબાપોને ઘરે મોતી લઇ દેવાની ચિઠ્ઠી આપી ત્યારથી તે બાળાને બાલમંદિરમાં રમવા આપેલાં મોતી ઉપાડી જવાની જરૂર રહી નથી આવી. શુદ્ધ આકર્ષણ અને શુદ્ધ જરૂરિઆતની વસ્તુઓ દરેક બાળકને મળવાનો તેનો હક્ક છે. ને તે તેને મળવીજ જોઇએ. બાળક ભૂખ્યું હોય ને ઘરમાં ખાવાનું પૂરતું ન મળવાથી તે કયાંક ચોરી કરીને ખાય તેનું પાપ અસમાન સમાજ વ્યવસ્થા ચલવનાર મૂરખ સમાજ ઉપર છે. ચોરી કરનાર ઉપર નથીજ. ભૂખ અનેક પ્રકારની હોય. શારીરીક હોય તેમજ aesthetic કલાપ્રધાન હોય. બૌદ્ધિક હોય; અનેક પ્રકારની હોય. એકાદ સુંદર વસ્તુ જરૂરિઆત કે ઉપયોગ ખાતર નહિ પણ તેની સુંદરતાની ખાતર પણ બાળક પાસે રાખવા માગે. ઘણા બાળકો રંગોથી ખુબ આકર્ષાય છે તે કાચના હીરા ( prisms ) રંગીન ગોળાઓ જાતજાતની બંગડીઓ કે બંગડીના કટકા વગેરે પાસે રાખે છે. બાળકનો આવો સંગ્રહ નકામો બિનજરૂરી ન ગણવો જોઇએ. દેખીતો નકામો લાગતો સંગ્રહ બાળકના આત્માને સમૃદ્ધ બનાવતો હોય છે. મોટાંઓ બાળકની આવી માનસિક ભૂખ ઓળખતા નથી તેથી ઘણીવાર સંપન્ન માબાપોના છોકરાં લુગડેલત્તે સમૃદ્ધ છતાં આત્મિક ભીખારીપણું ભોગવતાં હોય છે. એકાદ નાનું એવું ચિત્ર કે એવું કાંઈ કોકનું ઉપાડી પાસે રાખતાં આપણે તેને જોઇએ છીએ. સાર કે બાળકની તમામ જરૂરિઆતોને આપણે સમજવાની છે, સન્માનવાની છે, શકય તેટલી પૂરી પાડવાની છે, તેનો ભૂખમરો ન થાય તે જોવાનું છે. બાળક કોઇ વસ્તુ કોકની ઉપાડી લાવ્યું હોય તો તેને ચોર ઠરાવી વઢવાથી ઉતારી પાડવાથી ઠપકો કે શિક્ષા કરવાથી તેના રોગનો ઉપાય થતો નથી કે નિવારણ પણ થતું નથી. પણ બાળક શા માટે ઉપાડી લાવ્યું તેનું પૃથક્કરણ કરી બાળકને જાણવાની જરૂર ઉભી થાય છે.

બાળકને ધારો કે તીવ્ર જરૂરિઆત ઉભી થઈ કે આકર્ષણ થયું તોપણ જો તે બીજાની મિલ્કત પરત્વેનું સન્માન જાણતું હોય, એક બીજાંની વસ્તુઓની આપલેનો વ્યવહાર જાણતું હોય તો તે કદી પણ વસ્તુ ઉપાડી લેવાને રસ્તે જશે નહિ. ચોરીના એટલે જેને આપણે ચોરી કહીએ છીએ તેના અટકાયત માટે બીજો ઉપાય તે મિલ્કત સન્માનનો પૂરો ખ્યાલ ને સંસ્કારિતા બાળકને આપવાનો છે. મિલ્કતનો ખ્યાલ તો બાળકને મિલ્કત રાખવાથીજ આવે છે. પોતાનું ટેબલ પોતાનું આસન કે પોતાનો કાગળપેન્સિલ વગેરે કાંઇ પણ બાળક પાસે તેની મિલ્કત તરીકે હોય તો તેને સાચવતા રાખતા બાળકમાં કોકની વસ્તુઓ અથવા કોકની મિલ્કત એટલે શું તેનો ખ્યાલ આવે છે. મારૂં આસન કોક મને પુછ્યા વગર કેમજ ઉપાડી શકે એ ખ્યાલની સાથેજ આસ્તે આસ્તે એ ખ્યાલ પણ આવે છે કે કોકનું આસન મારાથી પુછ્યા વગર કેમજ લેવાય. આ ખ્યાલ આવવાની ક્રિયા સૂક્ષ્મ છે. માનસિક છે એટલે જેમ ઉંચાઈ મપાય તેમ તે માપી શકાતો નથી છતાં ઉંચાઇમાં કે વજનમાં વધેલું જેમ આપણે જોઈ શકીએ છીએ એટલીજ સ્પષ્ટતાથી આ નૈતિક ખ્યાલ આવેલો પણ આપણે જોઇ શકીએ છીએ. માત્ર તેમાં એક બાબત રહેલી છે. શાળામાં

કે ઘરમાં મોટાંઓએ નાનાંઓની વસ્તુઓ પ્રત્યે પણ તેટલુંજ સન્માન બતાવવું જોઇએ. આપણે ત્યાં મોટે ભાગે એવો નિયમ હોય છે. નાનાઓની વસ્તુ લેવી હોય વિખવી હોય તો આપણે તેમને પૂછવા જતાં નથી. પણ આપણી વસ્તુઓને ન અડવાનો તેમને માટે નિયમ હોય છે. એ ન ચાલે. બાળકનો કબાટ, પેટી કે ખુણો તેનો પોતાનોજ હોવો જોઇએ. ને તેને પૂછ્યા વગર તેની વસ્તુઓને આપણાથી પણ અડાય નહિ. તેને પોતાને પ્રત્યે તેને જે અનુભવ થાય તેમાંથીજ તેને બીજાં પ્રત્યેનો ખ્યાલ આવવાનો છે. માટે તે બાબતમાં આપણે સંભાળ રાખવાની છે. આપણે મોટા માટે સત્તાધારી માટે વિષમતા ચલાવીએ એવી જોહુકમીમાં ઉછરતા બાળકને આ પ્રકારનો નૈતિક ખ્યાલ કે સંસ્કારિતા આવતીજ નથી.

આ ઉપાયો બે પ્રકારના બાળકોમાં નિષ્ફળ નીવડે છે. એક જે બાળકો એવાં કુટુંબોમાંથી આવે છે કે જ્યાં સાચુ ખોટું અથવા ચોરી વગેરે સંબંધની સંસ્કારિતા ન હોય તેવાં બાળકો અમુક પરિસ્થિતીમાં કદાચ કોઇનું કાંઇ ન લેવાના નિયમને આધીન થાય ખરાં પણ તે સંબંધની અંતરની સંસ્કારિતા તેમનામાં આવતી નથી. એનું કારણ કૌટુંબિક વાતાવરણ હોય છે. ખાસ કરીને માતાની રીતભાતની બાળક ઉપર સૂક્ષ્મ અસર હોય છે. કોઇની વસ્તુ આપણે કેમજ લેવાય! લેવામાં પેલાનું નુકસાન છે એ વાત જુદીજ પણ લઇ લેવું એ આપણને કેમ શોભે! કોઇને ખબર ન પડે તો પણ આપણને તે ગમેજ કેમ! એ ભાવનાને હું આ પરત્વેની નૈતિક સંસ્કારિતા કહું છું. ને આપણા સમાજ સંબંધે સામાન્યતઃ એમ કહી શકાય કે આપણે આવી નૈતિક સંસ્કારિતામા પછાત છીએ.

બીજા પ્રકારનાં બાળકો તે એવાં બાળકો કે જે કુદરતી રીતે માનસિક ખામીવાળા બંધારણને લીધેજ આવી સંસ્કારિતા ગ્રહણ કરવા માટે અસમર્થ હોય છે. આવી રીતે માનસિક ખામી કેમ આવે છે તેની શોધ આપણા આજના પ્રદેશની બહારની ગણાય. જેમ લંગડા બહેરા આંધળા વગેરેને સામાન્ય બધા અવયવવાળાના નિયમો લાગૂ ન પડે તેમજ આવાં ખામીવાળા પણ સામાન્ય નિયમોમાંથી બાદ થાય છે.

તેમની માનસિક ખામીઓને લીધેજ તેમને ઘણી જાતની અસામાજિક પ્રવૃત્તિ કરવાનુંજ મન થાય છે. એવાંઓથી સમાજને બચાવવી જોઇએ. ને તેમને માટે ગુન્હાઓ કરવું અશકય થાય પણ બને તેટલું વિકસવાનો અવકાશ મળે એવી વ્યવસ્થા સમાજ તરફથી થવી ઘટે.

આ સિવાય ચોરી જુઠાણું વગેરે રસ્તે ચડી ગએલો એક બીજો વર્ગ છે. તેઓ કુદરતી ખામીવાળા હોતા નથી. પણ તાત્કાલિક તો ખામીવાળાજ અર્થાત્ વિકૃત વૃત્તિવાળા–માંદા કહી શકાય એવાં હોય છે. તેમને ધિક્કારવા કરતાં ઔષધોપચારની જરૂર રહે છે. કોઇપણ રીતે દબાએલાં, જેમને વિકસવાને પૂરતો અવકાશ મળેલો નથી, જેમની સામે કુટુંબમાં અથવા સમાજમાં અન્યાય થએલો છે, જેમને ઉછરવા માટે પૂરતો અવકાશ નથી એવાં દલિત, દબાએલ, ત્યજાએલ, કચરાએલ વર્ગમાંથી ઘણાંઓ પોતાની અસહ્ય પરિસ્થિતી સામે ઝગડવાનું તેમની તાકાત બહારનું હોય છે. તેથી તેમને દુનિયા સાથે કાયમનો વાંધો પડે છે. ને તે વાંધાવાળી મનઃસ્થિતીમાંથી તેમની અસામાજીક મનઃસ્થિતી ઉત્પન્ન થાય છે. આમાંના કેટલાંકેક કેસો બહુજ સખ્ત હોય છે. જ્યારે સામાન્ય દુનિયામાં હમેશ

નજરે પડતાં સામાન્ય કેસો તો ઘણાજ છે. કારણ બાળદુનિયા આજે સર્વ સામાન્યતઃ દબાએલી ને કચરાએલીજ છે. બાળકોનું સ્વાતંત્ર્ય, તેમનું વ્યક્તિત્વ, તેમનું સન્માન, તેમને ઉછરવા માટે અનુકૂળ એવું છૂટનું વાતાવરણ વગેરે વિચારો હજી પણ માત્ર હવાઇ કિલ્લાઓ અથવા કેટલાંએક ધૂની લોકોની ધૂન, અથવા ગાંડાઇજ લેખાય છે. ત્યાં સુધી સામાન્ય તંદુરસ્ત ગણાતાં સમધારણ ગણાતા બાળકોમાં પણ આવી વિકૃતિઓ ઘણી મળવાની છે. ને વિકૃતિનું કારણ છેટું હોવાથી ખબર પડવી પણ મુશ્કેલ હોય છે. સિવાય આવી વિકૃતિનો ઉપાય વિકૃતિ દૂર કરવાને બદલે દૃઢ કરવાના ઉપાયોજ જેવાં કે વઢવું, મારવું, ધિક્કારવું વગેરે જ રૂઢ હોવાથી આવા વિકૃત કેસો દિવસે દિવસે વધતા દેખાય તો શી નવાઇ! સામાન્યતઃ જ્યાં બાળકોને સખ્તાઇ, દબાણ, અપમાન, વગેરે ન હોય ત્યાં બાળકોમાં આવી વિકૃતિ આવતી નથી. બીજું ઘરમાં એક એવું વાતાવરણ હોય કે બાળકોની જરૂરિઆતો તરફ ધ્યાન અપાશેજ, ને બીજું ઘરમાં તેમનો પણ હક છે, ઘરની વસ્તુઓ જેમ મોટાંઓના છે તેમ તેમને જોઇતી વસ્તુઓ તેમનીજ છે તો બાળકોને કોઇ વખતે છાનામાના કાંઇ પણ લેવાની ઇચ્છા ન થાય. ઘણીવાર બાળકો બાજી રીતે ચોર હોતા નથી પણ કેટલાએક છાનાંમાના ખાઇ જવાવાળા હોય છે; તો કેટલાંએક પૈસો લઇ બજારનું ખાવાની ટેવવાળા હોય છે; કોઇ પેન્સિલ કે એવી વિશિષ્ટ વસ્તુ લેવાવાળાં હોય છે. આ બધાંનું કારણ માબાપોએ વિચારી લેવું જોઇએ કે ઘરમાં આપણે બાળકોને પુરતું સ્થાન આપ્યું છે! ખાવાની બાબત બાળપણમાં ખરેખર દયા ઉપજાવે એવી છે. બાળકોને ભાવતી વસ્તુઓ તેમને તૃપ્તિ થાય ત્યાં સુધી, ક્વચિતજ મળે છે. આ બાબતમાં તૃપ્તિ ક્યારે થાય છે તેની શોધની જરૂર છે. જે ભાવ્યું તે ખાવા દેવામાંયે નથી, ના પાડવામાંયે નથી, પેટ બગડે ત્યાં સુધી ખાધાજ કરવામાં નથી, પેટ બગડશે માટે પહેલેથી ઓછું ખા એમ કહ્યા કરવામાંયે નથી. એમ ઘણીવાર બાળકોનું પૂરતું ખાવાનું હોવા છતાં અતૃપ્તિ ઉત્પન્ન કરનારું વાતાવરણ હોય છે.

છેલ્લે એક વાત તરફ ધ્યાન ખેંચવાનું. ઘણીવાર જેમ ચેપી રોગોનો ચેપ લાગે તેમ આવી કુટેવોનો પણ સારાં બાળકોને બીજાં બાળકોનો ચેપ લાગે છે. માટે ચોરી જુઠાણું વગેરે માટે ઉપાય લેતાં પહેલાં બાળકની સંગતિ પણ તપાસવી જોઇએ.

ટુંકમાં ચોરીનો ઉપાય તેનું સાચું કારણ ગોતી કાઢવામાં છે.

તારાબેન



# બ્હેનોને બે બોલ

" **સ્ત્રી** એ જગતની માતા " ઘણાંએ કહ્યું, સૌએ સાંભળ્યું. આવા જરૂરના વિષય ઉપર કેટલાએ કેટલો સમય ગાળ્યો હશે ?

હિંદનાં દાદા દાદાભાઇ નવરોજજી, લોકસંઘ જગવનાર લોકમાન્ય તિલક, દુન્યાના મહાન પુરૂષ શ્રી મ્હાત્મા ગાંધી, સલતનતનાં સરદારોને અકળાવનાર લાલાજી લજપતરાય, અને વિદેશીઓમાં હિન્દી સાયન્ટીસ્ટ તરીકે હિંદુનું નાક શ્રી બોઝ અને એવા કેટલાએ, આદર્શ પુરૂષો, એજ જનનીને ઉદરે જન્મ્યા, જગતે વિખ્યાત થયા, હિંદમાં પૂજાયા, ને વિદેશે વખણાયા

ઘણાં વંદનો એ માતાઓને કે જેમણે વીર અને આદર્શ વ્યક્તિઓને જન્મ આપ્યા.

જેને લોક વખાણે, દેશ વ્હાય, દુઃખીનો બેલી, શ્રીમંતોનો આરામ, પોતાના પરાક્રમથી ઉભો થનાર ને બીજાને મદદ કરનાર, એવો યશસ્વી પુત્ર પોતાને થાય, એમ કઇ માતા ન ઇચ્છે ?

એવા પુત્ર મેળવવા અલબત્ત કાંઇક આત્મભોગ, કાંઇક, પરિશ્રમ, અને કાંઇક ઉત્સાહ તો અવશ્ય જોઇશેજ.

સ્ત્રીએ સંસ્કાર આપે, પુરૂષ બળ આપે–તેજ આપે. સ્ત્રીને પ્રેરે, ઉત્તેજે, અને મદદ કરે.

ગર્ભનું બાળક એટલે પુષ્પની કળી, અણવિકસેલી ચૂંટાતા એમ ને એમ કરમાઇ જશે. વિકસવા દેશો–વિકસાવશો, તો એમાંથી ફોરમો ફુટશે, અને કેટલાએ લોકો સુગંધિ લેવા લલચાશે–દોડયા આવશે.

ગર્ભવતી સ્ત્રી એ કુળનો હિરો, દેશનો દિપક, સૌન્દર્યનો આત્મા, કલાનો સર્જક મહાન નર ઉત્પન્ન કરનારી એટલેજ જગતની માતા છે; એ પુરૂં સમજો, અને ગર્ભવતીને–ભાવિ માતાને જરૂર કેળવો–સંસ્કારિત કરો.

સૌ. તારામતી ગોરધનદાસ




ગોકુલદાસ અને દયાળજી બન્ને સોનીના, એકજ શેરીના એકજ ઘરમાંથી સરખે ભાગે વહેંચાયેલા જુદા જુદા ઘરમાં વસતા કાકા દાદાના છોકરાઓ છે. બન્ને ચાર વર્ષની ઉમ્મરના છે. બન્ને બાળકો બાલમંદિરમાં આવે છે.

ગોકુલદાસ એક પછી એક સાધન વાપરીને અત્યારે ચિત્રકામ અને અક્ષરના વર્ગમાં મૂકવા જેવા થયા છે. આંખે પાટા બાંધીને કે કાર્ડ ઉપર આકૃતિઓ ગોઠવવી, રંગ ગોઠવવા કે સ્પર્શનાં કપડાં ગોઠવવામાં કલાકના કલાક ગાળે છે. બાળકોમાં એમના ઘણા મિત્રો છે. રમતમાં સારું શરીર સ્વાસ્થ્ય બનાવે છે તથા દેખાવમાં શરીર રૂપાળું ને ઘાટીલું છે. સંગીતના ઠીક રસીયા છે: કુચ લડાઇના તો વીર મદારથી છે.

દયાળજી મોટે ભાગે પાટીયાપર, રેતીમાં ને બહાર ચાલતી લડાઇઓમાં સામેલ હોય છે. શિક્ષકો એને કામ પર લેવા ખાસ પ્રયત્ન કરીને અંદર લાવે છે ત્યારે થોડીવાર ઇન્દ્રિય વિકાસના સાધનો વાપરીને પાછા બહાર ચાલ્યા જાય છે. વાત વાતમાં બીજા બાળકો પર હાથ ઉપાડી દે છે, ને પખાવાર પડે આખડે છે. શરીર એકવડીયું છે. સંગીતમાં કુચ લડાઇમાં જરા રસ લે છે. એમને કેવી રીતે વ્યવસ્થિત કામ પર લેવા એ વિચાર ચાલે છે ત્યાં નીચેના એક પ્રસંગે એ પ્રશ્નના ઉકેલ માટે વધારે પ્રકાશ પાડ્યો.

એક દિવસ દયાળજીના એક સવા વર્ષના ભાઇ લખુને એની બાએ જરા નિવૃત્તિ મેળવવા બાલમંદિરમાં સાથે મોકલ્યો હતો. પહેલાં તો દયાળજી એને લાવતો નહતો, પણ એની બાએ લડીને સાથે ગાડીમાં બેસાડ્યો હતો. બાલમંદિરમાં આવતાં બન્નેજણા જરા આમતેમ ફર્યા. પાટીયું નજરે પડતાં દયાળજી તો દોડતો ત્યાં ચાલ્યો ગયો ને લપટવા લાગ્યો. લખુ રડ્યો એ સાંભળ્યું પણ પોતાનો આનંદ મુકીને એને સમજાવવા કે નવા સ્થાનમાં માહીતગાર કરીને જરા ગમે એવું કરવા આવવા મરજી ન થઇ. લખુ રડતો રડતો દયાળજી તરફ જવા લાગ્યો, પણ રસ્તામાં ઠેસ વાગતાં પડી ગયો ને [illegible] ઉભો રહી મોટેથી રડવા લાગ્યો. દયાળજીએ બે ત્રણવાર એના સામું જોયું પણ ઉલટા સામા દાંતીયા કરીને પરપરાટ લપટવા માંડ્યું. હું આશ્રમ સાથે આ જોઇ રહ્યા હતા. લખુના પાસે જવા વિચાર કરતો હતો ત્યાં વચ્ચેથી ગોકુ-

લદાસ પસાર થયા. એણે જોયું કે લખુ રડે છે તો એકદમ એની પાસે ગયો. "લખુ તું આવ્યો છે ? કેમ રડે છે ? ચાલ ચાલ જો તને બાલમંદિર બતાવું ", એમ કરીને ખિલાડીનું બચ્ચું મોટા ઉંદરને પકડે એમ ઉંચકીને મારી પાસે લાવ્યો, " આ રોવે છે, એને બાલમંદિર જોવું છે. " મેં કહ્યું " હા, બતાવોને. "

ગોકુલદાસ પહેલાં એને જ્યાં ચિત્રો પડયા હતા ત્યાં લઇ ગયા. " અહીં મજાના ચિતર છે, જો. " એમ કરીને લગભગ અર્ધો કલાક સુધી ચિત્રો જોયાં ને બતાવ્યાં. દરેકની આવડે તેવી સમજણ પણ આપતાં જાય. ત્યાંથી સાધનોના ઓરડામાં, સંગીતના ઓરડામાં એમ બધે ફેરવીને બતાવવા લાગ્યા. મેં જરા જોવા માટે પુછી જોયું : " ગોકુલભાઇ તમારે કાર્ડ પર આકૃતિઓ નથી ગોઠવવી ?" 'હા, ગોઠવવી છે પણ આ લખુને બાલમંદિર બતાવું છું. " બે ત્રણવાર સંભારી આપ્યું, પણ એ તો એમાંજ તલ્લીન રહ્યા.

નાસ્તા વખતે મોડા આવ્યા. પ્યાલો એક જ હતો ને એઓ બે હતા. ગોકુલદાસ બેઠા; પણ બીજીજ પળે એમણે લખુ સામું જોયું. ને કહ્યું, " લખુ, લે તારે નાસ્તો ખાવો છે ? હું નહિ ખાઉં. " બધાં બાળકો ને હું એના તરફ જોઇ રહ્યા હતા. ( મોટો ભાઈ ન્હાના ભાઇને પોતાનું આખું રાજપાટ સોંપી દેતો હોય એવો દેખાવ થઇ રહ્યો હતો ! ) ઝડપ લઇને એક મોટા બાળક પ્યાલો પીરસીને ગોકુલદાસ પાસે મુકયો. બન્ને જણ ખુશી થઇને જમવા લાગ્યા. જમીને જરા મારી પાસે આવ્યા. લખુને આ બતાવ્યું ને તે બતાવ્યું, લખુને આ ગમે છે ને તે ગમે છે એવી એવી વાતચીત કરવા લાગ્યા. એમાં પોતે કેટલો આનંદ, સંતોષ, ને વિજય અનુભવતા હતા એ સ્પષ્ટ જણાતું હતું. ખરેખર ! ગોકુલદાસે આજે વધારે કામ કર્યું હતું ને એમાંથી જે હૃદયનો વિકાસ મેળવ્યો હતો તે અણમૂલ હતો.

સૌ ઘેર ગયાં. લખુ ગોકુલદાસ સાથે ચાલતો હતો. ઘેર જતાં જતાં પણ દયાળજીએ લખુની આંગળી પકડી ન હતી.

'આ આશ્ચર્યકારક' બનાવ જોઇને એના કારણની શોધ માટે એ બન્નેના ઘેર એકએક દિવસ કાજલ વખતમાં જઇ આવીને તપાસ કરવાનું નક્કી કર્યું.

ઘેર જઇને જોયું તો ગોકુલદાસને ત્યાં એક ગાય છે, એક વાછરડી છે; ફળીઆમાં એક તુલસી કયારો છે ને ઘર બહુજ સુઘડતાથી ગોઠવાયલું ને સ્વચ્છ છે, ગોકુલદાસનાં બા ગીતપ્રેમી હરિભકત છે.

સવારમાં હમેશાં વહેલાં ઉઠી સાફસુફ, પાણી વગેરે ભરીને નાહીને ઝારી લઇને તુલસીને પાણી પાય છે, કયારામાંથી અને આસપાસ સાફસુફ કરી, તુલસીનું એકે એક પાંદડું ધોવાઇ જાય. એવી રીતે પાણી છાંટી હર્ષથી તુલસીને પૂજી, વધાવીને એકાદ મોટા પાંદડાને ચુંબન લઇ આંખે અડાડી એના તરફનો ભકિતભાવ પ્રગટ કરે છે. પછી ગાયને તથા વાછરડીને ખાણ મુકી દોહવા બેસે છે. બપોરે હંમેશાં વાછરડીને હેતથી પંપાળીને રોટલા, ગોળના લાડવા ખવડાવે છે. સાંજે પણ સારી રીતે નીરણખાણ મુકીને, પાણી પાઈ, પંપાળીને દોહે છે. ઘરમાં કાંઈ જમણ કર્યું હોય કે હમેશાં જમતાં પહેલાં ગાયનો ભાગ કાઢવાનો એમને ત્યાં નિયમ છે.

આ બધું ગોકુલદાસ હંમેશાં જુએ છે ને કેટલીક વાર તો એની બાને આવા કામમાં

લાગે છે. સવારમાં બાનો ગાવાનો અવાજ આવે કે એકદમ ઉઠીને હસતો હસતો એની પાસે દોડી જાય છે, " બા આ કરૂં ? ચાલ લઉં," એમ કરીને કોઇ કોઇ કામ પડાવે છે ને કરે છે. બા મીઠું હસીને ઘણુખરૂં કરવા દે છે. પોતે પણ નાહીને બાની ઝારીમાં થોડું પાણી લઇને તુલસીને પાવા જાય છે ને આમ બધી કરીને આંખે અડાડે છે. વાછરડીને બા પાણી પાતી હોય કે રોટલા ગોળના લાડવા ખવાડતી હોય ત્યારે ગોકુલદાસ એને ધીમેથી આમ આમ પપાળે ને એની ડોકને બથમાં લઇને મીઠી એવી બચી લે છે. ગાય દોહોવાય ત્યારે ગોકુલદાસ એની પાસેજ બેસે છે. જેમ જેમ ધારા છુટતી જાય એમ એમ એના મ્હોંમાં પાણી છુટતું જાય છે, ને ગાય દોહોવાઇ રહે કે તુરત બે ત્રણ પ્યાલા દુધ પી જાય છે.

બીજી તરફથી દયાળજીને ત્યાં તદ્દન જુદુંજ વાતાવરણ છે. દયાળજીને બે ત્રણ ભાંડુઓ છે. એને ત્યાં ગાય નથી, તુલસી નથી. ફળીયામાં બધાં છોકરાંઓને દિશાએ જવાનું છે ને શાખ માટી વગેરે જ્યાં ત્યાં પડેલુંજ રહે છે. ઘરમાં ચારે તરફ કપડાંનાં ગંજ ને ભાંગેલા રમકડાં તથા કચરો પડેલાં હોય છે. દયાળજીના બાપા ઉઠીને હોકલી ભરે ત્યારે ચીપીયો, તમાકુ વગેરે લાવવાનું કામ દયાળજીનું છે; ન કરે તો માર પડે છે. દયાળજી પડી જાય કે કપડું ફાટે તો એની બા ધબેડી નાખે છે. એના બાપા વ્હા સાથે ખાવા થોડા ગાંઠીયા લાવે તો બધાં છોકરાં તાણાતાણી કરે છે, ને દયાળજી ન્હાનાંઓનાં હાથમાંથી ઝુંટાવીને ખાઈ જાય છે, જે પછી મારનો વિધિ અને રડારોળ થઇ રહે છે.

મને થયું કે આપણા હિન્દુ ઘરોમાં સાચું હિન્દુત્વ પૂર્ણ સ્વરૂપે પ્રકાશે ને ગમે તેવાં આપણાં સાદાં ઘરોમાં પણ સ્વચ્છતા ને સુઘડતા સાથે પ્રેમ ઝળકી રહે તો તે બાલવિકાસ માટેનાં કેવાં સુંદર સ્થાનો થઇ પડે ! એકજ ડાળનાં બે પાંદડામાં કેટલો ફરક ! એકજ સ્થિતિના એકજ દુકાને બેસી કમાઈ ખાતાં બે કુટુંબનાં ફળોમાં કેટલો આસમાન જમીનનો ફરક !

અમે દયાળજી માટે શાળામાં ને ઘેરજઇ સમજાવવાના બને તેટલા પ્રયાસો કરીએ છીએ. ઘેર બહુ ફેરફાર થાય તેવું નથી; વધારે દબાણ કરવા જતાં દયાળજી માટે બાલમંદિરના બારણાજ બંધ થાય તેમ છે. હમેશાં દયાળજી ને ગોકુલદાસમાં આસમાન જમીનનો ફરક રહેવાનો છે.

મણિલાલ ઠાકરશી શાહ



# મોઢામાં આંગળાં.

બાલમંદિરના આટલા અનુભવમાં નાના બાળકો પરત્વે એક બહુજ ખરાબ ટેવ ને કાઢી નાખવામાં બહુજ અઘરી ટેવ એવી દેખાઈ આવે છે કે જે તે મોઢામાં નાખવાની. કપડાં ચાવવાં, આંગળા ચૂસવા, રમકડાં મોઢામાં નાખવા, કાંકરા, મોતી, કોડી જે હોય તે. ગરીબ શ્રીમંત, સંસ્કારી અસંસ્કારી, ભણેલા, ન ભણેલા બધા કુટુંબોમાંથી આવતા બાળકોમાં આ કુટેવ દેખાઇ આવી છે. ને મોટે ભાગે તે સારી રીતે ઉંડું ઘર ઘાલીને બેઠેલી માલુમ પડે છે. કેમકે આઠ આઠ દસ દસ વરસનું બાળક થાય ત્યાંસુધી પણ તે ઓછાવત્તા પ્રમાણમાં ચાલુ રહેલી દેખાય છે.

એને માટે ઉપાય તરીકે તો અમે એટલુંજ કરીએ છીએ કે મોઢામાંથી આંગળા ને લુગડું લઇ લઇએ. મોઢામાં નાખેલા આંગળા ધોઇ આવવાનું કહીએ છીએ. એ ગંદું છે, એઠું છે, ખરાબ છે, એમ કહીએ છીએ. 'મોઢામાં આંગળા નહિ.' એમ સામાન્ય ફરમાન રૂપે બોલીને બાળકનું ધ્યાન ખેંચીએ છીએ જેથી બાળક આંગળી લઈ લે. છતાં કેટલાંક બાળકોની ટેવ આવા સૌમ્ય ઉપાયોથી જતી નથી, એમ દેખાય છે.

વિચાર કરતાં મને એમ લાગ્યું છે કે આવી ટેવ ત્રણ ત્રણ ચાર વર્ષ સુધી પડવા દઇને પછી એને માટે ઉપાયો લેવા તે કઢંગી વાત છે. અવલોકનથી એમ લાગે છે કે બાળક બે અઢી મહિનાનું હોય કે તે પહેલાં આંગળા ચૂસવાની ટેવ પોતાની મેળે પાડી લે છે. પણ એમ જણાય છે કે બાળક ટેવ પાડી લે તે પહેલાં તો મોટાંઓ તેના મોઢામાં તેની આંગળી નખાવીને ટેવ પાડે છે. બાળક રડે તો તે છાનું રહી જાય ને મોટાંઓને તેને તેડવાની કે રાખવાની જરૂર ન પડે એટલા માટે મોટાંઓ આમ કરે છે. બાળકને સાચવવા માટે મોટાંઓ આમ કરે છે. બાળકને સાચવવા માટે જો આયા કે બાઈ રાખી હોય તે તો નક્કીજ આવું કરી બેસે: છે. પણ ઘરની સ્ત્રીઓ ને ખુદ મા પણ તેને તેમ કરવાનું નથી શીખવતાં એમ નથી. બાળકને ચૂસવાના વ્યસનમાં પાડી શકાય છે એ શોધ જૂની છે ને તેથીજ તો બાળકને વ્યસન ખાતર ચૂસવાની ચૂસણીઓ પણ એકવાર ફેશનમાં આવી ગઇ ને આજે થોડા ઘણા તેનું નુકસાન જાણનાર લોકો સિવાય ઘણાઓ તેનો ઉપયોગ કરેજ છે. રબરની ચૂંસણી આપવાની બદી ભણેલા અને પાશ્ચાત્ય અનુકરણશીલ લોકોમાં છે, જ્યારે આંગળા, લુગડું વગેરે ચૂસવાનું શીખવવાની બદી સામાન્ય લોકોમાં છે. બે વચ્ચે તુલના કરી આનાથી આ સારૂં એમ કહી શકાયજ નહિ; કેમકે બેય દુષ્ટ ટેવો છે ને બાળકનું ગંભીર નુકસાન એ ટેવને લીધે થાય છે. મુખ્ય તો કારણ વગર આખો વખત ચૂસચૂસ કરવાથી બાળકનું જડબું નબળું પડે છે અને ટૉન્સીલ્સ, એડીનૉઇડ્ઝ જેવાં ગંભીર રોગો બાળકને થઇ બેસે છે. બીજું રબર સડી જાય છે, તેની આસપાસ દૂધ સડી ગએલી સ્થિતિમાં રહે છે, તેમજ જમીન ઉપર કે જ્યાં ત્યાં ચૂંસણી પડે છે ને બાળકના મોઢામાં જવાથી બાળકને ઝાડા, મરડા અપચો વગેરે રોગો થાય છે. આંગળા કરતાં ચૂસણીમાં આટલું વધારે વાંધા જેવું. ને તેથીજ કેટલાક ડોકટરો આમ કહે છે કે ચૂસણી કરતાં તો આંગળાં સારા. પણ એમાંય અર્થ નથી. આંગળાં પણ ગંદા થઇ શકે છે. ને મોટો વાંધો તો એ કે ચૂંસણી તો બાળક પાસેથી લઇ શકાય છે જ્યારે આંગળાંની ટેવ કઢાવી નાંખતાં બહુજ મુશ્કેલી. કારણ આંગળાં તો એનાં પોતાનાંજ, એની પાસેના પાસેજ હોય છે. માટે ઉપર કહ્યું તેમ આ સારૂં કે આ સારૂં એનો વિચારજ સંભવતો નથી. એક યા બીજા રૂપમાં તે ચૂસવાનીજ ટેવ છે માટે તે ખરાબ ને ત્યાજ્ય છે.

શારીરિક નુકશાન સિવાય આ ચૂસવાની ટેવમાં માનસશાસ્ત્રીઓ માનસિક નિર્બળતા પણ જુએ છે. સૂક્ષ્મરીતે તેમાં masterbation-નું તત્વ રહેલું છે એમ તેમનું માનવું છે. સાર એ કે આ નાની સામાન્ય દેખાતી ટેવમાં ગંભીર નુકસાન રહેલું છે તે તરફ ખાસ કરીને માબાપોએ ધ્યાન દેવાની જરૂર છે. કેમકે ૨॥/૩ મહિનાની ઉમરે એ ટેવ કઢાવી નાખવી જેટલું સહેલું છે તેટલી આગળ લાંબા કાળ સુધી આ ટેવનું ભોગ થયા પછી તે અઘરી છે.

મૂળ વાત એ છે કે માબાપોએ આની ગંભીરતા સમજવાની જરૂર છે. અને ઠટતાથી તેની પાછળ પડવાની જરૂર છે. તેમણે બાળક ચોવીસે કલાક અથવા દિવસરાતનો મોટો ભાગ ચૂસવામાં કાઢે છે કે કેમ તે નાની ઉમરથી જોતા રહેવું જોઇએ. આપણાં માણસો, નોકરો કે ઘરનાં મોટાંઓ તેને તેવી ટેવ પાડે છે કે કેમ તે પણ જોતા રહેવાનું છે. બાળકનું કામ એવું છે કે જેના અંતઃકરણમાં તેને પ્રત્યે પ્રેમ ઉદ્‌ભવ્યો છે તેઓજ આવી ઝીણી વાતોનું ધ્યાન રાખી શકે ને બાળકોને તેમાંથી બચાવી શકે. પૈસા આપીને રાખેલાં માણસોને તો મોટે ભાગે એવો પ્રેમ હોતોજ નથી. ને ધીરજ કે સહનશક્તિ તો નથીજ હોતી. બાળક રડે તો તે શા કારણથી રડે છે તે જોવું, કે બાળક એક જગ્યાએ પડયા પડયા કંટાળ્યુ છે માટે તેને કયારેક તેડવાં જોઇએ, ફેરવવા ફેરવવાં જોઇએ વગેરે વાતો તેઓ જાણતા પણ નથી હોતાં અને કરવાનો કંટાળો તો પૂરેપૂરો હોય છે. માટે નોકર રાખનારાઓએ તો ખાસ ધ્યાન રાખવાનું છે કે નોકર બાળકને આવી ટેવ પાડી ન દે. હાથે સંભાળનારાઓએ તો તેથીયે વધારે ધીરજ કેળવવાની છે. કેમ કે જેમને ગરીબ સ્થિતીના હોઇ હાથે બીજું કામકાજ પણ કરવાનું હોય છે તેવી સ્ત્રીઓ આવી ટેવને તો નજીવીજ ગણી કાઢે છે. તેવી સ્ત્રીઓ તો બાળકને અફીણ ખવરાવતા પણ અચકાતી નથી. એવા દાખલાઓ એક નહિ પણ અનેકાનેક છે. અમારાજ પાડોશી પોતે ભણેલા ગણેલા, વિચારી, બાળકની સંભાળમાં જાણવાળા. તેમની સ્ત્રી બાળકને બાળાગોળી આપતા. ખબર પડી એટલે તેમણે સત્યાગ્રહ કર્યો. બાળાગોળી બંધ ન થાય ત્યાં સુધી જમું નહિ કરીને એક ઉપવાસ પણ ખેંચી કાઢયો સ્ત્રીને આ પરિસ્થિતી ગમી નહિ એટલે બાળાગોળી બંધ કરવાનું વચન આપ્યું. સ્ત્રીને બાળાગોળીથી થતું નુકસાન સમજાવી કરવીને તેઓ જમ્યા. પંદરેક દિવસ પછી સ્ત્રીએ પોતેજ મારી પાસે વાત કરી કે હું તો બાળાગોળી દઉંજ છું. એક એમને જણાવા દેતી નથી. પણ મારે કરવું શું? મારે કામકાજ કરવા કે નહિ?" પેલા ભાઈ માને છે કે સત્યાગ્રહથી મેં બાળાગોળી બંધ કરાવી! સ્ત્રી માને છે કે કેવી યુક્તિથી મેં બાળાગોળી ચાલુ રાખી! આપણા સમાજની આ સામાન્ય અધમ દશા છે. આવી સ્થિતિમાં આંગળા ચૂસવા જેવી કે જે તે મોંઢામાં નાખવા જેવી સાધારણ ટેવની ગંભીરતા સમજાવવી એ વાત અઘરી છે. પણ સમજુ લોકોએ એવી સાધારણ નજીવી દેખાતી પણ ખરેખર ગંભીર નુકસાનકારી ટેવ સામે પણ ઝુંબેશ ઉઠાવવીજ જોઇએ. અને માતપિતા તથા શિક્ષકોનું આ તરફ ધ્યાન ખેંચવું જોઇએ. કોઇ પણ શાળામાં પગ મૂકતાવેંત આપણને જે બહુજ પ્રધાનપણે દેખાય છે તે મોઢામાં કપડાં નાખવાની વાત શિક્ષકોને જાણે દેખાતીજ નથી; કદંગી લાગતીજ નથી એવું જોવામાં આવે છે. માટે આ ટેવ સામે બાળપ્રેમીઓએ બરાબર લડાઇ કરવી જોઇએ. ને ટેવ કાઢવાનું ઉત્તમ સ્થળ ઘર અને ઉત્તમ કાળ વખતી ૭ મહિનાનો હોઇ માબાપો આગળ આ વાત લઇ જવાની જરૂર છે. ત્યાં પછી ગએલી ટેવ સામે શાળામાં કરવાપણું તો રહેજ છે. માટે શિક્ષકોને પણ ચેતાવવાનું રહે છે. તારાબેન

# ગર્ભ શિક્ષણ.

બાળ કેળવણી એ આજના દરિદ્ર અને મુર્ખ દેશમાં, અતિ અગત્યની છે. પણ અનુભવથી કહી શકું છું કે જે કેળવણી માતાના ગર્ભમાં બાળક મેળવે છે, તેનાથી પા અંશે પણ બાળક પછી કેળવણી મેળવી શકતું નથી.

મારે એક ત્રણ વર્ષની બેબી છે. એ ગર્ભમાં ને મારી તબીયત જેમતેમ ચાલતી છતાં મેં એને કેળવવા બહુ પ્રયત્નો કરેલા અને આજે અમે બહુ સંતોષકારક પરીણામ જોઇએ છીએ. ઝીણી ઝીણી બાબતોમાં એનું મન વગર કહ્યે બહુજ દોડે છે. પ્રત્યેક કામ પોતાને હાથે કરવું ગમે છે. અને કોઇ વસ્તુ જોતાં એ કેમ બનાવ્યું, કેટલાકનું આપ્યું વિગેરે પૂછે છે. ચ્હા કે દુધનો કપ પડયો હોય, ને પીવાને વાર હોય તો કહે છે કે ચ્હા પી જાવ, નહિતો એમાં માંખી પડશે ( અથવા ) ઠંડી થઇ જશે. વિગેરે એટલા બુદ્ધિવાળા સવાલ પૂછે કે તે વખતે કદાચ કોઇ હોય તો સવાલ કરે કે તમારી નીલમને બધી ઘરની ચિંતા છે.

હવે મારા એક ઓળખીતાની છોકરી છે. મારી બેબી કરતાં બરાબર વર્ષ મોટી. એ ગર્ભમાં હતી અને એના માએ ખુબજ માટી ખાધેલી. એ છોકરી એટલી બધી સૂકી છે કે એના ભેજામાંતો જાણે માટીજ ભરેલી. કશી ખબર નહિ, માત્ર ખાવું જાણે, અને એની માની સાડમાં ભરાઇ રહે. હેત કરાવી આકર્ષી તો જરાયે ન શકે એની મા મારી છોકરીને ખુબ રમાડે, અને કહે છે કે મારી દીકરી આના કરતા મોટી છે, પણ બીચારી ઝાઝું સમજતી નથી. હું એ બાઇને કહું છું કે બ્હેન, એ તો ગર્ભશિક્ષણના પ્રતાપ. પણ એમના ધ્યાનમાં હજી બરાબર નથી આવતું. એ બાઇ કહે છે કે એ તો જેનાં જેવાં નશીબ. દુનિયામાં આટલાં બધાં હુશિયાર છોકરાંઓ હોય છે તેની માતા શું બીજો કાંઇ ધંધોજ નહિ કરતી હોય ને આખો દિવસ ગર્ભશિક્ષણ આપ્યા કરતી હશે ? હું એમને કહું છું કે બ્હેન, કોઇક માતાને નશીબે તેની આસપાસનું વાતાવરણજ એવું બુદ્ધિશાળી હોય છે કે ગર્ભમાં અનાયાસેજ શિક્ષણ પ્રાપ્ત થઇ શકે છે. બાકી તો બુદ્ધિશાળી બાળકની તે ધન્ય માતા ગર્ભ–બાળકને જરૂર શિક્ષણ આપતી હશે. બાકી જો તમે આટલી બધી માટી ખાવાનો નાદ ચાલુ રાખ્યો ન હોત, અને પંદર વીશ શેર માટી પેટમાં નાખી તેને બદલે બદામ ખાધી હોત તો આજે એનું પરીણામ જુદુંજ આવ્યું હોત. ને તમે ગર્વ કરવા યોગ્ય માતા બની શકત. પણ હવે થયું ન થવાનું નથી.

પણ મારું આપને એમ કહેવાનું છે કે બાળશિક્ષણને જેટલું આવશ્યક જાણો છો તેથી પણ ગર્ભશિક્ષણ તો અત્યંત આવશ્યક છે. બાળક પોતાનું માનસ, શરીરનો બાંધો જે કહો તે સર્વ ગર્ભમાંજ મેળવે છે. પછી કેળવવા પાછળ વર્ષો વાપરી નાંખવા તેના કરતાં બાળકોને ગર્ભમાંજ અમૂલ્ય એવી કેળવણી મળવી જોઇએ. બાળ અભિમન્યુ વીર કહેવાયો તે માતાના ગર્ભશિક્ષણને પરિણામે. પ્રહલાદ ભક્ત બન્યો તે ગર્ભશિક્ષણને પરિણામે. માટે ગર્ભસંસ્કારને ભૂલવા ન જોઇએ પણ સુજ્ઞ માતાએ અત્યંત અગત્ય આપવી જોઇએ.

સૌ. તારાબેન ગોરધનદાસ.

# નોંધ

**બાળકોનો જલસો—**

સંગીત વાર્તા વગેરેના જલસામાં જતાં આપણે મોટાંઓ તો ટેવાઇ ગયાં છીએ. હવે આપણે બાળકો માટે એવા જલસાઓ કાં ન ગોઠવીએ !

બાળકોને વાર્તા પ્રિય છે. બાળકોને અમુક સંગીત પણ પ્રિય છે. બાળક સંગીતવાર્તામાં મશગુલ થઇને બેસે છે. વાર્તામાંથી તે ભાષા મેળવે છે ને બીજુંયે ઘણું મેળવે છે. ને સૌથી મહત્ત્વ વાર્તાનો આનંદ તો લૂંટે જ છે. સંગીતમાંથી તેને શાંતિ મળે છે, સંગીતની સુરુચિ પણ કેળવાય છે. જરૂર બાળકો માટે મહિને બે મહિને એવા જલસાઓ ગોઠવવા જેવા છે.

જલસો કરનારે એક બે વ્યવસ્થાની વાતો ધ્યાનમાં રાખવી ઘટે. મોટાંઓની બદીઓ જો બાળજલસાઓમાં પેસવાની હોય તો તો બાળકોને તેમાંથી બચાવીજ લેવાં જોઇએ, બારણામાંથી ધક્કા મુક્કી કરીને ઘુસવું, જગ્યાને માટે ઉપરા ઉપર પડી આગળની જગ્યા મેળવવી, અંદર ગયા પછી ગરબડ ઘોંઘાટ કરવો, વગેરે બાળકોના જલસામાં ન આવવું જોઇએ.

માટે વ્યવસ્થાને લગતી સૂચના બાળકોને પહેલેથી જ પહોંચી જવી જોઇએ તેમજ બાળક ગમે તેવાં કપડાં પહેરી, મોઢા ગંદા નખ લઈ, ગમે તેવા વાળ લઇ, હાથ, પગ, મોઢું ગંદા હોય એવી સ્થિતીમાં જલસામાં ન જ બેસે. માટે બહાર બારણા પાસે નખ વાળ કે હાથ મોઢાં સાફ કરવાનાં સાધનો મૂકાય કે જેઓ રેગી સાફસુફ થઇને ન આવ્યા હોય તેમને સાફ થવાની તક મળે. બહાર બાળકોની પેશાબ પાણીની પણ બરાબર વ્યવસ્થા હોવી જોઇએ. બહાર જ્યાં ત્યાં પેશાબ કરીને સંગીતની સુરુચિ કેળવવાની રીત આપણે નથી જોતી.

જલસાનો કાર્યક્રમ પણ બાળકના હાથમાં આગલે દિવસે પડ્યો હોય તો તે માટે તે તૈયાર થઇને આવે. ને વધારે રસથી તે જલસાનો લાભ લઇ શકે.

વ્યવસ્થિત રીતે ને સંઘટિત રીતે આનંદ લેવા ભેગાં થવામાં બાળકો જીવનની ઘણી સંસ્કારિતા મેળવશે એમાં શંકા નથી.

**બાળવાચનાલયો**—બાળકો એટલે નાના કદના પૂર્ણ માણસોજ છે. તેથી મોટાંઓના બધી જરૂરિઆતો બાળકોને પણ હોય બાળકોને માટે બાળ વાચનાલયો સ્થાપવાની ખાસ જરૂર છે. વડોદરા રાજ્યે આ વિચારમાં પહેલ કરી વડોદરામાં સુંદર વાચનાલયની બેટ બાળકો આગળ ધરી. પણ મુંબઈ જેવા મોટા શહેરે પણ આ વિચાર ઉપાડ્યો નહિ એ દુઃખની વાત છે. ખરી રીતે લત્તા લત્તામાં એક એક નાનું બાળવાચનાલય મુંબઇને જરૂર પોસાય. હાલ બાળકો માટે ઠીક ઠીક પુસ્તકો અને માસિકો નિકળે છે. તેમને માટે નાનાં નાનાં દૈનિકો ને અઠવાડિકો પણ થોડાજ કાળમાં નિકળવું અશક્ય નથી. બાળક એક જવાબદાર માણસની જેમ ફુરસદનો વખત વાચનાલયમાં જઇ વાંચી આવે એ દશ્ય ખરેખર આપણી ઉન્નતિનું ચિન્હ છે.

**બાળ અખાડા—અથવા રમતસ્થાનો**—બાળકોને વાંચતું કરવાની હિમાયત કરતાની સાથેજ અખાડો આંખ આગળ આવે છે. વાંચનારા મોટાંઓ કેવા પુસ્તકના કીડા બની જીવનની ઘણી ખરી બાબતોમાં નાલાયક બની જાય છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. અખાડો અથવા રમતસ્થાનો વગર વાચનાલયો નજ ઉત્તેજીએ. રમતસ્થાનોમાં ઘોડીઓ હોય, ટીંગાવવાનાં સાધનો હોય, બગીચા કામ કરવા માટે સાધનો હોય, ચડવા જેવાં ઝાડો હોય, દોડવું, કૂદવું વગેરે રમતો રમવા ખુલ્લી જગ્યા હોય તો તે રમતસ્થાન બની શકે. બને ત્યાં વાચનાલય ને રમતસ્થાન પાસે પાસેજ હોય તોયે ચાલે. બાળક વાંચી રહે એટલે બહાર થોડું રમીયે લે ને ઘેર જાય. આવાં વાચનાલયો ને રમતસ્થાનો શાળાઓ પણ પૂરાં પાડી શકે, ને ગામ પણ પૂરાં પાડી શકે. શાળા કરતાં પબ્લિક સ્થાનો એક રીતે વધારે પસંદ કરવા જેવાં ગણાય. કારણ બાળકો પોતાની જવાબદારી ઉપર હાથભરી-ગોઠમ મોટાંઓની જેમ ત્યાં જાય, પોતાની ચોપડીની પસંદગી કરે ને કલાક અર્ધો કલાક ત્યાં ગાળે મન ગમે તે રમત રમે ને ઘેર આવે એ બાળકની સ્વાધીનતાની દ્રષ્ટીએ વધારે ઇચ્છવા જેવું છે. બીજું જ્યારે શાળા બંધ હોય તે રજાના-ફુરસદના વખત માટે જ વાચનાલય ને રમતસ્થાનોની જરૂર છે. શાળાનેજ સોંપીએ તો માસ્તરોને ફુરસદનો વખત જ ન રહે. જરૂર દરેક શાળાએ પણ શાળાના વખતમાં વપરાશમાં આવે તે માટે પોતાનાં વાચનાલયો ને રમતસ્થાનો રાખવાનાંજ છે. ને ગામડામાં આજ સ્થાનો ભીંત માણસ રાખી. રજાને વખતે ઉઘાડાં રાખી કામ ચલાવી લેવું જોઇએ. પણ મુંબઈ જેવા સંપન્ન અને મોટા શહેરમાં જુદાં સ્થળો પણ હોઇ શકે.

તારાબેન મોડક

# વન, વેલી અને વૃક્ષ.*

લેખકઃ રા. સુરેશ દીક્ષિત. બી. એ. એમ. એસ. સી

આ સૃષ્ટિમાં જે કંઇ આપણે જોઇએ છીએ અને સર્વ કંઇ છે તેના બે વિભાગ કરી શકાય—સજીવ અને નિર્જીવ. સજીવ જેવાં કે ઝાડપાન અને પ્રાણી માત્ર. નિર્જીવ જેવાં કે લોખંડ, ચાક, મીઠું વિગેરે. ઘણાએ પૂરાણા કાળથી વનસ્પતિમાં આપણા જેવોજ જીવ છે એમ મનાતું તે આજે વિજ્ઞાને ચોક્કસ સપ્રમાણ સિદ્ધ કર્યું છે. આપણને જેમ હવા, પાણી અને ખોરાકની જરૂર છે તેવીજ જ આવશ્યકતા લીલોતરીને છે. વૃક્ષ અને વેલી ખાય છે, પીયે છે, શ્વાસ લે છે અને જન્મે મરે છે. જગતના સર્વ જીવો પછી તે ન્હાનું શું ઘાસ હોય કે મોટું માણસ હોય પણ એકજ તત્વથી (Protoplasm) ઘડાયાં છે.

આપણા જીવનમાં વનસ્પતિ એટલી બધી ગુંથાયલી છે કે તેને જુદી પાડવા જતાં આપણું જીવન અશક્ય બને. આપણાં સગાં વ્હાલાં કે મિત્રો વિના જીવન ટકાવી શકાય પરંતુ વનસ્પતિ વિના તો ન જ નભી શકાય. આપણે ધાર્મિક દ્રષ્ટિએ વનસ્પતિ પૂજીએ છીએ. ગોરમાં બાળાઓ ડાંગરના છોડ પૂજે છે, સ્ત્રીઓ વડની પૂજા કરે છે, અને સર્વ હિંદુઓ દરરોજ તુળસીને નમે છે. છતાંએ આપણને એમના જીવન મરણની જરાયે માહિતિ નથી કે તેમાં રસ પણ નથી. આપણી શ્રદ્ધા તે અંધશ્રદ્ધા છે. માંદા પડીએ તો વનસ્પતિ આપણને સાજાં કરે, દરરોજ તેના ઉપર ગુજરાન ચલાવીએ છીએ અને શુભ પ્રસંગે ફૂલ પાંખડીથી શરીરને મઢીએ છીએ. કવીનાઇન, કપુર અને કેસર વૃક્ષ અને વેલમાંથીજ નિપજે છે. એવા અજાણ્યા જીવનમાં શું એ મોહિની હશે-શું એ ચમત્કાર હશે ?

જગતમાં ભાગ્યે એવું કોઇ પણ સ્થળ હશે કે જ્યાં લીલોતરી ( vegetation ) નહિ હોય. ખાળમાં, તળાવમાં, નદીમાં, દરીઆમાં, ડુંગરમાં અને જ્યાં માણસ પણ ન જઇ શકે ત્યાં લીલા છોડ ઉગે છે. જગતની સર્વ વનસ્પતિના બે વિભાગ કરી શકાય. પુષ્પ અને પુષ્પ વિનાની. પાણીમાં બાઝતી લીલ, દરીઆમાં થતા ઘણાખરા છોડ, ડુંગરમાં ઉગતા હંસરાજ, પુષ્પ વિનાની વનસ્પતિમાં ગણાય. એ છોડને કદીય ફૂલ આવતાંજ નથી એમનું જીવન એટલું છુપું હોય છે કે તે જાણવા જોવા સૂક્ષ્મદર્શક યંત્ર (Micro cope ) જોઇએ. કેટલાક છોડ તો એટલા ઝીણા હોય છે કે નરી આંખે તો ન જ દેખાય પરંતુ તેમને જોવા હજાર ઘણા મોટા કરવા પડે. એકલી આંખે તો સ્વપ્ને પણ ન જણાય એ વનસ્પતિના ભાતભાતના તરેહવાર રંગ અને જીવનનો ક્રમ ઘણો રસ-

*આ વિષય ઉપર મેજીકલેન્ટર્નની સાથે ...નુ સ્ત્રી મંડળમાં તા. ૧૪-૧-૧૯૩૦ ... સુરેશ દીક્ષિતે ભાષણ આપ્યું હતું.

મય અને અદ્‌ભૂત હોય છે. પાણી વિના તો તેમનું જીવન અશકયજ બને.

બીજા વર્ગનાં ફૂલવાળાં વૃક્ષ તો આપણે સર્વ ઓળખીએ છીએ. ફૂલવાળાં સર્વ છોડના બે વિભાગ પાડી શકાય. જે છોડના બીના બે સરખા ભાગ કુદરતી રીતેજ પડે તેવા અને બીજના બે ફોડ સ્હેલાઇથી થઇ શકે–એ જાતના છોડ, વૃક્ષ, વેલી ઘણાં છે. ઘઉં, ચોખા અને મકાઇના દાણાના ભાગ ન પડે.

પહેલી જાતનાં ઝાડ વર્ષોના વર્ષ (સો–બસે.) સુધી પણ જીવી શકે. જ્યારે બીજી જાતનાં ઘાસ જેવાં હોય છે અને બહુ તો એકાદ કે બે પાંચ વર્ષમાં મરી પરવારે.

જેમ આપણને હાથ, પગ અને માથું છે તેવીજ રીતે વૃક્ષ અને વેલીનાં શરીરને અંગ અને અવયવ છે. તેના અંગોમાં મૂળ, થડ પાંદડાં, ફૂલ, ફળ અને બીજ મુખ્ય છે. મૂળમાંથી તે પાણી અને ખોરાક લે છે અને એકજ સ્થળે જમીનને વળગી રહે છે. આદુ, મૂળા, ગાજર એ મૂળીઆંમાંજ ગણાય. થડ તેનું બીજું મુખ્ય અંગ છે. એને પાંદડાં, ફૂલ, અને ફળનો ભાર સહેવો પડે છે. તે હમેશ આકાશ તરફજ વધે છે. બટાકા સુરણ જેવાં થડ જમીનમાં ભરાઇ રહે છે. કેટલાંક વૃક્ષ બસો ત્રણસો ફૂટ ઉંચાં વધે છે–ઘણી વખત આપણા ઘરના ત્રીજા માળને પણ અડકે છે. થડ આપણને સૌથી વધુ ઉપયોગી છે, તેમાંથી ઘર બંધાય છે અને બળતણમાં વપરાય છે. પાંદડાં તો હરહમેશ નવ્વાણું ટકા લીલાંજ હોય. તેના ઉપર શ્વાસ લેવા હજારો છીદ્રો હોય છે. તે સૂર્યના પ્રકાશમાં ઝેરી હવા ( $CO_2$ ) લઇને લીલા રંગના કણોની મદદથી ( chlorophy ) સાકર બનાવી આખાય વૃક્ષને ખાવાને વહેંચે છે–અને વધે તો કોઠાર ભરે છે. ડુંગળી, લસણ અને કેળ પાંદડાં ગણાય છે. ખરૂં જોતાં તો આખાય વૃક્ષના શરીરમાં શ્વાસ લેવાની શકિત છે. પરંતુ ઝેરી હવા તો લીલાં પાનજ પ્રકાશ હોય તોજ લઈ શકે.

છોડ ઉમર લાયક થતાં તેને પુષ્પ આવે છે. પુષ્પ તેનું યૌવન છે. પુષ્પના રંગ અને સુવાસથી આપણે ઘણાય મોહી પડીએ છીએ. જાતજાતના રંગ અને ભાતભાતની સુવાસ આપણને આકર્ષે છે. વનસ્પતિના જીવનનું તાત્પર્યજ ત્યાં સંતાયું છે. વૃક્ષના પુષ્પમાં જાતિ વિકાસ ( Sex Evolution ) પ્રાણી જેવોજ છે. મોટે ભાગે તો એકજ ફૂલ નર-નારીની જોડ જેવું છે. પરંતુ કેટલાક છોડનાં પુષ્પ કાં તો એકલ નર કે નારી હોય છે. કાકડી, દૂધી કે મકાઇના ફૂલ કાં તો નર યા માદા છે. કાકડી કે દૂધીની વેલમાં તો માનવ મંડળ જેવાંજ સ્ત્રી કે પુરૂષ સ્વરૂપ જુદાં હોય છે. કુદરતમાં નર અને નારીનાં મૂલ્ય સરખાં જ હોય છે. પુરૂષના મનાત્મિ ગ્રાબ નીચે નારી

### સ્વજન સહચાર

( ધનાશ્રી )

સફળ હો પ્રભુ ! સ્વજન સહચાર–
એક આત્મ સહકાર ફળે, પ્રભુ !
વસંતને ચમકાર–
સંમેલનના ભાવે વિકસો—
પ્રભુ ! પ્રણય સંચાર–
રસ સુગંધભર વિમલ વિલાસે,
સુંદર હો સંસાર-
સહજીવન ભાવના રમ્ય, પ્રભુ !
જનજગનો આધાર !
સચરાચર તો પરસ્પરાધીન–
ઘૂમિયે હારોહાર !

લલિત

રહેતી નથી. સરખી સ્વતંત્રતા અને જીવનની છુટ બન્નેને છે.

વેલ અને વૃક્ષ સર્વને લગ્ન કરવાની જરૂર પડે છે. પણ બાળલગ્ન તે કદીય નથી કરતાં. તેમના લગ્નમાં જળ વાયુ અને પતંગીઆં કે મધમાખ જેવાં જીવડાં હસ્ત મેળાપ કરાવે છે. પુષ્પની સુમધુર સુવાસ, સુંદર સાડી જેવા પાંખડીના રંગ અને વધારામાં મધ પીવાને લોભે એ જીવો ભોળવાય છે. આંખ ન ચડે એવડા રજકણ જેવડા વરરાજા છુપાઇને પતંગીઆં કે મધમાખને પગે વળગી કે ખભે બેસી બીજા છોડ ઉપર જાય છે અને પુષ્પરાણીને પરણે છે. પુષ્પરાણી તેમને લોભાવાને કે આકર્ષવાને ધાટધાટથી વાઘા જેવી પાંદડી પહેરે છે-અદ્દભૂત કરામત કરે છે. વનસ્પતિમાં સગાં ભાઇબેન ન છુટકે જવલ્લેજ પરણે છે. તેમજ એકજ જાતના છોડ બીજી જાતના ( species ) છોડ સાથે લગ્ન વ્યહવાર નથીજ કરતા. કેટલીક વખત રજકણ જેવા નર વાયુની લહેરીએ કે પાણીને પ્રવાહે અથડાતા કુટાતા વધુ શોધવા નિકળે છે. મકાઇ જેવા છોડમાં તો ૧,૫૦,૦૦૦ નર એક કન્યાના સ્વયંવરમાં ઝંપલાવે છે. નારી દેહ તો એકને પરણે છે અને બીજાને સામુયે ન જોતાં રઝળવા દે છે. આમ લગ્ન પછી પુષ્પમાંથી ફળ થાય છે. ત્યારે સુવાસ અને રંગભરી પાંદડીઓ ખરી પડે છે. કેળું, ટોમેટા, બોર એ બધાંજ ફળ છે. ફળના પેટમાં ન્હાનાં બાળક જેવાં બી હોય છે. એ બીજ તે વૃક્ષનાં સંતાન અને વંશવારસ. માબાપના ગુણદુર્ગુણ લઇને તે અવતરે છે. સંસારનું ચક્ર તે ફરી ચલાવે છે. માબાપ છોકરાં પોતાને પગભર થાય ત્યાં સુધી ચાલે એટલું ભાથું-ખોરાક આપતાં જાય છે. બી વગર પણ વૃક્ષ ઉગી શકે. એકાદ ડાળ કાપી જમીનમાં રોપવાથી તેમાંથી આખાં ઝાડ થાય છે. આપણે આપણો હાથ કાપી જમીનમાં રોપીએ તો નહિ ઉગે પણ વનસ્પતિની ડાળી ઉગે છે એ એની અલૌકિક શક્તિ છે.

વૃક્ષ અને વેલીના શરીરમાં સ્નાયુ છે. આપણે એમને કાપી તપાસીએ તો તેમાં પાણી અને ખોરાક લઇ જવાની નળી જેવા રેસા, ખોરાક ભરી રાખવાની વખારો, ખોરાક તૈયાર કરવાના સંચ દેખાશે. કેટલાકના શરીરમાં દુધ ભરેલું હોય છે, તો ભીંડા જેવામાં લાળ ભરેલી હોય છે. વૃક્ષ અને વેલીઓ શરીરનો બચાવ કરવા ચામડી ઉપર વાળ ઉગવા દે છે. ઢોર અને માણસથી બચાવ કરવા ઘણી વખત ભાલા જેવા કાંટા ઉગાડે છે. બાવળના કાંટા ઘણાને વાગ્યા હશે.

આપણે માંદા પડીએ છીએ અને રોગ થાય છે તેમજ વનસ્પતિને પણ રોગ અને માંદગી આવે છે. તેમના શરીર ઉપર જુ, બગાઇ, માંકણ જેવા જીવ થાય છે. તેમને કોલ્લા થઇ કદરૂપાં બને છે. જાતજાતના રોગથી તે મરે છે.

કેટલાક છોડ ક્ષાર અને બીજો સાદો નિર્જીવ ખોરાક છોડી માંસાહારી બને છે. ઝીણાં જીવડાં તેમને ભાવે છે અને ખુશીથી ખાય છે. કેટલાંક દીવસોના દીવસો સુધી ઉપવાસ કરી શકે છે. કેટલાંક પરોપજીવી ( Parasitic ) પણ હોય છે. અમરવેલ જેવા છોડ બીજા ઝાડના શરીર ઉપર બાઝી તેને ચુસી લે છે. વગર નોતર્યાં જાનેજ તેઓ બીજાનું ઝુંટવી લે છે. એવા છોડ ફીક્કા પીળાશ રંગનાજ રહે છે. આપણી રોટલી ઉપર ઉગ વળે છે કે કડવી ઝેર જેવી દુધીનું રસોઇઓ શાક કરે છે ત્યારે આપણે ચીડાઇએ છે. જગતમાં ધંતુરા, અફીણ જેવાં ઝેરી છોડ છે છતાં દુર્ગુણી માણસ કરતાં દુર્ગુણી વનસ્પતિ થોડીજ હશે. ઉગ કે ચોમાસે ઉગતી નાંગરાની છત્રી જેવી વનસ્પતિ સદાય સફેદ

પૂણી જેવી હોય છે. તે મરેલા પદાર્થ ઉપર જીવે છે, તેમનું જીવન બીજા કરતાં ઉંધા પ્રકારનું છે. સૂર્યનો પ્રકાશ તેમને ગમતો નથી–અંધારે અને વખતે હવા વિના હોઝલ પડદો રાખી તે જીવવા પ્રયત્ન કરે છે.

કેટલાંક વૃક્ષો ઉન્હાળે પાંદડાં ખેરવી લાંબી ઉંઘ લે છે, તો કેટલાંક અંગ બીડાયલા રાખે છે. કેટલાંક વૃક્ષ દહાડે જાગે છે અને રાતના પાંદડાં મીચી સુઇ જાય છે. લજામણી જેવા કેટલાક છોડ તો એવા શરમાળ હોય છે કે તેમને અડકતાંજ અંગ સંકોડી રીસાય છે. કંઇક કંઇક છોડ તો રડતા હોય તેમ આંસુધારા જેવી જળધારા ટપકાવે છે. વૃક્ષ કે વેલ જવલ્લેજ ઉડાઉ–ખર્ચાળ હોય છે. જીવનમાં જેમ ઉધારનાં સમતોલ રાખે છે. થોર જેવા ઝાડ આવી રીતે ભૂખ્યાં તરસ્યાં વરસો સુધી જીવે છે. કેટલાક છોડ ચુનો ખાવો પસંદ કરે, છે તો કેટલાક મીઠું ખાઇ શકે છે–પણ ઝેર ખાય તો બધાંજ મરે છે. ક્લોરોફોર્મથી તેમને બેશુદ્ધ પણ બનાવી શકાય છતાંય તમે એમ તો નહિજ માનો કે તેમનામાં બુદ્ધિ છે. વિચાર કરવાની શકિત છે. સુખ દુઃખ જેવું તેમના જીવનમાં કંઇજ નથી.

માનવ સંસ્કૃતિ અને વનસ્પતિનો સહચાર અમૂલ્ય અને અનુપમ છે. તેની કસોટી કરવી મુશ્કેલ છે. ચ્હા, કાફી કે કોકો ન હતે તો કયું અમૃત પીવાત ! કપાસનો છોડ મરી પરવારશે ત્યારે માનવ જીવન ફરી જંગલી બનશે. રબરનો છોડ જશે ત્યારે શું એ દશા થશે ! અબજો વર્ષ પહેલાં વૃક્ષના શરીર દફનાઇને કોલસા રૂપે રહ્યાં છે. જગતમાં કોલસા કે પેટ્રોલ નહતે તો કઇ આગગાડી કે મોટર ચલાવાત ? વનસ્પતિ વિના વન અને રણનો તફાવત કેમ જોવાત ? સહરાનાં રણ અને કાશ્મીરની વાડીઓ કેમ જણાત ! વરસાદ અને વૃક્ષનો સંબંધ પણ ઘણો ગાઢો છે. વનસ્પતિ વિના સુંદર વન ઉપવનમાં શકુંતલા કે સીતા કયમ રમત ! એવા જગતમાં આપણને પણ જીવવાનો શો મોહ રહેત ! વનસ્પતિ એ માનવ સંસ્કૃતિનો આત્મા છે–માનવ અસ્તિત્વનો મર્મ છે.



## બાળ સાહિત્યની નવી સૃષ્ટિનું દર્શન

આપણે બરાબર જાણતા નથી કે બાળકમાં આપણી જેમ જ અનેક ભાવાભાવ છે. તે આપણી પેઠે જ અને ઘણી વાર વધારે સૂક્ષ્મતા અને તીવ્રતાથી રસાનુભવ કરે છે, જે લાગણીઓથી આપણે ભરેલા છીએ તેજ લાગણીઓથી તેઓ ભારોભાર ભરેલાં છે; અર્થાત્ બાળકની રસવૃત્તિ ઉવેખી શકાય તેવી નથી. તેની સમજણ અને અનુભવ મેળવવાં જોઇશે, અને તેના જ્ઞાનમાંથી આપણે આપણા સાહિત્યને રચવું જોઇશે, રસવું જોઇશે ને રસિક કરવું જોઇશે. બેશક રસભર્યું બાલસાહિત્ય આપણે ત્યારે જ ઉપજાવીશું કે જ્યારે આપણે તેમના જીવનને સન્માનીશું, તેમની લાગણીને આપણાં સાથે જોડી તેનું હલતું હૃદય સાંભળી શકીશું, આપણી ' અમુક જોઇએ ને તમુક જોઇએ '.ની દૃષ્ટિ કોરે મૂકી ' જે હોય તે જોવા ' તૈયાર થઇશું. ઉઘડેલી આંખને બાળકો જ આજે એક નવી સૃષ્ટિ લાગે છે ને તેની સાથે જ તેની સામે બાલસાહિત્યની નવી સૃષ્ટિનું દર્શન થાય છે.

ગીજુભાઇ

# હિન્દવાણી

હિન્દવાણી ! ત્હારે ઓઢણે રે,
ચાંદા-સૂરજ શા આ ગુંથેલ ?
ધન્ય માડી ! ત્હારી ગોદને રે,
અવતારો શ્રી હરિએ લીધેલ. . હિન્દવાણી !

શિર સુમેરુ ગગનમાં રાજે, ઉજ્વળ મુગટ સુહાય;
સિંહલ સોનેરી પદ્મો, પદ રત્નાકરથી ધુવાય રે,...હિન્દ૦

સિન્ધુ ને બ્રહ્મપુત્ર બે કરથી તું દે સંરક્ષણ, માત !
કરયુગ-ગંગા યમુના જોડી, આપે જીવન અમાપ રે, ..હિન્દ૦

રેવા મહાનદી કટી સુન્દર તુજ, પાલવ બ્રહ્મણદેશ;
પગપટ-કૃષ્ણા ને કાવેરી, પાટલી પંચવટેશ રે,...હિન્દ૦

આશ્રમને આદેશ તું દેતી, જગનું ધર્મ સ્થાન;
હિન્દુ, બૌદ્ધ, ઇસ્લામી, ઇસાઇ, પારસીનું પ્રિય ધામ રે,...હિન્દ૦

સરખાં બાલ બધાં ત્હારે ઉર, 'પર' 'નિજ'નો નહિં ભેદ;
પાયે અમૃત સાથે સહુને મા ! દુનિયાંમાં એક રે, . હિન્દ૦

ધર્મ સનાતનની જનનિ ઓ ! સંસ્કૃતિ પુનીત પુરાણ;
મધુરુ ત્હોય ધરી મોહન યૌવન રૂહે નિત મા તુ મહાન રે, ..હિન્દ૦

દિગ્વિજયી યે નમીયા તુજને, અજબ તહારું નૂર;
જગત સકળ પર રેલી રહે તું પુણ્યભાવનું પૂર રે, . હિન્દ૦

પરમ સહનતા, પરમ દાન ને પરમ અહિંસા, માત !
યુગયુગનાં તારણ તુજ અદ્‌ભુત પરમ પ્રેમ સાક્ષાત્ રે,...હિન્દ૦

હિન્દવાણી ! ત્હારે આંગણે રે,—
હિન્દવાણી ! ત્હારે અંતરે રે,
ચાંદા-સૂરજ શા આ ખીલેલ ?
ધન્ય માડી ! વિશ્વે સંચરે રે,
પુણ્ય પીયૂષ ત્હારાં ઝીલેલ...હિન્દ૦

રામમોહનરાય જસવંતરાય




લેખક : રા. પ્રસાદ.

અફસોસ એટલોજ હતો કે હું હજી કુંવારોજ હતો. જો બુઢ્ઢાજી જીવતા હોત તો અત્યારે માગાં પાછાં ઠેલતાં મોં દુઃખત, અને હું ક્યારનોય " ઝડપાઇ " ચુકયો હોત, પણ કમનસીબે તેમના જેવા મુત્સદ્દી મારે માટે થોભી શકયા નહિ, અને હું આ ભવસાગરમાં અટુલોજ રહી ગયો.

મારા તમામ મિત્રો પરણી ચુકયા હતા, પણ મારી જ્ઞાતિમાંથી કોઇની આંખ મારા ઉપર ઠરતી ન હતી. સ્નેહીઓ મારફતે આડકતરી રીતે ચાર પાંચ ન્યાતીજનોને મારા સસરા બનાવવા પ્રયત્ન કરી ચુકયો, પણ નસીબ ફુટેલું લાગતું હતું. છેવટે કંટાળીને એક દોસ્તની સલાહથી મેં એક જાણીતા સાપ્તાહિકમાં નીચે મુજબ જાહેરખબર આપી.

" જોઇએ છીએ—એક કેળવાયલા, ૧૫૦૦ ની આવકવાળા નવયુવાનને ૧૫ થી ૨૦ વરસની કુમુદ, જયા કે મંજરી જેવી રસિક કન્યા. વધુ વિગત માટે લખો. × × ને આ પત્રની કેરમાં. "

જાહેર ખબર છપાયા પછી થોડા દિવસ બાદ તે પેપરના વ્યવસ્થાપકે મારા ઉપર આવેલા બે પત્રો મોકલી આપ્યા. પત્રો જોઈ હૃદય ગુણગુણી ઉઠ્યું. વારંવાર અક્ષરના મરોડ તરફ જોઈ રહ્યો. કવર ફોડતા પહેલાં અક્ષરો સામે ટીકીટીકીને નિહાળ્યા કર્યું. છેવટે અક્ષર અને મરોડ ઉપર આફરીન થઇ મેં એક કવર ફોડી તેમાંનો પત્ર વાંચવા માંડયો.

જરવિલા, ચોપટી સી ફેઇસ,
મુંબાઇ, તા. ૨૪-૭-૧૯૨૯

મીસ્તર એકસ,

તમારી એદવરતાઇઝમેન્ત વાંચી મારૂ જીગર તે તરફ વળીયું. હું તમારા જેવાજ આઇદીઅલ હસબન્દને લાયક આઇદીઅલ વાઇફ છેઉં; અને હજુનવેર અદરાઇ પન નથી. મને બહુ તો છબ્બીસ વરસ થીયાં હોસે. મેં પપ્પાના કહેવાથી ઇન્તરમાંથી સ્તદી છોરી દીધો છ, પન વેલ, પરથમ તમો મુને નીચેના સવાલોના ખોલાસા આપસોજી, જેથી મુને દીસાઇડ કરતાં ફાવે. આમ ગોલ ગોલ એદવરતાઇઝમેન્ત કેમ આપોચ.

૧ તમો આવક ૧૫૦૦ ની જનાવોચ તે મહીનાની કે બાર મહીનાની ? અને તેમી કેસ આવેચ કે જમીન ને ઘેરનાં ભાડાં ઉમેરીને આંકરો લખીઓચ ?

૨ તમુ એજ્યુકેટેડ છો તે કાં લેવ ? બી. એ.

કે એમ. એ. પાસ હોવ તો અત્યાર વેર કુંવારા કેમ રહી ગીયા ?

૩ પંદરથી વીસ વરસની કનીયા કાંય ? મને તો છવ્વીસ થીયાં તો બી હું તો કનીયાજ છેઉં તે ચાલું કે નહિ ?

૪ કુમુદ ને જયા કે મંજરી જેવી કનીયા તમારે જોયે પન તમે પોતે સરસવતી ચંદર કે કાક જેવા છેવંક ? મેં તે બુકસ વાંચેલી તે પરથી પુછું છુ.

૫ તમે છેવ કોન ? વાન્યા છેવ કે પારસી ? તે તો ખોલાસો જાહેરખબરમાં કરીયોજ નથી. મારા જેવી તમે પારસી હોસો ધારીને લખે ને તમો તો વાન્યા નીકળો તે સા કામનુ ?

મને ઉપરને એદરેસે તુરત જવાબ આપસોજી.

લી. મહેરાં.

'તારૂં નખ્ખોદ જાય તારૂં મહેરાં ! તેંબી ઠીક વકીલની માફક મને ક્રોસ કર્યો ! હવે બીજો પત્ર ફોડતાં દીલ ચાલ્યુ નહિ. છેવટે વાંચવો તો ખરોજ, ધારી હિંમત રાખી બીજો પત્ર ફોડયો.

જેતપુર,

તા. ૨૩–૭–૨૯

મી. એકસ જોગ,

જત અમોએ તમારી જાહેરખબર છાપામાં વાંચી છે તે ઉપરથી આ કાગળ તમને લખીએ છીએ. અનરે એક કન્યા બારેક વરસની વાણીઆની છે. કન્યા રૂપાળી છે, અને તેનાં માબાપ માંડવા ખરચ અને ઉપર ફક્ત પાંચ હજાર રોકડા માગે છે. એક જણ સાત હજારે આવીને માગુ કરી ગયો હતો પણ સદરહુ ઇસમ અમોને ઠીક ના લાગવાથી અમે તમને લખ્યુ છે, તો જો તમારો વિચાર હોય તો અમે કન્યાને તેડીને ત્યાં આવીએ, નહિ તો તમે આવીને જોઇ જાવ. અમને ત્યાં બોલાવવા હોય તો તેના આવતા જતાના ભાડાના રૂપીઆનું મ. ઓ. કર્યેથી અમે આવીશું. આવો અવસર ફરી ફરી મળતો નથી, માટે વિચાર કરવા રહેશો નહિ, પણ તરત જવાબ આપશો.

લી.

ઉજમશી વખતચંદ વોરા.

પાંચ હજાર રૂપીઆ અને ઉપરથી આવો અવસર ફરી ફરી ના મળે ! ખરેખર, વાંચક, મારે ઠેકાણે તું હોય તો આ બન્ને કાગળ વાંચી આપઘાત કરે. પણ કંઇ નહિ. બીજે દિવસે કંઇ નવા કાગળો આવશે ધારી મેં કલેજે ઠંડક રાખી.

ચાર પાંચ દિવસ વિતી ગયા. જાહેરખબર બીજા અઠવાડીઆમાં પણ છપાઇ. આખરે બીજા બે પત્રો મને મળ્યા. ફરી પાછું કુતુહલ ઉત્પન્ન થયું. આખરે એક પત્ર હિંમતથી ફોડયો અને ધડકતે હૈયે વાંચવા માંડયોઃ

શ્રીમાન્ મહાશય,

વન્દેમાતરમ્, આપની જાહેર ખબર વાંચી. હાલમાં અમારા અનાથ આશ્રમમાં વિવાહ યોગ્ય પાંચ બાળાઓ છે. બે વાણીઆ, એક બ્રાહ્મણ, એક ભીલ અને એક ધારાળાની. તેમાં આપને નાતી મુજબ જે યોગ્ય લાગે તેની સાથે આપ લગ્નગ્રંથીથી જોડાવા રાજી છો કે કેમ તે જણાવશો. વધુમાં આપની આવક રૂા. ૧૫૦૦) છે એ આનંદનો વિષય છે. આપ આશ્રમને પણ બસોએક રૂપીઆની મદદ કરવાની ઉદારતા દર્શાવશો, એવી આશા રાખું છું.

લી.

સેક્રેટરી.

મારી પાસે રીવોલ્વર હોત અને આ અનાથઆશ્રમનો સેક્રેટરી મારી સામે ઉભો હોત તો તેને શૂટ કરત. પણ તે અશક્ય હતું, જેથી મારી રીસ મેં કાગળ ઉપર કાઢી.

તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. બીજુ કવર પણ હવે કોઇ તેવાનુંજ હશે ધારી વચ્ચેથી આડુંજ ફાડી નાખ્યુ. તેના પણ ટુકડા કરી નાખવાનો વિચાર કરતો હતો, પણ કોનો કાગળ છે તે જોવાની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. આખરે કાગળના બન્ને ટુકડા જોડીને વાંચવા માંડયો.

પ્રિય સખે !

ત્હારી જાહેર ખબર વાંચી હૃદયમાં જે અવર્ણનીય આનંદ ઉદ્દભવ્યો તે શી રીતે વર્ણવું ? ( માફ કરજે, પણ હુંકાર કુદરતીજ લખાઇ ગયો છે અને તે પ્રેમીઓ વચ્ચેના ભિન્નભાવને તોડી નાંખે છે ). જયા અને મંજરી જેવી સ્ત્રી જોઇએ એજ ત્હારા ઉચ્ચ આદર્શો સૂચવે છે. એ પુસ્તકો મ્હેં વાંચ્યાં ત્યારે મ્હને પોતાનેજ કાક કે સરસ્વતીચંદ્ર જેવો પતિ મેળવવાના કોડ ઉત્પન્ન થયા હતા, અને મારી તે વાંચ્છના ફળીભૂત થતી જોઉં છું રમિકડા! ત્હારો વધુ પરિચય આપીશ ? હું હાલ અત્રે કન્યાશાળામાં શિક્ષિકા છું અને ત્હારા જેવાજ દિલનાં દર્દો સમજી શકનારા યુવાન સાથે લગ્નગ્રંથીથી જોડાવા આતુર છું. પ્રત્યુત્તર જલ્દી પાઠવીશ ?

ત્હારીજ
રંભા

આફરીન ! વ્હાલા વાંચનાર ! આફરીન ! હિન્દીઓને સ્વરાજ્ય મળતાં જેટલો આનંદ થાય તેથી હજારગણો આનંદ મને આ પત્ર વાંચીને થયો. રંભાની મૂર્તિ મારી નજર સામે તરવરવા લાગી. ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, બસ રંભાનાજ વિચારો આવવા લાગ્યા. મેં તેને નીચે મુજબ જવાબ લખી નાખ્યો.

મુંબાઈ.

પ્રિય રંભા,

પત્રરૂપી દર્શન થયાં. પ્રત્યક્ષ દર્શન કયારે આપીશ ? ત્હારા જેવીજ સહચરીની શોધમાં હું હતો; અને તુંજ મને મળીશ, તે માટે હું મારાં અહોભાગ્ય માનું છું. મ્હેં તો મ્હારો પ્રેમ ત્હનેજ અર્પણ કરી દીધો છે, અને ત્હારી પ્રેમમૂર્તિ જોવા તલસું છું. ક્યાં સુધી તલસાવીશ ?

લી. ત્હારોજ
સુમનલાલ.

કાગળ લખીને ટપાલમાં નાખી આવ્યો. જવાબ માટે ત્રણ દિવસ મેં બહુ મુશ્કેલીથી વિતાવ્યા—એ તો જેને વિત્યું હોય તેનેજ ખ્યાલ આવે. આખરે ત્રીજે દિવસે જવાબ આવ્યો. એવુંજ કવર.! એજ અક્ષરો ! હૃદય નાચી ઉઠયું. ઝટ કવર ફોડી વાંચવા માંડયું.

વ્હાલા !

ચાતકની માફક રાહ જોવડાવ્યા પછી ત્હારો પત્ર આવ્યો. પ્રભુ કેવો દયાળુ છે કે આપણુ બન્નેનો સંયોગ કરી આપ્યો ! હવે તો રૂબરૂ મળવા દિલ તલસે છે, જેથી થોડા દિવસની રજા લઇને ત્હારા તરફ રવિવારેજ આવું છું. વધુ રૂબરૂમાં.

ત્હારીજ રંભા.

નવોઢા જેમ પતિના ગૃહઆગમનની રાહ આતુર નયને જુવે તેમ મેં રવિવારની રાહ જોવા માંડી. રંભા, કઇ ટ્રેનમાં આવશે તે લખેલું નહિ, તેથી બન્ને ટ્રેન જોવા નિશ્ચય કર્યો, અને રવિવાર આવતાંજ ફાંકડા પોશાકમાં સજ્જ થઇ સ્ટેશન તરફ રવાના થયો

થોડી વારમાંજ ટ્રેન આવી. પેસેન્જર ઉતરવા લાગ્યા. પણ રંભાને ઓળખવી શી રીતે ? પૂછવુ પણ કોને ? છેવટે વિચાર કરી ટીકીટ કલેકટરની પાસે ઉભો રહી બ્હાર નીકળતી સ્ત્રીઓને બારીકાઇથી નીરખવા લાગ્યો. દરેકની સાથે કોઇ બાળક કે પુરૂષ હોયજ, અથવા તો સ્ત્રીજ કોઇ વૃદ્ધા હોય, એટલે તેઓમાંની કોઇ તો રંભા હોયજ નહિ. તેવામાં એક યુવાન બાળા એકલીજ ત્યાં આવી અને ટીકીટ આપી બહાર નીકળી. તેની ચાલવાની છટા, પહેરવેશની ઢબ વિ. માં સંસ્કારીતા જોઇ તેજ રંભા કેમ ન હોય, તેની ખાત્રી કરવા તેની પાછળ પાછળ હું બ્હાર આવ્યો. ગાડીવાળા સાથે તે ભાડું ઠરાવતી હતી. પાછળ જરા દૂર ઉભા રહી મેં સાંભળવા માંડ્યું.

" ક્યાં જવું છે બ્હેન ? "

" ભૂલેશ્વર–ડોકામરડી પાસે; બોલ શું લઇશ ? "

થયું. આ રંભા ન હોય. રંભા તો મારા ઘરનુ સરનામું આપે અને આ બાઇ સાહેબતો ડોકામરડીમાં જવાનાં હતાં. પાછળ જોયું તો બધા પેસેન્જરો નીકળી ગયા હતા. બીજી ટ્રેન આવવાને દોઢ કલાકની વાર હતી, જેથી વખત ગાળવા સામેના ઉપહાર ગૃહમાં જઇ બેઠો. થોડી થોડી વારને અંતરે કરીને દોઢ કલાકમાં ચાર પ્યાલા ચા ઢીંચીને હું પાછો, પ્લેટફોર્મ ઉપર આવ્યો. ટ્રેન આવી. મેં સ્ત્રીઓના ડબ્બા આગળ તપાસ કરવા માંડી. થોડા થોડા પેસેન્જરો બહાર નીકળવા માંડ્યા. એક યુવતી પણ ડબ્બામાંથી ઉતરી હેન્ડબેગ નીચે મૂકી સાડી ઠીક ઠાક કરવા લાગી. તેની સાથે કોઇ ન હતું. ગુલાબી સાડીમાં તેનું ગોળ મુખડું ચમકી રહ્યું હતું. મોં ઉપર રતાશ આવી ગઈ હતી. વાંકી પાંથી પાડી સાડીમાં પીન ખોસી હતી. સાડી ઠીક કરી તેણે હેન્ડબેગ ઉપાડી ચાલવા માંડયું.

" એજ રંભા " મારા અંતઃકરણમાંથી સાદ સંભળાયો. તેને બોલાવવી શી રીતે ? છેવટે મેં તેને આગળ પસાર થવા દીધી અને અને તેની બરાબર પાછળ જઇને મેં રામભરોસે કહ્યું.

" રંભા ! "

પેલી બાળાએ ચમકીને પાછું જોયું અને મળી દષ્ટો દષ્ટ !

ત્યાં તો " મીસ્ટર, તમારા ઘરમાં મા બેન છે કે નહિ ?" પેલીએ ધડાકો કર્યો." એકલ દોકલ સ્ત્રીને સતાવોછો તે સીધા..."

પછીના શબ્દો સાંભળવા હું ઉભો ન રહ્યો. ઉતાવળે હું બહાર નીકળ્યો અને ગાડી કરી ઘેર પહોંચી ગયો. હવે બીજી ગાડી ચાર વાગે આવતી હોવાથી રંભા ઘર ખોળતી ભલે આવે એવો વિચાર કરી મેં સ્ટેશન ઉપર જવાનું માંડી વાળ્યું અને ચેવડાનું પડીકું છોડી, તેના ઉપર હાથ મારી લંબી તાણી.

હું કેટલીવાર ઉંઘ્યો તે ખબર નથી, પણ મારૂં બારણું જોરથી કોઇએ ઠોક્યું એટલે હું જાગી ઉઠ્યો.

" સુમનભાઇ, એ સુમનભાઇ ! ઉઠો. આ તમારે ત્યાં કોઇ આવ્યું છે." અમારી જોડેની રૂમવાળાં સવિતાબ્હેનનો અવાજ સંભળાયો. " કોઇ આવ્યું છે, " એ શબ્દોએ મને સંપૂર્ણ જાગ્રત કરી દીધો. શું રંભા આવી હશે ? ઘડીઆળમાં જોયું તો સાડાચાર થયા હતા. બસ એજ. મારે શરીરે ગલગલીઆં થવા માંડયાં. મેં ધીમે રહી બારણું ઉઘાડ્યું. સવિતા બ્હેન ઉભાં હતાં તેમણે આંગળી કરી કહ્યું " આ બ્હેન તમારે ત્યાં આવ્યાં છે " આટલું કહી તે તેમની રૂમમાં ગયાં. આતુર નયને મેં નવિન આગંતુક તરફ જોયું તો–તો શું ? કોલસાથી કંઇક શ્વેતવર્ણી, ગજગામિની, કાળા પટાવાળા સફેદ સાળુમાં સજ્જ થએલી મંદમંદ સ્મિત કરી રહેલી ઉભા સોટા જેવી એક યુવતી ઉભી હતી ! આગળના બે દાંત એક બીજાની સ્પર્ધા કરતા આગળ નીકળી આવ્યા હતા. ગાલ ઉપરનાં દાઢાં સ્પષ્ટ જોઇ શકાતાં હતાં.

" કોણ સુમનલાલ ? " તેણે દાખલ થતાં પૂછ્યું.

" કોણ રં......ભા ? " તેણે હકારમાં ડોકું ધુણાવ્યું.

## આજથી અમલમાં આવે છે !

### બાળલગ્ન પ્રતિબંધક

# શારદા કાયદો

આ અંક વાચકોના હાથમાં આવશે તે દિવસથી એટલે કે તા. ૧લી એપ્રીલ ૧૯૩૦ના દિવસથી બાળલગ્ન પર અંકુશ મુકનારો " શારદા કાયદો " અમલમાં આવે છે.

એ કાયદાનાં ફરમાન બ્રિટિશ હિંદમાં વસનાર દરેકને લાગુ પડે છે. " ગુણસુંદરી "ના વાચકોના લાભાર્થે ચોરવાડનિવાસી શેઠ હરખચંદ મોતીચંદ તરફથી એ પત્રિકાની નકલ આ અંક સાથે મોકલવામાં આવી છે શેઠ હરખચંદની એ ઉદારતા માટે અમે તેમનો આભાર માનીએ છીએ.

વાચકોને અમારી ખાસ વિનતિ છે કે તેઓ એ પત્રિકા ધ્યાનપૂર્વક વાંચે અને પોતાના સ્નેહી–સંબંધીને તે વંચાવે. જેઓ એ પત્રિકાની નકલોની લ્હાણી કરવા ઇચ્છતા હોય તેઓ જોઇતી નકલો મંગાવી શકે છે.

આ કાયદાનો અમલ દેશના હિત સાથે બહુ અગત્યનો સંબંધ ધરાવે છે. એટલા માટે યુવક સંઘોની, સ્ત્રીસંસ્થાઓની અને જ્ઞાતિમંડળોની ફરજ છે કે પોતપોતાના પ્રદેશમાં અને સમૂહમાં તેનો અમલ કરાવવાની ખાસ કાળજી રાખે અને તે માટે જરૂરી કમિટિઓ સત્વર નીમે.

" ઓ અમાવાસ્યાના ટુકડા ! તારી બેનમુન દંતપંકિત બતાવવી રહેવા દે." 'એવું જ કંઇક કહી નાખવાનું મન થઇ ગયું પણ આવેશ દબાવી દીધો.

" કેમ આભો બની ગયો છે, બ્હાલા ? " રસિકડી રંભાએ મારા જેવા રસિક છબડાને પ્રશ્ન કર્યો.

" તારૂં ડાચું જોઇને " એમ કહેવાનું મન થઇ ગયું પણ મનનો આવેશ 'દબાવી' મેં બ્હાનું કાઢ્યું.

" જરા માથું દુઃખે છે, તેથી."

" અરે ! માથું દુઃખે છે ? લાવ તો, જરા દબાવું. મને ખાત્રી છે કે તું બહુ મગજમારી કરતો હોઇશ." એમ કહી મારી પાસે આવી તેણે તેના ખોળામાં મારૂં માથું લીધું. ઓ પાક પરવરદીગાર ! આ તારા નાચીઝ બંદા ઉપર કંઇક તો રહમ કર ! આસ્તેથી મેં મારૂં માથું તેના ખોળામાંથી ખસેડી મારા હાથ રૂપી ઉશીકા ઉપર ગોઠવ્યું. એવામાં સવિતા બ્હેન મારા બારણામાં દાખલ થયાં, પણ આ ટબ્લો જોઇ પાછાં વળ્યાં. ચોક્કસ મારે ગેરસમજ ઉત્પન્ન થશે માની મેં બૂમ મારી:

" સવિતા બ્હેન, આવોને ! "

સવિતા બ્હેન આવ્યાં. "એ તો હું પૂછવા આવી હતી કે હવે શુભ જોઇએ છીએ ? "

હંમેશ રહેશે. પ્રો. નત્રાજન અને તેમના અભિપ્રાયો સાથે મળતા થતા કેળવણીકારો પોતાની દલીલ રજુ કરતાં કહે છે કે "જીવનના સર્વ પ્રશ્નોમાં સ્ત્રીઓ પણ પુરૂષોની સાથે સાથેજ ઉભી રહે એટલા માટે જરૂરનું છે કે બંનેને એક સરખું શિક્ષણ અને એક સરખી સંસ્કારિતા મળવાં જોઇએ. આવું થવા માટે જરૂરનું છે કે સ્ત્રીઓ અને પુરૂષોના ક્રમ એક સરખાજ હોવા જોઇએ." પ્રો. કર્વે અને તેમના મતના કેળવણીકારો પુરૂષો અને સ્ત્રીઓના અભ્યાસક્રમમાં તફાવત રાખવાનું સુચવે છે: "સ્ત્રીઓનો મોટો ભાગ તો કુદરતે તેમને જે લાયકાત આપી છે, તે પ્રમાણેના જ ધંધામાં પોતાનું જીવન વ્યતિત કરશે અને તે મોટા ભાગ માટે કેળવણીક્રમો નક્કી કરવા એ જરૂરનું છે એમાં કોણ ના પાડી શકશે? તે ક્રમો પુરૂષોના ક્રમોથી ઉતરતા ન હોવા જોઇએ; પરંતુ જીવનની જરૂરીયાતો પ્રમાણે જુદી પંક્તિના તો અવશ્ય હોવા જોઇએ."

આ વિષયમાં અમેરિકન સુપ્રસિદ્ધ કેળવણીકાર ચાર્લ્સ ડબ્લ્યુ. ઇલીયટ કર્વેની સ્કૂલને મજબુત ટેકો આપે છે. તે જણાવે છે કે: "સ્ત્રીઓની શક્તિ પુરૂષો કરતાં ઓછી છે કે તેમની માનસિક વૃત્તિ પુરૂષો કરતાં હલકા પ્રકારની છે માટે તે બંને વચ્ચે તફાવત છે તે માનવું બરાબર નથી. પરંતુ તે બંનેના જીવનપર બચપણમાંથી જ સમાજ તરફથી જે સંસ્કાર પાડવામાં આવે છે તેમાં અત્યંત ભેદ હોવાને લીધેજ બંનેની માનસિક પ્રકૃતિમાં આપણને ફેરફ માલમ પડે છે સ્ત્રીઓની ભવિષ્યની કેળવણીમાં આપણે લિંગભેદને લીધે પ્રાકૃતિક તફાવતનો વિચાર રાખવાનો નથી પણ સ્ત્રીઓની સામાજીક જરૂરીયાતો અને સામાજીક આદર્શોનો જ વિચાર કરવાની જરૂર છે."

સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપનારી સંસ્થાએ પોતાનું ધ્યેય શું રાખવું જોઇએ તે સંબંધી લખતાં આજ ગૃહસ્થ લખે છે કે: "કોલેજોમાં ભણતી યુવાન સ્ત્રીઓની સમક્ષ જે આદર્શ ખડો કરવાનો છે તે આ છે: જે જે શક્તિથી જીવનની સઘળી ફરજો માત્ર ન્યાયથી અને ચીવટથીજ નહિ પન આનંદથી અને પોતાને અને પોતાના કુટુંબને વધારે સુખી બનાવે તેવી રીતે અદા કરી શકાય તે તે શક્તિની પ્રાપ્તિ."

જે વિચાર અમેરિકન કેળવણીકારે અમેરિકાની સ્ત્રીઓ સારૂ દર્શાવ્યા છે તેજ વિચાર હિંદની પરિસ્થિતિને બંધ બેસતા છે. એમ ઘણા જાણીતા કેળવણીકારો કહે છે, ડા. સર રામકૃષ્ણ ભંડારકર, સર લલ્લુભાઇ આશારામ શાહ, સર શંકરન નાયર, સર ચુનીલાલ વિજસુખણદાસ મહેતા વિગેરે ગૃહસ્થો પણ આજ વિચારોને મળતા થાય છે. મ્હારૂ માનવું પણ એજ છે. કે સ્ત્રીઓને સ્ત્રીઓની જરૂરીઆતોને ધ્યાનમાં રાખીનેજ કેળવણી આપવાની પણ સંસ્થા હોય તો તે બહુ આવકારદાયક ગણાશે અને એક બહુ મોટી ખોટ પૂરી પાડશે. વળી તે આપણા સમાજના બહુ મોટા ભાગને ઉપકારક થશે. તે સાથે બીજી કેળવણીની સંસ્થાઓની પૂર્તિરૂપ તે થઇ પડશે. આ હેતુથી મંડળે આ કાર્ય ઉપાડયું છે અને તેનો લાભ આપ બહેનો મોટી સંખ્યામાં લેશો એવી આશા છે. ઉપરની વાતો બીજી સ્ત્રીઓના સંબંધમાં ખરી છે, તેના કરતાં ગુજરાતી સ્ત્રીઓના સંબંધમાં તે દશ ગણી ખરી છે, એમ ત્હમે સર્વે કબુલશો એવી મને ખાત્રી છે.

આવું વિદ્યાલય કહાડવાનું સાહસ હિંદના મુંબઇ જેવા આગેવાન શહેરમાં અમે હાથ ધર્યું છે. મંડળની પચ્ચિશ વર્ષની જુવાની પછીજ આ કાર્ય અમે હાથ ધર્યું છે એટલે મંડળના ઇતિહાસમાં જ્યુબિલી ઉજવાયા પછી આ બીજો આજનો પ્રસંગ અમે એટલોજ અથવા વધારે મહત્વનો ગણીએ છીએ. તેથીજ આજે આ મેળાવડો ભરી ગુજરાતના હિતચિંતક પ્રતિષ્ઠિત પુરૂષને હાથે આ કામનું શુભ મુહૂર્ત થાય એ જોવા અમે ઇંતેજાર હતાં તે ઇચ્છા પાર પડી શકી છે તે સારૂ પરમેશ્વરનો અમે મોટો પાડ માનીએ છીએ. આવા વિદ્યાલય સારૂ જે અલાહેદી, વિશાળ, સુશોભિત ને શાન્ત વાતાવરણવાળી જગ્યા જોઇએ તે મેળવવા અમે હજુ સુધી નશીબવંત નથી થયાં એ અમારી પહેલી અડચણ છે. પરંતુ પ્રભુની કૃપાથી તે અડચણ પણ દુર થશેજ. ગુજરાતી ભણેલી ગણેલી પદવી ધરાવનારી બ્હેનોને આ કામમાં મદદ આપવા અમે વિનંતી કરી હતી પણ કેટલીક સંસારી અડચણોને લીધે તેઓની મદદ અમે જોઇએ તેટલી હજુ સુધી મેળવી શક્યા નથી પણ આશા છે કે તે સત્વર મળશે. આવી

મદદ હજી પણ હમને મળે તો તેનો લાભ અવશ્ય અમે આભારની લાગણી સહિત સ્વીકારીશુંજ. આ અડચણ કરતાં અમારી સહુથી મોટી અડચણ પૈસાની તંગીની છે.

વિદ્યાલયમાં પ્રથમથીજ ઘણી સારી સંખ્યામાં બહેનો લાભ લેતી થઈ જાય એવું અમે ઇચ્છીએ છીએ; પણ આખા વર્ષ સુધી નિયમિત હાજરી આપી બહેનો લાભ ઉઠાવતી રહે એ આદર્શ સ્થિતિ પ્રાપ્ત થાય તો ખચિત મંડળ ને ગુજરાતી કોમ ભાગ્યશાળી ગણાશે. પણ તેમ ન થાય ને થોડીજ બહેનો આરંભમાં લાભ લે ને તેઓને વાસ્તે અમારે વિદ્યાલયનો ખરચ ચાલુ રાખવો પડે તો ગુજરાતી સર્વે ભાઇ બહેનોને અમારા કાર્યને નાસીપાસી મળી છે એમ માની ન લેવાને અમે ખસુસ વિનતિ કરીએ છીએ. મંડળ તરફથી હાલ ચલાવવામાં આવતા વર્ગોને પણ ઘણી મુશ્કેલી વચ્ચે પસાર થયા પછીજ કેટલા વર્ષો રહીનેજ ફતેહ મળી છે. તેવીજ રીતે ખંતથી અમે કામ ચાલુ રાખીશું ને ગુર્જર પ્રજા અમારા અલ્પ પ્રયત્ન તરફ કૃપાદૃષ્ટિથી જોતી રહી અમને હર હમેશ ચાલુ મદદ આપવાનું જારી રાખશે તો જરૂર જે શુભ અને ઉચ્ચ આદર્શથી અમે કામ ઉપાડયું છે તેમાં અમને આનંદે ફતેહ મળ્યા વગર રહેશેજ નહિ એવી અમારી પૂરી ખાત્રી છે.

આ વિદ્યાલય કહાડવાનું જે સાહસ અમે ઉઠાવ્યું છે તે માટે આપ સર્વેની ઉદાર સહાયની કેટલી બધી જરૂર છે તે નીચેની વિગત પરથી સ્પષ્ટ જણાશે. વિદ્યાલયમાં દાખલ થનાર બહેનો પાસે વાર્ષિક તદ્દન નજીવી ફી લેવાનું ધોરણ મંડળ તરફથી અમે ઠરાવ્યું છે અને જે શિક્ષણ વર્ગો ચલાવવામાં આવે છે તે ચાલુ રાખી તે ઉપરાંત અમે વિદ્યાલયના ખરચનો બોજો માથે ઉઠાવ્યો છે. આ સારૂ પ્રથમ વર્ષ માટે માસિક રૂ. ૪૦૦) સુધીનો ખર્ચ કરવાની તથા પ્રાથમિક ખરચ રૂ. ૧૦૦૦) સુધીનો કરવાની મંજુરીયાત મંડળની કમિટીએ અમને આપી છે. મંડળ તરફથી હાલ ચલાવવામાં આવતા વર્ગોનો માત્ર શિક્ષકોનોજ માસિક પગાર રૂ. ૩૨૫) નો અમને થાય છે વિદ્યાલયનો બીજે વર્ષે બીજો વર્ગ ખોલતાં અમને વધુ ખર્ચનો બોજો ભોગવવો પડશે. તેમજ ત્રીજે વર્ષે આ આર્થિક બોજો વધશે. આ સારૂં અમે આ વિદ્યાલયને અંગે એક સહાયક મંડળની સ્થાપના કરી છે. તેમાં સ્ત્રીકેળવણીની હિમાયત કરનારા સ્ત્રી પુરૂષો અમને રૂ. ૫ થી રૂ. ૨૫ સુધીની વાર્ષિક મદદ આપવા આગળ આવશેજ એવી અમને ઉમેદ છે. કાનપૂર ખાતે જાહેર જુસ્સાવાળી એકજ વ્યક્તિએ રૂ. ૩૫ લાખ એકઠા કરી ત્યાં સ્ત્રીઓ સારૂ નમુનેદાર હાઇસ્કુલ ખોલી છે. આ ગૃહસ્થનું નામ મી સેન છે.

મુંબઇ શહેરમાં જાહેર જુસ્સાવાળા કરોડાધિપતીઓ તથા લક્ષાધિપતીઓ છે તેઓ પ્રોફેસર કર્વે અને મી. સેન જેવા નરવીરો સ્ત્રીકેળવણી પ્રત્યે જે ધગશ ધરાવે છે તેવી ધગશ રાખી સ્ત્રીકેળવણીના વેગને સર વિઠ્ઠલદાસના પગલે ચાલી જો બાદશાહી સખાવત કરી આગળ વધારશે તોજ સ્ત્રીકેળવણી થોડા વર્ષમાં ઘણી આગળ વધશે. પૈસાદાર બહેનો તથા ભાઇઓ જ્યારે અમારી વ્હારે આવશે ત્યારેજ અમારો અખતરો ફતેહમંદ નીવડી શકશે. ઘણા લોકોમાં જ્યુબિલી પ્રસંગે અમને જે ઉત્તમ સહાયતા મળી હતી તે પરથી એવો ખ્યાલ આવી ગયો છે કે મંડળ પાસે લાખો રૂપીયા છે ને તેને વિશેષ પૈસાની જરૂર નથી. આ વિચાર ભૂલભરેલો છે. મંડળને રૂ. ૯૨૫૦૦ ની મદદ જ્યુબિલી પ્રસંગે મળેલી તેમાંથી સર્વે ખરચ બાદ જતાં ખાસ કામ માટેની શરતે ભરાએલી રકમો રૂ. ૪૪૦૦૦ ની છે. જ્યારે બાકીની રકમ રૂ. ૪૧૦૦૦ ની છે આ મુદ્દલ રકમમાંથી અમારે માત્ર વ્યાજજ વાપરવાનું છે એ બીના જોતાં લોકોમાંની આ માન્યતા ભૂલભરેલી છે એમ સ્હેજે જણાશે. ગુજરાતી હિતચિંતકો પાસેથી જ્યારે હું આર્થિક સહાયતાની માગણી કરૂં છું ત્યારે અન્ય પ્રકારની સહાયતાની પણ યાદ દેવડાવવાની જરૂર ધારૂં છું. ગુજરાતી માબાપો પોતાની દીકરીઓને જાહેર યા ખાનગી શાળાઓમાંથી ઉઠાડી લે છે. અથવા તેમને ઉઠાડી લેવાની જરૂર પડે છે. પણ મ્હને આશા છેકે તેઓ પોતાની વહુ દીકરીઓને આ વિદ્યાલયમાં તો જોડાવા જરૂર કહેશે ને સાથે સાથે તેઓ નિયમિત હાજરી આપી વિદ્યાલયનો લાભ સારી પેઠે લે તે સારૂ તેઓને સર્વે પ્રકારની સગવડ કરી આપશે. અમારી તરફથી

આવી નિયમિત હાજરી આપવા સારૂ ઉત્તેજનાર્થે અમોએ બહેનોને પરીક્ષામાં પાસ થયેથી તેને રૂપાના ચાંદ આપવાની પદ્ધતિ દાખલ કરવાનું ઠરાવ્યું છે. અને વાર્ષિક પરીક્ષામાં સૌથી વધુ માર્કો મેળવનાર બહેનને સોનાનો ચાંદ આપીશું.

વિદ્યાલયનો અખતરો ફતેહમંદ નીવડે તે માટે ગુજરાતી ભાઇ બહેનો અમોને વખતો વખત સુચના કરશે સો તે સુચના પર વિદ્યાલયની સલાહકાર સમિતી પૂરતું ધ્યાન આપશે, એવી હું ત્હમો સર્વેને ખાત્રી આપું છું વિદ્યાલયની યોજના તથા સમસ્ત ગુજરાતી બહેનોની કેળવણી સંબંધી ઉન્નતિ સાધવા ભવિષ્યમાં મંડળે કેવાં પગલાં લેવા, ક્યારે લેવા, વિગેરે અગત્યના સવાલોનો બધી બાજુએથી ફકત વિચાર કરી નિર્ણય થાય એ ઇચ્છવા જોગ છે. ને તે સારૂ મંડળની કમિટિ ને મ્હારી નમ્ર પણ તીવ્ર ઇચ્છા ગુજરાતી સ્ત્રી પુરૂષોની પરિષદ ભરવાની છે મ્હને પૂરતી આશા છે કે આ સુચના પર વિચાર કરી મંડળની કમિટિ એ સંબંધી યોગ્ય પગલાં લેશે તો આપણો માર્ગ સરળ થઈ પડશે

વિદ્યાલય સંબંધી સર્વે બાબતોપર ચીવટાઇથી લક્ષ આપી અમને બધી રીતે મદદકર્તા થઇ પડનાર રા. રા. ભાઇ હિંમતલાલ ગણેશજી અંજારીયાનો હું આજે જાહેરમાં ખાસ આભાર માનું છું. આ સાથે જે ભાઇ બહેનોએ કામ કરવા ખુશી બતાવી છે તેઓનો પણ હું મંડળ તરફથી મોટો આભાર માનું છું. ગુજરાતમાં એમ કહેવાય છે કે આજે જે મુંબાઈ કરે છે તે કાલે ગુજરાત અમલમાં મૂકે છે. આ સિદ્ધાંત જો સત્ય હોય—ને હું માનું છું કે તે સત્ય છે—તો મંડળે ઉપાડી લીધેલો આ અખતરો સર્વ પ્રકારની સહાયતા મેળવી ફતેહમંદ નીવડે એ જોવા અમે ઘણા ઉત્સુક છઇએ. આટલું પ્રસંગને અનુસરતુ વિવેચન કરી મંડળ તરફથી તથા તમો હાજર રહેલા સર્વ સ્ત્રી પુરૂષ હિતચિંતકો તરફથી સ્ત્રીવિદ્યાલય ઉઘાડવાની શુભ ક્રિયા પોતાના મુબારક હસ્તે કરવાને હું રા. રા. ભાઇ ભુલાભાઇ જીવણજી દેશાઈ એડવોકેટને આગ્રહપૂર્વક વિનંતિ કરીશ. જેવી યશસ્વી કારકીર્દી તેમની નીવડી છે તેવીજ યશસ્વી કારકીર્દી આ વિદ્યાલયની નીવડે એવી આજના શુભ દિવસે પ્રભુ પ્રત્યે મ્હારી પ્રાર્થના છે.

બાદ શ્રી. ભુલાભાઇ દેસાઇએ વિદ્યાલય ખુલ્લું મૂકી જણાવ્યું કે "બહેનો પોતાના શિક્ષણનો ઉપયોગ માત્ર પોતાનાં વાંચન લેખન માટે નહિ પણ સમાજ સેવાનાં કાર્યમાં કરે તો તેઓનું શિક્ષણ સાર્થક થયું ગણાશે. માટે મારી તેમને આગ્રહભરી વિનંતિ છે કે સમાજસેવાનાં કાર્યમાં તમારાં શિક્ષણનો ઉપયોગ કરો. બાકી માત્ર નવરાશની વખતે નોવેલો વાંચવા માટે જ જો શિક્ષણ લેવું હોય તો તે શિક્ષણનો કાંઈ અર્થ નથી.".

**સ્ત્રીવિદ્યાલયની યોજના.**

મંડળ તરફથી સ્ત્રી વિદ્યાલયની વિસ્તૃત યોજના પ્રકટ થયેલી છે. તેમાંનો ઉપયોગી ભાગ નીચે આપવામાં આવ્યો છે. વિસ્તૃત યોજના જોઇતી હોય તેમણે મંડળમાંથી યોજનાની નકલ મંગાવી લેવી.

# સ્ત્રી વિદ્યાલયની યોજના

## નિવેદન

વેદના તથા મહાભારતના સમયમાં હિન્દી સ્ત્રીઓનો સાંસારિક દરજ્જો ઘણો ચઢીઆતો હતો. વીસમી સદીના પહેલા દાયકા સુધી આ સ્થિતિ ધીમે ધીમે નબળી થતી થતી છેવટ તો અધમાવસ્થાએ પહોંચી. છેલ્લાં વિશેક વર્ષ થયાં આ સ્થિતિ સુધરવા સબંધી પ્રયાસો શરૂ થયા છે; પરંતુ તે પ્રયાસો હજી તો અલ્પાલ્પજ લેખાય તેવા છે. આપણા હિન્દુ રિવાજોને અનુસરી ઘણી મોટી સંખ્યામાં સ્ત્રીઓને અનુકૂળ આવે તેવો નવિન અખતરો મહારાષ્ટ્રના કર્મવીર પ્રોફેસર ધોંડુ કેશવ કર્વેએ પુનામાં કર્યો છે, અને તેનાં મીઠાં ફળ ચાખવા આપણે ભાગ્યશાળી થયા છીએ, જો કે તે અખતરામાં પણ અંગ્રેજી માટે જે આગ્રહ રાખવામાં આવ્યો છે તેથી સકળ હિન્દમાં સ્ત્રીઓનું સંગઠન થવાનો લાભ રહેલો છે, છતાં તેનો લાભ લેનાર સ્ત્રીઓની સંખ્યા તો અવશ્ય મર્યાદિતજ રહે છે. હિંદુસ્થાનમાં સ્ત્રીકેળવણી માટે કશા પ્રતિબંધો છેજ નહિ; છતાં આપણી પ્રગતિ માત્ર ગોકળ ગાયના જેટલીજ છે, એ આપણને શોભાપ્રદ નથી. હિન્દી સ્ત્રીઓની વાત રહેવા દઇ માત્ર આપણી ગુજરાતી હિન્દુ સ્ત્રીઓની પરિસ્થિતિ જોઈશું તો જે પ્રકારની પ્રગતિ આપણે

લેવા ઇચ્છીએ છીએ તે હાંસલ કરતાં સદીઓ વીતી જશે, એવો અમને ભય છે. ગુજરાતી માબાપો પોતાની છોકરીઓને ખાનગી અથવા મ્યુનીસીપલ શાળાઓમાં ઉચ્ચ વર્ગોનો પૂરતો લાભ લેવા દેતાં નથી એ વાત આપણે સહુ જાણીએ છીએ; પરંતુ એ ખુશી થવા જેવું છે કે તેવી બાળાઓને આ મંડળમાં ચાલતા ઉંચા વર્ગના શિક્ષણનો લાભ લેવા મોકલવામાં આવે છે; પણ અહિંના વર્ગોમાં તો બધી ઉમ્મરની સ્ત્રીઓ દાખલ થતી હોવાથી યુવતીઓની પાછળ જેટલું લક્ષ અને જેવા પ્રકારનું શિક્ષણ આપવું જોઇએ તે અપાતું નથી. સ્ત્રીઓને કેળવણી આપવા સંબંધે હવે સુભાગ્યે આ સદીમાં મતફેર નથી, પણ ગુજરાતી બ્હેનોને " કેવા પ્રકારની " કેળવણી આપવી તે મતભેદ કદાચ લાંબા વખત સુધી ચાલુ રહેશે. આવા સંજોગોમા આ સક્રાંતિ સમયમાં કોઇ પણ વ્યક્તિને આંચકો ન આવે એવી જાતની કેળવણી સ્ત્રીઓને આપવાની યોજના કોઇ જાહેર સ્ત્રીસંસ્થા ઉપાડી લે તો તેવો પ્રયાસ સફળ નીવડયા વગર નજ રહે એમ અમારૂં માનવું છે. પુરૂષ વર્ગની માફક બી. એ., એમ. એ, નો અભ્યાસ કરવા પુરતી સગવડો હસ્તીમાં છે. આ સાથે અંગ્રેજીને અમુક અંશે આવશ્યક ગણ્યા પછી માતૃભાષાદ્વારા સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવા માટે કર્વેની વીમેન્સ યુનીવર્સીટીની પણ સગવડ છે. અંગ્રેજી આવશ્યક ગણાતું હોઇ કર્વેની યુનીવર્સીટીનો પણ ગુજરાતી બ્હેનો મોટી સંખ્યામાં લાભ લઈ શકે એ અમને શંકાસ્પદ લાગે છે મંડળ તરફથી છેલ્લા ૧૯ વર્ષો થયા ગુજરાતી હિન્દુ સ્ત્રીઓના લાભાર્થે જે શિક્ષણ વર્ગો ચલાવવામાં આવે છે; તેનો લાભ કેટલો વખત થયાં મોટી ઉમ્મરની સ્ત્રીઓ જે મોટી સંખ્યામાં લે છે એ જોતાં એ વર્ગો ચાલુ રાખી તે ઉપરાંત ગુજરાતી દ્વારા અને ગુજરાતી સ્ત્રીઓને અનુકૂળ પડે તેવે વખતે યુવતીઓને પણ ઉચ્ચ શિક્ષણ આપવાની યોજના કરી. ખર્ચની ઓછી કરકસર કર્યાં વિના કુશળ શિક્ષકો મારફતે અને વ્યવસ્થિત રીતે ઉંચું શિક્ષણ આપવાના પ્રયાસો આદરવાનો હવે સુસમય આવી લાગ્યો છે એમ અમને લાગે છે. મુંબઇમાં જુદી જુદી જે સ્ત્રી સંસ્થાઓ છે તેમાંની કોઇપણ સંસ્થાએ જુવાન ગુજરાતી સ્ત્રીઓ સારૂ માતૃભાષાદ્વારા જરૂરી સંગીન કેળવણી માટે ઇલાયદું વિદ્યાલય સ્થાપવાની વ્યવસ્થા કરી હોય એમ અમે જાણતા નથી.

કદરદાન ગુજરાતી પ્રજાએ ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળની જ્યુબિલી પ્રસંગે મંડળની પચ્ચીશ વર્ષની કારકીર્દીની યોગ્ય કદર કરી, ભવિષ્યમાં અમારાથી ગુજરાતી બ્હેનોની ઉન્નતિ અર્થે વધુ સંગીનપણે કામ કરી શકાય તે માટે અમને મુંબાઇના આર્થિક આર્થિક વખતમાં પણ જે સારી મદદ કરી છે તે સારૂ મદદ કરનારા ભાઈ બ્હેનોનો જેટલો ઉપકાર માનીયે એટલો ઓછો છે. આવી રીતે જમા થએલા નાણાંનો સૌથી સારો ઉપયોગ કેળવણીદ્વારા ગુજરાતી બ્હેનોની ઉન્નતિ સાધવામાં વપરાય એ ઇચ્છવા જોગ છે એમ સૌ કોઇ કબૂલ કરશેજ. આ માટે મંડળને અંગે બાર વર્ષથી વધુ ઉમરની કન્યાઓ અને યુવતીઓ માટે બપોરના ( સ્ટા. ટા. ) ૨ થી ૫ સુધી માત્ર નામનીજ વાર્ષિક ફી લઈ ઉત્તમ ગૃહિણી, ઉત્તમ માતા અને ઉત્તમ શહેરી થવાને જેટલું જ્ઞાન જરૂરનું ગણાય તેટલું જ્ઞાન ગુજરાતી ભાષા દ્વારા આપવાનું સાહસ ખેડવા અમે ઇચ્છીએ છીએ કોઇપણ ધંધામાં પ્રવિણતા પ્રાપ્ત કરવા માટે તે ધંધાની જરૂરી માહિતી સંપાદન કરવીજ જોઇએ, એ વાત આપણે સ્વીકારીએ છીએ છતાં પણ આ સર્વ દિશા તરફ ચાલુ રહેલી પ્રગતિના સમયમાં પણ યુવતીઓને લાયક ગૃહિણી, લાયક માતા અને લાયક શહેરી તરિકેનું આવશ્યક જ્ઞાન પણ વ્યવસ્થિત રીતે અપાતું નથી. આવું જ્ઞાન આપનારૂં વિદ્યાલય ખર્ચાળ થઇ પડે એ તો સ્વાભાવિક છે અને શરૂઆતમાં લાભ લેનારાં થોડાં હોવાને લીધે ખર્ચનું પ્રમાણ ઘણું વધારે પડતું જણાય, તો પણ તેવી સ્થિતિમાંથી કોઇ દિવસે પણ પસાર થયા વિના છુટકોજ નથી; એ વિચારીને એવું એક વિદ્યાલય શરૂ કરવામાં આવે તો ગુજરાતી હિંદુ સ્ત્રીઓનો ગૃહસંસાર યશસ્વી નીવડે તથા પુરૂષો સાથે તેમની પત્નીઓ પણ આપણી પરાધીન અવસ્થામાંથી મુક્ત થવાના પ્રયત્નોમાં પડખે રહી, પુરૂષોને ઉત્સાહ અર્પી, બધી રીતે મદદ કરનારી થઇ પડે એ દેખીતું જ છે. સ્વરાજ્યપ્રાપ્તી માટે પણ આ માર્ગ "સંદેશો" અ સરળ થઇ પડે એ

નિઃસંદેહ છે આવા પ્રકારની સહાયતા આપવાની લાયકાત માટેનું બહુ જરૂરી જ્ઞાન બહુ થોડા વખતમાં આપવુ અશક્ય છે. ઓછામાં ઓછાં પાંચ વર્ષ તો જોઇએ. ત્રણ વર્ષના અરસામાં પણ કાંઇક ઠીક જ્ઞાન આપી શકાશે એમ અમને લાગે છે. આ ધ્યેયને સફળ કરવામાં પડનારી અડચણો જેવી કે માબાપો તથા પતિઓનું આ બાબતમાં દુર્લક્ષ, જરૂરી શિક્ષણ મેળવવા તરફ ખુદ સ્ત્રીઓમાં પણ જોઇતા ઉમંગની ખામી, ઠીક ઠીક મહેનતાણું આપવ છતાં પણ ગુજરાતી સ્ત્રીશિક્ષિકાઓ મેળવવાની મુશ્કેલી, જરૂરી પાઠય પુસ્તકોની ખોટ, શિક્ષણ આપવા બહાર પડનાર હિમ્મતવાન અને ત્યાગી સ્ત્રી પુરૂષોનો અભાવ, સારી પુરતી સગવડ વાળી વિશાળ જગાની તંગી, સારૂં પરિણામ આવે તે માટે પ્રથમથી પ્રવિણ શિક્ષકો અને પૂરતાં સાધનો મેળવવા માટે જોઇતા મોટા ફંડની ગેરહાજરી, આ બધી અડચણોથી અમે પૂરતા વાકેફ છીએ, પણ અદબ વાળી બેસી ન રહેતાં ઉદ્યમ કર્યે, સારી નિષ્ઠાથી હાથ ધરેલું કામ મોડે યા વહેલે ફળદાયી નીવડશે, અને ફળપ્રાપ્તી નિહાળી ગુજરાતીઓનું હિત હૈયે ધરનાર સજ્જન સ્ત્રી-પુરુષો અમને અમારા ધ્યેયે પહોંચાડવા પૂરતી આર્થિક તથા અન્ય પ્રકારની મદદ કરવા તત્પર થશે એવો અમને સંપૂર્ણ વિશ્વાસ છે.

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સ્ત્રીઓને નવા જમાના માટે લાયક બનાવવા ઇચ્છે છે. નવા જમાના માટે સ્ત્રીઓએ કાંઇ પુરુષ બની જવાની જરૂર નથી. નવા જમાનામાં સ્ત્રીઓએ પુરૂષોના હરિફ બનવાની જરૂર નથી નવા જમાનામાં સ્ત્રીઓએ આદર્શ ગૃહિણી, ઉત્તમ માતા અને બળવાન દેશોદ્ધારક વ્યક્તિઓ બનવાની જરૂર છે. તેવી લાયકાત મેળવવા માટે સતત પ્રયાસો થવાની આવશ્યકતા છે.

પ્રાથમિક શિક્ષણ મેળવેલું હોય તેવી યુવતીઓ ઓછામાં ઓછા પાંચ વર્ષ માટે અભ્યાસ કરે તો નવા જમાના માટે પૂરી લાયકાત મેળવી સ્ત્રી તરિકે માન પામે અને પોતીકું કર્તવ્ય બજાવી શકે તેવી સ્ત્રી થઇ જાય એમ અમારૂં માનવું છે. પરંતુ એક સાથે પાંચ વર્ષની યોજના રજુ કરવાની અત્યારે જરૂર લાગતી નથી, એટલે હાલ તરત તો ત્રણ વર્ષનો ક્રમ રજુ કરવામાં આવે છે.

દરેક વર્ષને અંતે પરીક્ષા લેવામાં આવશે અને પાસ થનારને મંડળ તરફથી સર્ટીફીકેટ આપવામાં આવશે; તથા ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરનાર બ્હેનને છેવટની પરીક્ષા પસાર કર્યેથી મંડળ તરફથી પ્રમાણપત્ર આપવામાં આવશે.

## વિદ્યાલયનાં નિયમો.

૧ ઉદ્દેશઃ—ગુજરાતી હિન્દુ યુવતીઓને તેઓના નવરાશના વખતમાં હિન્દુ ભાવના અને માન્યતાની પરંપરાનું રહસ્ય સમજી શકે તેવી રીતે પ્રગતિના અર્વાચીન યુગમાં પ્રવિણ શિક્ષિકાઓ તથા શિક્ષકો મારફતે માતૃભાષા દ્વારા દેશ, કાળ અને સ્થિતિને માફક આવે તેવું તથા સ્ત્રીઓની મુખ્ય ફરજો સમજપૂર્વક તેઓ બજાવી શકે તેવું વ્યવહારોપયોગી જ્ઞાન આપી તેમને સુશિક્ષિત અને સંસ્કારી બનાવવી એ વિદ્યાલયનો હેતુ છે.

૨ આ વિદ્યાલય સને ૧૯૩૦ ની સાલથી શરૂ કરવામાં આવશે. પહેલા વર્ષનો વર્ગ આ વર્ષ માટે માહ્ મહિનાથી શરૂ કરવામાં આવશે.

૩ વિદ્યાલયના સત્ર ( ટર્મ ) બે, રાખવામાં આવ્યાં છે એક કાર્તકથી ચૈત્ર ( નવેમ્બરથી એપ્રિલ ) અને બીજું જેઠથી ભાદરવો ( જુનથી સપ્ટેમ્બર ). તહેવારો સિવાય હમેશનો વખત સ્ટા. ટા. ૨ થી ૫ સુધી રાખવામાં આવેલ છે.

૪ વિદ્યાલયનો લાભ ગુજરાતી ચાર ધોરણ પસાર કરેલ હશે તેવી ગુજરાતી હિંદુ બ્હેનો લઇ શકશે; પરંતુ ઉમેદવારની ઉમ્મર ઓછામાં ઓછી બાર વર્ષની હોવી જોઇએ

૫ દાખલ થવા ઇચ્છનારે છાપેલું પ્રવેશપત્ર ભરી મોકલવું. મંડળની વ્યવસ્થાપક કમિટીની મંજુરી મળેથી વિદ્યાલયમાં નામ દાખલ કરી શકાશે. નામ નામંજુર કરવામાં આવશે તો તેના કારણો આપવામાં આવશે નહિ.

૬ દાખલ થવા ઇચ્છનાર જો ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ કે કન્યા મંડળના સભાસદ હશે તો દરેક સત્રની ફી રૂપીઓ એક અને સભાસદ નહી હશે તો દરેક સત્રની ફી રૂપીઆ બે લેવામાં આવશે.

૭ સત્રની ફી સત્રની શરૂઆતમાંજ આવશે.

૮ વિદ્યાલયના અભ્યાસ સંબંધિ સઘળી જાતનું કામકાજ જેવું કે—ક્રમ નક્કી કરવો, પાઠય

પુસ્તકો ઠરાવવાં, પરીક્ષા લેવરાવવી વગેરે સઘળી જાતનું કામકાજ ચલાવવા નીચેના ગૃહસ્થો અને સન્નારીઓની એક સમિતિ નીમવવામાં આવી છેઃ-

શ્રીયુત હિમ્મતલાલ ગણેશજી અંજારિયા એમ. એ, એલ એલ, બી.

શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાલા બી, એ એલ એલ, બી.

સૌ ભાનુમતી હીરાલાલ કણીઆ બી, એ.

સૌ. કાન્તા ધીરજલાલ ખાંડવાળા બી, એ.

૯ આ વિદ્યાલયને ઘટતી સલાહ આપવા માટે નીચે જણાવેલા ગૃહસ્થો અને સન્નારીઓની એક સલાહકારક સમિતિ નીમવામાં આવી છે.

સર ચુનીલાલ વિજભુખણદાસ મહેતા એમ. એ; એલ એલ. બી.

શ્રીયુત દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી એમ, એ, એલ એલ, બી.

શ્રીયુત નગીનદાસ ત્રિભોવનદાસ માસ્તર બી, એ, એલ એલ, બી.

શ્રીયુત છમનલાલ લાભશંકર બક્ષી બી. એ, એલ, ટી.

શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા, બારીસ્ટર-એટ-લૉ.

ગં. સ્વ. સુરજબાઇ ચંદુલાલ કાજી.

સૌ. મુદ્રિકા હિમ્મતલાલ અંજારિયા.

૧૦ આ વિદ્યાલય એક અનુભવી અને પ્રતિષ્ઠિત લેડી સુપ્રિન્ટેન્ડેન્ટની દેખરેખ હેઠળ ચલાવ- આવશે.

૧૧ વિદ્યાલયના અભ્યાસક્રમમાં કેટલાક ફરજીઆત અને કેટલાક મરજીઆત વિષયો રાખવામાં આવ્યા છે, અને બીજા મરજીઆત પણ લેવા દેવામાં આવશે. ફરજીઆત વિષયો બધાએ લેવા જ જોઇએ. ફરજીઆત માટે ગુજરાતી ચોથા ધોરણ જેટલો અભ્યાસ જરૂરનો માનેલો છે, જેમણે અંગ્રેજી ત્રણ ધોરણ પાસ કર્યાં હશે તેજ અંગ્રેજી મરજીઆત લઇ શકશે. બાકીના મરજીઆત વિષયમાં બહુ લાયકાત ઠરાવવાનું જરૂરનું માન્યું છે. બધાએ કોઇ પણ એક મરજીઆત વિષય ફરજીઆત તરીકે લેવોજ જોઇએ, પરંતુ વધારેમાં વધારે જેટલા વિષય મરજીઆત લેવા હશે તેટલા લઇ શકશે. અભ્યાસક્રમમાં વખતો વખત ફેરફાર કરવાનો અધિકાર મંડળને રહેશે.

૧૨ વિદ્યાલય સ્થાયી સ્વરૂપમાં આવે અને તેનું કામ સ્વતંત્ર રીતે સંગીનપણે ચાલુ રહે તે માટે "વિદ્યાલય સહાયક મંડળ" એવું એક નિરાળું મંડળ સ્થાપવામાં આવશે. આર્થિક સહાયતાના પ્રમાણમાં મંડળના સભાસદોમાં વાર્ષિક રૂપીઆ ૨૫, ૨૦, ૧૫, ૧૦, ૫ આપનારાના જુદા જુદા પાંચ વર્ગ રાખવામાં આવ્યા છે.

૧૩ વિદ્યાલયની વાર્ષિક પરીક્ષામાં બહારનાં ગુજરાતી હિન્દુ સ્ત્રી વિદ્યાર્થી પણ બેસી શકશે. તે માટે પરીક્ષા આપનાર વિદ્યાર્થીનીએ પૂરતો અભ્યાસ કર્યો છે તેવું કોઇ સંભાવિત વ્યક્તિ તરફનું પ્રમાણપત્ર અરજીની સાથે પરીક્ષાની તારીખ જણાવવામાં આવે તે તારીખથી એક મહિના અગાઉ લેડી સુપ્રિન્ટેન્ડન્ટને મોકલવું જોઇશે. પરીક્ષામાં બેસવા માટે રૂપીઆ બે ફી લેવામાં આવશે, જે ફી અરજીની સાથેજ મોકલવી જોઇએ.

## પહેલા વર્ષનો ક્રમ.

### ( ફરજીઆત વિષયો. )

માતૃભાષાઃ—ગુજરાતી ગદ્ય નવનીતનાં ચુંટેલા વિષયોના ૧૩૮ પૃષ્ઠનું વાચન. પદ્ય કવિતાળી અને ગુજરાતી કવિતા એ બે પુસ્તકના બીજા ભાગ

ગણિતઃ—ગોખલે કૃત ભાગ બીજો.

શિવણઃ—( ૧ ) હાથનું ઓટણ હાથ રૂમાલ પર ( ૨ ) હાથનો બખીઓ હાથ રૂમાલપર ( ૩ ) મશીન પર ઝભલું શીવવું ( ૪ ) મશીનપર ઝબલં સાથની તકીઆ ખોલ શીવવી ( ૫ ) ત્રણ કાપની અને બે કાપની ચોળી માપ લઇને વેતરવી અને સીવવી. ઝભલું અને ખોલ બન્ને નંગ અને ચોળી ચાર નંગ તૈયાર કરવી.

ઇતિહાસ-ભૂગોળ :—ઇતિહાસમાં ( ૧ ) આપણા દેશનો ઇતિહાસ ન. કા. ભટ. કૃત હિંદુસ્તાનનો ( ૨ ) ગેટ વે ઓફ ઇન્ડીઆ સીરીઝ ૫ડેલી. ભૂગોળમાં હિંદુસ્તાન અને બ્રિટીશ સામ્રાજ્ય આચાર્યની હિંદુસ્તાનની ભૂગોળ નકશાનું વાચન.

સ્ત્રીઉપયોગી કેટલીક જરૂરી બાબતોનું

સામાન્ય જ્ઞાન.

( ૧ ) વૈદકીયઃ—શરીરની રચના, શ્વાસોશ્વાસ, લોહીનું ભ્રમણ, પાચન ક્રિયા, અને મગજની ક્રિયાઓ વિષેનું જ્ઞાન ( ૨ ) અક-

સ્માતઃ—પડવું, હાડકું ભાંગવું, સળગી જવું, કાંઇ અયોગ્ય પદાર્થ ખાવામાં આવી જવો, ગડગુમડ તથા ખસ વગેરેના ચેપી રોગો, વખતે લેવાની સંભાળ. ( ૩ ) આર્થિકઃ—નાણું અને તેની ઉત્પત્તિ, ઘરનો હિસાબ, રોજીંદા ખર્ચ માંડવાની આવડત, સેવિંગ્સ બંન્ક, પોષ્ટ ઓફિસ વિમો વગેરેની જરૂર અને વિમાનાં પ્રિમિયમ ભરવાની જરૂર અને સમજ ( ૪ ) વૈજ્ઞાનિકઃ—ફાટ, બગાડ અને સડવામાં થતા વૈજ્ઞાનિક ફેરફારો. દીવો બળે ત્યારે શું થાય છે ? અંગારા છાંટવા કે ઓલવવા; ગેસ અને વરાળ શું હશે ? આગગાડી કેમ ચાલે છે ? ગેસ કેમ ચાલે છે ? પદાર્થની ત્રણ સ્થિતિ ( ૫ ) રાજકીયઃ—મ્યુનીસિપાલીટી અને તેની કાર્ય પદ્ધતિ હિંદુસ્તાનમાં સરકારનું રાજ્ય કેવી રીતે ચલાવાય છે. દેશી રાજ્યોમાં કેમ ચાલે છે ? સ્વરાજ્ય એટલે શું ? કોંગ્રેસ અને તેનું કામ. ( ૬ ) ધાર્મિકઃ—હિંદુ, જૈન, શીખ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી ધર્મના મૂળગત મુખ્ય સિદ્ધાંતોની સમજ હિંદુધર્મમાં શિવ, વૈષ્ણવ, સ્વામિનારાયણ, આર્યસમાજ એ ચાર મોટા મોટા વિભાગની તથા જૈનના ત્રણ ફિરકાની સાધારણ માહિતી. વેદ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણો તથા રામાયણનું ઉપલક જ્ઞાન. ( ૭ ) નૈતિકઃ—નિયમિતપણું, નિખાલસપણું, સ્વાભિમાન, ન્યાય અને સત્ય. ઉદારતા અને દાન એ વિષે સમજ અને શક્તિ અનુસાર પાલન. ( ૮ ) સાંસારિકઃ—વ્યક્તિ, કુટુંબ, જ્ઞાતિ અને દેશ, લગ્ન, બ્રહ્મચર્ય, ગૃહસેવા, હિંદુસ્તાન, જાપાન, અમેરિકા અને ઇગ્લાંડમાંની સ્ત્રીઓની સ્થિતિ વિષે માહિતી. ગૃહસૌંદર્યની ભાવના અને તેની અમલ કરવા માટે દરેક ઘરની વ્યવસ્થા. સભામાં કેમ વર્તવું, ન્યાત જાતના મેળાવડામાં કેમ વર્તવું, વખતનો સદ્ઉપયોગ, કેમ કેવી રીતે કરવો તથા શેરી અને ગામની સ્વચ્છતા માટે દરેક વ્યક્તિએ કેમ વર્તવું.

## ( મરજીઆત વિષયો. )

નીચેના વિષયોમાંથી ઓછામાં ઓછો એક વિષય તો દરેક વિદ્યાર્થીનીએ લેવોજ જોઇએ. વધારેમાં વધારે જેટલા વિષયો લઇ શકાય તેટલા લેવા બાધ નહિઃ—

( ૧ ) ચિત્રઆલેખનઃ—લીટીનું જ્ઞાન, સૃષ્ટિપરથી ફૂલ પાંદડાં દોરતાં અને પાણીના રંગે રંગતાં, મેમરી ડ્રોઇગ, મોડલ ડ્રોઇંગ મેમરી ઉપરથી સહેલી ડીઝાઇનો દોરવી અને પેન્ટ કરવી. ( ૨ ) ભરત ગુંથણઃ—( ૧ ) એક કપડા ઉપર જુદી જુદી જાતના ફેન્સી ટાંકા, ( ૨ ) કેનવાસનું ભરત નંગ ૨, ( ૩ ) સોયનું ગુંથણ રૂમાલ અને લેસ, ( ૪ ) બે સોયાનું ગુથણ જેવાં કે બાળકોની ટોપી, મોજાં, ઝભલું, વગેરે ( ૫ ) રેશમનું સાદુ ભરત, કોર ટોપી, સ્લીપર કે તકીયો નંગ બે બે કરવાં ( ૩ ) સંગીતઃ—રાગ વિભાગ ( ૧ ) રાગ-બિલાવલ, ખમાચ, કાફી, ભૈરવી, એના આરોહ અવરોહ અને વર્જ્ય સ્વરો સહિત. ( ૨ ) રાગ બિલાવલ, ઝીંઝોટી; કલ્યાણ, સારંગ, બિહાગ, દેશ, સોરઠ ખમાચ, કાફી, ભૈરવી આશાવરી ઓડવ; ખાડવ, સંપૂર્ણ સમજુતી, કલ્યાણ, સારંગ અને ગૌડ મલ્હાર સહિત ( ૩ ) તાલ-દાદરો, ઝપતાલ ચલતી, વાજીંત્રમાં હારમોન્યમ દિલરૂબા નોટઃ—રાગનો આરોહ અવરોહ વાદી-સંવાદી, વર્જ્યા વર્જ્ય સ્વરો અને તાલના તાલી માત્રા વગેરેનું સંપુર્ણ જ્ઞાન-રાગનો વખત. ( ૪ ) શારીરિક વ્યાયામઃ—દરેક વિદ્યાર્થીના શરીર અને સ્નાયુઓ સંપૂર્ણ રીતે બળવાન થાય અને સંપૂર્ણ આરોગ્ય ભોગવી શકે તેવી જાતની શારીરિક કસરત. ( ૫ ) અંગ્રેજીઃ—હાઇસ્કૂલના ૪ થા ધોરણ જેટલો ક્રમ. ( ૬ ) સંસ્કૃતઃ—માર્ગોપદેશિકા પાઠ ૧૬, પાંચવાર્તાના, ૩૦ શ્લોક તેમાંથી દશનો મુખપાઠ.



# ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, મુંબાઈ

**તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૭ થી તા. ૩૧ મી ઓગષ્ટ ૧૯૨૯ સુધીનો**

## રિપોર્ટ

ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં સભાસદોની દ્વિવાર્ષિક સભા તા. ૧ લી માર્ચે સાંજે ૪-૩૦ (સ્ટા. ટા.) વાગે મંડળનાં હોલમાં લેડી સૌ. લક્ષ્મીબાઇનાં પ્રમુખપદે મળી હતી. સંયુક્ત મંત્રી શ્રી. રસિકમણિ ગી દેશાઇએ ગયા બે વર્ષનો હેવાલ રજુ કર્યો હતો જે નીચે પ્રમાણે છેઃ—

પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપાથી ગુજરાતી હિન્દુ સ્ત્રી વર્ગની ઉન્નતિ, ઉત્કર્ષ અને કલ્યાણના માર્ગો ગ્રહણ કરનાર ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ આજે ૨૭ વર્ષનું જીવન ભોગવવા ભાગ્યશાળી થયું છે. ખંત, ઉત્સાહ, ધિરજ અને અડગ કર્તવ્યપરાયણતાથી સ્ત્રીમંડળના ઉદ્ધારનું નાવ કેટલાક અવનવા બનાવોના વિગ્રહોથી બચી, ભવિષ્યમાં પ્રાપ્ત થનારા સુખદાયક ફળો માટે અપૂર્વ ઉત્સાહથી મુસાફરી કરી રહ્યું છે. મંડળના ઉદ્દેશ ઘણા છે, પણ મુખ્યત્વે કરીને સ્ત્રીઓને ઉપયોગી અનુકૂલ શિક્ષણ આપવા માટે ખાસ લક્ષ આપવાનું યોગ્ય ધારવામાં આવ્યું છે. કેળવણીથી જ દેશની ઉન્નતિ સધાય છે એ સિદ્ધાંત સર્વમાન્ય છે. વ્યાખ્યાનો, ભાષણો, સ્નેહસંમેલનો, મેળાવડાઓ. ગરબા પાર્ટીઓ વગેરેના પ્રબંધો કદાચ કેટલીક વ્યક્તિઓને નજીવા લાગતા હશે પણ અમે હિમ્મતથી અને અનુભવથી કહેવાને તૈયાર છઇએ કે ગુજરાતી સ્ત્રીવર્ગની હમણા થોડી ઘણી જે કાંઇ પ્રગતિ દેખાય છે તે ઉપલા પ્રબંધોને લઇને જ છે. પરસ્પરના મિલનવડે પરિચય વધે છે, નવું નવું જાણવાથી, નવું નવું સાંભળવાથી અને જોવાથી સ્ફુરતી, ઉત્સાહ અને જ્ઞાન મળે છે. જાહેર પ્રજાની ઉન્નતિ અર્થે કામ કરનારી સંસ્થા કે મંડળની ખ્યાતિ તેમાં જોડાનારા સભાસદોની સંખ્યા ઉપરથી કલ્પી શકાય છે. આ મંડળમાં અત્યારે સને ૧૯૩૦ માં સભાસદોની સંખ્યા લગભગ ૨૫૦૦ જેટલી છે. હજી આ સંખ્યા ગુજરાતી પ્રજાની વિશાળ વસ્તીના પ્રમાણમાં કંઇ જ નથી એમ અમો માનીએ છીએ. યુરોપના દેશોમાં નજર કરશો તો ત્યાંની સંસ્થાઓમાં સભાસદોની સંખ્યા લાખોથી અંકાય છે. મુંબાઇમાં વસતી સમગ્ર ગુજરાતી પ્રજાને મંડળની મેનેજીંગ કમિટી નમ્રતાપૂર્વક વિનતિ કરે છે કે દરેક પંદર વર્ષની ગુજરાતી સ્ત્રીએ તથા બાર વર્ષની કન્યાઓએ પોતાની ગુજરાતી કોમનું અભિમાન રાખીને ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળમાં સભાસદ થઈ જવું જોઇએ.

સને ૧૯૨૮ માં મંડળને પચીસ વર્ષ પુરા થયેલા હોવાથી સીલ્વર જ્યુબીલી ઉજવવામાં આવી હતી. આ મહોત્સવ પ્રસંગે સમગ્ર ગુજરાતી પ્રજાએ ઉત્સાહથી ભાગ લીધો હતો. ગુજરાતી સજ્જન સ્ત્રી પુરૂષોએ મંડળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી લગભગ બાણું હજાર રૂપીઆની સીલ્વર જ્યુબીલી ફંડમાં મદદ કરી હતી. મંડળના કાર્યક્રમનો વિસ્તાર વધારવાને હાલ તુરત આટલી મદદ અમો ઘણી કીમતી લેખીએ છઇએ; પણ સાથે એટલું જણાવવાની અમો જરૂર ધારીએ છઇએ કે ગુજરાતી સ્ત્રીઓ અને મોટી વયની કન્યાઓ કે જેઓ થોડુંક શીખી શાળાઓ છોડી દે છે તેઓને અનુકૂળ વખતે ઉપયોગી

કેળવણી મળે, તેઓની માનસિક સ્થિતિમાં વિકાસ થાય તેવા સાધનોની યોગ્ય ગોઠવાઇ કરવા માટે પ્રયત્ન અને ભારે ખર્ચ નીભાવવાની જરૂર પડે છે. જ્યુબીલી ફંડમાં ઉપસી જે રકમની મદદ મળી છે તેમાંથી લગભગ ૪૫ હજારની રકમ તો અમુક અમુક કાર્યોમાં તેની વાર્ષિક વ્યાજની રકમ વાપરવાની શરત સાથની છે બાકી ૪૭ હજારની રકમનું વાર્ષિક વ્યાજ મંડળના ચાલુ ખર્ચોમાં વાપરી શકાય તેમ છે. જ્યુબીલી ફંડની રકમ મંડળના ખર્ચોમાં વાપરી નાંખવા માટેની નથી પણ તે રકમનું ઉપજતું વાર્ષિક વ્યાજ વાપરવાનું મેનેજીંગ કમિટીએ યોગ્ય ધાર્યું છે, આટલું છતાં ભવિષ્યમાં મોટી મદદની આશાએ મુંબાઈમાં **ગુજરાતી સ્ત્રી-વિદ્યાલયની** સ્થાપના કરવાનું એક મહાન પગલું ભર્યું છે. અમોને સંપૂર્ણ આશા છે કે અમારા સુજ્ઞ, દાનવીર ગુજરાતી બંધુઓ અને સન્નારીઓ પ્રસંગોપાત આ સંસ્થાના કાર્યોને પુરતી સહાયતાથી નીભાવી રાખવા માટે ઉદાર દિલે ઉત્સાહથી મદદ કરવા કદિ પણ પાછળ હઠશે નહીં. હજી પોતાનું સ્વતંત્ર મકાન પણ કરવાને મંડળ શકિત ધરાવતું નથી. વાર્ષિક વ્યાજની રકમ, સભાસદોનું વાર્ષિક લવાજમ તથા પરચુરણ નાની નાની રકમની-ભેટોથી શિક્ષણવર્ગો તથા જુદાં જુદાં કાર્યક્રમો કરકસર કરીને નીભાવવામાં આવે છે. આટલું સ્પષ્ટિકરણ કરવાની એટલા માટે જરૂર ધારીએ છીએ કે કેટલાક એવું માની બેઠાં છે કે મંડળને બહુ પૈસા મળ્યા છે પણ વસ્તુસ્થિતિનો તોલ કરતા કોઇપણ પ્રૌઢ વિચારવંત સુજ્ઞ બહેનો અને બંધુઓ કબુલ કરશે કે આપણી ગુજરાતી કોમને યોગ્ય જે જે કાર્યો મંડળ હાથ ધરશે તેને મોટી મદદ કરવાની જરૂર છે

સદ્દગત જમના બ્હેન સક્કાઇએ મંડળની સ્થાપના કીધી ત્યારબાદ અત્યાર સુધી સર્વના સહકાર વડે મંડળને પાળીપોષી તેના તત્વોને ખીલવનાર અને ઉદાર ભાવનાથી મંડળની કીર્તિ જ્વલંત કરનાર મંડળના પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસે મંડળનું માતૃપદ દીપાવી મંડળની જે જે સેવાઓ બનવી છે અને 'બનવે જાય છે તે માટે મંડળ તેમનું સદાનું આભારી છે અને રહેશે.

ગયા બે વર્ષનો જાણવા લાયક આ ટુંક અહેવાલ વાંચવાથી ખાત્રી થશે કે મંડળે ખંત અને ધીરજથી સ્ત્રીસુધારણાની જુદી જુદી પ્રવૃત્તિઓ ઉપાડી લીધી છે. મંડળના કાર્યોની પ્રશંસા કરવાનું અમોને પસંદ નથી પણ જાહેર પ્રજાને મંડળના કાર્યક્રમનો પ્રદેશ જણાવવાની આવશ્યકતા છે એમ માનીને આટલું જણાવીએ છીએ.

અમોને જણાવતાં ભારે ખુશાલી થાય છે કે મંડળની સીલ્વર જ્યુબીલી પ્રસંગે સુપ્રસિદ્ધ શેઠ સર જગમોહનદાસ વરજીવનદાસ નાઇટ અને મંડળના ઉત્સાહી પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસે પોતાની તરફથી વાર્ષિક મદદ મળતી રહે તે જોવાની ઇચ્છાથી જ્યુબીલી ફંડમાં મંડળની જ્યુબીલી કમિટી રૂપીઆ પચાસ હજાર સુધીની અથવા તેની અંદરની જેટલી રકમ ભેગી કરે તેટલીજ રકમના ચાર ટકાની વ્યાજ લેખેની રકમ મંડળને દર વર્ષે આપવાની ખુશી જણાવી છે.

મંડળને આવી ઉદાર દિલસોજ બાદશાહી રકમની ભેટ માનવંત સર જગમોહનદાસ વરજીવનદાસ અને મંડળના પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇએ ગુજરાતી સ્ત્રી વર્ગની ઉન્નતિ અને કલ્યાણ માટે કરી તે માટે મંડળની મેનેજીંગ કમિટી અંતઃકરણથી તેમનો ઘણોજ આભાર માને છે. આવી ઉપયોગી સંગીન મદદ કરવા માટે ગુજરાતી હિંદુ સ્ત્રીવર્ગ અહર્નિશ તેમનો આભાર માન્યા કરશે.

સીલ્વર જ્યુબીલી પ્રસંગે બીજી એક બાદશાહી રકમની ભેટ સ્વ. શેઠ દેવીદાસ પ્રભુદાસ કોઠારીના ટ્રસ્ટી શેઠ શામળદાસ પભુદાસ કોઠારી જે. પી. એ સ્વ. શેઠ દેવીદાસ પ્રભુદાસ કોઠારી અને સદ્દગતના સ્વ. પત્ની બાઇ હેમકોર બાઇના સ્મરણાર્થે રૂ. ૨૦,૦૦૦) (વીસ હજાર) અને દેવીદાસના પુત્ર સ્વ. નવીનચંદ્ર તથા સ્વ. પુત્રી બ્હેન લીલાવંતીના સ્મરણાર્થ રૂ. ૫૦૦૦) (પાંચ હજાર) મળી કુલે રૂપીઆ પચીસ હજારની કોઇ પણ જાતની શરત વગર કરી છે. મંડળ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી સ્ત્રીવર્ગના અભ્યુદય માટે શેઠ શામળદાસ પ્રભુદાસ કોઠારીએ આપેલી ઉદાર રકમની ભેટ મંડળને ઉપયોગી થઇ પડશે. આવ

સંગીન મદદ માટે મેનેજીંગ કમિટી શેઠ શામળદાસનો અંતઃકરણપૂર્વક ઘણો આભાર માને છે.

શેઠ રતીલાલ ત્રિભોવનદાસ ઠક્કરે પોતાની સ્વ. પત્ની બાઇ રૂમિયાગૌરીના સ્મરણાર્થે રૂ. ૬૧૦૦ ની કિમ્મતના ટેલીફોન ડીબેન્ચર્સ મંડળને સ્વાધીન કીધાં છે તે માટે કમિટી તેમનો ઘણો આભાર માને છે.

મંડળના પ્રવર્ત્તક અને મુળ સ્થાપક શ્રીયુત ભાઇ ભવાનીદાસ નારણદાસ મોતીવાળાની મંડળ પ્રત્યેની અપૂર્વ સેવા માટે મંડળની મેનેજીંગ કમિટી અંતઃકરણપૂર્વક ઘણોજ આભાર માને છે. મંડળના સીલ્વર જ્યુબીલી ફંડમાં આટલી સારી રકમ પ્રાપ્ત કરવામાં મંડળ જે ભાગ્યવંત થયું છે તે અમારે કહેવું જોઈએ કે તે ભાઈ મોતીવાળાના અથાગ પ્રેમ અને ઉત્સાહના સતત પ્રયત્નથી જ સીલ્વર જ્યુબીલીના સઘળા કાર્યક્રમો, અને ફંડ ઉઘરાવવામાં ફળદાયક અને ફતેહમંદ પરિણામ આવ્યું છે.

સીલ્વર જ્યુબીલી પ્રસંગે સઘળા સમારંભો વગેરેનો કાર્યક્રમો ફળીભૂત કરવાને સર જગમોહનદાસ વરજીવનદાસ નાઇટ, દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, શ્રીયુત કાંતિલાલ છગનલાલ ઠાકોર, શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા, શ્રીયુત કેશવલાલ ભીખાભાઇ મણીઆર વગેરે બંધુઓ એ ખંત ઉત્સાહ અને આનંદથી મંડળને ઘણી ઉપયોગી સહાયતા આપી હતી. મેનેજીંગ કમિટી અંતઃકરણપૂર્વક તેમનો આવી સેવાપરાયણવૃત્તિ માટે ઘણોજ આભાર માને છે.

આ મંડળ તરફથી લગભગ ૧૯ વર્ષ થયા કન્યાઓ અને મોટી વયની સ્ત્રીઓ માટે જુદાં જુદાં વર્ગો જેવાં કે ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત સંગીત, કસરત વગેરેનાં શિક્ષણવર્ગો બપોરના ૨ થી ૫ (સ્ટૅ. ટા.) સુધી પગારદાર શિક્ષકો રાખી ચલાવવામાં આવે છે.

કપડાં વેતરવા તથા શીવવા વગેરે ફેન્સી કામકાજ શીખવાનો ગૃહહુન્નરઉદ્યોગનો વર્ગ ચલાવવામાં આવે છે. આ વર્ગમાં કપડા વેતરતાં શીખવાનું, તકીઆ સાડીઓ પેન્ટ કરવાનું; સાડીઓમાં બાદલા ભરવાનું, ફ્રોક, ઝભલાં, ટોપીઓ વગેરે બાળકોના કપડાં પોતાના હાથે સારી રીતે બનાવવાનું, મોતીના તોરણો, પડદાઓ, રંગબેરંગી ફુલો વગેરે ગૃહશણગારને લાયક વસ્તુઓ કે જે બજારમાંથી ખરીદ કરતાં રકમબંધ પૈસા આપવા પડે છે તેવી ચીજો બનાવતાં શીખવાય છે. આ વર્ગમાં પોતાના હાથે કારીગરીની ચીજ બનાવી હોય અને તે બનાવવાની મહેનતનો બદલો તેને લેઇતો હોય તો તેને પૈસા પણ મળે છે આ વર્ગમાં પોતાને ઇચ્છિત વસ્તુઓ અથવા હરકોઇ નમુનો બતાવવાથી તે પ્રમાણે બનાવી આપવાના ઓર્ડરો લેવામાં આવે છે. આ વર્ગમાં તૈયાર થયલી ચીજો એટલી બધી આકર્ષક, અને સસ્તી છે કે કેટલીક યુરોપીયન સ્ત્રીઓ આ વર્ગમાં બનેલી ચીજો જોવાને આવે છે અને તેઓ ઘણી ખુશીથી તેવી ચીજો ખરીદ કરી જાય છે. આ હુન્નર ઉદ્યોગની ચીજોનો સંગ્રહ રવિવાર સિવાય બપોરના ત્રણથી પાંચ વાગ્યા સુધીમાં મંડળની ઓફીસમાં આવવાથી જોઇ શકાય છે.

મંડળના કાર્યક્રમો ભારે ખંત, ઉત્સાહ તથા સલાહ સંપથી બજાવનાર જો. ઓ. સેક્રેટરીઓ શ્રીમતી રસીકમણી બી. દેસાઇ, શ્રીમતી મંગળા બ્હેન મોતીલાલ ફકીરચંદ તથા સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળાનો મેનેજીંગ કમિટી ઘણો આભાર માને છે.

આજે ૨૮ વર્ષ થયાં પોતાનું સમસ્ત જીવન મંડળને અર્પણ કરી મુંગે મોઢે ખંત, કાળજી અને ઉત્સાહ પૂર્વક નિઃસ્વાર્થીપણે મંડળની અપૂર્વ સેવા કરનાર ભાઇ કેશવલાલ ભીખાભાઇ મણીયારને મંડળની મેનેજીંગ કમિટિ ધન્યવાદ આપી અંતઃકરણ પૂર્વક આભાર માને છે. આવા શુદ્ધભાવથી સેવા કરનાર ઉત્સાહી બંધુ પ્રાપ્ત થવા માટે મંડળ પોતાને ભાગ્યશાળી માની, તે બંધુએ મંડળની અને તે દ્વારા બ્હેનોની જે કીમત સેવા બજાવી છે તેની કમિટિ અત્રે ખાસ નોંધ લે છે.

જો. ઓ. આસીસ્ટંટ સેક્રેટરીઓ તરીકે ગયા બે વર્ષમાં શ્રીમતી વીમળાગૌરી સેતલવડ અને સૌ. કુસુમગૌરી મુન્શીએ કીમતી સહાયતા આપી હતી તે માટે કમિટી તેમનો ઘણો આભાર માને છે.

સીલ્વર જ્યુબિલી પ્રસંગના મેળાવડાઓ વગેરેની વ્યવસ્થા સાચવવામા અને પ્રદર્શન વગેરેમાં ઉત્સાહ પૂર્વક પોતાના કિમતી વખતનો ભોગ આપી મંડળનાં વોલંટીઅરોએ જે મદદ આપી હતી તે માટે મેનેજીંગ કમિટિ તેમનો ઘણો આભાર માને છે

મંડળની લાયબ્રેરીમાં લાયબ્રેરીયન તરીકે કામકાજ કરવા માટે શ્રીમતી સરસ્વતી પ્રતાપરાય જગડ અને સૌ. નયનસુખગવરી મનહરલાલ મરચંટનો ઘણો આભાર માનીએ છીએ.

કોઈ પણ કાર્યનો આરંભ કરવામાં અને આરંભ કર્યા પછી તેને પ્રગતિમય કરવાને આર્થિક સહાયતાની જરૂર પડે છે. ગુજરાતી સ્ત્રીઓના ઉદ્ધારની આ આદર્શ સંસ્થાને ગુજરાતી સ્ત્રીઓ ગુજરાતના દાનવીર લક્ષ્મીવાનોને નમ્રતાપૂર્વક મદદ કરવાને અરજ ગુજારે છે. ગુજરાતી સ્ત્રી પુરૂષો પોતાના વીલમાં લાખોની સખાવતો કરી જાય છે. આવા સુજ્ઞ સ્ત્રી પુરૂષોએ મંડળને પોતાના વીલમાં થોડી ઘણી પણ આર્થિક સહાયતા આપવાનું લખવું એ પોતાની કોમનું, સ્ત્રી જાતિનું અને પોતાના દેશનું સ્વમાન અને ગૌરવનું રક્ષણ કર્યા બરાબર લેખાશે. આ પ્રસંગે અમો અમારા વિદ્વાન ગુજરાતી સોલીસીટરોને તથા વકીલોને વિનતિ કરીએ છીએ કે પોતાના અસીલોને વીલ કરવાના પ્રસંગોએ મંડળને મદદ કરવાને સલાહ અને સંમતિ આપવી. બુદ્ધિશાળી, વિચારવંત બંધુઓ અમારી ઉપલી વિનતિ સ્વીકારી મંડળને આભારી કરશેજ એવી અમો આશા રાખીએ છીએ.

તે બાદ ઓડીટર મી. પી એમ. શાહજી એ ઓડીટ કરેલો હિસાબ રજુ કીધો હતો. રેવાલ અને હિસાબ સૌ તારાબ્હેન કાપડીયાની દરખાસ્ત અને સૌ. લક્ષ્મીબ્હેનનાં અનુમોદનથી સર્વાનુમતે પસાર થયાં હતાં.

શ્રી ડાહીબ્હેન દેસાઇની દરખાસ્ત અને સૌ. કુંજલીલા વર્માનાં અનુમોદનથી ફારેગ થતી સમિતિનો આભાર માનવામાં આવ્યો હતો.

લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ જે. પી. ની પ્રમુખ તરીકે સર્વાનુમતે ચુંટણી થઇ હતી. તે બાદ પેટ્રન સિવાયના ૨૩ સભાસદોની વ્યવસ્થાપક સમિતિ ચુંટાઇ હતી. એ ૨૩ સભાસદોનાં નામ નીચે પ્રમાણે છેઃ (૧) લેડી સૌ તારાબાઇ મ્હેતા; (૨) સૌ. જયશ્રી રાયજી; (૩) શ્રી. રસિકમણિ દેસાઇ, (૫) સૌ. વિદ્યાગૌરી મુનશી; (૬) સૌ. કમળાવતી ખંભાતી; (૭) સૌ. જમનાગૌરી મુનશી, (૮) સૌ વીરમતી મણિયાર, (૯) સૌ. લલિતાબ્હેન દમણિયા; (૧૦) સૌ. ગંગાબ્હેન પટેલ; (૧૧) ગં. સરસ્વતી જગડ. (૧૨) સૌ. મહીમનગૌરી પંડ્યા; (૧૩) કુ. વિજ્યાકુમારી વોરા, (૧૪) સૌ. કાંતાબ્હેન સરૈયા; (૧૫) સૌ. નંદગૌરી છત્રપતિ; (૧૬) સૌ. છતેન્દ્રમણિ ઠાકોર; (૧૭) સૌ. મણિબાઇ રતનસી ધરમસી; (૧૮) સૌ. સુમનગૌરી નાણાવટી; (૧૯) સૌ. ઉર્મિલા પારેખ; (૨૦) સૌ. કુસુમગૌરી મુનશી; (૨૧) સૌ. રૂક્મિણિ માળવી; (૨૨) સૌ. કાંનાબાઇ પરશોત્તમદાસ અને (૨૩) સૌ તારાબ્હેન શ્રોફ.

## અન્યાયનું ભાન થવાની જરૂર

સામાજીક સુધારા વિના સઘળું વ્યર્થ છે. ભારત માતાના રૂદન માટે દેહાર્પણ કરવા ઇચ્છતા દેશાભિમાની જો સમાજમાં સડતી અને અન્યાય પામતી પોતાનીજ માતા તરફ દ્દષ્ટી કરશે તો તેના પર થતા અન્યાર દૂર કરવા એ કોઇપણ ભોગે તૈયાર થશે. અને બીજાનામાં એ અન્યાયની ઝાંખી કરાવીએ તે પહેલાંજ આપણને થતા અન્યાયનું આપણને પોતાને ભાન થવું જોઇએ. અને બીજાને તે સમજાવી શકવું જોઇએ. ખાસ કરીને માગ મન પ્રમાણે કેટલીક બાબતોમાં કાયદામાં ફેરફાર થવો જોઇએ અને કાનુનો એ મુજબ અમલમાં મુકાવા જોઇએ.

[ જૈન મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી શ્રી ગુલાબબ્હેન મકનજી મ્હેતા.



# રાખોડી

રા. રા. તંત્રીઃ ગુણસુંદરી.

આપનો તાજો ફેબ્રુઆરીનો અંક ઉથલાવતાં ૪૭૮ મે પાને નજર પડી. ત્યાં જે વાંચવામાં આવ્યું તેનાથી ખેદ પણ થયો અને કુતુહલ પણ થયું. એ પાના પર હરિલાલ કે હીરાલાલ પારેખ કરીને કોઇક આપના લેખક બ્હેનોને એવી સલાહ આપે છે કે મગ, વાલ, વટાણા વગેરે કઠોળની સાથે બોરીક એસીડની ભુકી બહુ થોડી મેળવીને સંગ્રહ કરી રાખવામાં આવે તો તે લાંબો વખત સુધી સડતા નથી.

હિન્દુ રમણીઓને જ્યારે આ જાતની સલાહ છાપાંઓ દ્વારા અપાય ત્યારે એમ સમજવું પડે કે સલાહ આપનાર કંઇ જાણતા કે સમજતા નથી. આપણે ત્યાં મગ, વાલ, વટાણા વગેરે કઠોળને રાખમાં નાંખવાનો રિવાજ છે અને સેંકડો વરસથી એ રિવાજ મુજબ કઠોળનું રક્ષણ થતું આવ્યું છે. એ રાખને માટે કશા પૈસા બેસતા નથી, અને વગર પૈસે કઠોળનું રક્ષણ થાય છે ને તે કરવાનો રિવાજ આપણા બાપદાદાઓ આપણે માટે પાડી ગયેલા છે. હવે બોરીક એસીડ જેવી પરદેશી વસ્તુ કઠોળનું રક્ષણ કરવા માટે વાપરવાની સલાહ અપાય એ આ પરથી કેટલું હસામણું ( Ridiculous ) લાગે છે ! બોરીક એસીડના પૈસા બેસે ને તે પૈસા સીધા પરદેશ જાય. જ્યારે આપણી પરાપૂર્વથી વપરાતી રાખોડી પૂર્ણ સ્વદેશી હોઇ તે દ્વારા પાઇ પણ આપણા દેશમાંથી ઘસડાઇ જતી નથી.

આપણી આ રાખમાં તો ઘણાયે ગુણ છે. જ્યારે કોઇને ઉલટી થાય ત્યારે પણ તે ઉલટીની ઉપર રાખ ભભરાવી દેવામાં આવે છે. આજે કોઇને કદાચ ફીનાઇલ નાંખવાનું મન થાય પણ તેણે સમજવું ઘટે કે જે ગુણ પરદેશી ( કે દેશી ) ફીનાઇલમાં છે એજ ગુણ–દુર્ગંધ ફેલાતી અટકાવવાનો રાખોડીમાં પણ છે. અને તેથીજ રાખોડી અત્યાર સુધી વપરાઇ છે. એમાં અજ્ઞાન કે અનાડીપણું નથી.

ત્રીજું હમણાં બાળકોને શીતળા ટંકાય છે. આ શીતળા ટંકાયા કેડે જ્યારે તે દાણા મોટા થઇ રૂઝાવા માંડે ત્યારે તે ઉપર લગાડવાને બોરીક એસીડની ભલામણ થાય છે. આ બોરીક એસીડ અલબત્ત, બજારમાંથી વેચાતો લાવવો પડે. પણ દાક્તરો કે ટાંકનારા કોઇ એમ કહેતા નથી કે તમારે અડાયાની રાખ ભરી દેવી. અડાયાની રાખ અસલથી સંપડ માટે આપણે ત્યાં વપરાતી આવી છે અને તેમાં બોરીક એસીડના બધા ગુણ છે ને વધારાનો મહત્વનો ગુણ તે એનું સ્વદેશી દર અને મફતપણું છે. આવો લાભ છતાં અડાયાની રાખને બદલે બોરીક એસીડ પાવડર વાપરવો એના જેવી ભૂલ બીજી કઇ હોય શકે

ઘણી રમુજી લાગે એવી એક સૂચના આ સાથે કરૂં. મને એ વિચાર ઘણા વખતથી સૂઝેલો છે. પણ હજુ સુધી તે પ્રગટ કર્યો નથી. અત્યારે મુંબાઇ જેવા શહેરમાં તો

# રાખોડી

રા. રા. તંત્રીઃ ગુણસુંદરી.

આપનો તાજો ફેબ્રુઆરીનો અંક ઉથલાવતાં ૪૭૮ મે પાને નજર પડી. ત્યાં જે વાંચવામાં આવ્યું તેનાથી ખેદ પણ થયો અને કુતુહલ પણ થયું. એ પાના પર હરિલાલ કે હીરાલાલ પારેખ કરીને કોઇક આપના લેખક બ્હેનોને એવી સલાહ આપે છે કે મગ, વાલ, વટાણા વગેરે કઠોળની સાથે બોરીક એસીડની ભુકી બહુ થોડી મેળવીને સંગ્રહ કરી રાખવામાં આવે તો તે લાંબો વખત સુધી સડતા નથી.

હિન્દુ રમણીઓને જ્યારે આ જાતની સલાહ છાપાંઓ દ્વારા અપાય ત્યારે એમ સમજવું પડે કે સલાહ આપનાર કંઇ જાણતા કે સમજતા નથી. આપણે ત્યાં મગ, વાલ, વટાણા વગેરે કઠોળને રાખમાં નાંખવાનો રિવાજ છે અને સેંકડો વરસથી એ રિવાજ મુજબ કઠોળનું રક્ષણ થતું આવ્યું છે. એ **રાખને માટે કશા પૈસા બેસતા નથી,** અને વગર પૈસે કઠોળનું રક્ષણ થાય છે ને તે કરવાનો રિવાજ આપણા બાપદાદાઓ આપણે માટે પાડી ગયેલા છે. હવે બોરીક એસીડ જેવી પરદેશી વસ્તુ કઠોળનું રક્ષણ કરવા માટે વાપરવાની સલાહ અપાય એ આ પરથી કેટલું હસામણું ( Ridiculous ) લાગે છે ? બોરીક એસીડના પૈસા બેસે ને તે પૈસા સીધા પરદેશ જાય. જ્યારે આપણી પરાપૂર્વથી વપરાતી રાખોડી પૂર્ણ સ્વદેશી હોય તે દ્વારા પાઇ પણ આપણા દેશમાંથી ધમડાઈ જતી નથી.

આપણી આ રાખમાં તો ઘણાયે ગુણ છે. જ્યારે કોઇને ઉલટી થાય ત્યારે પણ તે ઉલટીની ઉપર રાખ ભભરાવી દેવામાં આવે છે. આજે કોઇને કદાચ ફીનાઇલ નાંખવાનું મન થાય પણ તેણે સમજવું ઘટે કે જે ગુણ પરદેશી ( કે દેશી ) ફીનાઇલમાં છે એજ ગુણ–દુર્ગંધ ફેલાતી અટકાવવાનો રાખોડીમાં પણ છે. અને તેથીજ રાખોડી અત્યાર સુધી વપરાઇ છે. એમાં અજ્ઞાન કે અનાડીપણું નથી.

ત્રીજું હમણાં બાળકોને શીતળા ટંકાય છે. આ શીતળા ટંકાયા કેડે જ્યારે તે દાણા મોટા થઈ રૂઝાવા માંડે ત્યારે તે ઉપર લગાડવાને બોરીક એસીડની ભલામણ થાય છે. આ બોરીક એસીડ અલબત્ત, બજારમાંથી વેચાતો લાવવો પડે. પણ દાક્તરો કે ટાંકનારા કોઇ એમ કહેતા નથી કે તમારે અડાયાની રાખ ભરી દેવી. અડાયાની રાખ અસલથી ફ્રોયડ માટે આપણે ત્યાં વપરાતી આવી છે અને તેમાં બોરીક એસીડના બધા ગુણ છે ને વધારાનો મહત્વનો ગુણ તે એનું સ્વદેશીપણું અને મફતપણું છે. આવો લાભ છતાં અડાયાની રાખને બદલે બોરીક એસીડ પાવડર વાપરવો એના જેવી ભૂલ બીજી કઇ હોઇ શકે

ઘણી રમુજી લાગે એવી એક સૂચના આ સાથે કરૂં. મને એ વિચાર ઘણા વખતથી સૂઝેલો છે. પણ હજુ સુધી તે પ્રગટ કર્યો નથી. અત્યારે મુંબાઇ જેવા શહેરમાં તો

અડાયાની રાખ મળવી પણ મુશ્કેલ થઈ પડે. જેને જોઇતી હોય તેને પણ ન મળે. આ સંજોગોમાં અડાયાની રાખનો ધંધો કોઇ ઉપાડે તો હું ધારૂં છું કે તેમાં નુકસાન નહિ જાય. રીતસર ચોકખી અડાયાની રાખના ડબ્બાઓ પેક કરીં ટાપટીપથી બજારમાં મૂકવા જોઇએ, અને લોકોને તે સસ્તે—નામની કિંમતે-પણ ઠેર ઠેર મળી શકે એવો બન્દોબસ્ત કરી તે વિષે જાહેરાત દ્વારા કે બીજી રીતે લોકોને ખબર આપવી જોઇએ. આ વાત ઘણી હસામણી લાગશે પણ પરદેશીઓ એજ રીતે આપણે ત્યાંનો પૈસો હરી જાય છે અને મલકાતે વદને આપણે તે આપીએ છીએ. ઘણીયે કેવળ નકામી કે વગર કિમતની વસ્તુઓ તેઓ આપણે ત્યાં ટાપટીપ ભેર મોકલી સારી પેઠે પૈસા ધાબડે છે. ચાકનો ભૂકો મંજન તરીકે હિંદુસ્તાનમા કેટલોયે ખપ્યો ને ખપે છે, એ વાત નવેસરથી જણાવવી પડે તેમ છે?

વારૂ પણ અડાયાની રાખનો ધંધો તો બીજી દષ્ટિએ પણ ચાલે તેમ છે, તે હું બતાવવા ઇચ્છું છું. આપણે ત્યાં સારા. કુટુંબોમાં એટલે કે જ્યાં પૈસા કુદતા હોય ત્યાં છેક નાના બચ્ચાંઓ પર પાવડર લગાડવાનો શોખ ગયા પચ્ચીસ વરસથી દાખલ થયો છે અને જાતજાતના ફ્રેંચ અને ઇંગ્લીશ પાવડર ધુમ ખપે છે. આજથી ૩૦-૪૦ કે બહુ તો ૫૦ વરસ પર એ પાવડરનું નામ પણ નહોતું અને અડાયાની રાખજ બચ્ચાં ને ડીલે લગાડાતી. અત્યારે વપરાતા પાવડર કરતાં એ રાખમાં વધારેજ ગુણ છે એની જેમને શંકા પડતી હોય તેમણે ખાતરી કરી લેવી. આ પાવડર બચ્ચાંને ' ગરમી રહે થાય ' એટલા અથવા એવા બ્હાના હેઠળ વપરાય છે. આ પાવડરથી તેવી અસર કેટલે અંશે થાય છે એ કોણ જાણે પણ અડાયાની રાખથી તો એ અસર જરૂર દેખાશે અને ગુલાબ જળમાં તેને કાલવીને લગાડયાથી તો કશી મણાય રહેશે નહિ.

એટલે હું જે કહેવા ઇચ્છું છું તે એજ, કે અડાયાની રાખને પાવડર રૂપે વેચવાનો ધંધો કરનાર કોઇ નીકળે તો વેચાણનું બહોળું ક્ષેત્ર મળ્યા વિના નહિ રહે. માત્ર તેને સ્હેજ સુવાસિત બનાવી ટાપટીપથી પેક કરી બજારમાં મૂકવાની આવડત જોઇએ. આ રીતે પણ અડાયાની રાખનો ધંધો થવો જોઇએ અને એવી ટાપટીપ ભરેલી રીતે આપણા લોકો જરૂર એને સ્વીકારશે.

આ ચર્ચામાં ધંધાવાળી ચર્ચા કદાચ પુરૂષોને ઉપયોગી હશે પણ બાકીની બધી વાત બ્હેનોને ઘણીજ કામની છે એટલે આ ચર્ચા "ગુણસુંદરી"માં અસ્થાને નહિ ગણાય. હું પોતે જણાવીશ કે મારા બાળક માટે હું પાવડર નથી વાપરતો પણ અડાયાની રાખજ વાપરૂં છું ને તેથી સ્વાનુભવની ખાતરી આપું છું. આશા છે કે આ લેખ વાંચી બ્હેનોને પાવડર-શોખ કંઇક ઓસરશે.

નટવર વીમાવાળા

---

સાહિત્ય એટલે ?

ભાષા, વસ્તુ અને શૈલી આ ત્રણે મળીને સાહિત્ય ઉપજવું જોઇશે. અને સાહિત્ય એટલે હૃદયો ડોલાવે તેવું, બુદ્ધિને ઓપ આવે તેવું, જીજ્ઞાસાને પોષે તેવું, આત્માને ઉન્નત ભાવના અને આદર્શની ઝાંખી કરાવે તેવું ને છતાં સરલ, પ્રવાહી, મીઠું ધીર અને ગંભીર છતાં હસતું રમતું એવું હૃદયના ઉંડાણમાંથી ઝણઝણીને જીવનતૃપ્તિ શોધવા માટે બહાર આવી ગએલું સર્જન.

ગિજુભાઇ



# કસબણની કન્યા ?

લેખકઃ શ્રી. કેશવલાલ હ. શેઠ

દરબારી ડાયરો જામ્યો હતો, અને જામેલી મહેફિલની મધ્યે રૂપાનો નકશીદાર હુક્કો, વારાફરતી ફડક ગડાકુની લિજ્જત ચખાડી રહ્યો હતો. કસુમ્બાપાણી ઘોળાઇ રહ્યાં હતાં અને રહેતે રહેતે, ઝડઝમક તથા શબ્દચમત્કૃતિ-વાળાં ચારણી જોડકણાંનો લલકાર ડોલન ઉત્પન્ન કરાવતો હતો.

અતલસની ગાદી અને મશરૂના લંબગોળ તકીએ ઠાકોર બેઠા હતા. ઠાકોરની ઠકરાત વિષે-ખાસ કરીને આત્મપ્રશંસાના શબ્દો ચારણીગીતમાં ગુંથાય ત્યારે એમના શિરપર શોભતા કસબી કિનારના રેશમી સાફા ઉપર ફરફરતી ફાંકડી કલગી-મોરકલગી પેઠ-હળવી જરાક ડોલતી હતી અને ઠાકોરની સુરમે અંજાયલી આંખો ખીલી ઉઠતી-એવી ખીલી ઉઠતી બસ પૂછો જ મા !

થોડીક રાહ જોવરાવ્યા પછી પગનાં ઝાંઝરનો છનનન છુમછુમ અવાજ સંભળાયો ! સૌ ટટ્ટાર થયા, અને એક કસબણ-કન્યાએ દરબારખંડને સૌન્દર્યથી ભરી દીધો. ઉગ્ર તપશ્ચર્યા સેવતા ધ્રુવબાલકને ચલિત કરવા અમરાપુરીથી સરરર કરતી સરકેલી અપ્સરા જેવી કે શુકદેવજીને મોહિત કરવા ઇન્દ્રે મોકલેલી રમ્ભા જેવી કે શિવજીને પરચો બતાવવા આવેલી પેલી "મોહિની" જેવી એ નર્તકીને જોઈ, અંગે ક્ષુબ્ધતા અનુભવતો આખોય ડાયરો હળવે હાથે પંખાનો વાયરો ખાતો સ્થિર નજરે મંત્રમુગ્ધ બની ગયો.

તબલચીનો તબલાં પર હાથ પડયો. સિતારના તાર ઝણઝણ્યા અને નર્તકીએ સંગીત સાથે નૃત્ય આરંભ્યું:

"રાજા ! તારા ડુંગરિયાપર બોલે ઝીણા મોર !
"મોર જો બોલે બપૈયા બો...લે,
"કોયલ કરે રે કલશોર રે કલશોર રે કલશોર-બોલે૦"

અને ડાયરામાંથી 'વાહવાજી વાહ, ચલને દો, કયા લિજ્જત'નો શબ્દારવ ગાજી રહ્યો. સ્વલ્પ કાળ તાલને ઠમકે મૂંગું નૃત્ય અને પછી પાછું ખુલ્લું સંગીત, એવો ક્રમ ચાલુ હતો:

"ઝાઝમ શરતે, વિજલડી ચમકે,
"છાઈ ઘટા શી ઘનઘોર રે ઘનઘોર રે ઘનઘોર-બોલે૦"

અને ખરેખર, 'ચાલતા નૃત્યસંગીતે જ ઘનઘોર જમાઇ રહી હોય તેમ કારભારીનો પ્રવેશ થયો. તેણે ઝૂકીને ઠાકોરને સલામ ભરી અને કાનમાં કંઇક કહ્યું. ઠાકોરનો વિલાસરસ ઢોળાઇ ગયો-અથવા અધુરો રહ્યો. ડાયરો વેરાયો. કારભારી વદાય થયો કે તરત મલકાતા મુખડે ઠાકોરે નર્તકીને પૂછ્યું:—

"કહે, શી ઇચ્છા છે ? ખુબ ખુશ થયો. આવું સંગીત અને અદાદા ! ખરું કહું તો

આ નૃત્ય ! બસ્સ, જન્મારામાં આજે જ થયું ! કહે તે આપું."

નર્તકીએ સવિનય અને પૂરા મલાજાથી શિર નમાવ્યું. તે બુલબુલ જેવો મિઠ્ઠો બોલ બોલી: "સંગીત અધુરૂં છે, પછી માગીશ; માગીશ તે દેશો ને ?"

"એ શું બોલી ?" ઠાકોરે પાણીપાણી થઈ જતાં ખાતરી દીધી: "ન દઉં તો આ ગાદીના સોગન્દ..."

—અને તે જ ક્ષણે, એક જણને લઈને કારભારી દાખલ થયો. નર્તકી બાજુપર ખસી ગઈ. તેણે જતાં જતાં કારભારી સાથેના સજ્જનને નખશિખ નિહાળી લીધો. તે વખતે નર્તકીના આંતરતાર, પેલા અધુરા સંગીતનો આલાપ ઘુંટી રહ્યા હતા:—

"બાઇ મીરાં કહે, પ્રભુ ગિરધર–નાગર:
"તું મ્હારા ચિત્તડાનો ચોર રે તું ચોર રે તું ચોર-આલેo"



ઠાકોરના અંતઃપુરમાં ત્રણ જણ ખાનગી મસલતમાં ગુંથાયા હતા, અને પડખેના ખંડમાં, પડદા આડે બેઠેલી નર્તકીના સરવા કાન, એ ખાનગી ગુફતગો સાંભળી રહ્યા'તા.

"ઠાકોરસાહેબે તમને મુલાકાતનું માન આપ્યું છે. તેઓશ્રીની તમારા પ્રત્યે કેવી ભલી લાગણી છે, તેનો વિચાર કરી, પોતે પૂછે એનો ઠીકઠીક જવાબ આપો અને જીંદગીને બરબાદ કરનારો ધન્ધો છોડી દ્યો તો સારૂં."

કારભારીએ, પોતાની સાથે આવેલા સજ્જન પ્રત્યે ચીપી ચીપીને મિઠી ગોળી ગબડાવી.

"ભલી લાગણી પ્રજાપર વર્ષે તો રાજ્ય આબાદ થાય અને 'જીન્દગીને બરબાદ કરનારો ધન્ધો' આપોઆપ બન્ધ પડે." સજ્જને કારભારીની ગોળીને વ્યંગના શબ્દ-તીરે વીંધી નાખી.

"અત્યારે પ્રજાની વાત નથી થતી: તમે તમારૂં જ હિત વિચારો તો ?" ઠાકોર સાહેબે કહ્યું.

"પ્રજાના જ હિતમાં હું સ્વહિત જોતો હોઉં, ત્યાં મારાથી એને નોખી કેમ પડાય ?" સજ્જને મર્યાદાપૂર્વક ઉત્તર આપ્યો.

"ફિતુરી ચળવળથી જ પ્રજાહિત જળવાય એમ માનો છો ?" કારભારીએ કારોબારની રીતે વાત છેડી: "તેથી તો રાજ્ય અને પ્રજા, બન્નેને વેઠવું પડે. તમે નથી સમજતા ? વધારે શું કામ કહેવરાવો છો ?"

"આપખુદીથી અથવા 'સત્તા એ જ કાયદો' એ રીતે વર્તવાથી બન્નેને ન વેઠવું પડે વારૂં!" સજ્જનની દૃઢતા ડગતી નહતી.

"હવે ભાંજગડ જવા દઈને કહો," ઠાકોરનો આવેશ ઉભરાઈ જવા લાગ્યો: "તમારે શું જોઈએ છીએ ? સત્તા, મતા કે સજા ? સત્તા જોઇએ તો સારો ચાન્સ મળી શકશે; મતા જોઇતી હોય તો માગી લઈને અહીંથી મૂગા મૂગા ભાગી જાઓ: સજા જ ભોગવવી હોય તો તમે જાણો." એમ કહીને ઠાકોર સાહેબે સજ્જનનો ભાવ જાણવા તીરછી નજરે તેના સામે જોયું.

"ત્રણમાંથી એકેય ચીજની અપેક્ષા નથી." સજ્જને મક્કમતા દર્શાવી.

"તમે હુકમનો અનાદર કરીને ગુન્હેગાર થયા છો–ખબર છે ?"

"અને એક સ્વતંત્રમતવાદીને માન હોદ્દાની કે લાંચરૂશ્વતની લાલચ દઈને ઇશ્વરી કાનુનનો ભંગ કોણ કરી રહ્યું છે એની પણ મને ખબર છે, હો !"

ઠાકોરે કારભારી સામે જોયું. કારભારી ચમક્યો. ઠાકોરની લ્હેરિયાં લેતી આંખો જોઈને તેણે મુત્સદ્દીપણે કહ્યું: "બીજા મહત્વના કામમાં વિક્ષેપ પડે છે ખાં ! મહારાજ, આપ પધારો. પછી હું મળું છું.

હતભાગ્ય છે દેશનું, કે ઉભરો પૂરો ઠલવાઇ ગયા વગર ધાંધળિયાઓના જીવને જંપ જ નહિ વળવાનો. ઠીક ભાઇ, બોલો, તમારે હજુય વિશેષ સંભળાવવાનું બાકી છે ? હોય તો કહી નાખો." કહીને કારભારી તોછડું હસ્યો. ઠાકોરસાહેબની ગાદી હવે ખાલી પડી હતી.

"માફ કરજો, મારે જ મ્હોંડેથી સાંભળવા સારૂ મને અહીં તેડી આણ્યો તો પરસત્તાની છાયાપર જીવતાં ઘણાંખરાં દેશી રાજ્યોમાં બને છે, તેમ તમારે ત્યાં એની એ આપખુદસત્તાનું સામ્રાજ્ય પ્રવર્તી રહેલું મેં જોયું. મુખબન્ધી, કલમબન્ધી અને પગબન્ધીના કાયદાઓથી તમે ન ધરાયા, ત્યારે ખાનગી મુલાકાતો ગોઠવવા લાગ્યા ! અમુકને પેટે જન્મ્યા માટે જ ઠાકોર થઇ બેઠેલા બાઘડ બોધારામો તો ફાવે તેમ નાચે, પણ કારભારી, તમેય નથી સમજતા ? ઠકરાતનો વારસો મળ્યો માટે પ્રજાને ચુસી લેવી ? વેરો જ નાખવો ? કેટકેટલા કરનો બોજો ! અને તે કોની તિજોરી તર કરવા ? એનો ઉપયોગ શો ? ભોગવિલાસ ને રંગરાગ પાછળ પ્રજાનો પૈસો ફના નથી થઈ જતો ? રાજાઓ પાસે વિપુલ ધનસંપત્તિ અને પ્રજા મુફલિસ ! બેકાર ! આ તે કારભાર ! ! અરેબિયન નાઇટસમાં વંચાતી વાતો જેવી મસમોટી મ્હોલાતોમાં પ્રજાજીવનનાં ચણતર નથી ચણાતાં ? ખરૂં કહો, તમે વિચાર્યું છે કદી ? ગરીબ રૈયતની 'હાય' સાંભળવાની ફૂરસદ મેળવી છે કોઇવાર ? યૂરપની સેલગાહો, શરતી જુગાર, શિકારપાર્ટિઓ, મહેફિલ-જલસા, એ બધા હાઠ માટે નાણાં વટાય; પણ પ્રજા..."

"તમારા આ લાંબા ભાષણનો મારે શો અર્થ સમજવો ?"

"હકીકત ખરી લાગતી હોય, તો તમે ય મ્હારી વ્હેલમાં બેસો-પ્રજાના આશીર્વાદ લ્યો, ઇશ્વરના કૃપાપાત્ર થાઓ: બીજો શો અર્થ હોય ?"

"હઠું નાહ માનો ? હઠ નહિ જ છોડો ?" કારભારીએ મૂળ મુદ્દો ચર્ચવા માંડ્યો.

"એટલે તમારી પેઠે ગુલામી અધિકારે ચડવું, એમ કહો છો ?"

"જેલ-મ્હેલ સેવો." કારભારીનો આ અંતિમ ઇન્સાફ હતો.

✠

અજવાળી રાત હતી: બીજનો ચંદ્ર ખીલ્યો હતો. કમરપૂર ઘાસને વટાવતું ગાડું, બે ડુંગરની વચ્ચેના રસ્તે થઇને સ્વાલમાં ચાલતું હતું. જોતરે જોડાયલા બળદના ગળાની ઘંટડીનાં રણકા સિવાય, માનવીનો અવાજ કર્ણગોચર થતો ન હતો. ગાડાવાળો કદિ કદિ ગામડી દોહા છોડતો, અને ડુંગરાળ દિગન્તમાં એના પડછન્દ પડતા. નિર્જન ગીમપ્રદેશમાંથી તમરાંનો તો કોઇ કોઇ દિશામાં શિયાળવાંનો કર્કશ અવાજ, એકાન્તની શાંતિમાં વિક્ષેપ પાડતો હતો.

ગાડામાં એક પુરુષ અને એક સ્ત્રી એમ બે જણ બેઠાં હતાં અને ત્રીજો ગાડાવાળો. ગાડાવાળાની આંખો ઝોલાં ખાવા લાગી, તેના દોહા ધીમા પડયા અને તે અર્ધનિદ્રાવસ્થામાં પડયો, ત્હોય ભોમિયા બળદ, ચીલે ચીલે અને ધીમા હલકારે વાંકડી શિંગડીઓ હલાવતા ગાડું ખેંચ્યા જતા હતા. ધવળ શીતળ ચન્દ્રિકા વિશેષ ને વિશેષ પ્રકાશતી હતી. તે વખતે ગાડામાં બેઠેલા પુરુષે સ્ત્રીની સામે નજર નાખી. હા, નજર: પણ નરદમ નિર્વિકારી. સ્ત્રીએ પુરુષની સામે જોયું. એનાં હૃદયના ભાવ, પુરુષબુદ્ધિને અગમ્ય હતા.

"તમે કાંઇ કહેવા જતા હતા, ખરૂં ?" સ્ત્રીએ વાતના ગણેશ માંડયા.

"હા; હું એમ પૂછતો હતો, કે...પણ તારૂં નામ ?"

" બાલા. "

" કે તું ઇચ્છતી હતી એવી આ એકાન્ત છે. દિશાઓ સિવાય, અન્ય સાંભળી જાય એવું અહીં કોઇ નથી... "

" તમે ? " બાલાના વદનપર સ્મિત ફરક્યું.

" જો મારી કને દાવથી રીતે વર્તજે; મને ટીખળ પસન્દ નથી, ખાસ કરીને સ્ત્રીઓનાં. "

બાલાના મુખપર સહજ ગ્લાનિ અને વિશેષ ગંભીરતા છવાઇ; તે બ્હીતાં બ્હીતાં બોલીઃ " એટલા બધા અરસિક છો ? "

" તું બીજી જ વાતપર ઉતરી જાય છે ! એવી રીસ ચડે છે ! પણ શું કરૂં ? તારો મારાપર ઉપકાર..."

" હવે જાલ મૂકો. ઉપકાર ! હા; ખરૂં !" બાલા વિચારમાં પડી, યુવાન સામે છૂપી નજરે જોતી હતી.

" હવે કહીશ કે આ બન્દિવાન બન્ધનમુક્ત કેમ થયો ? " યુવાને મૂળ વાત છેડી.

" કેમ વારૂં ? ગાડામાં બેસીને ઘરનો રસ્તો માપી રહ્યા છો. એમસ્તો–બન્ધનમુક્ત થયા તે એમ ! "

" પણ શી રીતે ?" યુવક ચીડાતો હતો.

" બે હાથ લાવો. " બાલાએ યુવાનના બન્ને હસ્ત પકડીને એકઠા કર્યાઃ " આનાપર બેડી જડાઇ હતી; તે છોડી નાખી એટલે છૂટા થયા ! " બાલા બડી મોજમાં આવેલી લાગતી.

" તું મને ઉડાવે છે, હો ! નથી સમજતો એમ નહિ. કહે, ખરેખરૂં કહેવું છે કે નહિ ? " યુવાને પોતાના હાથ, બાલાના કરકમલમાંથી પાછા ખેંચી લેતાં કહ્યું.

" જાણીને શું કરશો ? " બાલા હજુ ટકે કલેજે બોલતી હતી.

" લે ! ' શું કરશો ?' યુવાને ચાળા પાડતાં કહ્યું: "ઉપકારીનું ઋણ વાળવું એ મનુષ્યમાત્રનો ધર્મ છે. "

" જાણે અમૃતનો ઘુંટડો પાયો ! યુવાન. " બાલા હવે સ્વસ્થ મને કહેવા લાગીઃ " ધર્મની ધગશ તારામાં કેવી છે, તે પડદાઆડે રહીને હું સાંભળતી હતી... "

" ઓહ ! " યુવાન અચંબો પામ્યોઃ " ઠાકોરના અંતઃપુરમાં હતી તું ? " ઓળખવા સારૂ યુવાને બાલા સામે મીટ માંડી.

" ઉંચા આકાશ સામે જુઓ; આકાશમાં ખીલેલા ચન્દ્રને જુઓ; એની ચન્દ્રિકાને જુઓ. ચન્દ્રિકાથી ઉજમાળી બનેલી આ રળિયાળી કુદરતને જુઓ–મારા સામે શું જોઇ રહ્યા હશો ! બ્હી મરૂં છું...કે ઘેર મૂકીને આવ્યા હશો એનો ચીતાર... "

" ઘેર કોઇ રાંડનારૂં નથી. " યુવાનથી ન બોલવાનો બોલ બોલાઇ જવાયો.

" ને ઘર માંડનારૂં ય પણ ? " બાલાને યુવાનનો બોલ વ્હાલો હીમ લાગ્યો હતો.

" મને કહી દે, હું કેમ છૂટયો ? " યુવાન પાછો મૂળ વાતપર આવ્યો.

" લ્યો ત્યારે સાંભળોઃ ઠાકોરસાહેબ જબાનથી બન્ધાઇ ગયા હતા ને મારે વાસ્તે બહુ આશાભર્યા હતા—"

" ત્હારે વાસ્તે ? એટલે તું કોણ છે ? '

" હવે કહું તે સાંભળશો કે આડીતેડી વાતો કરવી છે ? " બાલાએ દમ ભરાવ્યો. યુવાન ઉત્તરને ગળી ગયો. બાલાએ કહેવા માંડ્યું: " હું માગણી કરૂં તેને ઠાકોરસાહેબે માન્ય રાખવી જ પડે એવો ઘાટ ઉનર્યો હતો. મેં કહ્યું: " સ્વયંસેવકને છોડી મેલો. " યુવાન આશ્ચર્યમુગ્ધ થતો હકીકત સાંભળ્યે જતો હતોઃ " તેમણે કેટલીયે આનાકાની પછી કર્યવાના મને કબુલ કર્યું, પણ એ શરતે, કે એક જ રાતમાં એમના રાજ્યની હદ વટાવી જવી જોઇએ ! સહિસલામત તમને રાજ્યહદની બ્હાર મૂકી આવવા ગાડાની ગોઠવણ કરી અને આપણે અહીં સુધી આવી પહોંચ્યાં છીએ. હો કાલન પહેલાં તો..."

" બાલા, બાલા ! મારી ખાતર આ બધું ? " યુવાનનું ઉપકારવશ મન વિહ્વળ બન્યું " એક આપખુદ સત્તાના બન્ધનમાંથી મુકત કરી, તેં ઋણના બન્ધનથી મને બદ્ધ કર્યો ! કહે, શી રીતે બદલો વાળું ? " બાલાના સુકોમળ દેહની આસપાસ યુવાનની લાગણીની ભૂજા વીંટળાઇ વળી.

" મને પરણીને ! " બાલાએ, યુવાનની હડપચી, હેતપૂર્વક અને લાડથી ઊંચી કરતાં કહ્યું. યુવાનની નજર તેની આગળથી ખસતી નહતી:

" કેમ ? બોલોની ! " બાલાનું હૃદય-મન્થન અજબ હતું. યુવાન કાંઇ પૂછવા જતો હતો–આપણે કલ્પીએ, કે પરણવાની વાત નીકળી, એટલે એના અનુસન્ધાનમાં સંસારની રીત પ્રમાણે તે બાલાની નાત-જાત પૂછવા જતો હશે પણ એટલામાં ગાડાવાળાએ ખૂંખારો ખાધો. તે જાગી ઉઠયો અને જોયું તો ઘૂઘવતી નદી પાસે આવતી જણાઇ; તેણે ગાડું અટકાવ્યું: " અહીં જ થોભવું પડશે. ભરખાંખર થયા વગર નદીપાર નહિ જવાય. પાણી ચડયાં લાગે છે. " કહીને તેણે ગાડેથી બળદ છોડવા માંડયા.

તે વખતે ચન્દ્ર આથમી જવાની તૈયારીમાં હતો.



લોક માનતા, કે બાલા કસબણની કન્યા છે; નાચનારી છે, ઉસ્તાદ ગાનારી છે: પણ લોકમંતવ્ય સદૈવ કયારે સાચું હોય છે ! " વા વાયાથી નળિયું ખસ્યું " જેવા કેટલાય કિસ્સા, અનુમાનની ઇમારત પર ચણાય છે. બાલા નાચનારી હતી અને ઉસ્તાદ ગાનારી હતી, પણ ખરેખાત કસબણની જ કન્યા હશે કે નહિ, એની ખાતરી કરવા કોઇએ કાળજી ધરાવેલી નહિ અને લોકવાયકાને જ વાયરે હલકી ઓલાદમાં તેની ગણના થતી. ખરી હકીકત ભૂતકાળનો પડદો ઉંચકાય તો જ માલમ પડેને ?

બાલા કસબણની કન્યા ન હતી; પણ ઉચ્ચ મનાતી વર્ણના કુલીન કુટુમ્બનું ફરજન્દ હતી. કન્યાશાળાની નાની-નાની છોકરીઓ એકવાર ઉજાણીએ નીકળેલી, ત્યાંથી તે ભણતી બાલા, ગુંડાના હાથનો શિકાર થઇ પડી. માબાપે એની તજવીજ–તપાસ–માટે આસમાન-જમીનને ખુંદી વળવા જેટલા ભગીરથ પ્રયાસો કર્યા, પણ પત્તો ન મળ્યો અને પેટની એકની એક દીકરી પાછળ ઝુરી ઝૂરીને બન્નેનો જીવ ગયો–માબાપને " દીકરીએ દીવો " ય ન રહ્યો અને ઘેર ઉજડ થયું.

થોડાક કલદારને સોદે બાલા દલાલણને સોંપાઇ અને દલાલણે એનું સૌન્દર્યના બઝારમાં લીલામ કર્યું. બાલા નાયકણને પનારે પડી.

તે નાયકણ ખરી, પણ ઉખડેલ વેશ્યા નહિ. મિજલસ–જલસામાં નિમંત્રણ મળે ત્યાં નૃત્ય અને સંગીત માટે જ જાય. એને ત્યાં હવસના કામી કીડાઓ વાસ્તે દ્વાર બન્ધ હતાં. એવો એક જ યાર હતો, જેને–પેલી નાયકણ–દ્વાર, દેહ અને દિલનો ભોગવટો ભોગવવા દેતી. બાલા એને ત્યાં ઉછરીને મોટી થઇ, તેણે નૃત્ય–સંગીતની અચ્છી તાલીમ મેળવી ને, તેમાં ઠીક ઠીક નિષ્ણાત થઇ–ઠેઠ ઉમર લાયક થતા સુધી, પ્હેલ પાડયા વિનાના રત્ન જેવી બાલાએ એના રૂપ અને શિયળ પર આભડછેટનો ઓળો સરખો પડવા દીધા સિવાય સંભાળપૂર્વક અણીશુદ્ધ જાળવ્યાં હતાં.

બાલા અણસુંઘ્યા ફૂલ જેવી અથવા વણવીંધી ફૂલકળી જેવી હતી. એની ખીલતી યૌવનવસન્ત પર, નાયકણનો આશક-ભ્રમર મોહમુગ્ધ થયો. બાલા એના ચેનચાળા સમજી શકે એટલી હવે સમજણી થઇ હતી. તે ચગી ગઇ, કે હવે કોલસાની ખાણમાં

ઝાઝો વખત રહેવામાં સાર નથી. સંસ્કારી કુટુમ્બની બાલા અનુકૂળ સંયોગની હરપળે રાહ જોતી. એવો એક પ્રસંગ, સ્વલ્પ કાળમાં તેને તેડી જવા આવ્યો. નાયકણના પાશકની વર્ષગાંઠ હતી. એ નિમિત્તે તેણે જલસાનો કાર્યક્રમ ગોઠવ્યો હતો; પણ તે જ અરસામાં નાયકણ ઇન્ફ્લ્યુએંઝાથી પીડાતી હતી, તેથી તે ન જઇ શકી. નિમંત્રણનો અનાદર ન થાય, માટે બદલામાં બાલાને મોકલી.

બાલાએ તબલચી સાથે તે દિવસે નાયકણનું ઘર છોડયું. એનો સહવાસ છોડયો, નામરજીનો–કૃત્રિમ–વિલાસ છોડયો. અહીંના ત્રાસથી કંટાળેલા તબલચીને પ્રથમથી જ તેણે સાધી મૂકયો હતો: બન્ને જણે, નાયકણના આશકને ત્યાં જવાને બદલે, ટેકસીમાં બેસી સ્ટેશનનો રસ્તો લીધો.

ત્યારથી તે આજની ઘડી પર્યંત બાલા નિર્મળ જીવન ગાળતી. ધન્ધાની દૃષ્ટિએ નૃત્ય–સંગીતમાં તે રત રહેતી. પણ નિર્વિકારી ભાવે. એની ખ્યાતિ સાંભળીને ઠાકોરસાહેબની આંખો–આંખો જ શા માટે? આખો જીવ–અધીર થયો: તેને પોતાને ત્યાં તેડાવી; પંદરેક દિવસ અલગ ઉતારે રહી અને ઠાકોરને ખુશ બ ખુશ કરી, તેણે ઇનામમાં જે મેળવ્યું, તે સ્વયંસેવક પેલો ફૂટડો યુવાન.

એ ખરું, કે મનથી શુદ્ધ છતાં વાચાથી તે વટલાઇ હશે–નાયકણને ત્યાંના થાળમાંય જમતી હશે. જો કે તે થાળ ચોકખા ચિનાઇ ચાંદીના હોય, રસોઈ ' શુદ્ધ બ્રાહ્મણીઓ ' કરતાંય સવાઇ શુદ્ધ હોય, છતાં અન્ન તો નાયકણનું ને!'' એટલોજ વાંધો ખટકતો હોય, તો દેહશુદ્ધિ 'પ્રાયશ્ચિત'નો વિધિ કાંઇ મરી પરવાર્યો નથી. દલીલ દાખલ એમ પણ કહી શકાય, કે મનસા વાચા કે કર્મણા કેટકેટલા અવતાર અભડાયાં જાય છે! એની સામે કોણ જુએ છે? અખાદ્ય ને અપેય ખાનપાનથી કોઠાને ઠંડો કરનાર હજારો માનવજીવડાઓ કયારે દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરે છે–અને છતાં, કશા પણ વાંધા–વિરોધ સિવાય, ભર્યા સમાજમાં પવિત્રતાના પારસપુતળા પેઠે તેઓ કયાં નથી મ્હાલતા?" બાલા વિચારતીઃ " સાચેસાચું કહી દઉં છું એ જ મારો ગુન્હો!"

બાલાના મુખમાંથી, તેની કરુણ કથા યુવાને સાંભળી અને કસબણને ત્યાં તે રહી હતી એ વાકય ઉચ્ચારાયું કે તરત, બાલાના કટિપ્રદેશે વિંટળાયલો યુવાનનો હસ્ત, સરી જતા સર્પ પેઠે, ધીરે ધીરે શિથિલ થઇને સરકી પડયો! જાહેર જનતાના ઉદ્ધાર માટે મથનાર એ સ્વયંસેવકને હવે બાલાને જોઇને જાણે ચીતરી ચડી!

✠

સ્વયંસેવક અને બાલાઃ બન્નેને સહિસલામત નદીપાર ઉતારીને અથવા ઠાકોર સાહેબની હકુમતવાળી હદની બહાર મૂકીને ગાડાવાળો એને રસ્તે પડયો હતો અને પુરુષ–પ્રકૃતિની બેલડી, નદીને કિનારે પણ દૂર દૂર ઊભેલાં વૃક્ષ અને વેલડી પેઠે, એક બીજાની અડોઅડ સ્પર્શીને, છતાં જીવનની જુદાઇ અનુભવતાં એક શિલાપર બેઠાં હતાં. ઉષા કયારની ઉગીને આથમી પણ ગઇ હતી, છતાં આ બેમાંથી એકકેયના જીવનપ્રદેશમાંથી ઉષા પહેલાંનો અન્ધકાર ન્હોતો વેરાયો.

બાલાએ પોતાની રજેરજ અને સાચેસાચી વીતક વાત સ્વયંસેવકને કહી સંભળાવી. તે મધુમક્ષિકા જેવું જીવન જીવતાં જીવતાં, જેવા સંસારસુકાનીનાં સ્વપ્ન સેવતી હતી, તેવી સ્નેહમૂર્તિ એની હાજરાહજુર બેઠી લાગતી, અને એ સ્વતંત્રમતવાદી, પરમજુ, જનતાના હિત ખાતર ચાહીને ઝંપલાવનાર

" કુસમણુની કન્યા "



ચિત્રકાર : ]

" તમે કાંઈ કહેવા જતા હતા ખરું ? " સ્ત્રીએ વાતના ગણેશ માંડ્યા.

ને તેને અંગે વિપત્તિ નડે તે સામે જીવનના ઉમદા જવાહીરથી ઝુઝનાર પ્રસ્તુત સ્વયંસેવકરૂપ પોપટની મેના થવા મથતી હતી. બાલાને જીવનભર મધુમક્ષિકા ન્હોતું રહેવું; એને એવા સંસ્કાર જ ન્હોતા મળ્યા. ઠાકોરસાહેબના ડાયરાની છેલ્લી મહેફિલ પ્રસંગે, ખાનગી ગુફતગો સાંભળ્યા પછી, સ્વયંસેવકના સૂસવંતા તીર સરખા પ્રત્યુત્તરોએ, બાલાના બેદિલ દિલમાં ઉંડી કદાચ અવિચળ–છાપ પાડી હતી અને એ અસરની લણણી અહીં સુધી આવી હતી–ઘરબ્હાર છોડીને, એશઆરામ ત્યજીને, વફાદાર અને વિશ્વાસુ પોતાના તજલચીનો ય ત્યાગ કરીને અને નર્તકી કે ઉસ્તાદ ગાયકની નામના તથા નામનાને અંગે મળતાં મહામૂલાં નઝરાણાં–સર્વસ્વને ફેંગાવી દઈને તે યુવાન સાથે ખેંચી હતી–એની સાથે ગૃહસ્થાશ્રમી થવા.

બાલા યુવાનની સ્કંધે તેની દેહવેલી નાખીને પડી હતી, નત મસ્તકે, ફફડતી છાતીએ આશાતુર નયણેઃ એની છુટ્ટી શિરવેણી, વહેતી વાયુલહરથી, યુવાનના વક્ષસ્થળને કુમાશ આપવા ફરફરતી હતી, પણ સ્વયંસેવકનું હૃદય ! નદી તટે, ઠેરં ઠેર વેરાયલા પેલા પત્થર કરતાં જરાય નરમ નહતું લાગતું. એની નીચી નમેલી આંખનું પોપચું ય ફરકતું ન હતું. "કસબણને ત્યાંની કન્યા !" મગજના તંતુએ તંતુમાં એક આજ ભાવનાનો ડંખ એને ડંખ્યા કરતો.

" વિચાર જ કર્યો કરશો ? " બેદિલ બાલા આશાનો એક બોલ બોલી.

" તારો ઋણી છું; લાગે છે, કે પનિ નહિ થઈ શકાય. "

યુવાને દુભાતે હૈયે, છતાં જાણે અંતિમ નિરાકરણ કહી સંભળાવતો હોય તે રીતે કહ્યું.

" ઇચ્છો તો પણ ? "

" તો પણ; બાલા, મને બહુ દુ:ખ થાય છે–તને આવો ઉત્તર સંભળાવતાં; પણ નિરુપાય...સમાજનાં બન્ધન ! " યુવાને નિઃશ્વાસ નાખ્યો.

" બન્ધન ! અને વળી 'સમાજનાં ! " બાલા આવેશમાં આવીને બોલતી હતીઃ " તમે રાજ્યના કાયદાનો છડેચોક ભંગ કરવા જેટલી તાકાત ન્હોતી બતાવી ? આજ સમાજના રૂઢિબંદ્ધ કાયદાને ન કચરી શકો ? સમાજના એ એક જ કાયદાનો ભંગ કરોને ! ભલા પુરુષ, ચિત્તથી મને ચાહો જ છો, તો વર્ણાન્તર લગ્નને ચીલે ચાલો ને..." બાલાના કાકુલદીભર્યાં કાલાવાલા, એની રમતીઆળ છટામાં રમણીય એટલા જ હૃદયવેધક હતા. યુવાનનું અંતર કળવું મુશ્કેલ હતું. તે બાલાની કંગાલ મુખમુદ્રાને અકથ્ય નજરે જોતો હતો. બાલા હજુ બોલતી અટકી નહતીઃ " શું જોઈ રહ્યા છો ? અંગના અવયવો ! શંકા છે ? દાક્તરની પરીક્ષામાંથી પાસ થાઉં તો તો પછી ઘર ઉઘાડી આપશોને..."

" વ્યર્થ કલ્પના કરી મનને વ્યાકુળ ન કર. બાલા, તારા શિયળ વિષે મને જરાયે સંદેહ નથી. તું અમથી અકળાય છે." પોતે નિષ્ઠુર નથી, એની પ્રતીતિ કરાવતા યુવાનના શબ્દો સાંભળીને બાલાને લગીર શાંતિ વળી. તે બોલીઃ " ત્યારે બીજો શો બાધ નડે છે ? કસબણને ત્યાં ઉછરી તે ! અરે યુવાન, " બાલાએ યુવાનના લલાટ આગળ આવેલા ગુચ્છાના વાળને ફોરવંકા કરતાં કહ્યુંઃ " મને કહીશ, બ્રહ્માના મુખમાંથી નીકળેલા બ્રાહ્મણની યોનિમાં અવતરેલો જીવ જો મદ્યમાંસ સેવતો હોય તો તે જાતનો બ્રાહ્મણ છતાં નાપાક ગણાય, તો કસબણને ત્યાં રહ્યા છતાં શુદ્ધ રહેનાર સુન્દરીનો પવિત્ર આત્મા તરીકે શા સારૂ સ્વીકાર ન થાય ? બ્રાહ્મણ, માટેજ ને પવિત્ર નહિ, તો અબ્રાહ્મણ, માટે જ અપ-

વિત્ર ! વિચિત્ર નથી લાગતું તને ? કહે મને, બિલ્વમંગળનો ઉદ્ધાર કરનારી વેશ્યા હતી, છતાં એની આગળ તારું શિર ન ઝુકે ? મારા મજનૂ, તું મહાત્મા મૂળદાસ જેટલો ઉદાર ન થાય-મારી ખાતર પ્રભુની ખાતર-એક વખાના માર્યા ઝુરતા જીવનો ઉદ્ધાર. ર્યાનું પુણ્ય ન મેળવે ? રેતીના રણમાં ડાળાઇ જતા પ્રેમનો ઝીલનહાર થાને! તું કહેતો, કે ગુલાબના ફૂલ જેવી છું. ના, મારા દિલબર, છત્રછાયા વિના વીલાઇ જતો ગુલછોડ છું; એનું છત્ર થા ને ! "

બાલાએ-યુવાન સામે આશાભરી મીટ માંડી; તેણે જોયું, કે સમાજનાં બન્ધનને ઢીલાં કરનારું શસ્ત્ર કદાચ ઇન્દ્રરાજા કે સ્વર્ગને કોઈ ફિરિસ્તો ફેંકનાર હોય, તેમ યુવાનની દૃષ્ટિ ગગનના ચન્દરવે ચોંટી રહી હતી.

" આમ જો, " બાલાની કાકલુદી, સામે જ વહેતાં નદીનાં નીર પેઠે અસ્ખલિત પ્રવાહે વહ્યા કરતીઃ મને કહે, સજ્જન ! પંકમાં ઉગેલાં પંકજ દેવકંઠે ચડે છે કે નહિ ? ' કસબણનો સહવાસ ' એટલાજ કલંકથી તું કંપી ઉઠતો હોય, તો રાતનો પેલો ચન્દ્ર ! કલંકિત છતાં તને એ ન્હોતો ગમતો ? એની ચાંદનીના પૂરને તું ન્હોતો પીતો ? મને ખાતરી છે-હું માનું છું, મને ખાતરી છે, કે આ ઉજમાળા જીવન પ્રત્યે તને કેવી મિઠી મમતા છે. એ ઉજ્જ્વળતામાં ' કસબણ ' શબ્દની કાળાશનો તું ડાઘ દેખે છે ? માન કે એટલો ડાઘ છે-ત્યારે તું એને ભૂંસી નાખને ! કાળી કાળી ધૂપસળીની સુગન્ધને, સમાજના અનિષ્ટ બન્ધનને જોગે વેડફાઈ જવા દઈશ ? ના, નહિ: એમ ન કર. દયાળુ થા. કાળી કાળી તોય કાબર કે વાગોળ નથી, કોયલ છું. અંતર ઢોળીને જોઇ લે -પછી કહે, કેવી છું ? " ઉગ્ર તપશ્ચર્યાને અંતે વરદાન દેતા દેવના વરદ હસ્ત ઉર્ધ્વગામી થયા હોય અને તેમના પ્રસન્ન વદનથી, ઇચ્છાને ફળિભૂત કરનારું પેલું વચનામૃત- ' તથાસ્તુ ' હમણાં જ સંભળાવાનું હોય, એવી ઉત્કટ ને તીવ્ર ઉત્કંઠાપૂર્વક, યુવાનનો અંતિમ નિર્ણય સાંભળવા બાલાની બધી જ ઇન્દ્રિયો એકતાર થઇ.

-અને, અગાધ સમાધિમાંથી જાગી, પોપચું ખોલી, તપસ્વી તેનો હોઠ ફફડાવતો હોય એમ, સ્વયંસેવકે ભારે મનોમન્થનને અન્તે અવિચળ નિરધાર સંભળાવ્યોઃ " બાલા, ' હારો ઋણી છું.' બાલાનું હૃદય વધારે વેગથી ધડકવા લાગ્યુંઃ " તારા સુન્દર યૌવનને અને નિર્મળ જીવનને હું હડધૂત નહિ થવા દઉં; " બાલાને હજુય એક બોલ સાંભળવો હતો. અતિશય આતુર નયણે યુવાન સામે તે તાકી રહી. યુવાને છેલ્લો બોલ છોડયોઃ "હડધૂત નહિ થવા દઉં; હવેતી હોય તો હિન્દુ સભા માર્ફત શુદ્ધિના વિધિથી તું સમાજમાં ભળતી થાય એવી ગોઠવણ કરી દઉં—"

" અને પછી ? " બાલા અર્દ્ધ અધીરી બની ગઈ હતી.

" પછી સમાજમાં અનુકૂળ સ્થાન શોધી લઈ જીવનનો નિર્વાહ ચલાવી શકશે."

યુવાનનો આ અંતિમ નિરધાર હતો-મહા મનોમન્થન પછીનું નવનીત તે આ ! સાંભળીને બાલા સ્તબ્ધ થઇ ગઈ: " શુદ્ધિ થયા પછી. સમાજ સુદ્ધાં અપનાવી લે તે પછી પણ, સ્વદેશ ખાતર બેખનો અંચળો ઓઢનાર સ્વયંસેવક, સમાજની એક સર્વાંગ શુદ્ધ-છતાં નિઃસહાય-વ્યક્તિને ' પોતાની ' ગણીને ગૃહમન્દિરે નહિ થાપવા જેટલો નબળો મનનો ! અરેરે, મારા પ્રા...ણ ! " કહીને બાલા, તૂટી પડતી લતા પેઠે, યુવાનને ચરણે

મસ્તક નાખતી લચી પડી. બાલા ઢગલો વળી ગઇ. તેની સામે જોવાય તો મન કદાચ વિહ્વળ થાય ને નિશ્ચયથી ડગી જવાય એવી ધાસ્તીથી, કરમાયલા ફૂલને ફેંકી દેતો હોય તેમ, પોતાને વળગી રહેલી બાલાથી એક જ તરછોડે છૂટો થઇ, યુવાન ઉભો થયો—બાલાના સામો સહજ દૃષ્ટિપાત સરખો કર્યા સિવાય તે ચાલ્યો—નદીની રેતાળ ને પાધર ભૂમિ વટાવી, પગ દંડી જેવી સાંકડી ગલીમાં થઇને વતનની વાટે ચાલ્યો, ત્યારે વાયુની ઉષ્ણ લહરી વાતી હતી અને તેના રસ્તે, વડ આદિ વૃક્ષોપરથી ખરી પડેલાં સુક્કાં પાંદડાં, તેના પગ તળે કચરાઇ જવાથી, કડકડ અવાજ કાને પડતો હતો.

✠

દેશનેતાઓ જે કોટિના સ્વયંસેવકો ઇચ્છતા હતા, જે સમસ્ત દેશમાં સ્વાતંત્ર્ય અને સ્વાયત્તશાસનની હાકલ પહોંચાડી શકે, લોકમતને અચ્છી તરેહથી કેળવીને 'કાયાપલટ' કરી દે તથા બેધારી તલવાર જેવી, દેશને માથે ઝઝુમતી પરસત્તાનું ઇન્દ્રાસન ડગમગ ડોલાવી દે, એવા મુઠ્ઠીભર સ્વયંસેવકોમાં આ યુવાનની ગણના, રંચ માત્ર શંકા સિવાય થતી. વર્તમાનપત્રોમાં એની ભારોભાર પ્રશંસા છપાતી, એના વિષે કવિતાઓ રચાતી અને કોઇક જાહેર સમારમ્ભોમાં ગવાતી પણ ખરી; એની પ્રતિભા અજબ ! એની હાજરી હોય, ત્યાં નવું ચેતન રેડાય.

એની મુછનો દોરો હમણા જ ફુટતો હતો—પહેલી જ પચ્ચીસીને આરે તે પહોંચ્યો હતો. દેખાવડો, કાન્તિમાન, વિદ્વાન, પ્રતિષ્ઠિત, મોભાવાળો, બહોળો માન-મર્તબો ધરાવનાર, વ્યાયામનો શોખીન; ટુંકામાં સૌ સારાં માણસોને ગમી જાય એવો એ સ્વયંસેવક હતો.

એની રગે રગે સ્વદેશના સિદ્ધમંત્ર માટે, નોકરશાહી સામે વિપ્લવ જગાડનારી જ્વાળા ધીકતી. બંડખોરોની નામાવલિ નોંધાય, તો પહેલી સહી એની જ વંચાય—એટલી એને પોતાના દેશ પ્રત્યેના નગદધર્મ માટે ધગશ હતી. પ્રજાકીય કામોમાં મચ્યા રહેતાં, કેટલીય ટંકો તેણે ચવાણું ફાકીને કહાડી હશે. નિરાંતે સુએ નહિ; ઘસાઇ જતી જીંદગી સામે જુએ નહિ, પગવાળીને બેસે નહિ; જ્યારે જુઓ ત્યારે સ્વદેશનો એ સિપાઈ, ખડે પગે તૈયારનો તૈયાર ! સમાજને—દેશની તેત્રીસ કોટિ વસ્તિવાળા વિશાળ સમાજને સડતા—મુડદા જેવો રાખીને, સ્વદેશને સ્વતંત્ર કરવાની તેને તમન્ના લાગી હતી !

" પાછળ પાછળ ક્યાં સુધી આવવું છે ? છાલ નહિ છોડે ! ઓલક કહી છે તે ખોટી નથી ! " યુવાનના ઉદ્ગારો પછી, તેનાથી તરછોડાયલી બાલા, હજુય આશા નામના પંખીને, સુતરના કાચા તાંતણે ટીંગાઇ રહેલું જોઈ રહી હતી. તેણે યુવાનની કેડી લીધી અને રોતી, ડુસકાં ભરતી, આજીજીભરી લાગણી હાલવતી, કપાઇ જતા કનકવાની દોરી પેઠે યુવાનની પાછળ ઘસડાતી હતી યુવાન તેને ઉપર્યુક્ત ઠપકો દેતો ઉભો હતો.

" કહું છું કે કેડો મેલ ! " ધુરકીને યુવાને આગળ ડગલું ભર્યું—બાલા તેને વળગી પડી. વિખરાયલા વાળથી વધારે બેબાકળી લાગતી બાલા—આલિંગનવડે, સ્પર્શે, નિઃશ્વાસે નિજ મનથી માનેલી સ્નેહમૂર્તિના હાથપર દેવાયલાં ચુમ્બને, યુવાનના સર્વાંગને, એની 'અર્ધાંગના' થવા ઇચ્છનાર પ્રેયસી-'અભડાવી' રહી હતીઃ " મારો કે તારો, તમારે ખોળે છું. " બાલાના આક્રન્દથી, કલકલ નાદે વહેતી નદી સુદ્ધાં રડી ઉઠી.

" તારા કરતાં પલિત વધારે બૂરું નહિ હોય ! " યુવાનનાં વજ્રવેણ સૂણીને, આસપાસ ઉભેલાં વૃક્ષોનાં મૂળ, ધરતીની અન્દર ત્રાસથી જાણે ક્રુજી ઉઠયાં !

જીવને સજીવ જીવ તરછોડી ગયે; જડ

ધરતીનો ખોળો સોને વાસ્તે ને સદાકાળ મોકળો છે. બાલા ધરતીપર પછડાઇ. યુવાનનાં કદમ ત્યાંથી ઉપડતાં હતાં.



ગામની રખવાળી કરતાં અને રખવાળી બાર ગામથી દૂર દૂર-સીમના સીમાડાથીય આગળ-કેટલાય ખેતર વટાવ્યા બાદ, જીર્ણ શિવાલયમાં શિવલિંગ અને પાર્વતીજીનો નિવાસ હતો. ગામનો કોઇ પૂજારી, એ ભોળાં દેવ-દેવીને પ્રસન્ન કરવા આવ્યો હશે, તે શિવાલયમાં પેસતાં જ નજર સામે બંધાયલા ઘંટની ટોકરી વગાડી રહ્યો હતો. શિવાલયનો ઘંટારવ, ગામ તરફ જતા યુવાનને કાને અથડાયો અને મોડી મોડી જાણે અણદીઠ કોઇ દૈવી પ્રેરણાએ તેને સચેત કર્યો હોય, તેમ ચાલતાં ચાલતાં તે એકાએક થંભી ગયો. પછવાડેની દિશા ભણી એનું મ્હોં ફર્યું. તે ક્ષણભર અવાચક જેવો ઊભો રહ્યો. હડપચી આગળ હાથની આંગળી ટેકવી, બીની થતી પાંપણોને નીચી દાબી, વિચાર કરતાં કંપી ઉઠયો: " એની આશાને છુંદી નાખી ! ખીલતા એક નિર્મળ જીવનપુષ્પને અકાલે કરમાઇ જવા દેવાનું મહાપાપ હું વ્હોરી રહ્યો છું ! નિર્દોષ બાલાનો બેલી મારા જેવો નહિ થાય તો એને પછી કોનો આધાર ! "

યુવાન ઉતાવળે પગલે પાછો ફર્યો. થોડી જ વારમાં એ નિઃશ્વાસભીના સ્થળે આવી પહોંચ્યો, જ્યાં અનાથ-ભગ્નાશ બાલા ધરતીપર બેફાટ પડેલી એણે જોઇ હતી; પણ હવે તેનો જીવન્ત દેહ ત્યાં નહતો-જમીનપરના દડમાં આકૃતિ માત્ર દેખાતી હતી. યુવાને બાલાનું પગલું પારખી કહાડ્યું અને એને પગલે પગલે પાછળ ચાલ્યો. બાલાનાં પગલાં ઠેઠ જળ-છલકાતી નદીની કિનાર સુધી પહોંચતાં હતાં, પછી અદશ્ય થયાં હતાં ! યુવાન ગભરાયો. નિમિષમાત્રમાં તેણે અનુમાન કરી લીધું-એનું અનુમાન ખોટું નહતું. દૂર દૂર નદીના ગહન જળ તરફ દૃષ્ટિ નાખતાં તેણે જોયું કે નીલ જળમાં ઉગેલા શ્વેત કમળ પેઠે, બુડતી બાલાના ફિક્કા ચ્હેરાએ જરાવાર દેખા દીધી, ન દીધી, નેં એનાપર પ્રલય જેવાં લાગતાં જળ ફરી વળ્યાં ! એ દશ્યને જોતાં, યુવાનની આંખો મીંચાઇ જતી હતી, તે જ ક્ષણે, માનવીની બુઝાઇ જતી છેલ્લી-ઝાંખી આશા જેવો, જળમાં તણાતો ઘીના દીવાનો દડિયો, તરંગના એક જ હલકારે હોલવાઇ ગયો.

---

**સરસ્વતીના ઉપાસકો**

માધ્યિમસેવક એટલે સરસ્વતીનો ઉપાસક. એને શોભે એટલી લક્ષ્મીની સેવા સાથે આપણે આપણી પ્રવૃત્તિ કર્યે જઇએ. આપણે ચલિત થયા વિના ચાલીએ. આપણે ગરીબીથી ગિરફતાર ન થઇએ. પ્રસિદ્ધિ એ આપણું માપ ન હોય. પ્રસિદ્ધિ સંજોગોને અધીન છે. પ્રસિદ્ધિમાં હમેશ સાચી કિંમત હોય જ છે એમ નથી. પ્રસિદ્ધિ એ લોકદૃષ્ટિ છે, બહિર્દૃષ્ટિ છે; અંતર્દૃષ્ટિ તો આપણી પાસે છે. તેની જ કસોટીએ આપણે ચડવું જોઇએ. અંતરાત્માનો સંતોષ એ જ મોટું પારિતોષિક સમજીએ. જ્યારે આપણે અંતરમુખ રહીને આત્માનંદને ખાતર જ આપણી પ્રવૃત્તિ કરશું ત્યારે તેમાં સાચી શકિત આવશે; સમતોલતા અને સ્વસ્થતા આવશે; તેની આજે નહિ તો કાલે પૂરેપૂરી કિંમત અંકાશે. એ કિંમત દ્રવ્યથી તો નહિ જ પણ તેના ઉપયોગથી, તેના સ્વીકારથી. આપણે સાચી કિંમત માટે જ આપણી પ્રવૃત્તિ સમજીએ.

ગિજુભાઇ




# નખી સરોવર—માઉંટ આબુ




લેખકઃ ડૉકટર ઇન્દુલાલ સે. દવે, એમ. બી. બી. એસ.


ગુજરાત, કાઠીયાવાડ અને રજપૂતાનાના પ્રદેશમાં ગીષ્મ ઋતુના શ્રી સવિતાનારાયણના પ્રખર કીરણોની અસહિષ્ણુતાથી તપ્ત થયેલ અનેક યુવાન, યુવતિઓ અને રાજા, રજવાડાના પ્રભાવશાળી મનુષ્યો જ્યાં વાસ કરે છે તે માઉંટ આબુ ગુજરાત, રજપૂતાના ના વચ્ચે ઉભેલો આ ભવ્ય, પ્રભાવશાળી, અતિગૌરવવંતો ગીરિરાજ બન્ને દેશ ઉપર પોતાની છાયા સરખી રીતે પાડે છે. આબુરાજ ગુજરાતીઓનો તેમજ રજપૂતાના વાસીઓનો પણ ખરો. પરંતુ ગ્રીષ્મ ઋતુમાં જો વસ્તીગણત્રી થાય તો ગુજરાતીઓ નિદાન બમણી સંખ્યામાં જણાઇ આવે. અમદાવાદ, વડોદરા, સુરત અને મુંબાઇ સુધીના ગુજરાતીઓ બહુ સારો લાભ લે છે, અને દિન પ્રતિદિન વધુ પ્રમાણમાં ત્યાં જાય છે.

આ પહાડ ગુજરાતની સપાટી કરતાં સાડાચાર હજાર ફુટ ઉંચાઇએ આવેલ હોવાથી ભગવાન સૂર્યનારાયણનાં પ્રખર કીરણોનો સખ્ત તાપ જરાએ જણાતો નથી. આબુરોડ સ્ટેશનથી ખરા બપોરે મોટરથી નીકળી માત્ર દોઢ કલાકમાંજ આ પર્વત ઉપર આવનારને તે ગ્રીષ્મ ઋતુમાં છે કે કેમ તેનો ખ્યાલ સુદ્ધાં ભૂલાવી દે છે. જેમ જેમ ઉંચે ચઢતો જાય તેમ તેમ માણસ ઠંડક ભોગવતાં ભોગવતાં, કુદરતી લીલાનાં દર્શન અને વિજ્ઞાન વડે સુંદર, સપાટ, પર્વતો કોતરી કાઢેલો રસ્તો અને મોટર જેવા યંત્રથી ઉતાવળે ઉંચે ચઢતો માણસ ખરેજ ઇશ્વર ની અગાધ શકિત અને મનુષ્યકળા અને કૃતિ બન્નેને એક સરખી રીતે ઓળખતાં શીખે છે. ઇશ્વર અને મનુષ્યનો આભાર માનતો તે પોતાની મુસાફરી પૂરી કરે છે.

માઉંટ આબુ અનેક સુંદર, રંગબેરંગી, બંગલાઓ ઉપરાંત રજપૂતાનાના પ્રત્યેક રાજ્ય ના સુંદર ગ્રીષ્મ મહેલો (Summer Houses) અને વકીલતોનાં મકાનો દષ્ટિને રોકે છે. સરકારી મકાનો—હોટેલ—કલબ—ટેનીસકોર્ટ સભ્ય પોલો ગ્રાઉંડ ઉપરાંત અનેક સ્થળો આ પહાડની સુંદરતામાં વધારો કરે છે. જૈન ધર્મનાં જગ વિખ્યાત દેલવાડાનાં દેહરાં શિલ્પકળાનો અજોડ નમુનો પણ અહીંજ છે હિંદુધર્મનાં જાત્રાનાં સ્થળો—અધર દેવી—ગુરૂશિખર, વસીષ્ઠાશ્રમ—ગૌમુખ—અચળેશ્વર—ઇત્યાદિ આ ગીરિરાજનાં પ્રાચીન ગૌરવવંતાં રમણીય સ્થાનોએ અનેક જાત્રાળુઓ પગપાળા જાવ આવ કરે છે પહાડોનાં પડોમાં કુદરતી પડેલી બખોલોની ગુફાઓમાં અનેક સંતો—મહાત્માઓ સાધુ સંન્યાસીઓ વાસ કરી પ્રભુમાં તલ્લીન થવા યોગારૂઢ થઇ તપ તપે છે.

આવી અનેક વિશિષ્ટતાઓથી આબુરાજ

દેદિપ્યમાન થયેલ છે. પરંતુ સૌથી સુંદર, રમણીય, આલ્હાદજનક, શીતળ, અને મોહક સ્થાન તો માત્ર એકજ છે. દેવોના નખવડે, જગતની ઉત્પત્તિ સમયે, અનેક યુગો પૂર્વે, બંધાયેલ નખી–સરોવર તે એકજ સ્થાન છે કે જ્યાં કોઈ પણ માણસ સુખ માણી શકે છે. ચારે બાજુ પહાડોમાંથી વહેતાં ઝરણાં અનેક રંગી સૂર્યકીરણથી રંગાતાં રંગાતાં આ સરોવરને ભરે છે. કેટલાંએ વર્ષોથી આ સરોવર ખાલી થયેલ જાણ્યું નથી. ઉંચા ઉંચા પહાડોની વચમાં આવેલ આ સરોવર કીનારે ગ્રીષ્મ ઋતુની સાયંકાળે ચાર પાંચ વાગેથી સૂર્યાસ્ત સમય સુધી અનેક સ્ત્રી પુરુષો વિહાર કરે છે. ગુજરાતની રંગબેરંગી સાડીઓ, યુવતીઓનાં નિર્દોષ હાસ્યમય વિનોદ અને યુવાન દંપતિઓ તેમજ પ્રૌઢ ઉમરે પહોંચેલાં સ્ત્રી પુરુષો પણ આ સ્થળનો આનંદ ચાખવા તત્પરજ હોય છે. મુંબાઈની ચોપાટી માફક આ સરોવર કીનારો કોઈ દીવસ ખાલી રહ્યો નથી જાણે તેમાં કાંઇ દૈવી અંશ હોય તેમ અનેક પડદાનશીન યુવતીઓ પણ પોતાના પ્રદેશથી દૂર આબુમાં આવી કુદરતની લીલા નિહાળવા પડદો ચીરી નાંખે છે અને હિંમતથી, વગર સંકોચે, ખુલ્લે મોંએ, વિહાર કરે છે. આઝારી ઇસમો પણ નખી–સરોવરની હવા ખાધા વિના રહેજ નહીં એટલી સુંદરતાનું આકર્ષણ ત્યાં છે. ચારે પાસ ફરવા માટે રસ્તો બાંધેલો છે ત્યાં અનેક કર્મદાનાં ઝાડ તેમજ ફળફુલનાં અનેક પ્રકારની વનસ્પતિથી આચ્છાદિત પહાડોનો આનંદ જમે તેના હ્રદયને સ્પર્શ કરે તેમ છે. આ રસ્તા ઉપર સ્થળે સ્થળે, થાક ખાવા નદી પણ નિરાંતે બેસી કુદરત નિહાળવા વ્યવસ્થા છે. જ્યાં વૃદ્ધ નરનારીઓ શ્રમ ઉતારતાં આનંદ અનુભવે છે, યુવાન દંપતિઓ અનેક ગુપ્ત શ્રૃંગારિક વાર્તારસ પીએ છે તેમજ યુવતી સંઘો પોતાનો નિર્દોષ આનંદનો સમય વ્યતીત કરે છે. કોઇ વધુ નાજુક યુવતી, કોમળ ચરણોને શ્રમ ન અપાય તો રીક્ષામાં (Rickshaw) બેસીને પણ આ સરોવરની પ્રદક્ષિણા કરી જાય છે. આંગ્લ યુવતીઓમાં આ પ્રચાર વધુ જોવામાં આવે છે.

કર્મદાનાં ઝાડો અનેક જોવામાં આવે છે પરંતુ તેથી એ વધુ સુંદર આકર્ષણ તો જંગલી, સફેત તેમજ ગુલાબી, ગુલાબનાં વન, આમ્રવૃક્ષની સુંદર સુવાસ, ચમેલી અને ગુલબાસના રંગો, અને સૌથી વધુ પ્રમાણમાં આબુ ઉપર વડના ઝાડ જેવા સોનેરી ચંપાનાં વૃક્ષો ત્યાંના આકર્ષણમાં અનેક ગણો ઉમેરો કરે છે. સરોવરને પૂર્વ કીનારે ઉંચી ટેકરી ઉપર નામદાર એ. જી. જી. નો બંગલો અને 'યુનીયન જેક' નો રાષ્ટ્રધ્વજ ખાસ ધ્યાન ખેંચે તેવાં છે. અગ્નિ ખૂણામાં સૌથી ઉંચામાં ઉંચી ટેકરી ઉપર જયપુર રાજ્યની કોઠી અને તેના અનેક મીનારા ઉપરથી આ સરોવરને જોનાર તો ખરેજ ભાગ્યશાળી મનાય.

વૈશાખ સુદ દશેમથી પુનેમ સુધીના દિવસોએ તો રાત્રે આ સરોવર મનુષ્યોથી ભરપુર હોય છે. ગ્રીષ્મની સાયંકાળે તેમજ ચાંદની રાત્રે અનેક સહૃદયી યુગલો નાવ હંકારી આ સરોવરની મઝા માણે છે! તેમાંએ રસિક નરનારીઓ નાવની ઝડપથી ચાલતી ગતિ સાથે મધુર સંગીત છેડે છે તે કીનારે ઉભેલાઓનાં હ્રદય વીંધે છે. તે નથી વીંધતા માત્ર ફરતા પહાડોની ગુફાઓમાં વસતા મહાત્માઓના હ્રદય !!! આવા મહાત્માઓ પણ ત્યાં અનેક વસે છે અને ઇશ્વરને શોધે છે.




લેખિકા: સૌ. કપિલા મ કાંઠાવાળા

### ( ૩૨.) ખારો શીરો

એક શેર ઝીણો રવો.
મીઠા લીમડાના પાનાં પચીસ.
રાઇ, મરી, જીરૂં, જોઇએ તેટલાં.
અધોળ તેલ અથવા ઘી.
ત્રણ શેર પાણી
થોડું મીઠું.
ગળ્યો ખાનારને માટે જરા ખાંડ.

ખારો શીરો કરવો હોય ત્યારે ઝીણો બારીક રવો લેવો. અધોળ તેલ કે ઘીમાં ધીમા તાપે સેકવો. રાઇ, તલ, અને મીઠા લીમડાનાં પાના મૂકીને આપણે વઘાર કરીએ છીએ તેવી રીતે પાણી વઘારવું. પાણી સારૂં ઉકળ્યા પછી શેકેલા લોટમાં રેડી દઈ શીરાની માફક હલાવવો. ગળ્યો કરવો હોય તો મીઠાની જગ્યાએ ખાંડ નાખવી. ઉન્હો ઉન્હો પીરસવો જોઇએ.

### ( ૩૩ ) લીલાં નાળીએરના ચકતાં

એક લીલું નાળીએર.
અચ્છેર ખાંડ
પાવલી ભાર કેસર દુધમાં ઘુટેલું.
અધોળ બદામ છોલી કાતરી કરેલી ( કડવી આવી ન જાય )
અધોળ પીસ્તાં ઝીણાં કાતરેલાં.

લીલું નાળીએર છોલીને બે સરખાં ભાગવાં. દરેક કાચલાનું કોપરૂં ખમણીથી ખમણવું. સરખાં કાચલાં હશે તો સારૂં ખમણાશે. કોપરાના ખમણેલા માવાની અંદર ખાંડ નાખી મેળવવી. પછી તપેલામાં નાખી એ બધું ચુલે મૂકવું. એ સેકાઇને લાલ થાય, ત્યારે નીચે ઉતારી અંદર કેસર, બદામ, તથા પીસ્તાં નાખી બરોબર મેળવવાં. થાળીમાં એ બધું નાંખી દઇને થાબડવું. સીજે ત્યારે ચકતાં પાડવાં.

### ( ૩૪ ) તરત ખાવાનું અથાણું

૧ શેર કાચા લીંબુ.
મીઠું જોઇએ તેટલું.
નવટાંક ગોળ.
જરા હીંગ
અધોળ તેલ.

લીંબુને ચુલા ઉપર તપેલામાં પાણી મૂકીને પહેલાં બાફવા. બફાઈ જાય ત્યારે લીંબુને ઉપરથી ચાર ચીરી કરીને બધો મસાલો તેલને ગોળ શિવાયનો ભરવો. ચૂલા ઉપર તપેલીમાં તેલ મૂકી લીંબુ મૂકવાં. પછી ગોળ નાખવો. ગોળનું પાણી થાય ને બળે કે તરત કઠણ થતાં પહેલાં ઉતારી લેવાં.

મુસાફરીમાં આપણી પાસે કોઈ પણ અથાણું ન હોય તો આ રીત કામમાં લાગે છે. અને આ અથાણું આઠ દસ દીવસ સારૂં રહે છે.



# સ્ત્રી જાતિ કેવી રીતે સુખી બને ?

લેખિકા: શ્રી નર્મદા બ્હેન.

સ્ત્રી જાતિ કેવી રીતે સુખી બને અને પ્રજાના ઉદ્ધારમાં કેવી રીતે સહાયક થાય; એવા પ્રશ્નો આજે ઘણા વખતથી પૂછાયા અને ચર્ચાયા કરે છે. તેના ઉત્તરોનો પણ કાંઈ તોટો નથી, છતાં આપણી સ્ત્રીઓની સ્થિતિમાં કંઈ ફેર પડયો નથી એ શું નવાઇ જેવું નથી ?

જ્યાં સુધી સ્ત્રીઓ પોતે પોતાના માટે ઉન્નતિનો રસ્તો તૈયાર ન કરે ત્યાં સુધી બહારના સેંકડો ઉપાયોથી પણ આપણું કલ્યાણ થવાનું નથી. સ્ત્રીઓએ પોતપોતાની સ્થિતિ અને સંયોગો વિચારી પોતાની શકિત પ્રમાણે ધર્મ, નીતિ, જ્ઞાન અને દેશના કાર્યમાં ભાગ લેવો જોઇએ.

જેમ ધર્મ, નીતિને આપણા જીવનમાં જરૂરી ગણીએ છીએ તેમ દેશસેવાને હાલના જીવનમાં આપણે અતિ જરૂરી ગણવી જોઈએ. એજ આપણો ધર્મ હોવો જોઇએ, અને અત્યારે આપણે બહુજ થોડી મહેનતે તે ધર્મ કહો કે ફરજ બજાવી શકીએ એમ છીએ.

તે ધર્મ બીજો કોઇ નહિ પણ આપણે વિચારપૂર્વક વિલાયતી કપડાં હરામ કરીએ અને શુદ્ધ સ્વદેશી આપણાજ દેશમાં વણાયેલી ખાદી પહેરીએ, બીજા બધાને ખાદીમાં રહેલા ગુણોથી જાણીતા કરીએ.

અત્યારે જે ભાઇઓ આપણી શેરીએ શેરીએ ફરી ખાદીના કાપડનો પ્રચાર કરી રહ્યા છે તેને બદલે આપણે સ્ત્રીઓજ એ કામ ઉપાડી લઇએ, તો હું નથી ધારતી કે આપણી બ્હેનો કે ભાઇઓનાં અંગ ઉપર એક પણ વિલાયતી કાપડ રહે.

આપણને હજુ આત્મવિશ્વાસ નથી એટલે એમ થાય છે કે એવું કામ આપણાથી ન બને. પણ હું એમ માનું છું કે કેટલાંક કામો આપણે કરી શકીએ નહી. એમાં ભણતર જોઇતું કે નથી એમાં વિદ્વતા જોઇતી. ફકત કામ કરવાની ઇચ્છા હોય તો પણ કામ કરી શકાય. એક સ્ત્રી જેવું અને જેટલું કામ કરી શકે તેવું અને તેટલું પુરૂષથી ન થઇ શકે. કહેવાય છે કે સ્ત્રીઓના કામોનું માપ કાઢવું મુશ્કેલ છે અને તે સાચુંજ છે.

આપણા જે વીરનરો દેશની પાછળ પ્રાણ આપી રહ્યા છે તેનો ધન્યવાદ તે વીરનરોને નથી પણ તેમની માતાઓને છે. કારણ કે તે માતાઓએ પોતાના પુત્રના રૂંવાડે રૂંવાડામાં દેશભકિત રૂપી રૂધીર ભરી દીધું છે. જો આપણા છોકરાં છોકરીઓને તેવા બનાવવા કોઇ માતા ઇચ્છતી હોય તો તેણે પોતેજ દેશના કાર્યમાં ભાગ લેતા થઇ જવું જોઇએ. ટુંકામાં સમાજને ઉન્નત કરનાર કોઇ હોય તો તે સ્ત્રીઓજ છે ( પુરૂષો નહિ. ) બધા માનવ સમાજમાં સ્ત્રીઓજ સ્નેહ, દયા, અતિથ્ય અને પરોપકારનો અમૃત પ્રવાહ વહેવરાવી શકે છે.

આદર્શ કહેવાઇ ગયા પછી સ્ત્રીઓને

લાગ્યા વિના નહિ રહે કે સ્ત્રીઓનું કર્તવ્ય અને જવાબદારી કાંઇ જેવાં તેવાં નથી.

આપણું રાજ્ય સ્નેહનું છે, પ્રીતિનું છે, સેવાનું પણ છે, સત્તાનું કે આજ્ઞા ચલાવવાનું રાજ્ય નથી. સ્નેહ અને પ્રીતિના રાજયમાં કોઇ ડખલ કરી શકતું નથી. સેવા, ભકિત અને મનની શુધ્ધિ ભગવાનને પણ વશ કરી દે છે. અજ્ઞાન અને ક્રૂર પશુઓને પણ કુટુમ્બ જેવા બનાવી દે છે. તો પછી મનુષ્યને માટે કહેવુંજ શું !

કેટલાક સ્ત્રી સ્વતંત્રતાના હિમાયતીઓ સ્ત્રીઓમાં પણ પુરૂષો જેવા ગુણો ખીલવવા તનતોડ મહેનત કરી રહ્યા છે, એ વાત કેટલાક પુસ્તકમાં વાંચી છે પણ મને એમાં શ્રદ્ધા નથી. સ્ત્રી ગમે તેમ તો પુરૂષ ન જ બની શકે. આર્ય સ્ત્રીઓ જે સ્નેહ, પ્રીતિ, દયા, સેવા અને સહનશીલતાના દૈવી વાતાવરણમાં ઉછરેલી છે, જેની રગેરગમાં આર્યસતીઓનું લોહી વહી રહ્યું છે, જેઓ કુટુમ્બની સેવાભકિત કરતાં નાની ઝુંપડીમાં મરવાનું પસંદ કરે છે, તેઓ પુરૂષો બનવાનો સ્વપ્નમાંએ કેવી રીતે વિચાર કરી શકે ?

જે બ્હેનો કંઇ વિચાર કરી શકતી હોય અને તે વિચાર અમલમાં મૂકી શકે તેવી હોય તે અત્યારે ને અત્યારે જ બહાર નીકળી પોતાનાં નામ કામ કરનાર તરીકે નોંધાવે. હવે વિચાર કરવાનો વખત ગયો છે, ભાષણ કરવાનો વખત ગયો છે અને હવે તો કામ કરવાનો વખત આવ્યો છે.



## શિક્ષિત સ્ત્રીઓનો ધર્મ

કેળવણી પામેલી સ્ત્રી હવે પોતાના સમાજનાં નિષ્ઠુર રિવાજો તરફ દુર્લક્ષ્ય ન કરી શકે. મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે રાજકીય સુધારા માટે જેટલી ચળવળ કરીએ છીએ તેનાથી અરધ પણ જો સામાજીક સુધારા માટે કરીએ તો આપણી અધોગતિ લગભગ પોણો ભાગ દુર થાય. આપણામાં થોડીકજ બ્હેનો એવી હશે કે જે પોતાના અંતરમાં આવા રીતરિવાજોથી ત્રાસતી ન હોય છતાં એક કરે તે બીજાએ કરવું અને બાપદાદાથી ચાલતી આવેલ રૂઢી શી રીતે મુકાય એ બે બીકથી મને કે કમને પણ એના વમળમાં ખેંચાય છે. રડવું કુટવું, ન્યાતવરા પાછળ બીનજરૂરી હજારો રૂપીઆ ઉડાવવા, આવા રિવાજો તો દુઃખ ઉપર ડહામ સમાન છે. અને તે કેવી રીતે અને શા માટે હસ્તીમાં આવ્યા હશે તેનો લેશ પણ ખ્યાલ કર્યા વગર ગાડરિયા પ્રવાહની માફક તણાયે જાય છે. આ પ્રગતિના જમાનામાં આવા નિષ્ઠુર રિવાજો આપણે એક દિવસ પણ સાંખી શકીએ એજ આપણી નિર્બળતા ગણાય. જો આપણે એકમતે આવા રિવાજોને વખોડી કાઢી આવા કુરિવાજોને દુર કરવા નિશ્ચય કરીયે તો થોડાકજ વખતમાં એ રિવાજોને જડમુળથી નાંબુદ કરી શકીએ એ નિર્વિવાદ છે. અને સમજુ પુરૂષો પણ આપણને આ પ્રયાસમાં અવશ્ય મદદ કરશેજ.

જૈન મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી ]

સૌ. ગુલાબબ્હેન મકનજી મહેતા



# અક્ષરજ્ઞાનની યોજના

## વિસ્તૃત માહિતી

બ્હેનો અને ભાઇઓ,

આજ અમે આપની પાસે એક યોજના સ્વીકાર અગર અસ્વીકાર અગર સુધારા વધારા માટે લાવીએ છીએ. આપ આ યોજના અવધાનથી સાંભળી એ ઉપર વિચાર ચલવી અમને યોગ્ય સૂચનાઓ અને સલાહ આપશો.

આ યોજનાને અમે 'અક્ષરજ્ઞાનની યોજના' એવું નામ આપીએ છીએ.

જ્ઞાન એ એક શક્તિ છે. આજનો યુગ જ્ઞાનપ્રધાન છે. જે માણસ જ્ઞાનવાન છે તે આજે સરસાઇ ભોગવે છે. તે આજે સુખનાં સાધનો હાથ કરી શકે છે. તે આજે ઉભો રહી શકે છે. જ્યારે અજ્ઞાની માણસ પાછળ હઠે છે. પોતાના સુખનો માર્ગ શોધી શકતો નથી. સ્વાધીનતાથી ઉભો રહેવાને બદલે બીજાને પરાધીન રહે છે-રહેવું પડે છે. જીંદગાની લડતમાં તે હારે છે અને જીવતો છતાં મરેલ જેવો રહે છે અગર જીવવાને અધિકારી હોવા છતા તે મરી જાય છે.

જ્ઞાન મેળવવાના જુદા જુદા યુગમાં જુદા જુદા માર્ગો જોવામાં આવ્યા છે. આજે 'અક્ષરતા' 'અક્ષરજ્ઞાન' એ જ્ઞાન મેળવવાનું પ્રમુખ અને વ્યાપક સાધન છે અને તે દિન પ્રતિદિન બનતું જાય છે. આજનો યુગ યંત્રનો છે. છાપખાનું આ યુગનું એક ફળ છે. છાપખાનાએ અક્ષરજ્ઞાનને જ્ઞાનના સાધન તરીકે સિધ્ધ અને સરલ કરેલ છે છાપખાના દ્વારા એક માણસનો વિચાર કરોડો માણસ પાસે સહેલથી પહોંચી શકે છે. છાપખાના દ્વારા એક જ્ઞાન ઘેર બેઠાં હરેક જણને પહોંચાડી શકાય છે. એટલે જ 'અક્ષરનું જ્ઞાન' એ આજના યુગમાં જ્ઞાનનું પ્રમુખ સાધન બન્યું છે. એટલે આજના માણસને જ્ઞાનવાન સશક્ત કરવા માટે 'અક્ષરજ્ઞાન' એ પ્રથમ વસ્તુ છે અને તેથી આ યોજનાને આજે અવકાશ છે.

'અક્ષરજ્ઞાન' ની આ યોજનાનો ઉદ્દેશ હિંદી હરેક જણને અને આજે આપણી ભાષા-ગુજરાતી-દ્વારા હરેક અભણ ગુજરાતી અને અભણ બ્હેન ગુજરાતીને વાંચતો કરવાનો છે. 'વાંચતો કરવાનો છે,' એમાં 'વાંચતો' શબ્દ તરફ અમે આપનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. વાંચતો એટલે હાલમાં ફક્ત વાંચી શકે તેવો. તુરતમાં લખી શકે તેવો નહિ કારણકે વાચન સિધ્ધ થયા પછી માણસના હાથમાં આપણે ઉપયોગી વસ્તુ મૂકી શકીએ, એટલે જ્ઞાન ઉપાર્જનનું કાર્ય તુરત શરૂ થાય. શરૂઆતમાં આપણે વાંચનારને લખવાનું શીખવા માટે રોકીને તેનો વખત ન લઇએ. અભણને વહેલી તકે વાંચતો કરવાથી તેને વાચનનું મહત્ત્વ વહેલું સમજાશે; તેને તેનો લાભ ઝટ મળવા લાગશે અને તેને વાંચતો જોઈ-વાચનનો આનંદ અને લાભ ઉડાવતો જોઇ-બીજાઓ તે તરફ વહેલા આવશે. જ્ઞાન વાચન દ્વારા મેળવવાનું છે. લેખન દ્વારા જ્ઞાન બીજાને આપવાનું છે. અભણ માણસને પહેલું કાર્ય આજે તો વાચનનું કરી લેવાનું છે. આજે અભણને બીજાઓના વિચારોથી સમૃધ્ધ થઇ આવતી કાલે પોતાની વધેલી શક્તિનો પોતાની કલમથી વખતે લાભ લેવાનો છે. આવતી કાલની વાત કાલ ઉપર છોડી આપણે આજની જરૂરીઆતને સાધવાની આવશ્યકતા હોઇ આજે તો આપણે લેખનનું કામ છોડી દઇ માત્ર વાચનની યોજના વિચારી છે.

આગળ કહ્યું તેમ આ યોજનાનું કાર્યક્ષેત્ર ઘણું વિશાળ છે. એટલું બધું વિશાળ ન હોત તો કદાચ આ યોજનાને અવકાશ ન રહેત. ભણેલા દેશોમાં જ્યાં મજૂર સુદ્ધાં વાંચે છે ત્યાં આવી યોજના ભૂતકાળની છે. પણ આપણે ત્યાં બહુ

થોડા માણસો ભણેલા છે. પુરુષો ભણેલા છે તેના કરતાંયે સ્ત્રીઓ તો ઘણી જ થોડી ભણેલી છે. શહેરોમાં કંઇક થોડો ઘણો ભાગ ભણેલો છે જ્યારે ગામડાંઓ તો કેવળ નિરક્ષર છે. અને આપણે મોટી સંખ્યામાં તો ગામડામાં જ રહીએ છીએ. અર્થાત્ આપણો મોટો ભાગ હજી નિરક્ષર છે. મારી પાસે અત્યારે આપણા દેશનાં-ગુજરાતના-અને અન્ય દેશોના આંકડાઓ તૈયાર નથી; જો હત તો હું બતાવી શકત કે આપણો દેશ જેટલો નિર્ધન છે તેટલો જ નિરક્ષર છે અને મોટે ભાગે એમ પણ છે કે આપણી નિર્ધનતાની પાછળ આપણી નિરક્ષરતા—અનેક પ્રકારની અશક્તિ છે. નિરક્ષર દેશ ઉપર જ અન્ય દેશોની શક્તિ બેસી ને વધી શકે છે. નિરક્ષર આદમી ઉપર જ જ્ઞાની માણસનું જોર હમેશા ચાલ્યું છે ને ચાલે છે. આજે જે લોકો અને દેશ સ્વતંત્ર છે, સ્વાધીન છે, ધનવાન છે તેનું કારણ તે દેશો સાક્ષર છે, નિરક્ષર નથી. જ્ઞાનથી શક્તિમાન છે.

અક્ષરજ્ઞાનનો યુગ ઘણા વખતથી બેસી ગયો છે અને છતાં હજી સુધી નિરક્ષરતાના આંકડા ભયંકર આવે તેમ છે તેનું કારણ એ છે કે આપણે ત્યાં પ્રાથમિક કેળવણી સાર્વત્રિક અને ફરજીઆત નથી જ્યાં સુધી કેળવણી સાર્વત્રિક અને ફરજીયાત નથી ત્યાં સુધી નિરક્ષરતા મિટાવવાનો રાજમાર્ગ તો બંધ જ છે. ત્યાં સુધી અક્ષરજ્ઞાનની યોજના, એક નહિ પણ અનેક, એકને હાથે નહિ પણ અનેકને હાથે હાથ ધરવી જોઇએ. કેળવણી સાર્વત્રિક અને ફરજીયાત કરવાનું કાર્ય આપણા હાથમાં જ્યાં સુધી નથી ત્યાં સુધી અક્ષરજ્ઞાનની યોજના જોસભેર જેટલી ચલાવીશું તેટલું વધારે નજીક આપણે કેળવણીને ફરજીયાત અને સાર્વત્રિક કરવા તરફ પણ જઇ શકીશું. જેટલા ભણેલા વધશે તેટલી શક્તિ વધશે. તેટલો સાર્વત્રિક ભણતરનો ભાવ વધશે. તેટલો આગ્રહ પણ વધશે. અને જ્યારે ભણતરને ભણેલા લોકો ફરજીઆત બનાવી મૂકશે ત્યારે અક્ષરજ્ઞાનની યોજનાને આરામ મળશે. તેને સુખ શાન્તિના દિવસો સાંપડશે.

અક્ષરજ્ઞાનની યોજના ઉપાડવાનું આપણે સાક્ષરોને એટલે જેને જેને વાંચનાં આવડે છે. તેને માથે આવી પડે છે. પરમાર્થ કહો તો પરમાર્થ અને સ્વાર્થ કહો તો સ્વાર્થ બન્નેને સાધવા માટે એ કાર્ય આપણે જ ઉઠાવવું જોઇએ. આપણે એટલે હરેક વ્યક્તિએ, હરેક વાંચી શકે છે તેણે. આપણે લાગણીવાળા હોઈએ તો આપણે જે દષ્ટિસુખ અનુભવીએ છીએ તેના સહભાગી આંધળાઓને કર્યાં વિના કેમ રહીએ ? આપણે વાચનથી જે સમજ, સુખ, આનંદ લઇએ છીએ તે નહિ વાંચનારાઓને આપણે કેમ ન આપીએ ? સ્થળ શોધવા માટે અભણ અઢાર જણને પુછે છે અને ચીડાય છે. આપણે સહેલથી પાટીયાં વાંચીને પત્તો

## અડગ સૈનિક

(ગઝલ)

તોફાન વાતાવરણમાં પણ હૃદય ડગમગશે નહિ !  
છે ધ્યાન જેના ચરણમાં એ ચર્ણથી ટળશે નહિ !

કિસ્મત ! ભલે તારા પ્રહારો અણદીઠ આવી રહ્યા ;  
નિશાન એનું હૃદયપટ પર એક પણ જડશે નહિ !

આ ઘા ઉપર ઘા આવતા, ભાવી દીસે આશાહીણું ;  
સંગ્રામથી શૂરવીર પણ પાછો કદી ફરશે હિ !

ટકરાઇ જા તું પ્હાડને, પાતાળ પર પગ ચાંપ કે ;  
કિસ્મત ! કલેજાં મુજ સમો પત્થર સખત મળશે નહિ !

આડી, ઉભી, નીચે, ઉપર જબરી વણે તું જાળ છે ;  
સંતોપને પણ ભેટતાં દિવાલ એ નડશે નહિ !

અજમાવ તુજ શકિત બધી, સાધન બધાં લે કામમાં ;  
મુજ રોમ કે મુજ આંખની પાંપણ જરા હલશે નહિ !

ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી

મેળવી લઇએ છીએ. અભણ સ્ટેશને સ્ટેશને પૂછે છે 'ભાઇ આ સ્ટેશન કયું આવ્યું ? કહો તો જોઇએ.' આપણે તુરત પાટીયું વાંચીએ છીએ. અભણ મુસાફરીનો બધો વખત અસ્વસ્થ રહે છે. રખેને સ્ટેશન ચાલ્યું જાય. ભણેલો સ્વસ્થપણે મુસાફરી કરે છે. આ તો ભણેલ અભણની સગવડનો એક જ દાખલો. આવા સેંકડો દાખલાઓ આપી શકાય. પણ એ બધા આપના જાણવામાં છે એટલે અહીં છોડી દઇએ. આપણે ભણેલા ભણતરને લીધે આપણું કામ કેટલીયે બાબતમાં ઉતાવળથી કરી શકીએ છીએ. જ્યારે અભણ એટલો ઓછું કામ આપે છે. જ્યાં વાચનની થોડી પણ જરૂર પડે છે ત્યાં તેના હાથ પગ ઉભા રહે છે અને તે શક્તિવાન હોવા છતાં અટકી પડે છે. ઘરના નોકરચાકરો નાની નાની બાબતમાં પણ તેઓ વાંચી જાણતા નથી તેથી ઓછા લાયક ( in-efficient ) ઓછા ફક્કડ કામગાર માલૂમ પડે છે અને આપણે તેને ઓછી મજુરી કે પગાર આપીએ છીએ. આપણે ભણેલા અભણને અશક્ત હોવાથી ઉતરતો ગણીએ છીએ ને ઓછો પગાર આપીએ છીએ. એ તો ઠીક પણ માત્ર તે વાંચી શકતો નથી અને તે આપણી પેઠે જ્ઞાનના મંદિરમાં પેસી શકતો નથી તેથી તે આપણાથી દિન પ્રતિદિન જૂદો રહે છે, જૂદો પડે છે અને આપણી અને તેની વચ્ચે અંતર વધે છે. પરિણામે આપણે અને તેઓ એવા બે વર્ગો બંધાય છે અને સાંધવાનું સાધન ન હોવાથી બન્ને વર્ગો એક બીજાના મદદગાર થવાને બદલે વિરોધી થઇ પડે છે ને તેમ થઇ પડયા છે. બન્ને એકબીજાથી બીએ છે. બન્ને એકબીજા પાસેથી-પૈસા બીજો પહેલા પાસેથી અને મજુરી પહેલો બીજા પાસેથી-પડાવવા મહેનત કરે છે. આ ભેદ-આ અંતર માણસોને ભાઇઓ મટાડીને દુશ્મનો કરે છે વળી સેંકડો બલ્કે કરોડો અભણ માણસોના ભણેલા ભાઇઓ, ભણેલા શેઠીઆઓ અભણ ભાઇઓની અભણતાને લીધે અપંગ છે. આપણે એક બીજા એક બીજાના હાથ પગ છીએ. ભણેલના હાથ પગ અભણ હોય છે ત્યાં ભણેલ અપંગ છે અને અભણ તો કેવળ હાથ પગ વિનાનો જ છે. આપણે આપણી વચ્ચે બીજાઓને જેટલા ગંદા, ચેપી રોગવાળા રહેવા દઇએ તેટલું જોખમ આપણા જીવનને છે. તેટલી સહીસલામતી આપણી પોતાની ઓછી છે એ જ રીતે નિર્ધન વચ્ચે ધનવાનની સ્થિતિ છે. એ જ રીતે અભણ વચ્ચે ભણેલાની સ્થિતિ છે. અભણનાં દુઃખો વધી એનું ફળ આખરે ભણેલા જ ભોગવે છે. અભણ ઉપર આવી પડતી અનેક વિધ આપત્તિના આખર ભોગ ભણેલા થયા વિના રહ્યા જ નથી. અભણ પર આવી પડેલી ગુલામી આજ નહિ તો કાલે ભણેલને ગુલામ બનાવે છે. અભણની નિર્ધનતા ભણેલના દ્રવ્યને હમેશ ભયરૂપ છે. એટલે ભાઇ ભાઇના પ્રેમ માટે કે પોતાના સ્વાર્થ માટે એ તો આપણી જ ફરજ નહિ તો જરૂરીયાત ઉભી થાય છે કે આપણે જ નિરક્ષરતા ફીટાડવી જોઇએ. આપણે જ પાડોશીની ખાજ સાફ થાય તેનો ઉપાય કરવો જોઇશે. આપણે જ પાડોશમાં ચેપી રોગ ન રહે તેની મહેનત ઉઠાવવી જોઇશે.

બ્હેનો અને ભાઇઓ ! આટલી સાદી બાબત છે છતાં તે ઉપર અમે આપનો આટલો વખત લીધો છે તે એટલા માટે કે એ વાત બહુ સ્પષ્ટ છે, ઉઘાડી છે માટે જ તે ઘણી વાર નજરે નથી ચડતી. માટે જ તે ઢાંકેલી રહે છે. માટે જ તે મહત્ત્વની છતાં એક બાજુએ પડી રહે છે અને પડી રહી છે. ત્યારે હવે આપણે આ યોજના કેવી રીતે ઉઠાવીને પાર પાડીશું ?

પણ આપણે એટલે કોણ તેનો વિચાર કરીએ. 'જા બિલ્લી કુત્તેકો માર' એમ આપણે એકબીજા આ યોજના પાસે બેઠેલ કે ઉભેલને ભળાવી દઇશું તો તે ચાલી શકશે નહિ. તો આપણી દાનત સાફ નથી. તો આપણે આપણા અજ્ઞાની ભાઇ-ઓના અંધાપાનું દુઃખ સમજી શકયા નથી.

આપણે એટલે આપણે સૌ કોઇ. આપણે એ-ટલે હરેક શિક્ષક ભાઇ તો પહેલો જ. તેનું તો અધ્યયન અધ્યાપનનું કામ જ છે. આપણે એટલે હરેક વાંચી જાણતી બેન પોતાની બેનને નિરક્ષર કેમ જ સહી શકે ? પોતાની આસપાસ પોતાની કામવાળી નિરક્ષર છે; પોતાની પાડોશણ નિરક્ષર છે; પોતાની દૂધવાળી, તેલવાળી, લાકડાવાળી નિરક્ષર છે. પોતાને ત્યાં બોલાવી બેસારી શું શહેરમાં કે ગામડામાં તે અક્ષરજ્ઞાન આપી શકે છે બેનોને બપોરે નવરાશ મળે છે તેનો આ કાર્યમાં તે સુંદરમાં સુંદર ઉપયોગ કરી શકે છે આપણે

અમલદારો એટલે જ્યાં જ્યાં આપણે ઑફીસોમાં હોઈએ ત્યાં ત્યાં આપણા પટાવાળાઓને આપણે કેમ ન શીખવીએ ? એક અમલદર પોતાના પટાવાળાને મોટાઈ છોડી પાસે બેસાડી અક્ષરજ્ઞાન આપવા બેસે એ કેવું સુંદર દૃશ્ય છે ? કેવું પવિત્ર છે ? કેવું તારક છે ? એક એક ઑફીસે એક એક જણ શીખનાર અને શીખવનાર છે. આપણે એટલે આપણે જુવાનો, જુવાન વિદ્યાર્થીઓ. આપણો તનમનાટ હાથમાં ન રહે તેવો છે. તે કંઇક માગે છે. સેવા માગે છે. અને તેવી સેવા આપણી સામે ખડી છે. જુવાનો તો રાત્રિશાળાઓ કાઢે, ગામડે ગામડે ફરે ને 'અક્ષરજ્ઞાન' શાળાઓ ચલાવે. શેરીએ શેરીએ અને લત્તે લત્તે રાત્રે કે દિવસે બેનો કે ભાઇઓ માટે અક્ષરશાળાઓ ચલાવે ચીનના જુવાનોએ એક જ વર્ષમાં આખા ચીનને અક્ષરજ્ઞાનવાળો કરી મૂકયો. યુવાનો ધારે ને હાથ પર લે તો ગુજરાતની નિરક્ષરતા કેટલા દિવસ નભે ? અને આજે તો ગુજરાતનો યુવાન બીજા દેશના યુવાનો સાથે મુકાબલો કરી લે તેવો ઉત્સાહમાં અને તનમનાટમાં છે આપણે એટલે રિટાયર્ડ–નિવૃત્ત થએલા આધેડો અને વૃદ્ધો. આપણે વૃદ્ધાવસ્થામાં આ એક પ્રવૃત્તિ લઇશું તો જીંદગીનો વિરામ શોભી ઉઠશે. પળેપળ સદ્પ્રવૃત્તિની થશે. વૃદ્ધાવસ્થા ભગવાને આપી અને ટકાવી તે સાર્થક થશે અને આપણને એક પ્રવૃત્તિ મળતાં આયુષ્ય પણ લંબાશે. ખરી રીતે એકે એક ભણેલ તો આ યોજનામાં જોડાઇ શકે. આ યોજના નથી એકલા સમાજસેવકોની, નથી યુવકમંડળ કે સ્ત્રીમંડળની, નથી રાજ્યદ્વારી વિચારકોની, નથી ખેડૂતસંઘનો કે શિક્ષકોની, પણ તે સૌની છે. એકએક ભણેલાની છે. જેને માત્ર વાંચતાં આવડે છે તેની છે. દરેક ભણેલો આમાં જોડાઇ શકે છે. પોતાના ભાઇને વાંચતો કરી આપી શકે છે.

ઉપરાંત આ યોજના ચલાવવાને માટે વિશેષ પ્રવૃત્તિઓની આવશ્યકતા છે અને તે ધપાવવી જોઇએ. દેશ આખામાં 'અક્ષરજ્ઞાન યોજના કાર્યાલયો' સ્થપાવાં જોઇએ. પ્રત્યેક કાર્યાલય નીચેનાં કાર્ય હાથ ધરી શકે:—

૧. 'અક્ષરજ્ઞાન યોજના' નો લોકોમાં પ્રચાર કરે. અર્થાત્ તે શું છે તે લોકો પાસે મૂકી લોકમત તૈયાર કરે.

૨. જેઓને 'અક્ષરજ્ઞાન યોજના' ગળે ઉતરે તેમને 'અક્ષરજ્ઞાન યોજના' ના સભ્યો બનાવે. યોજનાનો સભ્ય એટલે અક્ષરજ્ઞાન આપવાની પ્રવૃત્તિ હાથ ધરનાર શખ્સ. આવા સેંકડો સભ્યો બનાવી તેમને અક્ષરજ્ઞાન આપવા છોડે.

૩. 'અક્ષરજ્ઞાન' યોજનામાં જોડાનારને કેમ વાંચતા કરવા તેની પધ્ધતિ શીખવે.

અહીં જરા સ્પષ્ટતા કરવી પડશે. દરેક જણ બીજાને હોંશ હોય તો પોતે જે પધ્ધતિથી ભણેલ છે તે પધ્ધતિથી શીખવી શકે છે. અને જ્યાં સુધી તે સરલ અને સહેલી પધ્ધતિ હાથ ન કરી શકે ત્યાં સુધી રાહ ન જુએ પણ જુની પદ્ધતિથી પોતાનું કામ શરૂ કરી શકે. પરંતુ આપણે એક એવી પદ્ધતિ અખતરાથી નિર્માણ કરવી જોઇએ કે જે પદ્ધતિથી કામ ઝટ ચાલે. શીખનારને તસ્દી ઓછી પડે અને પરિણામ આવે. આવી પદ્ધતિ બધે ઠેકાણે સરખી રીતે–અલબત્ત પરિસ્થિતિ અનુસાર સુધારા વધારા સાથે-ચાલે તો કામ કરવાની રીતમાં એક જાતની એકતા, ચોકસાઇ, સમાનતા આવે ને તેથી કામની જાત સુધારવાનું સહેલું બની શકે. પદ્ધતિ જેટલી સુધારી શકીએ તેટલો લાભ સૌને માટે વધતો જાય પદ્ધતિ જેટલી વ્યાપક થાય તેટલું કામે પહોંચી વળવાને માટે પણ સહેલું પડે.

૪. 'અક્ષરજ્ઞાન કેમ આપવું' તેની પદ્ધતિથી વાકેફ થએલા ખાસ શિક્ષકોને પગારદાર નોકર તરીકે અથવા સ્વંયસેવકો તરીકે ગામડાઓ કે શહેરોમાં વર્ગો ચલાવવા મોકલી આપે.

૫. જેમ તૈયાર થએલા શિક્ષકોને અક્ષર ભણાવવા મોકલી આપે તેમજ તૈયાર થએલા શિક્ષકોને પદ્ધતિ ભણાવવા મોકલી આપે.

બધા જીજ્ઞાસુ સ્વયંસેવકો કાર્યાલયમાં આવી પદ્ધતિનો અભ્યાસ કરી જાય એ શક્ય નથી. એમાં ખર્ચ ને અવકાશનો પ્રશ્ન નડે છે પધ્ધતિમાં પણ તૈયાર થએલ ભાઇઓ અગર બ્હેનો ફરીને બીજાઓને પધ્ધતિ શીખવી શકે છે.

૬. આપણે જાણીએ છીએ કે, જો સેંકડો




## પ્રકરણ ૧૩ મું.

રમેશ યુધ્ધે ગયા પછી વિશ્વનાથ વખતો વખત સુંદરીની વાડીમાં આવતો. કિશોરી તેને હરેક વખત મળતી. કિશોરી અને વિશ્વનાથ એકાંતમાં બેસી લાંબો સમય વાર્તાલાપ કરતો.

એજ રીતે એક દિવસ સુંદરી અને કિશોરી ઝાડ ઉપર આવેલાં ફળફૂલ જોતાં હતાં. ત્યાં વિશ્વનાથ વાડીમાં આવી પહોંચ્યો. વિશ્વનાથને જોતાં તેઓ સામાં આવ્યાં. સુંદરી કુશળ સમાચાર પુછતી હતી ત્યાં તો કિશોરીએ પોતાનાં સ્વાભાવિક અભિનયથી કહ્યું: " કાં, આજે તો ઘણે દિવસે દર્શન દીધાં? રસ્તો ભૂલ્યા કે શું ?"

કિશોરીનાં હાસ્યભર્યા સત્કારથી વિશ્વનાથ પાણી પાણી થઇ ગયો. કિશોરીનાં લીલાભર્યાં મુખારવિંદ તરફ નજર નાંખી તેણે કહ્યું: " આજસુધી એટલાં બધાં કામમાં રોકાયો હતો કે બહાર નીકળવાને એક મીનીટનો પણ અવકાશ નહતો. આજે પણ જેમ તેમ નીકળી આવ્યો છું."

કિશોરીએ આશ્ચર્ય દર્શાવી પુછયું: "કેમ, એવું તે શું કામ આવી પડયું ?"

" ફ્રેન્ચની કોઠી ઉપર હલ્લો કરવા માટે લાલ પલટણ લઈ રમેશ ગયો છે; અને કેપ્ટન ફોર્ડ પણ થોડુંક સૈન્ય લઇ ગયા છે. એ બન્ને સૈન્યનો કશો પત્તો નથી. એટલે એ સૈન્યોની શોધમાં એક યુદ્ધ નૌકા મોકલવામાં આવી છે. મારે પણ એ નૌકામાં જવાનું હતું પરંતુ મને અહીંના સૈન્યની દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવ્યું. આ ધમાલમાં મને જરા પણ સમય કેવી રીતે મળે ?"

" કેમ, કોઇ બીજા ચોકીદાર ન હતા?"

" હતા તો ઘણાએ. પરંતુ છાવણીમાં સૈન્ય ઘણુંજ થોડું છે અને ફ્રેન્ચનો ભય ઘણો છે એટલે સાવચેતી બહુ રાખવી પડે.

" હવે જવા દો એ બધું. આપના દર્શનનો મને લાભ મળ્યો એ મારા ભાગ્યોદયની નિશાની છે."

એટલામાં સુંદરીએ વચ્ચેથીજ વાત ઉપાડી." એ ઠીક, પણ અહીં આગળ એક ગૃહસ્થ આવ્યા હતા. તેનું નામ શું જો? હં રમેશ; ખરુંને વિશ્વનાથ ? તે રમેશ અહીં આવવાનો છે કે નહિ ?"

સુંદરીએ આમ વચ્ચે પ્રશ્ન પુછયો તે કિશોરીને રૂચ્યું નહિ. તે જરા ચીઢાઇને બોલી; "કેમ, તેની ચિંતા કરવામાં ઉંઘ પણ નથી આવતી શું ?"

" ઈર્ષ્યાની આગ "



ચિત્રકાર : ] રમેશે ખીસ્સામાંથી મૂલ્યવાન રત્નમુદ્રિકા કાઢી [ રા. કલાબ્ધિ
અને કિશોરીની કરાંગુલીમાં પ્હેરાવી.

" ચિંતા કેમ ન થાય? તેની પાસે તો પેલા ઘોડાના ખર્ચનો હિસાબ લેવાનો છે."

" ત્યારે તો તમને માણસ કરતાં પૈસાની વધારે ચિંતા છે !"

" હાસ્તો; નહિ તો તે મારો શું થાય છે! મને તો રૂપીઆ મળે એટલે બસ; કેમ વિશ્વનાથ ? "

વિશ્વનાથે કહ્યું: " ખરૂં છે. હાં, પણ તેની પાસે તમારા કેટલા રૂપીયા નીકળે છે ? હિસાબ કર્યો છે ?"

" હિસાબ કર્યો નથી એટલે આંકડો કહી શકાય એમ નથી. પણ તે પાછો આવશે કે નહિ ? "

" આજની પરિસ્થિતિ તો એવી છે કે તે કદાચ પાછો આવવા નહિ પામે."

" હાય ! હાય ! તે નહિ આવશે તો મારા પૈસાનું શું થશે ? " સુંદરી ગભરાઇને બોલી. "

" તમારી પાસે ઘોડો છે ને ? તે ઘોડો વેચીને પૈસા મેળવી શકાશે. "

" હા; એ ઠીક. પણ કંપની સરકારનો ઘોડો છે એટલે કાંઇ વાંધો નહિ આવે ને ? "

" નહિ; તેને લગતી બધી વ્યવસ્થા હું કરી આપીશ. "

" તો સારૂં. ભગવાન તમારૂં ભલું કરે. તમારો મારા ઉપર ઘણોજ ઉપકાર. એ ઉપકારનો બદલો વાળવાનું મારી પાસે કાંઇ સાધન નથી. "

સુંદરીએ વિશ્વનાથની અની તેટલી પ્રસંશા કરવા માંડી. પ્રસંશા કરતાં કોને ન આવડે ?

બાદ વિશ્વનાથને ફળાદિ આપવાની સૂચના આપી સુંદરી ચાલી ગઇ. વિશ્વનાથને પણ એકાંતજ જોઇતું હતું. કિશોરી સાથે તે હસતો હસતો ઘરમાં ગયો. અને કિશોરીએ સમારી આપેલાં ફળાને ઇન્સાફ આપવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૪ મું

તેજ રાત્રે કેપ્ટન ફ્રોર્ડ ફ્રેન્ચો ઉપર વિજય મેળવી વિજયગ્રામની સરહદે આવેલી છાવણીમાં આવી પહોંચ્યો. સર્વત્ર જયઘોષણા થઇ રહી. ફ્રેન્ચોને ભેગ્નફ નીવડનાર આનન્દરાજ ગજપતિ પણ આનંદ પામ્યો. અને એ આનંદનો ઉભરો એક સાંજે મુખ્ય મુખ્ય દેશી અને વિદેશી સરદારોને ભોજન આપી શમાવ્યો. આનન્દરાજ ગજપતિને ત્યાં ભોજન માટે રમેશને પણ નિમંત્રણ મળ્યું હતું.

ભોજન સમારંભમાંથી પરવાર્યા બાદ રમેશ, કેપ્ટન ફ્રોર્ડ પાસેથી રજા મેળવી સુંદરીની વાડી તરફ આવવા નીકળ્યો. પૂર્ણિમાની ચન્દ્રિકા ચોપાસ ફેલાઇ રહી હતી. મંદમંદ સમીર વહેતો હતો. સુંદરીની વાડી દૂરથીજ દેખતાં રમેશને અનેક તરંગો આવવા માંડ્યા. કિશોરીનું સુંદર મુખ તેની નજરે પડ્યું. પ્રેમીજનને મળવાનો આનંદ તેનાં હૃદયમાં ઉભરાયો. રમેશનું હૃદય આનંદસાગરમાં ઉછળવા માંડ્યું. સુંદરીની વાડી આજે ઘણીજ સુંદર લાગી.

વાડીમાં પ્રવેશી રમેશ સીધો ઘર આગળ આવ્યો અને બારણું ઠોક્યું: " કોઇ છે કે ? બારણું ઉઘાડો. "

કિશોરીએ અત્યંત મધુર સ્વરે ઘરમાંથી જ ઉત્તર આપ્યો: " હું છું. તમે કોણ છો?"

કિશોરીનો સ્વર સાંભળતાંજ રમેશ હરખાયો. થોડીવાર તો તેના મુખમાંથી એક શબ્દ સરખો પણ નીકળી શક્યો નહિ. થોડી વારે તે બોલ્યો: " એ તો હું, રમેશ. "

'રમેશ' એ શબ્દ સાંભળતાં કિશોરીએ ત્વરતજ ઉઠી બારણું ઉઘાડ્યું. કિશોરી રમેશ તરફ એવી રીતે જોઇ રહી. જાણે તેનો આનંદ માતો ન હતો !

થોડો વખત સુધી તો બન્ને એક બીજા

સામે જોઇ રહ્યાં: "કિશોરી, તું મને યાદ કરતી ખરી ?"

કુલટા કિશોરી, કાંઇ પણ ઉત્તર આપ્યા પહેલાં તેને, હાથ પકડી ઘરમાં લઇ ગઇ. ખાટલા ઉપર તેને બેસાડી પોતે તેની પાસેજ બેઠી. પછી બોલી: " તમે મને યાદ કરતા ખરા કે ? મને લાગે છે કે તમે મને ભૂલી ગયા હતા."

" એમ કાં બોલે છે, કિશોરી ? "

" મારા મનમાં થતી વેદના જો તમે જાણતા હોત તો તમે મને પુછ્યું જ ન હોત કે હું તમને યાદ કરતી કે નહિ. તમેજ મને યાદ કરતા નહિ હો! "

" અરે તારી મૂર્તિ તો મારી નજર સામેથી કદી ખસતીજ નથી. ફ્રેન્ચની તોપ સામે લડતી વખતે પણ તારી મૂર્તિજ મારાં હૃદયમાં બિરાજમાન થયેલી હતી."

" હવે રહેવા દો એ બધું. જો મારે માટે આટલો બધો પ્રેમ હતો તો છાવણીમાં આવ્યે ત્રણ દિવસે કેમ મોઢું બતાવો છો ? ત્રણ દિવસમાં છેક અત્યારે અહિં આવવાની ફુરસદ મળી ? "

કિશોરીનો આ નમ્ર ઠપકો સાંભળી રમેશે કોમળ સ્વરે કહ્યું: " ત્રણ દિવસ સુધી છાવણીમાંથી કોઇને પણ બહાર જવાનો હુકમ ન હતો. ફ્રેન્ચોની વખાર લુટતાં હાથ આવેલું બધું દ્રવ્ય હાજર કરવાનું હતું. કોઇ બહાર ન મૂકી આવે એટલા પૂરતો એ હુકમ હતો. એમાં મારો કાંઇ દોષ છે ખરો ? "

" તે સૈનિકોએ લુંટીને જે દ્રવ્ય એકઠું કર્યું તે બધું કંપની સરકાર લઇ લેશે કે ? "

" નહિ; તો પણ તેમાંનો મોટો ભાગ કંપનીએ પોતાની પાસે રાખ્યો છે. થોડા ભાગમાંથી દેશી સૈનિકોને બક્ષીસ આપી છે. "

કિશોરીના કપટભર્યા પ્રશ્નનો રમેશે તદ્દન સરળતાથી ઉત્તર આપ્યો.

થોડીવાર રહી કિશોરી બોલી: " મને એવી ખબર મળી છે કે તમે યુદ્ધમાં મોટું પરાક્રમ દર્શાવ્યું છે: ખરેખર ! રમેશ, અંગ્રેજ સરકારનો વિજય તમારાં વીરત્વ અને ચાણક્ય બુદ્ધિને આભારી છે ! "

. " મેં શું વધારે કરી નાંખ્યું છે ? જેનું લૂણ ખાઇએ તેને વફાદાર રહેવું એ તો નોકરોનું કર્તવ્ય છે. "

" પણ તમને બક્ષીસ શું મળી ? " કિશોરીએ મુખ મલકાવી પ્રશ્ન કર્યો.

" મને કેપ્ટન સાહેબે એક તલવાર અને એક વીંટી બક્ષીસ આપ્યાં છે. "

" તલવાર ! છી ! તેનું આપણને શું કામ ? " કિશોરીએ આશાભરી નજરે રમેશ તરફ જોઇ મધુર સ્વરે કહ્યું.

" એમ કેમ ? વીરને તલવારની બક્ષીસ મળે એ તો મોટું ભાગ્ય કહેવાય ? "

" ઠીક; પણ વીંટીની કીમત કેટલીક હશે ? "

" તેની કીમત ઘણી છે, કારણ કે તે હીરાની છે." રમેશે નિખાલસતાથી ઉત્તર આપ્યો.

" તમે એ વીંટીનું શું કરશો ? " આ પ્રશ્ન કિશોરીએ એવા પ્રેમપરિપૂર્ણ અભિનયે કર્યો કે તેથી કોઈ પણ માણસ ફસાઇ જાય; તો રમેશ ફસાય એમાં શું આશ્ચર્ય ? તેનાં પ્રેમ કટાક્ષથી રમેશ ખીલ્યો અને અત્યંત પ્રફુલ્લ થઇ તે બોલ્યો,

" શું કરીશ ? તને આપીશ. " એમ બોલી રમેશે ખીસ્સામાંથી મૂલ્યવાન રત્ન મુદ્રિકા કાઢી અને કિશોરીની કરાંગુલીમાં પહેરાવી. સુંદર તરુણીના સુખદ સ્પર્શથી રમેશના હૃદયમાં અદ્ભૂત આનંદ લહરી વ્યાપી એટલુંજ નહિ પરંતુ એ સ્પર્શનો અનુભવ ચાલુ રહે

એવી પણ ઇચ્છા તેના અંતરમાં ઉદ્દભવી. કિશોરીએ પણ પોતાનો હાથ હતો તેમજ રાખી મૂકયો. કિશોરી ખરેખરી પ્રેમિકા ન હતી. તે તો દ્રવ્ય મેળવવાને તલસતી તરૂણી હતી. હીરાજડિત વીંટી મળવાથી તે ઘણીજ આનંદ પામી. વીંટી તરફ ઘણી વાર સુધી જોઇ રહી તેણે કહ્યું:

" ખરેખર! વીંટીમાંનો હીરો ઘણો તેજદાર છે."

અને આ સ્તુતિવાકયની અસર રમેશ ઉપર ધારવા જેવીજ થઇ. તે અત્યંત પ્રેમપૂર્ણ સ્વરે બોલ્યો: " આટલી રાત્રિ વીતિ છે પણ તું સૂતી કેમ નથી વારૂ ? "

" મને ઉંઘ તે કયાંથી આવે ? મારી ઉંઘ તો તમે ચોરી ગયા છો ! જ્યારે ને ત્યારે તમારાજ વિચારો આવ્યા કરે છે. આવી તો કેટલી યે નિદ્રાહીન રાત્રિઓ મેં ગાળી છે. "

કિશોરીના આ ઉત્તરથી તો રમેશ તદ્દન પાગલ બન્યો. તે બોલ્યો: " કિશોરી ! તું મારે માટે કેમ આટલી પીડાય છે ? હું તારો કોણ થાઉં ? હું તો એક ગરીબ સૈનિક છું. છતાં તું મારે માટે કેમ તલસે છે ? હું તો કંપનીનો નોકર છું. હુકમ થતાં ગમે ત્યારે ચાલ્યો જઇશ. પછી તારૂં શું થશે ? મારે માટે તું આટલી તલસે તે યોગ્ય નથી."

" હું એ બધું સમજું છું. મને એ સર્વનો વિચાર પણ થાય છે. પણ મારૂં મન માની શકતું નથી. મારા નશીબમાં જે લખ્યું હશે તે થશે. "

પુદ્દની થોડી વધુ વાતચીત કર્યા પછી રમેશ બોલ્યો: " ઠીક; હવે તો બહુ મોડું થઇ ગયું. મારે હવે છાવણીમાં જવું જોઇએ."

" છાવણીમાં જવું જ જોઇએ કે ? અહીંજ સુઇ રહો તો નહિ ચાલે કે ? "

રાત્રિ અને સંપૂર્ણ એકાંતમાં કિશોરી સરખી સુંદરીના મુખમાંથી નીકળેલા આ પ્રશ્નનો રમેશ શો ઉત્તર આપે ?

પણ રમેશ તદ્દન સામાન્ય કોટીનો યુવક ન હતો. તેણે પોતાના મન ઉપર કાબુ મેળવ્યો હતો. તે વીર હતો. તેણે કહ્યું: " નહિ; અહિં નહિ સુઇ શકાય. મારે જવું જ જોઇએ. "

" કેમ ? અહિં કાંઇ વાંધો છે ? " કિશોરીએ જરા રોષ કર્યો.

" તું અહિં એકલી છે. ઘરમાં બીજો કોઈ પુરૂષ નથી. એટલે જો હું અહિં રહું તો લોકો શું કહે ? " રમેશે ગંભીરતાથી કહ્યું.

" મને લોકોની કે તેમની નિંદાની જરાયે ભીતિ નથી. "

" જે વ્યક્તિ માટે આપણને પ્રેમ હોય, તે વ્યક્તિ ઉપર કોઇ પણ પ્રકારનું કલંક લાગવું ન જોઇએ એવી મારી માન્યતા છે. મારાથી તે કદિયે સહન નહિ થાય. એટલે તારે મને આગ્રહ નહિ કરવો. હવે હું જાઉં છું. " રમેશ ગંભીરતાથી બોલ્યો.

" તો ઠીક. કાલે આવશોને ? મને ભૂલશો નહિ હોં !

" કિશોરી ! તને કેમ ભૂલાય ? તને એવી શંકા કેમ થાય છે ? આ વિશ્વમાં તુંજ એક મારી અધિષ્ઠાત્રી છે. "

બન્ને એકમેક સામે પ્રેમપૂર્ણ નજરે જોતાં રહ્યાં રમેશ ત્યાંથી ચાલ્યો ગયો. કિશોરી દીપકના પ્રકાશમાં ઘણો વખત સુધી હીરાજડીત વીંટી જોતી રહી. અને તે પછી એક કઠોર પણ વિજયી હાસ્ય કરી નિદ્રાધીન થઈ.

---

## પ્રકરણ ૧૫ મું.

સુંદરીએ ઘોડાની સારવાર ઠીક કરી હતી. ઘોડો બરોબર સાજો થઇ ગયો હતો રમેશ, બીજે દિવસે આવી ઘોડો જોતાં જ ખુશ થયો. ખર્ચના રૂપીયા ઉપરાંત રમેશે સુંદરીને બક્ષીસ પણ આપી. એટલે સુંદરી રમેશ ઉપર ખુશ ખુશ થઇ ગઇ.

ઘોડો કલકત્તા મોકલવાનો હતો; સગવડ મળે કોઇ સાથ ગોતી ઘોડો કલકત્તા મોકલવાનો રમેશનો વિચાર હતો. તે દરમ્યાન કંપની સરકારની છાવણીમાં ઘોડો રાખવામાં આવ્યો. રમેશ, સાંજે ઘોડેસ્વાર થઇ ખૂબ ફરતો.

એવી જ રીતે ઘોડેસ્વાર થઇ સાંજે રમેશ નીકળ્યો હતો. ખૂબ વિચારમાં હોય એમ તેના મુખ ઉપરથી લાગતું હતું. પોતે કયાં જાય છે તેનુ પણ તેને ભાન ન હતું.

તે સ્વગત વિચારતો હતોઃ "મારૂં જીવન શું આ અજ્ઞાતવાસમાં જ વ્યતિત થશે? મારી જન્મભૂમિમાં જઈ મારાં સગાં સંબંધીઓને હું કદિયે ન મળી શકું? મારૂં પાલન પોષણ કરનારની કાંઇ પણ સેવા હું નહિ કરી શકું? ખરેખર! મારૂં જીવન—".

છેલ્લું વાકય પૂરૂં થાય તે પહેલાં તો રમેશની નજર આગળ એક સુંદર મુખનો આભાસ થયો. એ મુખ કિશોરી સિવાય કોનું હોઈ શકે?

રમેશની વિચારસરણી આગળ ચાલીઃ "ખરેખર! મારા અંધકારમય જીવનમાં પ્રકાશનું એ એકજ કિરણ છે! કિશોરી મારી સહધર્મચારિણી થાય તો મારૂં જીવન પ્રકાશમય બને. કિશોરી મને ચાહે છે. લગ્ન કરીશ તો તેની જ સાથે. તેના વિના મારૂં જીવન વ્યર્થ છે. પણ તે મને પરણશે કે?"

આ પ્રશ્ન સાથે તેણે ઘોડાની લગામ ખેંચી અને સુંદરીની વાડી તરફ ઘોડો વાળ્યો. જોતામાં તે સુંદરીની વાડી આગળ આવી પહોંચ્યો. કિશોરી ઘરના ઓટલા ઉપર જ બેઠી હતી. ઘોડેસ્વાર રમેશને જોતાંજ તે દરવાજા આગળ આવી પહોંચી.

રમેશને ઘોડા ઉપર સ્વાર થયેલો કિશોરીએ પહેલી જ વાર જોયો. ઘોડો સુંદર હતો. અને તેના ઉપર સ્વાર થનાર તરૂણ? કિશોરી લાંબો સમય સુધી ઘોડેસ્વાર રમેશને નીરખી રહી. પછીથી મંદ સ્મિત કરી બોલીઃ

"રમેશ, આજે તમે ઘણા જ સુંદર લાગો છો હોં!"

સૌન્દર્યસંપન્ન અને અવિવાહીત યુવતીના મુખમાંથી આવા પ્રસંશોદ્ગાર નીકળતાં કયા તરૂણને આનંદ ન થાય? રમેશને એ શબ્દો સાંભળી ખૂબ આનંદ થયો. પરંતુ તેણે તે આનંદ બહાર દૃષ્ટિએ પડવા ન દીધો.

થોડી વાર રહી કિશોરી પાછી બોલીઃ

"ઘોડા ઉપર તમે બહુજ શોભો છો હોં! મને લાગે છે કે ઘોડા ઉપર બેસી ફરવા માટે જ તમે સર્જાયા છો. ખાંધ ઉપર બંદુક ભરાવી પલટણ સાથે આમ તેમ ભટકવું એ આપણું કામ નથી" કિશોરી અત્યંત કૌતુકભરી નજરે રમેશ તરફ જોઇ રહી.

"જા, જા, તારી કલ્પના તો કોઇ કવિના જેવી છે! વાસ્તવિકતા સાથે એને કાંઇ સંબંધ નથી. કિશોરી! તને જોતાં મને ઘણો જ આનંદ થાય છે હોં!"

"મારૂં મોટું ભાગ્ય!" કિશોરી પણ આનંદની પરાકાષ્ટાએ પહોંચી.

"કિશોરી! જે દિવસે મેં તને પહેલી જોઇ તે દિવસથી મારૂં હૃદય તારે માટે તલ્સી રહ્યું છે. તેજ સમયથી હું તારો દાસ બન્યો છું. કિશોરી! મારી પ્રેમદેવિ! તું આજીવન મારી થશે ને?"

કિશોરીએ આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેનું મુખારવિંદ જરા સ્ફુર્યું અને અધર પર આછી હાસ્યરેખા ફૂટી થોડી જ વારમાં એ હાસ્યરેખા નષ્ટ પણ પામી.

મૌન એ સંમતિનું લક્ષણ છે એમ વિચારી રમેશ બોલ્યોઃ "આ વાતમાં તું માની સંમતિ લઇ લેશે કે મારે લેવી પડશે ? અને મારા એક બે મિત્રને આ આનન્દ સમાચાર આપું ને ?"

કિશોરી શરમાઇ ગઇ; જરા હસી મૃદુસ્વરે તે બોલીઃ "સમાચાર આપો તેની મને હરકત નથી પણ આ વાત આટલી વહેલી બહાર ન પડે તો સારું."

જાણે ખૂબ શરમાઇ ગઇ હોય તેમ આટલું બોલી કિશોરી ઘરમાં ચાલી ગઇ; અને રમેશે છાવણી તરફ ઘોડો મારી મૂકયો.

## પ્રકરણ ૧૬મું

ઉપરનો પ્રસંગ બની ગયાને ત્રણ દિવસ થઇ ગયા હતા. તે દરમ્યાન રમેશ બીજાં કેટલાંક કામકાજમાં પડવાથી કિશોરીને મળી શકયો ન હતો.

ચોથે દિવસે સવારે છાવણીમાં શાક ભાજી અને ફળ લાવનાર માણસ સાથે કિશોરીએ એક પત્ર રમેશને મોકલ્યો. રમેશ પોતાના તંબુમાં બેઠો હતો. એક સૈનિકે આવી રમેશને પત્ર આપ્યો. કિશોરીના અક્ષર તેણે પરખ્યા. પ્રણયપત્રિકા હશે ધારી ઉતાવળે ઉતાવળે પત્ર વાંચવા માંડયો.

"પ્રિય રમેશ,

ત્રણ દિવસ થયાં તારાં દર્શન માટે તલસું છું પરંતુ નિરાશા મળે છે. હવે દર્શન આપીશ ?

હં. એક બીજી વાત. આજે સાંજે ચાર વાગતાં વાડીમાં મલ્લયુદ્ધ ગોઠવ્યું છે. એ યુદ્ધમાં ભાગ લેવા માટે આનન્દરાજ ગજપતિનો ભત્રીજો શિવાજી, વિશ્વનાથ વગેરે બધાય આવનારા છે. તારે પણ આવવાનું છે હોં !

આપણે ત્યાંથી થોડેક દૂર આવેલાં અનારપૂર ગામમાં એક અચ્છો કલાકાર રહે છે. એ કલાકારે મારું સુંદર તૈલચિત્ર તૈયાર કરેલું છે. આજનાં મલ્લયુદ્ધમાં જે જીતશે તેને હું એ તૈલચિત્ર ભેટ આપીશ.

તું જરૂર આવી પહોંચજે હોં !

લી.

દર્શનાતુર

**કિશોરી**

પત્ર વંચાતો ગયો તેમ તેમ રમેશનાં મુખ ઉપર ગ્લાનિ છવાતી ગઇ. રમેશનાં મનમાં અનેક કલ્પના થવા માંડી. તે વિચારવા લાગ્યોઃ "મલ્લયુદ્ધમાં જીતનારને કિશોરી પોતાનું તૈલચિત્ર આપશે ! એ પ્રાણહીન ચિત્ર સાથે કિશોરી પોતાનું સજીવ ચિત્ર પણ તે તરુણને અર્પણ કરશે ને ? એવા પ્રણયખેલમાં જઇને હું શું કરૂં ? આવા પ્રણયખેલ મારે ખેલવા નથી."

* * *

ચાર વાગતાં સુંદરીની વાડીનું ચોગાન તરુણોથી ભરાઇ ગયું. સ્ત્રીઓની સંખ્યા પણ ઘણી હતી. વિશ્વનાથ, આનન્દરાજ ગજપતિનો ભત્રીજો શિવાજી બધાયે આવ્યા હતા. માત્ર રમેશ આવ્યો ન હતો. કિશોરીએ આજે પોતાની પાસેનાં સારામાં સારાં વસ્ત્રો અને આભૂષણો પહેર્યાં હતાં. અપ્સરા સમી તે દીપતી હતી.

ભેગા થયેલા જનસમૂહ તરફ એક દૃષ્ટિ કિશોરીએ ફેંકી. બધા આવી ચૂકયા હતા. માત્ર રમેશ ન હતો. તે નહિ આવ્યો તેથી શું કાંઇ મલ્લયુધ્ધ બંધ રખાય ? બરાબર ચાર

એમ તું માનતો હશે પરંતુ એમાં તારી ભૂલ છે. હું તારી જ છું મારા પર આટલો ક્રોધ કરવાનું કારણ શું ? તે દિવસનું મલ્લ-યુદ્ધ ! પણ તે તો રમત હતી. તેમાં શિવાજી વિજયી નીવડયો એની તો તને ખબર હશે. શિવાજી સાથે મારી ખાસ બહેનપણી પરણવાની છે. એની તને ખબર નહિ હોય ! શિવાજીનાં લગ્ન પછી હું તેને મારૂં જે ચિત્ર આપીશ તે મારી બહેનપણીને ઘરે રહેવાનું છે. તો એટલા માટે તું આટલો વિષાદ કેમ કરે છે ? તું-શું મને ભૂલી શકશે? નહિ જ. મારી ખાત્રી છે, કે તું મને કદિયે વિસરનાર નથી. તારા વિના હું કેટલી તલસું છું ? પત્ર વાંચી મને તરત મળજે. હું તારી રાહ જોતી રહીશ. મને નિરાશ ન કરતો.

લી.
તારીજ
કિશોરી "

કિશોરીનો આ કવિત્વપૂર્ણ પત્ર વાંચતાં રમેશ પાછો મુગ્ધ થઇ ગયો. તેણે માની લીધું કે " કિશોરી મને અત્યંત ચાહે છે." તેના મોહમાં આગળના બધાયે વિચારો તે ભૂલી ગયો. તેના મનમાં કિશોરી રમી રહી. કિશોરીના જ વિચારમાં તેણે રાત્રિ પણ વીતાવી. પ્રભાતનો સૂર્ય ઉગ્યો પણ રમેશને કાંઈ ચેન પડતું ન હતું. ( અપૂર્ણ )



**સાભાર સ્વીકારઃ** (૧) કેલેન્ડરઃ (અ) મેસર્સ માસ્તર એન્ડ કંપનીનું ભીંતે ટાંગવાનું અંગ્રેજી મહિનાની તારીખો સાથેનું સુંદર ત્રિરંગી કેલેન્ડર. (બ) "ત્યાગભૂમિ" માસિકના સંચાલકો શ્રી સસ્તા સાહિત્યમંડળ અજમેર તરફનું. ત્રિરંગી કેલેન્ડર. (૨) **ભરૂચ સમાચારઃ** પ્રકાશકઃ રા જહાંગીર અરદેશર ગાંધી. પુ. ૫૨; અંક ૪ થી ૯. (૩) **ઉલ્લાસઃ** તંત્રીઃ રા. "મસ્તફકીર" પુ. ૧; અંક ૧૧ થી ૧૪. (૪) **નાટક-સીનેમાઃ** તંત્રીઃ રા. ભીમાશંકર શર્મા. પુ. ૨; અંક ૭ થી ૯ (૫) **જ્ઞાનપ્રચાર** ( તક્ષશીલા અંક ) તંત્રીઃ રા. ચુનીલાલ બે. ભટ્ટ પુ. ૧૨; અંક ૧-૨. પ્રાચીન તક્ષશીલા સંબંધી અનેક ઐતિહાસિક માહિતીઓથી ભરપુર અંક. (૬) **હિંદુ ધર્મ પત્રિકાઃ** તંત્રીઃ રા ચંદ્રમણી મોતીલાલ વ ૪; અંક ૯. (૭) **સંદેશઃ** તંત્રીઃ રા. અંબાલાલ મ. અમીન. ફેબ્રુઆરી ૧૯૩૦. (૮) **સમાજસેવકઃ** તંત્રીઃ રા. ગોકલદાસ હીરજી ઠક્કર ( અત્યારે જામસાહેબની જેલમાં ). મહા ૧૯૮૬. (૯) **લોહાણા અભ્યુદયઃ** તંત્રીઃ રા. કહાનજી વહાલજી ઠક્કર. વ. ૧; અંક ૫. (૧૦) **કર્મયુગઃ** તંત્રીઃ રા. છબીલદાસ એસ. માસેકર. પુ. ૧; અંક ૪-૫. (૧૧) **અનાવિલ પોકારઃ** તંત્રીઓઃ રા. દોલતરામ રતનજી અને રા. મણીલાલ ડાહ્યાભાઇ. પુ. ૭; અંક ૨-૩. (૧૨) **નાગરચેતનઃ** તંત્રીઃ રા. વિઠ્ઠલરાય નાનાલાલ પંડયા. વ. ૧; અંક ૪. (૧૩) **ડાકણ કે દેવી ?** ભાગ ૧-૨ લેખકઃ રા. નાગભાઇ લાખાભાઇ ખુમાણ. કીં. રૂ. ૦-૧-૬. હિંદુ સમાજના સીતમ ચર્ચતી ટુંકી વાર્તા. (૧૪) **ન્યાયનો નાથઃ** રા મનહરનાથ મા. ધારેખાનની પ્રસિદ્ધ નવલકથા ઉપરથી તૈયાર થયેલા અને અમદાવાદમાં આર. સી. ઇન્સ્ટીટયુટના વિદ્યાર્થીઓએ પોતાની લાઇબ્રેરીના લાભાર્થે ભજવેલા નાટકનો સાર. (૧૫) **ભાષણઃ** જુન્નરમાં મળેલી જૈન મહિલા પરિષદના પ્રમુખ સૌ. ગુલાબબ્હેન મકનજી મ્હેતાનું જૈન મહિલાઓને પ્રેરણા પાતું ભાષણ. (૧૬) **શ્રી. મહર્ષિ ગુરૂકુલ બ્રહ્મચર્યાશ્રમ** જુનાગઢનો સં. ૧૯૭૮ થી સં. ૧૯૮૪ સુધીના ૭ વર્ષનો અહેવાલ અને હિસાબ. (૧૭) **રીપોર્ટ અને હિસાબઃ** શ્રી મુંબાઇ જૈન સ્વયંસેવક મંડળ, મુંબાઇ. સં. ૧૯૮૩ થી ૧૯૮૫.




**વેણીનાં ફુલ**: લેખક: રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: મંત્રીઓ, ભાવનગર શ્રીકેળવણી મંડળ. મૂલ્ય: ચાર આના.

આ નાનકડા સંગ્રહની પહેલી આવૃત્તિ ૧૯૨૮ ના એપ્રીલમા છપાયલી અને પ્રકાશકોએ તેની ૧૦૦૦ નકલો બીતાં બીતાં કઢાવેલી. અમે પુસ્તક લેઇને જ તેમને ઠપકો આપેલો, પરિણામે ઑગસ્ટ ૧૯૨૮ માં બીજી આવૃત્તિ તેમને પ્રકટ કરવી પડી. એ વખતે પણ કાંઇક ડરથી તેમણે ૨૦૦૦ જ નકલ કઢાવી. પરિણામે ફરી ૨૦૦૦ નકલ જાન્યુઆરીમાં કઢાવવી પડી છે. ભાઇ મેઘાણીના આ "વગડાના ફુલ" માં મીઠાશ અને સૌરભ એટલાં બધાં ભર્યાં છે કે ગુજરાતણો તેની સુગંધ લેતાં ધરાતી જ નથી. અનેકની વેણીએ એ ફુલો ચઢી ચૂક્યાં છે; જેમની વેણીએ નથી ચઢ્યાં તે એ બ્હેનોની ઇર્ષા કરે છે અને પોતાની વેણીમાં એ ફુલો ગુંથવા અધીરી બને છે. પ્રકાશકો આવતા વર્ષમાં ચોથી આવૃત્તિ માટે જરૂર તૈયારી કરી રાખે.

**ભગવાન જડેશ્વર**: લેખક: રા. પોપટલાલ પું. શાહ. પ્રકાશક: રા. દલીચંદ પું. શાહ. કીમત: સવા આનો.

"શારદા" માં પ્રકટ થયેલો આ લેખ કાઠિયાવાડના વાંકાનેર પાસે આવેલા એક સુપ્રસિદ્ધ તીર્થસ્થાન અને આરોગ્યસ્થળનું સુંદર વર્ણન આપે છે. સાથે સાથે એ સ્થળને લગતી આખ્યાયિકા રસમય વાણીમાં લેખકે આપી છે.

**મધપૂડો**: (અંક ૧ લો): તંત્રી: રા. નટવરલાલ વીમાવાળા. પ્રકાશક: શ્રી ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. મૂલ્ય: બાર આના.

સ્વ. રમણભાઇ હરગોવિંદદાસ કાંટાવાળાના સ્મરણાર્થે ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળના આશ્રયથી પ્રકટ થતી બાલસાહિત્યમાળાનું આ પ્રથમ પુષ્પ છે. એ તૈયાર કરવામાં તંત્રીએ જે સખત મહેનત ઉઠાવી છે તે માટે તેમને ધન્યવાદ આપીએ છીએ. પ્રત્યેક લખાણ બાળકો હોંસે હોંસે વાંચે અને આનંદ સાથે જ્ઞાન મેળવે એવું છે. અનેક સુંદર ચિત્રો એ આકર્ષકતામાં વધારો કરે છે. ચિત્રવાર્તા, ભુગોલ, ચિંતન, પ્રાણીશાસ્ત્ર, ભૂલભુલામણી, રમુજ વગેરે અનેક વિષયો એમાં ભર્યા છે. એક બે બાબત અમને નથી ગમી એક વાર્તાના ચિત્રો આપ્યા છે ૨૨-૨૩ પાન પર અને વાર્તા અપાઇ છે ૬૫ મા પાન પર; "બાર વાગ્યા મધના"ની વાર્તાના કેટલાય ટુકડા કરી નાખ્યા છે. પહેલી બાબત બાળકો પોતાની કલ્પના કસે તે માટે હશે પણ બીજી બાબત સમજવી મુશ્કેલ છે.

**કોલસા કાકા**: લેખક: રા. નટવરલાલ વીમાવાળા; ગાંડીવ બાલજ્ઞાનમાળાનું પુષ્પ ૬ ઠું. કીમત: પાંચ આના.

બાલસાહિત્યના સર્જક તરીકે ભાઇ નટવરલાલ સિદ્ધહસ્ત છે. આ વાર્તા તેમણે એક અંગ્રેજી વાત પરથી બાળકો માટે તેમને રૂચે એવી ભાષામાં લખી છે અને કોલસાની ખાણ વિષે ઉપયોગી માહિતી આપી છે. બાળકો એ વસ્તુ વિષે આનંદ સાથે જ્ઞાન મેળવશે.

**વસંત**: (આવૃતિ બીજી): લેખિકા: સ્વ. સૌ. અર્યમન મહેતા. પ્રકાશક: બાલજીવન મંદિર, વડોદરા. કીમત: એક આનો.

આ નાનકડી પુસ્તિકામાં લેખિકા બ્હેને એક પ્રામાણિક બાળકની બાળમાનસને ગમી જાય એવી વાર્તા સહેલી ભાષામાં લખી છે. આ પુસ્તકની પહેલી આવૃત્તિ આઠ વર્ષ પહેલાં પ્રકટ થઇ હતી. આટલો લાંબો ગાળો બીજી આવૃત્તિ માટે ગયો તેથી અજાયબી થાય છે.

**સ્વામીભક્ત ગુરપાળ** (આવૃત્તિ બીજી):

લેખક રા. માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક. પ્રકાશક ઉપર પ્રમાણે. કીમતઃ બે આના.

આ પુસ્તકની પણ પ્હેલી આવૃત્તિ આઠ વર્ષ પ્હેલાં થયેલી. નાટકની લખાવટ જોતાં એમ લાગે છે કે તે બહુ મોટી ઉમ્મરના બાળકોને જ અનુકુળ આવશે. પાત્રોની સંખ્યા બહુ જ મોટી રાખી છે. છાપકામની ખાસ કરીને જોડણીની ભૂલો અસંખ્ય છે. કેટલેક સ્થળે તો છાપકામમાં ચોખ્ખી બેદરકારી જણાય છે. બાળકો માટેનું સાહિત્ય એવી ભૂલો કે બેદરકારીથી પર હોવું જોઇએ.

**બીલોરી પહાડ ( પરી કથા )**: લેખકઃ રા. રમણલાલ ના. શાહ, તંત્રી, "બાલજીવન." પ્રકાશકઃ શ્રી ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય, અમદાવાદ. કીમતઃ ત્રણ આના

હમણાં હમણાં આપણું બાલસાહિત્ય આવી પરીકથાઓ અને અસંભવિત વાતોથી ઉભરાવા માંડયું છે. આવી વાતો કુમળા મગજ પર શી અસર કરતી હશે તે તો બાળમાનસના અભ્યાસીઓજ કહી શકે. એ માટે બાલમાનસના અભ્યાસીઓએ પરિષદ ભરી તાત્કાલિક તોડ કાઢવો જોઇએ, નહિ તો આવું સાહિત્ય ભાવિ પ્રજાને કદાચ નુકશાન કરી બેસશે. જાદુ, રાક્ષસો, પરીઓ, પવન પાવડીઓ વગેરેની વાતોને બદલે વિજ્ઞાનની વાતો સારી સહેલી અને આકર્ષક શૈલીમાં બાળકો માટે લખાય તો વધારે ઉપકારક નીવડે.

**તરલા અથવા ઉર્મિનો આવેગઃ** લેખકઃ સ્વ. ભોગીન્દ્રરાવ દિવટિયા. પ્રકાશકઃ રા. જીવનલાલ અ. મહેતા. મૂલ્યઃ રૂ. ૨-૦-૦

આ નવલકથા વર્ષો પ્હેલાં સ્વ. ભોગીન્દ્રરાવે લખેલી અને "સ્ત્રીબોધ" માસિકમાં છપાયલી એ માસિકના સંચાલકોએ જુની ફાઇલમાંથી એ નવલકથા કાઢી પુસ્તકાકારે છપાવી ચાલુ વર્ષમાં પોતાના ગ્રાહકોને ભેટ તરીકે આપી છે. સામયિકોમાં પ્રકટ થતું કેટલુંક સાહિત્ય ચિરંજીવ રહે યા લાંબો સમય ટકે એવું હોય છે. એવાં સાહિત્યને પુસ્તકાકારે પ્રકટ કરવાની પ્રકાશકોની ફરજ છે, એમ અમે માનીએ છીએ અને એ માન્યતા અમલમાં પણ મૂકીએ છીએ. "સ્ત્રીબોધ" ના સંચાલકોએ એ ફરજ બજાવી છે તે માટે ધન્યવાદ. સ્વ. ભોગીન્દ્રરાવની શૈલિ ગુજરાતી વાચકોને જાણીતી છે. આ નવલકથામાં તેમણે આલેખેલાં પાત્રો અને ચર્ચેલા પ્રશ્નો ભૂતકાલના ગુજરાતનાં નથી; પશ્ચિમ પાસેથી ઉછીતાં લીધાં લાગે છે. "શારદા" કાયદો અમલમાં આવ્યા પછી કન્યાઓ મોટી થાય

## એક ઉપયોગી સૂચના

ભાવનગરથી રા. વી. એલ. જાની નામે એક ગૃહસ્થ અમને નીચે પ્રમાણે લખી જણાવે છેઃ

" રા. રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા, જોગ આપના તરફથી "શારદા કાયદા"ની ચોપડી છપાઇ પ્રકટ કરનાર "ગુણસુંદરી" કાર્યાલયને ધન્યવાદ ઘટે છે. ગુજરાતી પ્રજાને આ નાની ચોપડીથી જાણવાનું મળ્યું છે. વિ. કાઠિયાવાડમાં ભાવનગર રાજ્ય તરફથી તા. ૧-૪-૩૦ થી લગ્નના કાયદા અમલમાં આવનાર છે. હજી રાજ્યે કંઇ પણ છાપા દ્વારા ગામડીઆને ખબર આપી નથી. જો આપ આ ધારા મંગાવી આ ચોપડી સાથે અગર જુદી છપાવશો તો જરૂર પ્રજા ઉપકાર માનશે. "

આ ભાઇની સૂચના અમને અત્યંત ઉપયોગી લાગે છે. ભાવનગર ઉપરાંત ગુજરાતના બીજાં ત્રણ ચાર દેશી રાજ્યોએ બાળલગ્ન ઉપર અંકુશ મુકનારા કાયદા ઘડયા છે. "શારદા" કાયદા સાથે એ સર્વ કાયદા છપાવી તેનો બ્હોળો ફેલાવો જનસમાજના જ્ઞાનાર્થ અને દેશના લાભાર્થ કરવાનો અમે વિચાર કરી રહ્યા છીએ. એવી પત્રિકા 'શારદા" કાયદાની પત્રિકાની જેમ બને તેટલી સસ્તી કીમતે પ્રજાને પૂરી પાડવામાં આવશે. પરંતુ "શારદા કાયદા" સંબંધી અમને કડવો અનુભવ થયો છે. કેટલાક સાહિત્યના ચોરોએ અમારી પત્રિકા પરવાનગી વિના અક્ષરસઃ છપાવી મારી તેમાંથી કમાણી કરી છે અને અમને નુકશાન કર્યું છે. પરિણામે ઉપર જણાવેલા બધા કાયદાની એક ભેળી પત્રિકા છાપતી વખતે જરૂર પૂરતીજ નકલો કાઢવામાં આવશે. જેમને એ નવી પત્રિકાની નકલો જોઇતી હોય તેઓ અમને તુરત જ લખી જણાવે. છાપેલી નકલો ખુટી જતાં પાછળથી કદાચ નિરાશ થવું પડે.

લી. વ્યવસ્થાપક "ગુણસુંદરી", મુંબાઇ, ૪.

અને જાતે પસંદગી કરીને લગ્ન કરવા માંડે તે પછી કદાચ એ પ્રશ્નો ગુજરાતને મુંઝવશે. કેટલાંક કંટાળાભર્યાં વર્ણનપ્રસંગો બાદ કરતાં વાર્તા વાંચવી ગમે એવી છે.

વીર વૈરાગી અથવા બન્દાબહાદુર: પ્રયોજકઃ હિન્દુ ત્રિમુર્તિ. પ્રકાશકઃ રા. નારાયણ વિ. ઠક્કુર. મૂલ્યઃ ૦-૧૨-૦.

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાનું આ પુસ્તક બીજું પુષ્પ છે. પ્હેલા પુષ્પ " ગુરૂ ગોવિન્દસિંહ " ની સમાલોચના અમે અત્યાર પ્હેલાં પ્રકટ કરી ગયા છીએ. આ પુસ્તક તેના અનુસંધાન રૂપે છે. ગુરૂ ગોવિન્દસિંહે શરૂ કરેલો સ્વાતંત્ર્યયજ્ઞ તેમનો શિષ્ય બન્દા ચાલુ રાખે છે અને તેમાં પોતાના પ્રાણની આહુતિ આપે છે. અત્યારે કેટલેક અંશે ડરપોક બનેલી આપણી હિંદુ જાતિને આ પુસ્તક ધર્મરક્ષણનો, તે માટે નિડર બનવાનો, સુંદર અને આત્મભોગી પાઠ શીખવશે. આ પુસ્તકમાંની બીના ઐતિહાસિક છે, એમાં જરા પણ શક નથી. એ ઇતિહાસની પુનરાવૃત્તિ કરવા હિન્દુ જનતા પ્રેરાય એ જ આ ગ્રંથમાળાનો હેતુ છે. હિન્દુધર્માવલંબીઓનો થતો હ્રાસ અટકાવવા અત્યારે અનેક ગોવિન્દસિંહ અને બન્દાઓની આપણને જરૂર છે.

રસકલ્લોલ સંપાદકઃ રા. છગનલાલ વિ. રાવલ પ્રકાશકઃ શ્રી ફાર્બસ ગુજરાતી સભા. મુલ્યઃ ૦-૧૦-૦.

સોરઠના લોકગીતોનો સંગ્રહ કરી રા. મેઘાણીએ ગુજરાતી સાહિત્યની સુંદર સેવા કરી છે. તેવાજ પ્રકારની સેવા કેટલેક અંશે ગુજરાતના લોકગીતોનો સંગ્રહ કરી રા. રાવલે કરી છે. તેમનો સાહિત્યશોખ જાણીતો છે અને વૃદ્ધાવસ્થા છતાં તેમણે આ ગીતો સંગ્રહ કરવામાં ઉઠાવેલી જહેમત અભિનંદનિય છે. આ ગીતોમાંથી ગુજરાતની સ્ત્રીઓનું ભૂતકાળનું જીવન પ્રતિબિંબિત થાય છે છતાં એમાંના ઘણા ગીતોના ભાવ ગામડાના જીવનમાં અનુભવાય છે; શહેરની સ્ત્રીઓ એ ભાવ ભાગ્યેજ સમજી શકે.

સંવાદિકા : લેખક : રા. પોપટલાલ પું. શાહ પ્રકાશકઃ રા. હીરાચંદ પું. શાહ મૂલ્યઃ રૂ. ૧-૦-૦

શાળાઓમાં ભજવી શકાય એવા બાર સામાન્ય અને નવ જૈન સંવાદોનો સંગ્રહ આ પુસ્તકમાં થયો છે. સંવાદોનું વસ્તુ વૈવિધ્યવાળું છે અને પસંદગી માટે પૂરતી છુટ આપે છે. ભાષા પણ સાદી ને સરળ હોઇ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના બાળકોને અનુકુળ આવે તેવી છે.

ચિત્રમય જગત-( ઔદ્યોગિક અંક ) : તંત્રી : રા. હ. ગો. યાજ્ઞિક. જાન્યુ.-ફેબ્રુ. માસનો સંયુક્ત અંક.

પૂનાથી પ્રકટ થતાં આ જાણીતા માસિકનો આ અંક " ખાસ " ઔદ્યોગિક અંક તરીકે પ્રકટ થયો છે. એ વધારાનો અંક નથી, ઉલટો બે માસનો સંયુક્ત અંક છે છતાં " ખાસ " શબ્દ કેમ વપરાયો હશે ? તંત્રીએ જહેમત ઉઠાવી હિંદની પ્રાચીન ઔદ્યોગિક જાહોજલાલી અને એ ઉદ્યોગોને નષ્ટ કરવા આપણી કહેવાતી દયાળુ સરકારે કેવી નિર્દયતા વાપરી છે, તે મૂર્તિમંત કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. એ પત્રમિત્રના આ સુંદર અને ઉપયોગી પ્રયત્નને અમે સહર્ષ વધાવી લઇએ છીએ.

બે ઘડી મોજ ( ઇદ. અંક ): તંત્રીઓઃ રા. શયદા અને રા. સાકી.

હળવું સાહિત્ય પીરસનારા આ જાણીતા સાપ્તાહિકે પોતાનો તા. ૨૭ માર્ચનો અંક બંધ રાખી તેને બદલે આ દળદાર ઇદ અંક રમજાન ઇદને ટાંકણે પ્રસિદ્ધ કર્યો છે. ઇદ સંબંધી ખાસ લેખ લખાવ્યો બાદ કરતાં બીજા લેખો હંમેશની જેમ અપાયા છે. પરંતુ એના લેખો અને પાત્રોની સંખ્યા પ્રમાણમાં સામાન્ય અંક કરતાં મોટી હોઇ વાચકોને સારો ખોરાક પૂરો પાડે છે. છાપકામમાં-ખાસ કરીને ચિત્રોની છપાઇમાં વધારે કાળજી લેવાઇ હોત તો અંક બન્યો છે તે કરતાં વધારે આકર્ષક બનત.

ચાંદ (૬ઠ્ઠું આવૃત્તિ ): તંત્રી મુન્શી કન્હૈયાલાલ. લવાજમ: રૂ ૮-૦-૦. સુપ્રસિદ્ધ હિંદી માસિક " ચાંદ "ના સંચાલકોએ જાન્યુઆરી માસથી એ માસિકની ઉર્દુ આવૃત્તિ પ્રકટ કરવા માંડી છે " ચાંદ "ની ઉપયોગિતા પુરવાર તેની લોકપ્રિયતામાંથી મળી રહે છે. હિંદી માસિકોમાં એનો ફેલાવો મોટો વધારે જાણીતો છે. એવા આ નવા સાહસને અમે વધાવી લઇએ છીએ.

# ઈનામી પ્રશ્નો

સંપાદકો: કુ. યશસ્વિની અને શ્રી. ચન્દ્રકાંત પારેખ

૧ 'ગુણસુંદરી'માં કોઈક વર્ષમાં, માતૃપદની મહત્તા દર્શાવનાર કાવ્યપંક્તિને અનુલક્ષતું કવરચિત્ર આવતું હતું. નીચેના અક્ષરોમાં એ કાવ્ય પંક્તિ ગુંચવાયલી છે, તે ઉકેલો:—

હા ગુ પા તે પં સ ત ણ વે લ જે થ ર જ શા ક ગ ર ન રે

૨ નીચેના શબ્દોમાંથી ગુજરાતના ૪ રાગસંગ્રહોનાં નામ વીણી કાઢો:—

મં રા ન્હા ના સ શ જ સ ચં ર રી ચં ન્હા ના શ કિ ના સ કા દિ

૩ આ ચોરસનાં ૧૬ ખાનામાં એકથી પંદર સુધીના આંકડા અને એક મીંડુ છે. એ આંકડાઓને ... બાજુથી ૪ ...

| | | | |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | | | |
| ૯ | | | |
| ૧૩ | | | |

...નો આરંભ કર્યો છે. મીઠાંના ...વા માટે તેઓ અમદા-...ના દાંડી ગામે પગપાળા ...થે ઉપડયા છે અને તા. ૫ મીએ ... ( જો ) તેમને પકડવામાં ન ...દમાં તેમને વિદાય આપવામાં ...થે સ્ત્રીઓની ઘણી મોટી ...દેવી અંબાલાલે મ. ગાંધી-

...ગોશીબ્હેન કેપ્ટન, (૫) શ્રી. કમળાબ્હેન ... (૬) શ્રી. સરલાબ્હેન ફડીયા, (૭) શ્રી સરલા... ફડીયા છે. અલાહાબાદમાં મહાસભાના ... શ્રી. જવાહીરલાલ નેહરૂનાં પત્ની શ્રીમતી કમલાદેવી નેહરૂએ પણ સ્વયંસેવિકા તરીકે નામ નોંધાવ્યું છે. બોરસદ તાલુકામાં પણ ઘણી બ્હેનો સત્યાગ્રહ-માં જોડાવા તૈયાર થઇ છે. કલકત્તામાં સ્ત્રીઓની સભામાં સ્વયંસેવિકાઓ નોંધવા સમિતિ નીમાઇ ... વગેરે સ્થળે વિદેશી કાપડનો ... મુશ્કેલી (?) મળે છે અને

( ૧ ) આ ઉખાણાના હરિફાઇમાં માસિકની દરેક સ્ત્રીગ્રા... પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ ... સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જ... નોં... પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હો... નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિ... સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિ... કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિ... નહિ. ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. ... પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરી...

## જાન્યુઆરી માસના પ્રશ્નોનું પરિણામ

ખરા જવાબ નીચે પ્રમાણે છે:—

૧ છોકરી

૨ વય ૫॥ માસ

આ પ્રશ્નોના કુલ ૩૪ જવાબો આવ્યા હતા. તેમાં બે જવાબો ૪થી શરતનો

અને જાતે પસંદગી કરીને લગ્ન કરવા માંડે તે પછી કદાચ એ પ્રશ્નો ગુજરાતને મુંઝવશે. કેટલાંક કંટાળાંભર્યાં વર્ણનપ્રસંગો બાદ કરતાં વાર્તા વાંચવી ગમે એવી છે.

**વીર વૈરાગી અથવા બન્દાબહાદુરઃ** પ્રયોજકઃ હિન્દુ ત્રિમુર્તિ. પ્રકાશકઃ રા. નારાયણ વિ. ઠક્કુર. મૂલ્યઃ ૦-૧૨-૦.

હિન્દુ ગૌરવ ગ્રંથમાળાનું આ પુસ્તક બીજું પુષ્પ છે. પ્હેલા પુષ્પ " ગુરૂ ગોવિન્દસિંહ " ની સમાલોચના અમે અત્યાર પ્હેલાં પ્રકટ કરી ગયા છીએ. આ પુસ્તક તેના અનુસંધાન રૂપે છે. ગુરૂ ગોવિન્દસિંહે શરૂ કરેલો સ્વાતંત્ર્યયજ્ઞ તેમનો શિષ્ય બન્દા ચાલુ રાખે છે અને તેમાં પોતાના પ્રાણની આહુતિ આપે છે. અત્યારે કેટલેક અંશે ડરપોક બનેલી આપણી હિંદુ જાતિને આ પુસ્તક ધર્મરક્ષણનો, તે માટે નિડર બનવાનો, સુંદર અને અણમૂલો પાઠ શીખવશે. આ પુસ્તકમાંની બીના ઐતિહાસિક છે, એમાં જરા પણ શક નથી. એ ઇતિહાસની પુનરાવૃત્તિ કરવા હિન્દુ જનતા પ્રેરાય એ જ આ ગ્રંથમાળાનો હેતુ છે. હિન્દુધર્માવલંબીઓનો થતો હ્રાસ અટકાવવા અત્યારે અનેક ગોવિન્દસિંહ અને બન્દાઓની આપણને જરૂર છે.

**રસકલ્લોલ** સંપાદકઃ ... રાવલ પ્રકાશકઃ ... મુલ્યઃ ૦-...

અને નવ જૈન સંવાદોનો સંગ્રહ આ પુસ્તકમાં થયો છે. સંવાદોનું વસ્તુ વૈવિધ્યવાળું છે અને પસંદગી માટે પૂરતી છુટ આપે છે. ભાષા પણ સાદી ને સરળ હોઇ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓના બાળકોને અનુકુળ આવે તેવી છે.

**ચિત્રમય જગત (ઔદ્યોગિક અંક):** તંત્રી : રા. હ. ગૌ. યાજ્ઞિક. જાન્યુ. ફેબ્રુ. માસનો સંયુક્ત અંક.

પૂનાથી પ્રકટ થતાં આ જાણીતા માસિકનો આ અંક " ખાસ " ઔદ્યોગિક અંક તરીકે પ્રકટ થયો છે. એ વધારાનો અંક નથી, હલ્ટો બે માસનો સંયુક્ત અંક છે છતાં "ખાસ" શબ્દ કેમ વપરાયો હશે ? તંત્રીએ હિંદની પ્રાચીન ઔદ્યોગિક જાહો હુદ્યોગોને નષ્ટ કરવા આપણી સરકારે કેવી નિર્દયતા વાપરી કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. આ સુંદર અને ઉપયોગી પ્રયત્ન વધાવી લઇએ છીએ.

**એ ઘડી મોજ** ( ઇદ... રા. રાયદા અને રા. સાદીક. હળવું સાહિત્ય પીરસતા

## સ્ત્રી પુરૂષને સમાન વારસા હક્ક.

પુત્ર અને પુત્રી વચ્ચે વારસાહકમાં કાંઇપણ ફેર ન હોવો જોઇએ. એકજ પિતાના બન્ને બાળકોને સરખીજ અભિલાષા હોય છે. અને કાયદો તેમાં આટલો ફેર રાખે એ કેમ ચાલે ? અને તેથીએ વધુ પોતાની અંગત પુત્રી મુકી જો પિતા અપુત્રવાન ગુજરી જાય તો દુરનાં પર પિત્રાઇ હકદાર થાય એ તે કયો ન્યાય ? પુત્રી બીજા કુળમાં પરણી જાય તેથી તેનો હક ડુબી જાય એ હસવા જેવું છે. એથી પણ આગળ વધીને કહીશ કે પુત્રીને પુત્ર કરતાં મદદની વધારે જરૂર છે. માટે પુરૂષ સ્ત્રીનો વારસાહક તો સમાન હોવોજ જોઇએ. આ હક્ક તરફ આપણે ઘણુંજ દુર્લક્ષ કરીએ છીએ. આ તરફ આપણે દરેક પ્રકારની ચળવળ કરવી જોઇએ અને સઘળી દિશામાંથી સહાનુભૂતિ મેળવી જેમ બને તેમ જલદી એ હક્ક મેળવવા જોઇએ.

જૈન મહિલા પરિષદનાં પ્રમુખસ્થાનેથી ]

સૌ. ગુલાબબ્હેન મકનજી મ્હેતા

ચાલુ કાયદાની ક્ષતિઓ દૂર કરતો હોય તે મુંબાઇની ધારાસભાના ચાલુ અધિવેશનમાં હાથ ધરાવો જોઇએ એવી વિનંતી કરી હતી. નવા કાયદા પ્રમાણે અનીતિની કમાણીપર ગુજરાન ચલાવનાર સ્ત્રી કે પુરૂષ બન્ને ગુન્હેગાર ઠરશે.

**સ્વ. શ્રી. મગનબ્હેન જે. પી. :** જૈન મહિલા રત્ન શ્રી. મગનબ્હેન માણેકચંદ જે. પી. તા. ૭ મી ફેબ્રુઆરીએ અવસાન પામ્યાં છે. શ્રી. મગનબ્હેન માત્ર ૧૯ વર્ષની વયે વિધવા થયાં હતાં. તેમના પિતાએ શ્રી. રતનબ્હેન શ્રાવિકાશ્રમની સ્થાપના કરાવી અને શ્રી. મગનબ્હેને એ આશ્રમને પોતાનું જીવન અર્પણ કર્યું: વીસ વર્ષનાં પરિણામે આશ્રમની બ્હેનો અન્ય સ્થળોએ આશ્રમો ખોલી શકી છે. ભારતીય દિગમ્બરી મહિલા પરિષદની સ્થાપના તેમણે કરી હતી. તેઓ પહેલાં જૈન મહિલારત્ન જે. પી. હતાં. તેમનાં અવસાનથી જૈન કોમે એક આદર્શ સેવિકા ગુમાવી છે.



**સૌ. કમલાદેવી જવાહિરલાલ નેહરૂ**
જેમણે સત્યાગ્રહના ધર્મયુદ્ધમાં એક સૈનિક તરીકે નામ નોંધાવ્યું છે.

**અખિલ ભારત મહિલા પરિષદની** સ્વાગત સમિતિ ફેબ્રુઆરીમાં લેડી તાતાનાં પ્રમુખપદે મળી હતી તેમાં પરિષદનો હિસાબ અને હેવાલ રજુ થયો હતો. પરિષદમાં ૨૦૮ પ્રતિનિધિઓ આવ્યાં હતાં કુલ આવક રૂ. ૯૯૦૭-૨-૦ થઇ હતી. અને ખર્ચ રૂ. ૭૧૬૩-૦ ૧ થયો હતો. એટલે હવે બાકી રહેલી રૂ. ૧૭૪૪-૧-૧૧ ની રકમ કેળવણી અને સમાજ સુધારાને લગતી મુંબાઇની સ્ત્રીઓની સમિતિને સોંપી દેવાનું ઠર્યું હતું અને સમિતિ વિસર્જન થઇ હતી.

**વ્હોરાં બાળાઓ:** નવસારીમાં એક દાઉદી વ્હોરા શેઠને ત્યાં સુરતથી કેટલીક યુવાન વ્હોરા બાળાઓ મહેમાન તરીકે આવેલી તે વડાં મુલ્લાંજીની રજા સિવાય સીનેમા જોવા જવાથી નવસારીની જમાતમાં સખ્ત ચકચાર જામી હતી.

**સુરતમાં નર્મદ** જયંતિ ફેબ્રુઆરીમાં ઉજવાઇ તે પ્રસંગે સૌ. લીલાબ્હેન મુનશીએ પ્રમુખસ્થાનેથી તેમજ સૌ. જયમનગૌરી પાઠકજીએ કવિ નર્મદનાં જીવન અને કવન સંબંધમાં વિવેચન કર્યાં હતાં.

**પરણવાની ના:** સુરતની દશા પોરવાડ જ્ઞાતિની સત્તર વર્ષની બાળા કુ. ચંદ્રમણી ડા. રાંદેરીઆના વિવાહ ૪૭ વર્ષના વિધુર સાથે થયા તે સામે જ્ઞાતિના જુવાનો અને ખૂદ એ બાળાએ, પણ વાંધો ઉઠાવ્યો છે. એ બાળાએ પોતે એક નિવેદન દ્વારા આ લગ્ન સામે વાંધો દર્શાવ્યો છે.

**ઇટોલા આર્ય કન્યા વિદ્યાલયની** બ્રહ્મચારિણીઓએ અમદાવાદમાં ફેબ્રુઆરી માસમાં વ્યાયામ, સંગીત અને સંવાદના પ્રયોગો કર્યાં હતા ત્રીજા પ્રયોગ વખતે પ્રમુખસ્થાને સૌ. શારદાબ્હેન હતાં. બ્રહ્મચારીણીઓએ લાઠી અને ભાલાના પ્રયોગો સુંદર કર્યા હતા. પ્રયોગ પૂરો થયા પછી

બ્રહ્મચારિણીઓ પોતાને મુકામે જતી હતી ત્યારે આઠ દશ મુસ્લીમ ગુન્ડાઓનાં ટોળાંમાંથી એક એક બ્હેનનો છેડો ખેંચવા પ્રયત્ન કરતાં વીર બ્રહ્મચારિણી સરસ્વતીએ પોતાની લાઠી ઉગામી ગુન્ડાને બે ચાર ફટકા લગાવતાં ગુન્ડાઓ ભાગી ગયા હતા એ વીર બ્રહ્મચારિણીને ધન્યવાદ ઘટે છે।

**વડોદરા વિમેન્સ એસોસીએશનની** સભા ફેબ્રુઆરીમાં મીસીસ અબ્બાસ તૈયબજીનાં પ્રમુખપદે મળી હતી. તેમાં મુંબાઇમાં મળેલી અખિલ ભારત મહિલા પરિષદ્‌નો હેવાલ રજુ થયો હતો રાજસ્નુષા શ્રી કમલાદેવી તેમજ સૌ. વિમલા રાજે હાજર હતાં. સૌ. સરલા મહેતાએ કેળવણીના ઠરાવો સવિસ્તર સમજાવ્યા હતા. એક બે બહેનોએ પરિષદ્‌ના અનુભવ કહ્યા બાદ આગામી વર્ષ માટેની ચુંટણી થઇ હતી.

**બાળાપર અત્યાચાર :** આસોજમાં ફોજદાર શાંખપાળના અત્યાચાર કહાણીની ખબર આવી છે. લાડુકુંવર નામની બ્રાહ્મણ બાળા ઉપર એજ રીતે દામનગરના ફોજદારે અત્યાચાર ગુજાર્યો છે.

**સ્ત્રી કેળવણીની પ્રગતિ માટે** ના. મહારાણી ચિમનાબાઇ સાહેબ ગાયકવાડે ૧૯૧૪ ના એપ્રિલમાં રૂા. ૧ લાખની જમીનગિરિઓ પાંચ ટ્રસ્ટીઓને સોંપી હતી. એ ફંડના ૧૯૨૩ થી ૧૯૨૯ સુધીનાં સાત વર્ષનો હેવાલ ટ્રસ્ટફંડના મંત્રી સૌ. શારદા બ્હેને પ્રકટ કર્યો છે– ૭ વર્ષ દરમ્યાન ફંડમાંથી ૬૮૦ વિદ્યાર્થીનીઓને શિષ્યવૃત્તિ અપાઇ છે.

**આશ્રમમાં લગ્ન:** મહાત્મા ગાંધીજીનાં ભત્રીજી રૂકિમણી દેવીનું લગ્ન શ્રી. બનારસીલાલ બજાજ સાથે ગયા માસમાં સાબરમતી આશ્રમમાં થયું છે. વરવધુએ લગ્નને દિવસે ઉપવાસ કરી પંચવિધ સામાજિક ક્રિયાઓ કરી હતી. ગાંધીજીની હાજરીમાં લગ્નક્રિયા થઇ હતી. મ. ગાંધીજીએ આશીર્વાદ અને ઉપદેશ આપ્યો હતો.

**શ્રી ખડાયતા ભગિનીસમાજ** (અમદાવાદ) ની સામાન્ય સભા વસંતપંચમીને દિને સૌ. ધનલક્ષ્મી પારેખનાં પ્રમુખપદે મળી હતી. મંત્રીઓનાં નિવેદન તથા હિસાબ હેવાલ રજુ થયા બાદ બંધારણ પસાર થયું હતું. પ્રમુખે શારદા કાયદા વિષે પ્રવચન કર્યું હતું. શારદા કાયદાને અનુમોદન આપનારો ઠરાવ થયો હતો. બાદ વાર્ષિક કાર્યક્રમ નક્કી થયો હતો.

**વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ્‌નું** ૫-મું અધિવેશન પાટણમાં ગયા માસની તા. ૧૬-૧૭ મીએ લેડી વિદ્યાગૌરી નીલકંઠનાં પ્રમુખપદે મળ્યું હતું. લેડી વિદ્યાગૌરીએ પોતાનાં ભાષણમાં વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિની સમાલોચના કર્યા બાદ અનક્ષરતા ટાળવાની હિમાયત કરી હતી. પુસ્તકાલયોની ઉપયોગિતા વિષે પણ તેમણે મનનીય વિચારો દર્શાવ્યા હતા.

**જૈન મહિલા પરિષદ્‌** જુન્નરમાં ફેબ્રુઆરી માસમાં શ્રી. ગુલાબબ્હેન મકનજી મ્હેતાનાં પ્રમુખ પદે મળી હતી. પ્રમુખ બ્હેને પોતાના ભાષણમાં સ્ત્રીપ્રવૃત્તિને લગતા પ્રશ્નોની સમાલોચના કરી હતી, તેમજ સામાજિક કુરિવાજોની ઠીક ઝાટકણી કાઢી હતી પરિષદમાં સ્ત્રીઓની પ્રગતિ સુચવે એવા ઠરાવો થયા હતા

**છોકરીઓનાં અપહરણ :** સિંધ હૈદ્રાબાદમાં અમદાવાદની હલકી કોમની છોકરીઓને ફોસલાવી લઇ જઇ વેચવામાં આવે છે એવી ઘણા સમયથી વાત ઉડયા કરે છે. આવા આરોપસર ગયા માસમાં સિંધની પોલીસે અમદાવાદ ખાતેથી બે બાઇઓને પકડી છે. ઇદોર પાસે આવેલાં ભાનપુરમાંથી એક રબારણની પરિણિત છોકરીનું અપહરણ કરી રૂા. ૧૨૦)માં અમદાવાદ ખાતે લગ્ન કરેલું તે સંબંધમાં પણ એક માણસ પકડાયો છે.

**યુનીયન જેકને નહિ નમીએ :** દિલ્હીની કેટલીક ગર્લ ગાઇડોએ યુનીયન જેકને નમન નહિ કરી શકવાથી રેલીમાં હાજરી આપી નહિ એટલે તેઓના નામ દિલ્હી ગર્લ ગાઇડસ એસોસીએશનમાંથી કાઢી નાંખવામાં આવ્યાં છે. બધી છોકરીઓ દિલ્હીનાં જાણીતાં કુટુંબોમાંની છે

**અલાહાબાદ સ્ત્રી પરિષદ** શ્રીમતી સરોજિની નાયડુનાં પ્રમુખપદે ફેબ્રુઆરીમાં મળી હતી. તેમાં શારદા બાલલગ્ન પ્રતિબંધક કાયદાને અનુમોદન આપતો અને તે સામેની ચળવળનો વિરોધ કરતો ઠરાવ પસાર થયો હતો સ્ત્રીકેળવણીને લગતા તેમજ બીજા પણ કેટલાક ઠરાવો થયા હતા.

**ખાદી જ જોઇએ :** અલાહાબાદ સ્ત્રી યુનિવર્સીટીનો પદવીદાન સમારંભ ફેબ્રુઆરીમાં થયો

હતો તે વખતે પદવી લેનાર બહેનોએ વિદેશી કાપડનાં ગાઉન પહેરવા ના પાડયાથી તુરતા તુરત ખાદીના ગાઉન બનાવરાવવા પડયાં હતાં.

**છુટાછેડાઃ** સ્વ. લોર્ડ સિંહાનાં પુત્રી રમલા ગુપ્તાએ વડી ધારાસભાના માજી સભ્ય મી. ટી. સી. ગોસ્વામી સાથે આડો વ્યવહાર કર્યાથી, તેના પતિ મી. એન. એન ગુપ્તાએ છુટાછેડાની વિનતિ કરી હતી. કલકત્તા હાઇકોર્ટે વિનતિ માન્ય કરી જવાબદાર પાસે રૂ. ૬૦૦૦)ની નુકસાની અને ખર્ચના રૂ. ૫૦૦૦) આપવાની ડીકી કરી આપી છે.

**સત્યાગ્રહમાં સ્ત્રીઓઃ** બંગાળમાં બંદાબળીલા ખાતે ફેબ્રુઆરીમાં કરબંધી સત્યાગ્રહની શરૂઆત થઇ હતી. તેમાં સ્ત્રીઓએ પણ સારો હિસ્સો આપ્યો છે. કામીનીદાસી નામની એક બ્હેનને કર ન ભરવા માટે રૂ. ૧૦ નો દંડ વા ૧ માસની કેદની સજા થઇ હતી. ૧૪૪ મી કલમ પ્રમાણે સભાબંધીનો હુકમ થયો હતો. તે હુકમનો અનાદર કરી શ્રી. અશોકલતા દેવી; મીસ શાન્તિદાસ, મીસ રેણુ સેન વગેરેએ સભાઓ ભરી ભાષણો કર્યાં હતાં.

સ્થાન ભોગવે છે. ગયે વર્ષે બંગાળના એકેએક ભાગમાં વ્યાખ્યાતાઓ મોકલી ૬૦ નવી મહિલા સમિતિઓ સ્થાપી છે. અત્યાર સુધીમાં બંગાળ અને બીજા પ્રાંતો મળી આ સંસ્થાએ સ્ત્રી પ્રવૃત્તિની ખીલવણી માટે ૩૦૫ મહિલા સમિતિઓ સ્થાપી છે. એ સંસ્થા તરફથી ૧૯૨૫ માં ઉદ્યોગ શાળા સ્થાપવામાં આવી હતી. શરૂઆતમાં ૩૦ વિદ્યાર્થીનીઓ હતી. આજે એમાં ૨૦૦, વિદ્યાર્થીનીઓ છે તેમાં અર્ધી ઉપર વિધવાઓ અને પરિણિત સ્ત્રીઓ છે.



કુમારી તારામતી પી. પટેલ,
બી. એ., એલએલ બી.

**બંગાળ સ્ત્રી કેળવણી પરિષદનું ૪ થું** અધિવેશન કલકત્તામાં ફેબ્રુઆરીમાં, મયુરભંજના મહારાણી સુચારૂદેવીએ ખુલ્લું મૂકયું હતું. મીસ રીવેટે બંગાળમાં સ્ત્રી કેળવણીના પ્રચારનો અને મીસ રાણી ઘોષે મુંબાઇની અ. ભા., મ. પરિષદનો હેવાલ રજુ કર્યો હતો. મીસ સુરમા વિશ્વાસે શિક્ષણના ધંધા ઉપર અને મીસ મોસે શિક્ષક કેવા હોવા જોઇએ એ વિશે ભાષણ કર્યાં હતાં

**શ્રીમતી અનુરૂપા દેવી :** બંગાળનાં જાણીતાં નવલકથાકાર છે. બંગાળીમાં તેમણે ઘણી નવલકથાઓ લખી છે. જાણીતા બંગાળી લેખક અને વિચારક ભુપેન મુખરજીનાં એ પૌત્રી છે અને સામાજીક વિચારોમાં પણ તેઓ સંરક્ષણવાદી છે. જાહેર પ્રવૃત્તિમાં પણ તેઓ ભાગ લે છે. હાલમાંજ મુઝફરપુરમાં મળેલી સ્ત્રી સહકારી પરિષદનાં પ્રમુખસ્થાને તેઓ બિરાજ્યાં હતાં.

**શ્રી સરોજ નલિની દત્ત સ્મારક એસોસીએશન** બંગાળનાં સ્ત્રીજીવનમાં ગૌરવભર્યું

**પિતા કે પિશાચ ?** કલકત્તાના શ્રી. પંચાનન દત્તને પોતાની ૭ વર્ષની પુત્રી ઉપર ઘાતકીપણું ગુજારવા માટે સજા થઇ છે. છોકરીની મા ત્રણ વર્ષ ઉપર ગુજરી ગઇ ત્યારથી પંચાનન છોકરી કમનશીબની છે માટે તેને ગમે તે ભોગે મારી નાંખવા પ્રયત્ન કરી રહ્યો હતો. છોકરીને થાંભલા સાથે બાંધી માર મારતો; હાથે પગે કડીઓ પહેરાવતો અને ઠંડીમાં બહાર કાઢી ધ્રુજાવતો, તેમજ મારના જખમો પર ઠંડું પાણી નાંખી ચચરાવતો હતો.

**કુમારી વાસન્તી દાસઃ** કલકત્તાની પ્રેસીડન્સી કોલેજના એમ. એસસી. વર્ગનાં વિદ્યાર્થી હતાં.

તા. ૧૬ મી ફેબ્રુઆરીએ હૃદય બંધ પડી જવાથી તેઓ અવસાન પામ્યાં. કુમારી વાસન્તીએ ઇન્ટર આર્ટ્સ અને ઇન્ટર સાયન્સની પરીક્ષાઓ સ્ત્રી વિદ્યાર્થીનીઓમાં પહેલે નંબરે પસાર કરી હતી. ગયે વર્ષે જ ગણીતના વિષયમાં ઓનર્સ મેળવી તેમણે બી. એસસી. ની ડીગ્રી મેળવી હતી.

**દેશપ્રેમી વિદ્યાર્થીનીઓ :** કલકત્તાનાં બ્રહ્મો બાલિકા–શિક્ષાલયનો વાર્ષિક સમારંભ ફેબ્રુઆરીમાં થયો હતો તે વખતે વિદ્યાર્થીનીઓના સખ્ત વિરોધ છતાં પ્રિન્સિપાલ મીસ એફ. સેકરે ( એમનું ખરૂં નામ મીસ સરકાર; પરંતુ યુરોપીયન જેવા દેખાવા માટે તેમણે સરકારનું સેકરે કર્યું છે ) રમત ગમતનું મેદાન યુનીયન જેકથી શણગાર્યું. વિદ્યાર્થીનીઓએ યુનીયન જેકને સ્થાને રાષ્ટ્રીય વાવટાનો ઉપયોગ કરવાની માંગણી કરી પરંતુ તે અસ્વીકારાઇ એટલે વિદ્યાર્થીનીઓએ સમારંભનો બહિષ્કાર કર્યો.

**હિન્દુ સમાજમાં છુટાછેડા :** લાહોરમાં ફેબ્રુઆરી માસમાં "છુટાછેડા કરવા કે નહિ ?" એ પ્રશ્ન ઉપર ચર્ચા થઇ હતી. પ્રમુખસ્થાને સર શાહબુદ્દીન હતા. કુમારી નાયડુએ સ્ત્રીઓના આત્મવિકાસ માટે છુટાછેડા આવશ્યક છે એમ જણાવ્યું હતું. જ્યારે શ્રીમતી નજમુદ્દીને એ પ્રથાનું ફળ અનિષ્ઠ આવે છે એમ જણાવી વિરોધ કર્યો હતો. પ્રો. ભટ્ટાચાર્ય અને પ્રો. દિવાનચંદ્ર શર્માએ છુટાછેડા કરવાની તરફેણ કરી હતી. ત્યારે પ્રો. સિદ્ધાંત અને પ્રો. મેકસવાઇલીએ વિરોધ કર્યો હતો. પ્રમુખે છુટાછેડાની તરફેણ કરી જણાવ્યું હતું કે સ્ત્રી અને પુરૂષ જરૂર પડે અને ઇચ્છા હોય તો એક બીજાનો કાયદેસર ત્યાગ કરી શકે.

**સ્વયંસેવિકાઓ માટે :** હિન્દુસ્થાન સેવાદળના ઉદ્દેશોનો સ્ત્રીઓમાં પ્રચાર કરવાના માર્ગો સૂચવવા લાહોરની સેવાદળ પરિષદે શ્રી. સરોજિની નાયડુ, શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય, મીસીસ રૂકિમણી લક્ષ્મીપથી, કુમારી લજ્જાવતી, મીસીસ ઉમાબાઇ કુંદાપુર અને ડો. હાર્ડીકરની સમિતિ નીમી હતી.

**શ્રીમતી શાન્નોદેવી** જલંધર કન્યા મહાવિદ્યાલનાં મુખ્ય અધ્યાપિકા છે. મહાવિદ્યાલય માટે રૂ. ૧ લાખ એકત્ર કર્યા વિના વિદ્યાલયમાં પગ ન મૂકવાની પ્રતિજ્ઞા લઇ તેઓ હિન્દના પ્રવાસે નીકળ્યાં. હિન્દમાં રૂ. ૬૫૦૦૦ એકત્ર થયા એટલે ખૂટતી રકમ મેળવવા તેઓ આફ્રિકા ગયાં. ટાંગાનેકામાંથી જ ખૂટતી રકમ મળી ગઇ એટલે ડીસેમ્બરમાં તેઓ પાછાં ફર્યાં છે.

**પુનર્લગ્ન :** (૧) વડોદરાના અબળા આશ્રમની બહેન યશોદાદેવીનાં પુનર્લગ્ન મુંબાઇના શ્રી. કુંજીલાલ વર્મા સાથે વડોદરામાં થયાં. (૨) અમદાવાદમાં શાહ ડાહ્યાભાઇ મગનલાલે બાઇ સમજકુવર સાથે પુનર્લગ્ન કર્યું. (૩) કરાંચીના તુલસીદાસ ભાટીયાએ તુલસીબાઇ નામની ૧૩ વર્ષની વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. (૪) વર્ધાનાં માહેશ્વરી કોમનાં બાળ વિધવા શાન્તિદેવીએ શ્રી. બાલાપ્રસાદ ચારખા જોડે પુનર્લગ્ન કર્યું.

**બાલલગ્નોનો રાફડો:** શારદા બાલલગ્ન પ્રતિબંધક કાયદો આજથી અમલમાં મૂકનાર હોવાથી ગયા બે માસમાં બાલલગ્નનો રાફડો ફાટયો હતો. બંગાળ, સિંધ, ગુજરાત વગેરે ભાગોમાં અનેક બાલલગ્નો થઇ ગયાં છે કુમળાં બાળક બાલકીઓને તેમનાં માબાપોએ જ બાલલગ્નની વેદી ઉપર હોમી દીધાં છે. બંગાળ અને સિંધમાં બાલ લગ્નોની એટલી લૂટાલુટ પડી હતી કે લગ્ન કરાવવા માટે બ્રાહ્મણો પણ નહોતા મળતા તેમજ લગ્ન માટે જરૂરી વસ્તુઓના ભાવ પણ ખૂબ વધી ગયા હતા. મુલ્તાનમાં એક વિધવા પોતાની ૪ વર્ષની છોકરીને ૭ વર્ષના છોકરા સાથે પરણાવી દેતી હતી. પરંતુ એ વિધવાના પતિના એક સગાએ જીલ્લા કોર્ટમાં અરજી કરતાં તે લગ્ન અટકાવવામાં આવ્યું હતું. બંગાળામાં પણ આવા એક બે કેસ બન્યા છે. હજી સનાતનીઓ એ રૂઢી સામે પોતાનો વિરોધ બતાવ્યા કરે છે. જોડે સત્યાગ્રહ કરવાની અને એવી બીજી ધમકીઓ, આજથી કાયદાનો અમલ થતાં, કેવી અમલમાં આવે તે હવે જોવાનું છે.- આપણા ગુજરાતમાં માતર અને એવાં બીજાં સ્થાનોએ માત્ર બાલલગ્નો જ નહિ પરંતુ છોકરીઓનાં વેચાણ કરવાના પ્રસંગો બન્યા છે. રાજમંત્રી મંડળ અને વડી ધારા સભામાં એ કાયદામાં સુધારો કરવાને લગતા ઠરાવો પણ લાવવામાં આવનાર છે. આફ્રિકામાં મારી તઝબગમાં આર્યપ્રતિનિધિ સભાએ શારદા કાયદાને તેમજ આર્ય લગ્નના ખરડાને આવકાર આપતા ઠરાવો કર્યા છે.

**પ્રગતિને પંથે મહિલાઓ:** (૧) મીસીસ ટી. ટી. લ્યુસ રંગુનનાં ત્રીજા વર્ગનાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયાં છે. આવે સ્થાને આવનાર તેઓ પહેલાં બર્મન સ્ત્રી છે. (૨) મીસ જે. એમ. ડીકીન્સન મુંબાઇ ધારાસભાનાં સરકાર નિયુક્ત સભ્ય બન્યાં છે. મુંબાઇ ઇલાકામાં ધારાસભામાં નીમાનાર તેઓ પહેલાંજ બાનુ છે. (૩) કું. સુશીલા પાઇ એમ. એ. રાજકોટ વનિતા વિશ્રામ હાઇસ્કુલનાં સુપરિન્ટેન્ડન્ટ નીમાયાં (૪) જાણીતા મુસ્લીમ નેતા મી. ઝીણાના બ્હેન મુંબાઇ મ્યુનિસિપાલ શાખાઓના દાંતના નિરીક્ષક નીમાયાં છે દાંતનાં દાક્તર થનાર તેઓ પહેલાં હિન્દી બ્હેન છે.

**સ્ટવ સગડીનો ભોગ:** (૧) ગયા માસમાં રાધાબાઇ નામની સ્ત્રી સ્ટવથી દાઝી મરણ પામી. (૨) ગોદાવરીબાઇ નામની ૧૯ વર્ષની સ્ત્રી સ્ટવથી સાડી સળગી જતાં દાઝી મરણ પામી (૩) માહિમમાં યમુના નામની એક વર્ષની છોકરી સગડી પાસે રમતાં ચાનું ગરમ પાણી પડવાથી દાઝી મરણ પામી. (૪) અમદાવાદમાં બાઇ ભૂરી સ્ટવ ફાટવાથી મરણ પામી. (૫) રમણબાઇ વ્યંકટેશ રાંધતાં સગડીથી દાઝી ફેબ્રુઆરીમાં મરણ પામી. (૬) પારીબાઈ નામની ૨૨ વર્ષની સ્ત્રી રાંધતાં દાઝી મરણ પામી. (૮) મુંબાઇમાં દયાકુંવર નામની સ્ત્રી સગડીથી સાડી સળગી જતાં દાઝી મરણ પામી. (૯) વિલાપારલામાં દિવાળીબાઇ નામની ૧૩ વર્ષની છોકરી સ્ટવ સળગાવવા જતાં દાઝી મરણ પામી. (૧૦)

**બાળલગ્નના ખપ્પરમાં:** (૧) મોરબીની ભાટીયા જ્ઞાતિની ૧૩ વર્ષની એક બ્હેન પરણ્યાને ૪ માસ થતાં જ પતિ અવસાન પામતાં વિધવા બની. (૨) ગિરિબાલા દાસી નામની ૧૦ વર્ષની પંજાબી છોકરીને તેની મા શારદા કાયદામાંથી છટકવા પરણાવવા માંગતી હતી. તે છોકરીને તેના કાકાએ બચાવી છે. (૩) બેરણા ગામના માહમાં એક બ્રહ્મભટ્ટ પોતાના દોઢ વર્ષના પુત્રને બાળલગ્નની વેદીમાં હોમવા તૈયાર થયા છે.

**વૃદ્ધલગ્નના ખપ્પરમાં:** (૧) આણંદના પંડ્યા હમિયાશંકર ૫૦ વર્ષની વયે છ છોકરાં હોવા છતાં બાર વર્ષની બાલા સાથે પરણ્યા. (૨) સુરતમાં રિટાયર્ડ મામલતદાર તપોધન બ્રાહ્મણ શ્રી. ભાઇશંકર ૫૮ વર્ષની વયે પુત્ર પ્રાપ્તિ માટે ૧૩ વર્ષની બાલકીનો ભવ બગાડવા તૈયાર થયા છે.

**વૃદ્ધલગ્ન સામે ઝુંબેશ** (૧) મુંબાઇમાં શિક્ષક તરીકે કામ કરતા પોંસરાના નીછાભાઇ એક બાળકન્યા સાથે લગ્ન કરવા તૈયાર થયા તે સામે નવસારી કોર્ટે મનાઈ હુકમ પહોંચાડયો છે. (૨) પાટડીની જૈન વિધવા બાઈ સુરજે પોતાની ૧૩ વર્ષની દિકરીનો વિવાહ ૫૭ વર્ષના બુઢ્ઢા સાથે કર્યો. તે લગ્ન અટકાવવા અમદાવાદની જીલ્લા કોર્ટમાં અરજી થતાં કોર્ટની પરવાનગી વગર દીકરીને ન પરણાવવાનો બાઇને હુકમ થયો છે.

**આંતરકોમી લગ્નો:** (૧) ઇન્દોરના મીસ હંસાબાઇ મી અબ્દુલ રશીદને પરણવા તૈયાર થતાં તેની માએ મીસ હંસાબાઇનો કબજો મેળવવા દાવો માંડયો હતો. મીસ હંસાબાઇ પુખ્ત વયનાં ઠર્યાથી દાવો કાઢી નાંખવામાં આવ્યો છે. (૨) સ્વ. મી. એન. જી. પ્રાંજપેનાં પુત્રી મીસ અનસૂયા હોલ્કર કોલેજના માજી પ્રિન્સિપાલ મી. પીઅર્સ સાથે પરણ્યાં.

**પ્રકીર્ણ:** (૧) મૈસુરમાં ૭ થી બાર વર્ષનાં બાલકોને ફરજીયાત શિક્ષણ આપવાનો ખરડો સીલેકટ સમિતિને સોંપાયો છે. (૨) અમદાવાદની મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનીંગ કોલેજની વિદ્યાર્થીનીઓને ખારાઘોડાનાં મીઠાંના અગરો જોવાની સરકારે પરવાનગી આપેલી તે ગાંધીજીની મીઠાં-સત્યાગ્રહને પરિણામે પાછી ખેંચી લેવાઈ છે. (૩) આફ્રિકાના શેઠ નાનજીભાઇ કાલીદાસે પોતાનાં માતા પિતાનાં સ્મારક અર્થે રૂ. ૪૦૦૦૦ ના ખર્ચે રાવલમાં બે સરસ્વતી મંદિર બંધાવ્યાં તે ફેબ્રુઆરીમાં ના. જામસાહેબને હાથે ખુલ્લાં મૂકાયાં. (૪) યુનિવર્સીટીની વિદ્યાર્થીનીઓ અને સ્ત્રી કાર્યકર્તાઓ માટે વિદ્યાર્થીગૃહના લાભાર્થે ગયા માસમાં એક જલસો થયો હતો. (૫) મુંબાઇની અંધ સ્ત્રીઓ માટે ઉદ્યોગગૃહ સ્થાપવા માટે રૂ. ૫૦૦૦૦ એકત્ર થયા છે. એ ફંડમાં ઉમેરો કરવા માટે ગયા માસમાં દિલપઝીર મેળાની યોજના થઇ હતી. (૬) વડોદરા રાજ્યનાં દહેગામ, અને કરજણમાં ફેબ્રુઆરી માસમાં આરોગ્ય પ્રદર્શન અને બાલ સપ્તાહ ઉજવાયાં. (૭) સુરતના સ્વ. ગટુલાલ બરફીવાળાએ પોતાની તમામ મિલકત ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, સાહિત્ય પરિષદ્ મંડળ અને હિંદ સેવક

સમાજને અર્પણ કરી છે. સ્વ.નાં પત્નીએ ગોપીપુરામાં સ્ત્રીવાચનાલય ખોલ્યું છે. (૮) તારાપુર (ખંભાત) ના એક બ્રહ્મભટ્ટ ત્રીજ્વારનાં પત્ની અને સંતાન હોવા છતાં ચોથી વાર પરણવા તૈયાર થયા છે. (૯) મુંબાઇ મ્યુનિસિપલ કોરપોરેશનમાં શ્રી. જમનાદાસ મ્હેતાએ ગુજરાતી સ્ત્રીઓમાં દાઝી જવાના અકસ્માતો બહુ બનતા હોવાથી પ્રાયમસ સ્ટવ વાપરવાની બંધી કરતો કાયદો ઘડવાની સરકારને વિનતિ કરવાની દરખાસ્ત મૂકી હતી. એ બાબત કમીશ્નર પર નોંધ અને હેવાલ માટે મોકલવાનું ઠર્યું હતું. (૧૦) મ્યુનિસિપલ કાલબાદેવી ગુજરાતી શાળા સાથે બાઈ ગુલાબબાઇ હરીભાઇ શાહનું નામ જોડવામાં આવ્યું છે. (૧૧) મુંબાઇનાં ભાટીયા સ્ત્રી મંડળે જ્ઞાતિની બહેનોને સમાજ સુધારણામાં તેઓ ભાગ લઇ શકે તેનાં પ્રાથમિક પગલાં તરીકે એસોસીએટ સ્ત્રી સભાસદ તરીકે મંડળમાં દાખલ કરવા માંડયાં છે. (૧૨) મુંબાઇની ચંદારામજી ગર્લ્સ હાઇસ્કુલનો વાર્ષિક પારિતોષિક સમારંભ વડોદરાનાં ના. મહારાણીનાં પ્રમુખપદે ફેબ્રુઆરીમાં થયો હતો. (૧૩) દિલ્હીના સ્ત્રી મંડળે ફેબ્રુઆરીમાં પ્રીતિભોજન યોજ્યું હતું તેમાં જાણીતા આગેવાનોએ ભાગ લીધો હતો. (૧૪) પુરીમાં વિધવા કેળવણીની સંસ્થા સ્થાપવા સ્વ. પ્રતુલ ચેટરજીનાં પત્નીએ રૂા. ૧૦૦૦૦ આપ્યા છે. (૧૫) શારદા દાસી નામની ૧૮ વર્ષની સ્નાયુબદ્ધ સ્ત્રી દિવસે ગૃહિણી તરીકે રહેતી પણ રાત્રે પુરૂષ પોશાકમા ચોરી કરતી કલકત્તામાં પકડાઇ છે (૧૬) ઇંદોરનાં કરોડાધીપતિ સર હુકમચંદ અને તેમના પત્નીએ જર્મન ડૉ. વોરોનોફને બાદશાહી રકમ આપી વાંદરાંની ગાંઠ મૂકવાનું ઓપરેશન કરાવી પુનર્યૌવન પ્રાપ્ત કર્યું છે. (૧૭) સમાજ સેવા સંઘ-મુબાઇનાં મહિલા મંડળે સેન્ડહર્સ્ટ રોડ પર શીવણનો વર્ગ ખુલ્લો મૂકયો છે. (૧૮) સ્થાનિક ધારા સભાઓની ચુંટણીમાંથી જાતીય ભેદભાવ દૂર કરવાને લગતો ઠરાવ બંગાળ ધારાસભાએ ઉડાવી દીધો છે. (૧૯) મુંબાઇ ભગિનિ સમાજના ગાંધીજી સુવર્ણ મહોત્સવ ફંડમા જાન્યુઆરી સુધીમાં રૂા. ૮૦૧૦ ભરાયા હતા (૨૦) હૈદ્રાબાદના એક મોટા પોલીસ અમલદારે સીનેમાના રીઝર્વ વર્ગમાં એક સ્ત્રીને એકલી જોઇ તેની છેડતી કરતાં સ્ત્રીએ અમલદાર સાહેબને પોતાના બુટથી સારી ભેટ ( ! ) આપી. (૨૧) હડીઆણાના અમૃતલાલ ત્રવાડીને પુનર્લગ્ન કરેલાની કુંવારી પુત્રી જોડે પરણવા માટે ન્યાતબહાર મૂકવામાં આવ્યો. (૨૨) હૈદ્રાબાદમાં નાનાં છોકરાંઓ-મોટેભાગે છોકરીઓનાં હરણ થવા સંબંધમાં ૪૦ બદમાશોની ટુકડીની એક સ્ત્રીને પોલીસે પકડી છે. (૨૩) વિલેપારલેના મહિલા મંડળના શિવણ અને વેતરણ કામની સીનીયર અને જુનીયર વર્ગનાં અનુક્રમે ૫ અને ૮ બહેનો પસાર થયાં છે.

**વૈતરૂં કરાવવા દત્તકઃ** સીલોનમાં સારી સ્થિતિવાળા સીંગાલીઓમાં ગરીબ બાલકોને દત્તક લેવાનો રીવાજ છે. અગાઉ આ રિવાજ વાંધાભર્યો ન હતો. પરંતુ આજે એનો ઉપયોગ વૈતરૂં કરાવવા માટે નોકરો મેળવવામાં થાય છે એટલે ત્યાંની ધારાસભાએ એ બદી અટકાવવા કાયદાનો ખરડો રજુ કર્યો છે બાલસંરક્ષક મંડળ પણ કોલંબોમાં સ્થપાયું છે.

## યુરપ

**રોમમાં શાહી લગ્નઃ** બેલ્જીયમની રાજકુમારી પ્રિન્સેસ મેરી જોસ અને ઇટલીની રાજકુંવરનું લગ્ન રોમમાં થઇ ગયું છે. પ્રિન્સેસ મેરી જોસ બેલ્જીયમથી ૧૫ કરોડ ફ્રાન્કનો દાયજો લાવી છે. રાજકુંવરની ખાનગી અને જાહેર આવક પણ ઘણી છે એટલે આ દંપતી યુરોપનાં ધનવાનમાં ધનવાન દંપતીમાંનાં એક બન્યાં છે.

**પરિણિત સ્ત્રીઓનું રાષ્ટ્રત્વઃ** આંતર રાષ્ટ્રીય સ્ત્રી સભા અને ઇન્ટર નેશનલ એલાયન્સ ઑફ વીમેન ફોર સફ્રેજ અને ઇકવલ સીટીઝનશીપ તરફથી તા. ૧૩ મી માર્ચે હેગમાં પ્રજાસંઘની પહેલી કોડીફીકેશન પરિષદ્ ભરાનાર હતી. પરિષદ્માં બીજા પ્રશ્નો ઉપરાંત પરિણિત સ્ત્રીઓનાં રાષ્ટ્રત્વની ચર્ચા થનાર હતી અને જાહેર સભામાં " સ્ત્રીને, પછી તે પરિણિત હોય કે અપરિણિત હોય, પોતાનું રાષ્ટ્રત્વ રાખવાનો કે બદલવાનો પુરેપુરો જરૂરો જ અધિકાર હોવો જોઇએ " એ ઠરાવનાં સમર્થનમાં જુદાં જુદાં દેશનાં વક્તાઓ વિવેચન કરનાર હતાં

**પુત્રજ જન્મેઃ** કોનીશબર્ગ ( જર્મની ) ની

ધર્માદા ઇસ્પિતાલના ગાયનેકોલૉજીકલ ખાતાંના વડા પ્રો. એફ. અંટરબર્ગરે એવી શોધ કરી છે કે બાઇ કારબોનેટ ઑફ સોડાથી પુત્ર જન્મશે. તેમણે ગાય ઉપર અખતરો કર્યો છે અને ૫૩ દાખલામાંથી ૫૨ દાખલામાં પુત્રજ જન્મ્યા છે.

**પતિહત્યાઃ** એસ્ટ્રીયામાં પતિને મારી નાંખવાનો પવન વાવા માંડયો છે. દ. હંગેરીમાં ફનીઝ ખાતે એક સ્ત્રી ઉપર પાંચ જણની મદદ સાથે પતિ અને માતાને મારી નાંખવાનો આક્ષેપ મૂકાયો છે. જેના પર પતિને મારી નાંખવાનો આરોપ મૂકાયો હતો તેવી એક ૬૦ વર્ષની સ્ત્રીએ આપઘાત કર્યો છે. કાઇ વારગા નામની ૪૧ વર્ષની ખેડુત સ્ત્રીને પતિને ઝેર આપવાના ગુન્હાસર જન્મ કેદની સજા થઇ છે.

**રશીયન રાજકુમારી** ઝેનીયા ૧૯૨૧ માં ૧૯ વર્ષની વયે અમેરિકાના મોટા વેપારીના દીકરા વીલીયમ લીડઝ જોડે પરણી હતી. એણે પતિથી છુટાછેડા મેળવ્યા છે. મી. લીડઝની સાવકી મા જે ગ્રીસની રાજકુમારી છે તે આ લગ્નની સખ્ત વિરોધી હતી.

**તુર્કીમાં સ્વદેશી અચારઃ** તુર્કીની મહિલાઓએ દેશની આર્થિક ખીલવણી કરવાના ઉદેશથી એસોસીએશન સ્થાપી છે. તેમાં જોડાનાર સ્ત્રીઓએ આખી ઋતુ માટે સાંજનો એકજ પોશાક રાખવાનો હોય છે. રમઝાનના આખા માસ દરમ્યાન પણ દરેક સાચા મુસલમાનને તુર્કીમાં બનેલો જ માલ વાપરવાનો આગ્રહ કરવામાં આવ્યો છે. ઉચ્ચ દરજ્જાની સ્ત્રીઓએ ખર્ચાળ વિદેશી વસ્તુઓ ન ખરીદવાની પ્રવૃત્તિ પણ ઉપાડવામાં આવી છે. વાર્ષિક 'બોલ' નો સમારંભ આ વર્ષે નહિ થાય તેને બદલે લીંડન ચ્હા નાચની મિજલસ થશે. લીંડન ચ્હા એ ઠંડી નિવારવા માટેની તુર્કીશ પેદાશ છે. આ સંબંધોમાં તુર્કીની આગેવાન સ્ત્રી સ્વાતંત્ર્યવાદી લતીફ હાનુમ કહે છે કેઃ 'રાષ્ટ્રીય કરકસરના અમારા વિચારો જોતાં આયાત કરેલી ચ્હા અને કૉફી પણ ઠીક સાથ પૂરશે એમાં શંકા નથી.''

### અમેરિકા.

**એક નવો નિયમઃ** યુનાઇટેડ સ્ટેટ્સ કસ્ટમ કોર્ટે ઠરાવ્યું છે કેઃ પત્ની હવે કોન્ટ્રાક્ટો કે શહેરીપણાંના હક્કો સંબંધમાં પતિના સમાન દરજ્જાની કાયદેસર જુદી જ વ્યક્તિ છે પતિનાં ગેરવર્તનવા ત્યાગથી કે તેની સંમતીથી પત્ની જુદું ૨ ઘર વસાવી શકે. ' આ નિર્ણય જાણીતી ગાનારી અને મી. હેરોલ્ડ મેકકોરમીકની પત્ની મીસીસ ગાન્ના મેકકોરમીકે કસ્ટમ્સ એજન્ટ પર માંડેલા દાવાનાં પરિણામે થયો છે સપ્ટેમ્બરમાં પેરીસથી આવતાં મીસીસ મેકકોરમીકે પોતાની અંગત મિલ્કત પર જકાત આપવાની ના પાડી કારણ કે પોતે પેરીસની વતની છે અને તેથી તેના તરફ બીન શહેરી જેવું વર્તન થવું જોઇએ. કસ્ટમ્સ એજન્ટે એવું જણાવ્યું તેના પતિનું નિવાસસ્થાન ચિકાગો છે એટલે પત્નીનું પણ તે જ ગણવું જોઇએ. આ સામે તેણે વિરોધ કરતાં ઉપરનો તેની તરફેણનો નિર્ણય આવ્યો છે.

**૫૦૦૦ ડોલરનું ઇનામઃ** યુનાઇટેડ સ્ટેટ્સનું એક આગેવાન સ્ત્રી માસિક દર વર્ષે કાંઇક કિંમતી શોધખોળ માટે સ્ત્રીઓને ૫૦૦૦ ડોલરનું ઇનામ આપે છે. આ વર્ષે ક્ષયને લગતી કેટલીક કિંમતી શોધખોળ કરવા માટે એ ઇનામ ડૉ. ફ્લોરેન્સ રેના સેબીનને આપવામાં આવ્યું છે ડૉ. સેબીન અમેરિકાની એક મોટામાં મોટી દાક્તરી શાળાની પહેલી અધ્યાપિકા છે અને નેશનલ એકેડેમી ઑફ સાયન્સની એક માત્ર સ્ત્રી સભાસદ છે.

**મિસીસ રૂથ બ્રાયન ઓવન** યુનાઇટેડ સ્ટેટ્સ હાઉસ ઑફ રેપ્રેઝેન્ટેટીવ્ઝની વિદેશને લગતી બાબતો માટેની અગત્યની સમિતિમાં પહેલાં સ્ત્રી સભ્ય નીમાયાં છે.

**બાર આનામાં છુટાછેડાઃ** અમેરિકામાં છુટાછેડાનું પ્રમાણ સૌથી વધારે છે. પતિનું વજન જોઇએ તે કરતાં વધારે હોવાથી છુટાછેડાની માગણી કર્યાના કિસ્સા કેટલાય બને છે. છુટાછેડાનું આવું મોટું પ્રમાણ જોઇને રશીયામાં છુટાછેડા કરનાર માણસોની એક શીલીંગથી આઠ શીલીંગ સુધી કર લેવાની શરૂઆત થઇ છે ગરીબ ખેડુતોને અને મહિને સાડા સાત પૌંડથી ઓછી આવક હોય તેને આ કરમાંથી મુક્તિ આપવામાં આવી છે

**ફાંસીને માંચડેઃ** મીસીસ ઇરડેગન નામની ૫૨ વર્ષની અમેરિકન સ્ત્રીને ખૂન કરવા માટે ફાંસી દેવાઇ છે ફાંસીને માંચડે ચડનાર આ પહેલીજ અમેરિકન સ્ત્રી છે.



## નોંધ

**સ્ત્રીવિદ્યાલય**

મુંબાઇના શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળે થોડા સમય પર ખોલેલા સ્ત્રીવિદ્યાલયની યોજના આ અંકમાં અમે અન્યત્ર પ્રકટ કરીએ છીએ. એ યોજના વાંચીને કેટલાક હિતચિંતક મિત્રોએ મંડળના સંચાલકોને પોતપોતાની મતિ અનુસાર સુચનાઓ કરી છે. એ સૂચનાઓ બે પ્રકારની છે. એક પક્ષ કહે છે કે વિદ્યાલયનો અભ્યાસક્રમ એવા પ્રકારનો રાખવો કે જેથી તેમાં અભ્યાસ કરનારી બ્હેનો અમુક–ત્રણ કે પાંચ–વર્ષને અંતરે પૂનાના શ્રી નાથીબાઇ ( કર્વે ) સ્ત્રી વિદ્યાપીઠની પ્રવેશક ( મેટ્રીકની ) પરીક્ષામાં બેસી શકે અને તેઓ આગળ અભ્યાસ વધારવા ઇચ્છતાં હોય તો એ, વિદ્યાપીઠે સ્વીકારેલી કોલેજોમાં તે પછી દાખલ થઇ શકે. બીજા પક્ષની સૂચના એવી છે કે વિદ્યાલયને ગુજરાત માટે વિદ્યાપીઠનું સ્વરૂપ આપવું અને મંડળે તેવી વિદ્યાપીઠ સ્થાપવી.

આ બન્ને પ્રકારની સૂચના કરનારા મિત્રો મંડળના સંચાલકોનો ઉદ્દેશ પૂરેપૂરો સમજ્યા નથી એમ લાગે છે. મંડળે વિદ્યાલય સંબંધી પ્રકટ કરેલી યોજના અને વિદ્યાલય ખુલ્લું મુકવાના સમારંભ પ્રસંગે મંડળનાં પ્રમુખ લેડી લક્ષ્મીબાઇએ કરેલું ભાષણ (આ બન્નેને ઉપયોગી સારભાગ અમે આ અંકમાં છાપ્યો છે ) ધ્યાનપૂર્વક વાંચનાર એ ઉદ્દેશ બરોબર સમજી શકશે. પૂનાના સ્ત્રી વિદ્યાપીઠના અભ્યાસક્રમનો લાભ જેમને અનુકુળતા હોય તેવી સર્વ ગુજરાતી બ્હેનો લઇ શકે છે. એ અભ્યાસક્રમ શીખવવા માટે મુંબાઇમાં શાળા પણ અત્યાર પ્હેલાં ચાલુ થઇ ગઇ છે. અમારા નમ્ર અભિપ્રાય મુજબ એ અભ્યાસક્રમનો લાભ જેમને માથે ગૃહિણી તરીકેની ફરજોનો બોજો નથી એવીજ બ્હેનો ફક્ત લઇ શકે એમ છે. એવી બ્હેનોને માટે એક શાળા ચાલુ હોવા છતાં બીજી એવી જ શાળા સ્થાપવાથી કાંઈ પણ અર્થ સરે કે ખાસ લાભ થાય એવું માનવાને કારણ નથી. કદાચ દલીલને ખાતર માની લઇએ કે મુંબાઇમાં એ અભ્યાસક્રમનો લાભ લેવા જેમને અનુકુળતા અને ઉત્સુકતા હોય એવી બ્હેનોની બહુ મોટી સંખ્યા છે અને તેમને માટે એક કરતાં વધુ શાળાની જરૂર છે તો એ માટે મંડળની આર્થિક સ્થિતિ પૂરતી છે કે કેમ તે જોવું જોઇએ. એજ આર્થિક કારણ બીજા પ્રકારની સૂચનાને પણ લાગુ પડે છે.

આ વિદ્યાલય ખોલી મંડળ જે ખાસ જરૂરીઆતને પ્હોંચી વળવા ઇચ્છે છે તે તદ્દન જુદાજ પ્રકારની છે. જે નાની વયની બાળાઓ સામાન્ય શાળાઓમાં જઇને પ્રાથમિક અભ્યાસ કરી શકે છે તેમનો પ્રશ્ન મંડળે વિચારવાનો નથી. એવી પ્રાથમિક શાળાઓ સાથે હરિફાઇ માંડવાને મંડળને કારણ નથી. બીજી તરફ જે બ્હેનો પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યા પછી, સંસારની ઝુંસરીમા નથી પડી અથવા પડયા છતાં પૂરતો સમય મેળવી શકે છે, તેમને માટે મુંબાઇ યુનીવરસીટીના ધોરણની અંગ્રેજી શાળાઓ અને હાઇસ્કુલો મુંબાઇમાં અનેક છે, એટલે એવી બ્હેનો માટે ગોઠવણ કરવાનો પ્રશ્ન પણ ઉભો થતો નથી. મંડળને જે પ્રશ્ન મુંઝવી રહ્યો છે અને જેના ઉકેલ માટે આ વિદ્યાલય દ્વારા તેના સંચાલકો પ્રયત્ન કરવા માગે છે તે પ્રશ્ન પરિણિત બ્હેનોના–ગૃહિણીઓના અભ્યાસનો છે. આપણે સારી રીતે જાણીએ છીએ કે બાળલગ્નની પ્રથાને કારણે ઘણી બ્હેનો પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યા પ્હેલાં અથવા પૂરો કર્યા પછી તુરતજ લગ્નના બંધનમાં પડે છે. રૂઢીવશ ઘણા માબાપો પોતાની દીકરીઓને કાંતો બીલકુલ ભણાવતા નથી અથવા શાળામાં મોકલે છે તો ૧૧–૧૨ વર્ષની ઉમ્મર થતાં તેમને શાળામાંથી ઉઠાડી લે છે અને તેમના લગ્નની તૈયારી કરે છે આવી બ્હેનોની સંખ્યા ઘણી મોટી છે. એમના વધુ અભ્યાસ માટે ગોઠવણ કરવાનું મંડળના સંચાલકોએ આ વિદ્યાલય દ્વારા સ્તુત્ય પગલું ભર્યું છે અને તે માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

એ બ્હેનોમાંની જેઓ સર્વથા નિરક્ષર છે તેમને પ્રાથમિક જ્ઞાન આપવા માટેના વર્ગો મંડળ

આજ કેટલાંક વર્ષો થયાં ચલાવે છે. એ વર્ગોમાંથી નીકળેલી યા ફક્ત પ્રાથમિક અભ્યાસ પૂરો કરીને શાળામાંથી ઉઠી ગયેલી ગૃહિણી બ્હેનોના વધુ અભ્યાસ માટે આ વિદ્યાલયની સ્થાપના કરવામાં આવી છે. અભ્યાસ માટેનો સમય પણ એમને અનુકુળ આવે તેવો-બપોરના ૨ થી ૫ વાગ્યા સુધીનો રાખ્યો છે જેથી તેઓ ગૃહકાર્યથી પરવારીને સ્હેલાઇથી આવી શકે. અભ્યાસક્રમમાં માત્ર એવા જ વિષયો રાખ્યા છે જેથી તેમના મગજ પર નિરર્થક બોજો ન લાદતાં તેમને ગૃહમાં ઉપયોગી થાય અને તેમનું જીવન ઉન્નત અને સરળ બને એવું અને એટલું જ્ઞાન ત્રણ વર્ષમાં આપી શકાય.

આ અભ્યાસક્રમ આગળ ઉપર વધારીને પાંચ કે સાત વર્ષનો કરવો કે કેમ તેનો નિર્ણય આ વિદ્યાલયને મળતી સફળતા જોયા પછી જ કરી શકાય. મંડળના સંચાલકોએ પચીસ વર્ષના અનુભવથી જોયું છે કે જે કાર્યની શરૂઆત કરવામાં આવે તેમાં સાવધાનતા રાખવી અને ઉતાવળિયા ન થવું એ વધુ ડહાપણભર્યું છે. અત્યારથી એને વિદ્યાપીઠનું મોટું નામ આપી મંડળને ખોટી વાહવાહ નથી કરાવવી. એ વિદ્યાલયના કાર્યકર્તાઓ જાણે છે કે એમણે યોજેલો અભ્યાસક્રમ અનેક ઉપયોગી બાબતોનું ફક્ત પ્રાથમિક જ્ઞાન જ આપી શકશે. એ જ્ઞાન વિસ્તારવા માટે ભવિષ્યમાં અભ્યાસક્રમની સમય મર્યાદા વધારવી પડશે. પરંતુ એ બધા વિચારો હાલ કરવાથી કશો ફાયદો નથી.

જેઓ મંડળના સંચાલકો પાસે વિદ્યાપીઠ સ્થપાવવાની ઇચ્છા રાખે છે તેઓએ કેવા પ્રકારની વિદ્યાપીઠ તેઓ માંગે છે તે સ્પષ્ટ કર્યું નથી. જો તેઓ પૂનાની સ્ત્રી વિદ્યાપીઠ જેવી વિદ્યાપીઠ ગુજરાત માટે મંડળ પાસે સ્થપાવવા ઇચ્છતા હોય તો એવી ખોટી હરિફાઈથી શું અર્થ સાધી શકાય તે અમે સમજી શકતા નથી. કર્વે વિદ્યાપીઠ વસ્તુતઃ ગુજરાતના-ગુજરાતીના નાણાંથી જ ચાલે છે. એના સંચાલનમાં ગુજરાતીઓ વધુ રસ લેતા થાય તો એનો લાભ ગુજરાતી બ્હેનોને જરૂર વધુ પ્રમાણમાં મળી શકે; અત્યારે લેવાય છે તે કરતાં પણ વધારે મોટી સંખ્યામાં.

એ મિત્રોની ઇચ્છા એમ જ હોય કે વિદ્યાલય માટે અત્યારે જે અભ્યાસક્રમ રાખ્યો છે તે જ વિકસાવીને તેને વિદ્યાપીઠનું સ્વરૂપ આપવું તો તે વિચાર કરવા જેવી વાત છે. પરંતુ એનો આધાર અમે ઉપર કહ્યું તેમ વિદ્યાલયને મળતી સફળતા ઉપર રહેશે. અત્યારે તો મંડળ આટલા વિદ્યાલયના ખર્ચ માટે પણ મુંઝવણમાં પડયું છે. લોકો માની બેઠા છે કે મંડળે સીલ્વર જ્યુબીલી પ્રસંગે લાખો રૂપીઆ ભેળા કર્યાં છે. ખરી વાત એ છે કે એ પ્રસંગે મળેલી રૂ. ૯૨૦૦૦ની રકમમાંથી લગભગ અર્ધી રકમ અમુક શરતે જ વાપરવા માટે મળી છે જ્યારે બાકીની અર્ધી-માંડ રૂ. ૫૦૦૦૦ની રકમનું વ્યાજ આ વિદ્યાલયના સંચાલન માટે વાપરી શકાય એમ છે. એટલા માટેજ સંચાલકોએ ગુજરાતી જનતાને વધુ નાણાં-સ્હાય માટે વિનતિ કરી છે. અમને આશા છે કે એ વિનતિને માન આપી ગુજરાતી સજ્જનો એ વિદ્યાલયના સહાયક મંડળના સભાસદો બની પોતપોતાનો યોગ્ય ફાળો દર વર્ષ મંડળને આપશે. સુશિક્ષિત ગુજરાતી બ્હેનો આ વિદ્યાલયમાં શિક્ષણ આપવાનો બોજો ઉઠાવી લે તો મંડળની આર્થિક મુંઝવણ આપોઆપ ટળી જાય એમ છે. સંચાલકોએ તેમને પણ વિનતિ કરી છે અને તે વિનતિને માન આપી સૌ. કુસુમબ્હેન કણીઆ, બી. એ. અને કુમારી પાર્વતીબ્હેન જાદવજી જોશી, બી. એ. જેવાં બ્હેનોએ પોતાની સેવા આપવાની શરૂઆત કરી દીધી છે. એ બ્હેનોના નિસ્વાર્થ સેવાભાવ માટે અમે અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે બીજાં સુશિક્ષિત બ્હેનો તેમનું અનુકરણ કરી પોતાનાં જ્ઞાનનો લાભ તેમની બ્હેનોને આપવા સત્વર તત્પર થાય.

**શારદા કાયદો**

બાળલગ્ન પર અંકુશ મુકનારો રા. સા. હરવિલાસ શારદાનો કાયદો તા. ૧ લી એપ્રીલથી અમલમાં આવે છે, એ વાત હવે ફરી ફરી જણાવવાની જરૂર ન હોવી જોઇએ. આટલું છતાં અમારે તે જણાવવી પડે છે. ઘણાઓ એમ માને છે કે મુસલમાનો અને સનાતનીઓના વિરોધને કારણે એમાં ફેરફાર થશે અને તેટલા માટે હાલ તુરત તે અમલમાં મુકવાનું સરકાર મુલતવી રાખશે. આ માન્યતા સદંતર પાયા વિનાની છે.

મુસલમાનો અને સનાતનીઓ એ કાયદામાં જે ફેરફાર કરાવવા માગે છે તેવો કશો ફેરફાર થવાનો જરાય સંભવ અમે જોઇ શકતા નથી. વડી ધારાસભાની છેલ્લી બેઠકમાં એ માટે સુધારો લાવવાનો એકજ પ્રયત્ન થયો છે તે ઉપરથી એમ માની શકાય કે વિરોધીઓ હવે એ બાબતમાં કાંઇ વધુ કરવા ઇચ્છતા નથી. ઇશ્વરે એમને મોડા મોડા પણ સદ્‌બુદ્ધિ પ્રેરી હોય એમ લાગે છે. પરંતુ એવો ફેરફાર ભવિષ્યમાં થવાનો સંભવ હોય છતાં હાલ તુરત એ કાયદો એના અત્યારના સ્વરૂપમાં જ તા. ૧ લી એપ્રીલના દિવસથી અચૂક અમલમાં આવે છે એમાં કોઇએ કશી પણ શંકા કરવાની નથી. કેટલાક એમ માની બેઠા લાગે છે કે એ કાયદો અમલમાં મુકતાં પ્હેલાં સરકાર નોટીસ આપશે. એવા પ્રકારની નોટીસ સરકારે છ મહિના પ્હેલાં આપી દીધી છે તા. ૧ લી ઓક્ટોબર ૧૯૨૯ને દિને ના. વાઈસરોયે એ કાયદાને પોતાની સહી કરી ધારાપોથી પર ચઢાવ્યો તે જ દિને બ્રિટિશ હિંદની સમસ્ત પ્રજાને નોટીસ આપી દેવામાં આવી છે કે એ કાયદો તા. ૧ લી એપ્રીલ ૧૯૩૦ના દિવસથી અમલમા આવશે. હવે વધુ નોટીસ આપવાની જરૂર રહેતી નથી અને સરકાર તેવી નોટીસ આપશે પણ નહિ. જેઓ એવી નોટીસની ભ્રમણામાં પડી એ કાયદાનું ઉલંઘન કરશે તેઓ તેમાં ઠરાવેલી સજાને પાત્ર ગણાશે.

અમે અગાઉ અનેકવાર જણાવી ગયા છીએ કે એ કાયદો દેશની ઉન્નતિ સાથે નિકટનો સંબંધ ધરાવે છે. એ કાયદાના અમલથી બાલવિધવાઓ આપોઆપ નાબુદ થશે અને દેશ તેમના શાપમાંથી ઉગરી જશે; ભાવિ પ્રજાના શરીર વધારે દૃઢ અને બળવાન બનશે અને તેમનાં આયુષ્ય વધશે. પરિણામે એ પ્રજા દેશને ગુલામી ધુંસરીમાંથી મુક્ત કરવા માટે લાયક બનશે. આવા કાયદાના વિધાન જાણી તેને અમલમાં મુકાવવા માટે દરેક દેશભક્ત હિંદીએ-પુરુષોએ તેમજ સ્ત્રીઓએ પોતાથી બનતું કરવાની પોતાની પવિત્ર ફરજ છે એમ સમજવું જોઇએ. "ગુણસુંદરી" ના વાચકો એ કાયદાના વિધાનો જાણી શકે તે માટે આ અંક સાથે એ કાયદાની પત્રિકાની નકલો શેઠ હરખચંદ મોતીચંદની ઉદારતાથી મોકલીએ છીએ. અમે ઇચ્છીએ છીએ કે જેમના જેમના હાથમાં એ પત્રિકાની નકલ આવે તેઓ પોતે એ ધ્યાનપૂર્વક વાંચે એટલુંજ નહિ પણ પોતાના સ્નેહી સંબંધી વર્ગમાં પણ તેનો પ્રચાર કરે. આટલી ફરજ તો સૌ કોઈ બજાવે. હજી આપણા ઘણાં ભાઇ બ્હેનો એ સંબંધી અજ્ઞાન દશામાં છે એ કાયદાના લાભ તેમને સમજાવવા એ દરેક સમજુ ભાઇ બ્હેનોની ફરજ છે. હજી પણ ખેદ સાથે અમે જોઈ શકીએ છીએ કે ગયા લગ્નગાળાની જેમ આ ફાગણ માસમાં પણ અનેક માબાપોએ, દોડાદોડી કરી પોતાના કુમળા બાળકોને "શારદા કાયદા"ના અમલમાંથી બચાવવા લગ્નની હોળીમાં હોમી દીધા છે. વડોદરા રાજ્યના કડવા પાટીદારો પણ પોતાના બાળકોની એ પ્રમાણે હોળી કરવા તૈયાર થઈ ગયા હતા અને તેમણે એ રાજ્યના બાળલગ્નના કાયદામાંથી મુક્તિ મેળવવા સરકારને અરજી કરી હતી. બ્રિટિશ હિંદના કાયદામાંથી કડવા પાટીદારોને કે કોઇ પણ અન્ય જ્ઞાતિને મુક્તિ આપવામાં આવી નથી, એટલે શ્રીમંત મહારાજા સાહેબે તેમની અરજી નામંજુર કરી છે. એ સ્તુત્ય નિર્ણય માટે અમે શ્રીમંત મહારાજા સાહેબને ધન્યવાદ આપીએ છીએ.

અમને ઘણાઓ આ કાયદા સંબંધી સલાહ પૂછવા આવે છે કે કોઇ દેશી રાજ્યની હદમાં જઇને લગ્ન કરી નાંખીએ તો આ કાયદો લાગુ પડે કે નહિ ? આ સવાલ શંકાસ્પદ તેમજ ચર્ચાસ્પદ છે. કાયદામાં એ વિષે સ્પષ્ટ વિધાન નથી. બ્રિટિશ હિંદમાં કન્યાપક્ષ યા વરપક્ષ વસતા હોય અને તેઓ આ કાયદા વિરુદ્ધ દેશી રાજ્યની હદમાં લગ્ન કરી આવે તો તેમના ઉપર કામ ચલાવી તેમને સજા કરાવી શકાય કે કેમ તેનો આધાર ન્યાયાધીશો ઉપર રહેશે. એવા એક બે કેસમાં જો ન્યાયાધીશ તેમને ગુન્હેગાર ઠરાવશે તો એવી બાબતોને પણ એ કાયદો તે પછી લાગુ પડશે. આવી બાબતમાં સલાહ લેવા ઇચ્છનારા માબાપોને અમે એટલી જ વિનતિ કરીએ છીએ કે કાયદાની ચુંગાલમાંથી છટકવાની બારી શોધવાને બદલે તમારા બાળકોનું અને તેમના ભાવિ સંતાનોનું હિત પ્રથમ વિચારવું એ તમારી પવિત્ર ફરજ છે.

જે માબાપો એ પવિત્ર ફરજ ન સમજે તેઓને

તે ફરજ સમજાવવી એ દરેક સમજુ માણસનું કર્તવ્ય છે. તેમ છતાં પણ તેઓ ન માને તો આ કાયદાની રૂએ તેમને અદાલત સમક્ષ તેમના ગુન્હાની સજા ખમવા માટે ખડા કરી દેવા જોઇએ. એમ કરવાથી એકાદ બે વ્યક્તિને કદાચ અંગત નુકશાન થશે પરંતુ એથી દેશનું મોટામાં મોટું હિત સાધી શકાશે એ નિઃશંક વાત છે. એવે પ્રસંગે સાચા સેવકો શરમમાં તણાયા વિના દેશનું હિત જ પ્હેલાં વિચારે. એવી રીતે કાયદો અમલમાં મુકાવા માંડશે અને ગુન્હેગારોને સજા કરાવાશે તો જે લોકો સીધી રીતે નહિ સમજતા હોય તે સજાથી ડરીને પણ બાળલગ્નો કરતાં અટકશે.

અમે અનેકવાર અગાઉ કહી ચૂકયા છીએ કે આ કાયદાનો કડક રીતે અમલ થાય તે જોવાની મુખ્ય ફરજ આપણી સ્ત્રીસંસ્થાઓની, આપણા યુવક સંઘોની અને આપણા જ્ઞાતિમંડળોની છે. એ સંસ્થાઓ, સંઘો અને મંડળો પોતાની જુદી "શારદા કમિટિઓ" જેમ બને તેમ જલ્દી નીમી દે એવી અમારી ખાસ વિનતિ છે. અખિલ હિંદ સ્ત્રી પરિષદે એ માટે ખાસ ઠરાવ પણ કર્યો છે, છતાં હજી સુધી એક પણ સ્થળે એવી કમિટિ નીમાઇ હોય એમ જાણવામાં નથી. અમને આશા છે કે એ પરિષદના સંચાલકો પોતાનો એ ઠરાવ હવે તુરત જ અમલમાં મુકશે એવી કમિટિઓની ફરજ એ કાયદાનો બને તેટલો પ્રચાર કરવાની અને જેઓ એ કાયદાનું ઉલ્લંઘન કરે તેમને, યોગ્ય માહિતી મેળવી, અદાલતમાં ઘસડી સજા કરાવવાની રહેશે. દરેક પ્રદેશમાં એવા બે ચાર કેસ થતાં જ અણસમજુ પ્રજા પણ પોતાની ફરજ સમજી જશે અને સજાના ડરથી તેનું ઉલ્લંઘન કરતાં અટકશે. અમને આશા છે કે આ સંસ્થાઓ, સંઘો, મંડળો અને સેવાભાવી ભાઇ બ્હેનો પોતાની આ પવિત્ર ફરજ અદા કરવામાં નહિ ચૂકે.

**રા. જયકરના નવા બીલો**

વડી ધારાસભાની છેલ્લી બેઠકમાં મુંબાઇના જાણીતા બેરીસ્ટર અને સ્ત્રી ઉન્નતિના હિતચિંતક રા. મુકુંદ રામરાવ જયકરે કેટલાંક બીલો રજુ કર્યાં છે. આ બીલો દેશની સ્ત્રી-ઉન્નતિની દૃષ્ટિએ અત્યંત આવકારદાયક છે અને સ્ત્રી જનતાએ એમનું ર્થન કરી એ બીલો ધારાપોથી પર ચઢે તે માટે સત્વર પ્રયત્નો કરવા જોઇએ. (૧) એમના એ બીલોમાં સૌથી અગત્યનું બીલ હિંદુ કાયદામાં સુધારો કરવા સબંધી છે. એક હિંદુ બાપ પોતાના છોકરાઓને સામાન્ય કેળવણી ઉપરાંત કોઇ ધંધાદારી કેળવણી આપે અને તેવી કેળવણીને પરિણામે છોકરા કમાણી કરે તો તેની કમાણી સંયુકત કુટુંબની મીલ્કત ગણાય છે આનું પરિણામ વ્યવહારમાં ઘણું ભયંકર આવે છે. દાખલા તરીકે એક હિંદુ બાપના બે છોકરા હોય. બન્નેને બી. એ. થવા સુધીની સામાન્ય કેળવણી આપી હોય. પછી એક દીકરો વેપારમાં પડે અને બીજો દીકરો આગળ અભ્યાસ કરી વકીલ થઈ વકીલાત કરે. પ્હેલો દીકરો વેપારમાં જે કમાય તે કુટુંબની મીલ્કત ન ગણાય પણ બીજો દીકરો વકીલાતથી જે કમાય તે કુટુંબની મીલ્કત ગણાય. એનું પરિણામ શું આવે ? જો એ વકીલ મરી જાય તો તેની મીલ્કત તેની પત્ની કે છોકરીને ન મળે; તેનો ભાઇ તેનો વારસ ગણાય. પરિણામે કમાનારના પત્ની અને છોકરી માત્ર ભરણપોષણજ મેળવવાને હકદાર ગણાય. આ સ્થિતિમાં સુધારો કરવાને અને એવી મીલ્કતને કુટુંબની નહિ પણ આગવી મીલ્કત ગણવી એવું બીલ રા. જયકરે રજુ કર્યું છે, (૨) એમનું બીજું બીલ લગ્નના કાયદામાં ફેરફાર કરવા માટે છે. હિંદની બે જુદી જુદી કોમની વ્યક્તિઓ પરસ્પર લગ્ન કરવા ઇચ્છતી હોય તો અત્યારના કાયદા મુજબ તેમને એવો એકરાર કરવો પડે છે કે અમે કોઇ પણ ધર્મમાં માનતા નથી. આવો ખોટો એકરાર કરવાની જરૂર ન રહે એટલા માટે કાયદામાં યોગ્ય સુધારો કરવાનો રા. જયકરનો પ્રયત્ન છે. (૩) એમનું ત્રીજું બીલ દેવદાસી સંબંધી છે. ધર્મને બ્હાને ચાલતો એ વેશ્યાવાડો બંધ કરાવવાનો એમનો પ્રયત્ન અત્યંત સ્તુત્ય હોઇ દેશના દરેક સમજુ માણસની પસંદગી પામશે અને કહેવાતા ધર્માંધો સિવાય સૌ કોઇ એ બીલને સમર્થન કરશે. આ ત્રણે બીલો સ્ત્રીજનતાની ઉન્નતિ અર્થે હોઇ હિંદની સ્ત્રી સંસ્થાઓ તેનું સમર્થન જરૂર કરે.

સ્ત્રીઓના હિતને લગતું એક વધુ બીલ રાય સાહેબ હરવિલાસ શારદાએ પણ વડી ધારાસભામાં રજુ કર્યું છે. એ બીલનો ઉદ્દેશ વિધવા સ્ત્રીને

પોતાના પતિનો ભાગ કુટુમ્બની મીલ્કતમાંથી અપાવવાનો છે. આ બધા ખરડા હાલ તુરત તો સીલેક્ટ કમિટિને સુધારા વધારા માટે સોંપાયા છે. સીલેક્ટ કમિટિ એમાં ફેરફાર કરે તે દરમિયાન દેશની સમજુ જનતાએ અને ખાસ કરીને સ્ત્રીવર્ગે એ બીલના સિદ્ધાંતો અને ઉદ્દેશોને વધાવી લેવા પોતાથી બનતા સર્વ પ્રયત્નો કરવા જોઇએ.

**મુંબાઇનું કલંક ટાળવા**

બ્રિટિશ મહારાજ્યમાં પાટનગરથી બીજે નંબરે ગણાતા મુંબાઇ શહેરમાં વેશ્યાવૃત્તિ અનહદ વધી ગઇ છે. ખાસ કરીને એ શહેરમાં ચાલતા સંખ્યાબંધ કુટણખાનાઓ એનું મોટામાં મોટું કલંક છે. એ કલંકને ટાળવા માટેનો કાયદો થોડાક વર્ષ ઉપર-સન ૧૯૨૩ મા ઘડાયો છે પરંતુ અનુભવ બતાવી આપે છે કે એ કાયદો એ કલંક ટાળવામાં નિષ્ફળ નીવડયો છે. એ કાયદાની બારીકીઓનો લાભ લઇ, ગુન્હેગારો પોતાનો નિંદ્ય ધંધો કોઇ પણ પ્રકારના અંકુશ વિના ચલાવ્યે જાય છે; અને અનેક નિર્દોષ સ્ત્રીઓના જીવન પોતાના લાભને ખાતર નષ્ટ કરે છે. આ નિંદ્ય કાર્ય માટે હિંદના બીજા ભાગોમાંથી તેમજ પરદેશથી અનેક ભોળી અને નાદાન સ્ત્રીઓને ફસાવી કે ફોસલાવી લાવવામાં આવે છે. સન ૧૯૨૩ના કાયદાની અપૂર્ણતાઓ તરફ મુંબાઇની વીજીલન્સ સોસાયટીએ સરકારનું વારંવાર ધ્યાન ખેંચ્યું હતું જેને પરિણામે એ કાયદામાં સુધારો કરવાનો ખરડો સરકાર તરફથી ધારાસભાની છેલ્લી બેઠકમાં રજુ કરવામાં આવ્યો છે. એ સુધારાઓને પરિણામે કુટણખાના ચલાવનાર ઉપર પૂરતી રીતે અંકુશ મુકી શકાશે તેમાંથી કમાણી કરનાર સ્ત્રીઓ તેમજ પુરૂષોને સજા કરી શકાશે. સાથે સાથે એવા અનીતિના કાર્ય માટે ઘર ભાડે આપનાર ઘરધણીઓને પણ સજા કરાવી શકાશે. આ નવો કાયદો અમલમાં આવતાં જે નિર્દોષ અને ભોળી સ્ત્રીઓ બદમાશોની કપટજાળનો ભોગ થઇ પડી છે તેમને એ નર્કમાંથી ઉગારી નીતિને માર્ગે જવાની અને હુન્નર ઉદ્યોગ શીખી પ્રામાણિકપણે ગુજરાન કરવાની સગવડતા થશે. અત્યારે જે પ્રકારે એ વેશ્યાવૃત્તિ મુંબાઇમાં પ્રસરેલી છે તે ખરેખર કમકમાટી ઉપજાવે એવી છે. મુંબાઇનો એવો એક પણ આબરૂદાર લત્તો નથી જે એવા નિંદ્યસ્થાનો વિનાનો હોય. પરિણામે ચામડીના દર્દનો બ્હોળો ફેલાવો થયો છે. એવીજ સ્થિતિ કેટલેક અંશે ઇલાકાના બીજાં શહેરોની પણ છે અને ત્યાંથી વેશ્યાવૃત્તિ નાબુદ કરવા એ કાયદો ફક્ત મુંબાઇ શહેરનેજ નહિ પણ આખા ઇલાકામાં લાગુ પાડવો જોઇએ. ધારાસભાની ચર્ચા દરમિયાન સુરતના પ્રતિનીધિ રા. દિક્ષિતે એ માટે કરેલી સૂચનાનો સ્વીકાર થાય એમ અમે ઇચ્છીએ છીએ.

**પતિયાલા અને સ્ત્રીઓ**

ઉત્તર હિંદના એક દેશી રાજ્ય-પતિયાલાના રાજા ભુપેન્દ્રસિંહે પોતાના રાજ્યની સ્ત્રીઓ ઉપર કરેલા અત્યાચારોની વાત જગજાહેર થઇ ચૂકી છે. એ અત્યાચારોની તપાસ કરવા ગુજરાતના સંતપુરૂષ શ્રી. અમૃતલાલ ઠક્કર, "સૌરાષ્ટ્ર" ના તંત્રી શ્રી. અમૃતલાલ શેઠ વગેરે પાંચ ગૃહસ્થોની સમિતિ નીમાઇ હતી. એ સમિતિએ પ્રકટ કરેલો અહેવાલ એ અત્યાચારોની વિગત તે માટેની ચોંકાવનારી જુબાની સહિત આપે છે. એ અહેવાલ પ્રકટ થયાને લાંબો સમય થયા છતાં પતિયાલાના રાજાએ તેમાં લખેલી બીના ખોટી ઠરાવવાનો પ્રયત્ન કર્યો નથી. એ અહેવાલ પરથી સ્પષ્ટ જણાય છે કે એ રાજાએ પોતાની વિષયલાલસા તૃપ્ત કરવા માટે પોતાની સત્તા અને સાધનો તેમજ રાજ્યના નાણાંનો ધુમાડો કર્યો છે અને પ્રજાની વહુ દીકરી પર અમાનુષી અત્યાચાર વર્ષાવ્યા છે. એ અત્યાચારો સામે પોકાર ઉઠાવવા મુંબાઇની સ્ત્રીઓની એક જાહેર સભા સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીના હોલમાં સૌ. લીલાવતી બેન્કરના પ્રમુખપદે મળી હતી અને તે પ્રસંગે લેડી લક્ષ્મીબાઈ, સૌ ગંગાબ્હેન પટેલ, શ્રી. રતનબ્હેન મ્હેતા તેમજ પ્રમુખશ્રી વગેરે બ્હેનોએ પોતાનો રોષ પ્રકટ કર્યો હતો. લેડી લક્ષ્મીબાઇએ સાચુંજ કહ્યું હતું કે "હિંદી સ્ત્રીને માટે શિયળ એજ સર્વસ્વ છે." એ શિયળ ધન લુંટનાર નરપિશાચ રાજાને યોગ્ય નસિયત આપવી જ જોઇએ આપણી બ્રિટિશ સરકારનો દાવો હિંદની પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાનો છે એ દાવો સાચો હોય તો તેણે આ બાબતમાં પતિયાલાની પ્રજાને યોગ્ય ન્યાય આપવા અને એ રાજાના દુષ્કૃત્યોની અદાલતમાં તપાસ કરાવવા તત્પરતા બતાવવી જોઇએ.

# ગુણસુંદરીઓને

# બાપુજીનો સંદેશ

'ગુણસુંદરી'ના ઉપતંત્રી રા. ચન્દ્રેશ શુક્લે તા. ૧૩-૪-૩૦ ને રોજ દાંડીમાં વિનતિ કરતાં, બાપુજીએ નીચેનો સંદેશ આપ્યો હતોઃ—

'ગુજરાતની ગુણસુંદરીઓ પોતાના ગુણો દીપાવે અને આજે લીધેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરે'

૧૩-૪-૩૦ રવિવાર } મોહનદાસ કરમચંદ ગાંધી





# આપણી 'દેશીઓ' અને પ્રાચીન લોકસંગીત

લેખકઃ મંજુલાલ રણછોડલાલ મજમુદાર,
એમ. એ; એલએલ. બી.

અતિ પ્રાચીન કાળથી શહેરી અને ગામડિયા, શિષ્ટવર્ગ અને જન સમુદાય—એવા સમાજના બે ભાગ પડેલા છે. ધર્મ, સાહિત્ય, સંગીત અને કલાઓમાં પણ એવી જ રીતના બે ભેદ જોવામાં આવે છે. આ પ્રકારના બે પ્રવાહ સંગીતમાં પણ અનાદિ કાળથી વહ્યાં કરે છે. રામાયણમાં 'માર્ગી સંગીત' અને 'દેશી સંગીત'—એવા સંગીતના બે ભેદ હોવાનો ઉલ્લેખ છે. પ્રાચીન કાળના સંગીતના આચાર્યોએ ઠરાવેલા નિયમોને—માર્ગને અનુસરીને ચાલતા સંગીતનું નામ 'માર્ગી સંગીત'; અને સામાન્ય જનતાએ પોતાના હૃદયના ભાવો પ્રકટ કરવા કાઢેલા ઇચ્છાનુસારી આલાપનું નામ 'દેશી સંગીત.'

'**संगीत रत्नाकर**' માં શાર્ઙ્ગદેવે 'દેશી'નું લક્ષણ એમ બાંધ્યું છે કેઃ

**देशे देशे जनानां च,यद्रुच्या हृद्रंजकम्।**
**गानं च वादनं नृत्यं तद्देशीत्यभिधीयते॥**

—દેશદેશના લોકોની રુચિને અનુસરવાથી જે હૃદયનું રંજન કરી શકે છે એવાં ગાન, વાદન અને નૃત્ય—એ 'દેશી' એટલે અમુક દેશનું વિશિષ્ટ સંગીત કહેવાયું છે.

ગુજરાતના દેશી સંગીતના પદ, કડવું, રાસ, પ્રબંધ, રાસડા, પોવાડા, ધઉળ—વગેરે જેવા પ્રકારો છે તેવો જ પ્રકાર ગરબા ગરબીનો પણ છે. 'પદ'નું જ બીજું નામ 'દેશી' છે. જુદા જુદા દેશની દેશીઓ—જેને ગુજરાતી કવિઓએ નામ સાથે સ્વીકારી છે, અને તેનો પ્રચાર કર્યો છે તેમાંની—વેરાડી, માલવ, સિંધી, ગોડી, મારુ, ખંભાયતી, સોરઠી—એટલી આપણને નામથી પરિચિત છે. તેની ગાવાની પદ્ધતિનો ખ્યાલ આપણને આજે ન આવી શકે એ સ્વાભાવિક છે. છતાં પ્રાચીન ગુજરાતી કાવ્યો અને રાસાઓમાં કરાતા ઉલ્લેખો ઉપરથી, તેની ગાવાની પદ્ધતિ લોકોમાં પ્રચલિત અને પ્રિય પણ થઇ હશે એમ માનવાને હરકત નથી.

હિંદુસ્થાનમાં અનાદિ કાળથી ધર્મ એ જ સંગીતનો પ્રાણ અને સંગીત એ જ ધર્મની વાણી મનાયાં છે. આપણા દેશમાં જે જે સમયે ધાર્મિક ભાવનાનો પુનરુદ્ધાર થયો છે તે તે દરેક પ્રસંગે લોકસંગીતનો પ્રવાહ ધોધની માફક વહ્યો છે. કીર્તનોની કીર્તનગંગા, ભજનોની ભક્તિસુધા, રાસડાઓની રસસરિતા, અને ગરબાની—પાવનગંગોત્રીઓ—એ બધું લોકોના જીવનમાં ધર્મભાવનાના ઊછાળાની સાથે જ વહેવા માંડ્યું છે; અને દેશભરમાં રેલાયું છે. ગુજરાતમાં, બૌદ્ધોની જેમ પ્રાકૃત અને લોકભાષામાં જ ઉપદેશ કરવાની પદ્ધતિ સ્વીકારનાર જૈનોના જિનશાસનના પ્રચારની સાથે, ધાર્મિક બુદ્ધિથી રચાયલા 'રાસાઓ' અને 'પ્રબન્ધ'નું સાહિત્ય જન્મવા પામ્યું હતું. જૈન યતિઓએ રાસા, પવાડા, આખ્યાનો અને લોકવાર્તાઓદ્વારા શીલ, તપ, બ્રહ્મચર્ય,

અસ્તેય–વગેરે ગુણોનાં કીર્તન કર્યાં; અને તે દ્વારા સમાજના મધ્યમ અને નીચલા થરને તેમનો ઉપદેશ પહોંચી શક્યો હતો.

આ યતિઓને મન લોકસંગીત એટલે જૂનું જ સંગીત એમ કોઈ નહોતું; કારણ કે જૂનું સંગીત ભગવાન કાળની' ચાળણીમાંથી ચળાઈને આવેલું હોય છે. લોકકાવ્યમાં એકવાર જે ઢાળ નક્કી કરેલો હોય છે તેને બદલવાને લોકહૃદય તૈયાર નથી હોતું. જેમ શરીર અને આત્મા જુદાં પડતાં દૂભાય છે, તેમ લોકસંગીત અને લોકકાવ્ય પોતાનો મેળ છોડતાં અકળાય છે.

નવા પ્રયોગો એવા હોય તો નવાં ગીતો જરૂર લઈ શકાય; પણ જે ગીતે જે કલેવર શોધ્યું તે જ તેનું કાયમનું ગણાતું. તેથી જ આપણે જૈન કવિઓના અસંખ્ય રાસાઓમાં "દેશી" ની પસંદગી અને યોજના આ પ્રકારે કરેલી જોઈ શકિયે છિયે. ધર્મના ઉપદેશક, મિશનરી જેવા આ કવિઓને ખબર હતી કે જૂનાં ગીતો એટલે અનેક જમાનાની પસંદગીથી લોકમાન્ય થયેલાં કાવ્યરત્નો. તેમાં પ્રજાનો પ્રાણ સ્ફુરે છે. માતાના ધાવણની પેઠે વગર આયાસે સમાજને તે પચી જાય છે. તેથી જ આપણી પાસે જેટલા પ્રસિદ્ધ જૈન રાસાઓ છે તેમાં કોઈને કોઈ ખાસ લોકપ્રિય 'દેશી' અથવા 'ઢાળ'નો ઉલ્લેખ કરેલો હોય છે.

કેટલીક દેશીઓનાં નામ ફક્ત તેમની પહેલી લીટીના પહેલા બોલ ઉપરથી પડેલાં હોય છે. જૈન રાસાઓમાંથી (૧) સાહેલડીની દેશી, (૨) બટાઉની, (૩) જેસીડાની, (૪) ઉલ્હાળાની, (૫) નાયકાની, (૬) વિંછિયાની, (૭) હમીરિયાની, (૮) હાંડાની, (૯) ઝુમખડાની, (૧૦) 'આછે લાલ'વાળી, (૧૧) કડખાની, (૧૨) ચુનડીની, (૧૩) હમચડીની, (૧૪) સુડાની, (૧૫) 'મનભમરા'ની, (૧૬) ડુંગરિયાની (૧૭) પવાડાની, (૧૮) ધણરા ઢોલાની, (૧૯) સાદડાની, (૨૦) અલબેલાની–વગેરે વગેરે

### સત્તા

સ્ત્રીઓમાં સ્નેહશક્તિ બળવત્તર હોય છે. બુદ્ધિબળ તેમજ ક્રિયાબળને ઊર્મિબળના સતત અંકુશ તળે રાખવાની, તેમનામાં વધારે શક્તિ રહેલી છે. પરિણામે માનવજાતિ અને પુરુષવર્ગ વચ્ચે, સ્ત્રીઓ મધ્યવર્તિની તરીકે, સ્વાભાવિક રીતે બિરાજે છે. શ્રી પરમાત્માએ સંસારમાં નીતિનિયમનનું કાર્ય ખાસ સ્ત્રીઓને સોંપ્યું છે. વિચાર અથવા વર્તનમાંથી ઉદ્‌ભવતી અનેક વ્યથાઓ, પુરુષને સર્વતોમુખ પ્રેમના પ્રભાવક્ષેત્રમાંથી પરાસ્ત કરી નાખે છે. તેમનામાં એ પ્રેમનો અપરોક્ષ અને અખંડિત વિકાસ સ્ત્રીઓ દ્વારાજ પરમાત્મા સર્વદા કરાવે છે. આમ પ્રત્યેક સ્ત્રીની એકરૂપી સત્તા પ્રત્યેક પુરુષમાં માનવજાતિ પ્રત્યે પ્રેમ પ્રકટાવવામાં પ્રવૃત્ત થાય છે.

આ સંસારસેવના એટલી અગત્યની અને કઠણ છે, કે જાણે આપણા તરફથી પરમાત્માને જવાબ આપવાનો હોય તેમ, આપણામાંનાં દરેકને એ દેવીઓમાંથી અમે તે એકની સત્તા નીચે મૂકવામાં આવે છે. આ નૈતિક સત્તા ત્રણ સ્વરૂપ ગ્રહણ કરે છે–માતા, પત્ની અને પુત્રી. સમાજસંગઠન, અર્થાત્ સમકાલીનો પ્રત્યે સમભાવ પ્રવર્તાવવાની ત્રણ રીત છે–સંજ્ઞાપાલન (obedience); સંયોજન (union), અને સંરક્ષણ (protection). આ ત્રણ સ્વરૂપો આ ત્રણ રીતનો નિર્દેશ કરે છે. ભૂત, વર્તમાન અને ભવિષ્ય સાથે આપણને સંબંધમાં લાવી, યુગેયુગનું સાતત્ય સાધનાર કોટિસ્વરૂપો પણ એજ ત્રણ છે. આપણી પારમાર્થિક વૃત્તિઓ ત્રણ છે–પૂજ્યભાવ (veneration), સ્નેહભાવ (attachment) અને સદ્‌ભાવ (benevolence). એ વૃત્તિઓને પણ એ ત્રણમાંની પ્રત્યેક અનુક્રમે ઉત્તેજે છે.

—કોંતે

પહેલા શબ્દથી, ઘણે ભાગે, ઓળખાવાઇ છે.

એ ધ્યાનમાં રાખવા જેવું છે કે દેશી-ઓના યે બે ભેદ પડી શકે છે. કેટલીક દેશીઓ આખ્યાન શૈલીની દૃષ્ટિએ, એટલે માત્ર શ્રાવ્ય પ્રસંગોમાં, જ્યારે કંઇ ઇતિહાસ વર્ણવવાનો હોય છે ત્યારે, સવિશેષ અનુકૂળ જણાઈ આવે છે. અને કેટલીક ખાસ કરીને ગેય જ હોય છે. તે 'ગીત' નામથી ઓળખાય છે. ઉપર જે દેશીઓનાં નામ ગણાવ્યાં, તથા લેખને છેડે દેશીઓનાં ઊપડતાં ચરણોની જે નોંધ આપી છે તેમાં શ્રાવ્ય દેશીઓ છે જ; પરંતુ એ દરેક દેશીનું મૂળ સ્થાન શોધી કાઢવા માટે વ્યાપક અને ઊંડા અભ્યાસની જરૂર છે; તે સિવાય આ કાર્ય હાથ ધરી શકાશે નહી.

હવે આખ્યાનશૈલી માટે અનુકૂલ એવી દેશીઓની વાત કરિયે. વિક્રમના સત્તરના શતકના પ્રારંભથી કડવાબદ્ધ, આખ્યાનોની રચના [ ઉદાહરણ તરીકે સં. ૧૬૦૧માં નાકરનું ' વિરાટ પર્વ ' રચાયું હતું; અને તેથી યે પહેલાં ' ચંદ્રહાસ આખ્યાન ' સં. ૧૫૭૫ માં રચાયાનું મનાય છે. ] વિશેષે કરીને બ્રાહ્મણીય સાહિત્યના લેખકોએ કરેલી જોઇ શકાય છે. ૫૬ જેવાં ટૂંકાં કડવાંવાળાં આખ્યાનો [ ઉદાહરણ તરીકે સં. ૧૫૪૮ માં રચાયલું જનાર્દન ત્રવાડીનું ' ઉષાહરણ ' ] આ સમય પહેલાં થયાં છે, પરંતુ કડવાંથી ભિન્ન એવા આખ્યાનકાળના દેશી કડવાના, ત્રણ વિભાગ પડી શકે છેઃ (૧) રાગસૂચક મુખબંધ, (૨) ઢાળ અને (૩) વલણ અથવા ઊથલો. મુખબંધ ઉપર આશાવરી, દેશાખ, કેદારો, મેવાડો, રામગ્રી, ધન્યાશ્રી વગેરે આખા કડવાના રાગનું નામ આપવામાં આવે છે. ઢાળના ખાસ કરીને ત્રણ પ્રકાર હોય છે. એ ઢાળની દેશીઓ એક રીતે તપાસતાં, કોઇ પિંગળના હરિગીતને મળતી, કોઇ ચોપાયાને મળતી તો કોઇ ચોપાઈને મળતી હોય છે.

પરંતુ સોળમા શતકનાં પ્રકાશમાં આવેલાં જૈનેતર કવિઓનાં કાવ્યો તપાસિયે છિયે ત્યારે જણાય છે કે તે વખતની રચના આ પ્રમાણે એકધારી નથી. તેમાં દૂહા, ચોપાઇ અને છપ્પય ખાસ કરીને વપરાયા હોય છે. વચમાં વચમાં કોઇકમાં 'ગીત' મૂકેલાં નજરે પડે છે. જૈન રાસાઓમાં દૂહા, ગાથા, ચોપાઈ અને વસ્તુ જેવા અપભ્રંશકાળના છન્દો ઉપરાંત, ' ઢાળ ' અથવા ' દેશી 'ની યોજના ખાસ ધ્યાન ખેંચે છે.

જૈનેતર કાવ્યોમાં અતિપ્રાચીન એવા પદ્મનાભકૃત ' કાન્હડદે પ્રબન્ધ ' [ રચના· સંવત ૧૫૧૨; બૅરીસ્ટર દેરાસરીની આવૃત્તિ બીજીમાંનું ] પૃ. ૨૭ ઉપરનું

" માંડવિ મિલઇ સુહાસણી, સખી
ઊઢણિ નવરંગ ઘાટ કિ:
જાઇ સહીય વધામણી,
હઇયડલઇ હર્ષ ન માય કિ-
જીતુ સહી "

—એ ' ધન્યાસી'નું ગીત;

તથા પૃ. ૭૪ ઉપરનું

" એક પનુતી બગલડી જી,
તેહચા પ્રેમ અપાર;
પીયુ પોખઈ પાવસિ ચડી જી,
સુખ લીઈ સંસારિ "

—એ શિખરી ગીત; તથા પૃ. ૧૦૯ ઉપરનું કરુણગીત—

" રૂપિં સલૂણડી સવિ સાહેલડી,
વેલડી રહી રે નિહાળતી રે:
ટાડડે આવી ય આંસુડાં,
વહાતી ય જાલહુર પરવત વધાવીઉ એ."

અને પૃ. ૧૧૨ ઉપરનું સામેરીનું ગીતઃ

" પૂરવ પ્રેમ સંભારીઉ,
આંસુડે ભીનુ હાર જી;
' ગુણ ફીટી અવગુણ થયા,
અલ કહિ કારણ સિણગાર જી ! '

એટલાં ગીતોને, કાવ્યના સામાન્ય રચનાબંધથ

જુદાં પાડવામાં આવ્યાં છે, તે સહેજે જોઈ શકાય છે.

કર્મણમંત્રીના "સીતાહરણ" [રચના સંવત ૧૫૨૬; દી. બા. કેશવલાલ ધ્રુવની આવૃત્તિ: 'પ્રાચીન ગુર્જરકાવ્ય' ] માંનું પૃ. ૪૪ ઉપરનું 'સુપનગીત':

" એક જ અચરજ સહી ! આ ભણું,
ખોલઇ ત્રિજટા બહિન;
રામ લક્ષ્મણ બિહુ જાણું,
લંકા આવ્યા વાનર સેનિ:
—મઈં લાધું સપનું સખિ ! "

તથા 'સીતાહરણનાં ધૂલ'—એ, કાવ્યમાંનાં દૂહા, ચૂપઇ, છપ્પય, પવાડુ—વગેરે સળંગ રચના-બંધના કલેવરથી જુદાં પાડી શકાય છે.

તે જ પ્રમાણે ભીમકૃત " હરિલીલા ષોડશકલા " [ રચનાસંવત ૧૫૪૧; શ્રી. અંબાલાલ જાનીની આવૃત્તિ ] માંનાં પ્રારંભનાં 'ગણેશગીત', 'સરસ્વતીગીત', તથા વેલાઉલિ વાણી ગીત ( પૃ. ૬૮ ):

" થડવિણ એક મહાવૃક્ષ ઊગ્યુ,
પ્રસરી શાખા પંચ. "

'પ્રલ્હાદનું સ્તવન' ( પૃ. ૧૦૩):

" ત્વં હરિ એક સનાતન,
ભક્તવત્સલ ભગવંત હો;
સર્વભૂતનઈ હદિ વસઈ,
અંતરયામી અનંત હો. "

તથા કૃષ્ણજન્મોત્સવનું 'વસંતગીત' (પૃ. ૧૪૧):

" નન્દ કરઇ આનન્દ,
પુત્ર જનમ્યા પરમાનંદ:
હરખ્યુ સુરનરનાયક ઇન્દ્ર,
કાંપ્યુ કંસાસુર મંદ રે:
રે ગોકુલિ જનમ્યા ગોવિન્દ—"

અને 'રાસક્રીડા'નું વિરાડી ગીત (પૃ. ૧૫૩):

" આનંદ એક અભિનવુ રે,
વૃન્દાવન મઝારિ;
વંશ વજાવઇ વિઠ્ઠલુ રે,
તેણુઈ છંદઈ નાચઈ નારી.
વૃંદાવનિ ગોપી નાચઇ રે,
તેણુઇ રંગિ રાચઈ રામ—"

તે જ પ્રમાણે મલ્લઅખાડા વખતનાં સિંધુ રાગનાં 'ત્રોટક' સાથેનાં પદ. ( પૃ. ૧૬૦–૧૬૧ ); ભ્રમરગીતાનું પાઘડી છંદનું ગીત ( પૃ. ૧૬૭ ); રુક્મિણી–હરણનાં 'ધવલ'; છેલ્લું કલશનું ગીત ( પૃ. ૨૧૬ )—એ પ્રમાણે ચાલુ પદબંધથી નિરાળાં પાડેલાં એવાં ગીતો પ્રાચીન કાવ્યોમાં ગૂંથેલાં જોઇ શકાય છે.

ભાલણ કૃત. 'નળાખ્યાન.' [ રચના સંવત ૧૫૪૫ ( ? ); શ્રી રામલાલ મોદીની આવૃત્તિ; કડવું ૧૮ ].માં

" પિયુડા ! આવો રે, ભક્ષ કરે છે વ્યાલ
નળ મૂકાવો રે—"

જેવી દેશી દીઠામાં આવે છે; છતાં એ કાવ્ય, સત્તરમા શતકથી શરૂ થયેલી કડવાબંધ આખ્યાનોની પદ્ધતિને વધારે મળતું આવે છે. એટલે એમાંથી વધારે ઉદાહરણો લેવાં ઠીક નથી.

જનાર્દનના " ઉષાહરણ " ( રચના-સંવત ૧૫૪૮ ) માં તો દરેક ' કડવું ' જ ન્હાના પદ જેવું છે. એટલે એ આખું ગીત-કાવ્ય જ છે એમ કહિયે તો ચાલે. છતાં પણ એમાં યે ( પૃ. ૮૦ ):

" આદિ ઉષાએ આલોચિઉં, સાહેલડી રે
ગવરીવર ! કરિ સાર, સાહેલડી રે"

એવી ' સાહેલડીની દેશી '; તથા ( પૃ. ૮૩ ).

" ન પરણું રે અસુર કુંઆરી "

—ના ધ્રુવપદવાળું પદ સોળમું: તથા

" બ્રહ્માઈ વદતા વારિયા, હર ગોપાલા રે—"

—વાળું સત્તાવીસમું પદ—એટલાં ખાસ ધ્યાન ખેંચે છે; અને તે પદ વિશેષે કરીને ગેય હશે એમ લાગે છે.

આ પ્રમાણે સોળમા શતકનાં જૈનેતર કાવ્યોનું કલેવર છે. નાકરના સમયથી ( સં. ૧૫૭૫–૧૬૨૫ ) કડવાંબદ્ધ આખ્યાનોની શરુઆત થયેલી તે છેક પ્રેમાનન્દયુગના અંત સુધી, એટલે લગભગ વિક્રમના ઓગણીસમા

શતકની શરૂઆત થતા સુધી ચાલુ રહી. તે પછી છૂટક પદ, ભજન, ગરબા અને ગરબીનો યુગ આવ્યો. પ્રેમાનન્દ કવિનાં 'દશમસ્કંધ અનુવાદ' તથા 'ઓખાહરણ' જેવાં રસપૂર્ણ કાવ્યોમાં; આખ્યાનના રચનાબંધ ભેગાં વણી લીધેલાં સુંદર ગીતો મળી આવે છે ખરાં; તોપણ સામાન્યતઃ આખ્યાનના એકધારા રચનાબંધમાં ખૂબ વૈવિધ્ય ભર્યું હોય એવાં કાવ્યો જૈનેતરોમાંથી ખોળી કાઢવાં અઘરાં છે; લગભગ અશક્ય છે.

જૈન રાસાઓમાં તો દૂહા ચોપાઇના વર્ણનાત્મક કાવ્યબંધના ભેગી, સ્થળે સ્થળે લોકપ્રસિદ્ધ દેશીઓ અને ગીતોની રમ્ય ગૂંથણી કરેલી જોઇ શકાય છે. આ દેશીઓ ઓળખાવવા માટે તેનો પહેલો સૂચક શબ્દ યાદ રખાય છે; અને બીજી દેશીઓ માટે ઊપાડનું ચરણ મથાળે ટાંકવામાં આવે છે. આવાં સુંદર ઊપડતાં ચરણોવાળાં ગીતો કેટલાં મધુર હશે તે માત્ર તેની પ્રારંભની લીટીથી કલ્પી શકાય છે. પરંતુ ઢાળ તરીકે મથાળે ટાંકેલી લીંટી ઉપરથી તે દેશી, આખ્યાન માટેની હશે કે કોઇ લોકપ્રસિદ્ધ ગીતની હશે તે સમજવું સહેલું નથી.

આ દેશીઓની યોજના માટે એમ સંભવે છે કે જૈન યતિઓ ચોમાસું કરવાને નિમિત્તે દેશપરદેશ ફરતા ત્યારે તે તે દેશના દેશી સંગીતની રચનાઓને સાંભળી લેતા; અને તેને અનુસરીને પોતાની દેશીઓ રચતા. આના સ્પષ્ટ અંગીકાર રાસાઓમાંથી જડી શકે છે. એ રીતે ગુજરાતના લોકસંગીતમાં નવાં તત્ત્વોનું ભરણું એમની દ્વારા થતુ હતું. આ જૈન કવિઓમાં ખાસ પ્રસિદ્ધ એવા ઋષભદાસ અને સમયસુંદરનાં કાવ્યોમાંથી, એ લેખકોના લોકસંગીત સાથેનો ગાઢ પરિચય પાને પાને જોઇ શકાય છે. દેશીઓની રચનાદૃષ્ટિએ આ કવિઓનો અભ્યાસ થવાની ખાસ જરૂર છે.

દેશીઓનાં ઊપડતાં ચરણો તરફ સહજ નજર કરવાથી જણાય છે કે એમનું મૂળ આપણી હાલની ગુજરાતની સીમાની બહાર ખોળવું પડે તેમ છે. અકબરે ઇ. સ. ૧૫૮૫ ના અરસામાં ગુજરાત પ્રાંતની સીમાઓ નવેસર નક્કી કરી; અને મારવાડ, માળવા તથા ખાનદેશને ગુજરાતથી છૂટાં પાડયાં. તે સમયથી વર્તમાન ગુજરાતની સીમામાં રહેનાર ગુજરાતીઓનો સંબંધ એ પડોશના પ્રાંતોથી અલગ થતો ગયો. બીજા બે પ્રાન્તોએ ગુજરાતની સંસ્કૃતિ ઉપર ખાસ અસર કરી જણાતી નથી; પરંતુ મારવાડ અને એ ઉત્તરના ભાગો ગુજરાતની મુખ્ય જાતિઓનાં આદિનિવાસસ્થાન હોવાથી,–તેમની સાથેનો સંબંધ છેક ભૂલાયો નહી. તેથી જ આપણી ભાષા અને સાહિત્યનો, તેમ જ કેટલાક આચારવિચારનો મારવાડ તથા વ્રજ સાથે જેટલો સંબંધ છે તેટલો બંગાળ, મહારાષ્ટ્ર કે સિન્ધ સાથે નથી.

તેથી જ ગુજરાતના દેશી સંગીત ઉપર મારવાડની સ્પષ્ટ અસર છે. પ્રચલિત ઢાળોનાં મૂળ ખોળીશું તો કોઇ મારવાડી ગીત સાથે એનું સગું શોધી કઢાશે.

" લાલજી ! કારતક મહિને રથ
જાદવરાય જોતર્યા હો લાલ,
વહેલા આવજો હો લાલ "

—એ ગીતનું પુરોગામી આદર્શ ગીત સં. ૧૭૧૭ ના એક જૈન રાસામાં ટાંક્યું છે. ત્યાં પણ એ આદર્શ 'ઢાળ' તરીકે જ ગીતની લીંટી આપેલી છે; એટલે તેથી યે પ્રાચીન એ ગીત હોવું જોઇએ એમ કહી શકાય. એ લીંટી આ રહી:

" થારાં મોહલા ઉપરિ મેહ,
ઝરૂખે વીજળી હો લાલ,
ઝરૂખે વીજળી હો લાલ. "

દયારામભાઇના 'માતા જસોદા ઝૂલાવે પુત્ર પારણે' વાળો પ્રસિદ્ધ 'પારણાનો ઢાળ', [ 'શીલવતીના રાસ' ( સં. ૧૭૦૦ માં )

'સખિ' ગડડામાં ગાજે શબ્દ મૃદંગના' –એ ગીત સાથે પૂરેપૂરો મળતો આવે છે.

'આમ જોઇ શકાય છે કે' આપણાં ગીતોના પ્રચલિત ઢાળો સૈકાઓ જૂના છે. આ હકીકત ધ્યાનમાં લેતાં, આપણા પ્રાચીન દેશી સંગીતના અભ્યાસ માટે મારવાડી ગીતોનો ગાઢ પરિચય કરી લેવાની જરૂર છે. હિંદી પંડિત કવિશ્રી. રામનરેશ ત્રિપાઠી ઉત્તર હિંદુસ્થાનનાં લોકગીતોનો સંગ્રહ હાલમાં કરી રહ્યા છે.* એમણે મારવાડી ગીતો ઠીક ઠીક ભેગાં કર્યાં છે. એ ગીતોથી આપણી દેશીઓ ઉપર સારું અજવાળું પડશે એમ આશા રાખી શકાય.

લેખને છેડે પરિશિષ્ટરૂપે આપેલી કેટલીક દેશીઓનાં ઊપડતાં ચરણોની યાદી, વાંચકમાં જિજ્ઞાસા ઉત્પન્ન કરવા માટે આપી છે. ધ્યાનમાં લેવા જેવું છે કે આ ઊપાડની લીટીઓ ઉપરથી એ પણ જાણી શકાય છે કે જૈન કવિઓ, પ્રચલિત લોકસાહિત્યને તથા બ્રાહ્મણીય સમાજનાં ગીતોને પણ લેવાનું ચૂક્યા નથી; કારણ કે તેમને ખબર હતી કે જેમ ઢાળ વધારે પ્રચલિત અને લોકપ્રિય તેમ તેમને પોતાના કાવ્યની ફત્તેહ તેટલા પ્રમાણમાં વિશેષ ચોક્કસ લાગતી.

આ ઉપરથી જણાશે કે ઊપાડની લીટીઓ જ જેની આજે પ્રાપ્ય છે તેવાં ગીતોને,લોકસાહિત્યના સંશોધકો અને સંપાદકોએ શોધી કાઢવા જેવાં છે, શ્રીયુત મેઘાણી તથા શ્રીયુત રાયચુરા, શ્રી. છગનલાલ રાવળ, શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઇ, પંડિત લાલચંદ્ર ગાંધી, પંડિત બેચરદાસ, મુનિશ્રી જિનવિજયજી વગેરે વિદ્વાનો આ દિશામાં ખાસ શોધખોળ કરે એમ સૌ કોઇ ઇચ્છશે જ. જો તેમ થશે તો દયારામ પહેલાંનાં જૂનાં ગીતોના પ્રાચીન ઢાળ આપણે મેળવી શકીશું; અને તે રીતે આપણું ગીતોના ઢાળનું જ્ઞાન કેટલાંક શતક પાછળ લઈ જઈ શકાશે.

અહીં આપેલી, જૈન રાસાઓમાંથી વીણી કાઢેલી આદર્શ દેશીઓની યાદી ઉપરથી જે વાંચકને આખાં ગીત ખબર હોય તેણે તે ગીતો સાહિત્યરસિકો માટે આ માસિકમાં અથવા બીજે કંઇ, પ્રકાશમાં મૂકવા તસદી લેવા વિનંતિ છે, જેથી ભૂતકાળ પાસેથી આપણે કંઈ સંગીન મેળવી શકીશું એમ મારી ધારણા છે. ગુજરાત કાઠિયાવાડનાં પ્રચલિત લોકગીતો, આવાં અસલી ગીતોની જ બીજી, ત્રીજી અથવા ચોથી આવૃત્તિ હોય એમ સંભવિત જણાય છે.

## પરિશિષ્ટ.

### કેટલીક દેશીઓનાં ઊપડતાં ચરણો.

(૧) 'અડશો માં જો, હાં રે વાલમિયા ! અડશો માં જો.'

(૨) 'અબ તું ધીરો રે.'

(૩) 'અનોપમ સુપનડાં રે.'

(૪) 'આજ નિહે ભેટ દીસે નાહલો.'

(૫) 'એક વજ ઊછાળતો રે'

(૬) 'એણે આંગણડે પિયુ રમિયો' (હોરી)

(૭) 'એ દુઃખ કુણ મુજ મેટે ? મન મેં રંગ રલી.'

(૮) 'આવો અલબેલા હો નાહ ! રમલ કરો મુજ મન્દિરે જી.'

(૯) 'આજ સખિ ! મનમોહનાં.'

(૧૦) 'આવી ધૂતારા નંદના, તે ધૂત્યું ગોકુળગામ.'

(૧૧) 'આજ ધુરાધુર ધુંધળો હો લાલ.'

(૧૨) 'ઓ સખિ ! ઊગ્યો ચંદ કે, ચાંદો અમી ઝરે કે',

(૧૩ 'આજ હજારી ઢોલો પ્રાહુણો.'

(૧૪) 'અમદાવાદના ખેડ્યા રે, વાલિમ ! વહેલો આવજે.'

(૧૫) 'ઓલે કાંઠે ગંગા ને પેલે કાંઠે યમુના'

---

* જુઓ 'કૌમુદી' ત્રિમાસિક, પુ. ૫; અં. ૩; પૃ ૬૧૭.

(૧૬) ' ઓધવ માધવને કહેજો. '
(૧૭) 'ઓધવ પ્રીતિ વચન, ગોપી બોલે રે.'
(૧૮) ' ઊબરિયાને ગાજે હો, ભટિયાણી રાણી, ચિહુ દિશિ.
(૧૯) ' એડીરી ગેડી કરૂં, મ્હારા લાલ. '
(૨૦) ' ઈડર આંબા આંબલી રે, ઈડર દાડમ દ્રાખ.'
(૨૧) ' એક દિવસ રુખમણિ હરિ હાથે.'
(૨૨) ' કપૂર હોયે અતિ ઊજળો રે. '
(૨૩) ' કેસરવર્ણો હો, કાઢિ કસુંબો મ્હારા લાલ.'
(૨૪) ' કહું કહું મન મૂરખ મેરે. '
(૨૫) ' કાન્હા, પ્રીતિ લાગી હો.'
(૨૬) ' કહાન બજાવે વાંસળી, હરિ જોવા સરીખો. '
(૨૭) ' કુંતા રે માતા ઈમ ભણે.'
(૨૮) ' ક્રોધ લો પર્વત ધુંધલો રે લો.'
(૨૯) ' કાગળિયો કિરતાર ભણી શી રીતે લખું રે ? '
(૩૦) ' કાયા-વાડી કારમી. '
(૩૧) ' કામણડું કીધું રાણી મીણલ કાજિ.'
(૩૨) ' ગઢડામેં ઝૂલે સહિયાં, હાથણી.'
(૩૩) 'સખિ! ગઢડામાં વાજે શબ્દ મૃદંગના'
(૩૪) ' ગોરી માહરી, છોડો ઘોડલાની વાઘ રે, લશ્કર વહી ગયું રે '
(૩૫) ' ગિરધર આવે લો. '
(૩૬) ' ગળિયારે સાજન મિલ્યા '
(૩૭) ' ઘર આવ્યો જી આંબો મોરિયો '
(૩૮) ' ચતુર સનેહી મોહનાં. '
(૩૯) ' ચંદનરી કટકી ભલી, '
(૪૦) ' ચરણાલી ચામુંડા રણ ચઢે. '
(૪૧) ' ચાલ ચતુરા ચંદ્રાનની.
(૪૨) ' ચંગ રણુરંગ મંગલ હુઆ અતિ ઘણા ભૂરિ રણતૂર અવિદૂર વાજે'
એ કડખાની દેશી.
(૪૩) ' છાનો રે છપીને કંતા ! ક્યાં ગયો રે ?
(૪૪) ' જૂઠાબોલા રે જાદવા ! '
(૪૫) ' જાજા રે બાંધવ ! તું બરો '
(૪૬) ' જીવણજી, બોલ દીજિયે જી '
(૪૭) ' જોઉં રે શામળિયાનું મુખડું '
(૪૮) ' જી રે મારે જાગ્યો કુંવર જામ, તવ દેખે દોલત મળી '
(૪૯) ' ડુંગરપુરરા સોનીડા, મને વિંછ- યડો ઘડી આલ રે '
(૫૦) ' તુમ્હે પીતાંબર પહેર્યાં જી '
(૫૧) ' તેતરિયા ભાઈ તેતરિયા '
(૫૨) ' તિહુયણુતારણુ તીરથ, પાસ- ચિંતામણિ રે.
(૫૩) ' થરથર કંપતી રે. '
(૫૪) ' થારાં મોહલા ઉપરિ મેહ, ઝરખે વીજળી હો લાલ ,'
(૫૫) ' થારા ને મ્હારા કરહલા, ચરતાં એ કણ ઠામ, હમીરા. '
(૫૬) ' થારો નગર ભલો, જોધાણો રાજાજી.'
(૫૭) ' દેવર, દૂર ખડા રહો લોક ભરમ ધરેંગા. '
(૫૮) ' દેહુ દેહુ નણન્દ, હઠીલી. '
(૫૯) ' દખણ દોહલો હો રાજ ! '
(૬૦) ' ધોબીડા રે, ધોજે રે મેલાં લુગડાં રે '
(૬૧) ' નિંદડલી વેરણ હોઇ રહી. '
(૬૨) ' નથ ગઇ મેરી નથ ગઈ. '
(૬૩) ' નાનો તે નાનો નાહલો રે. '
(૬૪) ' નદી યમુના કે તીર, ઊડે દોય પંખિયા.'
(૬૫) ' પ્રીતમ સેંતી વિનવે, પ્રેમદા ગુણની ખાણ મેરે લાલ. '
(૬૬) ' પ્રોહિતજી અલગા રહોને. '
(૬૭) ' પંડિતિયા રે ! તું તો જોવે જોષ કે. '
(૬૮) ' પરદેશી લાલ ! મોરી અખિયાં લગી- '
(૬૯) ' પ્રેમલદેવ પ્રેમશું, મનભમરા રે. '
(૭૦) ' પુરવ મિત્ર તિહાં તેડિયા, સાહેલડિયાં'

(૭૧) 'બેડલે ભાર ઘણો છે રાજ! વાતાં કેમ કરો છો?'
(૭૨) 'ભાદ્રવે ભીસ મચાણી.'
(૭૩) 'મેહ! મન કાંઇ ડમડોલે?'
(૭૪) 'મન મધુકર મોહી રહ્યો.'
(૭૫) 'મુજરો માનો, જાલીમ જાટણી.'
(૭૬) 'મેં તો તને છાનો હો રસિયા! તેડિયો.'
(૭૭) 'મારગડામાં જોઉંજી આવે પ્યારો કાન્હ.'
(૭૮) 'મ્હારા આલીગરા નાહ! મારુડારી મ્હારી નથ ગઇ એ.'
(૭૯) 'માહરો નન્દકુંવર કેણે દીઠો?'
(૮૦) 'મ મ કર જીવડા એ માહરે માહરો.'
(૮૧) 'મારગ સન્મુખ તામ, ઊડે ખેહ પ્રણી રી.'
(૮૨) 'મારો દેને દેને હો નણદલ પોમચો.'
(૮૩) 'યોગીડાને કહેજો રે આદેશ' (મીરાંનું પદ)
(૮૪) 'રજની ન જાવે રે.'
(૮૫) 'રામચન્દ્રકે બાગ, ચાંપો મહુરી રહ્યો રી.'
(૮૬) 'રાણી હાથિં કૂકડો, લેઈ ડસડસ રોય.'
(૮૭) 'રાવણ સરિખો રાજ્યો રે.'
(૮૮) 'રહો રહો રહો રહો વાહલા.'
(૮૯) 'રતનકુંવર મુખસાંકલો રે, સાહિબા!'
(૯૦) 'રાજ! મુજ લેખુ માગસ્યે એ.'
(૯૧) 'લટપટતાં મારે આંગણિયે, કાંઈ અમલ કરી ઘર આવ્યા મ્હારા રાજ!'
(૯૨) 'લખિયો લોકે લોયને, ઓળખિયો અહિનાણ, હો પન્થી મારા.'
(૯૩) 'લોહારણ જાયો દીકરો, સોનારી હે.'
(૯૪) 'લીંબડાની મારી નહી મરું રે વાલા, બોલ વચન જાણી જઉં એ.'
(૯૫) 'વાડી ફૂલી અતિ ઘણી, મન ભમરા રે.'
(૯૬) 'વીણા બજાવે રે.'
(૯૭) 'વાદલ દશે દિશ ઊનહ્યાં.'
(૯૮) 'શેરી માંહે રમતો દીઠો.'
(૯૯) 'શહેર ભલું પણ સાંકડું.'
(૧૦૦) 'સાચી વાત કહું છું આજ, સુણો સહુ કાને રે.'
(૧૦૧) 'સુણ મેરી સજની! રજની તજાવે રે.'
(૧૦૨) 'સુડલા સંદેશો કહેજે મ્હારા પૂજ્યને રે.'
(૧૦૩) 'સખિરી, ડુંગરિયા હરિયા હુઆ.'
(૧૦૪) 'સનેહી સાંભળો, એ તો સરસ કથા–અધિકાર, સૂણો મૂકી આમળો.'
(૧૦૫) 'સાહેલડી હો! લૂંબા ઝૂંબા વરસલો મેહ.'
(૧૦૬) 'સુણ બહેની! પીઉડો પરદેશી.'
(૧૦૭) 'સાહેલડી, યૌવનલાહો લીજિઈ હો લાલ.'
(૧૦૮) 'સુણ સુણ કંતા રે, શીખ સોહામણી.'
(૧૦૯) 'શિયાળો ભલે આવિયો.'
(૧૧૦) 'સુધારસ મોરલી વાગે.'
(૧૧૧) 'સુણ સુણ પિયુ મુજ વિનતિ.'
(૧૧૨) 'સાંસો કીધો શામળિયા.'
(૧૧૩) 'સૂતો સિંહ જગાવિયો.'
(૧૧૪) 'સુરત બંદર મંડણો.'
(૧૧૫) 'શહેર ભલું પણ સાંકડું.'
(૧૧૬) 'સ્વર્ગ લોકથી ફૂલડું આવ્યું.'
(૧૧૭) 'દરિયા! મન લાગો રે.'
(૧૧૮) 'હો મતવાલે સાજનાં.'
(૧૧૯) 'હીંચ રે હીંચ, હડિયાં દિઉલે.'
(૧૨૦) 'હઠીલાને મ લાગો નેહનિવાહો.'

# ગુણીયલ ગુર્જર સુંદરી રે—

[ રાસ ]

કે વનમાં કોયલ કંઇ ટ્હૂકા કરે રે,
કે ગીતડે બજાવે ગુર્જર ચોક,
સાહેલી,
ગુણીયલ ગુર્જર સુંદરી રે.

કે આભમાં ચળકે જેવી ચંદની રે,
કે એહવા એના રસચમકાર,
સાહેલી,
ગુણીયલ ગુર્જર સુંદરી રે.

કે કુંજે કુંજે કુસુમ કંઇ ફોરતાં રે,
કે પમરે એવી મીઠી સુવાસ,
સાહેલી,
ગુણીયલ ગુર્જર સુંદરી રે.

કે પરમેશ્વર ગણી પતિને પૂજતી રે,
કે દીપાવે સદ્‌ગુણથી સંસાર,
સાહેલી,
ગુણીયલ ગુર્જર સુંદરી રે.

કે દીઠી મેં મેં જગની સુંદરી રે,
કે એમાં અનુપમ જગને ચોક,
સાહેલી,
ગુણીયલ ગુર્જર સુંદરી રે.

—" મધુપ "

# વહેમ રાક્ષસ પર વૉરંટ!

લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

દુર્ગાશંકર ગુજરાતના એક જીલ્લાના કલેક્ટરનો હેડ કલાર્ક હતો. ૨૦ વર્ષની તેની નોકરી થઇ હતી. તે મુંબાઇ યુનિવર્સિટીનો બી. એ. હતો. સનાતન ધર્મના પ્રબળ સંસ્કાર એનામાં હતા અને સંસ્કૃત પુસ્તકોના અભ્યાસથી તેણે તે વધારે દૃઢ કર્યા હતા. પશ્ચિમ અને પૂર્વના જ્ઞાનસંગમ વાળો આ દુર્ગાશંકર તેની ઓફિસમાં ખંતીલો અને સાવધાન ગણાતો પણ તેની એક પ્રકૃતિ અજબ ગણાતી. તે વહેમી હતો. શુકન અપશુકનમાં બહુ માનતો. આથી તેના હાથ નીચેના કારકુનો અને કોઇ વાર તો કલેક્ટર સુદ્ધાંતને એમ કહેવું પડતું કે, તે એક ભયંકર વિદ્વાન છે!

જો સાહેબ પાસે સહીઓ કરાવવામાં કાગળીઆં લઇ જતી વખતે કોઇને એક છીંક આવે તો દુર્ગાશંકર એકદમ સંસ્કૃત પુસ્તકમાંનો શ્લોક ટાંકીને થોભી જાય અને પોતાને અપશુકન થયા, એમ કહીને પોતાના હાથ નીચેના માણસને સાહેબ પાસે સહીઓ કરાવવા મોકલે. તેની ઓફિસના સિપાઇથી, શાહીનો ખડીઓ પૂરવા જતાં, જો શાહી ઢોળાય તો તે શુકન માને; પણ ખડીઓ ભાંગી જાય તો અપશુકન માની ઉંછેડાઇ જાય!

દુર્ગાશંકરે પાંચ દિવસની રજાની અરજી કર્યાથી કલેક્ટર મિ. સ્મિથે તેને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું: "જમાબંધીની મોસમની અધવચમાં હું તમને એક દિવસની પણ રજા આપી શકું નહિ. જુઓ, આજેજ મારે જીલ્લાનાં ગામોની તપાસ માટે ઉપડી જવાનું છે. હું તમને કેવી રીતે છુટા કરી શકું?"

દુર્ગાશંકરે કલેક્ટરને ખૂબ કરગરીને કહ્યું: "સાહેબ, હું મોજ ઉડાવવા રજા માગતો નથી પણ કરૂણાજનક સંજોગને લીધે રજા માગું છું. મારી એકની એક પુત્રી ઘણીજ બિમાર છે. આ ગામમાં આવેલા એક ફકીર મૌલાને બોલાવીને મારે તેની મારફત મારી પુત્રીનું દર્દ મટાડવા ગોઠવણ કરવી છે."

કલેક્ટરે પૂછ્યું: "ફકીરે કંઇ ડાકટરી પદવી મેળવી છે?"

દુર્ગાશંકરે જવાબ દીધો: "તે ડાકટર નથી. તંત્રવિદ્યામાં બહુ પ્રવીણ છે. કમનસીબે મારી પુત્રીને ભૂતનો વળગાડ છે એટલે પદવીધર ડાકટરોને હાથે એને નહીંજ મટે. ત્રણ ત્રણ માસથી તેઓની દવા કરી હું કંટાળી ગયો છું"

કલેક્ટરે કહ્યું: "આશ્ચર્યની વાત છે કે તમારા જેવા અંગ્રેજી ભણેલાઓ પણ ભૂતના વળગાડમાં માને છે!"

આના જવાબમાં દુર્ગાશંકરે લાંબી લાંબી સંસ્કૃત ફિલસુફી ટાંકીને ભૂતપ્રેતોના અસ્તિત્વ વિષે ભાષણ કરવા માંડ્યું. કલેક્ટર કંટાળી ગયો. 'યુનિવર્સિટીનું શિક્ષણ તમારા પર સફળ નીવડ્યું છે!' એમ કહી તેણે આ હઠીલા દુર્ગાશંકરને પાંચ દિવસની રજા આપી.

તેના જવા બાદ કલેકટરને વિચાર આવ્યો કે તે તેનો એક જુનો અને સારી નોકરીના સર્ટીફીકેટ વાળો હેડ-ક્લાર્ક હોવાથી કાંઇ નહિ તો માનવહિતને ખાતર પણ તેની સાંસારિક આફતમાં તેને મદદ કરવી જોઇએ. રેવ. ડેવિડ નામનો એક પાદરી ડાકટર નજદીકના ગામમાં ઘણો પ્રખ્યાત હતો. મિ. સ્મિથનો તે મિત્ર થતો હતો. મિ. સ્મિથે નવનીતલાલ નામના પોતાની ઓફિસના એક જુવાન અને તાજા ગ્રેજ્યુએટ કલાર્કને બોલાવીને પાદરી ડાક્ટર પાસે જવા કહ્યું અને તેના ઉપર એક ભલામણ-પત્ર લખી આપ્યો. તે કલેકટરે પાદરી ડાકટર ઉપરના પત્રમાં લખ્યું કે " મારા હેડકલાર્કની એકની એક છોકરી ત્રણ માસથી માંદી છે. મારો હેડ-કલાર્ક એમ માનતો લાગે છે કે તે છોકરીને ભૂતનો વળગાડ છે ! આ વિજ્ઞાનના જમાનામાં અને ખાસ કરીને સંશોધિત પદ્ધતિની તમામ દવાઓ અસરકારક રીતે કામ કરતી સાબિત થઇ ચૂકેલી છે તે જમાનામાં એક અંગ્રેજી ભણેલો માણસ ' ભૂતનાં વળગાડ '-માં માની ફકીરો મારફત તંત્રજંત્રથી તે દૂર કરાવવા ઇચ્છે એ મને તો વિસ્મિત કરે છે. આવા આડે રસ્તે જતા માણસો દયાપાત્ર છે. બીજાઓ વિષે હું કાંઇ કહેવા માગતો નથી પણ આ માણસ મારો હેડકલાર્ક છે અને તેની પર સાંસારિક આફત આવી પડી છે, તો તેનો વ્યાજબી ઉપાય કરવામાં આપણાથી બનતું કરવું એ હેતુથી બે દિવસ માટે અહિં આવવા મારી તમને ખાસ ભલામણ છે. હું આજે જીલ્લામાં પ્રવાસે જવાનો છું પણ મારો બંગલો તમારા વસવાટ માટે ખુલ્લો છે. ઉપરાંત આ પત્ર લાવનાર મારા બીજા કલાર્ક મિ. નવનીતલાલ તમારી પાસે રહી મારા હેડકલાર્ક મિ. દુર્ગાશંકરને ત્યાં તમને લઇ જશે. જરૂર આવશો. "

રેવ. ડેવિડ એક ભલો પાદરી હતો. મિ. સ્મિથનો પત્ર લઇ નવનીતલાલ તેની પાસે ગયો; એટલે જરૂરી ' કેસ 'ની વ્યવસ્થા કરીને પોતાના દવાખાનામાંથી છૂટો થઈ બીજે દિવસે સવારે તે દુર્ગાશંકરના ગામમાં આવ્યો.

બે દિવસ વહી ગયા. તેજ દિવસે સાયંકાળે જ્યાં મિ. સ્મિથનો મુકામ હતો ત્યાં પાદરી અને નવનીતલાલ ઉદાસ ચહેરે જઇ પહોંચ્યા. તેમની ઉદાસીનતા જોઇ મિ. સ્મિથે તેનું કારણ પૂછતાં પાદરીએ કહ્યું: " તે છોકરીનું ખૂન કરવામાં આવ્યું છે ! "

કલેકટરે આશ્ચર્યથી પૂછયું: " ખુની કોણ છે ? "

" તે છોકરીનો પિતા ! "

" નવનીતલાલ, પોલિસની મદદ મેળવો અને રીતસર વારંટ કાઢીને દુર્ગાશંકરને પકડાવો. "

" આપ સાહેબને આ કેસની વિગત સાંભળવા મારી નમ્ર અરજ છે " નવનીતલાલે કહ્યું: " પાદરી સાહેબે વાપરેલો 'ખૂન' શબ્દ વાપરીને કહું તો એ ખૂનમાં એક વ્યકિતનો હાથ નથી. અનેકનો છે અને તેમાંયે સૌની એક વિચિત્ર માનસિક વલણ તે માટે વિશેષ જવાબદાર છે. ભૂતના વળગાડના વહેમીઓની વહેમી હઠીલાઇથી એ છોકરીનો જીવ ગયો છે ! કમનસિબે અમારા હિન્દુ સંસારમાં ભૂતના વળગાડનો વહેમ જુના જમાનામાં અસંખ્ય સ્થળોએ માલમ પડે છે અને એને પરિણામે, પાદરી સાહેબના શબ્દો વાપરું તો ખૂન તો, કેટલાયે ' ખૂન ' થતાં રહે છે. '

" હં, હં " કલેકટરે કહ્યું: " ત્યારે તો દુર્ગાશંકર અને ફકીર વિષે મારે કાંઇ નવું જાણવાનું હશે. મને ' કેસ ' ની વિગતો કહો પછી શું કરવું, તે હું જણાવીશ.

રેવ. ડેવિડે કલેકટર મિ. સ્મિથને વિગતો

કહેવા માંડી: " મિ. સ્મિથ, તમારા હેડકલાર્કના ગંદા ઘરના નાના સરખા બારણામાં પ્રવેશ કરતાં મારી નવી ટોપી ઉથલી પડી અને મને માથામાં જરાક વાગવાથી લોહી નીકળ્યું. ત્યાંથી તમારા હેડકલાર્કે વહેમની શરૂઆત કરી. તેણે કહેવા માંડયું કે આ તો અપશુકન થયા! અને તેના શબ્દો તેના મકાનમાં એકઠાં થયેલાં સગાંઓએ ઉપાડી લઇને મારૂં આગમન અપશુકનીઆળ ઠરાવી મારી મદદની 'ના પાડવા માંડી. પણ આ મિ. નવનીતલાલે દુર્ગાશંકરને તમારૂં નામ દીધું અને તમારા ખાસ પત્રથી મને મોકલવામાં આવ્યો છે એમ જણાવ્યું ત્યારે તેણે બ્હીતે બ્હીતે સૌ સગાંઓને વાત કરી અને તેઓને આછી ભરી રીતે સમજાવવામાં લગભગ ૨૦ મિનિટ ગાળ્યા પછી તો મને બેસવા માટે તેણે એક ખુરશી આપી. જે ઓરડામાં તેની પુત્રીને સુવાડેલી હતી તેમાં તેઓએ મને જવા દીધો નહીં; અને તેને બહારના ઓરડામાં લાવવામાં આવી. તે છોકરી એક નબળી અને ફીક્કી પડેલી સુક્કી પાતળી છોકરી હતી. પણ તેનું મોં ગોળ ચન્દ્રાકાર હતું અને આંખો મોટી હતી. તેની ઉંમર ૧૨ વર્ષની હતી. તેને મેં તપાસી. મને માલુમ પડયું કે તેનાં દર્દનાં ચિન્હો લગભગ ક્ષય રોગનાં હતાં. તેનામાં વાયુવિકાર વિશેષ હતો; તે છોકરીના મગજના જ્ઞાનતંતુઓ અશક્ત થઇ ગયા હતા. પરિણામે વારંવાર ' હિસ્ટીરીઆ'ના હુમલા તેને થતા. જો સાવધગિરીથી તેની દવા કરવામાં આવે; તેને મારી હોસ્પિટલમાં રાખવામાં આવે અને તેની સારવાર ઉપર લક્ષ આપવામાં આવે, તો તે મટી શકે એવો મેં અભિપ્રાય આપ્યો. એટલે તો એનાં સગાંસબંધીઓએ બૂમરાણ કરી મૂકયું અને ખ્રિસ્તિને ત્યાં કેમ મોકલાય ? છોકરીને ભ્રષ્ટ કેમ કરાય ? વગેરે કહેવા માંડયું.

" એક હિન્દુ દરદીની આસપાસ વીંટળાઇને બેસી રહેવું અને દરદીને આઘાત થાય એવા શબ્દો કહેવા, એ તો હિન્દુઓની ખાસ ટેવ છે. તેનાં પરિણામ કેવાં ખરાબ આવે છે તેનો ખ્યાલ તેઓને હોતો નથી; પણ અચાનક તેજ વખતે મારાં જોવામાં એવું પરિણામ આવ્યું. દરદી છોકરીએ ચીસો પાડવા માંડી અને જમીન પર આળોટવા માંડયું. બંધકોશને પરિણામે કે ચુંક આવતી હોવાને પરિણામે તે તેમ કરતી હશે એમ માનીને મેં તેનું પેટ તપાસવા માંડયું તેવામાં ફકીરનું આગમન થયું એટલે મને તપાસવા ના પાડવામાં આવી. તે ફકીરે એક કાળો ઝબ્બો પહેર્યો હતો અને તેના હાથમાં એક નેતરની સોટી હતી. મેં તેને જોયો ત્યારે પ્રોસ્પેરો અને તેની જાદુઇ સોટી મને યાદ આવી.

" એ ફકીરને તો છોકરી પરનો પૂર્ણ અધિકાર આપવામાં આવ્યો. તેણે મરચાંની ધુણી કરી તેમાં લોબાન નાંખ્યો. પોતાની સોટી તેના શરીરની આસપાસ અને માથા ઉપર ફેરવી હોઠ ફફડાવવા માંડયા અને એ બાદ ધુરકતા અવાજે ખૂબ પ્રશ્નો પૂછી તેને અકળાવી નાંખી. તે છોકરી તે બાદ આમ તેમ ધુણવા લાગી અને કાંઇક બોલવા લાગી. તમારા કલાર્ક નવનીતલાલના કહેવાથી મેં જાણ્યું કે તેનું કહેવું એવું હતું કે, એક પીપળાના ઝાડ પર રહેનારી હું એક ડાકણ છું. હું શિકાર શોધતી હતી. આ છોકરી ઝાડની આસપાસ રોજ ફેરા ફરવા આવતી હતી. એક દિવસ લાગ જોઇ મેં તેના શરીરમાં પ્રવેશ કર્યો છે." તે છોકરીએ જ્યારે આમ કહ્યું ત્યારે ફકીરે એક શીશી તેની આગળ મૂકયો અને પછી પોતાની જાદુઇ સોટી તેને અડકાડીને કહ્યું: " ઉતર આ શિશામાં". છોકરીએ જવાબ દીધો: "નહી

# તારલીઓ

[ ૧ ]

રૂપેરી વાદળાં દોડતાં આભમાં રે, એમાં તારલીઓ :
ઝહલાતા વિધવિધ જળરંગ વ્યોમમાં રે, એમાં તારલીઓ :
રજની મધૂર સૂર રેલતી રે, એમાં તારલીઓ :
એની મોહિની બ્રહ્માંડને લાગતી રે, એમાં તારલીઓ :

[ ૨ ]

અમૃત શી યમુના વહી જતી રે, એમાં તારલીઓ :
દીપે દીપે ચેતનજ્યોત જગતી રે, એમાં તારલીઓ :
ઘેર ઘેર મોતીની માળા લટકે રે, એમાં તારલીઓ :
તે શું મંગળગીત ટપકે રે, એમાં તારલીઓ :

[ ૩ ]

આંબે કોયલ કાળી કૂજતી રે, એમાં તારલીઓ :
કૂજી કૂજીને જગમાં ઘૂમતી રે, એમાં તારલીઓ :
પેલા સાગરનાં પાણી ઊછળે રે, એમાં તારલીઓ :
આવી ચંદા આકાશને વિછળે રે, એમાં તારલીઓ :

[ ૪ ]

હૈયું ગાજે ધરતીનું ઉલ્લાસમાં રે, એમાં તારલીઓ :
ગાજે નભનો પ્રદેશ ઉજાસમાં રે, એમાં તારલીઓ :
વ્યાપી વ્યોમમાં મધુરતા વિલસે રે, એમાં તારલીઓ :
ઉડતા ફૂવારા હર્ષના હીસે રે, એમાં તારલીઓ :

મોહિનીચન્દ્ર

માતુશ્રી તાપીબ્હેન મુનશી



માસિક દશહજારની આવકને ઠોકર મારી સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવનાર જાણીતા ધારાશાસ્ત્રી અને નવલકથાકાર પુત્ર ભાઇ કનૈયાલાલ મુનશીને હસ્તે મુખડે જેલમાં મોકલનાર

વીરમાતા

# પૈસાદારના ઘરમાં બાળકની સ્થિતિ વિશે સામાન્ય ખ્યાલ

લેખિકા: કુ. અનસૂયાબેન ગોપાળજી

પૈસાદારના ઘરમાં બાળકને નાનપણથી પરાધીનતાની ટેવ પડી હોય છે. અને એ ટેવ પછી મોટા થાય તો પણ જતી નથી. આનું ખાસ કારણ તો માબાપ છે. બાળકને નીચે તો બેસારાય નહિ. ખોળામાં અથવા ચાકળો મુકીને અને તેય તે એકલું તો નજ બેસારાય; એક જણ તો એની ચોકી કરવા માટે રહે. બાળકને પોતાની મેળે ચાલવું ગમે પણ નોકરોથી તેને ચાલવા દેવાય નહિ અને ચાલવા રજા આપે તો નોકર શેઠ શેઠાણીના ઠપકો સાંભળી બેસે. પણ માબાપને ખબર નથી કે તે બાળકનો વિકાસ અટકાવે છે અને પરાધીન બનાવે છે. બાળક જરા દોડે છે તો તેને દોડવા પણ નહિ દેય કે કદાચ પડી જશે. નાવાનું પણ બાળકને હાથે નહિ, નોકર નવરાવે, ખવરાવે પણ કોઈ, પાણી પીવું હોય તો પણ નોકર પાણી પીવરાવે, કપડાં પણ નોકર પહેરાવે. મોટો ભાગ તો બાળકને નોકર પાસેજ રહેવાનું હોય છે. અને એ લોકો કેવા ગન્દા અને અસંસ્કારી હોય છે, તે તો બધા જાણે છે. શેઠાણી કયાંય એના કામમાં પડયાં હોય અને શેઠ એના કામમાં પડયા હોય છે. અને બાળકો નોકર પાસે હોય છે. ખરી રીતે તો નોકરોજ બાળકોને ઉછેરનાર હોય છે. મા તો માત્ર જન્મજ આપી જાણે છે. બાળકોને પાસે રાખતાં આ જમાનામાં માબાપ શરમાય છે. ખોટી ફેશનને ખાતર બાળકોને કોના હાથમાં સોંપે છે તેની ય તેમને ખબર નથી હોતી. બાળકો માબાપને લપ જેવા લાગે છે, જો કે તેમાં બહુ ખોટી વાત નથી. માબાપની ઉમ્મર હજી તો યુવાન હોય છે, યુવાનીની મજામાં બાળક થાય છે અને તે ય તે ઉપરા ઉપરી અને માબાપને મોજ શોખ ઉડાવવામાં બાળકો લપ જેવા લાગે છે. પણ જ્યાં સુધી માબાપ સંયમ નહિ પાળે અને જેટલાં બાળકો [illegible] તેટલાંનેજ જન્મ

## સ્નેહારાધિન શ્યામને–

[ દેશ–ત્રિતાલ ]

સ્નેહારાધિન શ્યામ !
સાધું તુજ પ્રેમભક્તિ નિષ્કામ :

મનભરણી મુરલિને ગુંજન–
અંતરયમુનાને રસરંજન–
વિશ્વાસે વિશ્રામ–
ઝીલું તુજ પુણ્યાંજન અવિરામ !

પરમાદ્ભુત એ આણસમર્પણ–
દિવ્યોજ્વલ એ પ્રભુતાદર્શન–
જન્મજીવિત જયધામ–
ઝૂલું તુજ આંદોલન અવિરામ !

વસંત વર્ષા રસરંગીલાં–
મયૂર કોકિલા કૂજનઘેલાં–
સોહન વ્રજસુરધામ–
ગજું પ્રફુલ્લ સુર અવિરામ !

સ્નેહભરી ઉલ્લાસ જાગૃતિ–
પુણ્યભરી કલ્યાણ પ્રવૃત્તિ–
સ્વસ્થ સર્જુ જગકામ–
ઘૂંસું સત્યબોધ અવિરામ !

યુગલયોગીજન વંદુ પરિચરણ–
માનવદેવ બની રહો નન્દન–
સર્વાંથે હિતસામ્ય–
મ્હાલું મસ્ત મને અવિરામ !

આકર્ણે આરાધું અનામ !
સ્નેહારાધિન શ્યામ !

—લલિત

## ચાલુ વાર્તા




### પ્રકરણ ૧૭મું

એક નાના અને અર્ધ ઉઘાડા તંબુમાં ઝાંખો દીવો બળતો હતો. પવનના સુસવાટાથી દીવાની જ્યોત પલક પલક થતી હતી.

દીવો સળગતો જોઇ રમેશ તંબુમાં આવ્યો. દીવા આગળજ પથારી પર એક માણસ સૂતેલો હતો. બાજુમાં એક કૂતરો પણ પડેલો હતો.

તંબુમાં કોઇ માણસે પ્રવેશ કર્યો છે એની જાણ થતાંજ સૂતેલો મનુષ્ય સફાળો જાગી ગયો. રમેશે તેને ઓળખ્યો. તે નાથુ હતો. રમેશને જોઇ નાથુ હસીને બોલ્યો: " કાં, રમેશબાબુ ? આટલી રાત્રિ ગઇ અને હજુ તમે ફરો છો ? "

" રાત્રિની શરૂઆતમાંજ મને ગાઢ નિદ્રા આવી ગઇ અને પછી જાગી ગયો એટલે હવે નિદ્રા આવતી નથી. તેથી આમ તેમ ફરૂં છું. "

આ શબ્દો સાંભળી નાથુ ગંભીરતાથી બોલ્યો: " રમેશબાબુ ! માણસ જ્યારે પ્રેમ રૂપી તોફાનમાં પોતાનું જીવન ફેંકે છે ત્યારે નિદ્રાત્યાગનો રોગ તેને લાગુ પડે છે એવું તત્વજ્ઞાની લોક કહે છે. એક કાળે મારી પણ એવીજ સ્થિતિ હતી. "

પોતાના મનમાંની વાત નાથુના મોઢેથી આમ સાંભળતાં રમેશને સંકોચ થયો અને શરમથી તેનું મુખ લાલ થઇ ગયું. છતાં આત્મસંયમ કરી તેણે નાથુને કોઇ ઉડાઉ જવાબ આપવાની મનમાં જ ગોઠવણ કરવા માંડી. પરંતુ પોતે કાંઈ બોલે તે પહેલાં જ નાથુએ કહ્યું: " પ્રત્યેક રાત્રે હું તમારો વિચાર કરૂં છું. રાત્રે સાડાનવે વાગ્યાથી સવાર પર્યંત મારો પહેરો હોય છે એટલે જાગતો હોઉં છું. તે વખતે મને તમારા સિવાય બીજા કોઇનો વિચાર આવતો નથી. એ વિચાર કરતાં મને એમ લાગ્યું કે તમને કોઇ પણ પ્રકારની મદદની અપેક્ષા છે. "

નાથુના એક પછી એક નીકળતા શબ્દો સાંભળી રમેશ તો થંભી જ ગયો તે કાંઇ પણ બોલ્યો નહિ. તે વિચારવા લાગ્યો: " હું પ્રેમનાજ વિચારમાં મોડે સુધી ભટક્યા કરૂં છું એ નાથુ કેવી રીતે જાણી ગયો ! "

રમેશને સ્તબ્ધ જોઇ નાથુ વળી બોલ્યો ! " મારા શબ્દો સાંભળી તમને મારા ઉપર ક્રોધ ઉપજ્યો હોય તો ભલે ! અથવા મારા શબ્દોથી તમને હસવું આવે તો ભલે હસો.

પણ એક દિવસ એવો આવશે કે જ્યારે તમે મારા ઉપર ક્રોધિત પણ નહિ થાવ તેમ હસશો પણ નહિ. આજે તો તમને પોતાને પણ ભાન નથી કે તમે તો પ્રેમમાં સ્વચ્છંદી બની ગયા છો. "

થોડીવાર ઉધરસ આવ્યાથી નાથુ થંભી ગયો. પછી આગળ બોલ્યોઃ " મારા સંબંધમાં તમે આજે કાંઇ વિચાર ન કરતા. મને આજે શું થયુ છે તે હું કહી શકું એમ નથી. ગમે તેમ હું બડબડું છું. એટલે મારા શબ્દોને વિશેષ મહત્વ આપશો નહિ."

નાથુને ઉધરસનો વ્યાધી હતો. વળી પાછી તેને ખૂબ ખાંસી આવી. રમેશને તો લાગ્યું કે આ અંગ્રેજ મરણ પામશે. પણ થોડીવારે નાથુ સ્વસ્થ થયો અને આગળ બોલ્યોઃ—" પૂર્વે હું એક ઘણો કુલિન અને ધનિક ગૃહસ્થ હતો. સઘળાં તીર્થો અને દેશોનું મેં પર્યટન કર્યું છે. અને એ બધાંથી પરવાર્યા બાદ હું આ છાવણીમાં સુખે નોકરી કરી રહ્યો છું. આપણે બધા અત્યારે જે માર્ગે જઇ રહ્યા છીએ તે માર્ગે આપણે કોઇ પણ સંકટમાં સપડાઇ જઇએ એવો સંભવ છે. અને તે દરમ્યાન આપણને કોઇ પણ પ્રકારની મદદ આવશ્યક થશે. "

નાથુનું આવું ગૂઢ બોલવું રમેશ કાંઇ સમજી શકયો નહિ. તે નાથુના મોંઢા તરફ તાકી રહ્યો. થોડીવાર પછી તેણે નાથુને પ્રશ્ન કર્યોઃ " નાથુ ! મારા ઉપર કાંઇ સંકટ આવનાર છે ? ખરેખર ! અત્યારે તો મને એવો કોઇ ભય લાગતો નથી. "

નાથુએ ગંભીરતાથી ઉત્તર આપ્યોઃ " અત્યારે તો આપણે બધા કુશળ છીએ પણ હમેશ માટે કાંઇ આવી સ્થિતિ થોડીજ રહેવાની છે ? તમે મારા ઉપર ઘણા ઉપકાર કર્યા છે તેથી હું તમને સહાય કરી તેનો બદલો વાળવા માંગું છું. હાં, જુઓ, એક આશ્ચર્યકારક વાત કહું. હું સાવિત્રી પહાડ ઉપર ફરવા ગયો હતો, ત્યારે એક સંન્યાસી સાથે મારે અકસ્માત પરિચય થયો. સંન્યાસી માંદો હતો. મેં તેની સારવાર કરી. પરંતુ તે આખરે તો સ્વર્ગવાસી થયો. મરતાં પહેલાં તેણે મને એક અપૂર્વ વસ્તુ ભેટ આપી. "

એટલું બોલી નાથુએ ચામડાંની કોથળીમાંથી એક હાડકાંની વીંટી બહાર કાઢી,—રમેશને આપી. રમેશે એ વીંટી તિક્ષ્ણ નજરે જોઇ પણ એમાં કાંઈ આશ્ચર્ય ઉપજે એવું દેખાયું નહિ. થોડીવારે નાથુ બોલ્યોઃ " એ વીંટીની કિંમત કાંઇ નથી ! પરંતુ એ વીંટીમાં અદ્દભૂત સામર્થ્ય છે. એ વીંટી માણસને મારી પણ શકે છે તેમ જીવાડી પણ શકે છે. "

રમેશ તો આ સાંભળીને હસી પડયો. તેને એમાં મુદ્દલ વિશ્વાસ ન બેઠો. એટલે નાથુએ કહ્યું: " એ વીંટી આપતાં મને સંન્યાસીએ કહ્યું હતું કેઃ " આ વીંટીથી તું તને પોતાને કાંઈ ફાયદો નહિ કરી શકે; પણ બીજાને તું ઘણોજ લાભ કરી શકશે. સૂર્યાસ્ત થયા પછી આ વીંટી ડાબા હાથમાં રાખવી અને આંખ બંધ કરી જે ઇચ્છા મનમાં થાય તે સિદ્ધ થશે. પણ એ યાદ રાખજે કે આ વીંટીથી તું કાંઇ મેળવી શકશે નહિ. "

રમેશ ઘણો સમય સુધી હસ્યો. પછી તેણે પૂછ્યું: " ઠીક, પણ, નાથુ ! આ વીંટીનો પ્રયોગ તેં કોઈ વખત કરી જોયો છે ખરો ? "

" નહિ. આટલા દિવસ એ મારી પાસે એમજ પડી છે. એ દ્વારા લોકોપકાર કરવાનું કામ મેં કદિ કર્યું નથી. અને અહીં મારે કોઇ સગું કે મિત્ર પણ નથી. એટલે કોના ઉપર ઉપકાર કરું ? અત્યાર સુધી મેં વીંટીની પરીક્ષા કરી નથી પણ હવે તમારે માટે એની પરીક્ષા કરું."

સુંદરીના શબ્દો પર કિશોરી કેટલોક વખત વિચાર કરતી રહી. પછી બોલીઃ "ઠીક; હું હવે લગ્ન કરીશ. હવે તમે રાજી છો ને ?"

"પણ લગ્ન કોની સાથે કરશે ?"

"તે તો અત્યારે કેમ કહેવાય, વખત આવશે ત્યારે કહીશ."

"સારું બાઇ સારું. તારી મરજીમાં આવે એમ કરની. પણ એટલું ચોક્કસ કે હવે તારાથી આ ઘરમાં ઝાઝા દિવસ રહી શકાશે નહિ. મેં તારા તરફ જાણી બૂઝીને દુર્લક્ષ રાખ્યું તેનું એ પરિણામ. તે રાત્રે તું ચોરી છૂપીથી પથારીમાંથી ઉઠી બહાર ગઇ હતી. તે શું મને કાંઇ ખબર નથી કે ? તને પોતાને બહુ ચાલાક સમજતી હશે. અને સૌની આંખમાં ધૂળ નાંખતી હશે પણ હું કાંઇ 'પ્રેમાંધ તરૂણી' નથી. મારી આંખમાં ધૂળ નાંખવી બહુ ભારે છે. સમજીને ?" એટલું બોલી સુંદરી ત્યાંથી ચાલી ગઈ. કિશોરી વિચાર કરતીજ બેસી રહી. તેને કાંઇ ચેન પડતું ન હતું. "લગ્ન કોની સાથે કરવું ?" એનો વિચાર કર્યા પછી રમેશ સાથે લગ્ન કરવા તેણે નકકી કર્યું. રમેશને બોલાવવા તેણે એક પત્ર લખ્યો. રમેશને મળવાની ઉત્સુકતામાં જ તે રાત્રિ વીતી ગઇ,

---

## પ્રકરણ ૧૯મું

બીજે દિવસે સાંજે વાડીના એક ભાગમાં રમેશ, કિશોરીની રાહ જોતો ઉભો હતો. ઉભાં ઉભાં કિશોરીનાજ વિચાર કર્યા કરતો હતો. કિશોરી હમેશાં સમય કરતાં જરા મોડી આવી. આવતાંની સાથેજ કિશોરીએ મધુર સ્વરે કહ્યું: "તમને મારી વાટ જોવી પડી હશે; માફ કરજો."

કિશોરીના શબ્દથીજ રમેશનું હૃદય આનંદ સાગરમાં ડોલવા લાગ્યું. "કિશોરી, એક કલાક થયાં તારી વાટ જોતો ઉભો છું."

"મારે જરા રોકાઈ જવું પડયું. ઠીકઃ પણ મારી છબી પસંદ પડી ને ?" કિશોરીએ કાંઇક લાડ કરતાં પૂછયું.

"હાઃ છબી તો પસંદ પડી. પણ આ સજીવ મૂર્તિ અહીં ઉભી છે ત્યાં છબીની શી કિંમત ?"

વાડીમાં માળી પાસેજ પાણી પાતો હતો. એટલે ત્યાં બેસવું ઠીક ન લાગ્યાથી કિશોરી, રમેશને ઘેર લઈ ગઇ. પોતાની ઓરડીમાં એક કોચ ઉપર રમેશને બેસાડયો. અંધારું થયું હતું એટલે કિશોરી દીવો મગાવી, રમેશની પાસેની બેઠક ઉપર બેઠી.

કિશોરી થોડી વાર એકીટસે રમેશ તરફ જોઇ રહી. પછી એક કટાક્ષ ફેંકી મધુરૂં હસી અને બોલીઃ "હવે તો મારા ઉપર કોઇ પણ પ્રકારનો રોષ નથી ને ?"

કિશોરીનાં નેત્ર કટાક્ષ અને હાસ્ય રમેશના હૃદયમાં સોંસરાં પ્રવેશ્યાં. તેના હૃદયમાં અપૂર્વ પ્રેમોર્મિ ઉછળી. અપાર આનંદમાં ઝુલતો રમેશ ધીમું હસી બોલ્યોઃ "અરે ! તારા ઉપર કંઇ રોષ થાય ?"

"ત્યારે તમે મને ચાહો છો, એમ મારે માનવું ને ?" કિશોરી ! ખુબ શરમાઈ ગઈ હોય એવો અભિનય કરી, બોલીઃ "એક દિવસ હું તમારી થઇશ."

"એમ નહિ; તું મને ચોકખું કહે."

"હવે પછી હું તમને ચોકખું કહીશ. પણ તે પહેલાં તમે મને તમારા ભૂતકાળની કથા કહો. તમારું પૂર્વજીવન જાણવા ઘણી પ્રતિક્ષર છું."

કિશોરીએ, રમેશનું પૂર્વજીવન જાણવા હઠ પકડી. પણ તેનું પૂર્વજીવનનું નામ



**શ્રી. મીઠુ બ્હેન પીટીટ.     સૌ. ભક્તિલક્ષ્મી દેસાઇ** ["ખેધડી મોજ"

સૌ. બ્હેન ભક્તિલક્ષ્મીએ એમના પતિ દરબાર ગોપાલદાસ દેસાઇને હસ્તે મુખડે જેલમાં મોકલ્યા છે. શ્રી મીઠુ બ્હેન પીટીટનું નામ તો ગુજરાતમાં ઘેરઘેર જાણીતું છે. બારડોલી સત્યાગ્રહ પ્રસંગની તેમની સેવાઓ ભૂલાય તેમ નથી. આ યુદ્ધમાં પણ તેમણે પીઠાંઓ પર પીકેટીંગ કરવાની પ્રવૃત્તિની આગેવાની લીધી છે અને સફળતા મેળવી છે.

રમેશને ધારવા કરતાં કલકત્તા વધારે સમય રહેવું પડયું. લડાઇ પૂર જોશમાં ચાલતી હતી. રમેશને આવી ગયે પચીસ દિવસ થઇ ગયા હતા. કિશોરીને મળવાની રમેશને ઘણી ઇચ્છા થઇ હતી. એવામાં ફ્રેંચોનો પરાજય થયો અને બધુંયે સૈન્ય વિશ્રાન્તિ લેવા લાગ્યું. એ વખતે રમેશ ' અગત્યના કામસર ' ત્રણ દિવસની રજા મેળવી અને મારતે ઘોડે તે વિજયગ્રામ આવી પહોંચ્યો. છાવણીમાં જઇ કપડાં બદલ્યાં અને લાગલોજ તે સુંદરીની વાડીમાં દોડયો.

વાડીમાં પહોંચતાં જ રમેશને ખબર પડી કે કિશોરી વૃક્ષઘટામાં ફરવા ગઇ હતી. એટલે રમેશ વૃક્ષઘટા તરફ ગયો. કિશોરીને આશ્ચર્યમગ્ન કરવાના ઇરાદાથી અત્યંત ધીમે પગલે તે ચાલવા લાગ્યો. થોડુંક ચાલ્યો ત્યાં તો તેના પગ તદ્દન થંભી ગયા: તેના હૃદયમાંનો ઉલ્લાસ ક્યાંય ઉડી ગયો. તેના મુખ ઉપર શોકની છાયા છવાઇ.

વૃક્ષઘટામાં એક મોટી શીલા ઉપર કિશોરી બેઠી હતી અને તેની સામે એક બીજી શીલા ઉપર વિશ્વનાથ બેઠો હતો. બન્ને વચ્ચે ચાલતો દૃષ્ટિવિનીમય જોતાંજ રમેશ થંભી ગયો. થોડીવાર રહી બન્નેની નજર ન પડે તે રીતે રમેશ, કિશોરી અને વિશ્વનાથની વાતચિત સ્પષ્ટ સંભળાય એવે સ્થાને સંતાયો.

વિશ્વનાથ ઉભો થયો અને બોલ્યો: " કિશોરી! હવે હું જઇશ. બહુ સમય થયો. "

કિશોરી એક નેત્રકટાક્ષ ફેંકી બોલી: " બસ, જશો ? "

" તને છોડીને જવાનું મન નથી થતું. પણ કાંઇ છૂટકો છે ? "

" વિશ્વનાથ ! ખરેખર કહો; તમે મને ચાહો છો ! "

" કિશોરી ! હજી તને ખાત્રી નથી થઈ? તારા ઉપર મને કેટલો અનહદ પ્રેમ છે તે તું હજી નથી કળી શકી ? "

" પણ એવા પ્રેમનું શું ? તમે મારી સાથે લગ્ન કરશો ? "

" લગ્ન ? લગ્ન કરવામાં શો વાંધો ? માત્ર તારી મરજી જોઇએ. પણ હવે તો હું જાઉં. "

" પાછા ક્યારે મળશો ? તમારા વિના મને જરાયે ચેન નથી પડતું. "

વિશ્વનાથ ઉત્તર આપવા જાય ત્યાં તો રમેશ સામે ખડો થઈ ગયો. વિશ્વનાથ ભયમિશ્રિત આશ્ચર્ય પામ્યો. પરંતુ જરા ગંભીર થઇ બોલ્યો: " ઓ હો ! રમેશબાબુ ! ક્યારે આવી પહોંચ્યા ! અરે તમારી તબીયત કેમ આમ થઇ ગઇ ? કાંઇ પાણી માફક નહિ આવ્યાં શું ? "

રમેશ, બન્ને તરફ તિવ્ર દૃષ્ટિથી જોઇ રહ્યો. વિશ્વનાથ ગભરાયો. પણ કિશોરી ઘણી જ ચતુર હતી. જાણે પોતે નિર્દોષ જ હોય, તેમ ગંભીર ચહેરો કરી તે શાન્તિથી તે બોલી: " કેમ બાબુ સાહેબ ! કાંઈ બોલતા નથી? મેં આપનો શો અપરાધ કર્યો ? "

અપરાધ કરી ' શું અપરાધ કર્યો ' એમ પુછનાર સ્ત્રી તરફ રમેશને તિરસ્કાર ઉપજ્યો. કિશોરી કેવા પ્રકારની સ્ત્રી છે તે રમેશ પારખી ગયો. કાંઈ પણ ઉત્તર આપ્યા વિના તે ત્યાંથી ઉતાવળો ચાલી ગયો.

રમેશના ગયા પછી વિશ્વનાથ સમક્ષ કિશોરીએ ખુલાસો કર્યો: " રમેશે મને પરણવાની ઇચ્છા દર્શાવી હતી; મેં તે મજાકમાં સ્વીકારી હતી. અત્યારે આપણી વાતચીત સાંભળી તેને ક્રોધ ચડયો. પણ તેમાં હું શું કરૂં ? "

થોડીક વધુ વાતચીત પછી બન્ને છૂટા પડયાં. વિશ્વનાથ છાવણીમાં આવી પહોંચે તે પહેલાં રમેશ કલકત્તા તરફ વિદાય થઇ ગયો હતો.

---

## પ્રકરણ ૨૧મું

ત્રણ દિવસની રજા લઇને ગયેલા રમેશને તુરતજ પાછો ફરેલો જોઈ સૌને આશ્ચર્ય થયું. એક સૈનિકે તો રમેશને પ્રશ્ન પણ કર્યો કે “ કેમ આટલા બધા વહેલા આવી પહોંચ્યા ? ”

રમેશે ચહેરો પ્રફુલ્લિત કરી કહ્યું: “ જે કામ માટે ગયો હતો તે કામ અત્યારે થઈ શકે એમ ન હોવાથી પાછો આવ્યો.”

આટલો ઉત્તર આપી રમેશ પોતાની ઓરડીમાં ચાલ્યો. તેના મનમાં અનેક પ્રકારની ગડમથલ થયા કરતી હતી.

પોતે જેના ઉપર અત્યંત પ્રેમ કરતો હતો તે કિશોરી આવી નીકળી ! એ વિચાર રમેશને કેટલોએ સમય સુધી વ્યથા કરી રહ્યો. કિશોરીનાં સૌન્દર્યમાં છૂપાયલું ઝેર હવે તેને દેખાયું. નાથુના શબ્દો પણ તેને યાદ આવ્યા. અને હવે પછી કિશોરીનું નામ પણ ન લેવાનો નિશ્ચય કર્યો. કિશોરી તરફ તેને અત્યંત તિરસ્કાર ઉપજ્યો. છતાં તેના હૃદયમાંથી કિશોરીને દૂર થતાં ઘણો સમય લાગ્યો. કિશોરી પ્રત્યેનો તેનો મોહ નાશ પામતાં વાર લાગી.

થોડા દિવસ વિત્યા પછી રમેશને દેખ્યત હુકમે તરત વિજયગ્રામ ઉપડવાનો હુકમ કેપ્ટન ફોર્ડ તરફથી મળ્યો. ‘ કેમ ’ અને ‘શા કારણસર ’ તેનો પત્રમાં મુદ્દલ ઉલ્લેખ કરવામાં આવ્યો ન હતો.

રમેશ તરતજ વિજયગ્રામ આવી પહોંચ્યો અને કેપ્ટન ફોર્ડને મળ્યો. કેપ્ટન ફોર્ડે તેને ખુશ ખબર આપ્યા કે “ તારા કામથી પ્રસન્ન થઈ, તને ત્રણસો પહાણેની એક ટુકડીની સરદારી સોંપવાનો અને રૂ. ૮૦ નો પગાર આપવાનો હુકમ થયો છે. આ બાબત પત્રમાં લખવી યોગ્ય ન લાગ્યાથી તને અહીં બોલાવ્યો. ”

રમેશે ફોર્ડ સાહેબનો આભાર માન્યો. અને આ સમાચારથી હર્ષિત થઇ તે બહાર નીકળ્યો. આ વખતે તેને કંઇક યાદ આવ્યું. તેને એમ થયું કે “ કિશોરી સરખી પત્ની હોત તો આ સમાચાર જાણી કેટલી આનંદ પામત ! ” પણ થોડીવારમાં તેણે એ વિચાર કાઢી નાંખ્યો.

આનન્દરાજ ગજપતીએ હવે ફ્રેન્ચોનો આશ્રય છોડી દઈ અંગ્રેજોનું રક્ષણ છડેચોક કબુલ કર્યું હતું. અને એ કબુલાતના બદલામાં અંગ્રેજ સૈન્યના વિજયગ્રામના કાયમના નિવાસ માટે એક કિલ્લો બંધાવવાનું તેને માથે પડયું હતું. એ કિલ્લાનાં બાંધકામ ઉપર દેખરેખ રાખવાનું કામ રમેશને સોંપાયું.

એક દિવસ કિલ્લાના કામકાજથી પરવારી રમેશ ફરવા નીકળ્યો હતો. ત્યાં કોઇ વિલક્ષણ યોગથી કિશોરી અને રમેશનો મેલાપ થઇ ગયો. તેઓ બેજ ત્યાં હતાં. બીજું કોઇ ન હતું. રમેશ એક તિરસ્કારભરી નજર ફેંકી ચાલી જતો હતો ત્યાં કિશોરીએ પહેલાંના જેવોજ અભિનય કરી કહ્યું: “ કાં બાબુ સાહેબ ! આ દાસીને ભૂલી ગયા લાગો છો!”

પણ રમેશે તેને કાંઇ ઉત્તર ન આપ્યો. તિરસ્કારભરી બીજી નજર નાંખી તે ત્યાંથી ચાલ્યો ગયો. કિશોરી સાંજ દાંત પીસતી થોડીવાર ઉભી રહી. અંતે નિરાશ થઇ સ્વગૃહે ચાલી ગઇ.

( અપૂર્ણ )

# સ્ત્રીઓનું વિશેષ કામ

## ( મદ્યપાન નિષેધ અને સ્વદેશી પ્રચાર )

લેખક : મહાત્મા ગાંધીજી

દાંડીમાં તા. ૧૩ મી એપ્રિલ ને રવિવારે સ્ત્રીઓની પરિષદ થઇ અને પછી ૧૬ મીએ વેજલપુરમાં બીજી થઇ. પહેલીમાં મેં સોએક બહેનોની આશા રાખી હતી તેને બદલે હજાર થઈ, અને બીજીમાં તો માત્ર અમદાવાદથી અને મુંબઈથી કેટલીક બહેનો આવવાની હતી તેમને જ મળવાનું હતું. પણ સુરત જિલ્લાની બહેનો આ વાત જાણતી હતી, એટલે દાંડીના કરતાં પણ વેજલપુરમાં વધારે બહેનોએ હાજરી આપી. તેથી આ બીજી પરિષદ થઈ.

નીચે પ્રમાણે ઠરાવો દાંડીમાં પસાર થયા:

"૧. દાંડીમાં તા. ૧૩ મી એપ્રિલને દિવસે મળેલી ગુજરાતની સ્ત્રીપરિષદ ગાંધીજીનું વ્યાખ્યાન સાંભળ્યા પછી એવો ઠરાવ કરે છે કે હાજર રહેલી સ્ત્રીઓ દારૂનાં અને તાડીનાં પીઠાંની ચોકી કરશે, એટલે કે પીઠાંના માલિકોને પોતાનો આ ધંધો બંધ કરવા વીનવશે અને દારૂતાડી પીનારાઓને આ રાક્ષસી વ્યસન છોડવા પણ વીનવશે. અને એજ પ્રમાણે વિદેશી વસ્ત્રોની દુકાનવાળાઓને વિદેશી વસ્ત્રોનો વેપાર બંધ કરવા અને વિદેશી વસ્ત્ર લેનારને તે છોડવા વીનવશે અને તે અર્થે દુકાનોની ચોકી કરશે.

આ પરિષદ માને છે કે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર ખાદીની મારફતે જ થઇ શકે, તેથી હાજર રહેલી સ્ત્રીઓ હવે પછી ખાદીનો જ ઉપયોગ કરશે અને પોતે રોજ બને ત્યાં લગી સૂતર કાંતશે, ર પીંજશે અને કાંતવા લગીની બધી ક્રિયાઓ શીખી લેશે અને કરશે. અને પોતાના પાડોશમાં રહેતાં બહેનો અને ભાઇઓમાં સૂતર કાંતવા લગીની બધી ક્રિયાએ શીખી લેવાનો અને કરવાનો પ્રચાર કરશે.

૨. આ પ્રવૃત્તિને અંગે આ પરિષદ નીચેની બહેનોની કાર્યવાહક સમિતિ નીમે છે; એ સમિતિને આ પ્રવૃત્તિને અંગે ધારાધોરણ બનાવવાનો ને તેમાં સુધારાવધારા કરવાનો અધિકાર આપે છે, અને સમિતિમાં બીજી બહેનોને ઉમેરવાનો પણ અધિકાર આપે છે:

૧. મિસિસ તૈયબજી — પ્રમુખ
૨. શ્રીમતી મીઠુબહેન પિટીટ — મંત્રી

સભ્યાએ

૩. શ્રી મણિબહેન પટેલ
૪. „ રોહિણી દેસાઇ
૫. „ ચંદુબહેન

આ પરિષદ આશા રાખે છે કે ગુજરાતી બહેનો આ પ્રવૃત્તિ વધાવી લેશે અને તેમાં ભાગ લેશે."

વેજલપુરમાં એ જ ઠરાવો પસાર થયા, પણ પહેલા ઠરાવના બે વિભાગ પાડવામાં આવ્યા. મદ્યપાનનિષેધના અને ખાદી મારફત વિદેશી વસ્ત્રના બહિષ્કારના એમ બે ભાગ નોખા પાડયા, જેથી એકને જ માનનારી બહેનો તેની જ ઉપર મત આપે. બીજી પરિષદમાં સમિતિમાં ત્રણ નામો ઉમેરાયાં:

શ્રી શારદાબહેન સુમંત મહેતા
શ્રી સવિતાબહેન ત્રિવેદી
શ્રી સરોજબહેન મણિલાલ

આ મતની કિંમત બહુ આંકવાની નથી. સભામાં એક પણ ઠરાવનો વિરોધ નથી થયો એટલી એની કિંમત છે; એટલે કે હાજર રહેલી સ્ત્રીઓ એ ઠરાવનો અમલ કરવા તૈયાર ન હોય છતાં તેની વસ્તુને પસંદ કરતી હતી.

આ બન્ને પરિષદમાં ગામડાંની બહેનોની સંખ્યા વધારે હતી. આ વખતની લડત ગામડાંની જ વિશેષ છે. ગામડાંની જાગૃતિ આશ્ચર્યજનક છે. અને આ શુભ ચિહ્ન છે. નિમક, વિદેશી વસ્ત્ર–બહિષ્કાર અને મદ્યપાનનિષેધ એ ત્રણે વસ્તુ ગામડિયાઓને અર્થે વિશેષ છે, તેમાંયે સ્ત્રીઓનો લાભ વિશેષ સમાયેલો છે.

આ ઠરાવોની પાછળ થોડીક બહેનો પણ પ્રાણપથારી કરવા તૈયાર હશે તો તે આગળ આવશે. એમ નહિ હોય તો પરિષદ અધૂરે ગયેલી ગણાશે. પરિષદમાં થયેલી સ્ત્રીઓની હાજરી કામ લેનાર હોય તો સ્ત્રીઓના કામ આપવાની તૈયારી સૂચવે છે.

પ્રત્યેક સંસ્થાનો પ્રાણ તેની કાર્યવાહક સમિતિ હોય છે. એટલે સમિતિમાં જે બહેનોએ પોતાનાં નામ આપ્યાં છે તે બહેનોની ધગશ, તપશ્ચર્યા અને કાર્યકુશળતા ઉપર કાર્યની સફળતાનો આધાર છે.

મીઠુબહેન પિટીટે તો કાર્યનો આરંભ ઘણા વેગથી કરી દીધો છે. તેમના વર્ણન પ્રમાણે શરાબ પીનારા હોંશેહોંશે તાડીનાં માટલાં ભાંગી નાંખે છે. સુરતમાં શરાબ પીનારા હજારો પોતાની નાતમાં શરાબ નહિ પીવાના ઠરાવો કરવા લાગ્યા છે.

સ્ત્રીઓમાં આત્મવિશ્વાસ આવી જાય, શ્રદ્ધા જામે તો જે ભય રાખવામાં આવે છે તેને સારુ કંઈ કારણ નથી એમ બહેનો અનુભવી લેશે. મનુષ્યમાત્રમાં રામ અને રાવણ વસે છે. જો સ્ત્રીઓમાં રહેલા રામની મારફતે સ્ત્રીઓ કામ લે તો મનુષ્યમાં રહેલો રાવણ જોર ન જ કરી શકે. સ્ત્રીઓના કરતાં પુરુષોમાં રામ મોડા જાગે છે. જેને રામ રાખે તેને કોણ ચાખે ? જેની ઉપર રામ રૂઠે તેને કોણ રાખે ?

મદ્યપાનનિષેધના કામમાં પ્રથમની બીક ચાલી જાય પછી તે સહેલું થઈ પડે છે. કેમકે તેમાં માત્ર ચોકી કરવાનું હોય છે. પીનારા દુષ્ટ નથી હોતા, ભોળા હોય છે: પીનારાનો પીવામાં સ્વાર્થ નથી. એ સમજે એટલે શરાબ છોડી દે. પીવાવાળાનો સ્વાર્થ હોય, પણ તે જાણે છે કે એ વેપાર ગંદી વસ્તુ છે.

પણ વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કઠણ વસ્તુ છે. અને વળી તેનાં બે અંગ છે: બહિષ્કાર અને ખાદી ઉત્પન્ન. બહિષ્કારના કામમાં બહુ ઉદ્યમની જરૂર નથી રહેતી. બહિષ્કારના કામમાં થોડી સેવિકાઓથી ચાલે. ખાદી ઉત્પન્નમાં હજારો અથવા લાખોને નિયમિત રીતે ઉદ્યમ કરવાનો રહ્યો. એટલે તેમાંથી સંગઠન, યોજના ઇત્યાદિ શકિત પેદા થઇ શકે. પણ આ કામ ધીમું છે, એમાં બુદ્ધિશકિત, શ્રદ્ધા એટલે હૃદય જોઇએ. એમાં કરોડો બહેનોના દૃષ્ટ અને અદૃષ્ટ સંબંધમાં આવવાનું રહ્યું છે. એમાં શહેરો અને ગામોમાં શુદ્ધ અનુસંધાન છે. અને આ સાધનથી હિંદુસ્તાનની જરૂરિયાતપૂરતી ખાદી અલ્પ કાળમાં પેદા થઈ શકે. એ પેદા કરવાનાં બધાં સાધન આપણી પાસે પડયાં છે. તે ઉત્પન્ન કરવા પૂરતો હુન્નર પણ આપણી પાસે છે. માત્ર કાર્યકર્તા નથી. તે તે બહેનોએ પેદા કરવાના છે. એ તો તો જ પેદા થાય જો બહેનો પોતે લોઢવા, પીંજવા, કાંતવાની કળા શીખી લઇ સ્ત્રીપુરુષ બધામાં એનો પ્રચાર કરે.

મજકૂર બે પરિષદોમાં ઠરાવો પસાર કરી ગુજરાતની બહેનોએ જવાબદારી લઇ લીધી છે, અને તેમની વતી બેગમ અમીના તૈયબજી અને તેમની સમિતિએ બોજો ઉઠાવ્યો છે.

ઇશ્વર, તેમને શકિત બક્ષો.

(નવજીવન)



# સમાલોચના

**અક્ષરજ્ઞાનની યોજના: કેમ શીખવવું:** (પત્રિકા ૧૫ મી): યોજક: શ્રી દક્ષિણામૂર્તિ ભવન, ભાવનગર. લેખક: રા. ગિજુભાઈ.

ગયા અંકમાં અમે આ ઉપયોગી યોજના વિસ્તાર પૂર્વક પ્રકટ કરી ગયા છીએ. બ્રિટિશ હકુમતના ૧૭૫ વર્ષના પ્રયત્નોને પરિણામે હિંદની હજી દશ-બાર ટકા જનતા જ લખી વાંચી જાણે છે. બાકીના ૯૦ ટકા હજી અજ્ઞાનાંધકારમાં સબડે છે અને પરદેશી ધુંસરીને ટકાવી રાખવાના કારણભૂત બને છે. આપણા એ બાંધુઓને જ્ઞાનનો પ્રકાશ આપવાના ઉદ્દેશથી યોજકોએ આ યોજના પ્રકટ કરી અમલમાં મૂકવાની શરૂઆત કરી દીધી છે. આ માસિકના વાચકો પણ પોતાના દેશજનો પ્રત્યેની પોતાની ફરજ સમજે અને આ યોજનામાં જોડાય એમ અમે ઇચ્છીએ છીએ. લખતા શીખવવાની લાંબી કડાકૂટમાં પડ્યા વિના દરેકને જલદી વાંચતા કરી દેવાનો આ પ્રયત્ન સત્વર ફળદાયી નીવડશે. યોજનામાં જોડાનાર દરેકને ' કેમ શીખવવું " તે સુગમ થઇ પડે તે માટે એ નામની નાની પત્રિકા યોજકોએ પ્રકટ કરી છે અને તેમાં યોગ્ય સૂચના આપવામાં આવી છે. સાથે સાથે શીખનારાઓના ઉપયોગ માટે " ચાલો વાંચીએ " નામે નાની પુસ્તિકા પણ પ્રકટ થઇ ચૂકી છે. ગામડાનાં પ્રદેશમાં શિક્ષકો તેમજ સુશિક્ષિત બ્હેનો આ યોજના ઉપાડી લે તો એને ભારે સફળતા મળે એમાં શંકા નથી.

**કાઠિયાવાડની દંતકથાઓ:** સંપાદક: રા. પીરસિંહ જોરાભાઇ ગોહિલ પ્રકાશક: રા. તારાચંદ પો. અડાલજ, કોઠી પાસે, વડોદરા. મૂલ્ય: રૂ. ૨-૦-૦.

કાઠિયાવાડના જુના લોકસાહિત્યને પ્રકાશમાં લાવવા પ્રયત્નો કરી રહેલી જુજ વ્યક્તિઓમાં રા. ગોહિલનું નામ પણ મુખ્ય ગણાય છે આ પ્હેલાં એમણે બે સાહિત્ય પુષ્પ ભેટ્યું છે અને વાચકનું મન સ્હેજે આકર્ષે એવી શૈલી હાથ કરી લીધી છે. આ પુસ્તકમાં એ આકર્ષક શૈલીમાં એમણે ૨૭ નાની મોટી વાર્તાઓ ભેળી કરી છે. સાહસ, શૌર્ય, ચતુરાઇ, પ્રેમ વગેરે વિષયો ગુંથતી આ વાર્તાઓ એવા સ્વરૂપમાં અહિં વાચકો સમક્ષ રજુ થાય છે કે એક વખત પુસ્તક હાથમાં લીધા પછી તે પૂરું કર્યે જ છુટકો. એ વાર્તાઓના પાત્રોને મૂર્તિમંત કરતા રા. " કલાભિજ્ઞ " ના લગભગ ૨૨ આકર્ષક ચિત્રો પુસ્તકનું મુલ્ય અને આકર્ષકતા વધારે છે. આ સાહિત્ય પુસ્તકાકારે પ્રકટ કરવા માટે અમે સંપાદક તેમજ પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

**કુમારદેવી:** લેખિકા: સૌ. લીલાવતી મુનશી મૂલ્ય: રૂ. ૧-૦-૦.

સંસદ ગ્રંથાવલિનાં ૧૯મા ગ્રંથ તરીકે પ્રકટ થયલું એક ઐતિહાસિક વીરાંગનાની સ્ત્રીશક્તિના દર્શન કરાવતું આ સુંદર નાટક કેટલોક સમય પ્હેલાં " ગુજરાત " માં અમે વાંચ્યું હતું. તે સમયે જ " કુમારદેવી "એ અમને અજબ રીતે આકર્ષ્યા હતા. આજે પણ તે ફરી ફરીને વાંચવાની લાલસા ખાળી શકાતી નથી. હિંદના ઇતિહાસમાં ચંદ્રગુપ્ત મૌર્ય પછી લગભગ ૧૫૦ વર્ષે થયલા ગુપ્ત વંશના પ્રથમ મહારાજા ચંદ્રગુપ્તની " કુમારદેવી " મહારાણી થાય. સ્વાતંત્ર્યને જીવનમંત્ર ગણતા પ્રજાસત્તાક લિચ્છવી પ્રદેશની એ મહત્વાકાંક્ષી સ્ત્રીએ ચંદ્રગુપ્ત સાથે પરણી તેને ચક્રવર્તી બનવાની પ્રેરણા પાઇ અને અનેક યુદ્ધમાં એને પડખે રહીને લડી. આજની બીકણ અને બ્હેમી સ્ત્રીઓએ ' કુમારદેવી "નું આ અદ્ભુત ચરિત્ર જરૂર વાંચવું જોઇએ અને તેમાંથી નિડરતાનો પાઠ શીખી લેવો જોઇએ.

**રજત મહોત્સવ:** ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ. પ્રકાશક: એજ સભાની રજત મહોત્સવ સમિતિ.

સ્વ. ભાઇ રણજીતરામે પ્રગટી પોષેલી આ સંસ્થાએ પોતાનો રજત મહોત્સવ ૧૯૨૯ માં ઉજવ્યો. એ મહોત્સવના કાર્યક્રમનો આ અહેવાલ સંસ્થાએ ૨૫ વર્ષમાં કરેલી ઉપયોગી સેવાની ઝાંખી કરાવે છે. આવી ઉપયોગી સંસ્થા તરફ

રીએ આ પુસ્તક પ્રકટ કરી 'પતિનું શ્રાદ્ધ યોગ્ય રીતે કરવાનો જે પ્રયત્ન કર્યો છે તે, માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**વાર્તાઓના પુસ્તકોનો પરિચયઃ ભાગ ૧ લોઃ** તૈયાર કરાવનારઃ શ્રી વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ મંડળ, વડોદરા. પ્રસિદ્ધ કરનારઃ શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લીમીટેડ, વડોદરા. મૂલ્યઃ ૦-૮-૦.

વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાના અધ્યક્ષ, કાર્યવાહક રા. મોતીભાઇ ન. અમીન અને રા. નાગુકલાલ નંદલાલ ચોકસીના પ્રયત્નોનું આ શુભ ફળ અમે ધન્યવાદ સાથે વધાવી લઇએ છીએ. આ પુસ્તકમાં લગભગ ૩૭૫ પુસ્તકો-ગુજરાતી સાહિત્યના વાર્તાના પુસ્તકોનું વર્ગીકરણ કરી તે વિષેના અભિપ્રાય સાથે માહીતિ આપવામાં આવી છે. અલબત્ત હજી ઘણાં જાણીતાં અને ઉપયોગી પુસ્તકો એમાં સમાવી શકાયાં નથી પરંતુ તે સર્વ પણ હવે પછીના ભાગોમાં આવી જશે અને આ પ્રયાસ સંપૂર્ણ થશે એવી આશા રાખી શકાય. આ પુસ્તક ખાસ કરીને પુસ્તકાલયોના સંચાલકોને અત્યંત માર્ગદર્શક અને ઉપયોગી થશે.

**બ્રહ્મચર્ય સંદેશઃ** અનુવાદકઃ રા. દરદેવ પ્રભુરામ વૈદ્ય. પ્રકાશકઃ શ્રી કાનમ સ્વદેશી વસ્તુ ભંડાર, કરજણ. મૂલ્યઃ રૂ. ૧-૦-૦.

મૂળ હિંદીમાં રા. સત્યવ્રત વિદ્યાલંકારે લખેલા આ ઉપયોગી પુસ્તકનો અનુવાદ કરી અનુવાદકે ગુજરાતી સાહિત્યમાં એક સારા પુસ્તકનો ઉમેરો કરી લાંબા સમયની ખોટ પૂરી છે. શિક્ષણશાસ્ત્રીઓ માને છે કે સંતતિશાસ્ત્ર-પ્રજનનશાસ્ત્ર સંબંધી જ્ઞાન બિનસંકોચ કોઇપણ પ્રકારની ખોટી શરમ રાખ્યા વિના ઉગતા યુવાનોને આપવું જોઇએ. આજ સુધી એ ખોટી શરમને પરિણામે ઘણાં અનિષ્ટ ભોગવવા પડ્યાં છે. કેટલાક આ પ્રકારના સાહિત્યને "ઘાસલેટી સાહિત્ય" કહી તેની ઉપેક્ષા કરે છે. આ પુસ્તકની પ્રસ્તાવના બારનંબર સ્વ. સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ લખી આપી છે, તે ઉપરથી આપણે કહી શકીએ કે એ ઘાસલેટી સાહિત્ય નથી પણ ઉપયોગી અને અનિવાર્ય છે અને યુવાનોના હાથમાં બેધડક મુકી શકાય એવું છે.

**અનાવિલ પોકારઃ મહિલા અંકઃ** તંત્રીઓઃ સૌ. શાન્તાગૌરી કલ્યાણરાય દેસાઇ, અને સૌ. વિજયા અનાવિલ-સ્નાતિકા.

આ જ્ઞાતિ માસિકે એપ્રીલ માસનો અંક મહિલા અંક તરીકે પ્રકટ કર્યો છે એ અંકના ખાસ તંત્રીઓ તરીકે બે વિદુષી બ્હેનોએ ફરજ બજાવી છે અને એમના પ્રયત્નના પરિણામે અનાવિલ જ્ઞાતિની અનેક સુશિક્ષિત બ્હેનોએ પોતાની કલમની પ્રસાદી આપી છે. લેખોમાં વૈવિધ્ય છે એટલું જ નહિ પણ લેખોના વિષયો જ્ઞાતિના સંકુચિત ક્ષેત્રમાં ગુંગળાઇ જવાને બદલે સર્વસામાન્ય છે અને કોઇ પણ જ્ઞાતિની કે કોમની બ્હેનોને એ લેખો ઉપયોગી થઇ પડે એવી દૃષ્ટિથી લખાયાં છે. આવો સુંદર અને ઉપયોગી અંક તૈયાર કરવા માટે અમે તંત્રી બ્હેનોને ધન્યવાદ આપીએ છીએ.

**સાભાર સ્વીકારઃ** (૧) સને ૧૯૨૯ ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શનઃ ગુજરાત સાહિત્ય સભા તરફથી કરનાર રા. રામનારાયણ વિશ્વનાથ પાઠક (૨) ભરૂચ સમાચારઃ તંત્રીઃ રા. જેહાંગીર અરદેશર.ગાંધી. પુ. ૫૨; અંક ૧૦-૧૪ (૩) લોહાણા અભ્યુદયઃ તંત્રીઃ રા. કહાનજી વ્હા. ઠક્કર. વ. ૧; અંક ૬ ૭. (૪) જ્યોતિઃ તંત્રીઓઃ રા વે ગો બદ્દ; અને રા. મો અ પટેલ. વ. ૮; અંક ૬-૭ (૫) ઘડીભર મોજઃ તંત્રીઃ રા. ભોગીકુમાર. પુ. ૨. અંક ૧૮-૧૯ (૬) પ્રભુમિ ધર્મપત્રિકાઃ સં. મગનલાલ ટ. ગજ્જર. પુ. ૧; અંક ૫. (૭) સંદેશઃ તંત્રીઃ રા અંબાલાલ મ. અમીન માર્ચ ૧૯૩૦નો અંક. (૮) નાગરચેતનઃ તંત્રીઃ રા. વિઠ્ઠલરાય ના. પંડ્યા વ. ૧; અંક ૫ (૯) કર્મયુગઃ તંત્રીઃ કબીલદાસ શેઠ નાસીકર. પુ. ૧; અંક ૬. (૧૦) ચંદ્રજ્યોતિઃ તંત્રીઓઃ રા. ચુ. કે. શાહ અને રા. ર પ્રા. શેઠ. પુ. ૧; અંક ૧ (૧૧) ઉલ્લાસઃ તંત્રી "મસ્તફકીર" પુ.૧ અંક ૧૬. (૧૨) નાટક-સીનેમાઃ તંત્રીઃ રા. ભીમાશંકર શર્મા. પુ ૨; અંક ૧૨-૧૧ (૧૩) સૌરાષ્ટ્રમિત્રઃ તંત્રીઃ રા. હ ભ. તલાજાવાળા. પુ ૫; અંક ૧. (૧૪) છઠ્ઠો અહેવાલઃ શ્રી ક્ષત્રિ લો. સ્વયંસેવક મંડળ-૧૯૮૫.

# ઈનામી ઉખાણું

સંપાદકો: દા. મહીપતરામ ભટ્ટ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ■ | ૧ | ૨ | ૩ | ■ | ૪ | ૫ | | ■ |
| ૬ | ■ | ૭ | | ■ | ૮ | | ■ | ૯ |
| ૧૦ | ૧૧ | ■ | | ■ | | ■ | ૧૨ | |
| ૧૩ | | | | ■ | ૧૪ | | | |
| ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ | ■ |
| ૧૫ | ૧૬ | | ૧૭ | ■ | ૧૮ | | ૧૯ | ૨૦ |
| ૨૧ | | ■ | | ■ | | ■ | ૨૨ | |
| | ■ | ૨૩ | | ■ | ૨૪ | ૨૫ | ■ | |
| ■ | ૨૬ | | | ■ | ૨૭ | | | ■ |

**આડા:** ૧ સગંધી છોડ, ૪ ભપકો, ૭ ખૂમચો, ૮ નીરાંત, ૧૦ વાળ, ૧૨ વટ, ૧૩ એક વાજીંત્ર, ૧૪ ગર્વમાં ચકચૂર, ૧૫ હાકમાક, ૧૮ વિજત, ૨૧ રૂદિ, ૨૨ છાશ ( મરાઠી ), ૨૩ સ્ત્રી, ૨૪ નગર, ૨૬ નિખાલસ, ૨૭ દાંત ( સંસ્કૃત ).

**ઉભા:** ૨ દોલત, ૩ પ્રકાશ, ૪ મદારીનો એક વાદ્યનો અવાજ, ૫ ગોરસ; ૬ ખલા, ૯ હાર, ૧૧ તીર, ૧૨ એક તીથિ (અપભ્રંશ), ૧૫ એક હથિયાર, ૧૬ અભિપ્રાય, ૧૭ એક માસ, ૧૮ જરા, ૧૯ રામાયણનું પ્રખ્યાત પાત્ર, ૨૦ એક રોગ. ૨૩ સોના ચાંદી તોલવાનું એક માપ, ૨૫ નકામું.

## હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકશે. જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૨ ) દરેક મહિનાના ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને મળે એવી રીતે મોકલી આપવો. ( ૩ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ ( ૪ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

કુપન—મે ૧૯૩૦

માસિકના ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન ફાડીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".

## ફેબ્રુઆરી માસના ઉખાણાનું પરિણામ

ખરો જવાબ નીચે પ્રમાણે છેઃ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| દ | શ | ર | થ | | ચ | ક | મ | ક |
| ફ | ર | જ | | લ | | સં | ર | સ |
| ત | લ | | પ | વ | ન | | દ | ર |
| ર | | ન | ળ | | ખ | સ | | ત |
| | મં | ગ | | ૭ | | ન | સ | |
| શા | | દ | મ | | મ | દ | | છ |
| ર | વ | | ત | ર | સ | | ક | ર |
| બ | ત | ક | | થ | | ગ | ર | ક |
| ત | ન | મ | ન | | ક | ર | જ | ત |

આ ઉખાણાના કુલ ૧૩૨ જવાબો આવેલા તેમાંથી ૧૩ પોસ્ટકાર્ડના નિયમનો ભંગ કરતા હોવાથી કે ખાના પાડયા વગર આવ્યાથી તપાસ્યા નથી. ૭૪ જવાબો ખરા છે અને ૪૫ ખોટા છે. ખરા જવાબોમાંથી શ્રીમતી બહેન સાવિત્રી ઓઝાને સંપાદક બહેન તરફથી ઇનામનું પુસ્તક “ વિનોદ વાટિકા ” આપવામાં આવે છે; જે તેમણે મંગાવી લેવું.

## ખરો જવાબ આપનાર બહેનોનાં નામ

શ્રીમતી બહેનોઃ (૧) **સાવિત્રી ઓઝા,** (૨) સરસ્વતી ઝવેરી, (૩) નંદગૌરી મહેતા, (૪) નિરૂપમા મજમુદાર, (૫) મનોરમા મજમુદાર, (૬) ભાનુમતી પટેલ, (૭) પ્રભાવતી મોદી, (૮) પ્રભાવતી કણીયા, (૯) ગુણવતી, (૧૦) સરયૂબાલા, (૧૧) સુમિત્રા ઠાકોર, (૧૨) વસુમતી શાહ, (૧૩) હંસાગૌરી મોદી, (૧૪) વીરમતી પંડિત, (૧૫) નરભેવંતી દલાલ, (૧૬) ચૈતન્યબાળા, (૧૭) ભવાનીબાઇ ચૌહાણ, (૧૮) શકુંતલા સંપટ, (૧૯) ચંચળગૌરી, (૨૦) સુલોચના, (૨૧) લીલાવતી મહેતા, (૨૨) નિર્મળા ભટ્ટ, (૨૩) જમનાબેન મરચંટ, (૨૪) કમળાબેન પટેલ, (૨૫) હરદાગૌરી દવે, (૨૬) કમલાદેવી જાની, (૨૭) લક્ષ્મીબેન પટેલ, (૨૮) પદ્માવતી દેસાઇ, (૨૯) કાંતા પટેલ, (૩૦) લીલાવતી શાહ, (૩૧) મહેન્દ્રબા સાહેબ, (૩૨) સવિતા મહેતા, (૩૩) ચંદ્રાવતી દવે, (૩૪) લીલાવંતી, (૩૫) પાર્વતીબ્હેન, (૩૬) ઇન્દુમતી દેસાઇજી, (૩૭) પુષ્પાવતી દેસાઈ, (૩૮) લીલાવતી દલાલ, (૩૯) મનહરબાળા, (૪૦) નિર્મળગૌરી મંકોડી, (૪૧) મોતીબાઇ મરચંટ, (૪૨) વિદ્યાગૌરી ડોકટર; (૪૩) સુધા દેસાઇ, (૪૪) સરસ્વતી શાસ્ત્રી, (૪૫) વિજયા જોશી, (૪૬) સુશીલા મુખત્યાર, (૪૭) મનોરમા ઓઝા, (૪૮) પદ્માવતી, (૪૯) પદ્માવતી તોલાટ, (૫૦) સુભદ્રા ગજ્જર, (૫૧) સીરીન વાસણીયા, (૫૨) શશીકળા શ્રોફ, (૫૩) સુશીલા ત્રિવેદી, (૫૪) કાશીગૌરી ખદેરીયા, (૫૫) કુમુદ, (૫૬) પ્રેમકુંવર, (૫૭) શ્રીદેવી પ્રુ. (૫૮) મંજુલા લક્ષપતિ, (૫૯) શાન્તાલક્ષ્મી શાહ, (૬૦) હીરાબાઇ ઉદેશી, (૬૧) સુલોચના કાગળવાળા, (૬૨) સુમન મુખત્યાર. (૬૩) ઇન્દુમતી ખાસગીવાલે, (૬૪) પદ્માવતી ચંદુલાલ, (૬૫) મંજુલા બક્ષી, (૬૬) શાન્તા કોઠારી, (૬૭) કુસુમગૌરી ઝવેરી, (૬૮) ગુણવંતી માંકડ, (૬૯) નંદનગૌરી ભટ્ટ, (૭૦) ચંદ્રમણિ, (૭૧) સુવિદ્યા દવે, (૭૨) હેમકળા (૭૩) મોતીબેન નગીનદાસ. (૭૪) વિદ્યાગૌરી ધડાવાળા



# સ્ત્રી જગત્

## હિન્દ

**પતિયાલા નરેશના અત્યાચાર:** મુંબાઇની નેશનલ કૌન્સિલ ઓફ વીમેન ઓફ ઇન્ડિયાની કારોબારી સમિતિએ તા. ૨ જી એપ્રિલે લેડી તાતાના પ્રમુખપદે ઠરાવ કર્યો છે કે: "દેશી રાજ્ય પ્રજા પરિષદની સમિતિએ પતિયાલા નરેશ સામે જે રીતના આક્ષેપો કર્યા છે તે તરફ આ સમિતિ ગભરાટ અને ત્રાસની નજરે જુએ છે. આ આક્ષેપોમાં, મુખ્ય કરીને રાજ્યની કોઈ પણ જ્ઞાતિની સ્ત્રીઓની આબરૂ ઉપર કરવામાં આવેલા હુમલાઓ અને કેટલાક સંજોગોમાં તેઓના મરણ નીપજાવવાના, જેલમાં મોકલવાના અને તે ઉપરાંત અસંખ્ય જુલ્મો ગુજારવાના અને તેઓનાં ઘરના માણસોનાં પણ મરણ નીપજાવવાના, મુખ્ય છે. આ સમિતિ હેવાલમાં મૂકવામાં આવેલા જુદા જુદા આક્ષેપો પ્રતિ ના વાયસરોયનું ધ્યાન ખેંચે છે અને વિનતિ કરે છે કે આ આક્ષેપોની તુરત તુરત તપાસ કરાવી, આક્ષેપો પૂરવાર થાય તો ગુન્હેગારને તેના દરજ્જાનો ખ્યાલ કર્યા વિના યોગ્ય સજા કરવી."

મુંબાઇ સેવા સદને ૨૧ વર્ષ પૂરાં કર્યાં છે. મીસ બીખાઇજી ઇન્જીનીયર શરૂઆતથી એનું મંત્રીપદ નિભાવી રહ્યાં છે. અત્યારે સેવાસદન કેળવણી, ઉદ્યોગ, સમાજ અને આરોગ્ય સંબંધમાં પ્રવૃત્તિ કરી રહ્યું છે.

પતિદેવના ત્રાસથી કંટાળી મુંબાઇમાં ખેતવાડીમાં રહેતી અનસુયાબાઇ કાશીનાથ નામની ૧૮ વર્ષની સ્ત્રીએ અફીણ ખાઇ આપઘાત કર્યો. પતિદેવ તેને ખૂબ મારતા હતા.

**કુમારી લક્ષ્મીબહેન:** લોહાણા જ્ઞાતિના આગેવાન શેઠ સૂરજી વલ્લભદાસનાં પુત્રી લક્ષ્મીબહેન ૧૫ વર્ષની વયે પણ સંસ્કૃત અને હિન્દીમાં સુંદર ભાષણ આપી શકે છે. મુંબાઇ આર્ય સમાજના વાર્ષિક સંમેલન પ્રસંગે એ બહેને આપેલા ભાષણ બદલ સમિતિએ તેમને 'વાગ્વિશારદા' ની પદવી આપી છે. એ બહેનને અમારાં અભિનંદન!

મીસ આઇ. એમ. ડીકીન્સન મુંબાઇ ઇલાકાની ધારાસભામાં નીમાનાર પહેલાં જ મહિલા છે. વીજીલન્સ એસોસીએશનમાં તેઓએ કરેલા સુંદર કાર્યને પરિણામે મુંબઇ ઇલાકાનો વેશ્યાવૃત્તિનો કાયદો સુધારવામાં તેઓ ઉપયોગી થઇ પડશે એમ ધારી તેઓને સભ્ય નીમવામાં આવ્યાં છે.

**પતિત બહેનોને મદદ:** મુંબાઇ સોશીયલ પ્યોરીટી લીગ તરફથી અનીતિના ધંધાને લગતી બધી ખબરો ઉપર ચાંપતું ધ્યાન આપવામાં આવે છે. ફોજદારી ગુન્હાનો ભોગ થઇ પડેલી બહેનને સંઘ તરફથી કાયદાની સલાહ મફત મળે છે. જરૂર પડે શ્રી. ગંગાબેન જી. પટેલ અથવા મી. બી. ડી. ચેરમાનને (સોશીયલ પ્યોરીટી લીગ, સ્ટેન્ડર્ડ બિલ્ડીંગ, હોર્નબીરોડ, કોટ, મુંબાઇ) લખવું.

**નવી શિક્ષકાઓ:** મુંબાઇ યુનિવર્સીટીની બી. ટી. ની પરીક્ષામાં નવા કાનુનો પ્રમાણે શ્રી. મુક્તા લેલે; અને કુમારી એ. ઓ. તાલકર બીજા વર્ગમાં અને શ્રી. યમુના નાડકર્ણી, એમી ધનજીભાઇ મસાની મીરા એસ. રામદાસ અને ફીના એજાદમ ઇસાક પાસ વર્ગમાં પસાર થયાં છે. શ્રી. એલન હોરમસજી બાના, એની સેમસન અને રેની ચાપુરજી મહેતા બીજા વિભાગના પહેલા વર્ગમાં અને હીરૂ જનાર્દન દિક્ષીત અને સૌફિયા નાયન ત્રીજા

વિભાગમાં પસાર થયાં છે. જુના કાનુન પ્રમાણે માણેકબાઇ પાવરી અને કપિલા તુલજારામ ખાંડવાલા પહેલા વર્ગમાં અને મીરાં માંડકર; ગુલાં શરાફ, અને માણેક પટવર્ધન બીજા વર્ગમાં પસાર થયાં છે.

**પ્રાયમસ સ્ટવથી થતા અકસ્માતો:** મુંબાઇનાં ભાટીયા મિત્ર મંડળના સ્ત્રી એસોસીએટ સભાસદ વર્ગ તરફથી ગયા માસમાં સ્ત્રીઓનો સમારંભ યોજાયો હતો. તેમાં જ્ઞાતિમાં વધી ગયેલા રીતરિવાજોથી ગરીબ અને મધ્યમ વર્ગને ઘણું સહન કરવું પડે છે તે કેવી રીતે ઘટાડી શકાય તે સંબંધમાં પ્રાસંગિક વિવેચન કરી શ્રી. જમનાબાઇ ગોવિંદજીએ રીતરિવાજનો ખરડો રજુ કર્યો હતો તે વધુ વિચારપર મુલતવી રહ્યો છે. બાદ શ્રી. હીરાંબાઇ ઉદેશીએ 'પ્રાયમસ સ્ટવથી થતા અકસ્માતો' સંબંધમાં વિવેચન કરતાં પ્રાયમસ સ્ટવનો સદંતર બહિષ્કાર કરવા જણાવ્યું હતું.

**સ્ટવ-સગડીના ભોગ** (૧) મુંબાઇમાં કુંદન નગીનલાલ નામની યુવતી માર્ચ માસમાં સ્ટવ સળગાવતાં દાઝી મરણ પામી. (૨) કૃષ્ણાબાઇ જગમોહન નામની સ્ત્રી પણ એવીજ રીતે મરણ પામી. (૩) મનોરમાબાઇ નામની આંકડીથી પીડાતી સ્ત્રી અચાનક આંકડી આવતાં ધુમટું દીવા ઉપર પડવાથી, દાઝી મરણ પામી.

**આંતરજ્ઞાતીય લગ્નો** (૧) જાણીતા ગુજરાતી પહેલવાન પ્રો. છોટુભાઇ શાહે ઇટોલા ગુરૂકુળના સ્થાપક સ્વામી ધર્માનંદનાં પુત્રી શ્રી સાવિત્રીદેવી જોડે લગ્ન કર્યું: વરવધુ વણીક અને પાટીદાર છે (૨) પાટીદાર કોમના શ્રી અંબાઇદાસ કાશીભાઇ અમીને સુરતના અનાવિલ ગૃહસ્થ શ્રી. મણિલાલ દેસાઇનાં પુત્રી શ્રી. લલિતા જોડે લગ્ન કર્યું.

**વડોદરામાં રાષ્ટ્રીય સપ્તાહ** ઉત્સાહભેર ઉજવાયું હતું. તા. ૬ ઠીએ સવારમાં સરઘસ નીકળ્યું હતું. તેમાં સ્ત્રીઓની મોટી સંખ્યાએ ભાગ લીધો હતો. મીસ શાન્તાબાઇ ભાગવતે મોખરે રાષ્ટ્રધ્વજ ધાર્યો હતો. શ્રી. અબ્બાસ તૈયબજીનાં પુત્રી મીસ રહેના તૈયબજીના અથાગ પરિશ્રમને લીધે સપ્તાહ સરસ રીતે ઉજવાયું.

**પાટીદારનું તંત્રઃ** આણંદથી પ્રકટ થતાં પ્રસિદ્ધ જ્ઞાતિ માસિક 'પાટીદાર'નું તંત્ર શ્રી. નરસિંહભાઈ ઇશ્વરભાઇ પટેલ ચલાવતા હતા. સત્યાગ્રહ પ્રવૃત્તિને અંગે શ્રી. નરસિંહભાઈ સરકારની છ માસ સખ્ત કેદની મહેમાનીએ ગયા છે. એટલે 'પાટીદાર'નું તંત્ર તેમનાં પત્ની જીજીબાએ હાથ લીધું છે.

**મહુંમ ડૉ. મીસ મોટીબાઇ કાપડીયાઃ** અમદાવાદ-ગુજરાતનાં આ જાણીતાં પારસી બાનુ વાંદરા ખાતે બેહસ્તનશીન થયાં. ડૉ. મોટીબાઈની સેવાઓ જાણીતી છે. તેમનાં માનમાં અમદાવાદની કેટલીક સંસ્થાઓ બંધ રહી હતી. અમદાવાદના મહિલા મંડલના તેઓ આજીવન સભ્ય હોઇ તેમના અવસાન નિમિત્તે શોક દર્શાવવા લેડી ચિનુભાઇનાં પ્રમુખપદે સભા મળી હતી. લેડી વિદ્યાબ્હેન, શ્રી. મહાલક્ષ્મીબ્હેન, શ્રી. સરલાદેવી, સૌ. શારદાબ્હેન, વગેરેએ ડૉ. મીસ મોટીબાઇની સેવાઓની પ્રસંશા કરી હતી અને શોકદર્શક ઠરાવ થયો હતો.

**વૃદ્ધ લગ્નના ખપ્પરમાં:** (૧) થોડાક માસ ઉપર વીરાડીયામાં એક પર વર્ષના વૃદ્ધે દશ વર્ષની બાલા જોડે લગ્ન કર્યું હતું. એ વૃદ્ધ હાલ અવસાન પામ્યા છે અને સાથે દશ વર્ષની બાલાને 'વિધવા' બનાવી તેનો ભવ બગાડી ગયા છે.

**વિધવા વિવાહઃ** વીરમગામના દશાશ્રીમાળી જૈન વણિક શ્રી. ભુરાભાઇ પ્રેમચંદ શાહે પોરબંદરની રહીશ દશા સોરઠીયા વણિક વિધવા બાઇ દિવાળીબાઇ સાથે મુંબાઇમાં પુનર્લગ્ન કર્યું.

**સ્વ. સૌ મણિબ્હેન કોઠારીઃ** ભીક્ષુકરાજ શ્રી. મણિલાલ કોઠારીનાં પત્ની માર્ચની તા. ૩૦ મીએ પાંચ દિવસ માંદગી ભોગવી સ્વર્ગવાસ પામ્યાં છે. પોતે જુના વિચારનાં હોવા છતાં શ્રી. કોઠારીની જાહેર પ્રવૃત્તિમાં તેઓ સહાયરૂપ થતાં. પ્રભુ તેમના આત્માને શાન્તિ આપો!

**વનિતા વિશ્રામઃ** પોરબંદરમાં આવતા માસની તા. ૪ થી એ ખુલ્લું મૂકાનાર છે. વનિતા વિશ્રામ માટે પોરબંદરનાજ શેઠ ભાણજી લવજી ધીવાળાએ એક લાખ રૂપીયા આપી મંદિર બંધાવી આપ્યું છે. શેઠ ભાણજીભાઇએ બીજી એક લાખ રૂપૈયાની રકમ ખર્ચી આરોગ્યભુવન પણ બંધાવ્યું છે.

**પારસીમુસ્લીમ લગ્નઃ** વાડીયા મિલવાળા કુટુંબના મી. સી. એમ. વાડીયાનાં પુત્રી મીસ

પિરોજબાઇએ ગયા માસમાં ભોપાલના મર્હુમ નવાબના વડા પુત્ર પ્રિન્સ મહંમદ હમીદુલ્લાહ- ખાન જોડે યરવડા–પુનામાં લગ્ન કર્યું છે. લગ્ન કર્યાં પહેલાં મીસ પીરોજએ મુસ્લીમ ધર્મ સ્વીકારી પીરોજ હુસ્સન બેગમ નામ ધારણ કર્યું હતું.

**મહાર સ્ત્રીઓને માર:** નાશિકના કાળારામ મંદિરમાં પ્રવેશવા માટે અસ્પૃશ્યોએ સત્યાગ્રહ આદરેલો છે. સત્યાગ્રહીઓમાં મહાર સ્ત્રીઓ પણ સારી સંખ્યામાં છે. મનાઇ હુકમ છતાં ખાનગી પ્રવેશદ્વારે સત્યાગ્રહ કરવા માટે કેટલીક મહાર સ્ત્રીઓ પકડાઇ હતી પરંતુ પાછી તરત છૂટી ગઇ હતી. ગયા માસમાં અસ્પૃશ્યો સામે સનાતનીઓએ હલ્લા કર્યા હતા. તેમાં કેટલીક મહાર સ્ત્રીઓને પણ નિર્દયતાપૂર્વક મારવામાં આવી હતી.

**પ્રેમ કે મોહ?** આજથી ત્રણેક વર્ષ ઉપર પુનાના ભાંડારકર કુટુંબનાં શ્રી માલિની મનજીકરે મી. ખાન નામના મુસ્લીમ સાથે સીવીલ મેરેજ એકટની રૂએ લગ્ન કર્યું હતું. હિન્દુ સ્ત્રીઓએ એ લગ્નનો સખ્ત વિરોધ કર્યો હતો. એ લગ્નનું પરિણામ હવે ફારગતીમાં આવ્યું છે. અને શ્રી. માલિની હાલમાં ઇન્દોર ખાતે પોતના એક પાસેના સગા મી. ભાંડારકરને ત્યાં રહે છે.

## અક્ષરજ્ઞાન યોજનાની ઝોળી.

**અમે** 'અક્ષરજ્ઞાન યોજના' કાઢી. અત્યારે તેમાં ૪૦૦ જેટલાં સભ્યો નોંધાઇ ચૂક્યા છે. લોકોમાં તેને મીઠો આવકાર મળ્યો છે આ યોજનાની આજની ઘડીએ અતિ આવશ્યક હતી, એવો સૌ કોઇનો મત થયો છે. તે ઉપકારક થશે જ, એમાં કોઇને શંકા નથી. યોજના અનુસાર સાથે 'કેમ શીખવવું ?' તે ચોપડી તથા 'ચાલો વાંચીએ.' તે છપાઇ ગયાં છે. 'કેમ શીખવવું ?' શીખવનાર માટે છે ને 'ચાલો વાંચીએ' તે ભણનાર માટે છે. યોજના પ્રમાણે વર્ગો ઉઘડવા લાગ્યા છે. ભણાવનારાઓએ ભણાવવાની અને ભણનારાઓએ ભણવાની મદદ આપી; પણ બીજી મદદની જરૂર છે. જેની પાસે જે છે, તેની તેઓ મદદ આપશે ? શાળાઓ માટે ગ્યાસતેલ અને બત્તી જોઇએ છે. શાળાઓ માટે પાટીયાં અને ચાક જોઇએ છે. શાળાઓ માટે સાવરણી અને ડસ્ટરો જોઇએ છે. ભણનારને માટે ચોપડીઓ આપનાર જોઇએ છે. 'અક્ષરજ્ઞાન'ના આ સમગ્ર પૂણ્યકાર્યમાં હરેક જણ પોતાનો ભાગ આપી શકે. ઉપલી સામગ્રી ઢગલાબંધ જોઇએ. શ્રીમંતો પોતાના ખીસ્સામાંથી કેટલું મોકલશે ? ગરીબ ભણનારને કેટલી મદદ કરશે ? એક પાઇથી દશહજાર રૂપિઆ સુધીની રકમ આ યોજના માગે છે. જેનાથી જેટલું મોકલાય તેટલું મોકલી આપશો ?

**કાળ જાય છે ને કરણી રહી જાય છે:**
**હાથે તે સાથે.**

'અક્ષરજ્ઞાનયોજના' કાર્યાલય
શ્રીદક્ષિણામૂર્તિ ભવન,
ભાવનગર.
તા. ૨૦–૩–૩૦

આપના
નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ
ગિજુભાઇ બધેકા
તારાબેન મોડક
હરભાઇ ત્રિવેદી
ગોપાળ ગં વિદ્વાંસ

**કચકડાની બંગડીઓથી ચેતજો:** આપણા તરફ હાલમાં કચકડાની બંગડીઓ પહેરવાનો મોહ વધતો જાય છે. તે પ્રસંગે નીચેનો બનાવ ચેતવણી લેવા જેવો છે. નવાબશાહ જીલ્લામાં એક સ્ત્રીએ પોતાના પુત્રનાં લગ્નની ખુશાલીમાં કોણી સુધી હાથને કચકડાની બંગડીથી શણગાર્યો હતો. મહેમાનો માટે ભોજન તૈયાર કરતાં ગરમીથી તેની બંગડીઓ સળગી ઉઠી તેથી સખ્ત દાઝતાં તેનું મરણ નીપજ્યું.

**પ્રગતિને પંથે મહિલાઓ:** (૧) મીસીસ કે. ટી. આચાર્ય મદ્રાસના ઓન. મેજીસ્ટ્રેટ નીમાયાં છે. (૨) શ્રીમતી લક્ષ્મીબાઈ રાજવાડે એલ. એમ. એસ. (મુંબાઇ), એમ. આર. સી. એસ. (ઇગ્લાંડ), એલ એમ. (રોટન્ડા, ડબ્લીન) હિસ્ટોરીકલ રેકોર્ડ કમીશનનાં સભ્ય નીમાયાં છે.

**એશીયાઇ સ્ત્રી પરિષદ:** શ્રીમતી સરોજિની નાયડુ ડૉ. મુથુલક્ષ્મી રેડી, ડૉ. ઘુખોસ, લેડી અબ્દુલ કદર, મીસીસ રુસ્તમજી, શ્રી સરલાદેવી ચૌધરાણી, લેડી દેદરી, રાજકુમારી બીબી અમૃતકુંવર, મીસીસ હમીદઅલી, શ્રીમતી રાજેશ્વરી, નેહરૂ. શ્રી. પ્રતિમા દેવી, મીસ ખતીજા બેગમ,

શ્રી. પદ્માબાઇ સંજીવ રાવ, અને રાણી લક્ષ્મીબાઇ રાજવાડેની સહી નીચે આખા એશીયાની સ્ત્રી પરિષદ્‌માં હાજરી આપવા માટે એશીઆઇ મહિલાઓને આમંત્રણ થયું છે. તેમાં જણાવાયું છે. કે પરિષદ આવતા વર્ષના જાન્યુઆરીમાં અખિલ ભારત મહિલા પરિષદ્ ભરાયા પહેલાં કે પછી લાહોર ખાતે ભરાશે. પશ્ચિમની અસર આપણા ઉપર પૂરેપૂરી થતી હોય ત્યારે આપણે એક બીજામાં એશીઆઇ ભ્રાતૃભાવ ખીલવીએ કે જેથી આપણી વર્ષોની રાષ્ટ્રય અને સામાજિક સંસ્કૃતિમાં શું રાખી મૂકવા જેવું છે અને પશ્ચિમમાંથી શું ઉછીનું લેવા જેવું છે તે નક્કી કરી શકાય, એવો પરિષદ્‌નો હેતુ છે. પરિષદ્‌ના વ્યવસ્થાપકો ઉપર એક પત્ર લખતાં કવિ સમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરે પરિષદ્ પ્રત્યે સહાનુભુતિ દર્શાવી જણાવ્યું છે કે વિશ્વસંસ્કૃતિની સમૃદ્ધિ માટે પૂર્વની સંસ્કૃતિનું વ્યવસ્થિત ભાન એ પ્રાથમિક પગલું છે. સંસ્કારી જીવનના મૂળ સંરક્ષકો તરીકે સ્ત્રીઓ એકત્ર મળી એશીઆએ વિશ્વને શું આપવું તે નક્કી કરે એ પણ કિંમતી છે."

**શારદા કાયદાનો ભંગ:** ગયા માસની તા. ૧લી થી શારદા બાળલગ્ન પ્રતિબંધક કાયદો અમલમાં મૂકાયો. ચૂસ્ત સનાતની હિંદુઓએ અને કેટલાક ધર્માંધ મુસ્લીમોએ એ કાયદા સામે પોકાર કરવામાં કાંઇ બાકી ન રાખ્યું. સનાતની હિન્દુઓ એ કાયદાનો ભંગ કરવા સુધી જવા તૈયાર થયા હતા. પરંતુ એ કાયદો અમલમાં મૂકાયા બાદ એમ કરવાની કોઇ પણ સનાતની હિન્દુની હિંમત ચાલી નથી. મુસ્લીમો સંબંધમાં એથી ઉલટુંજ થવા પામ્યું છે. એ કાયદો અમલમાં આવે તે પહેલાંથીજ મૌલાના મહમદઅલી વગેરેએ એની સામે સખ્ત પ્રચારકાર્ય માંડ્યું હતું. કોણ જાણે કેમ તે મહમુદાબાદના મહારાજા જેવા બાળલગ્નના હિમાયતીએ પણ એ કાયદો અમલમાં મૂકાય તે પહેલાં પોતાના ૭ વર્ષના કુંવરનું લગ્ન કરી નાખ્યું. મુંબાઇ, દિલ્હી, સુરત, વગેરે સ્થાનોના મુસ્લીમોએ સભાઓ ભરી એ કાયદાના અમલમાંથી મુસ્લીમોને મુક્ત રાખવાના ઠરાવો કર્યા. અને તેમ બનવા પામ્યું નહિ એટલે તેમણે એ કાયદો અમલમાં મૂકાતાં તેનો છડેચોક ભંગ કરી સરપરો કાઢ્યાં છે. દિલ્હીમાં, મુંબાઇમાં અને હૈદ્રાબાદમાં મુસ્લીમોએ નાનાં નાનાં બાળકોને એ રીતે બાળલગ્નની વેદીમાં હોમી દીધાં છે. બીજી બાજુએ એ કાયદાની તરફેણમાં પણ સખ્ત પ્રચાર કાર્ય ચાલી રહ્યું છે. સભાઓ ભરાય છે અને તેમાં એ કાયદાને ટેકો આપનારા ઠરાવો પણ થાય છે. કાયદાના અમલ દરમ્યાન કાયદાના ભંગ માટે સજા કરવામાં કાંઇક ઉદારતા દાખવવાની સરકારે જીલ્લા મેજીસ્ટ્રેટને સૂચના આપ્યાનું પણ કહેવાય છે.

**પ્રકીર્ણ:** (૧) નવસારીના ચીમતાબાઇ મહિલા વિશ્રામનો પારિતોષિક સમારંભ માર્ચ માસમાં ના. મહારાણીશ્રીનાં પ્રમુખપદે થયો હતો. (૨) ઇટાલા આર્ય કન્યા વિદ્યાલયમાં ૬૦ કન્યાઓ સ્વતંત્ર શિક્ષણ લીએ છે. ૭ શ્રેણીઓ ચાલુ છે. (૩) વડોદરાના અબળા આશ્રમનો ૧૯૨૯ ના ઓક્ટોબર સુધીમાં ૩૩ બહેનોએ લાભ લીધો. (૪) પાટડીના ઔદિચ્ય બ્રાહ્મણોમાં કન્યાવિક્રય પુષ્કળ થતો હોઇ, એવો વ્યવહાર કરનારાઓ જોડે વ્યવહાર બંધ કરવાનું અમુક ભાઇઓએ ઠરાવ્યું છે. (૫) અમદાવાદના જીલ્લા જડજના મનાઇ હુકમ છતાં ધંધુકાના લક્ષ્મીચંદની વિધવા બાઇ ગંગાએ પોતાની ૧૧ વર્ષની પુત્રીનું લગ્ન ખરાબ ચાલ ચલગતવાળા બળદેવ જોડે કર્યું તેથી કોર્ટે બીજો હુકમ મળે નહિ ત્યાં સુધી છોકરીને સાસરે ન મોકલવા હુકમ કર્યો હતો. (૬) ઇન્દોરમાં ગયા માસમાં મહારાણી ચીમેલ ઇસ્પિતાલમાં રાજકુમારી સ્નેહલતા રાજે વોર્ડ બાળકો માટે ખુલ્લો મૂકાયો. (૭) ઇટાલા આર્ય કન્યા મહાવિદ્યાલયનો ૫ મો વાર્ષિક મહોત્સવ માર્ચની આખરે ઉજવાયો હતો. (૮) અલાહબાદ શહેરના કેટલાક વિભાગોમાં છોકરીઓ માટે પ્રાથમિક કેળવણી દાખલ કરવામાં આવી છે. (૯) મદ્રાસ ઈલાકાની હેલ્થ એસોસીએશનની 'બાળલગ્ન' વિષયક નિબંધ હરિફાઇમાં શ્રીમતી ચિન્નામણીને સુવર્ણચંદ્રક, ચાંદીનું કપ અને પહેલું ઇનામ મળ્યું છે. (૧૦) મીસીસ મનુબાઇ બાપટને 'કેસરે-હિન્દ' ચંદ્રક આ વર્ષે મળ્યો છે.

## પરદેશ

**ચીનાઓમાં લગ્ન:** ચીનાઓમાં ૯૦ ટકા

પુરૂષો વિદેશી સ્ત્રીઓ જોડે પરણે છે. જ્યારે વિદેશી પુરૂષો સાથે ભાગ્યે જ દશ ટકા જેટલી પણ ચીનીઓ પરણતી હશે. વિદેશી છોકરીઓ જોડે પરણવામાં ચીનાઓ ઉત્સુકતાઇ કરે છે. જ્યારે વિદેશી પુરૂષો ચીનીઓને પરણે તેમાં પ્રેમ અને પૈસા એ બે જ કારણો છે. ' યુવાન સુંદર અને સપ્રમાણ મહેનતુ વિદેશીઓ ' જોઇએ છે એવી જાતની જાહેરખબરો પુષ્કળ પ્રમાણમાં થાય છે.

**સાહસિક સ્ત્રી-વિમાની:** ડચેસ ઓફ બેડફોર્ડ સાહસિક સ્ત્રી-વિમાની છે. તેઓ વિમાનની ઝડપનો રેકોર્ડ તોડવા માટે પ્રયત્ન કરનાર છે. મીસ્ટન, બેન્ગાઝી, એલીપટ, ખારતુમ, વગેરેનો માર્ગ તેમણે પસંદ કર્યો છે આ ઉડ્ડયનમાં ઘણાં જોખમો સમાયલાં છે.

**મીસ કે. એસ. રંગારાવ એફ. આર જી. એસ.** મદ્રાસની ક્વીન-મેરી કોલેજનાં વ્યાખ્યાતા છે. ગ્રેટ બ્રિટનની રૉયલ જ્યોગ્રાફીકલ સોસાયટીનાં તેઓ ફેલો નીમાયાં છે. આ પદ મેળવનાર તેઓ પહેલાં જ હિન્દી બ્હેન છે. ૧૯૨૬ માં મીસ રંગારાવ ઇંગ્લાંડ ગયાં હતાં. લંડન યુનિવર્સીટીની શિક્ષિકાની અને ભૂગોળની ડીગ્રી મેળવી તેઓ હાલ બેડફોર્ડ કોલેજમાં ભૂગોળનો વિશેષ અભ્યાસ કરી રહ્યાં છે.

**વિધવાનું સ્વાર્પણ:** બુડાપેસ્ટની ફ્રોઓલ્ડર વોન વર્ટસી અત્યંત ખુબસુરત અને પૈસાદાર વિધવા મનાય છે. તેણે પોતાની સર્વ મિલ્કત મ. ગાંધીજીને ચરણે અર્પી છે.

**સદ્‌ભાગ્યે બચી!** રીઅર એડમીરલ ગ્રેસની પુત્રી અને જાણીતા ક્રિકેટર ડૉ. ગ્રેસની પૌત્રી મીસ ગ્લેડસ ગ્રેસ વિમાન ઉડ્ડયન કલા શિખે છે. માર્ચ માસમાં તેઓ એ કલાની અજમાયશ કરતાં હતાં ત્યાં બે હજાર ફીટ ઉંચેથી વિમાન તૂટી પડયું હતું. મીસ ગ્રેસ સદ્‌ભાગ્યે બચી ગયાં છે.

**સ્ત્રીમોટરીસ્ટ:** ગયે વર્ષે ફ્રાન્સમાં ૩૪૩૦૫ સ્ત્રીઓને મોટર હાંકવાના પરવાના અપાયા હતા.

**રાજકારણ અને સૌન્દર્ય:** આમની સભામાં અત્યારે ૧૫ સ્ત્રીઓ છે. ભુખરા વાળ અને મુખ ઉપર સખ્તાઇની કરચલીઓ એ ચાલુ જમાનાની રાજકારણમાં પડેલી સ્ત્રીઓનાં લક્ષણ ગણાતાં. પણ હવે નવા નવા હક્કો, મેળવવા માટે યુવાન સ્ત્રીઓ આ ક્ષેત્રમાં પડતી જાય છે અને તેઓ પોતાનું યૌવન જાળવી રાખે છે. અત્યારે સૌથી વધુ યુવાન સ્ત્રી સભ્ય ૨૪ વર્ષની છે અને તે સુંદરી છે.

**આરોપીના ઉપવાસ:** પેરીસમાં ઠગાઇને લગતા એક મુકર્દમામાં મેડમ હેનાઉ નામની સ્ત્રી આરોપી છે. તેણે ઉપવાસ કરવા માંડયાથી દરેક રીતે તે છોડાવવાનો પ્રયત્ન થયો છે. ત્રણ નોકરોને તેની પાસે બેસાડી તરેહતરેહના ભોજનો જમાડવામાં આવતાં અને તેમને જમતા જોઇ તેને જમવાનું મન થાય એવી આશા રાખવામાં આવી હતી.

**સંતાન કે જંજાળ?** ન્યુ જર્સીમાં આવેલાં એટલાંટીક શહેરમાં ફ્રેડ પારસીઓ એક વિધવા જોડે પરણ્યો. ફ્રેડને ૧૧ છોકરાં હતાં અને વિધવા પત્ની વહુ બાળકો લાવી એટલે કુલ ૨૪ છોકરાં થયાં. આ ૨૪ બાળકો પરસ્પર લડવાડ કરવા મંડયાં તે વાત એટલે સુધી વધી કે સૌને જુદે જુદે સ્થાને જમવા બેસાડવા પડતા. આ બાળકોની વય ૪ વર્ષથી ૨૨ વર્ષ સુધીની હતી. છેવટે કંટાળી વિધવા પોતાનાં બાળકોને લઈ ચાલી ગઇ અને પતિ ઉપર ભરણુપોષણની ફરિયાદ માંડી. ફ્રેડ દર અઠવાડીએ પૌં. ૩ અને ૧૫ શી. કમાય છે. એટલે કોર્ટે એક પોંડ દર અઠવાડિયે ભરણ પોષણ માટે આપવા હુકમ કર્યો છે.



# મુંબાઈનાં પરાંઓની સ્ત્રીશક્તિ

લેખકઃ રા. નર્મદાશંકર વ. દ્વિવેદી

૧૯૨૦–૨૧ની લડત અને ૧૯૩૦ની લડત બે પ્રકારે ભિન્ન છે. એક એ કે ૧૯૨૦–૨૧ માં પ્રજાનો અમુકજ ભાગ તેમાં જોડાયો હતો. ૧૯૩૦ માં પ્રજાનો મોટો ભાગ તેમાં સામેલ થયો છે. બીજું એ કે ૧૯૨૦–૨૧ માં બહેનોનો હિસ્સો બહુ ન કહેવાય, ઉત્સાહ પણ ઓછો ગણાય, ત્યારે ૧૯૩૦ માં બહેનોનો હિસ્સો લગભગ પુરૂષોના જેટલોજ કહી શકાય, અને ઉત્સાહ માટે તો પૂછવુંજ શું?

આ દૃષ્ટિએ જોતાં મુંબાઈ ઉપનગર જીલ્લા સત્યાગ્રહ છાવણીમાં બહેનો કેટલો ભાગ લીએ છે અને આ સત્યાગ્રહની પ્રવૃત્તિને લીધે ઉપનગર જીલ્લાની બહેનોમાં કેટલી જાગૃતિ આવી છે તેનો આછો ખ્યાલ 'ગુણસુંદરી'નાં વાંચકો સમક્ષ મૂકવો ઉચિત ધારું છું.

મ. ગાંધીજીએ બહેનોને સ્વયંસેવિકા થવાની ના પાડવાથી ઘણાં બહેનો સત્યાગ્રહમાં જોડાતાં અટકી ગયાં છે, છતાં વીલેપારલેની છાવણીમાં ૬ સ્વયંસેવિકાઓમાંથી ૨ દક્ષિણી અને ૪ ગુજરાતી બહેનો છે. આ બહેનોમાંથી ૧ બહેન સત્યભામા માલવણ જઈ કામ કરી રહ્યાં છે.

આ ૬ બહેનો છાવણીમાંજ રહે છે. અને મુખ્યત્વે રસોડાનું અને માંદાની માવજતનું કાર્ય કરે છે. ઉપરાંત તેઓ ગેરકાયદેસર મીઠું વેચવા બહાર નીકળે છે. આ ટુકડીમાં અમદાવાદનાં શારદા મંદિરવાળાં કમળાબેન અને શ્રી. કિશોરલાલ ભાઈનાં ધર્મપત્ની ગોમતીબેન મુખ્ય છે. વીલેપારલેની બહેનો પણ આ કાર્યમાં રસપૂર્વક ભાગ લીએ છે.

દક્ષિણી તેમજ ગુજરાતી બહેનો અવારનવાર ઘડા ભરી સમુદ્રનું પાણી છાવણીની ક્યારીઓમાં નાંખી જાય છે અને એ રીતે સ્વયંસેવકોની પાણી લાવવાની મહેનત બચાવે છે. વીલેપારલેની કેટલીક સેવાભાવી બહેનો રસોઈના કામમાં પણ મદદ કરી જાય છે.

તા. ૧૩મી થી ૨૦મી સુધીમાં વીલેપારલેમાં બે સ્ત્રીઓની સભા થઈ હતી. એક તિલક મંદિરમાં દક્ષિણી બહેનોની અને બીજી ઉપનગર જીલ્લાની સ્ત્રીઓની પરિષદ છાવણીમાં. આ બન્ને પ્રસંગે શંકરરાવ દેવ અને સ્વામી આનંદે બહેનોને વિદેશી કાપડના બહિષ્કારમાં અને મદ્યનિષેધની પ્રવૃત્તિમાં જોડાવા આગ્રહ કર્યો હતો. સાન્તાક્રુઝવાળાં ગંગાબહેન પટેલ જેમનો આ કાર્યમાં ઉત્સાહ માતો નથી તેમણે આ પ્રસંગે કહેલું કે: "આજની દારૂનિષેધની લડત મુખ્યત્વે રાજદ્વારી છે અને ગૌણ રૂપે સામાજિક છે; કારણ કે તેનો મુખ્ય આશય દારૂમાંથી થતી સરકારને ૬૦ કરોડની આવક અટકાવવાનો છે. દારની બદી અટકાવવા માટે બહેનોએ ઓછામાં ઓછા

ત્રણ કલાક તો આપવા જોઇએ." સ્વામી આનંદના ભાષણનો ધ્વનિ પણ એવોજ હતો કે મદ્યનિષેધની ચળવળમાં પુરૂષો અત્યાર સુધી નિષ્ફળ ગયાં છે. માટે બહેનોએ એ કામ ઉપાડી લેવું. આ પ્રસંગે ૫૦૦થી વધુ બહેનોએ હાજરી આપી હતી તેજ તેમનો ઉત્સાહ બતાવી આપે છે.

આ પ્રકારનો બહેનોનો ઉત્સાહ માત્ર વીલેપારલેમાં છે એવું કાંઇ નથી. સાન્તાક્રુઝ અંધેરી, મલાડ, બોરીવલી, ઘાટકોપર આદિ તમામ પરાંઓ અને આજુબાજુનાં ગામોમાં એક સરખો ઉત્સાહ જોવામાં આવે છે અને ભાઇઓ જેટલા જ ઉમંગથી બહેનો પણ તેમાં ભાગ લેતાં થયાં છે એ આનંદની વાત છે.

મલાડમાં કમળાબેન અને તારાબેન એરૂંઝા આ કાર્યમાં આગળ પડતો ભાગ લઈ રહ્યાં છે. તેમણે બન્નેએ મળી કુલ્લે સવાત્રણ મણ મીઠું છાવણીને ભેટ ધર્યું છે.

વેસાવામાં તા. ૨૦મીએ કાયદા ભંગ માટે સરઘસ નીકળેલું તેમાં બહેનો પણ સામીલ હતી. એજ તારીખે એટલે ૨૦ મી તારીખે ખાર અને સાન્તાક્રુઝથી બહેનો અને ભાઇઓનું સરઘસ સવારમાં સમુદ્રનું પાણી લઇ રાષ્ટ્રગીતો ગાતું સત્યાગ્રહ છાવણીમાં આવ્યું હતું.

છાવણીમાં દરરોજ સવારના પાંચ વાગે પ્રાર્થના થાય છે તેમાં છાવણીની બહેનો ઉપરાંત બીજી કેટલીક બહેનો ભાગ લેવા આવે છે. સાંજની પ્રાર્થના જે આઠ વાગે થાય છે તેમાં બહેનો મોટી સંખ્યામાં ભાગ લેવા આવે છે. વીલેપારલે ઉપરાંત અન્ય પરાંઓમાંથી પણ બહેનો આવે છે. પ્રાર્થના વખતે લગભગ ૧૦૦ બહેનો હાજર રહેતી હશે.

વીલેપારલેના મહિલા મંડળ તરફથી રાષ્ટ્રીય સપ્તાહ પહેલાં કેટલુંક વિદેશી કાપડ ઉઘરાવવામાં આવ્યું હતું, જેની જાહેર સભા સમક્ષ છાવણીમાં તા. ૬ ઠ્ઠીએ હોળી કરવામાં આવી હતી.

મહિલા મંડળ તરફથી સ્વદેશી કાપડ વાપરવાની પ્રતિજ્ઞાનાં પત્રો ઉપર કુલે ૨૫૦ બહેનોની સહીઓ લેવાઇ છે અને શ્રી. હસમુખગૌરી મુનશીએ પણ આશરે ૫૦ બહેનો પાસે સ્વદેશીની પ્રતિજ્ઞા લેવરાવી છે.

આ પ્રમાણે આ પ્રવૃત્તિમાં બહેનો વધુ ઉત્સાહ બતાવતી જાય છે. હવે તેઓ દારૂ નિષેધ અને વિદેશી કાપડના બહિષ્કારની પ્રવૃત્તિમાં પડે એવો સંભવ છે.

આ કાર્યમાં તેઓને સંપૂર્ણ સફળતા મળે એ આશા આપણે જરૂર રાખી શકીએ.

આખરે ગરવી ગુજરાતણો રસોડામાંથી નીકળી મયદાને જંગમાં પુરૂષોનો સહચાર કરવાની શરૂઆત કરી ચૂકી છે; એમની આ નવી પ્રવૃત્તિ એમને અને સમાજને ઉપકારક થઇ પડશે એટલું જ નહીં, પણ આ દેવી સમાન શક્તિઓની જાગૃતિ ભારતની સ્વતંત્રતા પુનઃ સ્થાપિત કરવામાં અજબ બળ પ્રેરશે.

**સવા રૂપીઆમાં "ગુણસુંદરી"**

સવા રૂપીઆમાં માસિક આપવાની યોજના હેઠળ જે ફંડ અમે ઉભું કરેલ તેમાં મળેલી રકમ પૂરી થઇ ગઇ છે અને નવા નામો માટે હવે જગ્યા રહી નથી. માટે કૃપા કરી કોઇએ નવા ફોર્મ મંગાવવાની તસ્દી લેવી નહિ. અમે જાણીએ છીએ કે હજી એ માટેની માંગણી મોટી છે પણ ફંડના અભાવે તેનો સત્કાર નહિ કરી શકવા લાચાર છીએ.

પરંતુ લોહાણા બહેનો અને લોહાણા કન્યાશાળાઓ માટે હજી થોડીક જગ્યા ખાલી છે. જેમને એ યોજનાનો લાભ લેવો હોય તેઓ અરજીનું ફોર્મ અર્ધા આનાની ટીકીટ મોકલી સત્વર મંગાવી લ્યે.

લી.

વ્યવસ્થાપકઃ "ગુણસુંદરી", મુંબાઇ, ૪.



# બાપુજીનાં પુણ્યદર્શને

જનારઃ રા. યજ્ઞેશ શુક્લ

ભારતના ઐતિહાસિક મુક્તિસંગ્રામની શરૂઆત તા. ૬ ઠ્ઠી એપ્રિલથી ખરેખરી શરૂ થઈ. તા. ૧૨ મી માર્ચથી એ સંગ્રામ માટે મોરચો શરૂ થયો હતો. અને એ તા. ૧૨ મી માર્ચથી તે તા. ૫ મી એપ્રિલે મહાત્મા ગાંધીજી પોતાના શૂરા ૮૧ સાથે દાંડી–પુણ્યધામ દાંડી પહોંચ્યા, ત્યાં સુધીનો સમય પ્રજાજીવનમાં જાગૃતિ અને નવચેતનાનો સંચાર કરવામાં અત્યંત સફળતા પામ્યો છે.

દાંડી, ભારતના મુક્તિસંગ્રામનું પુણ્યધામ બન્યું છે. સ્વતંત્ર ભારતનું એ અપૂર્વ યાત્રાધામ બનશે. કારણ કે એ પુનિત સ્થળે, એક પુણ્યાત્માના હસ્તે સ્વતંત્રતાનો ઝંડો રોપાયો છે. એ ઝંડો સદાકાળ માટે ઉડશે, ફરકતો રાખવાનું કામ આપણું, પ્રજાજનોનું છે.

મુક્તિસંગ્રામની કૂચ કદમ દરમ્યાન બાપુજીનાં પુણ્યદર્શન કરવા અનેક યાત્રીઓ ઉપડી ચૂકેલા. મારો જીવ પણ બાપુજીનાં પુણ્યદર્શન માટે તલપી રહ્યો હતો. પરંતુ તલપી રહેલા જીવને તા. ૧૩ મી એપ્રિલ સુધી તરફડ્યા જ કરવું પડ્યું. તા. ૧૩ મી એપ્રિલે જ એ જીવ શાન્ત થયો.

મીઠાંના કાયદાનો સવિનય ભંગ કરી, સરકારને થકવી નાંખવાના હેતુથી સંગ્રામની શરૂઆત થઇ. ભારતની, અને તેમાં ય ખાસ કરીને ગુજરાતની બ્હેનો સંગ્રામમાં ભાગ લેવા તત્પર થઈ રહી. પરંતુ મ. ગાંધીજીનું ફરમાન થયું કે બહેનો મીઠાંના કાયદાના ભંગમાં ભાગ નહિ લઇ શકે. સ્ત્રી–સન્માનની હિમાયતી અંગ્રેજ પ્રજા બહેનો ઉપર હાથ નહિ ઉગામે. ( જો કે એ માન્યતા દિલ્હીમાં બે બહેનોને પકડીને અંગ્રેજ સરકારે ખોટી પાડી છે ) એટલે બહેનો નિરાશ થઇ.

બહેનોની એ નિરાશા દૂર કરવા માટે મ. ગાંધીજી કોઇક યોજના વિચારી રહ્યા હતા. એમની એ યોજનામાં દારૂ તાડીનાં પીઠાં અને વિદેશી વસ્ત્રોની દુકાનોની ચોકીનો મુખ્ય સમાવેશ હતો. એ યોજના ગુજરાતની બહેનો સમક્ષ મૂકવા અને તેમને તેમનાં કર્તવ્યનું ભાન કરાવવાના હેતુથી તા. ૧૩ મી એ એટલે કે રાષ્ટ્રીય સપ્તાહનાં અંત દિને દાંડીમાં ગુણગરવી ગુજરાતણોની પરિષદ્ મળી. એ પરિષદમાં ' ગુણસુંદરી ' ના ઉપતંત્રી તરીકે ભાગ લેવાની મને ફરજ સમજાઇ. અને બાપુજીનાં પુણ્યદર્શન સાથે ફરજ અદા કરવાનાં ભાનથી હું તા. ૧૨મી એ મુમ્બાઇથી રવાના થયો.

હૃદયમાં અપૂર્વ ઉત્સાહ હતો. આનંદની ઉર્મિ ઉછળતી હતી. હૈયું હાથમાં રહેતું નહોતું. ' ક્યારે દાંડી પહોંચું, બાપુજીનાં દર્શન કરું ' એ વિચાર અધીરાં માનસમાં ઘોળાયા કરતો હતો. શનિની રાત્રિએ ઉંઘ પણ એ વિચારમાં ઉડી ગઈ.

રવિવારે સવારમાં નવસારી સ્ટેશને પહોંચ્યો. દાંડી નવસારીથી ૧૨–૧૩ માઇલ ઉપર આવેલું છે. શહેરી જીવનને અંગે પગને તસ્દી આપવાનું તો ભૂલી ગયેલો એટલે સ્ટેશન ઉપરજ દાંડી જતી મોટરની શોધ ચલાવી. દાંડી જઇ આવેલા મિત્રો તરફથી તો સાંભળ્યું હતું કે ત્યાં જવા માટે નવસારી સ્ટેશને અસંખ્ય મોટરો મળે છે. એટલે તરતજ મોટર મળી જશે એમ ધાર્યું હતું. પરંતુ મારી ધીરજની પણ કસોટી થવાની હતી. સ્ટેશને એકેય મોટર નહિ મળે. જરા વિચાર ઉપજ્યો ત્યાં શ્રી. કલ્યાણજીભાઇ મળ્યા. મને જોતાં તેઓ હસી પડયા. તેમની સાથેની વાતચીત ઉપરથી માલુમ પડયું કે બાપુજીનાં દર્શન માટે યાત્રીઓને દાંડી લઇ જવામાં પણ વડોદરા સરકારના મોટરવાળાઓને પુણ્ય મળી જવાનો સંભવ ખરો ! એટલે વડોદરા સરકારની મોટરવાળાઓ પાસે બ્રિટિશ હદમાં મોટર હાંકવાના બ્રિટિશ પરવાના હતા તે છીનવી લેવામાં આવ્યા ! અને યાત્રાળુઓની ધીરજને કસોટીએ ચઢાવી.

એટલે નવસારીથી દાંડી જવા માટે માત્ર ત્રણજ મોટરો હતી. તેમાં ગુજરાતણોની પરિષદ્ હોઇ અનેક બહેનો બહારગામની આવી હતી. એ બહેનોને ગમે તે ભોગે પહેલી વ્યવસ્થા કરી આપવી જોઇએ ને ? બે કલાક સુધી રાહ જોતાં પણ નવસારીથી દાંડી જવા માટે મોટર નજ મળી. આખરે વલસાડથી મારા કેટલાક મિત્રો મોટર દ્વારા સડકને રસ્તે જ દાંડી ઉપડયા હતા. નવસારીમાં તેમની મોટર મને હાથ લાગી ગઇ અને વાહનોની વિડંબણામાં મારી ધીરજને કસોટીએ ચઢાવ્યા બાદ હું બેઠો.

રસ્તે બધે કોઈ મહાયાત્રાએ નીકળ્યા હોય તેમ સ્ત્રી પુરૂષ અને બાલકોનાં ટોળાં દાંડી પ્રતિ જઇ રહ્યાં હતાં. આમાં વયનો કાંઇ ભેદ ન હતો. એ બધાંને પગપાળાં જતાં જોઇ બે ત્રણ માઇલ પગે ચાલતાં થાકી જતાં શહેરી સ્ત્રી પુરૂષોની મને દયા ઉપજી ! પોતાને માટે પણ મને દયા ઉપજી ! ખરેખર ! આટલા પૂરતા પણ આપણે સ્વાશ્રયી નથી થઇ શકયા એ શું દયા ઉપજાવે એવું નથી ? ' વંદે માતરમ્ ' ના પોકારો તો રસ્તે બધે સહજ હતા.

આટ ગામનાં પાદરે એક કોળી કુટુંબનું ઘર હતું. ત્યાં થોડો આરામ લેવા અમે બેઠા. એટલા થોડા સમય માટે પણ એ કોળી કુટુંબે અમારો સત્કાર કરવામાં કાંઇ બાકી ન રાખી. આતિથ્ય સત્કારનું ખરું દર્શન તો આવાં ગામડાંઓમાં જ થાય એવું મને ભાન થયું.

અને પછી અઢી ત્રણ માઇલની ખાંજણમાત્ર રેતાળ જમીન–પસાર કરી. એ દરમ્યાન સખ્ત લૂ વરસી રહી હતી. પવન પણ ઉના ઉના વાતા હતા અને દાઝે એવું ભાન થતું હતું. છતાં ' બાપુજીનાં દર્શન ' નો ઉત્સાહ એ બધુંએ ભૂલાવી દેવા માટે બસ હતો. એ પવિત્ર પળની રાહ જોવામાં ગમે તેવાં કષ્ટો સહન કરવાનું અગમ્ય બળ મળી રહેતું અનુભવ્યું.

દાંડી પહોંચ્યા અને મોટરમાંથી ઉતરતાં જ જાણે કોઇ પવિત્ર ધામે આવી પહોંચ્યા હોય એમ લાગ્યું. ત્યાંના વાતાવરણમાં પવિત્રતા રમી રહી હતી. દાંડી જેવું નાનું ગામ અને તેયે દરિયા કિનારે કોઇપણ જાતની આવક વિનાનું ગામ મહાત્માજીનાં પુનિત પગલાંથી મહાયાત્રાનું ધામ બન્યું હતું. સત્યાગ્રહી સૈનિકોની છાવણીએ ત્યાંની પવિત્રતામાં અપૂર્વ રમણીયતા રેડી હતી. અને એવા ધામનું સમગ્ર વાતાવરણ પવિત્ર અને રમણીય હોય એમાં આશ્ચર્ય શું !

સત્યાગ્રહી સૈન્યની છાવણી અને બાપુજી-

નો મુકામ એ બે વચ્ચે પાંચેક મીનીટના માર્ગનું અંતર હતું. બન્ને સ્થળોએ ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરફરતો હતો અને દાંડીમાં સ્વતંત્ર ભારતનાં દર્શન કરાવતો હતો.

પહેલાં છાવણીમાં ગયો. નાના નાના તંબુઓ ઠોકી દેવામાં આવ્યા હતા. અને એમાં સૈનિકો કાંતવામાં, વાંચવામાં કે કોઇ બીજા કામમાં રોકાયલા માલમ પડયા. તેમના મુખ ઉપર એક પ્રકારનું શાન્ત તેજ ચમકતું હતું. તા. દશીથી રોજ સરકારના મીઠાંના કાયદાનો ભંગ કર્યા છતાં એક પોલીસ સરખો પણ છાવણીમાં કે તેની આસપાસમાં ફરકયો ન હતો. અને તેથી બધા સત્યાગ્રહીઓના મુખ ઉપર પકડાઇ જવાની અધીરતા જણાતી હતી. મ. ગાંધીજી અને તેમના અનુયાયીઓએ સરકાર સાથે અસહકાર જાહેર કર્યો એટલે સરકારી અમલદારોએ મ. ગાંધીજી અને તેમના સૈનિકો જોડે, અસહકાર આદર્યો હોય, આદરવાની ફરજ પડી હોય તો કોણ જાણે!

સવિનય કાયદા ભંગ થાય છે તે સ્થળ જોયું. મ. ગાંધીજીએ મીઠું ઉપાડયું તે સ્થળ જોયું અને પછી બાપુજીનાં મુકામે–મી. વાસીના બંગલે પહોંચ્યો. બપોરનો સમય હતો એટલે બાપુજી આરામ લેતા હતા. બંગલે પહોંચતાં જ મીરાંબ્હેન મળ્યા. નમસ્કાર કર્યા તેનો ઉત્તર તેમણે હસતાં હસતા નમસ્કારમાં વાળ્યો. થોડીક વાત તેમની સાથે કરી અને બંગલે પહોંચ્યો.

બાપુજી આરામ લેતા હતા એટલે તેમના દર્શન તુરત થાય એમ ન હતું. એટલે ત્યાંજ થોડો વખત બે ત્રણ ઓળખીતા સૈનિકો જોડે વાતચીતમાં ગાળ્યો.

આરામ લઇ બાપુજી ઉઠયા. એટલે મેં ચીઠ્ઠી મોકલી. અને બોલાવવા તેમણે જણાવ્યું. એટલે હું રાહ જોતો બેઠો. ભવિષ્યની કાંઇ મંત્રણા માટે વિશાળ સભા મળી હતી. એમાંથી પરવાર્યા બાદ સ્ત્રીઓને પરિષદમાં જવા માટે સભા મંડળમાં જવા બાપુજી નીકળ્યા. અને હું તેમની સાથે થયો. રસ્તે ચાલતાં કરવા જેટલી વાતચીત કરી લીધી. નવસારીથી મોટરની અત્યંત અગવડ છતાં હજાર ઉપર બહેનો હાજર રહી હતી તે જોઇ બાપુજી ખૂબ આનંદ પામ્યા. અને પુરુષોની હાજરી પણ પાંચ છ હજાર જેટલી ખરી. આટલી અગવડ વેઠી આટલા લોકો ત્યાં સુધી આવે એટલું તેમને પ્રજાના ઉત્સાહની યાદી આપવા માટે બસ હતું.

ચાલતાં ચાલતાં જ તેમણે 'સ્ત્રીઓની પરિષદમાં કોઈ પણ ભાઇએ આવવું નહિ' એવી આજ્ઞા કરી. એટલે મેં હસીને પૂછયું: "બાપુજી, મારે આવવું કે નહિ ?"

બાપુજીએ હાસ્યભર્યો ઉત્તર વાળ્યો: "'ગુણસુંદરી'ના ઉપતંત્રીએ તો આવવું જ જોઇએ ને ?"

અને અમે પરિષદમાં પહોંચ્યા. આખા ગુજરાતમાંથી બહેનો પરિષદમાં હાજરી આપવા ઉતરી આવી હતી. અમદાવાદનાં બહેનો આવી શકયાં નહોતાં એટલે તેમને માટે બીજી પરિષદ રાખી હતી. મુંબાઇથી શ્રી. ગંગાબ્હેન પટેલ, શ્રી. કિશોરલાલ મશરૂવાળાનાં પત્ની શ્રીમતી ગોમતીબ્હેન, ભગિનિ સમાજનાં મંત્રી શ્રીમતી સુરજબ્હેન, શ્રી. જમનાલાલ બજાજનાં પત્ની શ્રીમતી જાનકીબાઈ ખાસ પરિષદ માટે આવ્યાં હતાં. સુરત, બારડોલી, અને ગુજરાતનાં બીજાં ગામોની બહેનોમાં અપૂર્વ ઉત્સાહ માલમ પડતો હતો. એ પરિષદમાં તથા તે પછી વિજલપોરમાં મળેલી પરિષદનાં કામકાજનો ખ્યાલ 'નવજીવન'માંના બાપુજીના લેખથી (જે અન્યત્ર આપેલ છે) આવશે. એટલે તે સંબંધમાં વિશેષ ન લખતાં બાપુજીએ પરિષદમાં કરેલાં ઉદ્‌બોધનમાંથી કેટલાક મહત્ત્વના ફકરા નીચે ટાંકીશ:—

“ ××× ઘણાં વર્ષો થયાં મારું સ્વપ્નું છે કે બહેનોએ પુરુષોના જેટલાજ હક્કો ભોગવવા જોઇએ. પુરુષોના જેટલીજ તેની હિંમત છે, એ બધા આપણે જાણતા થઇએ. જ્યારથી હું હિંદુસ્તાનમાં આવ્યો છું ત્યારથી બહેનો સાથે પણ મને પુરુષોના જેટલોજ પરિચય થયો છે. લાખો બહેનોના પરિચયમાં હું આવી ગયો છું. તે ઉપરથી હું જાણવા પામ્યો છું કે બહેનોની ઉન્નતિ કરવી હોય તો અક્ષરજ્ઞાન માટે રોકાવું ન જોઇએ. અક્ષરજ્ઞાનવાળીજ સ્ત્રી વધુ શક્તિવાન છે એમ જાણતાં હું પોતે ચીઢાઇ જાઉં છું. કસ્તુરબા અક્ષરહીન છે પણ તેમની પાસેથી હું શીખ્યો કે સ્ત્રીને પણ માતા કહી શકાય, બહેન કહી શકાય. સ્ત્રીજાતિની સેવા કરવી હોય તો મારે પતિ મટી, બાપ, ભાઇ કે દિકરો થવું જોઇએ એટલે કે સ્ત્રીને માતા, પુત્રી કે બહેન બનાવવી જોઇએ. × ×

એવાં બે કામ છે જે તમે નહિ કરો તો કદિ નથી થવાનાં, એવો મારો નિશ્ચય છે. ૧૯૨૧માં હારને જે વાત મેં મૂકી દીધેલી તે જો બહેનો પાસે કરાવી હોત તો સ્વરાજ મળી ગયું હોત પણ તે વખતે મને સૂઝયું નહિ.

બહેનોની શક્તિ વિષે પહેલાં મને અવિશ્વાસ હતો. એ કામ તે દારૂનાં પીઠાં બંધ કરાવવાનું અને વિદેશી વસ્ત્રોના બહિષ્કારનું.

જગતનો ઇતિહાસ સ્ત્રીઓએ માર ખાધાનું શિખવે છે; મારવાનું નહિ. સ્ત્રીઓ હાથમાં છરી લઇ શકે, રીવોલ્વર ફોડી શકે એ બહાદુર કહેવાય અને સભ્ય કહેવાય એમ મને ગમતું નથી. હિંદુસ્તાની બહેનોને એ નથી આવડતું. અત્યારનું યુદ્ધ શાન્તિનું છે એમાં

## વસંત વ્યાખ્યાનમાળા

—❀—

### વ્યાખ્યાન બીજું

—❀—

### બાલક્રીડાંગણો

'દક્ષિણામૂર્તિ ભવન' હસ્તક ચાલતી આ વ્યાખ્યાનમાળાને અંગે બીજું વ્યાખ્યાન તા. ૯ માર્ચ રવિવારે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છના જૂદા જૂદા ગામોમાં થયું હતું. કુલ ૨૨ ગામોમાં કુલ ૨૫ વ્યાખ્યાનો થયાં હતાં. ગુજરાતના સુરત, વલસાડ, ભરૂચ, વડોદરા વગેરે મોટાં સ્થળોએ તેમજ કાઠિયાવાડના ભાવનગર, પોરબંદર, ચોરવાડ, વઢવાણ, ગોંડળ, લીંબડી, બોટાદ, વળા, લાઠી વગેરે મોટાં સ્થળોએ તેમજ ગામડાઓમાં વ્યાખ્યાનો ગોઠવ્યાં હતાં. આ વ્યાખ્યાનની વિશેષતા એ હતી કે એકજ દિવસે એકજ વિષય પર વ્યાખ્યાનો થવાથી તે વિષય પરત્વે લોકોના વિચારનું વાતાવરણ બળવાન બને છે. વ્યાખ્યાતાઓ તરીકે સ્ત્રીઓ અને પુરુષો બન્નેએ ભાગ લીધો હતો. વ્યાખ્યાનનો વિષય "બાલક્રીડાંગણ"નો હતો. એની ટુંક મતલબ એ હતી કે બાળકો શેરીમાં અને ઘરમાં હડધૂત થાય છે. તેઓને મનગમતી પ્રવૃત્તિ મળતી નથી. તેઓની બાલ્યાવસ્થાની કિંમતી જીંદગી નકામી જાય છે. માટે દરેક ગામમાં અને શહેરમાં દરેક લત્તે લત્તે બાલકોના વિકાસને માટેના સ્થાનો સ્થાપવાં જોઇએ. આ સ્થાનો એટલે બાલક્રીડાંગણો. અહીં બાળકો આવે, રમે, વાર્તાઓ સાંભળે, ગીતો ગાય, નૃત્ય કરે અને શરીર અને મનની તાજગી મેળવી ઘેર જાય. આવાં સ્થળો સ્થપાય તે માટે દરેક વ્યાખ્યાનમાં કહેવામાં આવ્યું હતું.

કેટલાંએક સ્થળના લોકોએ પોતાને ત્યાં "બાલક્રિડાંગણ" સ્થાપવાનો વિચાર દર્શાવ્યો હતો.

રખડતાં, રઝળતાં અને બાલ્યાવસ્થાને પાણીને મૂલે ફેંકી દેતાં બાળકોને તેમાંથી બચાવી લેવાનો એકજ ઉપાય છે. અને તે બાલક્રિડાંગણનો.

બહેનો શોભી શકે, પુરૂષોનાં કરતાં વધારે. જો બહેનો સમજી જાય અને બહાદુરીથી આ કામ કરે તો બહેનોએ વિદેશી કાપડનો બહિષ્કાર કરાવ્યો, અને દારૂનાં પીઠાં બંધ કરાવ્યાં એમ કહેવાશું એટલે બસ. મીઠાંનો કાયદો રદ્દ થાય અને આ બે કામ થાય તો સ્વરાજ આપણું પડ્યું છે અને લઇ લઇએ એટલીજ વાર છે."

બાપુજીએ ઉદ્‌બોધન દરમ્યાન એ કામમાં પડનારી મૂશ્કેલીઓનો ચિતાર પણ આપ્યો હતો. 'સરકાર પકડશે' એવા શબ્દો બાપુજીનાં મુખમાંથી નીકળતાં કેટલીક બહેનો નીડરતાથી બોલી ઉઠી હતી: "ભલેને પકડે, કેટલાંકને પકડશે!" ગુજરાતની ગ્રામ્ય પ્રજામાં આટલી નિડરતા આશ્ચર્યકારક છતાં આજે સહજ છે.

ચોરી સંબંધમાં કાંઇ શંકા હોય તો તે દૂર કરવા માટે ગામડાંની બહેનો જરા પણ સંકોચ વિના પ્રશ્નો પૂછતી અને એનો ઉત્તર પણ બાપુજી સંતોષકારક આપતા. ત્યારે ગુજરાતની સ્ત્રી શકિત કેટલી જાગૃત થઇ છે તેનું મને ભાન થયું. ગુજરાત, એક વખત નમાલું ગણાતું ગુજરાત, આજે વીર-વીરાંગનાઓથી શોભીતું બન્યું છે. 'ઢીલું પોચું ગુજરાત' ગયું અને તેની ભસ્મમાંથી 'વીર ગુજરાત' જન્મ પામ્યું. એ બધો પ્રતાપ સાબરમતીના સંત મહાત્મા ગાંધીજી અને ગુજરાતના સરદાર વલ્લભભાઇ પટેલનો.

પરિષદ્‌ના કામકાજમાં ભાગ લેનારાં બ્હેનોમાં બે નામોનો ઉલ્લેખ ખાસ આવશ્યક છે. એક શ્રીમતી મીઠુબહેન. કરોડપતિ પારસી કુટુંબના આ બહેન ફકીરી લઇ ગુજરાતની અમૂલ્ય સેવા બજાવી રહ્યાં છે. અને ભારતની ગુલામી ટકાવી રાખવામાં પારસીઓ જે ફાળો આપી રહ્યા છે તેનું જાણે તેઓ પ્રાયશ્ચિત કરતાં હોય તેમ ગુજરાતને તેમણે પોતાનું જીવન સમર્પ્યું છે. બીજાં સરદાર વલ્લભભાઈનાં પુત્રી કુમારી મણિબ્હેન પટેલ. એમણે પણ પોતાના પિતાને પગલે ચાલી ગુજરાતની સેવામાં દેહ અર્પણ કર્યો છે. આ ઉપરાંત પણ ઘણાં બહેનો આમાં સક્રિય ફાળો આપી ગુણગરવી ગુજરાતણોનાં નામને શોભાવી રહ્યાં છે.

## ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

### સ્વદેશીના પ્રચાર માટે ઠરાવ.

મજકુર મંડળની મેનેજીંગ કમિટિની એક સભા ગઇ તા. ૨૩મી એપ્રિલ ૧૯૩૦ ને બુધવારે સાંજે સ્ટે. ટા. સાડાચાર વાગે મંડળના હોલમાં મળી હતી. સભાનું પ્રમુખસ્થાન લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસે લીધું હતું. કમિટિએ સ્વદેશીનો પ્રચાર કરવાને નીચેનો ઠરાવ પસાર કર્યો હતો.

ઠરાવઃ—" મંડળની મેનેજીંગ કમિટિ સર્વાનુમતે ઠરાવ કરે છે કે-મુંબઇની સર્વ કોમની આગેવાન સ્ત્રીઓ તરફથે મુંબઇની પ્રજા જોગ સ્વદેશીના પ્રચાર માટે જે જાહેરમાં જે અપીલ કરવામાં આવી છે તે સારૂ મંડળની કમિટિ આ બ્હેનોને ખરા અંતઃકરણથી અભિનંદન આપે છે અને તેઓનાં કાર્યને સમ્પૂર્ણ ટેકો આપે છે. અને મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ અને સેક્રેટરીઓને પોતાના નામથી જાહેર અપીલ બહાર પાડી મંડળના તમામ સભાસદોને સ્વદેશી કાપડના પ્રચાર કાર્યમાં મદદ કરવાની વિનંતિ કરવા સત્તા આપે છે તેમજ સ્વદેશીના પ્રચાર કાર્ય માટે જે બ્હેનો પોતાનાં નામો આપશે તે બ્હેનોમાંથી એક સબ કમિટિ નીમવાની તેમજ તે કમિટિને બીજા વધારાનાં નામો ઉમેરવાની સત્તા આપે છે અને તે કમિટિને મજકુર ચળવળ સમ્પૂર્ણરીતે ફતેહમંદ નીવડે તે માટે સઘળી યોજના ઘડવાનું તથા તે કામને અંગે સર્વ વ્યવસ્થા કરવાની સત્તા આપે છે તેમજ મંડળના સભાસદો સિવાયના ગુજરાતી બ્હેનો અથવા અન્ય કોમની જે કોઇ બ્હેનો આ કાર્યમાં સહાયતા આપવા ખુશી હશે તેઓની મદદ સબ કમિટી ખુશીથી સ્વીકારશે.

એ પરિષદ્ પછી પુરૂષોની સભા મળી. તેમાં બાપુજીએ કરેલું વ્યાખ્યાન અપૂર્વ મનોમન્થન સૂચવતું હતું. બન્ને વ્યાખ્યાનોથી મારૂં હૈયું ડોલી રહ્યું, તેમ અનેકનાં હૈયાં જરૂર ડોલી રહ્યાં હતાં.

સભાનું કામ પત્યા પછી સંદેસ માટે હું બાપુજીને મળ્યો. તે વખતે તેમનાં ખરેખરાં દર્શન થયાં. તેમની આગળ ક્રોધનું પણ હૈયું નમી જાય. 'પત્થર પણ પીગળે' એમ કહીએ તો ખોટું નથી. તેમના ચરણારવિંદમાં મારૂં હૈયું નમી રહ્યું. એ પળ અપૂર્વ હતી. મારાં આખાયે જીવનમાં એ ધન્ય પળ હતી એમ કહું તોય ચાલે.

બાપુજીએ સંદેશ આપ્યો. અને હું મીઠુબ્હેનને મળ્યો. તેમની પાસે પણ સંદેશ લીધો. એ બન્ને સંદેશા આ અંકમાં સામેલ છે. શ્રી. મીઠુબ્હેન સાત વાગ્યે ત્રીસેક બ્હેનોને લઇ વાહનનાં સાધનને અભાવે નવસારી સુધી ચાલતાં ઉપડી ગયાં હતાં. એ બ્હેનો–પગપાળાં ચાલતી બ્હેનો ગુજરાતની સ્ત્રીશકિતઓ શમી શોભતી હતી.

દાંડી છોડતાં તો ઘણું જ દુઃખ થયું. એમ પણ થયું કે હવે અહીં જ થોભી જાઉં. પણ પરિસ્થિતિ અને સંજોગોની લાચારીને લીધે દુઃખિત હૃદયે દાંડી છોડયું. એ પવિત્ર ભૂમિને વંદન કર્યાં. ત્યાં વસતા પવિત્ર આત્માને વંદન કર્યાં. ભારતની મુકિત માટે ઝઝુમી રહેલા વીરોને વંદન કર્યાં.

આવતી વખતે દશ બારેકની ટુકડી આટ સુધીનો પગપાળો જ આવી પહોંચી. ચંદ્રિકા નીતરતી હતી એટલે ખુલ્લી રેતાળ જમીનમાં ચાલવાની ઓર લહેજત આવતી હતી. આટ પહોંચ્યા. ત્યાં ખબર પડી કે, આટના એકેએક ઘરમાં મણ–દોઢમણ મીઠું એમ વર્ષ ભર ચાલે એટલું ગેરકાયદેસર મીઠું છે. પરંતુ ત્યાં કાયદો કેવો ? નવસારીથી દાંડી સુધીના માર્ગમાં અંગ્રેજ સરકારનું રાજ્ય જ દેખાતું નહોતું તો પછી તેનો કાયદો ત્યાં કયાંથી હોય ? બ્રિટિશ સરકારનું શાસન ત્યાં છે એવું સિદ્ધ કરતી એકેય વસ્તુ મારી આ યાત્રા દરમ્યાન જણાઇ નથી.

આટથી ગાડા ભાડે કરી નવસારી આવ્યા અને ત્યાંથી આ મહાયાત્રાનાં પવિત્ર સ્મરણો હૃદયપટમાં અંકિત કરી ભારતની મુકિતની ઝંખના કરતો હું મારે પંથે વળ્યો. જય ભગવતિ સ્વતંત્રતે !

---

# મુક્તિ સંગ્રામમાં ભારતીય મહિલાઓ

ભારતની રગેરગમાં, ભારતના એકે એક સપૂતમાં આઝાદીની તમન્ના પ્રકટી છે. દોઢસો વર્ષોની ગુલામીથી કંગાળ બની ગયેલું ભારત જગતના મહાપુરૂષ વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીની હાકલે જાગૃત બન્યું છે. અને એ ગુલામીની બેડીઓ ફગાવી દેવા સજ્જ થયું છે. ભારતનું આ ધર્મ યુદ્ધ છે; છેલ્લો મુક્તિ સંગ્રામ છે. એમાં પુરૂષ શું કે સ્ત્રી શું, બાલક શું કે વૃદ્ધ શું, સૌ કોઈએ યાહોમ ઝંપલાવ્યું છે. ભારતની મહિલાઓ આ મુક્તિ સંગ્રામમાં કેવો ફાળો આપી રહી છે તેનું આપણે અત્રે વિહંગાવલોકન કરીશું.



માતુશ્રી કસ્તુરબા

મહાત્માજીએ પોતાનાં સૈનિકોમાં બહેનોને દાખલ થવા ના પાડી, પરંતુ અન્યત્ર તો બહેનોનાં નામ, સ્વયંસેવિકાઓ તરીકે નોંધાયાજ હતાં. મુંબાઈમાં આવાં નામો નોંધાયાં હતાં, તે અમે ગયા અંકમાં આપી ગયા છે. ત્યાર પછી પણ અનેક બહેનોએ પોતાનાં નામો નોંધાવ્યાં છે. તેમાંના કેટલાંક આ રહ્યાં: શ્રીમતી બહેનો ચંપાવતી ચોથાણી, ડાહીબેન જેકીશનદાસ, નિર્મળા હરકિસનદાસ દલાલ, નિર્મળા બ્હેન બરડીવાળા, મજુલા મહેતા, રમાગૌરી ભટ્ટ, જડાવબેન ચીમનલાલ વિણ, સાવિત્રીબાઇ બેરકર, જયદેવી દવે, સુભદ્રા દવે, ઉષાકુમારી છગનલાલ હુકમચંદ, વત્સલા મહાદેવ સામંત, રમતીબાઇ, ગુલાબદેવી, સુશીલાગૌરી છાપખાનાંવાળા, મથુરાબાઇ, વગેરે.

મુંબાઇમાં સવિનય કાનૂન ભંગ માટે તા. ૭ મી એપ્રિલ રાખવામાં આવેલી હતી. અને સવિનય કાનુનભંગ માટે વરલી જનારી પહેલીજ ટુકડીમાં મુંબાઇનાં બે આગેવાન મહિલા રત્નો શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય અને શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે સામેલ હતાં. સવિનય કાનુનભંગના દિન પહેલાં એટલે કે તા. ૬ ઠ્ઠી એપ્રિલ સુધીમાં શ્રી રાષ્ટ્રીય સ્ત્રી સભા તેમજ બીજી એક બે સ્ત્રી સંસ્થાઓ તરફથી સભાઓ દ્વારા, કાકા કલેલકર, પંડિત સુંદરલાલજી, તેમજ શ્રીમતી કમલા-

દેવી, શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે, શ્રીમતી રતનબેન, ડાહીબેન, વગેરે બહેનોએ મુંબાઇની મહિલાઓ ભારતના આઝાદી જંગમાં શો ફાળો આપી શકે તે સમજાવતાં હતાં અને તેને અંગે મુંબાઇની મહિલાઓમાં ઘણી જાગૃતિ આવી હતી. સવિનય કાનૂનભંગના દિવસ પહેલાં મળેલી સામુદાયિક સભાઓમાં પણ સંખ્યાબંધ બહેનો હાજર રહેતી હતી. અને બહેનો પણ આ સંગ્રામમાં સામેલ છે એમ બતાવતી હતી.

.. તા. ૭ મીથી મુંબાઇમાં ખરેખરી લડત શરૂ થઇ. અનેક બહેનોના આશીર્વાદ મેળવી મુંબાઇના સત્યાગ્રહીઓની પહેલી ટુકડી વીર નરીમાનની સરદારી હેઠળ આગળ ધપી. શ્રીમતી કમળાદેવી અને શ્રીમતી અવંતિકાબાઇ મોખરે હતાં. ટુકડી કૂચ કરતી વરલી પરના લાઇટ અલી પોઇંટ પર પહોંચી અને ત્યાં અનેક પ્રેક્ષકોની જયગર્જના સાથે મીઠું પકાવી કાયદાનો ભંગ કર્યો. પોલીસ હાજર હતી. છતાં જાણે કાંઇ બન્યું જ નહિ હોય તેમ માત્ર ' આરામના અખતરા 'નું નિરીક્ષણ કરી રહી અને વિજયી સત્યાગ્રહીઓ પુનઃ મહાસભાગૃહમાં પધાર્યા. સાંજે મોટી સભામાં સત્યાગ્રહીઓને અભિનંદન અપાયાં

" બસ, મુંબાઇની લડતનો આરંભ થઇ ગયો. નિત્ય આ જ ક્રમ પ્રમાણે મીઠું પકવવાનું કામ શરૂ થયું. ચોપાટી ઉપરથી દરિયાનું પાણી ભરી લાવવું અને મહાસભા કચેરીનાં અગાસીમાંના યા નીચેના સીમેન્ટના ક્યારાઓમાં રેડી એ પાણી સૂકવી મીઠું પકવવામાં આવ્યું. અને પછી એ મીઠાનું–' સ્વરાજ સબરસ 'નું છડેચોક લીલામ અને વેચાણ થવા માંડયું. મુંબાઇના નેતાઓ પકડાવા માંડયા. તેમ તેમ પ્રજામાં ઉત્સાહ વધતો ગયો. પરિણામે મુંબાઇના કામકાજનો સર્વ ભાર શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રીમતી નાયડુ વગેરે ઉપર આવી પડયો, એમ કહીએ તો ચાલે.



સૌ. લીલાવતી મુનશી
પતિને જેલમાં મોકલનાર વીરાંગના

પછી તા. ૧૦મીએ મુંબાઇની મહાસભા કચેરી ઉપર પોલીસે દરોડો પાડયો. મહાસભા કચેરીની ઓફિસમાં જ્યારે પોલીસ ધસી. ત્યાં સામે શ્રીમતી પેરીનબ્હેન, જમનાબેન વગેરે બહેનો બુરજ બાંધી ઉભી રહેલી. પોલીસે ખસી જવા વિનંતિ કરી પરંતુ એ બહેનો વિરાંગના હતી: શક્તિસ્વરૂપા હતી. મચકે ખસી જાય એવી ન હતી. દશબાર મીનીટ સુધી એ બહેનોએ પોલીસને હંફાવ્યા. છેવટે ' સુધરેલી સરકાર ' ( ! ) ની પોલીસ બહેનોને ધક્કા મારી સ્ત્રીસન્માનની ભાવના પ્રકટ કરી મહાસભા કચેરીમાં જઇ શકી. તે બાદ નીચે મીઠાંના ક્યારા તોડવા માટે પોલીસ મજબૂર થઇ. ત્યારે પણ ૧૦૦ સ્વયંસેવકો

સાથે મુંબાઇની બહેનોએ પોલીસને પોતાની ફરજ બજાવતાં ત્રાસત્રાસ પોકારાવ્યો હતો. શ્રીમતી કમલાદેવી તેમજ બીજી બહેનોને સહજ સહજ ઇજા પણ થઇ હતી. પરંતુ ભારતની મુક્તિ માટે માથું હાથમાં લઇ ફરનારી એ વીરાંગનાઓને એના શા હિસાબ! તે દિવસે મુંબાઇ પ્રાંતિક મ. સમિતિના મંત્રી શ્રી. આબીદઅલી, ઉપરાંત યુવક નેતા મી. મહેરઅલી અને ભાઇ માદીક પકડાયા. એટલે પતિની ખાલી પડેલી જગા પૂરવા માટે મીસીસ આબીદઅલીએ રણાંગણમાં ઝંપલાવ્યું. ભાઇ સાદિકનાં વયોવૃદ્ધ માતુશ્રી પણ સાદિકને વિદાય આપતાં પોતાને 'મો સાદિક હોત' એવી અભિલાષા વ્યક્ત કરી.



સૌ. ગુણવંતબ્હેન ધીયા
પતિને જેલમાં મોકલનાર વીરાંગના

પોલીસના ઝુલ્મનો આ વર્તાવ મુંબાઇની મહિલાઓમાં અજબ ચેતન લાવવા માટે બસ હતો. હાકલ પડી અને પછી તો મુંબાઇના એકેએક લત્તાની સંખ્યાબંધ બહેનોએ હાથમાં લોટા લઇ દરિયાનું પાણી લઇ આવી મીઠું પકવવા માંડયું. મુંબાઇની સરકારને એ બહેનોએ જાણે ચોખ્ખું આહ્‌વાન કર્યું! પણ સરકાર એ જગદંબાઓને હાથ અડાડી શકતી નહતી. કદાચ તેને ભય લાગ્યો હશે કે એ જગદંબાઓ કોપશે તો તેના શાપથી આખીયે બ્રિટિશ સલ્તનત ખાખ થઇ જશે! હજીએ સંખ્યાબંધ બહેનો દરિયામાંથી પાણી લઇ આવી કોન્ગ્રેસ હાઉસના ક્યારાઓમાં રેડી આવે છે. એટલે મુંબાઇમાં સ્ત્રી શક્તિ જાગ્રત છે એ માટે બીજા કોઇ પૂરાવાની જરૂર નથી રહી.

અને ગેરકાયદેસર મીઠું તો અનેક ઘરોમાં પ્રવાઇ રહ્યું છે મુંબાઇમાં ભાગ્યેજ એવાં કોઇ ઘર હશે જેમાં ગેરકાયદેસર-સરકારની નજરે-પણ આપણી નજરે તો સ્વરાજ સબરસની પ્રસાદી ન પહોંચી હોય. શ્રીમતી કમલાદેવી, શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી

લીલાબ્હેન મુનશી, ઉપરાંત બીજી ઘણીએ બહેનો છડેચોક એ ગેરકાયદેસર મીઠાનું વેચાણ કરી રહ્યાં છે. શ્રીમતી કમળાદેવીએ તો હાઇકોર્ટમાં સુદ્ધાં એ ગેરકાયદેસર મીઠું વેચ્યું છે અને પોણોલાખ રૂપિયા એકત્ર કર્યાં છે. શ્રીમતી સરોજિની નાયડુએ પણ દશ—બાર હજાર એકત્ર કર્યા હશે.

સ્વરાજ સબરસનું વેચાણ તો ચાલીજ રહ્યું છે ત્યાં મહાત્મા ગાંધીજીએ બહેનોને મદ્યનિષેધ અને વિદેશી વસ્ત્ર બહિષ્કારનું કામ સોંપ્યું છે. મદ્યનિષેધ માટે મુંબાઈમાં દારૂનાં પીઠાંની ચોકી કરવા માટે ૨૫૦૦ સ્વયંસેવિકાઓની માગણી શ્રીમતી હંસા મહેતા, શ્રીમતી જયશ્રીબ્હેન રાયજી, લીલાવતી બેંકર, વગેરે બહેનોની સહી નીચે થઇ છે. બીજી બાજુએ મદ્યનિષેધ અને વિદેશી વસ્ત્રબહિષ્કાર બન્ને માટે પીઠાં અને વિદેશી વસ્ત્રોની દુકાનો પર ચોકી કરવાના કામસર શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી લીલાવતી મુનશી, રતનબ્હેન મહેતા વગેરેએ ' દેશસેવિકા સંઘ 'ની સ્થાપના કરી છે.

મુંબાઇમાં વિદેશી વસ્ત્રના બહિષ્કારની પ્રવૃત્તિ પણ જોશભેર ઉપડી છે. બહેનોની સભાઓ ભરાય છે તેમાં ખાદી અને સ્વદેશીને ઉત્તેજન આપવાનું બહેનોને જણાવાય છે.

મુંબાઇની પ્રવૃત્તિમાં સર્વ જાતિની બહેનો ભાગ લીએ છે અને તેમાં કોઈ ભેદભાવને જરાયે સ્થાન નથી એ જાણનાં સૌને આનંદ થશે.



સૌ. સરોજિની નાયડુ

પરાંઓમાં પણ શ્રીમતી ગંગાબ્હેન પટેલની આગેવાની હેઠળ મદ્યનિષેધ અને વિદેશી વસ્ત્રબહિષ્કારની પ્રવૃત્તિ ઉપાડી લેવામાં આવી છે. પરાંઓની મહિલાઓની પ્રવૃત્તિ સંબંધમાં જુદોજ લેખ અન્યત્ર અપાયો છે એટલે તેનો વિશેષ ઉલ્લેખ અત્રે નહિ કરીએ.

મુંબાઇની પ્રવૃત્તિ સમેટી લેતાં એટલો ઉલ્લેખ ખાસ કરવાની જરૂર છે કે શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય અને શ્રીમતી સરોજિની નાયડુ મુંબાઇને અગ્રભાગે રાખવામાં અથાગ ફાળો આપી રહ્યાં છે. શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય અને શ્રીમતી સરોજિની નાયડુ બન્ને આંતરરાષ્ટ્રીય જગતમાં વિખ્યાત છે. શ્રીમતી કમલાદેવીએ તો ભારતના આઝાદી જંગમાં ઝંપલાવવા માટે અખિલ ભારત મહિલા પરિષદનાં વ્યવસ્થાપક મંત્રીપદેથી પણ રાજીનામું આપી દીધું છે અને આજે મુંબાઇને તેમની વ્યવસ્થા શક્તિનો સાક્ષાત્કાર થયો છે. મુંબાઇની પ્રવૃત્તિનો મુખ્ય આધાર આજે એ નણંદ, ભોજાઇ ઉપર જ છે. શ્રીમતી કમલાદેવી, શ્રીમતી સરોજિની નાયડુના ભાભી થાય છે એ જાણનારાઓને ' નણંદ ભોજાઇ ' શબ્દથી આશ્ચર્ય નહિ થાય. મુંબાઇની એ બન્ને ખરેખરી સ્ત્રી શક્તિઓ છે. મુંબાઇ સરકારનો એમની સામે ડોળો તો ક્યારનો ફરકી રહ્યો છે પરંતુ સ્ત્રીસન્માનની ભાવના કરતાં આંતરરાષ્ટ્રીય સમાજમાં તિરસ્કાર પામવાના ભયે હજી સુધી એ બહેનો ઉપર હાથ અડકાડયો નથી. છતાં મુંબાઇ

સરકાર ક્યારે પોતાનું ભેજું ગુમાવે એનું કાંઇ કહેવાય નહિ.

હવે આપણે ગુજરાત–મહાગુજરાત તરફ વળીશું. દાંડીમાં તેમજ સુરત, ભરૂચ, અદલપુરે, આટ, ધોલેરા તેમજ અન્યત્ર જ્યાં જ્યાં છાવણીઓ નખાઇ ગયેલી છે ત્યાં ત્યાં અસંખ્ય બહેનોએ સવિનય કાનૂનભંગ કર્યો છે. જલાલપુર તાલુકામાં તો બહેનો વર્ષભર ચાલે એટલું મીઠું પણ ઘરમાં ભરી બેઠી છે. વળી જલાલપુર, ઓલપાડ, સુરત, અને ભીમરાડમાં માતુશ્રી કસ્તુરબા, મીસ હમીદા તૈયબજી, શ્રીમતી મીઠુબેન પીટીટ, અને મીસીસ ગુલાબબ્હેન દેસાઇની આગેવાની હેઠળ બહેનોએ દારૂ તાડીનાં પીઠાંની ચોકી શરૂ કરી દીધી છે અને તેને પરિણામે ત્યાંના પીઠાંમાં આજે ચલીયું સરખું પણ ફરકતું નથી. સુરતમાં સૌ. ગુણવંતબ્હેન ઘીયા પણ આ પ્રવૃત્તિમાં આગેવાની ભર્યો ભાગ લીએ છે. શ્રી. રોહિણી દેસાઇનું નામ પણ ઉલ્લેખવા યોગ્ય છે. એટલે સુરત જીલ્લામાં ઠામઠામે આ પ્રવૃત્તિમાં બહેનો ઝંપલાવી ચૂકી છે. ભરૂચમાં તેમજ બીજે સ્થાને પણ સ્ત્રીઓનો પૂરેપૂરો સહકાર છે અને ગુજરાતનું પાટનગર અમદાવાદ કાંઇ ઓછું શાન્ત બેસી રહે ? ત્યાં સૌ. શારદાબ્હેન મહેતા, શેઠ અંબાલાલ સારાભાઇનાં પુત્રી કુ. મૃદુલાબ્હેન, સ્વ. દાદાભાઇ નવરોજીનાં પૌત્રી શ્રી. ખોરશેદ બ્હેન, શ્રીમતી ઇન્દુમતી દિવાન, કુ. સાવિત્રી બ્હેન, લેડી તનુમતી, વગેરે એ વિદેશી વસ્ત્ર બહિષ્કારની ઝુંબેશ ઉપાડી છે. અને ભાષણો, સરઘસો દ્વારા વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર પ્રચારવા માંડયો છે. ત્યાંના મજુર સંઘ તરફથી પીઠાંની ચોકી સફળતાથી ચાલતી હોઇ એ બહેનો પીઠાંની ચોકી કરનાર નથી. છતાં સાહિત્ય તથા ભાષણો દ્વારા મદ્યનિષેધનો પ્રચાર તો તેઓ કરે જ છે. ગેરકાયદેસર મીઠું વેચવું એ તો બહેનોનું સામાન્ય કાર્ય થઇ પડયું છે.



**સૌ. હંસાબ્હેન મ્હેતા**

મુંબાઇમાં પીકેટીંગ પ્રવૃત્તિના આગેવાન

ગુજરાત વિદ્યાપીઠમાં સ્વયંસેવિકાઓ માટે તાલીમ વર્ગ પણ ખોલવામાં આવેલો છે.

કાઠિયાવાડમાં પણ અનેક બહેનો ગેર-કાયદેસર મીઠું લીએ છે. અને લડતમાં ઝંપલાવવા તૈયાર છે.

હવે આપણે દિલ્હી તરફ વળીએ. દિલ્હીમાં સવિનય કાનૂનભંગ થતાં શ્રી દેવદાસ ગાંધી અને બીજા આગેવાનો પકડાયા તેમાં સ્વામી શ્રદ્ધાનંદના પુત્રી શ્રીમતી સત્યવતીદેવી અને પંજાબના અગ્રણી મહિલા કાર્યકર્તા શ્રીમતી પાર્વતીદેવીને પણ બ્રિટિશ સરકારના સ્ત્રી સન્માનની ભાવનાને બાજુએ મૂકી પકડયાં હતાં. શ્રી. દેવદાસ અને બીજા આગેવાનોને સજા થઇ. તેમાં એ બે બહેનો પણ સજા પામ્યાં છે કે કેમ તેનો સ્પષ્ટ ઉલ્લેખ કોઇ પણ જગાએ થયેલો જણાયો નથી. ઉપરાંત મીસીસ ઇન્દ્રની આગેવાની હેઠળ બહેનોએ વિદેશી વસ્ત્રોની દુકાનો પર ચોકી કરવા માંડી છે. "બંગડી સંઘ" નામની એક સંસ્થા ત્યાંની બહેનોએ સ્થાપી છે અને એ સંઘની બહેનો ચોકી કરે છે. તેમાં અત્યાર સુધીમાં સારી સફળતા મળી છે.

લાહોરમાં યુવકોમાં માનીતા થઈ પડેલાં મીસ ઝુત્સીએ પણ સવિનય કાનૂનભંગ કર્યો છે.



સૌ. નિર્મળા કેવળરામ જોશી
પતિ સાથે યુદ્ધમાં જોડાયાં છે

બંગાળ તો વળી સવિનય કાનૂનભંગ માટે બધાં કરતાં આગળ વધી ગયું છે. ત્યાં સવિનય કાનૂનભંગ માટે બહેનોની જુદીજ સમિતિ સ્થપાઇ છે અને એ સમિતિદ્વારા સરઘસો કાઢવામાં આવે છે સભાઓ ભરવામાં આવે છે અને સવિનય કાનૂનભંગ કરવામાં આવે છે. ફોજદારી કાયદાની ૧૪૪ મી કલમ પ્રમાણે સભાબંધીનો હુકમ થયો હતો પરંતુ શ્રીમતી જ્યોતિર્મયી ગંગુલીએ એ કાયદાનો અનાદર કરી જાહેર સભામાં ભાષણ આપ્યું હતું. પોલીસે બળજબરીથી સભા વિખેરી નાંખવા પ્રયત્ન કર્યો હતો. અને તેથી કેટલાકને ઇજા પણ થઇ હતી. વિદેશી કાપડની દુકાનો પર 'ચોકી કરવાનું' કામ પણ શરૂ કર્યું છે. શ્રીમતી ઉર્મિલા દેવી, શ્રીમતી શાન્તિદેવી, મોહિની દેવી, ગિરિબાલા રોય, હેમપ્રભાદેવી, અશોકલતાદેવી વગેરે બહેનો સુંદર કામ કરી રહ્યાં છે.

કાનપુરમાં પણ શ્રીમતી જુગલદેવી, શ્રીમતી રૂપકુમારી આગા, મીસીસ સીતાદેવી શર્મા, શ્રીમતી વાસંતીદેવી, તેમજ અન્ય બહેનો સંગ્રામમાં ઝઝુમી રહી છે.

અને અલાહાબાદમાં રાષ્ટ્રપતિ જવાહરલાલ નહેરૂનાં પત્ની શ્રીમતી કમલાદેવી નહેરૂ, પંડિત જવાહરલાલનાં માતુશ્રી સરૂપરાણીદેવી, પંડિત શ્યામલાલ નહેરૂનાં પત્ની શ્રીમતી ઉમા નહેરૂ, પંડિત મોતીલાલનાં પુત્રી

શ્રીમતી કૃષ્ણા નહેરુ સાથે અનેક મહિલાઓ કાયદાભંગ કરી ચૂકી છે. વિદેશી વસ્ત્ર બહિષ્કારનું પણ પ્રચાર કાર્ય ચાલી રહ્યું છે.

મદ્રાસમાં મીસીસ ટી. પ્રકાશમની આગેવાની હેઠળ બહેનોએ કાયદાભંગ કર્યો હતો.

આ ઉપરાંત, કરાંચી, મહારાષ્ટ્ર, કર્ણાટક, મધ્યપ્રાંત વગેરે સર્વસ્થળે ભારતના મુક્તિ સંગ્રામમાં મહિલાઓ પોતાનો સંપૂર્ણ હિસ્સો આપી રહી છે. ભારતને સ્વતંત્ર બનાવવામાં ભારતના પુરુષોના જેટલો હિસ્સો સ્ત્રીઓએ પણ આપ્યો છે એટલું કહેવડાવવા પૂરતું કાર્ય ભારતની મહિલાઓ કરી રહી છે. જય ભારતની સ્ત્રીશક્તિનો !



## ગુજરાતની બહેનોને

'ગુણસુંદરી'ના ઉપતંત્રીને શ્રીમતી મીઠુ બહેન પીટીટ તા. ૧૩-૪-૩૦ ને રોજ નીચેનો સંદેશ આપ્યો હતો.

હાલનાં ધર્મયુદ્ધમાં પુરુષો જે ભોગ આપી રહ્યા છે તે જોઇ બહેનોએ બેસી રહેવાનું નથી. બહેનોને માટે બે કામ મહાત્માજીએ ઠરાવ્યાં છે. એક મદ્યનિષેધ; અને બીજું પરદેશી કાપડનો બહિષ્કાર. એને માટે હજારોની સંખ્યામાં બહેનોએ નીકળી પડી એમાં પોતાનો પૂરેપૂરો હિસ્સો આપી સરકારે જે સખ્તાઇની રાજનીતિ શરૂ કરી છે તેનો બરોબર જવાબ આપવાનો છે. માટે ગુજરાતની-હિન્દુસ્તાનની બહેનો પાસે હું પ્રાર્થના કરું છું કે વખત ગુમાવ્યા વિના જેમ બને તેમ જલદી આ કામ ઉપાડી લેવું.

તા. ૧૩-૪-૩૦

મીઠુબહેન પીટીટ

# નોંધ

**આજનો યુગધર્મ**

ભારત-સપૂત, વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજીએ તા. ૧૨મી માર્ચે સાબરમતીના તટથી પોતાની ઐતિહાસિક કુચ આરંભી અને હિંદની પ્રજાને સત્યાગ્રહના મહામંત્રની દીક્ષા દઈ, જગતભરની પ્રચંડ બ્રિટિશ રાજસત્તાને પડકાર દીધો ત્યારથી કાયદાનો સવિનય ભંગ એ આજનો યુગધર્મ બન્યો છે. ભારતવર્ષના પ્રત્યેક નરનારીનો, આબાલવૃદ્ધ સર્વનો એ યુગધર્મ બજાવવાનો ઉત્સાહ આજે હદ ઓળંગી ગયો છે. સાબરમતીના સંતની તપશ્ચર્યાએ આજે આખા ભારતવર્ષને સ્વાતંત્ર્યના સંગ્રામમાં ખડો કરી દીધો છે અને બ્રિટિશ સલ્તનતનું ઇંદ્રાસન ડોલાવી મૂક્યું છે. દેશના સર્વ પ્રાંતોમાં ઠેર ઠેર મીઠાના કાયદાનો ભંગ કરવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. એ સર્વમાં ગુજરાત સર્વની મોખરે હોય એમાં નવાઇ નથી. ગાંધીજીના એ ગુજરાતે વાણીયાવેડા છોડી દીધા છે; નફાતોટાના હિસાબ માંડવા મૂલત્વ રાખ્યા છે. આજે તો એને સ્વરાજ્ય ઘેર કરવાની તાલાવેલી લાગી છે. ધોલેરા-વિરમગામથી માંડીને મુંબાઇ સુધીનો મહાગુજરાતનો પ્રદેશ સંગ્રામની એક મહાન છાવણી બની ગયો છે. જીલ્લે જીલ્લે અને તાલુકે તાલુકે સંગ્રામના મોરચા મંડાયા છે, અને અત્યાર સુધીમાં તો મીઠાનો કાયદો આપણે નાબુદ કરી દીધો છે. સરકારના નોકરો અને થોડાક ખુશામદખોરોને બાદ કરતાં આખી પ્રજાએ એક યા બીજે પ્રકારે આ કાયદો નાબુદ કરવામાં પોતાનો ફાળો આપ્યો છે. ફક્ત જુવાનો જ નહિ પણ વૃદ્ધોએ અને બાળકોએ પણ આ લડતમાં પોતાનો હિસ્સો ઉત્સાહથી અને નિડરતાથી આપ્યો છે. જેલ જવાની બીક તો હવે ભાગ્યેજ કોઇને ડરાવી શકે છે. સરકારે આ પ્રવૃત્તિના પ્રાણરૂપ અનેક આગેવાનોને અત્યાર પહેલાં પરહેજ કરી પોતાના મ્હેમાન બનાવ્યા છે, એટલુંજ નહિ પરંતુ એ કાયદાનો ભંગ કરનાર આમવર્ગ પર અમાનુષી સીતમો ગુજારવા માટે પોતાની બનતું સર્વ કર્યું છે. નેતાઓને સજા કરવામાં એણે પોતાની ન્યાય પદ્ધતિની પોલ ઉઘાડી પાડી છે અને રાજકીય કારણોને ખાતર ન્યાયનું લીલામ કર્યું છે. એકજ પ્રકારના ગુન્હા માટે જુદે જુદે સ્થળે જુદા જુદા પ્રકારની સજાઓ એ નેતાઓને કરવામાં આવી છે. આટલું છતાં એવી ધરપકડો નામનીજ થઈ છે એમ કહીએ તો ખોટું નથી. સરકાર પાસે મોટી સંખ્યાને જેલમાં રાખવા માટે પૂરતી જગ્યા નથી એટલે તે ફક્ત ગણ્યાગાંઠયાં નેતાઓને જ પકડે છે અને જેલમાં પૂરે છે. બાકીના સત્યાગ્રહીઓને તે મારફાડ કરી સતાવે છે; નિઃશસ્ત્ર ટોળાપર લાઠીવાળા સીપાઇઓ છોડી મૂકી નિર્દોષનાં લોહી રેડવામાં બ્હાદુરી માને છે. આવા વર્તનના પરિણામ સરકાર ધારે છે તે કરતાં ઉલટાંજ આવે છે. સરકાર માનતી હશે કે એમ કરવાથી લોકો ડરી જશે અને ચળવળ દબાઇ જશે. પરંતુ એથી લોકો વધારે મક્કમ બને છે અને વધુ ને વધુ નેતાઓ બ્હાર પડતા જાય છે અને સત્યાગ્રહીઓની સંખ્યા વધતી જાય છે, ઘટતી નથી.

**બ્હેનોનો હિસ્સો**

આ લડતમાં બ્હેનોનો હિસ્સો પણ જેવો તેવો નથી. વ્યક્તિગત બ્હેનોએ આ લડતમાં કેવો અને કેટલો આત્મભોગ આપ્યો છે અને આપે છે તેની સવિસ્તર નોંધ અમે અન્યત્ર આ અંકમાં આપી છે. આખા દેશમાં અનેક માતાઓએ પોતાના બાળકોનું આ યજ્ઞમાં બલિદાન આપ્યું છે. અને, પત્નીઓએ પોતાના પતિઓને હસ્તે મુખડે જેલમાં મોકલી આપ્યા છે. એ માતાઓ અને પત્નીઓએ તેમજ અન્ય બ્હેનોએ એ ઉપરાંત પોતાનો સક્રિય અને સંગીન ફાળો આ લડતમાં આપ્યો છે. તેમની હાજરી પુરુષ સ-

સત્યાગ્રહીઓ માટે પ્રેરક બની છે. એટલું જ નહિ પણ તેમના મીઠાંજ પણ કાબુમાં રાખી શકી છે અને અહિંસાવ્રતનું તેમની પાસે સર્વાંશે પાલન કરાવ્યું છે. મુંબાઇમાં સૌ. સરોજિનિ નાયડુ અને સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય, શ્રી રતનબ્હેન મ્હેતા, સૌ. પરીનબ્હેન કેપ્ટન વગેરે સાથે ઝુઝી રહ્યાં છે. એ સર્વમાં સૌ. કમલાદેવીએ તો હદ કરી છે. આખા મુંબાઇને સત્યાગ્રહી-ગાંધી મીઠું ખાતા કરી દરેક પ્રજાજન પાસે સવિનય ભંગ કરાવ્યો છે. મુંબાઇમાં એ બ્હેનોની હરોળમાં સૌ. બ્હેન લીલાવતી મુનશી પણ પતિને હસ્તે મોટે જેલ મોકલી જોડાયાં છે ખુદ ગાંધીજીની નજદીક શ્રી. મીઠુબ્હેન, માતુશ્રી કસ્તુરબા, વગેરે પીઠાંપર પીકેટીંગનું સુંદર કાર્ય કરી રહ્યાં છે. સુરતમાં સૌ. ગુણવંત બ્હેને એમના પતિ ડૉ. ઘીયાને એવીજ મીઠી-વીરાંગનાને શોભે એવી-વિદાય દીધી છે. ખેડા અને અમદાવાદે બાકી નથી રાખી સૌ. શારદાબ્હેન, કુ. મૃદુલાબ્હેન વગેરે એ લડતના ક્ષેત્રમાં ઘુમી રહ્યાં છે. ધોલેરાના સત્યાગ્રહી સરદાર ભાઇ અમૃતલાલ શેઠને તેમના પત્ની સૌ. રૂક્ષ્મણીબ્હેને અને પુત્રી ચિ. લાભુબ્હેને વિદાય દીધી છે આમ આખા ગુજરાતમાં અને હિંદમાં મહિલાઓ પ્રાચીન ઇતિહાસની-રાજપુત જમાનાના શૌર્ય અને ગૌરવની ઝાંખી કરાવી રહી છે. તેઓ છડેચોક સવિનય ભંગ આદરે છે છતાં સરકાર તેમને પકડતી નથી. એ આગેવાન બ્હેનો ઉપરાંત મુંબાઇમાં તો પ્રત્યેક મકાનમાંથી મહિલાઓએ દરિયાનું મીઠું લાવી અને તે પકાવી તેમજ ઉપયોગમાં લઇને સવિનયભંગ કર્યો છે. સરકાર કોને અને કેટલાંને જેલમાં પૂરશે ?

**બ્હેનોનું વિશેષ કામ**

પરંતુ હજી તો લડતની શરૂઆત છે. અત્યાર સુધીમાં સ્વાતંત્ર્યની વેદી પર અનેક બત્રીસ લક્ષણાના બલિદાન ચઢી ચૂકયાં છે અને હજી ચઢશે આ લડતમાં સ્ત્રીઓએ જે ભાગ લીધો છે તેની પ્રશંસા કરતા છતાં મુખ્ય સેનાધિપતિ ગાંધીજી તેમને એ કાર્યમાંથી ખસી જવા અને તેમનું પોતાનું જે ખાસ કામ છે તે ઉપાડી લેવા આજ્ઞા આપે છે. આ ખાસ કામ શાં છે તે ગાંધીજી પોતાના એક લેખમાં સ્પષ્ટ કરે છે, જે લેખ અમે આ અંકમાં આખો છાપીએ છીએ તેમાં જણાવ્યા મુજબ જે બ્હેનોને આજને પ્રસંગે યુગધર્મ બજાવવાની તાલાવેલી લાગી હોય તેમણે મદ્યનિષેધ અને સ્વદેશી પ્રચારની પ્રવૃત્તિ ઉપાડી લેવાની છે. અલબત પોતાના પુત્રોને, પતિઓને કે પિતાને દેશની આઝાદીની આ લડતમાં જોડાવાની પ્રેરણા બ્હેનોએ જ પાવાની છે. પરંતુ તે ઉપરાંત જ્યારે પુરૂષો કાયદાનો સવિનય ભંગ કરતા હોય ત્યારે તેમણે પોતે આ બન્ને પ્રકારના કાર્યો કરવાનાં છે. ૧૯૨૧ ની લડત વખતે પીઠાં અને પરદેશી કાપડની દુકાનો પર પીકેટીંગ કરવાનું કામ પુરૂષ-સ્વયંસેવકોએ કર્યું હતું. તે વખતે એ કાર્યને જોઇએ તેટલી સફળતા મળી શકી નહિ. કારણ સ્વયંસેવકો ગમે તેટલા શાંત રહે તે છતાં સ્વાર્થીઓ અને સરકારના માણસોએ ઉશ્કેરણી કરીને હુલ્લડો અને ભાંગફોડ કરાવ્યાં. એમાં માર સ્વયંસેવકોએ સહી લીધો હશે છતાં મારફાડ ને તોફાન કરવાની જવાબદારી તેમને જ માથે આવી. એવા પુરૂષ સ્વયંસેવકોને ઠેકાણે સ્ત્રી-સ્વયંસેવિકાઓ હોત તો મારામારી કે ભાંગફોડ કરવાના આક્ષેપ તેમના સામે કદી પણ લાવી ન શકાત અને લડતને પૂરી ફતેહ મળી હોત. આ કારણે ગાંધીજીએ એ કાર્યો પાછળ પોતાના સમય અને શકિત અર્પવા અને દેશની સેવા એ રીતે કરવા બ્હેનોને આજ્ઞા દીધી છે.

**પીકેટીંગ માટે**

પીઠાંઓ અને પરદેશી કાપડની દુકાનો પર પીકેટીંગ કરવા માટે બ્હેનોની મોટી સંખ્યાની જરૂર છે. એ કાર્ય માટે મુંબાઇમાં દેશ સેવિકા સંઘની સ્થાપના કરવામાં આવી છે અને જાણીતા આગેવાન બ્હેનોએ સર્વને સ્વયંસેવિકા તરીકે જોડાવા વિનતિ કરી છે. અમને આશા છે કે મુંબાઇની મહિલાઓ એ વિનતિનો જવાબ મોટી સંખ્યામાં આપશે. જે બ્હેનો એ કાર્યમાં જોડાશે તેમણે દિવસનો અમુક ભાગ-અમુક કલાક આપવા પડશે. એટલે જે બ્હેનોએ એ માટેની અનુકુળતા હોય તેઓજ એમાં ઝંપલાવી શકશે. ઉપરાંત કેટલાક લતાઓમાં આવેલા પીઠાં પર પીકેટીંગ કરવા જતાં મવાલીઓની સતામણીના પણ ભોગ થવું પડે. અલબત્ત તેમના રક્ષણ માટે કદાચ સ્વયંસેવકોની ગોઠવણ કરવામાં આવશે,

પરંતુ તેમ ન થાય તો એ બ્હેનોએ કોઈ પણ પ્રકારની સહાયની આશા રાખ્યા વિના પોતાની ફરજ બજાવવી પડશે. આ કારણે એ કાર્યમાં અડગ હિમ્મતવાળી બ્હાદુર બ્હેનો જ જોડાય એમ અમે ઇચ્છીએ છીએ

**અન્ય પ્રકારે.**

પીકેટીંગ ઉપરાંત બીજી પણ અનેક રીતે એ બે દિશામાં કામ કરી બ્હેનો પોતાની ફરજ બજાવી શકે છે. દારૂની બદી ઓછી કરવા માટે તેઓ ખાસ કરીને મજુર અને હલકા વર્ગોની સ્ત્રીઓમાં અસરકારક પ્રચારકાર્ય કરી શકે. એ વર્ગની ઘણી સ્ત્રીઓ પણ દારૂ પીતી હોય છે. તેમને એ બદીમાંથી બચાવવાના પ્રયત્નો ઉચ્ચ વર્ગની બ્હેનોએ કરવાના છે. ઉપરાંત જેમના પતિ દારૂડીયા હોય તેવી કમનશીબ બ્હેનોને પતિની એ લત છોડાવવા તેની સાથે સત્યાગ્રહ કરવાનું એ બ્હેનોએ જ શીખવવું પડશે. સ્વદેશી કાપડના પ્રચાર માટે તો દરેક બ્હેન ધારે તો બહુ બહુ કરી શકે એમ છે. સ્વતંત્રતા મેળવવા માટે આજે હિંદની પ્રજા જે દુશ્મન સામે લડી રહી છે તેના સંબંધમાં ગાંધીજીએ એક સુંદર કલ્પના કરી છે. એ દુશ્મન ૩૦૦ માથાં ધરાવતો રાવણ રાજા છે. એ ૩૦૦ માથાં તે હિંદના જુદા જુદા સ્થળના ઉપરી ગોરા હાકેમો. એ રાવણના હાથ પગ તે હાથ નીચેના નાના અમલદારો. પરંતુ એ રાવણનું પેટ તો લેંકેશાયર છે; અર્થાત્ ઇગ્લાંડનો કાપડ સુતરનો ઉદ્યોગ છે. આપણે અંગ્રેજી કાપડ–સુતર વાપરી એ પેટમાં ખોરાક નાંખી રહ્યા છીએ અને એ રાક્ષસરાજને જીવતો રાખીએ છીએ. એ રાવણને મારવાનો ઉપાય આપણા રામે–ગાંધીજીએ બતાવ્યો છે. અને તે એ કે રેંટીઆ રૂપી ધનુષ્યમાંથી નીકળેલું ખાદી રૂપી બાણ એના પેટમાં મારવું એટલે એ રાક્ષસ આપોઆપ મરી જશે. આ બાણ મારવામાં દેશની દરેક વ્યક્તિ ખાસ કરીને બ્હેનો યથાશક્તિ સહાય આપે તો એ રાક્ષસને મારી સ્વતંત્રતા મેળવવાનું કામ બહુ દુસ્તર નથી. જે બ્હેનો રેંટીયો કાંતી પોતાના ઉપયોગ પુરતું કાપડ પેદા કરી શકે તેણે તે ફરજ બજાવવી જોઇએ. જેઓ કાંતી શકે એમ ન હોય તેઓ પોતાના માટે સ્વદેશી કાપડ વાપરવાની જ પ્રતિજ્ઞા લે અને પોતાના કુટુંબીજનો પાસે પણ એવી પ્રતિજ્ઞા લેવરાવે. આવી પ્રતિજ્ઞા ઘેર ઘેર લેવાય તો પરદેશી કાપડની દુકાન પર પીકેટીંગ કરવાની જરૂર પણ ન રહે. કોઈ ખરીદવા ન જાય એટલે વેપારીઓએ પોતાની દુકાન બંધ કર્યે જ છુટકો છે. એવા વેપારીઓ ખુશીથી સ્વદેશી કાપડ વેચતા થઇ જશે. આ કાર્ય ઉપાડી લેવાનું કામ દેશના સ્ત્રી મંડળોનું છે. મુંબાઇમાં એવું આગેવાન મંડળ શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ છે એ મંડળ ધારે તો વ્યવસ્થિત યોજના સાથે પ્રવૃત્તિ કરીને થોડા સમયમાં જ પોતાના સભાસદોના ૩૦૦ કુટુંબોને સ્વદેશી વ્રતધારી બનાવી દે. એટલું જે નહિ પણ એ સભાસદો દ્વારા મુબાઇની આખી ગુજરાતી જનતાને સ્હેલાઇથી પ્હોંચી વળી શકે. આ કાર્ય પાર પાડવા માટે મંડળે એક ખાસ ઠરાવ કર્યો છે અને કાર્યની શરૂઆત કરી દીધી છે જે બ્હેનો આ કાર્યમાં ફાળો આપવા ઉત્સુક હોય તેમને સ્વયંસેવિકા તરીકે નોંધી તેમની મારફત માળે માળેથી સ્વદેશીની પ્રતિજ્ઞા ઉપર સહીઓ મેળવાશે. એવી બ્હેનોના પ્રચંડ સરઘસો નીકળશે અને સ્વદેશીના ગીત ગાતાં આખા શહેરમાં ફરશે સ્વદેશી કાપડ ઉત્પન્ન કરવા માટે યોગ્ય વ્યવસ્થા થશે એટલુંજ નહિ પણ એક સ્ટોર સ્થાપી ખાત્રીનું સ્વદેશી કાપડ જેમને જોઇએ તેમને મેળવવાનું સુલભ કરી અપાશે આ અને આવા બીજા અનેક પ્રકારે સ્વદેશી પ્રચારનું કાર્ય મંડળ કરશે. દીલ્હીમાં ઉત્સાહી બ્હેનોએ "બંગડી સંઘ" સ્થાપી જે સ્તુત્ય કાર્ય કરવા માંડયું છે, તે અનુકરણીય છે. એ બ્હેનો જે પુરૂષો સ્વદેશી વ્રત ન લે તેમને પ્હેરવા માટે બંગડી પણ તૈયાર રાખે છે અને તેથીજ એમના સંઘનું નામ "બંગડી સંઘ" પડયું છે. આવા અનેક અસરકારક ઉપાયો યોજી દેશ ભરના સ્ત્રી મંડળો સ્વદેશી પ્રચારનું કાર્ય સફળતાપૂર્વક કરી શકે છે. અને રાવણરાજનું પેટ ફોડવામાં આપણા રામ–ગાંધીજીને મદદ કરી શકે છે. અમને આશા છે કે દરેક બ્હેન આ અણીને સમયે પોતાની ઉપયોગી સેવાનો ફાળો જરૂર માતૃભૂમિને ચરણે ધરશે.

મુક્તિસંગ્રામના મહા સેનાપતિ



બ્લોક ] વિશ્વવંદ્ય મહાત્મા ગાંધીજી [ "ગુજરાતી"

—અત્યારે યરવડા જેલમાં સરકારના મ્હેમાન છે—



શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અને અન્ય સંસ્થાઓએ યોજેલું મહિલાઓનું સરઘસ.




# મીઠી મ્હારી

[ આવી મ્હારી ઝુંપડીને આજ મ્હારા સ્વામી...એ ઢાળ ]

મીઠી મ્હારી જન્મભૂમિ સુખકાર,
હિન્દમૈયા ! પાયે પડું વારવાર.

ધનધાન્યની ન ખોટ જ્યાં લગીર છે,
હળવાં નરવાં નવાણનાં જ્યાં નીર છે;
જેની સંસ્કૃતિથી મોહે સંસાર,
હિન્દમૈયા ! પાયે પડું વારવાર.

પ્રભુપ્રેમની તું રમ્ય ફૂલવાડી,
ગાય ગાંધર્વ ગીત ત્હારાં માડી !
થાય પૂર્વથી પ્રકાશનો પ્રચાર,
હિન્દમૈયા ! પાયે પડું વારવાર.

પૂરી પ્રીત જનેતા ! ત્હને સેવું,
જીવનબલિદાને ચૂકાવું ત્હારૂં દેવું;
ધન્ય ભારતમાં અવતાર,
હિન્દમૈયા ! પાયે પડું વારવાર.

ચંદ્રકાન્ત મંગળજી ઓઝા




લેખકઃ રા. ઝીણાભાઇ દેસાઈ

દિન પ્રતિદિન છાપાંઓ શહેરોની પ્રચંડ સભાઓનાં વર્ણન આપ્યે જાય છે. પણ ખરો વિપ્લવ તો ગામડાંઓમાં ભભુકી રહ્યો છે. ત્યાં શું ચાલી રહ્યું છે તેનો નજરે જોયા વિના ભાગ્યેજ ખ્યાલ આવે. પુરુષોમાં તો પ્રચંડ જાગૃતિ છેજ, પણ બહેનોની જાગૃતિએ તો હદ વાળી છે. ભીમરાડના પોલિસ પટેલે મીઠું લેનાર બહેનોને ડરાવવા ધારેલી, પણ તે બહાદુર બહેનોની નિડરતા આગળ તેનું બધું શૂરાતન ઓસરી ગયું હતું, એ વાત તો હવે સૌ કોઇ જાણે છે. મુંબઇના ટાઇમ્સને પણ કબુલ કરવું પડેલું કે "આ બૈરીઓથી તો પ્રભુ તોબા! એમનાં ઝનુની ગીતો જોતાં ત્રાસી જવાય છે. છડેચોક સરકારને ઉથલાવવાની એ બધી વાતો કરે છે!" એ વર્ણન તદ્દન ખરૂં છે. એ બહેનોનો વીરત્વને પ્રેરે એવો દેખાવ કેવી રીતે વર્ણવી શકાય? પૂ. ગાંધીજી જે આદર્શ સૈનિકોની માગણી કરે છે તેવી એ બહેનો છે. કુદરતને ખોળે મહાલતી એ બહેનોમાં શહેરના રોગ નથી પેઠા. તેમનામાં ખોટી શરમ, પોચલાપણું કે ખોટી નાજુકાઇ નથી. તેમને નાજુક દેખાવા કરતાં ખંડનલ દેખાવું ગમે છે. તેમનો પોશાક પણ સાદો. પૂ. ગાંધીજી જે કચ્છની ભલામણ કરી રહ્યા છે તેવો કચ્છ અને ઉપરનો ભાગ ઢાંકવા એક ચોળી અને ઓઢણું એટલો તેમનો પોશાક.

તેઓ જે ગીત ગાય છે તે ખરેખર હલમલાવી નાખે એવાં હોય છે. એનું આબાદ દશ્ય મેં આટમાં જોયું હતું. ગઇ તા. ૯–મીએ સવારે હું આટ ગયો હતો. આસરે દોઢેક હજાર માણસ ખાડીમાંથી મીઠું લેવા ઉતરી પડયાં હતાં. તેમાં સાતસો આઠસો બહેનો હશે. એક બગલમાં ટોપલો રાખી, ઝુકીને એક હાથે મીઠું વણતી, વીરત્વભર્યાં ગીતો લલકારતી એ બહેનોને જોઇ કાયરને પણ શૂરાતન ચડે એવું હતું. એક બાજુ એ દશ્ય જોઇ હું મુગ્ધ બનતો હતો, જ્યારે બીજી બાજુએ સામે કાંઠે એક ખુણામાં હિન્દી પોલિસો અને અમલદારો હતા. આ બહાદુર બહેનોની આગળ એ બધા પામર જેવા દેખાતાં હતા, અને પોતાની સ્થિતિનું ભાન થતાં તેમનાં મુખ જાણે ઢીલાં પડી ગયાં હોય એમ લાગતું હતું. આ બહેનો કાયદાનો ભંગ સમજીને કરે છે કે ગાડરિયો પ્રવાહ

ચાલી રહ્યો છે તે જોવા. એક બહેનને મેં પૂછ્યું:

"મીઠું લેવાથી કેદમાં જવું પડે એ તમે જાણો છો?"

મારા પ્રશ્નોના તેણે તેની ગામડિયા ભાષામાં ઉત્તર આપ્યા. તેનો ભાવ કાયમ રાખી આવશ્યક ભાષાશુદ્ધિ સાથે તે બહેને જે ઉત્તરો આપ્યા તે હું નીચે આપું છું. તેણે કહ્યું:

"કેમ નહિ? પણ એને કેદ કોણ કહે? કંઇ ચોરી થોડી જ કરી છે? ચોર તો પેલા ત્યાં ખાંચામાં સંતાય છે તે છે. અમે કંઇ ઓછાં જ ચોરી છૂપીથી આ કામ કરીએ છીએ? પેલાઓને તો તેમનાં મોં બતાવતાં પણ શરમ આવે છે!"

"એ ખરૂં પણ કેદમાં લઇ જશે તો શું કરશો?"

"ઓ હો! એમાં કરવાનું વળી શું? અહીંઆ પણ મજુરીજ કરીએ છીએ ને? અને આ દરબારી સાધુ અને મનુભાઈ આવ્યાં તે, પહેલાં તો રોજ અમારા છોકરા વરની ગાળ અને લાત ખાતાં તે તો જુદું. ભલું થજો એ ભાઇઓનું કે તેમણે અમારૂં ઘર સુખી કર્યું. એટલે કેદમાં જઇશું તો કંઇ જમત ઉધું ચતું નથી થઇ જવાનું અને કેટલાકને ખરડાવશો? અમે તો રોજ પેલા આટિવાને કહીએ છીએ કે "લઇ જા!" પણ તે શરમાય છે!"

"પણ આજે કદાચ તમે ગાંધીજીના જોર ઉપર કૂદતાં હશો ધારો કે ગાંધીજીને સરકાર લઇ જાય પછી તમે શું કરશો?"

"લઈ તો જાય! એ મહાત્માનાં તપથી સરકાર બળીને ભસ્મ થઇ જશે અને આજ ક્યાં મહાત્મા અમારૂં રક્ષણ કરવા આવ્યા છે? અમે તો રોજ અહીં આવી મીઠું લઈ જઇશું. બાકી મહાત્માને પકડે પછી અમે કંઇ ઝાલ્યાં નથી રહેવાનાં."

તેના આ ઉત્તરથી હું જરા અસ્વસ્થ બન્યો. એટલે તરત જ મેં પૂછ્યું.

"શું તમે તોફાન કરશો? આ પોલિસને મારશો?"

એ બહેન જરા નારાજ થઇ હોય એમ લાગ્યું, અને આવેશમાં આવી બોલી ઉઠી:

"તમે અમને છોકરાં ધારો છો? પેલા મુઠી ભર માણસોને અમે આ પાંચસો સાતસો જણ મળીને મારીએ? એવું અમારે કરવું હતું તો અમે આ મહાત્માને શા સારૂ અહીં રાખીએ? એને કાઢી મૂકી જે કંઇ કરવું હોય તે કરીએ. કાલે પાંચ સાત જણ આવી દરબારીને સાતસો આઠસો જણમાંથી લઇ ગયા! એ લોકો જાણે છે અમે તેમને મારવાના નથી, અને તેનો તે લાભ લે છે."

"એટલું મીઠું લેવાથી થોડી જ જીત થવાની છે. તમે ખાદી તો પહેરી નથી."

મેં તેનાં ઓઢણા તરફ નજર કરતાં કહ્યું.

"જુવોને ભાઇ, અમે ગરીબ માણસ. વરસ દહાડે બે ઓઢણાં લેઇએ. આ બધાં ખાદી જેવાં જ જાડાં છે, એટલે અમને ખાદી નથી ગમતી એમ નથી. પણ અત્યારે જે કપડાં છે તેને ક્યાં નાખું? જો પૈસા હોત તો આજે જ ખાદી લેત. અને હવે કોઈ રેંટીઓ અને પુણી આપે કે તરત કાંતવા માંડવું છે. મારે ક્યાં બહુ કપડાં જોઇએ છે? થોડા વખતમાં વરસનાં કપડાં જેટલું સુતર કાંતી નાખીશ."

"અને ખજુરાંનું શું?"

"મારે ત્યાં તો ખજુરાં છે જ નહિ. જેને ત્યાં છે તેને એ કાઢતાં જરા ભારે તો પડશે. પણ ધારે ધારે એ જતાં રહેશે"

આ વાતચીત પછી મને જરા પણ શંકા રહી નહિ કે આ બહેનો જરૂર સ્વરાજ ઘેર આણશે. કરાડીની સભામાં ભાઇ રંગીલદાસ કાપડીઆએ મને એક બહેનને દૂરથી બતાવતાં કહ્યું, "આ વ્હાલીબહેન પાંચસો સ્ત્રીઓનું સૈન્ય લઇ કહો ત્યારે મેદાને પડવા તૈયાર છે." તેને જોતાં મને રંગીલદાસનું કહેવું ખોટું છે એમ ન જ લાગ્યું. તેની સખત મુખમુદ્રા અને ખડતલ દેખાવ જોઈ મને ખાત્રી થઇ કે પોલિસ તેને પકડતાં જરૂર ડરે. સ્વરાજ આવી જ બહેનો લેવાની છે, કારણ કે ખરૂં સ્વરાજ એમને જ માટે છે.

# વીરાનાં વારણાં

[ રાગઃ ત્હમે આડા મેલો કાન. ]

જરા ધીરો રે'ને વીર,
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

ધાજે તું ધનુષ્ય ધરીને વીરા !
તાણીને ત્હાજે તીર,
ધાર્યાં નિશાનો તોડજે તાકી,
હૃદય ધારી ધીર.
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

બાંધુ ત્હારી કટિયે તીણી,
તાતી કટારી વીર;
ખાંડાની ધારે કહડવા જાજે,
ધડ કહડે પડે શિર.
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

ઢાલ ઢળકતી હાથ હિલન્તી,
આવ્યા ધાને ઝીલ !
કોઇ પડે એના દેહનાં રક્ષણ,
દાખવ રક્ષક દિલ !
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

વીરી ત્હારાં વારણાં લેતી,
દેતી આશિષ ચિર;
કુળ-ઉજાળણ બન્ધવ કાજે,
પ્રોતી કુલડે હીર.
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

જરા ધીરો થાને વીર,
બાંધે બ્હેન ધનુષ્ય-તીર.

નારાયણજી છો. દ્વિવેદી




# મંદિર

લેખકઃ રા. જમિયત કુ. પંડ્યા.

[ ૧ ]

ગોમતીને ત્રણ દિવસના ઉપવાસ હતા. કારણ કે ત્હેનો એકનો એક દિકરો રામુ પથારીમાં દર્દથી પીડાતો હતો. ગોમતી ઘડીમાં ત્હેને ગોદમાં લેતી અને ઘડીમાં સુવાડી, ત્હેની સમીપે બેસી રહી છે. થોડાજ દિવસ પર નિર્દોષ ગમ્મત કરતા અને ખેલતા બાળકને અચાનક શું થઇ ગયું તેનું નિદાન કોઇ કરી શકયું ન હતું. અને એવા દર્દી બાળકની માતાને અન્ન પાણી શે ભાવે ? ગોમતીના દુઃખનો પાર ન્હોતો. આ વર્ષમાં તેણે પોતાનાં બે ફરજંદોને ગોગા માતાની ગોદમાં સોપ્યાં હતાં અને તેનો પતિ તો તે પહેલાંનો સ્વર્ગમાં સિધાવ્યો હતો. એટલે હવે આ હતભાગિનિનો આધાર માત્ર રામુ જ હતો. રામુ પર ત્હેનું જીવન અવલંબી રહ્યું હતું. " શું ઇશ્વર આટલા એક બાળકને પણ મારી ગોદમાંથી ઝુંટવી લેવા ધારે છે ?" આ જ વિચારથી ત્હેની માનસિક સ્થિતિ વિપરીત થઇ હતી. તે ઝારઝાર આંસુએ રડતી હતી.

રામુ માંદો થયો તે પહેલાં ગોમતી ત્હેને એક ક્ષણ પણ વ્હીલો મુકતી ન હતી. ઘાસ કાપવા જાય કે કાપીને બજારમાં વેચવા જાય, દરેક સ્થળે તે આ બાળકને સાથેજ રાખતી હતી. અને વળી રામુ માટે તેણે એક ન્હાની ખરપડી બનાવરાવી હતી. રામુ માતાની સાથે ઘાસ ઉપાડતો અને ગર્વથી કહેતો કે " મા! મ્હને પણ હવે ત્હારા જેવી મ્હોટી ખરપડી બનાવરાવી આપ. હું ખુબ ઘાસ કાપી લાવીશ. અને તું ઘરમાં નિરાંતે બેસી રહેને મા ! હું તે ઘાસ વેચીશ. " મા પૂછતી કે " મ્હારે માટે શું શું લાવીશ બેટા ? " રામુ લાલ લાલ સાડીઓ ત્હેને લાવી આપવા કહેતો અને પોતાને માટે ગોળનું એક ઘડવું લાવવાની ઉમેદ રાખતો.

આ બધી વાતો સ્મરણમાં લાવીને ગોમતી રડી રહી હતી.

[ ૨ ]

ત્રણ પ્રહર રાત્રિ વીતી ચુકી હતી. ગોમતીનું ચિંતાગ્રસ્ત મન કંઇ કંઇ વિચારો

કરી રહ્યું હતું. ક્યાં દેવીને શરણે જાય ? કયા દેવતાની બાધા રાખે ? જેથી ત્હેનો રામુ સાજોસમો થઇ જાય. આવા વિચારોમાં ત્હેને એક ઝોકું આવી ગયું.

સ્વપ્નામાં તેણે જોયું કે પોતાનો સ્વામી રામુના માથા પર હાથ ફેરવી રહ્યો છે અને કહે છે કે "ગોમતી ! ત્હારું બાળક સારું થઈ જશે, તું રડીશ મા; કાલે આપણા ઠાકોરજીની પૂજા કરી આવજે. તે ત્હને સહાય કરશે " આટલું કહીને ચાલ્યો ગયો.

તેજ વખતે ગોમતીની આંખ ઉઘડી ગઇ. " અવશ્ય મ્હારા સ્વામીજ આવ્યા હતા. " તે બબડી. આમાં ત્હેને કોઇ સંદેહ જેવું ન લાગ્યું " તેઓ હજી પણ મ્હને સંભારે છે, મ્હારા પર પ્રેમ રાખે છે " આ વિચારે ત્હેનું હૃદય પ્રફુલ્લિત થઇ ગયું. પતિના તરફની ત્હેની પૂર્ણ શ્રદ્ધા સાથે ત્હેણે રામુને ગોદમાં લીધો અને આકાશ તરફ જોઇને બોલી:

" ભગવાન ! મ્હારું ફૂલ સાજુ થઇ જાવ. હું ત્હમારી પૂજા કરીશ. આ અનાથ વિધવા પર દયા કરો " !

એજ વખતે રામુની આંખો ઉઘડી ગઈ. ત્હેણે પાણી માગ્યું. ગોમતીએ દોડીને પવાલામાં પાણી લઇ ત્હેને પાયું.

" મા ! રાત છે કે દિવસ ? " પાણી પીને રામુ બોલ્યો.

" બેટા, હજી તો રાત છે. ત્હારું શરીર કેમ છે ? " ત્રણ દિવસથી એક પણ અક્ષર નહી બોલેલા રામુના શબ્દો સાંભળીને આનંદિત થતી ગોમતી બોલી.

રામુ હસીને બોલ્યો " બહુ સારું છે મા ! હવે મ્હને મટી ગયું. "

" ત્હારા મ્હોમાં ઘી સાકર બેટા ! " ગોમતીએ આંસુભીની આંખે કહ્યું " ઠાકોરજીની આશીષે તું જલ્દી સારો થઇ જા. કશુ ખાવાનો વિચાર છે " ?

" હા મા ! થોડો ગોળ આપો. "

" બેટા ! ગોળ ન ખવાય, ખીચડી બનાવી દઉં ? "

" ના, ના, ઓ ભલી મા ! મ્હને ગોળ આપ. ત્હારે પગે પડું " માતા આ આગ્રહને તરછોડી ન શકી. ત્હેણે ગોળનું વાસણ ઉઘાડી ગોળ આપ્યો. રામુએ તે ખાધો અને થોડીવારે પાસુ બદલી સુઇ ગયો.

[ ૩ ]

રામુનું શરીર આજે આખો દિવસ સારૂ રહ્યું. થોડી ખીચડી પણ ત્હેણે ખાધી. પોતાની મેળે ચાલતાં ચાલતાં તે દ્વાર આગળ જઇને પડોસના ગોઠીઆઓની રમતને જોઈ રહ્યો.

ગોમતીએ જાણ્યું બાળક સારૂં થઇ ગયું. બેએક દિવસમાં પૈસા આવશે કે તુરત ઠાકોરજીની પૂજા કરી આવીશ. આખો દિવસ ત્હેણે આનંદમાં પસાર કર્યો. સંધ્યા વખત થઇ અને રામુને કંઇક અસુખ લાગ્યું એટલે તે પથારીમાં જઇ સુઇ ગયો.

ત્હેને સુતેલો જોઇ ગોમતી ગભરાઇ ગઇ. ત્હેને તુરત શંકા આવી કે પૂજામાં વિલંબ થયો તેથી રામુ ફરીથી પછડાયો. હજી થોડો દિવસ બાકી હતો. રામુને બરોબર સુંવાળી એક કપડું ઓઢાડયું અને ગોમતી પૂજાનો સામાન એકઠો કરવા લાગી. ફૂલ તો જમીનદારના બગીચામાંથી મળ્યાં. તુળસી પણ બારણામાં જ હતી. પરંતુ ઠાકોરજીને માટે કંઇ મિષ્ટાન્ન જોઇએ. નહીં તો ગામનાં છોકરાંઓને તે પ્રસાદ કયાંથી આપે ? અને ઠાકોરજી પાસે ભેટ મુકવાનો ઓછામાં ઓછો આનો તો જોઇએ જ.

આખાં ગામમાં તે ફરી વળી પણ ત્હેને કોઇએ ઉછીના પૈસા ન આપ્યા. આથી

ગોમતી હનાય ન થઈ. પોતાના હાથપરનું ચાંદીનું કડું ઉતાર્યું ને તે વાણીઆને ત્યાં મુકીને થોડા પૈસા લઇ આવી. ત્હેમાંથી ત્હેણે મીઠાઇ આણી. ત્હેણે પૂજાનો સામાન તૈયાર કર્યો અને રામુને ગોદમાં લઇને મંદિર તરફ ચાલવા માંડયું.

મંદિરમાં આરતિનો ઘંટ વાગી રહ્યો હતો. પાંચ સાત ભક્તજનો ઉભા ઉભા સ્તુતિ કરી રહ્યા હતા. એટલામાં ગોમતી મંદિરની સ્હામે આવી ઉભી રહી.

થોડીવારે સ્તુતિ થઇ રહ્યા પછી સહુ બારણે આવ્યા અને ગોમતી તરફ દૃષ્ટિ પડતાં જ પૂજારીજી બોલ્યાઃ " કેમરે ! તું શું કરવા આવી છે ? "

ગોમતી ચબુતરા પર આવી અને બોલીઃ– " ઠાકોરજીની માનતા ચઢાવવા મહારાજ ! પૂજા કરવા આવી છું ! "

પૂજારીજી આખો દિવસ માલેતુજારોની પૂજા કરતા હતા અને સ્હવાર સ્હાંજે ઠાકોરજીની પૂજા કરતા અને ઠાકોરજીનો પ્રસાદ જમી સુઇ રહેતા હતા. તેઓ સ્વભાવના દયાળુ હતા. અને મરજાદી તો એટલા હતા કે દિવસમાં ત્રણચાર વખત નાહ્યા સિવાય ત્હેમને ચેનજ ન પડે.

તેઓ બોલ્યાઃ " તો શું તું અંદર ચાલી આવીશ ? પૂજા તો થઇ ગઇ છે. અંદર આવીને તું બધું ભ્રષ્ટ કરવા માગે છે ? "

એક ભક્તે કહ્યુંઃ " ઠાકોરજીને પવિત્ર કરવા એ તો આવી છે.. "

ગોમતીએ દીન વદને કહ્યુંઃ " ઠાકોરજીનાં ચરણો પૂજવા આવી છું. સરકાર ! પૂજાની બધી સામગ્રી લાવી છું."

પૂજારીઃ " કેટલી બેસ્હમજની વાત કરે છે ! તું કાંઇ પાગલ તો નથી થઇને ? તું ઠાકોરજીને શી રીતે પૂજી શકીશ ભલા ?"

ગોમતીને કોઇ દિવસ ઠાકોરદ્વારમાં આવવાનો અવસર મળ્યો નહતો. તે આશ્ચર્ય પામી બોલીઃ " સરકાર ! એ તો આખા સંસારના માલીક છે. એમનાં દર્શને તો પાપી પાવન થાય. તો એ પતિતપાવન મ્હારી પૂજાથી અભડાશે ? "

પૂજારીઃ " પણ તું તો ચમાર છે ને ?"

ગોમતીઃ "તો શું પ્રભુએ ચમારોને નથી સર્જ્યા મહારાજ ? ચમારોના ભગવાન કોઈ બીજા હશે ? આ બચ્ચાની માનતા છે સરકાર ! "

આ વખતે એક ભક્તજન સ્તુતિથી પરવાર્યા હતા. તે બોલ્યા "મારીને કાઢી મૂકો એ ચુડેલને. બધું ભ્રષ્ટ કરવાને આવી છે તે, ફેંકી દો થાળી બાળી. સંસારમાં તો કેટલીયે આગ લાગી છે. ચમારો ઠાકોરજીની પૂજા કરશે તો પૃથ્વિ રહેશે કે રસાતાળ જશે ?

બીજા ભક્ત બોલ્યાઃ હવે તો બીચારા ઠાકોરજીને યે ચમારના હાથનું ભોજન કરવું પડશે. પ્રલય થવામાં કંઇ કસર છે ભાઇ ! "

ગોમતી ઠંડીથી કંપી રહી હતી. અને આ ધર્મધુરંધરો તો પૃથ્વિ રસાતાળ જતી રોકવાના પ્રયત્નોમાં પડયા હતા. રામુ સખત ઠંડીને લીધે માતાની ગોદમાં વધારે ને વધારે લપાતો જતો હતો પણ ગોમતીને અહીંથી પાછા જવું ઠીક લાગતું નહતું. ત્હેને વિચાર આવ્યો કે દોડીને ઠાકોરજીના ચર્ણોમાં આળોટી પડું ? ઠાકોરજી શું હમ જેવા ગરીબોના નથી ? પણ આ લોકો પૂજાની થાળી ફેંકી દેશે તો, બીજી પૂજા ક્યાંથી લાવીશ ? આ વિચારે તે પાંછી શાંત પડી. ત્હેને એક વિચાર આવ્યો અને તેણે ચાલવા માંડયું.

તે એક ઝાડને ઓથે લપાઇને બેઠી. અને આ ભયંકર ભક્તોની જવાની વાટ જોવા લાગી.

[ ૪ ]

તે પછી ભકતજનોએ કયાં સુધી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા માંડયો. આ બાજુ પૂજારીજીએ ચુલો સળગાવ્યો અને ભોજન બનાવવાના મહદ્ કાર્યમાં પડયા. પરંતુ કોઇ-નેય આ એકના એક પૂત્રને ખાતર રડતી વિનવતી ચમાર સ્ત્રીની દયા ન આવી. પૂજા-રીજી ચુલાની સ્હામે બેસીને ખોખરી છાતી-માંથી હુ...હુ...હુ કરતા જતા. વચ્ચે વચ્ચે વાતમાં ટાપસી પૂરતા હતા. રાતના દસ વાગ્યા સુધી ભકતજનો બેસી રહ્યા અને ત્યાં સુધી બિચારી ગોમતી તાઢમાં ધ્યાનાવસ્થ દશામાં રામુને ગોદમાં ડાબી કંપતી બેસી રહી.

છેવટે એક એક ભકતજનો વિખરાયા. અને પૂજારીજી એકલા રહ્યા. એટલે ગોમતી પૂજાનો થાળ અને રામુને લઇને પૂજારીજી સમક્ષ આવીને ઉભી રહી. પૂજારીજી ક્ષુધા તૃપ્ત કરવામાં મગ્ન હતા. ત્હેમણે એક સળ-ડકો મારીને ઉંચે જોયું તો ગોમતી દીનવદને ત્હેમની સમક્ષ ઉભેલી ત્હેમણે જોઇ

તે ચીઢાઇ ગયા અને બોલ્યાઃ " કેમરે ! હજી તું અહીજ ઉભી છું ? "

ગોમતીએ પૂજાનો થાળ જમીનપર મુકયો અને એક હાથે ભીક્ષા માગતી આર્જવતાથી બોલીઃ "પૂજારીજી ! હું અભાગિનિ છું. આ છોકરો જ મ્હારા જીવનનું રતન છે. મ્હારા પર દયા કરો. ત્રણ દિવસથી ત્હેણે માથું નથી ઉચકયું. ત્હમને બહુ યશ મળશે મહારાજ. "

આટલું કહેતાં ગોમતીનું હૃદય ભરાઇ આવ્યું. તે રડી પડી. પૂજારીજી દયાળુ તો હતા જ પણ ચમારને મંદિરમાં ઠાકોરજી સમક્ષ જવા દેવા જેટલી દયા બતાવવા તેઓ રાજી ન હતા. આ ગુન્હા બદલ ઠાકોરજી આખા ગામનો નાશ કરે તો ?

તેઓ બોલ્યાઃ " ઘેર જઇને ઠાકોરજીનું નામ લે બાઇ ! ત્હારૂં બાળક સારૂં થઇ જશે. આ તુળસી દળ બચ્ચાને ખવડાવજે ને આ ચર્ણામૃત ત્હેની આંખો પર લગાડજે. ઠાકો-રજીની મરજી હશે તો બધું દર્દ મટી જશે." પરવારીને પૂજારીજી બોલ્યા.

ગોમતીઃ " ઠાકોરજીના ચર્ણમાં નહીં પડવા દો મહારાજ ! બહુજ દુઃખીની છું. ઉધાર પૈસા લાવીને આ પૂજાની સામગ્રી તૈયાર કરી છે. એ કાલે સ્વપ્નું દીઠું હતું કે ઠાકો-રજીની પૂજા કરજે, છોકરો સાજો થઇ જશે એટલે હું અહીં દોડી આવી છું. મારી પાસે છે તે બધા લઇ લ્યો , પણ એકક્ષણ આ બાળકને ઠાકોરજીના ચર્ણમાં લોટવા દો. "

પૈસાના પ્રલોભને પૂજારીજી જરા ડગ્યા. પણ ઠાકોરજીના ગુસ્સાનો ડર ત્હેમને વધારે હતો. તેઓ બોલ્યાઃ–" અરે પાગલ ઠાકોરજી તે ભકતનું હૃદય જુવે છે કે ચર્ણોમાં લોટ-વાનું ? ત્હે સાંભળ્યું નથી કે " મન ચંગા તો કથરોટમાં ગંગા ? " મ્હારી પાસે જો એક જંત્ર છે તેના બહુ પૈસા પડે છે..ત્હને એક રૂપીઆમાંજ આપી દઉ છું. અને આ બચ્ચાના ગળામાં લગાડજે. બસ. કાલે બચ્ચું રમવા માંડશે. "

ગોમતીઃ "તો ઠાકોરજીની પૂજા નહીં કરવા દયો મહારાજ ? "

પૂજારીઃ " ત્હારે માટે આટલીજ પૂજા બસ છે. જે વાત કોઇ દિ' નથી બની તે આજે હું બનાવું ? અને એથી ગામમાં કંઇ આફત આવે તો શું થાય ? એ તો વિચાર કર. તું આ જન્તર લઇ જા. પ્રભુજી ત્હેનું દર્દ મટાડી દેશે. કોઇની નજર વાઇ હશે તો તે પણ મટી જશે. છોકરૂં બહુ ચંચળ છે."

ગોમતીઃ " જ્યારથી તે માંદો થયો છે ત્યારથી મ્હારો પ્રાણ તરફડી રહ્યો છે, મહારાજ. "

પૂજારીઃ " પ્રભુ ત્હેનું સંકટ કાપી નાંખશે. "

મહા સેનાપતિ મુક્તિનો મંત્ર આપે છે





બ્લોક ]   સરકારના મ્હેમાન થયા તેને આગલે દિવસે ( તા. ૪થી મે એ. ) સુરતની સભામાં   ["ગુજરાતી"

ગોમતીઃ " તો જન્તર શી રીતે બાંધું મહારાજ ? "

પૂજારીઃ " હું કપડામાં બાંધી આપું છું. તું હમણાં નવું વસ્ત્ર કયાંથી ખોળીશ ? બસ ત્હેને ગળામાં બાંધી દેજે. "

એક તો કડું ગોમતીએ વાણીયાને ત્યાં મુકયું હતું અને બીજું અત્યારે પૂજારીને આપી દીધું. અને જન્તર લઇને તે મનને સમજાવતી ઘેર આવી.

[ ૫ ]

ગોમતીએ ઘેર આવીને રામુના ગળામાં જંતર બાંધ્યું. પણ જેમ જેમ રાત્રિ વધારે વીતતી ગઇ તેમ તેમ રામુને તાવ પણ વધારે ચઢતો ગયો. આથી ગોમની ગભરાઈ ગઇ. અને વિચારવા લાગી કે હાય હું ખાલીજ સંકોચાઇ અને ઠાકોરજીનાં દર્શન કર્યા સિવાય જ ચાલી આવી. અગર જો હું અન્દર દોડીને ઠાકોરજીના ચર્ણોમાં આળોટી પડી હોત તો એ લોકો મ્હને શું કરવાના હતા ? ધક્કા મારી કાઢત કે માર મારત એજ ને ? પણ મારો મનોરથ તો પૂર્ણ થાત ને ? મંદિરમાં ઠાકોરજીનાં ચર્ણોને મ્હારાં આંસુથી હું ભીંજાવી દેત, અને બચ્ચાને તેમની ગોદમાં સુવાડી દેત તો ત્હેમને દયા ન આવત ? આવા વિચારે ગોમતીનું હૃદય અધીરૂં થઇ ગયું. તે બોલી " ના, નાં, હવે વિલંબ કરવો ઠીક નથી. હું અવશ્ય ફરીથી ઠાકોરજીને મંદિરે જાઉં અને ઠાકોરજીના ચર્ણોમાં રડીરડીને ત્હેમને વિનવીને મ્હારા રામુના જીવનની ભીક્ષા માગું." આ સિવાય ત્હેને માટે એક પણ રસ્તો ખુલ્લો નહોતો. " મંદિરનું દ્વાર બંધ હશે તો હું તોડીને અંદર જઇશ " તે બોલી. " શું ઠાકોરજીને ત્હેમણે વેચાતા લીધા છે ?" અને ચામડી ચીજી જાય એટલી ઠંડીમાં તે પોતાના વ્હાલા રામુને ગોદમાં લઇ કામળો ઢાંકી બીજા હાથમાં પૂજા થાળ સાથે મંદિર તરફ ચાલી.

રાતના ત્રણ વાગી ગયા હતા. ઠંડા વાયુના સુસવાટા ત્હેનું શરીર કંપાવીને આરપાર થઇ જતા હતા. ઠંડી રેતીથી તેના પગ શીથિલ થઇ જતા હતા. રાત્રી ગાઢ અંધારી હતી. એક ન્હાની પગદંડી મંદિર તરફ વૃક્ષોની નિચે થઇને જતી હતી આ રસ્તામાં ચુડેલ અને ભુતનો વાસ હોવાનું ગોમતીએ સાંભળ્યું હતું. સ્મશાન પણ પાસે જ હતું અને ત્યાં એક ચીતા બળી રહી હતી. ગીધોએ પોતાના કર્કશ અવાજે "હુઆ હુઆ " શબ્દોએ રાત્રિને વધારે ભયાનક બનાવી હતી.

હાય ! જો કોઇ લાખ રૂપીઆ આપત તોય ગોમતી આવી ભયાનક અને ઠંડી રાત્રિમાં પોતાના રામુને લઇને નીકળત ખરી? પણ આજે રામુના જીવનની ખાતર ગોમતીએ બધી બીકને જતી કરી હતી. " હે ભગવાન ! ત્હારો આશરો છે " આ જાપ જપતી તે મંદિર સમિપ ચાલી જતી હતી.

થોડીવારે મંદિર આગળ આવીને ગોમતીએ જોયું કે મંદિરના દ્વારપર મ્હોટું ખંભાતી તાળું લટકી રહ્યું છે. પૂજારી તો પોતાની ઓરડીમાં નિરાંતે ઉંઘતા અને નાકમાંથી ઘસઘસાટ કરતા રાત્રિની ભયંકરતામાં ઉમેરો કરતા સુતા છે.

પૂજાનો થાળ નીચે મુકીને ચણુતરા પાસેથી એક ઇંટ લાવી ગોમતીએ તાળામાં જોરથી મારવા માંડી. કોણ જાણે આજ ત્હેનામાં આટલું બધું જોર કયાંથી આવ્યું હતું. બે ત્રણ ઘા વાગ્યા અને તુરત ઇંટ અને તાળુ બન્નેય ભાંગીને નીચે પડી ગયાં. ગોમતીએ દ્વાર ઉઘાડયું અને અંદર જવા તૈયાર થઇ એટલામાંજ પૂજારીજી ઉઠયા. અને ગભરાતા ગભરાતા " ચોર છે ચોર છે " ના

અવાજે બારણું ખોલીને ગામ તરફ નાઠા–ગામના લોક ઘણા ખરા ખેતરમાં જવા માટે ઉઠયા હતા. તેઓ બધાય કોઇ લાકડી, તો કોઇ ધારીયું, વિગેરે જે હથિયાર મળ્યાં તે લઇને અહીં આવી પહોંચ્યા.

બે ચાર જણ સામટા બોલી ઉઠયાઃ " કયાં છે ? કયાં છે ચોર ? "

પૂજારીઃ "મંદિરનું દ્વાર તોડીને કોઇ અંદર જતું હતું."

આ બધી ગરબડ સાંભળતી ગોમની હજી દ્વાર આગળજ ઉભી હતી. તે ચબુતરા પર આવી અને બોલીઃ " ચોર નથી, હું છું. ઠાકોરજીની પૂજા કરવા આવી છું અને હજી તો હું અંદર પણ નથી ગઇ. "

પૂજારીઃ "મ્હોટો અનર્થ થઇ ગયો. મંદિરમાં જઇને ઠાકોરજીને ભ્રષ્ટ કરી આવી. "

પછી તો શું પૂછો છો ! કોઇએ લાત, કોઇએ પાટુ, કોઇએ ઠોંસા, જેને જે ફાવ્યું તે મારવા માંડયું. ગોમતી એક હાથમાં રામુને પકડીને બીજા હાથે પોતાનો બચાવ કરી રહી હતી. એકે ત્હેને જોરથી ધક્કો માર્યો અને આ ધક્કા સમેતજ રામુ ત્હેના હાથમાંથી છુટીને જમીનપર પછડાયો છતાંય ન ત્હેણે રાડ પાડી કે ન કાંઈ બોલ્યો. તુરત ગોમતીએ દોડીને રામુને પોતાની ગોદમાં લેવા માંડયો.

આહ ! પણ રામુમાં આતમરામ હોવા વિષેની ત્હેને શંકા ઉપજી. ત્હેણે હજીય પડતા મારને સહન કરતાં કરતાં રામુની છાતીપર થડકારો જોયો. એક પણ ટકોરો ત્હેને ન જણાયો. આખું શરીર ઠંડુગાર થઇ ગયું હતું.

એક પુર્ણ નિશ્વાસ નાંખીને તે ઉઠી. ત્હેની આંખમાં એક પણ આંસુ ન હતું. પરંતુ ત્હેમાં અંગારા વરસી રહ્યા હતા. મોઢું ક્રોધથી આરક્ત થઈ ગયું હતું. તે દાંત પીસીને બોલીઃ

" પાપીઓ, મ્હારા રામુના પ્રાણ લઇને હવે તો ત્હમે શાંત થયાને ? હવે મ્હનેય મારી નાંખો એટલે ત્હમે વધારે શાંત થશો. લોઢું પારસને અડકે તો લોઢું સોનું થાશે કે પારસ લોઢું થાશે ! ઠાકોરજી મ્હને અડકતાં અપવિત્ર થાત તો મ્હને બનાવતાં તે અપવિત્ર ન થયા ? પણ હવે હું કદી અભડકવા નહીં આવું. હવે ઠાકોરજીને નિરાંતે તાળામાં પુરી રાખજો કે ઉપર પે'રા રાખજો. ત્હમે બધા કઠોર છો નિષ્ઠુર છો. ત્હમે બાળબચ્ચાંવાળા થઇને એક માંદા બાળકની કરગરતી માતાની દયા ન લાવી શકયા. અને આવી નિર્દયતા પર ધર્મના ધુરંધર થવા જાવ છો ખરૂને ? હત્યારાઓ ! "

કોઇ બોલી ન શકયું. બધાય પાશાણવત્ ઉભા રહ્યા હતા. અને આટલા વખતમાં આખુ ગામ ત્યાં આવી ગયું હતું. ગોમતીએ રામુ તરફ દ્રષ્ટિ કરી ત્હેને હૃદયભરી નિરખ્યો; છાતીએ ચાંપ્યોઃ " હાય મ્હારા લાલ ! " તે બોલી–ત્હેનો અવાજ હૃદયના ઉંડાણનો હતો–તે પછી મુર્છિત થઇ જમીન પર પછડાઇ ત્હેનો પ્રાણ પરલોકમાં ગયો.

આવા પોકળપર રચાયલો આપણો સમાજ આવા કેટલાય નિર્દોષનો ભોગ લઇ રહ્યો છે અને એજ અસ્પૃશ્યો તુળસી અને રામને છોડી ઇસુ અને ક્રોસને પૂજતા થાય ત્યારે એ બડા સાહેબની કેટલી ખુશામત કરી રહ્યો છે ! *

* હિન્દીપરથી.




# ગુજરાતની બહેનોનો સંકલ્પ

[ ગુજરાતની બહેનો પણ આજના રાષ્ટ્રીય યુદ્ધમાં ઝંપલાવવા તૈયાર થઇ છે. તેમણે પોતાને સારૂ દારૂનિષેધ અને વિદેશી વસ્ત્રબહિષ્કારનાં બે જુદાં જ ક્ષેત્રો શોધી કાઢયાં છે. એ બહેનોએ કાર્યનો આરંભ કરતાં વાઇસરોયને જે કાગળ લખ્યો છે તે નીચે આપ્યો છે. ]

નામદાર વાઇસરોય સાહેબ,

અમે નીચે સહી કરનારી ગુજરાતની સ્ત્રીઓ એવા નિર્ણય ઉપર આવી છીએ કે અત્યારે ચાલી રહેલા મહાન રાષ્ટ્રીય ઉત્થાનથી અમે અલગ રહી શકતી નથી. મીઠાવેરાની બાબતમાં કાયદાના સવિનય ભંગની જે લડત ચાલી રહી છે તે પ્રત્યે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. ગામડાંની અમારી બહેનો તો કયારની બિનજકાતી મીઠું તૈયાર કરવા મંડી પણ પડી છે.

પરંતુ અમને લાગે છે કે અમે સ્ત્રીઓએ અમારી પ્રવૃત્તિ માટે વધારાનું અને ખાસ ક્ષેત્ર શોધી કાઢવું જોઇએ. ગાંધીજીની સૂચના અમને બહુ વાજબી લાગે છે કે અમે સ્ત્રીઓ દારૂનિષેધ તથા પરદેશી કાપડના બહિષ્કારનાં કાર્યો ઉપાડી લેવાની વિશેષ યોગ્યતા ધરાવીએ છીએ. દારૂએ કેટલાંયે કુટુંબો પાયમાલ કરી નાંખ્યાં છે અને પરદેશી કાપડે કરોડો હિંદી સ્ત્રીઓની નવરાશ—જે વરસમાં કુલ ચાર મહિનાથી ઓછી નથી હોતી—તે વખતમાં કરી શકાય એવો ધંધો ઝુંટવી લીધો છે.

એટલે આ બે કાર્યો પુરૂષના કરતાં વિશેષે કરીને સ્ત્રીઓનાં છે. આ પ્રશ્નોનો ઉકેલ ચોકી ( પિકેટિંગ ) થી એટલે કે જે લોકો આ બે વસ્તુઓનો વેપાર કરતા હોય તથા જે લોકો દારૂના પીઠા તરફ કે પરદેશી કાપડની દુકાન તરફ લાલચમાં ફસીને જતા હોય તેમનાં હૃદયને અપીલ કરીને જેટલે દરજ્જે કરી શકાય એટલે દરજ્જે કરવામાં અમને લાગે છે કે અમે પુરૂષો કરતાં વિશેષ સફળ થઇ શકીશું. વળી આ કાર્યો સ્ત્રીઓ દ્વારા થતાં હશે તો તેમાં શાન્તિ તો આપોઆપ જળવાશે.

અમે આ લડત ઉપાડવા ધારીએ છીએ

તેથી આટલી વસ્તુ આપના ધ્યાન ઉપર લાવવાની રજા લઈએ છીએ કે દારૂ તથા બીજા કેફી પદાર્થોનો વેપાર બંધ કરવો તેમજ પરદેશી કાપડની આયાત અટકાવવી એ રાજ્યની જ ખાસ ફરજ છે. દારૂનું સેવન કરનારનો માનસિક અને શારીરિક વિનાશ થાય છે, અને પરદેશી કાપડે આ દુઃખી દેશનાં ગામડાંનો આર્થિક વિનાશ કર્યો છે. પરદેશી કાપડની આયાત વિષે કહેતાં આ પણ કહેવું જોઈએ કે જે દલીલ પરદેશી કાપડને લાગુ પડે છે તે દલીલ હિંદુસ્તાનની મિલોમાં તૈયાર થતા કાપડને પણ કેટલેક અંશે લાગુ પડે છે. માત્ર હિન્દુસ્તાનની મિલોનું ઉત્પન્ન માંગના પ્રમાણમાં એટલું થોડું છે કે ખાદીને એનાથી બીવા જેવું કશું જ નથી.

બીજા પ્રાન્તની અમારી બહેનોનો અભિપ્રાય મેળવી લેવાનો અમને સમય મળ્યો હોત તો સારૂં થાત. પરંતુ એમનો અભિપ્રાય શો હોઈ શકે એ અમે જાણીએ જ છીએ. આ કાંઈ નવા પ્રશ્નો આજે અમે ઉપાડીએ છીએ એમ તો નથી જ. રાષ્ટ્ર આગળ તો પોતાની રાષ્ટ્રીય સંસ્થા—મહાસભા મારફત કેટલાયે વરસોથી તે રજુ થયેલા જ છે. અમે તો એટલું જ કરવા ઇચ્છીએ છીએ કે પૂર્ણ સ્વરાજ્યને અર્થે જે પ્રવૃત્તિઓ ચાલી રહી છે તેમાંથી વિશેષે કરીને આ બે પ્રવૃત્તિઓ હાથ ધરીને

## ગુજરાતની બહેનોને શ્રી. કાકાસાહેબનો સંદેશો

સ્વરાજ તો મળવાનું છે જ, પણ એમાં હિંદુસ્તાનની બહેનોનું કયું સ્થાન હશે? જો આપવાથી સ્થાન મળતું હોય તો હિંદુસ્તાનના પુરૂષો બહેનોને ગમે તે ઉંચું સ્થાન આપવા તૈયાર થશે. પણ સ્થાન તો આપ્યું અપાતું નથી. સ્વરાજ એ કાંઈ ખાસ હક નથી, પણ લાયકાત છે. એ કેળવ્યે જ આવે એ કેળવવાની સુંદરમાં સુંદર તક ગાંધીજીએ બહેનોને આપી છે.

હિંદુસ્તાનની બહેનો સ્વરાજની લાયકાત કેળવે એ માટે ગુજરાતની બહેનોએ અનેક બાબતમાં પહેલ કરવી પડશે. આપણે જોઈએ છીએ કે બહેનોમાં અનેક જાતની લાયકાત અને આવડત હોવા છતાં એક હિંમતને અભાવે તેઓ બેસી જાય છે. હિંદુસ્તાનની સ્ત્રીઓનું શિયળ આખી દુનિયામાં મશહુર છે, પણ હિંમતને અભાવે એ શિયળનું તેજ પડતું નથી બહેનો ગમે તે કામ કરવા તૈયાર થઈ જાય, પણ એમને કોઇ પુરૂષની મદદ, સલાહ અને ઓથ હોય તો જ. એ સ્થિતિ દૂર થવી જોઈએ. એટલા માટે જ ગાંધીજીએ અત્યંત મહત્ત્વનાં બે કામો ખાસ બહેનો માટે જ નોંધી રાખ્યાં છે. અને એ કામો એવાં કે એમાં સફળ થઇએ તો એટલાથી સ્વરાજ મળી જાય. એ બંને કામો સહેજે સિદ્ધ નથી થવાનાં. અને સખત મહેનત કરી હોય તો એ સિદ્ધ થવામાં કશી મુશ્કેલી આવવાની નથી. પરદેશી માલનો બહિષ્કાર અને દારૂબંધી બે એવાં કામો છે કે આખા સ્ત્રીવર્ગમાં ભારે પરિવર્તન થઇ જવાનું. પરદેશી કાપડનો વિશેષ મોહ તો સ્ત્રીઓને જ છે. પુરુષોને ઓછો છે એમ નથી. પરદેશી કાપડની સ્ત્રીઓને લત લગાડનાર પુરૂષો જ છે એ પણ ખરૂં. પણ આજે બહેનો નિશ્ચય કરે તો જ પરદેશી કાપડ આપણે ત્યાંથી જવાનું છે. પુરૂષો એમને સમજાવી શકે એવી સ્થિતિમાં નથી. સ્ત્રીઓએ જ એ શક્તિ કેળવવી રહી. દારૂની બાબતમાં એથી હલકી સ્થિતિ છે દારૂની લત પુરૂષોમાં જ છે એમ કહીએ તો વાંધો નથી. એ બદીમાંથી તેમનો ઉદ્ધાર બહેનો જ કરી શકે એમ છે. સ્ત્રી આગળ પુરૂષ શરમાય છે; છોડેલી માણસાઇ પાછી ધારણ કરે છે. સ્ત્રી જાતિનો સંયમ અને એમની પવિત્રતાની એ શક્તિ છે.

એટલે ટૂંકામાં કહીએ તો પરદેશી કાપડનો મોહ તજી સ્ત્રીઓ આત્મશુદ્ધિ કરે—અને દારૂની બદીમાંથી પુરૂષોને બચાવી તેમની શુદ્ધિ કરે—આ રીતે ઘરસંસાર શુદ્ધ થશે અને સ્વાતંત્ર્યલક્ષ્મી પ્રસન્નતાથી દેશમાં વિચરશે. —કાકા કાલેલકર

તેને અમે સમર્પિત થઇએ.

લિ. સેવકો.

શારદા મહેતા
ઈંદુમતી સી. દીવાન
મનોરમા ચીનુભાઇ
પાર્વતીબહેન ગિરધરલાલ અમૃતલાલ
મહાલક્ષ્મી મનસુખરામ
વિજયાગૌરી દુર્ગાપ્રસાદ લશ્કરી
ચતુરલક્ષ્મી જીવણલાલ દીવાન
વિજયાગૌરી બળવંતરાય કાનૂગા
અમીના કુરેશી
લક્ષ્મીબાઈ ખરે
મીઠુબહેન પિટીટ
અમીના તૈયબજી
કંચનગૌરી મંગળદાસ ગિરધરદાસ
સુલોચના ચીનુભાઇ
તનુમતી ચીનુભાઇ એમ. રણછોડલાલ
સરલાદેવી અંબાલાલ સારાભાઇ
વસંતગૌરી નરસીદાસ
મિસિસ ચીમનલાલ નગીનદાસ
અનસૂયા સારાભાઇ
મોતીબાઇ રણછોડલાલ
લીલાવતી હરિલાલ દેસાઇ
નિર્મળા બકુભાઇ મનસુખભાઇ
સંતોક એમ. ગાંધી
દુર્ગા મહાદેવ દેસાઇ
ગંગાબહેન રણછોડદાસ ભાટિયા
સવિતા ત્રિવેદી
મિસિસ જયંતિલાલ અમૃતલાલ






## ( ૧ ) સ્વદેશીપ્રચાર.

અત્યારે દેશની સ્વતંત્રતા માટે જે મહાન ચળવળ ચાલી રહી છે તેનાથી બ્હેનો અજાણ નથી. જગતના મહાન પુરુષ અને આપણા પૂજ્ય બન્ધુ મહાત્મા ગાંધીજીએ ઉપાડેલા એ મહાન કાર્યમાં હિન્દ માતાની પુત્રીઓ તરીકે આપણે પણ આપણો સંગીન ફાળો યથાશક્તિ આપવો જોઇએ. આપણે એ ફાળો કેટલે અંશે અને કેવા કેવા પ્રકારે આપી શકીએ તે મહાત્માજીએ વારંવાર આપણને જણાવ્યું છે. એ સર્વ પ્રકારના કાર્યોમાં સ્વદેશીપ્રચારનું કાર્ય અત્યંત મહત્વનું અને ઉપયોગી હોઇ એ કાર્ય પાછળ બ્હેનોએ સત્વર મંડી જવું જોઇએ.

અત્યાર સુધીમાં મંડળે પોતાના ઉદ્દેશ મુજબ સ્ત્રીઓની ઉન્નતિ અને સુધારણા માટે અનેક પ્રકારની ઉપયોગી પ્રવૃત્તિ કરી છે. મંડળે મુંબઇની ગુજરાતી બ્હેનોમાં કેળવણીનો પ્રચાર વધારવા, તેમની સાંસારિક અને શારિરીક સ્થિતિ સુધારવા, તેમને ઉદ્યોગ-હુન્નરનું શિક્ષણ આપવા તેમજ તેમનામાં પરસ્પર સ્નેહ અને સહકારની લાગણી ઉત્તેજવા બને તેટલી સફળ પ્રવૃત્તિઓ કરી છે. સ્વદેશીપ્રચારનું કાર્ય પણ એવીજ એક ઉપયોગી અને મહત્વની પ્રવૃત્તિ છે; અને અત્યારના સંજોગોમાં એ પ્રવૃત્તિ ઉપાડી લેવાની આપણી ખાસ ફરજ છે.

દેશની સ્વતંત્રતામાં પુરુષોના જેટલો જ આપણો સ્ત્રીઓનો હિસ્સો છે; એટલે તે માટેની લડતમાં પણ આપણે આપણો યોગ્ય હિસ્સો આપવો જ જોઇએ. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ અનેક કાર્યો સ્ત્રીઓ માટે ખાસ દર્શાવ્યાં છે. દરેક બ્હેન પોતાની શક્તિ અને પોતાના સંજોગોનો વિચાર કરી અનુકૂળતા પ્રમાણે એમાંના એક વા વધુ કાર્યોમાં પોતાનો હિસ્સો આપી શકે છે. આટલું છતાં જે બ્હેન વધુ કાર્યો ન ઉપાડી શકે એમ હોય તે પણ સ્વદેશીપ્રચારના કાર્યમાં પોતાનો હિસ્સો જરૂર આપી શકે, અને તેમ કરવું એ દરેક બ્હેનની દેશ પ્રત્યેની પવિત્ર ફરજ છે.

એ પવિત્ર ફરજ બજાવવાનું કાર્ય તુરતજ ઉપાડી લેવાનો મંડળની કમિટીએ ઠરાવ કર્યો છે. મંડળે સ્વદેશી પ્રચારના કાર્ય માટે બની શકે તેટલી સર્વ પ્રકારે પ્રવૃત્તિ ઉપાડી લેવાની છે. એ પ્રવૃત્તિમાં આપ બ્હેન આપનાથી બને તેટલી સર્વ રીતે સહકાર કરશો, અને મદદ આપશો એવી મંડળ તરફથી આપને અમારી નમ્ર વિનતિ છે.

આપણે સ્વદેશી વસ્તુઓ અને ખાસ કરીને સ્વદેશી કાપડ શા માટે વાપરવું જોઇએ એ હવે બ્હેનોને વિગતવાર સમજાવવાની જરૂર નથી. આપણો દેશ બહોળા સાધન સંપત્તિવાળો છે, આપણા દેશની જમીન અત્યંત ફળદ્રુપ છે, અને તેમાં પુષ્કળ કાચો માલ પાકે છે, તેમજ આપણા દેશની પ્રજા અત્યંત ઉદ્યોગી છે, તેમ છતાં આપણે અત્યંત ગરીબી વેઠવી પડે છે, અને દેશના અનેક ભાઇ બ્હેનોને અર્ધાં નાગા ફરવું પડે છે. કે અર્ધા ભૂખ્યા સુવું પડે છે. આનું કારણ એટલુંજ છે કે આપણે આપણા દેશના ઉદ્યોગોને અને તેમાંથી ઉત્પન્ન થતી સ્વદેશી વસ્તુઓને ઉત્તેજન આપતા નથી, જ્યારે પરદેશી વસ્તુઓના મોહમાં તણાઇ આપણે પરદેશી વસ્તુઓ અને કાપડ ખરીદીએ છીએ, અને તેમ કરી પરદેશીઓનાં ખીસ્સાં ભરીએ છીએ. આપણા એ પરદેશીના મોહ અને સ્વદેશ તરફની બેદરકારીને લીધે પરદેશીઓને સમૃદ્ધ બના-

વીએ છીએ, અને દેશનો પૈસો પરદેશ મોકલી દેશને કંગાલ બનાવીએ છીએ. આપણે આ સ્થિતિ ટાળવી હોય અને દેશને સમૃદ્ધ બનાવી આપણી સ્વતંત્રતા પાછી મેળવવી હોય તો આપણે ગમે તેટલો ભોગ આપીને પણ સ્વદેશી વસ્તુઓ જ વાપરવાનો મક્કમ ઠરાવ કરવો જોઇએ, એમ કરતાં આપણે થોડોક આત્મભોગ આપવો પડશે, થોડી ઘણી અગવડ પણ વેઠવી પડશે અથવા કોઇક વસ્તુઓ વગર ચલાવી લેવું પડશે. આપણા દેશની સ્વતંત્રતાની ખાતર આપણે એટલો પણ ભોગ ન આપી શકીએ તો આપણું જીવતર નકામું ગણાય; અને હિન્દમાતાની પુત્રીઓ તરીકે ગણાવાને આપણે લાયક નથી એમ જ ઠરે. અમને આશા છે કે કોઇ પણ બ્હેન એટલો ભોગ આપવા તો જરૂર તૈયાર થશે, અને પોતે હિન્દમાતાની સાચી અને લાયક પુત્રી છે એમ સાબીત કરી આપશે.

મંડળે સ્વદેશીપ્રચારનું કાર્ય સરળ થાય તે માટે પ્રતિજ્ઞાપત્રો તૈયાર કર્યાં છે. પ્રતિજ્ઞાપત્રો પર જાતે સહી કરીને તેમજ પોતાના સ્નેહી સબંધિ, અને ઓળખીતાંઓ પાસે સહી કરાવીને દરેક બ્હેન આ કાર્યમાં સંગીન મદદ કરશે એવી આશા છે. ઉપરાંત જે બ્હેનો રેંટિયા અને તકલી ઉપર કાંતવાનું શીખવાને ઉત્સુક હશે તેમને માટે યોગ્ય સગવડ કરી આપવાની મંડળે ગોઠવણ કરી છે, જેનો લાભ પણ બ્હેનો મોટી સંખ્યામાં લે એમ અમો ઇચ્છીએ છીએ.

અંતમાં જણાવવાનું કે મંડળે ઉપાડેલા આ સ્વદેશીપ્રચારના દેશહિતના મહત્વના કાર્યમાં આપ સ્વયંસેવિકા તરીકે જોડાઇ તેમજ અન્ય પ્રકારે મદદ કરી એ કાર્ય સફળતાપૂર્વક પાર પાડવામાં મંડળને બનતી સહાય કરશો એવી નમ્ર વિનતિ કરીએ છીએ.

**સ્વયંસેવિકા તરીકે નામ નોંધાવવાનો સમયઃ** જે બ્હેનો સ્વયંસેવિકા તરીકે નામ નોંધાવવા ઇચ્છતાં હોય તેમણે મંડળની ઓફીસમાં બપોરે ૩–૩૦ થી ૪–૩૦ (સ્ટા. ટા.) કૃપા કરીને આવવું. સહી કરવા માટેનાં પ્રતિજ્ઞાપત્રો પણ એજ સમયે મળી શકશે.

લી० શુભેચ્છકો,

**સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ જે. પી.**
**સૌ. લેડી કૃષ્ણાગૌરી ચીમનલાલ સેતલવાડ.**
**શ્રી. ચંદાગવરી ઠાકોરદાસ દેસાઇ.**
**સૌ. લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા.**
**સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળા.**
**ગં. રસિકમણી બાળમુકુંદરાય દેસાઇ.**
**બં. મંગળાબાઈ મોતીલાલ ફકીરચંદ.**
**સૌ. કુસુમગવરી મંગળદાસ મુનસી.**

## (૨) બાળલગ્ન પ્રતિબંધક (શારદા) કમિટિ

બાળલગ્ન ઉપર અંકુશ મુકનારો "શારદા" કાયદો તા ૧ લી એપ્રીલથી અમલમાં આવ્યો છે. મુંબાઇમાં વસતા ગુજરાતી હિંદુઓમાં એ કાયદો બરોબર અમલમાં મુકાય અને તેમાં દર્શાવેલી વરકન્યાની અનુક્રમે ૧૮ અને ૧૪ વર્ષની ઉમ્મર પ્હેલાં લગ્ન ન થાય, તેની ચોકશી રાખવા મંડળે નીચે પ્રમાણે એક પેટા–કમિટિ નીમી છે. આ કમિટિ મુંબાઇની ગુજરાતી જનતામાં એ કાયદાની કલમોનો પ્રચાર કરશે; એ કાયદાનું ઉલંઘન થાય એવાં લગ્ન થવાનાં છે એવી ખબર મળતાં પક્ષકારોને એવાં લગ્ન નહિ કરવાની ચેતવણી આપશે અને એવી ચેતવણી આપ્યા છતાં યા ચેતવણી આપી શકાય તે પ્હેલાં લગ્ન કરી નાંખ્યાં હશે તો તેવા પક્ષકારો સામે યોગ્ય પગલાં લેશે કમિટિના સભાસદોનાં નામ નીચે પ્રમાણે છેઃ—

સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે. પી., પ્રમુખ.
સૌ. તારાબ્હેન માણેકલાલ પ્રેમચંદ, જે. પી., ઉપ-પ્રમુખ
શ્રી. રસિકમણી બાળમુકુંદરાય દેસાઇ, }
શ્રી મંગળાગૌરી મોતીલાલ ફકીરચંદ, } મંત્રીઓ.
સૌ. કુસુમગૌરી મંગળદાસ મુનશી, }
કુ. તારામની પીતાંબરદાસ પટેલ, બી. એ., એલએલ. બી ઉપ-મંત્રી.
સૌ. હંસાબ્હેન મ્હેતા, બી. એ., જે. પી.
સૌ જયશ્રીબ્હેન રાયજી, બી. એ.
સૌ. કુસુમગૌરી હરિલાલ કણિયા, બી. એ.
સૌ. મંગ્રાબ્હેન ગોરધનદાસ પટેલ
શ્રી. રતનબ્હેન લક્ષ્મીદાસ મ્હેતા.
કુ. નિર્મળા ભવાનીદાસ મોતીવાળા.

આ કમિટિને કાયદા સંબંધી તેમજ બીજી જરૂરી સલાહ અને સૂચના વખતો વખત આપવા માટે નીચેના સદ્‌ગૃહસ્થોની એક સહાયક કમિટિ નીમવામાં આવી છેઃ

રા. છગનલાલ નરસિંહલાલ કાટમા, બી. એ. એલએલ. બી.

રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા, બેરીસ્ટર-એટ-લૉ.
રા. કાન્તિલાલ છગનલાલ ઠાકોર,
બી. એ. એલએલ. બી.
રા. મોહનલાલ મગનલાલ દેસાઇ,
બી. એ. એલએલ. બી.

આ સહાયક કમિટિ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર પડે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે બ્હેનોની કમિટિને આ કાર્યમાં સહાય કરશે.

જાહેર પ્રજાને પણ આથી અમે વિનતિ કરીએ છીએ કે શારદા કાયદાનું ઉલંઘન કરે એવાં અર્થાત જે લગ્નમાં વરની ઉમ્મર ૧૮ વર્ષથી ઓછી હોય યા કન્યાની ઉમ્મર ૧૪ વર્ષથી ઓછી હોય, એવાં લગ્ન થવાનાં હોય યા થયાં હોય તો તે વિષેના ખબર કમિટિને નીચે જણાવેલે સરનામે આપવા કૃપા કરવી. એવા ખબર આપનારે પૂરી તપાસ કર્યા પછીજ સત્તાવાર અને પાયાદાર ખબર આપવા અને પોતાનું પૂરેપૂરું નામ ઠામ અમારી જાણ માટે જણાવવું.

**ખબર આપવાનું સરનામું:**

શ્રી. મંત્રીબ્હેનો, શ્રી બાળલગ્ન પ્રતિબંધક કમિટિ
શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ,
૮૨, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

## રા. વર્માકૃત "શારદા" કાયદો

### કોપીરાઇટના ભંગ માટેનો કેસ આરોપીઓએ માંગેલી માફી.

બાળલગ્ન પર અંકુશ મુકનારો રાયસાહેબ હરવિલાસ શારદાનો કાયદો તા. ૧ લી એપ્રીલથી અમલમાં આવવાનો હતો. દરમિયાન એ કાયદાની કલમોની જાહેર પ્રજાને સરળ સમજુતિ આપવાના ઉદ્દેશથી "ગુણસુંદરી" ના તંત્રી રા. જયકૃષ્ણ નાગરદાસ વર્માએ એ કાયદાની કલમોનું ભાષાંતર અને તેની સરળ સમજુતિ ગુજરાતી ભાષામાં લખી એક પુસ્તિકા રૂપે એ કાયદો પ્રકટ કર્યો. ગુજરાતમાં ઠેર ઠેર એ પુસ્તિકાની માંગણી થઇ અને અત્યાર સુધીમાં તેની લગભગ ૩૦૦૦૦ નકલો પાંચ માસના અરસામાં ખપી ગઇ છે. એ વેચાણનો આંકડો કદાચ ૫૦૦૦૦ ઉપર જાત પરંતુ એ પુસ્તિકાની લોકપ્રિયતા અને તેનું બ્હોળું વેચાણ જોઇ કેટલાકને તેમાંથી લાભ ખાટી લેવાની દાનત થઇ અને એ પુસ્તિકામાં આપેલા લખાણ ઉપર રા. વર્માનો કોપીરાઇટ હોવા છતાં તેમની પરવાનગી વિના એ પુસ્તિકા અક્ષરે અક્ષર છપાવી વેચવા માંડી. રા. વર્માની પુસ્તિકા કરતાં આ સાહિત્યચોરોએ છપાવેલી પત્રિકાનું છાપકામ અને કાગલો હલકા હોઇ તેમને સારો લાભ ખાટવાનો મળ્યો. આ સાહિત્યચોરીમાં અમદાવાદના એક પ્રેસવાળાએ પ્હેલ કરી, અને તે પછી મુંબાઇના એક ફેરીઆ નામે શીવદાસ કેસરીઆએ પણ અમદાવાદના બીજા એક પ્રેસમાં એ પુસ્તિકાની નકલો છપાવી વેચવા માંડી. પ્હેલા પ્રેસવાળાને રા. વર્માએ નોટીસ આપતાં તેણે માફી માંગી અને બદલો આપ્યો તેમજ એ પુસ્તિકા ફરી નહિ છાપવાની કબુલાત આપી. શિવદાસ કેસરીઆના અમદાવાદના પ્રેસવાળાએ માફી માંગી પણ કેસરીઆએ ઉદ્ધત જવાબ આપ્યો એટલુંજ નહિ પણ ફરીથી એ પુસ્તિકા મુંબાઇ ખેતવાડીમાં આવેલા ન્યુ આંબેરકર પ્રેસમાં ફરીથી છપાવી. પરિણામે કેસરીઆ ઉપર અને તેના મુંબાઇના પ્રેસવાળા ઉપર રા. વર્માએ મી. બ્રાઉન મેજીસ્ટ્રેટની કોર્ટમાં તા. ૨૨ મી ફેબ્રુઆરીએ ફરિયાદ માંડી હતી. બન્ને આરોપીઓએ વકીલો રાખી છેવટ સુધી બચાવ કર્યો પણ છેવટે પોતાનું કાંઇ ચાલશે નહિ એમ જોઇ તેમણે કોર્ટમાં માફી માંગી. પ્રેસવાળાનો ગુન્હો બહુ ગંભીર નહિ હોવાને કારણે કોર્ટે તેની માફી સ્વીકારી તેને મુક્ત કર્યો પરંતુ શીવદાસ કેસરીઆનો ગુન્હો ગંભીર હોવાને કારણે કોર્ટે તેને રૂ. ૨૫) ધર્માદામાં આપવાની અને નહિ તો સજા ખમવાની સૂચના કરી. આરોપી શીવદાસ કેસરીઆએ કોર્ટની એ સલાહ સ્વીકારી રા. વર્માની સૂચનાથી રૂ. ૨૫ ની રકમ શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને આપવાનું કબુલ્યું છે. સાહિત્યની ચોરી કરનાર શાહુકારો માટે આ કેસ ખાસ ધડો લેવા જેવો થઇ પડશે.

અબ્બાસ દાદાને વિદાય



બ્લોક ] શ્રી. અમીના તૈયબજી શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય માતુશ્રી કસ્તુરબા ["બેધડી મોજ

લોકો કહેઃ " આ ઇજનેરે એક હોલીડેને દિવસે ઘડી લાગે છે. "

કવિઓ કહેઃ " સુંદર સ્ત્રીનું વર્ણન કરવા માટે અમે પુનમનો ચંદ્ર, કમળ, કેળ, હાથી, રૂપેરી ઘંટડી, નાગ, ભમરો, એમ બધા હથિયારો વાપરી ચૂક્યા. હવે આને માટે શું વાપરશું ? "

શાસ્ત્રીઓ કહેઃ " વિશ્વામિત્રનું તપ નિષ્ફળ કરવા અમે ઇંદ્રની સુંદરમાં સુંદર અપ્સરા પસંદ કરી મોકલી ને થોડી સફળતા મેળવી શક્યા; તે વખતે જો અપ્સરાની આ માશી મળી હોત તો ? "

વેપારી કહેઃ " આ નવો નમૂનો અમે કોઈ પણ કારખાનામાં કદી નથી જોયો. અમારી જાહેર ખબરોમાં એની છબી વાપરવા દેવા માટે શું પૈસા લેશો ? "

યુરોપીઅનો કહેઃ " અમારી વિશ્વસૌંદર્યની હરિફાઈમાં ( world beauty contest ) જો આ હિંદી સુંદરી આવે તો અમે તેને " મીસ ઇન્ડીયા " ( કુમારી ભારતી ) નોજ નહિ પરંતુ " મીસ વર્લ્ડ " ( કુમારી દુનીયા ) નો ખિતાબ વગર હરિફાઈએ નવાજીએં. "

પણ એલા ઇજનેર ભાઇ, ઉભો રહે ને હરખાઇ જાઇશમાં. ને એ ખોખામાં એકદમ છવ મુકીશ મા. હજી તો ફક્ત રૂપસુંદરીજ બની છે. તેને ' આદર્શ સ્ત્રી ' બનાવવા માટે તેનામાં કેટલાક મસાલા ઉમેરવાના છે ! જો સાંભળઃ—

( ૧ ) સૌથી પહેલાં તો તેમાં થોડું " મીઠું " નાંખજે ! ( પણ સરકારી મીઠું નહિ ગાંધીજીનું મીઠું ! )

( ૨ ) પછી જોઇશે **પંજાબણ** કે **રજપુતાણીના શૌર્ય, જુસ્સો ભરી, ફીટવાની ધગશ**:, અને ' મર્દાનગી ' ના મરચાંની ભુકી, તજ મરી ને લવીંગ ! જેથી એ ' પોપાબાઇ ' બનતી અટકે.

( ૩ ) પછી દેજે **ગરવીગુજરાતણના વ્યવહારિક જ્ઞાન અને કલાનું** ધાણા જીરૂં. જેથી એમાં કુમાશ આવે.

( ૪ ) હળદરને ઠેકાણે, **દક્ષિણી સ્ત્રીની સાદાઇ** વાપરજે જેથી એના જીવનમાં એકજ રંગ રહે.

( ૫ ) **બંગાલણના** લજ્જા અને ભક્તિભાવના રાઇમેથી ઉમેરતાં,વઘારની જેમ એની સૌરભ ધડાશે.

( ૬ ) **કાઠિયાવાડણની** તંદુરસ્તીનો એમાં થોડો ગોળ મેળવશો તો જ વૈદ્યોની બાટલી વગર એ નમૂનો લાંબી મુદત રહી શકશે.

( ૭ ) અનેક વાનીઓ તૈયાર કરતી વખતે જેમ આપણે પેણામાં તાવીએ કલાભરી રીતે અને પરસેવો ઉતાર ચલાવીએ છીએ તેમ આ વાની બનાવવા માટે પણ **યુરોપીઅન** સ્ત્રીની કાર્યદક્ષતા અને સખત મહેનતની જરૂર પડશે.

( ૮ ) આદર્શ સ્ત્રીની વાની લગભગ તૈયાર થવા આવી છે પરંતુ હજી તેના પર થોડી વિધિની જરૂર છે જેમકે **મુસ્લીમ** સ્ત્રીની મીઠી જબાનનો લીંબુનો રસ અને તેની ઉપર **પારસણ બ્હેનના મળતાવડા સ્વભાવ** ( adaptability ) જેવા દરેક વાનીમાં ભળી જાય તેવા કોથમીર અને કોપરૂં !

બસ; આટલી તૈયારી પછી તેમાં જીવ મુકીને " ડાદીનો થોડો રમતો જમતો છુટો " મુકી દેવો. !

આખી દુનિયામાં હો હો થઇ જશે. જેને તું (ઇજનેર), હું કે તંત્રી કોઇ નહિ પહોંચી શકે ! માત્ર " આદર્શ સ્ત્રી " તેને પહોંચી વળશે.



# હીરબાઈ

લેખક: રા. ગિરીશ

બહુ જુની વાત નથી. માંડ પચ્ચાસ વર્ષ થયાં હશે.

વળા બ્રાહ્મણોનું ગામ છે. ત્યાં ઘણા ખરા બ્રાહ્મણો ગરાસદાર છે. ઉગમણી ભોં દરબારની ને આથમણી બ્રાહ્મણોની.

ધોળાથી વળા સુધીની પાકી સડક તૈયાર થતી હતી. ધોળાથી રામપર સુધી તો ભાવનગર દરબારની હદ એટલે એ તૈયાર કરતાં બહુ અડચણ ન આવી; પણ રામપરની પેલી મેર ઠેઠ વળા સુધી–૨॥–૩ ગાઉમાં બધી બ્રાહ્મણોનીજ જમીન.

હીરબાઇનું પીયર ઘાંઘળી અને સાસરૂં વળા, બહોળું કુટુંબ. સાસરો જીવે પણ જરા સાજા ગાંડા જેવો. વર ખરો, પણ તે પણ બિચારો ભગવાનનો માણસ ચાર. દીકરા ને એક દીકરી. સંતાનમાં બધાં કેડાવેડીઆં; નાનો છોકરો તો ધાવણો.

સડકના કંત્રાટી બ્રાહ્મણોની જમીનમાં ખીંટીઓ મારતા જાય, ખાળીયા ખોદતા જાય અને સડકનું કામ કરતા જાય.

વચમાં હીરબાઇની જમીન આવી હીરબાઇનો સાસરો અને વર તો કાંઇ કરી શકે તેમ ન હતું. હીરબાઇને થયું કે આવી સોનાના કટકા જેવી ભોં આમ પાણીને મૂલે જતી ન કરાય. એણે તાગું કરવાનો નિશ્ચય કર્યો.

તે દિ'નાં લોક કાયદાથી બહુ ડરે. પોતાના સાસરાવરને કહ્યું કે તમે ક્યાંક જીલ્લાની હદમાં ચાલ્યા જાઓ. અહીંનું હું સંભાળી લઇશ.

હીરબાઇએ તો પોતાના કપાતા ખેતરમાં રાડાની એક ઝુંપડી બાંધી ને છોકરાંને લઇ આવી રહી.

કંત્રાટી હતો ઘાંઘળીનો. હીરબાઇની જમીન ખોદવાનું આવ્યું, પણ ત્યાં તો હીરબાઇ વાઘણ જેવી બેઠી હતી. કોઇ એક ખીંટી મારે તો તેને આખો ખાઇ જાય. તેને થયું કે

## સંત અને પ્રભુ

(યમન કલ્યાણ)

સંતોને હૈયે બોલે–
પ્રકટ પ્રણય પ્રભુ !
સંતોને નેને ડોલે–
સુખદ શરણ પ્રભુ !
સંતોને આનંદાશ્રુ–
કરૂણ લલિત પ્રભુ !
સંતોને વન્દે તેને–
સ્મરણ સુલભ પ્રભુ !
સંતોની પ્રેમનિકુંજે–
પ્રિયજનમય પ્રભુ !
સંતોને પુણ્યપુંજે–
પરિમલમય પ્રભુ !

લલિત

હીરબાઈ ર્હૃદ્ય આગળ આપણું કંઇ નહિ ચાલે. કામ પડતું મૂકીને એ તો ગયો વળાના કારભારી બજીભાઇ પાસે. બજીભાઇ જાતના નાગર એટલે પક્કા મુત્સદ્દી. વાત બધી સાંભળીને સ્થાનિક તપાસ માટે હીરબાઇની પાટીમાં જવાનું ઠરાવ્યું. બજીભાઈ કારભારી, કલ્યાણપરના દરબાર, વળાના બે ચાર આબરૂદાર પટેલીયા, એ બધાનું મંડળ પહોંચ્યું હીરબાઇની ઝુંપડીએ.

હીરબાઇને આના સમાચાર મળી ગયેલા. એણે એક ગોળાની ઠીબમાં ખાસો મજાનો છાણાનો દેવતા પ્રગટાવી રાખ્યો. નાહી ધોઇને વાળ રાખ્યા છુટા રેશમી સાડી શરીરે ધારણ કરીને તેનો એક છેડો વીંટયો કેડે. કપાળમાં સીંદુરની આડ કરી ને હાથમાં રાખી એક ઉઘાડી તરવાર. બધાને આવતા દીઠા એટલે પેલી ઠીબની શગડી લીધી માથે ને ચાલી પેલા આવનારાઓની સામે. શરીર આખું ધ્રુજે, આંખમાંથી અંગારા ઝરે, ને સતીમાતા જેવી હીરબાઇ સામે ચાલી આવે છે.

બજીભાઇએ શગડી ઉતારી નાખવાનું કહ્યું પણ એમ કાંઈ હીરબાઇ માને ? એ તો કહે તમે અમારા ગરીબનાનાં ગળાં કરવા બેઠાં છો. જુઓ, આ ઘડીએ હું સતી થઇ મારો જીવ દઉં છું, પછી તમ તમારે સડકું બાંધ્યે જજો, પણ યાદ રાખજો અમારી આંતરડીની કદુવા લેનારનું નખ્ખોદ નીકળી જશે.

કલ્યાણપરના દરબાર ભલું માણસ. તેણે વિષ્ટિ આદરી. સારામાં સારી જમીન બદલામાં બીજે ઠેકાણે હીરબાઇને અપાવવા, બજીભાઇ આગળથી વેણ લીધું અને એ બધું બરોબર થયું છે એમ ખાત્રી થઇ ત્યારેજ હીરબાઈએ શગડી માથેથી ઉતારી. છોકરાંને લઈ આડા મારગને રસ્તે થઇ, થઈ ગઇ ઘર ભેગી.

આજે એ હીરબાઇનું બહોળું કુટુંબ હયાત છે. કોઇ અંગ્રેજી નિશાળમાં શિક્ષક છે. કોઇ મહેસુલી વહીવટદાર છે. કોઇ રેલ્વેનો ગાર્ડ છે તો કોઈ વીશી ચલાવે છે. પણ એ નૂર, એ શૂર, એ આગ્રહ, એ નિડરતા હવે કયાંઇ દેખાતાં નથી.*

*હીરબાઇના એક વૃદ્ધ દીકરા પાસેથીજ સાંભળેલ.

## બહેનોનું ખાસ ક્ષેત્ર

ખાદી માટે વિદેશી વસ્ત્રનો બહિષ્કાર એ બહેનોનું ખાસ ક્ષેત્ર છે. અથવા હોવું જોઇએ. કેમકે વિદેશી વસ્ત્રે કરોડો ઘર બરબાદ કર્યાં છે, ને કરોડો બહેનોને પોતાના મદદનીશ ધંધા વિનાની કરી મૂકી છે. વિદેશી વસ્ત્રે હિંદુસ્તાનના સાત લાખ ગામ બરબાદ કર્યાં છે. એક તરફથી બહેનો ધંધા વિનાની થઇ. બીજી તરફથી જે વસ્ત્રો તે પોતાના ગામડાંમાં પેદા કરાવતી હતી તે વસ્ત્રોના તેમને પૈસા આપવા પડે. લોકોને વિદેશી વસ્ત્રનો ભારે શોખ થયો. એટલે તેઓ બહુ પ્રયત્ન વિના, ભારે તપશ્ચર્યા વિના છોડે નહિ. એ તપશ્ચર્યાની મૂર્તિ તો બહેનો છે. તે જે અસર લોકો ઉપર પાડી શકે તે પુરૂષો કદી ન પાડી શકે. વળી વિદેશી વસ્ત્ર પહેરનારમાં બહેનોની સંખ્યા પુરૂષો કરતાં વધારે છે. એ બહેનોની ઉપર છેવટે અસર તો બહેનોનીજ પડવાની.

(નવજીવન) મહાત્મા ગાંધીજી.




લેખિકાઃ સૌ. કપિલા કાંટાવાળા

### ( ૩૫ ) ઉપમા

ચોખા શેર ૧.
મીઠું જરા.
રાઇ જરા.

ચોખા શેર ૧ લઇ સાફ કરી, ધોઇ જાડા દળવા; તેમાંથી ઝીણો લોટ કાઢી લેવો. રવા જેવો લાલ રાખવો. તેને શીરાની માફક તેલમાં લાલ થાય તેવો શેકવો. બહુ લાલ ન થવા દેવો. શેકતાં થોડી રાઈ નાંખવી પછી શીરાની માફક લોટથી ત્રણ ગણું પાણી ગરમ કરી રાખવું. તેમાં જોઇએ તેટલું મીઠું નાંખી લોટ શેકાય એટલે ગરમ કરેલું પાણી તેમાં રેડી દેવું. પછી શીરાની માફકજ હલાવીને ગરમ ગરમ ખાવો.

### ( ૩૬ ) ટમાટાની કઢી ( સુપ )

૨ શેર ટમાટા પાકા
રાઈ.
તેલ કે ઘી.
હીંગ.
લીલું મરચું.
જરા ખાંડ.
એક નાળીએર.

પાકા ટમાટા ૨ શેર લાવીને, તેને તપેલામાં પાણી મૂકીને ૧૦ મીનીટ ચુલા ઉપર રહેવા દેવાના. સહેજ કરચલી વળે ઉતારવા; ઠંડા પડે ત્યારે એક ઝીણા કપડામાં નાંખી, દાબી ટમાટાનો રસ કાઢી લેવો. બી તથા છોડા ફેંકી દેવાં. આ ટમાટાના રસને રાઈ, હીંગ મૂકીને વધારવો. જરા ઉકળે ત્યારે લીલા નાળીએરનું દુધ નાંખવુ. પછી ખાવાના કામમાં લેવું. આ ખીચડીમાં ખાવાની સારી લાગે છે.

### ( ૩૭ ) મીઠાનું શાક

દુધ શેર ૧
પાણી શેર ૧.
મીઠું વડાગરું રૂ. ૫) ભાર.
લસણ ૧ ગાંઠીઓ.
મરચાં ખાંડેલાં ૨ ચમચા,
ધાણાંજીરું ૧ ચમચો.

દુધપાણીમાં મીઠું નાંખી ગરમ કરવા મૂકવું. ઉભરાય નહીં માટે હલાવ્યા કરવું. જ્યારે બરાબર ફાટી જાય, ત્યારે તેને નીચે ઉતારી એક ટોપલી અથવા ચાળણીમાં સફેદ કકડો પાથરી કાઢી લેવું. પાણી નીતરે તેના પર બીજું પાણી નાંખી નીતરવા દેવું. પછી તેલનો વધાર મૂકી મરચાં, લસણ, ધાણા જીરાંને વાટી તેમાં હળદર નાંખી એ બધું વધારમાં પાણીમાં ડોઇને નાંખવું. તે સડસડે પછી ફાટેલા દુધના કુચા નીતરી રહેલા હોય તે તપેલામાં નાંખી. જરા ઉકાળીને ઉતારી લેવું.

# ગામડાના પ્રવાસે

લેખકઃ કુ. અનસૂયાબેન ગોપાળજી

રવિવારે લોકલમાં ભાવનગરથી બેઠા અને સાંજે લગભગ સાડા પાંચે સોનગઢ સ્ટેશને ઉતર્યા. અને ગાડાવાળા તો રાહ જોઈનેજ બેઠા હતા. સાથે બળદનો સુશોભીત અને હાથ કારીગરીનો શણગાર લાવ્યા હતા તે તેમના સરસ હાથી જેવા બળદને પહેરાવ્યો. પછી તો બધા ગાડામાં બેસી ગયા. અને બળદના ડોકમાં રહેલા ઘુઘરાનો ઘમઘમ અવાજ થતો હતો તે ખુલ્લી કુદરતમાં મીઠો લાગતો હતો અને બળદને ચડાવેલા શણગારમાં આભલા તારાની જેમ ચમકતા હતા. ગાડા ચાલતા જાય અને કુદરત પોતાનું મીઠું સંગીત સંભળાવતી હતી અને ઝાડો પણ વાંકા વળી વળીને બધાને નમસ્કાર કરતા હતા અને સાથે સાથે પૃથ્વીદેવી પોતાનો કીંમતી પાવડર બધાની મરજી નહિ હોવા છતાં આગ્રહ કરી કરીને છાંટતી હતી. જ્યારે સુર્યદેવ પોતાનું છેલ્લું કીરણ ફેંકી પૃથ્વી માતાને વાત્સલ્યભર્યું ચુંબન લઈને કાંઈ દુરના દેશમાં જતો હતો તે વખતે બજુડના પાદરે પ્હોંચ્યાં. ગામમાં ગાડા ચાલ્યાં અને ગાડામાં બેઠેલા ગાયન ગાતા હતા. અને બળદ શણગારાયેલા હતા તેથી ગામના લોકો ઘરમાંથી બ્હાર આવીને જાન આવી છે તેમ જોવા લાગ્યા. ત્યાંની નિશાળમાં ઉતર્યા અને અન્દર બધું હાથ કારીગરીનો સામાન ચાકળા ચંદરવા વિગેરે કલાત્મક દ્રષ્ટિથી ગોઠવેલું હતું. પટેલીઆઓ બધા ગિજુભાઈ અને તારાબેનને મળવા આવ્યા. પછી બધા જરા બેઠા; પાણી બાણી પીને તાજા થયા. ત્યાં તો પછી નાસ્તાની તૈયારી થઈ. બધા નાસ્તો કરી રહ્યા પછી ત્યાંની રાત્રીશાળા જોવા ગયા. રાત્રીશાળામાં પચાસ સાઠ વિદ્યાર્થીઓ છે એ સાંભળીને મને બહુજ નવાઈ લાગી કે બજુડ જેવા ગામડામાં આટલા બધા વિદ્યાપ્રિય લોકો હશે. ગામડામાં રાત્રીશાળા ચલાવવી મુશ્કેલ પડે છે. કેમકે એક તો બધા ભણનાર વિદ્યાર્થીઓ દિવસના કામકાજથી થાકેલા હોય છે અને પુરતા ફાનસ પણ ગામડામાં નથી હોતા અને ખુબ આંખો ખેંચવી પડે છે. છતા બજુડમાં બધા ઉત્સાહથી ભણતા હતા. એ ધન્યતા તો પ્રભુભાઈનેજ છે કેમકે વિદ્યાર્થીઓ પાસેથી ઉત્સાહથી કેમ કામ લેવું તે પોતે જાણતા હતા. લોકોને ખાતર પોતે ધુડીયા ગામડામાં રહે છે. હાથે બધું કામકાજ કરીને પણ લોકો કેમ આગળ વધે કેવી રીતે વાંચતા થઈ જાય તેમ ઇચ્છતા હતા. આટલા બધા વિદ્યાર્થીઓ વચ્ચે પોતે એકજ; બધાને પ્હોંચી વળવાની ઝડપતા તેનામાં છે. તે છતાં તેમનો સ્વભાવ શાન્ત અને નમ્ર છે. તેમને તેમના વિદ્યાર્થીઓ પ્રત્યે ખુબ પ્રેમ છે. ગિજુભાઈએ વિદ્યાર્થીઓને સરલતાથી ઘણુંએ સમજાવી દીધું અને પછી ગરબી લેવાની હોવાથી અને બાળકોને ઉંઘ આવતી હોવાથી ત્યાંથી બધા ઉઠ્યા અને નિશાળ પાસેના ચોકમાં બધા આવ્યા અને ભાવનગર સ્ટેશનથી લઈ ગયેલી લાઈટ બધાને ખુબ ઉપયોગમાં આવી. ત્યાં લાઈટ ટીંગાડી અને બધા લોકો ગરબી લેવા ઉતરી પડ્યા. અમે તો ગરબી જોઈને દીંગજ થઈ ગયા. તેના આખા શરીરનો વળાંકો તાલબદ્ધ થતો હતો અને તાલ જરાય શીખવવામાં આવ્યો નહિ હોય

જતાં સરસ લેંકાદાર લટકા કરીને હાથ પગ વિગેરેનાં લેંકા કરતા હતા. એ પણ એક જાતનો નાચજ છે અને ગરબીના કુંડાળાની અન્દર રહેલા બે માણસોએ તો ગજબ કરી હતી અને તેમાંય તે એક વૃદ્ધ માણસ તેની જેવડો કોઇ શહેરી હોય તો લાકડીનો ટેકો લઇને ચાલે તેવો તે આદમી આખા કુંડાળામાં એક જુવાનને શરમાવે તેમ નાચતો હતો. બધા બાળકો પણ આ જોઇને ખુબ ખુશી થઇ ગયા. પછી દાંડીયારાસ લીધા. તે પણ બહુજ સરસ હતા. લેનારના અને જોનારના બન્નેનાં હૃદયો આનન્દથી ઉછળતા હતા. અને છેવટે પછી બધા ઉઠયા અને સુઇજવાની તૈયારી કરી અને વાતો કરતા કરતા સુઇ પણ ગયા. સવાર કેમ પડી તે પણ ખબર પડી નહિ અને ૭ સાડા ૭ વાગ્યે તારાબેન મોંઘીબેન વિગેરેએ પ્રભાતીયાં ગાયાં.

સવારની અજબ શાન્તીમાં એ પ્રભાતીઆં કેટલાં મીઠાં લાગતાં હતાં. પછી બધા મોટા ઉઠયા અને બાળકો પણ ઉઠયા અને નોતા ઉઠયા તેને ઉઠાડયા અને બધા બાળકોએ ગિજુભાઇના કહેવાથી પોતપોતાના મુખીને વંદન કર્યાં. પછી દાતણ કરીને ખેડના સાધનો જોવા ગયા. સાધનો એક પછી એક બધાની સમજણ પટેલીયા પાડતા ગયા તે જોવામાં બાળકોને પણ ખુબ રસ પડયો. અને મોટાને પણ ઘણું જાણવાનું મળ્યું. જે અનાજ આપણે ઘરે બેઠા લ્હેરથી ખાઇએ છીએ તેને કેવી રીતે પકવવામાં આવે છે તે જાણવું કોને ન ગમે. એ બધા સાધનો નિરાંતે જોયાં પછી બધા દૂધ પિવા માટે મેડા ઉપર ચડી ગયા અને છેવટે તારાબેન પણ ચડુ કે ન ચડુ વિચાર કરતાં કરતાં ઉપર ચડયાં અને બાળકો અને મોટાઓએ તાળીઓના ગડગડાટ સાથે વધાવી લીધા. ત્યાંથી દૂધ પીને ઉતારે આવ્યાં ત્યાં પણ પાછું કરીથી બધા એ ચા દુધ લીધાં અને કપડાં લઈ લઇને નાવા માટે બધા નિકળ્યા. રસ્તામાં ચાલતા ચાલતા પણ બધા મોટાઓએ ખુબ ચર્ચા કરી હતી. છેવટે જે વાડીએ જવાનું હતું ત્યાં પ્હોંચી ગયા. દિશાએ જવુ હતું તે તે જઇ આવ્યા પછી બાળકો કોસના પાણીમાં નાવા બેઠા ખુબ મજાથી નાયા. તેમને ઉઠવુંજ નોતું ગમતું પણ ઉઠયા વિના કાંઇ ચાલે? ત્યાર પછી ભાઇઓ નાયા બેનો માટે તો ઘરેજ નાવાનું હતું. પછી બધાએ ઘઉંનો પોંક, બોળા, અને શેલડી ધરાઇને ખાધા. કોસ કાઢતા હતા તે જોતા જોતા ખાવાની ખુબ મજા પડી હતી. ત્યાર પછી ઘરે આવ્યા અને શીખંડ પુરી જમ્યા. ત્યાં તો સ્ટેશને જવાનો વખત થયો. બાળકોનું ગાડું સોનગઢ ગયું અને અમે સણોસરાને સ્ટેશને આવ્યા. ત્યાં બધા પથારો પાથરીને બેઠા અને ટ્રેઇન આવી ત્યાં સુધી બધાએ વાતો કરી, ચર્ચા કરી, અને ગિજુભાઇએ તો પોતાની અનન્ત વાર્તા કરી. બધા છુટા છુટા સુતા હતા. ઉપર આકાશમાં બીજ ખીલી રહી હતી. તારલીઆઓ બધા આપણને દેખીને જાણે દર્પ ઘેલાં ન બની રહ્યા હોય તેમ દેખાતા હતા. અહા, કેવું મજાનું એ સુન્દર દૃશ્ય. સાથે સાથે મીઠો પવન પણ વાતો હતો. છેવટે ટ્રેઇન આવી અને તેમાં જગ્યાના અભાવને લીધે છુટા છુટા બેસવુ પડયું. નિંગાળાને સ્ટેશને ઉતર્યા પણ કાશીરામના ગાડા આવેલા ન હતા કેમકે પત્ર મળ્યો ન હતો. પછી વેઇટીંગ રૂમમાં બેઠા અને બે ત્રણ જણ તેજ વખતે કાશીરામને ત્યાં જવા નિકળ્યા અમે તો નાસ્તો કરી બાર વાગ્યે સુતા. ગિજુભાઇને પરાણે એક સુશોભીત બેન્ચ ઉપર માન સહિત સુવાર્યા પણ જ્યા શાન્ત વાતાવરણ થયુ ત્યાં બેન્ચમાં રહેલી માકડપાર્ટીએ ગિજુભાઇનું સ્વાગત કર્યું. પણ

ગિજુભાઇએ તે સ્વીકાર્યું નહિ અને બેન્ચને બહાર કાઢીને નીરાંતે માંકડનું અપમાન કરીને નીચે સુતા. સવાર પડીને ગાડાં આવ્યાં અને બધાં ગાડામાં બેઠાં. ગાડામાં પ્રભાતીઆં ગવાતાં હતાં અને જુદા જુદા પક્ષીનું નામ ગાડાવાળાને પુછતા અને તેનો ઉત્તર, પણ સાચો મળતો. ગામમાં પ્હોંચ્યા અને કાશીરામ હાથમાં પંચવટીયુ માથે ફાળીયું ઓઢેલું અને દાઢી થોડી થોડી વધીને એ જોઇને મને એમજ થયું કે આ માણસ શું નિશાળ ચલાવતો હશે. પણ ઉતારે પ્હોંચ્યા અને તેની નિશાળની ચોપડીયુ અને નોટો, માસીકો, ચિત્રો, વિગેરે જોઇને મને ખુબ આશ્ચર્ય લાગ્યું કે આ માણસનાં ભેજામાં કેટલું ભર્યું છે. તેની નિશાળ જોઇને પણ ખુબ આનન્દ થયો. એ પોતાની નિશાળ વિશે બોલતા બોલતા ગાંડા ઘેલાં થઈ જતા હતા. એને ખરેખર કેળવણી ઉપર, શીક્ષણ ઉપર ઘેલછા લાગી હતી અને એની ઘેલછા જો સોમાંથી પાંચને લાગે તો પણ આપણો દેશ ખરેખર આબાદ બને. એકજ પોતીયા પર ચલવી લેનાર સાતજ રૂપીયામાં પોતાના કુટુમ્બનું ગુજરાન ચલાવનાર એ એક તપસ્વીની ઝાંખી કરાવતા હતા. હજી સુધીમાં એ જો ખરેખર કેળવણીપ્રિય કે જેને માટે મરી ફીટતો માણસ જોયો હોય તો એનેજ જોયો છે, કાશીરામ તો ચીંથરામાં વિંટાયલુ રત્ન નીકળ્યા છે એમ કહીએ તોયે ચાલે. તેની શાળામાં સ્વતન્ત્રતાનો પણ સ્પીરીટ દેખાતો હતો. તેના બાળકો પણ ગુરૂજી માટે ગાંડા ઘેલા થઇ જતા અને નિશાળના વિદ્યાર્થીઓએ કસરત, પ્રાર્થના, ગીતો, દાંડીયા રાસ લઇને પોતાના આનન્દના ઉભરા કાઢયા તે છતા કાશીરામ કોઇની પાસે પરાણે કામ નહિ કરાવતા. તેમજ પોતાની નિશાળની ટેવ પણ નહિ બતાવતા. નિશાળીયાઓએ દાંડીઆરાસ સરસ લીધા. અત્યારથી તેના શરીર ખુબ વળતા હતા ત્યારે જ્યારે તે મોટા થશે ત્યારે કેટલું સરસ રમશે. તેની લડાઇ પણ સરસ હતી. આપણે બાલમન્દીરમાં તેમ કરાવીએ તો પણ કાંઇ ખરાબ નથી. નિશાળમાં વાંચન ખુબ થયુ હતું. અને અક્ષરો પણ બધા વિદ્યાર્થીના સારા અને ચોખ્ખા હતા. ચિત્રમાં પણ ઠીક કામ કરતા હતા. આ નિશાળમાં બધી વ્યવસ્થા સારી હતી. ગામડાની નિશાળમાં આ નિશાળ બેસ્ટ કહી શકાય. બધા જમવા બેઠા ત્યાં પણ એજ વાત ચાલતી હતી. શીક્ષણ કાશીરામના રૂવાડે રૂવાડું શીક્ષણપ્રિય છે. વાતમાં ને વાતમાં પુરેપુરૂં બધાને પીરસતા પણ ભુલી જતા. પણ પ્રેમથી પીરસાયલી ખીચડીને શાક પણ મીઠાં લાગતાં હતાં. એની નિશાળમાંથી ઘણું વધારે જાણવું અને સાંભળવું ગમતું હતું પણ હું ખુબ થાકી ગઇ હતી મારાથી બેસાતુજ ન હતું તેથી સુઇ ગઇ. અને એ તો હું ચોકસ કહું છું કે મેં એટલો વખત નહિ ભણવા માટે ગુમાવ્યો છે. પણ શરીરે ખાંન્યું નહિ. છેવટે સાંજે સ્ટેશને જવા માટે ગાડામાં બેઠાં અને ગાડામાં પણ ગિજુભાઇ અને તારાબેનની ગામડા વિશેના જીવન વિષે થતી ચર્ચામાં ખુબ રસ પડયો. રાત્રે ટ્રેઇનમાં પણ ચર્ચા-ચર્ચામાં ખુબજ આનન્દ પડયો. આવી રીતે અધ્યાપન મન્દીરના વિદ્યાર્થીઓની મુસાફરી વારંવાર થાય તો ખુબ જાણવાનું અને જોવાનું મળે.






લેખક : રા. અંબુ ક. વશી

પ્રિય ચિ. જયા,

ત્હારો ભાવિ અભ્યાસક્રમ પરત્વે મ્હારી સલાહ માંગતો પત્ર મળ્યો. મેટ્રીકની પરીક્ષામાં પાસ થઇ તું સુરત કૉલેજમાં જોડાવાનો વિચાર માંડી વાળી વિલ્સન કૉલેજમાં દાખલ થઇ એ જાણી આનંદ થયો. આપણી જ્ઞાતિમાં હજી ઘણી થોડી કન્યાઓ કૉલેજમાં ગઇ છે. એટલે મ્હારી ભાણેજ બી. એ. થશે એ વિચાર મ્હને પુલકિત કરે છે. સમાજની ટીકાની પરવાહ કર્યા વિના ત્હને વિલ્સન કૉલેજ સુધી ભણવા મોકલવા માટે મ્હારે પૂ. બ્હેનને તો અભિનંદન આપવાંજ રહ્યાં.

શાન્તિ પરના મ્હારા કેટલાંક પત્ર પરથી ત્હને એમ લાગી ગયું લાગે છે કે હું સ્ત્રી-શિક્ષણનો વિરોધી છું. પણ જો તું એ કાગળો જરા વધારે કાળજીથી વાંચશે તો ત્હને જણાશે કે હું સ્ત્રીઓના ઉચ્ચશિક્ષણનો વિરોધી નથી. પણ મ્હારો વિરોધ તો એ શિક્ષણ દેવાની પદ્ધતિ સામે છે.

મુંબઇ યુનીવર્સીટીમાં સુધારો થયા વિના વિલ્સન કૉલેજમાં સુધારો થવો શક્ય નથી. અને એથીજ કૉલેજના ચાલકોને આપણે એ માટે દોષિત ન ગણીએ. કેમકે જવુંજ હોય તો પછી બીલીમોરા કાળાઆંબા રેલ્વેના નાના ડબ્બા, એની ગોકળગાય જેવી ગતિ વગેરે પર ભાષણ ભારેલાં શા કામના? એજ પ્રમાણે વિલ્સન કૉલેજમાં સંગીત, બાલ-સંગોપન, બાલશિક્ષણ, ચિત્રકળા, પાકશાસ્ત્ર વગેરે સ્ત્રીઓને ઉપયોગી વિષયો શિખવાતા નથી એ ફરીઆદ નકામીજ છે. બી. એ.ની ડીગ્રીનો ખરો અર્થ કંઇક અંશે 'કળા વિશારદ' એવો થાય છે. પણ આપણી યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ તો ભાગ્યેજ એકે કળામાં પૈ નિષ્ણાત હોય છે એટલે એને જો 'અર્ધ કળા વિશારદ' કહેવામાં આવે તો મ્હને લાગે છે કે ભૂલ થવાનો સંભવ ઓછો રહે.

હશે. પણ કૉલેજની આ ખોટ બીજી રીતે પૂરી પાડી શકાય એમ છે. મુંબઇમાં જુદી જુદી સંસ્થાઓ દ્વારા સ્ત્રીઉપયોગી વિષયો શીખવવાની વ્યવસ્થા છે, એની ત્હને કદાચ ખબર હશે. વાયઃ ડબલ્યુ. સી. એ. તરફથી રજાના દિવસોમાં, પાકશાસ્ત્ર, વ્યાયામ અને શરીરશાસ્ત્ર શીખવવામાં આવે છે. પ્રાર્થના સમાજ તરફથી સંગીતના વર્ગો ચાલે છે. સોશ્યલ સર્વીસ લીગ તરફથી સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, સમાજસેવાની ચળવળ વગેરે પર વ્યાખ્યાનો અપાય છે. એ ઉપરાંત ભગિની સમાજ અને હિંદુ સ્ત્રીમંડળ તરફથીયે વર્ગો ચાલે છે. આ બધામાં પૂરતો ભાગ લેજે. કૉલેજમાં જોઇતી હાજરી ભરાઇ જાય એટલે આ બધા માટે ત્હને પૂરતો વખત મળશે. એક વાત યાદ રાખજે કે બી. એ. થયા પછી, પરણીને, જ્યારે એક

સંસારનો ભાર ઉપાડવાનો છે. એટલે આ ત્હારાં ' ફીઝીકસ ને ટ્રીગ્નોમેટ્રી ' કરતાં ત્હને આ જીવનમાં વધારે કામમાં આવશે.

આ વાંચી તું કહીશ કે '-ત્યારે તો આ પ્રમાણે વર્તતાં ચાર વર્ષમાં બી. એ. થવાની આશા છોડીજ દેવી જોઇએ. પણ એવો ખોટો વિચાર કરીશ મા. કોલેજીઅનો નકામી લાહારીમાં કેટલો બધો વખત ગાળે છે ત્હેનો ત્હને ખ્યાલ છે ને ! વળી વર્ષમાં ત્રણ માસ તો કોલેજ બંધ રહે છે. ત્યારે વલસાડ ન આવતાં પ્રેમમાસીને ત્યાં રહી સુગૃહિણિ અને સુમાતા થવાને આવશ્યક જ્ઞાન મેળવવા પ્રયત્ન કરી શકાય. આ ત્રણ મહીના રવિવાર અને બીજી રજાઓ મળી વર્ષમાં ખાસ્સા ચાર પાંચ મહીના આ માટે મળે. આમ ચાર વર્ષમાં સોળ મહીનાનો સદુપયોગ એ માટે થાય. અને એ ફતરિ સાથે સાથે સહેલાઇથી ચાર વર્ષમાં કોલેજનો અભ્યાસક્રમ પણ પૂરો થાય.

ને જય, તું માનીશ મ્હને તો ચોકખુંજ એમ લાગે છે કે જે અભ્યાસક્રમ પૂરો કરવા છોકરાઓને ચાર વર્ષ લાગે તે માટે છોકરીઓએ પાંચ વર્ષ લેવાંજ જોઇએ. છોકરીઓની પ્રકૃતિ કુદરતી રીતેજ છોકરાઓ કરતાં નાજુક હોય છે અને વળી મહીનામાં ચાર દિવસ અસ્પૃશ્યાવસ્થામાં ગાળવા પડે છે જે દર્મ્યાન એમણે સંપૂર્ણ આરામ લેવો જોઇએ. આ હિસાબે એઓ વર્ષમાં ૩૧૫ દિવસજ કામ કરવા શકિતમાન થાય. એ ઉપરાંત થોડા દિવસ મંદવાડમાં જાય. આ સંજોગોમાં વિશ્રાંતિ લીધા વિના છોકરીઓ છોકરાઓ માફક કામ કર્યાજ કરે તો એઓ એમની બરોબરી કરે એટલો ફાયદો એમને થાય પણ સાથે સાથે આને લીધેજ તેઓ જુદા જુદા રોગોના ભોગ થઈ પડે છે. આ વિષય પર ત્હને વધારે માહિતિ મળે એટલા માટે આ સાથે ડા. જે. ટી. વિલ્સનનું ' ડીસઓર્ડર્સ ઇન સ્કુલ ગર્લ્સ ' પુસ્તક મોકલાવું છું. એ તું વાંચી જજે, અને ત્હારી સહીયરોને ખાસ કરીને રાધા, ચન્દ્રિકા ને બચુને વંચાવજે. રાધા, ચન્દ્રિકા ને બચુના નામ પર મ્હને ભાર મૂકતો જોઇ ત્હને આશ્ચર્ય થશે. પણ આનું એકજ કારણ છે. અને તે એ કે હું એમને સારી રીતે ઓળખું છું. રાધા ને ચન્દ્રિકાને કોલેજમાં ' ફાસ્ટ સાઇકલિંગ ' માટે પદકો મળ્યાં છે અને બચુ ટેનીસમાં ' રનર અપ ' થઈ છે. એ તો ત્હને ખબર છે ને ?

હું એમ નથી કહેવા માંગતો કે છોકરીઓએ સાઇકલ પર નજ બેસવું કે ટેનીસ નજ રમવું. પણ પ્રકૃતિભેદ લક્ષમાં રાખી એમણે એમનું પુરૂષીકરણ થતું અટકાવવું જોઇએ એટલુંજ હું તો સૂચવવા માગું છું.

મ્હને લાગે છે કે ત્હારા આગલા પત્રમાં તેં લખેલું કે બચુને ચન્દ્રિકા માસિક અટકાવ પાળવાની વાતને પુરાણી ગણી હસી કાઢે છે. અને એ દિવસોમાં સાઇકિલંગ પણ કરે છે. આથી એમને શું શું ને કેટલું શોષવું પડશે તે અત્યારે તો હું નથી કહી શકતો, પણ માતા થતી વખતે આમ સ્રીઓ કરતાં એમની સ્થિતિ વધારે ત્રાસદાયક થયા વિના નહિ રહે. વિલાયતના ઘણા ડોકટરોનો પણ આવોજ અભિપ્રાય છે. આ વિષય પર ત્હને સંપૂર્ણ માહિતિ મળી શકે એવો એક પત્ર ત્હને લખવા મ્હેં પૂ. બ્હેનને લખેલું. પણ એમણે તો એ ફરજ મ્હારા પર નાખી. મ્હેં પ્રેમમાશીને લખ્યું પણ એણે ય મ્હારા પરજ એ ફરજ નાખી એટલે બીજો કશોયે ઉપાય ન રહેવાથી એ વાતો પણ આ પત્રમાંજ લખી નાખવા હું કટિબદ્ધ થાઉં છું.

ભલે કે રાધા શું કહે એની જરાયે દરકાર કર્યા વિના ત્હારે અસ્પૃશ્યાવસ્થાના દિવસોમાં કૉલેજમાં ન જતાં પૂર્ણ વિશ્રાંતિ લેવી. હદ ઉપરાંતનું સાઇકલિંગ કે લાંબાં પગપર્યટન કરી શારીરિક શ્રમ ન કરવો. ઘર બેઠાં વાંચવા લખવાનું કામ કરવામાં કશો વાંધો નથી. કૉલેજમાં તો લાગલાગટ ત્રણચાર કલાક બેસી રહેવું પડે છે. એટલે એથી વધારે શ્રમ લાગવાનો સંભવ છે. સ્પર્શાસ્પર્શનો નિર્બંધ પૂર્ણ વિશ્રાંતિ માટેજ કરવામાં આવ્યો છે. અને મ્હને લાગે છે કે એ પળાવોયે જોઇએ. આપદ્ ધર્મ ગણી કોક વેળાએ એ એ નિર્બંધ દૂર કરવાની સવડ પણ શાસ્ત્રોએ રાખી છે. પણ એ સવડનો વેળાકવેળા ઉપયોગ કરીએ. નિર્બંધનું વૈશિષ્ટ્ય નહિ જેવું ન કરી નાખવું જોઇએ. નિયમોના તત્વનું પાલન કરી પરિસ્થિતિ પ્રમાણે એમાં ફેરફારો કરવા એ એક જુદી વાત છે. પૂર્ણ વિશ્રાંતિ એ ઉત્તમ માર્ગ; અર્ધવિશ્રાંતિ એ મધ્યમ માર્ગ અને વિશ્રાંતિ નજ લેવાનો માર્ગ એટલે માતા અને ગૃહિણિ માટેની લાયકી ઓછી કરવાનો માર્ગ. એમજ કહી શકાય. કૉલેજ જીવન છોડી તું જ્યારે સંસારમાં પડશે ત્યારે ત્હને આનો અનુભવ થશે.

વિનય ને મર્યાદા એજ સ્ત્રીઓનાં ભૂષણ છે. અને આ ભૂષણો વડેજ સ્ત્રીઓ વધારે શોભે છે. જય, તું કહીશ કે હમારી આ માસિક વિશ્રાંતિનું કૉલેજમાં પ્રદર્શન શા માટે કરીએ ? અને આ વાતને નકામી સાર્વજનિક શા માટે બનાવીએ ! એથી અમારી મર્યાદાનું ઉલ્લંઘન ન થાય કે ! અને ઉપર તો આર્યાએ એક ડગલું આગળ વધી હેં કહે તો મ્હને આશ્ચર્ય ન થાય. કારણ કે પૌરાણિક પ્રમિલા પ્રમાણે એનો વિચાર તો પ્રાયે સામે બંડ ઉઠાવવાનો છે. પણ એનેયે કોઇ અનિરુદ્ધ મળશે અને ઉદાહરણ થઇ જશે એવી મ્હને ખાત્રી છે. ખરી મર્યાદા અને મર્યાદાનો ઢોંગ એ બે વચ્ચે ફરક છે અને હમણાં હમણાં તો કૉલેજમાં એ ઢોંગજ ખુબ ચાલી રહ્યો છે. ગર્ભાવસ્થા, પ્રસુતિ, વિવાહ, કેશરચના, વગેરેનાં પ્રદર્શન થતાં ગણો છો કે ! સ્ત્રીઓને આની શરમ લાગે છે ? જો આની શરમ ન લાગતી હોય તો મહીનામાં ચાર દિવસ વિશ્રાંતિ લેવાની વાતમાં શું શરમાવાનું ? આ વિશ્રાંતિ લેવાથી અમે નીચાં પડી જઇએ અને યુવકો કોઇ જુદાજ દૃષ્ટિબિંદુથી અમારા તરફ જુએ એ ત્હમારો વિચાર ભ્રમભરેલો છે. કૉલેજના યુવકો ત્હમારી તરફ પુત્રી, ભાવિ પત્ની, ભાવિ માતા વગેરે દૃષ્ટિથી નથી જોતા કે ?

મ્હારૂં ચાલે તો હું મુંબઇ યુનીવર્સીટીમાં એવો ઠરાવ પાસ કરાવું કે અઢાર વર્ષ પ્હેલાં સ્ત્રીઓથી મેટ્રિક થવાય નહિ. અને ત્યાર પછી પાંચ વર્ષ પ્હેલાં બી. એની પરીક્ષામાં બેસાય નહિ. મુંબઇ યુનીવર્સીટીમાં વિવાહિત સ્ત્રીઓની સંખ્યા વધશે ત્યારે મ્હને ખાત્રી છે કે આ ઠરાવ પાસ થશે. જય તું સ્ત્રી છે. અને ત્હારે માથે એક સંસારની જવાબદારી આવી પડવાની છે, એ વાત લક્ષમાં રાખજે. લોજમાં જમીને કે ઘરાનીને ત્યાંથી ડબા મંગાવીને સંસાર નભાવવો ત્હને નહિ પરવડે. આટલા માટેજ સુગૃહિણિ કે સુમાતા તરીકે યોગ્યતા વધારે એવા જે વિષયો કૉલેજમાં શિખવાતા નથી તે વિષેનું જ્ઞાન બીજી સંસ્થાઓ દ્વારા મળવજે. ત્યારે બીજી સખીઓને ન ગમે એટલા ખાતર તું આ જ્ઞાનથી ઉણી રહીશ નહિ.

ચાર વર્ષનો અભ્યાસક્રમ પૂરો કરતા ત્હને પાંચ વર્ષ લાગે તો ત્હારી સખીઓ ત્હને મંદબુદ્ધિની ગણી હસી કાઢે એ વિચારે ગભરાઇશ નહિ. આ વયમાં વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે વિશ્રાંતિ લીધા વિના પુરૂષની માફક કામ કરવા પ્રયત્ન કરીશ તો મગજને

ઘણો શ્રમ પડશે. અને ત્હારી તન્દુરસ્તી પર ખરાબ અસર થશે. મગજને શ્રમ પડવાથી લોહીમાંથી કેલ્સીયમ હોમોગ્લોબીન વગેરે દ્રવ્યોનો વધારે વ્યય થાય છે. મૂળમાંજ આ દ્રવ્યો પુરૂષો કરતાં સ્ત્રીઓમાં ઓછાં હોય છે. અને તેમાં તરુણ સ્ત્રીઓના શારીરિક ભાગોના વિકાસમાં આ દ્રવ્યો વપરાય છે. એટલે માનસિક શ્રમથી આ દ્રવ્યોનો વધારે વ્યય થાય તો માતૃત્વ અવયવોનો સંપૂર્ણ વિકાસ ન થાય. ઇંગ્લંડ અને અમેરિકામાં જ્યાં સ્ત્રીઓ ઉચ્ચ શિક્ષણ ઘણાજ પ્રમાણમાં લે છે ત્યાં માતા થવા માટેની સ્ત્રીઓની લાયકાત ઘટતી જાય છે, એમ ત્યાંના ડોકટરોએ સપ્રમાણ સિદ્ધ કર્યું છે. આને માટે 'સ્ટેન્લી હોલ' ના લખેલા 'એડોલેસન્સ' નું સત્તરમું પ્રકરણ વાંચજે.

ઉચ્ચ શિક્ષણની આ અસર આપણે ત્યાં પણ સ્ત્રીઓ પર થવા લાગી છે, એમ મ્હને લાગે છે અને ત્હું એનો ભોગ ન થઇ પડે એટલા માટેજ ત્હને આટલું ચોકખું હું લખું છું. પ્લેગવાળી જગ્યાએ જતા પહેલાં આત્મસંરક્ષણ માટે જેમ પ્લેગની રસી મુકાવવી જરૂરની છે તેવીજ રીતે યુનીવર્સીટીનું ઉચ્ચ શિક્ષણ લેવા જનાર સ્ત્રીએ માતા કે ગૃહિણિ તરીકે પોતાની લાયકાત ઓછી ન થાય અને એ શિક્ષણનાં ખરાબ પરિણામ બને એટલાં ઓછાં કરી શકાય એવા પ્રયત્નો કરવા જોઇએ ને એટલા માટેજ બી. એ. થવા ત્હને ચારને બદલે પાંચ વર્ષ લેવા ને માસિક વિશ્રાંતિ પાળવા હું લખું છું. તને કદાચ આ ગાંડાનો ગવારો લાગશે. પણ આ અનુભવસિદ્ધ વાત છે. અને હું તો એટલે સુધી કહું કે ખોરાક પણ લોહીમાં વધારે કેલ્શીયમ અને કેરોટીન આપે એવો લેવો.

હોસ્ટેલમાં ભણતી છોકરીઓના આચાર અને આચાર વિચાર માટે હું આટલું બધું લખું છું એનું કારણ એજ કે માતા ને ગૃહિણિ થતી સ્ત્રીઓના હૃદયનો પણ વિકાસ થવો જોઇએ એમ હું માનું છું. અને નોકરી શોધવી સ્ત્રીઓનું હું પુરૂષીકરણ થએલું ગણું છું. તું બી. એ થઇ કોઇ કન્યાશાળાની હેડમિસ્ટ્રેસ થાય તેના કરતાં તો તું સુગૃહિણિ કે સુમાતા થાય એ મ્હને હજાર દરજ્જે વધારે ગમે.

છતાંયે ત્હારે નોકરી કરવી હોય તો લગ્ન પછી કરજે. મુંબાઇ ત્હને પ્રો. વસંત દેશાઇને બતાવવા મ્હેંને લખેલું અને આથી કે બાના હેઠળ મ્હેં એમને આમંત્રેલા. પણ જ્યારે ત્હને આ ખબર પડી ત્યારે તેં કેટલો મિજાજ ખોયેલો તે યાદ છે કે? ઢોરને જેમ વેચવા માટે ઘરાકને બતાવો છો તેમ અમને બતાવો છો. એટલે અમેયે ત્હમારે મન ઢોર-જને! એમ તેં કહેલું. અને જાય માંદી છે એમ. જાણી મેં એ પ્રસંગ ટાળેલો. પણ પછી બીજેજ દિવસે નાટકમાં ત્હારી ખુરશી પાસે બેઠેલા યુવાનની જ્યારે મેં પ્રો. વસંત દેશાઇ તરીકે ઓળખાણ કરાવી ત્યારે ત્હને કેટલો આનંદ થએલો. અને તે વખત એના તરફ જોવાની તહારી દ્રષ્ટિ જોઇ કદાચ સુંદરી પણ પોતાની અભિનયકળાનું જ્ઞાન ઉણું ગણત.

ત્હારો વિચાર અભ્યાસ પૂરો થયા પછી લગ્ન કરવાનો છે. અભ્યાસ તો પૂરો થશે. પણ પ્રો. વસંત દેશાઇ જેવો વર ફરી નહિ મળે. તું લખે છે પોતાના પગ પર ઉભા ન રહી શકાય ત્યાં સુધી કોઇ સ્ત્રીએ લગ્ન ન કરવાં જોઇએ. કારણ કે ને કરે નારાયણે ને વૈધવ્ય પ્રાપ્ત થાય તો સ્થિતિ છેક કફોડી ન થઇ પડે પણ મ્હને ત્હારી આ વિચારસરણી ખોટી લાગે છે. સોળથી વીસ વર્ષની અંદર દરેક સ્ત્રીના અને પચ્ચીસથી ત્રીસની

અંદર દરેક પુરુષોનાં લગ્ન થઈ જવાં જોઇએ. લગ્નને જો એના અર્થની ગંભિરાઇ સમજીને કરવાં હોય તો એ યોગ્ય કાળે થવાંજ જોઇએ: ને ત્યારેજ માતૃત્વ અને ગૃહિણિ કર્તવ્યનું યથાયોગ્ય પાલન થાય. તું જેવી રીતે પ્રેમની થોડક તેવીજ મામી, ભાભી, વહુ, કાકી પ્રેવાની અને પતિની માફકજ એનાં આપ્તજનો સાથે ત્યારે સ્નેહસાંકળે જોડાવાનું રહ્યું. અને, આ માટે થોડો વખત તો જોઇએને ? અઢાર વર્ષે તું મેટ્રીક થઈ ૨૨ મે વર્ષે બી. એ. થશે ને ૨૪ મે વર્ષે બી. ટી. થશે ને ત્યાર પછી પતિ શોધીશ. આ દર્મ્યાન ત્હારી ઉમ્મર વધતી જવાની અને એ સાથેજ ત્હારી આર્થિક દૃષ્ટિ પણ વિશાળ થવાની અને આને પરિણામે ત્હારે ચાલીસ પીસ્તાળીશ વર્ષના પ્રૌઢ શ્રીમંત કે એ ત્રણ બાળકોના પિતા જોડે લગ્ન કરવાં પડવાનાં. વળી એ વયે પતિનાં કુટુંબનાં માણસો સાથે એકરૂપ થવું યે ત્હને કઠણ પડશે.

વળી તું લખે છે કે પ્રેમ ઉત્પન્ન થયાં પછીજ લગ્ન કરવાં. પણ એમને એમ એ કયાંથી થાય ! હિમાલય આપણી પાસે ન આવે તો આપણે હિમાલય પાસે જવું ન જોઇએ કે ? હું તો ઇચ્છું કે કૉલેજમાંના સદાચારી યુવાનોના પરિચયમાં આવવાનો એક પણ પ્રસંગ તું જવા ન દે. અને આ માટે યુવક સંઘ વગેરેના સભ્ય થવું જોઇએ. બ્હેનને મેં કહ્યું છે કે જયના લાયક મિત્રોને અવારનવાર ઘરે બોલાવી એમને છૂટથી હરવા ફરવા દેવાં અને એ માટે કબૂલ પણ થયાં છે. મ્હારા એક ગુજરાતી નહિ એવા મિત્રે એક છમખાનાની યોજના ગોઠવી છે. જેમાં ફક્ત હુશિયાર યુવક યુવતીઓને સભ્ય બનાવવાં. આનો એક નિયમ મ્હને જરા વિચિત્ર લાગ્યો. અને તે એ કે કોઇ પણ અવિવાહિત યુવક યા યુવતીને એક વર્ષથી વધારે વાર આ છમખાનામાં સભ્ય તરીકે ન રાખવાં. પણ વિચાર કર્યા પછી આ નિયમ મ્હને હવે એટલો બધો વિચિત્ર નથી લાગતો. કેંક અંશે આ અર્થમાંજ હું ત્હને કૉલેજના સદાચારી યુવકોના પરિચયમાં આવવાનું કહું છું.

ડૉ. મેરી સ્ટોપ્સ વૈવાહિક સ્થિતિનેજ બ્રહ્મચર્યનો પાયો માને છે. અને એણે આ સત્ય સિદ્ધ કરી બતાવ્યું છે. જય, આપણી યુવાનીમાં આપણને લગ્ન વિઘ્નકર્તા લાગે છે કારણ કે પરિણિત જીંદગીમાં બ્રહ્મચર્ય પાળતાં આપણને આવડતું નથી નહિ તો ખરૂં જોતાં લગ્ન એ વિઘ્ન નથી પણ અનેક મોહ અને વ્યસનમાંથી આપણને એ મુક્ત કરે છે. અને કૉલેજમાં ભણનાર દંપતીને તો લગ્ન ખાસ ઉપકારક થઇ પડે છે.

'મનગમતો પતિ ન મળે તો ?' એ વળી ત્હારો એક પ્રશ્ન છે ! જય, કઇ કઇ ચીજો આપણને મનગમની મળી છે ? આપણી સામાજીક રાજકીય સ્થિતિ મનગમતાં છે કે! છતાં એ બધાને પ્રયત્ન કરી મનગમતાં કરી શકાય તો પતિને કાં નહિ ! પતિ પસંદ કરતી વખતે આરોગ્ય શીલ, ને કુળની પસંદગી પાલકોને સોંપવી ને શિક્ષણ ને સૌંદર્ય કન્યાએ તપાસવું: આ બધું સાધારણ મળી રહેતું હોય તો લગ્ન ગોઠવી દેવું. દુનીયામાં બધું આમજ થાય છે. '

જે કન્યા અવિવાહિતજ રહેવા ઇચ્છતી હોય ત્હેના હૃદય વિષે શી કલ્પના કરવી તે મ્હને સમઝાતું નથી. સહાનુભૂતિ, પ્રેમ, સદ્ભાવના વગેરેનો તો એનામાં લોપજ હોવો જોઇએ. ઉચ્ચ, ઘણુંજ ઉચ્ચ શિક્ષણનું પરિણામ સ્ત્રીહૃદયના નાશ કરવામાંજ પરિણમે છે. આ સિદ્ધ કરવા દૂર જવું પડે એમ નથી. હમણાંજ ડૉકટર થઇ આવેલી મીસ

ચન્દ્રિકા દેશાઇ આનું સરસ ઉદાહરણ છે. ત્હને યાદ હશે કે હાઇસ્કુલમાં એ આદર્શ બાલિકા ગણાઇ અને ત્યારે એનું સૌંદર્ય પણ અજબ હતું. એ આદર્શ બાલિકાની આજની સ્થિતિ જોઇ ? ચોવીસમે વર્ષે એમ. બી. બી. એસ. થઇ અને થોડાંક વર્ષ વિલાયત રહી એમ. ડી. થઇ આવી. ત્યાં અભ્યાસને અંગે મળતાં બધાજ પદકો અને બક્ષિસો એને મળેલાં. પણ એ એનું સૌંદર્ય, શરીરસૌષ્ટવ અને સુંદર સ્વભાવ ખોતી આવી. અત્યારે તો અકાળ વૃદ્ધા જેવી લાગે છે.

મુંબઇમાં ડૉ. ભાષ્કર દેશાઇએ આપેલી પાર્ટીમાં એમને મળવાનું અને એમના વિચારો જાણવાનું સદ્ભાગ્ય મ્હને પ્રાપ્ત થએલું. ત્યાં એમના લગ્ન પરના વિચારો સાંભળી તો હસવું કે રડવું તે મ્હને ન સમજાયું. એને મન લગ્ન સ્ત્રીને માટે પેટ ભરવાનો ધંધો છે. ભાવના અપરિપક્વ બુદ્ધિનું લક્ષણ છે. ને પ્રેમ એ ભોળપણમાં વિકારને આપેલું નામ છે. પુરૂષ એ સ્ત્રીનું રમકડું છે. એ કહેતી હતી કે, વિવાહ કરવા તો એવા કે જેમાંથી ગમે ત્યારે છૂટી શકાય. એ વિદ્વાન બ્હેનનું આ વ્યાખ્યાન સાંભળીને હું તો છક્કજ થઇ ગયો. અને આજ ભાષણની પૂર્ણાહુતિ કરતાં એણે કહ્યું કે શરીરમાં મન એજ અગત્યની વસ્તુ છે. અંતઃકરણ જેને ભાવનાનું સ્થાન ગણવામાં આવે છે એતો કવિઓ અને ધર્મકારોએ ઉત્પન્ન કરેલું એક જાતનું ધતિંગજ છે. બાકી અંતઃકરણ અથવા હૃદયસર રૂધિરાભિસરણ માટેના પંપનું નામ છે.

પણ સ્ત્રીમાં મન કરતાં હૃદયનો વિકાસ વધારે થવો જોઇએ. હાલના ઉચ્ચ શિક્ષણને લીધે સ્ત્રીઓમાં હૃદયનો વિકાસ ઓછો થાય છે. અને મનનો વિકાસ વધતો જાય છે. જય, આ અસર ત્હારા પર ન થાય એની કાળજી રાખજે. બુદ્ધિથી ભાવનાઓને નિયમિત કરવી. પણ એ વડે એને કચરી નખાય નહિ એટલું જોવું. લગ્નમાંથી હૃદય બાદ કરતાં પાસવી વ્યવહારજ બાકી રહેશે. સંસારમાંથી ભાવના નષ્ટ થતાં ઘરની વીશી થતાં વાર નહિ લાગે. પતિમાંથી ભાવના નષ્ટ થતાં એ કામાસક્ત પશુ બને છે અને પત્નીમાંથી ભાવના નષ્ટ થતાં એમાં અને વેશ્યામાં ઝાઝો ફેર રહેતો નથી. કુદરતી રીતેજ પુરૂષમાં બુદ્ધિ વધારે હોય છે એટલે ઉચ્ચ શિક્ષણની ખરાબ અસર એના પર થતી નથી પણ સ્ત્રીઓ વધારે ભાવનાશાળી હોય છે, એટલે એમના પર આ ખરાબ શિક્ષણની અસર થયા વિના રહેતી નથી. જય, આ જાતના ઉચ્ચ શિક્ષણથી યુરોપ અમેરિકામાં પણ સ્ત્રીનું પુરૂષીકરણ ઘણી ઝડપથી થતું જાય છે. આને પરિણામે સ્ત્રી કે પુરૂષ બેમાંથી એકેની કક્ષામાં એઓ રહી શકતાં નથી. યુરોપના અનુકરણથી આપણે ત્યાં થતું એ સ્ત્રીઓનું પુરૂષીકરણ આપણને વધુ નુકસાનકારક છે. આવો અર્ધદગ્ધ સમાજ હિંદુસ્તાનનો ઉદ્ધાર કરશે કે ?

ગમે તેમ હોય પણ દરેક સ્ત્રીનું ધ્યેય સુગૃહિણિ અને સુમાતા થવાનું હોવું જોઇએ. સ્નેહશૂન્યતા અને ગાંભીર્ય એ બે જુદીજ ચીજો છે. ગંભીર બનો પણ પ્રેમાળપણાનો નાશ કરો નહિ, આત્મસંયમન કરો પણ નિષ્ઠુર થશો નહિ. અને આ આત્મસંયમન કરવાની ખરી તક તો લગ્નજ આપી શકે. એક બીજી વાત. ગઇ કાલે હસતાં હસતાં પ્રેમમાસીએ કહેલું કે હવેની છોકરીઓને ત્હમારો ' સૌભાગ્યવતી ભવ 'નો આશિર્વાદ નહિ ખપે. એમને તો ' કલાવતી ભવ ' ( બી. એ થા ) ' સેવિકા ભવ ' ( નોકરી કર ) વગેરે આશિર્વાદો રૂચશે.

ઉપટ મ્હારે એટલુંજ કહેવાનું કે હૃદયનો

વિકાસ કરજે. એને કોરું કટ રહેવા દઈશ નહિ. સુગૃહિણિ અને સુમાતા થવાને આવશ્યક જ્ઞાન ગમે ત્યાંથી મેળવજે. બુદ્ધિનો વિકાસ શારીરિક વિકાસના માર્ગમાં ન આવે એની કાળજી રાખજે. માનસિક શ્રમ અને માતૃત્વ એ બે વચ્ચેનો વિરોધ લક્ષમાં રાખી વિશ્રાંતિ લેતી રહેજે. તું સ્ત્રી છે એ કદી વિસરીશ નહિ. સ્ત્રીઓજ રાષ્ટ્રનું હૃદય છે. તમેજ માતૃભૂમિની ભાવિ આશા છો. સેવાને પ્રેમની મૂર્તિ છો. ત્હારા અંતઃકરણ, બુદ્ધિ અને શરીરનો યોગ્ય વિકાસ કરતી જજે. તું સુગૃહિણિ અને સુમાતા થશે એટલે બસ. ને ત્યારે તું બી. એ. ન થઈ શકી તો ચાલશે.

પત્ર બહુ લાંબો થઇ ગયો. અને મ્હારેયે સ્હવારે વ્હેલા ઉઠીને ડીસ્ટ્રીક્ટમાં જવું છે, પુરસદે પત્ર લખજે.

લી. અંબુના શુભાશિષ.

રા. ગો. મા. ચીપલુનકરના ' યશવંત 'માંના એક લેખને આધારે



## નવી માતા

આજે સૌની આંખો ' નવી સ્ત્રી ' તરફ વળી છે. આજનો યુગ ' નવી સ્ત્રી ' માગે છે.

પરંતુ આવતો યુગ ' નવી માતા ' માગે છે. કારણ નવો યુગ બાળકનો છે. નવા યુગની માતા આમાંથી જ નીકળવી જોઇએ.

નવી પેઢી નવો ઉછેર માગે છે. શિક્ષણમાં નવી દિશા માગે છે.

આવતી પેઢીને માતાનો લાડઘેલો પ્રેમ નથી જોઇતો. પણ તે બાળવિકાસને પોષે એવો સાચો પ્રેમ માગે છે.

લાડઘેલા પ્રેમમાં માતા પોતાને સંતોષે છે.

સાચા પ્રેમમાં માતા બાળકને પોષે છે.

લાડઘેલા પ્રેમમાં માતા બાળકને અપંગ બનાવે છે.

સાચા પ્રેમમાં માતા બાળકને સ્વાધીન બનવા મદદ આપે છે.

લાડઘેલા પ્રેમમાં માતા બાળકની ઉગતી આકાંક્ષાઓ દબાવે છે.

સાચો પ્રેમ બાળકને વિકસવાનો પૂર્ણ અવકાશ આપે છે. નવી માતા સાચો પ્રેમ જાણે છે.

( શિક્ષણ પત્રિકા ) તારાબેન.

# આપણી સ્ત્રીઓની જીવન સ્થિતિ

લેખિકાઃ શ્રી. તારાગૌરી પારેખ

વીસમી સદીના આગળ વધેલા યુગમાં દરેક ઉન્નતિઓમાં સ્ત્રીઉન્નતિ અને તેમનાં જીવનનો કંઈક ઉંડા ઉતરી વિચાર કરશું તો જણાશે કે સ્ત્રીઓનાં જીવન અને શારીરિક માનસિક અને આર્થિક દુઃખથી પીડાયેલાં છે.

હીંદની સ્ત્રીવર્ગમાંથી કંઇક એવી સંખ્યા નીકળે કે જે ઉન્નતિ દેવીના મંદીર શીખરે પ્હોંચવાને ચાલી નીકળી હોય. પરંતુ તે 'પર્વતમાં મુઠીભર' છે. અને ત્રણ ચતુર્થાંશ જેટલો મોટો ભાગ આજે કેટલીએ અધોગતી ભોગવી રહેલ છે અને તે બિચારીઓ તેના દુઃખથી એટલી તો ટેવાઇ ગએલી હોય છે કે તેને તેના સંયુકત શ્વસુરકુટુંબના બાળકોની, અને એવી એવી અનેક ચિંતાઓ તેની શાંતિ અને સ્વાસ્થ્યનો વિચાર કે માર્ગ લીધા વીના તેનું આખું જીવન તે પુરૂં કરે છે. × × ×

પ્રથમ પિતૃગૃહે લીધેલી વાંચવા લખવા પુરતીજ કેળવણી લઇ તેના જીવનનો કહેવાતો બાલ્યકાળ પુરો કરી તે શ્વસુરગૃહે સીધાવે છે અને તે સાથેજ તે જાણે ઇશ્વરી યંત્ર હોય તેમ એક સામટી કેટલીએ જવાબદારી અને વીટંબનાઓ આવી પડે છે. સોળ વર્ષની પુત્રી અને પુત્રવધુ સરખાંજ હોય છતાંએ કુટુંબના દરેક જનોની કહેવાતી સેવાનું ચક્ર તેને શીર ચડે છે. વિવેક, વિનય વગેરે સદ્‌ગુણ તો પુરુષ-સ્ત્રીવાએ પરીપૂર્ણ કરવાજ જોઇએ વગેરે, ભાવો શ્વસુરગૃહના દરેક મનુષ્યોને હોય છે. પતિદેવની દરેક રીતે સુખ-સગવડ સાચવવી, બાળકોને સંભાળવાં અને કેટલાંક સંયુકત કુટુંબોમાં તો શ્વસુરગૃહના દરેક મનુષ્યો તે ચાલી આવતી કુમળી બાળા ઉપર તેનો દોર ચલાવે છે. તેને કામ કરવાનું યંત્રજ સમજે છે. ને તેને થાક ન લાગે. તેને આનંદ ન જોઇએ, તેને હાસ્યની પણ જરૂર નહીં. ટુંકામાં તેને ઘરનાં મનુષ્યો સાથે ન જ સરખાવે. આ બધું શું સુચવે છે ? આવી અને આવી બીજી કેટલીએ સાધારણ બાબતોમાં સ્ત્રીઓનાં તેજ, બુદ્ધિ અને શકિત હણાંઇ રહ્યાં છે. અંત્યજ જેવી રીતે સમાજની સૌથી ઉતમ સેવા કરે છતાંએ તે ધીક્કારાય તેમ કંઇક સ્ત્રીઓની સ્થિતિ છે. ગૃહની સૌથી વિશેષ સેવા, કે કાર્ય કરતાં, સૌના દીલ સાચવતાં, તેને માટે માન ઉત્પન્ન થવું ભાગ્યેજ બને. આવી સ્થિતિમાં તેમના પતિદેવો પણ તેમને તેજ સ્થિતિમાં જોઇ બેસી રહેવા માગે છે. તેમનામાં તેમની સ્ત્રીઓનો જીવનમાર્ગ સરળ કરી આપવા સાહસ કે શોર્ય હોતાં નથી. માત્ર સ્ત્રીઓનાં દુઃખિત જીવન માટે તે વાતોમાં દુઃખિત બને એટલા પુરતું જ હોઇ શકે છે. અને સ્ત્રીઓના દીલદર્દ માટે સમાજને કે કુટુંબને બે શબ્દો કહેતા હોય કે સ્ત્રીની દુઃખની ત્રાપ તો જાણે કેમ તેમની કીર્તિને કલંક લાગે એવું તેને થાય છે. અને આથી તેને પણ કંઇ પડી, દાબી

નથી. અને આમ થતાં સ્ત્રીઓની સ્થિતિ વિશેષ કફોડી થઇ જાય છે. તેમનાં જીવનમાં નિરાશા, માનવહીનતા અને રૂદન વ્યાપી રહે છે. હિંદમાં કેટલુંએ આ જાતનું સ્ત્રીજીવન છે. સમાજમાં આવાં સ્ત્રીજીવનને લીધે અનેક પ્રયત્નો છતાં દેશ આઝાદ બને એ અસંભવિત છે. આવા સ્ત્રીજીવનથી બનતી પ્રજા માયકાંગલી, શૌર્યહીન અને નીમાંલ્યજ હોય, અને વંશપરંપરા આવુંજ ચાલ્યું આવ્યું તેનું પરિણામ અત્યારે હિંદની વસ્તી આવાજ મનુષ્યોથી ઉભરાયેલી છે અને ભૂખે મરે છે.

હિંદને આવા દુઃખોમાંથી બચાવવા અને આઝાદ બનાવવા માટે અનેક ફરજોમાં આ વિશેષ છે. સ્ત્રી સમાજના સાધારણ કહેવાતા એવા રૂઢી બંધનોના સડા દૂર કરવા ઉંચી ડીગ્રીઓનીએ જરૂર ન હોઇ શકે. તેને માટે તો ચારિત્ર્ય જોઇએ મજુરની માફક ગૃહકાર્ય કરની પુત્ર વધુ માટે દયા જોઇએ, કરણા જોઇએ માનવ પ્રેમ જોઇએ. સ્ત્રી અને દેશ ઉન્નતિની ધગશ જોઇએ.

રડતી પત્નીને જોઇ પુરૂષો બેસી ન રહે, તેના દુઃખમાં ભાગ લેવા તેના જડ રૂઢીબંધનો તોડવા સમાજ સાથે સત્યાગ્રહ આદરે અને તેમાં પ્રાણ આપવા જેટલુંએ શૌર્ય અને સાહસ કેળવે. તે આટલી વાત તો સ્હેજે સમજે અને પરણે અને નહિ તો તે પતિ થવાને લાયકજ નથી. આવાં પતિદેવોનાં ગમે તેટલાં ઉંચા પતિવ્રતથી પણ સ્વર્ગે નથી પ્હોચવાનાં એટલું સ્ત્રીઓ પણ સમજતી થાય. અને તેમનાંમાંથી દાગીનાથી મઢાવાને અને દરીયાંની પેલી પારનાં સર્વાંગ દેખાય તેવા વસ્ત્રોનો મોહ તજે, આ એક વાત પણ સ્ત્રીઓ સમજે તો તેની કેટલીએ મુશ્કેલીઓ સ્હેજે દુર થાય.

અત્યારે જગતભરની સ્ત્રીઓ પોતાના હક અને સુખસ્વાતંત્ર્ય માટે લડી રહી છે ત્યારે હિંદની સ્ત્રીઓ એક પગલુંએ ભરી ઉન્નત થવાની ઇચ્છા નહિ રાખે, સમાજ તેમાં સ્હાય નહિ આપે તો તેના વિકાસની તેની, કેળવણીની, તેમનાં આદર્શ દંપતી જીવનના આનંદની અને તેમાંથી બનતા વીર બુલકાઓની આશા પણ વ્યર્થ છે. અને જો તેને બદલે માત્ર કહેવાતાજ મનુષ્યોની વસ્તીનું પ્રમાણ વધ્યેજ જશે તો વર્તમાન સમયની હિંદને આઝાદ બનાવવાની દરેકની અભીલાષાઓ સંપૂર્ણ અંશે, સ્ત્રી ઉન્નતિવિના, ફળીભુત થશે કે કેમ તે બને તો શંકાજ છે.

પ્રભુ સર્વને સ્ત્રી ઉન્નતિ માટે શૌર્ય અને સાહસ આપો.



## અંગ્રેજ સ્ત્રીઓની ભાવના !

મને કહેતાં ઘણી દિલગીરી થાય છે કે હિન્દમાં, માત્ર થોડાક અપવાદ સિવાય, અંગ્રેજ સ્ત્રીઓએ પોતે જે દેશમાં રહે છે–કેટલીક વખત તો ૨૫–૩૦ વર્ષ કરતાંય વધુ સમય થયાં–તે દેશની પ્રજા માટે કાંઈ પણ કરવાનો પ્રયત્ન કે વિચાર સરખો પણ કર્યો નથી. તેમની આસપાસ ફરી વળેલો અજ્ઞાનતાનો અંધકાર તેઓ નિહાળે છે. તેઓ તે માટે મોટી મોટી વાતો કરે છે, દિલગિરિ દર્શાવે છે, પરંતુ એ બધુંયે તરત મગજમાંથી બહાર નીકળી જાય છે. કરોડોની આ પ્રજાને સુધારવા કે વધુ સારી સ્થિતિમાં મૂકવા એક આંગળી સરખી ચીંધવાની તેઓએ તસ્દી લીધી નથી.

—શેઠ દોરાબ તાતા

# ચાલુ વાર્તા




## પ્રકરણ ૨૨ મું

ઉપરની ઘટના બની ગયે ૭ માસ ઉપર થઇ ગયા હતા. ઠામ ઠામે થયેલા પરાજયને પરિણામે ફ્રેન્ચોએ અંગ્રેજો ઉપર એક સામટું બળ અજમાવવા મોટું લશ્કર તૈયાર કર્યું હતું. અંગ્રેજો પણ કાંઇ શાન્ત બેસી રહે એવા થોડાજ હતા? ફ્રેન્ચોને લગતી સર્વ માહિતી મેળવવા માટે કેપ્ટન ફોર્ડે રમેશને દૂર દૂરના એક પ્રાંતમાં મોકલ્યો હતો. હજી સુધી તે પાછો આવ્યો નહતો.

તે કાળમાં મુસાફરી માટેનાં સરળ સાધનો ન હતાં. તેમ મુસાફરોને સગવડ પડે એવાં પણ કાંઇ સાધનો માર્ગમાં ન હતાં. લાંબાં લાંબાં અંતરે ધર્મશાળાઓ આવેલી હતી. મુસાફરો રાત્રિની વેળા એવી ધર્મશાળાઓમાં આશ્રય લેતા. મુસાફરીનો માર્ગ ચોર ડાકુઓથી ભરેલો હોઇ રાત્રિની મુસાફરી ભયવાદક હતી. વધુમાં ધર્મશાળા પણ ચોર ડાકુઓનાં જ ધામ થઇ પડી હતી. એટલે મુસાફર પોતાના નિર્ણિત સ્થાને સહી સલામત પહોંચે ત્યારે ખરું એવી સ્થિતિ હતી.

'જાસુસીનું કામ કરવા ગયેલો રમેશ દૂર દૂરથી ઘોડેસ્વાર થઇ સાંજે એક ધર્મશાળા આગળ આવી પહોંચ્યો. આખો દિવસ તેણે મુસાફરી કરી હતી એટલે થોડો સમય આરામ લેવાની જરૂર જણાઇ. આ ધર્મશાળા ઘણીજ નાની હતી. તેમાં ત્રણ દુકાનો હતી. ધર્મશાળા એ દુકાનદારોની માલેકીની હતી. આજુબાજુ વડનાં ઝાડોની ઘેર ઘટા છવાઇ રહેલી હતી.

ધર્મશાળા આગળ આવી રમેશે એક દુકાનદારને રાત્રિભર રહેવાની વ્યવસ્થા કરી આપવા જણાવ્યું. પરંતુ તે દિવસે મુસાફરોથી ધર્મશાળા ભરાઇ ગયેલી હતી એટલે દુકાનદારે રમેશને ના પાડી.

એટલામાં તો રાત્રિ પડી ગઇ. મૂળ તો અંધારી રાત હતી. તેમાં આકાશમાં વાદળાં છવાયાં. એટલે વિજળીના ચમકાર વિના કાંઇ દૃષ્ટિએ પડતું ન હતું. હમણાં વરસાદ પડશે એવો પણ રમેશને ભય લાગ્યો.

રમેશે ફરી પેલા દુકાનદારને રાત્રિ રોકાવાની વ્યવસ્થા કરી આપવા વિનતિ કરી પરંતુ તે નિષ્ફળ ગઇ. એટલે રમેશે દુકાનમાંથી કાંઇક નાસ્તાની ખરીદી કરી અને એક મોટા વડની ઓથમાં બેઠો. ઘોડાને પણ બાજુએ બાંધ્યો હતો.

રમેશે નાસ્તો કરવા માંડ્યો ત્યાંજ મૂશળ ધાર વૃષ્ટિ શરૂ થઇ. પહેલાં તો વડની ઓથને લીધે કાંઇ અસર ન થઇ; પણ થોડીજ વારે વડનાં પાંદડાને ભેદી પાણી રમેશ ઉપર પડવા માંડ્યું. રમેશનાં એકેએક અંગે પાણી અડકી ચૂક્યું અને ઠંડીથી તે સહેજ ધ્રૂજવા લાગ્યો. પાણીથી ભીંજાયલું નાસ્તાનું પડીકું ત્યાંજ ફેંકી દઇ રમેશ શાન્તિથી ઉભો રહ્યો.

એક કલાક સુધી એકધારી વૃષ્ટિ ચાલુ રહી. વિજળીના ચમકારા પણ એટલાજ થતા હતા. અને આકાશમાં થતો ગડગડાટ તો જાણે ચાખું આભ તૂટી પડશે શું એવી ભ્રાન્તિ કરાવતો હતો. એટલામાં રમેશને કાને એક તીક્ષ્ણ ચીસ પડી. ' કોઇ સંકટમાં હશે ' એમ રમેશને થયું પરંતુ ચીસ કઇ બાજુથી આવી તે, તેની કલ્પનામાં આવ્યું નહિ. એટલામાં તો થોડીવારે એક બીજી તીણી ચીસ પડી અને રમેશને માલમ પડ્યું કે ધર્મશાળામાંની એક દુકાનમાંજ કોઇક સંકટમાં સપડાયું છે. આવી ધર્મશાળાઓમાં ચોર ડાકુઓ રંક અને ગરીબડી પ્રજા પર જે ત્રાસ વર્તાવે છે તે રમેશની જાણમાં હતું. એટલે રમેશ તરતજ દોડી દુકાન આગળ આવી પહોંચ્યો.

દુકાનનાં બારણાં બંધ હતાં. પરંતુ બારણામાં એક મોટું છીદ્ર હતું. તેમાંથી જોતાં રમેશને માલમ પડ્યું કે અંદર સ્ત્રીઓ સાથે ચાર પાંચ માણસો ઉપર પાંચેક નીચ માણસો અત્યાચાર ગુજારે છે. અને તેથીજ મદદ માટે પેલા માણસોમાંથી કોઇકે ચીસ પાડી હશે.

શું કરવું તેના વિચારમાં થોડીવાર રમેશે લગાડી ત્યાં અંદર કાંઇક વધારે ત્રાસ વર્તાવાતો હોય એમ રમેશને લાગ્યું. એટલે તેણે બારણામાં જોરથી લાત મારી બૂમ મારી: "અંદર કોણ છે ? બારણું જલદી ઉઘાડ ! "

બારણામાં લાત લાગતાંજ અંદરનો દિવો હોલવી નાંખવામાં આવ્યો અને ચાર માણસોએ ' અમને બચાવો ' ' અમને બચવો ' નો પોકાર કર્યો.

રમેશે ફરી બારણામાં લાત મારી. પરંતુ બારણું કોઇએ ઉઘાડ્યું નહિ. ઉલટું પાછલું બારણું ઉઘડ્યું અને તેમાંથી પાંચેક માણસોને પલાયન કરી જતા રમેશે જોયા. હવે રમેશ ખૂબ ચીડાયો અને પોતાનું સર્વ બળ એકત્ર કરી તેણે બારણામાં એવાં તો જોરથી લાત મારી કે બારણું ઉઘડી ગયું.. અને રમેશ અંદર ગયો.

અંદરના માણસો ભયથી થર થર કંપતાં હતાં પરંતુ અંદર અંધારૂં હોઇ રમેશ કાંઇ જ દેખી શક્યો નહિ. છતાં રમેશે પ્રશ્ન કર્યો: " કેમ હવે તમે સંકટમાં નથી ને ? "

કોઇ અજ્ઞાત પુરૂષે ઉત્તર આપ્યો: "અમને પીડનારા લુટારૂઓ તો ભાગી ગયા છે. અમને સર્વને તેમણે બાંધેલાં છે એટલે તમે અમને બંધનમાંથી મુકત કરો તો સારૂં.

" બધાયને બાંધેલા છે ! "

" મારી સાથે મારી પત્ની અને એક મોટી અને એક નાની એમ બે છોકરીઓ છે. મારી પત્નીનો તો અહીં કાંઇ પત્તો લાગતો નથી. મોટી પુત્રી અહીંજ છે. તે બંધન વિનાની છે. નાની પુત્રીનો કાંઇ પતો નથી. પ્રભુ જાણે તેઓ બન્ને જીવે છે કે મરે છે ! કૃપા કરી પહેલાં મને બંધનમુકત કરો. "

" પણ અહીં તો પૂરેપૂરો અંધકાર છે એટલે મારાથી કાંઇ દેખી પણ શકાતું નથી. તમારી પુત્રીને કહો તો તે તમારાં બંધન છોડે ! "

" તેણે ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેનાથી ગાંઠ છૂટી શકતી નથી.

તમે કરી આપો તો તમારો ઘણોજ આભાર માનીશું. તમે કંપની સરકારના નોકર છો એટલે કોઇ પણ પ્રકારની અગવડ તમને નહિ પડે."

"જો આપણે કાલે સાંજે વિજયગ્રામ પહોંચીએ તો તમને સુખરૂપ કલકત્તા પહોંચાડવાની વ્યવસ્થા હું જરૂર કરી દઉં. કારણ કે અમારા કેપ્ટન ફોર્ડ સાહેબનાં પત્ની સાહેબને મળવાં આવેલાં છે; તેઓ પરમ દિવસે સવારે કલકત્તા જવા ઉપડનાર છે. તેમની સાથે તમે કોઇ પણ પ્રકારના ભય વિના કલકત્તા જઇ શકો."

"અહીંથી તે ગામ કેટલુંક હશે?"

"આશરે ત્રીસેક ગાઉ હશે."

"સ્ત્રી બાળક સાથે બે દિવસમાં ત્યાં પહોંચવું અશક્ય છે. વળી લુટારૂની લાકડીનો સખ્ત પ્રહાર મારા પગ ઉપર પડેલો હોઇ મારાથી પણ ચાલી શકાય એમ નથી."

"એ ખરૂં; પણ ગમે તે ભોગે અહીંથી બની શકે તેટલાં વહેલાં વિજયગ્રામ આપણે પહોંચવું જોઇએ મને એક ઉપાય સુઝે છે. અહીંથી ત્રણ ગાઉ ઉપર આનન્દરાજ ગજપતિની હદ આવેલી છે. ત્યાં તેની કચેરી પણ છે. આપણે ત્યાંથી કાંઇ પણ વાહનની વ્યવસ્થા કરી શકીશું. ત્રણ ગાઉ સુધી ચાલીને કેમ જવું એનોજ હવે વિચાર કરવાનો છે."

આ વખતે કાંઈ બોલવું જોઇએ એમ લાગ્યાથી સુચારુ મંદસ્વરે બોલી: "બાપુ! હું થોડું થોડું ચાલીશ. મને ચાલવાનો તો મ્હાવરો છે."

પોતાની પુત્રીના આ શબ્દો સાંભળી તેની માએ પણ એવાજ શબ્દો ઉચ્ચાર્યા. એટલે દુર્ગાચરણને ઘોડા ઉપર બેસવાની રમેશે સૂચના કરી. ઘોડાની લગામ રમેશે પોતાના હાથમાં રાખી અને ચારુ તથા તેની મા ઘોડાની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. બપોર થાય તે પહેલાં તો તેઓ આનંદરાજ ગજપતિની હદમાં આવી પહોંચ્યાં. ત્યાં ભોજન વગેરેની વ્યવસ્થા કરી. અને એક ગાડી ભાડે કરી વિજયગ્રામ પ્રતિ પ્રયાણ કર્યું.

બીજે દિવસે સાંજે તેઓ વિજયગ્રામ આવી પહોંચ્યા કેપ્ટન ફોર્ડ સાહેબના પત્ની બીજે દિવસે જનાર હતાં પણ કાંઇક કારણ સર તેઓને એક અઠવાડિયું વધુ રોકાવાનું થયું હોવાથી દુર્ગાચરણે પણ એક અઠવાડિયું વિજયગ્રામ રોકાવાનું યોગ્ય ધાર્યું.

સુંદરીની વાડી પાસેનુંજ એક મકાન રમેશે, દુર્ગાચરણ બાબુ માટે ભાડે રાખ્યું. અને ત્યાં રહેવા માટે પૂરતી વ્યવસ્થા કરી આપી.

બે એક દિવસમાંજ સર્વત્ર એવી ખબર પડી ગઇ કે રમેશના કોઇક ઓળખીતાં અહીં રહેવા આવ્યાં છે. કિશોરીના જાણવામાં પણ આ બીના આવી. એટલે આ નવું આવનાર કોણ છે એ જાણવાની જિજ્ઞાસાથી કિશોરી પોતાની બે સખીઓને લઇ દુર્ગાચરણને ત્યાં આવી.

દુર્ગાચરણ બહાર ફરવા ગયો હતો. ચારુ ઓટલા ઉપરજ બેઠી હતી. અને નાની છોકરી બાજુમાં રમતી હતી.

આપણે ઘરે કોઇ આવે છે એમ જાણી ચારુએ પરસાળમાં શેતરંજી બીછાવી અને પોતાની માને ખબર આપી. બંનેએ હસીને કિશોરીનો સત્કાર કર્યો.

અરસપરસ પરિચયનો વિધિ થયા બાદ કિશોરીએ ચારુ તરફ જોઇ તેની માને પૂછયું: "આ આપની પુત્રી ને?"

"હા; બીજી પરણે રમે છે."

"એનું લગ્ન કર્યું છે ને?"

"નહિ; એ આઠ વર્ષની હતી ત્યાંજ અમારે નોકરી માટે દૂર દેશ જવાનું થયું. ત્યાંથી ૯ વર્ષે આજે અમે પાછાં ફરીએ છીએ. એટલે એનું લગ્ન થઇ શક્યું નથી. હવે દેશમાં જઇનેજ લગ્ન કરીશું. તમારું લગ્ન તો થયું છે ને ?"

"નહિ; મારી એક સખિનું લગ્ન થયું છે." કિશોરીએ કાંઇક લજ્જિત થઇને ઉત્તર આપ્યો.

એટલામાં દુર્ગાચરણ ફરીને આવી પહોંચ્યો. પોતાને ઘરે કોઇ બહેનો આવેલી જોઇ તે પાછલી બાજુએથી ઘરમાં પ્રવેશ્યો. અને નાની છોકરીને રમાડવા લાગ્યો. ચારૂ સાથે વાતચીત કરવાનું જણાવી ચારૂની મા પણ અંદર ચાલી ગઇ.

કિશોરીએ તરત જ ચારૂ સાથે વાતચીત શરૂ કરી.

"કાં, તમને અહીં ગમે છે ને ?"

"ગમે છે; પણ આ આખાયે પ્રાંતનું વાતાવરણ મને કાંઇ બહુ સારૂં નથી લાગતું. છેક નાની વયથી હું આ પ્રાંતમાં ફરી રહી છું."

"લાલ પલટણવાળા રમેશ બાબુ તમારા શું સગા થાય ?"

"સગા તો કાંઇ નથી. એક પ્રાંતમાં રહેનારા એટલું જ."

"તમારે તેની સાથે આગળનું ઓળખાણ હશે."

"નહિ રે; હમણાં બે દિવસ ઉપર જ તેમનો પરિચય થયો." ચારૂ એકેએક પ્રશ્નનો ઉત્તર સરળતાથી આપતી હતી. કિશોરીનો એકેએક પ્રશ્ન સહેતુ હતો.

"કેમ, રમેશ બાબુ કેવા માણસ લાગે છે ?"

"ઘણા જ સારા, રૂપ અને ગુણ બન્નેમાં."

"એવા પતિ મળે તો કોઇ પણ સ્ત્રી પોતાને ઘણી જ સુખી માને, ખરૂં ને ?"

આ પ્રશ્નનો ઉત્તર ન આપતાં, ચારૂ, કિશોરી તરફ પ્રશાંત પરંતુ તિન્ન કટાક્ષ કરતી જોઇ રહી. એ પ્રશ્ન પૂછવાનું કારણ તે શોધી રહી. પણ કિશોરીનો ચહેરો તદ્દન નિર્વિકાર જણાતાં તે ગંભીરતાથી બોલી: "પ્રત્યેક કુમારિકા પોતાને રૂપ અને ગુણ બન્નેથી સંપન્ન પતિ મળે એવી ઇચ્છા સહજ જ ધરાવે છે; પણ આ પ્રશ્ન પૂછવાનું કારણ શું ?"

"કારણ શું હોય વળી ?"

"કારણ વિના કાંઇ એવો પ્રશ્ન પૂછાય ખરો ?"

"કારણ તો બીજું કાંઇ નથી. હું રમેશ બાબુને ઓળખું છું. તેઓ એક સદ્‌ગૃહસ્થ છે એમ હું માનું છું. છતાં કોઇ લોક તેને માટે ગમે તેમ બોલે છે. એટલે મેં તમને પૂછ્યું."

એટલામાં બહારથી કોઇએ દુર્ગાચરણ બાબુને બૂમ મારી. તે રમેશ હતો. પાછળથી આવી દુર્ગાચરણ બાબુએ રમેશને ઘરમાં બોલાવ્યો. ઘરમાં પ્રવેશતાં જ રમેશે કિશોરીને પોતાની સખિઓ સાથે જોઇ. અને તરત જ નજર ફેરવી લીધી. કિશોરીએ રમેશ તરફ અમીભરી નજરે જોયું પરંતુ રમેશનું ધ્યાન તે તરફ નહતું.

દશેક મીનીટ પછી દુર્ગાચરણ બાબુએ રમેશ માટે નાસ્તાની તૈયારી કરવા ચારૂને જણાવ્યું એટલે કિશોરીની રજા લઇ તે નાસ્તાની તૈયારી કરવા ગઇ. બંગાળી લોકો નાસ્તાની તૈયારી કેમ કરે છે તે જોવાની

જિનાસોથી કિશોરીની બે સખિઓ ચારુ સાથે ગઇ. કિશોરી એકલી જ ત્યાં બેસી રહી.

ચારૂએ જતાં જતાં પ્રસન્ન, પ્રશાંત, કરૂણ અને સ્થિર દષ્ટિથી રમેશ તરફ જોયું. રમેશની નજર પણ તે તરફ જ હતી. એટલે બન્નેની દષ્ટિ મળી. ચારૂની દષ્ટિમાં પવિત્રતા અને સૌન્દર્ય નજરે પડયું. કિશોરી અને ચારૂ બન્નેની દષ્ટિમાં આસમાન જમીનનો ફેર લાગ્યો. એક દષ્ટિમાં ઝેર હતું; બીજીમાં અમી હતું. રમેશના હૃદયમાંથી કિશોરીની મૂર્તિ ઓસરતી ગઇ અને તેને સ્થાને ચારૂની મૂર્તિ સ્થપાતી હોય એમ રમેશને લાગ્યું.

એટલામાં દુર્ગાચરણ બાબુ રમેશ પાસેથી ઉઠી બહાર ગયા. એ સંધીનો લાભ લઇ કિશોરી, રમેશ પાસે આવી અને બોલી: " રમેશ બાબુ ! "

રમેશ ચમક્યો. થોડાજ દિવસમાં જે સ્વરમાંથી વીણાનો ઝણકાર સંભળાતો તે સ્વરમાંથી અત્યારે કઠોરતા નીકળી રહી હોય એ તેને લાગ્યું. રમેશે, કિશોરી તરફ એક તિરસ્કાર ભરી નજર ફેંકી; એ નજરે કિશોરીનાં હૃદયમાં આગ સળગાવી. છતાં એનો ભાવ બહાર દેખાવા ન દેતાં કિશોરીએ આંખમાં પાણી લાવી, કરૂણ સ્વરે કહ્યું: " તમારૂં મન આટલું બધું કઠોર હતું તો મને પહેલાં આશા શું કામ આપી ? "

કિશોરીના આ શબ્દોથી રમેશને આશ્ચર્ય થયું. તે કાંઇક અસ્વસ્થ પણ થયો. તેણે કહ્યું: " કિશોરી ! બોલ નહિ. આ સભ્ય ગૃહસ્થનું ઘર છે. "

રમેશના શબ્દોથી કિશોરીનું દેહ ઉકળી આવ્યું. ક્રોધીત સ્વરે તે બોલી: " આ સભ્ય ગૃહસ્થનું ઘર તો હું શું કાંઇ વેશ્યા છું ! અહીં બોલવાની પણ મને બંધી ?"

" પારકી સ્ત્રી સાથે બોલવું નહિ એવો અમારા દેશનો રિવાજ છે. "

" પણ આ દેશ અમારો છે. અહીં અમારા રિવાજ ચાલે. "

" તે કાંઇ નહિ. આ ઘરે જે રિવાજ પળાતા હોય તેજ આ ઘરમાં પળાવા જોઇએ.

" રમેશ બાબુ ! નકામો વાદવિવાદ શું કામ કરો છો ? હું કહું તે જરા સાંભળી લ્યો. હું તમને ખરા હૃદયથી ચાહું છું. તમે પણ મને ચાહતા હતા. પણ અત્યારે તો તમે મને ફસાવી હોય એમ લાગે છે. તમે સ્ત્રી હૃદય જાણતા નથી. મારા પ્રેમનો તિરસ્કાર કરવાનું ફળ બુરૂં આવશે. એટલું યાદ રાખજો કે હું બંગબાલિકા નથી. "

આ સાંભળી રમેશ તિરસ્કાર ભર્યું હસ્યો. અને એ હાસ્યથી બળતી ઝળતી કિશોરી ત્યાંથી ચાલી ગઈ. કોઇ પણ પ્રકારે રમેશને સુખી ન રહેવા દેવો એવી તેણે દઢ પ્રતિજ્ઞા લીધી.

વાડીમાં પ્રવેશતાંજ વિશ્વનાથ સામો મળ્યો. કિશોરીએ, પોતાના આ કાર્યમાં મદદ કરવા વચન આપે તો વિશ્વનાથની થવા કબૂલ્યું.

કિશોરીના મોહમાં ઉદલુ બનેલા વિશ્વનાથે પોતાની પ્રણયપાત્રીની ખાતર ગમે તે સાહસ ખેડવા તત્પરતા બતાવી એટલે બન્ને આનંદની પરાકાષ્ટાએ પહોંચ્યાં.

( અપૂર્ણ )

# ઈનામી પ્રશ્નો

સંપાદકઃ કુ યશસ્વિની.

૧. 'ગુણસુંદરી'ના છેલ્લા ત્રણ અંકોમાંથી એક અંકમાંના લેખમાંથી નીચેનું અવતરણ મૂક્યું છે. એ લેખ કયો ?

" ......લોકસંગીતમાં નવાં તત્ત્વોનું ભરણું એમની દ્વારા થતું હતું. આ જૈન કવિઓમાં ખાસ પ્રસિદ્ધ એવાં × × ×, × "

૨. એજ અંકમાં છપાયલી એક કવિતાના મથાળાના પહેલા શબ્દમાં છેલ્લો અક્ષર ખોટો છપાયો છે. તે ભુલ સુધારો.

**હરિફાઇમાં દાખલ થવા માટેની શરતો.**

( ૧ ) આ ઉખાણાની હરિફાઇમાં માસિકનાં દરેક સ્ત્રીગ્રાહક તેમજ જે બ્હેનો પોતાના પતિ, પુત્ર, ભાઇ કે પિતાને નામે માસિક મંગાવતાં હોય તેઓ સર્વ ભાગ લઇ શકશે. સ્ત્રીગ્રાહકોના કુટુંબની સ્ત્રીઓ પણ આ હરીફાઇમાં ભાગ લઈ શકશે. (૨) જવાબ લખી મોકલનારે પોતાનો ગ્રાહક નંબર અવશ્ય જણાવવો. ગ્રાહક નંબર નહિ જણાવ્યો હોય તો હરિફાઇમાં નામ દાખલ નહિ થાય. ( ૩ ) દરેક મહિનાનાં ઉખાણાનો જવાબ તે મહિનાની આખર તારીખ સુધીમાં અમને એજ ચિત્રી રીતે મોકલી આપવો. ( ૪ ) તંત્રીનો નિર્ણય છેવટનો ગણાશે. કાંઈ પણ સવાલ જવાબ કે પરિણામના વ્યાજબી-ગેરવ્યાજબીપણા વિષે વાંધો લઇ શકાશે નહિ. ( ૫ ) માત્ર પોસ્ટકાર્ડમાં લખેલા જવાબોજ સ્વીકારવામાં આવશે. કુપન મોકલનાર પણ જવાબ એક સાદા કાર્ડમાં લખી તે કુપન સાથે પરબીડીઆમાં બંધ કરીને મોકલી આપે.

**કુપન—જુન, ૧૯૩૦**

માસિકનાં ગ્રાહક ન હોય તેવાં કોઇ બ્હેનો ઉખાણાની હરિફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તો તેમણે આ કુપન કાઢીને પોતાના જવાબ સાથે એક આનાની ટીકીટ સહિત બીડવી. એવી રીતે કુપન મોકલનારને હરિફાઇમાં દાખલ કરવામાં આવશે.

તંત્રી, " ગુણસુંદરી ".

## એપ્રિલ માસના ઇનામી પ્રશ્નોનું પરિણામ.

ખરા જવાબો નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) જે હાથ ઝુલવે પારણું તે જગતપર શાસન કરે.

( ૨ ) ન્હાના ન્હાના રાસ, રાસમંજરી, રાસચંદ્રિકા, શરદિની.

( ૩ )

| | | | |
|---|---|---|---|
| ૦ | ૧૪ | ૧૩ | ૩ |
| ૧૧ | ૫ | ૬ | ૮ |
| ૭ | ૯ | ૧૦ | ૪ |
| ૧૨ | ૨ | ૧ | ૧૫ |

આ પ્રશ્નોના ૪૮ જવાબો આવેલા તેમાં ૪ જવાબો પોસ્ટકાર્ડના નિયમનો ભંગ કરતા હોઇ તપાસ્યા નથી. બાકીના ૪૪ માંથી ૧૫ ના ત્રણ ખરા, ૨૧ ના બે ખરા અને ૭ નો એક ખરો છે. એકનો જવાબ ખોટો છે. ખરા જવાબ આપનાર બ્હેનોમાંથી **શ્રીમતી બ્હેન હીરાલક્ષ્મી મોદીને** ઇનામનું પુસ્તક "વર્માની વિવિધ વાર્તાઓ" આપવામાં આવે છે, જે તેમણે મંગાવી લેવું.

### ખરા જવાબ આપનાર બહેનોનાં નામ.

**ત્રણ ખરા:** શ્રીમતી બહેનોઃ (૧) હીરાલક્ષ્મી મોદી, (૨) ઉર્વશી બુચ, (૩) કપીલા ભટ્ટ, (૪) નિર્મળા, (૫) મોતીબાઇ મરચંટ, (૬) સુરજ મરચંટ, (૭) કાન્તા પારેખ, (૮) શાન્તાગૌરી પારેખ, (૯) પદ્માવતી, (૧૦) સરસ્વતી શાસ્ત્રી, (૧૧) સૂર્યબાલા ત્રિપાઠી, (૧૨) રૂક્ષ્મણી બકરી, (૧૩) જેકોરબ્હેન, (૧૪) દેવુંબ્હેન ચાવડા, અને (૧૫) રાધાબાઇ.

**બે ખરા:** (૧) લલિતાબ્હેન ગજ્જર, (૨) ભાનુમતી ભટ્ટ, (૩) પ્રેમકુંવર (૪) સવિતાગૌરી, (૫) ઉમીયા પાધ્યા, ( ૬ ) સુરેશા મજમુદાર, (૭) ચંદ્રકલા આપાણી, (૮) વસંતબાઇ, (૯) ઇન્દુમતી ત્રિપાઠી, (૧૦) નિરૂપમા મજમુદાર, (૧૧) શાન્તા કોઠારી, (૧૨) લીલાવતી દલાલ, (૧૩) ચંદ્રમણી, (૧૪) વિદ્યાગૌરી વકીલ, (૧૫) પદ્માવતી તોલાટ, (૧૬) સરસ્વતી, (૧૭) ગ્રા. નં. ૪૨૪૫, (૧૮) મધુમતી, (૧૯) નિર્મળાગૌરી ભંડારી, (૨૦) લલિતા ગોર, અને (૨૧) નિર્મળા મારફતીયા.

**એક ખરો:** (૧) વિદ્યાગૌરી ધડાવાળા, (૨) કંચનબેન, (૩) લીલાવતી શાસ્ત્રી, (૪) ગંગાબેન પટેલ, (૫) કુમુદ મહેતા, (૬) કાશી પટેલ, અને (૭) રમણગૌરી.

# સમાલોચના

**વીરની હાકલ :** સંગ્રાહક : રા. રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી. પ્રકાશકઃ શ્રી "પ્રસ્થાન" કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ બાર આના.

આ પુસ્તકનું બીજું નામ "સરદાર વલ્લભભાઇની રણગર્જનાઓ" છે અને તે સર્વથા યથાર્થ છે. સરદારે બારડોલીના સત્યાગ્રહ-સંગ્રામ પ્રસંગે જે વીર ગર્જનાઓ કરેલી તેમનો આ પુસ્તકમાં સંગ્રહ કરી, અત્યારને ટાંકણે ખાસ કરીને, સંગ્રાહકે ગુજરાત ઉપર ઉપકાર કર્યો છે. એ પુસ્તકની પ્રસ્તાવના લખનાર શ્રી. મહાદેવભાઇ કહે છે તેમ "ગુજરાતમાં એક પણ ઘર આ પુસ્તક વિના ન હોવું જોઇએ; એક પણ પુરુષ કે સ્ત્રી આ પુસ્તક વાંચવાની તક ન ગુમાવે." જેઓ સરદારને એક સાક્ષર તરીકે સ્વીકારવાના વિરોધી છે તેઓ આ પુસ્તક એક વાર જરૂર વાંચી જાય એમના શબ્દોમાં જે જોમ ભર્યું છે; એમની ગર્જનામાંથી જે આગ ઝરે છે તે ભલભલા સાક્ષરોની ભાષામાં ય નહિ દેખાય. હૃદયને સચોટ સ્પર્શ કરતી એ ગર્જનાઓ મુક્તિના મંત્ર શીખવશે, દેશસેવાની અને આત્મભોગની પ્રેરણા પાશે.

**શ્રી સયાજી સાહિત્યમાળાઃ** પ્રકાશકઃ શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લી. વડોદરા.

**૧. મોન્ટેસોરી પદ્ધતિનો આત્માઃ** પૃ. ૧૯૦. અનુવાદકઃ રા. નરેન્દ્ર સિ. દેસાઇ. મૂલ્યઃ રૂ. ૧-૨-૦. શ્રીમંત મહારાજા સાહેબે દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના ઉદ્દેશથી બે લાખ રૂપીઆની રકમ અનામત કાઢી છે, જેના વ્યાજમાંથી આ માળાના પુસ્તકો તૈયાર કરાવવામાં આવે છે. પ્રસ્તુત પુસ્તક અંગ્રેજી ભાષામાં લખાયલા શ્રી. ડોરોથી કેન્ફીલ્ડ ફીશરના મૂળ પુસ્તકનો અનુવાદ છે. ડૉ મોન્ટેસોરીની શિક્ષણપદ્ધતિનો લીધેલો સ્વાનુભવ મૂળ લેખિકાએ પોતાના પુસ્તકમાં ઉતાર્યો છે; અને એ પદ્ધતિનો આદર્શ સુંદર રીતે સમજાવ્યો છે. અંગ્રેજી નહિ જાણતા માબાપો માટે આ પુસ્તક એક સરળ સાધન થઇ પડશે અને એમાંથી ઘણી ઉપયોગી બાબતો તેઓ જાણી શકશે.

**૨. સામાજીક ઉત્ક્રાન્તિઃ** પૃ. ૧૭૩. અનુવાદકોઃ રા. પ્રસન્નવદન બ. દિક્ષિત અને રા. જ્યોતિન્દ્ર હ. દવે. મૂલ્યઃ રૂ. ૧-૦-૦. બેન્જામીન કીડના મૂળ અંગ્રેજી પુસ્તક "સોશીઅલ ઇવોલ્યુશન" નો પ્રસ્તુત પુસ્તકમાં સરળ અને સુંદર ગુજરાતીમાં અનુવાદ કરવામાં આવ્યો છે. બન્ને અનુવાદકો ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં જાણીતા છે. માનવસમાજનો વિકાસ ઉત્તરોત્તર ક્રમે કેવે પ્રકારે થાય છે અને એ વિકાસમાં ક્યાં ક્યાં તત્ત્વો કેવો કેવો ભાગ ભજવે છે, તે આ પુસ્તકના અભ્યાસથી જાણી શકાય છે.

**૩. મહીપતરામઃ** લેખકઃ રા. ભાનુસુખરામ નિ. મહેતા. પ્રકાશકઃ શ્રી લુહાણામિત્ર સ્ટીમ પ્રીન્ટીંગ પ્રેસ, વડોદરા મૂલ્યઃ રૂ ૧-૦-૦. મહીપતરામ એટલે ગુજરાતના એક અગ્રગણ્ય કેળવણીકાર અને આદિન્સુધારક મહાન નર. એવા મહાન ગુજરાતીનું જીવનચરિત્ર ઘણાને પ્રેરણાદાયી અને માર્ગદર્શક થાય એમાં નવાઇ નથી. વધારામાં મહીપતરામના એક સંબંધીજનના હાથે તેમનું આ જીવન લખાયું છે કે એટલે અનેક ઉપયોગી માહીતિ તેમાં ભેળી થઇ શકી છે રા. ભાનુસુખરામ ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં સારી રીતે જાણીતા છે અને આ જીવનચરિત્ર લખી મહીપતરામના જીવનની વિધવિધ પ્રવૃત્તિઓની અને તેમણે ભોગવેલી વિટંબણાઓની ઝાંખી કરાવી તેમણે સાહિત્ય પર ઉપકાર કર્યો છે.

**શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્યમાળા :** સંપાદકોઃ રા. ગિજુભાઈ અને શ્રી. તારાબેન. પ્રકાશકઃ શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર. મૂલ્યઃ રૂ. ૭-૦-૦ (પોસ્ટેજ સાથે).

આ ઉપયોગી અને આકર્ષક બાળકોપયોગી માળાના પહેલાં ૭૨ પુસ્તકોની ઝાંખી અમે કરાવી ગયા છીએ. બીજાં ચાર વધુ પુસ્તકો એ માળાના અથાગ સંપાદકોએ તૈયાર કરી બાળકોના હાથમાં મુકી દીધા છે નં. ૭૩ માં શિવાજી મહારાજનું પ્રેરણા પાતું જીવનચરિત્ર આલેખાયું છે નં. ૭૪ માં દુહા અને સોરઠા આપ્યા છે. નં. ૭૫માં વિનોદી ટુચકા છે, જે બાળકોને સારી પેઠે હસાવશે. નં. ૭૬માં બાળકોના લેખો—શ્રી દક્ષિણામૂર્તિ બાલમંદિરના બાળકોએ લખેલા નાના લેખોનો સંગ્રહ છે. એ લેખો એ મંદિરના સંચા-

લકોની કાર્યશક્તિ માટે ઉંચું માન જરૂર આપણા હૃદયમાં ઉપજાવે છે. ચારે પુસ્તકો બાળકોને સ્હેજે ગમી જાય એવી સ્હેલી અને સાદી ભાષામાં છે. જે માબાપોએ આ માળા હજી ન વસાવી હોય તેઓ જલ્દી વસાવી લે, નહિ તો પાછળથી પસ્તાવું પડશે. સાત રૂપિઆમાં એ મફત છે.

**શ્રી સયાજી બાલજ્ઞાનમાળા:** પ્રકાશક: શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લી., વડોદરા.

૧. **બાલરામાયણ:** પુ. ૮૬, લેખિકા: સૌ. મંજુદેવી મા. પંડયા. મૂલ્ય: રૂ. ૦-૬-૦, રામાયણની કથા બાલકોને ગમે તેવી સરળ ભાષામાં આ નાનકડા પુસ્તકમાં લેખિકા બ્હેને ઉતારી છે. અત્યાર પ્હેલાં "બાલ ભાગવત" લખી એમણે પોતાની શક્તિનો પરિચય આપી દીધો છે. આ પુસ્તક પણ "બાલ ભાગવત"ની જેમ બાળકોને જરૂર ગમી જશે. આ પુસ્તક રા. વાસુદેવ ગો. આપ્ટેના મૂળ મરાઠીમાં લખાયલા પુસ્તક પરથી તૈયાર કરવામાં આવ્યું છે.

૨. **રામાયણનું રહસ્ય:** પુ. ૮૭ લેખક: રા. મંજુલાલ ર. મજમુંદાર મૂલ્ય: રૂ. ૦-૬-૦. સાહિત્યના ઉંડા અભ્યાસી તરીકે રા. મંજુલાલનું નામ જાણીતું છે. આ પુસ્તકમાં પણ તેમણે અભ્યાસીની દૃષ્ટિએ રામાયણનો પરિચય કરાવ્યો છે. મોટી ઉમ્મરના બાળકોને-કુમારોને એ વીરકથાનું રહસ્ય જાણવા માટે આ પુસ્તક અત્યંત ઉપયોગી થઇ પડશે. પ્રસ્તાવના રૂપે આ પુસ્તક વાંચ્યા પછી રામાયણની કથા વંચાય તો અનેક શંકાઓનું આપોઆપ નિવારણ થઇ જશે.

**વાર્તાગાડી:** પ્રયોજક: રા. રમણલાલ નાનાલાલ શાહ. પ્રકાશક: ધી જનરલ બુક ડીપો, મુંબાઇ ૨. મૂલ્ય: રૂ. ૦-૪-૦

"બાલજીવન" ના તંત્રી અને અનેક બાળકોપયોગી પુસ્તકોના સંપાદક યા લેખક તરીકે રા. શાહનું નામ જાણીતું છે. આ નાનકડા પુસ્તકમાં "ઉંટની ઉત્પત્તિ", "ચંપાની વેલ" અને "લોભી માછણ" નામે ત્રણ વાર્તાઓ તેમણે સરળ ભાષામાં આલેખી છે. સાદા ચિત્રો પુસ્તકને આકર્ષક બનાવે છે. વાર્તાઓમાંનું અદ્‌ભુત તત્ત્વ બાલમાનસને ઉંધે રસ્તે દોરે કે કેમ તેનો ઉકેલ શિક્ષણશાસ્ત્રીઓજ કરી શકે.

**સાચો સીપાઇ:** પ્રયોજક અને પ્રકાશક: ઉપર પ્રમાણે. મૂલ્ય: રૂ. ૦-૩-૬.

૧૯૦૪-૦૫ ના અરસામાં જાપાને રશિયા સામે લડાઈ જાહેર કરી અને પ્રખર સ્વદેશાભિમાનથી દુશ્મનને સખ્ત હાર આપી. એ પ્રસંગે અનેક નવજુવાનોએ તેમજ મહિલાઓએ પોતાના દેશની સ્વતંત્રતાને ખાતર આત્મભોગ આપેલા. આશાણુ એક એવોજ જુવાન હતો; દેશને ખાતર તે મરણીઓ થઇને લડયો. એવા એક જુવાનની સરળ ભાષામાં લખાયલી કથા બાળકોને આપોઆપ દેશભક્તિનો અણમૂલો પાઠ શીખવશે. દરેક માબાપે આ પુસ્તક પોતાના બાળકોના હાથમાં મુકવું જોઇએ.

**ચાલો વાંચીએ:** લેખક: રા. ગિજુભાઇ, પ્રકાશક: શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર. ભાવનગર મૂલ્ય: બે આના.

શ્રી દક્ષિણામૂર્તિ ભવનના સંચાલકોએ અક્ષરજ્ઞાનની જે ઉપયોગી યોજના કરી છે તેને અંગે એક મહત્વના સાધન તરીકે આ પુસ્તક રચાયું છે. એ યોજનાની ઝાંખી અમે અત્યાર પહેલાં કરાવી ગયા છીએ, આપણા અભણ ભાઇ બ્હેનોને જલ્દી વાંચતા કરી તેમને અજ્ઞાનાંધકારમાંથી જ્ઞાનના પ્રકાશમાં લાવવાની આ યોજના દરેક દેશપ્રેમીએ વધાવી લેવી જોઇએ. આ પુસ્તક તેમનો માર્ગ અત્યંત સરલ કરી આપે છે. ટુંકા ટુંકા શબ્દો અને વાકયોથી શરૂઆત કરી જોડાક્ષરો વગેરે ઉત્તરોત્તર ક્રમે વાંચતા સ્હેલાઇથી આવડી જાય એવી રીતે આ પુસ્તક લખાયું છે. અમે ઇચ્છીએ છીએ કે આખા મહાગુજરાતમાં એનો છુટથી ઉપયોગ થાય.

**પાંચાલી:** લેખક: રા. નાનાભાઇ. પ્રકાશક: ઉપર પ્રમાણે મૂલ્ય: ચાર આના.

બાળમાનસના અભ્યાસી તેમજ શિક્ષણશાસ્ત્રી તરીકે રા. ગિજુભાઈની જેમ રા. નાનાભાઇ પણ અત્યંત જાણીતા છે અને કુમારોને ઉપયોગી થાય એવાં પુસ્તકોના લેખક તરીકે સિદ્ધહસ્ત છે. મહાભારતના જુદાં જુદાં પાત્રોનો તેમણે આ પુસ્તકો દ્વારા કુમારોને પરિચય કરાવવા માંડયો છે. એમનું પ્હેલું પુસ્તક "સૂત પુત્ર કર્ણ" અત્યાર પ્હેલાં સુંદર આવકાર પામ્યું છે અને તેવો જ આદર આ પુસ્તકને પણ મળશે. કુમારોને તો આ પુસ્તક આનંદ સાથે જ્ઞાન આપશે પણ મોટેરાંઓને પણ એમાંથી ઘણું જાણવાનું મળશે; નવી જ દૃષ્ટિ લાધશે.

મીડીયટ સાયન્સની પરીક્ષામાં નીચે મુજબ બ- હેનો પસાર થયાં છેઃ—( બીજો વર્ગ ) સેગુલા આપતેકર, કમલા ભાગવત, ધન મહેતા, વત્સલા સામંત, જના ચવન; અને શાન્તા સપ્તર્ષિ. (પાસ વર્ગ ) મીરાં ભટ, કમળા ગોખલે; ખુરશેદ કાપડીઆ, પેરીન મુલ્લાં ફીરોઝ; મહાલક્ષ્મી નાયુ. શાન્તા નારવેકર; ધય ફ્લોરેન્સ નન્સ; પીરોઝ પવાર; મંગુ ભીડે; કમલા લેમ, માલતી શ્રી નાગેશ, મધુલા નાથ વીમલા મરાઠે, ચારુ કાટક; વિમળા નિમલરાવ, વસંત ત્રિવેદી, જણુલ હકીમ; પીરોજ સનજરે, અને એલએનગીર એડીથ ડેવીડ આમાં કમલા ભાગવતને મીસીસ લક્ષ્મીબાઈ શામળદાસ સ્કોલરશીપ; એગુલા આપતેકરને સર દિનશા માણેકજી પીટીટ મેડીકલ સ્કોલરશીપ અને ધન મહેતાને બહેરામજી નસરવાનજી દેસાજી સ્કોલરશીપ મળી છે.

**કુમારી કપિલા ખાંડવાળાઃ** બી એ. (ઓનર્સ) ગયા માસમાં પોતાના પિતા સાથે અમેરીકા જવા ઉપડી ગયાં છે. યુ. એસ. એ. ની મીશીગન યુનિવર્સીટીમાં એમ. એ. ડી. ની ડીગ્રી માટે તેઓ અભ્યાસ કરનાર છે. શાંતાક્રુઝ યુવક સંઘના ઉત્સાહી મંત્રી તરીકે તેમણે કેટલોક સમય સુંદર કાર્ય બજાવ્યું છે. મુંબાઇમાં ભરાતાં સ્વદેશી બજારમાં તેઓ આગળ પડતો ભાગ લેતાં હતાં દેશસેવિકા સંઘમાં પણ તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો છે

**કન્યાઓને વ્યાયામઃ** મુંબાઇની શેઠ ગોકુળદાસ તેજપાળ કન્યાશાળામાં ૧૯૨૮ માં ગુજરાત વ્યાયામ મંડળે બાળાઓને વ્યાયામ આપવા ખાસ વર્ગ ખોલ્યો હતો. એ કન્યાઓનો ઉત્સાહ કાયમ રહે અને કન્યાશાળાના માનાર્હને મદદ મળે, એ હેતુથી ગયા માસમાં સર કાવસજી જહાંગીર હોલમાં એક મેળાવડો થયો હતો. તેમાં સંગીત, પદાબાજી, ડ્રીલ, લેઝીમ, અને લાઠી ડ્રીલના પ્રયોગો થયા હતા.

**નવાં દાકતર બહેનોઃ** (૧) ફાઇનલ એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં પહેલા વિભાગમાં નીચેનાં બહેનો પસાર થયાં છેઃ—શ્રી. તારાબાઇ લેગલેકર, ગુલ કાજરાલ, મીના કપીલેશ્વર દર, વાયોલેટ નાઝારેથ, યશવંતી પાર્વતીકર, અને કમળા કારડે. બીજી એમ. બી. બી. એસ. માં શ્રી શાન્તા દેસાઇ પસાર થયાં છે. પહેલી એમ. બી. બી. એસ. માં તહેમી કાપડીયા અને આનંદીબાઇ પરબ બીજા વર્ગમાં અને લીલાવતી લેન્ડગે પાસ વર્ગમાં પસાર થયાં છે.

(૨) એલ. સી. પી. એસની પહેલા વિભાગની પરીક્ષામાં નીચેનાં બહેનો પસાર થયાંઃ (૧) કુ. કમલા એબરે; (૨) કુ. કમલ કૃષ્ણા ઓગોટે, (૩) કુ હીરાબાઇ ગવાનકર, (૪) કુ. પ્રભાવતી લેગ; (૫) કુ. આઇ ખંભાતા, (૬) કુ. શશિકલા કોઠારી, (૭) કુ. કમલિની નીલકર, (૮) કુ. મીરાં પરમાનંદ, (૯) કુ. હરિગંગા પટેલ, (૧૦) કુ. યશવંતી પાટકર, અને (૧૧) શ્રી ચચરમા તીરમારી.



બ્લોક ] સત્યાગ્રહાશ્રમમાં શ્રી. ખુરશેદબ્હેન [ મિ ધરી મેળ

**વનિતા વિશ્રામઃ** (મુંબાઇ)ની નીચેની વિદ્યાર્થીનીઓ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પસાર થઇ છેઃ મણિગૌરી ત્રિવેદી, હિના અલ્દ્ધ, કમલાબેન જિદ્દાણી, તહેમી સનજાણ, સુતા પઢીયાળી, લીલાવતી કાપડીયા, કાન્તાબેન શાહ, વિદ્યાગૌરી દવે; રાહેરા હંગવાડીયા, હીરાળી મહેતા, મહેરાં મિસ્રી, લીલાવતી ચ ક્ષિક. નર્મદા મહેતા, મધુમાલતી શુકલ, પ્રસન્ન મહેતા, પ્રેમકોર જોશી અને તહેમી મહેતા.

**ગાયમસના ખપ્પરમાંઃ** (૧) મુંબાઇમાં વડગાદી ઉપર લક્ષ્મીબાઇ નામની ૨૦ વર્ષની સ્ત્રી ગાયમસથી દાઝી ગયા માસમાં મરી ગઇ. આ

બાઇના શબ ઉપર' જ્યુરીએ અભિપ્રાય આપતાં ૧૫ થી ૨૦ વર્ષની ગુજરાતી સ્ત્રીઓમાં સ્ટવના બેદરકારીભર્યા ઉપયોગથી થતાં મરણોની દૃષ્ટિએ આવા કરુણ બનાવો અટકાવવા માટે એક ખરડો વડી સરકારને સુપ્રત કરવાની કોરોનરને ભલામણ થઇ હતી. (૨) ઘાટકોપરમાં રૈવાંબાઇ નામની ૧૯ વર્ષની સ્ત્રી બત્તી સળગાવવા જતાં સાડી સળગી જવાથી દાઝી મરણ પામી.'

**'ખાદીમાં લગ્ન.'** માહુંઆમાં ગયા માસની ૧ લી તારીખે માંડવી મંહાસભા જીલ્લા સમિતિના મંત્રી શ્રી. વીરચંદનાં પુત્રી શાંતાબ્હેનનું લગ્ન શ્રી. રતિલાલ મોહનલાલ સાથે શુદ્ધ ખાદીમાં થયું છે. દંપતીએ લગ્ન પછી પણ શુદ્ધ ખાદી પહેરવા ઇચ્છા રાખી છે.

**સૌ. જીવકોર વનિતા વિશ્રામ:** અમદાવાદની આ સ્ત્રીઉપયોગી સંસ્થાનો સંવત ૧૯૮૩-૮૪-૮૫ વર્ષના કામકાજનો હેવાલ પ્રકટ થયો છે. તે ઉપરથી માલમ પડે છે કે સંસ્થામાં બાલ વિશ્રામ, શાળા, અને ઉદ્યોગ એમ ત્રણ ખાતાં ચાલે છે. ધાર્મિક, ગૃહકાર્યને લગતું અને શહેરીધર્મ-આપવાને પોષતું શિક્ષણ અપાય છે. સંસ્થાના કુમારી મંદિરમાં ૪૩૪ અને મહિલા વિદ્યાલયમાં ૪૬ મળી કુલ ૪૮૦ બહેનો અભ્યાસ કરે છે. સંસ્થાને આર્થિક આશ્રયની જરૂર છે.



[બ્લૉક] શ્રી. મીરાંબ્હેન (મીસ સ્લેડ) [બિ ધી મોજ

**ડૉ. મીસ નાણાવટી.** અમદાવાદના કર્નલ બી. એચ. નાણાવટીનાં પુત્રી ડૉ. મીસ નાણાવટીએ લંડનની એલ. આર. સી. પી. અને ઇગ્લાંડની એમ. આર. સી. એસ. ની પરીક્ષા પસાર કરી છે. વધુ અભ્યાસ માટે તેઓ ઇગ્લાંડ રહ્યાં છે.

**પહેલવાન સ્ત્રીઓની કુસ્તી:** હૈદ્રાબાદમાં એપ્રિલની આખરે બે પહેલવાન સ્ત્રીઓ વચ્ચે કુસ્તી ખેલાઇ હતી. બે સ્ત્રીઓમાં એક કાશ્મીરી પહેલવાનની પુત્રી અને બીજી હૈદ્રાબાદના એક પહેલવાનની પત્ની હતી. કાશ્મીરી પહેલવાનની પુત્રી જુવાન છોકરી હતી અને ઘણીજ ચપળ હતી. હૈદ્રાબાદી પહેલવાનની પત્ની જરા જાડી અને સુસ્ત હતી. બેજ મીનીટમાં કાશ્મીરી યુવતીએ પોતાની હરિફને ચીત કરી હતી

**શ્રીમતી ઇ. લક્ષ્મીકુટ્ટી:** કોચીન રાજ્યમાં ન્યાયવિભાગમાં કારકુન નીમાયાં છે. કોચીન રાજ્યમાં આવાં કામે નીમાનાર તેઓ પહેલાંજ બહેન છે.

**બહાદુર બહેનો:** મેમનસિંહમાં મંદિર પ્રવેશ માટે ૨૬૧ દિવસથી સત્યાગ્રહ ચાલતો હતો. ગયા માસમાં એ પ્રશ્ન ૨૦૦ બહાદુર બહેનોએ પોતાના હાથમાં લીધો. મંદિર પ્રવેશ થતો અટકાવવા માટે ચુસ્ત સનાતનીઓએ બાંધેલી બધી વાડ કુહાડી અને હથોડા વડી એ બહેનોએ તોડી નાંખી અને 'વંદેમાતરમ્'ની ગર્જના કરી સર્વ જાતિઓ માટે મંદિરનાં બારણાં ખુલ્લાં મૂક્યાં.

**ભોપાલના ના. બેગમ માતા:** નવાબ સુલતાન જહાન સાહેબા ગયા માસની તા. ૧૨ મીએ હૃદય બંધ પડી જવાથી જન્નતનશીન થયાં છે. તા. ૧૧ મીએ તેમના ઉપર શસ્ત્ર પ્રયોગ કરવામાં આવ્યો હતો. ના. બેગમમાતાએ પોતાના રાજ્યકાળ દરમ્યાન સ્ત્રીકેળવણી વિષે સારો રસ લીધો છે. સ્ત્રીઓ માટે ઘરગત્થુ ઉદ્યોગની શાળા પણ તેમણે કાઢી હતી.

**મંત્રીની શોધમાં:** અખિલ ભારત મહિલા પરિષદના મંત્રીપદેથી શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે રાજીનામું આપતાં તેમનું સ્થાન સ્વીકારવા કુંદનમલ ચેરસ્ટ દારૂખાનાવાળા મીસ જેસવંદરે વિનંતિ થઇ છે.

**પુનર્લગ્નઃ** (૧) બારડોલી તાલુકાના મોતાલા બ્રાહ્મણ શ્રી રતિલાલ જયકૃષ્ણ જોશીએ અમદાવાદનાં રહિશ ઔદીચ્ય બ્રાહ્મણ જ્ઞાતિનાં ૨૦ વર્ષનાં વિધવા બ્હેન વસંતગૌરી સાથે પુનર્લગ્ન કર્યું. (૨) વરોરા (મધ્ય પ્રાંત) ના શ્રી. ભીકમચંદ ઓગરાએ પોતાની જ્ઞાતિની યુવાન વિધવા ગુલીબાઇ સાથે પુનર્લગ્ન કર્યું.

**પ્રકીર્ણઃ** (૧) હૈદ્રાબાદ સત્યાગ્રહ સમિતી તરફથી ગયા માસની શરૂઆતમાં હૈદ્રાબાદ ખાતે શ્રી સપ્તાહ ઉજવાયું. (૨) સુરતની દશા પોરવાડ જ્ઞાતિની બહેનોએ જ્ઞાતિભોજન પ્રસંગે ગોષ્ઠી કરવાનું ઠરાવ્યું (૩) 'કચ્છ' પત્રના તંત્રી શ્રી. નાનજી પરમારને બદનક્ષી માટે સજા થતાં તેમનાં પત્ની સૌ. વિજયાએ 'કચ્છ' નું તંત્રીપદ લીધું. (૪) સ્ટવથી દાઝી જવાના બનાવો અટકાવવા માટે જે. બાટલીવાલા નામના એક પારસી યુવાને સ્વ પ્રોટેક્ટર બનાવ્યું છે. (૫) વેલોર ખાતે મદ્રાસ ઇલાકાની સ્ત્રીઓની જેલ તા. ૧૫ મી એપ્રિલે ખુલ્લી મૂકાઇ છે. (૬) નાતાલ (દક્ષિણ આફ્રિકા) માં હિન્દી છોકરીઓ માટે હાઇસ્કુલ ખુલ્લી મૂકાઇ છે. (૭) મહુવાના સંઘવી માધવજી લવજી ૫૮ વર્ષની વયે ૧૪ વર્ષની નર્મદા નામની બાળાનો ભવ બગાડવા તૈયાર થયા હતા કોંગ્રેસ યુવકોએ તે સામે પગલાં લઇ વૃદ્ધલગ્નના ખપ્પરમાં એક બાળાનો ભોગ અપાતો અટકાવ્યો છે.

### પરદેશ.

**સ્ત્રીઓનું પ્રતિનિધિ મંડળઃ** હિન્દને સાંસ્થાનિક સ્વરાજ આપવાનો વિચાર કરવા સંબંધમાં સારી પરિસ્થિતિ ઉપજાવવા માટે હિન્દના બધા રાજકીય કેદીઓને ક્ષમા આપવાની હિંદી વઝીર ગી. વેજવુડ બેનને વિનતિ કરવા સ્ત્રીઓના આંતર રાષ્ટ્રીય શાન્તિ અને સ્વતંત્રતા સંઘ તરફથી એક પ્રતિનિધિ મંડળ જનાર છે.

**ડચેસ ઓફ બેડફર્ડ:** સાઠી ઓગણીસ દિવસમાં ૧૮૮૦૦ માઇલની વિમાનમાં મુસાફરી કરી એપ્રિલની તા. ૨૮ મીએ ડચેસ ઓફ બેડફર્ડ પાછી આવી પહોંચી હતી. લંડનથી કેપ સુધીની મુસાફરીનો રેકર્ડ તેમણે તોડયો છે.

**બુઢ્ઢાજી પરણ્યા ! :** પ્રેઇરટો (વેસ્ટહેમ) તરફથી ચુંટાયલા પાર્લામેન્ટના સમાજવાદી સભ્ય વીલ થોર્ન ૭૨ વર્ષની વયે ગયા માસમાં ૪૨ વર્ષનાં મીસ બીએટ્રીસ નેલી કોલીન્સ સાથે ચોથીવાર પરણ્યા છે. મી. થોર્ને હલમના મદદનીશ તરીકે જીંદગીની શરૂઆત કરી હતી.

**કુમારી સ્ટેલા ગેલ પેન્ટર :** બન્દરગાહમાં હારબર માસ્તરની પદવી પર નીમાનાર પહેલાંજ અંગ્રેજ બાનુ છે. તેઓ એક કુશળ નાવિક છે. અનેક હરિફાઇઓમાં તેમણે વિજય મેળવ્યો છે.

**પહેલી સ્ત્રી આમસ્ટ્રડ્ટઃ** વીએનાની પોસ્ટ ઓફિસમાં નોકરી કરતી હેડવીગીટાસ કોહલેર ને આમસ્ટ્રડ્ટ (ઓફીસ કૌન્સીલર) ની પદવીએ ચઢાવવામાં આવી છે.

વીએનામાં ધંધાદારી સ્ત્રીઓનો સંઘ સ્થપાયો છે.

**સ્ત્રીઓને લશ્કરી તાલીમઃ** રશીયાની રેવોલ્યુશનરી મીલીટરી કૌન્સિલે સોવીએટ લશ્કરી શાળાઓ જોગ હુકમ કર્યો છે કે સ્ત્રીઓને રેડ લશ્કરમાં પ્લેટુન કમાન્ડર્સ અને સીઅર્લીંગ તથા તબીબી અમલદારો તરીકેની તાલીમ આપવા માટે નિયમો ઘડયા.

**મીસીસ રોઝા ગીન્સબર્ગઃ** પેલેસ્ટાઇનમાં જેરૂસલામની વડી અદાલતમાં ધારાશાસ્ત્રી તરીકે વકીલાત કરવાની માંગણી કરનાર પહેલાંજ બાનુ છે. તેઓ પેલેસ્ટાઇનના વતની હોઇ પેરીસ સ્કુલના સ્નાતિકા છે. કેટલાંક વર્ષો ઉપર તેમણે વિદેશી ધારાશાસ્ત્રીની પરીક્ષા આપી વકીલાત કરવાની રજા માંગી હતી. છેવટે પરવાનગી મળી અને પેલેસ્ટાઇનમાં સ્ત્રીઓ માટે વકીલાતનો ધંધો ખુલ્લો થયો.

**લુટારૂ છોકરીઃ** ટોરન્ટોમાં કેથેલીન બોઇસ નામની ૧૭ વર્ષની લુટારૂ છોકરીને બેંકમાં લુંટ ચલાવવા માટે ૨ વર્ષ રેફર્મેટરીમાં રાખવા હુકમ થયો.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

ભારતનો મુક્તિ સંગ્રામ દિનપ્રતિદિન વિશેષ જામતો જાય છે અને જેમ જેમ પ્રજા પોતાનું સ્વમાન વધુ તિવ્ર રીતે દેખાડતી જાય છે તેમ તેમ ભારતીય પ્રજાને ગુલામીના પાશમાં જકડી રાખવા સત્તાધારીઓ પોતાનો પ્રબળ હાથ અજમાવતા જાય છે. પરિણામે પ્રજામાં વિશેષ જાગૃતિ આવતી જાય છે અને શાન્ત અને નિઃશસ્ત્ર પ્રજા ઉપર હથિયારો ઉગામી, બ્રિટિશ સરકાર પોતાની નરી પશુતાનું પ્રદર્શન કરી રહી છે.

## મુંબાઇ અને પરાંઓ.

ગયા માસમાં મુંબાઇમાં બનેલા બનાવોમાં એક બનાવની નોંધ પહેલી લેવી જોઇએ. મુંબાઇની રાષ્ટ્રીય પ્રવૃત્તિનાં પ્રાણ સમાં શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયને તા. ૧૬ મી મેએ પરહેજ કરવામાં આવ્યાં અને મીઠાંના કાયદાનો ભંગ કરવા માટે તેમજ ઉશ્કેરણી કરવાના આરોપ સર તેમને સરકારે સાડાનવ માસની સાદી કેદથી નવાજ્યાં છે. શ્રીમતી કમલાદેવી એટલે મુંબાઇની ખરેખરી સ્ત્રીશક્તિ. મુંબાઇની આબરૂ જો કોઇએ પણ રાખી હોય તો બેધડક કહી શકાય કે શ્રીમતી કમલાદેવીએ. શ્રીમતી કમલાદેવીએ પોતાની વ્યવસ્થાશક્તિથી મુંબાઇને તો શું પરંતુ આખાં ભારતને આશ્ચર્યમગ્ન કર્યું છે. મુક્તિસંગ્રામની શરૂઆતથી તે પરહેજ થયાં ત્યાં સુધી શ્રીમતી કમલાદેવીએ જરા પણ આરામ લીધા વિના પોતાની સેવા બજાવી છે. તેનું અનુકરણ સૌ બહેનો કરે તો ભારત કાલે આઝાદ બને. શ્રીમતી કમલાદેવી જેવાં આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળાં મહિલાને પકડી સરકારે પોતાને માથે મોટો બોજો ઉંચક્યો છે એટલું જ કહીશું. મુંબાઇની એ અદ્‌ભુત સ્ત્રીશક્તિને અમારાં વંદન હો! શતવાર વન્દન હો!



**શ્રી. રૂકિમણી લક્ષ્મીપતિ**

મુક્તિસંગ્રામમાં સરકારના ગ્હેમાન બનનાર પ્રથમ મહિલારત્ન. એમને એક વર્ષની સાદી કેદ મળી છે

મુંબાઇનો બીજો અગત્યનો બનાવ વિદેશી કાપડની દુકાનો પર ચોકી શરૂ થયાનો છે. દેશસેવિકા સંઘની બહેનોએ ભૂલેશ્વર, ભોઇવાડો, અને પાયધુની મંગળદાસ માર્કેટ, મૂળજી જેઠા માર્કેટ, અને લક્ષ્મીદાસ માર્કેટની વિદેશી કાપડની દુકાનો પર ચોકીનું કામ શરૂ કરી દીધું છે. સૌ. લીલાબ્હેન મુનશી, સૌ. હંસાબ્હેન મહેતા, શ્રીમતી પેરીનબ્હેન કેપ્ટન, શ્રીમતી શાન્તિલા દેસાઇ, સૌ. અન-

પૂર્ણા દેશમુખ, વગેરેની આગેવાની હેઠળ આ બહેનોએ કેસરિયાં સજી વિદેશી વસ્ત્રોની દુકાનો પર સવારથી સાંજ સુધી ચોકી શરૂ કરી છે. દુકાનદારો તરફથી બહેનો તરફ ઘણોજ સારો વર્તાવ થયો છે. બહેનોને બેસવાની સગવડ કરી આપવામાં આવી અને બહેનોની ચોકી દરમ્યાન એક પણ દુકાને એકપાઇનો પણ વકરો થયો નથી. બહેનોની ચોકીની સફળતા તો પૂરવાર થઇ ચૂકી છે. બહેનો અનેકનાં હૃદય-પલટા કરી શકી છે. ઉપરાંત દેશસેવિકા સંઘ તરફથી વિદેશી વસ્ત્ર બહિષ્કારને અંગે સરઘસ અને બીજું પ્રચારકાર્ય પણ થતું રહ્યું છે અને પ્રજા ઉપર તેની ઉંડી અસર થાય છે.

રાષ્ટ્રીય સ્ત્રી સભા, ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, શ્રી ભગિની સમાજ અને બીજી સંસ્થાઓ તરફથી પણ વિદેશી વસ્ત્ર બહિષ્કાર-ને અંગે જોશભેર પ્રવૃત્તિ ઉપાડવામાં આવી છે. ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ અને અન્ય સંસ્થાઓ તરફથી તા. ૧૪ મીએ મુંબાઇની મહિલાઓનું પ્રચંડ સરઘસ સ્વદેશી પ્રચારાર્થે નીકળ્યું હતું. મહિલાઓનું એવું સરઘસ મુંબાઇમાં અગાઉ કદિયે નીકળ્યું નથી. વળી સ્વદેશી પ્રચારને અંગે જુદી જુદી જ્ઞાતિઓની બહેનોની સભાઓ પણ મળી ગઇ હતી. પાટીદાર સ્ત્રીઓની અને કપોળ બહેનોની તેમજ બીજી સભાઓ ભરાઇ હતી. તેમાં સૌ. હંસાબ્હેન, સૌ. લીલાબ્હેન, શ્રીમતી સરોજિની નાયડુ, સૌ. અવંતિકા ગોખલે, શ્રીમતી કમલાદેવી, વગેરેએ ભાષણો કરી વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કરવા હાકલ પાડી હતી.



**શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય**

મુક્તિસંગ્રામમાં સરકારના મ્હેમાન બનનાર બીજાં મહિલારત્ન. એમને સાડા નવ માસની સાદી કેદ મળી છે.

શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ વડી ધારાસભાનાં પ્રમુખપદનું રાજીનામું આપી મુંબાઇ આવ્યા તે બાદ તેમણે મુંબાઇની મહિલાઓને સ્વદેશીનો મંત્ર આપ્યો હતો. મુંબાઇમાં ભરાતી સભાઓમાં પણ હવે તો બહેનોની સંખ્યા મોટા પ્રમાણમાં હાજરી આપે છે. એજ મુંબાઇની મહિલાઓની જાગૃતિ બતાવવા માટે પૂરતું છે.

મજુર વિસ્તારમાં અને મુસ્લીમ બહેનોમાં પણ સારું પ્રચારકાર્ય થયું છે. શિખ અને મુસ્લીમ બહેનો પણ સંઘમાં જોડાઇ છે. જાણીતા એડવોકેટ શ્રી. કામદારનાં પત્ની શ્રીમતી રમીબાઇ કામદાર જેઓ આઠેક વર્ષ પહેલાં મુંબાઇની મહાસભામાં એક જાણીતાં કાર્યકર હતાં તેઓ પણ જોડાયાં છે અને તેઓ ઘણું કાર્ય કરી રહ્યાં છે.

મુંબાઇની મારવાડી બહેનોમાં પણ જાગૃતિ આવી છે અને તેનું માન શ્રી. જમનાલાલ બજાજનાં પત્ની શ્રીમતી જાનકીબાઇને ઘટે છે. મારવાડી બહેનોની સભાઓ ભરી

તેમણે સ્વદેશીપ્રચારની ભાવના મારવાડી સમાજમાં દાખલ કરાવી છે.

માત્ર સ્વદેશીનોજ ઉપયોગ કરવાની પ્રવૃત્તિનો દરેક નાતિ ઠરાવ કરી ઉપાડી લીએ તો વિદેશી કાપડનો બહિષ્કાર ઘણી સહેલાઇથી સાધી શકાય.

મુંબાઇના પરાંઓમાં વિલેપારલેમાં તો મહારાષ્ટ્રની છાવણી છે; વાંદરાં, શાન્તાકુંઝ, મલાડ, અંધેરી, ઘાટકોપર, વગેરે સ્થળે પણ બહેનોની જાગૃતિ સારી છે. ઘાટકોપરમાં ગયા માસમાં શ્રીમતી કમલાદેવીએ સ્વદેશી બઝાર ખુલ્લું મૂક્યું હતું અને સૌ. લીલાબ્હેન મુનશીએ સ્વદેશીપ્રચારની હિમાયત કરી વિદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની હાકલ પાડી હતી. વિલેપારલેમાં તાડીના માંડવા પર બહેનોએ ચોકી શરૂ કરી દીધી છે.

## ગુજરાત-મહાગુજરાત:

ભારતના મુક્તિવિધાતા મહાત્મા ગાંધીજીએ તા. ૪ થીએ સુરતની ઉડતી મુલાકાત લઇ સુરતની મહિલાઓને મુક્તિમંત્ર આપ્યો હતો. વિદેશી વસ્ત્રનો બહિષ્કાર કરવા માટે આપણે આપણને જોઇએ તેટલા પ્રમાણમાં ખાદી ઉત્પન્ન કરવી જોઇએ. તેથી દરેકે રૂ કાંતી સુતર બનાવવું જોઇએ એવો મ. ગાંધીજીનો ઉપદેશ હતો. તે પછી તેઓશ્રી સુરતથી કરાડી છાવણીમાં આવી રહ્યા. મ. ગાંધીજી પકડાશે એવી તો સૌને ક્યારની ખબર હતી. પરંતુ સરકારે અત્યાર સુધી કાંઇક ડહાપણ વાપર્યું. પરંતુ પાછળથી સરકારની ધીરજ ન રહી અને તા. ૪ થી એ મધ્યરાત્રે હથિયારબંધ પોલીસ સાથે કરાડીની છાવણી પર દરોડો પાડયો. અને રાત્રે ૧ વાગ્યે મ. ગાંધીજીનું હરણ કર્યું. કાળાં કામ માટે રાત્રિનો સમય પસંદ કરવાનું નોકરશાહીને ઠીક સૂઝયું.



**શ્રી. ડૉ. મુથુલક્ષ્મી રેડી**

ગાંધીજીની ગીરફતારીના વિરોધમાં મદ્રાસની ધારાસભાના ઉપપ્રમુખ પદનું અને સમાસદ તરીકેનું એમણે રાજીનામું આપ્યું છે.

મ. ગાંધીજીને યરવડા જેલમાં લઇ જવામાં આવ્યા. તેમની ગિરફતારીથી મુક્તિસંગ્રામમાં નવું ચેતન આવ્યું છે. પૂ. કસ્તુરબાએ મ. ગાંધીજીનું અધુરૂં રહેલું કામ પૂરૂં કરવાની પ્રજાને હાકલ પાડી છે. અને અગાઉથી નક્કી કર્યા પ્રમાણે મ. ગાંધીજીનું સ્થાન ’૭૬ વર્ષના અબ્બાસ સાહેબે લીધું. મ. ગાંધીજીએ નક્કી કર્યા પ્રમાણે ધરાસણાનાં મીઠાના અગરો પર દરોડો પાડવાનો કાર્યક્રમ અમલમાં મૂકાવોજ જોઇએ. એ દરોડો પાડવા માટે પૂ. અબ્બાસ સાહેબે ૫૯ સૈનિકો સાથે તા. ૧૨ મીએ સવારે પૂ. કસ્તુરબાના આશીર્વાદ લઇ કૂચ કરી. ત્યાં તો સર્વ પકડાયા અને સજા પણ પામી ચૂક્યા.

પણ એમ પકડાવાથી કાંઇ નક્કી કરેલા કાર્યક્રમમાં થોડોજ ફેર પડવાનો હતો? પૂ. અબ્બાસ સાહેબને સ્થાને સેનાપતિ તરીકે મ. ગાંધીજીએ ભારતકોકિલા શ્રીમતી સરોજિની દેવીની નીમણૂંક કરેલી હતી. શ્રીમતી



બ્લૉક ] ઘાટકોપરમાં સ્વદેશી બજાર ખુલ્લું મુકતી વખતે ( "ગુજરાતી"
**સૌ. લીલાવતી મુનશી અને સૌ. કમલાદેવી ચટ્ટોપાધ્યાય**

લાવા આપા અને શ્રીમતી સરોજિની દેવી બેઠાં. થોડીવાર પછી સૈનિકો પણ બેઠા. તે સાથે પોલીસે પણ બેસવા માંડયું.

આવી રીતે શ્રી. સરોજિની દેવી અને તેમના સૈનિકોને ૨૮ કલાક સુધી ત્યાં રોકી રાખ્યા. તેમાં ૧૮ કલાક સુધી તો શ્રીમતી સરોજની દેવીને કે તેમના સૈનિકોને અન્ન તો

સરોજિની દેવી મહાસભાની કાર્યવાહક સમિતિમાં હાજરી આપવા અલ્હાહાબાદ ગયા હતાં. ત્યાં પૂ. અબ્બાસ સાહેબની ગિરફતારીના ખબર જાણી તરતજ મુંબાઇ આવ્યાં. અને તા. ૧૫મીની સવારે ઉંટડીની છાવણીમાં પહોંચી ગયાં.

તા. ૧૫ મીના સવારે સાડા ૭ વાગતાં રાષ્ટ્રધ્વજને વંદન કરી શ્રીમતી સરોજિની દેવીએ ૫૦ સૈનિકો સાથે ધરાસણાના અગરોનો કબજો લેવા માટે કુચ કરી. ૭-૫ મીનીટે તેઓ કસ્ટમ હાઉસ આગળ આવી પહોંચતાં તેમને રોકવામાં આવ્યા. સામે પોલીસ સાંકળ કરીને ઉભા. કલેકટર અને ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ત્યાં હતાં. તેમણે ' આગળ જવું હોય તો જબરાઈ કરીને જાઓ ' એમ જણાવ્યું. એટલે સરોજિની દેવીએ કહ્યુ: "અમે સાંકળ તોડવા ઇચ્છતાં નથી. અમે પ્રાણાન્ત સુધી અહીંજ ઉભવાનાં છીએ, " પાસેથી કોઇકે ખુરસી

શું પણ પાણી સરખું પણ પહોંચાડવા ન દેવા જેટલો ત્રાસ પોલીસે વર્તાવ્યો છે. ગામની બહેનો પાણીનાં ઘડા ભરી પાણી પાવા આવી હતી પણ પોલીસે તેમને હાંકી કાઢી હતી. શ્રી. સરોજિની દેવી અને તેમના સૈનિકો એ છતાં મક્કમ બેસી રહ્યાં હતાં. છેક રાત્રે એક વાગ્યે એટલે કે ૧૮ કલાક પાણી અને અન્ન વિના રાખ્યા બાદ શ્રીમતી સરોજિની દેવી અને સૈનિકોને પાણી અને ખોરાક પહોચાડવાની પોલીસે રજા આપી અને ગામલોકોએ તે પહોંચાડયું. તે પછી તો શ્રી. સરોજિની દેવીને બિસ્તરો આપવામાં આવ્યો હતો. બીજી સવારે પણ નાસ્તો પહોંચાડવામાં આવ્યો. અને તા. ૧૬ મી એ સવારે સાડાદશ વાગ્યે શ્રીમતી સરોજિનીદેવી અને તેમના સૈનિકોને ગિરફતાર કર્યાનું જણાવી, હદ બહાર લઇ ગયા અને પછી ત્યાંથી છોડી મૂક્યાં.

તે બાદ શ્રીમતી સરોજિની દેવી ઉંટડીની

છાવણીમાં સર્વ વ્યવસ્થા સંભાળી રહ્યાં હતાં. તેમને તા. ૨૧ મીએ પરહેજ કર્યાં છે.

સુરત જીલ્લામાં પૂ. કસ્તુરબા, અને શ્રી. મીઠુબ્હેન પીટીટની આગેવાની હેઠળ મદ્યનિષેધનું પ્રચારકાર્ય ઘણી સફળતા પામ્યું છે. પૂ. કસ્તુરબાએ જલાલપુરમાં છાવણી રાખી છે. અને તેઓ જલાલપુર તાલુકામાં ગામડાંઓમાં મદ્યનિષેધનું પ્રચારકાર્ય કરે છે; સરઘસો કાઢે છે અને સભાઓ ભરે છે. ભીમરાડમાં તો બહેનોની ચોકીને પરિણામે પીઠું પણ બંધ થયું છે ટુંકમાં કહીએ તો સુરત જીલ્લામાં મદ્યનિષેધનો પ્રચાર ઘણી સફળતા પામ્યો છે.



બ્લૉક ] વિદેશી વસ્ત્ર-બહિષ્કાર માટે બ્હેનોનું સરઘસ [ 'ગુજરાતી'

સુરત અને ભારૂચની બહેનોએ તાપી અને નર્મદા નદીમાંથી પાણી લાવી મીઠાના કાયદાનો સામુદાયિક ભંગ કર્યો હતો.

અમદાવાદમાં વિદેશી વસ્ત્ર બહિષ્કાર સમિતિ તરફથી વિદેશી વસ્ત્ર બહિષ્કાર માટે સભાઓ યોજાય છે અને સરઘસો નીકળે છે સૌ. શારદા બહેન. શ્રી મૃદુલા બ્હેન, શ્રીમતી ખોરશેદ બ્હેન વગેરે અમદાવાદમાં સતત પ્રવૃત્તિ ચલાવી રહ્યાં છે. શ્રીમતી ખોરશેદ બ્હેન અને શ્રી. નંદુબ્હેન કાનુગાની આગેવાની હેઠળ યુવતીઓએ મદ્યનિષેધ માટે પીઠાંની ચોકી કરવાનું કામ ઉપાડી લીધું છે. અમદાવાદની આસપાસ આવેલાં ગામડાંઓમાં તેમણે એ કામ ઉપાડી લીધું છે. કાંતણ પીંજણના વર્ગો ચાલુ થયા છે. અને એ રીતે વિદેશી વસ્ત્ર બહિષ્કાર સાથે ખાદી ઉત્પન્ન પ્રચારકાર્ય પુર જોસમાં ચાલે છે.

લેડી ચીનુભાઇની આગેવાની હેઠળ વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવાનું કામ પણ શરૂ થઇ ગયું છે. વેપારીઓ બ્હેનો તરફ સભ્યતાથી વર્તે છે.

સુરત અને અમદાવાદમાં પીઠાંની ચોકી સંબંધમાં એક બે બનાવો એવા બન્યા છે જે પ્રજાને શરમાવા યોગ્ય છે. સુરતમાં દારૂનાં પીઠાંની ચોકી કરતાં બ્હેનો ઉપર પત્થર ફેંકવાનો બનાવ બન્યો હતો. અમદાવાદમાં એક દારૂડિયાએ એક બ્હેન પાસે ચુંબન કરવાની નીચ માગણી કરી હતી. એ બ્હેને જો દારૂડિયો દારૂ છોડવા તૈયાર હોય તો તેમ કરવા દેવાની હિંમત બતાવી એ માટે તે

બ્હેનની નિડરતાને ધન્યવાદ ઘટે છે. પરંતુ દારૂડિયાની આવી નીચ માગણીથી કેટલાક ભાઇઓ ઉશ્કેરાઈ ગયા અને તે દારૂડિયાને સખ્ત માર મારી માફી મંગાવી. સમાજના એક અનિષ્ટને દૂર કરવા ખાતર આ બ્હેનોએ આવું કામ ઉપાડેલું છે. એમાં દરેક બ્હેન અને ભાઇએ યથાશક્તિ મદદ કરવી એ સૌની ફરજ છે. આવા બનાવો બનતા અટકે એ જોવાની દરેક શહેરીની ફરજ છે.

અંગ્રેજ પ્રજા સ્ત્રીસન્માનની ભાવના માટે મશહુર છે. કોઇ પણ અંગ્રેજ બચ્ચો સ્ત્રી ઉપર હાથ ન ઉપાડે એવી માન્યતા સર્વત્ર પ્રચલિત છે. પરંતુ સ્ત્રીસન્માનની એ ભાવના એ માત્ર બહારનો દંભ છે એવું પોકળ બિનય કાનૂનભંગની લડતે ખુલ્લું પાડ્યું છે. વીરમગામમાં તા. ૮ મીએ સો સવાસો સ્વયંસેવકોને સ્ટેશન ઉપર જ સખ્ત તાપમાં બપોરના વણ વાગ્યાથી રાત્રે લા સુધી ઘેરી રાખ્યા. એ સમય દરમ્યાન સ્વયંસેવકોને પાણી પણ આપવામાં ન આવ્યું. આથી એક બે સ્વયંસેવકો તો બેભાન પણ થયા. ગામમાં આ વાત જણાતાં ૪૦૦ થી ૭૦૦ બ્હેનો ઠંડા પાણીનાં માટલાં લઈ સ્વયંસેવકોને પાણી પાવા સ્ટેશને આવી પહોંચી. શરૂઆતમાં તેઓને ન રોકી. પરંતુ પછીથી તો તેઓ ઉપર જુલ્મ થયો. એક અમલદાર મી. ગોલપ મોટરમાં બેસીને સ્ત્રીઓનાં ટોળાં તરફ મોટર હંકવા લાગ્યા. એટલે તેમની સાથેના ૧૫-૨૦ ઘોડેસ્વારોએ-જેઓ પાસે બધાં હથિયારો અને લાઠીઓ હતી-પણ ઘોડા દોડાવ્યા. ઘોડા દોડાવ્યાથી બ્હેનોમાં નાસભાગ થઈ. કેટલીક બ્હેનોને સખ્ત વાગ્યું. કેટલીક ખાઇમાં પડી ગઇ. ખાઇ આગળ ઉભી રહેલી બ્હેનોને લાઠીઓ પણ મારી. એકંદરે ૭ સ્ત્રીઓને ઇજા થઇ છે. આ ઉપરાંત બીભત્સ ગાળો પણ દેવાઇ. પાછળથી એક વિધવા બ્હેનની લાજ લુંટવાનો પણ એક નિર્દય પ્રયત્ન કર્યો. આ જંગલીપણાની કાંઇ હદ રહી નથી. 'નવજીવન'માં બ્હેનો ઉપર ગુજરેલા અત્યાચારને લગતી હુમલોનો ભોગ થનાર ભાઇ, બ્હેનોની કેફીયતો વાંચતાં હૃદય કંપી ઉઠે છે. સુધરેલા લોકો જ આવું જંગલીપણું બતાવી શકે!

પુનામાં સ્વદેશી પ્રચાર અને વિદેશી વસ્ત્ર બહિષ્કારની પ્રવૃત્તિ પૂર જોશમાં ઉપડી ચૂકી છે. પુનામાં ગુજરાતી બંધુ સમાજના સ્ત્રી વિભાગ તરફથી પણ સભાઓ યોજાય છે. શ્રીમતી પદ્માવતી દેસાઇ 'ખાદીપ્રચાર' ને લગતાં ભાષણો કરે છે. લેડી ઠાકરસીએ પણ આગેવાની ભર્યો ભાગ લીધો છે. મહારાષ્ટ્રીય બહેનોમાં પણ સારી જાગૃતિ આવી છે. કાંતવાનો વર્ગ કાઢવામાં આવ્યો છે. મીસીસ કેતકર, શ્રીમતી આનંદીબાઇ, શ્રીમતી ચપુબાઇ વગેરે બ્હેનો અસરકારક ભાષણો કરે છે. મહાત્માજીની ગિરફ્તારી સંબંધમાં મળેલી સભામાં પ્રમુખ શ્રી. નૃસિંહ ચિંતામણ કેલકર વિદેશી કાપડ વાપરતા હોવા સંબંધમાં લેડી વિઠ્ઠલદાસ ઠાકરસીએ ટકોર કરી હતી.

મહારાષ્ટ્રના બીજા ભાગોમાં પણ બહેનોની જાગૃતિ ઠીક છે.

**સંયુક્ત પ્રાંત:**

સંયુક્ત પ્રાંતમાં આગ્રા અને દિલ્હી ખાતે પોલીસે સ્ત્રી સન્માનની ભાવનાને તિલાંજલિ આપી બ્હેનો ઉપર દંડો કર્યો છે. અલ્હાબાદમાં પરદેશી કાપડની દુકાનો પર ચોકી થઇ હતી. મીસીસ ઉમા નેહરુ અલ્હાબાદની મોડર્ન હાઇસ્કુલ પર ચોકી કરતાં હતાં તેમનું હાઇસ્કુલના પ્રિન્સિપાલ ડૉ. ઘોષે અપમાન કર્યું હતું. અલ્હાબાદમાં ચોકીમાં આગેવાનીભર્યો ભાગ લેનાર શ્રીમતી સ્વરૂપ રાણીદેવી; સૌ. કમલા નહેરુ, વગેરે મુખ્ય છે.

મુંબાઇની પરદેશી કાપડની દુકાનો પર



દેશસેવિકા સંઘની સેવિકા-બ્હેનોની સતત ચોકી:

કાનપુરમાં પણ ચોકી શરૂ થઇ છે. દિલ્હીમાં એક માસ પછી ચોકી બંધ રાખવામાં આવી છે. પટનામાં વિદેશી કાપડની દુકાનો પર ચોકી શરૂ થઇ છે. પટનામાં મીસીસ સૈયદ હસન ઇમામની આગેવાની હેઠળ બ્હેનોનું પ્રચંડ સરઘસ કાઢવામાં આવ્યું હતું. દિલ્હીમાં અદાલત આગળ એકઠી જમેલી હજારેક બ્હેનો ઉપર પોલીસે લાઠી ઉગામી હતી. તેને પરિણામે મીસીસ શહાની, પંડિત જવાહરલાલનાં સાસુ અને સંત્યા નામની એક દશ વર્ષની બાલકીને સખ્ત માર પડયો છે. દશ ઉપર બ્હેનો આ રીતે ઘાયલ થઇ છે.

**પંજાબ:**

પંજાબના જાણીતા નેતા ડૉ. મહમદ આલમ જેલ નિવાસ પામ્યા એટલે તેમનાં પત્ની બેગમ સાહેબા મહંમદ આલમે પડદો ફગાવી દીધો અને મુસ્લીમ સ્ત્રીઓને પડદો ફગાવી દઇ આ ધર્મયુદ્ધમાં ઝંપલાવવા હાકલ પાડી. મીસ ઝુત્સીની આગેવાની હેઠળ વિદેશી વસ્ત્ર બહિષ્કારની પ્રવૃત્તિ ઉપડી ચૂકી છે. ૧૦૦૦ ઉપર બ્હેનોનું સરઘસ પણ નીકળ્યું હતું. જલંધરમાં મહાત્માજીની ગિરફતારી બાદ પ્રચંડ સરઘસ નીકળ્યું. સભા મળી. સભામાંથી લોકો શાન્તિથી વિખેરાતા હતા ત્યાં પોલીસે દંડા ઉગામ્યા તેમાં ત્રણેક સ્ત્રીઓને પણ ઇજા થઈ છે.

**બંગાળ:**

કલકત્તા, જેસોર વગેરે સ્થળોએ ૧૪૪ મી કલમ પ્રમાણે સભાબંધીનો હુકમ છતાં એ હુકમનો ભંગ કરી બહેનોએ મોટી સભાઓ ભરી છે. સરઘસો પણ કાઢયાં છે. સ્વદેશીની પ્રતિજ્ઞા લેવાય છે. વિદેશી વસ્ત્ર બહિષ્કારની પ્રવૃતિ જોશભેર ઉપડી છે.

**મદ્રાસ:**

ભારતના મુક્તિસંગ્રામમાં સ્ત્રીશક્તિનું પહેલું બલિદાન મદ્રાસે આપ્યું છે. મદ્રાસનાં જાણીતાં કાર્યકર અને શક્તિ સમાં મીસીસ રૂક્મિણી લક્ષ્મીપતિને મીઠાંના કાયદાનો ભંગ કરવા તા ૧૪ મી એ પકડી એક વર્ષ સાદી કેદની સજા કરી છે. તેમને વેલોર ખાતેની સ્ત્રીઓની જેલમાં લઇ જવામાં આવ્યાં છે. મદ્રાસની પ્રવૃત્તિના સરમુખત્યાર પદે શ્રીમતી દુર્ગાવતીબાઇ છે. તેમણે તથા મીસીસ પ્રકાશમે મીઠાંના કાયદાનો ભંગ કરી દીધો છે. ૧૪૪ મી કલમ પ્રમાણેના સભાબંધીના હુકમનો તેમણે ભંગ કરી દીધો છે. ગામડાંઓમાં પ્રચારકાર્ય કરી ચળવળની સમજુતી આપવામાં આવે છે.

આ ઉપરાંત કરાંચી, નાગપુર, આકોલા તેમજ અન્યત્ર સર્વ સ્થળે બ્હેનોમાં પુષ્કળ જાગૃતિ છે.

બ્હેનોમાં મૂળથીજ જાગૃતિ હતી. તેમાં મહાત્મા ગાંધીજીની ગિરફતારીથી વિશેષ જાગૃતિ આવી છે. મહાત્મા ગાંધીજીની ગિરફતારીનો વિરોધ કરી મદ્રાસ ધારાસભાના ઉપપ્રમુખ ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીએ પોતાનાં એ પદનું તેમજ ધારાસભાના સભ્યપદનું રાજીનામું આપી દીધું છે. સૌ. હંસા બ્હેન મહેતાએ પોતાને મળેલું જે. પી. પદ સરકારને પરત કર્યું છે. આ બન્ને બ્હેનોને અમારાં અભિનંદન.

ભારતની સ્ત્રીશકિત જાગી છે. સ્ત્રી જગદંબા છે. જાગશે ત્યારે પોતાનું ખપ્પર ભરશે, અને એ ખપ્પર ભરાશે ત્યારે જ એ સંતોષાશે. આજે ભારતની સ્ત્રીશકિત જાગી છે. જય હો ભારતની સ્ત્રીશકિતનો! જય હો ભારતમાતાનો !






**બ્હેનોનો હિસ્સો.**

મુક્તિસંગ્રામમાં દેશની બ્હેનોનો હિસ્સો દિન પ્રતિદિન વધતોજ જાય છે. ગયા અંકમાં અમે એ સંબંધી નોંધ લીધા પછી એ હિસ્સો અનેક ગણો વધી ગયો છે. પૂ. મહાત્મા ગાંધીજીએ બ્હેનો માટે બતાવેલી કાર્યદિશા અનેક બ્હેનોને ગમી ગઇ છે અને એ દિશાનું કાર્ય તેમણે યથાશક્તિ ઉપાડી લીધું છે. મુંબાઇમાં દેશસેવિકા સંઘની બ્હેનોએ પરદેશી કાપડની દુકાનોની ચોકી કરવાનું કામ શરૂ કરી દીધું છે અને એ કાર્યમાં તેમણે અત્યાર સુધીમાં અપૂર્વ સફળતા મેળવી છે. પરદેશી કાપડ વેચનાર વેપારીને અને લેવા આવનાર ગ્રાહકને હાથ જોડીને નમ્રતાથી અને શાન્તિથી તેઓ સમજાવે છે અને દેશદ્રોહી ન થવા વિનવે છે. સુરત અને અમદાવાદમાં પણ એ ચોકીનું કામ બ્હેનો ઉત્સાહપૂર્વક કરી રહી છે. વધારામાં અમદાવાદમાં તો દારૂ તાડીના પીઠાંની પણ ચોકી તેમણે બેસાડી છે. દેશના અન્ય ભાગોમાં, ખાસ કરીને દીલ્હી, આગ્રા, કરાંચી વગેરે સ્થળોમાં પરદેશી કાપડની દુકાનો પર ચોકી બેસાડી બ્હેનોએ એ દિશામાં મહાત્માજીની આશા સફળ કીધી છે. અલબત એ કાર્યમાં પણ જોખમદારી અને વિટંબણાઓ રહેલી છે. પરદેશી કાપડના વેપારીઓ અને પીઠાના માલીકોનો વિરોધ તેમને સહી લેવો પડે છે અને પડશે. આપણે અત્યાર સુધી સ્વાર્થમાં જ એટલાં બધાં રચ્યા પચ્યા રહ્યાં છીએ કે આ યુદ્ધ છે અને યુદ્ધમાં સૌ કોઇએ ભોગ આપવો જોઇએ, એ ખ્યાલ જ આપણને આવતો નથી. મુંબાઇ, સુરત અને અમદાવાદમાં એ સંબંધી બનેલા કેટલાક બનાવો આખા દેશને શરમાવે એવા છે. એ વેપારી ભાઇઓને લાખોનો સ્ટોક નકામો પડી રહેતો જોઇ, લાગી આવે એ કુદરતી છે. એ સ્ટોક ન વેચાય તો ઘણાને નાદાર થવાનો જ વખત આવે એમાં શંકા નથી. પરંતુ યુદ્ધને પ્રસંગે દેશની સ્વતંત્રા ભયમાં હોય તેવે વખતે વ્યક્તિગત લાભાલાભનો વિચાર ન જ કરી શકાય. એવે પ્રસંગે દેશની દરેક વ્યક્તિએ અંગત સ્વાર્થનો વિચાર છોડી આખા દેશના લાભનો જ વિચાર કરવાનો છે. મહાત્મા ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતને પરિણામે આ યુદ્ધ શાન્ત અસહકારનું સવિનય ભંગનું ચાલે છે. એને બદલે હિંસાનું, તોપો ને બંદુકોનું યુદ્ધ ચાલતું હોત તો અનેકના માલમીલ્કત લુંટાઇ કે ફુંકાઇ ગયા હોત અને તેવે સમયે આપણે અત્યારે સ્હેવું પડે છે તે કરતાંય વધારે સ્હેવું પડત. એ દૃષ્ટિએ જોઈ વેપારી ભાઇઓએ આ યુદ્ધને વધાવી લેવું જોઇએ અને એને સર્વ પ્રકારે ટેકો આપવો જોઇએ. ખરી રીતે જોતાં તો પરદેશી ધુંસરીમાં દેશ સપડાયો ત્યારથી આપણા વેપારીઓ વેપારી જ રહ્યા નથી પણ પરદેશીઓના આડતીઆ અને દલાલો બની ગયા છે. એ વેપારીઓ ધારે તો દેશી કાપડ પેદા કરવામાં પોતાના સાધન, સમય અને શક્તિ રોકી સાચા વેપારીઓ બની શકે અને દેશને સ્વતંત્ર બનાવી શકે. દેશની સ્વતંત્રતા મેળવવા માટે બીજા બધાય ઉપાયો બાજુ પર મૂકી અને ફક્ત વિદેશી વસ્ત્રના બહિષ્કારનું જ કાર્ય સફળતાથી પાર પડાય તો પણ બસ થશે. વેપારી પ્રજાને મદદ કરવી હોય તો તેના એ વેપાર પર ફટકો માર્યે જ છુટકો. આપણા અત્યારના કહેવાતા વેપારી સાચા વેપારી બની દેશની સ્વતંત્રતા મેળવવામાં પોતાનો હિસ્સો આપશે ખરા !

**અત્યાચાર**

મુંબાઈ, સુરત અને અમદાવાદમાં વેપારીઓના સ્વાર્થને કારણે યા દારૂડીઆઓના વ્યસનને લીધે જે નહિ બનવા જેવા–શરમાવનારા બનાવો બન્યા તે તો 'પારોરામાં પ્હેલી પૂણી' જેવા છે. એવા તો અનેક બનાવો બનશે અને તે બધા ય સેવિકા બ્હેનોએ દેશસેવાને ખાતર મુંગે ને હસ્તે મોઢે સ્હેવા પડશે. પરંતુ એથી વધારે ભય તો સરકાર તરફનો છે. અલબત્ત અત્યાર સુધીમાં પીકેટીંગના કાર્યમાં સરકારે દખલગીરી નથી કરી અને જ્યાં સુધી અત્યારે ચાલે છે તેમ એ કાર્ય સંપૂર્ણ શાંતિથી ચાલશે ત્યાં સુધી દખલગીરી નહિ કરે, એવી આશા રાખી શકાય. આર્થિક ગુલામીમાંથી છુટવાનો દેશ પ્રયત્ન કરે એમાં કશું ય કાયદા વિરૂદ્ધ નથી; એમાં કોઇ પણ પ્રકારનો સવિનયભંગ નથી. આજે ઇગ્લાંડને પોતાને એ ઉપાય અજમાવવો પડે છે અને વિદેશી માલના બહિષ્કારનો–' ફક્ત બ્રિટિશ માલ વાપરો " એવો પોકાર કરવો પડે છે. એ મટે ત્યાં ગૃહિણીઓનું મોટું મંડળ સ્થપાયું છે અને તેમણે એ કાર્ય ઉપાડી લીધું છે હિંદની સ્ત્રીઓ પણ એ બાબતમાં પોતાની પવિત્ર ફરજ બજાવી રહી છે. એવી ફરજ બજાવતાં તેમને કદાચ સહેવું પડશે તો તે બધું તેઓ શાંતિથી અને મુંગે મોઢે સહી લેશે એમાં જરાય શંકા નથી અત્યાર પ્હેલાં અનેક સ્થળે થયલા અત્યાચારો સ્હેવામાં બ્હેનોએ જે ભાગ ભજવ્યો છે તે જોઇ એ વિષે સૌ કોઈને ખાત્રી થશે. વીરમગામ, દીલ્હી, આગ્રા અને પેશાવર વગેરે સ્થળોમાં શાન્ત, નિરાશ્ર બહેનો પર ઘોડા દોડાવી કે લાઠીઓ ચલાવી આપણી કહેવાતી સુધરેલી સરકારે પોતાની ઉંચી સંસ્કૃતિનો પરિચય કરાવ્યો છે આટલું છતાં એ અત્યાચાર સહન કરનાર બ્હેનો જરાય ડગી નથી. એ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**બલિદાન**

પરંતુ સૌથી વધારે ધન્યવાદ તો જે બ્હેનોએ અત્યાર સુધીમાં પોતાનાં બલિદાન આપ્યાં છે, તેમને આપણે આપવો જોઇએ. સૌથી પ્હેલું બલિદાન વેદારણ્યમમાં શ્રી. રૂક્મિણી લક્ષ્મીપતિનું લેવાયું. મીઠાના કાયદાના સવિનયભંગ માટે સરકારે એમને પોતાના મ્હેમાન બનાવ્યા અને એક વર્ષની સાદી કેદની સજા કરી. હિંદની મહિલાઓમાં જેલમાં જવાનું પ્રથમ માન ખાટી જનાર એ બ્હેન છે. બીજાં બ્હેન સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાય છે. એમને સૌ કોઇ ઓળખે છે એ રણચંડીએ લડતની શરૂઆતથી જ સરકારને દરેક રીતે કાયર કરી હતી. એમણે કયો ગુન્હો–સરકારની દૃષ્ટિએ-નથી કર્યો તે જ કહેવું મુશ્કેલ છે. પોતાને પકડવાની અને જેલમાં બેસાડવાની તેમણે સરકારને ફરજ પાડી છે. એમની પાછળ એમના નણંદ સૌ. સરોજિની નાયડૂએ પણ સરકારની મ્હેમાની સ્વીકારી લીધી છે. ધરાસણાની ધાડના ગુન્હા માટે બીજા આગેવાનો સાથે સરકારે એમને પણ પકડયાં છે. અને નવ માસની સાદી કેદની સજા કરી છે. હિંદની સ્ત્રીશક્તિનાં એ ત્રણે પ્રતિનીધિઓએ આપેલાં બલિદાન માટે અમારાં અભિનંદન છે।

**સ્ત્રીઓ અને સ્ટવ**

મુંબાઇમાં અને બીજા સ્થળોમાં સ્ટવથી બળી મરવાના અકસ્માતોની સંખ્યા દિવસે દિવસે વધતી ગઇ છે. ખાસ કરીને એ અકસ્માતો ગુજરાતી બ્હેનોને વધારે નડે છે. કેટલાક માને છે કે એ અકસ્માત નહિ પણ ખુન કે આપઘાતના કિસ્સા છે; અને કાયદાની ચુંગાલમાંથી છટકવા તેને અકસ્માતનું સ્વરૂપ અપાય છે. કેટલાક કહે છે કે આપણી સ્ત્રીઓનો પ્હેરવેશ એ અકસ્માતો વધારે છે અને તે બદલવો જોઇએ. આ બાબતમાં અમે અગાઉ કેટલીક સૂચનાઓ કરી ગયા છીએ. સ્ટવ કે સગડીના અકસ્માતો થવાના અનેક કારણો હોય છે. પ્હેલી વાત એ છે કે સ્ટવ જમીન પર રાખીને સળગાવાય છે અને પછી ચીજ–વસ્તુ લેવા માટે એની આસપાસ ફરવાનું થતાં કપડાંને ઝાળ લાગે છે. કેટલાક તો જગ્યાની તંગીને લીધે અભેરાઇ બરોબર સ્ટવ સળગાવવાની જગ્યા ઉપર જ રાખે છે. કેટલાકને સ્ટવ સળગાવતા નથી આવડતો. જરૂર કરતાં વધારે પંપ મારવાથી; બર્નર તપ્યા પ્હેલાં પંપ મારવાથી અને એવાજ બીજાં કારણોને લીધે ભડકો થાય છે યા સ્ટવ ફાટે છે. આ સર્વ પરિસ્થિતિ ટાળવી હોય તો સીધો સરસ રસ્તો એ છે કે (૧) સ્ટવ સારામાં સારી બનાવટનો અને મજબુત હોવો;

(૨) એ સ્ટવ કેમ સળગાવવો તેની તાલીમ લેવી, (૩) એ સ્ટવ જમીનથી કમમાં કમ ત્રણ ફુટ ઉંચે 'ટેબલ' કે ટીપાઇ પર રાખીને જ સળગાવવો. આટલી ચોકસાઇ રાખવામાં આવે તો કોઇ પણ દિવસ અકસ્માત થવાનો સંભવ ન રહે. પરંતુ આપણી પ્રજા આવી સૂચનાઓને ભાગ્યેજ અનુસરે છે. આપણું સ્વાભાવિક આળસ અને આપણી બેદરકારી એ સુચનાઓનો આપણી પાસે અનાદર કરાવે છે અને આપણને મૃત્યુના મુખમાં મુકે છે. અમુક વાત આપણા હિતની છે એમ સ્વીકારી લઇ, સમુહ તરીકે તેનો ઉપયોગ કરવાને આપણે હજી તાલીમ નથી લીધી. પરિણામ એ આવે છે કે એવી બાબતો માટે દેશ હિતચિંતકોને કાયદા ઘડાવવાનો પ્રયત્ન કરવો પડે છે. બાળલગ્ન ઉપર અંકુશ મુકનારો "શારદા" કાયદો એનું તાજું ઉદાહરણ છે. બાળલગ્ન નુકસાનકારક છે એમ જાણવા છતાં આપણે જ્ઞાતિ સમુહ તરીકે એ માટે કશો પ્રયત્ન ન કર્યો; પરિણામે એ કાયદો ઘડવાની ફરજ પડી. સ્ટવની બાબતમાં પણ તેમજ થશે એમ લાગે છે. મુંબાઇના કોરોનરે અનેકવાર એ અકસ્માતો વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો છે અને પોતાની કોર્ટમાં સ્ટવનો ખુરદો કર્યો છે, છતાં આપણી આંખો ઉઘડતી નથી એટલે તેમણે એક કાયદાનો ખરડો એ માટે તૈયાર કર્યો છે. એ ખરડાની મુખ્ય કલમોનો સાર આ પ્રમાણે છે: (૧) "પ્રાઇમસ સ્ટવ" એટલે તેલની વરાળ અને હવાના દબાણથી થતી ગેસથી બળતો ચુલો. (૨) એવો ચુલો જમીન પર રાખવા દેવામાં નહિ આવે પણ ૪ ફીટ લાંબી, ત્રણ ફીટ ઉંચા અને બે ફીટ પહોળાં ટેબલ ઉપર યા એવી ઉંચી બનાવેલી જગ્યા ઉપરજ રાખવા દેવામાં આવશે. આ કલમનો ભંગ કરનારને છ માસની કેદ યા દંડ અથવા બન્ને જાતની સજા થશે. (૩) સ્ટવ સળગાવનાર સ્ત્રીએ એક દિવસની તાલીમ લેવી જોઇએ. અને તે માટેનું સરટીફીકેટ મેળવવું જોઇએ. એવા સરટીફીકેટ વગરના ઘરમાં સ્ટવ રાખ્યો હશે અને અકસ્માત થશે તો કલમનો ભંગ કરનારને, ફક્ત દાઝવાની ઈજા થઇ હશે તો બે વર્ષની અને મરણ થયું હશે તો દશ વર્ષની કેદની સજા થશે. આ ત્રણે કલમો અમારી સુચનાને મળતી જ છે અને પ્રજા જો તેને પોતાની મેળે અમલમાં નહિ મુકે તો કાયદો ફરજિયાત અમલમાં મુકાવશે. પ્રજા એ કાયદો ઘડવાની ફરજ પાડશે ?



## ઉપનગરની વીરાંગનાઓ



ડાબી બાજુ બેઠેલા શ્રી. કમળાબ્હેન કલ્યાણજી, પેરં પીઠાંની ચોકી કરતાં હુમલો થયો હતો. વચમાં સૌ. જાનકીબાઇ, જમનાલાલ બજાજ છે. જેમણે પોતાની કોમની બ્હેનોને જાગૃત કરવામાં તેમજ વીલેપાર્લેની સ્ત્રીપ્રવૃત્તિમાં આગેવાન ભાગ ભજવ્યો છે.




# આજની સ્ત્રીનો આદર્શ

ભારતમાં, એક સમયે, સ્ત્રી પુરુષની દેવી હતી. પછી, એ સ્થાનેથી તે સરી પડી. પરંતુ, આજે, ભારતના વિરાટ મુક્તિસંગ્રામમાં, પુરુષની સહચરી થવાનો તેનો આદર્શ છે.

કમલાદેવી ચટ્ટોપાધ્યાય



" સૌ સ્ત્રીઓ સ્વદેશી વાપરે અને દારૂ બંધ કરાવી શકે તો સ્વરાજ્ય દૂર નથી " એમ મહાત્માજી કહે છે. સ્વાતંત્ર્યયજ્ઞમાં સ્ત્રીઓ આટલો ફાળો નહીં આપે ?

લીલા મુનશી



આજ સ્વરાજ્યની લડતમાં દરેક સ્ત્રીએ પોતાનો ફાળો આપવાની જરૂર છે. આ તક જો જશે તો હિંદી સ્ત્રીઓને હમેશને માટે ગુલામગિરિમાં રહેવું પડશે.

अवंतिका गोखले



# નિરક્ષરતા સામે લડત

લેખિકાઃ **સૌ. હંસા મહેતા**, બી. એ.

થોડા વખતપર "ટાઈમ્સ ઑફ ઇન્ડિયા"માં સત્યાગ્રહની લડતમાં સ્ત્રીઓ જોડાય તે વિષે ટીકા આવી હતી કે ગાંધીજી જાણી જોઇને સ્ત્રીઓને આગળ કરે છે. આ લડતમાં સ્ત્રીઓ જોડાઇ ના હોત તો નવાઇ જેવુંજ ગણાત. રાજકીય, આર્થિક, વગેરે દરેક જાતના સમાન હકો આજે સ્ત્રીઓ માગી રહી છે એટલે આ લડતમાં જો પુરૂષોને સાથ ન આપત તો એને માટે શરમભરેલુંજ ગણાત. પ્રશ્ન એ ઉઠે છે કે આ રાષ્ટ્રચળવળમાં સ્ત્રીઓ કઇ જાતનો ફાળો આપી શકે ? ગાંધીજીએ પોતે સ્ત્રીઓને દારૂનિષેધ અને સ્વદેશી ચળવળનું કામ સોંપ્યું છે. આ કાર્યપ્રદેશ વિષે પુષ્કળ લખાયું છે અને બોલાયું છે એટલે એ બાબતે વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી. પરંતુ દરેક બ્હેનો આ કાર્યમાં પોતાનો ફાળો આપી શકતી નથી. અનેક કારણોને લઇ સ્ત્રીઓ ઘર છોડી બહારના કામમાં વધારે વખત આપી શકતી નથી. કટલીક બ્હેનો નોકરીને અંગે આ કાર્ય ઉપાડી શકતી નથી. આ બ્હેનોને સાધ્ય એવું કામ તો અક્ષરજ્ઞાનનો પ્રચાર છે.

અજ્ઞાનતા એ આ દેશનું મોટામાં મોટું કલંક છે. એજ આપણી સર્વ અવનતિનું મૂળ છે. જેને વાંચતા આવડે તે પુસ્તકો દ્વારા ઘણું જ્ઞાન મેળવી શકે. આજનો જમાનો પુસ્તકોનો અને છાપાઓનો છે. એટલે દરેક વ્યક્તિને વાંચતા ના આવડે તો દરેક બાબતમાં પછાત રહે. આવી અજ્ઞાન બ્હેનો પોતાની પડોશમાં હોય અથવા ચાલીમાં હોય તેમને અક્ષરજ્ઞાન આપી બ્હેનો દેશની એક મોટામાં મોટી સેવા કરશે. ભાવનગરની દક્ષિણામૂર્તિ સંસ્થા તરફથી અક્ષરજ્ઞાન સંબંધી એક સુંદર યોજના બહાર પડી છે, જેથી એક મહિનાની અંદર કોઇ પણ વ્યક્તિને વાંચતા શીખવી શકાય. આ યોજના વિષે જોઇતું સાહિત્ય પુરૂં પાડવાનું કામ મુંબઇમાં ભગિની સમાજે માથે લીધું છે. જે બ્હેનની આ કામ કરવાની ઇચ્છા હોય તે ભગિનીસમાજના મંત્રી પાસેથી આ સાહિત્ય માગી લે. મુંબઈની અનેક શિક્ષિકાઓ રાષ્ટ્રચળવળમાં પોતાનો ફાળો આપવા તલપાપડ થઇ રહી છે. એ બ્હેનો નોકરીને અંગે બીજું ન કરી શકે પરંતુ નિરક્ષરતા સામે લડતનું કાર્ય જરૂર સારી રીતે બજાવી શકે.



# સ્ત્રીઓ અને દેશસેવા

લેખિકા: સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ

ગુજરાતણના ગુણપરીક્ષક કવિશ્રી ન્હાનાલાલે ગુજરાતણને 'ઘરરખુ ગૃહિણી' કહી છે. એ ઉપમાને આપણે લાયક હોઇએ એ ગૌરવભર્યું છે; પરન્તુ આપણી એ ગુણભાવના જો વિસ્તૃત ન થાય, ને ઘરનો ઉંબર છોડી ગામ દેશ કે સમાજસેવા કરવામાં કામ ન આવે તો આપણો એ ગુણ દીપી શકતો નથી.

આજે ગુજરાત તો શું પણ ભારતવર્ષની જનતા પર એ એક આક્ષેપ છે કે હિન્દીઓ પરાધિન તો છે પણ પરાશ્રયી યે છે. આ આક્ષેપને ભૂલાવી દઇ, દુનિયાની દષ્ટિએ આપણા દેશની કિમ્મત અંકાવવી એ આપણી ફરજ છે. એ માટે હિન્દુસ્થાન આજે ગમે તેટલા ભોગો આપવા તૈયાર થયું છે. પુરૂષસમાજે એમાં અદ્વિતિય ભાગ આપ્યો છે. આપણે ત્યાં સ્ત્રીસમાજ પરના અવરોધોને લઇને આ સ્વાતંત્ર્ય યુગે સેવામાં જીવન સમર્પણ કરવા ઘણીજ થોડી બ્હેનો આગળ આવી શકે છે. એનું કારણ કેટલાકો કેળવણીનો અભાવ ગણે છે. જો કે એ સિવાય બીજાં ઘણાં કારણો છે. પરન્તુ આવી વાતોમાં હવે ઉંડે જવાની કશી જરૂર નથી. જ્યારે દેશને જેટલી પુરૂષસમાજની સેવાની જરૂર છે તેટલીજ સ્ત્રી સમાજની છે તો આપણી દરેક બ્હેન પોતાના ગૃહસંસારને સંભાળી લઈ કેવી રીતે ઉપયોગી થાય તે માર્ગ શોધવો આવશ્યક હતો, જે આજે એકાએક આપણી આગળ આવીને ઉભો રહ્યો છે; ને આપણા જ ગૃહવ્યવહારને સંભાળવામાં જ એ સેવા સ્વભાવિક થઇ જાય છે. આવી સરળતા 'સ્વદેશી વસ્ત્ર ને વસ્તુનાં વ્રત' લેવામાં રહેલી છે.

આપણે કરકસર કરી ખોટા ખર્ચોથી બચાવી ઘરનો લાભ શામાં છે તે જોઇ વર્તન રાખીએ છીએ તે પ્રમાણે આપણા દેશને આપણે કયી રીતે લાભ કરી શકીએ તે વિચારવું ને આચરવું એ આપણો ધર્મ છે. આપણી જીવન-જરૂરિયાતની અનેક વસ્તુઓ માટે આપણને પરદેશીઓ પર આધાર રાખવો પડે છે. હિન્દુસ્થાનની જો કોઇ મોટામાં મોટી શરમ હોય તો આ છે. આ શરમને સ્ત્રીઓ ધારે તો એમના એક જ નિશ્ચયથી નષ્ટ કરી શકે છે. આપણી જીવનપ્રણાલી જોતાં સ્ત્રીઓને હાથ જ ગૃહવ્યવહારની વ્યવસ્થા રહેલી છે; અને જો સ્ત્રી જ પોતાના માર્ગમાંથી વિદેશી વસ્તુઓનો બહિષ્કાર કરી સ્વદેશી વ્રત આચરવા આગળ આવે તો પુરૂષોના બહારના કામ કરતાં કેટલું સંગીન કામ કરી શકે એ આપણે સમજી

શકીએ છીએ. આજે જે હિન્દી સ્ત્રીત્વ ચાર દિવાલોમાં ગુંગળાતું દેખાય છે તેજ આવી જાતની પ્રતિજ્ઞા ધારણ કરતાં કેટલું ઉગ્ર ને સફળ બને છે એ જો જગત જુવે તો ધન્યતા ઉચ્ચાર્યાં સિવાય ન રહે ! જગત ભલે જુવે ને વિચારે કે હિન્દી સ્ત્રીસમાજ પોતાના કુટુમ્બ પર જે સ્નેહ ને વાત્સલ્ય રાખે છે તેજ સ્નેહ ને વાત્સલ્ય તેને પોતાના દેશમાં બનેલાં વસ્ત્ર ને વસ્તુ પર છે !

એવો સફળ દિન તો ત્યારેજ આવે કે જ્યારે આપણે આપણી વસ્તુઓનો જ જીવન-જરૂરિયાતોમાં ઉપયોગ કરવાના એકધારા નિરધાર કરીએ; આપણી વસ્તુઓને ન અવગણીએ. આપણે કે આપણા દેશબાંધવો ન બનાવી શકીએ તે વસ્તુ ને વસ્ત્ર આપણને ન ખપે, એના વગર ચાલે તેટલી સરળતા કરી લઇ ચલાવી લઇએ એવી તિવ્ર ભાવના જે આપણી રગેરગમાં વ્યાપી જાય તોજ આપણી ઉન્નતિ અર્થે સ્ત્રીત્વની સાચી ગુણપરિક્ષા થાય. આપણી જ દ્વારા આપણું ધન પરદેશીઓ લુંટી જાય એ આપણને ન ખૂંચે ? એ તો આપણી જ જગતની નજરે હાંસી કરાવવા જેવું છે.

આપણો દેશ જો કે બીજા સુધરેલા દેશો કરતાં સાદાઇમાં ચ્હડે પણ તેનું કારણ તો આપણી ગરીબી છે. એ ગરીબીનાં અનેક કારણોમાંનું મુખ્ય તો આ પરાશ્રિતપણું છે; ને પરાધિનપણું નષ્ટ થાય તે પહેલું એ નષ્ટ થવું જોઇએ. સ્વતંત્ર-થવાનું એ સાચું હથિયાર છે. જે માત્ર સ્ત્રીઇચ્છાને જ આધિન રહ્યું છે. એમ જો આપણે માનતાં હોઇએ તો આપણે વિદેશીની વાસ પણ ન લઇએ; આપણા સ્ત્રી સમાજ પર અવલંબન કરી રહેલ આ આળને ઉતારી દેવાને આપણો ધર્મ બજાવવા આપણે તૈયાર ન થઇએ, તો દેશ, સમાજ, ને આપણા અનેક દેશ બાંધવોને બેવફા નિવડવાનો આરોપ જગતભરની જનતા આપણા પર મૂકશે. એ ભાવિ કલંકમાંથી બચી જવા મ્હારી એકેએક શિક્ષિત, અશિક્ષિત, જાહેરમાં કાર્ય કરતી કે ઘરખૂણે બેસી રહેતી, સમાજનું શ્રેય ઇચ્છતી, કે સંસારને જ સંભાળતી બ્હેન એવી પ્રતિજ્ઞા લ્યે ને સ્વદેશી વ્રતનાં આચરણ શરૂ કરી દે.

જેને અનુકૂળતા હોય તેને બહારના ક્ષેત્રો કાર્ય કરવાને બોલાવે જ છે. દારૂનિષેધ ને વિદેશી બહિષ્કારની ચળવળ જગાવવા ભલે બહાર પડે. એ તો જરૂરનું જ છે. પણ જેનાથી એ ન બને તે પોતાના ઘરના દરવાજામાં વિદેશી વસ્તુ પેસવા નહીં દે ત્હોય દેશની સેવાનું સાચું પૂણ્ય જરૂર મળશે.

આપણી હિન્દુ સ્ત્રીઓ તો પોતાનાં સુખ સૌભાગ્ય અર્થે અનેક વિધ વ્રતાચરણ કરવા જન્મથી ટેવાયલી છે, તો આપણે આજે વધુ સ્હમજ્યાં તો ત્યારે જ કહેવાઇએ કે આપણા આજના સ્વતંત્રતાના યુગમાં ' સ્વદેશી વ્રત ' ધારણ કરી જીવન સાથે જડી લઇએ, ને એ વ્રત–એ તપના પૂણ્યે સ્વાધિનતાનાં સુખ અનુભવવા ઉભા રહીએ.

આપણી આં સાચી દેશસેવા છે. સ્ત્રી જનતા આ સરળ માર્ગે સિધાવતાં દેશસેવિકા બને છે; ઘરરખુ રહી દેશરખુ બને છે, ને પોતાની તથા દેશની ઉન્નતિ સાધે છે, તો સ્વદેશી વ્રત કાં ન સ્વીકારીએ !

# આજની લડત અને સ્ત્રીઓ.

લેખિકા: શ્રી. રતનબાઇ લક્ષ્મીદાસ મ્હેતા

ઘણીવાર જણાવવામાં આવે છે કે રાજકારણ અને સ્ત્રીઓને કાંઇ નિસબત નથી. રાજકારણમાં સ્ત્રીઓએ પડવું ન જોઇએ, સ્ત્રીઓ એમાં સમજે નહિ અને સમજવાની જરૂરે નથી. આ એક બહુ ભૂલભરેલો ખ્યાલ છે. જેમ હવાની અસર સાજાને કે માંદાને, બાળક કે વૃદ્ધ, રાજા કે રંક સ્ત્રી યા પુરૂષ દરેક ઉપર થાય છે તેમ રાજનીતિની અસર પણ પ્રત્યક્ષ રૂપે નહિ તો પરોક્ષ રીત દરેક દરેક ઉપર થાય છે.

મને કોઇ પૂછશે કે કેવી, રીતે ? સવારના ચાહ પીઓછો ને ? ચાહ બનાવવામાં ખપ આવતી દરેક વસ્તુ ઉપર ટેક્ષ છે. જેવી કે ચાહ, સાકર, પ્રાયમસ, ગ્યાસલેટ, કપ રકાબી, પાણી, અને કાંદીનું બાકસ. નાહવા ગયા તો સાબુ ઉપર, જમવા બેઠા તો જમીન મહેસુલ રૂપે દરેક અનાજ ઉપર અને મીઠાના કરની ફજેતી તો હજી તાજીજ છે. ફરવા ચાલ્યા તો મોટર અને પેટ્રોલઉપર, વરઘોડામાં ચાલ્યા તો રેશમી કાપડ, હીરામાણેક, ચાંદી ઉપર, લગનનું ખાઈ ખાઇને માંદા પડયા તો દવા પર, કમાયા તો ઇન્કમટેક્ષ, ઘરધણી થયા તો હાઉસટેક્ષ, વારસો મળ્યો તો પાવર ક્યો, ઠંડી પડી તો ગરમ કપડા ઉપર અને ગરમી પડી તો સુતરાઉ કપડા ઉપર, આમ ને આમ આપણે ટેક્ષોથી ઘેરાયલા છીએ. પણ આ ટેક્ષો આડકતરી રીતે અપાતા હોવાથી આપણને એની જાણ પડતી નથી. આવી રીતે રાજનીતિ આપણા જીવન સાથે કેટલી સંકલાયલી છે તેનો ખ્યાલ આવ્યો હશે. કરોનો વધારો એટલે મોંઘવારી અને મોંઘવારીનું પરીણામ અને મોંઘવારીની હાયનો અનુભવ કોને નથી ? ત્યારે શું સ્વરાજ્યમાં આપણને કર આપવા નહિ પડે ? કર તો સરકારનો ખરચ નભાવવા આપવાજ પડશે. પણ એ કર એટલો બધો નહિ હોય કે પ્રજાનું લોહી ચૂસે. બ્રીટીશ સરકારના હકુમત નીચેના કરો તો એક લૂટ સમાન જ થઈ પડયા છે. અને એ લૂંટ એટલે હદ સુધી ચાલી રહી છે કે હિન્દુસ્તાનની તેત્રાશ કરોડ વસ્તીમાંથી ૭ કરોડ માણસને એક ટંક પણ પુરુ ખાવા મળતું નથી. અને અર્થશાસ્ત્રીઓ એમ પણ ગણત્રી કરે છે કે જો સરકારની આ રાજનીતિ ચાલુ રહી તો થોડાજ વખતમાં દિવસ એવો આવશે કે તમે અને અમે બધાયે ભૂખે મરતા થઇશું. અને શું આવો દિવસ આવે ત્યાં લગણ બેસી રહેવું ?

બહેનો ! આવી ભયંકર સ્થિતિની અટકાયત એટલે સ્વરાજ. આ ચુસણનીતિનો નાશ એટલે સ્વરાજ. ભૂખ્યાને અન્ન એટલે સ્વરાજ. અને એ સ્વરાજ્યને પ્રાપ્ત કરવા આજની સત્યાગ્રહની લડત. ભૂખ્યા પેટે કોઇ પણ ધર્મ સચવાતો નથી. મોંઘા દુધથી આપણા દેશનું આજ મરણપ્રમાણ બીજા

દેશો કરતાં અનેકગણું વધારે છે. ખોરાકના અભાવે આપણા દેશબંધુઓના શરીરો હાડપીંજર બની રહ્યાં છે. કપડાના અભાવે અનેક સ્ત્રીઓ પોતાની લાજ સાચવી શકતી નથી. પેટનો ખાડો પુરવા અનેક સ્ત્રીઓ પોતાનું શિયળ લુંટાવી રહી છે. હિન્દુસ્તાનના આકાશ નીચે વસતું મનુષ્ય પ્રાણી રાત્રીના સુવાના તો ડોળ જ કરે છે અને હંમેશ ઉઠતી વખતે આગલા દહાડા કરતા નબળું હોય છે. કરોડોને સારૂ તો હંમેશનું જાગરણ અથવા હંમેશની મુર્છા હોય છે. એ દુઃખી સ્થિતિનું વર્ણન અશક્ય છે. એ તો અનુભવથી જ ઓળખી શકાય. રામનામ જપાવીને કે દર્શનો કરાવેથી આપણે દુઃખથી પીડાતા દર્દીઓને શાંતિ આપી શકતા નથી. દુઃખથી રીબાતા હિંદનાં કરોડો બાળક એક જ દર્શનની આશા રાખે છે–જીવન આપનારા અનાજનાં. એ અનાજની ભેટ થઈ શકે તેમ નથી. તે કમાવું રહ્યું અને તે કમાવાની લડત તે સત્યાગ્રહ.

બહેનો ! તમારા ભાઈ ભાંડુ કે પતિને સલાહ આપતા સાંભળ્યા નથી કે ઘરમાં ખરચ ઘટાડો નહિતર મરી રહીશું ? સીક પડ્યા હોય છતાં દવાના અખાડા કરતા જોયા નથી ? ધોતીયાં ફાટયાં હોય તો પણ થીંગડી મારી નભાવતા નથી અનુભવ્યા ? ધણી ધંધાદારી હોય તો ખોટની પોક મુકતા નથી સાંભળ્યા ? નોકરીયાત હોય તો બીજી નોકરી નહિ મળે એ નિરાશાથી સવારથી સાંજ સુધી નીચી મુંડી ઘાલી ઘસડતા નથી જોયા. અને બેકારોની ઉન્હી હાય જેણે અનુભવી હોય તેજ જાણે. આવા આવા દશ્યો દૈવતનો વાંક કાઢી નરી આંખે જોયા કરશું ? આવતી વિપત્તિઓની સામે થયા વગર નિષ્ક્રિય પડી રહી, યાહોમ આપણા શીર ઉપર પડવા દઇશું ? ભવિષ્યની પ્રજાને ભૂખમરાથી મરવા દઈશું ? દર્દ જો થયું હોય તો આવો અમારી સાથે રણજંગમાં. દેશ વિષે પ્રેમ જાગ્યો હોય તો જોડાઓ દેશસેવિકા તરીકે. પુરૂષોએ કેસરીયાં કર્યા છે. સ્ત્રીઓની તે રાહ જુએ છે... શું સ્ત્રીઓ તેઓને આજ ઠગશે ? દેશમાં આગ લાગી છે ત્યાં પોતાનાં ઘર સાચવી બેસી રહેશે ?

એક વખતનો સમૃદ્ધ હિન્દુસ્તાન આજે ભીખારી થયો છે. એક વખતનો દુનીયાને વસ્ત્રથી ઢાંકનાર હિન્દુસ્તાન પોતાનાં બાળકોને ઢાંકી શકતો નથી. અન્નને પરદેશ મોકલનાર હિન્દુસ્થાન પોતાનાજ સંતાનોને ભૂખે રાખે છે. હા ! આ સ્થિતિનો કરનાર કોણ ? **राजा कालस्य कारणम्** ! અને આપણો રાજા તે ?...બ્રિટિશ બહાદુર. હિંદદેવીના યશોગાન સાંભળી સ્પેનીશ દરબારમાં કોલંબસે જળમાર્ગે હિંદુસ્થાન શોધવાનું બીડું ઝડપ્યું. હિંદુસ્તાન શોધતાં અમેરિકા હાથ લાગ્યો, અને બંન્ને દેશમાં બ્રિટિશોનું આક્રમણ ચાલ્યું. વખત જતાં હિન્દ અને અમેરિકા બેઉ બ્રિટિશ થઈ ગયા. અમેરિકામાં પણ સીતમ ગુજારવા બ્રિટિશોએ બાકી રાખી નથી. ઇતિહાસ એમ જણાવે છે કે ત્યાંના મૂળવતની રેડ ઇન્ડીયનોને કાઢવા જાનવરોની માફક એમનો શીકાર કરવામાં આવ્યો. ચુસણનીતિ અને લૂંટ સરખીજ રીતે શરૂ થયાં. હજુ તો હમણાંજ જન્મેલું અમેરિકા એ પરદેશી ધુંસરી હેઠળ કચડાય ખરૂં કે ? બ્રિટિશ સરકારને કર આપવાની સાફ ના પાડી. લડાઇના મોરચા મંડાયા. સત્યનો જય થયો. સ્વાધીન અમેરિકા આજે જગતભરની પ્રજાઓમાં મોખરે ઉભું છે. પરાધીન ભારત આજે જગતભરની પ્રજાઓમાં ભીખારીમાં ભીખારી દેશ છે. **राजा कालस्य कारणम्** એ સૂત્ર હવે બરોબર સંભાળશું

હશે. સ્વાધીન દેશ શું ન કરી શકે ? પરાધીન દેશને શું ન થાય ?

અંગ્રેજી સામ્રાજ્યનો અર્થ હિન્દ માટે શું થાય છે તે સમજો :

૧ વિલાયતના લાભ ખાતર હિન્દી પ્રજાનું નિત્ય શોષણ.

૨ સુલેહ શાન્તિ બધે હોવા છતાં જબર જસ્ત લશ્કરનો ખર્ચ અને ખર્ચાળમાં ખર્ચાળ મુલ્કી નોકરી.

વાઈસરોયના પોતાના પગારનો દાખલો આપી મહાત્માજીએ આ બાબત બરોબર ઉઘાડી પાડી છે.

૩ ઉડાઉપણે ચાલતા દરેક સરકારી ખાતાઓ.

( બૅંકબે અને સક્કર બરાજનો દાખલો મોજુદ છે. )

૪ થોડાક અંગ્રેજોની સહીસલામતી ખાતર આખી પ્રજાને નિઃશસ્ત્ર બનાવવી અને તેથી જન્મતું નપુંસકત્વ.

૫ દારૂ, અફીણ અને ભીકા વેરો.

૬ વધતી જતી દમનનીતિ, પ્રેસ ઍક્ટ, બંગાળ ઑરડીનન્સ.

૭ વસાહતોમાં વસતા હિન્દીઓ પ્રત્યેનું શરમભરેલું વર્તન અને બીજા દેશોમાંથી કાઢી મુકવા.

૮ કરોડોની નિરક્ષરતા, ભણેલાની બેકારી, ઉદ્યોગોનો નાશ, વેપારીઓનાં દેવાળાં, ખેડૂતોનો ભૂખમરો, મજુરોની ગુલામી અને વધતી જતી મોંઘવારી.

ઉપરની બાબતો ઉપર વધુ વિસ્તારથી લખવામાં આવે તો એક મોટું પુસ્તક ભરાય પણ ટુંકમાં એક બે દૃષ્ટાંત આપીશ.

મધ્યપ્રાંત (નાગપુર)થી મુંબઈ રૂ લાવતાં ૧૦૦ ગાંસડીએ રૂ. ૧૧૨૫) ખર્ચ આવે. અહીંથી ૭ હજાર માઈલ વિલાયત લોકલનાં એટલીજ ગાંસડીએ ૨૨૫) રૂપીયામાં જાય છે. પંજાબથી ઘઉં મુંબઈ લાવવા કરતાં હજારો માઈલ દૂર ઑસ્ટ્રેલીયાથી ઘઉં લાવવો સસ્તો પડે છે. એવીજ રીતે હુંડીની જાદુ નીતિથી આપણાજ રૂને હજારો માઈલ છેટે લઈ જઈ મોંઘી મજુરીથી બનાવેલો માલ સ્થાનિક મીલોમાં બનતા માલ કરતાં સસ્તો પડે છે. રેલ્વે થવાથી વહાણ, ઉંટ અને બેલગાડીઓનો વ્યવહાર તુટી પડયો. આ વાહનો ચલાવનાર માણસો પોતાનો ધંધો ખોઈ બેઠા, બનાવનાર સુથાર, લુહાર રખડી પડયા. રેલ્વેમાં વપરાતી દરેક ચીજો જેવી કે ડબ્બા, પાટા, એન્જીનો, ખીલા અને એવી બીજી અનેક વસ્તુઓ તૈયાર આવતી શરૂ થઈ અને રેલ્વે માત્ર એકજ વ્યવહારનું સાધન હોવાથી મોં માગ્યું નૂર આપ્યા વગર છુટકો જ નહિ. આવી રીતે દરેક હુન્નર ઉદ્યોગો નાશ પામ્યા. પરદેશી સ્ટીમર કુંપનીની અન્યાયી હરિફાઈને લઈને આપણું વહાણવટું ડુબ્યું. હિન્દના કાંતનાર સાથે હરિફાઈ ન થઈ શકે તે ખાતર તે લોકના અંગુઠા કાપી નાખવામાં આવ્યા. આ બધું શું સુચવે છે ? અંગ્રેજો આપણા ઉપર ભલાઈ કરવા રાજ્ય કરે છે ? હિન્દુસ્તાનની ગુલામી એટલે ઈંગ્લાંડની બાદશાહી. હિન્દુસ્તાનનું બજાર એટલે ઈંગ્લાંડનો ધીકતો ધંધો. હિન્દુસ્તાન ઉપરનું રાજ્ય એટલે લાખો અંગ્રેજોની રોટી, મોજમજાહ અને એશઆરામ. જે દિવસે હિન્દુસ્તાન બ્રિટિશ સિંહના પંજામાંથી છુટયું એટલે સિંહનો ભુખમરો.

અને હિન્દુસ્તાન બ્રિટિશ સિંહના પંજામાંથી કેમ છુટી શકે ? મુક્તિના ત્રણ માર્ગ છે. પહેલો કાકલુદી–ભીખ, બીજો હિંસાત્મક બળવો અને ત્રીજો અહિંસાત્મક સત્યાગ્રહ. પહેલો માર્ગ ચાલીશ વર્ષ સુધી કોંગ્રેસે અજમાવ્યો પણ બ્રિટિશ સિંહ સાંભળે એમ નથી.

બહેરાના કાન ખોલવા એસેમ્બલીમાં બોમ્બ નાખનાર ભગતસિંગ અને દત્ત એમને બહેરાજ રાખી જેલમાં સીધાવ્યા. બીજો માર્ગ સ્વપ્નેયે સાધ્ય નથી. નિઃશસ્ત્ર હિન્દુસ્તાન દુનીયામાં છેલ્લામાં છેલ્લી ઢબથી સજ્જ થયલી બ્રિટિશ સલ્તનત સામે સામનો કરી શકે એમ નથી. રહ્યો છે ફક્ત એકજ માર્ગ હિન્દુસ્તાનને માટે—અહિંસાત્મક સત્યાગ્રહનો, કાયદાભંગ કરી જેલો ભરવાનો, ઉઘાડી છાતી રાખી ગોળી ઝીલવાનો.

અને આ લડત થોડાઘણાથી થઇ શકે એમ નથી. જ્યારે આખો દેશ આ યુદ્ધને વાસ્તે તૈયાર થાય તો જ આપણી જીત છે. મરદોએ ઝંપલાવ્યું છે. સ્ત્રીઓ બેસી રહેશે? સ્ત્રીઓ આ લડતમાં પોતાનો હિસ્સો કઇ રીતે આપી શકે? કાયદાભંગની સાથે રચનાત્મક કાર્ય પણ ઘણું કરવાનું છે. અને આ રચનાત્મક કાર્યમાં સ્ત્રીઓ પોતાના ફાળો આપી શકે છે. એકલા કાયદાભંગથી સરકાર નમે એમ નથી. એના ખીસા ઉપર જ્યાં સુધી કાપ ન મુકાય ત્યાં સુધી એની શુદ્ધ ઠેકાણે આવે એમ નથી. પૈસો આ સરકારનો પ્રાણ છે અને મહેસુલ ન ભરીને કે વિલાયતી માલ બોયકોટ કરીનેજ એના પ્રાણ આપણે ખેંચી શકીએ છીએ. તેથીજ પ્રથમ કાર્યક્રમ મીઠાથી શરૂ થાય છે. જો આપણે ઘેર મીઠું બનાવતા થઇએ અને વગર જકાતી મીઠું વાપરતા થઇએ તો આપણે સરકારી તીજોરી ઉપર સાત કરોડનો ફટકો લગાવી શકીએ છીએ. અને, સમુદ્ર પરથી પાણી લાવી મીઠું પકવવું એ કાંઇ મુશ્કેલ વાત નથી.

બીજો ગઢ તે સ્વદેશીનો અને આ ગઢ કેમ જીતાય? કોલસા, લોખંડ, બટાટા અને બીજા કેટલાંક ખનીજો સિવાય વિલાયતમાં કાંઇ પણ પાકતું નથી એમ કહીએ તો ચાલે. ખોરાકી બાબતનો સઘળો આધાર એને પરદેશો ઉપર જ છે. અને આ ખોરાકી, કાચા પદાર્થોમાંથી માલ બનાવી, વેચી ઉત્પન્ન થતા પૈસામાંથી તે મેળવે છે. એટલે કે કારખાનાનાં ભૂંગળાં ઉપરજ ઇંગ્લાંડની સમૃદ્ધિ છે અને આ ભૂંગળાં બંધ કરવા એ આપણી મોટામાં મોટી જીત છે. અને આ જીત આપણે સ્વદેશી કપડા વાપરીને મેળવી શકીએ એમ છીએ. વિલાયતી કાપડ સસ્તુ કરવા ખાતર હુંડીનો ભાવ વધારી એક રૂપીયાના સોળ પેન્સ પરથી અઢાર પેન્સ કરવામાં આવ્યો, આથી દેશને ગંભીર નુકશાન પહોંચ્યું અને ત્રણુ વર્ષની અંદર તો ભીખારી પદે પહોંચી ગયું. એટલેથી ન પત્યું અને જાપાન અને પરદેશની હરિફાઇ સાથે ન થઇ શક્યું તે ખાતર બીજા દેશોના કાપડ ઉપર ખાસ વધારાની જકાત નાખી. આ ઉપરથી જોયું હશે કે લેન્કેશાયરના ભૂંગળા નભાવવા ખાતર સરકાર કેવીક યુક્તિ પ્રયુક્તિઓ રચે છે અને અમાનુષી વર્તન ચલાવી રહે છે. આપણે પણ તે ભૂંગળા ભાંગવા વિદેશી કાપડનો બોયકોટ કરી શકીએ છીએ.

વિલાયતી કાપડ વાપરી આપણે કેટલું પાપ કીધું તેનો સહજ ખ્યાલ આપીશ. હિન્દુસ્તાનનો મોટામાં મોટો પાક રૂનો છે. આ રૂને જેટલું ઉંચે ભાવે ખપાવી શકીએ એટલો આપણને ફાયદો થાય. વિલાયતી કાપડમાં હિન્દુસ્તાનનું રૂ ઘણે ભાગે વાપરવામાં આવતું નથી, એટલે હિન્દના રૂ રૂપી ધનને મોટું નુકશાન થયું. વિલાયતની કૃત્રિમ હરિફાઇ આગળ હિન્દી મીલો ટકી શકી નહિ. મીલ ઉદ્યોગ પડી ભાંગ્યો, શેર બજાર તુટયું, રૂબજાર રંડાયું અને મજુરોની બેકારી અને હડતાળોની અવધિજ આવી ગઇ. એમાંથી થયાં હુલ્લડો, અને આડકતરી રીતે આપણા શહેરની અને આખા દેશની પાયમાલી થઇ. હુન્નર ઉદ્યોગ વિના કોઇ પણ દેશ ટકી શકતો નથી. કામ કરવાને તૈયાર હોવા છતાં કામ

સો સો વરસની ગુલામીની જંજીરો તોડવા હિન્દે આજે હામ બીડી છે. વિનવણીઓને, યાચનાઓને, ધારાસભાઓને, રાઉન્ડટેબલ કૉન્ફરન્સોને હિન્દ આજે ઠોકરે મારે છે, ને સેવા અને બલિદાન, સ્વાર્થત્યાગ અને નિર્ભયતાનાં તે વ્રત લ્યે છે.

માનવમેદનીથી ઉભરાતાં શહેરો અને શાન્ત ગામડાઓમાંથી બ્રીટીશ સિંહના પશુબળનો સામનો કરવા સ્વેચ્છાથી દૃઢ નિશ્ચયે હજારો નરનારીઓ સત્યાગ્રહી સેનામાં જોડાઇ ગયાં છે. આ લડાઇ જીવ સટોસટની છે. દમનનીતિ અને પશુબળના દરેક ઉપાયો એમને દાબી દેવામાં ઉપયોગ લેવામાં આવશે. બીકણો એમની હાંસી મશ્કરી કરશે. સ્વાર્થસાધુઓ ઉંધે માર્ગે દોરવવા પ્રયત્ન કરશે. ધર્મઢોંગીઓ એમાં ધર્મને ડુબતો દેખશે. આવા આવા અનેક પ્રયત્નો તેમના ઉત્સાહ અને મુરાદને તોડી પાડવામાં કરવામાં આવશે. પણ સત્યાગ્રહીઓને માટે આજ છેલ્લું યુદ્ધ છે. એમાંથી હવે પાછી પાની છે જ નહિ. વિજય કે મોત સિવાય એમને માટે બીજું ભવિષ્ય જ નથી.

બહેનો ! હવે તો નીકળો. ગામેગામની સ્ત્રી કેટલી ઉત્સુકતાથી જાગી ઉઠી છે. શું શહેરોમાં કે ગામડાઓમાં આજે સભાઓ સ્ત્રીઓથી ઉભરાય છે. એમના પ્રાણ આજે ચાતક જેવા તલસી રહ્યા છે. આ લડતનો મર્મ સમજી મોટા આત્મભોગ આપવા તૈયાર બન્યા છે. એમની આજ લગણની દબાઇ ગયેલી ઉર્મીઓ થનગનાટ કરી રહી છે. સરકાર જેવી સરકાર સાથે ડોસીમાઓ, અઘોડ કે કન્યાઓએ સામનો કરવા કમર કસી છે. એમની છાતીમાં દેશ પ્રેમ ભભૂકયો છે. જેલ, ગોળી કે માર હવે એને ડારી શકતાં નથી. આટલી હદ સુધી જાગૃત થયેલી બહેનોને તમે ભણેલી બહેનો, જઇને સમજાવો કે સાચો પ્રેમ, સાચી હિંમત, અને સાચી શક્તિ વિલાયતી ઢુચાંઓને, ફેંકી દેવામાં છે. એમને જઇને પાઠ ભણાવો કે હિન્દુસ્તાન આખાંની પાયમાલીને છેલ્લે પગથીયે બેસાડનાર વિલાયતી વાયલોજ છે. એમને જઇને કહો કે વિદેશી કાપડનો વેપાર કરનાર પતિ કે પુત્રની સામે સત્યાગ્રહ માંડે, બિનજકાતી મીઠે રાંધણાં રાંધે, દારૂ પિનાર સામે પીકેટીંગ કરે, અને આપણા દુશ્મનોની ભયંકર દમનનીતિથી ન ડરી રાષ્ટ્ર પરત્વેનું કર્તવ્ય કરે જાય. ફકત બે મહિના માટે, નીકળી પડો. ફકત બે મહિના માટે **सर्व धर्मान् परित्यज्य राष्ट्रधर्मं समाश्रये.**

## ઘરમાં નહિ પેસવા દઉં !

ખેડામાં ભર સભામાંથી બીનજકાતી મીઠું ખરીદવા માટે મગનલાલ મોતીલાલ ગોલાને પકડ્યા એ ભાઇ સૈનિક નહોતા. એટલે ફોજદાર તેમની કસોટી કરવા વોરંટ લઇ ઘરે ગયા. ફોજદારે કહ્યું કે " માફી માગો તો તમને નહિ પકડીએ." મગનલાલનાં પત્ની ઘરમાં રાંધતાં હતાં તે આ સાંભળી બોલ્યાં: " માફી માગી તો તમારી વાત તમે જાણો. હું તો તમને ઘરમાં નહિ પેસવા દઉં. માફી માગવી હોય તો લ્યો આ મારી બંગડીઓ. તમારે બદલે જવા હું તૈયાર છું. " પત્નીએ પ્રેરેલી હિંમતથી મગનલાલે જેલ સ્વીકારી.




લેખિકાઃ ડૉક્ટર કુ૦ કુમુદ મહેતા

દુનિયાનો ઇતિહાસ સ્ત્રીઓને લીધે બનેલો છે. સ્ત્રીને લોકો અબળા કહે છે, પણ ઇતિહાસ તેને સબળા કહે છે. સ્ત્રી એ દુનિયાનું જીવતું જાગતું એક મહાન જોર છે. આપણા દેશની અત્યારની દુઃખી સ્થિતિ આપણા અનેક ખોટા વહેમોને લીધેજ છે, પણ તે વહેમોને પોષવામાં સ્ત્રીઓએ મોટો ફાળો આપ્યો છે. આપણે જો દેશની અને સામાજીક ઉન્નતી ઇચ્છતા હોઇએ તો સ્ત્રીઓએ ખોટા વહેમો દૂર કરીને પુરૂષોને સીધે માર્ગે દોરવા પડશે. આજે દેશમાં જ્યારે પુરૂષો જાડી ખાદીના ધોતીયાં, ખમીસ, ટોપીઓ વિગેરે પહેરી રહ્યા છે ત્યારે સ્ત્રીઓ પરદેશી કાપડનો મોહ મૂકી શકતી નથી, પરિણામ એ આવે છે કે જ્યારે ચળવળ શાંત થાય છે કે આપણે હતા ત્યાં આવીને ઉભા રહીએ છીએ. આપણા લગ્ન અને એવા બીજા પ્રસંગોએ સ્ત્રીઓ પુરૂષોના વિચાર અને કામનો એટલો પૂર્ણ ઉપાલો લઇ લે છે કે તે લોકો બિચારા આટલીવાર બૈરાંના મન ન દુઃખાવા ખાતર ફરીને કુરીવાજો વરસે વરસે પોષ્યા કરે છે. તેજ પ્રમાણે ઘણી વખતે, બળીયા કે ઓરી નીકળે ત્યારે તો દેવી પધારે અને તેનો ઉત્સવ કરવો પડે અને માતા કોપાયમાન ન થાય તેની ખાસ કાળજી લેવાય અને આમ કરવામાં દુર્ભાગી દર્દી મરે કે આંખ ગુમાવે કે બહેરો થાય કે બીજી કોઇ વિક્રીયા થાય તેની તેમને જરાપણ દરકાર નથી હોતી. એક રોગ આવે અને તેને દેવ કે દેવી તરીકે પૂજવું તે આ જમાનામાં હવે સહન ન થઇ શકે એવી વસ્તુ છે અને તે સાદો વહેમ છે એમ સ્ત્રીઓ ગણવા માંડીને તે વહેમોને જડમૂળથી નહી કાઢે તો આપણી અધોગતી હજી કાયમજ રહેશે.

આજની તારીખે માએ દીકરાને અને પત્નીએ પતિને હસ્તે મોઢે જેલજાત્રાએ મોકલ્યાના દાખલા આપણા વીરદેશમાં મોજુદ છે હજી વિરાંગનાઓનો આપણા દેશમાં તોટો નથી પડયો, પણ હવે એ વખત આવ્યો છે કે જ્યારે આપણે આળસ છોડી દરેક સ્ત્રીએ બહાર પડી, ડગમગના પુરૂષોને વીર નરો બનાવીને, આપણી જેમ અને તેમ જલદી ઉન્નતી સાધવી.



# બાળલગ્ન પ્રતિબંધક કાયદો



લેખિકાઃ સૌ. તારાબાઇ માણેકલાલ પ્રેમચંદ, જે. પી.

બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર તો થયો; તા. ૧ લી એપ્રિલથી તે અમલમાં મુકવાનું ધારાસભાએ નક્કી કર્યું, ગવર્નર જનરલે બહાલી પણ આપી, પરંતુ જો બાળલગ્ન ખરેખરાં અટકાવવા હોય તો આપણે લોકમત કેળવવો જોઇએ. ખરૂં સંગીન કામ કરવાનું આપણે હજુ બાકી છે. જો એક વખત બાળકોને મોટી ઉમરે પરણાવવાની રૂઢી પડશે તો પછી મુશ્કેલી દૂર થશે. હજાર કે દશ હજાર માણસોમાં, એવા એકાદ ચુસ્ત માન્યતાવાળા, શાસ્ત્રને પોતાની રીતે અનુસરીને બાળકીઓને કુમળી વયે પરણાવવાનું માનતા હશે; પરંતુ ખરી રીતે તો સમાજનો મોટો ભાગ રૂઢીને, એટલો બધો આધીન થવાને ટેવાયલો છે, કે તેમને પ્રથા પડી હોય તેના કરતાં જુદી રીતે વર્તવાનું અશકય લાગે છે. ગામડાંઓમાં કે શહેરના સમજુ માણસોને, તેમની કુમળી વયની બાળકી, કે જે શાળામાં ભણવા અને મેદાનમાં રમવા યોગ્ય હોય તેને, આપણે પરણાવતાં જોઇએ છીએ, ત્યારે આપણને દુઃખ થાય છે. તેમને પુછીએ ત્યારે કહે છે કે, " મારી તો ઘણી ઇચ્છા છે પરંતુ સમાજ સામે થવાની મારામાં હિંમત નથી. " આવી રીતે પ્રથાને ભોગ અપાય છે. દરેક માબાપને પોતાના બાળકો વ્હાલાં હોય છે. બાળલગ્નને લીધે મરણપ્રમાણ વધારે હોય છે; આપણું બાળક એક વખત નાની ઉમરમાં કચડાઇ ગયું તો પછી ટટાર થઇ શકતું નથી તે બધો ખ્યાલ તો હોય છે, એટલે લોકોનાં મન તો કેળવાયલાં જ છે પરંતુ જે હિંમત નથી તે આ કાયદો આપી રહે છે. કારણ કે તેમને એકલાને સમાજથી જુદા પડવાનું રહેતું નથી.

બાળલગ્નનાં માઠાં પરિણામ અત્યારે વધારે કેમ દેખાય છે ? આજથી વીશ વર્ષ પહેલાં બાળાઓ બાર, તેર અથવા તો ચૌદ વર્ષની ઉમરે પરણવાની વિધીમાંથી પસાર થતી હતી તો પણ પરીણીત જીંદગી ગુજરતી ન હતી. તેને માબાપ સાસરે મોકલતા નહોતાં, અને સાસરીઆં સમજતાં હતા કે તેમની પુત્રવધુ હજુ પરીણીત જીંદગી ગુજરવાને યોગ્ય નથી. કદાચ છ કે આઠ મહિને બે ચાર મહિના રહે તો પણ તે એક મહેમાન તરીકે કાંઇ પણ જવાબદારી વગર રહે. અત્યારે આપણી સંયુકત કુટુંબની ભાવના ઓછી થઇ છે; દુનિઆમાં જવા આવવાનાં સાધનો ઘણાં ત્વરાથી કામ કરે છે એટલે આપણે એક નાના સમૂહમાં રહેતા હતા તે ઓછું થયું છે અને જુદા જુદા ગામોમાં

પોતાની શકિત હોય તે પ્રમાણે કામ કરીને સંસાર નિભાવવો પડે છે એટલે સ્ત્રીને ઉમરમાં મોટી હોય કે નાની હોય તો પણ હવે તો મોટે ભાગે પરણુતાની સાથે તેને તેના પતિ વાસ્તે ઘર માંડીને સંસારનો બોજો ઉઠાવવો પડે છે. એટલે જો તેની શારીરિક અને માનસિક સ્થિતિ પુરી વિકાસ પામેલી ન હોય તો તેને સહન કરવું પડે છે, અને પરિણામ માંદગી, દુઃખ અને ઘણી વખત મૃત્યુમાં આવે છે. ખરી રીતે તો પુરૂષ અને સ્ત્રી જ્યાં સુધી માતા અને પિતાની ફરજ વાસ્તે માનસિક, શારીરિક અને આર્થિક શકિતવાળા ન થાય ત્યાં સુધી તેમને લગ્ન કરવાનો અધિકાર નથી. જો આપણે વ્યકિતસ્વાતંત્ર્યને સિદ્ધાંત તરીકે સ્વીકારીએ તો જ્યાં સુધી સ્ત્રી કે પુરૂષ પુરાં સમજદાર એટલે વીશ અને પચીસ વર્ષનાં ન થાય ત્યાં સુધી પોતાની જીંદગી કેવી રીતે ગુજારવી છે તે વિચારપૂર્વક નક્કી ન કરી શકે, તો પછી તેમના બાર કે સોળ વર્ષની ઉંમરે આપણે કેવી રીતે લગ્ન કરી શકીએ ? કોઈ સ્ત્રી કે પુરૂષને દેશસેવામાં જીંદગી અર્પણ કરવી હોય, કોઇને આધ્યાત્મિક ઉન્નતિ પાછળ, કોઇને સાહિત્ય તો કોઇને સંશોધન પાછળ જીંદગી આપવી હોય, પરંતુ આપણે તો તેમને તેમની શકિતઓ ખીલવવાની તક આપ્યા વગરજ બધાંને જાણે જીંદગીનું ધ્યેય એક લગ્નજ કેમ હોય તેમ નક્કી કરીએ છીએ. શું હિન્દુસ્થાન જેવા દેશમાં તેત્રીશ કરોડની વસ્તીમાં મહાત્મા ગાંધીજી, ડૉ. ટાગોર, સર જગદીશ બોઝ અને સ્ત્રીકવિ મીસીસ સરોજીની નાયડુ અને જાયજીબ્હેન પીટીટ જેવાં આત્મભોગ આપનારી શકિતવાળા પુરૂષો અને સ્ત્રીઓ નહીં હોય ? કેટલીએ અણુવીકસી કળી કરમાઇ ગઇ છે તેની આપણને કયાં ખબર છે ? બાળલગ્નથી દેશને અને વિશાળ દૃષ્ટિએ જોતાં સમસ્ત દુનિઆને કેટલું નુકશાન થાય છે તેનું માપ આપણે કાઢયું જ નથી. કેટલીએ માતાઓ પોતાની જુવાન બાળાઓને ભરયુવાવસ્થામાં ગુમાવેછે. કેટલાંએ નાના કુમળાં બાળકો માતાની સંભાળ વગર દુઃખી થઇને મરી જાય છે અને જીવે છે તો જીવતાં કરતાં મરેલા હોય તો વધારે સુખ માને તેનો જો પંડિત માલવીયાજી અને મી. આચાર્ય વિચાર કરે તો બાળલગ્નને આટલો મજબુત ટેકો નજ આપે. મીઠુબ્હેન પીટીટ અત્યારે આટલું સુંદર કામ કરી રહ્યાં છે તે જો તેમના માત પીતાએ તેમને તેમની જીંદગીનું ક્ષેત્ર નક્કી કરવાની તક ન આપી હોત તો ન જ કરી શકતે.

છેલ્લાં બે વર્ષ થયાં મુંબઇમાં ( જ્યુવેનાઇલ કોર્ટ ) સગીર બાળકોની જુદી અદાલત સ્થપાઇ છે તેમાં કામ કરતાં આપણને દેખાય છે કે મોટો ભાગ બાળકો નિરાશ્રિત હોય છે માટે અથવા તો ભીખ માગવા માટે કોર્ટમા લવાય છે. આ બધું બતાવે છે કે માબાપો તેમના બાળકોની સંભાળ ગરીબાઇને લીધે લઇ શકતાં નથી. ગરીબાઇને કારણે પણ બાળલગ્ન અટકાવવાં જ જોઇએ. માબાપ પોતાનું અને પોતાના બાળકોનું ભરણપોષણ ઘણી મુશ્કેલીથી કરતાં હોય તોપણ તેમનો દીકરો કે દીકરી અમુક ઉમરના થાય એટલે સમાજને અનુસરીને પરણાવી જ દે છે. તેનું પરિણામ વધારે ગરીબાઈ અને માબાપ, દીકરો, વહુ અને ( વર્ષ બે વર્ષમાં પૌત્ર થાય એટલે તેને ) પુરતો સાત્વિક ખોરાક મળી ન શકે, એટલે જીવે ખરાં, પરંતુ જીંદગી આનંદ રૂપ ન લાગતાં એક ઢસરડો થાય અને નિર્બળ, દુઃખી જીંદગી મહામહેનતે ટકાવે છે. છેવટે સાધારણ માંદગીનો પણ ધક્કો સહન કરી શકતાં નથી અને નાની વયમાં જીંદગી દુઃખમાં અને ચિંતામાં પુરી કરે છે.

હિન્દુ સમાજમાં દીકરી જન્મતાં માબાપને અને સગાં વ્હાલાંઓને નિરાશા ઉત્પન્ન થાય છે તો શું માતાને તેની પુત્રી ઉપર પ્રેમ ઓછો હશે ? તેવો અન્યાય માતા જેવી પવિત્ર વ્યક્તિને કરવાને તો હિંમત ન જ કરાય પણ આપણી રૂઢી પ્રમાણે આપણી પુત્રીને આપણે એટલી પરતંત્ર દશામાં, અપંગ જેવી હાલતમાં રાખીએ છીએ કે તે પુત્રની માફક પોતાનું ભવિષ્ય ઘડવાને લાયક થતી નથી, આપણે થવાં દેતાં નથી. માબાપ તો તેને અમુક ઉમર પછી રૂઢી અને શાસ્ત્ર અનુસાર રાખે નહી તો પછી તેને જેને સોંપીએ તે માણસ સારો હોય કે ન હોય તો પુત્રી દુઃખી થશે તે વિચારથી પુત્રી જન્મતાં નિરાશા થાય છે. જેમ પુત્ર પોતાની જીંદગી પોતાની શકિત અને આવડત પ્રમાણે નકકી કરે શકે છે, તેમ પુત્રી કરે અને કરી શકે, તો પુત્રજન્મ કે પુત્રીજન્મનો તફાવત નીકળી જાય. જો આપણે બાળલગ્નની પ્રથા બંધ કરવાને શકિતમાન થઇએ તો આપણી ઘણી મુશ્કેલીઓ દૂર થાયજ; સતત ખંત અને મહેનત હોય તો આ ચીજ મુશ્કેલ તો નથી જ.

ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળે બાળલગ્ન પ્રતિબંધ કાયદાનું પ્રચારકામ હાથમાં લીધું છે. હિન્દુ સ્ત્રીમંડળ જે કામ હાથ ધરે છે તે પૂરા ખંતથી પુરૂં કરે છે એટલે તેમને આ કામમાં પણ જરૂર સફળતા મળશેજ. સમાજ તેમને બધી રીતે મદદ કરશે એવી આશા રાખીએ.

---

## મદ્ય નિષેધ અને સ્ત્રીઓ

[ મહાત્મા ગાંધીજી ]

દારૂનિષેધના કામમાં પણ મીઠુબહેનની માફક દરેક કુમારિકા નીકળી પડે તો આ ઓરપાડને તો 'સૂકું' કરી નાંખો. દારૂડિયા પાસે પુરુષો જશે, તો ગાળ દેશે, પણ કુમારિકા પેલા માણસ પાસે ચાલી જાય અને કહે કે તમે શું દારૂ પીઓ છો ? આ તે શું કરો છો ? દારૂ પીધા પછી તમે મા ને દીકરી વચ્ચેનો ભેદ ભૂલી જાઓ એ તમને શોભે ? આવા પ્રેમથી નીતરતા શબ્દો સાંભળીને જ ગમે તેવો દારૂડિયો હશે તેનુંય માથું નમી જશે, અને ભલો હશે તો રડી પડશે ને રામનું નામ લઇ દારૂ છોડવાની પ્રતિજ્ઞા લેશે. પણ હિન્દુસ્તાનની સ્ત્રીઓમાં એ જોશ, હિંમત, પરોપકાર, ક્યાં છે ? પણ એ હિંમત હું આપી શકું એમ છું. તમે ઇશ્વરનું નામ લઇને સરેરાટ ચાલ્યાં જાઓ. ત્યાં તમારા તરફ કુદૃષ્ટિ કરનાર કોણ છે ? મનમાં વિશ્વાસ રાખો કે પવિત્રતા એજ ઢાલ છે.

( સ્વરાજગીતામાંથી )

# સજનીના શ્રૃંગાર

( લેખિકા: સૌ. દીપકળા દેસાઇ, વડોદરા )

રાગ—'ઝીણા મોર ટહૂકે છે લીલી નાઘેરમાં !'

સજની સોહાગિની સજશો શ્રૃંગાર આ !
સજશો શ્રૃંગાર આ, દીપશો સંસારમાં— સજની૦

રત્નજડિત બંદી સોહે સુજનતા;
સ્વધર્મ ચંદ્રક ભાલ, રાજ, સજની૦

સતચરિત્ર શ્રવણતણાં કુંડલ શાં ઝગમગે;
વાળી નીતિની વખણાય, રાજ, સજની૦

અંજન જ્ઞાન તણું આંજો સફાઇથી;
લજ્જાની સાડી સજાય, રાજ, સજની૦

સ્મિત વદન સુધાકર સરિખું;
પ્રકટે શા શીલના પ્રકાશ, રાજ, સજની૦

પ્રીતમ પ્રેમનો હાર હીરાનો,
ઝૂલી રહે કંઠમાંહ્ય, રાજ, સજની૦

શમતા સદ્‌ગુણના દીપે બાજુબંધ;
ચુડી સૌભાગ્યની સોહાય, રાજ, સજની૦

કંકણ રૂડાં દાન દીનતાનાં દીપે;
વીંટી વિવેકની પ્હેરાય, રાજ, સજની૦

પરમાર્થ પુણ્યના નુપુર સજીને;
કરો કીર્ત્તિના ઝંકાર, રાજ, સજની૦

કુલદીપક સખિ ! આવા શ્રૃંગારથી,
ઝળકી રહો વિશ્વમાંહ્ય, રાજ, સજની૦



# સ્ત્રી શું ન કરી શકે ?

( લેખિકાઃ સૌ. ગંગાબેન પટેલ )

સંસારમાં આજે ભારે ઉલ્કાપાત થઇ રહ્યો છે. જ્યાં જોશો ત્યાં ક્રાન્તિની પ્રચંડ જ્વાલાઓ દેદીપ્યમાન થઇ રહી છે. કચરાને નિસ્તેજ બનેલાં તત્ત્વો પુનઃ નવજીવન ધારણ કરીને સતેજ થતાં જાય છે. દંભ અને પાખંડના પડદા ચીરાતા જાય છે સત્ય અને ન્યાય માટે મનુષ્યોની તૃષ્ણા પ્રબલ થતી જાય છે. એવા મંથનકાળમાં સ્ત્રીજાતિ પોતે શું કરી શકે તેના કરતાં સ્ત્રી શું ન કરી શકે એજ વિચારવું રહ્યું.

ઘણાં વર્ષ—અરે હજારો વર્ષ સુધી સ્ત્રી, જાતિને અબળા નામથી ઓળખાવી, મનુ મહારાજે સ્ત્રીને સ્વતંત્ર નહિ રહેવાની અને પુરુષોએ તેણીને સ્વતંત્ર નહિ રાખવાની સલાહ આપી દીધી છે અને મનુના બીજા કાયદાને ફુંકી મારનાર તેમના અનુયાયીઓએ એ આજ્ઞાને શિર સાટે પાળી છે. મનુએ બીજો જે કાયદો લખ્યો છે, તેમાં ફરમાવ્યું છે કે સ્ત્રીને બેવફા નીવડી નીતિને તિલાંજલી આપનારે એક સ્ત્રીની લોહપ્રતિમા કરી તેને તપાવી તેનું આલીંગન કરી મૃત્યુ પામવું ! આ આજ્ઞાનું પાલન કેટલા પુરુષોએ કર્યું ? સંસારના ઇતિહાસમાં એક પણ દાખલો કોઇ બતાવશે ? પુરુષોના અત્યાચારથી પતિત થએલી કેટલી બહેનોનો સમાજે સત્કાર કર્યો ? શું મનુની આજ્ઞા આ રીતે પળાની હશે ?

પરંતુ હવે તે યુગ બદલાતો જાય છે. અત્યારે સ્ત્રી પોતાને અબળા કહેવડાવવા ઇચ્છતી નથી. હાલ ઘણી થોડી સ્ત્રીઓ, બાળપણમાં પિતા, યુવાવસ્થામાં પતિ અને વૃદ્ધાવસ્થામાં પુત્ર પાસે રક્ષણ કરાવવાની ઇચ્છા રાખતી હશે. આ ક્રાંતિના યુગમાં દરેક સ્ત્રી પોતાની સ્થિતિ થોડે કે ઘણે અંશે સમજતી થઇ છે.

પરંતુ તેના કરતાં પણ અગત્યની બાબત તપાસીએ તો જ્યાં ભય છે, જ્યાં સાહસ છે, ત્યાં પણ સ્ત્રીઓ યાહોમ ઝુકાવે છે. રશીઆની છુપી પોલીસમાં કેટલીએ સ્ત્રીઓએ કામ કર્યું હતું. જર્મનોને પરણીને પણ કેટલીએ બાઇઓએ પોતાના દેશ માટે કામ કરેલું છે. છેલ્લા મહાયુદ્ધમાં જર્મની અને ઇગ્લાંડનું સગપણ સ્ત્રીજાતિનું હોવા છતાં દેશ પહેલો અને સગપણ પછી એ નિયમ રાજકુળમાં જન્મેલી એ રાજરાણીઓએ રાખેલો તે કોનાથી અજાણ્યું છે ?

જાપાન અને કોરીઆનો ઇતિહાસ જોઇએ તો જણાય છે કે કોરીઆની સ્ત્રીઓ છૂટાપણા માટે દેશની સ્વતંત્રતા માટે કેટલા ભોગ આપી રહી છે ! ચીનમાં પણ શું છે ? સુનયાટસેનની સ્ત્રી પોતે દેશને માટે મરવા તૈયાર થઇ છે.

ઘણા દિવસોથી પરાધીન રહેવા ટેવાયલી હિન્દી બેનો પણ હવે આગળ વધે છે. ધીમે

ધીમે આશાનાં અંકુરો ફુટતાં જાય છે. જીવનમાં ઉત્સુકતા ઉત્પન્ન થતી જાય છે. પોતે કંઇક ગુમાવ્યું છે એમ મનાતું જાય છે અને ગુમાવેલું શોધવા જ્ઞાનદીપક સળગાવાય છે. ઘણુંએ સહન કર્યા પછી આજે દ્રૌપદીના ભારતવર્ષની બાળાઓ બુદ્ધિયુક્ત પ્રશ્ન પૂછે છે કે 'શું અમે અનાથ છીએ ? અમારો હક્ક ક્યાંય પણ નથી ? પતિની, પુત્રની કે પિતાની સંપત્તિમાં અમારો હક્ક નથી તો તમારો સાથ અમારે શા કામનો ? યજ્ઞમાં અમને અર્ધાંગના તરીકે ડાબે પડખે બેસાડી આજ સુધી અમારી સાથે જે છેતરપીંડી ચલાવી છે તે હવે વધારે વખત ચાલવી મુશ્કેલ છે. આ બધામાં શિક્ષિત બેનોએ મોટો ફાળો આપવો જોઇએ. આજે ઠામ ઠામ પોતાની પ્રતિષ્ઠા માટે યજ્ઞ મંડાયા છે. અંત્યજ, બ્રાહ્મણ, મજુર, મુડી, સત્તા અને સામ્યવાદના રૂપમાં એકજ વસ્તુ અનેક રૂપમાં પ્રકાશી રહી છે અને આવા યજ્ઞમાં આબાલવૃદ્ધ પોતાનો ફાળો યથાશક્તિ આપી રહ્યાં છે. તેવા સમયમાં સ્ત્રીજાતિ તરફથી પણ થોડું કાર્ય નથી થતું. મજુર વર્ગમાં સ્ત્રીઓ હડતાલ વગેરેમાં પતિની સાથે રહીને કામ કરે છે. કદાચ તે જ્ઞાનપૂર્વક નહિ હોય. કોઇ બીજાથી ત્રાસીને અથવા ઘરમાં ખાવાની આપદા ભોગવીને હડતાલમાં જોડાઇ હોય. પરંતુ જ્ઞાનપૂર્વક જોડાયલી, કેળવાયલી અને અક્ષરજ્ઞાન લીધેલી બેનો પણ પોતાનો ફાળો યથાશક્તિ આપી રહેલી છે. તેઓ સ્વતંત્રતાથી પોતાના વિચાર અને શક્તિને આધારે આજે વર્તમાનમાં ચાલતા મહાન્ ધર્મયુદ્ધમાં જોડાએલી છે. બધી બેનો કંઇ પતિ, પુત્ર કે પિતાના રક્ષણ નીચે બહાર પડી નથી. વ્યક્તિ સ્વાતંત્ર્ય સ્ત્રીઓમાં પણ છે. તેની ખાત્રી તો આવી બેનોના પ્રસંગમાં આવનાર સ્હેજે કરી લે.

હવે સ્ત્રીઓ અબળાનો ઇલકાબ ધારણ કરી જીવવા કરતાં મરવાનું વધારે પસંદ કરશે. સ્ત્રી શું નથી કરી શકતી ? સ્ત્રીઓને દરેક કામમાં પારંગત થતાં પુરૂષોના કરતાં થોડો મહેનત અને થોડો સમય લાગે છે. કેટલાક દેશમાં સ્ત્રીઓ ઓફીસ, તાર, ટેલીફોન, વિમાન અને મોટરના કારખાનામાં કામ કરી શકે છે. વળી પોલીસ, ગુપ્તચર, ન્યાયાધીશ અને ગવર્નર સુદ્ધાં તેમજ રાણી થઇને શાસન કરવા લાયક સ્ત્રી હતી, છે અને થશે. એટલું જ નહિ પણ જગતમાં જેટલા મહાપુરૂષો થઇ ગયા, થાય છે અને થશે તેમનું પાલનપોષણ કરનાર અને તેમનું ચારિત્ર્ય ઘડનાર સ્ત્રી જ છે. અક્ષરજ્ઞાન આપવામાં સ્ત્રીઓ જ વહેલી ફાવે છે ઉદ્યોગમાં પણ સ્ત્રીઓ જ ચપળતાથી વધુ અને સારૂં કામ કરે છે. દીવાસળી, ભરત, ગુંથણ, વણાટ, કાંતવું, પીંજવું, પીસવું, ખેતર અને સડક ઉપર મજુરી કરવી એ બધાં કામ સ્ત્રીઓ જેટલી ખંત અને ધારજથી કરે છે, ભાગ્યેજ પુરૂષો તેમ કરી શકે છે. નાનાં બાળકનું રક્ષણ કરવાનું કાર્ય પુરૂષને બદલે સ્ત્રીને સોંપવામાં કુદરતે અદ્ભૂત ડહાપણ વાપર્યું છે. ગૃહસ્થાશ્રમને દીપાવવો અને પુરૂષોના દરેક કામમાં સક્રિય મદદ કરવી, તેમજ સંકટ સમયે ધીરજ રાખીને તેમને આશ્વાસન આપવું વગેરે ગુણો અને આવડત જો સ્ત્રીઓમાં ન હોત તો આ જ ડાળામાં ખપતા સબળ પુરૂષોનું શું થાત ?

આટઆટલી લાયકાત અને શક્તિવાળી સ્ત્રીઓને સંપત્તિ સાચવવા નાલાયક ગણી વારસા હક્કમાંથી બાતલ રાખી છે, એ શું જેવો તેવો પક્ષપાત છે ? નાનોસુનો અન્યાય છે ? હાલમાં આ બાબતનો પ્રશ્ન શ્રી જયકરે વારસા હક્કનું અને વિજાતીય લગ્નનું બીલ વડી ધારાસભામાં લાવવાથી ચર્ચાય છે અને સ્ત્રીઓ પણ દેશના ચારે ખુણેથી પોતપોતાની સં-

સ્થાઓ દ્વારા આ વાતને ટેકો આપી રહી છે. પરંતુ બધા કરતાં વધુ અસરકારક તો એ છે કે દરેક સ્ત્રી પોતાના હક્ક સમજતી થાય અને તેવી વાતનો પ્રચાર કરવા માટે કેળવાયેલી બેનો પરિષદો ભરે તે ઉપરાંત બનતા સુધી કર્ણોપકર્ણે પ્રચાર કરે, હરવા ફરવાની જગાઓમાં સ્ત્રીઓ એક બીજાના સંસર્ગમાં આવે, ત્યાં સાદાઇથી અને પ્રેમથી તેમની સાથે મળી જઇ ખૂબ ચર્ચા કરે, તો ઘણી બેનોને પરોક્ષ રીતે ઘણું જાણવાનું મળશે અને ધીમે ધીમે જે વસ્તુ અત્યારે ધારાસભાની મદદથી સરકાર મારફતે કરાવવા ઇચ્છીએ છીએ તે આપોઆપ પાર પડે.

શ્રીયુત શારદાનું બીલ અને શ્રીયુત જયકરનું બીલ એ બંને જુદી રીતે આવે છે છતાં બંનેનો હેતુ સ્ત્રીજાતિના કલ્યાણ માટેનો છે. અને તે માટે સ્ત્રીઓએ પોતાથી બનતો ટેકો દરેક રીતે આપવો જોઇએ. છોકરો અને છોકરી બંને પ્રભુને ત્યાંથી આવેલાં છે. તો તેમના હક્ક સમાન કેમ ન હોઇ શકે? સ્ત્રીઓની અજ્ઞાન અવસ્થાનો લાભ ખૂબ લેવાયો છે અને તેના પરિણામે જ હિંદુસ્તાન દેશ જે જગદ્‌ગુરૂ ગણાતો હતો તે પરાધીન અને ગુલામ બન્યો છે એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ જેવું લગીરે નથી.

દેશમાંથી લક્ષ્મી ગઇ, શક્તિ ગઇ, સાહસ ગયું અને ગુલામી આવી. સ્ત્રીઓની અવગણના કરી તેમને અજ્ઞાન રાખવામાં પુરૂષોએ શું શું નથી ગુમાવ્યું? હજુપણ "સ્ત્રી શું ન કરી શકે?" એ વાતનો વિચાર પુરૂષો ગંભીરતાપૂર્વક કરશે અને ખરો રસ્તો પકડશે તો આવતી કાલે થનારા સૂર્યનો ઉદય આજે થયા વગર રહેશે નહિ.

## નિર્દય પુરૂષો પ્રત્યે

[ મહાત્મા ગાંધીજી ]

પ્રાઇમસ સ્ટવથી રોજ ગુજરાતી બહેનો મર્યાં કરે છે તેની નિર્દય ગુજરાતી કંઇ ચિંતા કરતા જોવામાં નથી આવતા. હમણાં જ બે બહેનો મરી ગયાના ખબર મળ્યા છે. આ યાત્રામાં મેં જાતે પણ તેમાં રહેલા ભયનો અનુભવ કર્યો. મારી સાથે રહેલા અનુભવી ને કુશળ સાથી પણ એ વખત માંડ બચ્યા. આ ઉપરથી મેં પ્રાઇમસ વાપરવાની બંધી જ કરી. સ્ત્રીઓને પ્રાઇમસ વાપરતાં ન આવડે, તેને વાપરવામાં આવડતની જરૂર છે જ. વળી આપણી સ્ત્રીઓ એ ચૂલાને ટેબલ પર નહિ રાખી શકે. એટલે પુરૂષોનો ધર્મ છે કે તેમણે આ ચૂલાનો બહિષ્કાર કરવો. તેમ નથી કરતા ત્યાં લગી પ્રાઇમસથી બળતી છોકરી કે મોટી સ્ત્રીના મૃત્યુનું પાપ પુરુષને માથે છે. લીધેલા પ્રાઇમસ પણ ફેંકી દેવા જોઇએ. પ્રાઇમસથી ઘણો વખત બચે છે એ વાત મિથ્યા છે. તે બગડે છે ત્યારે તેની કેટલી સંભાળ રાખવી પડે છે એ હિસાબ કરવા યોગ્ય છે.

( નવજીવન )



# હિંદી સ્ત્રીઓ અને સ્વરાજ સંગ્રામ

લેખિકાઃ કુમારી મધુબેન લોટવાળા.

દેશમાં સ્વતંત્રતાની લડત પુર જોસમાં ચાલી રહી છે અને સરકારની દમનનીતિનો દોર પણ કાળો કેર વર્તાવી રહ્યો છે. તેવે વખતે સ્ત્રીઓની ફરજ ઘરમાં બેસી રહીને અગર ભાષણો સાંભળી બેસી રહેવામાં પુરી થતી નથી પણ રાષ્ટ્રીય લડતમાં પોતાનો હીસ્સો આપવામાંજ તેમનું કર્તવ્ય સમાએલું છે. દેશના આવા મહાન યુદ્ધમાં સ્વયંસેવકો ઉપર થતા જુલ્માટ જ અને દેશના વીર રત્નોને ગીરફતાર કરવાના જવાબમાં જો દેશનું અરધું અંગ લડતમાં ન ઝુકાવે તો હિંદની સ્ત્રીઓમાં સ્વદેશાભિમાનની ઉણપ છે એવો આક્ષેપ બીજા દેશની સ્ત્રીઓ જરૂર આપણા પર મુકે. દેશને ખાતર જેલમાં જવા તો શું પણ મરવાને પણ તયાર છીએ એવી ભાવના દરેક સ્ત્રીએ રાખવી જોઇએ. સંજોગવશાત કેટલીક સ્ત્રીઓ જેલમાં ન જઇ શકે એ બનવા જોગ છે પણ એ ભાવના પોષી હોય તો વખત આવે એ પગલું લેતાં ક્ષોભ ન થાય. જ્યારે જીવન મરણની લડત શરૂ થઇ ચુકી હોય ત્યારે જેલમાં જવું એ એકલા મરદનું કામ છે એમ કોઇ પણ સ્વમાની સ્ત્રી બોલી કે વિચારી પણ શકે ખરી ! આપણે સરખા હકો માંગ્યા છે અને તે મેળવવાનો વખત આવે ત્યારે ખરી કેમ જવાય ? સરખા હકો ભોગવવાની લાયકાત પુરવાર કરવા માટે પુરૂષો જેટલોજ આત્મભોગ આપવાને તૈયાર થવું જોઇએ. છેલ્લી લડાઇ વખતે પુરૂષોનું કામ ઉપાડી લઇ યુરોપની સ્ત્રીઓએ પોતાના હકો સંપાદન કર્યા હતા તેમ હિંદી સ્ત્રીઓએ એક કાંકરે બે પક્ષી મારવાનો પ્રયત્ન કરવો જોઇએ. દેશની સ્વતંત્રતા આગળ જાતિની સ્વતંત્રતાનો સવાલ તુચ્છ લાગશે પણ દેશની આઝાદી મેળવતાં જો જાતિની સ્વતંત્રતા મેળવવાની તક મળે તો શા માટે તેનો લાભ ન લેવો. આ કારણને લઇને સ્ત્રીઓએ બેવડા જોમથી કામ કરવું જોઇએ.

જે સ્ત્રીઓ જેલમાં ન જઇ શકે તેમને માટે ગાંધીજીએ બે સુચના કરી છે. એક તો સ્વદેશીનો પ્રચાર અને બીજો દારૂનીષેધ. બીજી સુચનાનો અમલ પ્રચાર દ્વારા કરવા શિવાય શહેરોમાં કંઇક અંશે મુશ્કેલ છે. પણ પહેલી સુચના સ્ત્રીઓ ઘણી સ્હેલાઇથી અમલમાં મુકી શકે. પરદેશી કાપડનો બહિષ્કાર એ સરકારને મ્હાત કરવાનું એક અતિ ઉત્તમ હથીઆર છે. અંગ્રેજોને સત્તાનો મોહ એટલો નથી જેટલો મોહ તેમને હિંદને ચુસવાનો છે. ઇંગલાંડની જાહોજલાલી કેટલેક અંશે હિંદને આભારી છે. પરદેશી કાપડ લેવું બંધ કરીએ એટલે તેમની નાડીજ ખાલી

થતી જાય એ ઇંગલન્ડ કોઇ પણ હીસાબે સહન કરી શકે નહિ. સ્વદેશીના પ્રચારથી આ- પણા ઉદ્યોગને ઉત્તેજન મળશે, દેશમાં એટલા પૈસા બચશે અને કરોડો રૂપીઆ અંગ્રેજોને મળતા અટકશે એટલે માંચેસ્ટરમાં ખળભ- ળાટ શરૂ થશે અને ત્યાંના વેપારીઓ સર- કાર ઉપર દબાણ લાવશે જેથી સરકારને નમતું આપ્યા વગર છુટકો નથી. શાહી પસંદગી એજ સરકારના હાંજા ગગડવાનો પુરાવો છે. બ્રીટીશ માલના બહિષ્કારની અસર અત્યારથી જ બ્રીટન પર થવા લાગી છે. કપડાનો મોહ પુરુષો કરતાં સ્ત્રીઓને વધારે છે એ વાત નિર્વિવાદ છે એટલે બ્હેનો મન પર લેતો સ્વરાજની ઉષા વ્હેલી ઉગે એમાં કંઈ શક નથી. જો કે સ્ત્રીઓમાં જાગૃતિ ઘણી આવી છે અને એ જાગૃતિનું માન મહાત્માજીને ઘટે છે પણ મોટે ભાગે બ્હેનો જેલમાં જવાને તૈયાર નથી તેમ જેલમાં જવા ઇચ્છા રખનાર બ્હેન પ્રતિકુલ સંજો- ગોને અંગે તેમ કરી શકતી નથી. આ બ્હેનો પોતે સદંતર પરદેશી કાપડનો બહિષ્કાર કરી ઘેર ઘેર સ્વદેશીનો પેગામ પહોંચાડવાને કટિબદ્ધ થઇ જાય એ પણ દેશસેવા છે. જ્યાં સુધી લડત ચાલે છે ત્યાં સુધીજ માત્ર પરદેશી કાપડનો મોહ તજવો એવો નિર્ણય કરવામાં કંઇ અર્થ નથી પણ જ્યાં સુધી દેશને પૂર્ણ સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી એક પાઇનું પણ પરદેશી કાપડ નહિ ખરી- દીએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ. જ્યાં સુધી બ્હેનોને સ્વદેશીની લગની નહિ લાગે ત્યાં સુધી તેમણે કરેલા કાર્યની કીમત નહિ અંકાય, કારણ કે લડા- ઇમાં જનારને તેની ધુન લાગવી જોઇએ. દેશમાં દાવાનળ સળગી ઉઠયો છે; દેશનેતાઓ જેલમાં સબડે છે તેવે વખતે નોકરશાહીના પાયા ડગમગાવી મુકવાને બદલે તેની સાથે સહકાર ટકાવી રાખવામાં કોઇ પણ રીતે કારણભૂત થવું એ દેશદ્રોહ છે. હજારો બ્હેનોએ કાયદાનો ભંગ કરી સરકારને બતાવી આપ્યું છે કે કાયદામાં સપડાવાની બીક હવે બ્હેનોએ બાજુએ મુકી છે. સરકાર પ્રત્યેના અસંતોષને અંગે બ્હેનોની અત્યાર સુધી છુપાઇ રહેલી શકિત પણ સતેજ થઇ છે એ સરકાર સારી રીતે સમજે છે. ખોટો ડોળ કરનાર સરકાર બ્હેનોપર હાથ chivalry નો ઉગામે ત્યારે સ્ત્રીઓ કેમ શાંત બેસી રહી શકે ?

જે સ્ત્રીઓ ઘરમાંથી બહાર નીકળતી ન હતી, જે સ્ત્રીઓની જ મીટીંગોમાં આવતા અચકાતી હતી તેજ સ્ત્રીઓ હજારોની સંખ્યામાં કોઇ પણ પુરૂષની મદદ વગર મીટીંગોમાં આવે અને પોલીસના હુમલાની બીક રાખ્યા વગર સરઘસોમાં મોખરે ચાલે એ સ્ત્રીઓના પરિવર્તનની અચુક નીશાની છે. જે બ્હેનોને સુધરતાં સૈકાં જોઇએ તે બ્હે- નોમાં સંદતર પરિવર્તન થવાનું કારણ મહાત્માજીની આ ચળવળને આભારી છે. સ્ત્રીઓ હવે પોતાની ફરજ અદા ત્યારેજ કરશે કે જ્યારે પોતાની લાગવગથી તેઓ પુરૂષો પાસે દરેક પરદેશી વસ્તુનો ત્યાગ કરાવી શકશે. પુરૂષ પરદેશી ચીજોનો ગુલામ છે તે દેશનો દુશ્મન છે એટલુંજ નહિ પણ ધરતીપર ભાર સમાન છે, એ તેમને હમેશા સંભળાવ્યા કરવું જોઇએ. દુઃખદ વાત એ છે કે કેટલેક ઠેકાણે સ્ત્રીઓ આવું કહેવાને બદલે સ્વયં- સેવીકાઓ કે જે તેમની પાસે પ્રતીજ્ઞા લેવ- ડાવવાને માટે જાય છે તેમને એવો જવાબ આપે છે કે અમારા પુરુષોને પુછયા સિવાય પતિજ્ઞા અમારાથી લઇ શકાય નહિ. પુરૂષોને પ્રેરણા રૂપ થવાને બદલે આ બ્હેનો ગુલા- મીનાં સ્વપ્નાં સેવે છે. જો તેમનામાં પુરુષોથી સ્વતંત્ર થવાની શકિત નથી તો દેશને સ્વતંત્ર

કેમ કરી શકશે ? સ્વદેશીના શપથ ન લેનાર પુરૂષોની સાથે અસહકાર કરવાને બદલે પુરૂષોની મરજી પ્રમાણે ચાલવું એ સ્ત્રીઓ માટે શરમાવા જેવું છે.

વિદેશી કપડાના બહીષ્કારથી જ આપણે સંતોષ માનવાનો નથી પણ દેશમાં જે ચીજો બનતી હોય તેજ વાપરવાની કાળજી રાખવી જોઇએ. જે ચીજો ન બને અને જેના વગર નજ ચાલી શકે એમ હોય તોજ બીજા દેશો કે જે હિંદ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા હોય તેવાઓની જ ચીજો લેવી. ઘરમાં દરેક વસ્તુ સ્ત્રી લાવે છે એટલે જો બધું દેશી ખરીદવાનો જ નિર્ણય હોય તો સ્ત્રી આ સંજોગોમાં દેશને ઘણી ઉપયોગી થઇ પડે એમાં સંદેહ નથી. આપણો દેશ તો પરતંત્ર છે પણ ટર્કી અને ઇટલી જેવા સ્વતંત્ર દેશોમાં પણ સ્વદેશી ચીજો જ વપરાય છે. આ દેશોના દાખલાનું અનુકરણ આપણે કરવું જોઇએ. આપણાં જેવી નિઃશસ્ત્ર પ્રજાનું એ અમુલ્ય સાધન છે.

મુંબઇમાં જે બધી ચાલીઓ છે તેની બ્હેનોએ ભેગા મળીને સ્વદેશીની પ્રતિજ્ઞા લેવી જોઇએ. જે બ્હેનોને બરાબર સમજ ન હોય તેમને સ્વદેશીથી શું ફાયદાઓ થાય છે તે સમજાવવાનું કામ ઉપાડી લેવું જોઇએ અને પોતાના ઘરમાં પુરૂષો અને બાળકો દરેકને માટે સ્વદેશી કાપડજ ખરીદવું જોઇએ. ચાલીઓમાં રહેનારી બ્હેનોમાં સંપ ઘણો હોય છે એટલે આ કામ બહુ સહેલાઇથી થઇ શકે. આ કામ જલદી અસરકારક થાય એવા પ્રયાસો કરીને ગાંધીજીનું અરધું કામ આપણે ઉપાડી લેવું જોઇએ. આશા છે કે પૈસાદાર બ્હેનો અને જેમના ધણી કાપડના વેપારીઓ હોય તેઓ પોતાના પતિને એક વરસ સુધી વિદેશી કાપડનો ઓર્ડર આપતા અટકાવવા પ્રયત્ન કરશે. ઘેર બેસીને પણ બ્હેનો આવું ઉમદા કામ કરી શકે એમ છે.



## સ્વાતંત્ર્ય પ્રવૃત્તિમાં સ્ત્રીઓ

હવે સ્ત્રીઓએ સમજી લેવું જોઇએ કે દેશની માગણી પ્રમાણે તેમણે તેમની સેવાઓ ફરજ તરીકે આપવી જોઇએ અને લાભ લેવો જોઇએ. જે વખતે તેમના કામની, મદદની જરૂર છે અને તે તેમણે કરવી પણ જોઇએ તે વખતે પણ જો તેઓ માત્ર મોંએથી હક્કોની માગણીઓ જ કર્યા કરે તેનો કાંઇ અર્થ નથી; પણ ઉલટાં તેઓ ઉપહાસને પાત્ર થશે. અને ધારો કે એવા માગ્યા મેહ વરસ્યા, તો પણ તે નકામા છે કારણ કે માત્ર મહેરબાનીથી મળેલા હક્કો માલવિનાના એ પોલા છે. જ્યાં સુધી પુરૂષો સાથે જોડાજોડ કામ કરતાં સ્ત્રીઓને આવડે નહિ ત્યાં સુધી જો હક્કો મળે તો પણ જેનાથી કશું વળવાનું નથી. પણ શક્તિ બતાવીને મેળવેલી વસ્તુ હક્કથી ભોગવવાની મળશે. દરેક દેશમાં એવુંજ બન્યું છે.

( પ્રસ્થાન ) સૌ. ઇન્દુમતિ દિવાન.




# કેટલાક સામાજીક કાયદાઓ

લેખિકાઃ કુમારી મીઠાં તાતા, બેરીસ્ટર–એટ–લૉ.

હિંદના સ્ત્રીસમાજની અંદર જાગૃતિ આવતાં જ સ્ત્રીઓ કાયદાની બાબતમાં–ખાસ કરીને સ્ત્રીઓ અને બાળકોને લગતા કાયદાઓમાં–રસ લેતી થઇ છે. ઘણી સ્ત્રીઓએ ઉત્સાહપૂર્વક સામાજીક કામો ઉપાડી લીધાં છે અને તેથી જે ગરીબ મજુર વર્ગોની તેઓ સેવા કરવા માગે છે, તેમના જીવનને લગતા કાયદાઓનો હેતુ જાણવો એ ઘણું અગત્યનું છે.

દાખલા તરીકે જુવાનીઆં અને છોકરાંઓને માટે જુદા જુદા ધારાધોરણો છે. આબકારી કાયદા પ્રમાણે જો કોઇ દારૂના પરવાનાવાળો દુકાનદાર દેખીતી રીતે ૧૪ વર્ષથી નીચેની કોઇ વ્યક્તિને તેની દુકાનની હદમાં કે બહાર, તેને પોતાને અગર તેના જેવા બીજાને વાપરવા માટે માદક પદાર્થ આપે કે અપાવે તો તે ગુનેગાર ગણાય છે.

ઇંગ્લાંડમાં ( જો કે અહીં નહિ ) જો કોઇ દુકાનદાર દેખીતી રીતે સોળ વર્ષની અંદરની વ્યક્તિને તમાકુ અથવા સીગારેટ વેચે, અથવા કોઇ શરત કે જુગારને માટે અથવા પૈસા લેવાને માટે તેવાં કામોમાં ભાગ લેવાને અથવા પૈસા ઉછીના લેવાને પુખ્ત ઉમરના ન હોય એવી વ્યક્તિને માટે સરક્યુલર, નોટીસ અથવા જાહેરખબર મોકલાવે તો તે ગુનો ગણાય છે.

મુંબઇની પ્રાથમીક કેળવણીને લગતો ૧૯૨૦ નો કાયદો જે વોર્ડોમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત છે ત્યાંના માબાપોને તેમના છોકરાંઓને નિશાળે મોકલવાની ફરજ પાડે છે અને આવા બાળકોની કેળવણીમાં દખલ કરીને જો કોઇ માણસ અગીઆર વર્ષની અંદરના બાળકોને નોકરીએ રાખે તો તેને માટે શીક્ષા ઠરાવેલી છે. જે કામ કરનારાઓ અને બીજી સ્ત્રીઓ સામાજીક ઉન્નતિમાં કામ કરવા માગતી હોય તેમની ફરજ છે કે તેમણે આવા કાયદાભંગની જાણ કરવી.

આરોગ્યના નિયમો અમલમાં લાવવા માટે કેટલાક બીજા ધારાધોરણો છે. પ્રજાની આંતરિક તંદુરસ્તીને અસર કરનારાં ખાણાં અને પીણાંઓની સ્વચ્છતા અને જાત સાચવવા અને સંભાળવા મ્યુનિસિપાલીટીના નિયમોનાં અને ખોરાકની ભેળસેળના કાયદાનાં કેટલાંક બંધનો છે.

છતાં આવા કાયદાઓ પળાવા કરતાં ભંગાયલા વધારે જોવામાં આવે છે કેમકે પ્રજામાંના ઘણાં આવા કાયદાઓ છે તે જાણવાની અથવા તો તેમને અમલમાં મુકાયલા જોવાની દરકાર કરતા નથી.

શહેર સુધરાઇ ખાતાના નિયમ મુજબ કચરો કાદવ અને ગંદવાડ એકઠો થવા દેવો, મકાનોને ગંદાં રાખવાં અથવા અંદર રહેનારાઓની તેમજ પાડોસીઓની તંદુરસ્તીને

નુકશાન કરે એટલી ધીચ વસ્તી રાખવી તે ગુના ગણાય છે, છતાં સામાજીક કાર્યકર્તાઓ દુર્ગંધ મારતી ગટરો ઘરો અને રસ્તાઓ સહુના કરી લે છે.

જુદા જુદા કારખાનાના નિયમો અને મજુરોના બદલાના નિયમો સ્ત્રીઓ અને બાળકો તથા બીજા શ્રમજીવીઓના રક્ષણ માટે છે. આ સંબંધમાં ઇગ્લાંડની ઔદ્યોગિક કાયદા સમિતિનું કામકાજ જણાવવું તે અસ્થાને ગણાશે નહિ.

આ સમિતિ ૧૮૯૮ માં મજુરવર્ગને તેમના ધંધા પરત્વે કાયદેસર મળતા રક્ષણની ખબર આપવા, તેમજ જેને ઔદ્યોગિક નોકરો રાખવા સંબંધીના કાયદાનાભંગની ફરીયાદ કરી શકાય તેવી એક મધ્યસ્થ સમિતિ બનાવવા માટે સ્થાપવામાં આવી હતી.

આ સમિતિએ કારખાનાઓના ઇન્સ્પેકટરો સાથે મળીને કામ કર્યું હતું, તદુપરાંત નોકરી સંબંધીની સ્થિતિની કારખાનાના ઇન્સ્પેકટર સમક્ષ ફક્ત જુબાની આપવા બદલ બરતરફ કરેલાં સ્ત્રીઓ તેમજ જુવાન વ્યક્તિઓને આર્થીક મદદ કરી હતી.

ઇંગ્લાંડમાં આ પ્રમાણે કાયદાઓ છે તો આપણા હિંદુસ્થાનમાં આ જાતના કાયદાઓનો જેટલો જેટલો અભાવ હોય તેટલો આપણા દેશને અનુકૂળ પડે તેટલા ફેરફાર સાથે કાયદામાં પૂરવણી કરી તે અભાવ દૂર કરવો જોઇએ.

## બહેનોનું ખાસ ક્ષેત્ર [મહાત્મા ગાંધીજી]

"આ કામમાં હું ખાસ બહેનોની મદદ માગું છું. બહેનો દારૂ પીનારના ઘરમાં જાય ને તેમને વિનવે. મેં મુક્તિફોજની બહેનોને આવાં કામ કરતાં ભાળી છે. તેમ જ હિંદી બહેનો કાં ન કરે ? શું હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન કે પારસી બહેનો આના કરતાં કંઈ ઓછું કરશે ? શું દારૂની બંદીમાં ફસાયેલાઓ એમના ભાઇઓ નથી ? હું એ દારૂ પીનારાઓને સમજાવવા જાઉં તો મારી સાથે કે બીજા પુરુષો સાથે એ કજિયા કરવાના છે. પણ એક પણ સ્ત્રીનું તેઓ અપમાન કે અનાદર નહિ કરે. તમને ન સમજે એવા એ હેવાન નથી. તમારો હાથ અડતાં તે સાનમાં આવશે અને પાછું પગલું ભરશે અને તમારી આંખમાં પ્રેમ અને અમી વરસતાં હશે એ જોઇને જ આ તો સતી કે કોઇ યોગિની આવી છે એમ તેને થશે અને શરમાઇને દારૂ છોડશે.

તમે બહેનો દારૂ પીનારાઓનાં બૈરાંછોકરાંઓને ઓળખતાં થશો. એમનાં રખડુઅભણ છોકરાં સાથે દોસ્તી કરશો અને તેમની પાસે ઉપર આભ અને નીચે ધરતી સિવાય કંઇ નથી છતાં તે પીધે રાખે છે તે જોશો ત્યારે આ પવિત્ર કાર્ય કરવા માટે પ્રેરાયા વિના રહેશો નહિ.

સરકાર મને જેલમાં લઇ જાય તો આ સંદેશો હું બહેનો માટે મૂકી જાઉં છું. ગુજરાતની બહેનો આવી વાતમાં ફસાયલી છે. તેમના જેટલી તાલીમ હિંદમાં બીજે કોઇ જગ્યાએ બહેનોને મળી નથી. તેઓ મીઠુબહેન જે ક્ષેત્ર તૈયાર કરીને બેસી ગયેલ છે તે ક્ષેત્રમાં બધી બહેનો ઝંપલાવે.

આ અહિંસક લડતમાં પુરુષો કરતાં પણ બહેનો વધારે ભાગ લઈ શકે, કારણ કે સ્ત્રીઓ તો ત્યાગ અને દયાની મૂર્તિ એટલે અહિંસાની મૂર્તિ છે. પુરુષ અહિંસાધર્મ બુદ્ધિથી સમજે છે, જ્યારે સ્ત્રી અહિંસા પીને જ જન્મેલી છે. પુરુષ તો જરાક જેટલી જવાબદારી ભોગવી છૂટી જાય છે, ત્યારે બહેનોને તો ધણીની, બાળકોની અને કુટુંબીઓની સેવા કરવાની રહેલી છે.




લેખિકા: સૌ. તારામતી જમનાદાસ એરંડા

"ગુણસુંદરી" ના નામ પ્રમાણે, તેની ગ્રાહક બ્હેનો પણ સુંદર ગુણવાળી જ હોય, તેમાં નવાઇ નથી. તેવી ગુણસુંદરીઓને હું અલ્પ જ્ઞાનવાળી વિશેષ શું કહી શકું ? અત્યારે રાષ્ટ્રીય સપ્તાહ ચાલે છે, પૂ. બાપુજીએ ઠેકઠેકાણે સવિનય ભંગની લડત શરૂ કરી દીધી છે, રાષ્ટ્રીય સપ્તાહમાં હું પણ મારો ફાળો આપવા તનતોડ મહેનત કરી રહી છું. એક બાજુ કપાસ પીલવાનો ઢગલા બંધ પડયો છે, બીજી પાસ રૂ પિંજી તૈયાર કરેલો મોલ પૂણી બનાવરાવવા માટે પવનથી ઉડાઉડ કરી રહ્યો છે, ત્રીજે ઠેકાણે મહાત્માજીનો જીવન ચક્ર ॥ રૂડો મારો રેંટીઓ હોજી ॥ ના રાગ સાથે ચકર ચકર ફર્યે જાય છે. આ દરેક કામની સાથે વારા ફરતી એક ચિત્તે ગાંડાની માફક એવી તન્મય બની ગઇ છું કે, દિવસ કયાં જાય છે તેની પણ ખબર પડતી નથી.

આપણી શું ફરજ છે તે બ્હેનોએ બરાબર સમજવું જોઇએ. અત્યારે પૂ. બાપુજીએ સેંગ્રબરમાં જેલની લડત શરૂ કરી દીધી છે, ત્યારે બ્હેનોએ હાથ જોડી બેસી રહેવું જોઇએ નહીં. જો બ્હેનો ધારે તો પુરૂષો કરતાં પણ વધુ કરી શકે તેમ છે. આપણી ફરજ તો તેજ કે દરેક બ્હેને દેશાભિમાની થવા સતત પ્રચાર કરવો. દેશભિમાની થઇશું ત્યારે જ આપણે આપણી માતાની કુખ ઉજાળશું. આપણે સ્વયંસેવિકા તરીકે બ્હાર ન પડી શકતાં હોઇએ તો તેથી દીલગીર ન થતાં, બીજાં કોઇ પણ કાર્ય કરવા પાછળ મંડી જવું. બ્હાર પડયા સિવાય પણ લડાઇની અંદર ભાગ લઇ શકીએ તેમ છે. ૧-વિદેશી માલનો સંપૂર્ણ બહિષ્કાર, ૨-દર રોજ નિયમિત રેંટીઓ ફેરવવો, ૩-જે બ્હેન બ્હાર પડવા માંગતી હોય, છતાં બાળબચ્ચાંનો સવાલ હોય તો તેમને જવાની સલાહ આપી, તેમનાં બાળકોને પોતાના જેમ ગણી ઉછેરવાં, ૪-બ્હાર પડેલી બ્હેનોના ઘરની દરવખતે સંભાળ લેવી, ૫-સ્થિતિ પ્રમાણે પૈસાની મદદ કરવી, વગેરે ઘણી રીતે આપણે આપણો ફાળો આપી શકીએ તેમ છે.

આ સર્વમાં પહેલી ફરજ વિદેશીના બહીષ્કારની છે, અત્યારે સેંકડો ભાઇ બ્હેનો લડાઇમાં જોડાયા છે, અને કેટલાકોને ગીરફતાર પણ કરવામાં આવ્યા છે, રાષ્ટ્રપતિ જવાહીરલાલજી પણ સરકારના મહેમાન થઇ જેલ મ્હેલમાં બિરાજમાન થયા છે. તેવે વખતે પણ જો આપણે વિદેશી માલ વાપ-

રીએ તો તેને માટે બ્હેનોએ શરમાવા જેવું છે. મારી હજારો બ્હેનોનો મોહ હજુ ઉતરતો નથી તે શું સુચવે છે ? જો તેવા મોહને હવે દરેક બ્હેન તિલાંજલી આપશે તો આપણે માટે સ્વરાજ્ય સામું દોડતું આવશે. જ્યારે સ્વદેશી વ્રત સંપુર્ણ રીતે પાળતાં થઇશું ત્યારે જ સ્વરાજ્યને માટે લાયક બનીશું.

આપણે જેમ નીમી એકાદશીથી ચાતુર્માસ માટે નિયમ લઇ, વ્રત ઉપવાસ કરીએ છીએ, તેમજ કેટલીક ચીજો પણ તજીએ છીએ, તેમ સ્વદેશીનો પણ નિયમ લઇ વ્રત બરાબર પાળી વિદેશીને તજવું જોઇએ.

આ અંક બ્હાર પડશે ત્યારે આપણી લડત પૂર જોસથી ચાલતી હશે, તેમજ ચાતુર્માસ પણ લગોલગ આવશે, તો તેવો શુભ સમય ન જવા દેતાં દરેક બ્હેને પ્રતિજ્ઞા લઈ લેવી જોઇએ. ચાતુર્માસમાં નિયમ લેવાથી જે ફળ મળે છે, તેના કરતાં પણ વધારે ફળ દેશસેવાથી મળશે. વિલાયતી કાપડ એટલું બારીક હોય છે કે તેનાથી આપણું શરીર પણ બરાબર ઢાંકી શકતાં નથી. છતાં તેને માટે આપણા ગજા ઉપરાંત પૈસા ખરચ કરી તેવો અસ્પૃશ્ય માલ વાપરી, આપણી જાતને તેમજ દેશને પણ એબ લગાડીએ છીએ.

આપણા દેશમાં બનતા માલને ઉત્તેજન ન આપતાં, પરદેશને ઉત્તેજન શા માટે આપવું ? હિન્દુસ્તાનમાં પણ દરેક ચીજ બને છે, અને જેવી જોઇએ તેવી તૈયાર થાય છે, માટે તે દરેક ચીજની તપાસ કરી જ્યાં બનતી હોય ત્યાંથીજ મંગાવી લેવી, જેથી દેશીને નામે વિદેશીને ખાટવા સંભવ રહે નહી. દેશીને માટે તાજેતરમાં કદાચ વધુ કીંમત બેસવા સંભવ છે. છતાં તે પૈસા આપણા ઘરમાંજ છે, તેમ સમજી દેશી માલને ઉત્તેજન આપવું.

ઘણી બ્હેનો ખાદી જાડીની બૂમ પાડે છે, પણ ખાદી જાડી ને મોંઘી હોય તે સ્વભાવિક છે. કારણ કે દરેક જણ કાંતતું નથી, જો દરેક જણ કાંતતું થઇ જાય તો તે અડચણ પણ દુર થઇ શકે તેમ છે. રેંટીઓ ફેરવવાથી શરીરમાં સ્ફુર્તિ રહે છે, દિવસ આનંદમાં જાય છે, પારકી નિંદા કુથલી કરવાના પાપમાંથી મુક્ત થવાય છે, અને રાત્રે મીઠી નિંદ્રા આવે છે. જો દરરોજ એકજ કલાક રેંટીઓ ચલાવવાનો નિયમ રાખીએ, તો ચલાવનાર પોતે પોતાના બાર માસના કપડાં પુરતાં કરી શકે છે. ઝીણા પહેરવા હોય તો ઝીણું સુતર કાઢવાથી જેવાં જોઇએ તેવા કપડાં તૈયાર થઇ શકે છે. માટે દરેક બ્હેને દરરોજનો એકેક કલાક ફાજલ પાડી રેંટીઓ ફેરવવા મંડી જવું. ચોવીસ કલાકની અંદરથી એક કલાક તો સ્હેજે ફાજલ પાડી શકાય. આમ રેંટીઓ અને સ્વદેશીના વ્રતો લઇ પ્રતિજ્ઞા બરાબર પાળીશું તોજ બ્હેનોએ પોતાની ફરજ બજાવી ગણાશે. હિન્દુસ્તાનમાંથી કરોડો રૂપિયા વિદેશી માલ મારફતે સરકાર ઘસડી જાય છે, તે અટકાવવા માટે બ્હેનોએજ પહેલી ફરજ બજાવવાની જરૂર છે. બ્હેનો જો ધારશે તો તે કામ સ્હેલું છે. હવેથી મ્હારી દરેક બ્હેન સ્વદેશી વ્રતવાળી થાય તેજ ઇચ્છા.

[૧]

## ધર્મ યુદ્ધે નિમંત્રણ

લેખિકા: શ્રી. કમળા બ્હેન વ્યાસ, તંત્રી: "મહિલા ભૂષણ"

(મને મારીને રથ તું ખેડ બાળા રાજા રે એ લય)

ધર્મ યુદ્ધે તે આજ બહેની ઝૂકો, સમય ખરો આવ્યો રે,
હાવે વાતોને છોડી પગ મૂકો, કર્તવ્ય-સમય આવ્યો રે; ધર્મ૰
જુઓ આપણા તે બધુ અને બહેનો, દશા કેવી પામ્યા રે,
નિજ માતાના ઉદ્ધાર કાજ, અગણિત દુઃખ પામ્યા રે; ધર્મ૰
જેણે જોઇ નથી શીળી કે તાપ, તે આજ દુઃખ સ્હે છે રે,
મોટા રાજવી પણ જેનાથી લાજે[1] તે સંકટમાં વહે છે રે; ધર્મ૰
બહેનો! યુગધર્મ આજ બદલાયો, કહે છે લોક સાચું રે,
જ્યારે સાંભળું હું અત્યાચાર, કે વર્તમાને વાંચું રે; ધર્મ૰
ચીએ આપણે આ, શક્તિઅવતાર ધરા દો ધ્રુજાવી રે,
નક્કી ખાસે સઉ દુશ્મનો તો હાર, સત્ય જય થાવી રે; ધર્મ૰

---

[૨]

## યુદ્ધમાં ઘુમતી વીરાંગનાઓ

(એ રજની શરદની રળીયામણી-રે એ રાગ)

૫૬

રે...ઘૂમી ઘૂમી રહી છે રણચંડીઓ રે
આજે ભાવિ ભારતના ઉદ્ધારમાં
આજે સખી ભાવિ ભારતના ઉદ્ધારમાં;
રે...પ્હેરી કેવી શુભ શ્વેત બંડીઓ રે,
એ તો નીકળી ભારતના ઉદ્ધારમાં. હાં હા રે
રે...કેવું શોભે ને લોભે[2] રણક્ષેત્ર
જોવા ધોભે જે પુનિત ને પવિત્ર.
અહા ભાવભર્યું કેવું આ ચિત્ર. રે ઘુમી૰
શૌર્ય ઝરે નિજ ચક્ષુમાં, ઝરતો નિર્મલ પ્રેમ,
લોહહૃદય પીગળાવતી, સાંધી નિજની નેમ;[3] રે૰
જેને જોયું ન આંગણું, મૂક્યો ન પગ ઘર બહાર,
સ્વતંત્રતાની ધગશથી, આજ થઇ તૈયાર; રે૰

---

૧ પંડિત મોતીલાલ નહેરૂ અને જવાહીરલાલ જેવા પુરુષો.
૨ ગુરવીરોને લોભાવનારૂં. ૩ હેતુ.



# વિધવા અને સમાજસેવા

લેખિકાઃ કુ. સાકરબેન શાહ

હિંદુ સમાજમાં વિધવાઓની સંખ્યા એટલી મોટી છે કે તે એક ગંભીર પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે. આ વિધવાની સંખ્યામાંથી મોટી ઉમરની વિધવાઓને બાદ કરીએ તોપણ ૧૫ થી ૩૫ વર્ષની લાખો વિધવાઓ આપણા સમાજમાં છે. તેમ ૧૫ વર્ષથી પણ નાની વિધવા બાળકીઓની મોટી સંખ્યા મોજુદ છે. આ બધી અકાળે વિધવા થએલી બ્હેનોના જીવનનો પ્રશ્ન એક ગંભીર સ્વરૂપ પકડે છે.

આધુનિક કેળવણી લીધેલા સુધારકો પશ્ચિમનું અનુકરણ કરી વિધવાઓના પુનર્લગ્નની હિમાયત કરવા મંડી જાય છે. પરંતુ તે સાથે તેઓ પોતાની જવાબદારીનો વિચાર કરતા નથી. પુનર્લગ્નની હિમાયત કરનારા કેળવાયલા પુરુષો પણ વખત આવતાં વિધવા સાથે લગ્ન કરવાની હિંમત ધરાવતા નથી તો વિધવાઓનાં મન ખાલી પુનર્લગ્નના વિચારથી ભરી દેવામાં શું ફાયદો ? મારા મત પ્રમાણે પુનર્લગ્ન એ ચોકખો પુરુષોનો પ્રશ્ન છે. જ્યાં સુધી પુરુષો તે માટે તૈયાર ન હોય ત્યાં સુધી વિધવાઓએ તે પ્રશ્નથી અલગ રહેવું જોઇએ.

સ્ત્રીઓને માટે લગ્ન એજ કેવળ જીવનનો હેતુ છે એવી આપણા લોકોની માન્યતા છે. અને તે કારણે વિધવા તરફ અતિશય દીનતાની નજરે જોવામાં આવે છે. પરંતુ હવે જમાનો પલટાયો છે. સ્ત્રીઓના જીવનનો હેતુ માત્ર પુરુષોની ગુલામી કરવામાંજ સમાઇ જતો નથી. અને તે પણ કેવા નિર્દય પુરુષો કે જે પોતાની ગત સ્ત્રીની લાશ હજી ચિતામાં પુરી બળી નથી ત્યાંજ બીજો સંબંધ કરવાના રિવાજને તાબે થાય છે. કેમ જાણે એ મહિના સ્ત્રી વગરના રહી જાય તો પૃથ્વી રસાતાળ જવાની હોય. આવા કાયર પુરુષો પાસે વિધવાઓએ પુનર્લગ્નની આશા રાખવી કેવળ વ્યર્થ છે. લગ્નની બાબતમાં પુરુષો પણ ગાયની માફક જેમ દોરે તેમ જાય છે. તેવા પુરુષોએ પુનર્લગ્નનાં બણગાં ફુંકવા મુકી દેવાં જોઇએ. મારૂં માનવું એમ છે કે જો આપણે વિધવાઓનું ખરૂં હિત ચાહીએ તો જેમ બને તેમ વિધવાનો પ્રશ્ન પુનર્લગ્નના પ્રશ્નથી એલાયદો જ રાખવો ઘટે છે.

એક બાજુ જ્યારે પુનર્લગ્નની આવી નિરર્થક વાતો થાય છે ત્યારે બીજી બાજુ સમાજનો મોટો ભાગ જુદીજ માન્યતા ધરાવે છે. તેઓ કહે છે કે સ્ત્રી વિધવા થઇ પછી તેને આ પૃથ્વી પર કંઇજ આનંદ લેવાનો હક નથી. તેનાથી ન કંઇ સારાં કપડાં પહેરાય કે ન કોઇ ઉત્સવમાં ભાગ લેવાય. તેનાથી હસીને વાત તો થાય જ કેમ ? વળી તેણે શરીરને પણ જેટલું બને તેટલું કષ્ટ

આપી ગાળી નાખવું જોઇએ. આવી દલીલો કરી સ્વાર્થી સગાંઓ તેની પાસે રાત દિવસ ગજા ઉપરાંત કામ કરાવે છે અને ઉપરથી કટુ વચનો બોલી તેની લાગણીને દુભવે છે. તેઓ ભૂલી જાય છે કે સ્ત્રીનો પતિ મરણ પામ્યો તેથી તે કંઇ માણસ મટી જતી નથી કે તેના સાધારણ હકો પણ ખુંચવી લેવાય. ઘણી ખાનદાન વિધવાઓ આ બધું દુઃખ મુંગે મોઢે સહન કરે છે, પરંતુ જેઓ વિધવાના દુઃખી જીવને આ રીતે દુભવે છે તેમને પોતાની ક્રૂરતાનું કેવું ફળ ભોગવવું પડશે તેનો વિચાર સરખો નથી.

જેઓ વિધવા તરફ કંઇક દિલસોજી ધરાવે છે તેઓ તેના જીવનને ધર્મમાં પરોવવા માગે છે, તેને આખો વખત ધર્મના વ્યાખ્યાનો સંભળાવે છે અને પુજાપાઠ, દેવ દર્શન વિગેરે કરવામાં વખત ગળાવે છે. પરંતુ ધર્મ એ ઘણી ગૂઢ વસ્તુ છે. તે કંઇ માત્ર બહારથી લાદી શકાતી નથી. જ્યાં સુધી અંતરથી શ્રદ્ધા તથા સમજણ ન ઉગે ત્યાં સુધી બહારની ક્રિયા કરવાથી કંઇ લાભ નથી. ઘણી સ્ત્રીઓ સવારથી સાંજ સુધી અનેક ધર્મક્રિયાઓ કરે છે છતાં તેઓ ઘરમાં ક્લેશ કંકાસ કરતી રહે છે અને બીજાંની કુથલી કરવામાં તો ખૂબ રસ ધરાવે છે. વળી આ કહેવાના કળીયુગના જમાનામાં એકલું રામ નામ જપીને જીવન વ્યતિત કરવું એ પણ કેવળ અશક્ય લાગે છે. જ્યારે સમાજમાં ચારે તરફ અજ્ઞાન અને દુર્દશા નજરે પડે છે તે વખતે પ્રભુને રિઝવવાનો ખરો ઉપાય તો દુઃખી અને ગરીબની સેવા કરવામાંજ રહેલો છે. આપણે બીજાને ભારરૂપ નહિ પરંતુ ઉપયોગી છીએ એવી લાગણી થાય તોજ વિધવાઓના જીવનમાં ઉત્સાહ અને આનંદ આવે.

સેવાનો માર્ગ મારા ધારવા પ્રમાણે વિધવાના ખરા ઉદ્ધારનો માર્ગ છે. સેવા સદનના સ્થાપક રમાબાઇ રાનડે અને વનિતાવિશ્રામનાં વ્યવસ્થાપકો શ્રીમતિ બાજીગૌરીબ્હેન તથા શ્રીમતિ નાનીબ્હેન ગજ્જર તેમજ જૈનમહિલારત્ન શ્રી મગનબ્હેન વિગેરેએ જીવનભરના પ્રયાસથી આ માર્ગની સફળતા પ્રત્યક્ષ બતાવી આપી વિધવા જીવનની સાર્થકતા સિદ્ધ કરી આપી છે. તેમના જીવનનો અભ્યાસ કરવાથી આપણને દેખાઇ આવે છે કે સેવાધર્મથી વિધવાઓ પોતાનો તેમજ સમાજનો પણ ઉદ્ધાર કરવામાં કેટલો મહાન ફાળો આપી શકે છે. સ્ત્રીઓનાં જીવન માત્ર ચાર દિવાલ વચ્ચેજ સમાઇ ન જતાં વસુધૈવ કુટુંબકમ્ જેવાં વિશાળ બની શકે છે તેની આપણને ખાત્રી થાય છે. વિધવાના ખરા હિતચિંતક શ્રીયુત્ કર્વેએ પણ વિધવાશ્રમ સ્થાપી સેવામાર્ગની હિમાયત કરી છે.

આજે આપણી આગળ દેશસેવાના અનેક પ્રશ્નો ઉભા છે. તેમાંથી સૌથી વધુ અગત્યનો પ્રશ્ન કેળવણીનો છે. પ્રાથમિક કેળવણીનો દેશભરમાં પ્રચાર કરવાની અગત્યતા આ વર્ષે મુંબઇમાં ભરાયલી સ્ત્રીઓની કોન્ફરન્સે જાહેર કરી છે. પરંતુ તે કામ શિક્ષકોની મોટી સંખ્યા વગર પાર પાડવું અશક્ય છે. પ્રાથમિક કેળવણીનું કામ પુરુષો કરતાં સ્ત્રીઓજ વધુ સારી રીતે કરી શકે છે. યુરોપ અમેરિકામાં નાના બાળકોની શાળા માટે સ્ત્રી શિક્ષિકાનેજ પસંદ કરવામાં આવે છે. આપણા દેશમાં લાખોની સંખ્યામાં વિધવા સ્ત્રીઓ છે. તેઓને જો યોગ્ય તક મળે તો તેઓ કેળવણી તથા બીજાં જાહેર સેવાના કામ ઉપાડી લઇ દેશભરને આશિર્વાદરૂપ થઇ પડે એમ છે. સમાજનું હિત ઇચ્છનારાઓએ વિધવા સ્ત્રીઓને શિક્ષણ લેવાને ઉત્તેજન આપી પોતાથી બનતી મદદ કરવી જોઇએ. ઉચ્ચ કુટુંબની અને સારી સ્થિતિની વિધવા બ્હેનો આગળ

આવે તો તેઓ આદર્શ શિક્ષિકા બની શકે. તેઓના હાથમાં આપણા કુમળાં બાળકો પર ઘણા સારા સંસ્કાર પડે. બાળપણમાં પડેલા સારા કે નરસા સંસ્કારની અસર જીવનભર ટકે છે. ભવિષ્યની પ્રજાના હિત માટે પ્રાથમિક શાળાના શિક્ષકો તરફ ખાસ ધ્યાન આપવું જોઇએ. કેળવાયલી સ્ત્રીઓ માટે કેળવણી ઉપરાંત સંસાર સુધારો, રાજકીય ચળવળ, ગરીબની સેવા, દાકતરી કામ વિગેરે સમાજસેવાનાં અનેક કામો મોજુદ છે. સમાજના ડાહ્યા તથા સમજુ માણસો પોતાના કુટુંબની વિધવા બ્હેનોને યોગ્ય કેળવણી અપાવી તેમને માટે દેશસેવાનાં દ્વાર ઉઘાડી આપશે તો તેઓએ તે બ્હેનોનું જીવન સુખી કરવા ઉપરાંત સ્વદેશના કાર્યમાં ઉત્તમ ફાળો આપ્યો કહેવાશે.

## સ્ત્રી-સંસારની શોભા

સ્ત્રીની અધોગતિ પુરુષે ભૂતકાળમાં કરી છે, અને પુરુષે એનું જીવન ગુંગળાવી નાંખ્યું છે, છતાં સંસારમાં સ્ત્રીએ જ ધર્મ સાચવ્યો છે, ને સંસારને શોભાવ્યો છે. અજબ સહનશીલતા કેળવી સંસારમાં સુખ, શાન્તિ, સ્નેહ, મધુરતા, મૃદુતા, ઉદારતા, પ્રસન્નતા, આનંદ વાણી વગેરે જે એણે અદ્‌ભુત સૃષ્ટિ પેદા કરી છે તે માટે ખરેખર તે 'જનેતા' પદને યોગ્ય ઠરી છે.

( પ્રસ્થાન ) હીરાભાઇ

## માનવતાની સંજીવનીઓ:

સ્ત્રીઓએ, દેશની માતાઓ તરીકે શાન્તિનું સ્વપ્ન ખરું પાડવા વિશ્વને આગા કરવા જોઇએ. તેમણે જ એ કરવું જોઇએ; તેમના વિના બીજા કોઇથી એ ન બને. અને આ કાર્ય માટે એવી બુદ્ધિવાન માતાઓની જરૂર છે જેઓમાં આધ્યાત્મિક સત્તા હોય; જેઓનું દર્શન વિશાળ હોય; જેઓ પોતાનું કાર્ય બરોબર જાણતા હોય અને પોતે શું કર્યું છે તે માનવતાને જણાવવા માટે જેમની પાસે યોગ્ય હથિયારો હોય. સ્ત્રીઓએ પોતાને શું જોઇએ છે તે જાણવું જોઇએ અને પછી તેને જ ચોંટીને વળગી રહેવું જોઇએ. મને એટલી જ ઇચ્છા છે કે શાન્તિનો પૂલ બાંધવામાં પૂર્વ અને પશ્ચિમ બધાએ દેશોની સ્ત્રીઓ એકત્ર થાય. વિગ્રહનાં વાદળમાંથી નાશ પામતી માનવતાને તો જ ઉગારી શકાશે. માનવતાને રાષ્ટ્રિય બંધ તો નથી. તે તો માત્ર માનવતાને જ સેવશે.

[ ચીનની એક અધ્યાપિકાના પત્રમાંથી ]

વિનાશને જ પન્થે વાળનારી વિષમય વસ્તુ છે.

" મનુષ્ય શબ્દમાં પુરૂષ અને સ્ત્રી–બંનેનો સમાવેશ થાય છે. એટલે ઇશ્વરદત્ત કર્તવ્ય જેમ પુરૂષ માટે છે, તેમ સ્ત્રી માટે પણ છે. "મહિલા અંક"માં મહિલાઓને જ સંબોધી ને બે બોલ લખીશ અને પુરૂષના કર્તવ્યો તેમને વાસ્તે વિચારવાનાં રાખીશ.

મને તો એમ લાગે છે કે નકલી સુધારાનો વાયુ દરિયાપારના દેશોમાંથી આપણા દેશ તરફ જેમ જેમ વધારે વાવા લાગ્યો છે, તેમ તેમ એ વા વંટોળીઆ ભેગા સંસ્કૃતિ જેવી સુન્દર વસ્તુની સાથે, આપણા દેશને પ્રતિકૂળ રજકણો પણ અહીં ધસડાઈ આવતા હોય છે. તે મોહક અને ભભકભર્યા રજકણોથી અર્ધદગ્ધ કે માયામુગ્ધ અહીંની સુન્દરીઓ અંજાઇ જાય છે અને કર્તવ્યને ભૂલી, વિલાસના પાશમાં જકડાઈ જઇ હૈયાસૂના હકક કે સ્વતંત્રતાના સાણા હેઠળ સ્વચ્છન્દી જીવન જીવવાની ઝક્ક પકડી બેસે છે! સ્થિતિ જો આવી જ રહેશે, તો એને સરવાળે જે શેષ રહેવાની છે, તે બહુ ભયંકર છે. બિલકુલ સ્પષ્ટ શબ્દોમાં લખું, તો સ્ત્રીજાતિ, સ્ત્રીત્વ ગુમાવી બેસશે. માટે, નારી નારાયણી રહે, જગદમ્બા કે શકિતસ્વરૂપા રહે, ઇશ્વરદત્ત કર્તવ્યોમાં સતત્ રત રહી, સંસારની એ સ્નેહરાની પોતાના હૃદય પ્રદેશને વફાદાર રહી સદૈવ તેને સુરક્ષિત રાખે એજ ઇષ્ટ છે.

નારીને હું નારાયણી કહું છું, જગદમ્બા કે શકિતસ્વરૂપા કહું છું, સંસારની સ્નેહ રાણી કે હૃદય પ્રદેશની રસરાણી કહું છું. તે અબળા જાત નથી, જીવનને ગુંગળાવી નાંખનારી ગુલામી સેવવા વાસ્તે સર્જાયેલું અનાયક પ્રાણી પણ નથી. સ્ત્રીવર્ગ અનિષ્ટ બંધનોની બેડીઓ તોડી, રાક્ષસી રૂઢીઓની ગુલામી સેવતી બન્ધ થાય એ તો આપણે અવસ્ય ઇચ્છીએ; પરંતુ અહીં "લાલ બત્તી" ધરવાની જરૂર છે કે એને માટે શોર બકોર મચાવનારા બંડખોર વિચારોની માત્રા રામબાણ નથી જ: હાલના સુંદરી જીવનની ઉન્નતિ વાસ્તે તો પશ્ચિમના શિક્ષણને બદલે વિશુદ્ધ સંસ્કૃતિવાળી હૃદય–કેળવણીની જરૂર છે; ચિત્તને ચમકાવવાને બદલે કુન્દન જેવા ચારિત્ર્યની જરૂર છે. હૃદયની કેળવણીથી અને કુન્દન જેવા ચારિત્ર્યથી વંચિત રાખનારા વિલાસ પર અંકુશ રાખવાની જરૂર છે– એમ થાય એજ કર્તવ્ય છે.

વિલાસ પર અંકુશ મૂકવાની જરૂર ઘણે પ્રસંગે પ્રાપ્ત થાય છે. અલકની સુલાયમ લટ કે વાંકડી આંખડી; સુરીલો કંઠ કે દેહનું સૌન્દર્ય: વિલાસને ઉત્તેજનાર સુંદરી પાસેની આ સુંદર વસ્તુઓ પાછળ જ લટ્ટુ થઇને વિષયના કીડા જેવી જીંદગી ભોગવી ગયેલા રાણા–મહારાણા કે બાદશાહોની બાદશાહી ચાલી ગઇ હતી તે ઇતિહાસોમાં વંચાય છે; એથી ઉલટું, રાજપૂત વીરોને વિલાસી વૃત્તિઓમાંથી કર્તવ્યપન્થે કૂચ કરાવીને રાજપુતાણીઓએ પોતાનાં નામ અમર કર્યાં છે. તેમ તેમનાં પતિઓને પણ કેવી રીતે અમર કર્યાં છે તે આપણે ઇતિહાસમાં વાંચીએ છીએ.

આપણો ગુલામી સેવતો દેશ સ્વતંત્રતા માટે યુદ્ધ આદરે અને તે માટે સૈનિકોની ભરતી શરૂ થાય, ત્યારે પોતાના પતિનું કે પુત્રનું સુખ જોઇને જ રાચનારી સુન્દરી જો પતિને કે પુત્રને રાષ્ટ્રયુદ્ધમાં જતાં અટકાવે, કકળે કે આંસુ પાડે તો તેને આપણે કર્તવ્યથી ચ્યુત થયેલી કેવળ વિલાસની જ પુતળી માનીએ.

એજ વિલાસના વ્યામોહથી તેજદાર છો-કરી માયકાંગલી રહેવા પામે છે; પેટના એ-કના એક દીકરાને છાતીએથી છૂટો કરતાં મરવા પડતી માતાઓ, વિદેશ ખેડવા ઇચ્છ-નાર પુત્રનું કલ્યાણ નથી કરતી, પણ હદ વગરની વત્સલતા કે કાલઘેલાં વ્હાલ-વિલાસ ને લીધે તેના જીવતરનું ઘડતર પાયા-માંથી ખોદી કાઢવાનું નિમિત્ત વ્હોરે છે.

કલ્પી લ્યો કે, ખાનદાન અને પૈસે ટકે સુખી કુટુમ્બની એક કન્યા છે. કિસ્મતે કે સંજોગોએ તેને ગરીબ સાસરું અપાવ્યું. કન્યાનો પતિ સામાન્ય રીતે સાદાઇથી જ સંસાર નિર્વાહ ચલાવી શકે, એવી સ્થિતિ હોય.. છતાં પેલી કન્યાએ તો પોતાને પિયેર નોકર ચાકર રસોઇઆ પાસે કામ લેતાં શીખી હોય, તેને સંગીત સિવાય ચેન જ ન પડતું હોય, પોતાના ઘરને ચક-તો-રણ વગેરેથી શણગારવા ઇચ્છતી હોય અને એ ખર્ચ પતિ પાસેથી મળી શકે એમ ન હોય તે છતાં ધારો કે "શ્રીહઠ"ની રીત પ્રમાણે તે ખર્ચ કરાવે તો તેને કર્તવ્યહીન ન કહીએ તો બીજી શી ઉપમા આપી શકીએ ? અને તેનો સંસાર તે કેવી રીતે નિભાવી શકે ?

સુન્દરી સૌન્દર્યસંપન્ન છે, સહૃદયા છે, પ્રેમપાત્ર છે, કલાની દેવી છે, રસમૂર્તિ છે: સર્જનહારે સુન્દરમાં સુન્દર, મહાનમાં મહાન અને ઉંચામાં ઉંચા તત્વોથી સુન્દરીને સર્જી છે, સુન્દરી તેનો ઉપયોગ કે ઉપભોગ ભલે કરે; પણ ખામોશ ! કેવળ વિલાસને રસ્તે તો હરગીજ નહિ. ઇશ્વરદત્ત કર્તવ્યને પન્થે; જે પન્થ પ્રભુતાભર્યો છે તે પ્રભુનો છે.

કર્તવ્યશીલ સુન્દરીઓની જ સંસાર વા-ડીઓ સુહાગી હશે અથવા થશે અને નહિ તો માનવીના મન્દિર-મન્દિરે છાતીહૈયા સઘડીઓ ધીકતી જ રહેવાની.



## સ્ત્રીશક્તિનો પ્રભાવ.

સમસ્ત સ્ત્રીશકિતનો સંચય કરીને યોગ્ય માર્ગે દોરવો એ નેતાઓનું કામ છે, બાકી આજ તો જે પ્રમાણે યુરોપના વિગ્રહ વખતે સ્ત્રીઓ કામ કરતી હતી તે જ રીતે આપણી સ્ત્રીઓએ કામ આરંભ્યું છે-અડચણો, આપત્તિઓને ઠોકરે મારે છે, પુત્રોને, પતિઓને આનંદથી આશીર્વાદ આપીને જેલયાત્રાએ મોકલે છે, લાઠીનો માર ખમવાને મોકલે છે, પ્રસંગ આવે પોતે પણ અપમાન અને માર શાન્તિથી સહન કરે છે. કોઇ પણ દેશ આ સ્ત્રીશકિતનો પ્રભાવ જોઇને આશ્ચર્ય થયા વગર રહે નહિ, અને શાન્તિ, ધૈર્ય માણસ આગળ પોતાનું માથું સહેજે નમાવે. જે દેશમાં શ્રી. સરોજિની દેવી, અને કમલા-દેવી જેવાં રત્નો પાકયાં છે તે દેશને ડરવાનું શું છે ? આ દેવીઓ અને યુવકો દેશને દુનિયા-ભરમાં શોભાવી રહ્યા છે, એટલે અંતે વિજયની આશા કેમ ન રાખીએ !

( પ્રસ્થાન ) સૌ. શારદા મ્હેતા

# સ્ત્રીઓ અને ખાદી

[ ઋષિકેશનિવાસી શ્રીમતી હુકમાદેવીએ હિન્દી ભાષામાં મનનીય લેખ લખેલો; તે "ત્યાગભૂમિ" માસિકના ચૈત્ર-વૈશાખ અંકમાં પ્રકટ થયો છે: થોડાક ઉમેરણ સાથે, એ જ લેખનો આ અનુવાદ છે ]

સ્વતંત્રતાના વર્તમાન સંગ્રામયુગે 'સ્વદેશી'નો પ્રશ્ન અતિ આવશ્યક છે: તેમાંય વળી ખુદ ખાદીનો વિષય તો સર્વસામાન્ય થઇ પડ્યો છે. કેટલાકના મનમાં એવાય તરંગો ઉદ્‌ભવતા હશે, કે રાષ્ટ્રીય લડતમાં ખાદીપ્રચાર, એ શું અમોઘ શસ્ત્ર હશે ? આવી શંકા મોટે ભાગે બ્હેનો તરફથી થતી હોય તો નવાઇ નહિ. કારણ સ્પષ્ટ છે, કે સુન્દરીઓ તો આભરણ અને અંગપોષાક વડેજ સુન્દર દેખાયને ? અને ખાદી તો ખડબચડી રહી ! આજની સુન્દરીને તે ન ગમે ત્યારે તેને તરેહવાર શંકાઓ થાય ને ? પણ હવે ટીકા-ચર્ચામાં ઉતર્યા સિવાય ખાદીની મહત્તાનો જ વિચાર કરી લઇએ:—

૧. વિદેશી વસ્ત્રોના વળગણને લીધે આપણા ગરીબી દેશમાંથી વાર્ષિક સાઠ કરોડ રૂપિયા પરદેશ ઘસડાઇ જાય છે. પરિણામે ગરીબી વધે છે—બીજા શબ્દોમાં કહું તો આવક ઘટે છે અને ખર્ચ વધ્યે જાય છે. લાખ્ખો સ્ત્રી પુરુષો નાગાંભૂખ્યાં રહેવા પામે છે, જ્યારે 'પરદેશી ટોપીવાળાનાં ટોળાં" આપણે પૈસે લીલાલ્હેર કરે છે ! હવે જો ખાદી સ્વીકારીએ, તો આપણા સાઠ કરોડ રૂપિયા બચે-અથવા દેશ સાઠ કરોડ કમાય: કારીગરોને રોજી મળે, બેકારી ઘટે.

૨. 'વિદેશી'ના બ્યાગોડે જ આપણે પરાધીનતા ભોગવીએ છીએ. માનો કે 'સ્વદેશી' કાપડ, ઉત્તેજનને અભાવે બીલકુલ ઉત્પન્ન થતું જ અટકી ગયું અને વિદેશી કાપડ મળતું બંધ થયું, તો એ પરાવલંબનને લોગે આપણી શી વલે થાય ? વિદેશી કાપડને જ કારણે, આપણે ત્યાંના કાંતનારા, પીંજનારા, વણકરો વગેરે નષ્ટપ્રાય: સ્થિતિમાં મૂકાયા છે. રોગચાળો, મોંઘવારી કે દુકાળનાં દર્શન બેકારીને જ લીધે વારંવાર થાય છે. પછી એ સ્થિતિના રૂપાન્તરે લૂંટફાટ ચાલે, ધાડો પડે, ચોરીઓ થાય, ખૂના મરકી પણ ચાલે: કેમકે ગમે તેમ કરીને પેટનો ખાડો તો પૂરવો જ જોઇએ ને ? ત્યારે, એવી વિપરીત દશાને મિટાવવાનો મુખ્ય મંત્ર ખાદી છે. ખાદીમાં સ્વમાન છે ને સ્વાધીનતા છે. ખાદી ધારીને વિદેશ તરફ મ્હોં વકાસીને નહિ રહેવું પડે. ગરીબ કામદારોને રોજી મળે એટલે તેની નિષ્ઠા પણ સુધરે અને આખો દિવસ કામકાજમાં પરોવાયલા તેના મનને 'નવરા બેઠા નખોદ' વવાળાનું પછી સૂઝે જ નહિ. સૌ પોતપોતાનું મ્હેતાનાણું મેળવે અને ખાઇપીને ખુશ રહે. ધનિક અને સામાન્ય વર્ગ પોતપોતાનાં જીવનમાં ઓજસ્ જુએ અને સમાન ભાવથી વર્તી શકે. સૌ કુટુમ્બો સુખ અને સંતોષપૂર્વક રહી, શાન્તિપ્રદ જીવન જીવતા થઇ શકે.

૩. વિદેશના ભભકભર્યાં; રંગબેરંગી, ચટકીલા ને મોહીલા ધાધા સજવાથી સ્ત્રી-પુરુષોમાં વૃત્તિઓને ઉશ્કેરનારી લાગણી વધવા પામે છે, નખરાં વધે છે ને લટકાં મટકાં વધે છે, ઘમંડ વધે છે અને નશોબાજીમાં મગ્ન વધે છે, ફક્કડ ફાંકડેશવો વધે છે અને અક્કડ

ફરનારી યુવતીઓની જમીનથી અદ્ધર ચાલવાની આદત વધે છે. સૂરજ ઉગે અવનવી નીકળતી ફેશનેબલ કાપડની ક્વૉલિટીઓમાં ફસાઇ જતાં જૂનાં કપડાં પરનો મોહ જતો રહે, અને નવી ફેશનમાં ફસાઇ જવાય. એ રીતે વધારે પડતાં ખર્ચ વધે છે. આવું આવું વધે છે અને સંયમ, શીલતા, સચ્ચાઈ, સાદાઇ, સાત્વિકતા આદિ અલોપ થાય છે. પરિણામે માનસિક નબળાઇ સબળાને અબળા બનાવે છે અને મર્દને નામર્દ ! જ્યારે ખાદીના પોષાકથી શુદ્ધતા જળવાય છે, સાદાઇ આવે છે, સ્વદેશના સૌ ભાઇ–બ્હેનો પ્રત્યે સમાન ભાવથી જોવા જેટલી આંખ કેળવાય છે–ઉચ્ચનીચની ભાવના ભૂલી જવાય છે, સ્વદેશાભિમાન ઉત્પન્ન થાય છે.

૪. પરદેશી પોષાક સજવાથી, દેશનો સમભાવ જુદાઇમાં રૂપાન્તર પામે છે, સંગઠનને વેરવિખેર કરી નાખે છે. 'સ્વદેશી પોષાક'ને અભાવે 'દેશી'નું જે 'પિછાન' થવું જોઇએ, તે ચિન્હ ચાલ્યું જ જાય છે. ખાદીથી એ સઘળું જળવાય છે. ખાદી પવિત્રતાને એકી આપે છે. પરસ્પરમાં પ્રેમભાવ ઉત્પન્ન કરે છે. વિદેશીઓ આપણું–ખાદીનું–વિશિષ્ટ ચિન્હ નિરખી શકે છે કે જેનું, પરદેશીઓમાં આપણે નિરાળા રહી શકીએ.

૫. પરદેશી વસ્ત્રો પ્રમાણમાં ટકાઉ થોડાં અને ખર્ચાળ ઘણાં હોય છે. તેની બનાવટ જ એવી હોય છે, કે તે 'મુલાયમ અને મખમલી.' ગીજ ઝાઝા ધો ખમતી જ નથી; ધોબીને ત્યાં જઇને આવરદા ઓછો કરી આવે છે–ધોબીનું ખર્ચ પણ અસાધારણ વધારી મેલે છે. હકીકત એટલી જ નથી; તેમાં મેલ પણ ઝાઝો જણાયલો રહે છે; તે ઉપરાંત ધર્મ અને અહિંસાની નજરે વિચારતાં તો આપણને નરી કંપારી જ છૂટે ! વિદેશી વસ્ત્રોની સફાઇ–કે કુમાશ–આણવામાં કેવાં કેવાં મૂગાં પ્રાણીની આંતરડી ને ચામડી ચીરાય છે, તે જો ન જાણતા હોય તેમણે જાણી લેવું. હવે ખાદીનો મુકાબલો કરી જુઓ. તેના પરિધાનથી મર્યાદા જળવાય છે. કિંમતમાં સસ્તી અને ભેજ–પોતમાં ટકાઉ. તે ઠંડી મોસમમાં ગરમી આપે છે અને ગરમીમાં ઠંડક દે છે. ધોબીનું ખર્ચ કમી કરાવે છે, અને તે મેલી થતાં ધુઓ એટલે પાછી બગલાની પાંખ જેવી ઉજળી ને ઉજળી !

૬. પરદેશી વસ્ત્રોમાં જે ધ્યાન પડે છે એવું ખાદીમાં કશું ન મળે. પરદેશનાં "મુલાયમ હીરાગીર" પાણીમાં પડ્યાં કે કોડીનાં; અને ખાદી ? ખાદી સદૈવ રંગે રૂપે ને ગુણે એકસરખી તમારી સેવા ઉઠાવ્યે જશે. વિદેશી વસ્ત્રો એવાં, કે તે આખા અંગને ન ઢાંકી શકે! કોટના કપડાની ક્વૉલિટી જુદી, ખમીસનું કપડું જુદું, સાડી કે ફ્રોકનું કપડું જુદું, ધોતિનું કપડું જુદું; બસ જ્યાં જુઓ ત્યાં જુદાઇ ને જુદાઇ! જ્યારે ખાદીમાંથી ટોપી બનાવી શકો, પહેરણ બનાવી શકો, ધોતર બનાવી શકો, જોઇએ તે બનાવો ખાદી જ એવી કલાગરી ચાયવા ખાનદાન છે.

૭. ખાદીની મહત્તા અપાર છે; તે આપણે–ખાસ કરીને બ્હેનો–સાનમાં સમજી જઇએ. સારે માઠે અવસરે ખાદીમાં જ આઝાદીનાં દર્શન કરીએ. ખાદીથી જ આબાદી છે, એમ મક્કમપણે માનીએ. ઘેર ઘેર, જૂનો જમાનાની રેંટિયાપ્રવૃત્તિ પાળી, શરૂ કરીએ–મરતી વખતે પણ સંકલ્પ કરીએ, કે કફનમાં મારે ખાદી જ જોઇએ.

[ 'મહાપ્રતાભિલ' ]

# ધર્મગુરુઓ !!!

લેખિકાઃ શ્રીમતી ભગવતી ભટ્ટ

કેટલાય દિવસથી સમસ્ત ભારતમાં આ મહાન્ લડત–સત્યાગ્રહ ચાલી રહ્યો છે. અનેક યોદ્ધાઓ, વીરો, શ્રીમંતો, યુવાનો પોતાના દેશની મુક્તિને માટે જેલને મહેલ સમાન માની અંધાર કારાવાસમાં પડ્યા છે. જવાહીર સમા યુવાન્ વિદ્વાન્ શ્રીમંતો ને શ્રી મુનશી સમા વિદ્વાન્ સાક્ષરો આજે કારાગારમાં સડે છે. હિન્દુ, મુસ્લીમ, પારસી, ખ્રિસ્તી વગેરેની આ લડત છે. એમાં કોઇ કોમનો કે દેશ વા પ્રાંતનો ભેદ નથી. કન્યાકુમારીથી તે હિમાલયનાં ચકચકીત શિખરો સુધી આ લડત ફેલાઇ રહેલી છે. અનેક વિદ્યાર્થી, વકીલ, પટેલ, તલાટી, ડૉક્ટર વગેરે એમાં ભોગ આપી રહેલા છે, તે રણે ચઢવાને પ્રસંગે આપણા ધર્મગુરુઓ હજી કાં ઉંઘાઇ રહેલા છે ?

હિન્દના ઓ ધર્મવેત્તાઓ ! હિન્દીઓએ આજ પર્યંત ત્હમને બહુ બહુ પૂજ્યા, ત્હમારી સેવા કરી, ને ત્હમારી અધરી આશાઓ ઉતારી. ને ત્હમેય આજ લગી હિન્દીઓની અતિશ્રદ્ધાને બળે બહુ મોજમજાઓ ભોગવી. હવે આજે હિન્દને ત્હમારી જરૂર પડી છે. ઉઠો, મોખરે થાઓ ! આ ધર્મયુદ્ધમાં ધર્મગાર્ય વિના કેમ ચાલે ! ત્હમારા આગળ આવવાથી ત્હમારા પણા અનુગામીઓ ત્હમારી પૂઠે આવશે.

મંદિરમહેલના ઓ મહારાજો ! ત્હમે હજી ક્યારે જાગ્રત થશો ! ધર્મના ઉપદેશો તો બહુ કર્યા, આજે હવે દેશભક્તિના ધર્મો સમજાવવાના છે. ઉઠો ! જાગો ! ને સ્હમજાવો એ દેશધર્મો ધર્મઘેલાંઓને ! ત્હમારા શ્રદ્ધાળુઓ એ ધર્મશ્રદ્ધામાં સાચો ધર્મ ભુલી જાય છે. આજે પુસ્તકો વાંચી સૂત્રો મોંઢે કરવાનો વખત નથી, આજે તો શીર ઝુકાવી આગળ થવાનું છે. શીર નમાવતા શીખવ્યું તો હવે ઝુકાવતાં ય શીખવો, ને દાખલો આપો.

ધર્મગુરુઓ ! કેટલીય બ્હેનો રોજ ત્હમારામાં અવિચળ શ્રદ્ધા રાખી ત્હમને ચરણવન્દના કરવા આવે છે. તેઓ તો તેમાંજ સાચું શ્રેય માની રહી છે, સ્હમજાવો ત્હેમને સાચાં શ્રેયનાં સૂત્રો !! વર્ષોથી તેઓ ત્હમારી ચરણવન્દના કરે છે, શો ત્હમે તેનો ઉદ્ધાર કર્યો !! શી ત્હમે ત્હેમની ઉન્નતિ કરી ! એ બ્હેનોને સાચાં પોતાનાં મનુષ્ય તરીકેનાં સ્થાનનુંય ત્હમે કદી ભાન કરાવ્યું છે ! સ્હમજાવો ત્હેમને દેશભક્તિનાં મોંઘાં અમુલાં સૂત્રો ને આપો દેશસેવાના અમુલ્ય ઉપદેશો !!

સમસ્ત હિન્દના મહાન્ સન્તો !! શાં ત્હમે તપ કર્યાં છે ! સાચો તપસ્વી તો એકજ જન્મ્યો છે ભારતમાં ને આજે વર્ષોથી તપ તપી જે દેહનાં મુઠીભર હાડકાંય તપાવી રહ્યો છે. ત્હમને પૂજવા ફુલહાર ને ચન્દન જોઇએ છે. ત્હમને ભેટ ધરવા લક્ષ્મી જોઇએ છે, ને અનેક સ્ત્રિઓ

ત્હમારી સેવા કરે, તોય ત્હમે રહેજ ઉણપ આવતાં ક્રોધવશ થાઓ છો. તેને પૂજવા–એ સાબરમતીના મહાન સંતને આરાધવા એમાંનું કંઇ ન જોઇએ. મુઠ્ઠીભર' ચણા ખાઇને ને એક વાર કપડું પહેરીને એ જગત્ પાસે-દેશમુક્તિ માગી રહ્યો છે. નથી એને પોતાના સ્વાર્થની રહેજે ગંધ, નથી પોતાની મુક્તિની કે વિજયની જરાએ ઇચ્છા ! ! કેવલ જન્મભૂમી ખાતર એ આજ સાઠ વર્ષની વયે યુવાન્ સમું કાર્ય કરી રહ્યો છે. ભારતનો એ ભાગ્યવિધાતા છે, એક મહાન્ સેનાની છે, નિઃશસ્ત્ર યોધ્ધો છે. જગતના ગુરૂઓ ! ત્હમારો ય એ ગુરૂ છે. જાઓ ને આરાધો એ ગુરૂને ! બતાવશે એ ત્હમારી મુક્તિનો માર્ગ ! " अद्वेष्टा सर्व भूतानाम् " નો મહામંત્ર જે એ પાળે છે. તે ત્હમે કદીય પાળ્યો છે ? ત્હમે પોતાને મહાન્ માનો છો, ને અંત્યજોને દૂર રાખો છો, જેથી અંત્યજો ત્હમને તિરસ્કારે છે. એ પોતે મહાન્ છતાં મહાન્ થવાની ઇચ્છા છોડીને અંત્યજોને ભેટે છે,: માટે અંત્યજો એને પૂજે છે; અંત્યજથી માંડીને તે બ્રાહ્મણ સુધી, ગરીબથી તવંગર સુધી એને પૂજી રહ્યા છે. ત્હમે ય એને વન્દન કરો, -ને ભેદભાવ ભૂલી પાવન થાઓ હિન્દના ધર્મચુસ્ત ગુરૂઓ !

શારદા એક્ટ સામે ને અંત્યજોના મંદિર-પ્રવેશ સામે ત્હમે જે કાળજી રાખી, જે ભાષણો આપ્યાં, જે જહેમત ઉઠાવી, તેમાંની થોડી પણ દેશોન્નતિને કાજે ઉઠાવી છે ? એથી ત્હમે હલકા પડયા, ઘણાએ ત્હમારો તિરસ્કાર કર્યો. તેમાંથી ફરી પૂજાવું હોય તો ભારતના મહાન્ સેનાનીને સાથ દો ! ગરીબોની ત્હારે ધાઓ ! ને હવે એ ભેટ સોગાદ લેવાનું, સુન્દર ભોજન જમવાનું. ઘરેણાંથી શણગારાવવાનું છોડી દો. અનામત હજારો રૂપીયા કે જે ત્હમને શ્રદ્ધાળુઓએ ભેટમાં આપ્યા છે, તે બેન્કમાંથી લઇ ગરીબોને આપો. ગરીબો ભૂખે મરે ને ત્હમે મિષ્ટાન્ન ખાયા કરો, આનંદ કરો તે કેમ શોભે ? ગરીબો નાગા ફરે ને ત્હમે રેશમી, જરીયાન વાગા ઓઢો એ ત્હમને કેમ છાજે ?

ઉઠો ! ઉઠો ! પ્રભુને માનનાર ગુરૂદેવો ! પ્રભુનો આદેશ છે કે " जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसि " એ તો હવે માનશોને ? જાગો ! ને એ મહાન્ સૈનિકનાં આમંત્રણને માન આપી એને સાથ દો ! ! એની પડખે રહો. એ ત્હમને ક્યારનોય સાદ દઈ રહ્યો છે.

---

**જોઇએ છે-ખંતીલા કાર્યકરો:**

હિન્દની માતાઓ અને બાળકો મોટી સંખ્યામાં મરણ પામે છે. તેથી યે મોટી સંખ્યા માંદગી અને રોગથી નકામી બને છે. આપણા કરોડો ભાઇબહેનો રોગચાળાનો ભોગ બની જીવનના વસન્તકાળમાં જ આપણી પાસેથી ઝડપાઇ જાય છે. આપણા સુંદર શહેરોમાં ઠામઠામે આપણી નજરે ભીખારીઓ, વૃદ્ધ, યુવાન અને માંદાઓ નજરે પડે છે. અને એક શહેરનાં કુટણખાનામાં તો ૯ થી ૧૩ વર્ષની કુમળી કળી સમી બાળાઓ વેસ્યા-જીવન ગાળે છે. આવી સ્થિતિ ચાલતી હોય ત્યારે આપણને આળસુ અને બેદરકાર રહેવાનો જરાએ હક નથી. હિન્દની સ્ત્રીઓનાં આવાં આવાં અનેક દુઃખો દૂર કરવા માટે હિન્દને હજારો અને કરોડો ખંતીલા કાર્યકરોની જરૂર છે.

ડૉ. મુથુલક્ષ્મી રેડી



# ચોકી કેમ કરવી

લેખક : મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી

૧. એક દારૂપીઠા કે એક વિદેશી કાપડની દુકાન ઉપર સંતોષકારક ચોકી કરવા માટે ઓછામાં ઓછી દશ સ્ત્રીઓની ટુકડી હોવી જોઇએ. તેમણે તેમાંનાં એકને અગ્રેસર તરીકે ચૂંટવાં જોઇએ.

૨. ચોકીનું કામ શરૂ કરતાં પહેલાં દુકાનના માલિકને વીનવીને તેને તેના પાપયુક્ત ધંધાનો ત્યાગ કરાવવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને દારૂ તથા વિદેશી કાપડથી થતી દેશની પાયમાલીના આંકડા પત્રિકાના રૂપમાં રજૂ કરીને સમજાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. અહિંઆં એ કહેવાની જરૂર નથી રહેતી કે આ પત્રિકાઓ મજદુર દુકાનદાર સમજી શકે તેવી ભાષામાં હોવી જોઇએ.

૩. દુકાનદાર તેનો ધંધો બંધ કરવા ના પાડે તો સ્વયંસેવિકાએ તેની દુકાન આગળ ચોકી કરવી જોઇએ, અને આવવા જવાનો રસ્તો ખુલ્લો રાખી ગ્રાહક તરીકે આવનારાઓને વ્યક્તિગત રીતે વીનવવું જોઇએ.

૪. સ્વયંસેવિકાઓએ વાવટાઓ અથવા પાટિયાં પોતાની સાથે રાખવાં જોઇએ, અને તેના ઉપર મોટા અક્ષરથી આવશ્યકતા પ્રમાણે વિદેશી કાપડ કે માદક પદાર્થોથી થતા નુકસાનની ચેતવણી આપનાર ધ્યાનવાક્યો હોવાં જોઇએ.

૫. બનતાં સુધી સ્વયંસેવિકાઓનો પોશાક અમુક પ્રકારનો અને એકસરખો હોવો જોઇએ.

૬. વખતોવખત સ્વયંસેવિકાઓએ પ્રાસંગિક, બંધબેસતાં સુંદર ભજનો ગાવાં જોઇએ.

૭. સ્વયંસેવિકાઓએ પુરુષો તરફથી કોઇ જાતનાં બળાત્કાર કે બળજબરી ન થવા દેવાં જોઇએ; અથવા થવાનો સંભવ હોય તો તરત જ ત્યાં પહોંચી અટકાવવાં જોઇએ.

૮. ગમે તેમ થાય છતાં કોઇ પણ પ્રસંગે અશ્લીલ અથવા અયોગ્ય ભાષા, ગાળો અગર ધમકીનો પ્રયોગ ન હોવો જોઇએ.

૯ સ્વયંસેવિકાઓનો દલીલથી અથવા આજીજીથી સમજાવીને દુકાનદારનો હૃદયપલટો કરવાનો સતત પ્રયત્ન હોવો જોઇએ; બળજબરાઇથી કે ધમકીથી ધંધો છોડાવવાનો નહિ.

૧૦. જ્યાં ચોકી થતી હોય ત્યાં પુરુષોએ કોઇ પણ સંજોગમાં મોટી સંખ્યામાં એકઠા થવું જોઇએ નહિ; અથવા લોકોની અવરજવરમાં અડચણ નાંખવી જોઇએ નહિ; પણ આવી જગ્યાની આડોશપાડોશમાં સારી પેઠે દારૂ અને વિદેશી કાપડની વિરુદ્ધ તેઓ અનેક રીતે આંદોલન કરી શકે છે, અને દારૂ અને વિદેશી કાપડના બહિષ્કારના સંદેશાના પ્રચાર માટે સ્ત્રીઓને સરઘસ કાઢવામાં મદદ આપી શકે છે.

૧૧. આ ચોકીની હિલચાલને મદદ આપવા માટે તેની પાછળ તકલી અને રેંટિયાપ્રચાર માટે તેમજ નવાં ચોપાનિયાં અને પ્રચારની નવી યોજનાઓ તૈયાર કરવા માટે એક વ્યાપક સંસ્થા હોવી જોઇએ.

૧૨. બધી આવક અને ખર્ચની પાઇએ પાઇનો ચોખ્ખો અને વ્યવસ્થિત રીતે હિસાબ રાખવામાં આવવો જોઇએ. અને વખતોવખત તેની તપાસ કરાવવી જોઇએ. આ કામ સ્ત્રીઓની દેખરેખ નીચે પુરુષોને કરવાનું રહેશે.

આ બધી યોજના પાછળ એ માન્યતા રહેલી છે કે પુરુષોમાં સ્ત્રીજાતિ માટે સાચું માન અને તેમના ઉદ્ધારને માટે ખરેખરી ધગશ છે. તે નહિ હોય તો કોઇ પણ જાતની સફળતા અસંભવિત છે.

(યં૦ ઇં૦ માંથી)

## "સ્વરાજ્ય તો મેળવવું જ છે"

[ સરકારની છ માસની મહેમાનગીરી મળતાં પહેલાં શ્રીમતી સત્યવતીદેવીએ અદાલતને રજૂ કરેલું નિવેદન ]

હું સ્વામી શ્રદ્ધાનંદની પૌત્રી અને એડવોકેટ શ્રી. ધનીરામની દીકરી છું. બે બાળકોની હું માતા છું. સાધારણ રીતે ઘરજ મારું યોગ્ય સ્થાન હતું. પણ આજે તો મારી માતૃભૂમિમાં જીવનમરણની લડાઇ ચાલી રહી છે. જે હજારો સ્ત્રીઓ ઘરનો ખૂણો છોડી મહાત્મા ગાંધીજીના વડપણ હેઠળ સ્વતંત્રતાના અહિંસાત્મક યુદ્ધમાં ભાગ લેવા નીકળી પડી છે તેમાંની હું એક છું અને બીજી અસંખ્ય બહેનો સો હજુ બહાર પડનાર છે. કહેવાતાં રાજદ્રોહી ભાષણો માટે મારી પાસે જામીનગીરી માગવામાં આવી છે હિન્દુસ્તાનની પરંપરાથી નમ્ર અને એક ખૂણે પડી રહેતી મનાયેલી સ્ત્રીઓ જમાનાની ટેવ અને રૂઢિઓને લાત મારી હિંદુસ્તાનનાં કરોડો ગરીબોના જન્મસિદ્ધ હક માટે લડનાર યોદ્ધાઓની હારોહાર ઊભી રહી લડે એથી વધુ સચોટ તહોમતનામું આ પરદેશી અમલ સામે બીજું કયું હોઇ શકે?

ભલે આજે મારા પર કેસ ચલાવી મને જેલમાં પૂરવામાં આવે પણ જગતના લોકમતની અદાલત સમક્ષ તો આ પરદેશી તંત્રનો ફેંસલો થઇ ચૂક્યો છે પરદેશીનાં આધિપત્ય અથવા જુલમનો બોજો અસહ્ય થાય છે. ખરેખરો કટોકટીનો મામલો ખડો થાય છે ત્યારેજ સ્ત્રીઓ મેદાને પડે છે. અમારી પૂર્વજ મહાન વીરાંગના ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પછી આજે જ અમે અમારાં ઘરબાર અને છેયાંછોકરાં છોડી પરદેશીની ગુલામીમાંથી માતૃભૂમિને મુક્ત કરવા બહાર નીકળ્યાં છીએ. કાળી કોટડી, બંદૂક અને નિર્દય મારની બીકથી અમે પોતા પ્રત્યેની અને ભવિષ્યની પ્રજા પ્રત્યેની ફરજ બજાવતાં અટકીશું નહિ. જે અસહાય સ્ત્રીઓ જેના લોહીમાં હિંસાનું નામ પણ નથી અને જે હિંસાથી મક્કમતાપૂર્વક દૂર રહે છે અને જેના શાંત સમારંભો ઉપર સરકારના શસ્ત્રસજ્જ વ્યક્તિઓ જંગલી અને નિર્દય હુમલા કરી રહ્યા છે તે સ્ત્રીઓને મુખેથી નિકળતી સાચી હકીકતોની જે સરકારને બીતિ છે તે સરકારના દિવસો ભરાઇ ચૂક્યા છે. હું અને મારી બીજી હજારો બહેનો દુઃખ સહવા તૈયાર છીએ, પણ અમારે હિંદુસ્તાનનું સ્વરાજ્ય તો મેળવવું જ છે.



# આપણા દેશમાં સ્ત્રીઓની જાગૃતિ



લેખિકાઃ સૌ. નીલમ દેશાઈ

ગામેગામ જ્યાં હમણા પ્રગતિનાં ડંકા વાગી રહ્યાં છે, ત્યાં સમાજનું અડધું અંગ પણ પોતાનો હિસ્સો આપી રહ્યું છે. પહેલાનાં સમયમાં હિંદની સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા હતી, અને સામાજીક કે રાજકિય એ બધીજ બાબતોમાં તેઓ છુટથી ભાગ લઇ શકતી, એ આપણે જાણીએ છીએ. અહલ્યાબાઇ હોલ્કર, અને ઝાંસીની રાણીની જીવનકથાઓથી આપણે અજાણ નથી. પુરૂષોને પણ હંફાવે એવી કાર્યદક્ષતા તેમણે બતાવી હતી અને દ્રઢતાપુર્વક તેઓએ રાજ્યકારભાર ચલાવ્યો હતો, અને વખત આવે દેશના રક્ષણ સારૂ પણ તેઓ બહાર પડયાં હતાં. શુરી રજપુતાણીઓના પરાક્રમો તથા આત્મભોગથી પણ આપણે જાણીતા છીએ. તેઓ દેશની ' શક્તિ ' હતાં. સમાજનાં બંને અંગો જ્યારે સમતોલ પ્રમાણમાં રહેલાં હોય છે ત્યારે તે સમાજની ચઢતી થાય છે, અને બીજાની સામે તે ટક્કર ઝીલી શકે છે, એ તે વખતની આપણા દેશની સ્વતંત્રતા અને જાહોજલાલીથી પુરવાર થાય છે.

વખત જતાં આ બધું બદલાઇ ગયું. સ્ત્રીઓનું અસ્તિત્વ ધીમે ધીમે નાશ થવા માંડયું. તેઓ જુદી વ્યકિત તરીકે ગણાવાને બદલે માત્ર ' અબળા ' તરીકેજ ઓળખાવા માંડી. ઘણા સંજોગો ભેગા થવાથી આમ થયું. સામાજીક બંધનોએ હિંદુસ્તાનની સ્ત્રીઓને સખ્ત ઝકડી. એક વ્યક્તિ તરીકે તેની કિંમત હલકી પડી. કાયદામાં પણ સ્ત્રીઓને પુરૂષોથી ઉતરતું સ્થાન મળ્યું. સયુંકત કુટુંબમાં પત્ની યા પુત્રી તરીકેના તેના હકકો પર પાણી મુકાયું. આથી સ્વાભાવિકજ થાય છે એમ થયું. પુત્ર કરતાં પુત્રી કંઇક ઉતરતી પંક્તિની છે એમ માબાપોના મનમાં ઠસ્યું. તેને પરિણામે પુત્રીઓ તરફ તેઓ બેદરકાર બન્યાં. તેમના શિક્ષણ યા માનસિક વિકાસ અર્થે કંઇ પણ કરવું જોઇએ એ તેઓને ફર્જ રૂપ ન લાગ્યું. પુત્રી એ તો ' પારકું ધન, ' તેના પર આપણો પૈસો શા અર્થે ખરચવો જોઇએ એ વિચાર બધાના મનમાં જડ ઘાલી બેઠો. પુરૂષોને પણ પોતાની પત્ની કંઇક ઉતરતી છે એવું લાગવા માંડયું. એક જુદી વ્યકિત તરીકે તેને ગણવી જોઇએ એતો એમને ખ્યાલજ નહી હતો ! સ્ત્રી, એટલે 'ઘર તથા છોકરાં સાચવનાર ' આ તે વખતની એમની ભાવના હતી આ ભાવનાએ ધીમે ધીમે પુરુષ તથા સ્ત્રી વચ્ચેનો ભેદ વધાર્યો. સમાજનાં બે અંગો વચ્ચે આમ અભેદ પડદો આવી જતાં તેનો વિકાસ શિથિલ થયો.

આગળ વધવાને બદલે આપણે ધીમે ધીમે પહેલાનું પણ ભૂલવા માંડયું.

આ પ્રમાણે કયાં સુધી ચાલ્યા કરત પરંતુ સ્ત્રીઓને પોતાનેજ આવી પરાધીન સ્થિતિ સાલી. પોતે પણ એક સ્વતંત્ર વ્યક્તિ છે એ સિદ્ધ કરી આપવાનો તેમણે નિશ્ચય કર્યો. શા માટે તેઓ પણ પુરૂષોની માફક શિક્ષણ આદિ લઈ જાહેરમાં ન આવી શકે એમ તેમને થયું. કેટલીક ઉત્સાહી બ્હેનોએ પોતે તાલીમ લઇ પોતાની બીજી અભણ બ્હેનોને પ્રકાશ આપવાનો ઠરાવ કર્યો. જ્યાં જ્યાં બની શકે ત્યાં સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ સ્થાપવામાં આવી. આ સંસ્થાઓમાં સ્ત્રીઓ માટે ખાસ જુદા જુદા વર્ગો કાઢવામાં આવ્યા. ત્યાં જેને જે ગમે તે વિષયપર તાલીમ આપવામાં આવતી. બંગાળમાં સ્વ. સરોજનલિની દત્તે આ કામ પ્રથમ ઉપાડી લીધું. ઠેર ઠેર ફરી તેમણે સ્ત્રીઓને કેળવવા ઉપદેશ આપ્યો તથા ગામેગામ મહિલા સમિતિઓ સ્થાપી બંગાળમાં તેમનું નામ સ્ત્રીશિક્ષણપ્રચાર અર્થે અમર થઈ ગયું છે.

મુંબાઇ, મદ્રાસ આદિ બીજા ઇલાકાઓમાં પણ હવે ઘણી સ્ત્રીઉપયોગી સંસ્થાઓ ચાલે છે. તેની ઉત્પાદક પણ સ્ત્રીઓજ છે. ત્યાં સ્ત્રીઓને જરૂરી શિક્ષણ અપાય છે, તથા સંગીત, ભરતગુંથણ, વિગેરે સઘળી જાતની કળાઓ શીખવાનો ઠીક પ્રબંધ છે. સ્ત્રીઓ પણ સારી સંખ્યામાં એનો લાભ લે છે. બીજી રીતે પણ આપણી બ્હેનો જાહેરમાં આવી છે. હમણાં થોડા વખત પર જ સ્ત્રીઓની પરિષદ્ ભરાઇ હતી, જેના પ્રથમ પગલાં થોડાં વર્ષ પર જ મંડાયાં હતાં. તેમાં ઘણાં સ્ત્રીઉપયોગી પ્રશ્નો ચર્ચાયા હતા. બાળલગ્ન સામે પ્રતિબંધ કરવા ખુબ ચળવળ તેઓએ ચલાવી હતી, અને આખરે તેને પરિણામે ' શારદા બીલ ' કાયદા તરીકે પસાર થયું હતું. દરેક હીલચાલમાં સ્ત્રીઓ આગળ પડતો હિસ્સો આપે છે, તથા પુરૂષોનાં જેટલી જ ઉપયોગી થઇ પડી છે. આરોગ્ય, બાળઉછેર, બાળશિક્ષણ, આદિ ઘણા વિષયોમાં સ્ત્રીઓ રસપૂર્વક ભાગ લે છે. હમણાની રાજકીય લડતમાં પણ તેઓ પાછળ નથી. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં તેઓ બનતું કરે છે, અને પુરૂષોને જોઇતી મદદ આપે છે. હાલની પરિસ્થિતિ જોતાં એમ લાગે છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાની પશ્ચિમની બ્હેનો કરતાં બીલકુલ પાછળ રહી ગઇ નથી. આ રીતે જો તેમની પ્રગતિ ચાલુ રહે તો તેઓ કેટલાંએ આગળ વધશે એ કેમ કલ્પી શકાય !



### શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ

મજકુર મંડળ તરફથી " ગૃહસ્થાશ્રમમાં દેશસેવા "ના વિષય ઉપર નિબંધ માંગવામાં આવ્યાં હતાં. કુલે નવ નિબંધ મળ્યા હતાં. મંડળની મેનેજીંગ કમિટીએ નિબંધ તપાસી પરિણામ જણાવવા માટે ગં. રતનબાઇ લક્ષ્મીદાસ મહેતા અને સૌ. કાંતાબ્હેન પીરાજલાલ ખાંડવાળાને પરીક્ષક નિમ્યા હતા, તેમણે નીચે પ્રમાણે પરિણામ જણાવ્યું છે:

૧લું ઇનામ રૂ. ૪૦) સૌ. મૃદુલા જ્યેન્દ્ર દવે.

૨જુ ઇનામ રૂ. ૨૦) સૌ. કાંતાબ્હેન બાપુરાવ દેસાઇ.

૩જુ ઇનામ રૂ. ૧૦) સૌ. મણીમનગૌરી મનુભાઇ પંડ્યા.

ઉપલા ઇનામો સ્વ. જયાવંતી ઠુરેરાય છગનલાલ સ્મારક ફંડમાંથી આપવામાં આવ્યાં છે



# આપણા દેશમાં સ્ત્રીઓની જાગૃતિ

લેખિકા: સૌ. નીલમ દેસાઈ

ગામેગામ જ્યાં હમણા પ્રગતિનાં ડંકા વાગી રહ્યાં છે, ત્યાં સમાજનું અડધું અંગ પણ પોતાનો હિસ્સો આપી રહ્યું છે. પહેલાનાં સમયમાં હિંદની સ્ત્રીઓને સંપૂર્ણ સ્વતંત્રતા હતી, અને સામાજીક કે રાજકિય એ બધીજ બાબતોમાં તેઓ છુટથી ભાગ લઇ શકતી, એ આપણે જાણીએ છીએ. અહલ્યાબાઇ હોલકર, અને ઝાંસીની રાણીની જીવનકથાઓથી આપણે અજાણ નથી. પુરૂષોને પણ હંફાવે એવી કાર્યદક્ષતા તેમણે બતાવી હતી અને દ્રઢતાપુર્વક તેઓએ રાજ્યકારભાર ચલાવ્યો હતો, અને વખત આવે દેશના રક્ષણ સારૂ પણ તેઓ બહાર પડયાં હતાં. શુરી રજપુતાણીઓના પરાક્રમો તથા આત્મભોગથી પણ આપણે જાણીતા છીએ. તેઓ દેશની ' શક્તિ ' હતાં. સમાજનાં બંને અંગો જ્યારે સમતોલ પ્રમાણમાં રહેલાં હોય છે ત્યારે તે સમાજની ચઢતી થાય છે, અને બીજાની સામે તે ટક્કર ઝીલી શકે છે, એ તે વખતની આપણા દેશની સ્વતંત્રતા અને જાહોજલાલીથી પુરવાર થાય છે.

વખત જતાં આ બધું બદલાઇ ગયું. સ્ત્રીઓનું અસ્તિત્વ ધીમે ધીમે નાશ થવા માંડયું. તેઓ જુદી વ્યકિત તરીકે ગણવાને બદલે માત્ર ' અબળા ' તરીકેજ ઓળખાવા માંડી. ઘણા સંજોગો ભેગા થવાથી આમ થયું. સામાજીક બંધનોએ હિંદુસ્તાનની સ્ત્રીઓને સુપ્ત ઝકડી. એક વ્યક્તિ તરીકે તેની કિંમત હલકી પડી. કાયદામાં પણ સ્ત્રીઓને પુરૂષોથી ઉતરતું સ્થાન મળ્યું. સયુંકત કુટુંબમાં પત્ની યા પુત્રી તરીકેના તેના હકકો પર પાણી મુકાયું. આથી સ્વાભાવિકજ થાય છે એમ થયું. પુત્ર કરતાં પુત્રી કંઇક ઉતરતી પંક્તિની છે એમ માબાપોના મનમાં ઠસ્યું. તેને પરિણામે પુત્રીઓ તરફ તેઓ બેદરકાર બન્યાં. તેમના શિક્ષણ યા માનસિક વિકાસ અર્થે કંઇ પણ કરવું જોઇએ એ તેઓને ફર્જ રૂપ ન લાગ્યું. પુત્રી એ તો ' પારકું ધન, ' તેના પર-આપણો પૈસો શા અર્થે ખરચવો જોઇએ એ વિચાર બધાના મનમાં જડ ઘાલી બેઠો. પુરૂષોને પણ પોતાની પત્ની કંઇક ઉતરતી છે એવું લાગવા માડયું. એક જુદી વ્યકિત તરીકે તેને ગણવી જોઇએ એતો એમને ખ્યાલજ નહી હતો! સ્ત્રી, એટલે 'ઘર તથા છોકરાં સાચવનાર ' આ તે વખતની એમની ભાવના હતી આ ભાવનાએ ધીમે ધીમે પુરૂષ તથા સ્ત્રી વચ્ચેનો ભેદ વધાર્યો. સમાજનાં બે અંગો વચ્ચે આમ અભેદ પડદો આવી જતાં તેનો વિકાસ શિથિલ થયો.

આગળ વધવાને બદલે આપણે ધીમે ધીમે પહેલાનું પણ ભૂલવા માડયું.

આ પ્રમાણે ક્યાં સુધી ચાલ્યા કરત પરંતુ સ્ત્રીઓને પોતાનેજ આવી પરાધીન સ્થિતિ સાલી. પોતે પણ એક સ્વતંત્ર વ્યક્તિ છે એ સિદ્ધ કરી આપવાનો તેમણે નિશ્ચય કર્યો. શા માટે તેઓ પણ પુરૂષોની માફક શિક્ષણ આદિ લઈ જાહેરમાં ન આવી શકે એમ તેમને થયું. કેટલીક ઉત્સાહી બહેનોએ પોતે તાલીમ લઇ પોતાની બીજી અભણ બહેનોને પ્રકાશ આપવાનો ઠરાવ કર્યો. જ્યાં જ્યાં બની શકે ત્યાં સ્ત્રી ઉપયોગી સંસ્થાઓ સ્થાપવામાં આવી. આ સંસ્થાઓમાં સ્ત્રીઓ માટે ખાસ જુદા જુદા વર્ગો કાઢવામાં આવ્યા. ત્યાં જેને જે ગમે તે વિષયપર તાલીમ આપવામાં આવતી. બંગાળમાં સ્વ. સરોજનલિની દત્તે આ કામ પ્રથમ ઉપાડી લીધું. ઠેર ઠેર ફરી તેમણે સ્ત્રીઓને કેળવવા ઉપદેશ આપ્યો તથા ગામેગામ મહિલા સમિતિઓ સ્થાપી બંગાળમાં તેમનું નામ સ્ત્રીશિક્ષણપ્રચાર અર્થે અમર થઈ ગયું છે.

મુંબાઇ, મદ્રાસ આદિ બીજા ઇલાકાઓમાં પણ હવે ઘણી સ્ત્રીઉપયોગી સંસ્થાઓ ચાલે છે. તેની ઉત્પાદક પણ સ્ત્રીઓજ છે. ત્યાં સ્ત્રીઓને જરૂરી શિક્ષણ અપાય છે, તથા સંગીત, ભરતગુંથણ, વિગેરે સઘળી જાતની કળાઓ શીખવાનો ઠીક પ્રબંધ છે. સ્ત્રીઓ પણ સારી સંખ્યામાં એનો લાભ લે છે. બીજી રીતે પણ આપણી બ્હેનો જાહેરમાં આવી છે. હમણાં થોડા વખત પર જ સ્ત્રીઓની પરિષદ્ ભરાઇ હતી, જેના પ્રથમ પગલાં થોડાં વર્ષ પર જ મંડાયાં હતાં. તેમાં ઘણાં સ્ત્રીઉપયોગી પ્રશ્નો ચર્ચાયા હતા. બાળલગ્ન સામે પ્રતિબંધ કરવા ખુબ ચળવળ તેઓએ ચલાવી હતી, અને આખરે તેને પરિણામે 'શારદા બીલ' કાયદા તરીકે પસાર થયું હતું. દરેક હીલચાલમાં સ્ત્રીઓ આગળ પડતો હિસ્સો આપે છે, તથા પુરૂષોનાં જેટલી જ ઉપયોગી થઇ પડી છે. આરોગ્ય, બાળઉછેર, બાળશિક્ષણ, આદિ ઘણા વિષયોમાં સ્ત્રીઓ રસપૂર્વક ભાગ લે છે. હમણાની રાજકીય લડતમાં પણ તેઓ પાછળ નથી. જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં તેઓ બનતું કરે છે, અને પુરૂષોને જોઇતી મદદ આપે છે. હાલની પરિસ્થિતિ જોતાં એમ લાગે છે કે હિંદુસ્તાનની સ્ત્રીઓ પોતાની પશ્ચિમની બ્હેનો કરતાં બીલકુલ પાછળ રહી ગઇ નથી. આ રીતે જો તેમની પ્રગતિ ચાલુ રહે તો તેઓ કેટલાંએ આગળ વધશે એ કેમ કલ્પી શકાય!



**શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ**

મજકુર મંડળ તરફથી "ગૃહસ્થાશ્રમમાં દેશસેવા"ના વિષય ઉપર નિબંધ માંગવામાં આવ્યાં હતાં. કુલે નવ નિબંધ મળ્યા હતાં. મંડળની મેનેજીંગ કમિટીએ નિબંધ તપાસી પરિણામ જણાવવા માટે ગં. રતનબાઇ લક્ષ્મીદાસ મહેતા અને સૌ. કાંતાબ્હેન મહિજભાઇ ખાંડવાળાને પરીક્ષક નિમ્યા હતા, તેમણે નીચે પ્રમાણે પરિણામ જણાવ્યું છેઃ

૧લું ઇનામ રૂ. ૪૦) સૌ. મૃદુલા નવેન્દ્ર દવે.

૨જું ઇનામ રૂ. ૨૦) સૌ. કાંતાબ્હેન બાબુરાવ દેસાઇ.

૩જું ઇનામ રૂ. ૧૦) સૌ. મહીમનગૌરી મનુભાઇ પંડયા.

ઉપલા ઇનામો સ્વ. જયાવંતી દલેરામ છગનલાલ સ્મારક ફંડમાંથી આપવામાં આવ્યાં છે

# સ્વદેશી

લેખિકા: સૌ. રમાગૌરી ધીરજરામ ભટ્ટ.

બ્હેનોને મારે સ્વદેશી ઉપર શું સમજાવવું ? બ્હેનો તો સ્વદેશી જ હોય છે. બ્હેનો કંઇ હોટેલમાં ખાવાનું પસંદ કરતી નથી. ઉલ્ટાં તેઓને તે તરફ બહુજ કંટાળો છે. બ્હેનો તો પોતાનો અને આખા કુટુંબનો ખોરાક ઘરમાંજ પકાવવાનો રાખે છે. આનું નામ સ્વદેશી. તમે તમારા કપડા તમારી મેળેજ તૈયાર કરી લો તેનું નામ સ્વદેશી. હોટેલની પુરી તથા બટાટાનું શાક કેવું રોગી હોય છે ! તે જ પ્રમાણે પરદેશમાં બનેલું કાપડ રોગી હોય છે. તેને અંગે અડકાડતાં આપણે અપવિત્ર બનીએ છીએ. પરદેશી કાપડની અંદર ગાયની ચરબી વિગેરે કાંજી માટે વપરાય છે એવું અંગ્રેજ લેખકો કહે છે. બ્હેનો ગાયને આપણે પવિત્ર માનીએ છીએ. ગાય માતા માટે આપણે આપણો જીવ આપવા તૈયાર થઇએ છીએ ! તો પછી આપણે થોડાક ભપકાને વશ થઇને અથવા જરાક સોંઘુ મળે તેથી આપણો ધર્મ પણ છોડવા તૈયાર થઇ જઇએ છીએ ! તેનું કારણ એટલું જ કે આપણને ઉપલી વાત સમજાતી નથી. અને હવે તમને તે બાબતની ખબર પડી છે તો આજથી જ પ્રતિજ્ઞા લો કે " હું સ્વદેશી જ કાપડ વાપરીશ." પુરુષો કહે છે કે સ્ત્રીઓને પરદેશી કાપડનો મોહ છે. આજે આપણે બતાવી આપીએ કે અમને મોહ નથી. અમને લોભ નથી. અમને તો અમારા દેશની દાઝ છે અને " પ્રાણ જાય અરૂ વચન ન જાય " એ પ્રમાણે અમે આજે લીધેલી પ્રતિજ્ઞા પ્રાણ જાય તો પણ છોડશું નહિ. અને મરતી વખતે પણ કહી જશું કે મારા મરણ પછી મારા શબને વિદેશી વસ્ત્રથી અભડાવશો નહિ. બ્હેનો આપણે કઠણમાં કઠણ વ્રત પાળી શકીએ છીએ. આપણે અપવાસો કરી જાણીએ છીએ. આપણામાં સંયમ છે. તો, આપણે ફક્ત સ્વદેશી પ્હેરવાનું વ્રત જીંદગીભર સુધી તો જરૂર પાળશું.

દેશમાં ગરીબાઇ પુષ્કળ વધી છે. એટલી બધી કે માતાઓ પોતાના બાળકને શેર બશેર અનાજ માટે વેચી રહી છે. અને લાખો માણસોને એક ટંકનું પૂરતું અનાજ મળતું નથી. આ ગરીબાઇનું કારણ શું ? અહિંના ધંધા નાશ પામ્યા. વણકરોના અંગુઠા કાપ્યા. અને પરદેશી કાપડ આપણા ઉપર જાલીમ સરકારે પરાણે બેસાડી દીધું. જે સરકાર પરદેશી " મીઠું " આપણા ઉપર " મશીનગન " ના બળે ઠસાડી બેસે છે, તેને પોતાનું કાપડ પરાણે ઘુસાડતાં જરાએ આંચકો આવે એમ નથી. પણ તે સરકારને ખબર નહી હોય કે હિંદુસ્તાનની સ્ત્રીઓ સ્હામે લડવાનું છે ! શૂરી ક્ષત્રાણીઓ અને આર્ય મહિલાઓ પોતાની ટેક પ્રાણ જતાં પણ રાખે છે. શેઠ જમનાલાલજી પરદેશી કાપડ માટે લડત ચલાવતાં જ જેલમાં ગયા. ભાઇ જેરામદાસને તેટલા જ માટે જાંગમાં ગોળી મારી ઘાયલ કર્યા છે. આવા વીર નરો પરદેશી કાપડની ઝુંબેશ માટે સર્વસ્વ હોમે છે, ત્યારે શું આપણે બ્હેનો પરદેશી અપવિત્ર કપડામાં ફરેશું કરી મહાલશું ! કદી નહિ, બ્હેનો કદી નહિ. અને એક અવાજે બોલો બ્હેનો " કદી નહિ ".




**ઉદ્દેશ—**

૧. આજન્મ દેશસેવા કરવા ઇચ્છતી સેવિકાઓનો સંઘ રચવો.

૨. આ સંઘ દ્વારા દેશની વિવિધ સેવા કરવી.

- ક. સ્ત્રી વર્ગની સેવા.
- ખ. સામાજીક સુધારણાનાં કાર્યો.
- ગ. સ્ત્રીહક્કો માટે ચળવળ, સમાજ સામે અને સરકાર સામે.
- ઘ. આરોગ્યવર્ધક હીલચાલો.
- ચ. સ્ત્રીકેળવણીના સુધારા વધારા.
- છ. બાળસંભાળ અને શિક્ષણ, તેમજ સ્ત્રીઓની સર્વદેશીય ઉન્નતિના પ્રયાસો.

૩. સંઘમાં જોડાયલી બ્હેનોની તાલીમ તેમજ નિર્વાહનો પ્રબંધ.

**સંઘમાં જોડાનાર બ્હેનોની લાયકાત.**

વય...૨૦ વર્ષથી ૪૫ વર્ષ સુધીની.

શરીર...નિરોગી-સેવાની ધગશ.

જ્ઞાન...માતૃભાષાનું સારું જ્ઞાન...સામાન્ય જ્ઞાન.. તેમજ હીંદી અને અંગ્રેજી જરૂર પૂરતું.

શારીરિક શ્રમનું કામ કરવાની શરમ ના જોઇએ.

પોતાનું કામ પોતેજ કરી લ્યે. કુટુંબ તરફથી મોકળી જોઇએ. નિર્મળ પવિત્ર જીવન ગાળે. અસ્પૃશ્યતામાં નહિં માનનાર. સામાજીક બાબતોમાં ખુલ્લું મન અને ઉદાર મત.

**પ્રતિજ્ઞા.**

૧. હું પ્રભુનાં સર્વ સંતાનોને સમાન ગણીશ.

૨. મારા ચિંતનમાં મારો દેશ પ્રથમ પદ ભોગવશે.

૩. મારી સર્વ શક્તિ હું દેશભાંડુઓની સેવામાં વાપરીશ.

૪. ન્યાતજાતના તફાવત વગર ભગિનીભાવથી હું સર્વના ઉત્કર્ષ માટે સતત પ્રયત્ન કરીશ.

૫. સમાજ મારે માટે જે વ્યવસ્થા કરશે તે ઉપરાંત કમાણી માટે ખાનગી હું કાંઇજ વ્યવસાય નહિં કરૂં.

૬. હું આજીવન નિર્મળ પવિત્ર જીવન ગાળીશ અને કોઇની સાથે ખાનગી કલહમાં નહિં ઉતરૂં.

૭. આ સમાજના ઉદ્દેશનું ઉલંઘન થાય એવું વર્તન કે એવો વિચાર હું કદિ નહિં કરૂં.

સમાજમાં જોડાવા ઇચ્છનાર માટે પ્રથમનું એક વર્ષ ઉમેદવારીનું ગણાય. વ્યવસ્થાપક મંડળને જરૂર જણાય તો ઉમેદવારીનો સમય લંબાવાય પણ ખરો.

**તાલીમની તજવીજઃ**

દરાવેલા અભ્યાસક્રમનું પદ્ધતિસર શિક્ષણ તેમજ સેવાનું વ્યવહાર-જ્ઞાન. પર્યટન, નીરિક્ષણ અને પરીક્ષણથી-હૃદય તેમજ બુદ્ધિનો-વિકાસ સેવા માટે આવશ્યક છેઃ જે-સેવિકાઓ માટે યોજવામાં આવશે.

ભાષાજ્ઞાન-વિસ્તાર.
વિશેષ ભાષાજ્ઞાન.
ઇતિહાસ-સામાજીક: ધાર્મિક: રાજદ્વારી વિ. વિ.
સમાજશાસ્ત્ર.
જીવનચરિત્રો.
સંસ્થાઓનો ઇતિહાસ.
આરોગ્યશાસ્ત્ર અને વૈદક.
રાજ્યબંધારણ.
દેશ પરદેશની રાજનીતિ.

( પુસ્તકોની યાદી અને અભ્યાસનો ક્રમ યોજવો. )

## ભારત-ભગિની

ભારતમાતાની સેવામાં પોતાનું જીવન ગાળવા ઝંખતી-સતત નિષ્કામ સેવાની પ્રતિજ્ઞાનું પાલન કરવા તત્પર સેવિકાને જીવનની જરૂરિયાત પૂરી પાડવાનો પ્રબંધ કરવામાં આવશે.

ભગિની સેવામંદિર, વિલાપાર્લા (પશ્ચિમ) B. B. & C. I. Ry. } વ્યવસ્થાપક,

## ભગિની સેવામંદિર : વિલાપારલા
## બ્હેનો માટે તાલીમ વર્ગો

રાષ્ટ્રસેવાની ભાવનાના પૂર ઉછળી રહ્યાં છે. તાલીમથી કસાયલી ભાવના ફળદાયી નીવડે છે. સ્વરાજ્ય યજ્ઞમાં પવિત્ર બલિદાન અપાઇ રહ્યાં છે. સ્ત્રીઓનો ઉત્સાહ અપૂર્વ છે. તાલીમથી સ્ત્રી, લોકોનું હૃદય પરિવર્તન કરી, ભારતનું ભાવિ ઘડશે સ્વરાજ્યસાધનામાં બ્હેનો પણ યોગ્ય ફાળો આપી શકે તે સારૂ વિલાપારલા ( પશ્ચિમ ) ચર્ચરોડ ઉપર **ભગિની સેવામંદિરમાં તાલીમ વર્ગો** શરૂ કરવામાં આવશે.

સંખ્યા હાલ ૨૦ ની દાખલ કરવામાં આવશે. **કાર્યક્રમ એક માસનો રહેશે. સમય બપોરનાં બે થી સાડાચારનો રહેશે** દાખલ થવા ઇચ્છનાર બ્હેને પત્રક ભરી મોકલાવવું.

### અભ્યાસક્રમ

**દેશદર્શન-દેશની, પરિસ્થિતિ-રાજકીય, સામાજીક, આર્થિક વિ૦ વ્યાખ્યાન માળા**
સ્વદેશી ધર્મ અને ખાદીશાસ્ત્ર "
આરોગ્યજ્ઞાન "
સામાજીક દોષો, વહેમો, બદીઓ ( મદ્યપાન-અસ્પર્શ્યતા-કુરિવાજો ) "
નીતિધર્મ અને રાજતંત્ર "
ગૃહવ્યવસ્થા અને બાળઉછેર "
અક્ષરજ્ઞાન પ્રચારનાં સાધન અને પ્રકાર "
નિરક્ષર બ્હેનોને અક્ષરજ્ઞાન
હિન્દી ભાષાનો સામાન્ય પરિચય

### ઉદ્યોગ-વર્ગ

**કાંતણ પીંજણ-તકલી**

( ૧ ) તકલીની બનાવટ અને ઉપયોગ ( ૨ ) રેંટીયાનો ઉપયોગ અને દુરસ્તી. ( ૩ ) સુતરની પરીક્ષા ( ૪ ) કપાસનો પરિચય. ( ૫ ) કપાસ લોઢવાની ક્રિયા. ( ૬ ) પીંજણનો ઉપયોગ; તેને તૈયાર કેમ કરવી: તેનો ઉપયોગ કેમ કરવો ( ૭ ) પુણી બનાવવાની કળા: પુણી પરીક્ષા.

આ વર્ગોમાં દાખલ થવા માટે અરજીના ફોર્મ " વ્યવસ્થાપિકા બ્હેન, શ્રી ભગિની સેવા મંદિર. વીલાપારલા " એ સરનામે લખવાથી મળશે.



# સ્ત્રીજગત્

## હિન્દ

### યુનિવર્સિટીની પરીક્ષાઓ:

એમ. એ. : શ્રી. સુલોચના કલ્યાણદાસ દેસાઇ, શ્રી. સરોજિની મહેતા, શ્રી. ચંદ્રકળા હાટે, ( બીજા વર્ગમાં ); અને શ્રી. ગુલાબ હ. ઇન્જીનીયર, શ્રી. માલતી શોકદાર, શ્રી. વિજ્યા વિનાયક ઘાટે, અને શ્રી. મથુરા ગોખલે ( પાસ વર્ગ ).

શ્રી. સરોજિની મહેતાને મીસ સોકારીબાઇ માનકર સ્કોલરશીપ મળી છે.

બીજી એલએલ. બી. : શ્રી. કાવેરી એલ. ચોધરી અને સ્નેની સાબવાળા ( બીજા વર્ગમાં ) અને શાલિની બી. વાગલે ( પાસ વર્ગમાં ).

પહેલી એલએલ, બી. : સ્નેની ડી. મોબદજી ( બીજો વર્ગ ).

બી. એ. માં ૪૮ બ્હેનો પસાર થયાં છે તેમાં ૨ પહેલા વર્ગમાં, ૨૫ બીજા વર્ગમાં અને બાકીનાં પાસ વર્ગમાં છે. એંજીલીની કોલેકો ( બીજો વર્ગ ) ને એલીસ સ્કોલરશીપ મળી છે.

ઇન્ટર આર્ટ્સમાં ૬૬ બ્હેનો પસાર થયાં છે. તેમાં ૪ બહેનો બીજા વર્ગમાં છે. શ્રી. બાસ્ની અંબાલાલ સારાભાઇ ( બીજો વર્ગ ) ને જમાબાઇ ભટ સ્કોલરશીપ અને બાઇ બાઇજી પાલનજી વાલકાકા સ્કોલરશીપો મળી છે. શ્રી. સ્નેની મહેરવાનજી સુનાવાળા ( બીજો વર્ગ ) ને ફ્રામજી સોરબજી ભાવનગરી સ્કોલરશીપ મળી છે.

સ્કુલ લીવીંગ અને મેટ્રીકમાં ૨૨૫ બ્હેનો પસાર થયાં છે તેમાં ૨૨ ગુજરાતી બહેનો છે: શ્રી. ઇન્દુમતી શંકર નવમપલ્લી ( વડોદરા ) ને નારાયણ મહાદેવ પરમાનંદ પ્રાઇઝ, ચેટફીલ્ડ પ્રાઇઝ, અને મીસ યમુનાબાઇ દલવી સ્કોલરશીપ મળ્યાં છે. શ્રી. પ્રભા ગુલાબસિંહ મરચંદને વલ્લભદાસ વાલજી સ્કોલરશીપ, શ્રી. કૃષ્ણાતાઇ હઝુરા બઝારને સરદાર ભીમરાવ રામરાવ સંસ્કૃત સ્કોલરશીપ, અને ફ્લોરી ફરનાન્ડીઝને ડૉ. દાદાભાઇ નવરોજી સ્કોલરશીપ મળ્યાં છે.

એલ. સી. પી. એસ. : મીસ રોલા બેનજામીન, મીસ મેરી ડીમોઝા, મીસીસ ચંપુબાઇ રામકૃષ્ણ કાવાઇકર; મીસ સરાહ કોલાટે, મીસ કાશીબાઇ પંડિત, રતનબાઇ પરળકર, પ્રન્તીબાઇ રસાઠે, ઇન્દ્રાબાઇ તરમડકર, અને મીસીસ પ્રભાવતી દુલપુલે

મીસ ઇડા ડીકીન્સન : મુંબાઇની વીજીલન્સ એસોસીએશનનાં મુખ્ય કાર્યકર્તા હતાં. માર્ચ માસમાં વેશ્યાવૃત્તિ અટકાવનારા કાયદામાં સુધારો કરવાના ખરડા સંબંધમાં તેમની સેવા ઉપયોગી થઇ પડે એમ ધારી મુંબાઇની સરકારે તેમને ધારાસભામાં નિયુકત કર્યા. પરંતુ ભારતનાં આ ઐતિહાસિક મુક્તિસંગ્રામને દાબી દેવા માટે સરકારે જે દમનનીતિ અખત્યાર કરી ઓર્ડીનન્સો કાઢવા માંડયા છે તે સામે વિરોધ દર્શાવી તેમણે ધારાસભાનું સભ્યપદ છોડી દીધું છે. અને હાલમાં જ ના. સમ્રાટના જન્મોત્સવની માન ચાંદની લ્હાણીમાં તેમને કૈસરે હિન્દનો બીજા વર્ગનો ચંદ્રક આપવાનું જાહેર થયેલું તે સ્વીકારવા તેમણે ના પાડી છે. આ સાથે તેમણે વીજીલન્સ એસોસીએશનમાંથી પણ રાજીનામું આપ્યું છે. મીસ ડીકીન્સનની આ સત્યપ્રિયતા માટે અમારાં ખરાં અંતઃકરણનાં અભિનન્દન.

તેમનાં આ કાર્યની કદર તરીકે મ્યુનિસિપલ કોરપોરેશન તરફથી તેમને અભિનન્દન આપી

શહેરના છૂટાપણાંની નવાજેશ કરતો ઠરાવ શ્રી. લક્ષ્મીદાસ તેરસી કોરપોરેશનમાં મૂકનાર હતા.

**ગુજરાતી બહેનોનો સ્વદેશી સ્ટોર :** મુંબાઇમાં વનિતા વિશ્રામની સ્હામે હિન્દ સેવક સમાજનાં મકાનમાં મુંબાઇમાં ગ્રેજ્યુએટ ગુજરાતી બ્હેનોએ સ્વદેશી સ્ટોર કાઢ્યો છે એની વ્યવસ્થાપક સમિતિનાં પ્રમુખ: શ્રી. હંસાબ્હેન મ્હેતા; મંત્રીઓ: શ્રી. કાન્તાબ્હેન ખાંડવાળા અને શ્રી. નિર્મળાબ્હેન દેસાઈ; અને સભ્યો: શ્રી. લીલાબ્હેન બેંકર; શ્રી. જયશ્રીબ્હેન રાયજી, શ્રી. ઉર્મિલા બ્હેન મ્હેતા, અને શ્રી. વીરબાળાબ્હેન દિક્ષિત છે. એમાં સ્વદેશી સાડીઓ, ટુવાલ, નેપકીન, સાબુઓ, દંતમંજન તેમ જ બીજી જરૂરીઆતની વસ્તુઓ મળી શકે છે.

**ગુજરાતનાં પહેલાં વીમાની બ્હેન:** સુરતના દશા શ્રીમાળી જ્ઞાતિના આગેવાન ડૉકટર મગનલાલ મોતીરામ મહેતાનાં પુત્રી અને મુંબાઇના બેરીસ્ટર શ્રી. કાન્તિલાલ પારેખના પત્ની સૌ. ઉર્મિલાને વિમાનમાં ઉડવાની કળા શિખવા માટે 'અ વર્ગનું' પાયલોટનું લાઈસંસ મળ્યું છે. આવી રીતે વિમાની કળામાં ફતેહ મેળવનાર તેઓ પહેલાં જ ગુજરાતી બહેન છે. તેમને અમારાં અભિનન્દન



સૌ. સરોજિની મ્હેતા, બી. એ.

એમ. એ. ની પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થઇ એમણે માનકર સ્કોલરશીપ મેળવી છે.

**સુધારક લગ્નો :** ( ૧ ) દશા શ્રીમાળી વણિક શ્રી. ગુલાબભાઈ પ્રેમચંદ શાહે દશા સોરઠીયા જ્ઞાતિની યુવાન વિધવા દીવાળીબાઇ જોડે આર્ય સમાજ મંદિર મુંબાઇમાં પુનર્લગ્ન કર્યું: ( ૨ ) ભાવનગરના દશા ઝારોળા વણિક શ્રી. તુળસીદાસે કુમારી કમળાબાઇ સાથે પ્રાર્થના સમાજમાં સીવીલ મેરેજ કર્યું: ( ૩ ) દશા ઝારોળા વણિક શ્રી. જટાશંકર જયચંદ્ર આદીલશાહે દશા સોરઠીયા વણિક શ્રી. પીતાંબર વાલજીની પુત્રી હેમકુંવર સાથે લગ્ન કર્યું.

**બાળલગ્ન અટકાવ્યું :** કાલીકટમાં એક બ્રાહ્મણ યુવાન ૧૨ વર્ષની બાળા સાથે પરણનાર હતો. વરરાજાને તે માટે રૂ ૧૫૦૦) અપાઇ પણ ગયા હતા. આ જાણી કાલિકટના ડૉ. મંજરી સુંદરને રૂ ૧૦૦) ડીપોઝીટ મુકી જીલ્લા મેજીસ્ટ્રેટ સમક્ષ શારદા કાયદા પ્રમાણે ફરિયાદ નોંધાવી. મેજીસ્ટ્રેટ બન્ને પક્ષ પર નોટીસો કઢાવી અને પરિણામે લગ્ન અટકયું. અપાયલા પૈસા પાછા આપવામાં આવ્યા.

**આપઘાત !** વખતસર રસોઇ ન કરવા માટે પતિદેવે ઠપકો આપ્યાથી મુંબઇની, કેલીવાડીમાં પાર્વતીબાઇ નામની ૨૨ વર્ષની સ્ત્રીએ કુવામાં પડી આપઘાત કર્યો !

**ભરૂચમાં કુમારિકા સંમેલન :** તા. ૧૬ મી મે એ ભરૂચનાં 'કુમારિકા મંદિર' માં શ્રી. નટવરલાલ સુરતીનાં પ્રમુખપદે કુમારિકા સંમેલન યોજયું હતું. કુમારિકાનાં સંગીત, સ્તવન, સંવાદો થયા બાદ કુમારી સુમનબ્હેન અને કુમારી મુદ્રિકાએ આદર્શ કુમારિકા કોણ હોઇ શકે એ સંબંધી વિવેચનો કર્યાં હતાં. કુમારિકાઓને વાસણની લ્હાણી આપવામાં આવી હતી.

**યરવડાની સ્ત્રીઓની જેલના બીન સરકારી લેડી વિઝીટરો** તરીકે મીસીસ જાનકીબાઇ ભટ, મીસીસ એફ. પી. જહાંગીર, મીસીસ કુંવરબાઇ કે. એ. ધાસવાળા અને મીસીસ સી. મદદઅલીની ત્રણ વર્ષ માટે નીમણુંક થઇ છે

**ભંડભંડોનો ઉકળાટ :** ઇડર રાજ્ય તા

કે્થી બાળ લગ્ન અટકાવનારો ખરડો પ્રકટ કરવામાં આવ્યો છે તે સામે બ્રહ્મદ્રોએ કકળાટ કરવા માંડયો છે. ઇડરની ઔદિચ્ય પીસ્તાળીશ જ્ઞાતિનું બીજું સંમેલન ગયા માસમાં મળ્યું હતું તેમાં એ કાયદાનો વિરોધ કરતો ઠરાવ થયો હતો.

**રાણી લક્ષ્મીબાઇ રાજવાડે :** શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયે અખિલ ભારત મહિલા પરિષદ્‌નાં મંત્રીપદેથી રાજીનામું આપતાં રાણી લક્ષ્મીબાઇ રાજવાડે તે સ્થાને ચુંટાયાં છે. તેઓ સર મોરોપંત જોશીનાં પુત્રી હોઇ ડૉ. મીસ નાગુબાઇ જોશીને નામે જાણીતાં છે.

**શ્રીમતી રૂક્મિણી લક્ષ્મીપતિઃ** ભારતનાં ઐતિહાસિક મુકિત સંગ્રામમાં જેલ નિવાસ ભોગવનાર પહેલાં બ્હેન છે. તેઓ ૧૮૯૧ માં જન્મ્યાં હતાં. તેઓ, રાજા ટી. રામરાવનાં પૌત્રી અને મેજર એચ. એમ. રાજનનાં પુત્રી છે. મદ્રાસ યુનીવરસીટીના તેઓ ગ્રેજ્યુએટ છે અને ચિંગલપુત જીલ્લા મંડળનાં પ્રમુખ છે. યુરોપમાં તેમણે લાંબી મુસાફરી કરી છે. પેરીસમાં મળેલી આંતર રાષ્ટ્રીય સ્ત્રી મહાસભામાં તેમણે હાજરી આપી હતી આંતર રાષ્ટ્રીય ફેલોશીપના લગભગ ૧૦ વર્ષ સુધી તેઓ મંત્રી હતાં. તામીલ નાડુ મહાસભા સમિતિ તરફથી તેઓ અખિલ હિન્દ મહાસમિતિના સભ્ય ચુંટાયાં હતાં. આંધ્ર પ્રાંતની મહિલાઓની આગેવાની લેવા તેમને પ્રથમ બોલાવવામાં આવ્યાં હતાં પરંતુ તામીલ નાડુ પ્રાંતમાં તેમની હાજરીની જરૂર વધારે હોવાથી આંધ્ર પ્રાંત જવાની તેમણે ના પાડી હતી. યુવક સંઘના પ્રમુખ તરીકે તેમણે યુવાનોને ઘણી પ્રેરણા આપી છે.



મીસ કમલાબાઇ

તમકર જીલ્લા બોર્ડના સભ્ય નીમાયાં છે.

**દાવો રદ થયો :** પૂર્વ હિન્દી રેલ્વે પૂના તહેવારની ૧૯૨૭-૨૮ ની ગાઇડ બુકમાં પોતાનો ફોટો પ્રકટ કરવા માટે શ્રી. સુશીલાબાળા દાસી નામની પડદેનશીન હિન્દુ બ્હેને હિન્દી વઝીર સામે રૂ. ૧૦૦૦૦) ની નુકસાનીનો દાવો માંડયો હતો. ફોટો પ્રકટ કરવાથી કાંઇ પણ નાલેશી થઇ નથી એમ જણાવી જસ્ટીસ બકલેન્ડે દાવો કાઢી નાંખ્યો છે.

## પરદેશ.

**બ્રિટનની મહિલાઓ ભારતને પડખે !** લંડનમાં હિન્દ પ્રજાસત્તાક સંઘના આશ્રયે બ્રિટિશ સ્ત્રીઓની પરિષદ્ એસેક્ષ હોલમાં ગયા માસની તા. ૨૦ મીએ મળી હતી. વેપારી મંડળના પ્રમુખ મી. ગ્રેહામનાં પત્ની મીસીસ ગ્રેહામ પ્રમુખસ્થાને હતાં. શ્રીનિવાસ શાસ્ત્રી, ડૉ. એની બીસાન્ટ, ડૉ. મેરીયન ફિલીપ્સ, મીસ ગ્રેવ કોર્લીસન, અને લેડી તાતા મુખ્ય વક્તાઓ હતાં. મીસીસ વિલીયમ ગ્રેહામે જણાવ્યું કે " બ્રિટનની મહિલાઓ હિન્દને ન્યાય આપવા ફરજ પાડશે. હિન્દ બ્રિટિશ પ્રજાસત્તાકમાં રહે તે મને ગમે, પરંતુ તે માટે હું ફરજ તો નજ પાડી શકું." હિન્દની સંમતિથી, બ્રિટિશ પ્રજાસત્તાકમાં હિન્દને સ્વતંત્ર અને સમાન દરજ્જાનું સ્થાન મળવું જોઇએ એવો ઠરાવ ૫ વિરૂદ્ધ મતે થયો હતો. કોન્ઝર્વેટિવ સ્ત્રીસંસ્થાની પ્રતિનિધિએ ઠરાવનો વિરોધ કર્યો હતો. હિન્દીઓની જીંદગી અને સ્વતંત્રના ભયમાં આવી પડે એવી રીતે બ્રિટિશ વહીવટ અત્યારે ચાલી રહ્યો છે તે સામે દિલગિરિ દર્શાવતો, અને હિન્દમાં સંસ્થાન સમાન દરજ્જો સ્થાપવાની પ્રવૃત્તિને બ્રિટનમાં ટેકો આપવાની સ્ત્રીસંસ્થાઓને વિનતિ કરતા ઠરાવો સર્વાનુમતે થયા હતા

**આપણે હિન્દને કચડી રહ્યાં છીએઃ** આયર્લેન્ડથી તુરતમાંજ લંડન આવેલી ૫૯ વર્ષનાં

આયરીશ બાનુ ફ્રીરોઝીપસ બ્રિટનને પાર્લામેન્ટ સ્ટ્રીટમાં અપમાનજનક વર્તન ચલાવવાના આરોપસર બાઉસ્ટ્રીટ પોલીસ કોર્ટમાં ઉભી કરવામાં આવી હતી. એક પોલીસ કોન્સ્ટેબલે જણાવ્યું કે તે એક ટેલીફોન બોક્ષમાં 'હિન્દ માટે સ્વરાજ' એવાં શબ્દોવાળાં પ્લેકાર્ડો ચોંટાડી રહી હતી. બહાર ઘણા લોક ટેલીફોન કરવા માટે ઉભા રહ્યા હતા. તેણે બોક્ષમાંથી નીકળવાની ના પાડતાં તેને પકડવામાં આવી. ફ્રીરોઝીપસ બ્રિટને મેજીસ્ટ્રેટને કહ્યું: "હિન્દમાં અત્યારે અસંતોષ છે. આપણે આયર્લેન્ડને કચડયું હતું તેના કરતાં પણ વધુ ખરાબ રીતે હિન્દને કચડી રહ્યાં છીએ. હિન્દની સ્વતંત્રતા માટે હું અને બીજાંઓ આ દેશમાં તેમ હિન્દમાં અમારી સ્વતંત્રતા ખાલસા કરવા તૈયાર છીએ. મજુર સરકારનાં વચનો અને સિદ્ધાંતો પ્રમાણે હિન્દને સંસ્થાન સમાન દરજ્જો મળે તે માટે મને અત્રે જે કાંઇ સજા કરવામાં આવે તે ભોગવવા હું તૈયાર છું."

મેજીસ્ટ્રેટ તેની પાસે શાંતિ રાખવાનું બંધન માગતાં તેણે કહ્યું: "અરે હું પાંચ મીનીટ પણ શાન્ત રહેવાની નથી. હિન્દને જ્યાં સુધી આત્મનિર્ણયનો હક્ક નથી મળ્યો ત્યાં સુધી હું શાન્ત રહેનાર નથી."

મેજીસ્ટ્રેટ સાહેબે બ્રિટનને પોલીસ પહેરામાં રાખવા ફરમાવ્યું.

**વિમાનબાળા મીસ એમી જોન્સન:** ૨૨ વર્ષની સાહસિક અંગ્રેજ બાળા મીસ એમી જોન્સન તા. ૫ મી મેએ ઓસ્ટ્રેલિયા જવા વિમાનમાં એકલી ઉડી હતી. ૨૦ દિવસમાં ૧૦૪૦૦ માઇલનો રસ્તો કાપી તા ૨૪ મી મેએ ૫૦૦ માઇલનો દરિયો ઓળંગી તે ઓસ્ટ્રેલિયાના પોર્ટ ડારવીન ખાતે પહોંચી હતી. રસ્તામાં અનેક તોફાનો અને અકસ્માતો તેને નડયા હતા પરંતુ તે સર્વને ન ગણકારતાં તેણે પોતાનું સાહસ પૂરું કર્યું છે. મીસ એમી સેફીલ્ડ યુનિવર્સીટીની ગ્રેજ્યુએટ છે. ઓસ્ટ્રેલિયામાં તેને ઘણો આવકાર મળ્યો છે. ઓસ્ટ્રેલિયાનાં પાર્લામેન્ટ હાઉસનાં પગથાર ઉપર ફીડરલ પ્રોમીયર મી. સ્કલીને મીસ એમીને આવકાર આપ્યો હતો અને ત્યાંથી પ્રમુખની ખુરશી પર તેને તેડી ગયા હતા. મીસીસ સ્કલીને કેનબેરાની સ્ત્રીઓ તરફથી એક હીરાની માળા ભેટ કરી હતી.

**બહાદુર બાળા:** ઈસ્ટબોરનમાં કાયદાનો અભ્યાસ કરનારા બે હિન્દી વિદ્યાર્થીઓ પાણીમાં તરતા હતા. તેઓમાંથી એક પાણીમાં ડુબવા માંડયો. તેની મદદે બીજો ગયો તેની પણ એજ સ્થિતિ થઈ. એક બહાદુર અંગ્રેજ બાળાની તે તરફ નજર જતાં તે પાણીમાં કુદી પડી; તરીને તેણે બન્ને હિન્દીઓને કિનારે ખેંચી કાઢયા. કિનારે આવ્યા બાદ અર્ધો કલાકે બંને હિન્દીઓ ભાનમાં આવ્યા હતા.

**હિન્દમાં સ્ત્રી ચળવળ:** મીસ પીંકટન દરબરવીલેનાં આમંત્રણથી ગયા માસની તા. ૧૯ મીએ સંખ્યાબંધ હિન્દી સ્ત્રીઓ આમની સભાના મકાનમાં ચ્હા પાર્ટી માટે એકત્ર થયાં હતાં. તે વખતે મીસિસ સેને હિન્દી સ્ત્રીઓની ચળવળ સામાજિક સુધારામાંથી રાજકીય ચળવળમાં કેમ ફેરવાઇ ગઇ તે વિષે વિવેચન કર્યું હતું.

**અનીતિ માટે કન્યાહરણ:** આમની સભામાં ગુજરાત, કચ્છ, કાઠિઆવાડ અને મારવાડમાંથી કન્યાઓનાં હરણ કરી અનીતિમાન વેપાર સિંધમાં ચાલે છે તેને લગતી માહિતી મેજર ગ્રેહામ પોલે પૂછતાં હિન્દી વજીર મી. બેનવુડ બેને જણાવ્યું હતું કે આવું નિયમિત ચાલતું નથી. પરંતુ પરણવા લાયક છોકરીઓની માગણી સિંધમાં ઘણી છે જે દલાલો પૂરી પાડે છે. દલાલો પૈસા આપીને નીચલી જ્ઞાતિઓની છોકરીઓ ખરીદી લીએ છે અને લગ્ન માટે વેચી નાખે છે

**ડૉ. મેરીયા વેન્ડોલ:** ઉટ્રેકનની યુનિવર્સીટીના અધ્યાપક તરીકે નીમાનાર પહેલાંજ હંગેરીયન બાનુ છે. તેઓ બ્યુડાપેસ્ટનાં રાષ્ટ્રીય સંગ્રહસ્થાનના ભૂસ્તર વિદ્યાશાસ્ત્રના ખાતાના મુખ્ય કાર્યકર્તા છે.

**પસંદગીનાં લગ્નો!** પોલાન્ડમાં વિવાહ સહાયક સંસ્થા છે. તેણે અત્યાર સુધીમાં ૪૪૦૦૦ લોકોને પરણાવ્યાં છે. દરેકનાં જીવનનો અભ્યાસ કરીને એ સંસ્થાના પ્રમુખે એવો અભિપ્રાય આપ્યો છે કે વર અને વહુએ પોતપોતાની પસંદગીથી કરેલાં લગ્નોમાં માબાપની પસંદગીથી થયેલાં

લગ્નો કરતાં, સંસાર વધુ કલેશમય નીવડયા છે અને પસંદગીના લગ્નોમાં છૂટા છેડા ઘણા થયા છે. માબાપની પસંદગીમાં સેંકડે ૯૫ લગ્નો સુખી નીવડયાં છે.

**લૉટરીથી લગ્ન :** ઑસ્ટ્રેલીયાના એક યુવાને લૉટરીથી લગ્ન કર્યાં છે. લગ્ન કરાવી આપનારી એક સંસ્થામાં જઇ તે યુવાને એવી ઇચ્છા દર્શાવી કે લૉટરી નાખીને હું લગ્ન કરવા ધારું છું. જેનું નામ નીકળશે તેની સાથે હું પરણીશ. તેની ઇચ્છાનુસાર નવ્વાણુ આનાની વીસ હજાર ટીકીટો કાઢવામાં આવી, તે થોડાજ વખતમાં વેચાઇ ગઇ. તેની કીંમત પોં. ૭૫૦, થઇ. તે રકમ પરણનાર સ્ત્રીને પલ્લાં તરીકે આપવા રાખી મુકયા. મેનેજરે યુવકને ઘણો સમજાવ્યો કે આ રીતે આંધળી, બહેરી, લૂલી, લંગડી ગમે તેવી સ્ત્રી સાથે પરણવું પડશે. પરંતુ યુવક સમજ્યો નહિ. લૉટરીની ટીકીટ ખેંચાઇ અને જે છોકરીનું નામ નીકળ્યું તેની સાથે તે પરણ્યો. પોં. ૭૫૦ ની રકમ તે સ્ત્રીને પલ્લાં તરીકે અપાઇ. એ સ્ત્રી કેવી અને કેવા પ્રકારની છે તે હજી યુવકે જાહેર કર્યું નથી.



## હજારો વંદન હો એ રાષ્ટ્રધ્વજને !

સીમલાની લેડી ઇરવીન ગર્લ્સ સ્કૂલનો આ બનાવ છે. એક વર્ગની વિદ્યાર્થીનીઓ ગર્લ ગાઇડ પ્રવૃત્તિમાં જોડાવા તૈયાર નહતી. યુરોપીયન ગર્લ ગાઇડ શિક્ષિકા તેનું કારણ તપાસવા તે વર્ગમાં આવી, એક ૧૨ વર્ષની ઉચ્ચ અને કુલિન કુટુંબની વિદ્યાર્થીનીને બોલાવી. તેની સાથે નીચેનો સંવાદ થયો :—

શિક્ષિકા : " તમે ગર્લ ગાઇડ પ્રવૃત્તિમાં કેમ જોડાતાં નથી ? "
બાલિકા : " હું નથી જોડાવા માંગતી. "
શિક્ષિકા : " કારણ ? "
બાલિકા : " કારણ કે હું યુનીયન જેકને નમવા તૈયાર નથી. "
શિક્ષિકા : " શા માટે ? "
બાલિકા : " તમે અમારા રાષ્ટ્રધ્વજને વન્દન કરશો ? "
શિક્ષિકા : " નહિ. "
બાલિકા : " ત્યારે અમે તમારા યુનીયન જેકને શા માટે નમન કરીએ ? "
શિક્ષિકા : " તું જાતે જ યુનિયન જેકને નમન કરવા તૈયાર નથી કે તારા માબાપોએ તેમ ન કરવા કહ્યું છે ? "
બાલિકા : " હું પોતે પણ યુનિયન જેકને નમન કરવા તૈયાર નથી તેમ મારા માતાપિતા પણ મને એમ કરવા દીએ નહિ. "
શિક્ષિકા : " યુનિયન જેકને સ્થાને તમારો કહેવાતો રાષ્ટ્રધ્વજ મૂકીએ તો તું એ ચળવળમાં જોડાઇ તેને વંદન કરે કે નહિ ? "
બાલિકા : " જરૂર કરૂં. ગર્લ ગાઇડની પ્રવૃત્તિમાં તો હું પહેલી જોડાઉં. અને રાષ્ટ્રધ્વજને એક વાર નહિ બે વાર નહિ પણ હજારો વાર વન્દુ. "

મહાત્મા ગાંધીજીની ગિરફતારી નિમિત્તે આ શાળાએ સંપૂર્ણ હડતાળ પાળી હતી.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

તા. ૬ ઠ્ઠી એપ્રિલે દાંડીમાં મીઠાંના કાયદાનો ભંગ કરી મહાત્મા ગાંધીજીએ આ ઐતિહાસિક મુક્તિસંગ્રામની ખરેખરી શરૂઆત કરી. હજી તો આવતી તા. ૬ ઠ્ઠીએ એ સંગ્રામની શરૂઆતને ત્રણ માસ પૂરા થશે. પરંતુ આટલા સમયમાં તો ભારતની પ્રજામાં નવચેતનની ચિનગારી, પ્રચંડ જ્વાળા રૂપે પ્રકટી ઉઠી છે. સુધરેલી કહેવાતી બ્રિટિશ સરકારે એટલા કાલાવધિમાં પોતાનું નગ્ન સ્વરૂપ દર્શાવ્યું છે. વીરમગામ, ધરાસણા, મુંબાઇ, કલકત્તા, મદ્રાસ વગેરે સર્વ સ્થળે આ સુધરેલી કહેવાતી સરકારે પોતાની પાશવતાનું નગ્ન દર્શન કરાવ્યું છે. જે પ્રજા સ્ત્રીસન્માનની ભાવનાને પોતાનું ખાસ લક્ષણ હોવાનો દંભ કરે છે તે પ્રજાએ ઠામ ઠામે અહિંસક સ્ત્રીઓ પર અત્યંત અત્યાચારો કરી પોતાનો દંભ ખુલ્લો કર્યો છે. શસ્ત્ર બળનાં યુદ્ધોમાં પણ રેડક્રોસ સ્વયંસેવકો–ઘાયલ થયેલાની સારવાર કરનારા સ્વયંસેવકોને અડકવું એ પણ પાપ ગણાય છે. છતાં આ અહિંસક યુદ્ધમાં ઘાયલ થયેલાઓની સારવાર કરતા સ્વયંસેવકોને પણ લાઠીના પ્રહાર પડયા છે. તે છતાં સરકાર પોતે તો હજી ' કાંઇ અત્યાચાર કર્યા નથી ' એમજ જણાવે છે. પરંતુ પ્રજા હવે એવા સરકારી ખુલાસાઓમાં માને એમ નથી. બ્રિટિશ સલ્તનતનું નગ્ન દર્શન ભારતે કર્યું છે અને પ્રેસની સેન્સરશીપને પરિણામે દુનીઆ હજી એનું દર્શન કરી શકી નથી. તે આ ઐતિહાસિક યુદ્ધનો છેવટનો અંજામ આવી જતાં આ અત્યાચારો જાણી શકશે. દમનનીતિમાં મસ્ત બનેલી સરકારને એટલો ખ્યાલ નથી કે નિર્બળ ગણાતી બ્હેનો ઉપર લાઠીઓ ઉપાડવામાં તેનુંજ કફન તૈયાર થયું થઇ રહ્યું છે.

### મુંબાઇ અને પરાંઓ:

મુંબાઇની સ્ત્રીશક્તિનો આવિર્ભાવ અજબ થયો છે. મુંબાઇની સ્ત્રી શક્તિનો વિચાર કરતાં દેશસેવિકા સંઘ નજરે પડે છે. અને ખરેખર કહેવું જોઇશે કે દેશસેવિકા સંઘની બ્હેનો ખરેખરી દેશની સેવા કરી રહી છે. મુંબાઇમાં વિદેશી કાપડની દુકાનોની ચોકીનું કામ સંઘે ઉપાડી લીધું છે, એ તો આપણે આગળ જાણી ગયા છીએ. મંગળદાસ મારકેટ, મૂળજી જેઠા મારકેટ, લક્ષ્મીદાસ, મારકેટ, ભૂલેશ્વર, છીપી ચાલ, ભીંડી બજાર નળબઝાર, સેનડર્સ્ટ રોડ, ગિરગામ, ફોકલેંડ રોડ, દાદર, લાલબાગ, જામલી મહોલ્લા માંડવી, પરેલ વગેરે સ્થળે આવેલી વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવાનું કામ સેવિકા બ્હેનોએ અત્યંત સફળતાથી કર્યું છે. વિદેશી કાપડ ખરીદતા લોકોને અટકાવવામાં સફળ થવા ઉપરાંત આ બહેનો કેટલાકો પાસે માત્ર ખાદીજ વા માત્ર સ્વદેશીજ કાપડ પહેરવાની પ્રતિજ્ઞા પણ લેવડાવી શક્યાં છે. વધુ આનંદની વાત તો એ છે કે ના. વાઇસરોયસાહેબે મોટા જાહેરનામાં કાઢી વિદેશી કાપડની દુકાનો પર ચોકી કરવી એ કાર્યને ગુન્હો બનાવ્યો છે; છતાં બ્હેનોમાં એથી ઉત્સાહ વધ્યો છે. પહેલાંના કરતાં વિશેષ ઉત્સાહમાં બ્હેનો ચોકીનું કાર્ય કરી રહી છે. સંઘ તરફથી સરઘસ પણ

કાઢવામાં આવ્યાં હતાં. તેમાં પણ ઘણી બ્હેનોએ ભાગ લીધો હતો. મ. ગાંધીજીની ગિરફતારીને તા. ૫ મી જુને એક માસ થયો તે દિવસે ભૂલેશ્વર મહાસભા સમિતિ તરફથી ખાસ તકલી સરઘસ રાખ્યું હતું. તેમાં ૨૦૦ ઉપરાંત બ્હેનોએ ભાગ લીધો હતો. આ સરઘસની આગેવાની શ્રીમતી અવંતિકાબાઇ ગોખલેએ લીધી હતી. ગયા માસમાં પારસીઓનું સરઘસ નીકળ્યું હતું. તેમાં પારસી બ્હેનો પણ મોટી સંખ્યામાં જોડાઇ હતી. વિશેષ આનંદની વાત તો એ છે કે પારસી બ્હેનોએ પણ હવે સ્વદેશીનો મંત્ર સ્વીકાર્યો છે. જ્યોર્જેટ અને બીજી કિંમતી રેશમી સાડીઓમાં સદાકાળ સજ્જ રહેતી પારસી બ્હેનો કલિકો યા બીજી હિન્દી મીલની સુતરાઉ સાડીઓ પહેરતી થઇ ગઇ છે. ઉપરાંત પારસી બ્હેનોએ પોતાની મોજ શોખનાં બીજાં સાધનોમાં પણ સ્વદેશીનો સ્વીકાર કરવા માંડયો છે. સભાઓમાં તો બ્હેનોની સંખ્યા મોટા પ્રમાણમાં હોયજ.

તા. ૨૫ મી મેએ વડાલાનાં મીઠાંના અગરો પર દરોડો પાડવામાં આવ્યો હતો. તે પ્રસંગે ત્રણ ગુજરાતી બ્હેનો મીઠું લેતાં પકડાયાં હતાં. તેમને થોડી વારે છોડી મૂકયાં હતાં. તા. ૧ લી જુને સામુદાયિક દરોડો પાડવામાં આવ્યો હતો. શ્રીમતી લીલાવતી મુનશી અને બીજાં ૮ બ્હેનોએ તેમાં ભાગ લીધો હતો. એ સર્વને પકડી પાછળથી છોડી મૂકયાં હતાં.

દેશસેવિકા સંઘની બ્હેનોનાં પ્રચારકાર્યને પરિણામે રેંટિયાનો પણ સારો પ્રચાર થયો છે. ઘરે ઘરે આજે રેંટિયો અને તકલી પ્રવેશ પામી ચૂક્યાં છે. ભાટીયા, ખોજા, વણિક તેમજ એવી બીજી કોમની બ્હેનોએ પણ સ્વદેશીનો મંત્ર સ્વીકારી લીધો છે.

મુંબાઇ સ્ટુડન્ટ્સ બ્રધરહુડ તરફથી ગયા માસમાં માધવબાગમાં સ્વદેશી બઝાર ભરાયું હતું. તેમાં એક દિવસ ખાસ બ્હેનો માટે રાખવામાં આવ્યો હતો. એમાં ઉત્સાહી કાર્યકરોમાં શ્રીમતી બ્હેનો બચુબ્હેન લોટવાળા, ફ્રેની બેસાનીયા, કુમારી મુસ, સૌ. લીલાબ્હેન મુનશી, મીસીસ ત્રિવેદી, મીસ કારા, મીસીસ શ્રોફ વગેરે મુખ્ય છે. છેલ્લા દિવસે સ્વદેશી બઝારની બધીએ આવકના રૂ. ૨૦૦૦) કોન્ગ્રેસ હોસ્પિટલને આપવામાં આવ્યા હતા.

ઘવાયલાઓની સારવાર માટે કોન્ગ્રેસ હોસ્પિટલ ખોલવામાં આવી છે. તેમાં પણ ઘણી બ્હેનોએ નર્સ તરીકે સ્વેચ્છાથી સેવા આપી છે રસોડામાં પણ કેટલીક બહેનો સેવા કરી રહી છે. આમાં કેટલીક બહેનો તો મોટાં ધનિક કુટુંબોમાંની છે. ટુંકમાં કોઇને કોઇ રીતે મુંબાઇની બ્હેનો પોતાની સેવા આપી રહી છે.

વરલીની ખીલવણી ખાતાની ચાલીઓને હાલ કામચલાઉ જેલ બનાવેલી છે. એની એક ચાલીમાં મજુર વર્ગના કુટુંબો રહે છે. ત્યાં સામે તારની વાડ કરવા માટે ખાસ લશ્કર બોલાવ્યું હતું. તે વખતે મજુર બ્હેનોએ ત્યાં સૂઇ જઇ સત્યાગ્રહ કર્યો હતો. આવી કેટલીક બ્હેનોને સોલજરોએ લાઠી મારી હતી. તે પછી પણ એક પઠાણ ચોકીદારે લક્ષ્મીબાઈ નામની તે ચાલીમાં રહેતી બાઇ પર હલ્લો કરી સખ્ત ઇજા કરી હતી.

મુંબાઇની પરિસ્થિતિનું અવલોકન કરવા માટે રાષ્ટ્રપતિ પંડિત મોતીલાલ નહેરૂ તા. ૧૮ મીએ મુંબાઈ પધાર્યા. તેમની સાથે તેમની પત્ની શ્રીમતી સ્વરૂપરાણી દેવી, પંડિત જવાહરલાલનાં પત્ની શ્રીમતી કમલાદેવી નહેરૂ પણ પધાર્યાં હતાં. શ્રીમતી સ્વરૂપરાણી દેવીએ બે સભાઓમાં ભાષણ કરી મુંબાઇની મહિલાઓને તેમનાં કાર્યબદલ અભિનંદન આપી પ્રોત્સાહન આપ્યું હતું. પંડિત મોતીલાલ નેહરૂએ માધવ બાગમાં

મળેલી પ્રચંડ સ્ત્રીમેદનીને સંબોધતાં દેશસેવિકા સંઘની સેવાની પ્રસંશા કરી હતી.

દેશસેવિકા સંઘ તરફથી શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય તેમજ બીજી બ્હેનોને પરહેજ થવા માટે અભિનંદન આપવા સભા મળી હતી.

આ બધા ઉપરાંત સેવિકાસંઘ પ્રજામાં શાન્તિ સ્થાપવાનું અત્યંત પ્રસંશનીય કાર્ય કરી રહ્યો છે. કોટની વિદેશી કાપડની અંગ્રેજ માલેકોની દુકાનો પરથી સ્વયંસેવકોની ધરપકડ થતાં લોકોની મોટી મેદની ત્યાં એકત્ર રહે છે. તે લોકો શાન્ત હોવા છતાં સાર્જન્ટો તેમના પર લાઠી ઉગામે છે. એ રીતે ઘણા ભાઇઓ ઇજા પણ પામ્યા છે. આ લોકોને શાન્ત રાખવા તથા ત્યાંથી તેમને વિખેરી નાંખવા સાર્જન્ટોની લાઠી ઉપયોગમાં નથી આવતી. સેવિકા સંઘની બ્હેનોની નમ્ર વિનતિ એ કામ ઘણી સારી રીતે સારે છે. ગયા માસમાં સી. પી. ટેંક પરના રામબાગમાં સનાતન વર્ણાશ્રમધર્મપરિષદ મળી હતી. તે વખતે ત્યાં કેટલાક ગપ્પાં ફેલાતાં ધાંધલ થઇ રહી હતી. એટલે વ્યવસ્થાપકોએ પોલીસ બોલાવી. પરંતુ તેથી શાન્તિ ન સ્થપાઇ. મહાસભાના સ્વયંસેવકો અને સેવિકા બ્હેનોએ શાન્તિ સ્થાપી. એક આખો દિવસ બ્હેનો ત્યાં બેસી રહી. અને પરિણામે કોઇ પણ પ્રકારનું તોફાન તે દિવસે થવા પામ્યું નહિ. ખરી ખુબી તો એ છે કે જે કાળે એ બ્હેનો બહાર શાન્તિ સ્થાપતી હતી તે કાળે પરિષદમાં બ્હેનોનું અત્યાર સુધી અકલ્યાણ કરવામાં મોટો ફાળો આપનાર બાળલગ્નની તરફેણના ઠરાવો થતા હતા. બ્હેનોની આટલી સેવા બદલ વ્યવસ્થાપકો મહાસભાના સ્વયંસેવકો કે સેવિકા બ્હેનોનો આભાર માનવા જેટલા પણ કૃતજ્ઞ થઇ શકયા નથી એ દિલગિરિની વાત છે.

## સત્યાગ્રહી સ્ત્રીઓ

[ તા ૪ થી ૭ જૂન સુધી અલાહાબાદમાં પંડિત મોતીલાલ નેહરૂના પ્રમુખપદે મળેલી મહાસભાની કારોબારી સમિતિએ નીચેનો ઠરાવ પસાર કર્યો છેઃ ]

જે સત્યાગ્રહી સ્ત્રીઓને આ સત્યાગ્રહની લડતમાં માર, અપમાન કે કારાવાસ સહેવા પડયા છે તેમને આ સમિતિ આદરપૂર્વક અભિનંદન આપે છે, અને તેમને ખાત્રી આપે છે કે તેમના કષ્ટ સહનથી અને આપભોગથી રાષ્ટ્રીય લડતને બહુ સારે બળ મળ્યું છે.

ખાસ કરીને આ સમિતિ શ્રીમતી સરોજિની નાયડુ, કમલાદેવી ચટ્ટોપાધ્યાય રુકિમણી લક્ષ્મીપતિ, સત્યવતીદેવી, મૈત્રીદેવી, દુર્ગાબાઇ, કમલાબાઇ અને અંજલિ અમ્મએ કરેલી દેશ સેવાની આભાર સાથે કદર કરે છે.

ગયા માસ દરમ્યાન ધરાસણાના અત્યાચારોનું નજરે દર્શન કરનાર સરદાર વલ્લભભાઇનાં વીર પુત્રી કુમારી મણિબેન પટેલ મુંબાઇ પધાર્યાં હતાં. આઝાદ મેદાનમાં તેમણે ધરાસણાના પાશવી અત્યાચારોનું હૃદયભેદક વર્ણન કર્યું હતું. જે ઘણાની આંખમાં આંસુ લાવવા માટે પૂરતું હતું.

મુંબાઇ પ્રાંતિક મ. સમિતિની ત્રણ વિગ્રહસભાઓ પરહેજ થઇ ગઇ. બીજી અને ત્રીજી વિગ્રહ સભામાં શ્રીમતી પેરીન બ્હેન કેપ્ટન સભ્ય હતાં. ત્રીજી વિગ્રહસભાનાં ઉપપ્રમુખ સ્થાને શ્રીમતી લીલાબ્હેન મુનશી એ બે બ્હેનોને જેલનિવાસ માણવાનો અવસર મળ્યો નથી. ચોથી વિગ્રહસભાનાં પ્રમુખ શ્રીમતી

પેરીનબ્હેન કેપ્ટન અને ઉપપ્રમુખ શ્રીમતી લીલાબ્હેન મુનશી નીમાયલાં છે. ક્યાં સુધી સરકાર તેઓને ગિરફતાર નથી કરતી તે આપણે જોઇશું.

તકલી અને હાથ કંતામણનો પ્રચાર કરવા માટે ગયા માસની તા. ૫ મી એ શ્રી. ભારત તકલીમંડળની સ્થાપના શ્રીમતી અવન્તિકાબાઇ ગોખલેના હાથે થઇ છે. તેના તરફથી સી. પી. ટેંકપરના કિશોરભુવનમાં એક વર્ગ શરૂ કરવામાં આવ્યો છે.

ગયા માસમાં બીજો એક નોંધવા જેવો બનાવ બન્યો છે મુંબાઇની ધારાસભામાં સભ્ય તરીકે સરકારે નીમેલાં મુંબાઇ વિઝીલન્સ એસોસીએશનનાં મુખ્ય કાર્યકર્તા અંગ્રેજ બાનુ મીસ ઇડા રીફીન્સને સરકારની દમનનીતિના વિરોધ તરીકે ધારાસભામાંથી રાજીનામું આપ્યું છે. મુંબાઇની ધારાસભામાં સભ્ય તરીકે જનાર તેઓ પહેલાંજ બાનુ છે. દમનનીતિના વિરોધ તરીકે લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસે 'જે. પી' પદને તિલાંજલિ આપી છે. એ બન્ને બ્હેનોને અમારાં અભિનંદન.

ગયા માસમાં એક અત્યંત કરુણ, હૃદયદ્રાવક અને સરકાર પ્રત્યે ઘૃણા અને તિરસ્કાર ઉપજાવે એવો બનાવ તા. ૨૧ મીએ બન્યો.

### સ્વાતંત્ર્યસંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | |
|---|---|---|
| ૧ શ્રી. રૂક્મિણી લક્ષ્મીપતિ | વેદારણ્યમ્ | ૧ વર્ષ સાદી |
| ૨ શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાય | મુંબાઇ | ૬॥ માસ ,, |
| ૩ શ્રી. સરોજિની નાયડુ | ધરાસણા | ૯ માસ ,, |
| ૪ શ્રી. કમલાદેવી વેદાન્તમ્ | નરસણ્ણાપેટ (આંધ્ર) | ૬ માસ ,, |
| ૫ શ્રી. સત્યવતી દેવી | દિલ્હી | ,, ,, |
| ૬ શ્રી. દુર્ગાબાઇ અમ્મલ | વેલોર | ૧ વર્ષ ,, |
| ૭ શ્રી. દુન્ગુરી સુબમ્મા | રાજમહેન્દ્રી | ૬ માસ ,, |
| ૮ શ્રી. અંગાચી અમ્મલ | મદ્રાસ | ,, ,, |
| ૯ શ્રી. સરસ્વતી અમ્મલ | ,, | ,, ,, |
| ૧૦ શ્રી. સુનીતિ મિત્રા | લખનૌ | ,, ,, |
| ૧૧ શ્રી. સરલાદેવી | છત્રપુર (આંધ્ર) | ૧ વર્ષ ,, |
| ૧૨ શ્રી. લક્ષ્મીબાઇ અમ્મા | ગંતુર | — |
| ૧૩ શ્રી. કનકમ્મા | ભીમવરમ્ | ૬ માસ સાદી |
| ૧૪ શ્રી. સુભદ્રામ્મા | બેઝવાડા | ૬ માસ સાદી |
| ૧૫ શ્રી. ક્રાન્તિદેવી આવસ્થી | લખનૌ | — |
| ૧૬ શ્રી. અબલા ગુપ્ત | સીલ્હટ | — |
| ૧૭ શ્રી. જયંતી સુરામ્મા | બરહામપુર | ૬ માસ સાદી |

મુંબાઇના વડા ઇલાકા મેજીસ્ટ્રેટે તા. ૨૦ મીએ મુંબાઇ પ્રાંતિક મ. સમિતિને ફરમાન કર્યું કે એસ્પ્લેનેડ મેદાનમાં સ્વયંસેવકો એકત્ર થઇ કવાયત કરે છે તેથી શાન્તિનો ભંગ થવાનો સંભવ છે માટે તેમ ન કરવું. આવા અન્યાયી હુકમનો અનાદર કરવા મહાસભા સમિતિએ ઠરાવ્યું. અને શનિવારે સવારમાં ૭ વાગ્યામાં સ્વયંસેવકો અને દેશસેવિકાસંઘની બ્હેનો કવાયત માટે ત્યાં એકત્ર થઇ ગઇ. તે વખતે પોલીસ અને સાર્જન્ટોએ એકત્ર થએલી માનવ મેદની પર લાઠીનો નિર્દય મારો ચલાવ્યો. બધું મળી ૩૦૦ ઉપર માણસોને ઇજા થઇ છે. આ નિર્દય મારામાં ૬ બહેનોને સખ્ત અને કઠોર માર પડયો છે. શ્રીમતી કૃષ્ણાકુમારી સર દેસાઇ નામની બ્હેનના હાથમાં રાષ્ટ્રધ્વજ હતો. એ બ્હેનને ત્રણ વખત સખ્ત ધક્કા મારવામાં આવ્યા. તે પછી ઠોંસો મારી તેમને નીચે પટકવામાં આવ્યાં. અને ગળચી દાબી ગંભીર હાલતમાં મૂક્યાં. આ બ્હેન આ લખાય છે તે વખતે મહાસભાની ઇસ્પિતાલમાં ગંભીર હાલતમાં પડયાં છે. બીજાં એક શીખ બ્હેન શ્રી જગતકુંવર સૂજરાજ પાંચ માસનાં ગર્ભવાળાં છે. એ બ્હેનનાં પગ ઉપર લાઠીઓ મારવામાં આવી છે. તેમનાં પેટ ઉપર લાતો મારવામાં

આવી છે. શ્રીમતી ગંગુબ્હેન ચોકસીને પોલીસે બે વખત ધક્કા મારી ખેંચી કાઢ્યાં હતાં. તેઓ બેભાન થઇ ગયાં હતાં. શ્રીમતી સોનાબાઇને લાઠીઓ મારી ઉંચકીને ફેંકી દેવામાં આવ્યાં. શ્રીમતી મહેર શ્રોફ નામનાં પારસી બ્હેન અને શ્રીમતી ગુલાબબાઇ ઇશ્વરલાલને પણ સખ્ત ઇજા થઇ છે. આ ૭ બહેનોએ તો કોન્ગ્રેસ હૉસ્પિતાલમાં ગંભીર હાલતમાં રાખવામાં આવ્યાં છે. આ ઉપરાંત ૫—૭ બહેનોને તો તરત સારવાર કરી જવા દેવામાં આવ્યાં હતાં. સાધારણ ઇજા થએલી છતાં જાણવામાં ન આવેલાં એવાં લગભગ બીજાં ૩૦—બ્હેનોની સંખ્યા છે.

આવી રીતના નિર્દય અત્યાચારો પ્રજાના જોમ અને ઉત્સાહને દાબી દેવા માટે થાય છે. અને એ રીતે આ સલ્તનતનું પૈશાચિક સ્વરૂપ ખુલ્લું થતું જાય છે. આવી રીતે અત્યાચારોનો ભોગ થઇ પડેલાં બ્હેનો પ્રત્યે આખા ભારતની મહિલાઓ ઉંડી દિલસોજી બતાવશે એમાં કાંઇ શંકા નથી. આવી અપૂર્વ સહનશીલતા દર્શાવ્યાના દાખલા માત્ર ભારતમાં જ મળી આવશે. પોલીસે ગુજારેલા આ અત્યાચારો તરફ ના. રાણી મેરીનું ધ્યાન ખેંચતો તાર મુંબાઇના ખિતાબધારીઓનાં પત્ની, તેમજ અન્ય સગાં સંબંધીઓ તરફથી કરવાનું ઠર્યું છે.

તા. ૧૨ મી જુને સોલાપુર દિન ઉજવવાને માટે મહાસભાની વિગ્રહસભાએ વિરાટ સરઘસની યોજના કરી હતી. પોલીસ કમીશ્નરે એ સરઘસ કાઢવાની બંધી કરી. છતાં એ હુકમનો ભંગ કરી સરઘસ કાઢવામાં આવ્યું. મોખરે દેશસેવિકાસંઘની બ્હેનો શ્રીમતી પેરીનબ્હેન કેપ્ટન, સૌ. લીલાબ્હેન મુનશી, વગેરેની આગેવાની હેઠળ હતી. સરઘસ લેમીંગ્ટન રોડ ઉપર અટકાવવામાં આવ્યું. સાંજના સાડાચાર વાગ્યે નીકળેલું સરઘસ રાત્રિના બાર વાગ્યા સુધી ત્યાંને ત્યાં અટકી રહ્યું. એક પણ બ્હેન ત્યાંથી ખસી નહિ. બધી ત્યાં બેસી રહી. બારે વાગ્યે પોલીસ હારીને ત્યાંથી ગઇ અને સરઘસ નીકળ્યું. સભા ભરી અને પછી છેક ૪ વાગ્યે બધાં વિખેરાયાં.

મુંબાઇનાં પરાંઓની સ્ત્રીશક્તિ પણ જાગૃત છે. વિલેપારલે, વાંદ્રા, મુલુન્ડ, અંધેરી, ઘાટકોપર, મલાડ વગેરે સ્થળે 'સ્વદેશીનું' પ્રચારકાર્ય ઘણું સારૂં થાય છે. સભાઓ ભરાય છે. વિલેપારલેએ મદ્યનિષેધનું ઘણું સારૂં કાર્ય કર્યું છે. વિલેપારલેની સ્વયંસેવિકાઓએ વિલેપારલેનાં બધાં તાડીના પીઠાં બંધ કરાવ્યાં છે; જો કે, તેમ કરતાં પહેલાં બે વખત ત્યાં ઘણા ગંભીર અને શરમાવનારા બનાવો બન્યા છે. એક પીઠાં ઉપર ચોકી કરતાં શ્રી. કિશોરલાલ મશરૂવાળાનાં પુત્રી શ્રી. તારાબ્હેન ઉપર પીઠાંની માલેકની છોકરીએ પાંચ પત્થરા ફેંક્યાં હતાં. તેથી શ્રી. તારાબ્હેનને આંખ અને માથા પર સખ્ત વાગ્યું હતું. એ કુમારિકાનાં લોહીથી પવિત્ર થયેલી પ્રવૃત્તિ સંપૂર્ણ સફળતામાં પરિણામી છે. બીજો પ્રસંગ કેટલાક ખ્રિસ્તિ બદમાશોએ બે બ્હેનો પર હલ્લો કર્યાનો છે. તેનો ભોગ થઇ પડેલાં એક બ્હેન શ્રીમતી કમળા બ્હેન કલ્યાણજી હતાં. પાછળથી આ ખ્રિસ્તીઓએ માફી માંગી હતી. વિલેપારલેની પ્રવૃત્તિનાં આગેવાન શ્રીમતી જાનકીબાઇ બજાજ છે. તેમણે તાડીનાં પીઠાંવાળાઓને આ કામ છોડી દેવાની હૃદયસ્પર્શી વિજ્ઞપ્તિ કરી છે. તા. ૫ મી એ વિલેપારલેમાં ગાંધીદિન ઉજવાયો. શ્રીમતી સાકર બ્હેન, સૌ. હંસા મહેતા શ્રીમતી રમીબાઇ કામદાર, શ્રીમતી જાનકીબાઇ બજાજે ભાષણો કર્યા હતાં.

વાંદરામાં સ્વદેશી પ્રચારને અંગે સભા મળી હતી, તેમાં એક અંગ્રેજ બાનુ મીસીસ

હેલીડે એ જણાવ્યું હતું કે હિન્દ સ્વતંત્ર દેશ છે એમ હું માનું છું અને તેથી સાયમન કમીશન સાથે હું સંમત થઇ શકતી નથી. મીસ અલ્લુ દસ્તુર, મીસ મણિ ચબ, મીસીસ ફર્નાન્ડીઝ વગેરે બ્હેનો પણ સ્વદેશીની હિમાયત કરી રહ્યાં છે. વાંદરામાં તા. ૨૬ મીએ પીઠાંની હરરાજી હતી. આથી ૧૦ સેવિકાબ્હેનોએ ત્યાં જઇ ચોકી શરૂ કરી હતી. આથી હરરાજીમાં ભાગ લેનારાઓની સંખ્યા તદ્દન ઘટી ગઇ હતી. સેવિકા બ્હેનોની ફરતે પોલીસે સાંકળ કરી લીધી તો બીજી સેવિકાઓએ પોલીસને સાંકળમાં ઘેરી લઇ પોતાનું કામ સાધ્યું હતું.

મલાડમાં દેશ સેવિકાસંઘની સ્થાપના થઇ છે. તેમાં પ્રમુખ શ્રીમતી કમલા બ્હેન વિજેકર, ઉપપ્રમુખ શ્રી. કાન્તા બ્હેન પાઠક અને મંત્રીઓ શ્રીમતી તારામતી એરંઝા અને શ્રી. ગુલાબ બ્હેન મ્હાત્રે છે.

આ ઉપરાંત બીજાં પરાંઓ પણ પોતાની શક્તિ મુજબ કાર્ય કરી રહ્યાં છે.



મીસ ઇડા ડીકીન્સન

મુંબાઇના આ જાણીતાં સામાજીક કાર્યકર્તા બ્હેને સરકારની દમનનીતિના વિરોધ તરીકે ધારાસભામાંથી પોતાની 'બેઠકનું રાજીનામું' આપ્યું છે અને "કૈસરે હિન્દ"નો ચાંદ સ્વીકારવાની ના પાડી છે.

**ગુજરાત-મહાગુજરાતઃ**

ચાલુ લડતમાં ગુજરાતે અપૂર્વ ફાળો આપ્યો છે તે ઉપરથી મ. ગાંધીજીએ પણ કહ્યું છે કે 'ગુજરાતે તો ગઝબ કર્યો છે.' રાષ્ટ્રપતિ પંડિત મોતીલાલ નેહરૂ પણ ગુજરાતનાં કામ ઉપર મુગ્ધ થયા છે.

સુરત અને અમદાવાદ એ બે ગુજરાતનાં મોટાં શહેરોમાં ઘણું ચેતન આવ્યું છે. ખરૂં કાર્ય તો એ જીલ્લાના ગામડાઓમાં થઇ રહ્યું છે. સુરતમાં પ્રજાને પ્રેરણા આપનારાં પૂ. કસ્તુરબા, શ્રી. મીઠુબ્હેન પીટીટ અને કુ. મણિબ્હેન પટેલ છે. શ્રી. મીઠુબ્હેન સુરત જીલ્લામાંથી મદ્યનિષેધ અને ખાદીપ્રચારની અપૂર્વ સાધના કરી રહ્યાં છે. તેમના પ્રયત્નને પરિણામે કુંભારો, કાળીઓ, તેમજ બીજી કોમની પંચાયતો મદ્યનિષેધના ઠરાવો કરે છે, અને એ રીતે એ બદીનો સદંતર નાશ થાય એવા સ્તુત્ય પ્રયત્નો થઇ રહ્યા છે. ઓલપાડ,

ચિખલી, વલસાડ વગેરે સ્થળે શ્રી. ગંગાબ્હેન ઝવેરી, શ્રી. જયમતિ મુનશી, કુ. રોહિણી દેસાઇ વગેરે આ પ્રવૃત્તિમાં સારૂં કાર્ય કરી રહ્યાં છે અને તેમને સફળતા પણ સારા પ્રમાણમાં મળે છે. સુરત જીલ્લામાં અનેક પીઠાં બંધ થયાં છે. અને પીનારાઓની સંખ્યા દિવસે દિવસે ઘટતીજ જાય છે. સુરતની કોલેજપર ચોકી શરૂ થઇ છે. તેમાં બ્હેનો પણ ભાગ લે છે.

અને બારડોલી—ભારતના ઇતિહાસમાં અમર થયેલું બારડોલી તો આગળ પડતું જ હોય ને ? ત્યાં તો સ્ત્રી સેવિકાદળની સ્થાપના પણ થઈ અને શરૂઆતમાંજ ૫૦ બ્હેનો સભ્ય થઇ ગઇ. મંડળનાં પ્રમુખ શ્રી. મંછાબ્હેન ભટ્ટ. ઉપપ્રમુખ: શ્રી. નર્મદાબ્હેન વ્યાસ; મંત્રીઓ; શ્રી. મણિબ્હેન શાહ અને શ્રી. શાંતાબ્હેન અને ખજાનચી શ્રી. સુલોચનાબ્હેન વ્યાસ ચુંટાયાં છે. બારડોલીના એક જાણીતા ભાઈ શ્રી. કપીલરાયને દંડની સજા થઇ. તે ભાઇએ દંડ ન ભરતાં જેલની સજા સ્વીકારી. મની તથા તેમના સંબંધીઓની અનીચ્છા છતાં મના સસરાએ દંડ ભર્યો અને શ્રી. કપીલરાય છૂટ્યા. આથી શ્રી. કપીલરામનાં પત્ની શ્રી. સુલોચના બ્હેનને ઘણું લાગી આવ્યું છે. તેમણે તેમના પિતાને એક વીરાંગનાને છાજે તેમ કહેવડાવી દીધું છે કે " મારા ઘર ઉપર ફરીથી પગ ન મૂકશો, તમારૂં મ્હોઢું જોવા હું રાજી નથી." આ બ્હેનની આવી નીડરતા માટે ધન્યવાદ ઘટે છે.

પૂ. માતુશ્રી કસ્તુરબા વલસાડ, ભરૂચ વગેરે સ્થળે જઇ ત્યાંની સ્ત્રી પ્રવૃત્તિને વેગ આપી રહ્યાં છે. વલસાડમાં ધરાસણામાં ઘાયલ થયેલા સૈનિકોની છાવણી ખોલવામાં આવી હતી. તેમાં સૈનિકોની માવજત કરવામાં સ્ત્રીઓએ પણ સારો ફાળો આપ્યો છે. સભાઓમાં ભાષણ કરી પૂ. કસ્તુરબા બ્હેનોમાં તો શું પણ ભાઇઓમાં પણ નવું ચેતન રેડે છે. જલાલપુર તાલુકાના ખેડૂતોએ પૂ. કસ્તુરબાના પ્રમુખપદે જમીન મહેસુલ ન ભરવા ઠરાવ કર્યો છે અને એ ઠરાવનું પાલન પણ સખ્ત રીતે કરવા માંડયું છે.

ચિખલીમાં બ્હેનોએ બીજાં કાર્ય ઉપરાંત સુધરાઈનું કાર્ય પણ કરવા માંડયું છે. રસ્તાપરના કચરા–ગંદકી સાફ કરતાં બ્હેનોને કેટલાક અક્કલના ઓથમીરો ગમે તેવા શબ્દો કહે છે છતાં દયાની દેવીઓ સમી એ બ્હેનો સહનશીલતા દાખવે છે.

ખાદી, રેંટિયો અને તકલીનો ગામડાંઓમાં અજબ પ્રચાર થઇ રહ્યો છે. ગુજરાતનું એકેએક ગામ જાગૃત છે. વરણામા, આણંદ, દહાણુ વગેરે સ્થળોએ કાર્યકર્તાઓ સુંદર કાર્ય કરી રહ્યા છે.

કપડવંજની એક કન્યાશાળાનાં મહેતીજીએ સરકાર પ્રત્યે વફાદારી દર્શાવવા છોકરીઓને ફરમાવ્યું છે કે પરદેશી કાપડ પહેરી નિશાળમાં આવવું, સરઘસમાં જવું નહિ, જશે તો દંડ કરવામાં આવશે. ખાદી પહેરીને આવનારને નિશાળમાં દાખલ કરવામાં આવશે નહીં. આ મહેતીજીને આટલી ખુમારી બતાવવા છતાં કપડવંજના લોકો સાંખી રહ્યા હોય તો તે શરમાવનારૂં છે. કપડવંજની પ્રજાએ સામું ફરમાવવું જોઇએ કે માત્ર ખાદી પહેરીનેજ છોકરીઓએ નિશાળમાં જવું; સરઘસોમાં પણ જવું અને એ રીતે મહેતીજીની આજ્ઞાનો–ખોટી અને અયોગ્ય આજ્ઞાનો સવિનય અનાદર કરવો.

આણંદમાં સરઘસો નીકળે છે. મહેમદાવાદ, વાસદ, ઓડ, કરમસદ, ખંભોળ, વગેરે ગામોમાં પીઠાં પર ચોકી શરૂ થઇ ચૂકી છે.

સ્વાતંત્ર્યસંગ્રામમાં ગુજરાત તરફથી પહેલું નિર્મળ બલિદાન હાલમાંજ અપાયું છે. ખેડા જીલ્લામાં મદ્યનિષેધનું કાર્ય કરતાં શ્રીમતી ચંચળબ્હેન–શ્રી. રવિશંકર વ્યાસનાં બ્હેન–ને પાંચ અઠવાડિયાંની કેદ થઇ છે. એ પહેલાં ગુજરાતી બ્હેનને તેમના જેલનિવાસ માટે અભિનંદન !

અમદાવાદમાં તો બહેનો કેટલાએ સમય થયાં પરદેશી કાપડની દુકાનો પર ચોકી કરે

છે. ચોકી પહેરાની સામે ના વાઇસરોયે કાઢેલાં જાહેરનામાની અસર આ બ્હેનો પર સારી થઈ છે. એટલે કે બ્હેનોમાં વધારે ઉત્સાહ અને જોમ આવ્યું છે. પહેલાં કરતાં પ્રબળ જોમ દાખવી એ બ્હેનો ચોકીનું કામ કરે છે. જાહેરનામાની રૂએ વિદેશી કાપડની દુકાનો આગળ ચોકી કરતી બ્હેનોને પકડવા પોલીસ આવી હતી. આથી દુકાનોના માલીકોએ દુકાનો જ બંધ કરી દીધી આથી ચોકી થોડો વખત બંધ રહી. પરંતુ પરદેશી કાપડની દુકાનો પાછી ઉઘડતાં એ કામ શરૂ થયું છે. શ્રી. શારદા મ્હેતા, મીસીસ કાનુગા, મીસીસ દિવાન, કુમારી ભારતી અંબાલાલ સારાભાઇ, કુ. મૃદુલા અંબાલાલ સારાભાઇ, શ્રી. ખોરશેદ બ્હેન વગેરે ચોકીનું કામ કરી રહ્યાં છે. અમદાવાદનાં ગામડાઓમાં બ્હેનો પીઠાંની ચોકીનું સફળ કાર્ય કરી રહી છે.



મિસિસ વીરેનીક અચુતન

આ ખ્રિસ્તિ મહિલાએ પોતાના ધર્મની બ્હેનોને મહાસભામાં જોડાવા હાકલ કરી છે

વીરમગામ અને બીજે સ્થળે પોલીસે અહીંસાશીલ લોકો પર કરેલા અત્યાચાર સામે વિરોધ દર્શાવી શ્રીમતી લેડી વિદ્યાગૌરી નીલકંઠે અમદાવાદ મ્યુનિસિપાલીટીમાંથી તેમજ જેલ સમિતિમાંથી રાજીનામાં આપ્યાં છે.

અમદાવાદની દશાખડાયતા જ્ઞાતિએ જ્ઞાતિવરા બંધ કરવા ઠરાવ્યું છે.

વીરમગામ, રાણપુર, ધોલેરા ને શાહપુરમાં બ્હેનોપર પણ અત્યાચારો ગુજારવામાં આવ્યા છે. રાણપુરમાં શ્રી. ઝવેરચંદ મેઘાણીનાં પત્ની શ્રી. દમયંતીબ્હેન અને શ્રી. કકલભાઇ કોઠારીનાં પત્ની શ્રી સુરજબ્હેનની આગેવાની હેઠળ બીનજકાતી મીઠું વેચાયું છે. રાણપુરમાં મીઠું લઇ આવતી બ્હેનો અને બાળાઓપર પોલીસે અત્યાચાર કર્યો છે. શાહપુરમાં પણ એ બ્હેનોને ગંભીર ઇજા થયેલી છે. કમીજલા, ઝેઝરા, કુમરેખાંમાં સ્ત્રીઓને લાઠીના સખ્ત પ્રહારો માથા, પગ અને બીજા ભાગોપર પડયા છે. નાની બાળાઓને પણ આ અત્યાચારમાંથી છોડવામાં આવી નથી.

### મુંબાઇ ઇલાકો:

ઇલાકાના અન્ય ભાગોમાં પણ સારી પ્રવૃત્તિ ચાલે છે. મહારાષ્ટ્ર આ વખતે નબળું લાગે છે. ત્યાંથી ખાસ સ્ત્રી પ્રવૃત્તિના ખબરો આવ્યા જણાયા નથી. જોકે પુનામાં કાંઇક કાર્ય થયું છે–થાય છે. મીસીસ સત્યભામાબાઇ કુરવલેકરની આગેવાની હેઠળ બ્હેનોએ સરઘસ કાઢી વિદેશી કાપડની દુકાનોપર ચોકી શરૂ કરી છે. ચોકીમાં ૨૦ બ્હેનો ભાગ લીએ છે. પીઠાં પર ચોકી કરવાનું કાર્ય પણ હાથ ધરાયું છે.

યરવડાની જેલમાં નણંદ ભોજાઇ ( શ્રી-

મતી સરોજિની નાયડુ અને શ્રીમતી કમલા-દેવી ચટ્ટોપાધ્યાય ) જેલમાં મઝા માણી રહ્યાં છે.

સિંધમાં પણ પ્રવૃત્તિ ઠીક ચાલી રહી છે. કરાંચીમાં શ્રીમતી બ્હેનો સરસ્વતી, જમનાબાઇ, લીલાવંતી, પાર્વતીદેવી, તેમજ બીજી બ્હેનો સારૂં કાર્ય કરી રહ્યાં છે. તેઓ સરઘસો કાઢે છે અને સભાઓ ભરે છે. લારખાનામાં મીઠું પકવવાં ગયેલાં લોકોનાં ટોળાં ઉપર પોલીસે હલ્લો કર્યો હતો. તેમાં ૬૦–૬૫ વર્ષની વૃદ્ધ સ્ત્રીઓ અને ૫, ૧૨, અને ૧૩ વર્ષનાં બાળકોને પણ ગંભીર ઇજા થઇ છે.

**સંયુક્ત પ્રાંત:**

દિલ્હી, લખનૌ અને અલ્લાહાબાદ એ સંયુક્તપ્રાંતની સ્ત્રી પ્રવૃત્તિનાં મુખ્ય મથકો છે. દિલ્હીની સ્ત્રી પ્રવૃત્તિનાં આગેવાન સ્વામી શ્રદ્ધાનંદનાં દૌહિત્રી શ્રીમતી સત્યવતી દેવીને તા. ૨૯ મી મે એ ફિતુર ફેલાવવાના માટે જામીન ન આપવા માટે પકડવામાં આવ્યાં અને તેમને ૭ માસની સાદી કેદની સજા પણ થઇ ચૂકી. તેમનાં માનમાં દિલ્હીમાં હડતાલ પડી હતી અને સરઘસ પણ નીકળ્યું હતું. દિલ્હીની આગેવાની તે બાદ મીસીસ કોહલીએ લીધી છે અને તેઓ પણ સુંદર કાર્ય બજાવી રહ્યાં છે. જમના નદીમાં ન્હાવા જતી બ્હેનોને ખાદી અને સ્વદેશી કાપડ પહેરવાની પ્રતિજ્ઞા તેમણે લેવડાવી છે. દર સવારે મીસીસ કોહલી અને બીજી સ્વયંસેવિકાઓ જમના નદીના સ્નાન ઘાટે ચોકી કરી અને ખાદી કે સ્વદેશીની પ્રતિજ્ઞા લીધા પછી જ કોઇપણને સ્નાન કરવા જવા દેતી. સ્વયંસેવિકાઓનાં કાર્યથી ખુશ થઇ રાષ્ટ્રપતિ પંડિત મોતીલાલ નેહરૂએ પણ તેમને અભિનંદન આપ્યું હતું. વિદેશી કાપડની દુકાનો પર પણ બ્હેનો ચોકી કરી છે અને તેનું પરિણામ પણ સફળતામાં આવ્યું છે. ૧૪૪ મી કલમ પ્રમાણે સરઘસ કાઢવાની મનાઇ હોવા છતાં બ્હેનોએ એ હુકમનો ભંગ કરી સરઘસ કાઢયું હતું અને સભા પણ ભરી હતી. વિદેશી વસ્ત્ર બહિષ્કાર માટે બ્હેનોએ એક સમિતિ પણ સ્થાપી છે.

લખનૌમાં ૧૪૪ મી કલમ પ્રમાણે સભાબંધીનો હુકમ થયેલો છે તેનો છડેચોક ભંગ થાય છે. ગયા માસની તા. ૧૪ મી એ મીસીસ કાન્તિદેવી આવસ્થીની આગેવાની હેઠળ સ્વયંસેવકોનો એક જથ્થો એ હુકમનો ભંગ કરવા ગયો હતો. તેને પકડવામાં આવ્યો છે. મીસીસ આવસ્થી પણ પકડાયાં છે. આ પહેલાં તા. ૩૧ મી મે એ પકડાયલાં મીસીસ સુનીતિ મૈત્રીને સરઘસની આગેવાની લેવા માટે ૭ માસની સાદી કેદ મળેલી છે. અલ્લાહાબાદમાં શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂ, વગેરે સ્ત્રી પ્રવૃત્તિને આગળ ધપાવી રહ્યાં છે. પોતાના પુત્રને મળવા ગયેલાં પૂ. કસ્તુરબાએ દિલ્હી અને મીરઠમાં ભાષણો આપ્યાં હતાં.

**પંજાબ:**

લાહોરનાં ડૉ. આલમનાં પત્ની બેગમ સાહેબા આલમે પડદો ફગાવી દઇ સ્ત્રી પ્રવૃત્તિ હાથ ઉપાડી છે. સ્ત્રીઓની સભામાં ભાષણો આપી સર્વને પડદો ફગાવી દઇ આ પ્રવૃત્તિમાં જોડાવા તેઓ હાકલ કરી રહ્યાં છે. લાહોરમાં ૧૪ વર્ષની અંદરના બાળકોનું સરઘસ નીકળ્યું હતું. તે પોલીસે રોકી લીધું હતું. તે સામે શિશુઓએ સત્યાગ્રહ કર્યો છેવટે તેઓને ૪-૪-ની ટુકડીમાં રસ્તાપરથી જવા દેવામાં આવ્યા હતા.

અમૃતસરની બ્હેનોએ ચોકીનું કામ શરૂ કર્યું છે. દરેક કોમની બ્હેનો સ્વયંસેવકો સાથે આ કાર્ય ઉપાડી રહી છે. સ્વયંસેવિકાઓએ પંડિત વૈજનાથના મકાનની, તેમજ સરકારી હાઇસ્કુલ અને સરકારી ગર્લ્સ હાઇસ્કુલની ચોકી કરી હતી. તે દરમ્યાન હાઇસ્કુલની સત્તાવાળાઓએ બ્હેનોનું અપમાન

કર્યું હતું. પંજાબની ગુજરાત જેલમાં મ. ગાંધીજીના એક પુત્ર શ્રી. દેવદાસ ગાંધી છે. તેમને મળવા માટે પૂ. કસ્તુરબા ગયાં છે. પૂ. કસ્તુરબાને અમૃતસરમાં સારો આવકાર મળ્યો છે.

દેરાઇસ્માઇલખાનમાં મેની આખરે નીકળેલાં સ્ત્રીઓનાં સરઘસ પર પોલીસે લાઠી ચલાવી હતી. અને પાછળથી ગોળીબાર પણ કરવામાં આવ્યો હતો. આથી ઘણુંને ઇજા થઇ છે.

**બંગાળ:**

કલકત્તામાં ૧૪૪ મી કલમ પ્રમાણેના સભાબંધીના હુકમનો ભંગ તો બહેનોએ અનેક વખત કરી દીધો છે. શ્રીમતી સરોજિની નાયડુ અને શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયને અભિનંદન આપવા ગુજરાતી સ્ત્રી મંડળ તરફથી સભા મળી હતી. તેમાં શ્રીમતી ઉર્મિલા દેવી તેમજ અન્ય બંગાળી બહેનોએ પણ હાજરી આપી હતી. શ્રીમતી સૌદામિની મ્હેતાએ અભિનંદનનો ઠરાવ મૂકયો હતો તેને શ્રીમતી મોતીબાઈ આણંદજી, શ્રીમતી કેસરબાઇ વગેરેએ અનુમોદન આપ્યું હતું. વળી પ્રતિબંધક નોટીસ છતાં શ્રદ્ધાનંદ પાર્કમાં શ્રીમતી ઉર્મિલા દેવીનાં પ્રમુખપદે સ્ત્રીઓની મોટી સભા મળી હતી. તેમાં શ્રીમતી સરોજિની દેવી અને શ્રીમતી કમલાદેવીને અભિનંદન આપવામાં આવ્યું હતું. શ્રદ્ધાનંદ પાર્કના દરવાજા પોલીસે બંધ કર્યા હતા એટલે સળીયા ઓળંગીને બ્હેનો સભામાં ગઇ હતી. વિદેશી કાપડની હોળી કરવામાં આવી હતી. તે પોલીસે હોલવી નાંખી હતી. કલકત્તાના બરાબઝારમાં પીઠાં પર ચોકી કરતી બહેનોને પોલીસે અટકમાં રાખી પાછળથી છોડી મૂકી હતી. બહેનોએ સીનેમાઓપર પણ ચોકી કરી હતી. તેને પરિણામે સીનેમા ખાલી રહ્યા હતા. નારી સત્યાગ્રહ સમિતિનાં અધિષ્ઠાત્રી શ્રીમતી ઉર્મિલાદેવી મીલના કામદારોમાં પણ પ્રચાર કાર્ય કરે છે.



**સૌ. તારામતી જ. એરંઝા**

વડોદરાના વયોવૃદ્ધ સાક્ષરશ્રી રા. બ. હરગોવિંદદાસ કાંટાવાલાના આ પુત્રી ખેડા જીલ્લાના ગામોમાં ફરી કાંતણ પીંજણના વર્ગો ગામેગામ સ્થાપી રહ્યાં છે.

શ્રીમતી સૌદામિની મહેતા અને શ્રી વિમલપ્રતિભાદેવીની આગેવાની હેઠળ નારી સત્યાગ્રહ સમિતિની ૬૦ બ્હેનોએ મેદાનમાં જઇ રમત ગમતો બંધ કરાવી હતી. ગઇ તા. ૨૧ મીએ શ્રીમતી મોહિનીદેવી, શ્રી. ઇન્દુમતી ગોએન્કા, શ્રી. શાન્તિ દાસ અને કુમારી જયોતીર્મયી ગંગુલીની આગેવાની હેઠળ મહિલાઓનું સરઘસ નીકળ્યું હતુ. આ કારણસર શ્રીમતી

ઉર્મિલાદેવી, શ્રીમતી વિમલપ્રતિભાદેવી; શ્રીમતી જ્યોતીર્મયી ગંગુલી અને શ્રીમતી મોહિનીદેવીને પકડી ૬ માસ સાદી કેદની સજા થઇ છે.

મીદનાપુરનાં જાણીતાં કાર્યકર શ્રીમતી ચારૂશીલાદેવીને ૧૪૪ કલમ પ્રમાણે નોટીસ અપાયલી છે મ્યુનિસિપલ કન્યાશાળામાં તેઓ શિક્ષિકા હતાં. મહાસભાની ચળવળમાં જોડાવાથી તેમને બરતરફ કરવામાં આવ્યો છે.

બરાબઝાર મહિલા સમિતિના મંત્રી અને શ્રી. પદ્મરાજ જૈનનાં પુત્રી શ્રીમતી ઇન્દુમતી ગોએન્કાની લખેલી–' પોલીસ કર્મચારીયોને અપીલ ' નામની પુસ્તિકા જપ્ત કરવામાં આવી છે એ પુસ્તિકા માટે પોલીસે તેમના તેમજ બીજી સભ્યાઓનાં ઘરોની જડતી લીધી હતી. પ્રેસના નામ વિના એ પુસ્તિકા પ્રકટ કરવા માટે શ્રીમતી ઇન્દુમતીને વડા પ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટ સમક્ષ ઉભા કરવામાં આવ્યાં હતાં. તેમણે કામકાજમાં ભાગ લીધો નથી. તેમને ૯ માસ સાદી કેદની સજા થઇ છે. બંગાળમાં સજા પામનારાં તેઓ પહેલાં બહેન છે.

કોંતાઇ જીલ્લામાં પોલીસોએ સ્ત્રીઓ ઉપર નિર્દય હલ્લા કર્યા છે. ઘણાં બહેનોને ગંભીર ઇજા થએલી છે.

**મદ્રાસઃ**

જેલમાં મહિલાઓની ભરતી વધુ કરવામાં મદ્રાસ પહેલું આવે છે. મદ્રાસની સવિનય કાનૂનભંગ સમિતિના સરમુખત્યાર શ્રીમતી દુર્ગાબાઇને એક વર્ષની સાદી કેદ મળી ચૂકી છે. ગંતુરમાં શ્રીમતી લક્ષ્મીબાઈ અમ્મલને ૧૬ સત્યાગ્રહી બ્હેનો સાથે પકડવામાં આવેલાં છે. બેઝવાડાનાં શ્રીમતી સુભદ્રામ્માને ૭ માસની સાદી કેદ મળી છે. ગંજમ જીલ્લાનાં કાર્યકર શ્રીમતી સરલાદેવીને ૬ માસ સાદી કેદ મળી છે ભીમવરમનાં ૬૫ વર્ષનાં બુઢ્ઢાં કાર્યકર શ્રીમતી કનકામ્માને ૭ માસની સાદી કેદ મળી છે. ચોગોલમાં ૧૦ સ્વયંસેવિકાઓને પકડી છે. મદ્રાસમાં પણ ૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે ત્રણ બ્હેનોને પકડી છે. રાજમહેન્દ્રીના કાર્યકર શ્રીમતી કુવ્વુરી સુબ્બમ્માને ૬ માસનો જેલનિવાસ મળ્યો છે. બહરામપુરનાં શ્રીમતી જયંતી સુરામ્માને ૬ માસ સખ્ત કેદ મળી છે.

તામીલ નાડુ મ. સમિતિના પ્રમુખ તરીકે મીસીસ પીચામુથુ અમ્મલ ચુંટાયાં છે.

કારાવડીમાં બ્હેનોએ અપૂર્વ રીતે રાષ્ટ્રધ્વજનું રક્ષણ કર્યું છે. એક ઝાડ ઉપર બ્હેનોએ રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો. પોલીસ એ ધ્વજ ખસેડવા આવી. પરંતુ બ્હેનોએ ઝાડની ફરતે સાંકળ કરી લીધી. એટલે આખરે પોલીસ થાકીને ચાલી ગઇ. ઘલોરમાં લોકોનાં ટોળાં પર પોલીસે ગોળીબાર કરતાં એક બ્હેન મરણ પામ્યાં છે. નેલોરમાં પીઠાંની ચોકી કરતાં ૭ બહેનો પકડાયાં.

મદ્રાસમાં ગુજરાતી બ્હેનો ચરખા વર્ગ ચલાવે છે.

**બીહારઃ**

આકોલામાં બ્હેનોએ પીઠાંની ચોકીનું કામ ઉપાડયું છે. મીસીસ પ્રમિલા વગેરે આ કામ ચલાવી રહ્યાં છે એક દિવસ સખ્ત વરસાદ હોવા છતાં બ્હેનોએ ચોકીનું કામ છોડયું નહિ.

માત્ર હિન્દમાંજ નહિ પણ પૂર્વ આફ્રિકામાં પણ હિન્દી મહિલાઓ જાગી છે. હિન્દની લડત પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા પૂર્વ આફ્રિકાની હિન્દી બ્હેનો ફાળો એકત્ર કરે છે. અને સભાઓમાં પણ મોટા પ્રમાણમાં ભાગ લીએ છે

શ્રીમતી અનસૂયાબાઇ કાલેએ સરકારની દમનનીતિનો વિરોધ કરી મધ્યપ્રાંત ધારાસભાના સભ્યપદેથી રાજીનામું આપ્યું છે.

સ્ત્રીશક્તિ જાગી છે. અને તેજ ભારતનો ઉદ્ધાર કરશે. એ શક્તિનાં ખપ્પરમાં બ્રિટીશ સલ્તનતનો નાશ થશે અને તેને સ્થાને સ્વતંત્ર ભારતનું નવસર્જન થશે.

[ તા. ૨૬–૬–૩૦ ]

# નોંધ

**શક્તિસ્વરૂપા સ્ત્રીઓ**

વિશ્વવંદ્ય, જગદ્‌ગુરૂ મહાત્મા ગાંધીજીના ભારત મૈયાની મુક્તિ અર્થેના અહિંસક ધર્મયુદ્ધમાં સ્ત્રીઓએ ખાસ કરીને ગુજરાતણોએ સારા જગતને આજે દિગ્મુઢ બનાવી દીધું છે. જે ગુજરાતણો, ઘરમાંથી બહાર નીકળતાં ડરે, જેઓ ખાવું પીવું અને ગૃહકાર્યો સિવાય બીજું કંઇ જગતમાં છે કે નહિ તે જાણે નહિ તેજ ગુજરાતણો, મહાત્માજીનો મોહનમંત્ર સ્વીકારી આજે રણચંડિકા બની મહિષાસુર સમો લેંકેશીયરના કાપડનો ધંધો, જે હિન્દનું રક્ત ચુસી રહ્યો છે, તેનો સંહાર કરવા કેસરી વાઘા સજી રણસંગ્રામમાં ઘુમી રહી છે, એટલું જ નહિ પણ તકલીથી સુતર કાંતી રહી છે, અપમાન સહી રહી છે, મ્હોલ્લે મ્હોલ્લે ભ્રમણ કરી રહી છે, અને રાત દિવસ અવિશ્રાંત શ્રમ કરી ભૂખ તરસ વેઠી રહી છે ! ગુજરાતણોની શક્તિના પ્રમાણમાં આ સઘળી સેવા સ્તુત્ય છે, ખરેખર, ન કલ્પી શકાય તેવી છે !

**હિન્દની ગુલામીનું કારણ સ્ત્રીઓ જ છે !**

છતાં આ સેવા હજી ઓછી છે. સ્ત્રીઓએ વગર વિચારે કરેલાં પરિવર્તનના પ્રમાણમાં આ સેવા કહો કે પ્રાયશ્ચિત જે ગણો તે ઓછું છે. પ્રાચીન કાળ તરફ ઝાંખી કરીએ. તે સમયે જગતના ઘણા દેશો અંધકારમાં હતા. આજે જે જે દેશો સુધરેલા ગણાય છે, તેનું તો નામ નિશાન પણ નહોતું ! ખુદ ઇંગ્લાંડને તો વસ્ત્ર પહેરવાનું ય ભાન નહોતું, આ અંગ્રેજ પ્રજા નગ્નાવસ્થામાં પોતાની જિંદગી વ્યતીત કરતી હતી, તેવા પુરાતન કાળે આપણો ભારતવર્ષ વિદ્યા કળાની ટોચે હતો અને તેમાં પણ ખાસ કરી વસ્ત્રો ઉત્પન્ન કરવાની વિદ્યામાં અતિ નિપુણ હતો. સુતર કાંતવું અને તે પણ આજે મીલમાં ઉંચામાં ઉંચા નંબરનું સુતર જે યંત્રોદ્વારા નીકળે છે, તે કરતાં પણ સરસ હાથવડે રેંટીયા પર કાંતવું એતો હિંદી સ્ત્રીઓની એક અજાયબીભરી, અનુપમ હંમેશની કારીગીરી હતી. એ સુતરથી બનેલો કાપડનો તાકો મુઠીમાં સમાતો. તે કાપડના ટકાઉપણાની ખાત્રી માટે, નખ વધારી તેમાં છિદ્ર પાડી, તે છિદ્રદ્વારે તે કાપડના સુતરને ખેંચી જોવાતું. એવું ઉત્તમ મુલાયમ કાપડ ઉત્પન્ન કરતો દેશ માત્ર એક હિંદ જ હતો. આના પૂરાવા હજી મોજુદ છે. ગુજરાતમાં હજીએ ઘણા ગામોમાં ઘેરેઘેર રેંટીયાઓ માળીયામાં પડયા પડયા રડે છે. આવી નિપુણતાથી બનાવેલું કાપડ આખા હિંદને પૂરૂં પડતું અને વધેલું કાપડ પરદેશોમાં મોકલી અપાતું. પરંતુ કાળની ગતિ ગહન છે ! હિન્દના ભાગ્યના અવળા પાસા પડયા અને તે અંગ્રેજોના હાથમાં ઝડપાઇ પરતંત્ર બન્યું ! આપણા કાપડની અજોડ કારીગરી પર અંગ્રેજો મોહી પડયા એ અનુપમ ધંધાના નાશ માટે અનેક ઉપાયો પ્રપંચો, કાવાદાવા, છળભેદ, અત્યાચારો કરી, ભારતના એ પુરાતન ધંધાનું નામનિશાન કાઢી નાખી એ ધંધાને જડમૂળથી ઉખેડી દીધો ! છતાંએ જેમ ગળથુથીમાંથીજ સંસ્કાર પીધા હોય તે પ્રજાથી ન તજી શકાતું નથી તેમ ૧૫૦ વરસના અંગ્રેજી અમલ છતાંએ કાંતવાના ઉદ્યોગ પંજાબ, કશ્મીર અને ખાસ કરીને મારવાડમાં અત્યારે પણ ચાલુ જ છે ત્યાંની સ્ત્રીઓ સુતર ઉપરાંત રેશમ અને ઊન પણ કાંતે છે.

ઇરાનથી આફતની મારી આવેલી પારસી કોમને હિન્દમાં આશ્રય આપનાર રાણા જાદીરાણાએ ભારતના કેટલાક રીતરિવાજ સ્વીકારવા કહેલા તે માંહેલો એક મુખ્ય રિવાજ કાંતવાનો અડગ કર્યો હતો. તે કોમ આજે પણ પોતાની કસ્તી પોતાના કન્યાઓ પાસે કંતાવી વણાવી ધારણ કરી, પોતાનું આપેલું વચન અદા કરે છે પરંતુ હિન્દી સ્ત્રીઓ પગલું ચૂકી અને કાંતવું છોડયું ! તેથી ભારત પડયો, પડયો તે ઠેઠ ૧૬ કરોડ રોટીઆના ગોર ખાડામાં ! તેમાં અજાયબી એ છે કે ૪૮ કરોડ એટલે પોણા ભાગનું પરદેશી કાપડ માત્ર

બ્હેનો માટેજ સાત સમુદ્રની પેલી પારથી આવ્યું ! બ્હેનોનો આ ઘોર અપરાધ છે ! આ પાપમાંથી મુક્ત થવાનું પ્રાયશ્ચિત પૂજ્ય મહાત્માજીએ સૂચવ્યું છે, અને બ્હેનોએ તે સહર્ષ સ્વીકાર્યું છે ! પણ આટલી સેવા અને ત્યાગ કાંઇ પૂરતો કહેવાય ? આ વર્તમાન ધર્મયુદ્ધમાં સાચો હિસ્સો આપવા માટે પોતાના સંસારમાં બ્હેનોએ સાદાઇ આણી, ઓછા-ખર્ચે તેને ઉજળવો પડશે. પોતાના હીર-ચીરના રેશમી બહુમુલ્ય મુલાયમ વસ્ત્રો તજી ખાદીનું પરિધાન કરી, પોતાનું અને દેશનું આર્થિક હિત અચુક સાધવુંજ પડશે પોતાના પતિ અને વહાલામાં વહાલા પુત્રોને રણના ભેરી નાદો વાગતાં રણાંગણે હસતે મુખે વળાવવા પડશે અને એમ સઘળી રીતે ફના થઈ જશે ત્યારેજ સ્ત્રીઓએ કરેલા અપરાધનો હિસ્સો માતૃભૂમિ પ્રત્યે આપ્યો ગણાશે. આ માટે કોમળ હૃદય નહિ રખાય, હવે તો સિંહણની છાતી કરવી પડશે. જુઓ, ચીનની એક વૃદ્ધ ડોશી શું કહે છેઃ

" એ જુલ્મી રાજાનો મદ તોડવા તેણે શસ્ત્ર ઉપાડયાં, જેની છાંયા હેઠળ શિતળ શાંતિ પામવાને બદલે લોકોના હૈયામાં ભડભડ દ્વેષ સળગતો, તેની સત્તાને ધૂળમાં રગદોળવાને શિરને સાટે એણે રખોલા પ્રજાજનોની સરદારી સ્વીકારી અને ચીનના એ મદા જાલીમ સમ્રાટને યુદ્ધનાં કહેણ કહાવ્યાં. સમ્રાટે દરબાર ભર્યો. " કોણ છે આ પત્રનું લખનાર મગતરૂં ? ચીનના સાર્વભૌમ સત્તાધારી શહેનશાહ સામે ઉંચી આંખો કરનાર કોણ છે આ ? એને માથે કાળ ભમી રહ્યો છે. યમરાજનાં એને તેડાં આવ્યાં છે કે શું ? "

સેનાપતિએ પડકાર કર્યોઃ " મહારાજ, એની માતા તો આપણા કેદખાનામાં સબડે છે, હુકમ કરો કે એનું ધડ શિરથી જુદું પડે. "

સમ્રાટે ફરમાન કાઢ્યુંઃ " જણાવો એ ડોશીને કે તારા પુત્રને તલવાર મ્યાન કરવાનું ફરમાવ, નહિ તો તારું શીર્ષ ધડથી જુદું થશે. "

હાથમાં ખંજર લઇ સેનાપતિ ડોશીના કેદખાનામાં ચાલ્યો.

× × ×

નાનકડી કોટડીમાં એક ખુણે એ બેઠી હતી, માત્ર એના મગજ કામ કરતાં હતાં. શરીર હાડપિંજર બનો ગયો હતો પણ એ હાડપિંજરના માળા પ્રચંડ બ્રહ્માંડને ડોલાવે એવો આત્મા બળુકો હતો. બાર ઉઘડયા ને ખંજર સહિત સેનાપતિએ આવી સમ્રાટનો સંદેશો કહ્યો.

" તલવાર મ્યાન કરવાનું ફરમાવ તારા પુત્રને ઓ ડોશીમા ! નહિ તો આ ખંજર તારી છાતીમાં ભોંકાઇ, તને પળવારમાં હતી ન હતી કરશે "

પણ જગતના ઇતિહાસે જેનાં નામ જાણ્યાં નથી એવી એ તો સિંહણ હતી ? એ નનામી વિરાંગનાની ગમનભેદી ગર્જના ચીનના ઇતિહાસમાં સદાએ સુવર્ણાક્ષરે રહેશે !

" નરાધમ ! નરાધમોના સરદાર તારા સમ્રાટને કહેજે, કે સિંહણનાંજ બાળક સિંહ નીવડે છે. સમશેરની ધારે તું મને ડરાવવા ઇચ્છે છે ? મારા રુધિરની નીક મારા દેશને કાજે ભલે વહો ! " વૃદ્ધ વીરાંગનાએ સેનાપતિના હાથમાંથી ખંજર ઝુંટવી લીધું ને પોતાની છાતીમાં આરપાર ભોંકી દીધું.

" નીચ ! તારામાં કંઇ પણ હૈયું હોય, તો લઇ જજે આ રક્ત ગળતું ખંજર; ને સંભળાવજે મારો છેલ્લો બોલ મારા સપુતને કે " બેટા ! જાલિમને કાજે તારી સમશેર સદા-બળુકી રહો. તારી માતાના દેહની તને બીક હતી તે હવે ટળી છે પ્રજાનાં દુઃખદર્દમાં તારી ભાગીદારી સદાય અવિચળ રહો અને પુત્ર સુખી કરો મારું જન્મસ્થાન; મારી માતૃભૂમિને સ્વતંત્ર કરો ! "

હિંદની મુક્તિ અર્થે પણ હિન્દી બ્હેનોએ આવાં બલિદાન દેવાં પડશે.

**મારવાડી સ્ત્રીઓની દેશ પ્રત્યે ધગશ અને ત્યાગ.**

શ્રી રામના વનવાસ ગમનમાં જનકતનયા જાનકીજી પતિથી વેગળાં રહી શક્યાં નહોતાં આજે એજ બનાવનું પુનરાવર્તન, મનાદય શેઠ જમનાલાલજી બજાજના ધર્મપત્ની શ્રીમતી જાનકીબાઇ બજાજે કરી બતાવ્યું છે. શ્રી. જાનકીબાઇ જાતે મારવાડી છે. હિંદ કોમમાં ગુજરાતી કરતાં મહરાષ્ટ્રી સ્ત્રીઓની સાડી લાંબી હોય છે. પણ તેથીયે વધારે કાપડ તો મારવાડી સ્ત્રીઓના પહેરવેશમાં વપરાય છે. તેમનો ચણીયો ૩૦ થી ૪૦ વાર કાપડનો બનાવવામાં આવે છે. હાથમાં ચુડીઓ પણ ઓછાં ઠપ કાંડા તેટલી પહેરે છે, ગળું ઓઢવાની રીત પણ જુદી હોય છે, માથામાં સોનાનો ઘડો. જાણીને

ચોટલો ગુંથવણીને છુટો રાખે છે, ને તેમાં ઘરેણાં નાંખે છે. પુરૂષ વર્ગના પડછાયાથી પણ સ્ત્રીઓ દૂર રહે છે, મોઢું ઉઘાડું રખાતું નથી. રસ્તામાં ચાલતાંએ લાંબો ધુમટો તાણે છે, ને જોવા માટે એક આંખ ઉઘાડી રાખી જુએ છે. આવો કડક મર્યાદાને પાળનારી કોમમાં જન્મેલાં શ્રી. જાનકીબાઇ આજે પોતના પતિને કારાવાસમાં વળાવી, પતિનું દેશસેવાનું અધુરું કાર્ય પૂર્ણ કરવા, સ્વજ્ઞાતિના સઘળા રિવાજોને ફેંકી દઇ ભગવી ખાદી પહેરી, ધનના ઢગલે આળોટતાં આ બ્હેન મુંબઇના પરાંઓમાં દારૂ તાડીની ચોકી કરવાનું અતિ વિકટ કાર્ય કરે છે. એ સાર્જન્ટોના હુમલા, અપમાન અને અપશબ્દો દેશની આઝાદી માટે સહી રહ્યાં છે. આ વીરાંગનાને પગલે હિન્દના આ આખરી યુદ્ધમાં તમામ મારવાડી બ્હેનો જોડાશે એવી અભ્યર્થના છે !

**દેશસેવિકા સંઘ અને સ્ત્રીશક્તિ**

દેશસેવિકાસંઘ દેશસેવાના કાર્યમાં ટુંક સમયમાં વધારે મક્કમ અને વ્યવસ્થિત થતો જાય છે. પરદેશીઓની પરદેશી માલની દુકાન મુંબાઇમાં કોટમાં આવેલી છે, તેની ચોકી સ્વયંસેવકો કરે છે, ત્યાં પણ અણીને પ્રસંગે દેશસેવિકાઓએ શાંતિ જાળવવામાં સારો ભાગ ભજવ્યો છે.

મુંબઇના પરાંઓમાં દારૂ તાડીની ચોકીમાં સ્ત્રીઓએ અજબ શાંતિ અને ધૈર્ય બતાવ્યું છે. પરદેશી કાપડની ચોકી કરતાં મદ્યપાન નિષેધ માટેની ચોકી કરવી કપરી છે કેમકે ટેવના ગુલામ બનેલા ભાનભૂલ્યા મનુષ્યો શું ન કરે ? તે કહેવાય તેમ નથી. આવા જોખમ ભરેલા કાર્યમાં પણ સ્ત્રીઓ ઝંપલાઇ છે, એજ બતાવી આપે છે કે સ્ત્રીઓમાં કેટલી તાકાત છે, કેટલી શક્તિ છુપાઇ રહી છે અને સ્ત્રીઓ જો મન પર લે તો કેવા વિકટમાં વિકટ ભયંકર કામો કરી શકે છે તેની ખાત્રી થાય છે !

મહાત્માજીની પાછળ પૂજ્ય માતુશ્રી કસ્તુરબા તો રણઘેલાં બન્યાં છે, ને પોતાની વૃદ્ધાવસ્થામાં જુવાનીનું જોમ બતાવી રહ્યાં છે. મીઠુબેન પીટીટ અને ગુજરાત કાઠિયાવાડની ઘણી બ્હેનો મહાત્માજીએ સોંપેલું કાર્ય ભારે શ્રમપૂર્વક ઉઠાવી રહ્યાં છે.

**પ્રભાત ફેરી મંડળ**

આજે ભારતવર્ષની સ્વતંત્રતાની પુનઃ રચના ઘડાય છે. ભારતમૈયાની મુક્તિની ઉષાની આછી આછી ઝાંખી દેખાય છે. તેવે સમયે પ્રભાતમાં માતૃભૂમિનું ગાન કરવું એ સર્વેની પવિત્ર ફરજ છે. પ્રભાતીયાં એ, હિન્દનું જુનું સંગીત છે. પ્રાતઃ કાળમાં સાંસારિક પ્રપંચો તજી પ્રભુનું સ્મરણ કરવું અને દેશ કાળને અનુસરતા ઉપદેશના ગાન પ્રભાત રાગમાં ગાવા એ આપણી પ્રાચીન પ્રથા છે. પણ અંગ્રેજી વિદ્યા ભણીને એ પણ ગુમાવ્યું ! પરંતુ ૧૫૦ વર્ષની ગુલામીના ઘેનમાંથી જાગૃત થવાની અને જાગૃત થએલાએ બીજાને જાગૃત કરવાની જરૂર છે, તે કાર્ય મુંબઇમાં થોડા સમયથી ઉપરનું મંડળ કરે છે. આ મંડળની જેમ તેમાં ભેળાઇને અથવા સ્વતંત્ર રીતે ઘણી સ્ત્રીઓએ પણ ગલીએ ગલીએ ફરી, માતૃભૂમિની મુક્તિના ગાન ગાઇ, પ્રજાને જાગૃત કરી તેમની ઉંઘ ઉડાડી દેવી જોઇએ.

**બલિદાન**

સાબરમતીના સંતના અહિંસક સત્યાગ્રહના પૂર ભારતી પ્રજામાં રેલાતા જોઇ, અંગ્રેજ સરકાર ઝંખવાઇ ગઇ છે. તેને સારાસારનું ભાન રહ્યું નથી. અત્યાર સુધી મીઠાના કાયદાનો ભંગ થતો; હવે પરદેશી કાપડ અને દારૂતાડીના પીકેટીંગનું કાર્ય ઉમેરાયું. સરઘસો સભાઓ અને જનતાની સહનશીલતા અને જાનકુરબાની જોઈ તેની આંખે તમ્મર આવી ગયાં છે. તેથી નિઃશસ્ત્ર સ્વયંસેવકો પર લાઠી ઉગામતાં ઉગામતાં હવે સ્ત્રીઓ અને બાળકોને ઝુડવા માંડયા છે. ધરાસણા આજે તો મુંબઇમાં દેખાય છે. બીજા સ્થળોએ ક્યારે એમની આંખ ફરશે તે કહી શકાય તેમ નથી. પરાંમાં તાડીના પીકેટીંગ વખતે મીસ ભેસાનીયાનો હાથ એક સાર્જંટે મારી નાખ્યો હતો ને તા. ૨૧-૬-૩૦ ને રોજ મુંબઇના આઝાદ મેદાનમાં સ્ત્રીઓને પણ લાઠીથી ઘોડેસ્વારોએ વધાવી છે. પણ જાગેલી પ્રજા કદિ ઉંઘતી નથી અત્યાર સુધીમાં સ્ત્રીઓને પણ પકડવાના બનાવો જુજ બન્યા છે. મોટી સંખ્યામાં પકડે ને જેલમાં પૂરે તો મુંબઇએ નવાઇ પામવાનું નથી.

દિલ્હીમાં સ્વ. મહર્ષિ સ્વામી શ્રી શ્રદ્ધાનંદના દોહિત્રી શ્રીમતી સત્યવતી દેવીને માતૃભૂમિની મુક્તિ અર્થે જેલનું માન મળ્યું છે. એ બ્હેને કહેવાતા રાજદ્રોહી ભાષણો કર્યાં હતાં, તેથી તેમની પાસે સરકાર તરફથી જામીનગીરી માગવામાં આવી હતી; તે તેમણે ન આપી તેથી એક વરસની કેદ મળી છે. આ પ્રસંગે એમણે જે સ્ટેટમેંટ રજુ કર્યું હતું તે દરેકે કંઠસ્થ કરવા જેવું છે.

આ ઉપરાંત મુંબઇની ધારાસભાના પહેલાં જ સ્ત્રી સભ્ય યુરોપીયન બ્હેન મીસ ડીકીનસનનો દાખલો સરકારની દમનનીતિ પર સારો પ્રકાશ પાડે છે. સરકારના નિઃશસ્ત્ર અહિંસક જનો પર થતા હુમલા જોઇ તેમને સરકાર તરફથી મળેલી ધારાસભાની બેઠકનું રાજીનામું આપી દીધું છે, તથા 'કૈસરે હિન્દ'નો ચાંદ લેવાની ના પાડી છે. હિંદ પ્રત્યેની ભક્તિ માટે એ સઘળી બ્હેનોને અમારા અભિનંદન છે !

**પારસી સ્ત્રીઓનો ઉદાર ભક્તિમાં ફાળો**

હિંદ પ્રત્યેની ભક્તિ માટે મુંબઇની પારસી કોમે સરઘસ કાઢી પોતાની ફરજ બજાવી છે. તે ઉપરાંત ધરાસણામાં માર મારવામાં પ્રખ્યાત થએલા પોલીસ અમલદાર મી. આંટીયા ઓરડીમાં પોતાના સસરાને ત્યાં ગયા હતા, તે વખતે પારસી સમાજ કાળા વાવટા સાથે સરઘસ કાઢી એમના મકાન પર ગયા હતા. પારસી બ્હેનો પણ હવે દેશભક્તિ શું અને દેશદ્રોહ શું તે સમજતી થઇ છે. તે ખુશી થવા જેવું છે.

**સ્વદેશ સેવાની ધગશ**

ટાટીઓની કન્યાશાળાઓમાં ત્યાંની બુદ્ધિમતિ સંચાલિકાએ કન્યાઓ સમક્ષ એક સુંદર પ્રશ્ન રજુ કરેલો કે "તમને પુરૂષત્વ ગમે કે સ્ત્રીત્વ ? ૬૬૦ જવાબ આપનારી બાળાઓમાં ૨૩૧ બાળાઓએ પુરૂષ થવા પ્રત્યે પસંદગી બતાવી હતી અને ૨૯૮ બાળાઓએ અમુક સંજોગોમાં સ્ત્રી રહેવાની અને અમુક સંજોગોમાં પુરૂષ થવાની રૂચી પ્રદર્શિત કરી હતી. માત્ર ૧૩૬ બાળાઓએ સ્ત્રીત્વ પસંદ કર્યું હતું. પેલી ૨૩૬ બાળાઓમાંની એકનો જવાબ અહિં રજુ કરીએ છીએ.

"નારીપણું નથી ગમતું, ગુરુમાતા ! નારીપણું નથી ગમતું. દેશની માટીમાંથી ઉત્પન્ન થઇ તેના અન્નજળ વડે દેહ પોષી, એજ દેહને પ્રાણથી પણ પ્યારી જન્મભૂમિના કાજે કુરબાન કરી નાખવાનું ન મળે તો જીવનનું સાર્થક શું ? રણાંગણમાં માતૃભૂમિના સ્વાતંત્ર્યજ્યોતથી ઝળહળતા વાવટા નીચે બખ્તર અને કવચ સજી પોતાના ખુન વહાવવાની તક ન મળે તો એ જન્મવા શાં ખપનાં ? પુરુષોને માયાજાળમાં ફસાવનારી, ધર્મપંથથી ભ્રષ્ટ કરનારી મોહક પૂતળી બનવાનું વિલાસ અને મોહમસ્તીની પ્રતિમારૂપી ઢીંગલી બની રમાડયા કરવાનું જે અવતારે કપાળમાં લખ્યું, તે અવતાર એળે નહિ તો બીજું શું ? જ્યાં તોપોની ગગનભેદી ગર્જનાઓ જાણે સારા બ્રહ્માંડને હચમચાવી મૂકતી હોય, મ્યાનમાંથી કેસરીયા કરવા નીકળી પડેલી ખડ્ગ-સુંદરીઓનો ચકચકાટ વિજળીના ચમકારાને યે ભૂલાવી દેતો હોય, માતૃભૂમિને કાજે ઘા ઝીલવાની અને ઘા કરવાની જ્યાં હોડ બકાઇ રહી હોય, એ સ્થાને માથાંને હથેળીમાં લઇને ઘૂમનારા લડવૈયા, એ રણસંગ્રામની રમતોનાં ખેલન જે દેહે ન ખેલવાનાં તે દેહે સૂર્યનો પ્રકાશ દીઠો તોયે શું, ન દીઠો તોયે શું ? પ્યારી નીનોતનેયાના (જાપાન) દિગ્વિજયનો કીર્તિસ્તંભ જે રુધિર વડે ચણાઇ રહ્યો હોય, તે રુધિરમાં જે દેહનાં રક્તબિન્દુઓ ન ભળે, એ દેહ કરતાં તો ધન્ય એ લોખંડી ગોળાઓને, જેની તોપ ને તલવાર બને છે !

માતા ! દેશને કાજે કુરબાની કરવાનો હક પુરુષો ભોગવે છે, એ લહાવો લેવા મને પુરુષત્વ જોઇએ છે. નિર્બળતાની પ્રતિમા સરખું આ નારીપણું નથી ગમતું-નથી ગમતું !"

આપણી સ્ત્રીઓમાં જ્યારે આવા વિચારો ઉદ્ભવશે ત્યારે દેશને આઝાદ થતાં વાર નહિ લાગે-લાગે.

પતિને પંથે



ગુજરાતના જાણીતા લેખિકા અને મુંબાઇની વિધાનસભાના ઉપપ્રમુખ
**સૌ. લીલાવતી મુન્શી**
જેમને સરકારે ત્રણ માસ માટે પોતાના મ્હેમાન બનાવ્યાં છે.

દિલ્હીમાં સ્વ. મહર્ષિ સ્વામી શ્રી શ્રદ્ધાનંદના દૌહિત્રી શ્રીમતી સત્યવતી દેવીને માતૃ ભૂમિની મુક્તિ અર્થે જેલનું માન મળ્યું છે. એ બ્હેને કહેવાતા રાજદ્રોહી ભાષણો કર્યાં હતાં, તેથી તેમની પાસે સરકાર તરફથી જામીનગીરી માગવામાં આવી હતી; તે તેમણે ન આપી તેથી એક વરસની કેદ મળી છે. આ પ્રસંગે એમણે જે સ્ટેટમેંટ રજુ કર્યું હતું તે દરેકે કંઠસ્થ કરવા જેવું છે.

આ ઉપરાંત મુંબઇની ધારાસભાના પહેલાં જ સ્ત્રી સભ્ય યુરોપીયન બ્હેન મીસ ડીકીનસનનો દાખલો સરકારની દમનનીતિ પર સારો પ્રકાશ પાડે છે. સરકારના નિઃશસ્ત્ર અહિંસક જનો પર થતા હુમલા જોઇ તેમને સરકાર તરફથી મળેલી ધારાસભાની બેઠકનું રાજીનામું આપી દીધું છે, તથા 'કેસરે હિન્દ'નો ચાંદ લેવાની ના પાડી છે. હિંદ પ્રત્યેની ભક્તિ માટે એ સઘળી બ્હેનોને અમારા અભિનંદન છે !

**પારસી સ્ત્રીઓનો દેશ ભક્તિમાં ફાળો**

હિંદ પ્રત્યેની ભક્તિ માટે મુંબઇની પારસી કોમે સરઘસ કાઢી પોતાની ફરજ બજાવી છે. તે ઉપરાંત ધરાસણામાં માર મારવામાં પ્રખ્યાત થએલા પોલીસ અમલદાર મી. આંટીયા ઓરડીમાં પોતાના સસરાને ત્યાં ગયા હતા, તે વખતે પારસી સમાજ કાળા વાવટા સાથે સરઘસ કાઢી એમના મકાન પર ગયા હતા. પારસી બ્હેનો પણ હવે દેશભક્તિ શું અને દેશદ્રોહ શું તે સમજતી થઇ છે. તે ખુશી થવા જેવું છે.

**સ્વદેશ સેવાની ધગશ.**

ટોકીઓની કન્યાશાળાઓમાં ત્યાંની બુદ્ધિમતિ સંચાલકોએ કન્યાઓ સમક્ષ એક સુંદર પ્રશ્ન રજુ કર્યો કે "તમને પુરુષત્વ ગમે કે સ્ત્રીત્વ? ૬૬૦ જવાબ આપનારી બાળાઓમાં ૨૩૧ બાળાઓએ પુરૂષ થવા પ્રત્યે પસંદગી બતાવી હતી અને ૨૮૮ બાળાઓએ અમુક સંજોગોમાં સ્ત્રી રહેવાની અને અમુક સંજોગોમાં પુરૂષ થવાની રૂચી પ્રદર્શિત કરી હતી. માત્ર ૧૩૬ બાળાઓએ સ્ત્રીત્વ પસંદ કર્યું હતું. પેલી ૨૩૬ બાળાઓમાંની એકનો જવાબ અહિં રજુ કરીએ છીએ

"નારીપણું નથી ગમતું, ગુરુમાતા ! નારીપણું નથી ગમતું. દેશની માટીમાંથી ઉત્પન્ન થઇ તેના અન્નજળ વડે દેહ પોષી, એજ દેહને પ્રાણથી પણ પ્યારી જન્મભૂમિના કાજે કુરબાન કરી નાખવાનું ન મળે તો જીવનનું સાર્થક શું ? રણાંગણમાં માતૃભૂમિના સ્વાતંત્ર્યજ્યોતથી ઝળહળતા વાવટા નીચે બખ્તર અને કવચ સજી પોતાના ખુન વહાવવાની તક ન મળે તો એ જન્મતા શાં ખપનાં ? પુરૂષોને માયાંજાળમાં ફસાવનારી, ધર્મપંથથી ભ્રષ્ટ કરનારી મોહક પૂતળી બનવાનું વિલાસ અને મોહમસ્તીની પ્રતિમારૂપી ઢીંગલી બની રમાડયા કરવાનું જે અવતારે કપાળમાં લખ્યું, તે અવતાર એળે નહિ તો બીજું શું ? જ્યાં તોપોની ગગનભેદી ગર્જનાઓ બધે સારા બ્રહ્માંડને હચમચાવી મૂકતી હોય, મ્યાનમાંથી કેસરીયા કરવા નીકળી પડેલી ખડ્ગ-સુંદરીઓનો ચકચકાટ વિજળીના ચમકારાને યે ભૂલાવી દેતો હોય, માતૃભૂમિને કાજે ઘા ઝીલવાની અને ઘા કરવાની જ્યાં હોડ બકાઇ રહી હોય, એ સ્થાને માથાંને હથેળીમાં લઇને ઘૂમવાના લ્હાવા, એ રણસંગ્રામની રમતોનાં ખેલન જે દેહે ન લેવાયાં તે દેહે સૂર્યનો પ્રકાશ દીઠો તોયે શું, ન દીઠો તોયે શું ? પ્યારી નીનોનમૈયાના (જાપાન) દિગ્વિજયનો કીર્તિસ્તંભ જે રૂધિર વડે ચણાઇ રહ્યો હોય, તે રૂધિરમાં જે દેહનાં રક્તબિન્દુઓ ન ભળે, એ દેહ કરતાં તો ધન્ય એ લોખંડી ચોસલાંઓને, જેની તોપ ને તલવાર બને છે !

માતા ! દેશને કાજે કુરબાની કરવાનો હક પુરૂષો ભોગવે છે, એ લ્હાવો લેવા અને પુરૂષત્વ જોઇએ છે. નિર્બળતાની પ્રતિમા સરખું આ નારીપણું નથી ગમતું-નથી ગમતું !"

આપણી સ્ત્રીઓમાં જ્યારે આવા વિચારો ઉદ્ભવશે ત્યારે દેશને આઝાદ થતાં વાર નહિ લાગે-થશેજ.

# અરે! મારું કોઇ સાંભળશો?



**જો બધીયે માતાઓ આ બાળકના બેટલુંજ જાણતી હોત તો વિશ્વમાં વધુ સુખી અને વધુ તંદુરસ્ત બાલકો રમતાં હોત!**

**હું ઘણોજ તરસ્યો છું! [ ચિત્ર. નં. ૧ ]**

હું ઘણોજ નાનો હતો ત્યારે હું ઘણી વખત ખૂબ તરસ્યો થઇ જતો; મને તરસ લાગી છે એમ બતાવવા હું ખૂબ રડતો ત્યારે બા મને માત્ર દૂધ આપતી. આથી મને દુઃખ થતું અને તેથી મારે પાણીની ઘણીજ જરૂર પડતી. બધું પરચુરણ ખૂબ ખાવાનું મળ્યાથી હું ગંદો થઇ જતો; મારા રૂમાલ ગંદા થઇ જતા. મને ગુમડાં થઇ આવતાં, શરીર લાલ લાલ થઇ આવતું. હું અને બા ખુબ દુઃખ પામતાં. હું ખૂબ રડતો હોઉં ત્યારે હું તરસ્યો થયો હોઉં છતાં હું ભૂખ્યોજ થયો છું એમ બા કેમ માનતી હશે?





**અરે! શ્વાસ પણ નહિ લેવાય!**

મારા નાક માટે પણ હું ઘણો નાનો હતો ત્યારે તેમણે મારે માટે એક ભૂલ કરી હતી. અને તે આ મને બાતેજ ધવડાવતી ત્યારે. મારું નાક જરા ઉંચું તેથી હું બરાબર ધાવી શકતો નહિ. હું ભૂખ્યો થાવું એ ઘણુંજ ભયંકર હતું. કારણ કે શ્વાસ લેવા માટે મારે મારું મોં બહાર કાઢવું પડતું અને તેથી હું એકી સાથે એક મીનીટથી વધારે વખત ધાવી શકતો નહિ. હું માથું ધુણાવતો અને પીડાતો; અરે કેટલીક વખત તો તેનાં સ્તન છોડી ચીસ પાડતો. અને આ બધુંયે હું શ્વાસ નહિ લઇ શકતો તેને લીધે હતું છતાં બા એમ ધારી લેતી કે તેનું દૂધ સારું નહિ તેથી હું આમ કરતો. એટલે તેણે મને શીશી દ્વારા દૂધ પાવા માંડ્યું! ચૂસવા માટે આ ઘણું સારું હતું. કારણ કે ચૂસવા સાથે હું શ્વાસ પણ લઇ શકતો હતો પરંતુ ત્યારે એક બચ્ચાંઓના દાક્તરે તેને ફરી બાતેજ ધવડાવવા કહ્યું ત્યારે મને આનંદ થયો. ધવડાવતાં પહેલાં તે મારું નાક મોં રૂમાલ વતી બરાબર સાફ કરતી અને પછી તો ધાવતાં ધાવતાં પણ હું શ્વાસ લઇ શકું એવી તેણે સમજદાર રાખી શીશી ઉપરજ

ણીઓ થાય એ માટે—હું—ઘણોજ નાનો હતો એમ તેઓ ધારતા; જ્યારે, ખરી રીતે, તેમ ન હતું.

**રડવાનું મૂલ્ય મળે છે !**

બીજી ભૂલ તેઓ એ કરતા કે હું રમતો હોઉં, ગંદો થઇ ગયો હોઉં, ત્યારે તેઓ મને ઉચકી લેતા. દરેક બાલકને રમવા કૂદવાનું ગમે છે. અને બપોરે હું આજુબાજુ નજર ફેરવું એટલે મને રમવાનું મન થાય. પરંતુ જો હું શાન્તિથી મારી ગોદડી પર પડયો રહું તો બા મારી પાસે પણ નહિ આવે. હું જ્યારે રડું ત્યારેજ તે મારી પાસે આવે અને રમે. આજે મને એજ ટેવ માટે શિક્ષા કરવામાં આવે છે. કારણ કે મને જ્યારે જ્યારે કોઇ ચીજની જરૂર પડે ત્યારે ત્યારે તે મેળવવા માટે હું રડું છું અને તોફાન કરૂં છું.

**નિદ્રાધીન થવા માટે:**

હું સૂવા જેટલો થાકી જાઉં ત્યાં સુધી તેઓ મને સુવાડતા નહિ. એ એક મોટામાં મોટી-ગંભીર ભૂલ તેઓ મારે માટે કરતા. મારા સૂવાના વખતે-૭ વાગ્યે હું ઘણોજ થાકી જતો અને તેથી હું ખૂબ રડતો. હું ખૂબ રડતો ત્યારે બાને એમ વિચાર આવતો કે હજી આ બરાબર થાકયો નથી અને તેથી કલાક (કોઇક વખત બે કલાક) થવા રડયા કરે છે; અને પછીથી મને સૂવડાવે છે. આને બદલે જો મને ૬ વાગ્યેજ હું બહુ થાકયો ન હોઉં તે વખતે સૂવડાવી દીધો હોત તો થાકીને હું ઉંઘી જાઉં તેનાં કરતાં હું પહેલો નિદ્રાધીન થઇ ગયો હોત.

**અને મારાં કપડાં ?**

ઉન્હાળામાં સખ્ત તાપ પડે તે છતાં તેઓ મારાં કપડાં બદલતાં નહિ. જાણે કેમ હવાની અસર મને થતી જ ન હોય ! મારા સામાન્ય કપડાં પહેર્યાં હોય ત્યારે મને હવાની અસર જરૂર થાય જ પરંતુ જ્યારે આમ સખ્ત ગરમીને પરિણામે મને ટાઢ લાગે ત્યારે તેઓ ગરમ શાલ લાવીને મને ઓઢાડતા !

---

## વીરાંગનાની હાકલ

દશ વર્ષ પહેલાં, મારા પતિ દેશબંધુને પડખે રહી, મેં ભારતમાતાના પુત્રો અને પુત્રીઓને આઝાદીની લડતમાં જંપલાવવા હાકલ પાડી હતી. વિદ્યાર્થી આલમે તે વખતે આપેલો ઉત્તર હું ભૂલી શકું એમ નથી ભારતના પુત્રો અને પુત્રીઓ દેશબંધુના પ્લેટફોર્મ ઉપર એકત્ર થઇ લડતમાં ખરાં હૃદયથી જોડાયલાં, એ દશ્ય હું કદિયે ભૂલી શકવાની નથી. આજે પરિસ્થિતિ વધુ ગંભીર બની છે અને તેથી જ તબીયત નાદુરસ્ત હોવા છતાં હું ફરી તમને આઝાદીની લડતમાં જોડાવા હાકલ પાડવા આવી છું. દેશના યુવાનોને હું મહાત્મા ગાંધીજીનો સંદેશ ન ભૂલવા જણાવીશ. તમારાં જીવનનાં દરેકે દરેક પગથારમાં સત્ય આચારમાં મૂકજો. નાના નાના ભેદભાવ ભૂલી જજો અને દેશના બધાં કાજે એકતાથી કાર્ય સાધજો.

[ બંગાળના વિદ્યાર્થીઓને સંબોધતાં ] શ્રીમતી વાસંતીદેવી દાસ

# ખંભાતમાં રેંટીયા યુગ

લેખકઃ રા. જમિયત કૃ. પંડયા.

આજથી પોણોસો વર્ષ પૂર્વે ખંભાતમાં ઘેરે ઘેર રેંટીયા ચાલતા હતા. કોઇ ઘર રેંટીયા સિવાયનું ભાગ્યેજ હોય. અત્યારે એ કાળના છત્રીસા રેંટીયા નજરે ચઢે છે ત્યારે ખરેખર આપણને આશ્ચર્ય થાય છે કે ક્યાં એ વિરાટ રેંટીયા અને ક્યાં અત્યારના આપણા નાજુક રેંટીયા. આ છત્રીસા રેંટીયાના એજ આંટામાં દોઢ વાર જેટલું સુતર ખેંચાય અને પાકો વળ ચઢે. એને વળ ચઢાવવા, કાંત્યા પછી ફેરવવો જ ન પડે. સુતર કંતાતું જાય અને વળ ચઢતો જાય. આટલું Revolution અત્યારના રેંટીયા નથી આપી શકતા.

સંવત ૧૯૨૫–૩૦માં ચોર લોકોનો ઘણો ભય રહેતો હતો અને એજ કારણે પોળેપોળે રેંટીયા ચોકી રહેતી. સંધ્યાકાળ વીત્યે વાળુ પાણી પરવારી સહુ વૃદ્ધાઓ પોતપોતાના રેંટીયા લઇને ફળીઆ વચ્ચે કાંતવા બેસે. શીયાળાની ચાદની ખીલી હોય; રેંટીયાઓના આલ્હાદજનક સૂરોથી વાતાવરણમાં પોતાના ગુંજાર રેડતા હોય; ત્યાં જુની લોકકથાઓ અને ગીતો પણ ગવાય; આઘે આઘે તસ્કર મહાશયો શીયાળના અવાજે પોતાના ટોળી-વાળાઓને સંકેત પ્હોંચાડતા હોય; આમને આમ બાર વાગે એટલે રેંટીયાઓ સમેટાય. પછી આવે વૃદ્ધોનો વારો, તે ચાર વાગ્યા સુધી હુક્કા ગગડાવે અને રામાયણ કે મહા-ભારત સાંભળે.

તે વખતના સુતરીયાઓ ઘેરે ઘેરે પુણીઓ પ્હોંચાડતા હતા. અને સુતરની કંતામણ શેરે દોઢ આનો આપતા, પણ આ દોઢ આનામાં તો તે જમાનામાં કેટલીય ડોસી-માઓ તેમના કહેવા પ્રમાણે રાજ કરતી; આવ્યા ગયા વરા કરતી; અને વટ વહેવાર સાચવતી.

અત્યારે એ સુખી યુગ આથમી ગયો છે; એ વિરાટ રેંટીયા ફેરવવાની હાથની શક્તિએ ઓસરી ગઇ છે. અને રેંટીયા માળીએ પડયા પડયા ઉધાઈ લાગ્યાથી બગડી ગયા, કેટલા બળતણ તરીકે વપરાયા. આમ રેંટીયા યુગનો અંત આવ્યો. તે કાળનું એક લોક ગીત નીચે આપ્યું છું.

આ લોકગીતમાં સાસુ રેંટીયો કંતાવા માટે વહુ પર કેટલી ખાંખત રાખતી હતી તે સ્વાભાવિક જણાઇ આવે છે. પરંતુ તેમાંજ દર્શાવ્યા પ્રમાણેના વહુજીએ બ્હાનાં ન કાઢ્યાં હોત તો એ રેંટીયાયુગ આથમત ખરો?

કલ્લે કલ્લે સાસુ પુણીઓ રે આપે;
વહુજી ચુલામાં નાખે રે–મ્હારી સહી રે સમાણી.
વહુરે વહુ મ્હને સુતર બતાવો, !
સુતર સુતરીઆને આપ્યું રે..."
વહુરે વહુ મ્હને પૈસા બતાવો !
પૈસાની આણી ઝારી રે..."
વહુરે વહુ મ્હને ઝારી બતાવો, !
ઝારી તો નંદવાણી રે..."
વહુરે વહુ મ્હને કટકા બતાવો, !
કટકા દરીઆમાં નાંખ્યા રે..."
વહુરે વહુ મ્હને દરિએ લઇ ચાલો !
સાસુને દરિઓ બતાવ્યો રે..."
બાઇજી બુડે છે, ને સાકલો તરે છે, !
જોજો નગરીના લોકો રે.
બાઇજી ઝારી શોધે છે,




મૂળ લેખકઃ પંડિત જનાર્દનપ્રસાદ ઝા "દ્વિજ"

અનુવાદકઃ રા. રમણીકલાલ કીશનલાલ મ્હેતા

સુબોધને જોતાં જ પંડિત રૂદ્રપ્રતાપના તનબદનમાં જ્વાલા પ્રકટી ઉઠી; છતાં યે તે શાન્ત રહ્યા. એ વખતે એમના મુખ પર થતા ફેરફારો ખાસ જોવા જેવા હતા. પણ સુબોધનું ધ્યાન એ તરફ ન ખેંચાયું–એની આંખોમાં આંસુ ભર્યાં હતાં. હૃદય ભાવવશ અધીર બન્યું હતું. પાસે પહોંચતાં જ તે રૂદ્રપ્રતાપના ચરણોમાં લોટી પડયો—ના ના. એમ નહિ. રૂદ્રપ્રતાપજીએ ચરણો તો ઝટપટ દૂર ખેંચી લીધા હતા. બિચારા સુબોધનું મસ્તક તો ધરતી પરની ધૂળને ચૂમી રહ્યું હતું. કોણ જાણે ક્યાયે અસ્પષ્ટ શબ્દોમાં એને શો આશિર્વાદ મળ્યો. હા, એટલું તો ખરૂં કે પંડિતજીએ એને કંપતા હાથે ઉઠાડયો અને અધિક પ્રયત્ને પોતાના અવાજમાં બની તેટલી કોમળતા આણીને બોલ્યાઃ "બીજા બધા સમાચાર તો સારા છે ને ?"

બસ. આટલાજ પરિશ્રમથી એમના લલાટ પ્રદેશ પર પ્રસ્વેદ બિન્દુઓ તરી આવ્યાં; અને ત્હેમને શ્વાસ ચ્હડયો.

સુબોધે રૂમાલથી આંખો લૂછતાં ગદ્‌ગદ્ સ્વરે ઉત્તર વાળ્યોઃ "જી હાઃ એ બધી આપની કૃપા છે."

"બેસ" કહીને પંડિતજીએ એક ખુરશી તરફ આંગળી ચીંધી; અને પોતે પણ પાસે જ એક બીજી ખુરશીમાં બેઠા. હવે સુબોધને ત્હેમના ચ્હેરા તરફ બારીકાઈથી જોવાની તક મળી. એમના મુખ ઉપર ઉદાસીનતા અને બેચેની જણાઈ આવતાં હતાં. એને કાંઈક એવો અનુભવ થવા લાગ્યો કેઃ "આવ નહિ આદર નહિ, નહિ નૈનનમેં નેહ." પરન્તુ આ અપ્રિય સત્ય પર સહસા વિશ્વાસ મૂકવો એ એને માટે અતિ કઠીન હતું. હજુ બે વર્ષ પહેલાં જ. આ સુબોધ પંડિતજીના સ્નેહનો સાગર હતો. તેઓ એની પાછળ મરી ફીટતા; અને કલાકો સુધી એને ગોદમાં લઈ સ્નેહપૂર્વક માથા પર હાથ ફેરવ્યા કરતા. ત્યારે તેઓ આજે આટલા બધા બદલાઈ શાથી ગયા ? શું સુબોધે એમની ઇચ્છા વિરૂદ્ધ જઈ વિદેશયાત્રા કરી તે માટે ? સુબોધ આ સમસ્યાનો ઉકેલ આણી શક્યો નહિ કેટલીક ક્ષણ શાન્ત બેસી રહ્યા બાદ તે બોલ્યોઃ "અહિં તો સૌ કુશળ છે ને પિતાજી ?"

"અહિં તો સૌયે સારાં છે," પંડિતજીએ ઉદાસીનતાની જીવતી જાગતી ભાષામાં

કહ્યુંઃ "ઇશ્વર કોઇને કોઈ રીતે સૌને નિભાવે જ જાય છે."

"વખતને વહી જતાં કાંઇ વાર નથી લાગતી," સુબોધ પોતાની ખુરશી એમની નજીક લઈ જતાં બોલ્યોઃ "જોતજોતામાં બે વર્ષ તો પસાર થઇ ગયાં. જાણે હજુ કાલ જ વીતી ગઇ હોય એમ લાગે છે."

"હું" કહીને પંડિતજીએ માથું હલાવ્યું અને એકવાર ખોટી ખોટી ખાંસી ખાઇને ગળું સાફ કરતાં પૂછ્યુંઃ "તું એકલો જ આવ્યો છે કે વિલાયતથી કોઇ સાથી પણ લઇ આવ્યો છે?"

પંડિતજીના આ વ્યંગ્યપૂર્ણ પ્રશ્નનો આશય સ્હમજતાં સુબોધને વાર ન લાગી. એનું હૃદય પ્રશ્નથી ઘવાયું. એ દુઃખી હૃદયે બોલ્યોઃ "સાથી સોબતી વળી કેવા પિતાજી?"

નિષ્કપટ વાણીના આ નેહભર્યા ભોળે-પણની થોડી થોડી મીઠી મીઠી ચોટ પંડિતજીના કાળજામાં પણ લાગી. પોતે મનમાંજ એ વાતથી લજવાયા; અને વાતનું સ્વરૂપ બદલતાં કાંઇક હસીને બોલ્યાઃ "બે વર્ષ પર્યન્ત વિલાયતમાં અભ્યાસ કર્યો છતાંયે સાથે સોબતીનો અર્થ ન સ્હમજ્યો? અરે હું તો એ પૂછું છું કે ત્હારી સાથેના ત્હારા કોઇ દોસ્ત કે મિત્ર પણ આવ્યા છે કે નહિ?"

સુબોધ પંડિતજીના હાસ્યથીજ એમના હૃદયના ભાવ જાણી ગયો. એના હૃદયમાં એક પ્રકારનું તોફાન જાગ્યું; પરન્તુ અત્યંત સાવધાનીથી એ દાબી દેતાં ગંભીર બની જવાબ આપ્યોઃ "ના, જી, કોઇ પણ નથી આવ્યું."

આ વખતે નોકર પંડિતજીને માટે પીવાનું પાણી લઇને આવ્યો. પહેલાં તો પંડિતજીએ એને દૂરથીજ આંખનો ઇશારો કર્યો કે એ વખતે પાણી લઇને ત્હેણે અન્દર ન આવવું; પરન્તુ તે ગમાર આદમી એમના રહસ્યભર્યા ઇશારાનો કાંઇ અર્થ ઉકેલી શક્યો નહિ. એ પાણી લઇને અન્દર આવ્યો. પંડિતજી બીજો કાંઇ ઉપાય ન જોઇને રાતા-પીળા થઇ બોલ્યાઃ "આટલી બધીવાર તું ક્યહાં મૂઓ તો? કોઇ પણ કામ ત્હારાથી બબ્બે કલાક સુધી તો થતુંજ નથી. આવ્યો અત્યારે આટલો મોડો પાણી લઇને! અને અત્યારે ભૂખ્યા પેટે પાણી પીવાનું? ત્હને સ્હમજાવી સ્હમજાવી થાકી ગયો તોયે હજુ ડોબા જેવોજ રહ્યો. કાંઈ કામ નિયમિત થાયજ નહિ. જા, ત્હારું કાળું કર અહિંથી! લઇ જા પાણી પણ, મ્હારે અત્યારે નથી પીવું. હજુ તો મ્હારે ન્હાવાનું પણ બાકી છે."

નોકર ચૂપચાપ ચાલ્યો ગયો. સુબોધ પંડિતજીએ પાણી કેમ ન પીધું એનો અર્થ એટલો સ્પષ્ટ રીતે સ્હમજી ગયો કે, હવે એક ક્ષણ પણ ત્યહાં બેસી રહેવું એ અગ્નિની જ્વાલામાં બેસી રહેવા બરાબર હતું. તે ગભરાઇને ઉભો થઈ ગયો અને બોલ્યોઃ "ઠીક ત્હારે, ત્હમે ન્હાઓ ધૂઓ. હવે અન્ધારું પણ થવા આવ્યું છે. હું યે હવે જઇશ." આટલું કહીને તે થોડીવાર ઉભો રહ્યો. એણે પંડિતજી પાસેથી કાંઇક આશા રાખી હતી; પણ ત્હેમણે તો ફક્ત આટલુંજ કહ્યું "ઠીક."

પંડિતજીએ લોટો હાથમાં લીધો અને સુબોધે પોતાનો માર્ગ લીધો. તે આવેશમાં આવી જઈ ત્યહાંથી ચાલ્યો તો ખરો પરન્તુ એના પગ આગળ વધી શક્યા નહિ. જાણે પાછળ કાંઇ ચીજ રહી ગઈ હોય તેમ એક એક ડગલું માંડી તે ઉભો રહી જતો. મહા-મુસીબતે તે આઠ દશ ડગલાં ચાલ્યો હશે, એવામાં પાછળથી આવી કોઇએ એનો હાથ પકડી લીધો. સુબોધે પાછળ ફરીને જોયું તો એ હાથ પકડનાર એની સુધા હતી. એ



મુંબાઇના ટાઉન હૉલમાં તા. ૨૧-૭-૩૦ ને દિને તાડીના માંડવાઓની હરરાજી વખતે
ચોકી કરતી [illegible]ની બહેનો

દેશને દારૂ–તાડીની બદીમાંથી મુક્ત કરવા



દેશસેવિકા સંઘની બહેનો તાડીની દુકાનની ચોકી કરે છે

અવિચલિત ભાવે ચૂપચાપ ઉભો રહ્યો. એની દ્રષ્ટિ તો જમીન તરફ ઢળેલી હતી.

સુધાએ કંપિત સ્વરે કહ્યું: "કાંઇ નહિ તો માને તો એકવાર મળી લે. આટલી બધી ઉતાવળ શી ?"

સુબોધનું આખું શરીર પસીનાથી ભીંજાઇ ગયું હતું. એના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળી શકયો. એનામાં સુધાના મુખ તરફ દૃષ્ટિ ફેંકવા જેટલીએ હિંમત રહી નહોતી. તે તો નત મસ્તકે સ્થિર ભાવે ઉભો જ રહ્યો.

સુધા ફરીથી બોલી: "ચાલને, મા બોલાવે છે !"

સુબોધે કાંઇ જવાબ ન આપ્યો, પણ તે ચૂપચાપ સુધાની પાછળ પાછળ ચાલ્યો.

અન્દર પહોંચતાં જ સુધાની માએ દોડી આવીને એને છાતી સરસો ચાંપ્યો. આંખોમાંથી સ્નેહનું અમૃત ઉછાળતી તે બોલી: "બે વર્ષમાં જ આટલો બધો નિર્મોહી થઇ ગયો કે બેટા ? ત્હારી આ અભાગિની માતાને મળ્યા વિના જ ચાલ્યો જતો હતો કે ? સુબોધ ! માયા, મમતા બધુંયે તું ભૂલી ગયો કે શું ?"

સુબોધ બાળકની માફક રડવા લાગ્યો. એને રુદન કરતો જોઇ સુધાથી ત્યાં ઉભી શકાયું નહિ. માએ પાલવડે એની આંખમાંનાં આંસુ લૂછતાં કહ્યું: "ચાલ બેટા ! સુધાએ ઘણા આનન્દ અને હર્ષપૂર્વક ત્હારે માટે મીઠાઇ બનાવી છે; અને મ્હેં રસોઇ બનાવી છે. ચાલ, ખાઇ પીને પછી જવું હોય તો જજે."

સુબોધ આનો ઇન્કાર કરી શકયો નહિ. માની સાથે તે રસોડામાં ગયો. સુધા એને ખાવા સારૂ થાળી પીરસતી હતી. થાળીમાં પૂરી, કચોરી, પંકવાન અને બીજી તરેહ તરેહની વાનીઓ હતી.



સુબોધ ખાતો હતો તે વેળા વચ્ચે વચ્ચે વાતો પણ થતી હતી. એવામાં પંડિત રૂદ્રપ્રતાપજી પણ ન્હાઇ ધોઈ એક હાથમાં લોટો ભરી જલ લઈ એ સ્થળે આવ્યા. પણ આ શું ? એમના હાથમાંથી લોટો છૂટીને જમીન પર પડ્યો. તેઓ થર થર કંપવા લાગ્યા. સુબોધે જોયું તો પંડિતજીનાં નસકોરાં ફૂલી ગયાં હતાં. એના હાથમાંની મીઠાઇ થાળીમાં પડી ગઇ. સુધાએ જોયું કે એના પિતા દાંત કચકચાવી રહ્યા હતા. બ્હીકની મારી તે ત્યાંથી ચાલી ગઇ. માતાએ જોયું તો એનો પતિ લાલ આંખોમાંથી પ્રલયની જ્વાલા વરસાવી રહ્યો હતો. તે ભયવિહ્વલ સ્વરે બોલી: "હું હાથ જોડીને કહું છું કે ત્હમે અત્યારે અહિંથી બ્હાર જાઓ. હું મારા પુત્રને જમાડું છું."

"નહિ મા ! હવે હું નહિ ખાઇ શકું." કહીને સુબોધ થાળીને પડતી મૂકી હાથ મ્હોં ધોઇ ધરતી બ્હાર ચાલી નીકળ્યો.

[ ૨ ]

"ત્હમને સુધા પ્રત્યે પણ મમતા છે કે નહિ ?"

"મમતા હોય કે ન હોય" પંડિત રૂદ્રપ્રતાપજીએ કડક સ્વરે કહ્યું: "પણ હું ત્હારી કે એની ઇચ્છા પ્રમાણે વર્તી શકું તેમ નથી."

"તો શું એને આમ રવડાવી રવડાવીને મારી નાંખશો ?"

"વિધર્મીની સાથે હું મ્હારી પુત્રીનું લગ્ન કદિ નહિ કરું."

"સુબોધ વિધર્મી છે ? એ સુબોધ—જેને હું મ્હારા પુત્રતુલ્ય ગણું છું ? તે સુબોધ—જેને ખાતર સુધા જાન આપી રહી છે ? તે સુબોધ—જેને ત્હમે ત્હમારી ગોદમાં રમાડ્યો છે ?"

" હા, હા " પત્નીની વાતને વચમાંથી જ કાપી નાખતાં પંડિતજી ગર્જી ઉઠયા, " હા, હા, એ જ સુબોધ, એ જ ! હું એને વિધર્મી કરતાં યે અધિક સ્હમજું છું. વિલાયત જઇને કોઈ પોતાનાં ધર્મ અને ચારિત્ર્ય જાળવી શકતાં નથી. એણે ત્ય્હાં જઇને કોણ જાણે કેવાં યે કૃત્યો કર્યાં હશે. એનો સ્પર્શ કરવો એ પણ પાપ છે. એ હવે મ્હારે માટે જરાયે કામનો નથી રહ્યો."

" પણ રાજાસાહેબે વિલાયત તો જઇ આવ્યા છે એમની સાથે બેસીને તો ત્હમે ખાઓ છોઃ પીઓ છો. એ વખતે ત્હમારો ધર્મ ભ્રષ્ટ થતાં મ્હેં કદિ નથી જોયો."

" હું એ સંબંધમાં વધુ ઉહાપોહ કરવા નથી માગતો. સમાજની વિરૂદ્ધ ઉભા રહેવાની મ્હારામાં શક્તિ નથી. એની સાથે કોઇ પણ રીતે સુધાનો વિવાહ નહિ થઇ શકે."

" ઠીક છે. ત્હમને યોગ્ય લાગે તેમ કરો; પણ એટલું યાદ રાખજો કે પાછળથી એવા પસ્તાશો કે જીવનભર એ નહિ ભૂલાય. દિવો લઇને શોધતાં યે આવો રૂપવાન અને ગુણવાન છોકરો નહિ મળે."

" કેમ નહિ મળે ? નન્દલાલ રૂપ અને ગુણમાં એના કરતાં કઇ રીતે વળી ઓછો છે ? એની સાથે સુધા રાણી બનીને રહેશે. એની ત્હને કાંઇ ખબર છે ? સુબોધની પાસે શું બળ્યું છે ? રાખ ? નથી ઘરબ્હાર કે નથી માબાપ. બહુ બહુ થશે તો મહિને પાંચસો રૂપિયાની નોકરી મળશે. બસ એટલુંજ ને ? અને નન્દલાલની પાસે કેટલીયે જમીન—"

પતિનો પ્રત્યેક શબ્દ સુધાની માતાનાં હૃદયને આરપાર વીંધી નાખતો હતો. તે બોલીઃ " ત્હારે એમ જ કહોને કે ત્હમે એના પૈસા પર મોહ્યા છો ? સુબોધની વિધર્મી થયાની વાત તો માત્ર બ્હાનું જ છે."

પત્નીની આ ધૃષ્ટતા જોઇ પંડિતજી ભભૂકી ઉઠયા ક્રોધભર્યા સ્વરે તે બોલ્યાઃ " હા હા, હું એના પૈસા પર મોહી પડયો છું. મ્હારે મ્હારી દીકરી આપીને એની પાસેથી લાખ રૂપિયા લેવા છે ! એમને ? મ્હારી પાસે આવી આવી વાતો કરતાં ત્હને શરમ પણ નથી આવતી ? તું ત્હારા મનમાં એમ માનતી હશે કે ત્હારી બધી વાતો સાંભળીને હું ઝટપટ સુબોધને મ્હારો જમાઈ બનાવીશ; અને સમાજની વિરૂદ્ધ પડી મ્હારી છતી આંખે ખાડામાં પડીશ. એમ જ કે નહિ ? પણ એ ત્હારો ભ્રમ છે. હું કાંઇ એમ ત્હારા સ્ત્રીચરિત્રથી ફસાઉં એવો નથી."

" ત્હમે હૃદયહીન છો, નહિ તો એકની એક પુત્રી પર આવો ભીષણ અત્યાચાર કરતાં પહેલાં જરૂર એકવાર નારીહૃદયને સ્હમજવાનો યત્ન કરત. હું ત્હમને ખાત્રી આપું છું કે સુધા આ જગતમાં સુબોધ સિવાય અન્ય કોઇને પોતાનું હૃદયદાન નહિ આપી શકે-ભલે ત્હમે એના શરીર પર ગમે તેટલો અધિકાર ધરાવતા હો તો પણ. હું સાથે સાથે એ પણ જણાવી દઉં છું કે નન્દલાલ તરફ એને સ્હેજ પણ અનુરાગ નથી. આ બધી પરિસ્થિતિ હોવા છતાંયે જો ત્હમે મારૂં કહ્યું ન માનો તો ત્હમારી મરજી."

" આ વિલાયત નથી કે છોકરીઓ ઇચ્છે ત્હેની સાથે લગ્ન કરી શકે. આ તો હિંદુસ્તાન છે પુત્ર-પુત્રીના વિવાહ અહિં માતાપિતાની ઇચ્છાથી થાય છે. નન્દલાલની સાથે સુધાનો સંબંધ બાંધતા તે સુખી નહિ થાય એમ હું માનતો નથી. આ બધી ત્હારી જ શયતાનીયત છે. તું એને મેમસાહેબ બનાવવા ઇચ્છે છે; પણ હું એવું કદિ નહિજ થવા દઉં એ તું ચોક્કસ માનજે."

" માની લઉં છું." સુધાની માએ આંખમાં આંસુ લાવી કહ્યુંઃ " સારી રીતે સ્હમ-

છતે માની લઉં છું કે ત્હમે મ્હારી સુધાને સુખના સૌથી ઉંચા શિખર પર બેસાડવા ઇચ્છો છો; અને સાથે સાથે એ પણ સ્હમજી લઉં છું કે એ શિખર પર ચ્હડાવતાં પહેલાં જ એ અભાગિનીનો પગ લપસ્યા વિના નહિ જ રહે પણ લાચાર છું કે હું અબળા છું અને તે પણ અબળા છે. ત્હમે સબળ છો–ત્હમારી પાસે શક્તિ છે–સાધન છે–સમાજ છે ચાહો તે કરો, હું એક શબ્દ પણ હવે નહિ બોલું. મ્હારા બોલવાની કિંમત જ શી–"

સુધાની મા પાલવમાં મ્હોં છૂપાવી રુદન કરવા લાગી. પંડિતજી એને રોતી જોઇને ત્યાંથી ખસી ગયા.

[ ૩ ]

નંદલાલની સાથે સુધાનો વિવાહ નક્કી થઇ ગયો હતો. નન્દલાલ રોજ સાંજના આવતો અને સુધાની સાથે કેટલોક વખત–અને કોઇ વારતો ઘણો વખત વાતો કરતો. એની આગળ સુધા હંમેશાં પ્રસન્ન રહેતી–એટલી મધુરતાથી વાતો કરતી કે નન્દલાલ ઉપર એક જાતના નશા જેવો પ્રભાવ પડતો. કોઈ વાર તે જલપાન કર્યા વિના જવા માંડતો, તો સુધા ત્હેને એમ ને એમ જવા ન દેતી; અને દ્વારની આડમાં ઉભી રહેતી. આવું બનતું ત્યારે નન્દલાલ તો એમજ સ્હમજતો કે સુધા ત્હેને પ્રાણથીયે અધિક ચાહે છે. તે આવેશમાં પણ આવી જતો, અને પ્રેમની કેટલીએ કવિતાઓ ગાવા લાગતો. સુધા પોતાના હૃદયના સઘળા આવેશને દબાવી ચૂપચાપ એની પ્રેમની કવિતાઓ અને વાતો સાંભળતી; અને તેના ગયા બાદ પોતાના એક‌ઝ ઠંડા નિ:શ્વાસમાં લપેટીને સમસ્ત ગાથાઓને તે ઉંચે વાયુમંડળમાં વિખેરી નાખતી. આવી રીતે પ્રેમનો ખોટો અભિનય થઇ રહ્યો હતો. પંડિત રુદ્રપ્રતાપજી આને પોતાનો સૌથી મહાન વિજય માનીને ફુલ્યા સમાતા ન હતા. એક દિવસે ત્હેમણે પોતાની પત્નીને મ્હેણું મારતાં કહ્યું: "લે, લેતી જા! તું તો કહેતી હતીને, કે સુધા સુખી નહિ થાય?"

"ભગવાન કરે ને તે જન્મોજન્મ સુખી રહે–" સુધાની માતાએ પોતાની આંખમાંનાં આંસુ પાલવના છેડા વતી લૂંછતાં જવાબ દીધો, "જગતમાં કઇ એવી માતા હશે કે જે પોતાને સન્તાનને દુખી રહેવાનો અભિશાપ આપે?"

પંડિતજી બોલ્યાં, "તું જ નહોતી કહેતી કે નન્દલાલની સાથે સુધા સુખી નહિ થાય? બોલ, હવે ત્હને શું લાગે છે?"

સુધાની માતાએ ગંભીર બની કહ્યું: "આવી આવી વાતો કરી મ્હને વધુ બાળ્યા ન કરો; સ્હમજ્યા? હું તો હજૂયે એવું સ્હમજું છું, અને સાંભળવા ઇચ્છતા હો તો એવું કહું છું પણ–ખરી."

પંડિતજીને ખાત્રી હતી કે આ વખતે તેઓ પોતાની પત્નીના પરાભવનો આનન્દ લુંટી શકશે. તેઓ માનતા હતા કે પોતે જે વાતો કહી હતી એ બધી ભૂલી ગઇ હશે; પરન્તુ એવી ધારણામાં એમણે થપ્પડ ખાધી હતી તે સ્હમજાયું. ક્રોધના માર્યા, અન્તરમાંજ ભભૂકતા, ભવાં ચ્હડાવીને દમામભર બોલ્યા: "ત્યારે શું તું એમ કહે છે કે હજૂ સુધા નન્દલાલને નથી ચ્હાતી?"

"હા, હું તો એમજ દ્રઢતાપૂર્વક માનું છું. સુધા દિવસે દિવસે ગળતી જાય છે એ ત્હમે જોઇ શકતા નથી શું? પહેલાનું અર્ધું શરીર પણ હવે તો નથી રહ્યું."

"ત્હને તો આવી નકામી વાતો વિના બીજું કાંઇ સૂજતું જ નથી" દાંત પીસતાં પંડિતજીએ કહ્યું: પણ તું તો નથી જાણતી કે સુધા નન્દલાલને કેટલોક અધિક માને છે.

સુધાની માતાએ ગંભીરતા ધારણ કરતાં કહ્યું. "સંભવિત છે; કદાચ મ્હારી ભૂલ થતી હશે! પરન્તુ એટલું તો યાદ રાખજો કે પોતાના હાવભાવના ભૂખ્યા પ્રેમીઓની પાસે પ્રેમનું વાસ્તવિક રૂપ નિરખવાને કાજે આંખો નથી મથતી–તે તો જાદૂની માયામાં લપટાઇ રહેવાથી પ્રેમનું આન્તરિક રહસ્ય નથી સ્હમજી શકતી."

"હા, હા, એ તો બધું સ્હમજ્યો! ત્હારા સિદ્ધાન્ત બધા ત્હારી પાસેજ રહેવા દે." કહીને પંડિતજી ક્રોધાવેશમાં કાંઇક બબડતા ત્યાંથી ચાલ્યા ગયા.

[ ૪ ]

"જેટલા સ્નેહપૂર્વક હું તને ચાહું છું, સુધા, એટલા સ્નેહપૂર્વક તુંય મને ચાહે છે શું?" નન્દલાલે મ્હોમાં જલેબીનો એક ટુકડો મૂકતાં પ્રશ્ન પૂછ્યો.

"શું ત્હમે એમ ઇચ્છો છો" સુધાએ એના ગ્લાસમાં પાણી નાંખતાં કહ્યું: "કે હું પણ ત્હમને શબ્દોની મિથ્યા માયાજાળમાં ફસાવીને ત્હમારી આ શંકાનું નિવારણ કરૂં?"

"નહિ." સુધાના ઉત્તરનો કાંઇ પણ મર્મ ન સ્હમજતાં નન્દલાલ ભયભર્યા સ્વરે બોલ્યો: "હું તો ફક્ત એમ જાણવા માગું છું કે ત્હારા હૃદયમાં મ્હારે કાજે કેટલું સ્થાન છે?"

"ત્હમે નથી જાણતા," સુધાએ અત્યંત ગંભીર બની જવાબ વાળ્યો, "કે અમારી અબળાઓની પાસે "હૃદય" નામની કોઇ ચીજ જ રહેતી નથી. લોકો જેને "હૃદય" કહે છે તે માત્ર એક પત્થરનો ટુકડો છે."

"તે પત્થરનો ટુકડો છે?" નન્દલાલે આશ્ચર્યપૂર્વક પૂછ્યું: "આજે તુ આવી આવી ગાંડી વાતો કેમ કરે છે, સુધા?"

"એમાં મ્હારી કાંઇ કસુર નથીઃ" સુધા અત્યંત નમ્રભાવે બોલીઃ "વાતની શરૂઆત કરનાર તો ત્હમે છો."

"ઠીક છે." નન્દલાલે જરા શુષ્કતાથી કહ્યું: "ફરીથી કદિ એવી ભૂલ નહિં કરૂં." જલપાનની થાળી છોડીને તે ખુરશી પર જઇ બેઠો.

"એ પણ ત્હમે મ્હારા પર અન્યાય કરો છો," સુધાએ દીનતાનો ભાવ પ્રકટ કરતાં એની આગળ તાસક મૂકીને કહ્યું:"હું ત્હમને વાતો કરતાં અટકાવતી નથી. આવા પ્રકારની ભૂલ–જો એ ભૂલ જ હોય તો–તે કરવાનો ત્હમને અધિકાર છે. એ અધિકારની આડે હું આવવા ઇચ્છતી નથી."

સુધાના આ કથનને નન્દલાલે પોતાના વિજય સ્વરૂપે માની લીધું; અને સાથે સાથે સુધાની દીનતા પર એને દયા આવી. તે બોલ્યોઃ "શા માટે? એવું તે એમાં શું છે?"

"કારણ કે હું સ્ત્રી છું–અબળા છું."

"અને સ્ત્રી પણ એવી કે જેને પ્રેમ કરતાં નથી આવડતું."

"હા, સંભવિત છે; કારણ કે મ્હારા સમાજમાં સ્ત્રીઓના પ્રેમનું કાંઇજ મહત્વ નથી."

"એવું કહીને તું ત્હારા સમાજને નિન્દે છે."

"એ પણ યોગ્ય છે, કારણ કે સમાજને માટે એથી અધિક નિન્દા કોઇ નથી કે જે અબળાઓ પાસેથી પ્રેમનો કર વસુલ કર્યા કરે."

"ત્યારે તું શું એમ સ્હમજે છે, સુધા!" નન્દલાલે કાંઇક સતેજ થતાં કહ્યું: "કે હું યે એવામાંનો એક છું? અને તેવુંજ કરૂં છું?"

સુધાએ અત્યંત દીન અને નમ્ર સ્વરે કહ્યું: "મ્હેં ત્હમારે માટે એવું ક્યારે કહ્યું છે?"

નન્દલાલ આ મીઠી કાતરતાના દર્દથી કંપી ઉઠ્યો. તે પાણી પાણી થઇ જઇ બોલ્યો " મ્હને ખાત્રી છે કે તું મ્હને ચાહે છે–અને સાચા હૃદયથી ચાહે છે."

સુધાના આખાયે મુખમંડળ પર એક પ્રકારની લાલિમા પથરાઇ ગઇ–એ ક્રોધની લાલિમા હતી કે લજ્જાની એ સ્હમજાતું ન હતું. તે અત્યંત પ્રયાસથી બોલીઃ " એ આ-પની કૃપા છે."

નન્દલાલ ગદ્ગદ્ થઇ ગયો. સાથે જ એના સ્નેહની ધારા પણ ઉભરાઇ આવી. એના પૂરમાં તણાતાં તે બોલ્યોઃ " પણ એક વાત પૂછું સુધા ? તું જવાબ આપીશ ?"

"પહેલેથી વચન કેવી રીતે આપી શકું ?" સુધાએ કહ્યુંઃ " પણ કહો તો ખરા, શી વાત છે ?"

" એજ કે તું મ્હને "ત્હમે" કહીને શા માટે સંબોધે છે ?"

સુધા આ પ્રશ્નથીજ અન્તરમાં બળી રહી; પરન્તુ ઉપર ઉપરથી ખડખડાટ હસતી હસતી બોલીઃ " ક્ષમા કરજો ! હવેથી કોઇ કોઇ ગાલિ-પ્રદાનના સંબોધનથી વાતની શરૂઆત કરીશ. કેમ છે ને મંજૂર ? "

" અત્યંત આનન્દપૂર્વકઃ અને એ ગાળ હું બતાવું–કહું તે. હવેથી મ્હને " તું " કહીને બોલાવજે. "

આ વખતે સુધાના હૃદયની જ્વાલા વધુ પ્રબળ બનીઃ તે હસી શકી નહિ. એનું મુખમંડળ ગંભીર બન્યું. થોડી ક્ષણ પર્યંત તે ચૂપચાપ એના મુખ તરફ જોઈ રહી. એની આંખમાંથી અગ્નિની ચીનગારીઓ વરસી રહી હતી; પરન્તુ નન્દલાલ તો એને પ્રેમની સ્નિગ્ધ જ્યોતિજ સ્હમજ્યો.

એણે ફરી પૂછ્યુંઃ " કહે, શો જવાબ આપે છે ? "

" હું સ્હમજી શકતી નથી કે " સુધાએ વિષાદભરી વાણીએ કહ્યુંઃ " આજે એકાએક ત્હમે આવો પ્રશ્ન શા માટે પૂછો છો ? "

" કેમ ? " નન્દલાલે જરા અચકાતા સ્વરે પૂછ્યુંઃ " એવો પ્રશ્ન શું ન પૂછાય ? "

" પૂછવોજ જોઇએ. ' સુધાએ વધુ દીન બની જવાબ આપ્યોઃ " પરન્તુ ત્હાં કે જ્હાં ઉપેક્ષાનો આભાસ થતો હોય. "

" નહિ, સુધા ! " નન્દલાલ ગળગળો થઇ બોલ્યોઃ " એનો અર્થ એમ નથી કે તું મ્હને ચ્હાતી નથી. મ્હને 'ત્હમે" ને બદલે " તું " શબ્દ અધિક મીઠાશભર્યો લાગે છે. એટલેજ કહું છું કે તું મ્હારી આ વિનંતીનો સ્વીકાર કરી લેઃ બીજી કાંઇ વાત નથી "

" પરન્તુ મ્હને તો " ત્હમે " જ કહીને સંબોધવામાં સુખ મળે છે. " સુધાએ ધીરે ધીરે હસીને કહ્યું. " શું ત્હમે મ્હારૂં એ સુખ છીનવી લેવા માગો છો ? "

નન્દલાલ સુધાના આ કથનનો અર્થ સ્હમજ્યો હોત તો તે એક પણ શબ્દ વધારે ઉચ્ચારવાની હિંમત ન કરી શકત, પરન્તુ એને તો સુધાના પ્રત્યેક શબ્દમાંથી અનુરક્તિની ભીખ મળી રહી હતી. તે ખુશ ખુશ થઇ બોલ્યો, " ના, ના, એમ શા માટે ? ત્હને જેમાં સુખ મળે તેમ કર. ત્હારા સુખમાંજ મ્હારૂં સુખ સમાયેલું છે. "

સુધાએ હસીને પૂછ્યુંઃ " ખરેખર ? "

" ત્યારે શું જૂઠું ? તું તો મ્હારા પ્રાણનોયે પ્રાણ છે. " નન્દલાલે ઉત્તર વાળ્યો.

" ખરેખર ? " સુધાએ આ વખતે પણ હસીને પૂછ્યું.

" હવે ત્હેં મશ્કરી કરવા માંડીને ? " નન્દલાલે જરા મલકાતાં કહ્યુંઃ " નહિ, જૂઠું–તદ્દન જૂઠું ! લે હું જાઉં છું–બહુ મોડું થયું છે. કાલે ફરીથી આવીશ. "

એટલું કહી તે ત્હાંથી પોતાને ઘેર જવા નીકળ્યો.

નન્દલાલના ગયા બાદ સુધા એ ઓરડાનાં દ્વાર બંધ કરી, ઘણીવાર સુધી રડતી બેસી રહી. પ્રેમનો એ અભિનય એને અભિશાપ બની જલાવી રહ્યો હતો; અને પોતે જાણી બુઝીને એમાં બળી રહી હતી. અને એ એ જ્વાલામાં બળે નહિ તો શું કરે ? એ સિવાય એને માટે અન્ય કોઇ માર્ગ રહ્યો ન હતો.

[ ૫ ]

સુધાની હાલત જોઇને ડોકટરોએ સ્પષ્ટ જણાવી દીધું હતું કે એના શરીરમાં ક્ષયરોગ ધીમે ધીમે ઘર કરી રહ્યો હતો; અને થોડા જ દિવસમાં લોહી પડવું શરૂ થશે.

જોતજોતામાં એના ગાલની લાલી ઉડી ગઇ; આંખોની જ્યોતિ તેજવિહીન થઇ ગઇ: સૌન્દર્યની પ્રભા ક્યાંયે વિખરાઇ ગઈ: એના શરીરમાં હવે યૌવનનો પ્રકાશ ન હતો: આથમતી સન્ધ્યા સમી એની દુર્બળ દેહલતા અંધકારનું ક્રીડાક્ષેત્ર બની ગઇ.

નન્દલાલના હોશકોશ ઉડી ગયા. એના શુભચિંતકોએ એને કહ્યું: “ભાઇ! હવે સુધાને મળવા જવાનું બંધ કરી દો. એનો રોગ એવો છે કે એના સંપર્કથી પણ એ વળગે છે.”

બાપે એને દિલાસો આપ્યો: “જો બેટા! હું ત્હને એનાથી યે વધુ સુન્દર છોકરી સાથે ત્હારૂં લગ્ન કરી આપીશ. હવે પંડિતજીને ત્યાં ભૂલેચૂકે પણ ન જતો.”

નન્દલાલ પોતે પણ પ્રભુનો ઉપકાર માનવા લાગ્યો કે એનું લગ્ન સુધા સાથે ન થયું તે સારૂં થયું, નહિ તો જીવનભર રોવા વિના નસીબમાં બીજું કાંઇજ ન રહેત ક્ષય મહાભયંકર દર્દ છે. એના પ્રેમની સર્વ પ્રતિજ્ઞાઓ હવામાં ઉડી ગઇ. સ્નેહનું સંગીત વિલીન થઈ ગયું. “તું” અને “ત્હમે”ની મધુરતાનો બધોયે સ્વાદ નષ્ટ થઇ ગયો. હવે તો નહોતી પ્રથમની સુધા કે નહોતો પ્રથમનો નન્દલાલ. હવે તો તે ભૂલેચૂકે પણ સુધાની પાસે જતો ન હતો.

નંદલાલનું આવવું જવું બંધ થયેલું જોઇ સુધાની મા, સર્વ પરિસ્થિતિ સ્હમજી ગઇ. પંડિત રૂદ્રપ્રતાપજી હજુ સુધી કાંઇ પણ સ્હમજી શકયા ન હતા: અથવા તો સ્હમજ્યા હતા તોપણ તેઓ ચૂપચાપ બેસી રહ્યા હતા.

સુધાની માએ આંસુભરી આંખે કહ્યું: “હજુયે મ્હારૂં કહેવું માનો. જાઓ, સુબોધને બોલાવી લાવો. એને જોતાં જ સુધા ઉઠીને બેઠી થશે.”

પંડિતજી રાતાપીળા થતા બોલ્યા: “ત્હારૂં ભેજું ઠેકાણે છે કે નહિ? કાંઇ બે બે સ્થળે કોઇના વિવાહ થયા સાંભળ્યા છે?”

“ત્હમને શરમ તો આવતી જ નથી” સિંહણની માફક ગર્જીને કડકાઇથી ગૃહિણીએ જવાબ આપ્યો: “શું ત્હમે હજુયે એમ માનો છો કે નન્દલાલને ત્હમે ત્હમારો જમાઇ બનાવી શકશો ? એ તો હવે ત્હમારા ઘર તરફ નજર સરખીયે નહિ કરે, લગ્નની વાત તો કયાંયે રહી.”

પંડિતજી આ વખતે કોણ જાણે શાથીયે ચૂપ થઇ ગયા. એમને પોતાને પણ કાંઇક એવી આશંકા થવા માંડી હતી. તેઓ કાંઇ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલ્યા ગયા.

[ ૬ ]

“આખરે જીત તો ત્હારી જ થઇ. મ્હને સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે એ છોકરો આવી રીતે દગો દઇ ન્હાસી જશે.”

“શું થયું ?” સુધાની માએ પૂછ્યું.

“તું કહેતી હતી એમજ આખરે બન્યું.”

પંડિતજી રડમસ અવાજે બોલ્યાઃ "નન્દલાલે બીજે ઠેકાણે લગ્ન કરી લીધું."

સુધાની માતાને આ વખતે પોતાના પતિ પર દયા ન આવી. ત્હેના હૃદયમાં ક્રોધની જ્વાલા ભભુકી ઉઠી. ઉગ્ર સ્વરે તે બોલીઃ "જાઓને હવે, કયાં જવાના હતા? દીકરીને પટરાણી બનાવવાની સાધના હવે પૂરી થઇને? હાથનાં કર્યાં માટે હવે તો રડયેથી યે આરો નહિ આવે ?"

"ખરેખર, રડયેય હવે તો આરો નહિ જ આવે." પંડિતજીની આંખો આંસુભીની થઇ. "હવે હું રડું પણ કયા મુખે? હવે તો ના રહ્યો અહિંનો કે ના રહ્યો ત્યાંનો!"

"ત્હમારી કરણીનું ફળ ભોગવોઃ હવે બીજું શું કરવાના હતા?"

"એ તો ભોગવ્યેજ છૂટકો." પંડિતજીએ અત્યંત દીન સ્વરે કહ્યુંઃ પણ શું આવા વખતે તું પણ મ્હારી સાથે નહિ રહે?"

સુધાની માતાનું હૃદય ઘવાયું. એનું સઘળું માન, સઘળો રોષ, બધુંયે હવામાં ઉડી ગયું. પતિની આ દીનતા એનાથી ન જોવાઇ. તે પતિના ચરણોમાં લોટી પડી અને સ્નેહગદ્ગદ્ સ્વરે બોલીઃ "ત્હમારો સાથ ત્યજીને હું કોની છાયામાં રહી શકું, મ્હારા દેવ મ્હારો અપરાધ ક્ષમા કરો! મ્હેં ત્હમને ઘણાં કઠોર વચનો સંભળાવ્યાં છે."

પંડિતજીએ એને આદરપૂર્વક ઉઠાડી અને શિર ઝૂકાવી કહ્યુંઃ "ક્ષમા તો હું ત્હારી પાસે માગી રહ્યો છું. મ્હેં ત્હને ઓળખવામાં થાપ ખાધી છે. હવે બતાવ, તું મ્હને શું કરવાનું કહે છે?"

"હું શું કહું?" સુધાની માતાએ સાચા હૃદયે કહ્યુંઃ "ત્હમને યોગ્ય લાગે તેમ કરો!"

"નહિ, તું જેમ કહીશ, તેમ કરીશ."

પતિના આ મધુર પરાજયે પત્નીના હૃદયની સર્વ સુકુમાર ભાવનાઓને હચમચાવી મૂકી. તે ગદ્ગદ્ સ્વરે બોલીઃ "મ્હને એક ભિક્ષા આપો!"

"માગઃ હું એ ખુશીથી આપીશ. મ્હારૂં સર્વસ્વ ફીટાવીને પણ આપીશ."

"હું સુધાની જીવનભિક્ષા માગું છું"

પંડિતજીના કાળજામાં જાણે કટારી ભોંકાઇ હોય તેમ થયું. તે બોલ્યાઃ "ત્હારી દીકરી કોઇ પણ રીતે સારી થાય એમ હોય તો મ્હને ઉપાય બતાવ. હું સર્વ કાંઇ કરવાને તૈયાર છું."

"એને બીજું કંઇજ નથી થયું. સુબોધને જોતાંજ તે ઉઠીને બેઠી થશે. એમ મ્હારૂં હૃદય મ્હને વારંવાર કહી રહ્યું છે."

"તો તું કહે છે શું?"

"સુધાને એને હસ્તક સોંપી દો."

"પણ હવે એ ન માને તો?"

"ત્હમે એક વાર યત્ન તો કરો."

"ઠીક છેઃ હું હમણાં જ જાઉં છું."

[ ૭ ]

સુબોધની પાસેથી પંડિતજી પાછા ફર્યા ત્યારે એમના ક્રોધની સીમા ન હતી. પત્નીને જોતાંજ તેઓ ગર્જી ઉઠયાઃ "હું તો પ્રથમથીજ કહેતો હતો કે એ નહિજ માને!"

"શું કહ્યું?"

"કહે શું વળી? મ્હોંમાંથી એક શબ્દ સરખોયે ન કાઢયો. પણ એના વ્યવહાર પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે આ ઘરમાં પગ મૂકવામાં પણ હવે પાપ સ્હમજે છે. છોકરો વિલાયત જઇને દેવ બની આવ્યો હોય એમ માનતો લાગે છે. મ્હારી સાથે વાત સરખી પણ ન કરી!"

"તે આ ઘરમાં પગ મૂકવામાં પાપ સ્હમજતો હોય, અને ત્હમારી સાથે વાત

પણ ન કરી હોય તો તેમાં જરાયે આશ્ચર્ય જેવું નથી. એના પ્રતિ ત્હમે જે પ્રકારનો વ્યવહાર દાખવ્યો છે, એના પ્રમાણમાં ત્હમારે માટે આ કાંઇ વધુ અપમાન ન કહેવાય. અભિમાનના માર્યા ત્હમે એની સાથે કાંઇ પણ વાત ન કરતાં ફકત એના વ્યવહારોનીજ પરીક્ષા કરી આવ્યા લાગો છો."

પત્નીની આ વાતોએ પંડિતજી ઉપર, ઘા પર મીઠું લગાવ્યા જેવું કામ કર્યું. તેઓ ક્રોધથી ધુંધવાતા બોલ્યા "એ મ્હોંમાંથી એક શબ્દ પણ ન બોલે અને શું હું એની પાસે ઉભો ઉભો દિવાનાની માફક બબડયા કરૂં?"

"એણે ત્હમને કાંઇ કહ્યું ખરૂં કે નહિ?

"કાંઇજ નહિ."

"ત્હમે વાત છેડી હતી?"

"વાત છેડી ન હતી તો શું હું એનું મ્હોં જોવા ગયો હતો?"

"એની સાથે પણ આવી રીતે જ વાતો કરી હતી કે શું?"

"ત્ય્હારે તું શું એમ સ્હમજે છે કે હું એના પગ ધોઇને પીઉં?"

"મ્હને જો એમ કહ્યું હોત તો એમ કરત."

"તો જા, ત્હને ફાવે તેમ કર—"

"પણ ત્હમે કાંઇ આવી સહેલાઇથી છટકી જઇ નહિ શકો" ગૃહિણી એકદમ ઉભી થઇ ગઇ: "મ્હારી પુત્રીનો પ્રાણ ત્હમારે બચાવવો પડશે, સુબોધને મનાવવો પડશે-કોઇ પણ પ્રકારે એ કામ પૂરૂં થયે જ ત્હમે છૂટા છો."

"તું મ્હને આ ઘરમાં રહેવા દેવા માગે છે કે નહિ?"

"ત્હમારી આ ધમકીથી કાંઇ હું ડરી જાઉં એમ નથી, સ્હમજ્યા?"

"ઠીક છે." કહીને પંડિતજી આંગણામાંથી બ્હાર નીકળ્યા. સુધાની મા બે હાથે માથું દબાવી બેસી ગઇ અને રોવા લાગી. રૂદન કરવા સિવાય એને કોઇ બીજો માર્ગ સૂજતો ન હતો.

પંડિતજી આંગણામાંથી બ્હાર નીકળ્યા ત્ય્હારે થોડું થોડું અન્ધારૂં થયું હતું. તેઓ કયાં અને કઇ બાજૂએ જતા હતા એનું ત્હેમને ભાન ન હતું. ક્રોધ, સન્તાપ, અને અપમાનની જ્વાલાઓ એમના શરીરને જલાવી રહી હતી. એક રીતે કહીએ તો તેઓ પાગલ જેવા બન્યા હતા. આવી રીતે શતમૂઢ બની રસ્તે થઇ પસાર થતા હતા તેવામાં એમની દ્રષ્ટિ દૂરથી નન્દલાલ તરફ પડી. એને જોતાં જ એમની આંખમાં ખૂન ભરાઇ આવ્યું. તેઓ આવેગભર્યા નન્દલાલ તરફ દોડયા, અને એનો એક હાથ પકડીને ખેંચતાં કહ્યું: "ત્હને જરા પણ શરમ ન આવી શું?"

સરિયામ રસ્તા પર આવી રીતે થતું અપમાન જોઇ નન્દલાલનું મગજ ફાટી ગયું. તે બધું જ વિસરી ગયો: અને પંડિતજીના હાથમાંથી, એક ઝટકો મારીને પોતાનો હાથ છોડાવતાં તે બોલ્યો: "કેમ? વળી એમાં શરમ શી વાતની? કાંઇ ત્હમારી ચોરી થોડી જ કરી છે?"

પંડિતજી ક્રોધના માર્યા કંપી રહ્યા હતા દાંત પીસતાં તે બોલ્યા: "ચોરી નહિ, બેઇમાની, નીચ! ત્હેં મ્હારી સાથે ઘોર બેઇમાની કરી છે! દગાબાજ! ત્હેં છળપૂર્વક મ્હારા સુવર્ણગૃહમાં આગ લગાવી આજે માટીમાં મેળવી દીધું છે. બેવફા! ત્હેં નફટાઇથી મ્હારી સાથે વિશ્વાસઘાત કર્યો છે. નિર્લજ્જ! નારકીય-અધમ! ત્હેં—"

"બસ, બસ, બહુ થઇ ગયું. હવે એક શબ્દ પણ ઉચ્ચાર્યો છે તો બત્રીસે દાંત તોડી નાંખીશ:" કહીને નન્દલાલે બળપૂર્વક એમની

ગર્દન દબાવી અને પોતાના સાથીઓને હુકમ દીધો: "મારો સાલ્લાને ! પછી જોયું જશે."

પંડિતજીને સખ્ત માર પડયો; અને કળ ખાઇ જમીન પર પડયા. એવામાં એ-સ્થળે એક મોટર આવીને ઉભી રહી અને ત્હેમાંથી એક યુવક ઉતરી પડયો. પંડિતજી બેહોશ થયા ન હતા. યુવક પર નજર પડતાં જ તે મ્હોટેથી રડી પડયા. સુબોધ વધુ વખત ત્હાં ઉભો રહી શકયો નહિં. એની આંખોમાંથી ય આંસૂની ધારા વહેવા લાગી. પંડિતજીને મોટરમાં બેસાડી તે ત્હાંથી લઇ ગયો.

[ ૮ ]

બિચારી સુધા ઘણા વખતથી જાણુતી હતી કે સર્વ અનર્થોનું મૂળ પોતે હતી; પણ એમાં તે બિચારી શું કરે ? એના હાથમાં કાંઇજ ન હતું. માતાપિતાના કલહ પર એ કેટલાયે આંસુ સારી ચૂકી હતી. માતાના ઉચ્ચારેલા શબ્દો ભીંતની આડમાં છૂપાઇને એણે સ્પષ્ટ સાંભળ્યા. એની આંખે અન્ધારા ફરી વળ્યાં. એને લાગ્યું કે આખી દુનિયામાં એને સાન્ત્વના આપનારું હવે કોઇજ રહ્યું ન હતું. તે વિચારવા લાગી: "તેઓ પણ ના કહી ગયા. અહિં આવ્યાં ત્હોયે મ્હારા તરફ નજર સરખીયે ન કરી મા પણ કહે છે કે બધા અનર્થ ને કલહનું મૂળ હું છું. હવે હું કઇ આશાએ જીવન ધારી રહું ? મ્હારા જીવનનું મૂલ્ય શું ? શા માટે આ બધાં દુ:ખોનો હું અન્ત ન લાવું ? બધાંના અપશબ્દો સાંભળી જીવિત રહેવામાં શો લાભ... "

ઘણા ઘણા વિચારોને અન્તે એણે આત્મહત્યા કરવાનો દૃઢ સંકલ્પ કર્યો. એને પોતાના જીવન પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઇ.

એક બાજૂ એની માતા પતિની પાસે બેઠી બેઠી પોતાના ભાગ્યને રડી રહી હતી; ત્યારે બીજી બાજૂએ સુધા પોતાના ઓરડામાં બેસીને એક ભીષણ કાંડની સૃષ્ટિ રચી રહી હતી.

સુધાએ પેટીમાંથી એક છબી કાઢી—અને ત્હેની સાથે એક ચમકતી તીક્ષ્ણ કટાર પણ. સ્હામે—દૃષ્ટિ સન્મુખ છબીને ગોઠવી તે ઘુંટણભર બેઠી. થોડી ક્ષણભર એમ બેસી રહ્યા બાદ તે એકાએક પોતાની છાતીમાં કટારી ભોંકવા જતી હતી એવામાં પાછળથી કોઇએ આવીને ત્હેનો હાથ પકડી લીધો. કટારી સુધાના હાથમાંથી જમીન પર પડી ગઈ. એણે પાછળ ફરીને જોયું તો સુબોધ આંસૂભરી આંખે ઉભો હતો. એણે ઝટપટ સુધાને પોતાની ગોદમાં લીધી અને કહ્યું: "ચાલ, સુધા ! આપણે પિતાજીને જોઇ આવીએ."

---

આદર્શ સ્ત્રી

"આદર્શ સ્ત્રી તે છે કે જેનો આત્મા ખરાબ તબિયત, દૂર ગયેલા વિકાસ, અજ્ઞાન, રૂઢિઓથી એટલો અબાધિત રહે કે તે સ્ત્રી તરીકે બીજાઓની સુખપૂર્વક અને નિર્બંધ રીતે સેવા કરવામાં વિવેકબુદ્ધિ, મગજશકિત પ્રેરણાશકિત, પ્રેમ અને દયાની પોતાની શકિત એનો સર્વાંશે ઉપયોગ કરી શકે. આદર્શ સ્ત્રી આદર્શ મનુષ્યની બરાબર છે."

મીસીસ એમ ઇ. કઝીન્સ

# મહાયાગ

(૧)

તિમિરવાઘા વિશ્વે તજ્યા,
પલટયો પૃથ્વીએ રંગ-
ઉષાની અંગુલી કેરા સ્પર્શથી;
ઉલટયો અધિક ઉમંગ,
કોણ રે પડી રે'શે સેજમાં ?

(૨)

સાદ પલટયો મહાસિન્ધુએ,
વાયુ પોકારે જંગ;
નાદ ભરે અવકાશને,
થડકે અવનીનાં અંગ;
કોણ રે પ્હોડી રે'શે આ સમે ?

(૩)

નગર નગર નેજા ઊડતા,
ગામેગામ ઊઠે લોક;
સઘળું સમર્પે મહાયાગમાં,
તજી હરખને શોક;
કોણ રે પડી રે'શે માનવી ?

(૪)

રણે રે ચઢે પણ રોષ ના,
ધાર્યાં શાન્તિના નેમ;
બે હથિયાર હૈયે ધર્યાં,
એક ત્યાગ, બીજું પ્રેમ;
તપસ્યાની ઢાલ ગ્રહી વડી.

(૫)

વૈરવહ્નિ રહ્યો અજવલી,
અહિં, તહિં ને ચોપાસ,
કંઇ કંઇ શ્વાસ ગળી જતો;
વ્યાપ્યો મહાન વિનાશ;
વીર ઉભા વણ કમ્પિયા.

(૬)

અસત મથે સત ટાળવા,
ભૂંડા માયા વિસ્તાર;
સત તો અભય ઘૂમે ગર્જતું,
રામનામને આધાર;
કદિયે ટળે શું એ ટાળિયું ?

સુંદરજી ગો. બેટાઇ



# માબાપની બાળક પ્રત્યે ફરજ

લેખકઃ રા. વૈકુંઠ શાહ

વિષયના શબ્દસમૂહની શબ્દરચના કાનને એટલી બધી વિચિત્ર લાગે છે કે સમૂહના શબ્દો કાને આવે છે કે તરતજ સમૂહમાં સત્યનું અસ્તિત્વ હશે કે કેમ તે માટે વિચાર આવે છે. "છોકરાંઓની માબાપ પ્રત્યે ફરજ" એ વિષય કાનને જેટલો વાસ્તવિક, વ્યવહારિક અને ઉપયોગી લાગે છે તેટલો "માબાપની છોકરાં પ્રત્યે ફરજ" એ લાગતો નથી.

આજની ચર્ચાના વિષયની ઉપયોગિતા, વ્યવહારિકતા અને ભવ્યતા ઉપર એક નિષ્પક્ષપાત દૃષ્ટિ ફેંકતાં એમ ચોક્કસ નક્કી થશે કે પાછલો વિષય–માબાપની બાળક પ્રત્યે ફરજ–ભાવિ પ્રજાજનોનાં જીવન ઘડવાનું મહાન કાર્ય આદરે છે જ્યારે, આગલો વિષય–બાળકોની માબાપ પ્રત્યે ફરજ–જીવનની રંગભૂમિમાં નમ્રતાના પ્રવેશમાં અહીંતહીં થોડોઘણો ભાગ ભજવે છે.

કોઇક એમ કહેવા આગળ આવશે કે માતપિતા સ્વેચ્છાથી બાળકનાં ભલાં ખાતર કોઈપણ જાતની દરકાર લે તેને 'ફરજ' શા માટે કહેવી ? કૈંક ઉંડો વિચાર કરતાં એમ સ્પષ્ટ જણાશે કે તેને ફરજ જ કહી શકાય, કારણ કે માતપિતા જગતનાં નાટકની ઉચ્ચ રંગભૂમિ પર પાઠ ભજવવાને એક પાત્ર મોકલે છે. સમસ્ત જગતની પ્રગતિમાં મોટી ઉંમરે તેજ બાળક ફાળો આપશે એવો લ્હાવો મેળવવાની આશા સૌ માતાપિતાને હોય; અને તેને માટે બાળકની દરકાર રાખે તે 'ફરજ' ન લેખાય ? બીજું: બાળક વર્ષ કે બે વર્ષનું થાય ત્યારથી માબાપ પોતાની ફરજમાંથી મુક્ત થાય છે એમ સમજવામાં ભૂલ થાય છે. જન્મથી શરૂ થઇ બાળક બેએક વર્ષનું થાય ત્યાં સુધી માબાપ જે કષ્ટ લે છે તે સ્વાર્થ માટે છે. પોતાનું બાળક કેમ જીવે, પોતાનું બાળક નાનપણમાં જ મરણને શરણ કેમ ન થાય તે માટે છે વધારે ગંભીર વધારે અગત્યની અને પરમાર્થી ફરજ તો તે પછી અદા કરવાની હોય છે. માબાપ કિશોરાવસ્થામાં જે કષ્ટ લે છે તે, જીવનમાં નીતિ અને ચારિત્ર્યનું બળ રેડવાને, જ્યારે, બાળકની બાલ્યાવસ્થામાં જે કષ્ટ લે છે તે સ્વાર્થ માટે. કિશોરાવસ્થામાં પૂરતું ધ્યાન રાખવાથી બાળક ભવિષ્યમાં સેવાભાવના પાઠ ભજવવાને તત્પર રહે. 'આજનાં બાળકો ભવિષ્યનાં શહેરીઓ થશે' એ કથન માબાપે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. પોતાનાં એક કે બે બાળકોનું જીવન ઘડીને તેઓ સમસ્ત રાષ્ટ્ર કે દેશનાં અલ્પાંશે વિધાતા બને છે. એટલે, જો રાષ્ટ્ર કે દેશનાં હિતમાં કંઇ પણ ફાળો આપવો હોય તો માબાપે પોતાનાં બાળકનાં જીવનમાં રંગપૂરવણી સારી રીતે કરવી. કન્યાનાં જીવન પર પણ માબાપે છોકરા ઉપર આપે તેટલું જ

ધ્યાન આપવું કારણ કે સ્ત્રીઓ પણ રાષ્ટ્રનું એક અંગ છે.

માબાપે બાળકો પ્રત્યે ઘણી ફરજો બજાવવાની હોય છે તેમાંની મૂખ્ય પાંચ છેઃ

(૧) સુસંસ્કાર અને સારી છાપ બાળકના મનપર પાડવી, કારણ કે નાનપણમાં પડેલી છાપ બહુધા મોટી વયે ભુંસાની નથી ચારિત્ર્ય એ જીવનકુસુમનો પમરાટ છે અને સુસંસ્કારથી ઉત્તમ કોટિનું ચારિત્ર્ય ઘડાય છે અને ચારિત્ર્યથી વ્યક્તિત્વ તરત બહાર આવે છે, માટે માતપિતાએ સંસ્કાર શુદ્ધ અને ઉચ્ચ પાડવા.

(૨) જ્ઞાન એ જીવનવાહન ચલાવવામાં બીજી અમૂલ્ય અને ઉપયોગી વસ્તુ છે. જીવન-યુદ્ધ ચલાવતાં, વચ્ચે આવતાં મહાન પ્રશ્નોનું નિરાકરણ કરવાને જ્ઞાન બહુ જ કીંમતી ફાળો આપે છે. જ્ઞાનને લીધે શાંત મને ખરી દિશામાં વિચાર કરી શકાય છે અને નીવેડો ઘણે ભાગે સત્ય નીવડે છે. જીવનનૌકાને ઘણા દુઃખદરિયામાથી પસાર થવું પડે છે પણ તે બધાને જ્ઞાનના સુકાનથી ઓવારી જવાય છે. જ્ઞાન કેળવણીથી પ્રાપ્ત થાય છે. માબાપે બાળકોને યોગ્ય કેળવણી શાળાની તેમજ બહારની આપવા ચૂકવું નહિ

(૩) "પહેલું સુખ તે જાતે નર્યા" એ જૂની પુરાણી કહેવત અક્ષરશઃ સાચી છે. જો જીવનમાં આરોગ્ય ન હોય તો આપણાં આદર્શ અને મહત્ત્વાકાંક્ષાઓ 'હવાઈ કીલ્લા' જ લેખાય. જો આરોગ્ય છે તો બધું છે. નાનપણમાં જે શરીરબંધારણ હોય તેનાપર બાળકના જીવનનું આરોગ્ય અવલંબે છે. માટે માબાપે બાળકનું શરીરબંધારણ મજબૂત રાખવા પ્રયાસ કરવો

(૪) બાલ્યાવસ્થાથી જ આપણું વાતાવરણ એટલું અશુદ્ધ હોય છે અને આપણાં મનમાં બીંકે એટલો બધો પગપેસારો કર્યો હોય છે કે આપણે પુખ્ત વયે નીડર થઈએ એ ન જ કલ્પી શકાય. નાનપણમાં જ પરતંત્રતાને પવન ખાધો હોય પછી દિંદીઓમાં દેશને માટે પ્રેમ અને અભિમાન ક્યાંથી હોય ? જો નાનપણથી જ બાળકોને શૌર્યનાં પાઠ પઢાવાય, નાનપણથી જ પરતંત્રતા કેમ નાબૂદ કરવી તે શીખવાય તો તેજ બાળકો ભવિષ્યમાં પ્રજાજનો તરિકે દેશોત્કર્ષમાં યથાશક્તિ ફાળો આપી દેહને સાફલ્ય આપે.

( ૫ ) કેટલીકવાર લાડને લીધે અને કેટલીકવાર સમૃદ્ધ સ્થિતિને લીધે બાળકો-આઠ-દશ વર્ષનાં બહુ પરાશ્રયી બને છે. શ્રીમંત પિતાના પુત્રને પાણી જોઈએ તો નોકર આપે, લાડકવાયા પુત્રને પાણી જોઈએ તો માતા આપે જો નાનપણથી જ પોતાનું કામ પોતે કરી લેવાની ટેવ હોય તો મોટપણે તે બાળક રંક સ્થિતિમાં આવી પડે તો સોસવું ન પડે. માટે વડિલોએ બાળકમાં સ્વાશ્રય કેળવવો.

આ પાંચ વડીલોની મૂખ્ય ફરજો કહી શકાય. તે ઉપરાંત નાની નાની તો એટલી બધી ફરજો માબાપને માથે-ખાસ કરીને માતાને માથે-ઝઝુમે છે કે તે સૌનો ઉલ્લેખ અહીં અશક્ય થાય ઉપલી પાંચ ફરજો તરફ જ માબાપ પૂરતું લક્ષ આપે તો બાળક ચારિત્ર્યવાન બને એ નિઃસંશય છે. હવે એ પાંચ ફરજો બજાવવાને માબાપે શું કરવું જોઈએ તે તપાસીએ.

### ( ૧ ) સંસ્કાર અને ચારિત્ર્યઃ

( ક ) બાળકનું મન હંમેશ બહુ જ ચંચળ હોય છે. નાનપણમાં તેમને દુર્ગુણ ગ્રહણ કરતાં વાર નથી લાગતી તેમ સારા ગુણ ગ્રહણ કરતાં પણ વાર નથી લાગતી. આપણે જોઈએ છીએ કે બાળકો નાનપણથીજ નીચ આચાર વિચારના સોબ-

તીઓ સાથે ફરે છે અને રમે છે. આથી, નીચ છોકરાંઓ પોતાના મનનો અશ્લિલ ભંડોળ ઉચ્ચ કુળનાં બાળકનાં નિર્દોષ મન પર ઠાલવે છે. આ રીતિ સુધારવાને બાળમંદિર કે શારદા મંદિર જેવી સંસ્થાઓની શહેરે શહેરમાં આવશ્યકતા છે; કે જેથી સારા અને સુલક્ષણા બાળકોની સંગતમાં આવતાં બાળકનાં આચાર વિચાર સારાં ઘડાય. સસ્કારબંધારણનું આ પ્રથમ સોપાન.

( ખ ) બાળસ્વભાવ હંમેશ અનુકરણશીલ હોય છે. જે કંઇ પણ સારૂ જુએ તેનું અનુકરણ કરે. નઠારાનું પણ કરે. બાલ્યાવસ્થામાં તો બાળક માબાપ અને કુટુંબીજનોનાં સંગમાં જ વધારે આવે, એટલે ઘરનાં માણસો જેમ કરે તેમ કરતાં શીખે. માબાપની ફરજ એ છે કે રહેણી કરણીમાં અને બોલવામાં બહુ શુદ્ધ રહેવું. દા. ત. જે બાબાપ સ્વચ્છ કપડાં પહેરે તો બાળક તે જુએ અને તેના મનપર ઉંડી અસર થાય જે માબાપ ઘરની ચીજો વ્યવસ્થિત રાખે તો બાળક પણ તેમ કરવા મથે. જો માબાપ ઘરમાં બીભત્સ શબ્દો ન બોલે તો બાળકના મોંમાંથી તો તે ન જ નીકળે જો માબાપ ઘરમાં કલહ કરે તો બાળક જરૂર તેમ કરવા પ્રેરાય. માટે વડિલોએ વર્તન બને તેટલું શુદ્ધ રાખવું, એ સંસ્કાર પાડવાની આ બીજી રીત.

( ગ ) એક દષ્ટિબિંદુથી સુસંસ્કાર પાડવાનો ઉત્તમ રસ્તો એ કહી શકાય કે માતાએ ગર્ભવતી સ્થિતિમાં મનમાં ખરાબ વિચારોને જરાપણ સ્થાન ન આપવું. સુંદર અને ઉત્કૃષ્ટ આદર્શો રજુ કરતાં પુસ્તકો વાંચવા. માતા ગર્ભવતી દશામાં જે કંઇપણ વાંચે છે કે વિચારે છે, તેની અસર બાળકનાં મનપર થાય છે એ વાત સર્વમાન્ય છે. એક કર્તાએ માતાને અર્પણપત્રિકાથી અંજલી આપતાં લખ્યું છે કે " ...જે જનેતાએ મને ઉછેરતાં જે કષ્ટ લીધું છે તેથી વધારે કષ્ટ આદર્શને ઉછેરતાં લીધું છે, જે માતાએ મારે માટે આદર્શ અને સંસ્કાર સિવાય બીજાં સ્વપ્નાં સેવ્યાં નહિ હોય, જેણે ઉદરમાં પણ આદર્શનું નીર જ રેડયું હશે તે અજોડ માતાને..." માતાએ ગર્ભવતી સ્થિતિમાં શુદ્ધ આચારવિચાર રાખવાં એટલુંજ નહિ પણ ઉચ્ચઆદર્શ રજુ કરતાં પુસ્તકો વાંચવા. એક વિદ્વાને લખ્યું છે "Womb is the real plac: for impressions" ઉદરમાં પણ ઉચ્ચ આદર્શ અને સંસ્કારથી ઉછરેલાં બાળકોમાં ચારિત્ર્યનાં પૂર વહેતાં હશે. ઉચ્ચ આદર્શનાં ઝરણથી જીવનપ્રવાહ કૈંક અદ્ભુત શક્તિથી ઓપે છે. આદર્શ અને ઉત્સાહભર્યો યુવાન સમસ્ત જગતને ડોલાવવાને શક્તિમાન નીવડી શકે. માટે માતાએ એ બાબતપર અતિશય ધ્યાન આપવું.

( ઘ ) બાળકોને વાર્તાસાહિત્ય બહુ પ્રિય

---

## બહેનોનો ભાગ

[ મહાસભાની કારોબારી સમિતિ તા. ૨૭ મી જુનથી અલાહાબાદમાં મળી હતી તેમાં નીચેનો ઠરાવ પસાર થયો હતોઃ—]

હિંદુસ્તાનની સ્ત્રીઓ આ રાષ્ટ્રીય હિલચાલમાં વધારે ને વધારે ભાગ લેતી જાય છે, અને હુમલા, અપમાનો અને કારાવાસને બહાદુરીથી સહન કરી રહી છે તેની આ સમિતિ આભાર સાથે કદર કરે છે. ખાસ કરીને કલકત્તા નારી સત્યાગ્રહ સંઘનાં પ્રમુખ શ્રીમતી ઉર્મિલાદેવી અને તેમનાં સાથીઓ તથા દેશના બધા ભાગોમાં બીજી જે બહેનો ચોકી તેમજ મહાસભાનું બીજું કામ કરીને દેશસેવા કરતાં પકડાઇ છે અને જેલ ગઇ છે તેમને આ સમિતિ આદરપૂર્વક અભિનંદન આપે છે.

હોય છે. વાર્તા ચાલતી હોય ત્યારે બાળક આનંદમાં કલ્લોલ કરે છે માટે માબાપે બાળકને વાર્તા કહેવી. રાજા-રાણીની નહિ, પણ ચોરી, અપ્રામાણિકતા, કલેશ વગેરેથી ઉદ્ભવતાં માઠાં પરિણામો રજુ કરતી. આથી બાળકોનાં મનપર એ દુર્ગુણોની વિરૂદ્ધ છાપ પડે. તે ઉપરાંત સારા ગુણોથી થતા ફાયદા પણ કહેવા.

## ( ૨ ) કેળવણીઃ

કિશોરવય, કુમારાવસ્થા અને યૌવનના થોડા સમય સુધી કેળવણી લેવાય છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં અને વિદ્યાલયોમાં જે કેળવણી લેવાય છે તે તો બને તેટલી વધારે આપવી જ જોઇએ. પરંતુ ફક્ત કેળવણીનું જ્ઞાન જીવનની લડતમાં વિઘ્નો ફેડવાને બહુ ખપ નથી આવતું, જો કે સાચી દૃષ્ટિએ વિચાર કરવાની ટેવ તેનાથી પડે છે. કેળવણી ઉપરાંત બીજું જ્ઞાન પરચુરણ સાહિત્યના વાંચન મારફતે મળે છે. આ વાંચન માટે શોખ કેળવવો જોઇએ. તે માટે બાળકો પાસે નાનપણથી જ બાલસાહિત્યનાં પુસ્તકો વંચાવવા. તદુપરાંત શાળાકિય કેળવણી આર્થિક સ્થિતિ પહોંચી શકે ત્યાં સુધી આપવા ચૂકવું જ નહિ. આ પ્રકારના જ્ઞાનને લીધે બાળકો ભવિષ્યમાં ઝઝુમતાં જીવનદુઃખોને શાણપણથી બાજુએ કરશે. દુઃખ વખતે તેઓ પોતાની ચોપડીઓનાં નિર્જીવ પાત્રોનાં દુઃખ સ્મૃતિ પર લાવે છે અને તે કાલ્પનિક પાત્રોના જેવોજ, વિચારશીલ માર્ગ શોધી કહાડે છે એક નવલકથાનું દુઃખમાંથી પસાર થયલું પાત્ર બોલે છે " Knowledge was my friend in my woe " દુઃખનાં ચીલેથી દૂર રહેતાં કરતાં તેની અંદરથી પસાર થયલાં જીવનયુદ્ધમાં વધારે શૂરવીર યોદ્ધા લેખાય માટે "કેળવણીથી પૈસા મળતા નથી" એમ વિચારી કેળવણીથી બાળકોને દૂર ન રાખવા. મહાન લેખક John Ruskin લખે છેઃ " People are always thinking of education as a means of livelihood. Education is not a profitable business, but a costly one, nay, even the best attainments of it are always unprofitable in any terms of coins. "

## ( ૩ ) આરોગ્યઃ

આપણે જોઇએ છીએ કે છેલ્લી બે સદીઓ થયાં હિંદની શારીરિક સંપત્તિ ઘટતી જાય છે. આજે આપણે શારીરિક કક્ષાએ એટલી બધી યોગ્યતાએ પહોંચ્યા છીએ કે કોઇ પહાણું કે શીખ આપણી સામે આવે તો આપણે બે ફુટ દૂર ચાલીએ ! આનું કારણ શું ? આપણું શારીરિક ધન-આપણું શરીરબંધારણ-એટલું બધું કોમળ હોય છે કે પંજાબી, શીખ એવી કદાવર જાતને જોઇને અનાયાસે ભય પેસે છે. વધારે શરમની વાત એ છે કે આપણને પોતાની નબળાઇથી શરમ નથી આવતી ! કુમારો અને યુવાનો કસરત પર ધ્યાન નથી આપતા. કેટલીક શાળામાં શારીરિક કેળવણી આપવાનો ડોળ થાય છે. પણ શરીરબંધારણ એમ ન સુધારાય. તેને માટે શરીર નાનપણથી કસવું જોઇએ. નાનપણમાં અઘરી કસરતો તો ન શીખવી શકાય પણ દોડવાની કે એવી કોઇ સહેલી કસરતો બાળકો કરી શકે. બને તો શુદ્ધ વાતાવરણવાળા અખાડાઓમાં બાળકોને મોકલવા. જો નાનપણમાં શરીરબંધારણ સારૂં હોય તો મોટપણે તે બગડવાનો સંભવ બહુ ઓછો છે. " Health is the first essential in life " માટે કસરત બાળકોને શીખવવી.

## ( ૪ ) શૌર્ય અને દેશાભિમાનઃ

શૌર્ય, દેશાભિમાન અને સાહસ ચાલુ યુગમાં મોંઘા છે. શૌર્યનું તો નામ જ ન મળે "સત્યાગ્રહ માટે સ્વયંસેવકો જોઇએ છે ' એ પ્રકારની માંગણી થાય તો સ્વેચ્છાથી કેટલાં તૈયાર થાય ? દોષ યુવાનોનો નથી. દોષ વડિલોનો અને જે વાતાવરણમાં ઉછર્યાં તે વાતાવરણનો છે. એક 'કોઈ નાના બાળકને કોઇ પણ વસ્તુથી દૂર રાખવું હોય તો તેને માટે કંઇ ને કંઇ બીક તૈયાર જ હોય, કોઇ ને માટે કંઈ તો કોઇ ને માટે કંઇ, દા. ત. કોઇ નાનું બાળક હોય ને રાત્રે અંધારામાં જતું હોય તો "અંદર વાઘ છે ચાલ્યો આવ ' આ પ્રમાણે માબાપ પોતાનો બીકણ સ્વભાવ બાળકોમાં પ્રેરીને તેઓને સિંહનાં શિયાળ બનાવે છે. આ પ્રમાણે બીકના વાતાવરણમાં ઉછરેલું બાળક એટલું તો નાહિંમત બની જાય છે કે મોટપણે પણ તે ગુણ ત્યજી શકતું નથી. નાનપણથી જ સ્વભાવ બીકણ ઘડાય પછી શૌર્યની અપેક્ષા શી રીતે રખાય ? સર્વોત્તમ રસ્તો એ છે કે માબાપે બાળકને ' બીક' શબ્દ માત્રથી દૂર રાખવા. નાનપણમાં તો બાળક તદ્દન નીડર હોય છે. કેટલાક એવા પણ દાખલાઓ આપણે જોઇએ છીએ કે જ્યારે નાનાં બાળકો સઃપને પકડવા જતાં હોય. નાનપણમાં સાહસ અને હિંમત બનતાં પ્રમાણમાં પેદા કરવાં જોઇએ.

## ( ૫ ) સ્વાશ્રયઃ

લક્ષ્મી હંમેશા અસ્થિર છે. પૈસાદારનાં ગરીબ બનાવી શકે છે. કેટલાંક દાખલા એવા બને છે કે બાળક નાનાં હોય ત્યારે ઘેર નોકર ચાકર ગાડી ઘોડા હોય અને બાળક મોટું થાય ત્યારે ખાવાના પણ ફાંફા પડે. આવી રંક સ્થિતિ થાય ત્યારે પોતે જે મોટાઇ ભોગવી હોય તે બહુ હરકત કરે છે. લુગડાં જાતે ધોવાં પડે ત્યારે વાંસો દુખે. આવાં આવાં અનેક કષ્ટો થયા કરે છે. પોતાનાં બાળકોને એવું કષ્ટ ન પડે તે માટે માબાપે નાનપણથી જ બાળકો પાસે તેમનું કામ તેમની પાસે જ કરાવવું. લુગડાં ધોવાં, પથારી કરવી વગેરે કામો તો તેમની પાસે જ કરાવવાં. કુમારોને રાંધણકળા પણ શીખવવી. આમ કરવાથી બાળકો સ્વાશ્રયી બને છે.

અંતે, માબાપે ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત તો એ છે કે તેમણે પોતાનું વર્તન શુદ્ધ રાખવું બાળકનાં સોબતીઓ કયા છે તેની તપાસ રાખવી. બને ત્યાંસુધી બાળકમાં સેવાભાવ ઉત્તેજિત રાખવા પ્રયાસ કરવા. સેવામાંજ જીવનનું સાફલ્ય છે.

જ્યારે ઉપર પ્રમાણે આદર્શ પોષાય, ઉત્તમ ચારિત્ર્ય ઘડાય, ઉત્તમ આરોગ્ય અનુભવાય અને જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે જ કોઇ પણ જ્ઞાતિ, સમાજ કે દેશ પ્રગતિને પંથે અમર–અશ્વ દોડાવી શકે. ત્યારે જ તે દેશ સુધરી શકે. જ્યારે હિંદમાં આવાં વિરલ અને આદર્શમય યુવકો થશે ત્યારે હિંદ આદર્શ અને સુધરેલા દેશની ગણનામાં આવશે. ભારત, આવાં સ્મૃતિસર્જિત ચિત્રો સજીવન કરશે એ પૂર્વ–આશા પોષી વિરમીશ. *

* શ્રી સુ. દ. પો. હિતેચ્છુ સભાની નિબંધ હરિફાઇ માટે.



# પૈસા ધીરશો ?

પ્રિય યશોદા,

આજે ત્હમારો કાગળ મળ્યો ને મ્હને થયું કે ત્હમે પણ આમ એકની એક વાત રોજ પૂછાવ્યાં કરો છો તે જબરાં તો ખરાં. કોઇ માણસ જવાબ ન આપે ત્યારે એટલું સ્હમજી લેવાનું કે એ કાર્ય એની મરજી વિરૂદ્ધ છે એટલી સ્હમજવા જેટલી સાધારણ બુદ્ધિ ય ત્હમારે ત્યાંથી પ્રવાસે ગઇ કે શું ?

ત્હમારી પાસે પેલો અમૃત પૈસા માગે છે ખરૂં ? એટલા તે ત્હમારી પાસે કેટલાક પૈસા છે કે એને ધીરવાં જેટલાં ઉદાર થઇ ગમાં ? વધારાના છે ? સાચવવા મૂશ્કેલ પડે છે ? એમ હોય તો આપોને ! એમાં મ્હારી પાસ શું કામ 'ચાર પૈસા'નો દંડ લ્યો છો !

ત્હમને હું લખતો નથી એ ત્હમારી ફરીઆદ ફરીથી આવે નહીં એ ખાતર એ ગંજાવર રકમ ભોગવી લઉં છું. મ્હારી ' ગરીબની સલાહ ' ત્હમને રૂચશે ? મ્હારા અંતરના ' ઉંડા ઉંડાણ ' ની સલાહ છે કે કોઇ ને યે ધીરશો નહીં. પછી તો ત્હમે ત્હમારા પૈસાના માલીક. જો એવડી આફત વ્હોરવી હોય તો ખુશીથી ધીરજો. પૈસો જશે ને મિત્ર પણ ટળશે. ખોટી વાત છે ? ૧૦૦ એ ૯૯ ટકા એમજ બને છે. જ્યારે ધીરેલા નાણાં પાછાં માંગતાં નથી ત્યારે ત્હમને મ્હોડું બતાવતા એ શરમાય છે. ત્હમે માગો છો ત્યારે એને ખોટું લાગે છે. ત્હમે એની લાગણી દુઃખવો છો. ત્હમને ખબર છે કે એમ કરવાથી ત્હમે એને કેવા કફોડા સંજોગોમાં મૂકો છો ? ત્હમે એને, એ બિચારાની દીન દશાનું એમ કરીને ભાન કરાવો છો. એથી ત્હમારા તરફથી એની જરા આંખ ફરે તો શી નવાઇ ?

મેકસ ઓરલ એક સરસ સલાહ આપે છે. એ કહે છે કે " જ્યારે ધીરેલાં નાણાં પાછાં ફરે ત્યારે એઘડી મોજ માણી લઉં! કારણ કે એ ખોવાનો તો મ્હે કયારનોયે નિશ્ચય કરી લીધો હતો. ત્હમે એવો નિશ્ચય કરી શકો છો ? હોય તો જરૂર ધીરો અને ઘડીભર સારાં કહેવાઓ. કારણ કોઇ પણ, ત્હમે ત્હેને ધીરેલાં નાણાં પાછાંખ માગો ત્યાં સુધી ત્હમને ભલાં ગણશે અને એમાં ખોટું શું છે ? ત્હમે પાછાં માગો તો એના મિત્ર શેના ? મિત્ર હોય તે તો અણીને વખતે ધીરે, ધીર્યો જાય.

અને એવાયે માણસો હોય છે. ત્હમને અનુભવ નથી થયો ! પ્રો. કાલિકાપ્રસાદને તો ત્હમે ઓળખો છો. એમને જવા દો. એમનું નામ નહીં લઉં, કદાચ બદનક્ષીનો દાવો માંડે તો–થોડા રૂપિયા, ઇગ્લાંડ ગયા તે પ્હેલા ધીર્યા'તા. ઇગ્લાંડ જતી વખતે–પાછા આપવાની મુદતને ૭ મહીના કયારના થઇ ગયા હતા–માગ્યાં. પણ કોણ આપે ! પૈસા માગ્યા એથી તો એ વળાવા પણ નહીં ગએલા. બે વર્ષ રહીને એ પાછા ફર્યા ત્યારે, કોલેજમાં હજી લેકચર્સ પણ શરૂ નહોતાં કર્યાં ત્યાં તો એનો મધુ ચિઠ્ઠી લઇને

આવ્યો. મ્હને બરાબર યાદ છે. એ આ પ્રમાણે હતી.

"મ્હને કાલનો સખત તાવ આવે છે અને રૂપિયાની અત્યંત જરૂર છે. ચિ મધુને દસ રૂપિયા આપશો તો ઘણોજ આભાર થશે. ત્હમારા આગલા રૂપિયા નીકળે છે તે જાણું છું પણ સાજો થયા વિના કેવી રીતે આપું ? દવા માટે પણ ત્હમારે ત્યાંથી આવ્યા પછી જ મધુ જશે. ૐ માટે જરૂર મોકલશો."

હું તે વખતે ત્યાં બેઠો હતો. એમણે એ ચિઠ્ઠી મ્હારા હાથમાં મૂકી.

મ્હેં વાંચીને કહ્યું: કેમ ત્હમે આપો છો ને ? અને એટલી વારમાં તો પ્રોફેસર સાહેબે ઉતાવળે જવાબ લખી વાળ્યો ને મ્હને કહ્યું કે અત્યારે તો ત્હમે મ્હને આપો દો છે. અને ત્હમે માનશો, મ્હે શું કહ્યું ? આ ત્હમારો અનુભવ ઓછો છે કે ત્હમને આપું અને વળી પાછો માંગું...એવામાં મધુ ચાલ્યો ગયો ને પ્રોફેસર સાહેબને ફીકર થઇ કે એમને ખોટું તો નહીં લાગે. મ્હેં એમને દીલાસો આપ્યો કે ખોટું લાગશે કે કેમ એ ત્હમે જાણો પણ એટલું તો ચોકક્સ કે આજથી ત્હમે સારા માણસ નથી. કારણ કે ત્હમે આવી તંગીમાં આવી પડેલાનો ભાવ પણ નથી પૂછતા. એમ તો એ જરૂર બધાંને કહેવાના.

## અષાડી વાદળી

અષાડી વાદળી ! આપું ઉતારા
  મ્હારે આંગણ રાતવાસો રહે;
ઉંચી ટેકરીઓમાં સન્ધ્યા સંતાણી
  એકલ અંધારે ન પન્થ જડે.

પીળાં આ પાંદડાં ઉડે પવનમાં,
  આડવા ભુખરાં ભૂતના ઓળા;
ધરતી સુકાઇને તરસી સુતી હો
  અભિષેક ન્હે શીત સ્રવણે ઝીણાં.

વનવગડામાં બોલે છે મોરલા
  તેજવર્તુલ જો ચાંદે ધર્યાં;
પ્રિયજન શી તુજ પ્રતીક્ષા કરતાં
  ઝરણાં રડતાં તને ઝંખી રહ્યાં.

નવજળ વાદળી ! થંભી ઘડીક જા
  દૂરના થાક તને લાગ્યા હશે;
સુંવાળી રાતને સ્નેહે ભીંજાવી
  પ્રભાતે સુખરૂપ પન્થે જજે.

ચુ. ડા. પારડીઆ

અને ત્હમને મ્હારી વાત તો ખબર છે મ્હેં કેટલાંને ધીર્યાં ને કેટલા પાછા આપી ગયા ? વળી મ્હેં કેવા સંજોગોમાં આપેલાં એ પણ ત્હમે જાણો છો. કાકાની દીકીનો દીકરો ઘનશ્યામ ! ત્હેને ત્યાંથી ટાંચ ઉઠાડી અને તેયે પેલા ગોપાળ મારવાડીને ત્યાંથી મ્હારા ખાતે ઉપાડીને. અંબુને નોકરી મેળવવા અનામત ( security ) આપવા આપ્યાં–મ્હારા દાક્તરનું બિલ મુલતવી રાખીને. પેલો હરસુખ રખડતો હતો એથી કેટલુંક અંગત દુઃખ વેઠીને દુકાન મંડાવી આપી. અને એ દરેકે ફક્ત એક એક મહીનાનોજ વાયદો કરેલો. પણ આજે ૩૦ દિવસને બદલે ૩૦ માસ થઇ ગયા છે. પણ–પણ જવા દોને એ વાત. આપ્યા ત્યારે લેવાની આશા થોડી રાખી હતી ! અને આવા તો કેટલાય દાખલાઓ–મ્હારા કે મ્હારા સ્નેહીઓના સિનેમાની ફીલ્મની જેમ સ્મરણપટ પર આવ્યા જાય છે.

અને એમાં કંઇ એ બિચારાઓનો વાંક નથી પૈસા માગનારની જાતિનો એ ગુણ છે. એ લોકો પૈસા પાછા આપે તો માને છે કે એમણે મ્હોટો ઉપકાર કર્યો અને એ મારે ધીરનારે એમનો આભાર માનવો જોઇએ. વળી આપણી ન્યાતમાં પેટા જ્ઞાતિઓ છે તેમ એમનામાં પણ બે ન્યાત છે. એક વર્ગ ન

દેવાદારને પૈસા પાછા આપવાજ નથી જ્યારે બીજો વર્ગ જરા માન ઉત્પન્ન કરે એવો છે ખરો. એ કહે છે કે નાણાં દૂધે ધોયેલાં. આપવાં તો છેજ. પણ ભાઇ ! છે ક્યાં ?

આથી મ્હારી તો ખાત્રી થઇ ગઇ છે કે જેટલા વધારાના હોય તેટલાજ ધીરવા.

પણ એમ તો કેટલાક નાણાં વ્યાજે ફેરવીનેજ માલદાર થયા છે ને ? એ શંકા રૂએને કરતા.

એ વાત સાચ્ચી છે. કારણ કે એ લોકોનો એ ધંધો છે; બાપદાદાથી ઉતરી આવેલો એમનો એ વેપાર છે. એમાં એ લોકો "નિષ્ણાત" હોય છે ત્હમે તો નવાં નિશાળીઆ—અને એવાંજ રહેવાના. ત્હમે કે અરવિંદ એ લોકો પાસેથી ૧૨ થી ૨૦ ટકા વ્યાજ લઇ શકવાના અને એ યે જણસ પર ? જો એવા 'મારવાડી' કે 'શાહલોક' થઇ શકો તો એના જેવો આ જમાનામાં ત્હમારા પતિ માટે બીજો વેપાર નથી. એટલુંજ નહી પણ જ્યારે ત્હમારામાંથી કોઇ આ દુનિઆથી કંટાળી "પેલે પાર" જવા તૈયાર થશો ત્યારે ત્હમારાં છોકરાં 'રૂપાને ઘૂઘરે' રમતાં હશે અને ત્હમારૂં નામ કદાચ દિગંતમાં "પરોપકારી" "લોકસેવક" "ઉદાર સખી ગૃહસ્થ" વગેરે વગેરે તરીકે મશહૂર થશે.

પણ એ રીતે ત્હમે કરી શકશો ? નહી તો મરશો ત્યારે ત્હમારાં છોકરાં દુઃખી થશે અને ત્હમારા એજ મિત્રો ત્હમારી પાછળ કહેશે, 'કેવાં મૂર્ખો', પૈસો વેડફી મારી, છોકરાં રસ્ઝળી ગયાં.'

બોલો, ત્હમારો શો વિચાર છે ? છોકરાં ઓને રવડાવી, ભલાં થવું છે કે જીવતાં 'શાહલોક' અને 'મારવાડી' મુવા થઇ પછી 'દોલા દીલ'ના થવું છે ?...એજ

લિ. તમારો
રતિલાલ તન્ના.



હિન્દનો ખરેખરો આત્મા 

ગાંધીજી હિન્દનો ખરેખરો આત્મા છે. હિન્દને સંપૂર્ણ વિશ્વાસ હોય એવા એક માત્ર હિન્દી ગાંધીજી છે. કારણ કે તેઓ માત્ર ઉચ્ચ પ્રતિના રાજનીતિનજ નથી પરંતુ સાચા અને સક્રિય સમાજસુધારક, સમાજસેવક અને ગરીબ તેમજ અછૂતોના મિત્ર છે. સત્ય, પ્રેમ અને ન્યાયનું તેઓ મૂર્તિમંત સ્વરૂપ છે. તેમની સેવા અને આત્મભોગે હિન્દના કરોડો હૃદયોને જીતી લીધાં છે. હિન્દના બ્રિટીશ વહીવટ સંબંધમાં હિન્દીઓનો મોટો ભાગ ગાંધીજીના રાજકીય વિચારો અને મતોને અનુસરે છે એ પ્રમાણિક સત્ય છે.

ડૉ. મિસિસ મુથુલક્ષ્મી રેડી.




# ગૃહસ્થાશ્રમમાં દેશસેવા

લેખિકા: સૌ. મૃદુલા જયેન્દ્ર દવે.

( હિંદુસ્ત્રીમંડળના હરિફાઈના નિબંધ )

जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी

" ભલો દેશ મારો, ભલી ભોમ મારી,
મને પ્રાણથી નિત્ય છે એજ પ્યારી. "

જિહ્વાથી આવાં કથન કરવાં એ નિષ્ફળ છે. આ ભાવનાનું કથન કરવું એના કરતાં આ ભાવનાયુક્ત કાર્ય કરવું એનુંજ નામ દેશસેવા. આ કથનથી પણ જો અન્ય મનુષ્યો કર્તવ્ય કરવા પ્રેરાતાં હોય તો એ દેશસેવાનો એક પ્રકાર થયો કહેવાય. તત્વતઃ દેશસેવા કેવળ એકલી ભાવના નથી, પણ ભાવનાયુક્ત કર્તવ્ય છે. સંસારી જગમાં ફસેલા મનુષ્યો આવી ભાવનાયુક્ત દેશસેવા કરી શકવા અસમર્થ છે, એમ ઘણાએ કહે છે. તત્વતઃ ગૃહસ્થાશ્રમમાં જીવન ગુજારનારાઓને પણ પ્રભુએ દેશસેવાની ઉમદા તક આપી છે.

## દેશસેવાની પ્રાચીનતા:

ગૃહસ્થાશ્રમમાં દેશસેવા કરવાની ભાવના પ્રાચીનકાળની છે, એ સ્મૃતિસિદ્ધ છે. અને ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તે સમયમાં દરેક ઘરમાં બાળકથી તે વૃદ્ધ સુધી એ ભાવના હંમેશાં જાગૃત રહેતી ક્ષત્રિયો હંમેશાં દેશનું રક્ષણ કરવાને ઉત્સુક રહેતા તથા પ્રાણનો ભોગ આપતા, એ ઉચ્ચ પ્રકારની દેશસેવા હતી સમય આવે ક્ષત્રિયાણીઓ પણ પ્રજાનું રક્ષણ કરવા પોતાના યુવક સંતાનોનો ભોગ દેતી, પોતાનું જીવન સમર્પણ કરતી. પણ પ્રજાને બચાવવા ખાતર પોતાના પતિને રણક્ષેત્રમાં ઘૂમવા પ્રોત્સાહન દેવામાં એ પોતાના સૌભાગ્યના નાશનો ભય ભાળતી છતાં પણ દેશને અર્થે તેની અવગણના કરતી. બ્રાહ્મણો વેદમંત્રના પાઠથી યજ્ઞયાગાદિના કર્મથી તથા રાજાને પોતાના ધર્મમાં યુક્ત રહેવાનો સદ્‌બોધ આપી પ્રજાની સેવા કરતા. વૈશ્યો વ્યાપારથી દેશને સમૃદ્ધ રાખતા. શુદ્રો દાસત્વ સ્વીકારી પ્રજાની સેવા કરતા. આમ વર્ણવ્યવસ્થા અને કર્તવ્યનિરૂપણથી દેશસેવા થતી. એ દેશસેવા કરનારાઓનો મોટો ભાગ ગૃહસ્થાશ્રમીનો હતો. વાનપ્રસ્થીને સંસારમાં પડવાનો અધિકારજ નહોતો. સંન્યાસીને તો કેવળ

* આ નિબંધ માટે લેખિકા બહેનને શ્રી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ તરફથી સ્વ. જયાગૌરી ફુલેરાવ ઇનામ ફંડમાંથી નિબંધ ફંડમાંથી રૂ. ૪૦નું પહેલું ઇનામ આપવામાં આવ્યું છે

નહિ. બ્રહ્મચારીનો સમય તો શારીરિક અને માનસિક કેળવણીનો અને ગહન પરિશ્રમ તથા વ્યાયામનો હોવાથી એ આશ્રમ પણ દેશસેવાને યોગ્ય નહોતો. એટલે ગૃહસ્થાશ્રમજ પ્રાચીન સમયમાં દેશસેવાને યોગ્ય મનાતો.

## અર્વાચીન દેશસેવાઃ

અર્વાચીન સમયમાં પૂર્વોક્ત પ્રાચીન ભાવના બદલાઇ નથી. દેશને સમૃદ્ધ કરવાની ભાવના તેવીજ છે, સામાજિક પ્રશ્નો પણ તેજ ઉપસ્થિત છે, છતાં તે પ્રશ્નો ચર્ચવાની અને તેનો ઉકેલ કરવાની રીતિ જુદી છે. પ્રાચીન સંસ્કારો ઉખડી જવા લાગ્યા છે. પાશ્ચાત્ય સંસ્કૃતિની અસર વિશેષ થતી જાય છે. એટલે દેશસેવાની ભાવનાનું રૂપ બદલાતું જાય છે. કેટલાકોનું માનવું એવું છે કે ગૃહસ્થાશ્રમી મનુષ્ય સાંસારિક સુખોની અભિલાષાથી, સંતતિની જંજાળથી, અથવા તો આજીવિકાની પ્રાપ્તિના મહત્ પ્રશ્નથી ઘેરાયલો હોવાથી દેશસેવા કરવા અશક્ત છે. અને જે આજીવન કૌમારવ્રત પાળે તેજ સારી દેશસેવા કરી શકે. આ માન્યતા ભૂલ ભરેલી છે. કેમકે દરેક જણ કૌમારવ્રત લેતો સંસાર ઉપશમે. તેમજ એ વ્રત દરેક મનુષ્યને સાધ્ય નથી. એટલે ગૃહસ્થાશ્રમમાં રહીને જ દેશસેવા કરવાનો પ્રશ્ન જેવો ને તેવો જ રહે છે. સ્વ. દાદાભાઇ, સ્વ. ફીરોજશાહ, સ્વ. ગોખલે, સ્વ તિલક, સ્વ. દાસ, સ્વ. રાનાડે, નેહરુ, ગાંધીજી, વગેરે દેશ સેવકો ગૃહસ્થાશ્રમીજ હતા અને છે. સ્વ. દાદાભાઇ નવરોજજી જાણીતા દેશસેવક હતા અને એ કાર્યકર દેશસેવકની જયંતી દર વર્ષે આપણા મંડળમાં ઉજવાય છે સ્વ. ફીરોજશાહે ક્રોનીકલ પત્ર અને કોંગ્રેસ દ્વારા દેશસેવા કરી હતી. સ્વ. લોકમાન્ય તિલક, એમણે પણ દેશને માટે આઠ વર્ષ સુધી જેલમાં રહીને પણ સ્વરાજ્યની લડત ચાલુ રાખી હતી સ્વ. દેશબંધુ દાસ બેરીસ્ટર હતા એમને 'પ્રેકટીસમાં' દર મહિને ૪૦ થી ૫૦ હજાર જેટલી આવક હતી તે ધંધો તેમણે દેશને માટે છોડી દીધો હતો. અને જરૂર જેટલું દ્રવ્ય રાખીને બાકીનું દેશને અર્પણ કર્યું હતું. પંડિત મોતીલાલ નેહરુએ મીલ્કતમાંથી મોટો હિસ્સો દેશોન્નતિના કાર્યમાં અર્પણ કરી ઉંચા પ્રકારની દેશસેવા કરી છે. મહાત્મા ગાંધીજી હાલતો વાનપ્રસ્થ છે. પરંતુ જ્યારે ગૃહસ્થાશ્રમી હતા ત્યારે એમણે આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચલાવી હતી. એમને પણ દેશને માટે જેલમાં જવું પડયું હતું. અને હજીયે સ્વરાજ્યને માટે તેમના પ્રયાસો ચાલુજ છે. આ સર્વે દેશનેતાઓએ સ્વીકારેલો માર્ગ રાજકીય દેશસેવાનો હતો. શારદાબિલના પ્રણેતા શ્રી. હરવિલાસ શારદા તથા અન્ય દેશસેવકો સામાજિક દેશસેવાનો માર્ગ સાધી રહ્યા છે. અંત્યજોને પણ પોતાની સ્થિતિનું ભાન કરાવનારાઓ પણ દેશસેવા કરનારા છે. જેણે દેશસેવા કરવા માંડી છે એવા દેશસેવકોનો મોટો ભાગ ગૃહસ્થાશ્રમીજ છે. એટલે પ્રાચીન કે અર્વાચીન દેશસેવાની રીતિ નિહાળીએ તો ગૃહસ્થાશ્રમીઓએજ વિશેષ કરી છે. વિશેષતઃ એ દેશસેવા કેટલા પ્રકારની છે અને કેવી રીતે ગૃહસ્થાશ્રમીઓ કરી શકે તે જોઇએ.

## દેશસેવાના પ્રકારઃ

અર્વાચીન દેશસેવાના પ્રકારો સ્વરાજ્યપ્રાપ્તિ, પુનર્લગ્નની સાધના અને બાળલગ્નનો નિષેધ આદિથી સામાજિક ઉન્નતિ વ્યાપાર, કળા વિગેરેમાં અન્ય દેશો સાથે સ્પર્ધા કરી સમૃદ્ધિ પ્રાપ્ત કરવામાં સમાપ્ત થાય છે. આ સર્વમાં મહત્વનો પ્રશ્ન સ્વરાજ્યપ્રાપ્તિનો છે. એ હેતુ સાધવા માટે કાઉન્સીલમાં હક મેળવવા લડત ચલાવવી, અસહકાર સાધવો. ચરખા આદિની પ્રગતિ કરી સ્વદેશી માલને

ઉત્તેજન આપવું, સરકારી અમલદારોની ગેરવર્તણૂક સામે લડત ચલાવવી એમ અનેક પગથીઆંઓ છે. ગૃહસ્થાશ્રમીઓ આ પ્રકારોમાં કેવી રીતે ઉપયોગી થઇ પડે અને ખાસ કરીને ગૃહના અલંકાર રૂપ, ગૃહસ્થાશ્રમના પાયારૂપ, સ્ત્રીઓ મુખ્યત્વે કરીને શું કરી શકે તેનોજ વિચાર કરીએ.

## દેશસેવાનું પ્રથમ પગથીઉં:

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીની મુખ્ય દેશસેવા બાળ-ઉછેરમાં સમાય છે. જેવાં બાળપણનાં સંસ્કારો તેવાં મોટપણનાં કામો હોય છે. આર્ય દેશને ઉદાત્ત અને ઉન્નત ભાવનાવાળા અને કાર્યકર શકિતયુક્ત દેશસેવકોથી ભરવો હોય, તો તેવા સંસ્કારો જન્મથીજ પાડવા જોઇએ આ કાર્ય માતાજ કરી શકે. માતાના પોતાના વિચારો ઉન્નત કરવા જોઇએ. છોકરાંની તંદુરસ્તી અને બંધારણ ખીલેલાં રહે તેમ કરવું. વિશુદ્ધ જીવનનાં મનુષ્યો ને ઉત્તમ દેશસેવકોનાં કથન કરવાં. દેશસેવામાં રહેલી સ્વાશ્રય અને સહનશીલતાની ભાવના રેડી તેમને સ્વાશ્રયી અને સહનશીલ બનાવવાં તથા દેશાભિમાન જાગૃત રહે એવાં ગીતો શીખવવાં જોઇએ. દેશસેવાનાં સિદ્ધાંતોનો આપણા ધર્મસૂત્રો માફકજ અભ્યાસ કરાવવો જોઇએ. બાળકો ઉદાત્ત ભાવનાવાળાં અને નીતિરીતિ સમજનારાં દરેક ઘરમાં કેળવાય તો અસંખ્ય દેશસેવકો બહાર પડે એ નિસંશય છે. આવા દેશસેવકો દેશને અર્પણ કરવામાં સ્ત્રીઓની ઉચ્ચ પ્રકારની દેશસેવાજ છે. આ વિષયમાં આધુનિક ચળવળ જોઇએ તો ભાવનગરમાં દક્ષિણામૂર્તિભવન, સાન્તાક્રુઝનું બાળમંદિર, શુકલતીર્થનું ગુરૂકુળ વગેરે બાળવિદ્યાલયો છે. પણ સંતાનને કેળવવાને માટે માતા અશકત હોય તોજ તે કામનાં છે. બાકી ઉદાત્ત ભાવનાયુકત હોંસભરી માતા જે કાર્ય સંતાનોને ઉછેરતાં કરી શકશે તે આવાં વિદ્યાલયોથી થઇ શકશે નહિ. દાખલા તરિકે રાખેંગારનો પુત્ર સિદ્ધરાજની તલવારથી ડરતો હતો. ત્યારે તેની સામે તરવાર લઇને લડવા માતા રાણકદેવીએજ પ્રોત્સાહન આપ્યું હતું. આર્યધર્મના ઉદ્ધારક શિવાજીના હૃદયમાં આર્યધર્મની ભાવનાનું બીજારોપણ કરનાર તેની માતા જીજીબાઇજ હતા.

### બહિષ્કારની સફળતા માટે

આજે ભારતવર્ષમાં સ્વતંત્રતા માટે શાન્ત યુદ્ધ ચાલી રહ્યું છે. દરેક ભારતવાસીએ તેની તૈયાર થવું જોઇએ. અને તેને માટે આજે દરેકની ફરજ છે કે દરેકે કાપડ ખરીદવું બંધ કરવું અને ખપત ઓછી કરવી તમારી પાસે ખાદી કે સ્વદેશી કપડું ન હોય અને તમારે નવું કપડું ખરીદવાની ખાસ જરૂરત હોય તો ઓછામાં ઓછું ખરીદો; થીંગડા મારો; સાંધીને ચલાવો, પહેલાં કરતાં તમારી ખપત ઓછી કરો.

તમારા નવરાશના વખતમાં રેંટીઆ કે તકલી પર કાંતો શુદ્ધ ખાદીનો જ ઉપયોગ કરો. વણતાં શીખી જાવ. આને લીધે બેકારી દૂર થશે.

[ દેશસેવિકા સંઘની એક પત્રિકામાંથી ]

## બીજું પગથીઉં:

ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓનો દેશસેવાનો બીજો પ્રકાર સ્ત્રીઓને કેળવવાનો છે. પ્રથમ તેમણે આડોશી પાડોશીમાં અસંસ્કારી અભણ સ્ત્રીઓને કેળવી પોતાના દ્રષ્ટાંત દ્વારા સુસંસ્કારી કરી, રાજકીય અને સામાજિક પ્રશ્નોમાં રસ લેતી કરવી, તેઓને પરનિંદા કરતી અટકાવી દેશોન્નતિના કાર્યમાં ભાગ લેતી થાય એમ કરવું, તેઓના હૃદયમાં રહેલો દેશપ્રેમ ઉન્નત કરવો; પોતાને આવડતી કલાઓ તેઓને

શીખવવી. આ રીતે અભણ અને અજ્ઞાન સ્ત્રીઓને પણ સુધારી શકાય. આવી રીતે આડોશી પાડોશીની સ્ત્રીઓને સુધારી આગળ પડતી કરવી એ પણ દેશસેવાજ ગણી શકાય. આમ કરવામાં સ્ત્રીઓએ શિક્ષણ આપવા જવું જોઇએ પણ તેથી સામી સ્ત્રીને માનાપમાનનો ભય લાગે છે. તેથી કળાપૂર્વક આ કામ કરવું પડે છે. મળવા જવાને બહાને અવારનવાર એક બીજાને મળતા રહેવું, ગૃહવ્યવસ્થામાં મદદ કરવી, સારૂં નરસું વાતવાતમાં સમજાવવું પણ પોતાને શિખામણ દે છે એવું ભાન સામી સ્ત્રીને ન થાય તેની સાવચેતી રાખવી. એવીજ રીતે છોકરાં ઉછેરતાં, કેળવતાં શીખવવું. ઉપદેશ આડકતરો અસર કરે છે એ વાત ધ્યાનમાં રાખવી. એવી રીતે પરસપરસ અથવા બીજી નબળી સ્ત્રીને એ સ્ત્રી સહાય કરતી થાય એવો રીતે ઉત્સાહ આપવો. આપણે એનાં છોકરાંને કંઇ સારૂં શીખવીએ, ભેટ તરીકે બાળકોને લાયકની ન્હાની ચોપડીઓ તેનાં બાળકોને ભેટ આપીએ તો તેથી બાળકોને આનન્દ મળશે ને તે સ્ત્રી આપણા તરફ ઉપકારની દૃષ્ટિએ જોશે અને આપણું જોઇ અન્યના તરફ આપણી પાછળ દોરાશે. **દેખાદેખીથી સ્ત્રીઓ વધુ કેળવાય છે, સ્પર્ધાથી તેઓ પ્રોત્સાહિત થાય છે,** એ દેશસેવિકા ગૃહિણીએ ખાસ ધ્યાનમાં રાખવું. વિશેષ દૃષ્ટાંત જોઇએ તો ભામિની ભૂષણ નામની ચોપડીમાં છે. તેમાં વિજયા નામે એક સુસંસ્કારી સ્ત્રીએ ઘણી સ્ત્રીઓને સુધારી હતી અને તે સ્ત્રીઓ એટલી તો અજ્ઞાની હતી કે એક બીજા સાથે મારામારી પર પણ આવી જતી. આમ છતાં વિજયાએ એ સર્વને ઉપદેશ દ્વારા સુધારી ત્યાં લડાલડી અને મારામારીનો વાસ હતો. ત્યાં સંપ અને ઉત્સાહ સ્થાપી શાંતિનું સામ્રાજ્ય સ્થાપી દીધું હતું તે નવરાશના વખતમાં સર્વ સ્ત્રીઓને પોતાને ત્યાં બોલાવતી અને સર્વને સદ્બોધ આપતી. રાત્રિના વખતમાં તેનો પતિ મનોહર સર્વ પુરૂષોને બોધ આપતો અને ધાર્મિક વાતો સમજાવતો હતો. આ રીતે આ પતિ પત્ની ધીરજ અને ખંતથી પોતાના આડોશી પાડોશીને સુધારી શક્યાં હતાં. પરંતુ તે સ્ત્રીઓ જેટલી લઢકણી હતી, તેટલી અભિમાની ન હતી અને તેથીજ તેઓ ઉપદેશ સાંભળવા નવરાશને સમયે એકઠી થતી હતી. હાલ સ્ત્રીઓમાં અભિમાન તો બહુજ વધી ગયું છે. સરખે સરખી બ્હેનપણી પાસે શીખતાં અથવા પોતાનામાં કાંઇ પણ ઉણપ જણાતાં નાનમ લાગે છે. આવા સંજોગોમાં દેશસેવિકા ગૃહિણીએ પોતાની સખીઓને સુધારવા માટે કળાપૂર્વક કામ કરવું પડે છે. અને તેમાં કેટલેક અંશે સફળતા પણ મળે છે.

### ત્રીજું પગથીયું:

ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓએ સામાજિક રિવાજો સુધારવા એ દેશસેવાનો ત્રીજો પ્રકાર છે. પ્રથમ સામા માણસના હૃદયમાં ખાત્રી કરાવવી કે અમુક રિવાજો ખોટા છે. અમુક ખરચ ખોટા છે આવા પ્રકારની સમજુતિથી અથવા આવા પ્રકારની વાતોથી સ્ત્રીઓ સમજી શકે. સાંજના કે બપોરના પુરૂષવર્ગ નોકરીએ જાય કે ઘણી ખરી સ્ત્રીઓ ભેગી મળીને કુથલી કરે છે. તેને બદલે જો સ્ત્રીઓનો સમાજ સુધારી શકાય તો એના જેવી દેશસેવા સ્ત્રીઓને માટે બીજી નથી. અને સંસારિક પ્રશ્નોનો ઉકેલ જેટલો સચોટ રીતે ગૃહિણી સૌભાગ્યવતી કરી શકશે, દૃષ્ટાંતો આપી શકશે, પોતાના અનુભવો જતાવી શકશે તેવી રીતે વિધવા કે કુમારિકા જતાવી શકશે નહિં. કેમકે સમાજને સુધારવા માટે

મનુષ્યે પોતે સુધરવું જોઇએ, ખમવું જોઇએ કહેલું કરવું જોઇએ. સમાજ, સુધારાનો બોધ દેનારાઓને તેમ કરતાં જુએ તોજ સમાજ સુધરે અને તેજ સુધારકની સેવા યથાર્થ ગણાય, એટલા માટે સ્ત્રીઓએ પોતાની દેશસેવાના નીચેના પ્રકાર ધ્યાનમાં રાખવા–

પ્રથમ રડવા કૂટવાનો રિવાજ તજાવી ગત આત્માને શાંતિ આપવા માટે પ્રભુ પ્રાર્થના તથા ધર્મ પુસ્તકોનાં વાંચન કરાવવાં. એની પાછળ થતા ન્યાત વરાને બદલે તેમાં વપરાતુ દ્રવ્ય અનાથાશ્રમ, વનિતા વિશ્રામ જેવી દેશસેવાની સંસ્થાઓમાં, અથવા તો ધર્માદા દવાખાનાં, મુસાફરખાનાં, અથવા ધર્માદા શિક્ષણવર્ગો વગેરેમાં વાપરવા, તથા એમ કરવાનો અન્યને ઉપદેશ કરવો. લગ્ન જેવા મંગળ પ્રસંગે પણ વરઘોડા ન્યાતવરા વગેરેમાં શ્રીમંતો અઢળક દ્રવ્ય ખરચે છે. ખાસ કરીને તેનાં કારણ રૂપ સ્ત્રીઓજ હોય છે. આવી બાબતોમાં સ્ત્રી પુરૂષ બંનેને ઉપદેશ કરી એ દ્રવ્ય ઉપલી સંસ્થાઓમાં તથા અનાથોને મદદ કરવામાં વપરાવવું. એ સ્ત્રીઓ ધારે તો સહેલાઇથી કરી શકે.

દેશસેવિકા ગૃહિણીએ લડકણ સ્વભાવ, ઇર્ષ્યા, ક્રોધ, અહંકાર વિગેરે દૂર કરી, શાંતિ, ક્ષમા, સહનશીલતા, સ્વાશ્રય, ધીરજ, સ્વાર્થત્યાગ, દયા આદિ સદ્‌ગુણોનું પ્રથમ પોતાનામાં અને પછી અન્યનામાં સિંચન કરવું. પરસ્પર સહાય આપવાની અને સહકાર સાધવાની બુદ્ધિ કેળવવી. કોઇને પણ યથાશક્તિ મદદ આપવા તત્પર રહેવું.

આપણા દેશમાં શારદા બિલ જેવાં બિલો પસાર થાય એમાં દેશને લાભ તો છે પણ તેમાં સ્ત્રીઓને શરમાવાનું છે. સ્ત્રીઓની સ્થિતિ સ્ત્રીઓએ જ સુધારવી જોઇએ. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, કન્યાવિક્રય, "વરવિક્રય" વિગેરે દેશને અધોગતિએ પહોંચાડનારા બનાવો તરફ સખત વિરોધ દર્શાવી તેથી થતા ગેરલાભનું સમાજને ભાન કરાવવું. પ્રાચીનકાળમાં બાળલગ્ન થતાં હતાં પણ તે ફક્ત દસ્યુઓ, મુસલમાનો વિગેરેના ત્રાસને લીધેજ. પણ હાલમાં તે કારણ વગર પણ બાળલગ્નની સંખ્યા વધતી જ જાય છે. "વરવિક્રય" કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન એ દ્રવ્યની લાલચે થતાં હતાં અને હજીયે ન્હાનાં ન્હાનાં ગામડાંઓમાં થાય છે. તો તેમાં પ્રથમ સ્ત્રીઓને સમજાવી પછી પુરૂષવર્ગ તરફ વળવું. પુનર્લગ્ન પણ જ્યાં આવશ્યક હોય ત્યાં સહાનુભૂતિ દર્શાવવી પણ જ્યાં યોગ્ય ન હોય ત્યાં વિરોધ ઉઠાવવો એ પણ દેશસેવા કરનાર ગૃહિણીનું કર્તવ્ય છે.

સ્ત્રીઓએ ઘરની સ્વચ્છતા, આંગણાની સ્વચ્છતા શીખવી જોઇએ, અને અન્યને શીખવવી જોઇએ. જો પોતાનું ઘર અને આંગણું સ્વચ્છ હશે તોજ મહોલ્લો સ્વચ્છ રહેશે. મહોલ્લા પછી લત્તો અને લત્તા પછી પોતાનું શહેર. એમ ઘર સ્વચ્છ હશે તો શહેર પણ સ્વચ્છ થશેજ. સ્વચ્છતાની સાથે સ્ત્રીઓએ સારવારનું કામ શીખવું પણ આવશ્યક છે ને તે આવડતું હશે તો પહેલાં પોતાના ઘરનાં બિમાર મનુષ્યોની સારવાર કરશે પછી આડોશી પાડોશીની પછી ગામ કે શહેરની અને પછી જ અન્ય ગામોમાં ફરી બિમાર મનુષ્યોની સારવાર કરશે. રોગી મનુષ્યો પર દયા કરતાં પણ સારવાર બરોબર ન હોય તો પછી ગમે તેટલાં ઔષધ આપો પણ રોગી મનુષ્ય વધારે પીડાય છે. ગરીબ મનુષ્યો નર્સ રાખી શકતાં નથી. દેશસેવિકાઓ આવા ગરીબો અને રોગી મનુષ્યને બનતી મદદ આપી શકે અને દેશના મનુષ્યને આજીવિકાનાં સાધનો બનાવી સુખી કરી શકે.

સ્ત્રીઓને સ્વાશ્રયી બનાવવી એ પણ એક પ્રકારની દેશસેવા છે. રેંટીયો કાંતવો,

કુવાના પાણી ખેંચવા, વાસણો માંજવાં, દળવું, ભરવું, વગેરે સર્વ સ્ત્રીઓએ પોતાને હાથે જ કરવું જોઇએ. હાલમાં તો ગૃહકાર્ય કરતાં જ ગૃહિણીઓને નાનમ લાગે છે. ભટ કે ઘાટી વગર તો ચાલે જ નહિં. કદાચ ભટ માંદો હોય, ઘાટી દેશમાં ગયો હોય તો વીશીઓમાંથી ભાણું મંગાવાય છે, પરંતુ ફક્ત ત્રણ કે ચાર દિવસ ગૃહિણીઓ સ્વહસ્તે પતિને જમાડતાં શરમાય છે. આવી સ્ત્રીઓ ભલે બાહ્ય દૃષ્ટિએ સ્વતંત્ર હશે. પણ ખરી રીતે તો તે પરતંત્ર જ છે. હાલમાં સ્ત્રીઓની માંદગી અને માનસિક નબળાઇ વધી પડી છે અને તેને લીધે હીસ્ટેરીઆ વગેરે રોગો લાગુ પડે છે. પણ જો સ્ત્રીઓ સ્વાશ્રયી બનતાં શીખે તો આ રોગો નાબુદ થઇ શકે. ગૃહકાર્યથી સ્ત્રીઓને તેમને લાયકની કસરત મળે છે. સ્નાયુઓ મજબુત થાય છે અને શરીરના અવયવો પણ ઘાટીલાં કસરતથી જ થાય છે. સ્ત્રીઓ જો તંદુરસ્ત હશે તો દેશસેવા વધારે સારી રીતે કરી શકશે આર્ય સ્ત્રીઓને ગૃહકાર્યથી એવી કસરત મળે છે કે તેને બીજી કોઇ પણ જાતની કસરત કે રમતોની જરૂર નથી. જો સ્ત્રી તંદુરસ્ત હશે તો તેનાં બાળકો પણ તંદુરસ્ત હશેજ અને દેશને રોગી અને નબળાં સંતાનોથી ભરવા કરતાં તંદુરસ્ત અને સશકત સંતાનો અર્પણ કરવાં એજ ખરી દેશસેવા છે

**ચોથું પગથીઉં:**

વધારે સમય અને સંજોગો અનુકૂળ હોય તો હિંદુ સ્ત્રીમંડળ જેવી સંસ્થાઓ સ્થપાવવી,તેમાં કામ કરવું, એમ ઘર અને પાડોશ સુધારી પછીજ શહેરમાં સેવા કરવા બહાર પડવું. અન્ય સ્ત્રીઓને એવી સંસ્થામાં જોડાવા ઉત્સાહ આપવો. સ્વ. જમનાબાઇ સક્કઇ અને નાનીબેન ગજ્જરે, હિંદુસ્ત્રીમંડળ અને વનિતાવિશ્રામ જેવી દેશસેવાની સંસ્થાઓ સ્થાપી છે. અને તેમાં સ્ત્રીઓજ દરેક જાતનું કામ કરે છે. આવી સંસ્થાઓ સ્થાપવી અને સ્થપાવવી, તેમાં કામ કરવું અને અન્યને કરવાનો ઉત્સાહ આપવો. એવી રીતે સ્ત્રીઓ જ સ્ત્રીઓને સુધારી આદર્શ દેશસેવિકાઓ બનાવી શકે. શહેરમાં એક સંસ્થા સારા પાયા પર ચાલતી હોય, તો અન્ય ગામોમાં કે શહેરોમાં તે સંસ્થાની શાખાઓ રાખવી. જેવી રીતે હિન્દુસ્ત્રીમંડળ ની મુંબઇ...માં છે. અને વનિતાવિશ્રામની સુરત અને રાજકોટમાં છે. પ્રો. કર્વેએ પુનામાં સ્થાપેલી વીમેન યુનીવર્સીટીના આશરા હેઠળ સ્થપાયલાં મહિલા વિદ્યાલયો મુંબઇ, પુના, સુરત, અમદાવાદ વગેરે શહેરોમાં છે. આ પણ ઉંચા પ્રકારની દેશસેવા ગણાય અને તે ગૃહસ્થાશ્રમમાં પણ કરી શકાય.

**પાંચમું પગથીઉં:**

દેશસેવિકા ગૃહિણીએ દેશને સમૃદ્ધ કરવા તરફ પણ લક્ષ આપવું જોઇએ. પરદેશી માલનો ત્યાગ કરી સ્વદેશી માલનો પ્રચાર કરવો. જો કે પરદેશી ચીજો આંખને ગમે તેમ મનને પણ ગમે છે અને તે વાપરવાનું સર્વને મન થાય છે. પણ આપણાથી તેવી ચીજો કેમ બનાવી ન શકાય? એ પ્રશ્ન આપણે આપણા મનનેજ કરવાનો છે. મનુષ્ય ધારે તે કરી શકે છે. આપણે આપણા દેશને સમૃદ્ધ કરવાની ખાસ જરૂર છે. કારણ કે દુનિયાના સર્વ દેશમાં આપણો દેશ વ્યાપાર, કલા વિગેરેમાં ઘણો પછાત પડે છે. આપણે આપણા દેશના હુન્નર ઉદ્યોગને ઉત્તેજના આપવું. હસ્તકળા, ચિત્રકળા, સંગીતકળા વગેરે કળાઓ શીખવી, અને અન્યને શીખવવી. પ્રદર્શનો ભરી દેશની હુન્નર કારીગીરી દેશને ભાન કરાવવું અને તેમાં દિવસે દિવસે વધારો થાય તેવા પ્રયાસો ચાલુ રાખવા. ચિત્રકળામાં તો દક્ષિણી પરભુની સ્ત્રીઓ આ-

ગળ પડે છે. સાથીયા, કુદરતી દેખાવો, કે બનાવોના ચિત્રો એટલાં તો કળાપૂર્વક દોરે છે કે જોનારને તે કુદરતી દેખાવજ લાગે છે. સંગીતકલા, નૃત્યકલા વગેરેમાં દક્ષિણી, મદ્રાસી, તેલંગી, કર્ણાટકી, વગેરે સ્ત્રીઓ ઘણીજ આગળ પડતી છે. સંગીતશાસ્ત્રીઓએ 'સંગીત રત્નાકર' જેવા સંગીતના ગ્રંથો રચ્યા છે. રા. ભાતખંડેએ સંગીતશાસ્ત્રનાં ચાર પુસ્તકો કાઢી સંગીતકલાનો પ્રચાર કરવા માંડયો છે. કારણ કે સ્ત્રીઓના કંઠ કુદરતીજ કોમળ, મધુર, અને સુરીલા હોયછે. આવી આવી કલાને **ઉત્તેજન આપવું, તેનો પ્રચાર કરવો એ** પણ **દેશસેવા જ** ગણાય કારણ કે તેથી દેશની, સમૃદ્ધિ તથા પ્રખ્યાતિ વધે છે.

**છઠ્ઠું પગથિયું:**

પોતાનું શહેર આમ આબાદ થતું હોય તો પોતાનું ધ્યાન ગામ તરફ નાખવું. ત્યાંના ગામડીયા લોકોમાં ઉચા સંસ્કારો રેડી તેમનું ધ્યાન ખેંચવું. તેમને સરકારી અમલદારોની ગેરવર્તણૂંક, મહેસુલનો વધારો પડતો કર, તથા હિસાબ કિતાબ સમજતા કરવા, કારણ કે કેટલાક અમલદારો ગામડીયા લોકોને અભણ જાણીને છેતરે છે. તેઓમાં સંપ તથા ઉત્સાહ વધારવો. ગામડીયા લોકો ભૂત પ્રેત, કામણ, વગેરે વહેમોને માને છે અને વહેમમાં ને વહેમમાં કેટલીક વાર ઘણા દુખી થાય છે. માટે તેઓને ખોટા વહેમનું ભાન કરાવી વહેમ દૂર કરવા. તેઓને દારૂ પીતા અટકાવવા દારૂથી થતા ઘેર ફાયદા સમજાવવા. લગ્ન પ્રસંગે ગામડાંઓમાં નીચ વર્ણના લોકોમાં દારૂ પીવાનો રિવાજ હોય છે, અને પરિણામે કેટલીક વખત સખત મારામારી પણ થાય છે. આ સર્વ બાબતની સમજૂતી આપી તેઓના દોષો દૂર કરવા. સ્ત્રીકેળવણી માટે ત્યાં શહેર જેવાં મંડળો સ્થાપવાં; તેમાં સ્ત્રીઓને શિક્ષણ આપવું. બાળકો માટે નિશાળો ઉઘાડી બાળકેળવણીનો પણ પ્રચાર કરવો. તેઓને તંદુરસ્તી જાળવવાના નિયમો શીખવવા. સારવારનું કામ પણ ધીમે ધીમે શીખવવું. આ રીતે ગામડીયા લોકોમાં ઉત્સાહ પ્રેરી તેઓને સુસંસ્કારી બનાવવા એ પણ દેશસેવા થઇ.

**સાતમું પગથીઉં:**

વિશેષ સમય અથવા અનુકૂળતા હોય અને રાજકીય પ્રશ્નો સમજતા હોય તેવા

## બે સન્નારીઓ જેલમાં

મહર્ષિ દાદાભાઇનાં પૌત્રી અને મુંબઇ પ્રાંતિક સમિતિનાં આજનાં પ્રમુખ શ્રીમતી પરીનબહેન કેપ્ટનને સરકારે જેલનું માન આપ્યું છે. પરીનબ્હેન આ માન મેળવનાર પ્રથમ પારસી સન્નારી છે. ગાંધીજી પરની તેમની નિષ્ઠા અને દેશની અનેકવિધ સેવા ઘણાં વરસની છે. અસહકારની લડતમાં પણ તેમણે સરસ ફાળો આપ્યો હતો. આજે પારસી કોમમાં ભારે જાગૃતિ આવેલી છે, અને પરીનબ્હેન જેવાં સન્નારીની ગિરફતારીથી તે અનેકગણી વધવી જોઇએ. પારસી ભાઇઓ જો દારૂનો વેપાર છોડે અને પારસી ભાઇ બહેનો પરદેશી કાપડ છોડે તો પરીનબહેન તથા તેમના જેવી જે બીજી પારસી બહેનો સેવાકાર્ય કરી રહી છે તેમની સેવાની કોમે ખરી કદર કરી ગણાશે.

આ લખ્યા પછી ખબર મળી છે કે શ્રીમતી લીલાવતી મુનશીને પણ સરકારે ત્રણ માસની કેદનું માન આપ્યું છે. છેલ્લા થોડાક વખતના તેમનાં કાર્યની અસર એટલી સુંદર થઇ હતી કે સરકારને એમને બહાર રહેવા દેવાં પોસાય એમ નહોતું. બહેનોને માટે હવે જેલનાં દ્વાર ખૂલ્યાં છે, એટલે જે બહેનોને એ ભાગ્ય મળે તેમને અમારાં અભિનંદન છે.

[ 'નવજીવન' : તા ૬-૭-૩૦ ]

વિષયોમાં પડી ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓને દેશસેવા કરવાનો અવસર છે. બારડોલીની પ્રજામાં જેમ લીલાવતી મુન્શી તથા અન્ય સ્ત્રીઓએ ભાગ લીધો હતો તેમ લેવો. વધુ અનુકૂળતા હોય તો ધારાસભામાં જઈ ત્યાં પણ લડત ચલાવી પ્રજાકીય હક મેળવી શકે. આવા રાજકીય પ્રશ્નોમાં મીસિસ એની બીસંટ, મીસિસ સરોજીની નાયડુ તથા ડૉ. મીસીસ મુથુલક્ષ્મી રેડીનો દાખલો જાણવા યોગ્ય છે

એની બીસંટ હિન્દુસ્થાનને સ્વરાજ્ય મળે માટે વિલાયતમાં તેમજ આપણા દેશમાં ભાષણો કરે છે, માર્ગો બતાવે છે, પ્રધાનો તથા પાર્લામેન્ટના મેમ્બરોને મળી સ્વરાજ્ય કેવી રીતે વહેલું મળી શકે તે માટે ખટપટ કર્યા કરે છે. એમની ઉંમર હાલ ૮૨ કે ૮૩ વર્ષની છે. આટલી વૃદ્ધાવસ્થા હોવા છતાં હિન્દુસ્થાન કે જે પોતાનો દેશ નથી તેને માટે પણ પોતાની જીંદગી અર્પણ કરી છે, એ ઘણું પ્રસંશનીય છે. રાજકીય કામ કરવા ઉપરાંત ધાર્મિક કામમાં પણ ઘણો ભાગ લે છે એમણે થીઓસોફીકલ સોસાઇટીઓ સ્થાપી છે અને દુનિયામાં થીઓસોફીસ્ટ ધર્મમાં માનનારા વધારે થાય તે માટે ઘણું પ્રચારકાર્ય કરે છે જો કે એ વાનપ્રસ્થી છે છતાં એને માર્ગે અનુકૂળ સંજોગોવાળી ગૃહિણી વિહરે અને દેશસેવા કરી શકે એ નિસંશય છે.

મીસિસ સરોજીની નાયડુની પણ હિન્દુસ્થાનના છૂટાપણા માટેની સેવા અથાગ છે. થોડા વખત પર તેઓ અમેરિકા જઈ લગભગ ૨૦૦ ભાષણો હિન્દુસ્થાનના સંબંધમાં આપી આવ્યાં હતાં અને ત્યાંના લોકોને હિન્દુસ્થાનનું ખરું ભાન આપ્યું હતું. મીસ મેયોનું હિન્દુસ્થાન માટેનું " મધર ઇન્ડિયાનું " લખાણ ખરું નથી એમ બતાવી આપ્યું હતું. હમણાં મીસિસ નાયડુ સરકારના મ્હેમાન થઇ જેલમાં ગયાં છે. આ પ્રમાણે જરાપણ આરામ લીધા વગર દેશને માટે તનતોડ મહેનત તેઓ કરી રહ્યાં છે.

ડૉ. મીસિસ મુથુલક્ષ્મી રેડી પણ ગૃહસ્થાશ્રમી છતાંયે મદ્રાસની ધારાસભાનાં વાઇસ પ્રેસીડંટ હતાં અને પોતાનો અમૂલ્ય વખત દેશને માટે ધારાસભામાં રાજકીય પ્રશ્નોની ઉકેલ માંજ આપતાં એ પણ એમની ઉમદા દેશસેવાજ હતી આવાં ઉદાહરણોથી ગૃહિણીઓમાં ઉત્સાહ પ્રેરાય; પરન્તુ આ વિભાગ ખાસ કરીને અનુકૂળ સંજોગો અને ખાસ લાયકાતવાળી સ્ત્રીઓને માટે જ છે.

**પ્રકીર્ણ દેશસેવા:**

આવા પ્રકારોમાં શારીરિક તંદુરસ્તીવાળી સ્ત્રીઓ વિશેષ સારૂં કામ કરી શકે. પરન્તુ તે ન હોય ને પાસે પૈસા હોય તો સખાવતોથી દેશસેવા સાધી શકાય. એ બે ન હોય અને લેખનશક્તિ હોય તો લેખો દ્વારા, ભાષણો દ્વારા, માસિક, અઠવાડિક કે દૈનિક પત્રો દ્વારા પણ કરી શકાય જેવાં કે ક્રોનીકલ, નવજીવન, સૌરાષ્ટ્ર, પ્રતાપ, અમૃત બઝાર પત્રિકા, કેસરી વિગેરે પત્રો. એમાં પણ દેશીરાજ્યની અંધાધુંધીને ખુલ્લી પાડવી, ત્યાંની બાતમી મેળવવી, માર્ગો સૂચવવા પ્રજા પર થતો કરવેરાનો જુલમ, લગ્ન પ્રસંગે રાજ્યને ચાંલ્લો આપવાનો રિવાજ, અમલદારોનો જુલમી દોર, લોકોમાં વધતા દુરાચારો, તેનાં કારણો બતાવી પત્રો દ્વારા દેશને સુધારી શકાય. એ કાર્ય પણ દેશસેવાનુંજ છે. એ પણ ન બની શકે તો દુઃખીને મદદ કરવી, આશ્વાસન દેવું, બનતી સહાય કરવી માંદુ હોય તો હોસ્પીટલમાં લઇ જવું, એ પણ દેશસેવાજ છે.

આ ઉપરાંત દુકાળના વખતમાં સ્ત્રીઓ ઘણી સારી દેશસેવા કરી શકે છે. તેઓ મિતાહારી રહી શકે અન્ય શ્રીમંતો પાસે ઉઘરાણું કરાવી શકે, મંડળો સ્થપાવી દુઃખી જનોને તેમાંથી મદદ કરી શકે. જેવું આ

પુણ્યનું કામ છે તેવુંજ એ દેશસેવા કરનારૂં કર્તવ્ય છે.

વળી કેટલીક વાર કુદરતનો કોપ થાય છે. તે વખતે સ્ત્રીઓની શારીરિક નિર્બળતાને લીધે તેઓ શારીરિક પરિશ્રમ ન લઇ શકે તોયે સંગીન કામ કરી શકે. વડોદરા, અમદાવાદ વગેરેમાં જળપ્રલયો થયા હતા. એવો સમય આવી પડે, ગરિબ માણસો ઝુંપડાં વિનાના થઇ જાય, અનાજ ખેંચાઇ જાય તે વખતે, અથવા તો મુંબઇમાં અણધાર્યો ઇન્ફલુએન્ઝા ફાટી નીકળ્યો હતો, અને સુરતમાં પ્લેગ આવ્યો હતો, તેવી વખતે સાવચેતી રાખી હજારો મનુષ્યોને બચાવી શકે. જે સ્ત્રીઓ આરોગ્યવિદ્યા, પરિચારિકા કાર્ય, મીડવાઇફરી વગેરેથી પરિચિત હશે તે સ્ત્રીઓ આવી વખતે ઘણી સારી દેશસેવા કરી શકે.

**વળી ધર્માંધ સ્ત્રીઓની આંખો ખોલવાનું કાર્ય જેટલું સારૂં** સ્ત્રીઓ કરી શકે તેટલું પુરૂષોથી નહિં થાય. કેમકે ધર્મને બહાને ધતીંગ કરનારાઓને હાથે ઘણી સ્ત્રીઓ ફસાય છે, અને ફસાવનાર વ્યક્તિઓ સ્ત્રીઓ દ્વારાજ સ્ત્રીઓને ફસાવે છે. માટે ધર્મનું રહસ્ય સમજાવનારાં ભાષણો કરાવવાં, મંડળો સ્થપાવવાં, અને ધર્મને બહાને ધતીંગો કેટલાજણા કરે છે તે સમજાવવાં મહારાજ લાયબલ કેસ ઘણો જાણીતો થયો હતો. એ કેસનું રહસ્ય સમજાવવું. નીતિભ્રષ્ટતા કેમ અને કેવી રીતે પેસે છે તે પર ધ્યાન ખેંચવું. ઘણી સ્ત્રીઓ પતિને ભૂખ્યા તરસ્યા રાખી, બાળકોને રડતાં મૂકી, ગાંડી હોય તેમ 'જે, જે,' બોલતી દર્શન કરવા દોડી જાય છે, ધક્કા મુક્કીમાં અનેક પુરૂષોના ધક્કાઓ ખાય છે, મહારાજોની સેવા કરવામાં પતિસેવા ભૂલે છે, છોકરાંને મારે છે. માટે તેવી સ્ત્રીઓને ખાસ બોધ દેવાની જરૂર છે. આવાં કાર્યોમાં સ્ત્રીઓ ઘણી સારી દેશસેવા કરી શકે છે.

આ વાતથી એમ નથી કહેતું કે દર્શન કરવા જવું નહિં, દેવને માનવા નહિં, ધર્મ પાળવો નહિ ધર્મ પાળવો તો ખરોજ, પરંતુ ધર્માંધ બનવું નહિ. ધર્મ વગરની દેશસેવા નકામી છે. દેશસેવા કરનારે ધર્મમાં ચિત્ત રાખવું જોઇએ. ગમે તેટલી દુઃખી સ્થિતિ હોય પણ ધર્મ ચૂકવો નહિં. આપણા પવિત્ર ગ્રંથ ગીતાજીમાં ધર્મનું રહસ્ય સમજાવેલું છે. ઉપનિષદ, શિવપુરાણ, નગરખંડ, વિગેરેમાં પણ તેમજ છે. સર્વેએ પોતપોતાના ધર્મમાં રહી દેશસેવા કરવી પરંતુ તેથી એમ નથી કહેતું કે અન્ય ધર્મની નિંદા કરવી. હાલમાં હિન્દુઓ મુસલમાન ધર્મની, મુસલમાનો હિન્દુ ધર્મની નિંદા કરી રહ્યા છે. આપણા હિન્દુ ધર્મમાં પણ અનેક જાતના ધર્મ છે, જેવાકે શૈવ, વૈષ્ણવ, બુદ્ધ ધર્મ વગેરે. આમાં પણ એક બીજાની નિંદા થાય છે. આ ઇચ્છવા યોગ્ય નથી. પોતે પોતાનો ધર્મ બરોબર પાળી અન્યને તેનાજ ધર્મમાં યુક્ત રહેવાનું શીખવવું જોઇએ. તેમ છતાં આપણામાંથી કોઇ પરધર્મી થઇ જતું હોય તો તેને અટકાવવુ જોઇએ. આ બાબતમાં આર્યસમાજ ઘણું સારૂં કામ કરે છે હિન્દુ ધર્મને ઉન્નત કરવા પ્રયાસ કરે છે. તેઓ કઠિણ સંજોગોમાં પરધર્મી થઇ ગયેલા હિન્દુઓને આર્યધર્મનું ભાન કરાવી સદ્બોધ આપી પછી હિન્દુ ધર્મમાં લે છે અને પરધર્મી થઇ જતા હિન્દુઓને સદ્બોધ આપી પરધર્મી થતા અટકાવે છે. પરંતુ તેઓ મૂર્તિપૂજાને માનતા નથી તેથી કેટલાકો તેને વખોડે છે. પરંતુ તે યોગ્ય નથી. કારણ કે તેઓ હિન્દુધર્મનો ઉદ્ધાર કરી ઉંચા પ્રકારની દેશસેવા કરી રહ્યા છે. આર્યસમાજમાં સ્ત્રીઓ પણ કામ કરવામાં ભાગ લે છે તે ઇચ્છવા યોગ્ય છે. અને એ ગૃહસ્થાશ્રમી સ્ત્રીઓથી પણ બની શકે એમ છે તો અનુકૂલ સંજોગોવાળી ગૃહિણીએ બની શકે તો ધર્મનો ઉદ્ધાર કરવા તત્પર રહેવું.

**કવિ નર્મદાશંકરના મતે દેશસેવાઃ**

કવિ નર્મદાશંકર દેશાભિમાન પામી પ્રસ-

રનું જણાવે છે. તેમાં પહેલી વાત સંપની કરી છે, અને તે આર્યોમાં નથી માટે તે પ્રથમ આવે તો દેશસેવા ઉંચા પ્રકારની થઇ શકે એમ બતાવ્યું છે. પક્ષાપક્ષી હોય છતાં છેવટે સમજૂતી પર આવવું જ જોઇએ. કેમકે તો જ **बहुतन्तवा बन्धनः** એ સૂત્ર યથાર્થ ઠરે બીજે ઉપાય સભા દ્વારા અને પત્ર દ્વારાનો બતાવ્યો છે તેમાં હાલમાં અમૃતબઝાર પત્રિકાની સેવા મુખ્ય ગણાય છે. અને હમણાં તો સૌરાષ્ટ્ર, ક્રોનીકલ જેવાં પત્રો ઠીક કામ કરે છે. એમણે કૃષિશાસ્ત્ર ખીલવવા પર ધ્યાન ખેંચ્યું છે તે વિચારવા જેવું છે. નર્મદાશંકરે આર્યોત્કર્ષમાં સ્પષ્ટ લખ્યું છે કે લુખ્ખું દેશાભિમાન નજ રાખવું. ધર્મ નાબુદ થાય છે માટે આર્યધર્મના પુનરૂદ્ધારમાં આર્ય સમસ્તનું દેશાભિમાન અને દેશસેવાની ભાવના સમાઇ જવી જોઇએ.

**દેશસેવા કરવામાં ખાસ ગુણોઃ**

આ પ્રકારથી ગૃહસ્થાશ્રમમાં દેશસેવા કરવામાં કેટલાક ગુણોની ખાસ આવશ્યકતા છે. સંપ ઉપર ને નિરાભિમાન ઉપર નર્મદાશંકરે યથાર્થ ભાર મૂકયો છે. આપણને તો એ ઘણુંજ જરૂરનું છે. **દેશસેવા કરવી તો કરનારાઓમાં પરસ્પર સ્પર્ધા જોઇએ, ઇર્ષા નહિં; મંડનાત્મક બુદ્ધિ જોઇએ ખંડનાત્મક નહિ.** હાલમાં અંત્યજોને મંદિરમાં દાખલ કરવાની ચળવળ ચાલી છે, તે પણ ખંડનાત્મક છે, મંડનાત્મક નથી. એ ચળવળ કરનારાઓ એક પ્રકારની દેશસેવા કરે છે, પણ તે ખંડનાત્મક બુદ્ધિથી. એઓ અંત્યજોને પ્રથમ કેળવે, સુસંસ્કાર વાળા કરે એમનાં જુદાં મંદિરો સ્થપાવે, એમને હિન્દુ ધર્મના અભિમાની કરે તો એ દેશસેવા ખરી દેશસેવા કરી કહેવાય. વળી નિસ્વાર્થ ઉત્તમ ગુણ છે. કીર્તિનો લોભ, મારૂં નામ બહાર આવે, હું દેશસેવક કહેવાઉં, એ અભિલાષા ન જ જોઇએ. **कर्मण्येवाधिकारस्ते** ની ભાવનાની ખાસ જરૂર છે. સ્વાશ્રય અને સહનશીલતા, નર્મદાશંકર કહે છે તેમ ધૈર્ય અને ખંત, એ ગુણો ખાસ મહત્વના છે. નિરાશા હંમેશાં તજવી, ત્યાગબુદ્ધિ શીખવી, વિવેક કેળવવો, પ્રયાસોથી પરિણામ કેટલું ને કેવું આવ્યું તે જોવું. **દરેક જણ નેતા થઇ શકતો નથી એ તો વાત ધ્યાનમાં રાખવી.** આવા ગુણો હોય તો તે મનુષ્ય સારો દેશસેવક થઇ શકે. એથી કનિષ્ટ શક્તિવાળાએ અન્ય ઉત્કૃષ્ટ જનોના કથન પ્રમાણે ચાલવું અને દોરાવું.

**ઉપસંહારઃ**

દરેક જણ આ બધી સેવા કરી શકતો નથી. માટે સેવાનો અધિકાર આવડત અને સંજોગો અનુસાર હોવો જોઇએ. આવડત ન હોય ને પાસે પૈસો હોય તો પૈસો ખરચીને, પૈસો હોય અને આવડત પણ હોય તો તેણે મોટા રાજકીય પ્રશ્નોની ઉકેલમાં પડવું. કેમકે ઘરની જંજાળ તરફ બહુ ધ્યાન રોકવાની તેને જરૂર નથી. એની સવડ પૈસાથી થઇ શકે પણ પાસે પૈસો થોડો હોય અને આવડત ન હોય તો તેણે ઘરભાંગીને તીરથ કરવાની જરૂર નથી. મનુષ્ય માત્રને ઘરની સ્થિતિ પહેલી જોવાની હોય છે. ઘરની અનેક ફરજો સમજવાની હોય છે, અનેક જંજાળો ઉકેલવાની હોય છે. પછી ભલે તે સ્ત્રી હોય કે પુરૂષ હોય, પરંતુ તેણે પ્રથમ ઘર આબાદ કરવું, અને પછીજ શકિત પ્રમાણે દેશસેવામાં આગળ વધવું. બનતી મદદ દેશને કરવી, કેમકે જેવું ઘરમાં વર્તન સ્વભાવતી છાપ, નીતિ, રીતી તેવી લોકોપર અસર થાય છે. માટે પ્રથમ ઘર સંભાળવું અને નીતિ સાચવવી જેવું કથન તેવીજ પોતાની રહેણી કરણી રાખવી તોજ દેશસેવા ઉંચા પ્રકારની થશે.

દેશની આઝાદી માટે



સ્વ. ન્યાયમૂર્તિ બદરૂદ્દીન તૈયબજીના પુત્રી

**શ્રી. સકીનાબાઈ લુકમાની**

૬૫ વર્ષનાં આ સન્નારીને પોતાની ચોરી માટે સરકારની

પાંચ માસની મહેમાની મળી છે.

## ચાલુ વાર્તા




### પ્રકરણ ૨૪મું

કેટલાક દિવસ પછી કેપ્ટન ફોર્ડનાં પત્ની, રક્ષકો સાથે કલકત્તા ગયાં. તેમની સાથે દુર્ગાચરણ બાબુ પણ પોતાના કુટુંબને લઈ કલકત્તા ગયા તેમના ગયા બાદ થોડા દિવસ તો રમેશને અટુલું અટુલું લાગ્યું. એ રીતે ઘણા દિવસો વીતી ગયા. રમેશની કાર્યકુશળતા કંપની સરકારના અધિકારીઓનું ધ્યાન ખેંચ્યા કરતી હતી. કર્નલ કલાઇવ પણ રમેશની કર્તવ્યપરાયણતા પર ખૂશ થઇ ગયો. આથી રમેશનો પગાર પણ સારા પ્રમાણમાં વધ્યો અને તેનો દરજ્જો પણ ઉંચો ચઢયો. આ ઉપરાંત રમેશને એક સુવર્ણ ચંદ્રક પણ આપવામાં આવ્યો.

કલકત્તાથી, રમેશના શ્રીમાન મિત્ર રામજીવન સરકારના પત્રો રમેશ. ઉપર આવતા. દરેક પત્રમાં "પલટણની નોકરી છોડી કલકત્તા ચાલ્યો આવ; અહીં તને સારી નોકરી મળશે સૈનિકનું અધમ કામ કરવાનું તારે માટે યોગ્ય નથી." એવું તેઓ લખતા. રામજીવન સરકારની આવી અનેક વિજ્ઞપ્તિઓની ઉપેક્ષા કરવાનું રમેશને યોગ્ય ન લાગ્યું. નોકરીમાંથી તરતજ રાજીનામું ન આપતાં, નવી નોકરી મળ્યા બાદ રાજીનામું આપવાનો તેણે વિચાર કર્યો. દરમ્યાન તેણે એક માસની રજા માટે અરજી કરી...અધિકારીઓની કૃપા હોઇ રજાની અરજી તરતજ મંજુર પણ થઇ ગઇ.

"એક માસ માટે વિજયગ્રામ છોડવું પડશે; અને કલકત્તામાં જો નોકરીનું નક્કી થાય તો સદાને માટે વિજયગ્રામ છોડવું પડશે" એ વિચાર સાથે રમેશના મનમાં અનેક વિચારો આવવા લાગ્યા. વિજયગ્રામનું નૈસર્ગિક સૌન્દર્ય પછી જોવાનું નહિ મળે; ગ્રામ્યજીવનનો રસાસ્વાદ કલકત્તામાં નહિ મળે: અરે છેલ્લે છેલ્લે રૂપસુંદરી કિશોરીનું કદિયે દર્શન નહિ થાય. બીજી બાજુ, કલકત્તા જઇ સુખી જીવન જીવવાની અભિલાષા પૂર્ણ થશે; રામજીવન સમા મિત્રનો સદાનો સહચાર રહેશે, અને કવચિત સુચારૂનાં દર્શનનો પણ લાભ મળશે, એ વિચારથી આનંદ પણ થતો હતો.

હર્ષ અને શોકના સંમિશ્ર ભાવમાં વિહરતો રમેશ, કલકત્તા જવાની તૈયારી કરવા લાગ્યો. સૈનિકનો પોશાક તેણે કેપ્ટનને સ્વા-

ધાન કર્યો અને એક સામાન્ય ગૃહસ્થને છાજે એવો પોશાક ધારણ કર્યો. કલકત્તા જવા ઉપડવાના એક દિવસ અગાઉ તે નાથુને મળવા ગયો. એક ગૃહસ્થના પોશાકમાં પણ રમેશ શોભતો હતો એટલે તેને જોઇ, નાથુએ ટકોર કરી: ' કાં કોઇ રૂપસુંદરીને ખુશ કરવા આવો પોશાક સજ્યો છે શું ? "

રમેશ શરમાઇ ગયો. ખરું કારણ જણાવી તેણે કહ્યું: " હું કાલે કલકત્તા જાઉં છું એટલે તમારી વિદાય લેવા આવ્યો છું. "

નાથુનું મુખ ઉતરી ગયું. રમેશ જેવા ભલા યુવાનનો સાથ ગુમાવવા માટે તેને દિલગીરી થઇ. છતાં રમેશ, કલકત્તામાં સારું જીવન ગાળતો થાય એવી તેની અભિલાષા હતી. એટલે તેણે કહ્યું:

" ઠીક; તમે કલકત્તા જાવ છો તો મારી એક વિનંતિ માન્ય કરો. હવે તમે આ સૈનિકના સાહસિક જીવનમાં પાછા ન પડતાં ત્યાંજ કોઇક સારી નોકરી શોધી, ગૃહસ્થાશ્રમી બનો તો વધારે સારું છે. તમારે માટે આ જીવન કોઇ પણ રીતે યોગ્ય નથી. મારી આટલી વિનંતિ માન્ય કરો તો ઘણો આભારી થઇશ. "

" મારો વિચાર પણ તેવો જ છે. કલકત્તા જઇ હું સારી નોકરી શોધી કાઢીશ અને તરતજ આ નોકરીનું રાજીનામું આપીશ. પણ ખરેખર નાથુ ! તારા જેવો મિત્ર ગુમાવતાં મને શોક થાય છે. " રમેશે પોતાનો મનોગત વિચાર દર્શાવ્યો.

" હા; કદાચ કિશોરીનો વિરહ પણ સાલશે. " નાથુએ રમેશની મશ્કરી કરી.

રમેશ કાંઇ બોલ્યો નહિ. કિશોરીનું નામ સાંભળવાથી તેના મન ઉપર બે પ્રકારના ભાવ તરવરી ઉઠ્યા. કિશોરીનું સૌન્દર્ય હજુયે તેને ઘેલો બનાવી રહ્યું હતું. કિશોરીનું વર્તન તેના પ્રત્યે ઘૃણા ઉપજાવતું હતું. એટલે રમેશના મુખ ઉપર એ બન્ને પ્રકારના ભાવ તરવરી ઉઠ્યા. સંયમી હોઇ, રમેશ, કિશોરીની સૌન્દર્યજ્વાળામાં પતંગિયું બની હોમાઇ નથી ગયો તેમ હોમાવા તૈયાર પણ નથી બન્યો, એટલું નાથુને પણ આશ્વાસન હતું.

થોડો વધુ સમય આમતેમની વાતો કરવામાં વ્યતીત થયો. તે બાદ રમેશ જવા માટે ઉઠ્યો એટલે નાથુએ કહ્યું: " રમેશ, આપણી મિત્રાચારીના સંસ્મરણ રૂપે આજે હું તને એક ભેટ આપું છું. તને મેં આગળ મારી પાસેની પેલી વીંટીનો પરચો બતાવ્યો હતો. એ વીંટી હું આજે તને ભેટ આપું છું. તને કોઇ પણ જાતની આપત્તિ હોય તે વખતે એ વીંટીના બળે તારું અકલ્યાણ થઇ શકશે નહિ. માટે એ વીંટી સાચવી રાખજે. " નાથુએ પોતાની પાસેથી એ વીંટી કાઢી, રમેશને આપી. રમેશે આભાર સાથે એ સ્વીકારી.

બન્ને મિત્રો ભેટ્યા અને આંખમાં આંસુ સાથે તેઓ છૂટા પડ્યા.

---

## પ્રકરણ ૨૫મું

રમેશને કલકત્તા આવ્યે પંદર દિવસ થઇ ગયા હતા. રામજીવન બાબુ, રમેશને આવેલો જોઇ ઘણા જ આનંદિત થયા હતા. બન્ને મિત્રો દિલોજાનીથી ભેટ્યા. રામજીવન બાબુએ રમેશ માટે એક સારી નોકરીની શોધ પણ કરવા માંડી.

કલકત્તામાં રમેશને કાંઇ વિશેષ કામ તો હતું જ નહિ. હરવું, ફરવું અને મઝા કરવી એ એનો નિત્યક્રમ હતો. પંદર દિવસમાં તો તે આખું યે કલકત્તા ખુંદી વળ્યો. કલકત્તાનાં જોવાં જેવાં સ્થળોમાં એક પણ સ્થળ તેણે બાકી રાખ્યું નહિ. આજનાં કલકત્તામાં અને તે દિવસનાં કલકત્તામાં ઘણો ફેરફાર હતો એ વાંચકે ભૂલવાનું નથી.

દરરોજ સવારમાં દાતણ પાણી કરી ગંગા નદીનાં પવિત્ર જળમાં સ્નાન કરવા જવાનો રમેશનો નિયમ હતો. અત્યારે નદી ઉપર સ્નાનઘાટો બાંધવામાં આવેલા છે તેવા ઘાટો તે વખતે બાંધેલા ન હતા. તેથી નદીમાં સ્નાન કરવું ત્રાસરૂપ હતું તે છતાં ધાર્મિક તહેવારોને પ્રસંગે, ધર્મપ્રેમી સ્ત્રી પુરુષો ગંગા સ્નાન કરવા આવતાં.

હમેશના નિયમ પ્રમાણે રમેશ ગંગાસ્નાન કરવા આવ્યો હતો. વર્ષા ઋતુ હતી એટલે ગંગાનો પ્રવાહ જોશભેર વહતો હતો. આકાશ વાદળાંથી છવાયલું હતું. વરસાદ ઝરમર ઝરમર વર્ષતો હતો. ધાર્મિક પર્વ હોવાથી રોજના કરતાં ઘણા માણસો સ્નાન કરવા આવ્યાં હતાં.

રમેશ, એક બાજુએ સ્નાન કરી રહ્યો હતો. ગંગાના પ્રવાહમાં આજે પૂરને લીધે પુષ્કળ વેગ હતો. તેથી રમેશ જેવાને પણ પાણીમાં સ્થિર ઉભા રહેવું મૂશ્કેલ લાગ્યું. તે સંધ્યાવંદન કરી રહ્યો હતો. એટલામાં 'ગયો, ગયો,' એવી કરુણ કિકિયારી, તેની પાછળના ભાગ તરફથી પડી. રમેશ તરત જ ફર્યો પરંતુ તેની સમજમાં કાંઇ આવ્યું નહિ એટલે તેણે પાસેના એક ભાઇને પ્રશ્ન કર્યો: "ભાઇ, શું થયું ? એ કિકિયારી શાની પડી?"

પેલા માણસે ચિંતાપૂર્ણ સ્વરે કહ્યું: "એક માણસ ડૂબી ગયો."

આ ઉત્તર સાંભળી, રમેશના હૃદયમાં તળવળાટ થઇ આવ્યો તેણે તરત જ પૂછ્યું, "કઇ જગ્યાએ તે ડૂબ્યો ?"

પેલા માણસે આંગળી ચીંધી કહ્યું: "પેલો પત્થર દેખાય છે ત્યાં તે ન્હાતો હતો. અને ત્યાંજ પ્રવાહના વેગને લીધે તે પડી ગયો અને ડૂબ્યો. ચિસ પાડનાર કોઇ તેનું સંબંધી હોય એમ લાગે છે."

રમેશ, વધારે કાંઇ પણ સાંભળ્યા વિના, પેલા પત્થરા નજીક ગયો અને ત્યાંથી પાણીમાં ડુબકી મારી ગંગાનો પ્રવાહ પૂર વેગમાં વહતો હતો, તેથી રમેશને ઘણી મૂશ્કેલી પડી. પોતાનું સર્વ બળ એકત્ર કરી રમેશે પહેલી ડુબકી મારી પણ ડુબનાર માણસનો કાંઇ પત્તો લાગ્યો નહિ થોડી વારે તેણે બીજી ડુબકી મારી. પાણીના સખ્ત પ્રવાહને લીધે તે પણ એક બાજુ ઘસડાયો. એટલામાં તેના પગે કાંઇ માણસ જેવું અથડાયું. તરતજ તેણે હાથ લગાડયો તો માણસ જ હતો એવી ખાત્રી થઇ. તેને એક હાથે પુષ્કળ બળ વાપરી પોતાની ખાંધ ઉપર લીધો અને અત્યંત પરિશ્રમે તે કિનારે આવી પહોંચ્યો. કિનારે આવતાંની સાથેજ તેને ચક્કર આવ્યાં અને તે નીચે બેસી ગયો.

ડુબતા માણસને બચાવવા રમેશે જંપલાવ્યું તેથી કેટલાકો તેની હિંમત માટે તેને ધન્યવાદ દેવા લાગ્યા, તો કેટલાકો તેવાં સાહસને મૂર્ખાઇ ગણી તેને નિંદવા પણ લાગ્યા. છતાં એક યુવાન આવું સાહસ કરે તેથી તેને ધન્યવાદ આપનારાઓનો વર્ગ મોટો હોય એ તદ્દન સંભવિત છે. રમેશે પોતાના જીવ સાથે એ માણસને બહાર કાઢયો તેથી ઘણા આનંદ પામ્યા.

રમેશ બે ચાર મીનીટમાંજ સાવધ થઇ ગયો. પેલો માણસ બેશુદ્ધ હતો. તેનામાં જીવ તો હતો જ. રમેશે તેના બે પગ પકડી પોતાનું હતું તેટલું બધુંયે બળ અજમાવી તેને ચક્કર ચક્કર ફેરવ્યો આને પરિણામે તે માણસના શરીરમાં જેટલું પાણી ગયું હતું તેટલું બધુંયે બહાર નીકળી ગયું. તે પછી બીજા કેટલાકની સહાયથી તેને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવા માંડયો.

ઘણા સમય પછી તે શુદ્ધિમાં આવ્યો. પરંતુ તેનામાં ઉભા રહેવા જેટલી પણ શક્તિ ન હતી એટલે તે પાછો બેશુદ્ધ બન્યો. પાણીના

જોરમાં તેની અધીપે શક્તિ હણાઇ ગઈ હતી. આજના જેમ તે વખતે ગંગા નદીના કિનારે ગાડીઓ ફરતી ન હતી. કોઇ પણ રીતનાં વાહનનો બંદોબસ્ત ત્યાં થઇ શકે એમ ન હતું. વળી વરસાદ પણ વર્ષતો હતો એટલે તે માણસને ત્યાં ને ત્યાં ઝાઝો વખત રાખવો એ તેનાં મૃત્યુને સામું આમંત્રણ કરવા બરોબર હતું.

કોઇ પણ પ્રકારે તે માણસને તેને ઘરે લઇ જવાની જરૂર હતી. એટલે રમેશે પાસે ઉભેલા એક યુવાનને કહ્યું: "ભાઇ, તમે આમને માથાના ભાગ પરથી ઉંચકશો તો હું એને ખાંધ ઉપર લઇ શકીશ."

તે યુવાને સંમતિ દર્શાવી, તે સાથે એ પણ જણાવ્યું કે તેનું રહેઠાણ ઘણું લાંબું છે

"કેટલું લાંબુ છે?" રમેશે પ્રશ્ન કર્યો.

"સુતોનની પૂર્વે આવેલાં ગોવિંદપુરમાં જવું પડશે."

કલકત્તાનો ઉત્તર અને પૂર્વ તરફનો ભાગ તે સમયે સુતોન ગોવિંદપૂર નામે ઓળખાતો હતો. રમેશે કહ્યું:

"ગોવિંદપુર કાંઇ બહુ દૂર નથી. હું તમારા ઉપર બહુ ભાર નહિ આવવા દઉં. તમે એમની ડોકી પકડી રાખી મદદ કરશો તો બસ છે. મારી ખાંધ ઉપર હું તેમનો સર્વ ભાર ઉપાડીશ. આ માણસને બને તેટલી ઉતાવળે તેને ઘેર પહોંચાડવો જોઇએ. નહિ તો તેની સ્થિતિ ઘણી ગંભીર થઇ જશે."

"ભલે, હું આપને સહાય કરવા તૈયાર છું."

"આ માણસને મેં પહેલાં ક્યાંક જોયો છે; અરે તેની સાથે પરિચય પણ છે એવી મને શંકા થયા કરે છે." બેશુદ્ધ માણસ તરફ એકી નજરે જોઇ રમેશે પોતાની શંકા વ્યક્ત કરી.

"હશે; કોઇક જગાએ તમારી અને તેની ઓળખાણ થઇ હશે. આ ગૃહસ્થ ઘણાજ સરળ મનના અને ભલા છે."

આ પછી વધુ વાતચીત ન કરતાં રમેશે, પેલો યુવાનની સહાયથી બેશુદ્ધ માણસને ઉંચક્યો અને બન્નેએ ચાલવા માંડયું.

રસ્તે ચાલતાં ચાલતાં રમેશે, પેલા યુવાનને પૂછયું: "આ ગૃહસ્થ કલકત્તાનાજ રહેવાસી છે કે?"

"નહિ; મૂળતો છે ઢાકાના પણ હમણાં સપરિવાર અહીંજ રહે છે હું પણ તેઓનાજ ગામનો છું. આ ગૃહસ્થ મદ્રાસ નોકરીએ હતા. હાલમાં જ કેટલાક માસ થયાં આવી રહ્યા છે."

"એમનું નામ શું?"

"એમનું નામ દુર્ગાચરણ રાય. અમે બન્ને એકજ જ્ઞાતિના છીએ. હું એમનો દૂરનો ભાઇ થાઉં છું."

દુર્ગાચરણ રાય, એ નામ સાંભળતાં રમેશની સ્મૃતિ તાજી થઇ. હવે તેણે એ ગૃહસ્થને બરોબર ઓળખી કાઢયો.

આકાશમાંથી હવે વાદળાં કમી થયાં હતાં. સૂર્યનારાયણનો પ્રકાશ પડવા લાગ્યો. વરસાદથી ભીની બનેલી પૃથ્વી ઉપર સૂર્યનારાયણનાં તેજ કિરણો રમવા લાગ્યાં. આખુંયે દશ્ય મધુરું બન્યું.

થોડીવાર વધુ ચાલ્યા બાદ, દુર્ગાચરણ બાબુનું ઘર આવી પહોંચ્યું. આંગણામાં આવતાંજ રમેશ સાથેના યુવાને બૂમ મારી: "ચારુ, ઓ ચારુ! બારણાં ઉઘાડ!"

તરતજ બારણું ઉઘડયું. બારણાં ઉઘાડનાર વ્યક્તિ તો દુર્ગાચરણ બાબુની સ્થિતિ જોતાંજ થંભી ગઈ તેણે તો પોક મૂકી રડવા માંડયું. રડતાં રડતાં જ તે બોલી "બાબુને શું થયું!"

રડનારી વ્યક્તિ વીશેક વર્ષની તરુણી

હતી. તેના તરફ જોતાંજ રમેશના હૃદયમાં જાણે વિજળીનો આંચકો લાગ્યો હોય એવી ઝણઝણાટી થઇ. કારણ કે તે સુચારૂ હતી.

પેલા યુવાને ફરી કહ્યું: " ચારૂ ! તું રડ નહિ. તારા બાપુ અત્યારે સારા થઇ જશે. હું પછી બધીએ વાત કરૂં છું. પહેલાં તું પથારી પાથર. તારા બાપુને પહેલાં સુવડાવવાની જરૂર છે."

ચારૂને રડતી જાણી, તેની મા પણ રસોડાંમાંથી બહાર આવી. પોતાના પતિની આવી સ્થિતિ જોતાં તેની આંખમાંથી પણ આંસુ સરવા માંડયાં. તેણે તરતજ પથારી કરી દીધી. રમેશ અને પેલા યુવાને દુર્ગાચરણને સુવડાવ્યો.

પછીથી રમેશે કહ્યું: " પહેલાં, જેમ બને તેમ જલદી એક પ્યાલો ગરમ દૂધ લાવો. પછીથી હું બધીયે વાત તમને કરીશ."

ચારૂ તરતજ ઘરમાં જઇ દૂધથી ભરેલો પ્યાલો લઇ આવી. દુર્ગાચરણને ભાન આવ્યું હતું ગરમ ગરમ દૂધ તેને પાઇ દેતાં, તેનામાં કાંઇક શક્તિ આવી, થોડી વારે દુર્ગાચરણ બાબુ પથારીમાં બેઠા. દુર્ગાચરણે રમેશને તરતજ ઓળખી કાઢયો આનંદથી તે બોલ્યોઃ "ઓહો ! રમેશ બાબુ ! કલકત્તા ક્યારે આવ્યા ? મારે ઘરે આવવાની આપે કૃપા કરી તે માટે હું આપનો આભારી છું."

દુર્ગાચરણ બાબુને એ ખબર નહોતી કે પોતાની પ્રાણરક્ષા કરનાર રમેશ હતો. તેણે તો એમ ધાર્યું કે રમેશ પોતાને ઘરે મળવા આવ્યો હતો. પણ રમેશ કાંઇ પણ બોલે તે પહેલાં તો પેલા યુવાને બધીયે હકીકત કહી દીધી. એટલે દુર્ગાચરણની આંખમાં પાણી ભરાઇ આવ્યું. તેણે ગદ્દગદ કંઠે કહ્યું:"રમેશ બાબુ ! તમે કરેલા ઉપકારનું ઋણ આ જન્મમાં હું કદિ ફેડી શકનાર નથી. તમે મારા ઉપર અનહદ ઉપકાર કર્યો છે. તમે આજે મારૂં રક્ષણ ન કર્યું હોય તો..."

દુર્ગાચરણ આગળ કાંઇ બોલે તે પહેલાં રમેશ વચ્ચે બોલ્યો: " પણ મેં વધારે શું કર્યું છે ? મારી ફરજ બજાવવા ઉપરાંત મેં બીજું કર્યું છે શું કે તમે આટલો બધો આભાર માની મને શરમાવો છો ? મેં માત્ર મારૂં કર્તવ્ય બજાવ્યું છે. "

ચારૂ, પોતાના પિતાની પાસે બેસી તેમને માથે હાથ ફેરવતી હતી. રમેશના સરળ, કોમળ અને ઉદાર વચનો સાંભળી તેનું હૃદય આનંદસાગરમાં ઉછળવા માંડયું. આમ કેમ થાય છે તેની સમજ તેને પોતાને ન હતી.

તે બાદ રમેશે, પોતે રજા લઇ કલકત્તા આવી રામજીવન બાબુને ત્યાં ઉતર્યો છે તે જણાવી જવા માટે રજા માંગી. દુર્ગાચરણે જમ્યા વગર ન જવા દેવાની હઠ કરી પરંતુ " રામજીવન બાબુ રાહ જોઇ બેસી રહ્યા હશે " એમ રમેશે જણાવતાં, તેને જવાની રજા આપી. તે સાથે વખતોવખત હવે ઘરે આવતા રહેવાની નમ્ર વિજ્ઞપ્તિ પણ દુર્ગાચરણે કરી દીધી.

રમેશ ઉઠયો. જતાં જતાં ચારૂ તરફ એક પ્રેમભીની દૃષ્ટિ નાંખી. બન્નેનાં ચાર ચક્ષુઓનું મિલન થયું. અત્યાર સુધીમાં કદિયે ન અનુભવેલો આનંદ મેળવતો રમેશ ત્યાંથી વિદાય થયો.

( અપૂર્ણ )

બ્રિટિશ અને અમેરિકન પત્રકારો પણ તેમનાં કાર્યની મુંગી તેમજ ખુલ્લી પ્રસંશા કરી રહ્યા છે. રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ, પંડિત મોતીલાલજી અને તે બાદ સરદાર વલ્લભભાઇ પટેલ તેમજ અન્ય દેશનેતાઓએ, આ ચળવળમાં બ્હેનોની ચળવળે જે અપૂર્વ બળ આપ્યું છે તેની મુક્તકંઠે પ્રસંશા કરી છે અને તે સર્વાંશે યોગ્ય છે.

શ્રીમતી પેરીનબ્હેને અત્યાર સુધીમાં કરેલું બધુંયે કાર્ય મુંગું છે. તેમની ગિરફ્તારીથી મુકિતસંગ્રામને એક શુદ્ધ અને નિર્મળ બલિદાન મળ્યું છે શ્રીમતી પેરીનબ્હેન જેલમાં છે છતાં ત્યાં બેઠાં બેઠાં પણ તેઓ મુંબાઇની સ્ત્રીશકિતને પ્રેરણા આપશે. મુંબાઇની સ્ત્રીશકિત એ પ્રેરણા ઝીલી સંગ્રામમાં રહેતી આવી છે તેમ મોખરે રહેશે, તો પેરીનબ્હેન જેવા બહેનોનું જેલમ ગયેલું સાર્થક થશે. પ્રભુ ! ભારતની સ્ત્રીશકિતને છે તેના કરતાં યે હજારો ઘણું વધારે બળ આપો કે જેથી ભારતને સ્વતંત્રતા મેળવી આપવા તેઓ શકિતમાન થાય !



## લડતમાં સ્ત્રીઓનો હિસ્સો

ચળવળમાં સ્ત્રીઓ જે ભાગ લઇ રહી છે તેથી તો મિત્ર અને દુશ્મન બન્નેને એક સરખું આશ્ચર્ય ઉપજ્યું છે. એવી આશા રહી હતી કે ગુજરાત-જ્યાં મહાત્મા ગાંધીજીનો અવાજ ઘણો ઉંડો પહોંચ્યો છે, ત્યાંની સ્ત્રીઓ આ ચળવળમાં ભાગ લેશે કારણ કે ત્યાં પડદાની પ્રથા નથી. એવી પણ આશા ન હતી કે બીજા પ્રાંતોમાં જ્યાં પડદાની પ્રથા નથી ત્યાંની સ્ત્રીઓ રાજકીય ચળવળમાં આટલો રસ લેતી થશે પરંતુ બંગાળ જેવા પડદાની પ્રથાવાળા પ્રાંતોમાં પણ સ્ત્રીઓને જેલનિવાસ મળ્યો છે. ખરૂં કહીએ તો, કલકત્તાની સ્ત્રી સત્યાગ્રહીઓએ પોલીસને પુરૂષોની સરખામણીમાં વધુ કામ કરવાની ફરજ પાડી છે.

શ્રીમતી સરોજિની નાયડુ, શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય જેવાં સ્ત્રીઓની કેળવણી અને સમાજસુધારાની પ્રવૃત્તિનાં આગેવાનને પહેલાં જેલમાં મોકલવામાં આવ્યાં છે એ નોંધવા યોગ્ય છે. એ એમ બતાવે છે કે સામાજિક, કેળવણી વિષયક, રાજકીય બધીયે ચળવળો એકમેક સાથે સંબંધ ધરાવતી છે.

[ 'મોડર્ન રીવ્યુ' જુલાઇની નોંધમાંથી ]




## સ્વદેશી પ્રચારનું બજાવેલું કાર્ય

મજકુર મંડળ તરફથી સ્વદેશીના પ્રચારકાર્ય માટે નીચે મુજબ પ્રતિજ્ઞાપત્રો છપાવી તેના ઉપર સહીઓ કરાવવાનું કાર્ય ઉપાડી લેવામાં આવ્યું છે. પ્રતિજ્ઞાપત્રો ઉપર સહીઓ કરાવવામાં નીચે જણાવેલાં બ્હેનોએ ખંતપૂર્વક કામ કીધું છે.

### સ્વદેશી માટે પ્રતિજ્ઞા

હું અંતઃકરણપૂર્વક માનું છું કે દરેક હિંદીએ દેશની આર્થિક સ્થિતિ સુધારવા અને સ્વતંત્રતા મેળવવા માટે શુદ્ધ સ્વદેશી કાપડ તથા પોતાના વપરાશની બીજી વસ્તુઓ સ્વદેશી બનાવટનીજ વાપરવી જોઇએ, તેથી હું પ્રતિજ્ઞા કરું છું કે આજથી જીંદગી પર્યંત / બે વર્ષ સુધી હું વિદેશી કાપડ જેમાં એક પણ પરદેશી ધાગો હશે તે નહી ખરીદું, અને તેને બદલે બને ત્યાં લગી શુદ્ધ ખાદીજ ખરીદીશ; અને મને જોઇએ તેવી ખાદી નહી મળી શકે તો હિંદી માલીકીની અથવા હિંદીઓની વ્યવસ્થા નીચે ચાલતી મીલનું સ્વદેશી સુતરનું કપડ ખરીદીશ, તેમજ બને ત્યાં સુધી મારી જરૂરીઆતની કાપડ ઉપરાંતની બીજી વસ્તુઓ હિંદી બનાવટનીજ ખરીદીશ.

તા. , ૧૯૩૦ સહી ____________

સૌ. શેઠ લક્ષ્મીબાઇ જગમોહનદાસ, સૌ. જીતેન્દ્રમણી કાંતીલાલ ઠાકોર, સૌ. ઉર્મિલા કનૈયાલાલ, સૌ. સરસ્વની મારફતીયા, સૌ. કુંજલીલા જયકૃષ્ણ વર્મા, સૌ. લલિતા ગુલાબદાસ, સૌ. ઉર્મિલાબ્હેન પારેખ, સૌ લીલાવંતી જીવણલાલ, સૌ. સવિતા ઇશ્વરલાલ દરૂ, સૌ. અંશુમતી કાંતિલાલ ઠાકોર, સૌ. અતીલા અનંતરાય છાયા, સૌ. તારામતી રણજીતલાલ દલાલ, સૌ મનોરમા ભાનુચંદ્ર ઠક્કર, સૌ. નેનસુખગૌરી મનહરલાલ મરચંટ, સૌ. લક્ષ્મી કીશનદાસ, સૌ. વસુમતી શીવલાલ, ગં. મહાલક્ષ્મી મણીલાલ, સૌ. જમનાબ્હેન ત્રિભોવનદાસ માળવી, સૌ. લીલાવંતી કૃષ્ણલાલ હાંસોટી, સૌ. કમળાવતી નટવરલાલ ખંભાતી, સૌ. વિદ્યાગૌરી કૃષ્ણલાલ મુનશી, સૌ. પ્રાણકુંવર લાલશંકર જોશી, સૌ. મહિમનગૌરી મનુભાઈ પંડયા, શ્રીયુત મણીશંકર ગજાનંદ વૈદ્ય અને શ્રીયુત જીવણલાલ કાલિદાસ

ગં. મહાલક્ષ્મી મણિલાલ, સૌ. કુંજલીલા જયકૃષ્ણ વર્મા સૌ જીતેન્દ્રમણી કાંતિલાલ ઠાકોર, સૌ. સરસ્વતી મોતીલાલ મારફતીયા અને શ્રીયુત મણીશંકર ગજાનંદ વૈદ્ય ઘણી સારી સંખ્યામાં સ્વદેશી વસ્ત્રો વાપરવાના પ્રતિજ્ઞાપત્રો ઉપર સહી લેવામાં સારો શ્રમ લીધો છે તે માટે તેમને અભિનંદન ઇચ્છીએ છીએ.

### રેંટીઆ વર્ગ

મંડળના હોલમાં રેંટીઆવર્ગ ચલાવવામાં આવે છે. લગભગ ૩૦ થી ૪૦ રેંટીઆઓ રાખવામાં આવ્યા છે. મંડળના વર્ગોમાં અભ્યાસ કરતી બ્હેનો અમુક વખત રેંટીઆ ચલાવે છે. જે કોઇ બ્હેનો પોતાના ઘરે કાંતવા ઈચ્છતી હોય તેમને મંડળમાંથી રેંટીઓ વાપરવા આપવામાં આવે છે. અવારનવાર સ્વદેશીના પ્રચાર માટે વ્યાખ્યાનો

અપાય છે વિનતિપત્રો છપાવી બહોળો ફેલાવો કરવામાં આવે છે.

## પ્રચારકાર્યમાં મદદ

મંડળ તરફથી સ્વદેશીનું પ્રચારકાર્ય ઉપાડી લેવામાં આર્થિક મદદની જરૂર હોવાથી નીચે મુજબ મંડળને નાણાંની મદદ મળી છે. મદદ કરનારાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

રૂ.
૧૮૧) શેઠ સુંદરલાલ ખીમચંદ અમરચંદ
૫૧) લેડી સૌ. લક્ષ્મીબાઇ જગમોહનદાસ
૫૧) લેડી સૌ. તારાબાઇ ચુનીલાલ મહેતા
૫૧) સૌ. લક્ષ્મીબાઇ પ્રાગજી હરીવાળા
૨૫) સૌ. જમનાબાઇ ત્રીભોવનદાસ માળવી
૨૧) સૌ. વિદ્યાગવરી કૃષ્ણલાલ મુન્શી
૧૫) સૌ. ઊર્મિલા કે પારેખ
૧૫) સૌ. તારાબ્હેન ચીમનલાલ શ્રોફ
૧૧) મં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇ,
૧૧) સૌ. જીતેન્દ્રમતી કાંતિલાલ ઠાકોર
૧૧) સૌ કમળવંતી નરવરલાલ ખંભાતી
૫) મં. રસીકમણી બી. દેસાઈ
૫) સૌ. જમનાબાઇ માધવલાલ મુન્શી
૫) સૌ. વીરમતી કેશવલાલ મણીઆર
૫) કુ. વિજયાકુમારી ર. વોરા

## ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ
### ઇનામી નિબંધની લેખિત પરીક્ષાનું પરિણામ
### વિષય-ગાંધીયુગમાં સ્ત્રીકર્ત્તવ્ય

મજકુર મંડળ તરફથી દર વર્ષની માફક ચાલુ વર્ષમાં તા. ૨૭ મી જુન ૧૯૩૦ ને રોજ બપોરના દોઢ વાગ્યે મંડળના હોલમાં "ગાંધીયુગમાં સ્ત્રી કર્ત્તવ્ય"ના વિષય ઉપર નિબંધ લખવાને પાંચ બ્હેનોએ ભાગ લીધો હતો. મજકુર નિબંધો તપાસી તેનું પરિણામ જણાવવાને મંડળની કમિટીએ સૌ. લેડી તારાબાઇ ચુનીલાલ મહેતા અને સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળાની પરીક્ષક તરીકે નિમણુંક કરી હતી. હેમણે નીચે મુજબ પરિણામ જણાવ્યું છેઃ

૧લું. ઇનામ બ્હેન સુસ્મિતા નંદમુખરામ મહેતા રૂ. ૧૫
૨જું. ઇનામ બ્હેન શાંતા નાનાભાઇ વ્યાસ રૂ. ૧૧
૩જું. ઇનામ બ્હેન પ્રેમીલા રમાકાંત મરચંટ રૂ. ૯

ઉપલા ઇનામો સ્વ પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ સ્મારક ફંડમાંથી અપાશે.

## ભેટ

રા. જયકૃષ્ણ નાગરદાસ વર્માએ પોતાની "શારદા કં.પની" પત્રિકાના કોપીરાઇટના બંગની ફરિયાદી શીવદાસ કેસરીયા ઉપર માંડેલી. એ કેસમાં આરોપીએ માફી માંગી રૂ. ૨૫) ની રકમ ધર્માદામાં આપવા કબુલ્યું હતું. એ રકમ મેજીસ્ટ્રેટ મી ડાજને રા વર્માની સૂચનાથી મંડળને મોકલી આપી છે તેનો આભાર સ્વીકાર કરીએ છીએ

## સર ચુનીલાલ મ્હેતા તરફથી માસિક મદદ

મંડળમાં ચાલતા વ્યવસાયના વર્ગોના નિભાવ અર્થે દર મહિને રૂ ૪૭) ની મદદ સર ચુનીલાલ વી. મ્હેતાએ આપવાનું ચાલુ કર્યું છે તે માટે કમિટિ તેમનો અંતઃકરણપૂર્વક આભાર માને છે.





# સમાલોચના

**કાવ્ય કુસુમાકરઃ** પ્રયોજકઃ રા. નારાયણ વિસનજી ઠક્કુર. મૂલ્યઃ રૂ. ૨-૮-૦.

ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં એક અથાગ લેખક તરીકે, ખાસ કરી ઐતિહાસિક નવલકથાઓના લેખક તરીકે રા. ઠક્કુરનું નામ જાણીતું છે. એમની કલમની અનેક પ્રસાદીઓ ગુજરાતના સાહિત્યશોખીન વાચકવર્ગે ઉપભોગી છે. પરંતુ એમાંના ઘણાને ભાગ્યે જ ખબર હશે-સામયિકોમાં છુટાં છવાયાં પ્રકટ થયલા એમના કાવ્યોના વાચનથી ઘણા વાચકોએ ભાગ્યે જ એમ ધાર્યું હશે-કે રા. ઠક્કુર કાવ્ય-પ્રદેશમાં પણ એક સિદ્ધહસ્ત લેખક છે. ઇ. સ. ૧૮૯૮ થી માંડીને અત્યાર સુધીમાં તેમણે લખેલા અનેક કાવ્યોનો આ સંગ્રહ તેમની એ દિશાની પ્રવૃત્તિની અને તેમની પ્રતિભાની ઝાંખી કરાવે છે. આ સંગ્રહમાં વિધવિધ રૂચીને પોષે એવાં છયે રસના અનેક કાવ્યો સંગ્રહાયાં છે ખાસ કરીને કરીમા અને ઋતુસંહારના ભાષાંતરો ફારસી અને સંસ્કૃત-બન્ને ભાષા પરનો એમનો કાબુ સાબીત કરે છે. આ પુસ્તક પોતાના "હિન્દુ-જ્યોતિ" અઠવાડીકના ગ્રાહકોને ગ્રંથકારે ચાલુ વર્ષની પ્હેલી ભેટ તરીકે આપ્યું છે.

**કેસરિયાંઃ** લેખકઃ રા. કેશવલાલ હ. શેઠ, ખડાયતા પ્રેસ, ચાર રસ્તા, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૦-૪-૦.

ગુજરાતના જાણીતા રાસલેખકોમાં ભાઇ કેશવલાલ શેઠનું નામ મોખરે આવે છે. અત્યારના મુક્તિસંગ્રામને અનુકુળ થાય એવાં-ખરું કહીએ તો એ લડતની પ્રેરણામાંથી જન્મેલાં ૧૮ પ્રેરક રાસનો આ નાનકડો સંગ્રહ વેળાસર પ્રકટ કરી ગુજરાતી આલમ ઉપર લેખકે ઉપકાર કર્યો છે. કેસરિયાં કરવા નીકળેલી ગુજરાતની જનતા આ "કેસરિયાં" ને જરૂર વધાવી લેશે. સુંદર છપાઈ અને દશ દેશનેતાઓના ચિત્રો સાથેનું આ આકર્ષક પુસ્તક ચાર આનામાં ભારે નહિ પડે. શ્રીમંતોએ એની બ્હોળી સંખ્યામાં લ્હાણી કરવી જોઇએ.

**ડૉ. મીનાચહેરનો દર્દીઃ** લેખકઃ રા. ફીરોજશાહ રૂસ્તમજી મ્હેતા.

ખોટી શરમને કારણે ચામડીના ભયંકર દર્દો છુપાવવાથી સંસારનું કેવી રીતે સત્યાનાશ વળે છે તે દર્શાવતો આ નાટક મૂળ ફ્રેંચ ભાષામાં લખાયલો. અંગ્રેજીમાં એ Damaged Goods (રદ્દી માલ) ને નામે પ્રસિદ્ધ છે લેખકે એ નાટકના વસ્તુને પારસી સંસારને લાગુ પાડી આ પુસ્તક લખ્યું છે. પારસી પાત્રોના મુખમાં મુકવા માટે ખાસ પારસીશાઇ ગુજરાતી વાપરી છે અને તે યોગ્યજ થયું છે. જે ગૃહસ્થે આ પુસ્તક કરાંચીના પારસી કુટુંબોમાં ન્હેંચવા માટે પોતાના ખર્ચે છપાવ્યું છે, તેમને અમે ધન્યવાદ આપીએ છીએ. આ નાટકનો બ્હોળો પ્રચાર થાય એ ઇચ્છવા યોગ્ય છે.

**બાળકોના ગીતોઃ** લેખકઃ રા. રમણલાલ પી. સોની પ્રકાશકઃ રા. ચુનીલાલ વી. બુટાલા, મોડાસા. મૂલ્યઃ રૂ. ૦-૫-૦.

બાળકોના બડા દોસ્ત રા. જુગતરામભાઇ કહે છે તેમ આ ગીતોના રચનારને બાળકો પોતાની દુનિયામાં ખુશીથી દાખલ કરશે. ૪૩ ગીતોનો આ સંગ્રહ બાળકો માટે આનંદદાયક અને ઉપયોગી નીવડશે એમાં શંકા નથી. બાળકો જરૂર એ ગીતોને આવકાર આપશે.

**સાદી સીધી વાતો ભાગ ૧ :** લેખક અને પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્યઃ રૂ. ૦-૩-૦

આ પુસ્તિકામાં લેખકે પોતાના અનુભવો વાર્તાઓ દ્વારા આલેખવાનો પ્રયત્ન કર્યો છે. "માનો અંગુઠો" "ગંગા નોતર" અને "ગારો"

થીને પ્રમાણપત્ર મેળવ્યાથી ૧૮ વર્ષથી ઓછી ઉમ્મરના છોકરાના અને ૧૪ વર્ષથી ઓછી ઉમરની છોકરીનાં લગ્નની પરવાનગી આપવી. ઠરાવ ૩૨ વિ. ૯ મતે પસાર થયો હતો.

રાજમંત્ર મંડળની બેઠકમાં મી. જયકરનો હિંદુ વારસા સંબંધી ખરડો પણ પસાર થયો હતો.

**શ્રી. આચાર્યને બંગડીની ભેટ:** સીમલામાં વડી ધારાસભાની બેઠકમાં ના. વાઇસરૉય ગયા માસમાં ભાષણ કરવા માટે આવ્યા તે વખતે વાઇસરૉયને ફતેહવાના સ્થાન આગળ મહારાણાની કેટલીક સ્વયંસેવિકાઓએ દેખાવ કર્યો હતો. ૨૫ ઉપર સેવિકાઓ ખાદી ધારીને દરવાજા આગળ ઉભી રહી હતી. પોલીસે તેમને વિખરાઇ જવા જણાવ્યું છતાં તેઓ ખસી ન હતી. વાઇસરૉય આવ્યા ત્યારે તેમણે "ખજવો ઘણું જીવો." 'ભગતસિંહ ઘણું જીવો,' 'ગાંધીજીકી જય' વગેરે રાષ્ટ્રીય પોકારો કર્યાં હતા વાઇસરૉયે ચેમ્બરમાં પ્રવેશ કરતાં સેવિકાઓ ચાલી ગઇ હતી. વડી ધારાસભાના સભ્યો મેસર્સ એસ મિત્ર અને અમરનાથ દત્તને ઘરે સ્વયંસેવિકાઓએ ચોકી કરી, તેથી તેઓ તા. ૧૮ મી જુલાઇએ વડી ધારાસભાની બેઠકમાં જઇ શકયા ન હતા. મિસીસ ગુંસીની આગેવાની હેઠળ સ્વયંસેવિકાઓએ દરરોજ વડી ધારાસભાના સભ્યોનાં રહેઠાણ પર ચોકી કરી હતી. સૂરત સનાતની મી. એમ કે. આચાર્યે આ સંબંધમાં કાંઇક અસભ્ય વર્તન દાખવ્યું હતું એટલે સ્વયંસેવિકાઓએ ખાસ તેમની ચોકી કરી. ગયા માસની તા. ૧૫મીએ તેમને કોઇક માણસે આવી એક કવર આપ્યું શ્રી. આચાર્યે તે હર્ષમાં ને હર્ષમાં ખોલ્યું તો તેમાંથી છ ચુડીઓ નીકળી.

**શારદા કાયદાનો ભોગ:** રોહતક (પંજાબ) માં ફકીરા મીરાશી નામના ગવૈયાને ગામના મુખીની ચેતવણી છતાં પોતાના ૭ વર્ષના છોકરાને પરણાવવા માટે ૧૫ દિવસ સાદી કેદની સજા થઇ હતી. ગવર્નર ઇન કૌંસિલે ખાસ હુકમ કરી આ સજા માફ કરી ફકીરાને છોડી મૂકવા હુકમ કર્યો હતો.

**૪ વર્ષના બાળકે ખૂન કર્યું:** નિઝામાબાદની સહી નામની હિન્દુ સ્ત્રીને બે બાળકો હતા. સહી નાના બાળક પ્રત્યે વધુ વ્હાલ દેખાડતી તે ૪ વર્ષના મોટા બાળકથી સહન થયું નહિ તેણે તેની માને જણાવ્યું કે જો નાના ભાઇ જેટલું હેત તેની સામે ન દેખાડવામાં આવે તો તે નાના ભાઇને મારી નાંખશે. સહીએ આ તરફ કાંઇ ધ્યાન આપ્યું નહિ થોડાક દિવસ બાદ સહી કાંઇક કામ સર નાના બાળકને ઘરે મૂકી બહાર ગઇ. પાછી આવી ત્યારે બાળક હતું નહિ. તપાસ કરતાં ઘર પાસેના કુવામાંથી બાળકનું શબ મળી આવ્યું. મોટા છોકરો સતાતો ફરતો હતો. પોલીસ પટેલને સહીએ ખબર આપી. મોટા બાળકને દાકતરી તપાસ માટે મોકલ્યો.

**પ્રકીર્ણ:** (૧) ત્રાવણકોરનાં ના. મહારાણી, રીજન્ટે પોતાના રાજ્યમાંથી દેવદાસીની પ્રથા નાબુદ કરી છે. (૨) નડિયાદનાં લલિતા વનિતા વિશ્રામનો વાર્ષિક ઇનામનો મેળાવડો જુન માસમાં થયો હતો. (૩) દિલ્હીની સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ઠરાવ દિલ્હી મ્યુનિસિપાલીટીએ પસાર કર્યો છે. (૪) કિશોરગંજ ઉપવિભાગમાં ગયા માસમાં થયેલાં કોમી રમખાણમાં એક સ્ત્રી મરણ પામી છે. (૫) મીસ ગુલેસ્તાન જે. બહ દુરજી મુંબાઇ યુનિવર્સીટીના એક ફેલો ચુંટાયા છે (૬) કચ્છી લોહાણા સ્વ. શેઠ તુલસીદાસની વિધવા પત્ની રાધાબાઇએ જુદી જુદી સંસ્થાઓને કુલ રૂા. ૨૬૪૩૬૦ ની સખાવત કરી છે. (૭) મુંબાઇની ધારાસભાએ વેશ્યાવૃત્તિ અટકાવનારા કાયદામાં સુધારો કરનારો ખરડો પસાર કર્યો છે. (૮) મુંબાઇના મુસ્લીમોએ શારદા કાયદા સામે વિરોધ દર્શાવતું સરઘસ કાઢયું હતું.

### પરદેશ

**બે મીશનરી સ્ત્રીઓ પરહેજ:** ચીન મીશનરી સોસાયટીની બે મીશનરી અંગ્રેજ બાનુઓ મીસ નીરલટન અને મીસ હેરીસનને ફુકીયન પ્રાંતની રાજધાની ફુચોથી ૧૫૦ માઇલ ઉપર આવેલાં ચન્જન ખાતે લુટારૂઓએ પકડયાં છે આ બન્ને બાનુઓ એ સ્થળે એકલી કામ કરતી હતી. તેના છુટકારા માટે લુટારૂઓએ એક લાખ ડોલરની માંગણી કરી છે.

**કેનીઆની સ્ત્રીઓનો વિરોધ:** પૂર્વ આફ્રિકાની સ્ત્રીઓના સંઘને આશ્રયે નૈરોબીમાં ગયા માસમાં કેનીઆ સંસ્થાનની સ્ત્રીઓની પરિષદ

ભરાઇ હતી. તેમાં પૂર્વઆફ્રિકાની નીતિ સંબંધમાં શાહી સરકારે બહાર પાડેલાં નિવેદન સામે વિરોધ દર્શાવી ત્યાંના દેશીઓનાં હિત જાળવવાંજ જોઇએ એવો મત દર્શાવ્યો છે.

**વિલાયતી સ્ત્રીસ્વાતંત્ર્યઃ** લેડી એસ્ટર સ્ત્રીઓ તરફથી લડત ચલાવનાર તરીકે જાણીતા છે. ઉમરાવોની સભામાં ગયા માસમાં તેમણે એવો ઠરાવ રજુ કર્યો હતો કે સ્ત્રીઓને ચુંટણીનો સંપૂર્ણ હક્ક મળ્યો છે. આમની સભાના તથા પ્રધાન મંડળના સભાસદ બનવાનો પણ તેઓને હક્ક મળ્યો છે એટલે ઉમરાવોની સભામાં પણ તેઓને પુરૂષોના જેવા જ હક્ક સાથે દાખલ કરવાની ગોઠવણ ઉમરાવ સભાએ કરવી. આ ઠરાવ ૫૩ વિ. ૪૯ મતે ઉડી ગયો હતો. ઉમરાવ સભામાં ઉમરાવજાદીઓને દાખલ કરવાની આ છઠ્ઠી દરખાસ્ત નિષ્ફળ નીવડી છે.

**હિન્દ ગુલામીમાં રહેશે નહિઃ** યુસ્ટન ખાતે હિન્દી સ્ત્રીઓની જુનની આખરે મળેલી સભાએ મહાત્મા ગાંધીજી, શ્રી. સુભાષ બોઝ, ગઢવાલીઓ અને મીરત તેમજ બીજા રાજકીય કેદીઓને બીનશરતે છોડી મુકવાની વિનતિ કરતો દમનનીતિનો વિરોધ કરતો, મહાત્મા ગાંધીજીએ ભાગ લીધા વિનાની ગોળમેજી પરિષદનો હિંદીઓ સ્વીકાર નહિ કરે અને મહાસભા તેમાં ભાગ ન લીએ અને ગાંધીજી જેલમાં હોય ત્યારે એ પરિષદમાં ભાગ લેનારાઓ બેવફા ગણાશે એવા ઠરાવો પસાર કર્યા છે. મીસીસ એન. સી સેને પ્રમુખસ્થાનેથી ચાલુ ચળવળમાં સ્ત્રીઓ જે ભાગ લઈ રહી છે તેની પ્રસંશા કરી જણાવ્યું કે જો બ્રિટનની પ્રજા તેઓને પોતાનો નિર્ણય બાંધી લેવા જણાવે તો હિન્દ લાંબો કાળ સુધી ગુલામીમાં રહેશે નહિ.

**મીસ વિનફ્રેડ બ્રાઉનઃ** હલ્કયન કલાનું રાજ્યનું ૬૫ મીસ બ્રાઉન જીતી છે. મીસ વિનફ્રેડ બ્રાઉનની સરાસરી ઝડપ કલાકના ૧૦૨.૭ માઇલની છે હાલમાં વિમાનો માટેની સીડલે ટ્રોફી પણ તે જિતી ગઇ છે.

**અંગ્રેજ બાનુનો વિરોધઃ** સાયમન કમીશનના હેવાલ વિશે મીસ એલન વીલ્કીન્સન નામનાં એક જાણીતાં અંગ્રેજ બાનુએ એવો અભિપ્રાય આપ્યો છે કે: " જે હેવાલ નીતિભેદ દૂર કરીને હિન્દને બીજાં સંસ્થાનો માફક સમાન દરજ્જા પર મૂકતો નથી તે કદિ પણ સંતોષકારક લેખી શકાય નહિ. જો આપણે શહેનશાહતો જોઇતીજ હોય તો પછી ભેદભાવ શા માટે હોવો જોઇએ હિન્દ પોતાનો કારોબાર પોતાને હાથે કરે તે જોવાને હું હમેશાં તત્પર છું. મને લાગે છે કે આવી ગોઠવણ જે હેવાલમાં કરવામાં ન આવી હોય તે સંતોષકારક લેખી શકાય નહિ. "

**મનાઇ કરેલું પુસ્તક રંગભૂમિપરઃ** મીસ રેડકલીફ હોલની મનાઇ કરેલી નવલકથા 'એકાંતની ગર્તા' ઉપરથી નાટક તૈયાર કરવામાં આવ્યું છે તે પેરીસમાં ભજવાનાર છે. જાણીતી અમેરિકન નટી મીસ વીલેટ કરશૅ એ ભજવશે. એક જાણીતા નાટ્યકારે નવલકથ ઉપરથી નાટક લખ્યું છે. આ નવલકથા સામે ગ્રેટબ્રિટન અને યુનાઇટેડ સ્ટેટ્સ બન્ને સ્થળે મનાઇ કરવામાં આવેલી છે છતાંયે પેરીસમાં એની ખપત ઘણી સારી છે.

**જર્મનીમાં કુંઆરા પર કરઃ** જર્મનીનાં પ્રુશીયન પ્રધાનમંડળનાં નાણાં ખાતાના વઝીર મી. મોલ્ડનહોરે એવી સુચના કરી હતી કે બજેટમાંની ખોટ પૂરવા માટે કુંવારા સ્ત્રી પુરૂષો ઉપર કર નાંખવો. આ સૂચના સામે વિરોધ ઉભો થયો છે.

**છુટાછેડાનાં કારણોઃ** ન્યુયોર્કની સર્વોપરી અદાલતના ન્યાયમૂર્તિ મી. હેરી ઇ. લેવીસે જણાવ્યા પ્રમાણે લગ્નભંગનું મુખ્ય કારણ કુટુંબની મર્યાદા છે એક દિવસમાં ૬૪ છુટાછેડાની ડીગ્રીઓ મંજુર કર્યા બાદ તેમણે જણાવ્યું "બાળકો વિનાનું ઘર ઝાઝો સમય ટકતું નથી. આ ૬૪ મુકદમાઓમાં સંડોવાયલાં બાલકોની સંખ્યા માત્ર ૩૨ ની છે. મારી પાસે આવેલા છુટા છેડાના અસંખ્ય મુકદમાઓમા ઘણાં ખરાં યુગલો બાલક વિનાનાં જ હોય છે. લગ્નનાં પરિણામે બાલક ન જન્મ્યું હોય એવું લગ્ન સરાસરી ત્રણ વર્ષ સુધી ટકી રહે છે. કેટલાંક તો એટલો સમય પણ ટકતાં નથી. મેં આપેલા છુટાછેડા લગભગ બધા યુવાન માણસોના જ છે. ઘણા યુવાન યુવતીઓ કોઇ પણ જાતની જવાબદારી લીધા વિના પરિણિત જીવનનો આનંદ ભોગવવાજ આકર્ષાયા હોય એવું પણ મને લાગ્યું છે. "




**અભિનંદન**

મુંબાઇમાંથી સૌ. કમળાદેવી ચટ્ટોપાધ્યાય સરકારના મ્હેમાન બન્યા પછી મુક્તિસંગ્રામમાં આગેવાનીભર્યો ભાગ ભજવતી મહિલાઓમાંથી એ માન ખાટવાનું સદ્‌ભાગ્ય સૌ. પરીન બ્હેન કેપ્ટન અને સૌ. લીલાવતી મુન્શીને મળ્યું છે, જે માટે અમે એ બન્ને બ્હેનોને અભિનંદન આપીએ છીએ. રાષ્ટ્રીય સ્ત્રી સભાની સ્થાપનાથી માંડીને આજ સુધીમાં સૌ. પરીન બ્હેને દેશના હિતાર્થે તનતોડ મ્હેનત કરી છે અને પોતે હિંદના દાદાની સાચી દૌહિત્રી છે તે સાબીત કરી આપ્યું છે. દેશનું હિત એમણે ગળથુથીમાંથીજ પીધેલું છે અને તેને મૂર્ત સ્વરૂપ આપવામાં તેમણે જરાય ક્યાશ બતાવી નથી સૌ. લીલાવતી મુનશીએ પણ વીર પતિનાં વીરાંગના પત્ની હોવાની સાબીતિ આપી છે. ધારાશાસ્ત્રી તરીકેની બાદશાહી આવક છોડી મુક્તિસંગ્રામમાં ભાઇ મુનશી ઝંપલાવી શક્યા તેમાં સૌ. લીલાબ્હેનનાં પ્રોત્સાહનનો ફાળો જેવો તેવો ન હતો. પરંતુ એટલેથીજ તેમને સંતોષ નહોતો થતો. પતિને હસતે મુખડે જેલમાં વિદાય કરી તેમનું કાર્ય પોતે ઉપાડી લીધું અને આરામ કે ખાનપાનની દરકાર વિના તે ચાલુ રાખ્યું. દેશસેવિકા સંઘની સ્થાપનામાં તેમજ તેની પદ્ધતિસર વ્યવસ્થા કરવામાં સૌ. પરીન બ્હેન, સૌ લીલાબ્હેન અને સૌ. હંસાબ્હેને મોટો ફાળો આપ્યો છે. હવેતો એ બ્હેનો જેલમાં સીધાવતાં કાર્યનો સઘળો ભાર સૌ. હંસાબ્હેનને માથે આવ્યો છે. મુંબઇના વિગ્રહ સભાના પ્રમુખ તરીકે એ બ્હેન જે અથાગ મ્હેનત કરી રહ્યાં છે તે તેમની ખાનદાની અને કેળવણીને શોભાવે એવી છે. થોડા સમયમાં એ બ્હેનને પણ સરકાર પોતાની મ્હેમાનીનું માન આપે તો તેમાં જરાય આશ્ચર્ય પામવા જેવું નથી.

**સૌ. સકીનાબાઇ લુકમાની અને શ્રી. કમળા બ્હેન સંઘવી.**

મુક્તિસંગ્રામના બીજાં બે નિર્મળ બલીદાનો સૌ સકીનાબાઇ લુકમાની અને શ્રી. કમળા બ્હેન સંઘવીનાં છે. એમાંના સૌ સકીનાબાઇ લુકમાની પાંસઠ વર્ષની ઉમ્મરના વૃદ્ધ મહિલા છે. એમણે પણ દેશહિત ગળથુથીમાંથી પીધું છે. કોંગ્રેસના આગલા પ્રમુખ અને મુંબાઇ હાઇકોર્ટના ન્યાયાધીશ મર્હુમ બદરૂદીન તૈયબજીનાં એ પુત્રી છે અને મુંબાઇના જાણીતા ડૉકટર લુકમાનીનાં પત્ની છે. પાંસઠ વર્ષની ઉમ્મરે પણ દેશસેવા માટેની તેમની ધગશ અજબ છે. શ્રી કમળાબ્હેન જાણીતા ગુજરાતી કુટુંબના વિધવા બ્હેન છે. એ બ્હેને પણ દેશસેવાના કાર્યમાં અજબ હિમ્મત દાખવી છે. વિધવા બ્હેનોને તેમણે અનુકરણીય દાખલો બેસાડયો છે અત્યારે હિંદુ સમાજમાં હીણાતી અને રીબાતી અનેક વિધવા બ્હેનો છે. એ બ્હેનો શ્રી. કમળાબ્હેનની જેમ દેશસેવામાં ઝંપલાવે તો હિંદુ સમાજ જેવાં અંધ અને રૂઢિગ્રસ્ત સમાજના પડળ પણ ઉતરી જાય અને અત્યારે હીણાય છે તેને બદલે વિધવા બ્હેનોને પૂજવાની એ સમાજને ફરજ પડે. એ બન્ને મહિલાઓને સરકારે દારૂતાડીના પીકેટીંગના ગુન્હા માટે પકડી છે. આખી દુનિયાના વિચારકો અને સુધારકો મુક્ત કંઠે કબુલ કરે છે કે દારૂતાડીનું વ્યસન માનસિક અને શારીરિક અધોગતિ આણે છે. એ બદીમાંથી માનવીને બચાવવો તે દરેક મનુષ્યનો ધર્મ છે. અમેરિકા જેવો દેશ એ બદીમાંથી છુટવા કાયદાનો આશ્રય લે છે. આટલું છતાં

આપણી સરકાર એ બદીને અટકાવાના પ્રયત્નોને ગુન્હો ગણે છે અને તેવા પ્રયત્નો કરનારને જેલમાં પૂરે છે. સામાન્ય મનુષ્યત્વને અને નોકરશાહીને એટલું અંતર હોય એમાં નવાઇ નથી.

જે કાર્ય માટે માતુશ્રી સકીનાબાઇ અને બ્હેન કમળાબ્હેન જેવાં દેશસેવિકા બ્હેનો મહિલારત્નો જેલ સેવે છે તે જ કાર્ય આજે લાંબા સમયથી દેશસેવિકા સંઘની બ્હેનો નિડરતા પૂર્વક મુંબાઇમાં કરી રહી છે અને પરાંઓમાં પણ એ કાર્ય ચાલે છે. તાડીના માંડવાઓના સરકારી લીલામને તેમણે પોતાના પ્રયત્નોથી નિષ્ફળ કર્યા છે અને તાડીનો વપરાશ એંસી ટકા ઓછો કરી નાંખ્યો છે. એ બ્હેનોમાંથી કેટલાંકને પણ ટાઉન હોલ પર લીલામ વખતે ચોકી કરવા માટે પકડયાં હતાં. પરંતુ સરકાર પાસે તેમને જેલમાં રાખવા માટે પૂરતી સગવડ નહિ હોવાને કારણે વા બીજા કોઇ અગમ્ય કારણસર પાછળથી છોડી મૂકયાં છે. વાંદરામાં પણ એવીજ રીતે બ્હેનોને પકડવામાં આવી હતી અને એક ટંકનો નાસ્તો કરાવી છોડી દીધી હતી. તાડીના પીઠાંની અને લીલામની ચોકી ઉપરાંત સેવિકા બ્હેનોએ પરદેશી કાપડની દુકાનો ઉપર પણ સતત અને સફળ ચોકી કરી લેંકેશાયરને જબરો ફટકો લગાવ્યો છે. કાપડની દુકાનો પર અત્યારે પુરૂષ-સ્વયંસેવકો ચોકી કરે છે અને દરરોજ એમાંના વીસ-પચીસ સરકારના મ્હેમાન બને છે. એ કાર્ય પણ પોતાને સોંપવા અનેક બ્હેનોએ વિગ્રહ સભા પાસે માંગણી કરી છે. બ્હેનો એ પ્રમાણે ચોકી કરવા લાગ્યા પછી પોલીસ શું વલણ લે છે તે જોવાનું છે. અત્યારે મળતી માહીતિ પ્રમાણે વધુ સ્ત્રીઓ માટે સરકાર પાસે જગ્યા નથી. તેમ છતાં પોતાની પ્રતિષ્ઠા જાળવવા ખાતર એ બ્હેનોને પણ પકડી તેમણે જેલમાં મોકલવી જોઇશે દેશ પોતાનો માલ વાપરવાનો આગ્રહ રાખે તે પણ નોકરશાહીની દૃષ્ટિમાં ગુન્હો ગણાય છે; જ્યારે એમનાં પોતાના દેશમાં-ઇગ્લાંડમાં ગૃહિણીઓ " બ્રિટિશ માલ જ વાપરો "ની ચળવળ ચલાવી રહી છે પણ ઇંગ્લાંડ સ્વતંત્ર દેશ છે, હિંદ પરતંત્ર છે, અને એ ગુલામીમાંથી છુટવાને જ આ મુક્તિસંગ્રામ છે. દેશની બ્હેનો એમાં જે ફાળો આપી રહી છે તે માટે દેશ તેમનો હંમેશ માટે ઋણી રહેશે.

અન્ય પ્રાંતોમાં પણ બ્હે- અન્ય પ્રાંતોમાં નોએ મુક્તિસંગ્રામમાં મોટી સંખ્યામાં ઝંપલાવ્યું છે અને અનેક બ્હેનો-ખાનદાન તેમજ ધનવાન કુટુંબની બ્હેનોએ અત્યાર પ્હેલાં સરકારની મ્હેમાનીનું માન મેળવ્યું છે. મદ્રાસ, બંગાલા, સંયુક્ત પ્રાંતો, સિંધ વગેરે દરેક ભાગમાંથી બ્હેનોએ અજબ આત્મભોગ આપ્યાના અને નિડરતા બતાવ્યાના સમાચાર મળે છે. મદ્રાસમાં તો અનેક બ્હેનો પતિની પછી કે તે પ્હેલાં જેલમાં ગઇ છે. દેશની આઝાદી માટે ઝઝુમી રહેલી એ બ્હેનોને અમે અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ.

ચાલુ-ઓગસ્ટ માસના અંક સાથે આ માસિક

પોતાનું ૭મું વર્ષ નિર્વિઘ્ન પૂરું કરે છે તે માટે અમે પરમકૃપાળુ પ્રભુનો વર્ષની આભાર આખર માનીએ છીએ. આ વર્ષમાં માસિકને નિભાવી રાખવા તેમજ સમૃદ્ધ બનાવવા માટે અનેક બ્હેનો અને ભાઇઓએ પોતાનો ફાળો આપ્યો છે. આ વર્ષની શરૂઆતથી અમે ગ્રાહકોને ભેટનું પુસ્તક આપવાની પ્રથા દાખલ કરી છે. એ ભેટના પુસ્તક તરીકે ગુજરાતના જાણીતા હાસ્યરસિક લેખક ભાઇ "મસ્તફકીરે" અમને પોતાની આઠ વાર્તાઓ પુસ્તકાકારે પ્રકટ કરવાની પરવાનગી આપી આભારી કર્યાં છે. ચાલુ વર્ષમાં માસિકને કળાની દૃષ્ટિએ આકર્ષક બનાવવામાં ચિત્રકારો ભાઇ કલાબ્ધિ અને ભાઇ તનસુખે પોતાની કીમતી વખતનો ભોગ આપી અમને સહાય આપી છે. તેવીજ રીતે લેખક બ્હેનો અને ભાઇઓએ પણ પોતાનો સહકાર ચાલુ રાખી માસિકને સમૃદ્ધ બનાવ્યું છે. વળી દર વર્ષની જેમ ખાસ જહેમત ઉઠાવી રા. ગિજુભાઇ, શ્રી. તારાબ્હેન મોડક અને ભાઈ ચન્દ્રશંકર મ. ભટ્ટે "બાળક અંક" તૈયાર કરી આપીને તેમજ શ્રી હીરાળીબ્હેન રાઠોડે અનેક પ્રકારની જહેમત વેઠી "મહિલા અંક" તૈયાર કરી આપી અમને આભારી કર્યાં છે એ સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ અને તેઓ પોતાનો સહકાર હવે પછી પણ ચાલુ રાખશે એવી વિનતિ કરીએ છીએ.

# આવતો અંક

સપ્ટેમ્બર ૧૯૩૦ નો–આઠમા વર્ષનો પ્હેલો અંક

# વાર્તા અંક

થશે. એ અંકમાંના કેટલાંક આકર્ષણો :

બોરસળીનો પંખો : કવિવર ન્હાનાલાલની ભાવ પ્રધાન નવલિકા.

સાકરબાઇ : રા. તારાચંદ્ર અડાલજાની રોચક શૈલીથી લખાયલી, એક સતિનો પ્રભાવ દર્શાવતી વાર્તા.

કારભારીનું બહારવટું : રા ધનશંકર ત્રિપાઠીની ઐતિહાસિક વાર્તા

અણમોલ મંત્ર : રા. યશવંત મ દેશાઈ

રણોન્માદ : રા અંબાલાલ નૃ શાહ

ઉપરાંત રા ગોકુળદાસ દ્વા. રાયચુરા, રા છોટાલાલ ડાહ્યાભાઇ જાગીરદાર, રા જદુરાય ખંધડિયાની રસભરી નવલિકાઓ, ચાલુ વાર્તા અને પ્રેરક કાવ્યો એ આ અંકના મુખ્ય આકર્ષણો છે.

# મુક્તિસંગ્રામમાં ભારતીય મહિલાઓ

દિવસે દિવસે ભારતવાસીઓની આઝાદીની તમન્ના વિશેષ મક્કમ વલણ ધારતી જાય છે. એ મક્કમ વલણ સાથે ભારતની સ્ત્રીશક્તિનો જુવાળ પણ ખૂબ ઉછળ્યો છે. કેટલીક વખત તો એમ પણ લાગે છે કે મુક્તિસંગ્રામમાં સ્ત્રીઓ પુરુષોને હંફાવી રહી છે.

## મુંબાઇ અને પરાંઓ:

દેશસેવિકા સંઘનું હમેશનું પીઠાંની ચોકીનું કાર્ય ગયે માસે પણ ચાલુજ રહ્યું હતું. સંઘ તરફથી સરઘસ કાઢવામાં આવ્યાં હતાં. બહિષ્કાર સપ્તાહ અને મહાસભા સપ્તાહ ઉજવાયાં, તેમાં દેશસેવિકાઓએ અપૂર્વ ફાળો આપ્યો છે. મહાસભાના સભ્યો નોંધવા માટે તેમજ સ્વદેશીની પ્રતિજ્ઞા લેવડાવવા માટે સંખ્યાબંધ દેશસેવિકાઓ ઘેરઘેર પહોંચી ગઇ હતી અને તેમનાં કાર્યમાં ઘણે મોટે અંશે સફળતા પ્રાપ્ત કરી હતી. ત્રણ લાખ ઉપર સ્ત્રી પુરુષોએ સ્વદેશીની પ્રતિજ્ઞા લીધી છે અને એક લાખ લગભગ મહાસભાના સભ્યો નોંધાયા છે. આ ઉપરાંત દેશસેવકોના કુટુંબને રાહત આપવા માટે સેવિકા બહેનોએ ફંડ પણ એકત્ર કર્યું હતું.

લોહાણા, ભાટીયા, વહોરા, મુસ્લીમ, જૈન, પારસી, વગેરે બીજી અનેક કોમની બહેનોએ સભાઓ ભરી લડતમાં સહાનુભૂતિ દર્શાવી સ્વદેશીને લગતા ઠરાવો કર્યા છે. સભાઓમાં બહેનોની હાજરી હવે હજારોની રહે છે. હિન્દની સ્ત્રીઓ કદિ બહાર આવતી નથી એ માન્યતાને મુંબાઇની જ નહિ પરંતુ આખા ભારતની મહિલાઓએ ખોટી પાડી છે.

કોન્ગ્રેસ હોસ્પીટલમાં પણ જાણીતા કુટુંબની બહેનો મદદ કરી રહી છે.

ગયા માસમાં મુંબાઇની વિગ્રહ સભાનાં પ્રમુખ અને ઉપપ્રમુખ શ્રીમતી પેરીનબહેન કેપ્ટન અને શ્રીમતી લીલાવતી બહેન મુનશી સરકારની મહેમાની મેળવવા ભાગ્યશાળી થયાં છે. એ બન્ને બહેનોએ મુંબાઇની ઘણી સારી સેવા બજાવી છે. શ્રીમતી પેરીનબહેને મુંગા મુંગા સુંદર કાર્ય કરી બતાવ્યું છે. શ્રીમતી લીલાબહેનનું કાર્ય પણ જાણીતું છે. તેની કદરદાનીમાં એ બન્ને બહેનોને ત્રણ ત્રણ માસની સાદી કેદની સજા થઇ છે. શ્રીમતી પેરીનબહેન પછી વિગ્રહસભાનાં પ્રમુખસ્થાને શ્રી. ધીરજલાલ મોદી આવી ગયા. તેઓ પણ પરહેજ થતાં શ્રીમતી હંસાબહેન મહેતા વિગ્રહ સભાનાં પ્રમુખસ્થાને આવ્યાં છે. આ લખાય છે તે વખત સુધી તો શ્રીમતી હંસાબહેન હજી બહાર રહી સેવા કરી રહ્યાં છે.

દેશની લડતમાં ખ્રિસ્તિઓ અને યાહુદીઓ પણ જોડાયા છે. તેમાં સ્ત્રીઓની સંખ્યા પણ ઠીક છે.

તાડીનાં પીઠાંના ટેન્ડરો આપવા માટે ગયા માસની શરૂઆતમાં ટેન્ડરો આપવા કેટલાક પારસીઓ તૈયાર થયા હતા. દેશસેવિકા સંઘે તેઓને તેમ કરતા અટકાવ્યા હતા. તા ૨૨-૨૩ મીએ તાડીનાં માંડવાઓનું લીલામ ટાઉન હોલમાં રાખવામાં આવ્યું હતું. તા. ૨૨ મીએ સંખ્યાબંધ દેશસેવિકાઓએ ત્યાં જઇ ચોકી કરી હતી,

જેમાંથી ૪૬ બહેનોને પકડવામાં આવી હતી આથી લીલાંઉમાં પણ કોઇએ ભાગ ન લીધો. પરિણામે લીલાંઉ બીજા દિવસ ઉપર મુલત્વી રાખવું પડ્યું. લીલાંઉ મુલત્વી રહ્યા બાદ તરત જ પકડેલાં બહેનોને પણ છોડી મૂક્યાં બીજા દિવસે પણ લીલાંઉને વખતે ચોકી કરવા માટે સેવિકા બહેનો ત્યાં હાજર થઇ ગઇ હતી. પરંતુ લીલાંઉમાં જનારાઓએ લીલાંઉનો બહિષ્કાર કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો એટલે બહેનો ચોકી કરવા ન જતાં સાસુન બિલ્ડીંગમાં બેસી રહી.

તકલી અને રેંટિયાનો પ્રચાર પણ ઠીક પ્રમાણમાં થઇ રહ્યો છે. કાંતવાનું કામ જોશભેર ચાલે છે અને હરિફાઇઓમાં પણ બહેનો મોટી સંખ્યામાં ભાગ લે છે.

શ્રીમતી મીરાંબહેન ખાદી પ્રચાર માટે પ્રવાસે ઉપડી ગયાં છે. તેઓ મુંબાઇ આવ્યા હતાં. પંડિત મોતીલાલ નહેરૂનાં પુત્રી મિસિસ પંડિત પણ મુંબાઇ આવ્યાં હતાં. તેમણે વિદ્યાર્થીઓની, પારસીઓની, ખ્રિસ્તિઓની એમ જુદી જુદી સભાઓમાં વ્યાખ્યાનો કરી આઝાદી માટે મરી ફીટવાની હાકલ પાડી હતી.

તા. ૨૧ મી જુને આઝાદ મેદાનમાં પંડિત મોતીલાલ નહેરૂને સલામી આપવા માટે મનાઇ હુકમ છતાં સંખ્યાબંધ સ્વયંસેવકો અને સેવિકાઓ હાજર રહી હતી. પોલીસે તેઓ ઉપર લાઠીપ્રહાર કર્યો હતો. તેમાં એક ગર્ભવતી શીખ મહિલા શ્રીમતી જગતકુંવરને સખ્ત ઇજા થઇ હતી. સાજા થયા બાદ એ બ્હેન પોતાને દેશ જવા ઉપડી ગયાં છે. જતાં જતાં તેમને વિદાય આપવા માટે એક મેલાવડો કરવામાં આવ્યો હતો. શ્રીમતી જગત કુંવરને એક થેલી અર્પણ કરવામાં આવી હતી. પરંતુ તે થેલી તેમણે અકાળી સેવાદળને અર્પણ કરી હતી.

પર્શીઓમાંથી પણ આ વખતે બે બહેનોને જેલનિવાસનું માન મળ્યું છે. તેમાં એક ચેમ્બુરનાં સૌ. સકીનાબાઇ લુકમાની છે. તેમનું વય ૬૫ વર્ષનું છે છતાં તેમને ચોકી કરવાના ગુન્હાસર ૫ માસ સખ્ત કેદની સજા કરવામાં આવી હતી. પાછળથી ગવર્નર–ઇન–કૌન્સિલે ખાસ હુકમથી તેમની સજા સાદી કરી છે અને તેમને 'અ' વર્ગમાં મૂક્યાં છે. જેલમાં એમની તબિઅત બગડતાં પંદર દિવસ માટે ઘેર પાછાં મોકલ્યાં છે. બીજાં બહેન ઘાટકોપરનાં શ્રીમતી કમલાબહેન સંઘવી છે. તેમને પણ ૫ માસની સાદી કેદની સજા થઇ છે.

ઉપરાંત બીજાં પર્શીઓમાં ચાલતું હતું તેવું કાર્ય ચાલુજ છે.

વાંદરા ખાતે તાડીના માંડવાનાં લીલાંઉ થનાર હતાં. તે વખતે વિલેપારલે સત્યાગ્રહ સમિતિ તરફથી સ્વયંસેવિકાઓએ ત્યાં ચોકી કરી હતી. ચોકી કરતી ૩૭ બહેનોને પોલીસે પરહેજ કરી હતી. તેમાં શેઠ જમનાલાલ બજાજની બે નાની પુત્રીઓ પણ હતી. દૂધ ચેવડાનો નાસ્તો કરાવ્યા બાદ તેઓને છોડી મૂકવામાં આવી હતી.

## ગુજરાત-કાઠિયાવાડ:

ગુજરાતમાંથી ભારતના મુક્તિ સંગ્રામમાં પહેલું નિર્મળ બલિદાન જુન માસમાં શ્રીમતી ચંચળબેનનું અપાયું. તેમને ચોકી કરવા માટે ૫ અઠવાડિયાની સજા થઇ હતી. ઉપરાંત માતરમાં ભાષણ કરવા માટે રાજદ્રોહના આરોપસર તેમને બે માસની વધુ કેદની સજા થઇ છે. શ્રીમતી ચંચળબેન પછી ગયા માસમાં બીજાં બે વધુ બહેનોને ગિરફતારીનું માન મળ્યું છે. બોરસદમાં શ્રીમતી ગંગાબહેન અને શ્રીમતી મણિબેનને ચોકી કરતાં પકડી ૫ અઠવાડિયાની સજા કરવામાં આવી.

છે. આ બન્ને બહેનોની ગિરફતારીથી આખા બોરસદ તાલુકાની સ્વયંસેવિકા બહેનોમાં ભારે ઉત્સાહ આવ્યો છે. અને તેમણે વધુ જોરથી ચોકીનું કામ ઉપાડયું છે.

સુરતમાં ગયા માસમાં પૂ. કસ્તુરબાની આગેવાની હેઠળ વિદેશી કાપડની ચોકીનું કામ શરૂ થયું છે. મોટા મંદિરની કાપડની દુકાનો પર ચોકી થતાં દુકાનો બંધ થઇ ગઇ હતી પૂ. કસ્તુરબા સાથે શ્રી. અબ્બાસ સાહેબનાં પૌત્રી શ્રીમતી અમીદા તૈયબજી પણ ચોકીનું કામ સારી રીતે સંભાળી રહ્યાં છે. ૫૦૦ ઉપર સત્યાગ્રહી સ્વયંસેવકો આ કામમાં ભાગ લઇ રહ્યાં છે. બરાનપુરી ભાગળના કાપડના વેપારીઓએ દિવાળી સુધી પરદેશી કાપડનો વેપાર ન કરવા ઠરાવ્યુ છે. આ ઠરાવનો ભંગ કરનારને રૂા. ૫૦૧ નો દંડ કરવાનું પણ ઠરાવ્યું છે. આથી ત્યાંની ચોકી બંધ કરી ઝાંપાબજારની કાપડની દુકાનોપર ચોકી શરૂ કરવામાં આવી છે. જલાલપુર, નવસારી, બોરસદ, સુરત, ભરૂચ, તેમજ બીજે ઘણે સ્થળે પીકાંની ચોકીનું કામ પણ ઉત્સાહભેર ચાલી રહ્યુ છે.

દાસરામાં તા. ૨૦ મીએ સ્ત્રીઓની ગંજાવર સભા મળી હતી. તે બાદ સ્ત્રીઓનું સરઘસ કાઢવામાં આવ્યું હતું. તા. ૨૧ મીએ સ્ત્રીદિન નિમિતે બહેનોએ નગર કીર્તન કર્યું હતું.

શ્રીમતી પેરીનબ્હેન કેપ્ટનને સજા થઇ તે માટે તેમને અભિનંદન આપવા નવસારી, અને અમદાવાદમાં પારસીઓની જાહેર સભા મળી હતી. પારસીઓ પણ સ્વદેશીને હવે સારી રીતે અપનાવી રહ્યા છે.

અમદાવાદમાં વિદેશી કાપડની દુકાનોપર ગયા માસમાં પાછી ચોકી શરૂ થઇ હતી.

### સ્વાતંત્ર્ય સંગ્રામમાં નિર્મળ બલિદાનો

| | | | |
|---|---|---|---|
| ૧૮ શ્રી. ચંચળબહેન | ખેડા | ૨ મા. ૫ અ. | સાદી કેદ |
| ૧૯ શ્રી. ઇન્દુમતી ગોએન્કા | કલકત્તા | ૯ માસ | સાદી કેદ |
| ૨૦ શ્રી. ઉર્મિલાદેવી | ,, | ૬ માસ | ,, |
| ૨૧ શ્રી. વિમલપ્રતિભાદેવી | ,, | ,, | ,, |
| ૨૨ શ્રી જ્યોતીર્મયી ગંગુલી | ,, | ,, | ,, |
| ૨૩ શ્રી. મોહિનીદેવી | ,, | ,, | ,, |
| ૨૪ શ્રી પેરીનબહેન કેપ્ટન | મુંબાઇ | ૩ માસ | ,, |
| ૨૫ શ્રી. લીલાબહેન મુનશી | ,, | ,, | ,, |
| ૨૬ શ્રી સકીનાબાઇ લુકમાની | ચેમ્બુર | ૫ માસ | ,, |
| ૨૭ શ્રી. કમળાબહેન સંઘવી | ઘાટકોપર | ,, | ,, |
| ૨૮ શ્રી. ગંગાબહેન | બોરસદ | ૫ અઠવાડિયાં | ,, |
| ૨૯ શ્રી. મણિબહેન | ,, | ,, | ,, |
| ૩૦ શ્રી. પાર્વતીદેવી | ચળદ્રા | એક વર્ષ | ,, |
| ૩૧ શ્રી. ઉર્મિલાદેવી | મીરઠ | ૬ માસ | ,, |
| ૩૨ શ્રી. રમાદેવી | કલકત્તા | ,, | ,, |
| ૩૩ શ્રી. સ્ત્રીદેવી | ,, | ,, | ,, |
| ૩૪ શ્રી ચમેલીદેવી | ,, | ૬ માસ | ,, |
| ૩૫ શ્રી. રાજકુમારી ગોએન્કા<br>૩૬ શ્રી. શાન્તિદાસ અને<br>૩૭-૩૮-૩૯-૪૦ ૪ બહેનો | ,, | ૯થી ૬ માસ | ,, |
| ૪૧ શ્રી ચારૂશીલાદેવી | મીદનાપુર | ૬ માસ | ,, |
| ૪૨ શ્રી. વિશ્વસુંદરામ્મા | ઇલોર | ૪ માસ | ,, |
| ૪૩ શ્રી. મીનાક્ષીઅમ્મલ | મદ્રાસ | ૬ માસ | ,, |
| ૪૪ શ્રી. ચંદ્રમણિદેવી | બાલાસોર | ,, | ,, |
| ૪૫ શ્રીમતી પદ્માસિની | મદુરા | — | |
| ૪૬ શ્રીમતી વેંકટામ્મા<br>૪૭ ૪૮-૪૯ બીજી ૩ બહેનો | ઇલોર | એક બહેનને ૪ માસ અને બીજા બહેનોને ૬ મા. સા. | |
| ૫૦ શ્રી સરલાદેવી | સંયુક્ત પ્રાંત | ૬ માસ | |

નોંધઃ—ગિરફતાર થનાર બહેનોની સંખ્યા આના કરતાં મોટી હશે. આ સંખ્યા માત્ર નામ જણાયાં હોય એવાં બહેનોની જ આપવામાં આવી છે.

પાંચ કુવા અને મસ્કતી મારકેટના મહાજનોએ વિદેશી કાપડ વેચવાનું બંધ કર્યું છે. બીજાઓએ આવી કબુલાત ન આપતાં ચોકી શરૂ થઇ. અને તરતજ દુકાનો બંધ થઇ હતી. ચોકી કરનારાઓમાં જાણીતા મીલમાલેક કુટુંબોનાં શ્રી પુરૂષોએ ભાગ લીધો હતો. શ્રીમતી સરલાદેવી અંબાલાલ સારાભાઇ, તેમજ તેમની પુત્રીઓ, કુ. મૃદલા અને કુ ભારતીએ પણ ચોકી કરવામાં આગળ પડતો ભાગ લીધો હતો.

ખાસ બજારનાં પીઠાં ઉપર ચોકી કરતા એક ભાઇ પકડાયા તેમનું સ્થાન તેમનાં પત્નીએ લીધું. તેમનાં ઉપર એક પીધેલ સ્ત્રીએ હલ્લો કર્યો. તે છતાં તેમણે ત્યાંથી ખસવા ના પાડી. હુમલાથી તેમને કેટલીક ઇજા થઈ હતી.

સરદાર વલ્લભભાઇ પટેલે તા. ૯મી એ ૨૫૦૦ ઉપર સ્ત્રીઓની મેદની સમક્ષ ભાષણ કરતાં જણાવ્યું હતું કે ‘ આ લડત અંત સુધી લડી લેવાની મહાત્માજીની પ્રતિજ્ઞા સ્ત્રીઓએ પૂરી કરવાની છે. સ્ત્રીઓએ હજુ ઘણું કાર્ય કરવાનું બાકી છે. દરેક દરેક ઘરમાંથી તમારે એક એક માણસ આપવાનો છે. એક પણ કુટુંબમાં વિદેશી સુતરનો એક ધાગો સરખો પણ ન હોવો જોઇએ. ’

મજુર પ્રેસની માલકી રાખવા માટે શ્રીમતી અનસુયા બહેન સારાભાઇ પાસેથી રૂ. ૧૦૦૦ ની જામીનગીરી માંગવામાં આવી છે.

વીરમગામમાં બહેનોની એક સભાએ વિદેશી કાપડના બહિષ્કારને લગતો ઠરાવ કર્યો છે.

ધંધુકામાં જુન માસની આખરે અમદાવાદનાં શારદા મંદિરવાળાં શ્રીમતી સવિતાબહેન ત્રિવેદીનાં પ્રમુખસ્થાને ધંધુકા તાલુકા પરિષદ્ ભરાઇ હતી સ્વાગત પ્રમુખ સ્થાને શ્રી. દમયંતીબહેન ઝવેરચંદ મેઘાણી હતાં. બન્ને બહેનોએ ધોલેરા સત્યાગ્રહની લડતનો સંપૂર્ણ ખ્યાલ આપી સ્ત્રીઓની સ્પષ્ટ ફરજ દર્શાવી હતી. મહાસભાએ પૂર્ણ સ્વરાજની શરૂ કરેલી લડતમાં હિસ્સો આપવાનો ઠરાવ શ્રી. લાભુબહેન શેઠે મૂક્યો હતો. તેને શ્રી. પુષ્પાબહેને ટેકો આપતાં તે પસાર થયો હતો. બીજો ઠરાવ હિન્દમાં અને ખાસ કરીને વીરમગામમાં બહેનો ઉપર ઘોડા દોડાવી તેમજ બીજી રીતે કરેલા અત્યાચારોનો વિરોધ કરતો મૂકયો હતો. તે પણ પસાર થયો હતો. શ્રી. દેવીબહેને પરદેશી કાપડના બહિષ્કારને લગતો ઠરાવ મૂક્યો હતો તે શ્રી. ગૌરીબહેનના ટેકાથી પસાર થયો હતો. ધંધુકા તાલુકા પ્રજાપરિષદ્‌ની કાર્યવાહી તરફ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવતો ઠરાવ શ્રીમતી ત્રિવેણીબહેને મૂકયો હતો. તે પણ પસાર થયો હતો. ઉપસંહાર બાદ પરિષદ્‌નું કામકાજ ખતમ થયું હતું.

**સંયુક્ત પ્રાંત:**

અલ્લાહાબાદમાં રાષ્ટ્રપતિ મોતીલાલ નહેરૂ પકડાયા બાદ જાહેર સભા મળી હતી. તેમાં શ્રીમતી સ્વરૂપરાણીએ પોતાના પતિની ગિરફતારીને વધાવી લઇ પોતે પણ જેલ જવાની તત્પરતા બતાવી હતી. તેમણે કહ્યું હતું “ પંડિત મોતીલાલ નેહરૂ જેવા પતિ અને જવાહરલાલ જેવો પુત્ર, જેમણે દેશ સેવા માટે તેમની જીંદગી દેશને અર્પણ કરી છે તેઓને, મેળવવા માટે હું ઇશ્વરનો આભાર માનું છું. હિન્દની દરેક સ્ત્રી આવા પતિ અને આવા પુત્ર મેળવવા ભાગ્યશાળી થાય તેમ હું ઇચ્છું છું. ”

શ્રીમતી સ્વરૂપરાણી દેશી, શ્રીમતી કમ-

લાદેવી નહેરૂ, શ્રીમતી કૃષ્ણા નહેરૂ, શ્રીમતી ઉમા નહેરૂ વગેરે અલાહાબાદમાં અને આજુબાજુમાં સુંદર કાર્ય કરી રહ્યાં છે.

અલ્લાહાબાદની સરકારી કોલેજ ઉપર ગયા માસની તા. ૯મીએ ચોકી થઇ હતી. પંડિત મોતીલાલનાં પુત્રી મિસિસ પંડિત, શ્રીમતી ઉમા નહેરૂ, શ્રીમતી શ્યામકુમારી નહેરૂ, કુમારી કૃષ્ણા નહેરૂ અને મિસિસ ઇન્દ્ર ત્યાંની દેખરેખ રાખતાં હતાં. રાષ્ટ્રધ્વજ ફરફરાવવામાં આવ્યો હતો. ભાષણો થયાં. ત્યાં પોલીસ અમલદારો આવી પહોંચ્યા હતા. તેમણે એ બહેનોને મુક્કા, લાતો વગેરેનો પ્રહાર કર્યો હતો ઘણી બહેનોને આથી ઇજા થઇ હતી.

અલ્લાહાબાદમાં સ્વયંસેવિકાઓ પીઠાંની ચોકી કરે છે. શ્રી. પુરૂષોતમદાસ ટંડનની ગિરફતારી બાદ શ્રીમતી ઉમા નહેરૂએ સ્વયંસેવકોનો કબજો લીધો છે. અલ્લાહાબાદમાં બહિષ્કાર સપ્તાહ ઉજવાયું, તે વખતે શ્રીમતી ઉમા નહેરૂ અને શ્રીમતી કમલા નહેરૂની આગેવાની હેઠળ મોટું સરઘસ કાઢવામાં આવ્યું હતું. તે બાદ શ્રીમતી સ્વરૂપરાણી દેવીનાં પ્રમુખપદે સભા ભરાઇ હતી. શ્રીમતી ઉમા નહેરૂએ વિદ્યાર્થીઓને રાષ્ટ્રધ્વજ ફરફરાવવાની વિજ્ઞપ્તિ કહી હતી. પંડિત જવાહરલાલ નહેરૂનાં પત્ની શ્રીમતી કમલાદેવીને મહાસભા કાર્યવાહક સમિતિનાં સભ્યા નીમવામાં આવ્યાં છે.

આગ્રા શહેર અને જીલ્લામાં શ્રીમતી પાર્વતીદેવી અને શ્રીમતી વિદ્યાવતીની સરદારી હેઠળ સ્ત્રીઓ જોસભેર ચળવળ ચલાવી રહી છે. શ્રીમતી પાર્વતી દેવીને આગ્રા ખાતે તા. ૨૫મીએ પકડી એક વર્ષની જેલની સજા કરવામાં આવી છે. શ્રીમતી પાર્વતીદેવીએ છેલ્લાં ત્રણ માસમાં સુંદર કાર્ય કરી આ ફળ મેળવ્યું છે. ૧૯૨૧ માં અસહકારની ચળવળ પૂરજોશમાં ચાલી ત્યારે પણ શ્રીમતી પાર્વતીબહેન જેલનિવાસ પામ્યાં હતાં. તેઓ તે વખતે સજા પામનાર પહેલાંજ પંજાબી બહેન હતાં.

મીરટમાં સત્યાગ્રહી સ્વયંસેવિકાઓનાં આગેવાન શ્રીમતી ઉર્મિલાદેવીને ૭ માસની સખ્ત કેદની સજા થઇ છે. સજા થતાં કોર્ટમાંજ તેમના પતિએ શ્રી ઉર્મિલાદેવીને પુષ્પહાર પહેરાવી અભિનંદન આપ્યું હતું.

સંયુક્ત પ્રાંતની ધારાસભામાં પણ સ્ત્રીઓને માર પડે છે તેની બાબત ખૂબ ચર્ચા ચાલી હતી. સત્યાગ્રહમાં સરકારે બળ ન વાપરવું જોઇએ એવી મતલબનો ઠરાવ ચર્ચાતાં એક સભ્ય મી. હાફીઝ હુસેને જણાવ્યું હતું કે હિન્દીઓ સ્ત્રીવર્ગ પર જુલ્મ ગુજારવામાં આવે તો તે સાંખી શકશે નહિ.

**પંજાબઃ**

પંજાબમાં પણ ચળવળ ઠીક ચાલે છે. પંજાબની સંગ્રામ સમિતિના સરમુખત્યાર શ્રી. પુરૂષોતમદાસ સોંધી ગિરફતાર થતાં શ્રીમતી એલ. ઝુત્શી પ્રમુખ ચુંટાયાં છે. લાહોરની લેડી મેકલીગન સ્કૂલની પ્રિન્સિપાલને ખાદીની ખૂબ સૂગ છે. જાણીતા આગેવાન રાયજાદા હંસરાજની પુત્રી કુ. સરોજિની દેવીને ખાદી પહેરવા માટે શાળામાંથી કાઢી મૂકી હતી. લાહોરનું મહિલા વિદ્યાલય સંપૂર્ણ હિન્દી સંસ્થા છે. છતાં ત્યાંની વિદ્યાર્થીનીઓને 'ઇનકિલાબ ઝીન્દાબાદ' નો પોકાર કરવા મનાઇ કરી. વિદ્યાર્થીનીઓએ એ મનાઇ હુકમ માનવા ના પાડી એટલે તેઓને આપવામાં આવતી સઘળી સગવડ ખુંચવી લીધી છે. લુધીયાણામાં એક શાન્ત સરઘસ ઉપર લાઠીપ્રહાર કરીને પોલીસે સ્ત્રી બાલકોને પણ ઇજા કરી છે.

૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે ૬ માસની સાદી કેદની સજા કરવામાં આવી છે. મથુરામાં પોલીસને ઉશ્કેરવા માટે એક સ્વયંસેવિકાને ૭ માસ સખ્ત કેદની સજા થઇ છે કોઇમ્બતુરનાં એક બહેનને પણ એજ આરોપસર ૬ માસની સાદી કેદ મળી છે

મદુરાના શ્રી. શ્રીનિવાસવર્ધનાં પત્ની શ્રીમતી પદ્માસિની પણ જેલમાં ગયાં છે.

ધુલેરમાં ૧૪૪ મી કલમનો ભંગ કરવા માટે ૪ બહેનોને સજા થઇ છે. તેમાં એક બહેનને ૪ માસ સાદી અને બીજા ત્રણ બહેનને ૬ માસ સાદી કેદની સજા થઇ છે એક બહેન શ્રીમતી વેંકટામ્માના બે પુત્રો અને પતિ જેલમાં છે. અત્યારે તેમની સાથે બે વર્ષનો પુત્ર પણ જેલમાં જઇ રહ્યો છે

**પ્રકીર્ણઃ**

વડાલી (અમરાવતી) ખાતે શ્રીમતી દુર્ગાબાઇ જોશીની આગેવાની હેઠળ જંગલના કાયદાનો ભંગ થયો. આકોલામાં શ્રીમતી સુશીલા ગાંધી ઠીક પ્રવૃત્તિ ચલાવી રહ્યાં છે

દિનાપુરના જાણીતા મારવાડી શ્રી રામકૃષ્ણ દાલમીયા અને તેમના ભાઇએ રાષ્ટ્રીયસેવા માટે એક લાખ રૂપીયા આપ્યા છે. મીસીસ સૈયદ હસન ઇમામ અને મીસીસ સી. સી. દાસ સ્ત્રીઓની પ્રવૃત્તિ ચલાવે છે.

આસામના કેળવણીખાતાના ડીરેકટરે ફતવો કાઢેલો કે કુંવરીની કન્યા હાઇસ્કુલની વિદ્યાર્થીનીઓએ રાજકીય ચળવળમાં ભાગ નહિ લેવાની ખાત્રી આપવી. આ સામે વિરોધ દર્શાવવામાં આવ્યો. ૩૦૦ વિદ્યાર્થીનીઓમાંથી માત્ર ૫૦ વિદ્યાર્થીનીઓએ ખાત્રી આપી. છેવટે ફતવો ખેંચી લેવામાં આવ્યો.

અહમદનગરમાં પીઠાંની ચોકી કરી બે સેવિકાઓ પાછી ઘર તરફ જતી હતી. તેમાંથી એક સેવિકા શ્રીમતી શાન્તિને એક માણસ ઉપાડી ગયો હતો. તે માણસને ' માસ સાદી કેદ અને રૂા. ૨૦ નો દંડ થયો છે.

જલગાંવમાં પ્રભાતફેરી માટે ૧૯ વર્ષની વયની અંદરની ૮ છોકરીઓ પર ૧૪૪ મી કલમ પ્રમાણે આરોપ મૂકી ગુન્હેગાર ઠરાવી છે બધી છોકરીઓમાંથી ૪ ને રૂ. ૧૦૦ નો દંડ અને બાકીની ૪ને રૂા. ૫૦ નો દંડ કરવામાં આવ્યો હતો. દંડ ભરવાની ના પાડતાં તેમને છોડી દીધાં હતાં.

પેશાવરમાં સ્વયંસેવિકાઓ પીઠાંની ચોકી કરે છે.

ગયા માસ દરમ્યાન મહાસભાની કાર્યવાહક સમિતિ ગેરકાયદેસર જાહેર થઇ ત સામે વિરોધ દર્શાવી મહાસભાનાં માજી પ્રમુ ડૉ. એની બીસાન્ટ મહાસભામાં પાછાં જો-



## જીતની ચોક્કસ નિશાની

" આપણે આપણા ઇતિહાસમાં તેમજ બીજી પ્રજાના ઇતિહાસમાં વીર રમણીઓ વિષે વાંચ્યું છે; પણ સ્વદેશની સ્વતંત્રતા માટે પુરુષોની સાથોસાથ લડતું સ્ત્રીઓનું નિયમિ લશ્કર તમને કોઇ પણ દેશમાં મળશે નહીં, મને તો આ આપણી જીતની ચોકસ નિશા લાગે છે અને આપણા વિરોધીઓ હારશે. "

[ પંડિત મોતીલાલ નેહરૂએ દેશસેવિકાની પ્રશંસા કરતાં ઉચ્ચારેલા શબ્દો.

Registered : E. 177

<u>મહિલા અંક</u>

# ગુણસુંદરી

જુલાઇ ૧૯૩૦

અંક: ૫મો




આ અંકના ખાસ તંત્રી :
શ્રી. હીરાબાળીબાઇ શ્રી. રાઠોડ.

કાર્યાલય :
૧૧૪, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪.

લવાજમ :
હિંદમાં: રૂ. ૪-૪-૦ પરદેશ: રૂ. ૫-૧૩-૦